

योगेश्वर श्रीकृष्ण अने महावीर अर्जुन



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥




# समर्पण

नमोस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटी युगधारिणे नमः ॥

હજારો સ્વરૂપ, હજારો ચરણ, હજારો નેત્ર, હજારો મસ્તક, હજારો સાથળ તથા હજારો બાહુવાળા અંતરહિત પરમાત્માને નમસ્કાર હો. હજારો નામવાળા અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા શાશ્વત પુરુષને નમસ્કાર હો.

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे सुरतरुवरशाखा
लेखिनी पत्रमुर्वी । लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

નીલ પર્વત જેટલું કાજળ હોય, મહાસાગર સમાન ખડિયો હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, પૃથ્વી જેવડો કાગળ હોય અને તે લઇને સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે, તો પણ હે નાથ! આપના ગુણોનો પાર આવે નહિ.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥

તમેજ માતા અને તમેજ પિતા છો, તમેજ બંધુ અને તમેજ મિત્ર છો; તમેજ વિદ્યા ને તમેજ દ્રવ્ય છો અને હે દેવોના દેવ! તમેજ મારું સર્વ કાંઈ છો.

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात्
करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, ચિત્તથી, અહંકાર કિંવા પ્રકૃતિના સ્વભાવે જે જે કંઈ કરું છું, તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણકમળમાં સમર્પણ કરું છું.



# मंगलाचरण

ॐकारं बिंदुसंयुक्तं नित्यं ध्यायंति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ १ ॥

બિંદુસહિત ૐકાર (પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટૂંકું અને સર્વોપરી નામ) જેનું યોગીજનો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષદાતા છે; તે પરબ્રહ્મ ૐકારને વારંવાર નમસ્કાર હો.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ २ ॥

અનંત બ્રહ્માંડના નાથ શ્રીમન્નારાયણને, વીરનરોમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણ ભગવાનને તથા સન્માર્ગપ્રેરક દેવી સરસ્વતીને નમસ્કાર કરીને ગ્રંથનો આરંભ કરવો. ૨

सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥ ३ ॥

સર્વ મંગળોના ભંડાર એવા ભગવાન શ્રીહરિ, જે કોઈ મનુષ્યના હૃદયમાં વિરાજમાન હોય છે; તેનું સર્વદા અને સર્વ કાર્યોમાં અમંગળ તો થતુંજ નથી—અર્થાત્ મંગળજ થાય છે. ૩

व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे ।
नमो वै ब्रह्मनिधये वासिष्ठाय नमो नमः ॥ ४ ॥

વ્યાસસ્વરૂપ ભગવાન વિષ્ણુને નમસ્કાર કરું છું અને વિષ્ણુસ્વરૂપ મહર્ષિ વ્યાસને, કે જે વસિષ્ઠકુળમાં ઉત્પન્ન થયા હતા અને જેમણે વેદના વિભાગ કર્યા હતા તેમને વારંવાર નમસ્કાર કરું છું.

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचनः शंभुर्भगवान् बादरायणः ॥ ५ ॥

એ ભગવાન બાદરાયણ (વ્યાસમુનિ) ચાર મુખવાળા નથી તો પણ સાક્ષાત્ બ્રહ્મા છે; બે હાથવાળા છતાં સાક્ષાત્ શ્રીહરિ છે અને કપાળે ત્રીજું નેત્ર નથી તો પણ સાક્ષાત્ શંકર છે. ૫



महर्षि व्यास श्रीगणेश पासे महाभारत लखावे छे

# भगवान ज्ञानेश्वर महाराज



૧૫ વર્ષની વયમાં જ્ઞાનેશ્વરી જેવા અસામાન્ય ગ્રંથ રચનાર,
મહાન જ્ઞાનવૃદ્ધ, ને ચારિત્ર્યવૃદ્ધ, ભગવાન જ્ઞાનદેવ.



# પ્રકાશકનું નિવેદન

આ "શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા"ની સાતમી આવૃત્તિની ૫૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

આગલી આવૃત્તિની ૮૦૦૦ પ્રતો સંવત ૧૯૯૧મા છપાયલી; તે થોડા જ વખતમાં ખપી ગઇ હતી. તે પછી તેની સતત માગણી છતાં અનુકૂળતાના અભાવે આટલા લાંબા ગાળે આ આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આ ગ્રંથની ઉપકારકતા ઇત્યાદિ વિષે આગલી આવૃત્તિઓના પ્રકાશકના નિવેદનમાં જે વિચારો દર્શાવાયા છે, તે અત્રે થોડા ફેરફાર સાથે નીચે આપ્યા છે.

"વેદ, ઉપનિષદ અને શાસ્ત્રોના સારભૂત બ્રહ્મવિદ્યાને પોતાની વાણી અને કરણીથી ઉપદેશનાર મહાયોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનને, તથા એ ભવદુઃખનાશક, પરમપદદાયક યોગકળાને શ્રીગીતારૂપે ગાઇ, મહાભારતમા ગૂંથી જનાર મહર્ષિ વ્યાસ ભગવાનને મનોમય પૂજન-વંદન કરીને, આ ગ્રંથના પ્રકાશન ઇત્યાદિ વિષે જણાવવાનુ કેઃ-"

"ભારતવર્ષમાં વેદ, ઉપનિષદ, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, રામાયણ, મહાભારત અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેવી ધર્મકર્મના શિક્ષણથી ભરપૂર દેવદુર્લભ સામગ્રી હયાત છે. પરંતુ તેના પ્રત્યે જનસમાજનુ લક્ષ્ય ઘટતુ ચાલ્યુ, એટલે ધર્મઠગોને તક મળવા માંડી. તેમણે ધર્મને નામે પોતાના લોભ-લાલચ અને નીતિરીતિને પુરાણ અને યજ્ઞાદિમા ઋષિ-મુનિઓના નામે એટલા ઘુસાડી દીધાં કે, ધર્મને નામે અધર્મ અને દૈવી સંપત્તિને નામે આસુરી સંપત્તિનો પ્રચાર વધ્યો. આવું થવાથી ધર્મસંસ્થાપનાર્થે પરમાત્મદેવની મહાન વિભૂતિરૂપ ભગવાન બુદ્ધદેવ પ્રકટ થયા. તેમને સમ્રાટપદની અને બીજી સર્વ પ્રકારની લૌકિક સત્તાસામગ્રી સારી પેઠે પ્રાપ્ત હતી; પરંતુ પૂર્વપુણ્યયોગે તેમણે તેને મૂળથીજ અસત, જડ અને દુઃખરૂપ સમજી લઈને એકદમ ત્યજી દીધી. પછી સાધના પણ એવી સાધી કે જેના પરિણામે મહર્ષિઓ-ને પ્રાપ્ત થયેલાં સનાતન સત્યો તેમને પણ યથાવત્ પ્રાપ્ત થયા; અને સચ્ચિદાનંદમય પરમપદનો સાક્ષાત્કાર પામી કૃતકૃત્ય થયા. આ

પ્રમાણે થયા પછી આવી પરમ પુનિત વિરલ વિભૂતિનું વિશુદ્ધ હૃદય, જનસમાજમાં ધર્મને નામે પ્રવર્તેલો અધર્મ જોઈને કકળી ઊઠે અને પ્રાણના ભોગે પણ ટાળવા મથે એ સ્વાભાવિક છે. સનાતન નિત્ય સત્યો ઉપર અધર્મરૂપી કચરાપૂંજો ખડકીને તેનેજ ધર્મઢંગીઓએ ધર્મનું મુખ્ય અંગ બનાવી દીધો હતો. તે ભગવાન બુદ્ધદેવના અલૌકિક જ્ઞાનચરિત્રના પ્રભાવથી દૂર થઇ ગયો. એનાં તેજ મોક્ષદાયક સનાતન સત્યોના પાયા ઉપર દૈવી સંપત્તિને અને આંતરિક સાધનાને દેશકાળાનુસાર ભાષા વગેરેના વસ્ત્રાભૂષણ સજાવીને તેની પુનઃ સંસ્થાપના કરી."

"બનતું આવ્યું છે તેમ એ સમયે પણ ધર્મઢંગો બૌદ્ધધર્મના અનુયાયી બન્યા; અને પછી ધીમે ધીમે એ ધર્મને નામે પણ પોતાની લોલુપતા સધાય એવા વહેમો અને ક્રિયાઓ પેસાડવા માડી. આ પ્રમાણે જ્યારે બૌદ્ધધર્મના નામે પણ અધર્મે–વામમાર્ગે–સ્વાર્થસાધુ ધર્મઢંગીઓએ–સત્તા જમાવી; ત્યારે સાક્ષાત્ શંકર સમાન ભગવાન **શંકરાચાર્ય** પ્રકટ થયા. તેમણે પુનઃ તેજ વેદશાસ્ત્રાદિ દ્વારા ઉપદેશાયલાં સનાતન સત્યોના પાયા ઉપર દૈવી સંપત્તિને–દિવ્ય જ્ઞાનચારિત્રને પ્રેરનારો અને પરમ મોક્ષદાયક સનાતન ધર્મ સ્થાપિત કર્યો. અને બૌદ્ધધર્મને નામે ચલાવાયલા અધર્મીઓનાં ધતિંગ નામનિશાન સહિત ઉખાડી નાખ્યાં. આથી બૌદ્ધધર્મનો પીતવસ્ત્રધારી ભેખ ભારતવર્ષમાથી નીકળી જઇ, ભગવાધારી દશનામી ભેખ ચાલુ થયો. વળી સનાતન ધર્મના સર્વોપરી અંગરૂપ તથા વેદોના શિખરરૂપ જે અલૌકિક ઉપનિષદો દર્શનશાસ્ત્રો તથા એ બધાના સારાંશરૂપ જે ભગવતી ભગવદ્‌ગીતા, એ સર્વ ગ્રંથો ઉપર ભગવાન શંકરાચાર્યે સરળ ભાષ્યો રચ્યાં અને તેને વિશેષ સુગમ અને પ્રચલિત કર્યાં."

"અત્યારે પણ એ ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા વેદાન્તનાં અથવા બ્રહ્મવિદ્યાનાં પ્રસ્થાન તરીકે ગણાતાં હોઇ વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે. એમાં પણ ભગવદ્‌ગીતા તો તેની સરળતા, છટા અને સુંદર વ્યવસ્થાને લીધે તથા મહાભારતમાના કટોકટીના પ્રસંગ સાથે એનો સંબંધ હોવાને લીધે; અને ભગવાન શ્રીકૃષ્ણ જેવા મહાયોગેશ્વર તથા અર્જુન જેવા મહાવીરના દિવ્ય સંવાદરૂપ હોવાને લીધે ભારતવર્ષમાં એનો પ્રચાર વધારે થયો છે."

"આ પ્રમાણે ભગવાન શંકરાચાર્યે અનેક મહાન ઉપકારો ઉપરાંત આ શ્રીમદ્ ગીતારૂપી અપૂર્વ રત્નને મહાભારતમાંથી શોધી કાઢીને તથા વિશેષ સુગમ અને પ્રચલિત કરીને જે મહદ્ ઉપકાર કર્યો છે, તે પણ વર્ણવ્યો જાય તેમ નથી. કાળે કરીને આ સંપ્રદાયની ઓથે પણ વિલક્ષણ માનવીઓએ ને સાધુ–સંન્યાસીઓએ વેદાન્તનો દુરુપયોગ કરવા માંડેલો;

અને હજી એવો દુરુપયોગ વધુને વધુ થતો જોવામાં આવે છે.× તેથી **શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીનિમ્બકાચાર્ય અને શ્રીમધ્વાચાર્ય** જેવા સમર્થ આચાર્યોએ જુદા પડીને પ્રસ્થાનો ઉપર બીજાં ભાષ્યો રચ્યાં છે.

"આ પ્રમાણે શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપર જુદાં જુદા ભાષ્યો થવા ઉપરાંત ટીકાટિપ્પણ વગેરે પણ એટલાં બધાં રચાયાં છે કે, એ બધું કોઇ વાંચવા માગે તો દેહાન્ત સુધી પણ પાર આવે નહિ."

"આ પ્રમાણે માત્ર હિંદુજાતિમાં કે ભારતવર્ષમાંજ નહિ પણ અન્ય જાતિઓમાં અને અન્ય દેશોમા પણ શ્રીગીતાનું અસામાન્ય મહત્ત્વ સારી રીતે સમજાયું છે. અને તે તે દેશની ભાષામાં ઉતારનારા તથા તેનો નિત્યપ્રતિ પાઠ કરવામા અહોભાગ્ય સમજનારા અનેક દિવ્યાત્માઓ થઇ ગયા છે. ભગવતી ભગવદ્‌ગીતાનું આ દષ્ટિથી પણ અસામાન્ય મહત્ત્વ દર્શાવીને તેની જયંતીઓ જગાવવાની ખાસ ભલામણ કરનારો એક અસરકારક લેખ જોવામાં આવ્યો હતો અને તેનો ભાવાર્થ આ પછી '**ગીતાજયંતીનો દિવસ**' એવા મથાળા નીચે અપાયો છે."

"હિંદુસ્થાનમાં સંસ્કૃતનો પ્રચાર ઘટીને પ્રાકૃત ભાષાઓનો પ્રચાર વધ્યો, ત્યારે શ્રીગીતાજ્ઞાનને પ્રાકૃત ભાષામા ઉતારનારા પણ સેંકડો **મહાત્માઓ અને ભક્તો** થઈ ગયા છે. તેઓ પૈકી ભગવાન જ્ઞાનેશ્વરે તો માત્ર પંદર વર્ષનીજ વયમાં આ "જ્ઞાનેશ્વરી" ગ્રંથ પણ એ સમયની મરાઠી ભાષામાં કાવ્યરૂપે રચ્યો! એ ભાષાના આદ્યકવિ હતા. આ ગ્રંથમાં શ્રીમદ્‌ગીતાજ્ઞાન તેમણે એવા સર્વસુગમ પ્રકારથી, વિસ્તારથી અને સાધનસંપત્તિના વર્ણનસહિત એવું માંગોપાંગ સમજાવ્યું કે, એનો પણ જોટો જગતભરમાં મળવો દુર્લભ છે."

---

× આ સંબંધમાં સ્વામીશ્રી ભાસ્કરાનંદ કહે છે કેઃ—

સંન્યાસધર્મ કેવો કઠિન છે તે અનેક માણસો જાણતા નથી એમ લાગે છે. પ્રત્યેક સંન્યાસીને જે કેટલાક નિયમ પાળવા પડે છે તે પૈકી થોડાક આ પ્રમાણેઃ—

(૧) સ્ત્રીજન સાથે વાત કરવી નહિ, એટલુંજ નહિ પણ મનમા સ્ત્રીવિષે વિચાર સુધ્ધાં કરવો નહિ.

(૨) કોઇ પણ કારણસર મનને ઉત્તેજિત થવા દેવું નહિ

(૩) કોઇ પણ જાતની ધાતુનો સ્પર્શ કરવો નહિ.

(૪) એવે ઘેર ભિક્ષાર્થે જવું કે જ્યા કોઇ ભૂખ્યું ન હોય.

આથી સ્વામીજી કહેતા કે, આ કળિકાળમા સોમાથી એક પણ સાચો સંન્યાસી મળવો મુસ્કેલ છે, હજારમાથી એકાદ બે મળી આવે કે નહિ એ વિષે પણ સંદેહ છે.

"એ 'જ્ઞાનેશ્વરી'ની મહત્તા વિષે આ પછીના ઉપોદ્ઘાતમાં તેમજ શ્રીજ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં સારી રીતે વિવેચન આવ્યું છે. એટલે અહીં એટલુંજ જણાવવાનું કે, જે ભાષામાં આ પદ્યબંધ મૂળગ્રંથ છસો વર્ષ પર રચાયો, તે મહારાષ્ટ્રના સમગ્ર સાહિત્યમાં અદ્યાપિપર્યંત સર્વોપરી ગણાતો આવ્યો છે. ભગવાન જ્ઞાનેશ્વરના સમકાલીન શ્રીનામદેવ, તેમના પછી મહારાષ્ટ્રમાં થઈ ગયેલા તુકારામ, એકનાથ, રામદાસ અને વિષ્ણુબાવા જેવા સમર્થ મહાત્માઓએ અને ભક્તોએ તથા અન્ય અનેકાનેક કવિઓ અને પંડિતોએ આ ગ્રંથનો અત્યંત ભાવપૂર્વક આદર કર્યો છે. આ પ્રમાણે મહારાષ્ટ્રીય ગ્રંથોના ઇતિહાસમાં જેમ જ્ઞાનેશ્વરી ગ્રંથ સર્વથી પહેલો છે; તેમ યોગ્યતામાં પણ સર્વોપરી ગણાય છે. ધર્મગ્રંથ તરીકે, કાવ્યગ્રંથ તરીકે કે વ્યવહારનીતિના ગ્રંથ તરીકે પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને–સર્વોપરી પદને–ડોલાવે એવો એક પણ ગ્રંથ હજી સુધી એ ભાષામાં રચાયો નથી. જુદાં જુદાં દર્શનશાસ્ત્રો, વિવિધ કળાઓ અને ભિન્નભિન્ન ધંધાઓ ઉપરાંત બીજી પણ અનેકવિધ બાબતો, પ્રાણીઓ, વસ્તુઓ, બનાવો, પ્રસંગો તેમજ જ્યોતિષશાસ્ત્ર અને પાકશાસ્ત્ર ઇત્યાદિ વિષે એમાં ઘણી હકીકતો આવે છે. તે ઉપરથી પણ હરકોઇને જણાય તેમ છે કે, શ્રીજ્ઞાનેશ્વર મહારાજ તો અનેકવિધ જ્ઞાન–વિજ્ઞાનના ઈશ્વરજ હતા."

"વળી ભગવાન શ્રીકૃષ્ણ, મહાવીર અર્જુન, રાજા ધૃતરાષ્ટ્ર અને સંજયના સ્વભાવનાં જેવાં આબેહૂબ ચિત્ર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે આપ્યાં છે, તેવાં શ્રીભગવદ્ ગીતા ઉપરની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ. ભાષાગૌરવ, પદલાલિત્ય, ઉપમાચાતુર્ય, ઉપરાઉપરી બંધબેસતાં દૃષ્ટાંતો, અસાધારણ વ્યવહારજ્ઞાન, અતુલ્ય ગુરુભક્તિ, સર્વ પ્રત્યે નમ્રભાવ, અદ્‌ભુત પ્રભુપ્રેમ, સરળ અને અસરકારક રીતે ઉચ્ચ સિદ્ધાંતો સમજાવવાની ખૂબી ઇત્યાદિ અનેક બાબતોમાં આ ગ્રંથ જે વિશેષતા ધરાવે છે, તે અન્યત્ર મળવી દુર્લભ છે."

"ભગવાન જ્ઞાનેશ્વર, તેમના પછી થઈ ગયેલા એકનાથ અને તુકારામ આદિ ધુરંધર આચાર્યોના તેમજ સર્વ મહારાષ્ટ્રવાસીઓના મહાન ધર્માચાર્ય મનાયા છે. મહારાષ્ટ્ર દેશ અને મહારાષ્ટ્રીય ભાષા પર તેમણે કરેલા ઉપકારો મહાન છે. તેમની હયાતીમાં તો તેમના સેવા-સમાગમથી અનેકાનેક માનવો કૃતાર્થ થયા હશે; પરંતુ તેમના પછી પણ સંસારના તાપથી પરિતપ્ત થયેલા પુષ્કળ માનવો તેમના ઉત્તમ ગ્રંથના સદુપયોગથી તથા તેમના સાચા અનુયાયી સંતભક્તોના પ્રતાપથી સુખશાંતિ અને કલ્યાણનો માર્ગ પામ્યા છે અને પામશે."

"જ્ઞાનેશ્વરીના મૂળ ગ્રંથની મુંબઇ, પૂના ઇત્યાદિ સ્થળોમાં જુદે જુદે હાથે અનેક આવૃત્તિઓ નીકળી છે; તથા મૂળ ઓવી અને મરાઠી ગદ્યાત્મક ભાષાંતર સાથે તેનાં બે પુસ્તક નીકળેલાં છે. એમાં એકના અનુવાદક શ્રીયુત કૃષ્ણાજી નારાયણ આઠલ્યે ટેંબુકર તથા 'કેરલ

કોકિલ'ના સંપાદક એ બે હોઇને પ્રકાશક શ્રીયુત ત્રિંબક જનાર્દન ગુર્જર છે. બીજા ગ્રંથના અનુવાદક અને પ્રકાશક પુનાનિવાસી શ્રીમાન વિનાયક નારાયણ જોષી સાખરે છે. ઉપલા બન્ને ગ્રંથો મહારાષ્ટ્રીય પ્રજામાં સારો આદર પામ્યા છે."

"આવા અતિ ઉપકારક જ્ઞાનેશ્વરી ગ્રંથનો લાભ ગુજરાતી જિજ્ઞાસુઓ સહેલાઈથી લઈ શકે, એટલા માટે આ સંસ્થા તરફથી તેનો ગુર્જર અનુવાદ ડભોલીનિવાસી સ્વર્ગસ્થ શ્રી. રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે તૈયાર કરાવ્યો હતો; અને તે પહેલી આવૃત્તિરૂપે સંવત ૧૯૬૮ મા પ્રસિદ્ધ થયો હતો. એમા ઓવીઓનો અનુવાદ શ્રી. સાખરે મહારાજના અનુવાદને આધારે તેમજ ટિપ્પણો મુખ્યત્વે શ્રીયુત ટેંભુકરવાળા ગ્રંથ ઉપરથી અપાયા હતાં."

"એ પહેલી આવૃત્તિ પછી પણ તેની એટલી બધી માગણી રહી કે અન્યત્ર ચારપાંચ રૂપિયે નીકળેલી પ્રતો પણ ઊપડી ગઇ, અને છેવટે બજારમાં આ ગ્રંથ રૂપિયા ૨૦) સુધીની કિંમતે વેચાયો ! આ જોતાં એની બીજી આવૃત્તિ સત્વર નીકળવી જોઇતી હતી. પરંતુ દરેક પુસ્તક જોઇતપાસીને તેમાં ઠીકઠાક કરવા જેવું જણાય તો તે કર્યા–કરાવ્યા પછીજ છપાવવું, એવું ધોરણ ચાલુ કરાયું હતું. વળી પાછળથી નીકળેલું શ્રીયુત રઘુનાથ માધવ ભગાડે બી. એ. ના હાથનું હિંદી ભાષાંતર ઠીક જણાવાથી તેની પણ સહાયતાપૂર્વક નવી આવૃત્તિ યોજવાનુ ઠર્યું હતું, તેથી એ કાર્ય ઢીલમા પડયું હતું."

"એ પછી શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીન પાસે ઉપરોક્ત હિંદી જ્ઞાનેશ્વરીનો અનુવાદ તૈયાર કરાવાયો હતો. તેનો તથા અત્ર તરફથી આગળ છપાયલા અનુવાદનો ઉપયોગ કર્યો હતો. એ ઉપરાંત એ અનુવાદોમાં કોઇ કોઈ સ્થળે ન્યૂનતા જણાઇ તે દૂર કરવા માટે, જેના ઉપરથી તે ભાષાંતર તૈયાર થયેલાં તે હિંદી તથા મરાઠી ગ્રંથોનો પુનઃ પણ ઉપયોગ કરીને બીજી આવૃત્તિ યોજાઇ હતી. આમ છતાં ઉપરોક્ત એજ સજ્જનોનાં નામ (બીજી આવૃત્તિથી) અપાતા રહે છે."

"આ પ્રમાણે આ અનુવાદ યોજવામાં ઉપરોક્ત બે મરાઠી તથા ત્રીજા હિંદી ભાષાન્તરનો ઉપયોગ કરાયલો હોવાથી, આ સ્થળે એ ત્રણે ગ્રંથોના અનુવાદક તથા પ્રકાશક મહાશયોનો હૃદયપૂર્વક આભાર માનવામાં આવે છે. વળી એકસાથે ચાર પુસ્તકોના ઉપયોગપૂર્વક આ અનુવાદ યોજવામા સ્વામીશ્રી કૃષ્ણાનંદજીએ નિષ્કામભાવે જે સહાય કરી છે, તેને માટે એ બધુ પણ ધન્યવાદને પાત્ર છે."

"ભગવાન જ્ઞાનેશ્વરનુ ચરિત્ર અનેક ભક્તો અને કવિઓએ મહારાષ્ટ્રીય ભાષામાં વર્ણવીને અનેક પ્રકારે તેમના ગુણાનુવાદ ગાયા છે. એ પદ્યાત્મક ચરિત્રો ઉપરથી રચાયેલાં બે મરાઠી પુસ્તકો ઠીક જણાયાં. એમાં એકના લેખક શ્રીયુત બળવંત ખંડોજી પારખ અને પ્રકાશક

નિર્ણયસાગર પ્રેસના માલિક હતા; અને બીજા પુસ્તકના લેખક તથા પ્રકાશક પુનાનિવાસી શ્રીમાન લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર બી. એ. હતા. આ ગ્રંથ સાથે જોડાયેલું શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર ઉપલાં બંને પુસ્તકો ઉપરથી યોજાયેલું હોવાથી, તેના ઉપરોક્ત લેખક-પ્રકાશક સજ્જનોનો આભાર માનીએ છીએ."

"મૂળ સાથે સરખાવીને વાંચવા ઇચ્છનારને સહાયરૂપ થવા માટે પહેલી આવૃત્તિમાં દરેક ઓવીના અંક અપાયા હતા. પરંતુ તેનો ઉપયોગ હજારમાં કોઈકજ હોય એમ લાગવાથી બીજી આવૃત્તિથી દરેક શ્લોકની ટીકા પૂરી થાય ત્યાંજ ઓવીના અંક અપાય છે."

"પારિભાષિક શબ્દોની સમજૂતી આમાં ત્રીજી આવૃત્તિથી ઉમેરાઇ હતી. શ્રીગીતામાહાત્મ્ય પછી તેની પૂરવણી તરીકે ૪૫ શ્લોક ચોથી આવૃત્તિમાં ઉમેરાયા હતા તે આ આવૃત્તિમાં પણ અપાયા છે. શ્રીગીતામાહાત્મ્ય ઉપલક દૃષ્ટિથી અત્યુક્તિભરેલું ભાસે ખરું; પરંતુ ઊંડી દૃષ્ટિએ જોનારને એવું નહિ ભાસે. દાખલા તરીકે એક મજૂરને રોજનો રૂપિયો મળતો તે ખાનપાન પાછળ ઉડાવી દેતો. એ જોઇને તેના એક પૈસાદાર પડોશીને કોઇએ ટોણો માર્યો કે, "તમારા જેવા પૈસાદાર કરતાં તો આ નિર્ધન મજૂર ખાધેપીધે સુખી કહેવાય." શેઠે કહ્યું કે, "એ હજી આરોગ્ય સમજતો નથી અને 'નવ્વાણુંનો ધક્કો' પણ એને લાગ્યો નથી." પછી એ વાતની ખાતરી કરી આપવા માટે એ શેઠે તે મજૂરના ઘરમાં નવ્વાણું રૂપિયાની થેલી ગુપચૂપ નખાવી દીધી. થેલી હાથમાં આવતાં મજૂર ધણીધણિયાણીને સોમાં માત્ર એકજ ઓછો જણાવાથી તેમણે ચાર દિવસ ખાવામાં કસર કરીને સો રૂપિયા પૂરા કર્યા. પણ એથી એક તો તેમને કરકસરની ટેવ બંધાઇ; બીજું અજીર્ણ, સુસ્તી ને ઓડકાર પણ ટળ્યા; અને ઇસ્પિતાલ તથા પાયખાનાના પણ આંટાફેરા મટ્યા. આમ સાદા ખોરાકના અને આરોગ્યના ફાયદા ઉપરાંત પ્રમાણિક કમાણીનો ધનસંગ્રહ હોય તો દાનપુણ્ય, મંદવાડ, ઘડપણ વગેરેમાં કામ આવે એ લાભ પણ દેખાયો. આથી પછી એણે તો સાદો ખોરાક ખાઇ અર્ધોઅર્ધ નાણાં બચાવવાનું શરૂ કર્યું અને પરિણામે પૈસાવાળો થયો. આ પરથી સમજાશે કે, "એક રૂપિયો બચાવનાર હજારોનો માલિક થાય." વળી "ટીપે ટીપે સરોવર ભરાય" એ જેમ ખોટું નથી, તેમ થોડા શ્લોકના નિત્યપાઠનું મહત્ફળ કહ્યું હોય તે પણ ખોટું નથી. કેમકે જે થોડા પાઠ રોજ કરતો હોય તેને વિશેષ પાઠ કરનારાનો અને તેની અસર થતાં શ્રીમદ્ગીતાની આજ્ઞાઓનું પાલન કરનારાનો પણ પરિચય આવી મળે; અને તેમના લાભો જોઇને પોતાને પણ વિશેષ પઠન, મનન અને અનુકરણ કરવાનું મન થવું એ પણ સ્વાભાવિક છે. વળી પાઠ કરનારને પોતાના મનથી દૈવી ગુણોની ધગશ ન જાગે, તો બહારથી પણ કોઇ કહેનારો મળે કે, "ભાઇ! વાંચે છે શ્રીમદ્ગીતા,

છતાં આચરણ અવળું કેમ ?" આમ શ્રીમદ્ગીતાપાઠક વહેલેમોડો સદાચારી અને પવિત્રાત્મા થઈ પ્રભુપદ પણ પામે એ અસંભવિત નથી."

"અધ્યાત્મજ્ઞાન એ તો વસ્તુજ એવી છે કે, તે જનસમાજમાં જેટલું પણ વધારે પ્રચલિત થાય તેટલા પ્રમાણમાં પવિત્રતા, સાત્વિકતા, સંયમ, પરોપકાર, સાદાઇ, આરોગ્ય, બળબુદ્ધિ તથા પ્રયત્નમાં વધારો થાય અને તેથી જનસમાજનું જીવન સર્વ પ્રકારે ઉન્નતજ થાય × × તેની તુલનામાં લાખો સમ્રાટનાં સુખસંપત્તિ એકઠાં કરાય તો પણ તેના ટીપા બરાબર આવે નહિ ! અલબત્ત, અત્યારે તો જડવાદીઓના સંસર્ગે આપણે એટલા બધા અવળી સમજણે ચઢયા છીએ કે, અંદરઅંદર પોતાનાજ દેશભાઇઓનાં ગળાં કાપીને પૈસા મેળવવા, દેશસેવા અને ધર્મને નામે પણ સ્વાર્થદેવને સંતોષવા, ઇત્યાદિ અનેકવિધ કર્મ આચરાઇ રહ્યાં છે. સાચાં અને સહૃદય પરોપકારી નરનારીઓ અને રાષ્ટ્રીય તથા સામાજિક સંસ્થાઓના સંચાલકોએ તો શ્રીમદ્ભગવદ્ગીતા જેવા વેદશાસ્ત્રમય ગ્રંથને, લોકહિતાર્થે ખાસ સ્થાન આપવાની આવશ્યકતા છે. વળી જ્ઞાનચારિત્ર્યના પ્રચાર અર્થે ખાસ વર્ગો, જયંતીઓ તથા કથાકીર્તનો જ્યાં ત્યાં કરવા-કરાવવાની પણ જરૂર છે."

"આ ગ્રંથની બીજી આવૃત્તિ સંવત ૧૯૭૯ના જ્યેષ્ઠ-આષાઢમાં મોંઘારતને લીધે રૂ. ૩)થી નીકળી હતી. તે તરતમાં ખપી જતાં, ત્રીજી આવૃત્તિ સં. ૧૯૮૦ ના શ્રાવણમાં રૂ. ૨ાા થી નીકળી હતી; અને ચોથી આવૃત્તિ સંવત ૧૯૮૫ ના કારતક માસમાં પ્રેસાદિ ખર્ચ જૂજ ઘટવાથી રૂ. ૨) માં અને પાંચમી આવૃત્તિની એકસાથે બાર હજાર પ્રત છપાવાથી એજ મૂલ્યે ૧૯૯૦ના કારતકમાં પ્રસિદ્ધ થઈ હતી; અને છઠ્ઠી આવૃત્તિ સંવત-૧૯૯૧ ના જ્યેષ્ઠ માસમાં રૂ. ૨ાા થી પ્રકટ થઈ હતી."

આ સાતમી આવૃત્તિ ૭ વર્ષના લાંબા ગાળે પ્રસિદ્ધ થાય છે. સૌ કોઇને વાંચવામાં સરળતા પડે એટલા માટે ગુજરાતી અક્ષરો મોટા અપાયા છે; અને સંસ્કૃત શ્લોકોના અક્ષરો થોડા નાના લેવાયા છે; આમ છતાં આગલી આવૃત્તિ કરતા આમાં પૃષ્ઠ ૪૮ નો વધારો થયો છે. એ ઉપરાંત ચાલુ વિગ્રહને લીધે કાગળો તથા બીજી બધી વસ્તુઓની મોંઘવારી તો ચાલુજ છે. આથી આનું મૂલ્ય આગલી આવૃત્તિ કરતાં આઠ આના વધુ એટલે કે રૂ. ૩) રખાયું છે.

આ પછીના પૃષ્ઠ ૧૬ ઉપર શુદ્ધિપત્ર અપાયું છે, તે પ્રમાણે ગ્રંથ સુધારીને વાંચવા વિનતિ છે.

પરમાત્મા સર્વને સદ્બુદ્ધિ આપે. જનહિતાર્થે શ્રીજ્ઞાનેશ્વર મહારાજે રચેલો આ ગ્રંથ પણ સજ્જનોમાં અધિકાધિક પ્રીતિપાત્ર અને કલ્યાણકારી થાય, એવી પ્રાર્થનાપૂર્વક **હરિસ્મરણ** ।

અષાઢ વદિ ૨,
સંવત ૧૯૯૭.

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨૮ | અનુગ્રહિન | અનુગ્રહી |
| ૧૧ | ૨૦ | સંતોષ થયો થયો | સંતોષ થયો |
| ૧૩ | ૨૪ | નામાને | નામના |
| ૧૮ | ૬ | परिशुष्यति | परिशुष्यति |
| ૨૪ | ૨૦ | दोपैरेतैः | दोषैरेतैः |
| ૩૦ | ૬ | गुरुन् हत्या | गुरुनहत्या |
| ૩૧ | ૫ | ઊદાવુંજ | ઉદાવુંજ |
| ૩૧ | ૧૩ | नोजयेयुः | नो जयेयुः |
| ૩૧ | ૧૪ | प्रमुखेधार्तराष्ट्राः | प्रमुखे धार्तराष्ट्राः |
| ૪૦ | ૧૭ | गृह्णातिनरोऽपराणि | गृह्णाति नरोऽपराणि |
| ૪૯ | ૩૧ | तथातम | तथा तम |
| ૫૭ | ૭ | प्रज्ञा | प्रज्ञा |
| ૬૮ | ૩૦ | નિ સંશય | નિઃસંશય |
| ૮૨ | ૬ | અસ્પઞ્તથા | અસ્પઞ્ તથા |
| ૮૫ | ૧૭ | સ્વાધર્માચરણ | સ્વધર્માચરણ |
| ૧૦૪ | ૭ | दैवमेवापरै | दैवमेवापरे |
| ૧૧૨ | ૨૯ | પૂર્વા પર | પૂર્વાપર |
| ૧૨૩ | ૨૫ | ચાડાલનમાં | ચાંડાલમાં |
| ૧૪૩ | ૨૯ | श्रोत्ताજનો | श्रोताજનો |
| ૧૪૪ | ૨૫ | अहं ग्राह्मास्मि | अहं ब्रह्मास्मि |
| ૧૬૮ | ૩૦ | મળતું થી | મળતું નથી |
| ૧૬૮ | ૩૦ | અભ્યાસનાંન | અભ્યાસનાં |
| ૧૮૩ | ૨૮ | નારાધમ | નરાધમ |
| ૨૯૪ | ૪ | चीजं | बीजं |
| ૩૩૧ | ૨૫ | અગ્નેયાસ્ત્ર | આગ્નેયાસ્ત્ર |
| ૩૪૧ | ૧૦ | च्छूत्वा | च्छ्रुत्वा |
| ૪૪૦ | ૨૨ | श्रुतिमक्षोके | श्रुतिमल्लोके |
| ૪૬૧ | ૬ | यान्ति | यान्ति |
| ૪૮૯ | ૨૭ | चतन्तं | वर्तन्त |
| ૫૦૦ | ૨૦ | मघः | मघः |
| ૫૩૧ | ૧૯ | द्वाचिमो | द्वाविमौ |
| ૫૫૬ | ૨૩ | द्रौहो | द्रोहो |
| ૭૪૭ | ૭ | રાજાપુત્રો | રાજપુત્રો |

# अनुक्रमणिका


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ગીતામાં સંબોધાયલાં નામોના અર્થ ... ... | ૨૫ |
| કેટલાક પારિભાષિક શબ્દો ... ... ... | ૨૭ |
| શ્રીજ્ઞાનેશ્વરનું આળંદી ક્ષેત્ર ... ... .. | ૩૦ |
| શ્રીજ્ઞાનેશ્વર અને તુકારામની પાલખીઓ ... ... | ૩૧ |
| શ્રીગીતાજયંતીના દિવસ... ... ... ... | ૩૭ |
| શ્રીગીતામાહાત્મ્ય ... ... ... | ૪૧ |
| શ્રીગીતામંત્રનાં ન્યાસ, ધ્યાન ઇત્યાદિ ... ... | ૫૨ |

શ્રીજ્ઞાનેશ્વરીનો ઉપોદ્‌ઘાત—પૃષ્ઠ ૫૯ થી ૭૭.

શ્રીજ્ઞાનેશ્વરચરિત્ર—પૃષ્ઠ ૭૮ થી ૧૨૬.

**પહેલો અધ્યાય-અર્જુનવિષાદયોગ**—પૃષ્ઠ ૧ થી ૨૬. ગણેશનું રૂપક, ગુરુભક્તિની આવશ્યકતા, વ્યાસની વાણીનો પ્રભાવ, જ્ઞાનેશ્વરની ભાષાનું અદ્વિતીય સૌંદર્ય, ગુરુકૃપાથી પ્રાપ્ત થયેલું સામર્થ્ય, પાતિવ્રત્ય અને સ્વામીભક્તિ, કુલીન સ્ત્રીઓ અને વિષયલંપટ પુરુષ, પિતા અને પુત્ર, મત્સરનું પરિણામ, આગનો સ્વભાવ.

**બીજો અધ્યાય-સાંખ્યયોગ**—પૃષ્ઠ ૨૭ થી ૬૪. માતાપિતાની પૂજા, દ્રોણાચાર્યની મહત્તા, સંશયગ્રસ્તની સ્થિતિ, વિષયોનું સામર્થ્ય, સ્વધર્મ, સ્વધર્મત્યાગ, સદ્‌બુદ્ધિની પ્રાપ્તિ, સ્વર્ગેચ્છાને માટે યજ્ઞાદિકનો તિરસ્કાર, વેદમાંના ગ્રાહ્યાગ્રાહ્ય વિચાર, યોગસ્થિતિનાં લક્ષણો અને વાસનાનું પ્રાબલ્ય.

**ત્રીજો અધ્યાય-કર્મયોગ**—પૃષ્ઠ ૬૫ થી ૯૦. જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ એક છે; કર્મત્યાગ શક્ય નથી, મુક્તનાં લક્ષણો, સ્વધર્માચરણથી મુક્તિ, બ્રહ્મદેવનો ઉપદેશ, અન્નનો મહિમા, લોકોને માટે પણ કર્મો કરવાં જોઇએ, અનધિકારીને પરમાર્થનો બોધ આપવો નહિ; વિષયાસક્તિ આત્મઘાતનું કારણ છે, ઇંદ્રિયોનાં લાડ, વિષયસુખ, સ્વધર્મની શ્રેષ્ઠતા અને કામક્રોધ વિષે વર્ણન.

**ચોથો અધ્યાય-કર્મબ્રહ્માર્પણયોગ**—પૃષ્ઠ ૯૧ થી ૧૧૩. અર્જુનનું વર્ણન, ભગવાનનું વર્ણન, પૂર્વજન્મનું સ્મરણ, હું અવતાર ધારણ કરી શું શું કરું છું, મત્સ્વરૂપ કોણ થાય છે, કર્મનું ફળ મળે છેજ, કર્મની ગતિ ગહન છે, કર્મ, વિકર્મ અને અકર્મના ભેદ; નિષ્કામીનાં લક્ષણો, યજ્ઞના ભેદ, યજ્ઞનું રૂપક, યજ્ઞની વ્યાખ્યા, જ્ઞાનયજ્ઞની મહત્તા, જ્ઞાનને માટે સંતોની સેવા, જ્ઞાનની મહત્તા, જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ, જેને જ્ઞાનમાં પ્રીતિ ન હોય તેની દશા અને સંશય જેવું ઘોર પાતક બીજું નથી.

પાંચમો અધ્યાય-કર્મસંન્યાસયોગ—પૃષ્ઠ ૧૧૪ થી ૧૩૧. સંન્યાસ અને યોગનાં લક્ષણો, યોગીનું વર્તન, અભેદ સ્થિતિ, વિષયસુખનું પરિણામ અને આત્મસુખની મહત્તા.

છઠ્ઠો અધ્યાય-આત્મસંયમયોગ—પૃષ્ઠ ૧૩૨ થી ૧૭૩. જ્ઞાનેશ્વરની વાણીનું માહાત્મ્ય, યોગારુઢનાં લક્ષણો, સમબુદ્ધિનાં લક્ષણો, અર્જુનનો અકૃત્રિમ પ્રેમ, યોગાભ્યાસને માટે યોગ્ય સ્થળ, મૂળબંધનાં લક્ષણો, જાલંધર અને ઉડ્ડીયાનબંધ, કુંડલિની શી રીતે જાગ્રત થાય છે, યોગાભ્યાસથી ઘડપણ જઇ નવો દેહ પ્રાપ્ત થાય છે, યોગથી પ્રાપ્ત થતું અદ્‌ભુત સામર્થ્ય, સર્વ કાર્યો પ્રમાણસરજ કરવાં, યોગ દુર્ઘટ નથી, યોગને સાધ્ય કરવાની સુલભ રીત, સમદષ્ટિ કરતાં શ્રેષ્ઠ બીજું સાધન નથી, મનનો સ્વભાવ, મનનો ઉત્તમ ગુણ, યોગનો પરિચય, યોગાભ્યાસમાં અંતરાય પડે તો પણ તે વ્યર્થ જતો નથી; યોગભ્રષ્ટનો પુનર્જન્મ અને યોગી દેવનો પણ દેવ છે.

સાતમો અધ્યાય-જ્ઞાનવિજ્ઞાનયોગ—પૃષ્ઠ ૧૭૪ થી ૧૯૪. જ્ઞાન, વિજ્ઞાન અને અજ્ઞાનનાં લક્ષણો, કોટયવધિ લોકોમાંથી એકાદનેજ આસ્થા હોય છે, કામ તે હુંજ છું, પ્રાણીઓ મને ઓળખતાં નથી, માયા ને નદીનું રૂપક, ચાર પ્રકારના ભક્તો અને તેમના હેતુ, જ્ઞાની મારો પ્રાણ છે, સંસારનાં સાધનની ભક્તિ, કોઇને પણ અપ્રિય ન લાગે એવું બોલવું, પ્રાણીઓનું મિથ્યાત્વ તેમજ શરીર અને અહંકારનો સયોગ.

આઠમો અધ્યાય-અક્ષરબ્રહ્મયોગ—પૃષ્ઠ ૧૯૫ થી ૨૨૦. બ્રહ્મ એટલે શું? અધ્યાત્મ એટલે શું? કર્મ એટલે શું? અધિભૂત એટલે શું? અધિદૈવત એટલે શું? અધિયજ્ઞ એટલે શું? મરણકાળે સ્થિર ચિત્ત, સર્વદા મારૂં સ્મરણ કરનારને મરણકાળે હું કલેશ થવા દેતો નથી. દેહ ઉપર રૂપક, બ્રહ્માજીનો દિવસ અને તેનો અસ્ત, પુરુષ એટલે શું? મારું ખરું ઘર. મરણકાળે અગ્નિનું બળ જોઇએ તેમજ અગ્નિમાર્ગ અને ધૂમ્રમાર્ગ.

નવમો અધ્યાય-રાજવિદ્યા-રાજગુહ્યયોગ—પૃષ્ઠ ૨૨૧ થી ૨૬૫. જ્ઞાનેશ્વરની નમ્રતા અને તેમણે શ્રોતાઓને આપેલી મહત્તા. ગુપ્ત વાત કોને કહેવી? જ્ઞાનની મહત્તા, મૂર્ખ લોકોને માટે બગાઇનું દષ્ટાંત, અજ્ઞાનીઓજ મને મનુષ્યના આકારનો સમજે છે; જ્ઞાનયજ્ઞ; મારી વ્યાપકતા, સ્વર્ગનો વૈભવ, પુણ્યની સમાપ્તિ થયા પછીની દશા, મારું સાન્નિધ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ, મને ભક્તિપૂર્વક સર્વસ્વ અર્પણ કરવું, ભક્તિ સિવાય સર્વ વ્યર્થ છે, ભક્તિમાં જાતિભેદ નથી, બ્રાહ્મણનું મહત્ત્વ તથા મૃત્યુલોકનું વર્ણન.

દશમો અધ્યાય-વિભૂતિયોગ—પૃષ્ઠ ૨૬૬ થી ૨૯૭. પ્રસ્તા-

વના અને સિંહાવલોકન, ભાવનાં લક્ષણો, સૃષ્ટિની ઉત્પત્તિ, ખરો ભક્તિયોગ, પ્રેમાળ ભક્ત, અર્જુનને મળેલો અનુભવ, શ્રીકૃષ્ણે કહેલું પોતાનું પરાક્રમ અને વિભૂતિનું અનંતત્વ.

**અગિયારમો અધ્યાય-વિશ્વરૂપદર્શનયોગ**—પૃષ્ઠ ૨૯૮ થી ૩૫૯. શ્રોતાઓનું ગૌરવ, અર્જુનનો સંકોચ, અર્જુનની કૃતજ્ઞતા, અર્જુનનું ભાષણ, વિરાટ સ્વરૂપનાં મુખો, સંજયે કરેલું પાંડવોનું વર્ણન, અર્જુનના ભ્રમની નિવૃત્તિ થવી, ભગવાનને આપ્ત ગણીને તેમની સાથે કરેલું વર્તન, ઉપકારદર્શન, વિશ્વરૂપની મહત્તા, શિષ્યની હઠ સહન કરનાર ગુરુ અને વિશ્વરૂપની સન્નિધ પહોંચવાનો માર્ગ.

**બારમો અધ્યાય-ભક્તિયોગ**—પૃષ્ઠ ૩૬૦ થી ૩૭૯ ગુરુકૃપાની પ્રાર્થના, યોગમાર્ગમાં રહેલું કષ્ટ, અભ્યાસયોગ, ફલત્યાગ, બ્રહ્મપ્રાપ્તિનું સુખ સૌથી અધિક છે. તેજ ભક્ત, તેજ યોગી અને તેજ મુક્ત છે. મને કેવા ભક્તો પ્રિય છે, સર્વ યોગોના સમાવેશરૂપ ભક્તિયોગ અને પ્રેમાળ ભક્તોની શ્રેષ્ઠતા.

**તેરમો અધ્યાય-ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ**—પૃષ્ઠ ૩૮૦ થી ૪૬૩. ક્ષેત્ર અને તે સંબંધી જ્ઞાન, ક્ષેત્રના અવયવો, અમાનિત્વ અને અદંભિત્વ, અહિંસા વિષે ગેરસમજૂતી, અહિંસાનું સ્વરૂપ, ક્ષમાનું સ્વરૂપ, આર્જવ, ગુરુભક્તિ, પવિત્રતા, સ્થિરતા, નિગ્રહ અને જરાનું વર્ણન. અજ્ઞાનનાં લક્ષણો, અર્ધજ્ઞાનીને માટે દીપકનું દૃષ્ટાંત, દેવો પર અશ્રદ્ધા અને પ્રકૃતિ-પુરુષના ગુણદોષ.

**ચૌદમો અધ્યાય-ત્રિગુણવિભાગયોગ**—પૃષ્ઠ ૪૬૪ થી ૪૯૫. માયામાંથી ઉત્પત્તિ, વિશ્વાત્માનું સ્વરૂપ, પ્રાણીને સત્ત્વનું બંધન, રજનું બંધન અને તમનું બંધન. ગુણાતીતના લક્ષણો અને અવ્યભિચાર ભક્તિ કોનું નામ?

**પંદરમો અધ્યાય-પુરુષોત્તમયોગ**—પૃષ્ઠ ૪૯૬ થી ૫૪૧. સંસારવૃક્ષનો વિસ્તાર, સંસારવૃક્ષને છેદી નાખવાની યુક્તિ, મોહાંધનાં લક્ષણો, મારી વ્યાપકતા, ઉપાધિનાં લક્ષણો કહેવાનાં કારણો, ક્ષર પુરુષ, અક્ષર પુરુષ અને ઉત્તમ પુરુષ.

**સોળમો અધ્યાય-દૈવાસુરસંપદ્‌વિભાગયોગ**—પૃષ્ઠ ૫૪૨ થી ૫૭૯. સદ્‌ગુરુનું સ્તવન શક્ય નથી; અભય, સત્ત્વશુદ્ધિ, દમન, સશાસ્ત્ર યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ (સરળતા-સીધાપણું), અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, દયા, અનાસક્તિ અને કોમળતા, એ સર્વનાં લક્ષણો, નાસ્તિક મત; આસુરીલોકોનું શાસન અને શ્રુતિસ્મૃતિને શિરસાવંદ્ય ગણવી.

**સત્તરમો અધ્યાય-શ્રદ્ધાત્રયવિભાગયોગ**—પૃષ્ઠ ૫૮૦ થી

સાત્વિક આહાર, રાજસ આહાર, તામસ આહાર; સાત્વિક યજ્ઞ, રાજસ યજ્ઞ, તામસ યજ્ઞ; શરીરનું તપ, વાઙ્મય તપ, માનસ તપ; સાત્વિક તપ, રાજસ તપ, તામસ તપ; સાત્વિક દાન, રાજસ દાન, તામસ દાન, એ સર્વનું વર્ણન. 'ૐ'નામનું સામર્થ્ય, પ્રણવનો વિનિયોગ, 'તત્' શબ્દની યોજના. 'સત્' શબ્દની યોજના, અને પ્રણવનું માહાત્મ્ય.

અઢારમો અધ્યાય-મોક્ષસંન્યાસયોગ—પૃષ્ઠ ૬૧૪ થી ૭૫૬. શ્રીજ્ઞાનેશ્વરની સંસ્કૃત કાવ્યરચના અને અનુપ્રાસ, કૃપાની અપેક્ષા, અઢારમો અધ્યાય એ ગીતામંદિરનો કળશ છે અને સત્તરમો અધ્યાય માળ છે, એવું રૂપક. નિત્ય અને નૈમિત્તિક કર્મ, કામ્ય કર્મનો નિષેધ, ત્યાગ અને સંન્યાસ. કર્મ છોડવાં નહિ, કર્મત્યાગ સંભવિત નથી, આત્મા અને કર્મ કરનાર ભિન્ન છે, કર્મનાં પાંચ કારણો અને પાંચ હેતુઓ, આત્મા ઉપર બદ્ધતાનો મિથ્યા આરોપ, મુક્તનાં લક્ષણો, આત્મા સર્વથી પર છે, સાત્વિક જ્ઞાન, રાજસ જ્ઞાન અને તામસ જ્ઞાન; સાત્વિક કર્મ, રાજસ કર્મ અને તામસ કર્મ; સાત્વિક કર્તા, રાજસ કર્તા, તામસ કર્તા; સાત્વિક બુદ્ધિ, રાજસ બુદ્ધિ અને તામસ બુદ્ધિ; સાત્વિક ધૃતિ, રાજસી ધૃતિ અને તામસી ધૃતિ; સાત્વિક સુખ, રાજસ સુખ અને તામસ સુખ; ચાર વર્ણો વિષે વર્ણન; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મો, સ્વધર્મ દોષયુક્ત હો કે કઠિન હો પરંતુ તેનું આચરણ અવશ્ય કરવું. પરમ સિદ્ધિનાં લક્ષણો, આત્મલાભની યોગ્યતા, ચોથો ભક્તિયોગ, જ્ઞાન-ભક્તિનું ઐક્ય, સર્વ કર્મોનો સંન્યાસ, તારે સ્વાધીન કાંઇ નથી, ભવિતવ્યનું સામર્થ્ય અને પ્રકૃતિનું પ્રાબલ્ય, જ્ઞાનથી ધર્માધર્મ સર્વ નાશ પામે છે, એક મારેજ શરણે આવ, ગીતાને વેદનું મૂળ શાથી ગણવામાં આવી છે? ગીતાનો અપાર મહિમા, સંપાદન કરેલી સંપત્તિ ભોગવવી કઠિન છે. ગીતાશાસ્ત્રનો બોધ કોને ન આપવો? ગીતાશાસ્ત્રનો બોધ કોને આપવો? ગીતાર્થની મિજબાની કરનાર મને પ્રિય છે. ગીતાના પાઠનું ફળ, અર્જુનની બ્રહ્મસ્વરૂપાવસ્થા, સંજયનો પ્રેમ, સંજયની સ્થિતિ, ધૃતરાષ્ટ્રનું ભાવણ, જય કોને મળશે? સંજયની પ્રતિજ્ઞા, અંતિમ શ્લોકનું માહાત્મ્ય, ગીતાનું માહાત્મ્ય, ગુરુસામર્થ્ય અને ગુરુપ્રસાદ, મરાઠી કાવ્યની રચના. ગુરુ-પરંપરા, સજ્જનપ્રાર્થના, પ્રસાદની અપેક્ષા, ઉપસંહાર, અને શ્રી-એકનાથ મહારાજની ઓવીઓ.



# ગામઠી ગીતા

ધરતયડા કે છે:—

ધરમ છેતરમાં ને કુરુ-છેતરમાં; એ ધડીકમાં બાઝી મરે-
હંજયડા ધડીકમાં બાઝી મરે; મારાં છૈયાં ને મારા ભાઈનાં સોકરાં (૨)
ભેળાં થઇને હું કરે-હંજડયા ભેળાં થઇને હું કરે ?

અરજણિયો કે છે:-

નાંનાંયે મારવાં ને મ્હોટાંયે મારવાં, મારવાનો નાં મળે આરો—
કરહણિયા મારવાનો નાં મળે આરો; એવું તે રાજ કે દીક નાંરે કર્યું તો (૨)
ચીયો ગીગો રહી જ્યો કુંવારો ? કરહણિયા હું તો નથી લડવાનો.

કરહણિયો કે છે:—

અજરાંમર છે અલ્યા મનખાનો આતમો, ને માર્યો નાં કોથી મરાય-
અરજણિયા માર્યો નાં કોથી મરાય;એવું હમજીને અલ્યા દીધે તું રાછ્યને(૨)
તારા બાપનું હું જાય.—અરજણિયા મેલ્યને મૂરખાવેડા.
મલક બધો તારી કરવાનો ઠેકડી, ને હું તો કહી કહીને થાક્યો-
અરજણિયા હું તો કહી કહીને થાક્યો;ખતરીના કુરમેં ક્યાંથી તું આવો(૨)
ઊંધા તે પાનિયાનો પાક્યો,—અરજણિયા મેલ્યને મૂરખાવેડા.
અલ્યા જુધમાં જીતેશ તો રાજ કરેશને, મરેશ તો જાશ ઓલ્યા હરગે—
અરજણિયા મરેશ તો જાશ ઓલ્યા હરગે; અલ્યા તારો તે દી જો ધેરજ
હોય તો (૨) આવો તે લાગ શીદ ચૂકે ? અરજણિયા મેલ્યને મૂરખાવેડા.
મોટા મોટા મહાત્યમા ને મોટા પુરખ જ્યો વાસનામાં મેલ્યો પૂળો-
અરજણિયા વાસનામાં મેલ્યો પૂળો;અલ્યા એવાયે જગતહાટુ કરમ ઢહૈડે(૨)
પછે તું તે ચોઈ વાડીનો મૂળો;—અરજણિયા મેલ્યને મૂરખાવેડા.
કરમની વાત બધી આપડા હાથમાં ને ફળની નહિ એક કણી-
અરજણિયા ફળની નહિ એક કણી, ધરમના હોય તો બધાય થઇ બેહે (૨)
ઓલ્યા દલ્લી તે શહેરના ધણી,—અરજણિયા મેલ્યને મૂરખાવેડા.
(માટે) ઊંધુ ધાલીને જા કરમ ઢહૈડ્યને ફળની કર્ય માં ફકર-
અરજણિયા ફળની કર્યમાં ફકર; ફળનો દેનારો ઓલ્યો બેઠો પરભૂડિયો(૨)
તે નથી તારા બાપનો નોકર,—અરજણિયા મેલ્યને મૂરખાવેડા.

અરજણિયો કે છે:—

ભરમ ભાજ્યો ને મારો સાંસ્યો ટર્યો છે, ને ગન્યાંન લાધ્યું મને હાચું-
કરહણિયા ગન્યાંન લાધ્યું મને હાચું; તું મારો મદારી ને હું તારો માંકડો (૨)
નચાવે ત્યમ હું નાચું,—કરહણિયા હું તો હવે લડવાનો.

હંજયડા કે છે:—

જોગી કરહણિયો ને ભડ અરજણિયો, ઇ બે જ્યાં થાયે ભેળા-
ધરતયડા ઇ બે જ્યાં થાયે ભેળા; મારું દલડું તો ઇમ શાખ્ય પૂરે છે (૨)

# साचा त्यागनी खूबी

ઘર મિલે ઉસે જો અપના ઘર ખોવે હૈં,
જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈં;
જો રાજ તજે વો મહા રાજ કરતા હૈ,
ઓર જાન તજે સો કભી નહીં મરતા હૈ.
સુખ ત્યાગે ફીર વો ઓરકા દુઃખ હર્તા હૈ,
ધન તજે સો ફીર દૌલતસે ઘર ભરતા હૈ;
જો પલંગ તજે સો ફૂલોં પર સોવે હૈ—૧

જો પરદારાકો તજે વો પાવે રાની,
ઓર જૂઠ બચન દે છોડ સિદ્ધ હોય બાની;
જો દુરબુદ્ધિ કો તજે વો હોવે જ્ઞાની,
મનસા ત્યાગે તો મિલે રીધ મનમાની.
જો સર્વ તજે ઉસકો સબ કુછ હોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ—૨

જો કુછ ઇચ્છા નહીં કરે વો ઇચ્છા પાવે;
ઓર સ્વાદ તજે તો અમૃત ભોજન ખાવે.
નહીં માગે તો ફલ પાવે જો મન ભાવે;
હૈ ત્યાગ મેં તીનોં લોક બેદ યૂં ગાવે.
જો મેલા હો કે રહે વો દિલ ધોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ—૩

જો પક્ષપાતકો તજે તો સબકો જીતે;
ઓર કામ તજે તો હોય કામ મન ચીતે.
કહે દેવીસિંહ હરનામ જીન્હોંને લીને;
ઉનકો ગોવિંદને બ્રહ્મ લોકપુરી દીને.
અબ બનારસી ઘર ખોકે બ્રહ્મ જોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ—૪

# श्रीपरमेश्वरस्तोत्रम्

जगदीश! सुधीश! भवेश! विभो! पर-
मेश परात्पर पूत पितः॥ प्रणतं पतितं हत-
तत्त्वजनं जनतारण तारय तापितकम् ॥१॥
गुणहीनसुदीनमलीनमतिं त्वयि पातरि दातरि
चापारतिम्॥ तमसा रजसावृतवृत्तमिमं ॥ जन०
॥२॥ मम जीवनमीनमिमं पतितं मरुघोरभुवीह
सुवीहमहो ॥ करुणाब्धिचलोर्म्मिजलानयनं ॥
जन० ॥३॥ भववारण! कारण कर्म्मततौ भव-
सिंधुजले शिव मग्नमतः॥ करुणाञ्च समर्प्य तरिं
त्वरितं ॥ जन० ॥४॥ अतिनाश्य जनुर्मम पुण्य-
रुचे! दुरितौघभरैः परिपूर्णभुवः॥ सुजघन्य-
मगण्यमपुण्यरुचिं ॥ जन० ॥ ५ ॥ भवकारक!
तारकहारक हे, भवतारक पातकदारक हे॥ हर
शङ्कर किंकरकर्म्मचयं ॥ जन० ॥६॥ तृषितश्चित-
मस्मि सुधां हितमेऽच्युत! चिन्मय! देहि वदा-
न्यवर॥ अतिमोहवशेन विनष्टकृतं॥ जन० ॥७॥
प्रणमामि नमामि नमामि जनं भवजन्म कृति-
प्रणिसूदनकम्। गुणहीनमनन्तमितं शरणं जन-
तारण तारय तापितकम्॥ ८ ॥

# શ્રીપરમેશ્વરસ્તોત્રનો અર્થ

હે પ્રભો! હે જગદીશ! હે જ્ઞાનીઓના પણ ઈશ! હે સંસારના સ્વામી! હે સર્વવ્યાપક! હે પરમેશ્વર! હે પરાત્પર! (પરથી પણ પર) હે પવિત્ર! હે પિતા! હું પતિત (પાપી) અને તત્ત્વહણાયલો મનુષ્ય આપને પ્રણામ કરું છું. હે જનતારણ (મનુષ્યોને તારનાર)! મને તપી રહેલાને ત્રિવિધ તાપથી ભરેલા સંસારસાગરથી તારો. (૧) હું ગુણહીન, બહુ દીન તથા મલિન મતિવાળો છું તો આપ પરમ દાતાર અને પાલનકર્તા છો; છતાં પણ આપમાં મારી પ્રીતિ રહેતી નથી અને તમોગુણ તથા રજોગુણથી ઘેરાયલો રહું છું; માટે હે જનતારણ પ્રભો! મને તપી રહેલાને તારો. (૨) અહો! મારું આ જીવન સંસારરૂપી ઘોર મરુભૂમિમાં માછલાની પેઠે દુઃખી થઈ પડેલું છે; તેને આપ આપના કરુણારૂપી સમુદ્રની લહરી વડે સિંચીને હે જનતારણ! મને તપી રહેલાને તારો. (૩) હે ભવવારણ! (સંસારમાં ડૂબવા ન દેનાર!) આપજ આ જગતરૂપી કર્મવિસ્તારના કારણરૂપ છો. હે કલ્યાણરૂપ! આ ભવસાગરના અપાર જળમાં ડૂબી રહેલા એવા મારા દુઃખી જીવને નાવ આપીને મારો તપી રહેલાનો ત્વરાથી ઉદ્ધાર કરો. (૪) હે જનતારણ! હે પવિત્ર બુદ્ધિવાળા! મારો ફરીથી જન્મ ન થાય એમ કરી, પાપોના પ્રવાહરૂપી ભારથી પરિપૂર્ણ થયેલી આ પૃથ્વીમાંથી મારો—અતિ અધમ, નિર્બળ, પાપબુદ્ધિવાળા અને તપી રહેલા જીવનો ઉદ્ધાર કરો. (૫) હે સંસારના કર્તા, તારક અને સંહારક! હે ભવતારક! હે પાપવિદારક! હે કલ્યાણ કરનારા! હે જનતારણ! તપી રહેલા આ કિંકરનાં સર્વ કર્મોના સમૂહનો નાશ કરીને ઉદ્ધાર કરો. (૬) હે અચ્યુત! હે ચિન્મય! હે વર દેનારાઓમાં શ્રેષ્ઠ! હું તૃષાતુર થયેલો છું, માટે મને જ્ઞાનરૂપી અમૃત આપો. મેં અત્યંત મોહવશ થઈને મારાં સર્વ કર્તવ્ય કર્મ છોડી દીધાં છે; માટે મને તપી રહેલાને તારો. (૭) હે જનતારણ! હું આપને પ્રણામ કરું છું, નમસ્કાર કરું છું, નમસ્કાર કરું છું. આપ સંસારનાં જન્મ તથા કર્મોનો નાશ કરનાર નિર્ગુણ અને અનંત છો. હું અત્યંત સંતાપિત થઈને આપને શરણે આવેલો છું, માટે મને તપી રહેલાને તારો. (૮)

# ગીતામાં સંબોધાયલાં નામોના અર્થ

## श्रीकृष्ण भगवाननां नामोनो अर्थ

अनंतरूपः=જેનાં અનંત રૂપો છે તે.

अच्युतः=જેનો કદી પણ ક્ષય કે અધોગતિ નથી તે.

अरिसूदनः=દુશ્મનનો વિનાયત્ને નાશ કરનાર.

कृष्णः=કૃષ્-એ સત્તાવાચક શબ્દ છે અને ણ-એ આનંદવાચક શબ્દ છે. એ બંને સત્તા અને આનંદની એકતાસૂચક જે પરબ્રહ્મ તે કૃષ્ણ કહેવાય છે.

केशवः=ક-બ્રહ્માને અને ઈશ-શિવ-ને વશ રાખનાર.

केशिनिषूदनः=કેશી નામે ઘોડાના આકારના દૈત્યનો નાશ કરનાર.

कमलपत्राक्षः=કમળનાં પાન જેવી સુંદર વિશાળ આંખોવાળા.

गोविंदः=ગો-એટલે જે વેદાંતવાક્યો એના દ્વારા જાણી શકાય છે તે.

जगत्पतिः=જગતના પતિ.

जगन्निवासः=જગતનું નિવાસસ્થાન જેની અંદર છે તે; અથવા જે જગતમાં પણ સર્વત્ર વસી રહ્યો છે તે.

जनार्दनः=દુષ્ટજનોને અથવા ભક્તજનોના શત્રુને પીડે છે તે.

देवदेवः=દેવતાઓના પૂજ્ય.

देववरः=દેવતાઓમાં શ્રેષ્ઠ.

पुरुषोत्तमः=ક્ષર અને અક્ષર, એ બંને પુરુષોથી જે ઉત્તમ છે તે; અથવા જે શરીરરૂપી પુરમાં રહેનારા પુરુષો-જીવો, તેમનાથી જે ઉત્તમ, પર અને વિલક્ષણ છે તે.

भगवान्=ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ, એ છ પદાર્થને આપનાર અથવા સર્વ ભૂતોની ઉત્પત્તિ, પ્રલય જન્મ, મરણ તથા વિદ્યા અને અવિદ્યાને જાણનાર

भूतभावनः=સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર.

भूतेशः=ભૂતોના ઈશ્વર-પતિ.

मधुसूदनः=મધુ નામના દૈત્યને મારનાર.

महाबाहुः=નિગ્રહ અને અનુગ્રહ કરવામાં જેના હાથ સમર્થ

माधवः=માયાના-લક્ષ્મીના પતિ.

यादवः=યદુકુળમાં જન્મેલા.
योगवित्तमः=યોગને જાણનારાઓમાં શ્રેષ્ઠ.
वासुदेवः=વસુદેવના પુત્ર.
वार्ष्णेयः=વૃષ્ણિ ગોત્રમાં ઉત્પન્ન થયેલા.
विष्णुः=સર્વવ્યાપક.
हृषीकेशः=ઇંદ્રિયોના ઈશ-સ્વામી.
हरिः=સંસારરૂપી દુઃખને હરનાર.

---

## अर्जुननां नामोना अर्थ

अनघः=પાપરહિત-નિષ્પાપ.
कपिध्वजः=જેની ધ્વજા ઉપર કપિ-હનુમાન છે તે.
कुरुश्रेष्ठः=કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓમાં શ્રેષ્ઠ.
कुरुनंदनः=કુરુવંશના રાજાનો પુત્ર.
कुरुप्रवीरः=કુરુકુળમાં જન્મેલાઓમાં વિશેષ વીર.
कौंतेयः=કુંતીનો પુત્ર.
गुडाकेशः=નિદ્રાનો સ્વામી; અથવા ગુડાંક એટલે શિવજી જેના સ્વામી છે તે.
धनंजयः=દિગ્વિજયમાં સર્વ રાજાઓને જીતનારો.
धनुर्धरः=ધનુષ્યને ધારણ કરનારો.
परंतपः=પરમ તપસ્વી અથવા શત્રુઓને સંતાપ કરનારો.
पार्थः=પૃથા-એટલે કુંતીનો પુત્ર.
पुरुषव्याघ्रः=પુરુષોમાં વ્યાઘ્ર જેવો.
पुरुषर्षभः=પુરુષોમાં ઋષભ એટલે શ્રેષ્ઠ.
पांडवः=પાંડુનો પુત્ર.
भरतश्रेष्ठः=ભરતના વંશજોમાં શ્રેષ્ઠ.
भरतसत्तमः=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.
भरतर्षभः=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.
भारतः=ભા એટલે બ્રહ્મવિદ્યામાં અતિ પ્રેમવાળો કે ભરતનો વંશજ.
महाबाहुः=મોટા હાથવાળો.
सव्यसाचिन्=ડાબા હાથે પણ ધનુષ્ય સંધાન કરનાર.

---

# केटलाक पारिभाषिक शब्दो

द्विविध प्रकृति—(१) परा—ए जीवभूता छे. (२) अपरा—ए जड छे. तेना आठ भेद छेः—आकाश, वायु, तेज, जल, पृथ्वी, मन, बुद्धि अने अहंकार.

त्रिविध कर्म—कर्म, अकर्म अने विकर्म.

त्रण गुण—सत्त्व, रज अने तम.

त्रिविध ताप—आध्यात्मिक, आधिभौतिक अने आधिदैविक.

त्रण दोष—शरीरना—चोरी, व्यभिचार अने हिंसा.

त्रण दोष—मनना—तृष्णा, चिंता अने बुद्धिमंदता.

चार दोष—वाणीना—निंदा, असत्य, कठोरता अने वधारे पडतुं बोलवुं.

चतुर्विध अन्न—भोज्य (चाववानुं), पेय (पीवानुं), लेह्य (चाटवानु) अने चोष्य (चूसवानुं).

चार आश्रम—ब्रह्मचर्य, गृहस्थ, वानप्रस्थ अने संन्यास.

चार अवस्था—जाग्रत, स्वप्न, सुषुप्ति अने तुर्या.

चार पुरुषार्थ—धर्म, अर्थ, काम अने मोक्ष.

चार पाद ब्रह्मना—वैराट, हिरण्यगर्भ, ईश्वर अने ईश्वरसाक्षी.

चार पाद आत्माना—विश्व, तैजस, प्राज्ञ अने तुरीय.

चार मात्रा ॐकारनी—अकार, उकार, मकार ने अर्धमात्रा (अमात्र).

चार प्रकारना भक्त—आर्त्त, अर्थार्थी, जिज्ञासु अने ज्ञानी.

चार प्रकारना मनुष्य—पामर, विषयी, जिज्ञासु (मुमुक्षु) अने मुक्त.

चार महावाक्य—प्रज्ञानं ब्रह्म (ऋग्वेद), तत्त्वमसि (सामवेद), अयमात्मा ब्रह्म (अथर्ववेद), अहं ब्रह्मास्मि (यजुर्वेद).

चार प्रकारनी मुक्ति—सामीप्य, सायुज्य, सारूप्य अने सार्ष्टि.

चार प्रकारनी योनि—जरायुज, अंडज, स्वेदज अने उद्‌भिज्ज.

चार प्रकारना योग—हठयोग, मंत्रयोग, लययोग अने राजयोग.

चार प्रकारनी वाणी—परा, पश्यंती, मध्यमा अने वैखरी.

चार प्रकारना शब्द—घोष, ध्वनि, नाद अने ॐकार.

अंतःकरणचतुष्टय—मन, बुद्धि, चित्त अने अहंकार.

पांच मुख्य आसन—(योगनां) सिद्ध, पद्म, भद्र, वज्र, स्वस्तिक.

पांच ज्ञानेंद्रिय—श्रोत्र, त्वचा, चक्षु, जीभ अने नासिका.

पांच विषय—(ज्ञानेंद्रियना) शब्द, स्पर्श, रूप, रस अने गंध.

पांच कर्मेंद्रिय—वाचा, हाथ, पग, गुदा अने उपस्थ.

પાંચ વિષય—(કર્મેન્દ્રિયના) બોલવું, આપવું-લેવું, ચાલવું, મળત્યાગ અને મૂત્રત્યાગ.

પાંચ ક્લેશ—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.
પાંચપ્રકારનાં કર્મ—નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્ત અને નિષિદ્ધ.
પાંચ કોષ—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.
પાંચ દેવતરુ—મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન.
પાંચ પ્રાણ—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન.
પાંચ ઉપપ્રાણ—નાગ, કૂર્મ, કૃકલ, ધનંજય અને દેવદત્ત.
પાંચ ભૂત—આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી.
૭ ઋતુ—વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર.
૭ શાસ્ત્ર-ષડ્દર્શન—ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા.

૭ પ્રમાણ—પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ.

કપિલાષષ્ઠી—એ પર્વ બહુધા ૬૦ વર્ષે આવે છે. માસ ભાદ્રપદ, પક્ષ કૃષ્ણ, તિથિ ષષ્ઠી, વાર સોમ, નક્ષત્ર રોહિણી, યોગ વ્યતિપાત અને મહાનક્ષત્ર હસ્ત; એટલા યોગો એકઠા થાય ત્યારે એ પર્વ આવે છે.

સપ્તકુલપર્વત—મહેન્દ્ર, મલય, સહ્ય, શક્તિમાન, ઋક્ષ, વિંધ્ય અને પરિયાત્ર.

સપ્તધાતુ—રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર.
સપ્તપાતાલ—અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ.

સપ્તસ્વર—નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત અને પંચમ.
સાત સ્વર્ગ—ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જનઃ, તપઃ અને સત્ય.
સાત ચક્ર—આધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને સહસ્રદલપદ્મ.

આઠ અંગ (યોગનાં)—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

આઠ દિગ્ગજ—ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક.

આઠ પ્રકારના સાત્ત્વિક ભાવ—સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુપાત અને પ્રલય.

**અષ્ટલોકપાલ**—ધર, ધ્રુવ, સોમ, અહ, અનિલ, અનલ, પ્રત્યુષ અને પ્રભાસ.

**અષ્ટસિદ્ધિ**—અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિતા અને વશિતા (શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધનો અ ધ્યાય ૧૫ જુઓ.)

**નવ પ્રકારની ભક્તિ**—શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.

**નવ રસ**—અલંકારશાસ્ત્રમાંના-શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્‌ભુત અને શાંત.

**દશ નિયમ**—दानमिज्या तपो ध्यानं स्वाध्यायोपस्थनिग्रहः।
व्रतोपवासौ मौनं च स्नानं च नियमा दश॥

અર્થાત્ દાન, યજ્ઞ, તપ, ધ્યાન, સ્વાધ્યાય, બ્રહ્મચર્ય, વ્રત, ઉપવાસ, મૌન અને સ્નાન, એ દશ નિયમ છે.

**દશ યમ**—आनृशंस्यं क्षमा सत्यमहिंसा दम आर्जवम्।
प्रीतिः प्रसादो माधुर्यमक्रोधश्च यमा दश॥

અર્થાત્ અક્રૂરતા, ક્ષમા, સત્ય, અહિંસા, દમ, સરળતા, પ્રીતિ, પ્રસન્નતા, માધુર્ય અને શાંતિ, એ દશ યમ છે.

**એકાદશ રુદ્ર**—મૃગવ્યાધ, સર્પ, નિર્ઋતિ, અજૈકપાત્, અહિર્બુધ્ન્ય, પિનાકી, દહન, ઈશ્વર, કાપાલી, મહાદ્યુતિ અને ભર્ગ.

**ચૌદ મનુ**—સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, દેવસાવર્ણિ, ઇંદ્રસાવર્ણિ, અને ધર્મસાવર્ણિ.



# શ્રીજ્ઞાનેશ્વરનું આળંદી ક્ષેત્ર

આ જ્ઞાનેશ્વરીમાં આપેલા **શ્રીજ્ઞાનેશ્વર મહારાજના** જીવનચરિત્ર ઉપરથી જે વાંચનાર સજ્જનોને શ્રી 'આળંદી'ના પવિત્ર ક્ષેત્રની યાત્રાની ઇચ્છા થાય, તેમની જાણ અને સુગમતા માટે કેટલીક જરૂરી માહિતી નીચે પ્રમાણે છે:—

**શ્રી "આળંદી"** પૂનાથી ૧૨ માઇલ દૂર હોઇ ઠેઠ સુધી પાકી સડક છે. જવાઆવવા માટે ટાંગા મળે છે, જેમાં બે માણસ બેસી શકે છે. વળી મોટરો પણ મળે છે.

**દરેક માસની વદ ૧૧ ની** યાત્રા કરવા પૂનાથી તથા આસપાસનાં ગામોથી હજારો ભક્તજનો આવે છે. પૂના શહેરમાં શનિવારવાડામાં મોટરો ત્યાં જવાઆવવા માટે તે દિવસે મળે છે.

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજે** કારતક વદ ૧૩ ને દિવસે સમાધિ લીધેલી છે; જેથી દર વર્ષે કારતક વદ ૧૧ ના દિવસે મોટો મેળો ભરાઈ યાત્રાળુની સંખ્યા લગભગ પોણો લાખની દર્શન માટે આવે છે અને રાત્રિ તથા દિવસે ભજન, ધૂન, ઉપદેશ તથા દર્શનની ધમાલ મચી રહે છે.

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજની** ચરણપાદુકા શ્રી "આળંદી"થી દર જેઠ વદ ૮ ને દિવસે પગરસ્તે શ્રીપંઢરપુર જાય છે, જે સાથે શરૂઆતમાં લગભગ પાચ હજાર માણસ હોય છે, પણ મુકામે પહોંચતાં સુધીમાં પાલખી લગભગ એક લાખથી વધુ માણસો સાથે આષાઢ સુદ ૧૦ ને દિવસે શ્રીપંઢરપુર પહોંચે છે. એ સમયે શ્રીપંઢરપુરમાં પણ મોટો મેળો ભરાય છે અને પૂનમ સુધી રહે છે.

**શ્રી "આળંદી"માં ધર્મશાળા**—દક્ષિણી લોકોની નાની મોટી ૮–૧૦ હોવા ઉપરાંત ગુજરાતી ભાઇઓને ઊતરવા માટે પણ **"ગંગાસ્વરૂપ રામીબાઈ વ્રજલક્ષ્મિયના સ્મરણાર્થે:શ્રીજ્ઞાનદેવ ધર્મશાળા"** નામે એક ધર્મશાળા થોડા વખતથી બંધાઇ છે, જેમાં ઉતારાની તથા વાસણ, ગાદલાં વગેરેની સગવડ છે. ત્યાં ઊતરવા માટે માલિકની ચિટ્ઠી લેવાની જરૂર નથી. ત્યાંના રખેવાળ દરેક જ્ઞાતિના યાત્રાળુ માટે સર્વ જાતની સગવડ કંઈ પણ લીધા સિવાય કરી આપે છે. આ ધર્મશાળા આળંદીમાં શ્રીનરસિંહ સરસ્વતીની સમાધિના મંદિરની નજદીક ગોપાલપુરમાં આવેલી છે.

આ લખનારને શ્રી"આળંદી" ક્ષેત્રની યાત્રાનો લાભ મળ્યો છે. કાચા સોનાની ગુજરાતની ડૉળી ભક્તિ કરતાં નિર્ધન દક્ષિણવાસી ભક્તોની કીર્તનભક્તિ અને ધર્મશ્રદ્ધા તેમજ એકબીજા પ્રત્યેની નમ્રતા અને સદ્ભાવ જોઇને તેમજ ચરિત્રમાં વર્ણવેલો ઓટલો તથા વૃક્ષ વગેરે જોઇને સંસ્કારી હૃદય પોતપોતાના ગજા પ્રમાણે ઉચ્ચ ભાવોમાં મગ્ન બન્યા સિવાય રહે નહિ.

# શ્રીજ્ઞાનેશ્વર અને તુકારામની પાલખીઓ

દર વર્ષે આષાઢી એકાદશી નિમિત્તે શ્રીપંઢરપુર ક્ષેત્રની યાત્રાએ જતી વેળા શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજનો અહીં (પૂનામાં) એક દિવસ મુકામ થાય છે. આ પ્રસંગે રાષ્ટ્રીય કાર્યકર્તાઓ તેમજ સુશિક્ષિત વર્ગને બોધદાયક કેટલીક બાબતો સહજ રીતે લક્ષમાં આવે છે. પણ અતિ વ્યવસાયને લીધે કહો અથવા વિચારવૈચિત્ર્યને લીધે કહો, આ વર્ગનું તે બાજુએ જેટલું જવું જોઇએ તેટલું લક્ષ ગયું હોય એમ જણાતું નથી; અને તેથીજ આ બાબતમાં ઉદ્‌ભવેલા કેટલા વિચાર અત્રે નોંધી રાખવાનું યોજ્યું છે.

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજની પાલખીઓ પૂનામાં એક દિવસ રહે છે; એમ હોવાછતાં તેઓ પોતે અહીં એક દિવસ મુકામ કરે છે, એમ ઉપર લખેલું જોઇ કોઇને ભ્રમમાં પડવાનું કારણ નથી. કારણ કે, એ પાલખીઓ ને પાદુકા એ ચર્મચક્ષુએ દેખાતાં તેમનાં બાહ્ય ચિહ્નો છે. પરંતુ સત્પુરુષો કીર્તિરૂપે તેમજ જ્ઞાનરૂપે સદૈવ અમર હોવાથી, તેઓ જ્ઞાનચક્ષુ વડે હમેશાંજ અનુભવી શકાય છે. બીજું એ છે કે, તેમને સંતની પદવી મળી હોય તો પણ તે પરીક્ષ્યમાણ અવસ્થામાં હોય છે. જગતના આઘાત વેઠી વેઠીને લોકોની નિંદાસ્તુતિને નહિ ગણકારતાં સદાચરણ વડે ભવચક્રની મોહજાળમાંથી પાર પડી, તેમનું દેહાવસાન થાય એટલે તેમની સંત–પદવી સ્થિર થાય છે. આવા સત્પુરુષોનો મહિમા શ્રીજ્ઞાનેશ્વર મહારાજે પોતાની એક ઓવીમાં પ્રભુના મુખે બોલાવ્યો છે. તેમાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, "દિવ્ય જ્ઞાન વડે તેજસ્વી થયેલા સંતો તે મારાંજ સ્વરૂપો છે એમ તું સમજ અને એકાદ કામિની સ્ત્રી ઉપર જેટલા પ્રેમથી–જેટલી ઉત્સુકતાથી તારી દૃષ્ટિ ઝડપ નાખે છે, તેટલાજ પ્રેમથી તું તેમને જો." અને આવા સત્પુરુષો ઘેર ચાલી આવે ત્યારે, આવા સંતપદનો લાભ મળતો હોય ત્યારે, જે અનુભવ થાય છે તે અનુભવ તુકારામ મહારાજ પોતાના એક અભંગ વડે વ્યક્ત કરે છે. તુકારામ મહારાજ કહે છે કે, "જે દિવસે અમને સજ્જન–સંતની મુલાકાતનો યા તો ભેટનો લાભ મળે છે, તેજ દિવસ અમને દશેરા–દિવાળી જેવો લાગે છે. અમારા સુખને તેમજ અમારા સદ્‌ભાગ્યને તે દિવસે સીમાજ રહેતી નથી. રામનામની ગર્જનાથી વાચા સાર્થક થઇ હોય તે દિવસ અત્યંત ધન્ય છે. સંતોનાં ચરણકમળમાં આપણે જીવસમર્પણ કરીએ તો પણ તેમનો બદલો વળી શકતો નથી." આવી રીતે પોતાની રસાળ અર્થપૂર્ણ અને પ્રાકૃત એટલે શુદ્ધ મરાઠી એવી સહેલી ભાષામાં બોધામૃત પાઇને જેમણે મહારાષ્ટ્રીય જનતાને કૃતાર્થ

કરી રાખી છે, એવા સત્પુરુષોની પાલખીઓ શહેરમાં આવે છે ત્યારે પૂનાના રહેવાસીઓની ભક્તિને એકદમ ભરતી આવે છે. અને પાલખીનું સ્વાગત કરવામાં અને તેને શહેરમાં ફેરવવામાં તેઓ તદ્દન તલ્લીન થઈ જાય એમાં શું આશ્ચર્ય? પરમ ઉલ્લાસથી નાના અને મોટા, ગરીબ અને શ્રીમંત સૌ કોઈ આ પાલખીની સામે જાય છે અને મોટા દાદથી ગાજતા વાજતા "ગ્યાનબા તુકારામ"નો જરા અશુદ્ધ પણ પ્રેમાળ તેમજ ભક્તિપૂર્ણ જયઘોષ કરતા કરતા નિરભિમાન વૃત્તિથી ભજનમાં રંગાઇને તે પાલખીઓને શહેરમાં ફેરવી તેમના ઊતરવાને ઠેકાણે જઈ પહોંચાડે છે. પાલખી જે રસ્તે થઇને જવાની હોય છે, તે રસ્તાની બન્ને બાજુએ આવેલાં ઘરોના ઓટલા, બારીઓ, છજાંઓ અને છાપરાં વગેરે માણસોથી ઊભરાઇ ગયેલાં દેખાય છે. આ પાલખીઓનો એક દિવસ મુકામ થાય છે એટલા વખતમાં આવો, આપણે તેના પૂર્વ ઇતિહાસ તરફ વળીએ.

પુંડલિકને માટે શ્રીભગવાન પંઢરપુરમાં વાસ સ્વીકારી ઇંટના ટુકડા ઉપર ઊભા રહ્યા ત્યારથી ભક્તિમાર્ગ સૌને માટે ખુલ્લો થયો. ભગવાનનાં દર્શન કરવા સારુ નિયમપૂર્વક જેમણે પરિપાઠ રાખ્યો, તેમને વારકરી એવું નામ મળ્યું. શ્રીજ્ઞાનેશ્વર મહારાજ, શ્રીએકનાથ મહારાજ, વિશ્વંભર બુવા મોરે એટલે તુકારામ બુવાના સાતમા પૂર્વજ, આ બધા વારકરીજ હતા. ગોપીચંદનની મુદ્રાઓ ધારણ કરવી, તુલસીની માળાઓ પહેરવી, એકાદશીના ઉપવાસ વગેરે વ્રત કરવાં, દરરોજ નિયમપૂર્વક હરિભજન કરવું અને હરપ્રયત્ને હરિસ્મરણ અંતઃકરણમાં સદા જાગ્રત રાખવું એ વારકરી લોકોનાં પ્રધાન લક્ષણો છે. અસ્તુ; વિશ્વંભર બુવાને દૃષ્ટાંત (પરચો, પ્રભુલીલાનું દર્શન, ચમત્કાર) થયા ઉપરથી તેમણે મહારાષ્ટ્રમાં આવેલા દેહુ ગામમાં શ્રીવિઠ્ઠલપ્રભુની મૂર્તિ સ્થાપન કરી. દેહુના વિઠ્ઠલમંદિરમાં અદ્યાપી તેજ મૂર્તિ છે. શ્રીતુકારામ બુવા જ્યારે પંઢરપુરની યાત્રાએ જતા ત્યારે તેઓ શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાદુકાઓને સાથે લઇ જતા. એટલે શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાલખીની શરૂઆત તુકારામ મહારાજથી થયેલી છે. તુકારામ મહારાજના ત્રીજા ચિરંજીવી નારાયણ બુવાએ સતારાના શ્રીશાહુ મહારાજ પાસેથી દેહુ, ચેલવાડી અને કિનઈ એ ગામના વહીવટની તેમજ ઉત્પન્નની કાયમની સનંદો મેળવી અને દેહુના વિઠ્ઠલ મંદિરનો ઉત્તમ પ્રકારે જીર્ણોદ્ધાર કરી બહુ સુંદર કામ ઉઠાવ્યું. શ્રીતુકારામ બુવાના વંશના ચોથા પુરુષ પણ ભગવદ્‌ભક્ત હોવાથી તેમને જ્ઞાનેશ્વર મહારાજની પાદુકા જે પ્રમાણે પંઢરપુર લઇ જવામાં આવે છે, તે પ્રમાણે પોતે પણ શ્રીતુકારામ બુવાની પાદુકા પંઢરપુર લઇ જવી એમ લાગ્યું. તેઓ જાગીરદાર હોવાથી પાદુકાને પાલખીમાં પધરાવી લઈ જવાનો રિવાજ શરૂ થયો. પણ પછીથી કાંઈ ખાનગી કલહને લીધે એ રિવાજ બંધ પડ્યો. સતારા જિલ્લામાં

આરફળ નામના ગામમાં હૈબતરાવ નામના એક મરાઠાજાતિના પુરુષ હતા; તેમને સિંધિયા સરકારના રાજ્યમાં સારી નોકરી હતી. પણ તેમના અંતઃકરણમાં દૃઢ વૈરાગ્ય હોવાથી તેઓ પોતાની નોકરી છોડી દઇ આળંદીમાં આવી રહ્યા અને શ્રીજ્ઞાનેશ્વર મહારાજના પરમ ઉપાસક બન્યા. તેઓ જ્ઞાનેશ્વરી બહુ સરસ રીતે સમજાવતા હતા. આળંદીની ભજનમંડળીને અભંગ બોલાવાની ક્રમવારી એમણેજ બાંધી આપી. તેમનાજ મનમાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાલખીને પંઢરપુર લઈ જવાની ઉત્કટ ઇચ્છા થવાથી, મ્હાપ્પા વારકર નામના પ્રસિદ્ધ વારકરીને અનુકૂળ કરી લઇને પાલખીની દાંડી આગળ ભજન કરતા જવાનું માન વારકરને આપીને શ્રીજ્ઞાનેશ્વરની પાલખી પંઢરપુર લઇ જવાનો રિવાજ તેમણે પાડ્યો. આ બીનાને આજ આશરે ૧૦૦ વર્ષ થયાં. ત્યાર પહેલાં આળંદીની ભજનમંડળીજ માત્ર પંઢરપુર જતી હતી. વારકર વારકરીના વંશજોને દાંડીનું માન અદ્યાપિ પણ ચાલુ છે. તેવીજ રીતે જ્ઞાનેશ્વર મહારાજના પંઢરપુરના ઉપાધ્યાય નેર્લેકર પાલખીને લેવા સારુજ ખાસ પંઢરપુરથી આળંદી આવતા હતા. તે પ્રમાણે તેમના વંશજો હજુ પણ પાલખી લેવાને આળંદી આવે છે. આળંદીના શ્રીજ્ઞાનેશ્વરના દેવળવાડાના ઉત્તર દરવાજે હૈબતરાવનું પિત્તળી પગથિયું છે. અને દેવળમાં પેસતાંજ ડાબી બાજુ તરફની યાત્રાળુઓને ઊતરવાની ઓરડીઓ પૈકી પહેલી ઓરડીમાં તેમની સમાધિ છે. અસ્તુ. આ પ્રમાણે શ્રીજ્ઞાનેશ્વરની પાલખી શરૂ થયા પછી શ્રીતુકારામ મહારાજની બંધ પડેલી પાલખી પણ ફરીથી શરૂ થઈ. આ બન્ને પાલખીઓ દર વર્ષે જ્યેષ્ઠ વદિ ૯ ને રોજ અહીં એટલે પૂના મુકામે આવી પહોંચે છે અને દશમને દિવસે પણ અહીંજ રહે છે, એ ઉપર જણાવેલુંજ છે.

પૂનામાં આવનારા એકાદ નવા મનુષ્યને સુધ્ધાં આ પાલખીનો મુકામ ક્યાં છે એની તપાસ કર્યા સિવાયજ તેના દર્શનને માટે દોડી જતા ભક્તજનોની ગિરદી ઉપરથી અને 'શ્રીજ્ઞાનેશ્વર માઉલી સમર્થ' ઇત્યાદિ નામઘોષ ઉપરથી સહજમાં જણાઇ આવે તેમ હોય છે. આ સત્પુરુષોનાં સાંનિધ્યથી અને વાતાવરણમાં ઊછળી રહેલી આનંદની લહરીઓથી પૂના શહેરમાં આ દિવસ પંઢરપુરના દસરા–દિવાળીના જેવા લાગે છે. બીજે દિવસે સવારે એટલે જ્યેષ્ઠ વદિ એકાદશીએ આરતી થયા પછી આ બન્ને પાલખીઓ આગલે મુકામે જવા સારુ કૂચ કરે છે, ત્યારે પરમ સ્નેહી એકાદ મનુષ્ય બહારગામ જવાનો હોય એટલે તેના આપ્તમિત્ર તેને વળાવવા સારુ જેમ તેની સાથે થોડેક દૂર જઇ રજા આપે છે; તેવીજ રીતે આ સત્પુરુષોની પાલખીને અને તેની સાથે જનારી ભજનમંડળીઓને તેમજ વારકરીઓને વળાવવા સારુ પૂનાનાં માણસો ખરા પ્રેમથી ગુલ ટેકરી સુધી જાય છે. આ વખતે રસ્તામાં બહુ ગિરદી થાય છે. ગરીબ અને

શ્રીમંત, નાના અને મોટા, સૌ કોઈ પાલખીની આગળ સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાનો ભક્તિપ્રેમ વ્યક્ત કરે છે, અને ભજનમાં સામેલ થઇ પ્રભુભક્તિમાં લીન થઈ જાય છે. સ્ત્રીઓ પોતાનાં બાળકોને પાલખીની આગળ રસ્તામાં સુવાડી તેમનું કલ્યાણ કરવા સારુ શ્રીજ્ઞાનેશ્વર તુકારામની મનોભાવપૂર્વક પ્રાર્થના કરે છે. પાલખી ગુરુ ટેકરી આગળ પહોંચ્યા પછી ફરીથી આરતી થાય છે અને પછી વળાવવા ગયેલા લોક ધીમે ધીમે પાછા ફરવા લાગે છે. પંઢરપુર સુધી જનારા પોતાના આપ્તેષ્ટોને રજા આપતી વેળાએ ચિત્તવૃત્તિ કેવી પીગળવા લાગે છે, ને શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજને એ વર્ષના અને ત્યાંના છેવટના નમસ્કાર કરતી વેળાએ નેત્ર ભક્તિપ્રેમના પરમાનંદમાં અશ્રુધારાથી કેવાં ભરાઈ આવે છે અને પાછા ફરનારાનાં અંતઃકરણ કેવાં ભરાઈ આવે છે, એનું વર્ણન એકાદો કુશળ ચિત્રકાર અથવા કોઇ પ્રાસાદિક કવિજ કરી શકે!

આ બન્ને પાલખીઓ સાસવડ ગામ સુધી એકત્ર જાય છે અને ત્યાંથી તેમના માર્ગ જુદા થાય છે. શ્રીતુકારામ મહારાજની પાલખી બારામતી તરફથી જાય છે અને શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાલખી જેજુરી, વાલ્હા ને નીરાપુલને રસ્તે થઇને જાય છે.

આ બે પાલખીઓની પેઠેજ બીજા સંતોની પાલખીઓ પણ પંઢરપુર લઇ જવાનો રિવાજ જુદી જુદી વેળાએ શરૂ થયો. આ બધી પાલખીઓ આષાઢ સુદિ ૯ ને દિવસે વાખરીના મેદાનમાં એકઠી થવાની હોય છે. મુખ્ય પાલખીઓ આ પ્રમાણે હોય છેઃ— ૧–પેંઠણથી એકનાથ મહારાજની, ૨–ત્ર્યંબકથી નિવૃત્તિની, ૩–એદલાબાદથી શ્રીમુક્તાબાઈની, ૪–મચ્છેન્દ્રગઢથી મચ્છેન્દ્રનાથની, ૫–સાસવડથી શ્રીસોપાનદેવની અને ૬–આરણગામથી શ્રીસાંવતા માળાની.

આ સિવાય ચાંગદેવ, ગોરા કુંભાર, ચોખામેળા વગેરે સત્પુરુષોની પણ પાલખીઓ નીકળે છે. આ બધામાં શ્રીજ્ઞાનેશ્વરની ને તુકારામની પાલખીઓની સાથે ભજનમંડળીઓ તેમજ વારકરીઓનો જમાવ બહુ મોટો હોય છે, અને જતાં જતાં માર્ગમાં તેમાં ગામ-ગામના વારકરીઓ સામેલ થતાજ રહે છે અને એવી રીતે ઉત્તરોત્તર વધતો જતો પ્રચંડ જનસમુદાય પાલખીઓ સહિત વાખરીના મેદાનમાં આવી પહોંચે છે. આ વખતનો દેખાવ બિલકુલ અવર્ણનીય હોય છે. બધી પાલખીઓને વચમાં મૂકી તમામ ભજનમંડળીઓ અને અન્ય વારકરીઓ મળીને જ્યારે એકજ સાથે હરિભજનની ધૂન લગાવે છે, ત્યારે એકાદ નાસ્તિકનું અંતઃકરણ સુધ્ધાં ભક્તિરસથી દ્રવીભૂત થઇ જાય છે. ભેરીભૂંગળ ફુંકાય છે, તૂરીનાદ ગગનમંડળને વિદારતા હોય છે અને તાલમૃદંગના અવાજથી તેમજ હરિનામના ઘોષથી દશે દિશા ગાજી રહે છે. 'અમર ભુવન,' 'ભક્તિનદીનું મહાપૂર,' 'મહીતળ ઉપરનાં સર્વ ક્ષેત્રોની પરિષદ' આવા કૃત્રિમ શબ્દોથી.

આ પ્રસંગની કલ્પના થઈ શકવાની નથી. તે દેખાવ પ્રત્યક્ષ નેત્રો વડે જોઇનેજ અનુભવવો જોઇએ, અને અષાઢ સુદિ ૧૦ ને રોજ જ્યારે આ બધું મંડળ વાજતુંગાજતું પંઢરપુરમાં પ્રવેશ કરવા કૂચ કરે છે, ત્યારે તો એકાદો દિલીપના જેવો મહાપ્રતાપી રાજા પોતાની અગણિત સેના લઇને જાણે પંઢરપુર ઉપર સવારી કરતો હોય એવો ભાસ થાય છે.

પરંતુ પાલખીઓના આ બધા વર્ણનમાં એક ખાતું બિલકુલ ખાલી છે, એ સહજ ધ્યાનમાં આવશે. એક દિશા શૂન્યવત્ લાગશે એવી આશા છે. આટલું વર્ણન વાંચીને વાચકોને એક મોટી ગેર-સમજ થાય એવું તેમાં એક સ્થળ છે. સખેદ આશ્ચર્ય, નિરાશા, ઔદાસીન્ય ઇત્યાદિ વિકારોની છાપ અંતઃકરણ ઉપર વારાફરતી પડે એવું તેની અંદર કંઇ પણ છે; તે શું વારુ ? સબૂર કરો. કહું છું.

આ આટલો મોટો જનસમુદાય એક હેતુથી પ્રેરિત થઇને પ્રતિવર્ષે એકત્ર થાય છે, એ બીના રાષ્ટ્રહિતની દષ્ટિથી અત્યંત મહત્ત્વની નથી કે ? એક મહાન રાષ્ટ્રના આપણે ઘટક છીએ અને આપણા ઉપર રાષ્ટ્રના હિતાહિતની એક જવાબદારી છે એ માન્યતા દૃઢ કરી આપવાને આ એક ઉત્તમ તક આવે છે. સમાજદૃષ્ટિએ સુધ્ધાં આ આષાઢી એકાદશીની પાલખીઓનો પ્રસંગ મહત્ત્વનો છે. ભક્તિરસમાં તલીન થવાને લીધે અભિમાનને માટે સ્થળ ન રહેતાં બારીક સારીક જાતિભેદ અને તે સંબંધી ખોટી માન્યતાઓ આપો-આપ ગળી જાય છે. બધાને એકજ ઠેકાણે, એકજ વેળાએ જવાનું હોવાથી એકબીજાની બાબતમાં સહાનુભૂતિ અને પ્રેમ ઉત્પન્ન થઇ, આપણે બધા એક છીએ એ ભાવના દૃઢ થવા લાગે છે. તેવીજ રીતે વળી પાલખીઓના મુકામે અને પંઢરપુરમા નવવિધ ભક્તિ વધારનારાં ભજન, કીર્તન, પુરાણ ઇત્યાદિ પ્રસંગ વારંવાર અને સર્વત્ર દૃષ્ટિ સમક્ષ આવતા હોવાથી ધર્મદૃષ્ટિએ પણ એ બીના મહત્ત્વનીજ છે. આવી રીતે રાષ્ટ્રીય, સામાજિક અને પરમપાવન એવો પાલખીઓનો આ મહોત્સવ પાર કોણ પાડે છે એમ પૂછશો, તો સુશિક્ષિતો તરફથી અશિક્ષિત કહેવામા આવતા કણબી, માળી, મરાઠા અને પછાત વર્ગના લોક ! ત્રીણી પછેડીઓવાળા યાને પોતાને ઉચ્ચ વર્ણના કહેવડાવનારનું આ આખા ઉત્સવમાં ક્યાંય નામ પણ નથી હોતું. સુશિક્ષિત વર્ગને આ ઉત્સવમાં પોતાને સામેલ થવા જેવું કંઇ છે એમ લાગતું નથી. ભારત, ભાગવતાદિ ગ્રંથો ઉપરથી ભક્તિરસની મોટી મોટી કથા કહેનારા પુરાણિકો, હારમો-નિયમના સુસ્વરમાં શ્રીતુકારામના અભંગોતું વ્યવહારાતુભૂત એવું પ્રામાણ્ય માનીને અને મૃદંગની થાપો પર આ ભક્તિમાર્ગના કવિઓની કાવતાઓના વિવેચનથી શ્રોતાઓને દંગાગાર કરી નાખનારા હરિ-દાસો તુકારામના અભંગોના ( રામકૃષ્ણ હરિનામ છોડી દઇને ) આધાર

પર અધ્યક્ષપીઠ ઉપરથી નિર્ગુણ ઈશ્વરની ઉપાસના ચલાવનારા, આ પૈકી કોઇનેયે પત્તો આ મહોત્સવમાં લાગતો નથી એ કેવું આશ્ચર્ય!

વર્ષની ઋતુઓ, મહિના અને દિવસ જેટલા નિયમિતપણે અને વખતસર વિના તકરારે પુનઃ પુનઃ પ્રાપ્ત થાય છે, તેટલાજ નિયમિતપણે આજ કેટલાંય વર્ષથી આ પાલખીઓ શ્રીપંઢરપુરની યાત્રા કરે છે અને તેથીજ એ વહીવટ અનાદિ છે, એમ કેટલાકોને લાગતું હોય છે. હજારો ને લાખો વારકરીઓ નિમંત્રણપત્રિકા સિવાય સ્વાગતમંડળની અપેક્ષા ન રાખતાં અધ્યક્ષ, ઉપાધ્યક્ષ, કાર્યકારી મંડળ અને કાર્યક્રમની ભાંજગડમાં ન પડતાં એકત્ર થાય છે અને પૂર્ણ એકતાથી વર્ષાનુવર્ષ પોતાની યાત્રા પાર પાડે છે. પાલખીઓના મુકામ ઠેકેઠેકે, બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે તથા ગ્રેટ ઇન્ડિયન પેનિનસ્યુલા રેલવેના સ્ટેશનોની પેઠે બિલકુલ નક્કી થયેલા એક મુકામે આવી પહોંચવાની અને ત્યાંથી આગળ જવાની. આ પાલખીઓની વેળા, ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટના વેળાપત્રક પ્રમાણે બરાબર નક્કી થયેલી. પાલખીઓની સાથેના હજારો ગરીબ વારકરીઓના ખાવાપીવાનો ભાર–જવાબદારી સ્વેચ્છાથી પોતાને માથે લઇ, ગામગામના લોકો રોટલા, દાળ, છાશ, પાણી વગેરે પદાર્થોનાં ગાડાં ભરી લાવી પાલખીઓના રસ્તા પર અને તેના મુકામ પર અચૂક હાજર, ભૂલેચૂકે આવેલા બ્રાહ્મણ વારકરીને સીધાં–સામગ્રી તેમજ બીજી જોઇએ તે મદદ આપવાને ગામનો પટેલ એકપગે હાજર. અશિક્ષિત કહેવામાં આવતા વર્ગનો આ ઉત્સાહ, બહુજનસમાજ સંબંધની આ લાગણી, તેની વ્યવસ્થા, ટાપટીપ અને ભક્તિ જોઇને સુશિક્ષિતોએ મોંમા આંગળાંજ ઘાલવાં જોઇએ. જ્ઞાનેશ્વર મહારાજ અને શ્રીતુકારામ મહારાજની મહત્તા, તેમનો અધિકાર, મહારાષ્ટ્રીઓ ઉપર અને પરંપરાએ અખિલ જનતા ઉપર તેમણે કરી રાખેલા ઉપકાર કઈ બાજુએ અને આ મહોત્સવ સંબંધી સુશિક્ષિત વર્ગનું એટલે જેમને આ બાબતનું જ્ઞાન છે, ભાન છે, તેનું દેખાઇ આવતી ઉદાસીનતા અને તટસ્થતા કઈ બાજુએ?

પાલખીઓની સાથે પંઢરપુર આવનારો આ સમાજ રાષ્ટ્રનો કંઇ નાનોસૂનો ઘટક નથી. એનાથી અલગ રહેવામાં રાષ્ટ્રની તેમજ સમાજની મોટી હાનિ છે, એ સુશિક્ષિત વર્ગે લક્ષમાં લેવું જોઇએ. આ મહોત્સવરૂપ દસરાને દિવસે આપણા આ અશિક્ષિત બંધુઓ પાસેથી અભિમાનગલિત વૃત્તિથી ભગવદ્ભજનમાં લીન થઇ જવાનું રહસ્ય શીખી લઇ, તેમને ઇશ્વિરસ્વરૂપનું યથાર્થ જ્ઞાન કરાવી આપવાને જ્યારે સુશિક્ષિત વર્ગ તૈયાર થશે, એટલે કે આ પરસ્પર આપ–લે કરવાના પ્રકારનું સોનું લૂંટીને લૂંટાવાશે, તેજ ધન્ય દિવસ અને તેજ દિવાળી! બોલો **“ગ્યાનબા તુકારામ! ગ્યાનબા તુકારામ!”**

(જૂન–૧૯૩૩ ના “ચિત્રમય જગત”માંથી)

# શ્રીગીતાજયંતીનો દિવસ



ખરેખર, શ્રીમદ્‌ગીતાના જેવો દિવ્ય સંદેશવાહક ગ્રંથ આજ સુધી બીજો નથીજ રચાયો. શ્રીમદ્‌ગીતાના સંબંધમાં ' માનવજાતિએ એટલી બધી આલોચના-પ્રત્યાલોચના કરી છે કે, તેટલી આજ સુધી બીજા કોઈ પણ ગ્રંથના સંબંધમાં થઇ નથી અને થવાનો સંભવ પણ નથી. શ્રીમદ્‌ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે, જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા તો કેટલાય ગ્રંથો તૈયાર થાય.

શ્રીમદ્‌ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ મુગ્ધ છે. શ્રીમદ્‌ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે, તેના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન છે અને તેની **વીરત્વભરી વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવ આસક્ત થાય છે. કોઇ શ્રીમદ્‌ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે, તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે, અને કોઇ **કર્મયોગશાસ્ત્ર** કહે છે, તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં શ્રીમદ્‌ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની ઝોળી** અને સ્વર્ગનું કલ્પવૃક્ષ છે, કે જેના વડે માનવી જે કંઇ જોઇએ તે પ્રાપ્ત કરી શકે તેમ છે. જો એમ ન હોત તો શ્રીમદ્‌ગીતામાંથી લોકોની ભિન્નભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર રંગો ક્યાંથી નીકળી શકત ?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાંજ યુરોપની જાતિઓ ભીની થયેલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી, એક સમયે બેબિલોનિયનોના ડરથી યુરોપિયનો થરથર કંપતા હતા, એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજિપ્શિયનોનો દમામ ચાલતો હતો, અને એક કાળમાં ગ્રીકોની ધાક યુરોપમાં ફેલાઇ ગઇ હતી. પરંતુ એ જોરાવર જાતિઓ પણ કાળરૂપી સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઇ ગઇ અને હિંદુજાતિ, કે જે કાસ્પિયન, ચીન, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ (તિબેટ) માંની જાતિઓ કરતાં પણ ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્રમાં, સુરસ શ્રુતિમંત્રોની લહરીમાં અવગાહન કરતી હતી તે આજપર્યંત ટકી રહી. આનું કારણ શું ? અમારા અભિપ્રાય પ્રમાણે તેનું જબરદસ્ત કારણ તેનું ઉદાત્ત સાહિત્ય છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ સાહિત્યનું મંથન કરીને યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમદ્‌ગીતામાં તેનું હૃદય એવી સુંદર રીતે ગોઠવી દીધું છે કે, જેથી કરીને સંસારમાં આર્ય-હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહિમાનો પ્રચાર કરનાર શ્રીમદ્‌ગીતા જેવો બીજો કોઇ પણ ગ્રંથ નથી.

આજે હિંદજાતિ ગુલામ છે, દરિદ્ર છે અને છિન્નભિન્ન છે. ધૂર્ત જાતિઓ તેને "કપિલા ગાય" માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય (હિંદુજાતિ) શ્રીમદ્‌ગીતાની અભયવાણી તરફ કાન માંડે છે, ત્યારે તેઓ તેને ભૂખ્યા વાઘ જેવી માને છે અને તેમનાં ગાત્ર ઢીલાંઢસ થઇ જાય છે. જ્યારે વિદેશી જાતિઓ જુએ છે કે, ફૈઝીએ ફારસીમાં, અણુ સુલેહે અરબીમાં, સ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેંચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટીએ ઇટાલીમાં અને ટોમ્સન, આર્નોલ્ડ, ડેવિસ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં ગીતાના અનુવાદ કરીને ઘણીખરી નીતિશૂન્ય જાતિઓમાં સદાચારશાસ્ત્રનો પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમની મારી મસ્તક નમાવે છે અને હિંદુજાતિને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક માને છે. પછી ભલેને એ માન્યતા પેટમાં સંતાડી રાખીને તેઓ સ્વાર્થ સાધનાને ખાતર મિસ મેયો જેવી સ્ત્રીઓને માયાજાળ ફેલાવવામાં છૂટે હાથે મદદ કરે! ચાર્લ્સ વિલ્કિન્સને શ્રીમદ્‌ ગીતાનો જે અનુવાદ કર્યો છે, તેની ભૂમિકા વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે. એ ભૂમિકામાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે, "**કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે.**" અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો શ્રીમદ્‌ ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સમક્ષજ રાખતો હતો. કેમકે શ્રીમદ્‌ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાંનો સર્વોત્તમ ગ્રંથ, માનવના ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે શ્રીમદ્‌ગીતાના **सर्वभूतेषु चात्मानं सर्वे भुतानि चात्मनि ।** એ શ્લોકને વાચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ જતું, તેનું હૃદય નાચી ઊઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના શ્રીમદ્‌ગીતાના પુસ્તકને ઇષ્ટદેવની મૂર્તિસમાન ગણતો અને તે પુસ્તક હજી સુધી ન્યૂયોર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં શ્રીમદ્‌ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે, તે દરરોજ ત્રણ–ચાર વાર પ્રેમ–રુદન કરતો હતો! ચીનાઓએ પણ તેનું નામ 'કિષનજી' (કૃષ્ણજી) પાડયું હતું! હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાય છે અને તેનું અસલ નામ લુપ્ત થઇ ગયું છે! બાલી અને જાવા બેટની "કવિ–ભાષા"માં શ્રીમદ્‌ગીતાના કેટલાયે ગદ્ય–પદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દૃશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ શ્રીમદ્‌ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે શ્રીમદ્‌ગીતા ઉપર કંઈ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી.

કેમકે તેમનો કોઈ પણ મત કે સિદ્ધાંત એવો હોનો નથી, કે જેનું તેમણે શ્રીમદ્‌ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે, એ બધું જો કોઇ વાંચવા માગે, તો તે પાછળ કોઇ પણ માણસને બે-ચાર જન્મ તો લેવાજ પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યા-ગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતીય પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચન, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્કૃષ્ટ ગણાય છે. તુલસીકૃત રામાયણ સિવાય ભારતવર્ષમાં કોઈ પણ ભાષામાં એવો કોઇ પણ ગ્રંથ નથી કે જેનો શ્રીમદ્‌ગીતાના જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્ય-પાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું? ભારતના જડ-ચેતનમાત્રમાં ગીતાના ઉપદેશના સંસ્કારો ભર્યા પડ્યા છે. અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સુપ્ત (સુપ્ત રહેલા) છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સુપ્ત ઉપદેશને વિકાસ અને જાગ્રતિના નવીન સ્વાંગ સજાવવા એજ હિંદુજાતિનું આજનું પરમ આવશ્યક કાર્ય છે. આપણે ગીતા વાંચીએ છીએ પરંતુ તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે **निर्वैरः सर्वभूतेषु** નો પાઠ કરીએ છીએ, પરંતુ ઘરમાંજ વેરઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે. આપણે **युध्यस्व विगतज्वरः** નું રટણ કરીએ છીએ, પરંતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે **क्लैब्यं मा स्म गमः पार्थ** નું પારાયણ કરીએ છીએ, પરંતુ મા-બહેનોની બેઆબરૂ થતી જોવા-જાણવા છતાંયે નપુંસકતા દર્શાવીએ છીએ! આપણે **सुखीन क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्** નો દમ મારીએ છીએ, પરંતુ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ. આપણે **क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप** ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ હીજડાઓની પેઠે બીજાઓના માર ખાયા કરીએ છીએ! આપણે **नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः**" ની બંડાશ હાંકીએ છીએ; પરંતુ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળના પ્રતાપથી સંસારને ચકિત કરી શકતા નથી!

શ્રીમદ્દગીતાનો નિત્યપાઠ કરો, તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો, જો શ્રીમદ્દગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો, તો તો એનો એક શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગાવવાને પૂરતો છે. શ્રીમદ્દગીતાનો એક એક શબ્દ, એક એક અભયવાણીનો એવો નમૂનો છે કે, જે અભયવાણીનો ભક્ત મહાકાળને પણ ધૂળ ભેગો કરી શકે તેમ છે; તો પછી મનુષ્યોના તે શા હિસાબ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભયવાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુસંગઠનના નશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ કે, જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ અભયવાણીનું–આ શ્રીમદ્દગીતોપનિષદનું રામનામની પેઠે રટણ થાય. જેઓ સંસ્કૃતમાં શ્રીમદ્દગીતા સમજી શકતા નથી, તેઓ પોતાની માતૃભાષામાં વાંચે અને જેઓ માતૃભાષા પણ જાણતા નથી, તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ શ્રીમદ્દગીતાના ભક્ત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરીને હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજાવશે, તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ જાતિ નહિ રહે કે, જે આપણી સામે આંખ પણ ઊંચી કરી શકે. જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજય-ટંકાર કરીશું, તે દિવસે આ સંસારમાં એવી તે કઈ પ્રબળ શક્તિ છે કે જે ઘૂંટણિયે પડી શિરને ના નમાવે? શ્રીમદ્દગીતા–સિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે હિંદુસંગઠન કરી લઇશું, તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રુજી ઊઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ એકવાર કંપી ઊઠશે.

× × × ×

જે જાતિમાં ગીતા જેવો જ્વલંત ઉપદેશક ગ્રંથ છે, તેનું સંગઠન થતાં આટલી બધી વાર શા સારુ થાય છે? પરંતુ એ તો ત્યારેજ થઇ શકે, કે જ્યારે શ્રીમદ્દગીતાનો રામનામની પેઠે પ્રચાર થાય અને તેના ઉપદેશોનો આચાર–વ્યવહારમાં ઉપયોગ થવા લાગે. તેથી શ્રીમદ્ ગીતાજયંતીના દિવસને મહાન મહોત્સવનું રૂપ અપાવું જોઇએ. તે દિવસે **तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः** ના તુમુલ નિનાદથી ભારતવર્ષના વાયુમંડળને ભરપૂર કરી દેવું જોઇએ. એ દિવસે બહુચિરતાનથી આસામ અને હિમાલયથી કન્યાકુમારી સુધી **तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्** ની એવી બુલંદ ગર્જના થવી જોઇએ કે, જેથી વિરાટ હિંદુજાતિનાં ફેફસાંમાં ગરમ લોહી ધસી આવે અને સંગઠનનો સુદૃઢ દુર્ગ રચવાને બુદ્ધિપૂર્વક આગળ ધસે.

( 'હિંદૂપંચ' તા. ૧–૧૨–૨૭ ના અગ્રલેખનો સ્વતંત્રાનુવાદ )

# श्रीगीतामाहात्म्य

## ॥ श्रीगणेशाय नमः ॥

॥ धरोवाच ॥ શ્રીપૃથ્વીદેવીએ પૂછ્યું:-

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધકર્મને ભોગવતા મનુષ્યને અવ્યભિચારિણી (અનન્ય-એકનિષ્ઠ) ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે? (૧)

॥ श्रीविष्णुरुवाच ॥ શ્રીવિષ્ણુભગવાન બોલ્યા:-

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

પ્રારબ્ધને ભોગવતો (જે) મનુષ્ય સદા શ્રીગીતાના અભ્યાસમાં આસક્ત રહેતો હોય, તેજ આ લોકમાં મુક્ત અને સુખી થાય છે અને કર્મથી લેપાતો નથી. (૨)

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमंबुवत् ॥ ३ ॥

જેમ કમળપત્રને જળ સ્પર્શ કરતું નથી, તેમ જો શ્રીગીતાજ્ઞાનનું ધ્યાન કરે છે, તો મહાપાપાદિ પાપો કદી સ્પર્શ કરતાં નથી. (૩)

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥ ४ ॥

જ્યાં શ્રીમદ્ગીતાનું પુસ્તક હોય અને જ્યાં (તેનો) પાઠ થયા કરતો હોય, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થો રહે છે. (૪)

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपालबालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥ ५ ॥

જ્યાં શ્રીગીતા પ્રવર્તે છે ત્યાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો અને શ્રીકૃષ્ણપરમાત્મા પણ નારદ, ધ્રુવ અને સર્વ સહિત શીઘ્ર સહાયક થાય છે. (૫)

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम्।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥ ६ ॥

જ્યાં શ્રીગીતાનો વિચાર, ભણવું, ભણાવવું કે શ્રવણ ચાલે છે, ત્યાં હે પૃથ્વિ! હું અવશ્ય સદા નિવાસ કરું છું. (૬)

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम्।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥७॥

હું શ્રીગીતાના આશ્રયે રહું છું. શ્રીગીતા મારું ઉત્તમ ગૃહ છે અને શ્રીગીતાના જ્ઞાનનો આશ્રય કરીને હું ત્રણે લોકનું પાલન કરું છું.

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥८॥

શ્રીગીતા એ અવર્ણનીય પદોવાળી, અવિનાશી, અર્ધમાત્રા તથા અક્ષરરૂપ એવી મારી નિત્ય અને બ્રહ્મરૂપિણી પરમશ્રેષ્ઠ વિદ્યા છે; એમાં સંશય નથી. (૮)

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम्।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી તે ચિદાનંદ શ્રીકૃષ્ણે પોતાના મુખથી અર્જુનને કહેલી, ત્રણે વેદરૂપ, પરમાનંદરૂપ અને તત્ત્વરૂપ પદાર્થના જ્ઞાનથી ભરપૂર છે.

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥ १० ॥

જે મનુષ્ય સ્થિર મનવાળો થઈ નિત્ય શ્રીગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે, તે જ્ઞાનરૂપી સિદ્ધિને પામે છે અને પછી પરમપદને પ્રાપ્ત થાય છે. (૧૦)

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत्।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥ ११ ॥

સંપૂર્ણ પાઠ કરવાને અસમર્થ હોય તો તેથી અર્ધો પાઠ કરે, તો પણ ગોદાન જેટલું પુણ્ય પામે છે, એમાં સંશય નથી. (૧૧)

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत्।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥ १२ ॥

ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનના ફળને પામે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ પામે છે. (૧૨)

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥ १३ ॥

જે મનુષ્ય ભક્તિયુક્ત થઇ નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે, તે રુદ્રલોકને પામે છે અને ત્યાં શિવજીનો ગણ થઇ ઘણો કાળ વસે છે. (૧૩)

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥ १४ ॥

જે મનુષ્ય નિત્ય એક અધ્યાય, એક શ્લોક અથવા શ્લોકના એક ચરણનો પાઠ કરે છે, તે પણ હે પૃથ્વિ! મન્વંતર સુધી મનુષ્યપણાને પામે છે. (૧૪)

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥ १५ ॥
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥

જે મનુષ્ય શ્રીગીતાના દસ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ, એક કે અધો શ્લોકનો પણ નિત્ય પાઠ કરે છે, તે અવશ્ય દસ હજાર વર્ષ સુધી ચંદ્રલોકને પામે છે. (૧૫) શ્રીમદ્ગીતાનો પાઠ કરતાં અથવા સાંભળતાં મરણ પામેલો મનુષ્ય (પશુ આદિનો અધમ દેહ ન પામતાં) મનુષ્યપણું પામે છે. (૧૬)

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥ १७ ॥

(અને ત્યાં) શ્રીમદ્ગીતાનો પુનઃ અભ્યાસ કરીને ઉત્તમ મુક્તિ પામે છે. વળી "શ્રીમદ્ગીતા" એવા ઉચ્ચારસહિત મરે તે પણ સદ્ગતિને પામે છે. (૧૭)

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥ १८ ॥

મહાપાપવાળો પણ જો શ્રીમદ્ગીતાનો અર્થ સાંભળવામાં આસક્ત થાય, તો તે વૈકુંઠને પામે છે અને વિષ્ણુની સાથે આનંદ ભોગવે છે. (૧૮)

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम् ॥ १९ ॥

અનેક કર્મો કરીને પણ જે નિત્ય શ્રીમદ્ગીતાના અર્થનું ધ્યાન ધરે છે, તેને (ઇષ્ટસાક્ષાત્કાર પામેલો) જીવન્મુક્ત જાણવો અને દેહાંતે તે પરમ પદને પામે છે. (૧૯)

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम्॥२०॥

શ્રીમદ્‌ગીતાનો આશ્રય કરી જનક આદિ ઘણા રાજાઓ પાપરહિત થઈ લોકમાં ગવાયા છે અને પરમ પદને પામ્યા છે.

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत्।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः॥२१॥

જે (મનુષ્ય) શ્રીમદ્‌ગીતાનો પાઠ કરી માહાત્મ્યનો પાઠ કરતો નથી તેનો પાઠ વૃથા થાય છે; કેમકે એવા પાઠને ફક્ત શ્રમરૂપજ કહ્યો છે. (૨૧)

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात्॥२२॥

આ માહાત્મ્યસહિત શ્રીમદ્‌ગીતાનો જે અભ્યાસ કરે છે, તે તેના-પૂર્વે કહેલા ફળને પામે છે. અને દુર્લભ ગતિને પ્રાપ્ત કરે છે.

॥ सूत उवाच ॥ સૂત બોલ્યાઃ-

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम्।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत्॥२३॥

જે (મનુષ્ય) શ્રીમદ્‌ગીતાના પાઠને અંતે મેં કહેલા શ્રીમદ્‌ગીતાના આ સનાતન માહાત્ [illegible] પાઠ કરે તે ફળ પામે છે. (૨૩)

इति श्रीवाराहपुराणे श्री

# ગીતામાહાત્મ્યનું અનુસંધાન

॥ श्रीगणेशाय नमः ॥

॥ शौनक उवाच ॥ શૌનક ઋષિ બોલ્યાઃ—

गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद।
पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥१॥

હે સુત! પુરાણોના મુનિ શ્રીવ્યાસજીએ કહેલું, શ્રુતિઓમાં વર્ણવેલું, શ્રીમદ્ ગીતાજીનું માહાત્મ્ય મને યથાવત્ કહો. (૧)

॥ सूत उवाच ॥ સૂત બોલ્યાઃ—

पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम्।
न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥२॥

આપે જે પુરાતન અને ઉત્તમ શ્રીમદ્ ગીતામાહાત્મ્ય પૂછયું, તે (મોટે ભાગે) ગુપ્ત હોવાથી કોઇથી વર્ણવી શકાય તેવું નથી.

कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौंतेय एव च।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥३॥

(વાસ્તવમાં) શ્રીમદ્ગીતાનું માહાત્મ્ય સારી રીતે તો ભગવાન શ્રીકૃષ્ણજ જાણે છે, સહેજસાજ અર્જુન જાણે છે, તેથી થોડું વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથીયે થોડું યાજ્ઞવલ્કય તથા જનક રાજા જાણે છે. (૩)

अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयंति च।
तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ॥४॥

બીજાઓ કર્ણપરંપરાથી સાંભળીને લોકોમાં તે વર્ણવે છે, તેથી શ્રીવ્યાસજીના મુખથી મેં જે સાંભળ્યું છે તે કંઇક આજે તમને હું કહું છું. (૪)

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिः सृता ॥५॥

જે શ્રીમદ્ગીતા સ્વયં શ્રીવિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલી છે, તે શ્રીમદ્ગીતા સારી રીતે ગાવા યોગ્ય છે. (૫)

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका।
सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥६॥

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥ २० ॥

શ્રીમદ્‌ગીતાનો આશ્રય કરી જનક આદિ ઘણા રાજાઓ પાપરહિત થઈ લોકમાં ગવાયા છે અને પરમ પદને પામ્યા છે.

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥ २१ ॥

જે (મનુષ્ય) શ્રીમદ્‌ગીતાનો પાઠ કરી માહાત્મ્યનો પાઠ કરતો નથી તેનો પાઠ વૃથા થાય છે; કેમકે એવા પાઠને વૃથા શ્રમરૂપજ કહ્યો છે. (૨૧)

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥ २२ ॥

આ માહાત્મ્યસહિત શ્રીમદ્‌ગીતાનો જે અભ્યાસ કરે છે, તે તેના–પૂર્વે કહેલા ફળને પામે છે. અને દુર્લભ ગતિને પ્રાપ્ત કરે છે.

॥ सूत उवाच ॥ સૂત બોલ્યાઃ–

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ २३ ॥

જે (મનુષ્ય) શ્રીમદ્‌ગીતાના પાઠને અંતે મેં કહેલા શ્રીમદ્‌ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે, તે ઉપર કહ્યું તે ફળ પામે છે. (૨૩)

इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं संपूर्णम् ॥

---

(ખાસ સૂચના–શ્રીમદ્‌ગીતાઓ સાથે સામાન્ય રીતે ઉપર મુજબનું માહાત્મ્ય છપાય છે, પરંતુ વારાહપુરાણમાં બીજું જે મોટું શ્રીગીતામહાત્મ્ય છે, તેમાં ઉપલા માહાત્મ્યમાંના તેમજ એને મળતા ઘણાખરા શ્લોકો હોવા ઉપરાંત બીજા પણ અનેક જાણવા જેવા શ્લોકો જણાયા; જેથી તે આ પછી વધારારૂપે જુદા અપાયા છે. આશા છે કે, સમજુ ગીતાપાઠકોને તે પણ ગમશે; અને દર વખતે નહિ તો કોઈ કોઈ વાર પણ વાંચવા નહિ ચૂકે. વિશેષ ગીતાપ્રેમીઓને તો એ વધારો આ માહાત્મ્યની પેઠે હરહંમેશ વાંચવા–સાંભળવા જેવો લાગે, એ પણ સ્વાભાવિક છે.)

# ગીતામાહાત્મ્યનું અનુસંધાન

॥ श्रीगणेशाय नमः ॥

॥ शौनक उवाच ॥ શૌનક ઋષિ બોલ્યાઃ-

गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद।
पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥१॥

હે સુત! પુરાણોના મુનિ શ્રીવ્યાસજીએ કહેલું, શ્રુતિઓમાં વર્ણવેલું, શ્રીમદ્ ગીતાજીનું માહાત્મ્ય મને યથાવત્ કહો. (૧)

॥ सूत उवाच ॥ સૂત બોલ્યાઃ—

पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम्।
न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥२॥

આપે જે પુરાતન અને ઉત્તમ શ્રીમદ્ ગીતામાહાત્મ્ય પૂછ્યું, તે (મોટે ભાગે) ગુપ્ત હોવાથી કોઇથી વર્ણવી શકાય તેવું નથી.

कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौंतेय एव च।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥३॥

(વાસ્તવમાં) શ્રીમદ્ગીતાનું માહાત્મ્ય સારી રીતે તો ભગવાન શ્રીકૃષ્ણજ જાણે છે, સહેજસાજ અર્જુન જાણે છે, તેથી થોડું વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથીયે થોડું યાજ્ઞવલ્ક્ય તથા જનક રાજા જાણે છે. (૩)

अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयंति च।
तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ॥४॥

બીજાઓ કર્ણપરંપરાથી સાંભળીને લોકોમાં તે વર્ણવે છે, તેથી શ્રીવ્યાસજીના મુખથી મેં જે સાંભળ્યું છે તે કંઇક આજે તમને હું કહું છું. (૪)

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥५॥

જે શ્રીમદ્ગીતા સ્વયં શ્રીવિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલી છે, તે શ્રીમદ્ગીતા સારી રીતે ગાવા યોગ્ય છે. (૫)

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका।
सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥६॥

અન્ય શાસ્ત્રોના સંગ્રહનું પ્રયોજન શું છે ? શ્રીમદ્ગીતા એટલા માટે શ્રેષ્ઠ છે કે, તે ધર્મમય, સર્વ જ્ઞાનની પ્રયોજક તથા સર્વ શાસ્ત્રમય છે. (૬)

संसारसागरं घोरं तर्त्तुमिच्छति यो जनः ।
गीतानावं समारुह्य पारं यातु सुखेन सः ।।७।।

જે મનુષ્ય ઘોર સંસારસાગરને તરવા ઇચ્છતો હોય તે આ શ્રીમદ્ગીતારૂપી વહાણ પર ચડીને સુખેથી પાર પહોંચી જાય.

गीताशास्त्रमिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।
विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः ।। ८ ।।

જે પુરુષ આ પુણ્ય–પવિત્ર શ્રીમદ ગીતાશાસ્ત્રને પ્રયત્નપૂર્વક ભણે છે, તે (સર્વ પ્રકારના) ભયશોકાદિથી મુક્ત થઈ શ્રીવિષ્ણુ-પદને પામે છે. (૮)

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।
मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यताम् ।।९।।

શ્રીમદ્ગીતાનું જ્ઞાન જેણે સાંભળ્યું નથી અને સદા અભ્યાસ-યોગથીજ મોક્ષને જે ઇચ્છે છે; તે મૂઢાત્મા બાળકોની પેઠે ઉપ-હાસ કરવા યોગ્યપણાને પામે છે. (૯)

ये शृण्वंति पठंत्येव गीताशास्त्रमहर्निशम् ।
न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः ।।१०।।

જેઓ અહર્નિશ શ્રીમદ્ ગીતાશાસ્ત્ર ભણે છે, અથવા તેનો પાઠ કરે છે, કિંવા સાંભળે છે, તેઓને મનુષ્ય નહિ, પણ નિઃસંશય દેવોજ* જાણવા. (૧૦)

* આ પ્રમાણે શ્રીમદ ગીતાપ્રેમીને જે ઉપમાઓ અપાય છે અને શ્રીમદ્ ગીતાપાઠનું જે મહત્ ફળ દર્શાવાયું છે, તે શ્રીમદ્-ગીતાના ઉપદેશ મુજબ વર્તનાર માટે છે. "ચેલા તેરા, પણ કહ્યા કરું નહિ" તેની પેઠે માત્ર ઉપલક અને દેખાડવા પૂરતોજ પાઠ કરે, અથવા બાહ્યાચાર રાખે અને અંદરથી તો "એરણની ચોરી ને સોયનું દાન" કરવાવાળો અને પરોપકારને નામે સ્વાર્થ, ધર્મને નામે ધૂર્તવેડા, અભેદવાદને નામે દુરાચાર સેવે, એવા બગભક્ત અથવા શુષ્કવેદાંતી ધર્મઠગો માટે તો નરકદ્વારજ ખુલ્લાં સમજવાં. એવા બિચારાઓને એટલું પણ નથી સમજાતું કે, બાહ્યાચાર અને મીઠા શબ્દોથી માણસો ઠગાશે, પણ સર્વજ્ઞ પરમાત્મા નહિજ ઠગાય. હા, ઈશ્વરનું અસ્તિત્વ સુધ્ધાં જેને ન સમજાયું હોય, તે એટલા પણ વિચાર શા માટે લાવે ? —બ્રહ્મ ભિક્ષુ અખંડાનંદ

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने ।
सकृद्गीतांभसि स्नानं संसारमलनाशनम् ॥११॥

જેમ પ્રત્યેક દિવસે જળસ્નાન મનુષ્યના શરીરનો મેલ દૂર કરનાર છે; તેમ શ્રીમદ્ગીતાજ્ઞાનરૂપી જળમાં એક વાર પણ કરેલું સ્નાન સંસારરૂપી મળને નાશ કરનાર છે. (૧૧)

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनम् ।
परस्मान्न श्रुतं ज्ञानं नैव श्रद्धा न भावना ॥१२॥
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः ।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः ॥१३॥

જે મનુષ્ય પોતે શ્રીમદ્ગીતાશાસ્ત્રનું પઠનપાઠન–કરવું–કરાવવું જાણતો નથી, બીજા પાસેથી જેણે તે સાંભળ્યું નથી, તેમ જેને તેનું જ્ઞાન નથી, જેને તેના પર શ્રદ્ધા નથી અને ભાવના પણ નથી; (૧૨) જે શ્રીમદ્ગીતાને જાણતો નથી, તે મનુષ્યલોકમાં ભટકતા ભૂંડ જેવો હોઇને તેનાથી નીચ બીજો કોઈ નથી. (૧૩)

धिक् तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः ।
गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥१४॥

જે મનુષ્ય (શ્રીમદ્ગીતા વાંચે છે, પણ) શ્રીમદ્ગીતાના અર્થનું પઠન કરતો નથી, તેના એવા (પોપટિયા) જ્ઞાનને, (દેખાડવા માત્રના) આચારને, વ્રતને, ચેષ્ટાને, તપને અને યશને ધિક્કાર છે; એનાથી અધમ બીજો કોઇ નથી. (૧૪)

गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् ।
तन्मोघं धर्मरहितं वेदवेदांतगर्हितम् ॥१५॥

જે જ્ઞાન શ્રીમદ્ગીતામાં ગવાયું નથી, તે જ્ઞાન વેદમાં અને વેદાંતમાં નિંદેલું હોઇ તેને નિષ્ફળ, ધર્મરહિત અને આસુરી જ્ઞાન જાણવું. (૧૫)

योऽधीते सततं गीतां दिवारात्रौ यथार्थतः ।
स्वपन्गच्छन्वदंस्तिष्ठञ्छाश्वतं मोक्षमाप्नुयात् ॥१६॥

જે મનુષ્ય રાતદિવસ સૂતાં, જતાં, બોલતાં અને ઊભો રહેતાં પણ શ્રીમદ્ગીતાનું યથાર્થ રીતે અધ્યયન (અભ્યાસ, શ્રવણ, મનન) સતત કર્યા કરે છે તે શાશ્વત મોક્ષને પામે છે. (૧૬)

योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।
यज्ञे च विष्णुभक्ताग्रे पठन्याति परां गतिम् ॥१७॥

ભવઘ્ની, ભયનાશિની, વેદત્રયી, પરા, અનંતા ને તત્ત્વાર્થજ્ઞાનમંજરી (તત્ત્વરૂપી અર્થના જ્ઞાનનો ભંડાર), એ પ્રમાણે આ (શ્રીમદ્ગીતાનાં અઢાર નામોને) સ્થિર મનથી જે નિત્ય જપ કરે, તે જ્ઞાનની સિદ્ધિને શીઘ્ર પામે છે અને અંતે પરમપદરૂપ મોક્ષને પામે છે. (૩૦-૩૨)

यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्तयेत् ।
तत्तत्कर्म च निर्दोषं कृत्वा पूर्णमवाप्नुयात् ॥३३॥

જે જે કર્મ કરે તે સર્વમાં શ્રીમદ્ગીતાપાઠનું કીર્તન કરે, (જેથી) તે કર્મ નિર્દોષ રીતે સમાપ્ત કરી (તેનું) પૂર્ણ (ફળ) પ્રાપ્ત કરે છે. (૩૩)

पितृनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।
संतुष्टाः पितरस्तस्य निरयाद्यांति सद्गतिम् ॥३४॥
गीतापाठेन संतुष्टाः पितरः श्राद्धतर्पिताः ।
पितृलोकं प्रयांत्येव पुत्राशीर्वादतत्पराः ॥३५॥

જે મનુષ્ય શ્રાદ્ધમાં પિતૃઓને ઉદ્દેશી શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ કરે છે, તેના પિતૃઓ સંતુષ્ટ થાય અને નરકમાં હોય તો ત્યાંથી પણ સદ્ગતિ પામે છે; અને શ્રીમદ્ ભગવદ્ગીતાપાઠથી પ્રસન્ન થયેલા તથા શ્રાદ્ધથી તર્પિત થયેલા એ પિતૃઓ પુત્રને આશીર્વાદ આપતા પિતૃલોકમાં જાય છે. (૩૪,૩૫)

लिखित्वा धारयेत्कंठे बाहुदंडे च मस्तके।
नश्यंत्युपद्रवाः सर्वे विघ्नरूपाश्च दारुणाः ॥३६॥

જે માણસ શ્રીમદ્ભગવદ્ગીતાને લખીને ગળામાં, હાથ ઉપર કે મસ્તકે ધારણ કરે છે, તેના વિઘ્નોરૂપી સર્વ દારુણ ઉપદ્રવો નાશ પામે છે. (૩૬)

देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्येषु भारते ।
न शृणोति पठत्येव गीताममृतस्वरूपिणीम् ॥३७॥
हस्तात्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं समश्नुते ।
पीत्वा गीतामृतं लोके लब्ध्वा मोक्षं सुखी भवेत् ॥३८॥

ભારતભૂમિમાં ચાર વર્ણો વિષે મનુષ્યદેહ પામીને પણ જે મનુષ્ય અમૃતરૂપિણી શ્રીમદ્ ભગવદ્ગીતાને ભણે કે સાંભળે નહિ, તે હાથમાં આવેલું અમૃત તજીને દુઃખથી વિષનું ભક્ષણ કરે છે; અને જે શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી અમૃતનું આ લોકમાં પાન કરે છે, તે મોક્ષ મેળવી સુખી થાય છે. (૩૭-૩૮)

जनैः संसारदुःखार्त्तैर्गीताज्ञानं च यैः श्रुतम् ।
संप्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥३९॥

સંસારનાં દુઃખોથી દુઃખી થયેલા જે મનુષ્યોએ શ્રીમદ્ભગવદ્ગીતાનું જ્ઞાન સાંભળ્યું છે, તેઓએ અમૃત પ્રાપ્ત કર્યું જાણવું અને તે વૈકુંઠને પ્રાપ્ત થયા છે, એમ સમજવું. (૩૯)

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गतास्ते परमं पदम् ॥४०॥

આ લોકમા ઘણાયે રાજાઓ જનકાદિની પેઠે શ્રીગીતાનો આશ્રય લઇ પાપરહિત થઇને પરમપદને પ્રાપ્ત થયેલા છે. (૪૦)

गीतासु न विशेषोऽस्ति जनेषूच्चावचेषु च ।
ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ॥४१॥

શ્રીમદ્ગીતા સમજવામાં ઉચ્ચ-નીચ મનુષ્યનો ભેદ નથી; કેમકે શ્રીભગવદ્ગીતા બ્રહ્મસ્વરૂપિણી હોવાથી તેનું જ્ઞાન સૌ કોઇને માટે સમાન છે. (૪૧)

यः श्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात् ।
नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथा श्रमम् ॥४२॥

શ્રીમદ્ગીતાના અર્થને પરમ આદરથી સાંભળીને જે આનંદ પામતો નથી, તે મનુષ્ય પ્રમાદને લીધે (તે શ્રીમદ્ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી તેથી) લોકમા (કંઇ પણ) ફળ પામતો નથી, પરંતુ વૃથા શ્રમનેજ પ્રાપ્ત કરે છે. (૪૨)

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठफलं तस्य श्रम एव हि केवलम् ॥४३॥

શ્રીમદ્ગીતાનો પાઠ કરીને જે માહાત્મ્યનો પાઠ કરતો નથી, તેનું પાઠનું ફળ વૃથા થાય છે અને કેવળ શ્રમજ (ફળરૂપે) પ્રાપ્ત થાય છે. (૪૩)

एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः ।
श्रद्धया यः शृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥४४॥

આ માહાત્મ્યસહિત શ્રીમદ્ગીતાનો પાઠ જે કરે છે તથા શ્રદ્ધાથી સાંભળે છે, તે દુર્લભ ગતિને પામે છે. (૪૪)

माहात्म्यमेतद्गीतायां मया प्रोक्तं सनातनम् ।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥४५॥

જે મનુષ્ય શ્રીમદ્ગીતાના પાઠને અંતે મેં કહેલા શ્રીમદ્ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે, તે ઉપર જે કહ્યું તે ફળ પામે છે (૪૫)

इति श्रीवाराहपुराणोद्धृतं गीतामाहात्म्यानुसंधानं समाप्तम् ।

# श्रीगीतासंबन्धी न्यास, ध्यान इत्यादि

ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेद व्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ [1]अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम् । [2]सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ [3]अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

કરનારે પ્રથમ મંત્રરૂપ બનવું એને 'ન્યાસ' કર્યો એમ કહે છે.

આ ન્યાસના બે વિભાગ છે. કરન્યાસ અને અંગન્યાસ.×
શ્રીમદ્‌ગીતાનો પાઠ કરનારે પ્રથમ ઉપર્યુક્ત શ્રીમદ ગીતામંત્રના ઋષિ, છંદઇત્યાદિનું સ્મરણ કરીને પછી એ ન્યાસ નીચે પ્રમાણે કરવા.

## કરન્યાસનો વિધિ

[1]नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ્यां नमः ॥

"આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને તથા બન્ને હાથના અંગૂઠાને બન્ને હાથની તર્જનીઓ (અંગૂઠા પાસેની આંગળીઓ) વડે સ્પર્શ કરીને તેને अंगुष्ठाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

[2]न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥

"આ જીવાત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને બન્ને હાથની તર્જનીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને तर्जनीभ्यां नमः કહીને તેને નમસ્કાર કરવા.

[3]अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेत्ति मध्यमाभ्यां नमः ॥

"આ જીવાત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે." એ મંત્ર ભણીને તથા બન્ને હાથની મધ્યમાં (વચલી આંગળીઓ)નો અંગૂઠાઓથી સ્પર્શ સરીને તેને मध्यमाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

[4]नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥

---

× આ ક્રિયા હરહમેશ ઊંડી સમજણપૂર્વક અને નિયમિત રીતે થવાને પરિણામે પાઠકના જ્ઞાનમાં દઢતા થાય અને તેના પરિણામે ચારિત્ર્યબળ પણ કેવું ખીલી ઊઠે એ તદ્દન સ્પષ્ટ વાત છે. અનુભવી ઋષિમુનિઓએ યોજેલી આવી અનેકવિધ ક્રિયાઓ અને વિદ્યાઓની ખૂબી નહિ સમજવાથી તેને ધતિંગ કહેનારા પણ હોય છે. ન્યાસની આ ક્રિયાઓ લપ કાઢવાની પેઠે જેમતેમ કરાતી જોઇને જોનારને અભાવ ઊપજે, એ પણ સ્વાભાવિક છે; માટે તે પૂરી સમજણપૂર્વક અને ન આવડતી હોય તેણે એ ક્રિયા કોઇ પાસે બરાબર શીખી લઇને વિધિપૂર્વક અને એકચિત્તે દર વખતે કરવી જોઇએ.

૧. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩.

૨, ૩ જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩ તથા ૨૪.

૪. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

"જીવાત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન (જગત ઊપજ્યું ત્યારથી) છે" એ મંત્ર ભણીને બન્ને હાથની અનામિકાઓ (ટચલીની પાસેની આંગળીઓ) ને અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને अनामिकाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

[5]पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः॥

"હે અર્જુન! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" એ મંત્ર ભણીને તથા બંને હાથની ટચલી આંગળીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને कनिष्ठिकाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા.

[6]नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः॥

"આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે" એ મંત્ર ભણીને બન્ને હાથની હથેળીઓને તથા તેના પાછલા ભાગોનો યથાક્રમ સ્પર્શ કરીને करतलकरपृष्ठाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા. એ પછી હૃદયાદિ અંગન્યાસનો વિધિ આવે છે.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ

[7]नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः॥

"આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને हृदयाय नमः એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાઓથી હૃદયને સ્પર્શ કરીને (હૃદય દ્વારા આત્માને) નમસ્કાર કરવા.

[8]न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा॥

"એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને शिरसे स्वाहा (માથાને સ્વાહા) એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડા વડે મસ્તકને સ્પર્શ કરવો.

[9]अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट्॥

"આ (જીવાત્મા) છેદી શકાય નહિ એવો, બાળી શકાય

---

૫, ૬ જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫. ૭, ૮ જુઓ અધ્યાય ૨ શ્લોક ૨૩.
૯. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણીને शिखायै वषट् (શિખાને વષટ્)એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડા વડે ચોટલીનો સ્પર્શ કરવો.

[10]नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥

"આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે." એ મંત્ર ભણીને તથા कवचाय हुम् એમ બોલી બન્ને હથેળીઓ બન્ને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું, આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

[11]पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥

"હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" આ મંત્ર ભણીને તથા नेत्रत्रयाय वौषट् (ત્રણે નેત્રોને વૌષટ્)એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગ વડે બન્ને ચક્ષુઓને અને બન્ને ભ્રમરો વચ્ચે ગુપ્ત રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

[12]नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥

"આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણનાં છે" આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ બોલીને જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઊલટી રીતે ફેરવીને તેની પહેલી બે આંગળીઓ વડે ડાબી હથેળીમાં તાળી વગાડવી. इति अंगन्यास समाप्त।

## વિનિયોગ

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग इति संकल्पः ॥

દરેક પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલીને તેમની કૃપા પામવા અર્થે આ શ્રીગીતારૂપી મંત્રાવલિનો પાઠ કરવામાં (અર્થાત્ મારું કર્તવ્ય–પ્રાપ્તવ્ય સમજવામાં) મારો વિનિયોગ કરું છું. (એટલે કે તનમનથી એકચિત્તે જોડાઉં છું.) એવો દૃઢ સંકલ્પ ન્યાસની છેવટે કરવો* અને તે પછી શ્રીગીતામંત્રના ઋષિ

---

૧૦. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

૧૧, ૧૨ જુઓ અધ્યાય. ૧૧ શ્લોક ૫.

* ન્યાસની છેવટે આ સંકલ્પ અધ્યાત્મવિદ્યાના નિયમો સમજી લઈને ભક્તિભાવપૂર્વક કરવામાં આવે, તો (જેમ પંખો હલાવવારૂપે કે ખુલ્લી જગામાં જવારૂપે મનુષ્યયત્ન થવાથી હવાનો લાભ વિશેષરૂપે મળે છે; તેમ) સર્વવ્યાપક પરમાત્મદેવની સર્વવ્યાપી કૃપાનો લાભ પણ જરૂર મળી શકે. અર્થાત્ પ્રભુકૃપા પામવી કે ન પામવી એનું

અને દેવતાનું નીચે મુજબ ધ્યાનવંદન કરવું અને તે પછીજ શ્રીગીતાનો પાઠ શરૂ કરવો.

### શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું ધ્યાનવંદન

ॐपार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं। व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम्॥ अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनीम् अंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम्॥ १॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારત મધ્યે ગૂંથેલી, અદ્વૈતજ્ઞાનામૃતને વર્ષાવનારી, અષ્ટાદશ અધ્યાયવાળી અને સંસાર ઉપરથી મોહમમતા ટાળનારી એવી હે ભગવતી ભગવદ્‌ગીતે! હે અંબ! (હે માતા!) હું તમારું ધ્યાન ધરું છું. (૧)

### મહર્ષિ વ્યાસ ભગવાનનું ધ્યાનવંદન

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः॥२॥

હે વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રોવાળા ભગવન્ વ્યાસ! આપને નમસ્કાર હો. જે આપે મહાભારતરૂપી તેલ પૂરેલો આ શ્રીગીતાજ્ઞાનરૂપી દીપક (અમને ધર્મકર્મનો ખરો માર્ગ દર્શાવવા સારુ) પ્રકટાવ્યો છે.(૨)

### શ્રીકૃષ્ણપરમાત્માનું ધ્યાનવંદન

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः॥३॥

શરણ થનાર ભક્તોને કલ્પવૃક્ષ જેવા, એક હાથમાં ચાબુક તથા છડી ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાયુક્ત અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ ભગવાન! આપને નમસ્કાર હો. (૩)

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत्॥४॥

---

કારણ કાંઇ પ્રભુમાં મનુષ્યોના જેવો પક્ષપાત, સ્તુતિલોભ કે સ્વચ્છંદતા હોવાનું નથી, પણ 'મનુષ્યયત્ન' છે. કેમકે પ્રભુ પોતે જેમ સદાય સર્વત્ર છે, તેમ પ્રભુકૃપા પણ સદા અને સર્વત્ર રહેલી છે.



સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, તેના દોહનારા ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન છે, અર્જુનરૂપી વત્સ છે, મહાન શ્રીમદ ગીતામૃતરૂપી દૂધ છે અને બુદ્ધિશાળી મનુષ્ય તેનો ભોક્તા (પીનારો) છે.

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥

શ્રીવસુદેવના પુત્ર, દિવ્ય ક્રીડાવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા જગદ્ગુરુ શ્રીકૃષ્ણને હું વંદન કરું છું (૫)

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી; જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ભમરીવાળી તે યુદ્ધરૂપી નદીને પાંડવો તરી ગયા; કારણ કે શ્રીકૃષ્ણ તેમના સુકાની હતા.

पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसिनः श्रेयसे ॥७॥

શ્રીગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશ વડે પ્રફુલ્લ થયેલું, જગતમાંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું, કલિકાળનાં પાપનો વિનાશ કરનારું અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિના વાણીરૂપી વિશાળ સરોવરમાં ઊગેલું એવું મહાભારતરૂપી કમળ અમારું કલ્યાણ કરનાર થાઓ. ૭

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥

જેમની કૃપા મૂંગાને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઉલ્લંઘાવે છે; તે પરમાનંદસ્વરૂપ શ્રીમાધવને હું વંદન કરું છું. ૮

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः । ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो। यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રો વડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદસહિત વેદો વડે જેમને ગાય છે; ધ્યાનવડે સ્થિર થયેલા અને તેમનામાં પરોવાયલા ચિત્ત વડે યોગીઓ જેમનાં દર્શન કરી શકે છે; અને દેવો તેમજ અસુરોના ગણો જેમના પારને જાણી શકતા નથી; એવા શ્રીપરમાત્મદેવને નમસ્કાર હો. (૯)

# શ્રીજ્ઞાનેશ્વરીનો ઉપોદ્‌ઘાત*

મનુષ્ય આ જગતમાં જન્મ્યો, એનું નામ ‘તે ભવસાગરમાં આવ્યો’ એમ કહેવા કરતાં તે ‘સંશયસાગરમાં આવ્યો’ એમ કહેવું વિશેષ શોભે તેમ છે. સંસારનો અર્થજ ‘સંશય’ એવો ગ્રહણ કરવામાં આવે, તો તે અર્થ મનુષ્યને આત્મજ્ઞાનના માર્ગમાં ઉત્તમ સહાયક થઇ પડે તેમ છે; કેમકે જન્મપર્યંત તે સંશયમાંજ ગૂંચવાયલો રહે છે. સત્ય તથા અસત્ય, સન્માર્ગ અને કુમાર્ગ, અનુકૂળ અને પ્રતિકૂળ, સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વંદ્વોના યથાર્થ જ્ઞાનના અભાવે, તેની જીવનનૌકા, ચક્ષુરહિત યા ત્રિદોષજ્વરના ભોગ થઈ પડેલા એકાદ નૌકાપતિની નૌકાની પેઠે સંસારસમુદ્રની યાત્રામાં વિવિધ દુઃખ અને વિઘ્નરૂપી ખડકોની સાથે વારંવાર અથડાયાજ કરે છે.

બાળકનો જન્મ થયા પછીથી તેની જ્ઞાનેન્દ્રિયો પોતાનાં કાર્ય શરૂ કરે એટલે પ્રથમ તો તેને માતાનો બોધ થાય છે. ભૂખ લાગે તો મા! તરસ લાગે તો મા! દુઃખ થાય તો મા! ઠંડી લાગે તો મા! જે કાંઇ થાય તે સર્વના નિવારણ માટે મા, મા અને માનેજ તે ઓળખે છે. તેના પ્રેમનું સ્થાન મા, સર્વસમર્થ મા અને કર્તાધર્તા માજ હોય છે. મા સિવાય જગતમાંની બીજી કોઈ વસ્તુનું મહત્ત્વ તેના ધ્યાન પર હોતુંજ નથી. કોઈ મારવાને આવે કે ડોળા કાઢે, કિંવા કોઇની ભીતિ લાગે તો તે માતાનીજ સોડમાં ભરાઈ જાય છે. જાણે માતાના જેવો બલિષ્ઠ વીર ત્રિભુવનમાં કોઇ છેજ નહિ, એમ તેને લાગે છે. પરંતુ જેમ જેમ જ્ઞાનનો અધિક વિકાસ થવા પામે છે, તેમ તેમ તેની પ્રથમની માન્યતા તેને ભૂલભરેલી લાગે છે. તેના જોવામાં આવે છે કે, તેની માતા તેના પિતાની આજ્ઞાનુસાર વર્તે છે અને તેની સેવા કરે છે; એટલુંજ નહિ પરંતુ તેને તે શિક્ષાવચન કહે તે પણ તે મૌન રહીને સહન કરે છે. હવે તે જુએ છે કે, જે માતા પ્રત્યેક સંકટમાં તેને છાતી સરસું દાબીને ધીરજ આપે છે અને તેનું સંરક્ષણ

* શ્રીયુત કૃષ્ણાજી નારાયણ આઠલ્યે ટેંભૂકરે મરાઠી ટીકા સાથે કાઢેલી જ્ઞાનેશ્વરી સાથે જોડેલા ‘મનોગત’માંના અગત્યના ભાગોનો ભાવાર્થ આ ઉપોદ્‌ઘાતરૂપે આપવામાં આવ્યો છે.

કરે છે, તેના કરતાં પિતાજ સમર્થ છે; પણ આ પછી થોડો વખત વ્યતીત થાય એટલે તેને એ માન્યતા પણ ભૂલભરેલી લાગે છે. કારણ કે સરકારનો એકાદ પટાવાળો આવ્યો એટલે ઘરમાં છૈયાં–છોકરાં પર અને સર્વ પર અંકુશ રાખનાર પિતા પણ ગભરાઈ જાય છે. આથી પિતાના કરતાં સરકાર બળવાન છે, એવી તેના મનની માન્યતા થાય છે. વળી પાછું તેના જોવામાં આવે છે કે, એવી બલાઢ્ય સરકારના પંજામાંથી બિનગુનેગાર ઠરીને છૂટવાને માટે, કિંવા મહાવ્યાધિ લાગુ પડ્યો હોય ત્યારે તેના પંજામાંથી મુક્ત થવાને માટે તે માતાપિતા પ્રભુ આગળ પ્રાર્થના કરે છે; જેથી તે બાળકને જ્ઞાન થાય છે કે, સર્વથી સમર્થ તો એક જગતનિયંતા પરમેશ્વરજ છે.

પછી તે જેમ જેમ ઉંમરમાં આવતો જઈને જગતમાં ચાલતી વિવિધ ચર્ચાઓ શ્રવણ કરે છે, તેમ તેમ ઈશ્વરના સંબંધમાં તેમજ બીજા સૂક્ષ્મ વિષયોના સંબંધમાં અનેક સંશય અને તર્કવિતર્ક તેના હૃદયમાં ઊઠવા લાગે છે. પરમેશ્વર નિરાકાર છે કે સાકાર? જો તે નિર્વિકાર, નિરાકાર અને અદશ્યજ છે, તો પછી તે છે એમ શાથી કહી શકાય? ગતજન્મોનું જો આપણને સ્મરણ રહેતું નથી, તો પછી ગતજન્મો ધરાવનાર પ્રાણી પુનર્જન્મ પામે તોયે શું અને નવું પ્રાણી નિર્માણ થાય તોયે શું? ઉભયનો અર્થ તો એકજ થાય છે. પૂર્વસંચિત અનુસારજ જો પ્રાણીઓને બુદ્ધિ તથા સુખદુઃખો પ્રાપ્ત થતાં હોય તો જે પ્રાણીનો જન્મ પહેલવહેલોજ હોય તેને પૂર્વસંચિત શું હોય? તેને બુદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થાય? અને તેને સુખદુઃખ શાથી પ્રાપ્ત થાય? આવા સંશયના હજારો તરંગો અંતઃકરણ પર એક પછી એક આવીને અથડાય છે અને સંશયરૂપ સમુદ્રમાં તેને ગોથાં ખવડાવ્યા કરે છે. તેનું જ્ઞાન વારંવાર બદલાતું રહે છે અને તેથી તેને પ્રથમનો સિદ્ધાંત અસત્ય અને પાછળનો સત્ય ભાસે છે. આ પ્રમાણે જ્ઞાન અને સિદ્ધાંતો બદલાયા કરવાનો ક્રમ ચાલ્યાજ કરે છે. એકાદ કાચનું લોલક પણ બાલ્યદશામાં પ્રાણસમાન પ્રિય લાગે છે; પણ મોટા થયા પછી જ્યારે હીરામાણેકનું મૂલ્ય સમજવા લાગીએ છીએ, ત્યારે પ્રથમની એવી સમજણ ભૂલભરેલી લાગે છે અને સુવર્ણરત્નો ઇત્યાદિજ ખરી સંપત્તિ છે, એમ લાગવા માંડે છે. પછી જો કોઈ પ્રકારે વિવેકની પ્રાપ્તિ થાય તો વળી જગતના મહારાજ્ય જેવી વસ્તુઓ પણ તુચ્છ લાગે અને

ખરા સુખનું સાધન તથા ખરી સંપત્તિ કોઇ નિરાળીજ વસ્તુ થઇ પડે; તો તે વાત જુદી છે.

'ચક્ષુથી દેખાય તેજ સત્ય' એ સિદ્ધાંત જો સત્ય માનીએ તો તેની દશા પણ ઉપલા સિદ્ધાંતોના જેવીજ થાય છે. સૂર્ય પ્રત્યેક દિવસે પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં જતો પ્રત્યક્ષ આપણી આંખોથી દેખાય છે; પરંતુ આપણે શાળામાં થોડા દિવસ ભણીએ છીએ એટલે ત્યાંનો શિક્ષક આ વાતને સર્વથા અસત્ય ઠેરવે છે. તે કહે છે કે, "સૂર્ય લેશ પણ ફરતો નથી, પરંતુ આ પૃથ્વીની સાથે તમે અને અમેજ પ્રતિકલાકે એક હજાર માઇલની પૂર્વ તરફ મુસાફરી કરીએ છીએ." વળી સબળ પ્રમાણો આપીને તે આ વાત એવી રીતે સિદ્ધ કરે છે કે, આપણે તેને અસત્ય ઠેરવી શકતા નથી. પાશ્ચાત્ય પ્રજાના જેવા વ્યવહારશાસ્ત્રમાં પારંગત થયેલા લોકોની દશા પણ આવીજ હોય છે. જે યુક્તિને અપૂર્વ કહીને તે આજે તેની પ્રશંસા કરે છે, તેનોજ થોડાં વર્ષો વ્યતીત થયા પછી તેઓ ઉપહાસ કરે છે–અર્થાત્ તે ભૂલભરેલી છે, એમ કબૂલ કરે છે. આ સંબધે તારયંત્રનું ઉદાહરણ પૂરતું થઈ પડશે. જ્યારે તારયંત્રનું કામ પ્રથમ શરૂ થયું, ત્યારે એમ માનવામાં આવતું હતું કે, જ્યાં આગગાડીના પાટા હોય ત્યાં આગળજ તારનાં દોરડાં નાખી શકાય છે, કારણ કે તેમાં વિદ્યુત્‌વાહક શક્તિ રહેલી છે. પરંતુ પાછળથી એક માણસે એવી શોધ કરી કે, જમીનમાંજ વિદ્યુત્‌વાહક શક્તિ છે, માટે ગમે ત્યાં તારનાં દોરડાં નાખી શકાય છે. આથી આજે આપણે જોઇએ છીએ તે પ્રમાણે જ્યાં ત્યાં તાર શરૂ થઈ ગયા છે. આ પ્રમાણે પ્રથમની શોધનો ઉપહાસ થયો અને પાછલી શોધની પ્રશંસા થવા લાગી.

તાત્પર્ય એ છે કે, ભૂતકાળમાં થયેલી શોધો આપણને અપકવ લાગે છે; અને વર્તમાન સમયની શોધો ઉત્તમ અને પકવ લાગે છે. વળી પાછી તેથી પણ આગળ વધેલી શોધો થાય છે કે હાલની શોધોનો દરજ્જો ઘટી જાય છે. નિશ્ચયોની ફેરફારીની પરંપરા પણ સર્વ મનુષ્યોની પાછળ આ પ્રમાણેજ લાગી રહી છે.

જો કોઈ મનુષ્ય મૃત્તિકાને લઇને મોંમાં નાખે તો તે સ્વાદ-રહિત લાગે છે. આથી તેમાં કોઈ પણ પ્રકારનો સ્વાદ નથી એમ કહેવામાં આવે છે. પરંતુ ખરું જોતાં જગતમાં જેટલા રસ છે, તે સર્વ તેમાંજ ભરેલા છે. એક ચિચૂડો લઇને મોંમાં નાખવામાં આવે તો તે ખાટો લાગતો નથી; પરંતુ તેને જમીનમાં રોપવા-

માં આવે તો તે પૃથ્વીમાં રહેલા સર્વ રસોનું પૃથક્કરણ કરીને તેમાંથી કેવળ ખાટા રસનુંજ શોપણ કરે છે. આ ખાટો રસ કેવળ આમલીમાં આવે છે એટલુંજ નહિ, પરંતુ પાંદડાંમાં સુધ્ધાં તે ઓતપ્રોત થઇ રહે છે. શેરડીનો સાંઠો ફક્ત ગીઠોજ રસ શોપીને ઉપર લઈ જાય છે; મરચાંનું બી તીખો રસ શોપીને મરચાંનું પોષણ કરે છે; કાચબો કડવોજ રસ શોપીને વૃદ્ધિંગત થાય છે. આ પરથી સિદ્ધ થાય છે કે, પ્રત્યેક બીજના અંગમાં પૃથ્વીના સર્વ રસોનું પૃથક્કરણ કરીને એક એક વિવક્ષિત રસ ગ્રહણ કરવાની શક્તિ છે. પૃથ્વીને જમીન કહો કે માટી કહો, કિંવા જડ વસ્તુ કહો; પરંતુ સર્વ રસો તેમાં ભરેલા છે, એથીજ સંસ્કૃતમાં એને 'રસા' એવું અન્વર્થક, ગુણવિશિષ્ટ અને વ્યાપક નામ પ્રાપ્ત થયું છે.

બીજું ઉદાહરણ રંગનું લો. વાદળી અને પીળો રંગ મળીને લીલો રંગ થાય છે; કિરમજી અને શુભ્ર રંગ મળીને ગુલાબી રંગ થાય છે; પીળો અને લાલ મળીને નારંગી રંગ થાય છે. આમ રંગોની ઉત્પત્તિ કહી શકાય છે. પરંતુ શુકલવર્ણ અન્ય કોઇ પણ રંગના મિશ્રણથી થાય છે, એવી કલ્પના સુધ્ધાં મનમાં આવી શકતી નથી. વાસ્તવમાં સર્વ રંગોનું મિશ્રણ એજ શુભ્ર રંગ છે.

સર્વ રંગોના પ્રમાણસર મિશ્રણથી શુભ્ર રંગ તૈયાર થાય છે, એ વાત સર્વાંશે સત્ય છે. તડકાનો રંગ સફેદ દેખાય છે; પરંતુ તેમાં પાસાદાર કાચનું લોલક મૂકવામાં આવે તો સૂર્યકિરણોનું પૃથક્કરણ થઈ તેમાંથી લાલ, પીળો, જાંબુડી ઇત્યાદિ સાત રંગો બહાર નીકળે છે, એમ હાલના સાધારણ વિદ્યાર્થીઓ પણ જાણે છેજ. આ પરથી તડકાનો શુભ્ર વર્ણ પણ ભિન્ન ભિન્ન અનેક રંગો મળીનેજ થયો છે, એ વાત લક્ષમાં આવે છે. આજ વિચારને જો આગળ વધારવામાં આવે તો આકાશ એટલે કાંઇ નહિ, એમ જે આપણે સમજીએ છીએ, તે સમજ પણ ભૂલભરેલી જણાય છે; અને 'આકાશ એટલે સર્વ વસ્તુ' એવી આપણને પ્રતીતિ થાય છે.

હવે પ્રકાશ અને અંધારું એટલે શું? એક મનુષ્ય ખરા મધ્યાહ્નકાળે એક ઓરડીમાં બેસી પુસ્તક વાંચે છે અને બીજો બહારથી આવે છે તે તેની સાથે અથડાઇ પડે છે. જે પ્રકાશ એકની દૃષ્ટિને લેશ પણ દેખાતો નથી, તે અન્યને પુસ્તક વાંચવાને પૂરતો થઇ પડે છે. અંધારી રાત્રિમાં આપણને લેશ પણ દેખાતું નથી અને ઘુવડાદિ પંક્ષીઓ તે સમયે આનંદથી વિહાર

કર છે. એટલુંજ નહિ પરંતુ તેજ તેનો દિવસ હોય છે અને આપણો દિવસ તે તેની રાત્રી છે. આથી સિદ્ધ થાય છે કે, આપણે જયાં પ્રકાશ નથી એમ કહીએ છીએ, ત્યાં પ્રકાશ હોવોજ જોઇએ. આપણે જોવાની શક્તિના પ્રમાણ કરતાં જો અધિક પ્રકાશ હોય તો તે પણ આપણને દેખાતો નથી અને કમી હોય તો તે પણ દેખાતો નથી. અધિક પ્રકાશને જોતાં 'આંખો ઝાંખ મારી જાય છે' એમ આપણે કહીએ છીએ; એટલુંજ માત્ર અંતર છે. શીતળતા અને ઉષ્ણતાની વાત પણ આવીજ છે. ત્રણ પાત્રો લઇ એકમાં હાથ દાઝી જાય એવું ગરમ પાણી ભરવું, બીજામાં હાથ અકડી જાય એવું શીતળ પાણી ભરવું તથા ત્રીજામાં સમશીતોષ્ણ પાણી ભરવું. એ પછી એક મનુષ્યને ગરમ પાણીના પાત્રમાં હાથ નાખવાનું કહેવું અને બીજાને શીતળ પાણીમાં હાથ નાખવાનું કહેવું. પછી જ્યારે પાણીમાં હાથ રાખવા અસહ્ય થઇ પડે, ત્યારે બન્નેને પેલા સાધારણ પાણીના પાત્રમાં પોતાના હાથ બોળવાને કહેવું. આથી એક કહેશે કે, "આ પાણી તો ઠંડુ છે" અને બીજો કહેશે કે, "આ પાણી ગરમ છે." આમ પાત્રમાં પાણી એકજ પ્રકારનું છતાં એકને શીતળ અને બીજાને ઉષ્ણ લાગે છે, જેથી શીતળતા અને ઉષ્ણતા વચ્ચેનો ભેદ પણ કયાં સુધી સત્ય છે તે સહજ ધ્યાનમાં આવશે.

મોટા મોટા વિજ્ઞાનવેત્તાઓએ ગહન વિચાર કર્યા પછી જે વ્યાખ્યાઓ ઠરાવી છે તે પણ કેટલે અંશે સત્ય છે? 'જેને સ્થિતિ માત્ર છે, પરંતુ પરિમાણ નથી તેને બિંદુ કહેવામાં આવે છે' આનો અર્થ શું? અને આવી કોટિનું બિંદુ અસ્તિત્વમાંજ કયાંથી હોઇ શકે? બિંદુ ગમે તેટલું સૂક્ષ્મ હોય તો પણ તેને પરિમાણ તો હોવુંજ જોઇએ. બિંદુ સૂક્ષ્મ હશે તો સૂક્ષ્મદર્શક યંત્ર વડે તેનું પરિમાણ કાઢી શકાશે; માટે પરિમાણ જોઇએ. પરિમાણ જો ન હોય તો બિંદુનું અસ્તિત્વજ શી રીતે માની શકાય? આજ સ્થિતિ રેખાની વ્યાખ્યાની પણ છે. 'જેને માત્ર લંબાઈ છે પણ પહોળાઇ નથી' આ લક્ષણ લક્ષમાં રાખી રેખા શી રીતે કાઢવી? ગમે તે પાતળી રેખા હોય તો પણ તેને ગર્ભ તો હોવાનોજ અને બન્ને તેની બાજુએ હદ તો હોવાનીજ. જયાં ત્યાં આવોજ ગૂંચવણભરેલો પ્રકાર ચાલી રહ્યો છે. પ્રત્યેક દિવસે આપણે સૂર્યને આપણી આંખોવતી જોઇએ છીએ; પરંતુ આપણે જયાં તેને જોઇએ છીએ ત્યાં તે હોય છે કે? જો એકાદ

માં આવે તો તે પૃથ્વીમાં રહેલા સર્વ રસોનું પૃથક્કરણ કરી તેમાંથી કેવળ ખાટા રસનુંજ શોષણ કરે છે. આ ખાટો કેવળ આમલીમાં આવે છે એટલુંજ નહિ, પરંતુ પાંદડાંમાં સ તે ઓતપ્રોત થઇ રહે છે. શેરડીનો સાંઠો ફક્ત ગીઠાજ શોષીને ઉપર લઈ જાય છે; મરચાંનું બી તીખો રસ શોષીને ચાંનું પોષણ કરે છે; કાચબો કડવોજ રસ શોષીને વૃ થાય છે. આ પરથી સિદ્ધ થાય છે કે, પ્રત્યેક બીજના પૃથ્વીના સર્વ રસોનું પૃથક્કરણ કરીને એક એક વિવક્ષિ ગ્રહણ કરવાની શક્તિ છે. પૃથ્વીને જમીન કહો કે મ કિંવા જડ વસ્તુ કહો; પરંતુ સર્વ રસો તેમાં ભરેલા છે સંસ્કૃતમાં એને 'રસા' એવું અન્વર્થક, ગુણવિશિષ્ટ ન નામ પ્રાપ્ત થયું છે.

બીજું ઉદાહરણ રંગનું લો. વાદળી અને પીળો લીલો રંગ થાય છે; કિરમજી અને શુભ્ર રંગ મળીને થાય છે; પીળો અને લાલ મળીને નારંગી રંગ રંગોની ઉત્પત્તિ કહી શકાય છે. પરંતુ શુકલવ પણ રંગના મિશ્રણથી થાય છે, એવી કલ્પના સુધ્ધ શકતી નથી. વાસ્તવમાં સર્વ રંગોનું મિશ્રણ એજ,

સર્વ રંગોના પ્રમાણસર મિશ્રણથી શુભ્ર રંગ એ વાત સર્વાંશે સત્ય છે. તડકાનો રંગ સફેદ તેમાં પાસાદાર કાચનું લોલક મૂકવામાં આવે તે પૃથક્કરણ થઈ તેમાંથી લાલ, પીળો, જાંબુડી ઇત્ય બહાર નીકળે છે, એમ હાલના સાધારણ વિદ્યાર્થી છેજ. આ પરથી તડકાનો શુભ્ર વર્ણ પણ ભિન્ન ભિ મળીનેજ થયો છે, એ વાત લક્ષમાં આવે છે. આજ આગળ વધારવામાં આવે તો આકાશ એટલે કાંઇ ના આપણે સમજીએ છીએ, તે સમજ પણ ભૂલભરેલી અને 'આકાશ એટલે સર્વ વસ્તુ' એવી આપણને પ્રતી

હવે પ્રકાશ અને અંધારું એટલે શું? એક મ મધ્યાહ્નકાળે એક ઓરડીમાં બેસી પુસ્તક વાંચે છે ર બહારથી આવે છે તે તેની સાથે અથડાઇ પડે છે. એકની દૃષ્ટિને લેશ પણ દેખાતો નથી, તે અન્યને વાને પૂરતો થઇ પડે છે. અંધારી રાત્રિમાં આપણને દેખાતું નથી અને ઘુવડાદિ પક્ષીઓ તે સમયે આનં

તેથી તે બિચારો પૂર્વમાં જવું હોય અને પશ્ચિમનો રસ્તો પકડે છે. ઉપર જણાવ્યું તેમ એકથી બીજા અને બીજાથી ત્રીજા વિચાર અને નિશ્ચયને આધીન થતો જઇને વખતોવખત અનેકવિધ પ્રવૃત્તિઓ કર્યા કરે છે; પણ મૂળ જે સુખની ધારણા–કે જે ધારણાની ખબર પણ તેને બરાબર હોતી નથી, તે સ્થિર સુખ તો કશાથી તે મેળવી શકતો નથી. જગતના થોડા યા ઘણા પદાર્થો દુઃખે યા પાપે કદાચ તે મેળવી શકે છે, તો પણ બહુમાં બહુ તો માત્ર પ્રાપ્તિકાળેજ ક્ષણમાત્ર આનંદ આપ્યા પછી વિશેષની કામનાજન્ય વિક્ષેપને લીધે તે સર્વ નીરસજ થઈ પડે છે; એટલુંજ નહિ પરંતુ પ્રાપ્ત પદાર્થોના સદુપયોગ વા દુરુપયોગના જ્ઞાનના અભાવે ઘણી વખત તો તે ઊલટા દુઃખદાયક થઇ પડે છે.

આ પ્રકારે તાપથી તપ્ત થયેલો મૃગ જેમ મરુભૂમિના ઉજ્જડ વેરાનમાં પાણીને માટે ભટકે છે અને દોડી દોડીને ઊલટો પોતાની તૃષા અધિક વધારી મૂકે છે; તેના જેવીજ મનુષ્યની સ્થિતિ રહ્યા કરે છે. જે પ્રમાણે એકાદ જન્માંધ રાજમાર્ગની શોધમાં દોડતો જાય છે અને ઊંડા ખાડામાં તૂટી પડે છે, તે પ્રમાણે સર્વ મનુષ્યો સુખની શોધમાં જઇ દુઃખજ મેળવે છે.

આ પ્રમાણે સુખને માટે જે જે પ્રયત્નો કરવામાં આવે છે તે સઘળા શાખા તોડી પલ્લવ કરવા, ઘર ભાંગીને દેવળ બાંધવા, લોકોને લૂંટી સદાવ્રત કાઢવા, મસ્તક પર વસ્ત્ર ઓઢી નીચેનું અંગ ખુલ્લું રાખવા, મહેલ તોડીને મંડપ કરવા, ઘર બાળીને તાપણું કરવા, બળદ વેચીને ગર્ધવ ખરીદવા તથા પોપટને વેચી પાંજરૂં ખરીદ કરવા જેવાજ છે. સાધારણ લોકો જે સ્થળે 'સુખ' છે એવી કલ્પના કરે છે, તે સ્થળે સુખની ગંધ પણ હોતી નથી; એટલુંજ નહિ પરંતુ ત્યાં ભયંકર દુઃખજ હોય છે. આપણે મનુષ્યપ્રાણીઓ સર્વ કરતાં શ્રેષ્ઠ, જ્ઞાની, પરિપૂર્ણ અને વિચારવંત છીએ એવી ગમે તેટલી બડાઈ હાંકીએ, તો પણ ગલને પકડી પોતાનો પ્રાણ ખોનાર મત્સ્યના કરતાં આપણી સ્થિતિ વિશેષ સારી નથી, ઊલટી તેથી વધુ ખરાબ છે. કારણ કે મત્સ્ય તો જ્ઞાનશૂન્ય છે અને આપણે તો જ્ઞાની હોવાનો દાવો કરીએ છીએ. તે [illegible] ગલનો સ્વભાવ જાણતું નથી અને આપણે તો સંસાર [illegible] એમ જાણીએ છીએ; અને તે છતાં પણ સંસાર- [illegible] એ છીએ! તો શું આપણે સર્વ પ્રાણી- [illegible] સાર એક ગલજ છે અને

હોશિયાર ગોલંદાજ સૂર્ય તરફ નિશાન તાકીને એક તોપનો ગોળો છોડે તો તે સૂર્યને છોડીને કોટયવધિ યોજનો દૂર કયાંનો કયાંય ચાલ્યો જશે ! કારણ કે સૂર્યનું ખરું સ્થાન અને આપણને જે કિરણો દશ્ય થાય છે તેની વચ્ચે-વાતાવરણમાં કિરણોનું વક્રીભવન થાય છે તેથી કરીને-અષ્ટાદશ અંશનો ફરક છે.

હવે જન્મની પૂર્વેના બીજનું-શૂન્યનું દૃષ્ટાંત લો. શૂન્યમાંથી બાલ્ય, બાલ્યમાંથી તારુણ્ય, પછી વૃદ્ધાવસ્થા અને તે પછી પુનઃ શૂન્ય કિંવા બીજ; આ પ્રમાણે સૃષ્ટિનો ક્રમ ચાલે છે. અહીંયાં એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે, શૂન્ય એટલે વસ્તુનો સર્વથા અભાવ નહિ, પરંતુ શૂન્ય એટલે વસ્તુની મૂળ (બીજ) અવસ્થા; માટે આકાશ એટલે 'કાંઇ નહિ' એમ નથી, પરંતુ આકાશ પ્રત્યેક વસ્તુનું બીજ છે-અનેક બીજાનો સંગ્રહ એ આકાશ છે. ધાન્યના બીજનો ભંડાર જે પ્રમાણે કણમાં છે, તે પ્રમાણે પ્રાણીઓના બીજનો ભંડાર આકાશમાં છે. કોઇ પણ વસ્તુનો કદી પણ આત્યંતિક નાશ હોતો નથી. બ્રહ્માંડ એ સર્વ રૂપાંતરોનું બજાર છે; છતાં કોઇ પણ વસ્તુ આપણી દૃષ્ટિમર્યાદાથી અતીત થાય છે, એટલે અજ્ઞાનથી આપણે તેને નાશ પામેલી માનીએ છીએ.

બરફનું પાણી થાય છે; પાણીની વરાળ બને છે; વરાળમાંથી મેઘવૃષ્ટિ થાય છે; તેમાંથી પાછી નદી બને છે; નદીઓમાંથી સમુદ્ર બને છે; અને સમુદ્રમાંથી પુનઃ બરફની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે સૃષ્ટિચક્ર ફર્યાજ કરે છે. બરફનો નાશ એટલે પાણીની ઉત્પત્તિ અને પાણીનો નાશ એટલે વરાળનો જન્મ. વરાળ આપણી દૃષ્ટિમર્યાદાથી બહાર જાય એટલે આપણે પાણીનો નાશ થયો કહીએ છીએ; પરંતુ નાશ કોઇ પણ વસ્તુનો થતોજ નથી.

આપણી ચારે બાજુએ આવેલા સંશયસાગરનો વિસ્તાર કેટલો અગાધ છે, તેની થોડીક કલ્પના આપણા મનમાં આવે એટલા માટે આટલા વિસ્તાર, સાથે તેનું વિવેચન કરવામાં આવ્યું છે; પરંતુ આ પ્રમાણે જો કોઈ પણ વ્યાખ્યા સત્ય ન હોય તો પછી સત્ય શી વસ્તુ છે ? અને આપણે કઇ સત્ય વસ્તુમાંથી સુખની પ્રાપ્તિ કરવી ? એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે.

જીવની સર્વ ખટપટ અને દોડાદોડ એક માત્ર સુખને અર્થેજ હોય છે; છતાં 'સુખ એ શી વસ્તુ છે, કયે ઠેકાણે છે અને શું કરવાથી તે મેળવી શકાય છે' તેની તેને ખબર હોતી નથી અને તેવી ખબર મેળવવાનો વિચાર પણ તેના મનમાં આવતો નથી;

પ્રાર્થના કરી કે, "અમે અનાથ, પતિત, શરણાગત અને દી અમને કૃપાદૃષ્ટિથી સનાથ કરી ખોરે લો." બ્રહ્મસભામાં મે વૈદિક, શાસ્ત્રજ્ઞ અને શ્રુતિ-સ્મૃતિના અધ્યયનથી વિદ્વાન બ્રાહ્મણો બેઠા હતા. વળી 'સંન્યાસીનાં છોકરાઓ યજ્ઞોપ માટે શાસ્ત્રાર્થ કરાવવા આવ્યાં છે' એવા સમાચાર ગામમા બીજા પણ મેંકડો બ્રાહ્મણો સભાસ્થાનમા આવ્યા હતા.

નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ, એ ચ સભામા આવેલા હતા. તેમની આનંદવૃત્તિ તથા દિવ્ય કા અનેક સજ્જનોનાં મનમા તેમને વિષે આદર ઉત્પન્ન થયો; તથા સભામાં સદા બનતું આવ્યું છે તેમ અનેક જણ નિંદા લાગ્યા. "સંન્યાસીના છોકરાં" આ બે શબ્દો નિંદાખોરો મઝા આપતા હતા, ત્યારે બીજી તરફ સાત્વિક અને દયા માણસોનાં હૃદયમાં તેમને વિષે પ્રેમ અને દયા ઉત્પન્ન ત્રિગુણાત્મક જગતની આ લીલા જોઇ નિવૃત્તિનાથ મ હતા; જ્ઞાનેશ્વર મહારાજ ધર્મશાસ્ત્ર દ્વારા શું નિર્ણય થ બ્રાહ્મણોના મુખમાંથી શું શબ્દો નીકળે છે, તેની ઉત્ક જોતા હતા અને સોપાનદેવ તથા મુક્તાબાઇ જપમા શ્રીગમકૃષ્ણહરિનો અખંડિત માનસિક ઘોષ કરી રહ્યાં માણસોના મુખ પર દિવ્ય તેજ પ્રકાશતું હતું. તેમને સજ્જનોનાં હૃદયમા આનંદનો ઉદ્ભવ થઈ રહ્યો હતો

ભાન પણ નથી તેમને વિષયસેવન છોડી દેવાની આજ્ઞા એ કાંઈ શિક્ષા નથી; તેમજ જન્મતી વખતે સ્ત્રી સ્પર્શ (માતાનો સ્પર્શ) થયેલો તેટલોજ માત્ર સ્ત્રીસંસર્ગ જેમને થયો હોય અને બ્રહ્મચર્યનું તત્ત્વ જેમનાં અંગોમાં ઓતપ્રોત રહેલું હોય તેમને "લગ્ન કરી સંસારમાં પડશો નહિ" એવી આજ્ઞા થવી એ પણ કાંઇ દંડ નથી. તાત્પર્ય કે, બ્રાહ્મણોએ આપેલો નિર્ણય નિવૃત્તિ-જ્ઞાનેશ્વરને ઉપદેશરૂપજ લાગ્યો.

બ્રાહ્મણોનો એવો આદેશ સાંભળ્યા છતાં આ છોકરાંની મુખાકૃતિ પર લેશ પણ શોકની છાયા ન જણાયાથી ઘણાં માણસોનાં હૃદયમાં તેમને વિષે આદરભાવ ઉત્પન્ન થયો. તે પછી સભા વિસર્જન થવાનો સમય આવ્યો. એટલામાં કોઈ માણસે 'તમારા નામનો અર્થ શું?' એવો પ્રશ્ન પૂછ્યો, તેથી તેઓએ પોતાનાં નામનો અર્થ કેવી રીતે દર્શાવ્યો તે વિષે નિરંજન માધવ નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ-

**મી તો નિવૃત્તિ ન પડચિ પ્રવૃત્તિમાર્ગી ।**
**ભોગી અખંડ સ્વસુખામૃત રાજયોગી ॥**
**શ્રીજ્ઞાનદેવ મ્હણિજે સકળાગમાચા ।**
**વેત્તા અસેં કથિન મી પુસતાં ત્રિવાચા ॥૧॥**
**સોપાનહી ભજન દાઉની કેશવાચે ।**
**વૈકુંઠપાવિન ભક્તિમતાં સિસાચેં ॥**
**મુક્તાઈ મુક્તિ ઉઘડી જગદિશ લીલા ।**
**દાવાવયા પ્રગટલી ભુવનાંત લીલા ॥૨॥**

'નાનાં' છોકરાંને મોઢેથી આ 'મોટી' વાત સાંભળીને કેટલાક સભાસદોથી હસ્યા વિના રહેવાયું નહિ. એટલામાં કોઈ એક જણ રસ્તે જતા પાડાને જોઇને બોલી ઉઠયો કે, "નામમાં શું છે? લોક ગમે તેને ગમે તેવું નામ આપે છે. એમ તો પેલો પખાલ વહેનાર પાડો જાય છે, તેનું નામ પણ જ્ઞાનદેવ છે." આ ભાષણ સાંભળી જ્ઞાનદેવ બોલ્યા કે, "ખરેખર, આ પાડામાં અને મારામાં આત્મભાવે લેશ પણ ભેદ નથી. તે પાડો પણ મારોજ આત્મા છે. સર્વ દેહોમાં એકજ પરમાત્મા ભરેલો છે. સર્વ વસ્તુઓ એકજ તત્ત્વમાંથી બનેલી છે. અનેક ઘડામાંનાં પાણીમા એકજ સૂર્ય પ્રતિબિંબિત થાય છે. ઉપાધિભેદથી તેનાં ગમે તેટલાં પ્રતિબિંબો દેખાય, પણ જ્ઞાની પુરૂષો તો સૂર્યના એકત્વપ્રતિજ લક્ષ આપે છે. જેની દૃષ્ટિ કારણ પર ચોટેલી હોય છે, તે કાર્યના દર્શનથી જરા પણ આશ્ચર્ય પામતો નથી. પ્રતિબિંબનું અધિષ્ઠાન જે પ્રમાણે બિંબજ હોય છે, વિવિધ અલંકારો જેમ સુવર્ણરૂપજ હોય છે અને પટ જેમ તંતુરૂપજ હોય છે, તેમ નામરૂપાત્મક જગત પણ એક પરમાત્મસ્વરૂપજ છે." વિવિધ સૃષ્ટિના ગર્ભમાં ઓતપ્રોત ભરેલા ચૈતન્યની સાથે

પ્રાર્થના કરી કે, "અમે અનાથ, પતિત, શરણાગત અને દીન છીએ; અમને કૃપાદૃષ્ટિથી સનાથ કરી બોળે લો." બ્રહ્મસભામાં મોટા મોટા વૈદિક, શાસ્ત્રજ્ઞ અને શ્રુતિ-સ્મૃતિના અધ્યયનથી વિદ્વાન થયેલા બ્રાહ્મણો બેઠા હતા. વળી 'સંન્યાસીનાં છોકરાંઓ યજ્ઞોપવીતવિધિ માટે શાસ્ત્રાર્થ કરાવવા આવ્યાં છે' એવા સમાચાર ગામમાં ફેલાતાં બીજા પણ સેંકડો બ્રાહ્મણો સભાસ્થાનમાં આવ્યા હતા.

નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ, એ ચારે જણ સભામાં આવેલા હતા. તેમની આનંદવૃત્તિ તથા દિવ્ય કાંતિ જોઇ અનેક સભ્યોનાં મનમાં તેમને વિષે આદર ઉત્પન્ન થયો; તથાપિ આવી સભામાં સદા બનતું આવ્યું છે તેમ અનેક જણ નિંદા પણ કરવા લાગ્યા. "સંન્યાસીનાં છોકરાં" આ બે શબ્દો નિંદાખોરોને અધિક બળ આપતા હતા; જ્યારે બીજી તરફ સાત્ત્વિક અને દયાળુ વૃત્તિનાં માણસોના હૃદયમાં તેમને વિષે પ્રેમ અને દયા ઉત્પન્ન થઇ હતી. ત્રિગુણાત્મક જગતની આ લીલા જોઇ નિવૃત્તિનાથ મનમાં હસતા હતા; જ્ઞાનેશ્વર મહારાજ ધર્મશાસ્ત્ર દ્વારા શું નિર્ણય થાય છે તથા બ્રાહ્મણોના મુખમાંથી શું શબ્દો નીકળે છે, તેની ઉત્સુકતાથી રાહ જોતા હતા અને સોપાનદેવ તથા મુક્તાબાઇ જપમાં લીન થઇને શ્રીરામકૃષ્ણહરિનો અસ્ખલિત માનસિક ઘોષ કરી રહ્યાં હતાં. ચારે બાળકોના મુખ પર દિવ્ય તેજ પ્રકાશતું હતું. તેમને જોઇને અનેક સજ્જનોનાં હૃદયમાં આનંદનો ઉદ્ભવ થઈ રહ્યો હતો.

આજની સભામાં અંતિમ નિર્ણય થવાનો હતો. પુષ્કળ વાદ-વિવાદ અને ચર્ચા કરી અંતે બ્રાહ્મણોએ નિર્ણય કહી સંભળાવ્યો કે, "સંન્યાસીનાં બાળકોને યજ્ઞોપવીત ધારણ કરાવવાનો વિધિ શાસ્ત્રમાં ક્યાંય પણ દૃષ્ટિગોચર થતો નથી; માટે તમને આજ્ઞા આપી શકાતી નથી. વળી પ્રાયશ્ચિત્તથી પણ તમને પાવન કરી શકાય નહિ, માટે તમે હાલ છો તેવીજ દશામા હરિચિંતન કર્યા કરો. સર્વ જગતને કૃષ્ણસ્વરૂપે જુઓ, જિતેંદ્રિયપણે રહો, લગ્ન કરીને સંસારની વૃદ્ધિ કરશો મા. દેહ છે ત્યાં સુધી વૈરાગ્યવૃત્તિથી રહી શ્રીહરિની અનન્ય ભક્તિ કરો, કે જેથી તમારાં સર્વ પાપનો નાશ થઇ તમે પવિત્ર થશો."

બ્રાહ્મણોનાં મુખમાંથી આવો નિર્ણય સાંભળીને જેનાં હૃદયમાં વિષયલાલસા હોય તેનું તો હૃદય શોકાગ્નિથી ભસ્મ થઇ જાય; પરંતુ જેમની સર્વ વિષયવાસના અનેક જન્મનાં પુણ્યકર્મથી દગ્ધ થઈ ગઇ છે, જેમના હૃદયમંદિરમાં શ્રીહરિએ સ્થાયી નિવાસ કર્યો છે અને જેઓ અગાઉથીજ નિવૃત્ત થઇને બેઠાં છે, તેમને તો ઉપર્યુક્ત નિર્ણય સાંભળીને ઊલટો પરમાનંદ થાય તેમાં આશ્ચર્ય શું? જેમને વિષયનું

ભાન પણ નથી તેમને વિષયસેવન છોડી દેવાની આજ્ઞા એ કાંઈ શિક્ષા નથી; તેમજ જન્મતી વખતે સ્ત્રી સ્પર્શ (માતાનો સ્પર્શ) થયેલો તેટલોજ માત્ર સ્ત્રીસંસર્ગ જેમને થયો હોય અને બ્રહ્મચર્યનું તત્ત્વ જેમનાં અંગોમાં ઓતપ્રોત રહેલું હોય તેમને "લગ્ન કરી સંસારમાં પડશો નહિ" એવી આજ્ઞા થવી એ પણ કાંઇ દંડ નથી. તાત્પર્ય કે, બ્રાહ્મણોએ આપેલો નિર્ણય નિવૃત્તિ–જ્ઞાનેશ્વરને ઉપદેશરૂપજ લાગ્યો.

બ્રાહ્મણોનો એવો આદેશ સાંભળ્યા છતાં આ છોકરાંની મુખાકૃતિ પર લેશ પણ શોકની છાયા ન જણાયાથી ઘણાં માણસોનાં હૃદયમાં તેમને વિષે આદરભાવ ઉત્પન્ન થયો. તે પછી સભા વિસર્જન થવાનો સમય આવ્યો. એટલામાં કોઈ માણસે 'તમારા નામનો અર્થ શું?' એવો પ્રશ્ન પૂછ્યો, તેથી તેઓએ પોતાનાં નામનો અર્થ કેવી રીતે દર્શાવ્યો તે વિષે નિરંજન માધવ નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ–

**મી તો નિવૃત્તિ ન પડેચિ પ્રવૃત્તિમાર્ગી ।**
**ભોગી અખંડ સ્વસુખામૃત રાજયોગી ॥**
**શ્રીજ્ઞાનદેવ મ્હણિજે સકળાગમાચા ।**
**વેત્તા અસેં કથિન મી પુસતાં ત્રિવાચા ॥૧॥**

**સોપાનહી ભજન દાઉની કેશવાચે ।**
**વૈકુંઠપાવિન ભક્તિમતાં સિસાચેં ॥**
**મુક્તાઈ મુક્તિ ઉઘડી જગદિશ લીલા ।**
**દાવાવયા પ્રગટલી ભુવનાંત લીલા ॥૨॥**

'નાનાં' છોકરાંને મોઢેથી આ 'મોટી' વાત સાંભળીને કેટલાક સભાસદોથી હસ્યા વિના રહેવાયું નહિ. એટલામાં કોઈ એક જણ રસ્તે જતા પાડાને જોઇને બોલી ઊઠ્યો કે, "નામમાં શું છે? લોક ગમે તેને ગમે તેવું નામ આપે છે. એમ તો પેલો પખાલ વહેનાર પાડો જાય છે, તેનું નામ પણ જ્ઞાનદેવ છે." આ ભાષણ સાંભળી જ્ઞાનદેવ બોલ્યા કે, "ખરેખર, આ પાડામાં અને મારામાં આત્મભાવે લેશ પણ ભેદ નથી. તે પાડો પણ મારોજ આત્મા છે. સર્વ દેહોમાં એકજ પરમાત્મા ભરેલો છે. સર્વ વસ્તુઓ એકજ તત્ત્વમાંથી બનેલી છે. અનેક ઘડામાંનાં પાણીમાં એકજ સૂર્ય પ્રતિબિંબિત થાય છે. ઉપાધિભેદથી તેનાં ગમે તેટલાં પ્રતિબિંબો દેખાય, પણ જ્ઞાની પુરુષો તો સૂર્યના એકત્વપ્રતિજ લક્ષ આપે છે. જેની દૃષ્ટિ કારણ પર ચોટેલી હોય છે, તે કાર્યના દર્શનથી જરા પણ આશ્ચર્ય પામતો નથી. પ્રતિબિંબનું અધિષ્ઠાન જે પ્રમાણે બિંબજ હોય છે, વિવિધ અલંકારો જેમ સુવર્ણરૂપજ હોય છે અને પટ જેમ તંતુરૂપજ હોય છે, તેમ નામરૂપાત્મક જગત પણ એક પરમાત્મતત્ત્વરૂપજ છે." વિવિધ સૃષ્ટિના ગર્ભમાં ઓતપ્રોત ભરેલા ચૈતન્યની સાથે

તન્મય થયેલા જ્ઞાનેશ્વરની દષ્ટિ પાડામાં અને પોતાનામાં કાંઈ પણ ભેદ જોઇ શકી નહિ. જ્ઞાનેશ્વરના અંતરમાં જે આ અભેદભાવની ઉત્પત્તિ થઇ હતી, તેની પ્રતીતિ પૈઠણના બ્રાહ્મણોને શીઘ્રજ થઇ. તે એવી રીતે કે, પછી પેલા માણસે પાડાની પીઠ પર ત્રણ ફટકા માર્યા કે તરતજ જ્ઞાનેશ્વરની પીઠ પર તેનાં સોળ ઊઠ્યા અને તેમાંથી રક્તપ્રવાહ વહેવા લાગ્યો. આ ઘટના જોતાંજ સર્વ સભાસદોએ આશ્ચર્યથી મુખમા આંગળાં ઘાલ્યાં.

પરંતુ આટલાથીજ પત્યું નહિ. જ્ઞાનેશ્વર મહારાજ હજી તો એક બીજો મોટો ચમત્કાર બતાવવાના હતા. બ્રાહ્મણોને વંદન કરી તેઓ આપેગાંવ તરફ જવાને માટે ગોદાવરીના તીર પર બેઠા હતા; અને પુષ્કળ બ્રાહ્મણો આ બાલયોગી તરફ કૌતુકથી જોતા જોતા તેમની પાછળ ગયા હતા. કેટલાકો તો હજી તેમના તરફ ઉપહાસદષ્ટિથીજ જોતા હતા. તેમાંનો એક તરણુ મજાક કરવાના ઇરાદાથી બોલ્યો કે, "તારે જો તારું સર્વ કુળ પાવન કરવું હોય, તો આ પાડાના મુખમાંથી વેદ બોલાવ." આ શબ્દો સાંભળતાંજ જ્ઞાનેશ્વર મહારાજ ઊઠીને ઊભા થયા અને બ્રાહ્મણોને અભિવંદન કરી વિનયથી બોલ્યા કે, "આપ ભૂદેવ છો. આપના મુખમાથી જે શબ્દો નીકળે તે નિષ્ફળ થાય નહિ." એમ બોલી તેઓ પાડાની પાસે ગયા અને તેના મસ્તક પર તેમણે પોતાનો જમણો હાથ મૂક્યો; એટલે તરતજ તે પાડાના મુખમાંથી વેદની ઋચાઓ બહાર પડવા માંડી ! પછી શું પૂછવું ? આખા ગામમાં કોલાહલ મચી રહ્યો અને સર્વ માણસો ગોદાવરીના તીર પર એકઠાં થયાં. જ્ઞાનેશ્વરનો જમણો હાથ પાડાના મસ્તક પર છે અને તેમની આસપાસ હજારો માણસો-બ્રાહ્મણો એકઠા થયા છે. પાડાના મુખમાંથી વેદની ઋચાઓ નીકળ્યા કરે છે અને બ્રાહ્મણો આશ્ચર્યચકિત થઇ તે સાંભળે છે. આ અપૂર્વ દેખાવ શકે ૧૨૦૯ના માઘ સુદિ પંચમીને દિને પૈઠણમાં ગોદાવરીના તીર બન્યો હતો. આ પ્રમાણે પાડાના મુખ દ્વારા એક પ્રહર સુધી વેદઘોષ સાંભળીને બ્રાહ્મણોને ખાતરી થઇ કે, જ્ઞાનેશ્વર સાક્ષાત્ વિષ્ણુનો અવતાર છે. શુદ્ધિપત્ર માગવા આવેલાં બાળકો કેટલી ઉચ્ચ કોટીનાં છે અને એમની આગળ આપણી યોગ્યતા કેવી તુચ્છ છે, તે સર્વ બ્રાહ્મણોને હવે સમજાયું; અને તેથી તેઓ પોતાની વિદ્વત્તાનો ગર્વ ત્યજીને જ્ઞાનેશ્વરાદિની સ્તુતિ કરવા લાગ્યા; અને 'આજ સુધી જે ઘટના કોઇએ દેખી કે સાંભળી નથી, તે આજે અમે નયનથી પ્રત્યક્ષ જોઈ' એવા ઉદ્દગાર તેઓનાં મુખમાંથી નીકળવા લાગ્યા.

જ્ઞાનેશ્વરનું આવું અલૌકિક બ્રહ્મતેજ જોઇને પૈઠણવાસી બ્રાહ્મણો પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આ બ્રાહ્મણો કર્મનિષ્ઠ હતા; પરંતુ અક-

તૃત્વ સ્થિતિનો તેમને બોધ થયો ન હતો. તેઓ શબ્દશાસ્ત્ર જાણતા હતા, પરંતુ વિધિનિષેધ જ્યાં પાંગળા બની જાય છે, તે અવસ્થાનો તેમને સાક્ષાત્કાર થયો ન હતો. જ્ઞાનેશ્વરરૂપી આરસીમાં તેમણે પોતાના ચહેરા જોયા તો તેમને ઘણા બેડોળ દેખાયા. તેમને લાગ્યું કે, આપણે વેદશાસ્ત્રનું અધ્યયનજ માત્ર કર્યું, વેદ જેનો નિઃશ્વાસ છે તેને તો આપણે ઓળખ્યો નથી. બ્રહ્મને જાણે તેજ ખરો બ્રાહ્મણ છે. સ્વરૂપાનુભવ તો આપણને થયો નથી અને મિથ્યા બકબકાટો કરી ઉદરપોષણમાંજ આયુષ્ય વ્યર્થ ગુમાવીએ છીએ, એમ તેઓ પોતાની જાતને ધિક્કારવા લાગ્યા અને પછી સર્વ એક અવાજે બોલી ઊઠ્યા કે:—

"એમના વંશને ધન્ય છે! એમના કુળને ધન્ય છે! એમના પુણ્યને ધન્ય છે! એમના શીલને ધન્ય છે!" ત્યાર પછી નિવૃત્તિનાથ કેટલાક દિવસ પૈઠણમાં રહી પૈઠણવાસીઓને ભગવદ્ભક્તિનો માર્ગ બતાવતા રહ્યા. તેઓ ભાગવત, યોગવાસિષ્ઠ તેમજ ગીતાદિ અધ્યાત્મગ્રંથો પર પ્રવચન કરતા, રાત્રિની વેળાએ હરિકીર્તનનો રંગ જમાવતા અને દિવસે વેદાંતવિષયક ગ્રંથોનું શ્રવણમનનાદિ કરતા. પૈઠણમાંજ જ્ઞાનેશ્વર મહારાજે આચાર્યનાં ભાષ્ય, ભાગવત, યોગવાસિષ્ઠ ઇત્યાદિ ગ્રંથો વાંચ્યા અને પાછળથી રચવાના ગ્રંથોની ભૂમિકા તૈયાર કરી. માત્ર ગ્રંથાધ્યયનથી પ્રજ્ઞાવંત થનારા લૌકિક વિદ્વાનોથી તેઓ જુદીજ કોટીના હતા. ગુરુકૃપાથી પ્રથમ સ્વાનુભવસંપન્ન થયા પછીજ તેઓ ગ્રંથનિરીક્ષણ કરવા લાગ્યા હતા. સામાન્ય પંડિતો ગ્રંથાધ્યયન પછી—અર્થાત્ પરોક્ષ જ્ઞાન લીધા પછી અપરોક્ષાનુભવ પ્રાપ્ત કરી શકે છે; પરંતુ શંકરાચાર્ય કિંવા જ્ઞાનેશ્વર મહારાજ જેવા મહાત્માઓ તો પ્રથમજ ગુરુકૃપાથી અપરોક્ષાનુભવસંપન્ન થાય છે અને પછી સ્વાનુભવદૃષ્ટિથી અધ્યાત્મગ્રંથોનું નિરીક્ષણ કરે છે. બુદ્ધિની દૃષ્ટિથી ગ્રંથનિરીક્ષણ કરવાનું કાર્ય તો સર્વ કોઇ કરે છેજ; પરંતુ સ્વાનુભવની દૃષ્ટિથી ગ્રંથાવલોકન કરનાર આવા મહાત્મા તો વિરલજ હોય છે.

પાડાના મુખે વેદોચ્ચાર કરાવ્યાનો બનાવ પ્રત્યક્ષ જોઇ અનેક સંસ્કારીજનોને જ્ઞાનેશ્વરાદિ મંડળ તરફ સદ્ભાવ જાગ્રત થયો, પરંતુ સર્વ લોકો તેવા સંસ્કારી થોડાજ હોય છે? કુટિલ અને કુતર્કી મનુષ્યોજ જ્યાં ત્યાં વધુ હોય છે. પૈઠણમાં પણ આવા કુટિલો થોડા ન હતા. વેદોચ્ચારનો ચમત્કાર પ્રત્યક્ષ જોયા છતાં તેવા લોકો બોલવા લાગ્યા કે, "કોઇ મલિન વિદ્યાની સાધના વડે યા જાદૂગરીથી આ દેખાવ દેખાડવામાં આવ્યો છે. સંન્યાસીમાંથી ગૃહસ્થાશ્રમી થનારનાં છોકરાંનું મોઢું પણ જોવું ન જોઇએ. તેને બદલે લોકો ઊલટા આ છોકરાને વેદવ્યાસ કહે છે! પણ ચાલો-હરી, હવે આપણે સર્વ સંપ કરીને જે ભટ્ટજીને ઘેર એ ચારે જણ ઊતર્યાં છે તેને

ત્યા સવારે શ્રાદ્ધ હોવાથી આપણુને આમંત્રણુ આવે તે વખતે આપણે તેને કહેવુ કે, "સન્યાસીના છોકરાને પોતાને ઘેર ઉતરવા દીધેલા હોવાથી તુ નાતબહાર છે, માટે અમે તારે ત્યા આવીશુ નહિ " તેઓનો આ વિચાર કેટલાક સજ્જન લોકોના જાણુવામા આવ્યો, પણ તેઓ રહ્યા થોડા અને વિરૂદ્ધ પક્ષના લોકો ઘણા, એટલે વિરુદ્ધ પક્ષવાળાનુજ ફાવે તેમ હતુ

બીજે દિવસે જે બ્રાહ્મણને ઘેર જ્ઞાનેશ્વર વગેરે મડળી ઉતરી હતી, તે બ્રાહ્મણ શ્રાદ્ધનિમિત્તે પોતાના નાતીલાઓને આમત્રણ આપવા ગયો તે સમયે અગાઉથી થયેલા સકેત પ્રમાણે કારણ દર્શાવી બધા બ્રાહ્મણોએ આમંત્રણ સ્વીકારવાની ના પાડી કેટલાક વૃદ્ધ અને સમજુ બ્રાહ્મણો હતા તેઓએ કહ્યુ કે, "આમંત્રણનો અનાદર કરો મા," પણ તેમનું કોણ સાભળે?

આ પ્રમાણે બ્રાહ્મણોએ ના પાડવાથી તે બ્રાહ્મણ ઝખવાણો પડી ઘેર આવ્યો અને ઉદ્વેગ કરતો બેઠો તેને એવી રીતે બેઠેલો જોઇને જ્ઞાનેશ્વરે પૂછ્યુ કે, "ભટ્ટજી' તમે આમ ચિતાતુર કેમ બેઠા છો? મનમા કોઈ પણ જાતની શકા લાવ્યા વગર મને તેનું કારણ કહો પ્રભુ તમારી ચિતા મટાડશે અમે અહી તમારે ત્યા ઉતર્યા છીએ તેને લીધેજ તમારા પર કઇ આફત આવી હોય એવુ લાગે છે, માટે કૃપા કરીને કહો કે તે શુ છે?"

આ ઉપરથી તે બ્રાહ્મણે સર્વ વાર્તા જ્ઞાનેશ્વર મહારાજને કહી અને ગળગળો થઈ જઈ જણાવ્યુ કે, "સર્વ સીધુ-સામગ્રી તૈયાર છતા આખરે આમ ફજેત થવા વારો આવ્યો છે"

ભટ્ટજીની વાત સાભળી જ્ઞાનેશ્વરે કહ્યુ કે, "ઠીક છે, તે બ્રાહ્મણો ભલે ન આવે છતા પણ તમે રસોઇની તૈયારી કરો બ્રહ્મભોજન દ્વારા તમારા જે પિતૃદેવોને તમે સતુષ્ટ કરવા માગો છો, તે પિતૃઓ પોતેજ ઈશ્વરેચ્છાથી તમારે ત્યા પધારશે " જ્ઞાનેશ્વરના આ વચનોથી પ્રસન્ન થઇને ભટ્ટજીએ પોતાની સ્ત્રીને શ્રાદ્ધનિમિત્તે ઉત્તમ રસોઇ બનાવવા આજ્ઞા આપી સ્ત્રીએ ઘણી ઝડપથી અને ચતુરાઇથી સર્વ રસોઇ તૈયાર કરી ભટ્ટજીએ નિત્યકર્મ આટોપી લઇ જમવાનો સમય થતા પાટલા માડી ઉત્તમ વ્યવસ્થાપૂર્વક વિવિધ પ્રકારની વાનીઓથી પીરસાયલી પત્રાવળીઓ તૈયાર કરી, તેટલા સમય સુધીમા જ્ઞાનેશ્વર મહારાજ વગેરે પણ સ્નાનાદિ નિત્યકર્મથી પરવારી આવી પહેચ્યા ભટ્ટજીની સર્વ તૈયારી જોઇને જ્ઞાનેશ્વરે તેમની પાસેથી થોડા ચોખા લઇ સર્વ આસનો પર છાટી, પોતાના અસાધારણ યોગસામર્થ્ય વડે પિતૃઓનુ આવાહન કર્યુ, એટલે તરતજ ભટ્ટજીના તીર્થરૂપ (વડીલ)

દઇને હઠથી સંન્યસ્તાશ્રમમાં કેમ આવ્યો ? હશે, હવે તું મારી આજ્ઞાથી ધૃતકુંભાદિક ક્રિયાઓથી વિધાન કરી આ તારી ગૃહિણીનો પુનઃ સ્વીકાર કર અને તેનામાં પરમાત્માના અંશભૂત ત્રણ પુત્રોને તું પામીશ."

"ગુરુએ રક્તનેત્ર કરીને આ પ્રમાણે અસહ્ય વચન કહ્યું; એટલે તેને માન્ય કરી વિઠ્ઠલ પંતે નમ્રતાવાળી તે ગૃહિણીનો વિધિના બળે ફરીથી સ્વીકાર કર્યો. એ પ્રમાણે એના કર્મના યોગે વર્ણાશ્રમ ધર્મથી ઊલટી રીતે એ સંન્યાસી, તે સ્ત્રીનો પતિ થયો અને તેથી બ્રાહ્મણોએ તેનો બહિષ્કાર કર્યો.

"કેટલાકે સંપૂર્ણ વાત નહિ જાણવાથી, કેટલાકે સાંભળીને પણ અશ્રદ્ધાએ એવું ફરીથી શોધન ન થઈ શકે એમ સમજીને અને કેટલાકે શિષ્ટોના આચારથી આવું વર્તન વિરુદ્ધ સમજીને અને કેટલાકે તો દ્વેષબુદ્ધિથી એનો ત્યાગ કર્યો. આ પ્રમાણે સર્વ ઠેકાણેથી આ બ્રાહ્મણ તિરસ્કાર પામ્યો. ત્યાર પછી તેને ત્રણ પુત્રો અને એક કન્યા પ્રાપ્ત થયાં. જેમનાં નામ અનુક્રમે નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાન અને મુક્તાબાઇ છે. પુત્રો ઉપનયન સંસ્કારને પ્રાપ્ત થયા ત્યારે તે બ્રાહ્મણે પોતાના જ્ઞાતિમંડળને વાણીથી વિનંતિ કરી કે, 'જે કર્યું તે કર્યું', પણ હવે આપ લોકો મારો દોષ ક્ષમા કરો.'

"ત્યારે બ્રાહ્મણોએ તે વિઠ્ઠલ પંતને કહ્યું કે, 'પ્રતિષ્ઠાનપુરમાં જઇ ગર્વ છોડી, સર્વ વૃત્તાંત ત્યાંના બ્રાહ્મણોને વિદિત કરો અને તેમની પાસેથી શુદ્ધિ મેળવો.'

"ત્યાર પછી તે પોતાનું ચિત્ત સ્થિર કરી, પુત્રોને લઈ પ્રતિષ્ઠાનપુર આવ્યો. તે પોતાના મામાને ત્યાં ઊતર્યો; તો તેના મામાને પણ એનો સંગ કરવા બદલ વ્યવહારથી દૂર કર્યો.

"હવે જ્યારે એ વિઠ્ઠલના મામા કૃષ્ણાજીને ત્યાં શ્રાદ્ધકાળ આવ્યો, ત્યારે બ્રાહ્મણોએ એને જ્ઞાતિબહાર મૂકેલો એટલે એને કોઇ બ્રાહ્મણ શ્રાદ્ધ માટે મળ્યો નહિ. ત્યારે વિઠ્ઠલના મધ્યમ પુત્ર જ્ઞાનેશ્વરે પિતૃલોકમાંથી સાક્ષાત્ તેના પિતૃઓને બોલાવ્યા.

"જ્ઞાનેશ્વર જો કે વિઠ્ઠલ પંતના ત્રણ પુત્રમાં વચલો પુત્ર છે, તો પણ જેમ ત્રણ દેવમાં પાલનકર્તા સત્ત્વપ્રધાન વિષ્ણુ સર્વશ્રેષ્ઠ છે, તેમ તે પણ અતિ ઉત્તમ છે. તાતના કુળની શાંતિને માટે બ્રાહ્મણ-સમુદાયને નમસ્કાર કરનાર આ જ્ઞાનેશ્વરને ગોદાવરીના તીર ઉપરના તીર્થવાસી મશ્કરા બ્રાહ્મણોએ સ્વાભાવિક હસવાની ઢબેજ કહ્યું કે, 'હે જ્ઞાનેશ્વર ! તારું નામ જો ખરેખર જ્ઞાનેશ્વર હોય અને માત્ર નામ-નોજ જ્ઞાનેશ્વર ન હોય તો આ પાડાના અંગ પર માર મારતાં તેનું નિશાન તારા અંગ પર થવું જોઇએ.' એમ કહીને બ્રાહ્મણોએ પાડાના ઉપર ત્રણ પ્રહાર કર્યા. એથી જ્ઞાનેશ્વરની પીઠ ઉપર એ જાણે ત્રિકા-

બતાની છે, એમ સૂચની રહેવા લાગયોળ ત્રણુ સોળ ઊક્યા.

"પછી એ પાડાને પોતાના કુળની ગદ્ધિ માટે મમગ્ર વેદમો પાઠ કરાવ, એમ કહેતા જ્ઞાનેશ્વરે તે મહિષના મસ્તક પર હાથ મૂકયો; અને તેને સમગ્ર વેદની ખાણુ બના વો. ગોદાવરીની તીરભૂમિ ઉપર વિદ્વાનોને હર્ષ ઉપજાવે એવો પથ, વન ઇત્યાદિ સ્વરોચ્ચારપૂર્વક પંડિતોને પણુ આવડે નહિ એવો વેદોચ્ચાર સૌ બ્રાહ્મણોના દેખતા તે પાડાએ કર્યો. કેવી આશ્ચર્યની વાત!

"આ પ્રકારે જ્ઞાનેશ્વરના અત્યત અદ્‌ભૂત એવા મોટા મોટા ચરિત્રો અમે જોયા અને પછી અહીના સર્વ બ્રાહ્મણોએ મળીને નિર્ણય કર્યા પ્રમાણે આ શુદ્ધિપત્ર તેઓને અમે શુદ્ધ અત કરણપૂર્વક સમર્પણ કરીએ છીએ

"મુકતાબાઇનો ભાઇ આ જ્ઞાનેશ્વર સમસ્ત સદ્‌ગુણી વિદ્વાનોને પણુ વદ્ય છે, એમા સશય નથી સર્વ લોકને મુક્ત કરવાને સમર્થ છે અને પોતાનુ હિત સાધવાની જો કોઇની ઇચ્છા હોય તો જ્ઞાની પુરુષોએ તેની નિદા કરવી નહિ

"શાલિવાહન સવત ૧૨૧૯ સર્વજિત નામ સવત્સર માઘ શુકલ પચમીને રોજ બોપદેવે આ શુદ્ધિપત્ર તૈયાર કરીને દેવતાઓએ સેવેલા જ્ઞાનેશ્વરના ચરણમા સમર્પણ કર્યુ છે."

## પ્રકરણ ૫ મું–નેવાસા તથા આળંદીમાં નિવાસ, જ્ઞાનેશ્વરીની રચના અને તીર્થયાત્રા

પૈઠણના લોકોને કેટલાક વખત સુધી પોતાની અલૌકિકતા દર્શાવી તથા પોતાના સમાગમસુખનો લાભ આપી, જ્ઞાનેશ્વર મહારાજ તથા તેમના બધુ, ભગિની, શુદ્ધિપત્ર તથા વેદ બોલનાર પાડાને પોતાની સાથે લઇને પૈઠણથી નીકળ્યા થોડે જતા પાડો રામશરણ થયો પછી ચારે ભાઇબહેન બ્રહ્મચર્યપૂર્વક આનદવિનોદ કરતા માર્ગક્રમણ કરવા લાગ્યા આ બ્રહ્મસ્વરૂપ તથા બ્રહ્મમય ભાઇબહેને કેવો સવાદ કર્યો હશે, હરિગુણગાનમા પ્રેમરસનુ કેવુ પૂર વહ્યુ હશે તથા ચાતુર્ય અને કવિત્વની શી શી લહરીઓ ઊઠી હશે, તે વિષે આજે આપણે કાઇ પણ કહી શકતા નથી પરતુ તે વિષે કઇક કલ્પના જ્ઞાનેશ્વર મહારાજે બીજે વર્ષે કરેલા ગીતાભાષ્ય પરથી કરી શકીએ છીએ તેઓ ધીમે ધીમે માર્ગ કાપતા કાપતા નેવાસા મુકામે આવી પહોચ્યા

નેવાસા ગામ નગર જિલ્લામા પ્રવરા નદીને તીરે વસેલુ છે. નેવાસા ગામ ખરુ કહીએ તો બે ગામ મળીને થયેલુ છે. ખરૂ

ખાનું નેવાસા અને મોહનીરાજનું નેવાસા, એ બે ગામ મળીને નેવાસાક્ષેત્ર થયેલું છે. આ બન્ને ગામની વચ્ચે પ્રવરા નદી દક્ષિણોત્તર વહે છે. હાલ મોહનીરાજના નેવાસાની પશ્ચિમદિશાએ ૦। માઇલ પર 'જ્ઞાનેશ્વરનો શિલાસ્તંભ' એ નામથી પ્રસિદ્ધ થયેલો એક પાષાણ છે. મોહનીરાજના નેવાસામાં મોહનીરાજનું અને ખંડોબાના નેવાસામાં ખંડોબાનું દેવાલય છે. મોહનીરાજને 'મહાલયા' પણ કહેવામાં આવે છે. મરાઠી સંતકવિઓએ નેવાસાને મહાલયાક્ષેત્ર કિંવા મ્હાલસાપુર પણ કહ્યું છે. આ નેવાસા ક્ષેત્રમાંજ જ્ઞાનેશ્વરી ગ્રંથની રચના થઇ હતી; એમ જ્ઞાનેશ્વર મહારાજ તે ગ્રંથના ઉપસંહારમાં સ્પષ્ટ જણાવે છે.

જ્ઞાનેશ્વર મહારાજ નેવાસામાં ગયા કે તરતજ તેમને એક સતી પોતાના પતિના શબની આગળ આક્રંદ કરતી દષ્ટિગોચર થઇ. જ્ઞાનેશ્વર મહારાજે તપાસ કરી તો તે મૃત પુરુષનું નામ 'સચ્ચિદાનંદ' જણાયું. આ નામ સાંભળતાંની સાથે તેઓ બોલી ઊઠ્યા કે, "શું સત્, ચિત્ અને આનંદને મૃત્યુ આવેલું કોઇએ કદી સાંભળ્યું છે? સચ્ચિદાનંદ સર્વોપાધિરહિત છે, તેને મૃત્યુ સ્પર્શ શી રીતે કરી શકે?" મુખથી આ શબ્દો ઉચ્ચારી તેમણે શબ ઉપર પોતાનો હાથ ફેરવ્યો, એટલે તરતજ મૃત પુરુષ જીવંત થઇને ઊભો રહ્યો અને મહારાજના ચરણ પર મસ્તક મૂકી સર્વભાવે તેમને શરણ થયો. આ પુરુષ નેવાસાનો કુલકર્ણી હતો અને "જ્ઞાનેશ્વરી" ગ્રંથ જ્ઞાનેશ્વર મહારાજ કહેતા ગયા તે પ્રમાણે એણેજ લખ્યો હતો. પાછળથી એણે "જ્ઞાનેશ્વરવિજય" નામનો ચરિત્રાત્મક ઓવીબદ્ધ ગ્રંથ પણ લખ્યો હતો.

ત્યાર પછી થોડો કાળ જ્ઞાનેશ્વર મહારાજ તથા તેમનાં ભાઇબહેન આળંદીમાં જઇ રહ્યાં. પૈઠણમાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજે કરેલા ચમત્કાર તથા તેમની ખ્યાતિ આળંદીપર્યંત જઇ પહોંચી હતી; તેથી આ વખતે આળંદીના લોકોએ તેમનો ઘણો સારો આદરસત્કાર કર્યો. વળી ત્યાં એક વિસોબા ચાટી નામનો સાધુદ્વેષી કર્મઠ બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણના મગજમાંથી હજુ પણ 'એ સંન્યાસીનાં બાળકો છે' એ વાત નીકળી ગઇ ન હતી. આ બ્રાહ્મણ વિદ્વાન અને સદાચારી હતો, પરંતુ તેનામાં કુળાભિમાન બહુ હતું. તે વખતોવખત જ્યાં ત્યાં જ્ઞાનેશ્વરાદિની નિંદા કર્યા કરતો હતો. જ્ઞાનેશ્વરનું નામ તેના કર્ણ પર પડતું કે તે દ્વેષાગ્નિથી બળી ઊઠતો. તેની જ્ઞાનેશ્વર સાથેની સ્પર્ધા સૂર્ય સાથે તારાની સ્પર્ધા સમાન હતી.

દિવાળીના દિવસોમાં નિવૃત્તિનાથે મુક્તાબાઇ પ્રત્યે કહ્યું કે, "આજે તો ઉત્તમ માંડ (એક જાતની ખાવાની વસ્તુ) જમવાની અમારી ઇચ્છા છે." મુક્તાબાઈ માંડ તૈયાર કરવાને માટે વાસણ લેવાને કુંભારવાડામાં જવા નીકળ્યાં, ત્યાં રસ્તામાં વિસોબા સામો

મળ્યો. તેણે મુક્તાબાઇને પૂછ્યું. "ક્યાં જાય છે છોડી?" મુક્તાબાઇએ હકીકત કહેતાં વિસોબા તેની સાથે સાથે કુંભારવાડામાં ગયો અને કુંભારોને કહેવા લાગ્યો કે, "ખબરદાર, કોઇએ આ છોડીને વાસણુ આપ્યું તો તમારી વાત તમે જાણ્યા!" મુક્તાબાઇ કોઇએ વાસણુ નહિ આપવાથી ઉદાસ થઇને ઘેર આવ્યાં. જ્ઞાનેશ્વરને મુક્તાબાઇએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. તે સાંભળીને પરમ સમર્થ જ્ઞાનેશ્વર મહારાજે યોગ દ્વારા પંચાગ્નિનું આવાહન કરીને પોતાની પીઠ તપ્ત સુવર્ણ સમાન તપાવી અને તે પર માંડ શેકવાને મુક્તાબાઇને કહ્યું.

મુક્તાબાઇએ જ્ઞાનેશ્વર મહારાજની પીઠ પર માંડ તૈયાર કર્યાં. આ સર્વ દશ્ય વિસોબાએ છુપાઇને જોયું હતું. હવે તેની આંખ ઉઘડી અને પોતે રત્નને કાચ સમજ્યો, તે માટે ખૂબ પસ્તાયો.

પછી તે દોડતો દોડતો ઝૂંપડીમાં પ્રવેશ્યો અને જ્ઞાનેશ્વરને ચરણે પોતાનું મસ્તક મૂક્યું. તેની આંખમાંથી પશ્ચાત્તાપનાં અશ્રુ ઝરવા લાગ્યાં. જ્ઞાનેશ્વર મહાપુરુષ છે એમ જાણી, તેણે તેમની પતરાળીમાંથી ઉચ્છિષ્ટાન્નને પ્રસાદ ગણીને ઉપાડી લીધું અને પોતાના મુખમાં મૂક્યું.

ગુરુનિર્દિષ્ટ માર્ગનું અનુસરણ કરવાથી એજ વિસોબાનો અધિકાર ધીમે ધીમે એટલો વધ્યો કે, કેટલેક વર્ષે જ્ઞાનેશ્વર મહારાજે નામદેવરાયના ગુરુનું નામ તેનેજ આપ્યું; અને એક વારનો જ્ઞાનેશ્વરનો નિંદક વિસોબા 'મહાવિષ્ણુચા અવતાર, શ્રી ગુરુ માઝા જ્ઞાનેશ્વર' જેવા અભંગ બોલવા લાગ્યો.

ઉપર્યુક્ત ઘટના શકે ૧૨૦૯ અને ૧૨૧૨ ની વચમાં બની. આ ત્રણ વર્ષ સુધી જ્ઞાનેશ્વર અને તેમની સાથેનાં માણસો નેવાસા, આપેગાંવ અને આળંદી, એ ત્રણ સ્થળે જતાંઆવતાં રહેતાં હતાં. લોકોએ તેમની સામેનો વિરોધ શકે ૧૨૧૨ ના પ્રારંભમાં છોડી દીધો. આ સમયે જ્ઞાનેશ્વરની વય ૧૫ વર્ષની, નિવૃત્તિનાથની ૧૭ વર્ષની, સોપાનદેવની ૧૩ વર્ષની અને મુક્તાબાઇની ૧૧ વર્ષની હતી. હવે આ ચારે ભાઇબ્હેન નેવાસામાં રહ્યાં અને જ્ઞાનેશ્વર મહારાજે નિવૃત્તિનાથ સદ્ગુરુ સન્મુખ ગીતા પર ભાષ્ય કરવાનો પ્રારંભ કર્યો. અહા! તેમની વય કેટલી! જ્ઞાનેશ્વરીમાં પ્રકટ થયેલું જ્ઞાન કઇ શ્રેણિનું? જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાંના ઇતર ચમત્કારો બાજુ પર રાખીએ તો પણ તેમણે કોમળ વયમાં એવો અલૌકિક ગ્રંથ નિર્માણ કર્યો, એ ચમત્કાર શું ઓછો છે? ગીતા ઉપર સંસ્કૃત, પ્રાકૃત અને પરકીય ભાષામાં આજપર્યંત હજારો ટીકાઓ થઇ છે; પરંતુ તેમાંનો એક પણ ગ્રંથ જ્ઞાનેશ્વરીની બરાબરી કરી શકે એવો

નથી. કાવ્યગ્રંથ તરીકે, તત્ત્વજ્ઞાનવિષયક ગ્રંથ તરીકે, સ્વાનુભવયુક્ત ગ્રંથ તરીકે, ગુરુભક્તિના અમૃતરસથી પરિપૂર્ણ થયેલા ગ્રંથ તરીકે અને ગમે તે પ્રકારના ગ્રંથ તરીકે તમે જ્ઞાનેશ્વરીનું નિરીક્ષણ કરશો, તો તેની બરોબરી કરી શકે એવો કોઈ પણ ગ્રંથ તમને જડશે નહિ. જ્ઞાનેશ્વરી પછી અમૃતાનુભવ, ચાંગદેવ પાસષ્ટી, હરિપાઠ, યોગવસિષ્ઠ, સ્વાત્મપત્ર ઇત્યાદિ ગ્રંથો અને સેંકડો અભંગો જ્ઞાનેશ્વર મહારાજે રચ્યા છે. શકે ૧૨૧૨ માં જ્ઞાનેશ્વરીની સમાપ્તિ થયા પછી જ્ઞાનેશ્વર મહારાજ તીર્થયાત્રાએ નીકળ્યા.

યાત્રાથી શ્રીગુરુ નિવૃત્તિનાથ, સોપાનદેવ, મુક્તાબાઈ તથા જે ભક્તો તેમના સહવાસનો લાભ લેવા ઇચ્છતા હતા, તે પણ સર્વે નીકળ્યા. ચાકણ ગામમાં મહીપતરાવ નામે એક ભાવિક ગૃહસ્થ રહેતા હતા. તેમણે તે સર્વેને અતિ પ્રેમથી પોતાને ઘેર રાખી ઉત્તમ ભોજન કરાવ્યું. તેની કન્યા કહ્‌ાડના રામરાયની સાથે પરણી હતી. તેમણે જ્ઞાનેશ્વરને એવી પ્રાર્થના કરી કે, "ત્યાં જઇ મારી કન્યાને આપનાં દર્શનનો લાભ આપશો." જ્ઞાનેશ્વરે આ પ્રાર્થના માન્ય કરી અને મહીપતરાવને ઘેરથી સર્વે નીકળ્યાં. પંઢરપુરમાં નામદેવ કરીને અતિ પ્રેમાળ અને શ્રદ્ધાળુ ભક્ત છે તથા શ્રી વિઠ્ઠલ સાથે તેમને પ્રત્યક્ષ સંભાષણાદિનો સંબંધ છે, એમ જ્ઞાનેશ્વર જાણતા હતા. પંઢરપુર જઇ તેઓ નામદેવને મળ્યા અને પોતાની સાથે તીર્થયાત્રામાં આવવાની તેમને પ્રાર્થના કરી. નામદેવ જ્ઞાનેશ્વર મહારાજની સાથે તીર્થયાત્રાએ નીકળ્યા.

આ સર્વ જણ માર્ગક્રમણ કરતાં કરતાં 'ગેરગાંવ' માં આવી પહોંચ્યાં. ત્યાં ગોરોબા નામે કુંભાર જ્ઞાતિના ભક્ત રહેતા હતા; તેમણે અત્યંત ભક્તિભાવથી આ સર્વ સંતમંડળીનું આતિથ્ય કર્યું. પ્રત્યેક મુકામે નામદેવજી કીર્તન કરતા હતા. નામદેવજીની અનુપમ ભક્તિ અને પાષાણને પણ દ્રવીભૂત કરી નાખે એવો તેમનો પ્રેમ જોઇને સંતમંડળને અતિ આનંદ થતો.

નામદેવને પંઢરીનાથમાં અત્યંત પ્રેમ હતો. તે સંપૂર્ણ ભક્ત હતા, પરંતુ સર્વાત્મભાવનો ઉદય હજી તેમનામાં થયો ન હતો. તેઓ હજી સદ્‌ગુરુકૃપાને પાત્ર થયા ન હતા અને તેમને હજી સત્યસ્વરૂપનું જ્ઞાન થયું ન હતું. તેમને સગુણ, નિર્ગુણ, દૃશ્યાદૃશ્ય, વ્યક્તાવ્યક્ત સર્વ શ્રીહરિનાંજ સ્વરૂપો છે, એવો શુદ્ધ બોધ પ્રાપ્ત થાય એવી શ્રીજ્ઞાનેશ્વર મહારાજની ઇચ્છા હતી.

એક વાર ગોરોબાનો ઘડા ઘડવાનો ટપલો હાથમાં લઈ મુક્તાબાઇ સર્વ સંતો બેઠા હતા ત્યાં આવ્યાં અને ગોરોબાને પ્રશ્ન કર્યો કે, "કાકા ! આ શું છે ?" ગોરોબાએ પ્રત્યુત્તર આપ્યો કે,

"ઘડો કાચો છે કે પાકો તે એનાથી મને સમજાય છે." આ સાંભળી મુક્તાબાઇ બોલી કે, "કાકા! આ સર્વ માણસો પણ ઈશ્વરના રચેલા ઘડાઓજ છે. તેમાં કાચા કોણ છે અને પાકા કોણ છે તે તમે કહી શકશો?" ગોરોબાએ આ શબ્દો સાંભળતાંની સાથેજ પેલો ટપલો હાથમાં લીધો અને તેઓ પ્રત્યેક સંતના મસ્તક પર જરા અવાજ થાય તેમ તે મારવા લાગ્યા. કોઈ પણ સંતે તે માટે બડબડાટ કર્યો નહિ; પણ નામદેવનો વારો આવ્યો એટલે તેઓ એકદમજ બોલી ઊઠયા કે, "ખબરદાર, મારા મસ્તક પર ટપલો માર્યો તો!" આ શબ્દો સાંભળી ગોરોબા નામદેવના મસ્તક પર પ્રહાર કરી બોલ્યા કે, "સર્વ ઘડાઓમાં આ ઘડો કાચો છે." તરતજ સમસ્ત સંતમંડળમાં હસાહસ ચાલી રહી. નામદેવને આ અપમાનથી ઘણું ખોટું લાગ્યું. આ ઘટનાનું તાત્પર્ય મોરો પંત નિમ્નલિખિત સુપ્રસિદ્ધ આર્યામાં સમજાવે છેઃ–

सद्गुरु–अनुग्रहाचिण हरिला तो कठिण सर्वथा पटणें।
गोरां संत परीक्षी मस्तकिं हाणूनि सर्व थापटणें॥

આ પ્રકારે જ્ઞાનચર્ચા તથા વિવિધ તીર્થોમાં સ્નાન, દર્શન અને સત્સમાગમ કરતી કરતી સર્વ મંડળી આગળ ચાલી. પ્રભાસ, સોમનાથ, દ્વારકા, ગિરનાર, ડાકોર, બહુચરાજી, સિદ્ધપુર, પુષ્કરરાજ, કુરુક્ષેત્ર, જ્વાળાદેવી, હરિદ્વાર, ગંગોત્રી, જમ્નોત્રી, બદરિકાશ્રમ, ગોકુળ, વૃંદાવન, કેદારનાથ, પ્રયાગ ઇત્યાદિ તીર્થોની યાત્રા કરીને પવિત્ર કાશી ધામમાં આવી પહોંચી. ત્યાં વિધિયુક્ત યાત્રા, વિશ્વનાથદર્શન અને પ્રદક્ષિણા ઇત્યાદિ કર્યું તથા શ્રીરામભક્ત મહાન સાધુપુરુષ કબીરજીનો સમાગમ કર્યો.

આ વખતે મણિકર્ણિકાના ઘાટ પર મુદ્ગલાચાર્ય મોટો યત્ન કરતા હતા; તેથી કાશીમાં વૈદિક, શાસ્ત્રી, પુરાણી ઇત્યાદિક વિદ્વાન બ્રાહ્મણોની મોટી ઠઠ જામી હતી. તે મંડળમાં અગ્રપૂજાનું માન કોને આપવું, એ વિષે વાદવિવાદ ચાલી રહ્યો હતો. આ ટંટાનો પાર નહિ આવવાથી મુદ્ગલાચાર્યે એક યુક્તિ શોધી કાઢી. તેણે એક હસ્તિની આણી અને તેની સૂંઢમાં એક પુષ્પમાળા આપી; અને જેના કંઠમાં તે હસ્તિની તે પુષ્પમાળા આરોપે તેની અગ્રપૂજા કરવી, એવો ઠરાવ કર્યો. પ્રત્યેક જણ આ માન મેળવવાને માટે તલપી રહ્યો હતો; પરંતુ જ્ઞાનેશ્વર જેમને આ માળા પહેરવાની યત્કિંચિત્ પણ ઇચ્છા ન હતી, તેમના કંઠમાંજ તે હસ્તિનીએ અચાનક આવીને માળા આરોપી. આ ઘટના બનતાંની સાથે સંતમંડળે "પુંડલીક વરદે" ના જયઘોષથી કાશીક્ષેત્ર ગજાવી મૂક્યું. જે યથાર્થ શ્રેષ્ઠ હોય છે, તે સર્વત્ર શ્રેષ્ઠ તરીકે પૂજાય એમાં આશ્ચર્ય નથી. સૂર્યબિંબ નાનુંસરખું દેખાવા છતાં

તેનો પ્રકાશ સમસ્ત ત્રિભુવનમાં પ્રસરી રહે છે, તે પ્રમાણે જ્ઞાનેશ્વર મહારજની વય નાની હોવા છતા પણ, તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં લોકવંદ્યજ થતા. સિંહનું બચ્ચું નાનું છતાં અસંખ્ય પશુઓના સમુદાયમાં સર્વોપરિજ રહેવાનું; અને નક્ષત્રમંડળમાં ચંદ્રનુ અધ્યક્ષ-સ્થાન નિશ્ચિતજ રહેવાનું. તે પ્રમાણે સકલ દૈવી સંપત્તિના અભયાદિ ૨૬ ગુણો જેની સમક્ષ હાથ જોડીને ઊભા હતા, એવા જ્ઞાનેશ્વર મહારાજ સકલ પંડિતોની સભામાં અગ્રપૂજાનું માન પામે એ ઘટના સ્વાભાવિકજ છે. જ્ઞાનીઓના રાજાનીજ જ્ઞાનીઓની સભામાં અગ્ર-પૂજા થાય, એમાં શો શક ?

આ પ્રમાણે કાશીક્ષેત્રમાં મહાન આદરને પ્રાપ્ત થયા પછી ગયાજી, ચિત્રકૂટ, અનસૂયા, જગન્નાથ, બૈજનાથ, ૐકારેશ્વર, ઉજ્જયિની, સપ્તશૃંગ, નાસિક–ત્ર્યંબક, પુણ્યસ્તંભ, નાગનાથ ઇત્યાદિ અનેક તીર્થોની યાત્રા કરીને મંડળી પાછી પંઢરપુરમાં આવી. ત્યાર પછી સર્વે જણ પોતપોતાને સ્થાને ગયા. જ્ઞાનેશ્વર મહારાજ, બંધુજનો અને મુક્તાબાઈ આળંદીમાં આવી પહોંચ્યાં.

કેટલાક દિવસ પછી આ મંડળની સત્કીર્તિરૂપ ગંગાનો પ્રવાહ ચાંગદેવ નામના એક મહાન સિદ્ધ તાપી નદીના તટ પર રહેતા હતા તેમના આશ્રમ સુધી પહોચી ગયો. આથી ચાંગદેવનું ચિત્ત આર્દ્ર થયું; અને તેઓ આ ચારે મૂર્તિનાં દર્શન કરવાને માટે મોટા ઠાઠમાઠસહિત આળંદીમાં આવ્યા. જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમા આ ચાંગદેવનો સંબંધ ઘણો આવતો હોવાથી આ પછી તેમના વિષે એક સ્વતંત્ર પ્રકરણ આપ્યું છે.

## પ્રકરણ ૬ ઠ્ઠું–શ્રીચાંગદેવચરિત્ર

અત્રે ઉમેરવું આવશ્યક છે કે, ચાગદેવ નામના અનેક પુરુષો થઇ ગયા છે. તેમા પણ ચાંગાવટેશ્વર અને ચાંગામુધેશ એ ઉભય વ્યક્તિ ભિન્ન છે, એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. ચાંગાવટે-શ્વરનું તપશ્ચર્યાનું સ્થાન તાપીતટ પર હતું, પણ તેઓ પુણતાંબ્યામા સમાધિસ્થ થયા હતા. ચાગામુધેશ પુણતાંબ્યામાં રહેતા હતા અને ત્યાંજ સમાધિસ્થ થયા હતા. આ રીતે બન્ને ચાંગા એકજ સ્થળે સમાધિસ્થ થયેલા હોવાથી, ઉભય સંબંધી હકીકત કોઇ કોઇ સ્થળે મિશ્રિત થઇ ગયેલી છે. જ્ઞાનેશ્વરના સમકાલીન ચાંગદેવ–ચાગાવટેશ્વર શકે ૧૨૧૮ માં સમાધિસ્થ થયા અને ચાંગામુધેશ ઉર્ફે ચાંગા કેશવ-દાસ ૧૪૨૭ માં સમાધિસ્થ થયા. આ રીતે ઉભયના કાળમાં બસો ઉપરાંત વર્ષનું અંતર છે. હવે જ્ઞાનેશ્વરના મંડળમાં સમાવિષ્ટ થયે-લા ચાગાવટેશ્વરના ચરિત્ર તરફ આપણે વળીશું.

અહમદનગરની પાસે નારાયણ ડોહ નામનું એક ગામ છે. તે ગામમા એક મહાસાત્વિક યજુર્વેદી બ્રાહ્મણને ત્યા તેની પરમ સદ્‌ગુણી પતિવ્રતા પત્નીને પેટે ચાગદેવનો જન્મ થયો હતો. ચાંગદેવ સ્વરૂપે ચાંગલા (સુંદર) હોવાથી તેમનું નામ ચાંગા રાખવામાં આવ્યુ. તે મહાબુદ્ધિવાન હતા એક વાર જે કંઈ સાંભળતા તે તરત આવડી જતું આવી તીક્ષ્ણ બુદ્ધિ હોવાથી તે અર્થસહિત ચાર વેદ, ૭ શાસ્ત્રો, અઢાર પુરાણો, અધ્યાત્મશાસ્ત્ર અને મંત્રતંત્રાદિ ચમત્કારવિદ્યાઓમાં પણ પ્રવીણ થયા. તેમની ચૌદ વિદ્યા અને ચોસઠ કળામાં નિપુણતા જોઇને લોકો તો એમજ કહેતા કે, "આ સાક્ષાત્ બૃહસ્પતિજ છે કે શુ ?" વેદવિદ્યામા તેમની પારગનતા જોઈ લોકો તેમને ભૂલોકના બ્રહ્મદેવ કહેતા. પુરાણનો તેમનો પૂર્ણાભ્યાસ જોઇને તેમને બીજા વ્યાસનારાયણજ કહેતા. તાત્પર્ય એ છે કે, મત્રતત્રાદિ ગુણોને લીધે પ્રાકૃત જનોને, વેદાભ્યાસને લીધે વૈદિકોને, જ્યોતિષને લીધે જોષીઓને, નૃત્યકળાને લીધે નટોને, ગાયનવિદ્યાઓને લીધે સગીતશાસ્ત્રીઓને અને શિલ્પકળાને લીધે શિલ્પશાસ્ત્રીઓને તે અતિ પ્રિય થઇ પડ્યા હતા. રાજાથી તે રકપર્યતના સર્વ લોકો કાંઇ ને કાઇ ઇચ્છા ધરીને તેમની પાસે આવવા લાગ્યાથી, તેમની આગળ પૈસાના પણ ઢગ થવા લાગ્યા તેઓ લોકોને નાના પ્રકારના ચમત્કાર બતાવતા હતા અને આસપાસના સર્વ પ્રદેશમા 'ચાંગદેવ, ચાંગદેવ'જ થઇ રહ્યુ હતુ.

ચાગદેવની વિદ્યા જોઇને મોટા મોટા શાસ્ત્રીઓ, પંડિતો, યાજ્ઞિકો, વૈદિકો, જ્યોતિષીઓ વગેરે નાનાવિધ ગુણીજનો વિશેષ વિદ્યાભ્યાસ માટે તેમની પાસે રહેવા લાગ્યા; તેમજ આંધળા, પાંગળા, બહેરા, મૂગા, ક્ષયરોગી, પાડુરોગી ઇત્યાદિ અનેક વ્યાધિગ્રસ્ત લોકો પણ પોતાના વ્યાધિનુ નિરસન કરાવવાના ઉદ્દેશથી તેમની પાસેજ રહેતા હતા. કોઈ પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી, કોઈ પરદેશ ગયેલો પતિ પાછો આવે એવા ઉદ્દેશથી, કોઈ દ્રવ્યની કામનાથી અને કોઇ સ્ત્રી-પ્રાપ્તિની ઈચ્છાથી તેમની પાસે આવતા હતા. એ પ્રકારે હજારો આબાળવૃદ્ધ પુરષો અને સ્ત્રીઓ તેમની આસપાસ એકઠા થતા હતા અને પૈસાની વૃષ્ટિ કરતા હતાં. જ્યા દ્રવ્ય એકત્રિત થાય છે, ત્યા ખાનારાં માણસો પણ પુષ્કળ એકઠા થાય છે. આ નિયમાનુસાર ચાંગદેવની પાસે પણ બહોળો શિષ્યસમુદાય એકઠો થયો. ચાગદેવની વિદ્યા પરિપૂર્ણ હોવાથી અન્ય કોઇ વિદ્વાન તેમની સાથે વાદ કરીને વિજય પ્રાપ્ત કરી શકતો નહિ. જે આવતો તે એમજ કહીને જતો કે આ વિદ્યાના સાગરની આગળ અમારા તે શા આશરા ?

દિવસાનુદિવસ ચાગદેવની વિદ્યા અને વય વૃદ્ધિંગત થતાં બે-ચાર સ્થળેથી પરણવાના માગા આવ્યા, પરતુ ચાંગદેવે પોતાનાં માતાપિતાને જણાવ્યું કે, "હું આ જન્મમા લગ્ન કરનાર નથી.

વિદ્યારૂપી પત્નીને જ્ઞાનરૂપી સંતતિનો વિસ્તારજ એટલો બધો થશે કે અન્ય સ્ત્રી સાથે પરણું તો તેમની વચ્ચે મોટો કલહ થવાનો સંભવ છે." ચાંગદેવનું આ નિઃસ્પૃહ ભાષણ સાંભળીને સર્વેએ તેમને પરણાવવાની આશા છોડી દીધી.

ત્યાર પછી કેટલેક દિવસે ચાંગદેવે મોટા મોટા વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોને એકત્રિત કર્યા અને તેમને પૂછ્યું કે, "હવે મારે કંઈ વિદ્યા શીખવી અધૂરી છે ?" બ્રાહ્મણોએ પ્રત્યુત્તર આપ્યો કે, "મહારાજ ! માત્ર એક યોગાભ્યાસની આપનામાં ન્યૂનતા છે. આપને જો યોગાભ્યાસ સાધ્ય થશે તો સર્વ સિદ્ધિ આપના ઘરમાં પાણી ભરશે. આપ યુક્તાહારી, ઇંદ્રિયદમન કરનાર, મિત ભોજન કરનાર અને મિત ભાષણ કરનાર છો. આ ગુણો જેનામાં હોય તેને યોગાભ્યાસ અસાધ્ય નથી. હઠયોગ અને રાજયોગ જ્યારે આપ સાધ્ય કરશો, ત્યારે આપ કાળને પણ જીતી શકશો."

આ સાંભળી ચાંગદેવ બોલ્યા કે, "એવા સિદ્ધયોગીનું સ્થળ મને બતાવશો ?" બ્રાહ્મણો બોલ્યા કે, "એવા યોગીઓ અતિ વિરલ હોય છે અને તેમાં પણ આપણા કર્મઠ દેશમાં તો તે મળવા અતિ દુર્ઘટજ છે. ક્ષેત્ર વારાણસીમાં એકાદ મળે તો મળે." આ શબ્દો સાંભળી ચાંગદેવે કાશી જવાનો વિચાર કર્યો. કાશીની યાત્રા અને યોગવિદ્યાની પ્રાપ્તિ, એ દ્વિગુણ હેતુથી ચાંગદેવ પોતાનાં માતાપિતાને નમસ્કાર કરી સાથે શિષ્યસમુદાયને લઈ કાશી જવા માટે નીકળ્યા.

કાશીના વિદ્વજ્જનોને ચાંગદેવની વિદ્યા, કળા આદિ વિષે અગાઉથીજ ખબર પડી હતી. આથી તેઓ આવ્યા કે તરતજ સર્વ શિષ્ટ લોકોએ એકત્રિત થઇ તેમનું આતિથ્ય કર્યું. તેમણે તેમને જગદ્‌ગુરુ સમાન પૂજ્ય ગણી સર્વ પ્રકારે તેમની સેવા કરી.

ચાંગદેવે પુષ્કળ દ્રવ્ય કાશીના રંક, દુર્બળ, અનાથ, અપંગ, બ્રાહ્મણ, ગોસાંઇ, વૈરાગી ઇત્યાદિ લોકોને દાન કર્યું. વળી પોતાની વિદ્યાનો પ્રભાવ પણ કાશીના લોકોને બતાવ્યો. ત્યાર પછી ચાંગદેવે કાશીક્ષેત્રના વૃદ્ધ લોકોને એકત્રિત કરીને પૂછ્યું કે, "આ તરફ કોઈ યોગાભ્યાસી છે ?" વૃદ્ધ લોકોએ કહ્યું કે, "અહીંયાંથી કેટલાક કોસના અંતર પર એક ઘાડ અરણ્ય છે; ત્યાં પર્વતમાં એક ભયંકર ગુફા છે. આ ગુફાની ચારે તરફ પુષ્કળ વૃક્ષો છે અને તેમાં હિંસક પશુઓનો વાસ છે. ત્યાં પાણીનો એક ધોધ પર્વત પરથી નિરંતર પડ્યા કરી તેનો ધુ ધુ અવાજ થયા કરે છે. વ્યાઘ્ર-સિંહાદિકના ભયંકર ધ્વનિ, શિયાળ, રીંછ વગેરેના કર્કશ અને મનને શોકાકુળ કરનાર સ્વર, સર્પાદિના ફૂંફાડા, આ સર્વ ત્યાં સંભળાતું હોવાથી તે અરણ્ય મનુષ્યોને યમપુરી સમાન લાગે એવું છે. આ યમની દાઢ-

માંથી બચી જો કોઈ આગળ જાય તો તેને ગુફાનું દ્વાર જણાય છે. તે ગુફામાં એક યોગીરાજ વસે છે અને તે નિત્ય સમાધિસુખમાં નિમગ્ન રહે છે."

ચાંગદેવ તે સ્થળે જવાનો નિશ્ચય જણાવી ગમે તે જોખમે તે નિશ્ચય પાર પાડવા તત્પર થયા અને પોતાના શિષ્યોને એક માસ-પર્યંત પોતાની વાટ જોઇ પછી ચાલ્યા જવાની સૂચના આપીને તથા પોતાની પાસેનું દ્રવ્ય તે શિષ્યોને તથા કાશીના લોકોને આપી દઇને તે યોગી મહાત્માના સ્થળ તરફ જવાને એકલા નીકળ્યા. અરણ્યમાં વ્યાઘ્ર, સિંહ, સર્પ ઇત્યાદિના શબ્દો તરફ ધ્યાન નહિ આપતાં તેઓ સીધા પર્વત તરફ ગયા. ત્યાં ગુફાના મુખ પાસે આવીને જુએ છે તો તેના ઉપર એક શિલા ઢાંકેલી તેમને જણાઇ. તેમણે તે શિલા ખસેડીને ગુફામાં પ્રવેશ કર્યો. ગુફામાં પુષ્કળ અંધારું હતું, છતાં તેનાથી લેશ પણ ભય ન પામતા તેઓ આગળ વધ્યા એટલે એક બીજું દ્વાર આવ્યું. તે દ્વાર ઉઘાડીને તેમા પ્રવેશી થોડેક દૂર જતાં એક ત્રીજું દ્વાર દેખાયું. આ દ્વાર ઉઘાડીને ચાંગદેવ આગળ ચાલ્યા એટલે તેમને થોડે પ્રકાશ દષ્ટિગોચર થયો. તે પ્રકાશ પાસે જઇને ચાંગદેવે જોયું તો ત્યા તેમને એક મહાતેજસ્વી કાંતિવાળા યોગીરાજ પદ્માસન વાળીને બેઠેલા દષ્ટિગોચર થયા. આ યોગીરાજનું દર્શન થતાં ચાંગદેવનો આનંદ હૃદયમાં સમાતો ન હતો. ચાંગદેવે તે યોગીની કેટલાક શ્લોકો વડે સ્તુતિ કરી. મહાપંડિત અને વેદાભ્યાસી એવા ચાંગદેવે કરેલી સ્તુતિ સાંભળીને પ્રત્યક્ષ આદિનાથ શિવની સમાધિ પણ વિસર્જન થાય તો ઇતર માટે તો કહેવુંજ શું ?

ચાંગદેવે યોગીરાજની સ્તુતિ કરતાંજ તેઓ સાવધ થયા અને પૂછવા લાગ્યા કે, "હે માનવી ! તું કોણ છે? કયાંથી આવ્યો છે? અહીં તારો શો ઉદ્દેશ છે?" ચાંગદેવે કહ્યું કે, "મહારાજ! આ આપનો દાસ, આપ મહાપુરુષના અનુગ્રહથી મનુષ્યનું ભાગ્ય કરી જાય એવી આપની કીર્તિ સાંભળીને આવ્યો છે. હવે આ દાસને આપનોજ ગણી હઠયોગ તથા રાજયોગનો માર્ગ બતાવશો."

આ વચનો કહી ચાંગદેવે યોગીરાજના ચરણ ઉપર મસ્તક મૂકયું. યોગીરાજે મનમાં વિચાર કર્યો કે, મારે આ છોકરાને ઉપદેશ કરવોજ જોઇએ; કારણ કે એ વિરક્ત જેવો દેખાય છે. આવી ભયંકર ગુફામાં દેહ–ગેહની મમતા છોડી દઇ એણે પ્રવેશ કર્યો છે; માટે એને યોગવિદ્યા શીખવવામાં બાધ નથી. આમ વિચારીને તેઓએ ચાંગદેવને પ્રેમાલિંગન દઇ પોતાની સામે બેસાડ્યા. ત્યાર પછી તે મહાત્માએ ચાંગદેવને હઠયોગની સર્વ કળાઓનું શિક્ષણ આપ્યું. ચાંગદેવ અસાધારણ ઉચ્ચ કોટિના અધિકારી હતા; તેથી તરતજ તેમને યોગના સર્વ ભેદ સમજાઇ ગયા અને યોગસમાધિ લાગી ગઇ.

ચાંગદેવની આ દશા જોતાંજ તેમના ગુરુ મનમાં વિસ્મિત થઇ બોલ્યા કે, "અહા! કેવી અપૂર્વ શક્તિ! અમને આ વિદ્યા સંપૂર્ણ રીતે હસ્તગત થઈ છે, તો પણ સમાધિ પ્રાપ્ત કરવાને માટે અમારે કેટલોક શ્રમ કરવો પડે છે; અને આને તો આટલી ત્વરાથી યોગમાર્ગનું જ્ઞાન થયું! ખરેખર, આ તો સ્વર્ગમાંનો કોઇ દેવજ બાળરૂપ ધારણ કરી મારો અહંભાવ ઉતારવાને માટે અહીં આવ્યો છે.

એમ જણાવવામાં આવે છે કે, ચાંગદેવની એ સમાધિ સતત સાત વર્ષપર્યંત સ્થિર રહી હતી. તે પછી સમાધિમાંથી જાગ્રત થઇ ગુરુ મહારાજને પ્રણામ કરવા જતાં ચાંગદેવની અલૌકિકતા ઉપરથી ઊલટા તેજ ગુરુપદને યોગ્ય છે એમ માની, તે સિદ્ધ યોગીરાજે દોડીને ચાંગદેવનેજ સાષ્ટાંગ નમસ્કાર કર્યા; અને યોગવિષયમાં તેમને થયેલા અનુભવો જણાવવાની પ્રાર્થના કરી.

ચાંગદેવે તે સિદ્ધને યોગસમાધિ વિષે પુષ્કળ અનુભવ દર્શાવ્યો. તે પછી તે યોગીરાજને નમન કરી ગુફાની બહાર નીકળ્યા. યોગીરાજે પણ શિષ્યભાવ ધારણ કરી તેમની સાથે આવવા ઇચ્છા દર્શાવ્યાથી તેમને લઇને તેઓ ગુફાની બહાર નીકળ્યા. અહીં યોગવિદ્યાની પ્રતીતિ જોવાને માટે ચાંગદેવે એક વ્યાઘ્રને હોકારો કર્યો, એટલે તે ગાય જેવો બની પાસે આવી તેમના પગ ચાટવા લાગ્યો. પછી તેમણે વ્યાઘ્ર ઉપર સવારી કરી અને એક સર્પને વશ કરી તેને હાથમાં લઇને તેની ચાબુક બનાવી. પછી તે સિદ્ધને પોતાની સાથે લઇને કાશી તરફ ચાલ્યા. તે અરણ્યમાંથી માર્ગક્રમણ કરી બીજે દિવસે કાશીક્ષેત્રમાં મણિકર્ણિકાના ઘાટ પર આવી પહોંચ્યા. આ આશ્ચર્યકારક દૃશ્ય જોઇ કાશીક્ષેત્રનાં સર્વ માણસોને અતિશય ભય લાગ્યો; પરંતુ ચાંગદેવે પોતાની ઓળખાણ આપી એટલે સર્વ તેમને ઓળખીને આનંદ પામ્યા. તેઓ સર્વને મન ચાંગદેવ ભૂલોકના બૃહસ્પતિરૂપજ જણાવા લાગ્યા. સર્વ શિષ્ટ લોકો તેમને જગદ્ગુરુ ગણી તેમનાં ચરણારવિંદમાં મસ્તક મૂકવા લાગ્યા. ચાંગદેવનો પુનઃ મેળાપ થયો એટલા માટે તેમણે અતિ આનંદ પ્રદર્શિત કર્યો. પછી ચાંગદેવે પોતાના કેટલાક ચમત્કારો કાશીના લોકોને બતાવ્યા અને દિગ્વિજયનો ઝુંડો ફરકાવી કાશીથી પ્રયાણ કર્યું. સર્વ લોકો એમજ કહેતા હતા કે, "ચાંગદેવની આગળ એક શબ્દ પણ કાઢે એવો મનુષ્ય આ મૃત્યુલોકમાં કોઇજ નથી."

ખબર મળતી ગઇ તેમ તેમ ચાંગદેવના શિષ્યો પણ તેમની પાસે આવવા લાગ્યા. તે સર્વે પ્રયાણ કરતા કરતા થોડે દિવસે નારાયણ ડોહમાં ક્ષેમકુશળ આવી પહોંચ્યા. ચાંગદેવને જોઇને તેમનાં વૃદ્ધ માતાપિતાને અતિ આનંદ થયો.

ત્યાર પછી કેટલેક દિવસે તેમનાં માતપિતા વિદેહ થયાં. તેમની ઉત્તરક્રિયા કરી ચાંગદેવે નારાયણ ડોહનો પરિત્યાગ કર્યો. હવે તેઓ તાપી નદીને કિનારે એક મોટો મઠ બાંધી શિષ્યો સહવર્તમાન રહેવા લાગ્યા. તે સ્થળે વેદશાસ્ત્રો, પુરાણો, રસાયનો, આયુર્વેદ, જારણ, મારણ, ઉચ્ચાટન, ગાયન, નૃત્ય, વાદન, પશુપક્ષીમોહન ઇત્યાદિ નાના પ્રકારની વિદ્યા શીખવાની ઇચ્છા ધરાવનારા લોકો ચાંગદેવની પાસે આવવા લાગ્યા. રાજાથી લઇને રંકપર્યંત સેંકડો લોકોની ઠઠ તેમની આસપાસ એકત્રિત થવા લાગી. તેમની શરીરકાંતિ જોઇ લોકોને એમજ લાગતું કે, આ તો કોઇ પ્રત્યક્ષ સ્વર્ગના દેવજ છે. સમસ્ત ભારતવર્ષમાં તેમના જેવો પંડિત, ચતુર વક્તા, ગુણવાન અને તેજસ્વી પુરુષ બીજો કોઇ પણ હતો નહિ; માત્ર એક આત્મજ્ઞાન સિવાય ઉપર્યુક્ત સર્વ ચાતુર્ય વ્યર્થ હતુ. મયૂરના અંગમાં હજારો આંખ હોય છે, તો પણ જો તેને બે આંખ ન હોય તો સર્વ વ્યર્થ છે; તેમ નાનાવિધ વિદ્યાથી પરિપૂર્ણ છતાં પણ હું કોણ છું ? મારું ખરું કર્તવ્ય તથા અંતિમ પ્રાપ્તવ્ય ગતિ શું છે ? એ વિષે લેશ પણ જ્ઞાન ન હોવાથી ચાંગદેવની સર્વ વિદ્યા મિથ્યાજ હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે તાપી નદીને તટે ચાંગદેવ બનતે પ્રકારે વિદ્યાથી, અન્નવસ્ત્રથી તેમજ અન્ય પ્રકારોથી સર્વના મનોરથ પૂર્ણ કરતા હતા. આથી કેટલાક લોકો તો ત્યાંના ત્યાંજ પડી રહેતા હતા. આમ થતાં થતાં ચારસો શિષ્યો ચાંગદેવના મઠમાં સ્થાયી નિવાસ કરી રહેવા લાગ્યા. તે સિવાયના બીજા રાજાથી રંકપર્યંતના લોકો પણ ત્યાં પુષ્કળ રહેતા; જેથી આત્મજ્ઞાનરહિત ચાંગદેવ જેવા મહાન વિદ્વાનને સ્વાભિમાન ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ હતું. એક દિવસ પૈઠણ તરફના કોઈ એક બ્રાહ્મણને મોઢે જ્ઞાનેશ્વર મહારાજના ચમત્કારો તથા ચરિત્ર સાંભળવામાં આવતાંજ તે ચારે બંધુભગિનીની મુલાકાત લેવાની ચાંગદેવને આકાંક્ષા થઈ અને અભિમાન કંઇક ઓછું થયું.

*ચાંગદેવના અંગમાં અહંકારના જૂરે પ્રવેશ કર્યો હતો,* તો પણ સ્વભાવે તેઓ ઘણા સુશીલ હતા. અહંકાર મનુષ્યના સદ્ગુણને તિરોહિત કરે છે, પરંતુ તે તેનો સર્વથા નાશ કરતો નથી. કોઈ અધિક પરાક્રમી પુરુષનો મેળાપ થતાં તે અહંકારનો પડદો દૂર થઇ જતાં તેનું સહજ મનોહર સ્વરૂપ પ્રકટ થાય છે. ચાંગદેવને નિત્ય લોકોના સાષ્ટાંગ નમસ્કાર સ્વીકારવાની અને શિષ્યો પર હુકમ કરવાની જે ટેવ પડી હતી તથા વારાણસી જેવા વિદ્યાના મહાન સ્થળમાં તેમણે જે અપૂર્વ સત્કાર મેળવ્યો હતો, તેથી " મારાથી મોટો આ જગતમાં કોઇ છે " એવી કલ્પના પણ તેના મસ્તકમાં પ્રવેશ કરી શકતી ન હતી. ઉત્તમ ગુરુ શિષ્યને સુધારે છે અને ઉત્તમ શિષ્ય ગુરુને સુધારે છે; તેમજ કાચો ગુરુ શિષ્યને બગાડે છે અને કાચો શિષ્ય

ગુરને બગાડે છે: આ સર્વ પ્રકારનાં ઉદાહરણો જગતમા પ્રસિદ્ધજ છે. ચાંગદેવના અહંકારને તેમના શિષ્યોએ પોષણ આપ્યું હતું, જેથી જ્ઞાનેશ્વરનો મેળાપ કરવાની જે શુભેચ્છા ચાંગદેવના મનમા ઉત્પન્ન થઈ હતી, તે તેમના શિષ્યોની મૂર્ખતાને લીધે દબાઇ ગઇ. તે શિષ્યોએ સલાહ આપી કે, અન્યની સાંભળેલી કીર્તિ ઉપરથી સ્થાનભ્રષ્ટ થવાથી આપના મહત્ત્વની હાનિ થશે. સ્તુતિને સહજ વશ થઇ જનારા અને મહત્તાના અભિમાનથી ટેવાયલા ચાંગદેવના મન પર શિષ્યોના આ કુમંત્રની પૂરેપૂરી અસર થઈ અને તેમના મનમાં ઉદ્ભવેલો સત્વાંકુર બળીને ભસ્મ થઇ ગયો. હવે ચાંગદેવે જ્ઞાનેશ્વર મહારાજનો મેળાપ કરવાનો નિશ્ચય છોડી દીધો અને જ્ઞાનેશ્વર પર એક શિષ્યની સાથે પત્ર મોકલી આપવાનો તેમણે ઠરાવ કર્યો; પરંતુ તે પત્ર લખવામાં પણ અહંભાવ તેમને આડો આવ્યો. પત્રમાં જ્ઞાનેશ્વરજીને સંબોધવા કેવી રીતે? એ મોટો પ્રશ્ન ઉત્પન્ન થયો. 'ચિરંજીવ' લખવામાં આવે તો શ્રીજ્ઞાનેશ્વરનાં કૃત્યો ચાંગદેવ કરતાં શ્રેષ્ઠ હોવાથી માનવંત પુરુષનું અપમાન કર્યા બરોબર લેખાય; અને 'તીર્થરૂપ' લખે તો વૃદ્ધ મનુષ્ય ૧૪ વર્ષના બાળકને એટલું બધું મહત્ત્વ આપે, એ પોતાની મહત્તાને હાનિકર્તા ગણાય. આથી પછી કાંઈ પણ ન લખતાં માત્ર કોરો કાગળજ મોકલવાનો ચાંગદેવે ઠરાવ કર્યો; અને જ્ઞાનેશ્વર કેવા પ્રકારની ઉપાસના કરે છે, કેવું અધ્યયન કરે છે, તેમનાં યોગક્ષેમ કેવી રીતે ચાલે છે, તેમની તપશ્ચર્યા કેવી છે ઇત્યાદિ બાબતની તપાસ કરવાની આજ્ઞા કરી, પોતાના શિષ્યને કોરો કાગળ આપીને રવાના કર્યો.

ચાંગદેવનો શિષ્ય આળંદીમાં આવ્યો ત્યારે એ ચારે ભાઈબહેન સંવાદસુખ ભોગવતાં બેઠાં હતાં. એટલામા તે બ્રાહ્મણને જોતાંજ જ્ઞાનેશ્વર મહારાજ તેને ઉદ્દેશીને બોલ્યાઃ "કેમ, ચાંગદેવે કોરોજ કાગળ મોકલ્યો છે કે શું?" દર્શન થતાંની સાથેજ આ પ્રશ્ન થયેલો જોઈને તે બ્રાહ્મણ ચકિત થયો અને "આપ સર્વજ્ઞ જ્ઞાનેશ્વર મહારાજ છો?" એમ કહીને તેમને વંદન કર્યું. તે કોરો કાગળ હાથમા લઇને વિનોદથી મુક્તાબાઇ બોલ્યાં કે, "શું આટલાં વર્ષો પઠનપાઠન કર્યા છતાં પણ કોરો ને કોરોજ રહ્યો!" આ વચનો સાંભળી સર્વ ખડખડ હસી પડ્યાં. નિવૃત્તિનાથે ગંભીરતાપૂર્વક ચાંગદેવનું સર્વ ચરિત્ર ત્યાં બેઠેલાં સર્વ જણને કહી સંભળાવ્યું. પછી તેમણે જ્ઞાનેશ્વર મહારાજને આજ્ઞા કરી કે, સિદ્ધિના આડંબરથી ભરપૂર અને અહંકારમા ડુબી રહેલો ચાંગદેવ બ્રહ્મજ્ઞાનના સંબંધમા સર્વથા કોરોજ છે; માટે તમે તેના પર તેનું અંતર બોધ પામે એવો પત્ર લખો. ગુરુની આજ્ઞા સાંભળતાંજ જ્ઞાનેશ્વર મહારાજે ચાંગદેવ પર પાંસઠ ઓવીઓનો એક પત્ર લખ્યો. તે પત્ર "ચાંગદેવ પાસષ્ટી" નામે પ્રસિદ્ધ છે.

ભગવદ્ ગીતાની ૬૫ ઓવીઓમાં જ્ઞાનેશ્વર મહારાજે ચાંગ દેવને ' तत्त्वमसि ' એ મહાવાક્યનો જે બોધ કર્યો છે તેનો ભાવાર્થ એ છે કે, "જેના અદર્શનમાં જગત ભાસે છે અને જેના દર્શનમાં જગતનો લય થાય છે, તે શ્રીવટેશ (શિવ) નો નિત્ય વિજય થાઓ." આત્મજ્ઞાનનો જેમ જેમ ઉદય થાય છે, તેમ તેમ નામરૂપાત્મક જગતનો લય થાય છે, અને તે જ્ઞાન જેમ જેમ આવૃત થાય છે, તેમ તેમ આ નામરૂપાત્મક પ્રપંચ સત્ય ભાસે છે તો પછી એમ કોણ કહેશે કે, પ્રગટ થવાનો અને લય પામવાનો ધર્મ આત્મસ્વરૂપમાં છે? આત્મસ્વરૂપ તો પ્રકટ પણ થતું નથી અને લય પણ પામતું નથી, તેમ પ્રકટ થવાના અને લય પામવાના ધર્મનો તેને સ્પર્શ પણ થતો નથી કેમકે આત્મસ્વરૂપ વસ્તુત અપરિણામી અને સ્વયસિદ્ધ છે. બુદ્ધિમાં દેહાહંકારાદિ પ્રપંચનો ઉદય થતાં સ્વરૂપજ્ઞાન આચ્છાદિત થઇ જાય છે અને તેજ બુદ્ધિમાં સ્વરૂપબોધનો ઉદય થવાથી દેહાહંકારાદિ પ્રપંચનો લય થાય છે, આટલોજ બોધ અહીંયા આપણે ગ્રહણ કરવાનો છે આ પ્રમાણે આત્મસ્વરૂપ અને જગત એ ઉભયના ગુપ્ત થવાના તથા પ્રકટ થવાના ભેદ ઉપરથી તે બન્ને એકબીજાથી ભિન્ન છે, એમ ભાસવાનો સંભવ છે, પરંતુ વસ્તુત તે તેમ નથી નામરૂપાત્મક જગત પરબ્રહ્મથી ભિન્ન નથી, પરંતુ એકજ છે. જે પ્રમાણે સુવર્ણ અલંકારરૂપમાં આવવા છતાં પણ તેનું સુવર્ણત્વ નષ્ટ થતું નથી, તેજ પ્રમાણે પરબ્રહ્મ સર્વ જગતસ્વરૂપે થવા છતાં પણ તેનું પૂર્ણત્વ નષ્ટ થતું નથી તરંગ અને સમુદ્ર એ બન્ને જે પ્રમાણે સમુદ્રજ છે, તે પ્રમાણે જગત અને પરમાત્મા બન્ને પરમાત્માજ છે પરમાત્મા વિશ્વરૂપે બનતો હોવાથી તે હંકાઇ જતો નથી જે રીતે કળાના આચ્છાદનથી ચંદ્ર આચ્છાદિત થતો નથી, કિંવા અગ્નિ દીપકપણાને પ્રાપ્ત થવાથી દીપથી ભિન્ન થઈ જતો નથી તે પ્રમાણે જ્ઞાનરૂપ આત્મા અવિદ્યાના નિમિત્તથી દૃશ્ય અને દૃષ્ટાના ભેદવાળો ભાસવા છતાં તે ભેદયુક્ત નહિ હોઇને સ્વત સિદ્ધ જેવો છે તેવો ને તેવોજ છે જેમ વસ્ત્રમાં વસ્ત્રપણું નામમાત્રજ હોઇને તે ઊભાઆડા દોરારૂપે સૂત્રરૂપજ છે, તેમ દૃષ્ટા, દૃશ્ય અને દર્શન ભિન્ન પ્રતીત થવા છતાં પણ આત્મસ્વરૂપે અભિન્નજ છે અલંકાર અને સુવર્ણ કિંવા અવયવ અને અવયવી જે પ્રમાણે એકજ છે, તે પ્રમાણે માયાની ઉપાધિવાળા ઈશ્વરથી લઇને જડ પૃથ્વીપર્યંત જે અનેક પદાર્થ ભાસે છે, તે પણ એકજ છે અને સંવિતરૂપજ છે, અન્ય નથી સંવિત્ (જ્ઞાન) જ જગદાકારે ભાસે છે બીન અને તે પરના ચિત્રો, ગોળ અને ગળપણ, વસ્ત્ર અને સૂત્ર ઇત્યાદિ દૃષ્ટાંતો પરથી પણ એમજ સિદ્ધ થાય છે કે, સંવિત્ અને વિશ્વસ્ફૂર્તિ કિંવા આત્મા અને જગત ભિન્ન નથી, પરંતુ આત્માજ જગતરૂપે ભાસી રહ્યો છે જેમ પ્રતિ

બિંબને લીધેજ બિંબમાં બિંબપણું કલ્પવામાં આવે છે, તે પ્રમાણે દૃશ્યના દૃશ્યપણાથી આત્મામાં દ્રષ્ટાપણું આરોપાય છે ભેદના અનુભવકાળ ખરી રીતે કંઇ આ સંવિત્ ભેદાવસ્થામાં આવતું નથી, પરંતુ દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન, એ ત્રિવિધરૂપે જાણે તે સંવિત્ ભેદ પામ્યું હોય તેમ ભાસે છે. દૃશ્યને લીધેજ દ્રષ્ટા અને દર્શન છે. દૃશ્યત્વનો લય થતાં દ્રષ્ટાપણું અને દર્શનપણું રહેતું નથી એવી રીતે વિવેકદૃષ્ટિથી જોતાં એક આત્માજ ત્રિપુટીરૂપે દેખાતો હોઇને ત્રિપુટી ભ્રમરૂપજ છે અને માત્ર એક આત્માજ સત્ય છે આરસીમાં મુખદર્શન કર્યા પૂર્વે તેમજ પછી પણ મુખ તો પોતાને સ્થાનેજ હોય છે, જો કે તેનું પ્રતિબિંબ ભિન્ન દેખાય છે, તો પણ ત્યાં મુખ સિવાય અન્ય કાંઇજ નથી તે પ્રમાણે જગતની ઉત્પત્તિપૂર્વે અને લય પછી પણ આત્માજ રહે છે, તો જગતના ભાસમાંતે પણ આત્મા સિવાય બીજું શું હોઇ શકે? જે પ્રમાણે વીણામૃદંગાદિ સિવાય ધ્વનિ અને કાષ્ટાદિ પદાર્થ સિવાય અગ્નિ સ્વતઃસિદ્ધ હોય છેજ, તે પ્રમાણે દૃશ્યાદિ ત્રિપુટીના ભાન સિવાય પણ તે આત્મા તો સ્વયં સિદ્ધ રહેલો હોય છેજ આ આત્માને કાંઇ પણ નામ આપી શકાતું નથી અને તે કોઇ પણ સાધનથી જાણી શકાતો નથી માત્ર જે છે તે છેજ હે ચાંગદેવ! તે વટેશની સાથે તો મૌનથીજ બોલવું જોઇએ અને કાંઇ નહિ થઇને સર્વ થવું જોઇએ, તથા વિરોધતાથી નહિ રહેતાં સહજપણાથી રહેવું જોઇએ તે બોધ અર્થાત્ આત્મજ્ઞાનનો આશ્રય છે, નિરુપાધિક છે, એકરસ છે અને કેવળ છે તે પરમાત્મારૂપ વટેશનોજ તું પોતે પુત્ર છે અને તું તેનોજ અંશ છે હવે હે ચાંગદેવ! તારી અને મારી વચ્ચે જે આત્મૈક્ય છે તેનો સંવાદ સાંભળ તારો અને મારો સંવાદ ડાબા હાથની હથેળી જેવી રીતે જમણા હાથની હથેળીમાં મળે તે સમાન છે શબ્દ વડે શબ્દને સાંભળવો, સ્વાદ વડે સ્વાદ ચાખવો, પ્રકાશ વડે પ્રકાશને જોવો અને સુવર્ણે સુવર્ણનો કસ કાઢવો તેના જેવો તારો અને મારો સંવાદ છે હે સખા ચાંગદેવ! તને મળવાને માટે મારૂં મન ઉત્સુક થયું હતું, પરંતુ આત્મસ્વરૂપમાં તું અને હું એકજ હોવાથી આપણો મેળાપ સહજસિદ્ધજ છે ક્રિયાથી મેળાપ કરવાથી તેમાં વિક્ષેપ પડશે કે શું, એવો મને ભય લાગે છે મારું જે મન તારા દર્શનની આશા ધરે છે, તેજ મન આત્મસ્વરૂપ પ્રતિ પણ વળે છે અને દર્શનવ્યવહાર અટકી જાય છે જેમ મીઠું સાગરનું ઊંડાણ માપવા ગયું કે તે પોતેજ નાશ પામ્યું, તે પ્રમાણે આત્મસ્વરૂપ એવો જે તું તેને જોવા જતાં હુંજ નાશ પામું છું ... ગયો એટલે પછી તું ક્યાં રહ્યો? હે ચાંગદેવ! હું અને તુંથી રહિત એવા આત્મભાવે તારો અને મારો મેળાપ છેજ છે, ઉપર જણાવેલા વિચારો દૃઢતાપૂર્વક મનમાં ઠસાવ અને

નાઓ ટાળવા અને માટે શ્રીજ્ઞાનેશ્વર મહારાજનાં શુભ દર્શન કરવાને માટે ચાંગદેવની સાથે નીકળ્યા; મોટા મોટા શ્રીમંત લોકો પણ પોતાનો વૈભવ ભૂલી જઇ ચાંગદેવની સાથે ચાલ્યા. હજારો હાથી, ઘોડા, પાલખી વગેરે તૈયાર કરાવવામાં આવ્યાં; વ્યાપારી લોકો પણ તરેહવાર માલનાં ગાડાં ભરી ભરીને તેમની સાથે નીકળ્યા; કારણ કે માર્ગમાં જકાતનો ભય ન હતો અને વ્યાપારમાં બમણો નફો હતો. અનેક પ્રકારના ગુણીજનો, શાસ્ત્રી, પુરાણિક, યાજ્ઞિક, વૈદિક, ભિક્ષુક, કવિ, હરિદાસ, ભટ્ટ, વાદ્યો વગાડનાર, ગાનાર, ઠાકોર, ભાટ, બંદીજન વગેરે પુષ્કળ લોકો તેમની સાથે નીકળ્યા. આગળ ચાલતા હાથીઓ ઉપર નોબત, નિશાન, ડંકા વગેરે હતાં. તેની પાછળ ડેરાતંબૂ વગેરેથી લાદેલાં ઊંટ ચાલતાં હતાં અને અનેકવિધ વાદ્યો વાગતાં હતાં. આ રીતે ચાંગદેવની સવારી નીકળી. આ સવારીનો અપૂર્વ ઠાઠ એક રાજાના ઠાઠમાઠ જેવો લાગતો હતો. ચાંગદેવના ચૌદસો શિષ્યોનો ઠાઠ તો કોઈ ઓરજ હતો. કોઈ શિષ્ય હાથી પર તો કોઇ અશ્વ પર, કોઈ બળદ પર તો કોઇ પાડા પર–એ પ્રકારે સર્વ શિષ્યો ગોઠવાઇ જઇને ચાલતા હતા. કોઇએ અંગે ભસ્મ ધારણ કરી છે, તો કોઇએ વળી કાષાય વસ્ત્રો પરિધાન કર્યાં છે; કોઇ મૃગચર્મધારી છે તો કોઈ કુંડલધારી છે; કોઇ જટાધારી છે તો કોઇ જીર્ણ કંથાધારી છે; કોઈ દિવ્ય વસ્ત્રધારી છે તો કોઈ નાના વેષધારી છે; કોઇ મુદ્રાંકિત છે તો કોઇ વળી મુક્તકેશી છે; કોઇ દિગંબરજ છે તો કોઈએ ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરી છે, તો કોઇએ બગલમા ઝોળી ભેરવી દીધી છે; કોઇ ચલમ પીએ છે તો કોઇ મુખમાં તંબાકુના ડૂચા ઘાલી વારંવાર થૂકે છે; કોઈ હુક્કામાંનું જૂનું પાણી બહાર ફેંકી દઇ તેમાં નવું પાણી ભરે છે; કોઇ દંડી છે તો કોઇ મુંડી છે; કોઈ હાથમાં પ્રચંડ દંડ ગ્રહણ કરીને ચાલે છે તો કોઇ કૂતરાના ગળામા દોરી બાંધીને તેને દોરીને ચાલે છે. કોઇએ હાથમાં પોપટનું પાંજરું ગ્રહણ કર્યું છે અને તેમાં બેઠેલા પોપટને 'બોલ બેટા! બોલ બેટા!' એમ કરીને સંબોધે છે. કોઇ સ્કંધ ઉપર માંકડાં લઇને ચાલે છે, કોઈ પાવા વગાડે છે તો કોઇ વાંસળી વગાડે છે. કોઇ ઝાંઝ તો કોઈ મૃદંગ, કોઈ કરતાળ તો કોઇ શંખ, કોઇ શૃંગ તો કોઇ ખંજરી અને કોઇ ઝાલરી, એવાં અનેકવિધ વાદ્યો વગાડતા ચૌદસો શિષ્યોની વચ્ચે ચાંગદેવ ચાલે છે. તેમણે વ્યાઘ્ર પર સવારી કરી છે અને હાથમાં સર્પનો ચાબુક લીધો છે. તેમની શરીરકાંતિ અતિ તેજસ્વી છે. તે મહાન પંડિત અને પ્રખર વક્તા આ રીતે તાપીતટના આશ્રમનો ત્યાગ કરી સર્વ શિષ્યો તથા અન્ય મંડળની સાથે આળંદી જવાને નીકળ્યા.

વાટે અનેક સ્થળે ચાંગદેવે મુકામ કર્યો, પરંતુ તેમની મુખ્ય શ્રીજ્ઞાનેશ્વર મહારાજનો મેળાપ કરવાની હોવાથી તેમણે અન્ય

સ્વસ્વરૂપને જો. હે ચાંગદેવ! તારું સત્ય સ્વરૂપ નામરૂપાતીત છે. તે સ્વાનંદામૃતના સેવનથી તું સુખી થા. હું તને પુનઃ પુનઃ કહું છું, તે આત્મજ્ઞાનરૂપી ઐશ્વર્ય તારે ત્યાં આવ્યું છે, માટે વેદ્ય (જાણવાનો વિષય-જ્ઞેય) અને વેત્તા (જાણનાર-જ્ઞાતા) એ ઉભયભાવાતીત જે આત્મપદ તે પર તું વિરાજમાન થા. આટલો બોધ આપી ઉપસંહારમાં જ્ઞાનેશ્વર મહારાજ જણાવે છે કે, "આવી આત્માનુભવની મીઠાઇ મારી નિવૃત્તિ માતાએ મને આપી છે."

આ 'ચાંગદેવ પાસષ્ટી'ના દર્પણને શુદ્ધ શાંતવૃત્તિરૂપ ચક્ષુ વડે જોનારને સ્વસ્વરૂપનું દર્શન થઈ ભેદભાવ અને નિરર્થક ભય સુખમાં ટળી જાય છે.

જ્ઞાનેશ્વર મહારાજે આ પ્રકારના ઉદ્‌બોધનવાળો પત્ર ચાંગદેવના શિષ્યને આપ્યો, તે લઇને તે આળંદીથી નીકળ્યો. તે કેટલેક દિવસે તાપી નદીને તીરે ચાંગદેવની પાસે આવી પહોચ્યો. તેણે તે પત્ર ચાંગદેવને આપીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને આળંદીની સર્વ હકીકત કહી સંભળાવી. તે બોલ્યો કે, "મહારાજ! અહા! શું તે સત્પુરુષનું જ્ઞાન છે! તેમનામાં કેટલી બધી ક્ષમાશીલતા છે! તેમનું વર્ણન મારાથી કદી પણ થઇ શકનાર નથી. આપનો પત્ર તેમને આપવા પૂર્વેજ તે કોરો હોવાની વાત તેમણે કહી દીધી અને તે કોરા કાગળ વિષે તેમણે જે જ્ઞાન પ્રતિપાદન કર્યું તે વિષે તો હું તમને વાતજ શી કરું? તેમણે મારી પ્રતિષ્ઠા કરી મને સદ્‌બોધનું ખાજું આપ્યું. તે ખાજું અત્યંત સ્વાદિષ્ટ હતું. પછી તેમણે આ પત્ર આપ્યો છે, તે હું આપને અર્પણ કરું છું."

તે પત્ર હાથમાં લઇ ચાંગદેવે વાંચ્યો તો તેમને હદ ઉપરાંત અનેક વર્ષપર્યંત પોતાનો દેહ ટકાવી રાખવા માટે ઘણોજ અનુતાપ થયો. હવેથી તેઓ ઇતર મંત્રતંત્રાદિ વિદ્યાથી પરાઙ્મુખ થયા અને તેમણે આળંદી જવાનો પોતાનો વિચાર શિષ્યોને જણાવ્યો. આ સાંભળી શિષ્યો બોલ્યા કે, "મહારાજ! આ સકળ વૈભવને સાથે લઇનેજ આળંદી ચાલો. કારણ કે ડુંગરા તો દૂર દૂરથીજ રળિયામણા જાણવા. જ્યાં સુધી આપે તેમનું અને તેમણે આપનું પ્રત્યક્ષ દર્શન કર્યું નથી, ત્યાં સુધીજ તેમની મહત્તા છે. પરંતુ એક વખત તે આપનો વૈભવ જોશે એટલે તે આપને શરણેજ આવશે." આ સાંભળી ચાંગદેવ બોલ્યા કે, "હે શિષ્યો! આ સર્વ વૈભવ તેમને વિષતુલ્ય લાગશે. કારણ કે તે બ્રહ્મરૂપ થયા છે, માટે તમારામાંથી જેની મરજી હોય તે સર્વ તૈયાર થાઓ." ચાંગદેવની આ આજ્ઞા થતાંજ વ્યાઘ્ર, સિંહ, ક્રૂર પશુઓ તથા રાજાથી રંકપર્યંત સર્વ ચાંગદેવની સાથે જવા તૈયાર થયા.

બ્રાહ્મણ લોકો દક્ષિણાની આશાથી દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યા; રાજા લોકો રાજસુખને અંતે થનારી ભયંકર યાત-

નાઓ ટાળવા અને માટે શ્રીજ્ઞાનેશ્વર મહારાજનાં શુભ દર્શન કરવાને માટે ચાંગદેવની સાથે નીકળ્યા; મોટા મોટા શ્રીમંત લોકો પણ પોતાનો વૈભવ ભૂલી જઇ ચાંગદેવની સાથે ચાલ્યા. હજારો હાથી, ઘોડા, પાલખી વગેરે તૈયાર કરાવવામાં આવ્યાં; વ્યાપારી લોકો પણ તરેહવાર માલનાં ગાડાં ભરી ભરીને તેમની સાથે નીકળ્યા; કારણ કે માર્ગમાં જકાતનો ભય ન હતો અને વ્યાપારમાં બમણો નફો હતો. અનેક પ્રકારના ગુણીજનો, શાસ્ત્રી, પુરાણિક, યાજ્ઞિક, વૈદિક, ભિક્ષુક, કવિ, હરિદાસ, ભટ્ટ, વાદ્યો વગાડનાર, ગાનાર, હાકોર, ભાટ, બંદીજન વગેરે પુષ્કળ લોકો તેમની સાથે નીકળ્યા. આગળ ચાલતા હાથીઓ ઉપર નોબત, નિશાન, ડંકા વગેરે હતાં. તેની પાછળ ડેરાતંબૂ વગેરેથી લાદેલાં ઊંટ ચાલતાં હતાં અને અનેકવિધ વાદ્યો વાગતાં હતાં. આ રીતે ચાંગદેવની સવારી નીકળી. આ સવારીનો અપૂર્વ ઠાઠ એક રાજાના ઠાઠમાઠ જેવો લાગતો હતો. ચાંગદેવના ચૌદસો શિષ્યોનો ઠાઠ તો કોઈ ઓરજ હતો. કોઈ શિષ્ય હાથી પર તો કોઇ અશ્વ પર, કોઈ બળદ પર તો કોઇ પાડા પર—એ પ્રકારે સર્વ શિષ્યો ગોઠવાઇ જઇને ચાલતા હતા. કોઇએ અંગે ભસ્મ ધારણ કરી છે, તો કોઇએ વળી કાષાય વસ્ત્રો પરિધાન કર્યાં છે; કોઇ મૃગચર્મધારી છે તો કોઈ કુંડલધારી છે; કોઇ જટાધારી છે તો કોઇ જીર્ણ કંથાધારી છે; કોઈ દિવ્ય વસ્ત્રધારી છે તો કોઈ નાના વેષધારી છે; કોઇ મુદ્રાંકિત છે તો કોઇ વળી મુક્તકેશી છે; કોઇ દિગંબરજ છે તો કોઈએ ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરી છે, તો કોઇએ બગલમાં ઝોળી ભેરવી દીધી છે; કોઇ ચલમ પીએ છે તો કોઇ મુખમાં તંબાકુના ડૂચા ઘાલી વારંવાર થૂકે છે; કોઈ હુક્કામાંનું જૂનું પાણી બહાર ફેંકી દઇ તેમાં નવું પાણી ભરે છે; કોઇ દંડી છે તો કોઇ મુંડી છે; કોઈ હાથમાં પ્રચંડ દંડ ગ્રહણ કરીને ચાલે છે તો કોઇ કૂતરાના ગળામા દોરી બાંધીને તેને દોરીને ચાલે છે. કોઇએ હાથમાં પોપટનું પાંજરું ગ્રહણ કર્યું છે અને તેમાં બેઠેલા પોપટને 'બોલ બેટા! બોલ બેટા!' એમ કરીને સંબોધે છે. કોઇ સ્કંધ ઉપર માંકડાં લઇને ચાલે છે, કોઈ પાવા વગાડે છે તો કોઇ વાંસળી વગાડે છે. કોઇ ઝાંઝ તો કોઈ મૃદંગ, કોઈ કરતાળ તો કોઇ શંખ, કોઇ શૃંગ તો કોઇ ખંજરી અને કોઇ ઝાલરી, એવાં અનેકવિધ વાદ્યો વગાડતા ચૌદસો શિષ્યોની વચ્ચે ચાંગદેવ ચાલે છે. તેમણે વ્યાઘ્ર પર સવારી કરી છે અને હાથમાં સર્પનો ચાબુક લીધો છે. તેમની શરીરકાંતિ અતિ તેજસ્વી છે. તે મહાન પંડિત અને પ્રખર વક્તા આ રીતે તાપીતટના આશ્રમનો ત્યાગ કરી સર્વ શિષ્યો તથા અન્ય મંડળની સાથે આળંદી જવાને નીકળ્યા.

વાટે અનેક સ્થળે ચાંગદેવે મુકામ કર્યો, પરંતુ તેમની મુખ્ય ઇચ્છા શ્રીજ્ઞાનેશ્વર મહારાજનો મેળાપ કરવાની હોવાથી તેમણે અન્ય

ચમત્કારો કર્યા નહિ. આ પ્રકારે ચાલતાં ચાલતાં તેમની સવારી પુણ-તાંબેમાં આવી પહોચી. ત્યાં સૌએ ગોદાવરીમાં સ્નાન કર્યું. તે પછી કેટલેક દિવસે તેમની સવારી આળંદી મુકામે ગઇ. ત્યાંના શિષ્યજનો ચાંગદેવનું દર્શન કરવા આવ્યા અને તેઓ તેમને પાડાએ વેદધ્વનિ કરી અરણ્ય ગજાવી મૂક્યું હતું ત્યાં લઈ ગયા તથા સર્વ વર્તમાન નિવેદિત કર્યા. ત્યાંથી આજેખીંડ થઇને સર્વ ભીમા નદીને તીરે આવી પહોંચ્યા. ભીમામાં સ્નાન કરી અતિ ત્વરાથી ચાંગદેવ ચાલ્યા અને ત્રીજે દિવસે આળંદી નિકટ પહોંચ્યા.

ત્યાર પછી તેમના કેટલાક શિષ્યોએ આગળ જઇ શ્રીજ્ઞાનેશ્વર મહારાજને ચાંગદેવના આવી પહોંચવાની ખબર આપી. આ વખતે શ્રીજ્ઞાનેશ્વર મહારાજ શ્રીનિવૃત્તિનાથની સાથે ઓટલા પર બેસી (ઓટલાવાળું ઘર આળંદીમા આવેલા જ્ઞાનેશ્વર મહારાજના મંદિરથી દશપંદર ઘરના અંતર પર છે) વાર્તાલાપ કરતા હતા. તેમની પાસે સોપાનદેવ અને મુક્તાબાઇ બેઠાં હતાં. નિવૃત્તિનાથ બોલ્યા કે, "ચાંગદેવ જેવા મહાન પુરુષ આપણને મળવા આવે છે, માટે આપણે એક કોશ સુધી તેમને લેવાને સામે જવું જોઇએ." શ્રીજ્ઞાનેશ્વર મહારાજે તરતજ તે જડ ઓટલાને ચાલવાની આજ્ઞા કરી. તરતજ તે ઓટલો સજીવ પ્રાણીની પેઠે એકદમ ત્વરાથી ચાલવા લાગ્યો. ચાંગદેવ સામેથી વ્યાઘ્ર પર બેસીને આવતા હતા અને આળંદીના બાળસંતો ઓટલા પર બેસીને જતા હતા. જેમણે આ અપૂર્વ દેખાવ પ્રત્યક્ષ પોતાની નજરે જોયો હશે તેમને ધન્ય છે. તેઓ આનંદાશ્ચર્યમાં કેવાં ગરક થયાં હશે! એક તરફથી વૃદ્ધ તપસ્વી યોગના સર્વ ઐશ્વર્યસહિત વ્યાઘ્ર પર સવાર થઇને આવે છે અને બીજી તરફથી ચાર બાળ બ્રહ્મમૂર્તિઓ જડ ઓટલા પર બેસીને સામે જાય છે. આવો અપૂર્વ દેખાવ જોઇને આકાશમાંનાં દેવદેવીઓને પણ વિલક્ષણ કૌતુકજ લાગ્યું હશે! જાણે કે યોગવિદ્યા અને આત્મવિદ્યાની પરસ્પર ચઢાઇ ચઢી હોય અને તેમનાં બળાબળનો નિર્ણય આ સમયેજ થતો હોયને! એવો આ સમયનો દેખાવ રહી શકાવ. ભગવાને શ્રીમુખે ગીતામાં કહ્યા પ્રમાણે યોગી અને જ્ઞાની એ ઉભયમાંથી ખરો શ્રેષ્ઠ કોણ, એ વાતનો પ્રત્યક્ષ પ્રમાણથી આજે નિર્ણય થવાનો હતો. ચાંગદેવ કેવળ યોગી હતા અને તેઓ યોગસિદ્ધિના ચમત્કાર જગતને દેખાડીને અહંકારી થયા હતા. જ્ઞાનેશ્વર પણ યોગી હતા અને તેમણે પણ યોગવિદ્યાના ચમત્કાર જગતને દર્શાવ્યા હતા. ત્યારે હવે બન્ને વચ્ચે જે ફરક હતો તે માત્ર એજ હતો કે, એકમાં અહંકાર હતો અને બીજામાં તેનો અભાવ હતો. ચાંગદેવ અહંકારથી ફુલાયેલો હતો અને જ્ઞાનદેવને તો દેહાદિ ક્ષુદ્ર અહંકારજ નહિ, પરંતુ 'अहंब्रह्मास्मि' એ અંતિમ અહંકાર પણ ગળી ગયેલો હતો. ચાંગદેવ વિદ્વાન, તપસ્વી અને

યોગી હતા; પરંતુ જે સ્વરૂપાનુભવથી અહંકારાદિ સર્વ દુષ્ટ વિકારોને નાશ થાય છે, તે તેમનામાં ન હોવાથી તે અહંકારી થયા હતા. જ્ઞાનેશ્વર મહારાજે ' ચાંગદેવ પાસષ્ટી ' તેમના પર પત્રરૂપે મોકલી હતી; પરંતુ અહંકારને લીધે તેમને તેનો સાચો બોધ લાગ્યા ન હતો. રોગીના રોગ નિવૃત્ત કરી તે પછી તેને પૌષ્ટિક અન્ન આપી તેને સશક્ત કરવો, એ પણ એક સારા વૈદ્યનું કર્તવ્યજ છે. તે પ્રમાણે પ્રથમ ચાંગદેવનો અહંકાર દૂર કરી પછી તેને આત્મબોધ કરવો, એ ચાંગદેવના ગુરુનું કર્તવ્ય હતું. **અહંકાર દૂર થયા વિના આત્મબોધ થતો નથી અને સમર્થ ગુરુદેવ વિના અહંકાર દૂર થતો નથી.** ચાંગદેવને આવા સમર્થ ગુરુ તેમના દીર્ઘકાળના પુણ્યસંચયને યોગે સ્વાભાવિક રીતેજ પ્રાપ્ત થયા હતા. ચાંગદેવ કદી પણ કોઇ યોગીથી હાર્યા ન હતા, તેમજ કોઇ આત્મજ્ઞાની સમર્થ ગુરુને શરણે પણ તે ગયા ન હતા; તેથી યોગવિદ્યામાં તેમને જીતીને આત્મસ્વરૂપને બોધ આપે એવા કોઇ પરમ ગુરુની તેમને આવશ્યકતા હતી. આવા ગુરુને પાત્ર થયા ત્યારે પરમેશ્વરે તેમને તેમની પાસે મોકલી આપ્યા. વ્યાઘ્રની પીઠ પર બેસી તથા હસ્તમાં સર્પનો ચાબુક ગ્રહણ કરીને ચાંગદેવ મોટા ઠાઠથી જ્ઞાનદેવની મુલાકાત લેવાને આવ્યા હતા; પરંતુ જ્યારે તેમણે નિર્જીવ-જડ ઓટલા પર સવારી કરી પોતાનાં બંધુભગિની સહવર્તમાન શ્રીજ્ઞાનેશ્વર મહારાજને આવતા જોયા, ત્યારે તેમને અનેકગણું આશ્ચર્ય પેદા થયું અને તેમનો અહંકાર ગલિત થવા લાગ્યો. વ્યાઘ્ર-સર્પ જેવાં પ્રાણીઓ પર તેમને સત્તા ચલાવતાં આવડતી હતી, પરંતુ જડ વસ્તુ પર સત્તા ચલાવવાની શક્તિ તેમનામાં હજી આવી ન હતી. તે શક્તિ તેમણે જ્ઞાનેશ્વરમાં પ્રત્યક્ષ જોતાંજ " આપણે રહેવા માટે ચાંગદેવનું શરીર યોગ્ય નથી " એમ જાણીને અહંકારે ચાંગદેવના અંગમાંથી પોતાનો ડેરો ઉઠાવ્યો. ચાંગદેવનું હૃદય આ મહાવિકારનો પંજો દૂર થવાથી મૃદુ થયું. ઢંકાઈ રહેલો સત્ત્વગુણ હવે રજસ્-તમસ્‌નો પડદો ખસી જવાથી પ્રકાશી નીકળ્યો; આંખમાંથી પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી, શરીર રોમાંચિત થયું, કંઠ ગદ્‌ગદિત થયો અને જાણે જડને ચેતન કરનાર એવા પરમાત્માજ સાક્ષાત્ સામે આવે છે કે શું, એમ તેમને લાગ્યું. શ્રીજ્ઞાનેશ્વર મહારાજને નિકટ આવેલા જોઇને ચાંગદેવનું શરીર, વ્યાઘ્રની પીઠ પરથી સરકી પડ્યું અને જ્ઞાનેશ્વર મહારાજના ચરણ પર આવી પડ્યું.

ચાંગદેવના અંતરનું રૂપાંતર થયું. પ્રથમના ચાંગદેવ હવે રહ્યા ન હતા. જ્ઞાનેશ્વર મહારાજ ઓટલા પરથી નીચે ઉતર્યા અને ચાંગદેવના શરીર પર તથા આંખ પર પોતાનો હાથ ફેરવ્યો. શ્રીગુરુના હસ્તનો સ્પર્શ થતાંજ ચાંગદેવનાં હૃદયકપાટ ખૂલી ગયાં, જાણે કે ચાંગદેવના ભાવપૂર્ણ અને નિરભિમાન હૃદયમાં જ્ઞાનદેવ પ્રવેશ્યા.

હવે ચાંગદેવનો ગર્વજ્વર ઊતર્યો અને તેઓ જ્ઞાનેશ્વર મહારાજના સંગમાં રહેવા લાગ્યા. ચારે ભાઇબહેન તેમના પર અત્યંત પ્રીતિ કરવા લાગ્યાં. ચાંગદેવના મન પર સત્સંગતિની ઘણીજ સારી અસર થઇ અને તેમની સર્વ વૃત્તિ અંતર્મુખ થઇ.

જ્ઞાનેશ્વર મહારાજની સમીપ રહ્યાથી ચાંગદેવને ઘણો લાભ થવા માંડ્યો, પણ હજી તેઓ ગુરૂકૃપાને સંપૂર્ણ પાત્ર થઈ કૃતકૃત્ય થઈ શકયા ન હતા. તેમના શિષ્યો પણ હજી તેમની સાથેજ રહ્યા હતા. પોતાના ગુરુને ગુરુત્વ છોડી જ્ઞાનેશ્વરના શિષ્ય થયેલા જોઈ તે વિસ્મય થયા હતા. તેઓ સર્વ માત્ર લૌકિક વિદ્યાના અભ્યાસીઓ હતા, જેથી હવે ચાંગદેવને પણ તેઓ પોતાની પાસે રહે, એ વાત ગમતી ન હતી. ચાંગદેવનું મનોગત જાણી જ્ઞાનેશ્વર મહારાજે તેમના શિષ્યોને દૂર કરવાની એક યુક્તિ શોધી કાઢી. ચાંગદેવ તેમને ઘણા દિવસથી કહ્યા કરતા હતા કે, "મને પાસષ્ટીનો અર્થ બરાબર સમજાવો" પરંતુ જ્ઞાનેશ્વર મહારાજે અદ્યાપિ તેમને તેનો અર્થ સમજાવ્યો ન હતો. એક વખત ચાંગદેવે ઘણો આગ્રહ કર્યો તેથી જ્ઞાનેશ્વરે તેમને કહ્યું કે, "એક જીવનું બલિદાન દો તો તમને પાસષ્ટીનો અર્થ સમજાવું." ચાંગદેવે પોતાના શિષ્યોને કહ્યું કે, "મારે માટે દેહનું બલિદાન આપવાને તમારામાંથી જે કોઈ તૈયાર હોય તેમણે કાલે પ્રાતઃકાળમાં મને મળવું." આ વચનો સાંભળતાંજ શિષ્યવર્ગમાં કોલાહલ થઇ રહ્યો. ગુરુકાર્યને માટે આત્મવિસર્જન કરનાર મોદકવિલાસી શિષ્યોમાંથી કોણ નીકળે? કહ્યું છે કેઃ—

**"ભેખ ધર્યામાં ત્રેણ ગુણ, નહિ વેરો નહિ વેઠ;**
**બાવો બાવો સહુ કરે, સુખે ભરે પેટ."**

ચાંગદેવની આસપાસ માત્ર આવા મોદકવિલાસી શિષ્યોજ એકત્રિત થયા હતા, જેથી તેમનું ઉપલું ભાષણ સાંભળીને તેમના સર્વ શિષ્યો એક પછી એક નાસી ગયા. કોઇ પણ શિષ્યને ત્યાં ટકેલો નહિ જોવાથી ચાંગદેવ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ પ્રત્યે બોલ્યા કે, "હવે હું મારાજ જીવનો બલિ આપું છું." જ્ઞાનેશ્વર મહારાજ ચાંગદેવનાં આ વચનો સાંભળીને બોલ્યા કે, "બાપુ! મેં તો અન્ય કોઇ માણસનો બલિ માગ્યો હતો. તું મરણ પામશે તો પાસષ્ટીનો અર્થ તે શી રીતે સમજાશે? તું તેમજ અન્ય જે કોઇ જીવભાવનો ત્યાગ કરશે તેને પાસષ્ટીનો અર્થ સમજાશે અને સ્વસ્વરૂપનું જ્ઞાન પણ થશે. હવે હમણાંજ મુક્તાબાઇ તને પાસષ્ટીનો અર્થ સમજાવશે; કારણ કે તેજ ગુરુ થવાને લાયક છે."

એક દિવસે મુક્તાબાઇ પોતાની 'સહજસ્થિતિ' અર્થાત્ નગ્ન સ્થિતિમાં સ્નાન કરતાં હતાં, તે વખતે ત્યાં અકસ્માત્ ચાંગદેવ આવી પહોંચ્યા. આ દશ્ય ચાંગદેવની દૃષ્ટિએ પડયું કે તરતજ તે

સંકોચવૃત્તિને લીધે ત્યાંથી દૂર જવા લાગ્યા. આ જોઇને મુક્તાબાઇ "આ મૂઓ નુગરો (ગુરુ વિનાનો) છે" એવા શબ્દો બોલ્યાં. સ્નાન થઇ રહ્યા પછી ચાંગદેવે તેમને પૂછ્યું કે, "તમે 'નુગરો' શાથી કહ્યો ?" આ સાંભળી મુક્તાબાઇએ પ્રત્યુત્તર આપ્યો કે, ગોખને જોઇને કોઇને લેશ પણ વિકાર થતો નથી; તેમ ભીંતના ગોખની તુલ્યજ સ્ત્રીઅંગને જોવાનો ઉપદેશ જો ગુરુકૃપા તારા પર થયેલી હોઇને તને મળ્યો હોત, તો તારા અંતરમાં આ પ્રકારનો વિકાર આવત નહિ. ગાય જેમ વનમાં નવસ્ત્રી ફરે છે, તેમ વસ્તીમાં પણ તે તેવીજ રીતે વિચરે છે. તે ગાયના જેવીજ તું મને જાણ."

આ પ્રમાણેનો ઉત્તર સાંભળતાંજ દિશારૂપી વસ્ત્રોને ધારણ કરનાર મુક્તાબાઇની ખરેખરી યોગ્યતાનો પ્રકાશ ચાંગદેવના હૃદય પર પડ્યો અને પોતાની સંકોચવૃત્તિને માટે તેને મનમાં લજ્જા ઉપજી. તેને લાગ્યું કે, આ ચારે ભાઇબહેન પૂર્ણતાએ પહોંચ્યાં છે અને હું તો છેક નીચી પાયરી પર ઊભો છું. હવે તે ગુરુકૃપાની મહત્તા સમજ્યો. શ્રીજ્ઞાનેશ્વર મહારાજની આજ્ઞાથી મુક્તાબાઇએ ચાંગદેવને મહાવાક્યનો ઉપદેશ કર્યો અને તેને પૂર્ણપણે કૃતાર્થ કર્યો. તે પછી પાસષ્ટીનો અર્થ સમજાવી તેને સ્વાનંદસામ્રાજ્ય પર આરૂઢ કર્યો. મુક્તાબાઇએ ચાંગદેવને બ્રહ્મજ્ઞાનોપદેશ કરીને તેને અદ્વૈતસુખનો અધિકારી બનાવ્યો. જે વટવૃક્ષની નીચે ચાંગદેવને બોધ કરવામાં આવ્યો હતો તે વટવૃક્ષને "વિશ્રાંતિ વટ" કહેવામાં આવે છે. આ વટવૃક્ષ નગરપ્રદક્ષિણાની વાટ પર છે. ચાંગદેવ સમાન મહાન યોગીને મુક્તાબાઇએ આત્મબોધ કર્યો, એ પરથી મુક્તાબાઈની કેટલી યોગ્યતા હતી તે વાચકોએ સમજી લેવાનું છે. તે આ વખતે તારુણ્યના ઉંબરામાં ઊભી હતી. આવી વયમાં તેનો વિષયવૈરાગ્ય, તેની સમચિત્તતા, તેની સ્થિતપ્રજ્ઞતા અને તેની અખંડ બ્રહ્મસ્થિતિ, એ ગુણ લક્ષમાં લઇએ તો 'न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात्' આ કાલીદાસની ઉક્તિનું સ્મરણ થઇ તેની દિવ્યતા વિષે આપણા મનની ખાતરી થઇ જાય છે.

## પ્રકરણ ૭ મું–સમાધિ

જગદુદ્ધારનું કાર્ય ૨૨ વર્ષપર્યંત કર્યા પછી જ્ઞાનેશ્વર મહારાજે આળંદીક્ષેત્રમાં શકે ૧૨૧૮ દુર્મુખ નામ સંવત્સરની કાર્તિક વદિ ૧૩ ને ગુરુવારના મધ્યાહ્નસમયે જીવતાં સમાધિ લીધી, એ દિવસની અંગ્રેજી તા. ૨૫ મી ઓક્ટોબર ઇ. સ. ૧૨૯૬ છે.

શકે ૧૧૯૭ ના શ્રાવણ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે જ્ઞાનેશ્વર મહારાજનો જન્મ થયો હતો. તે જોતાં સમાધિકાળે તેમની વય ૨૧ વર્ષ, ૩ માસ અને ૧૫ દિવસની હતી.

શ્રીજ્ઞાનેશ્વર મહારાજે સમાધિ લેવા અગાઉ આ પ્રમાણે ભગવત્ સ્તુતિ કરી હતીઃ—

"હે કાળકુતૂહલ! હે જગચ્ચક્રચાલક! હે ગોપાલ! હે વિશ્વપ્રતિપાલ! હે પ્રભંજન! તને નમસ્કાર હો. હે શિવશિવેશ! હે વિશ્વેશ! હે અષ્ટ દિગ્વ્યાપક! હે નારાયણ!. તને નમસ્કાર હો. હે ચિત્તચાલક! હે દેવાધિદેવ! હે શ્રીનિવાસ! હે આશ્રયદાતા! હે દેવ! તને નમસ્કાર હો. હે હરિહરેશ્વર! હે સર્વેશ્વર! હે પરમેશ્વર! હે ચિદ્‌ઘન! હે શ્રુતિનિરામય! હે આત્મવ્યાપક! તને નમસ્કાર હો. હે જગદ્ગુરો! હે નાનરૂપ! હે દ્વૈતનિરસન કરનારા! હે વેદમૂર્તે! હે પ્રિયકૃત્પ્રીતિવર્ધન! હે પ્રભો! તને નમસ્કાર હો. હે માયાસંહારક! હે ત્રિવિધતાપહારક! હે ભયકૃદ્ભયનાશક! હે શ્રીહરે! તને નમસ્કાર હો. હે જગદીશ! હે સર્વ જીવબીજ! હે પુરુષોત્તમપરેશ! હે પરમ પરમાનંદ! હે સર્વસાક્ષી! તને નમસ્કાર હો. હે નીલકંઠનાથ! હે સર્વમંગળ! હે નિરાલંબ! હે આત્મારામ! હે સ્વયંપ્રકાશ! તને નમસ્કાર હો. હે ચતુરાત્મા! હે ચતુર્બાહુ! હે અનેકભુજ! હે સહસ્રશીર્ષ! હે શ્રીપતે! તને નમસ્કાર હો. હે સત્યપરાયણ! હે લોકબંધુ! હે લોકનાથ! હે ભક્તવત્સલ! હે બ્રહ્મવિવર્ધન! તને નમસ્કાર હો. હે ચિદ્વિલાસ! હે નિર્ગુણરૂપ! હે શ્રુતિસ્મૃતિપુરાણવંદ્ય! હે પરબ્રહ્મ! તને નમસ્કાર હો."

જ્ઞાનેશ્વર મહારાજનું પ્રાયઃ બાવીસ વર્ષનું દૃશ્ય ચરિત્ર આ પ્રમાણે છે. જ્ઞાનેશ્વર, નિવૃત્તિ, સોપાન તથા મુક્તાબાઇને જન્મ આપનાર માતાપિતાને ધન્ય છે, અને સંગતિસુખનો લાભ લેનાર નામદેવ ઇત્યાદિને પણ ધન્ય છે. તેમના કુળને ધન્ય છે; આળંદી ગામને ધન્ય છે; મરાઠી ભાષાને ધન્ય છે અને આવાં નરરત્નોને ધારણ કરનાર મહારાષ્ટ્રભૂમિને પણ ધન્ય છે.

જ્ઞાનેશ્વર મહારાજે સમાધિ લીધા પછી સોપાનદેવે ઇન્દ્રજાળ પર્વત ઉપર પુરંદરગઢ સમીપ સાસવડ ગામમાં માગશર વદિ તેરશે દેહ મૂક્યો. ચાંગદેવે પુણતાંબા નામે ગોદાવરીતીરે આવેલા પ્રાચીન ક્ષેત્રમાં માઘ વદિ તેરશે દેહત્યાગ કર્યો.

મુક્તાબાઇ વિષે અનેક મતો પ્રચલિત છે. કેટલાક કહે છે કે, તેમને બ્રહ્મકલ્પપર્યંત સમાધિજ નથી; કેટલાક કહે છે કે, તે પંઢરપુરમાં છે, કેટલાક કહે છે કે, ખાનદેશમાં એદલાબાદ નામનું એક ગામ છે ત્યાં તેમણે સમાધિ લીધી છે; પણ એમના સમકાલીન સાધુ જે નામદેવ તે મુક્તાબાઇની સમાધિ વિષે કાંઇ લખતા નથી; આમાં સાચી વાત તો જે હોય તે ખરી.

શ્રીનિવૃત્તિનાથે ત્ર્યંબકેશ્વરમાં જ્યેષ્ઠ વદિ બારશે સમાધિ લીધી. આ રીતે શકે ૧૨૧૮ના કાર્તિકથી ૧૨૧૯ના જ્યેષ્ઠપર્યંતના આઠ માસમાં આ પાંચે નરરત્નો આશાશ્વત દેહથી મુક્ત થઇ સ્વરૂપસ્થ થયાં. શ્રીયુત ભ. ગ. પારેખના પુસ્તકમાં વિદેહનાં વર્ષોમાં ફેર હોઇ આ પ્રમાણે છેઃ-સોપાનદેવ શકે ૧૨૧૫, ચાંગદેવ શકે ૧૨૧૫, મુક્તાબાઇ શકે ૧૨૧૬ અને નિવૃત્તિનાથ શકે ૧૨૧૬.

"ચલ ગયે યોગી, રહ ગઇ સમાધિ" એ કહેવત પ્રમાણે આ બાલયોગીઓ વિદેહભાવને પામી ગયાં છે; પણ તેમનાં સમાધિસ્થળો તેઓની મહત્તાનાં શુભ સ્મરણો કરાવતાં આજે પણ સ્થિત છે. અદ્યાપિ તેમના સમાધિસ્થાનમાં મોટી મોટી યાત્રાઓ ભરાય છે. શ્રીજ્ઞાનેશ્વર મહારાજે કાર્તિક વદિ ૧૩ ને દિવસે સમાધિ લીધી તે દિવસે હજી પણ દર વર્ષે તેમના સમાધિઉત્સવની યાત્રા ભરાય છે. તુકારામ મહારાજ પછી એ યાત્રા કંઇક મંદ પડી ગઇ હતી; પરંતુ હૈબતરાવ બાવાએ પુનઃ તેમાં વધારો કર્યો છે. સોપાનદેવની સમાધિ માર્ગશીર્ષ વદ ૧૩ ને દિને થઇ હતી; પરંતુ સાસવડમાં તેમના સ્મરણમાં વૈશાખ સુદ ૧૩ ને રોજ યાત્રા ભરાય છે. ચાંગદેવની સમાધિ માઘ વદ ૧૩ ને દિને થઈ હતી અને હજી એજ દિવસે તાપીતટ પર આવેલી ચાંગદેવની જન્મભૂમિ 'ચાંગદેવ' ગામમા યાત્રા ભરાય છે. મુક્તાબાઇની સમાધિ વૈશાખ વદ ૧૨ ને રોજ થઇ હતી. આ દિને હજી પણ તેમના સમાધિસ્થાન એદલાબાદમા ભજનકીર્તન કરવાને મોટો સમુદાય એકત્રિત થાય છે. નિવૃત્તિનાથે જ્યેષ્ઠ વદ ૧૨ ને રોજ સમાધિ લીધી હતી; તથાપિ તે નિમિત્તે પોષ વદ ૧૧ ને દિને યાત્રા ભરાય છે. આ રીતે શ્રીજ્ઞાનેશ્વર મહારાજ, ચાગદેવ તથા મુક્તાબાઇની તિથિ બરાબર પાળવામાં આવે છે; અને સોપાનદેવ તથા નિવૃત્તિનાથની યાત્રા સમાધિના દિવસથી આગળપાછળ ભરાય છે. આનું કારણ એ છે કે, યાત્રાળુઓએ પોતાની સગવડ સાચવવાને માટે યાત્રાની તિથિ ફેરવી નાખી છે. આ રીતે જ્ઞાનેશ્વર-પંચક આઠ માસના ગાળામા અદૃશ્ય થયું; તથાપિ મહારાષ્ટ્રમાં તેમના પ્રત્યેનો પ્રેમ અદ્યાપિ જેવો ને તેવો જ છે. આળંદીના પુરાતન સિદ્ધક્ષેત્રનું માહાત્મ્ય પૂર્વથીજ ઘણું હતું; પરંતુ શ્રીજ્ઞાનેશ્વરના પુણ્ય-ચરિત્રથી તથા વિશેષતઃ ત્યા તેમની સમાધિ થયેલી હોવાથી તે અર્વાચીન કાળમાં સુપ્રસિદ્ધ થયું છે. આળંદીમાં ઇન્દ્રાયણી (**इन्द्रस्य अयनं यस्याम्** અર્થાત્ જેને તીરે ઇંદ્રના તપની જગ્યા) નદી છે, તેના તીર પર શ્રીસિદ્ધેશ્વરનું પુરાતન સ્થાન છે. ત્યાં સિદ્ધેશ્વરની ડાબી બાજુએ અજાનવૃક્ષની છાયા નીચે બે ગુફા અર્થાત્ સમાધિસ્થાન શ્રીજ્ઞાનેશ્વર મહારાજે તૈયાર કરાવ્યા હતાં. આ ગુફામા તેઓ સમાધિ લેના હતા.

આળંદીક્ષેત્રમાં જ્ઞાનેશ્વરની સમાધિ સિવાય બીજાં પણ જોવા

આપેલા વ્યવહારજ્ઞાનને જોઇને ચકિત થશે, તો કોઇક તેમની અમર્યાદ ગુરુભક્તિ અને તેમની વાણીમાં રહેલો અદ્દભુત પ્રેમરસ જોઇને આનંદિત થશે.-કોઇક કર્મ, જ્ઞાન અને ઉપાસનાના સિદ્ધાંતો-શાસ્ત્ર અને વ્યવહારનો ઉત્કૃષ્ટ સંયોગ બેસે એવી રીતે એમાં સંકળાયલા-જોઇને સંતુષ્ટ થશે. વળી કૃષ્ણ, અર્જુન, ધૃતરાષ્ટ્ર અને સંજય, એમના સ્વભાવનાં આબેહૂબ ચિત્ર જેવાં 'જ્ઞાનેશ્વરી' માં દર્શાવી આપ્યાં છે તેવાં ગીતા પરની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ.

પોતાનો અસાધારણ પ્રેમ, કૃતજ્ઞતા અને પૂજ્યભાવ વ્યક્ત કરવા માટે 'વારકરી' લોકો જ્ઞાનેશ્વરીને 'આઇ' અર્થાત્ 'માતા' નામથી સંબોધે છે, અને નિવૃત્તિનાથને 'નિવૃત્તિનાથ શ્રીગુરુ' સોપાનદેવને 'સોપાનકાકા' તથા મુક્તાબાઇને 'બાઇસાહેબ' કહે છે.

આ ગ્રંથના અધિકારી વિષે જ્ઞાનેશ્વર મહારાજે ગ્રંથમાંજ કહેલું છે કે, "શ્રોતા કે વાચક જો અધિકારસંપન્ન હોય તોજ તેને ગ્રંથની આંતરરચના સમજાય છે, નહિ તો વિષયી જીવ તો કેવળ તેમાંના અર્થગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય ઇત્યાદિ ઉપરજ મટકાં માર્યા કરે છે." અર્થાત્ જ્ઞાનેશ્વરી જેવા આધ્યાત્મિક ગ્રંથનો ખરો મર્મ તો પરમાર્થની ભૂખવાળા મુમુક્ષુઓનેજ ભોગ્ય થાય તેમ છે. જેમને પ્રભુભક્તિની લેહ લાગી છે; જેમને આત્મપ્રાપ્તિની ઉત્કંઠા ઊપજી છે; સ્થૂલ વિષયજાળમાંથી જેમનો મોહ ટળી ગયો છે; જેમની આંતરવિવેકશક્તિ ખીલેલી છે; અને નીતિ, તથા સદ્દગુણના પંથમાં અન્ય સામાન્ય લોકો કરતાં જેઓ આગળ વધેલા છે; એવા અંતર્મુખ વૃત્તિવાળા મનુષ્યોજ આવા ગ્રંથના સાચા અધિકારી છે.

**અમૃતાનુભવઃ**-આ વેદાન્તવિષયક ગ્રંથ જ્ઞાનેશ્વરે પૈઠણથી આળંદીમાં આવ્યા પછી રચીને તે તેમણે શ્રીગુરુ નિવૃત્તિનાથને બતાવ્યો હતો, જે જોઇને તેમણે તે ગ્રંથનાં બહુ વખાણ કર્યાં હતાં અને જ્ઞાનેશ્વરને કહ્યું કે, 'જ્ઞાનરાજ! તને ધન્ય છે.' રામદાસ મહારાજના કલ્યાણ નામના શિષ્યે આ ગ્રંથ પર કરેલી 'શિવકલ્યાણી' નામની ઓવીબદ્ધ મહારાષ્ટ્રીય ટીકા સુપ્રસિદ્ધ છે. શ્રીએકનાથ મહરાજે પણ આ ગ્રંથ પર ઓવીબદ્ધ ટીકા કરેલી છે એમ સાંભળ્યું છે; પણ તે ટીકા હજી પ્રસિદ્ધિમાં આવી હોય એવું જાણવામાં નથી. આ ગ્રંથમાં મંગળાચરણના પહેલા પાંચ શ્લોક સંસ્કૃતમાં છે, બાકીનો સર્વ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં ઓવીબદ્ધ છે. તેમાં પ્રકરણો દશ હોઈ ઓવીની સંખ્યા ૮૦૬ ની છે. આ ગ્રંથ જ્ઞાનેશ્વર મહરાજના પૂર્ણ ઉદ્દગારરૂપ સિદ્ધ વાણી છે. આ ગ્રંથ જેવો આધ્યાત્મિક ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં પણ વિરલજ છે. ...ના જ્ઞાનેશ્વરી પછી થયેલી છે અને તેના નામ પ્રમાણે

લાયક ઠેકાણા છે; જે વિષે વિસ્તાર કરતાં લંબાણ થાય તેમ હોવાથી તેનાં નામ માત્ર વાચકોની જાણ માટે નીચે આપીએ છીએઃ—

૧–સમાધિનો ભવ્ય સભામંડપ, ૨–વિઠોબા રખુમાઈનું દેવળ, ૩–શ્રીજ્ઞાનેશ્વરનું દેવળ–તેની આગળનો નકશીદાર મંડપ, ૪–લક્ષ્મણનાથ ને કેસરીનાથની સમાધિ, ૫–પૂર્વપશ્ચિમ સિદ્ધેશ્વરનું અતિપુરાણું મંદિર, ૬–મુક્તાબાઈનું દેવળ, ૭–શ્રીજ્ઞાનેશ્વરનો રથ, ૮–અજાનવૃક્ષ, ૯–હૈબતરાવ બાવાનો મઠ, ૧૦–સુવર્ણ પીપળો (જેની શ્રીજ્ઞાનેશ્વરનાં માતુશ્રીએ પોતાના સ્વામી કાશી સિધાવ્યા પછી પ્રદક્ષિણા કરી હતી તે), ૧૧–ગરુડ અને હનુમાનની મૂર્તિ, ૧૨–ઇંદ્રાયણીનો ઘાટ, ૧૩–ગોપાળપરું, ૧૪–શ્રીજ્ઞાનેશ્વરજીએ ચલાવેલી ભીંત, ૧૫–અહિરોબા, ચાંગદેવ અને પાદુકા, ૧૬–વિશ્રાંતિવટ (જેની નીચે શ્રીજ્ઞાનેશ્વરજીએ ઉપદેશ કર્યો હતો), ૧૭–ઇંદ્રાયણીના કાંઠા પરનું સમુદ્રતીર્થ, ચક્રતીર્થ, ભાગીરથીકુંડ, મનકર્ણિકા કુંડ, કુબેરગંગા (જાંબુળ બેટની પાસે), ૧૮–પુંડલીકનું દેવાલય, ૧૯–રામમંદિર, ૨૦–વિષ્ણુમંદિર, ૨૧–ચંદુલાલનું નગારખાનું, ૨૨–પંચનું નગારખાનું અને ૨૩–શ્રીમંત ગાયકવાડ સરકારનું નગારખાનું.

## પ્રકરણ ૮ મું–ગ્રંથો ઇત્યાદિ

શ્રીજ્ઞાનેશ્વર મહારાજના ચાર ગ્રંથો પ્રસિદ્ધ છે. ભાવાર્થદીપિકા અથવા જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, હરિપાઠના અભંગ અને ચાંગદેવ પાસષ્ટી. એ સિવાય તેમના રચેલા સાતસોઆઠસો અભંગ છૂટાછવાયા મળી આવ્યા છે. તેમણે યોગવાસિષ્ઠ ઉપર ટીકા કરી હતી, એમ નામદેવ-મહારાજે સમાધિના આરંભમાં કહેલું છે; પણ તે ગ્રંથ ક્યાંય મળી આવતો નથી, જેથી તે કાળને આધીન થઇ ગયેલો હોવાનું અનુમાન કરાય છે.

**શ્રીજ્ઞાનેશ્વરી**—આ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષાના ગ્રંથોના ઇતિહાસમાં પ્રથમ આવે છે; તેમ યોગ્યતામાં પણ તે ગ્રંથનું પદ સર્વથી પ્રથમ છે. એમાંથી ખેતી, જ્યોતિષ, પાકશાસ્ત્ર, શિકાર વગેરે ધંધા વિષેની વિવિધ માહિતી મળી આવે છે. એકંદરે ધર્મગ્રંથ તરીકે, કાવ્યગ્રંથ તરીકે, વ્યવહારનીતિના ગ્રંથ તરીકે અથવા ગમે તે દૃષ્ટિથી જુઓ, પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને ડગાવે એવો એકે ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં દૃષ્ટિએ આવશે નહિ. કોઇક જ્ઞાનેશ્વરીમાંના સિદ્ધાંત અને પ્રતિપાદનશૈલી જોઇને ડોલશે, તો કોઇક તેમાંનું ભાષાગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય જોઇને છક થઇ જશે; કોઇ તેમાંનાં દૃષ્ટાંતોની ઉત્તમ યોજના અને તે દ્વારા જ્ઞાનેશ્વર મહારાજે દર્શાવી

આપેલા વ્યવહારજ્ઞાનને જોઇને ચકિત થશે, તો કોઇક તેમની અમર્યાદ ગુરુભક્તિ અને તેમની વાણીમાં રહેલો અદ્ભુત પ્રેમરસ જોઈને આનંદિત થશે.-કોઇક કર્મ, જ્ઞાન અને ઉપાસનાના સિદ્ધાંતો-શાસ્ત્ર અને વ્યવહારનો ઉત્કૃષ્ટ સંયોગ બેસે એવી રીતે એમાં સંકળાયલા-જોઇને સંતુષ્ટ થશે. વળી,કૃષ્ણ, અર્જુન, ધૃતરાષ્ટ્ર અને સંજય, એમના સ્વભાવનાં આબેહૂબ ચિત્ર જેવાં 'જ્ઞાનેશ્વરી' માં દર્શાવી આપ્યાં છે તેવાં ગીતા પરની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ.

પોતાનો અસાધારણ પ્રેમ, કૃતજ્ઞતા અને પૂજ્યભાવ વ્યક્ત કરવા માટે 'વારકરી' લોકો જ્ઞાનેશ્વરીને 'આઇ' અર્થાત્ 'માતા' નામથી સંબોધે છે, અને નિવૃત્તિનાથને 'નિવૃત્તિનાથ શ્રીગુરુ' સોપાનદેવને 'સોપાનકાકા' તથા મુક્તાબાઇને 'બાઇસાહેબ' કહે છે.

આ ગ્રંથના અધિકારી વિષે જ્ઞાનેશ્વર મહારાજે ગ્રંથમાંજ કહેલું છે કે, "શ્રોતા કે વાચક જો અધિકારસંપન્ન હોય તોજ તેને ગ્રંથની આંતરરચના સમજાય છે, નહિ તો વિષયી જીવ તો કેવળ તેમાંના અર્થગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય ઇત્યાદિ ઉપરજ મટકાં માર્યા કરે છે." અર્થાત્ જ્ઞાનેશ્વરી જેવા આધ્યાત્મિક ગ્રંથનો ખરો મર્મ તો પરમાર્થની ભૂખવાળા મુમુક્ષુઓનેજ ભોગ્ય થાય તેમ છે. જેમને પ્રભુભક્તિની લેહ લાગી છે; જેમને આત્મપ્રાપ્તિની ઉત્કંઠા ઉપજી છે; સ્થૂલ વિષયજાળમાંથી જેમનો મોહ ટળી ગયો છે; જેમની આંતરવિવેકશક્તિ ખીલેલી છે; અને નીતિ, તથા સદ્ગુણના પંથમાં અન્ય સામાન્ય લોકો કરતાં જેઓ આગળ વધેલા છે; એવા અંતર્મુખ વૃત્તિવાળા મનુષ્યોજ આવા ગ્રંથના સાચા અધિકારી છે.

**અમૃતાનુભવ**:-આ વેદાન્તવિષયક ગ્રંથ જ્ઞાનેશ્વરે પૈઠણથી આળંદીમાં આવ્યા પછી રચીને તે તેમણે શ્રીગુરુ નિવૃત્તિનાથને બતાવ્યો હતો, જે જોઇને તેમણે તે ગ્રંથનાં બહુ વખાણ કર્યાં હતાં અને જ્ઞાનેશ્વરને કહ્યું કે, 'જ્ઞાનરાજ ! તને ધન્ય છે.' રામદાસ મહારાજના કલ્યાણ નામના શિષ્યે આ ગ્રંથ પર કરેલી 'શિવકલ્યાણી' નામની ઓવીબદ્ધ મહારાષ્ટ્રીય ટીકા સુપ્રસિદ્ધ છે. શ્રીએકનાથ મહરાજે પણ આ ગ્રંથ પર ઓવીબદ્ધ ટીકા કરેલી છે એમ સાંભળ્યું છે; પણ તે ટીકા હજી પ્રસિદ્ધિમાં આવી હોય એવું જાણવામાં નથી. આ ગ્રંથમાં મંગળાચરણના પહેલા પાચ શ્લોક સંસ્કૃતમાં છે, બાકીનો સર્વ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં ઓવીબદ્ધ છે. તેમાં પ્રકરણો દશ હોઈ ઓવીની સંખ્યા ૮૦૬ ની છે. આ ગ્રંથ જ્ઞાનેશ્વર મહરાજના પૂર્ણ ઉદ્દ્ગારરૂપ સિદ્ધ વાણી છે. આ ગ્રંથ જેવો આધ્યાત્મિક ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં પણ વિરલજ છે. આ ગ્રંથની રચના જ્ઞાનેશ્વરી પછી થયેલી છે અને તેના નામ પ્રમાણે

લાયક ઠેકાણાં છે; જે વિષે વિસ્તાર કરતાં લંબાણ થાય તેમ હોવાથી તેનાં નામ માત્ર વાચકોની જાણ માટે નીચે આપીએ છીએઃ—

૧-સમાધિનો ભવ્ય સભામંડપ, ૨-વિઠોબા રખુમાઇનું દેવળ, ૩-શ્રીજ્ઞાનેશ્વરનું દેવળ-તેની આગળનો નકશીદાર મંડપ, ૪-લક્ષ્મણનાથ ને કેસરીનાથની સમાધિ, ૫-પૂર્વપશ્ચિમ સિદ્ધેશ્વરનું અતિપુરાણું મંદિર, ૬-મુક્તાબાઇનું દેવળ, ૭-શ્રીજ્ઞાનેશ્વરનો રથ, ૮-અજાનવૃક્ષ, ૯-હૈબતરાવ બાવાનો મઠ, ૧૦-સુવર્ણ પીપળો (જેની શ્રીજ્ઞાનેશ્વરનાં માતુશ્રીએ પોતાના સ્વામી કાશી સિધાવ્યા પછી પ્રદક્ષિણા કરી હતી તે), ૧૧-ગરુડ અને હનુમાનની મૂર્તિ, ૧૨-ઇંદ્રાયણીનો ઘાટ, ૧૩-ગોપાળપરું, ૧૪-શ્રીજ્ઞાનેશ્વરજીએ ચલાવેલી ભીંત, ૧૫-અહિરોબા, ચાંગદેવ અને પાદુકા, ૧૬-વિશ્રાંતિવટ (જેની નીચે શ્રીજ્ઞાનેશ્વરજીએ ઉપદેશ કર્યો હતો), ૧૭-ઇંદ્રાયણીના કાંઠા પરનું સમુદ્રતીર્થ, ચક્રતીર્થ, ભાગીરથીકુંડ, મનકર્ણિકા કુંડ, કુબેરગંગા (જાંબુળ બેટની પાસે), ૧૮-પુંડલીકનું દેવાલય, ૧૯-રામમંદિર, ૨૦-વિષ્ણુમંદિર, ૨૧-ચંદુલાલનું નગારખાનું, ૨૨-પંચનું નગારખાનું અને ૨૩-શ્રીમંત ગાયકવાડ સરકારનું નગારખાનું.

---

## પ્રકરણ ૮ મું–ગ્રંથો ઇત્યાદિ

શ્રીજ્ઞાનેશ્વર મહારાજના ચાર ગ્રંથો પ્રસિદ્ધ છે. ભાવાર્થદીપિકા અથવા જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, હરિપાઠના અભંગ અને ચાંગદેવ પાસષ્ટી. એ સિવાય તેમના રચેલા સાતસોઆઠસો અભંગ છૂટાછવાયા મળી આવ્યા છે. તેમણે યોગવાસિષ્ઠ ઉપર ટીકા કરી હતી, એમ નામદેવમહારાજે સમાધિના આરંભમાં કહેલું છે; પણ તે ગ્રંથ કયાંય મળી આવતો નથી, જેથી તે કાળને આધીન થઇ ગયેલો હોવાનું અનુમાન કરાય છે.

**શ્રીજ્ઞાનેશ્વરી**—આ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષાના ગ્રંથોના ઇતિહાસમાં પ્રથમ આવે છે; તેમ યોગ્યતામાં પણ તે ગ્રંથનું પદ સર્વથી પ્રથમ છે. એમાંથી ખેતી, જ્યોતિષ, પાકશાસ્ત્ર, શિકાર વગેરે ધંધા વિષેની વિવિધ માહિતી મળી આવે છે. એકંદરે ધર્મગ્રંથ તરીકે, કાવ્યગ્રંથ તરીકે, વ્યવહારનીતિના ગ્રંથ તરીકે અથવા ગમે તે દષ્ટિથી જુઓ, પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને ડગાવે એવો એકે ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં દષ્ટિએ આવશે નહિ. કોઇક જ્ઞાનેશ્વરીમાંના સિદ્ધાંત અને પ્રતિપાદનશૈલી જોઇને ડોલશે, તો કોઇક તેમાંનું ભાષાગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય જોઇને છક થઇ જશે; કોઇ તેમાંનાં દષ્ટાંતોની ઉત્તમ યોજના અને તે દ્વારા જ્ઞાનેશ્વર મહારાજે દર્શાવી

આપેલા વ્યવહારજ્ઞાનને જોઇને ચકિત થશે, તો કોઇક તેમની અમર્યાદ ગુરભક્તિ અને તેમની વાણીમાં રહેલો અદ્દભુત પ્રેમરસ જોઇને આનંદિત થશે.-કોઇક કર્મ, જ્ઞાન અને ઉપાસનાના સિદ્ધાંતો-શાસ્ત્ર અને વ્યવહારનો ઉત્કૃષ્ટ સંયોગ બેસે એવી રીતે એમાં સંકળાયલા-જોઇને સંતુષ્ટ થશે. વળી, કૃષ્ણ, અર્જુન, ધૃતરાષ્ટ્ર અને સંજય, એમના સ્વભાવનાં આબેહૂબ ચિત્ર જેવાં 'જ્ઞાનેશ્વરી' માં દર્શાવી આપ્યાં છે તેવાં ગીતા પરની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ.

પોતાનો અસાધારણ પ્રેમ, કૃતજ્ઞતા અને પૂજ્યભાવ વ્યક્ત કરવા માટે 'વારકરી' લોકો જ્ઞાનેશ્વરીને 'આઇ' અર્થાત્ 'માતા' નામથી સંબોધે છે, અને નિવૃત્તિનાથને 'નિવૃત્તિનાથ શ્રીગુરુ' સોપાનદેવને 'સોપાનકાકા' તથા મુક્તાબાઇને 'બાઇસાહેબ' કહે છે.

આ ગ્રંથના અધિકારી વિષે જ્ઞાનેશ્વર મહારાજે ગ્રંથમાંજ કહેલું છે કે, "શ્રોતા કે વાચક જો અધિકારસંપન્ન હોય તોજ તેને ગ્રંથની આંતરરચના સમજાય છે, નહિ તો વિષયી જીવ તો કેવળ તેમાંના અર્થગૌરવ, પદલાલિત્ય અને ઉપમાચાતુર્ય ઇત્યાદિ ઉપરજ મટકાં માર્યા કરે છે." અર્થાત્ જ્ઞાનેશ્વરી જેવા આધ્યાત્મિક ગ્રંથનો ખરો મર્મ તો પરમાર્થની ભૂખવાળા મુમુક્ષુઓનેજ ભોગ્ય થાય તેમ છે. જેમને પ્રભુભક્તિની લેહ લાગી છે; જેમને આત્મપ્રાપ્તિની ઉત્કંઠા ઊપજી છે; સ્થૂલ વિષયજાળમાંથી જેમનો મોહ ટળી ગયો છે; જેમની આંતરવિવેકશક્તિ ખીલેલી છે; અને નીતિ, તથા સદ્દગુણના પંથમાં અન્ય સામાન્ય લોકો કરતાં જેઓ આગળ વધેલા છે; એવા અંતર્મુખ વૃત્તિવાળા મનુષ્યોજ આવા ગ્રંથના સાચા અધિકારી છે.

**અમૃતાનુભવઃ**-આ વેદાન્તવિષયક ગ્રંથ જ્ઞાનેશ્વરે પૈઠણથી આળંદીમાં આવ્યા પછી રચીને તે તેમણે શ્રીગુરુ નિવૃત્તિનાથને બતાવ્યો હતો, જે જોઇને તેમણે તે ગ્રંથનાં બહુ વખાણ કર્યાં હતાં અને જ્ઞાનેશ્વરને કહ્યું કે, 'જ્ઞાનરાજ! તને ધન્ય છે.' રામદાસ મહારાજના કલ્યાણ નામના શિષ્યે આ ગ્રંથ પર કરેલી 'શિવકલ્યાણી' નામની ઓવીબદ્ધ મહારાષ્ટ્રીય ટીકા સુપ્રસિદ્ધ છે. શ્રીએકનાથ મહરાજે પણ આ ગ્રંથ પર ઓવીબદ્ધ ટીકા કરેલી છે એમ સાંભળ્યું છે; પણ તે ટીકા હજી પ્રસિદ્ધિમાં આવી હોય એવું જાણવામાં નથી. આ ગ્રંથમાં મંગળાચરણના પહેલા પાંચ શ્લોક સંસ્કૃતમાં છે, બાકીનો સર્વ ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં ઓવીબદ્ધ છે. તેમાં પ્રકરણો દશ હોઈ ઓવીની સંખ્યા ૮૦૬ ની છે. આ ગ્રંથ જ્ઞાનેશ્વર મહરાજના 'પૂર્ણ' ઉદ્દગારરૂપ સિદ્ધ વાણી છે. આ ગ્રંથ જેવો આધ્યાત્મિક ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં પણ વિરલજ છે. આ ગ્રંથની રચના જ્ઞાનેશ્વરી પછી થયેલી છે અને તેના નામ પ્રમાણે

તે અનુભવના અમૃતરૂપજ છે. આ ગ્રંથના મનનથી અભ્યાસીને અતિ આનંદ થાય તેમ છે, પરંતુ તે મહારાષ્ટ્રીય ભાષામાં હોવાથી તે ભાષાના જ્ઞાતા દ્વારાજ સમજી શકાશે.

જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, યોગવાસિષ્ટ ઉપર ટીકા, ચાંગદેવ પાસષ્ટી અને છૂટાછવાયા અભંગો સિવાય બીજો પણ એક નાનો ગ્રંથ, 'હરિપાઠનો અભંગ' જ્ઞાનેશ્વરજીએ લખેલ છે, એ ગ્રંથમાં નીચેનાં ૭ પ્રકરણો છેઃ—

૧–જગતની ઉત્પત્તિનો ક્રમ, ૨–જીવ અને આત્માના ભેદનું કારણ, ૩–પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એ ચાર પ્રકારની વાણીની ઉત્પત્તિ; ૪–ત્રણ પ્રકારના અહંકારનું નિરૂપણ અને તેમાંથી ઇંદ્રિયોની અને વિષયોની ઉત્પત્તિ, ૫–શરીરમાંનાં ૭ ચક્ર, તેના દેવ અને વર્ણનું વર્ણન, પંચ મહાભૂતનો સ્વભાવ તેમજ દેહમાંનાં દશ વાયુનાં નામ અને તેમનાં કાર્ય; તથા ૬–ઇડા, પિંગળા અને સુષુમ્ણા, એમનું નિરૂપણ યોગસંપ્રદાયના આધારે અતિ સુંદર રીતે કરેલું છે.

**જ્ઞાનપટ અને સોપાનપટઃ**–રમતગમતના શોખીન મનુષ્યોના હિતાર્થે–તેમને રમતગમતની સાથે સુબોધની પ્રાપ્તિ થાય એવા હેતુથી જ્ઞાનેશ્વર અને સોપાનદેવે એકેક રમત કાઢી છે. જ્ઞાનેશ્વરની રમતનું નામ 'જ્ઞાનપટ' અને સોપાનદેવની રમતનું નામ 'સોપાનપટ' છે. તેમાં કામક્રોધાદિ શત્રુઓના ઘરમાં જે જીવનો દાવ પડે તેની અધોગતિ થાય છે; અને સદ્‌ગુણોના ઘરમાં દાવ પડે તે જીવની ઉચ્ચ ગતિ થાય છે, એમ સ્પષ્ટ કરેલું છે.

પ્રથમ આપણે 'જ્ઞાનપટ' ની રમત કેમ રમવી, તે વાત લઇએ. તે રમત પાસાથી અથવા કોડીથી રમી શકાય છે. જો કોડીએ રમવાનું હોય તો સાત કોડી લેવી અને તેના દાવ નાખવા; જેટલી ચતી પડે તેટલા દાવ સમજવા. પાસામાં પણ તેમજ સમજવું. જેટલા દાવ આવે તેટલામાં ઘરમાં–પટમાંના ખાનામાં–પ્રથમ ૧થી ગણી આપણી કાંકરી અથવા પ્યાદું મૂકવું. તે પછી અનુક્રમે દાવ આવતા જાય તેમતેમ તે કાંકરી આગળ ચલાવતા જવું. એવી રીતે કાંકરી આગળ ચાલતાં જો સર્પમુખમાં એટલે જે ખાનામાં સર્પનું મુખ હોય ત્યાં જઇને ઊભી રહે, તો તેજ વખતે વધુ કાંઈ પણ પાસા નાખ્યા સિવાય તેને એકદમ ત્યાંથી નીચે પડવું પડે છે. નીચે એટલે તે સર્પનું પૂંછડું જે ખાનામાં હોય તે ખાનામાં આપણી કાંકરી આવી પડે છે. જેમકે ચૌદમું ઘર એટલે અવિવેકવાળા ખાનામાં આપણી કાંકરી આવે, તો તે ત્યાંથી એકદમ પાંચમા એટલે મહાપાતકવાળા ખાનામાં ઊતરી જાય. પછી વળી પાછું દાવ પડે તેમ તેમ આગળ વધવું પડે છે. સર્પમુખવાળાં ખાનાં આ પટમાં ક્રમસર ૧૪,

૧૯, ૨૨, ૨૫, ૪૨, ૭૨, ૭૩ અને ૭૫ છે. તેમાંના કોઈ ખાનામાં કાંકરી આવી પહોંચે તો ત્યાંથી તે સર્પપુચ્છવાળા ખાનામાં આવી પડે છે. તેવીજ રીતે જો ૫૪મા ઘરમાં કાંકરી આવી પહોંચે તો ત્યાંથી સીડીવાટે એકદમ ૮૦મા ઘરમાં એટલે તે વૈકુંઠવાળા ખાનામાં ચડી જાય છે. તે ખાનામાં આવ્યા પછી જો ૧ દાવ પડે તો તે ૮૫મા ઘરમાં એટલે મોક્ષમાં પહોંચી જાય છે; પણ જો તે દાવ સરખો ન પડે તો ૮૦થી માંડી ૮૪ સુધીનાં ઘરમાં તે ફર્યા કરે છે. એવી રીતે ફરતાં ફરતાં ૮૦ મા ઘરમાં આવે અને ૧ દાવ પડે તો તે મોક્ષમાં જાય. જ્યાં સુધી એ દાવ ન આવે ત્યાં સુધી એ પાંચ ઘરમાંજ કાંકરી ફર્યા કરે છે. આવી રીતે આ રમતમાં પાર ઊતરે તે પ્રાણી મોક્ષમાં જાય છે, એ બતાવવાને ખાતર મોક્ષમાર્ગ ઉચ્ચ સ્થાને બતાવેલો છે. અવિવેક, દ્વેષ, દુષ્ટ મોહ, જ્ઞાનમોહ, અહંકાર, તામસ અહંકાર, રાજસ અહંકાર અને ક્રિયાશક્તિ, એમાં જે પહોંચે એટલે કે એમાં જે લપટાય છે તે અનુક્રમે મહાપાતક, ક્રોધ, સમુદ્ર, સંસાર, સ્થૂલદેહ અને શૂન્યમાં આવી પડે છે. એ ઘરોને સર્પમુખ અને સર્પપુચ્છનાં રૂપે રમતપટમાં બતાવેલાં છે. તેનું કારણ પણ એજ છે કે, તે સર્પ જેવાં દુઃખદાયક અને અધોગતિમાં નાખનારાં છે. વળી જે સમાધિમાં પહોંચે છે, તે ત્યાંથી સીધોજ સીડીવાટે વૈકુંઠમાં ચડી જાય છે, ત્યાંથી મોક્ષમાં પહોંચે છે; અને જ્યાં સુધી મોક્ષમાં ન પહોંચે ત્યાં સુધી બ્રહ્મલોક, સત્યલોક અને તપલોકમાં તે ફર્યા કરે છે.

સોપાનપટઃ—આ રમત પણ જ્ઞાનપટની પેઠેજ પાસા અથવા કોડીથી રમી શકાય છે. કોડીએ રમવાનું હોય તો સાત કોડી લેવી અને તેનાં દાવ નાખવા. દાવ આવતા જાય, તેમ તેમ પહેલા ખાનાથી ક્રમસર આપણી કાંકરી અથવા પ્યાદું ચલાવતા જવું. તેવી રીતે ચાલતાં ચાલતાં જો તે કાંકરી સર્પમુખવાળા ખાનામાં પહોંચે તો ત્યાંથી એકદમ સર્પપુચ્છવાળા ખાનામાં ઊતરી પડે છે. પછી વળી દાવ નાખી ત્યાંથી ફરીથી ચાલવું. આવી રીતે જ્યારે જ્યારે સર્પમુખમાં પહોંચે, ત્યારે ત્યારે સર્પપુચ્છવાળા ખાનામાં ઊતરી પડે છે. એવાં સર્પમુખવાળાં ખાનાં આ પટમાં ૧૨–૧૬–૨૪–૨૯–૫૨–૫૬–૬૧–૬૩ અને ૭૨ નંબરનાં છે. તે ઘરમાં એટલે ખાનામાં પહોંચે ત્યારે ક્રમસર સર્પપુચ્છવાળાં ખાનાં કે જે આ પટમાં ૮–૪–૭–૯–૩૫–૨–૩–૪૪ અને ૬ નંબરનાં છે તેમાં આવી પડે છે. એવીજ રીતે જ્યાં સીડી શરૂ થતી હોય તે ખાનામાં કાંકરી જઈ પહોંચે તો ત્યાંથી એકદમ ઉપર-એટલે કે સીડી જે ખાનામાં પૂરી થતી હોય તે ખાનામાં ચડી જવાય છે. તેવાં શરૂ થતી સીડીવાળાં ખાનાં આ પટમાં અનુક્રમે ૧૦–૧૭–૨૦–૨૨–૨૭–૨૮–૩૭ ૪૫ અને ૫૪

નંબરનાં છે; અને સીડી પૂરી થાય છે તે ખાનાં આ પટમાં અનુક્રમે ૨૩–૫૯–૬૯–૬૬–૪૧–૬૦–૬૭–૫૦ અને ૬૮ નંબરનાં છે. આવી રીતે આ રમત રમાય છે.

આ રમત ઉપરથી સમજવાનું એ છે કે, સારાં કર્મનું પરિણામ સારું આવે છે અને ખૂરાં કર્મનું પરિણામ ખૂરું આવે છે. ઈર્ષ્યા, દ્વેષ, કુસંગ, અધર્મ, હિંસા, અહંકાર, દુર્બુદ્ધિ અને તામસપણાના ઘરમાં જે જાય એટલે કે. એમાં જે લપટાય તે મત્સર, લોભ, મદ, કામ, નરક, માયા, ક્રોધ, અવિદ્યા અને મોહમાં જઈ પડે છે. તે બધાં સર્પ જેવાં વિકરાળ અને અધોગતિ કરનારાં છે; માટે પટમાં તે તે સ્થાન સર્પમુખ તથા સર્પપુચ્છરૂપે બનાવેલાં છે. એથી ઊલટું જ દૈવી સંપત્તિ જે આગળ વધવામાં સીડીરૂપ છે તેને સીડીવાળા ખાનામાં જ્ઞાન, રક્ષા અને સ્થાન આપેલું છે. તપ, દયા, દાન, ધર્મ, પરમાર્થ, સુધર્મ, જ્ઞાન, સર્વરક્ષા અને ભક્તિના ઘરમાં જે પહોંચે, એટલે કે એ સંપત્તિ જેનામાં આવે તે સ્વર્ગ, સત્ય, બ્રહ્મ, આનંદ, જન, સુબુદ્ધિ, શિવ, તપ અને વૈકુંઠલોકને પામે છે.

જ્ઞાનપટમાં મોક્ષવાળા ૮૫ નંબરના ખાનામાં કાંકરી પહોંચે તેની રમત પૂરી થાય છે. સોપાનપટમા આનંદલોક, શિવલોક, વૈકુંઠ કે બ્રહ્મલોક, એ ચારમાંથી કોઈ પણ ખાનામા પહોચે એટલે તેની રમત પૂરી થાય છે.

આ બેઉ પટની રમતમાં ચોપાટ કે શેત્રંજની પેઠે એકના ઘરમાં બીજાની કાંકરી જાય તો પ્રથમવાળાની કાંકરીને મારી પાડે કે ઉડાડી મૂકે, તેવું હોતું નથી; પણ સર્વ રમનારની કાંકરી એક વખતે એકજ ખાનામા સાથે રહી શકે છે. કારણ કે આ રમત કાંઈ દુનિયાની લૌકિક રમતો જેવી નથી કે એકના ઘરમાં બીજો જતાં તેને મારી પાડે કે ઉડાડી મૂકે. આ તો મોક્ષમાર્ગની રમત છે અને મોક્ષમાર્ગ–પ્રભુના ઘરનો માર્ગ–એવો તો વિશાળ છે કે એકી વખતે બધી દુનિયાનાં માણસો તે માર્ગે જાય તો પણ સંકડાશ તેમજ મારામારી કરવાની જરૂર પડે તેમ નથી; પણ ઊલટો એકબીજાને તેથી વધુ આનંદ, વધુ સહેલાઇ મળે છે. દૈવી માર્ગની આ દિવ્યતા હોઈ સર્વ માટે તે માર્ગ ખુલ્લો છે.

જે કોઇ અવગુણરૂપ સર્પના મુખમાં પડે તેજ આ માર્ગમાંથી પતિત થાય તેમ છે. દુનિયાના આપવાળા પદાર્થોમાંજ સ્વાર્થી લોકોને એકબીજાથી વધુ મેળવવા માટે રાગદ્વેષ, ક્રોધ ઇત્યાદિ કરવાં પડે તેમ છે. સર્વ દ્રવ્ય, સર્વ સામર્થ્ય અને સર્વ મહત્તાઓના અખૂટ ભંડારસ્વરૂપ પરમાત્માના માર્ગમાં તેવું છેજ નહિ, એમ સમજાવવા માટેજ

આ પટમાં આવો ક્રમ ગોઠવેલો જણાય છે. જે દૈવી સંપત્તિનાં સ્થાનોમાં જાય તેને સીડી મળી જાય છે; જેથી તેનો માર્ગ ટૂંકો થઇ ત્વરાએ તે ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત થઇ જાય છે. જે આસુરી સંપત્તિરૂપ દુર્ગુણના ઘરમાં આવી પડે છે તેને એકદમ તેના પરિણામે નીચે અધોગતિમાં આવી પડવું પડે છે. મતલબ કે, દૈવીથી ઉન્નતિ અને આસુરીથી અવનતિ, એ તત્ત્વ આ રમત રમનારના મન પર વારંવાર ઠસતું જાય છે; અને તેથી અન્ય પ્રકારની રમતો કરતાં આ રમતથી ઘણોજ લાભ થાય છે.

આ રમત મહાત્મા પુરુષની પ્રસાદી છે. શ્રીજ્ઞાનેશ્વરજી મહારાજ તથા તેમના નાના ભાઇ સોપાનદેવજીએ કાઢેલી આ રમતમાં ઘણું ઊંડું રહસ્ય સમાયેલું છે. મહાત્મા પુરુષોની રમતગમત પણ ઊંચી જાતની અને આત્મોન્નતિમાં મદદ કરનારીજ હોય છે, તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. ગમ્મતની સાથે જ્ઞાન આપે અને ઊંચી જાતના સંસ્કારો પાડે એવી આ રમત, જીવનની રમતમાં સજ્જનોને પરમ સહાયક, આગળ વધારનારી અને સત્ય જીવનમાં ઉન્નત કરનારી નીવડો-એવી શુભેચ્છાપૂર્વક આ પ્રકરણને અહીં સમાપ્ત કરીશું.

## પ્રકરણ ૯ મું-ઉપસંહાર

અત્યાર સુધીનાં પ્રકરણોથી વાંચનારને જણાશેજ કે, જ્ઞાનેશ્વર કેવા જગન્માન્ય અને કેટલી યોગ્યતાવાળા સત્પુરુષ હતા. તેમનો અસામાન્ય ગ્રંથ, તેમની એકધારી રસિક વાણી તથા તેમની જ્ઞાનનિષ્ઠા, એ સર્વ ઉપરથી જ્ઞાનેશ્વર તે ખરેખર જ્ઞાનનાજ ઈશ્વર હતા એમજ કહેવું પડે છે. જેઓ તેમના સમકાલીન સંતોને પણ પરમ વંદનીય થઈ રહ્યા હતા; જેમની મહત્તાનાં ગાન આજે છસો વર્ષ થયાં તુકારામ, એકનાથાદિ સંતો મુક્તકંઠે ગાતા આવ્યા છે અને જેઓ અખિલ સંતમંડળમાં કેવળ અગ્રગણ્ય થઇ રહ્યા છે; તે જ્ઞાનેશ્વર મહારાજને દક્ષિણ દેશમાં વિષ્ણુના અંશાવતાર માનવામાં આવ્યા છે તે યથાર્થજ છે.

પોતાના જ્ઞાનનો લાભ સર્વને આપવો એ જ્ઞાનેશ્વર મહારાજનું જન્મ સુધીનું મુખ્ય કર્તવ્ય હતું. તેમના દિલમાં દયા, ક્ષમા, શાંતિ ઇત્યાદિ ગુણો પૂર્ણ વિકાસ પામ્યા હતા; તેને લીધે તેમને દેવ કહેવામાં કશુંજ ખોટું નથી. જ્યાં એવા દૈવી સદ્ગુણો વાસ કરે છે, તેવા પુરુષને મનુ આદિએ પણ દેવની ઉપમા આપેલી છે. નામદેવ, તેમના ઘરનાં માણસો, જનાબાઇ, વિસોબા ખેચર, સાંવતા માળી, ગોરો અને રાકો કુંભાર, જગમિત્ર ઓખો મેળો, બંકો મહાર, ચાંગ-

દેવ, નરહરિ સોની અને ખુદ જ્ઞાનેશ્વરના બંધુભગિનીના જ્ઞાનેશ્વર મહારાજને માટે જે આદરમય ઉદ્ગાર નીકળ્યા છે, તે લક્ષમાં લેતા એમ લાગે છે કે, આ સર્વ મહાત્માઓ જ્ઞાનેશ્વરને પોતાનો આત્મા જ માનતા હતા તેઓ તે સર્વના આનંદના, ઉત્સાહના અને પ્રીતિના ભંડારસ્વરૂપ હતા તેઓ તેમના આનંદના આનંદ, ચૈતન્યના ચૈતન્ય અને પ્રેમના પ્રેમરૂપ હતા જ્ઞાનેશ્વરના વચનમૌક્તિક વડે સર્વના હૃદય ઉલ્લસિત થયા હતા સર્વ ભક્તો શ્રીજ્ઞાનેશ્વર મહારાજ પ્રતિના પ્રેમથી ઘેના બની જતા હતા જ્ઞાનેશ્વર મહારાજનું દર્શન કરવાને માટે હજારો લોક દૂર દૂરથી આવતા હતા, અને તેમના ચરણ પર મસ્તક મૂકી કૃતાર્થ થતા હતા તેમના મુખમાંથી સ્ત્રવતી સરસ્વતીના ઓઘમાં જેમણે શુદ્ધ ચિત્તે સ્નાન કર્યું, તેમના પાપ, તાપ, દૈન્ય દૂર થયા છે નામદેવે કહ્યુ છે કે, 'જે જે દિવસ ઊગ્યો તે તે શ્રીજ્ઞાનેશ્વરદેવે સફળ કર્યો '

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ સંસ્કૃત ભાષાના પૂર્ણ જ્ઞાતા હતા, એ અઢારમા અધ્યાયની પ્રથમ દશ ઓવી જોતા માલૂમ પડી આવે છે નાશકના વેદશાસ્ત્રસંપન્ન રા રા ગણેશ શાસ્ત્રી બુવા લેલે, એઓ તે ઓવીઓ જોઈને બોલી ઊઠ્યા હતા કે, 'અહો' આ તો જાણે મહાન પંડિતે રચેલા અનુષ્ટુપ છંદજ છે'' જ્ઞાનેશ્વર મહારાજની અલંકાર શાસ્ત્રમાં નિપુણતાની પણ પુષ્કળ સ્તુતિ કરીને તેમને મરાઠી ભાષાના 'વેદવ્યાસ' તરીકે તેમણે જણાવ્યા હતા

' જ્ઞાનેશ્વરી જેવા અપૂર્વ ગ્રંથની રચના માત્ર પંદર વર્ષ જેટલી સ્વલ્પ વયમાં કરવી, એ એકજ વાર્તા તેના કર્તાની અસાધારણ મહત્તા દર્શાવી આપવાને પૂરતી છે

આ ચરિત્રમાની કેટલીક અમાનુષિક વાતો અધ્યાત્મવિદ્યાના ઊંડા અભ્યાસી અથવા તો શ્રદ્ધાળુ મનુષ્યો સિવાય બીજા વાચકોને કંઈક અતિશયોક્તિવાળી લાગે તો તેનો ઇલાજ નથી મહાન અને લોકમાન્ય સાધુ પુરુષોના ચરિત્રોમાં અમાનુષિક ચમત્કારિક ઘટનાઓ દૃષ્ટિગોચર થતાનીજ ભરતખંડનાજ નહિ પણ અન્ય દેશના, અન્ય ધર્મના સ્થાપકો તથા સંત મહાત્માઓના ચરિત્રોમાં પણ એવી અનેક ઘટનાઓ સમાયેલી જણાશે.

# गीताजी विषे केटलाक विचार

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥

ભાવાર્થઃ–સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા જેવું (પરમપદદાયક) કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાનું શું પ્રયોજન છે? —મહર્ષિ વ્યાસ

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ–" હે અર્જુન ! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારું–પરમાત્માનું પૂજન કર્યું છે, એમ હું સમજીશ."

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કેઃ–"ભગવદ્‌ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે; એટલુંજ નહિ પણ તે મૂર્તિમાન વેદરૂપ હોઇને ઔદાર્યમાં તો વેદથી પણ વધારે છે." જે કોઈ ગીતાગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું. "ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલા ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે."

મહાત્મા બંકિમબાબુ કહે છે કેઃ–" ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું એજ કારણ છે કે, તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ, ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે, કે જેવું સામંજસ્ય બીજા કોઈ પણ ગ્રંથમાં નથીઃ આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય, કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં ને કોઇ પણ કાળે કોઇએ કરી હોય એમ જણાતું નથી. આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે કયાંય નથી."

મહાત્મા થોરોઃ–" પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં, તેનો જેવો બીજો એકે ગ્રંથ હજી સુધી લખાયો નથી. ગીતાની સરખામણીમાં જગતનું હાલનું બીજું બધુંજ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઈ વાર તો એવોજ વિચાર થઇ આવે છે કે, આ તત્ત્વજ્ઞાન કોઇ જુદાજ યુગમાં લખાયલું હોવું જોઇએ. હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

એમર્સનઃ–અમેરિકાનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર ગીતાનું પુસ્તક હંમેશાં પોતાની નજર સામે રાખતો, કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે એમાંનો " सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि " એ શ્લોક

વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ જતું; હૃદય નાચી ઊઠતું અને કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા પુસ્તકને ઈષ્ટદેવની મૂર્તિ સમાન ગણતો.

**લોકમાન્ય તિલક મહારાજ**—"ગીતારહસ્ય"માં લખે છે કે, **"સમસ્ત સંસારના સાહિત્યમાં ગીતાના જેવો કોઈ પણ ગ્રંથ નથી."** એ ઉપરાંત બૌદ્ધોનો ત્રિપીટક અને ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઇબલ સાથે પણ ગીતાની તુલના કરીને તેમણે એજ નિષ્કર્ષ કાઢયો છે કે, "દુઃખી આત્માને શાંતિ આપનાર, આધ્યાત્મિક પૂર્ણદશાની ઓળખાણ આપનાર અને ટૂંકામા ચરાચર જગતનાં ગૂઢ તત્ત્વોને સમજાવનારો ગીતાના જેવો કોઇ ગ્રંથ સમસ્ત વિશ્વની કોઇ ભાષામાં નથી."

"વર્ણનો, આશ્રમનો, જ્ઞાતિનો, દેશનો, સ્ત્રીનો કે શૂદ્રાદિનો ભેદ ન રાખતાં સર્વ કોઇ માટે એકસરખી સદ્દગતિ સમજાવનાર અને ઇતર ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવનાર એવી જે જ્ઞાન, ભક્તિ અને કર્મયુક્ત ગીતા, એ તો સનાતન વૈદિક ધર્મરૂપી વિશાળ વૃક્ષનું એક અત્યંત મધુર અને અમૃતપદને પમાડનારું અમર ફળ છે."

"આ ગીતાધર્મમાં વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયેલો છે, તે સારભૂત નિત્યધર્મને જાણીને કેવળ કર્તવ્ય તરીકેજ સર્વભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારતભૂમિને અલંકૃત કરતા હતા, ત્યારે આ દેશ ઇશ્વરકૃપાને પાત્ર થઈ જ્ઞાનને અનુસરતા ચારિત્ર્ય ઉપરાંત ઐશ્વર્યને પણ શિખરે પહોંચી ચૂકયો હતો; અને જ્યારથી એ બન્ને લોકમાંથી તારનારો તથા પરમ શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથીજ ભારતવાસીઓની દુર્દશા શરૂ થઇ છે."

હિંદુધર્મ અને નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વો જેણે જાણવાં હોય તેણે આ અપૂર્વ ગ્રંથનું અવશ્ય અને પ્રથમ અધ્યયન કરવું જોઇએ; કારણ કે યોગ, સાંખ્ય, ન્યાય, મીમાંસા, ઉપનિષદો, વેદાન્ત વગેરેના રૂપમાં ક્ષરાક્ષર સૃષ્ટિનો તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિચાર કરનારાં પ્રાચીન શાસ્ત્રો યથાશક્ય પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના પ્રચલિત વૈદિક ધર્મના મૂળરૂપ છે; તેજ સ્વરૂપ આ ભગવદ્દગીતામાં પ્રતિપાદન કરેલું છે; અને તેથીજ કહી શકાય કે, **હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિઃસંદેહ સમજાવી શકે એવો ગીતાના જેવો બીજો કોઇ ગ્રંથ સંસ્કૃત વાઙ્મયમાં નથી."**

**ચીની અનુવાદક**—ગીતાનો આ અનુવાદક શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર, એટલો આસક્ત હતો કે તે દરરોજ ત્રણ–ચાર વાર પ્રેમરુદન કરતો. ચીનાઓએ તો એનુંજ નામ "કિપનછો" (કૃષ્ણછો) પાડયું હતું; અને અત્યારે તો ત્યાં એનું મૂળ નામ કોઇ પણ જાણતું નથી.

# ગ્રંથસેવનનો મહિમા

यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાચવા–વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના–લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમા છે?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમા પહોચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલા આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમા શું તફાવત?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી, જે ઘરમાં સારા પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતા મુડદાઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો પણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, "અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે." શું આ માનસવાણી ઓછી કીમતી છે?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે, તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાથી ચાહે તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શુ ન કરવું જોઇએ?"

—સ્વામી વિવેકાનંદ

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે તેમ છે.

કોઈ કોઈ ઉદારાત્મા આ રીતે પણ ધનને કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી; જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવા મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્તે અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્ટે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી–વહેંચાવી શકે અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય, તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે અથવા તો બીજી કાંઈ સારી હજાર–પાંચસો પુસ્તિકાઓની લહાણી કરી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અસરકારક શિખામણો સુખેથી વહેંચી શકાય.




# ज्ञानेश्वरी भगवद्गीता प्रारंभः ॥



# શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા

## અધ્યાય પહેલો—અર્જુનવિષાદયોગ

॥ શ્રીગણેશાય નમઃ ॥

શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું મંગલ

ॐनमोजी आद्या वेदप्रतिपाद्या। जय जय स्वसंवेद्या आत्मरूपा॥

હે ૐકાર ! હે આદિરૂપ ! જેમનું વેદોએ વર્ણન કર્યું છે એવા આપને નમસ્કાર હો. સ્વયં આપજ આપને જાણવાવાળા છો. હે આત્મરૂપ ! આપનો જયજયકાર હો. હું નિવૃત્તિનાથનો દાસ જ્ઞાનદેવ કહું છું તે હે દેવ ! સાંભળો. સર્વ અર્થને અને બુદ્ધિને પ્રકાશ કરવાવાળા ગણેશ આપ છો. આ અખિલ વેદ તે આપની સુંદર મૂર્તિ છે; અને વેદના અક્ષર આપના નિર્દોષ શરીરને શોભાવે છે. સ્મૃતિઓ આપના અવયવો છે; આપના એ વેદરૂપી શરીરના ભાવ જોવામાં આવે તો અર્થની સુંદરતા, એ આપના લાવણ્યની ખાણ છે; અઢાર પુરાણ આપનાં મણિ-ભૂષણ છે, પ્રમેય રત્ન છે અને તત્ત્વવિદ્યા એ કુંદન છે. ઉત્તમ પદલાલિત્ય આપનાં રંગીન વસ્ત્ર છે અને અલંકાર એ ઉજ્જવલ જરીના તાર છે. કાવ્ય અને નાટક કે જે જોતાંજ સાનંદાશ્ચર્ય થાય છે, તે આપની રૂમઝૂમ કરવાવાળી નાની નાની ઘૂઘરીઓ છે અને તેમાં જ અર્થ રહેલાં છે તે તેનો મંજુલ ધ્વનિ છે. અનેક પ્રકારના તત્ત્વાર્થ અને તેની કુશળતાને સારી રીતે જોવામાં આવે, તો તે તત્ત્વાર્થોનાં ઉત્તમ પદ એ કાવ્યાદિ ઘૂઘરીઓની વચમાં ચમકવાવાળાં રત્ન લાગે છે. વ્યાસાદિક ઋષિઓની બુદ્ધિ



# શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા

## અધ્યાય પહેલો—અર્જુનવિષાદયોગ

॥ શ્રીગણેશાય નમઃ ॥

### શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું મંગલ

**ॐनमोजी आद्या वेदप्रतिपाद्या । जय जय स्वसंवेद्या आत्मरूपा ॥**

હે ૐકાર ! હે આદિરૂપ ! જેમનું વેદોએ વર્ણન કર્યું છે એવા આપને નમસ્કાર હો. સ્વયં આપજ આપને જાણવાવાળા છો. હે આત્મરૂપ ! આપનો જયજયકાર હો. હું નિવૃત્તિનાથનો દાસ જ્ઞાનદેવ કહું છું તે હે દેવ ! સાંભળો. સર્વ અર્થને અને બુદ્ધિને પ્રકાશ કરવાવાળા ગણેશ આપ છો. આ અખિલ વેદ તે આપની સુંદર મૂર્તિ છે; અને વેદના અક્ષર આપના નિર્દોષ શરીરને શોભાવે છે. સ્મૃતિઓ આપના અવયવો છે; આપના એ વેદરૂપી શરીરના ભાવ જોવામાં આવે તો અર્થની સુંદરતા, એ આપના લાવણ્યની ખાણ છે; અઢાર પુરાણ આપનાં મણિ-ભૂષણ છે, પ્રમેય રત્ન છે અને તત્ત્વવિદ્યા એ કુંદન છે. ઉત્તમ પદલાલિત્ય આપનાં રંગીન વસ્ત્ર છે અને અલંકાર એ ઉજ્જવલ જરીના તાર છે. કાવ્ય અને નાટક કે જે જોતાંજ સાનંદાશ્ચર્ય થાય છે, તે આપની રૂમઝૂમ કરવાવાળી નાની નાની ઘુઘરીઓ છે અને તેમાં જે અર્થ રહેલો છે તે તેનો મંજુલ ધ્વનિ છે. અનેક પ્રકારના તત્ત્વાર્થ અને તેની કુશળતાને સારી રીતે જોવામાં આવે, તો તે તત્ત્વાર્થોનાં ઉત્તમ પદ એ કાવ્યાદિ ઘુઘરીઓની વચમાં ચમકવાવાળાં રત્ન લાગે છે. વ્યાસાદિક ઋષિઓની

આપની કટિમેખલાને શોભાવે છે અને તેનું તેજ જાણે કટિ-વસ્ત્રના પલ્લવને ઝળકાવી રહ્યું છે. પટ્શાસ્ત્રો છ હાથરૂપ છે અને તેમના ભિન્ન ભિન્ન અભિપ્રાયો એ પૃથક્ પૃથક્ હસ્તમાંનાં નિરનિરાળાં આયુધોરૂપ છે. તર્કશાસ્ત્ર ફરસીરૂપ છે, ન્યાયશાસ્ત્ર અંકુશરૂપ છે અને વેદાંતશાસ્ત્ર એ ઉત્તમ રસયુક્ત મોદકરૂપે શોભે છે. વાર્તિકકારનાં વ્યાખ્યાનોથી પોતાની મેળેજ ખંડિત થયેલો બૌદ્ધ મત તે જાણે એક હાથમાં ખંડિત દાંત હોય તેની પેઠે શોભે છે; અને કલ્યાણકારક, વરદાયક જે હસ્ત તે સત્કારવાદ કિંવા બ્રહ્મવાદરૂપે છે. જેથી ધર્મ તથા પ્રતિષ્ઠાની સ્થાપના થાય છે તે એ મૂર્તિનો અભય હસ્ત છે; જેમાં કેવળ મહાસુખરૂપ પરમાનંદ ભરેલો છે, એવો જે અતિ નિર્મળ વિવેક, તે સીધી સૂંઢરૂપે છે; તેમજ ઉત્તમ સંવાદ એ સીધા શુભ્ર દાંત છે. જ્ઞાન-દૃષ્ટિ એ સૂક્ષ્મ નેત્રરૂપ છે; પૂર્વ અને ઉત્તરમીમાંસા કાનને ઠેકાણે શોભે છે; બોધામૃત ગંડસ્થળમાંથી નીકળતા મદરૂપ છે અને તેનું સેવન કરનારા મુનિઓ ભ્રમરરૂપે છે. એકજ તાત્પર્યવાળા દ્વૈત તથા અદ્વૈત સિદ્ધાંત ગંડસ્થળને ઠેકાણે શોભે છે અને તેમાંના તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પ્રમેયો, તે એ ગંડસ્થળ પરનાં પરવાળાં-રૂપે દીપે છે. જ્ઞાનમકરંદથી પરિપૂર્ણ એવાં ઉપનિષદો આ ગંડસ્થળ પરનાં પ્રફુલ્લ સુગંધી પુષ્પોની સમાન છે. ૐકારમાંનો અકાર એ બે ચરણ છે, ઉકાર એ વિશાળ ઉદર છે અને મકાર એ સર્વ અવયવોમાં શ્રેષ્ઠ મસ્તકરૂપે છે. એ ત્રણે એકત્ર થતાં તેમાં શબ્દબ્રહ્મનો સમાવેશ થઈ ૐકારનું સ્વરૂપ બન્યું, તે આદિ-બીજને હું શ્રીગુરુકૃપાથી નમસ્કાર કરું છું. (૨૦)

હવે અપૂર્વ વાણીમાં વિહાર કરનારી, ચાતુર્ય, અર્થ અને કળાની સ્વામિની અને વિશ્વને સુખ કરનારી શ્રીસરસ્વતી-દેવીને હું નમસ્કાર કરું છું. હૃદયમાં સદાય વાસ કરનાર સદ્-ગુરુની કૃપાથીજ હું સંસારરૂપી મહાપૂરમાંથી બહાર નીકળ્યો છું અને વિવેક ઉપર મારી વિશેષ પ્રીતિ ચોંટી છે. જે પ્રમાણે આંખમાં અમુક અંજન આંજતાં ભૂમિગત દ્રવ્યોની શોધ લાગે

છે, કિંવા ચિંતામણિ હસ્તગત થતાં જે પ્રમાણે સદાય મનના સર્વ મનોરથ પરિપૂર્ણ થાય છે, તે પ્રમાણે શ્રીગુરુ નિવૃત્તિનાથની કૃપાથી મારી (જ્ઞાનેશ્વરની) સર્વ ઇચ્છાઓ હંમેશાં સફળ થાય છે. માટે શાણા હોય તેમણે શ્રીગુરુની સેવા કરવી, જેથી તેમના મનની સર્વ કામના સિદ્ધ થશે. જે રીતે વૃક્ષના મૂળમાં જલ-સિંચન કરવાથી શાખા અને પાંદડાં આપોઆપ વિકાસ પામે છે, કિંવા સર્વ તીર્થનું ફળ માત્ર એક સમુદ્રમાં સ્નાન કરવાથી મળે છે, અથવા અમૃતરસનું સેવન કરવાથી સર્વ રસોનું સેવન કર્યા બરાબર થાય છે, તેવીજ રીતે ઇચ્છિત કામના પૂર્ણ કર-નારા જે શ્રીગુરુ તેમને હું પુનઃ પુનઃ અભિવંદન કરું છું. (૨૭)

હવે સર્વ કૌતુક ઉત્પન્ન કરનારી અથવા વિચારરૂપ વૃક્ષો-નાં અપૂર્વ ઉપવન જેવી ગહન કથા શ્રવણ કરો. આ કથા સર્વ-સુખદાયક તથા સર્વાર્થસિદ્ધિદાયક મહાન ભંડાર કિંવા નવ-રસપ્રપૂર્ણ અમૃતસિંધુજ છે; તે મોક્ષનું સ્થાન છે, સર્વ વિદ્યાનું મૂળ છે; કિંબહુના, સર્વ શાસ્ત્રો તેનાજ આશ્રયે છે. તે સર્વ ધર્મનું મૂળ, સજ્જનોનો આત્મા અને સરસ્વતીના લાવણ્ય રત્નનો ભંડાર છે; કિંવા સાક્ષાત્ સરસ્વતી શ્રીવ્યાસના મસ્તિ-ષ્કમાં પ્રવેશી કથાનું મિષ કરી આ ત્રિભુવનમાં પ્રકટ થયાં છે. માટે આ કથા સર્વ કાવ્યોનો રાજા અને સર્વ ગ્રંથોનો નેતા છે; અને આ કથામાંથીજ નવ રસને વિશેષ પોષણ તથા શોભા મળ્યાં છે. આ કથાથી શબ્દરૂપી લક્ષ્મીને શાસ્ત્રીયત્વ પ્રાપ્ત થયું છે અને આત્મબોધમાં દ્વિગુણ કોમળતા આવી છે. આ કથાથી ચાતુર્યમાં ડહાપણની, તત્ત્વાર્થમાં આસ્વાદની અને સુખમાં સૌભાગ્યની વૃદ્ધિ થઈ છે. માધુર્યની મધુરતા, શૃંગારની સું-દરતા અને યોગ્ય વસ્તુની શ્રેષ્ઠતા, આ કથામાં ઉત્તમ રીતે દેખાય છે. આ કથાથી કળા અને કૌશલ્યની પ્રાપ્તિ થઈ તથા પુણ્યનો પ્રતાપ અધિક વૃદ્ધિને પામ્યો. આ કથા વડેજ જનમે-જયના બ્રહ્મહત્યાના દોષ નિર્મૂળ થયા; અને ક્ષણભર સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જણાય છે કે, આ કથાથીજ શૃંગારાદિ રસોને વિશેષ શોભા અને ગુણોને સદ્‌ગુણોનું વિશેષ સામર્થ્ય પ્રાપ્ત

થયું. જેમ સૂર્યોદય થતાંજ ત્રિલોક પર પ્રકાશ પડે છે, તેમ વ્યાસના મુખમાંથી આ કથા નીકળતાંજ સર્વ જગત પ્રકાશિત થઈ શોભવા લાગ્યું; કિંવા ઉત્તમ ક્ષેત્રમાં વાવેલું બીજ જેમ સહેલાઇથી વિસ્તારને પામે છે, તેમ આ ભારતની કથામાં સર્વ વિષયો વિસ્તારપૂર્વક શોભી રહ્યા છે. જેમ નગરમાં વાસ કરવાથી મનુષ્ય ચતુર બને છે, તેમ વ્યાસમુનિની વાણીના પ્રકાશથી સર્વ જગત જ્ઞાનમય બની ગયું છે. જેમ યૌવનકાળમાં સ્ત્રીના શરીરમાં લાવણ્ય વિશેષ ખીલી રહે છે, જેમ વસંતઋતુનું આગમન થતાં બગીચામાં પ્રથમ કરતાં કંઇ ઓરજ વનશ્રી ખીલી ઊઠે છે, જેમ સુવર્ણની લગડી દેખાવમાં સાધારણ લાગે છે પરંતુ તેના અલંકાર બન્યા પછી તેની શોભા ઓરજ જણાય છે; તેમજ શ્રીવ્યાસમુનિનાં વચનોથી અલંકૃત બનવાને કારણે આ કથાને અતિશય ઉત્તમતા પ્રાપ્ત થઈ છે. ઇતિહાસે પણ તેનો આશ્રય લીધો; એટલુંજ નહિ પણ પ્રતિષ્ઠા મેળવવાના હેતુથી સર્વ પુરાણોએ નમ્રભાવે આ મહાભારતના આખ્યાનમાં પ્રવેશ કરી, જગતમાં પ્રસિદ્ધિ મેળવી છે. એટલા માટેજ એમ કહેવાયું છે કે, "**જે વાત મહાભારતમાં નથી તે ત્રિલોકમાં નથી**" અને "**ત્રિજગત એ વ્યાસનું ઉચ્છિષ્ટ છે.**" જગતમાં આવી સુરસ કથા કે જે પરમાર્થના મહાન સાધનરૂપ છે, તે મુનિ વૈશંપાયને રાજા જનમેજયને કહી છે. તે અદ્વિતીય, ઉત્તમ, પવિત્ર, અનુપમ અને અતિ કલ્યાણકારક કથા સાંભળો.

ભારત એ એક કમળ છે અને શ્રીભગવાને પોતે અર્જુનને કહેલો ગીતાવિષય તેમાંનો પુષ્પરેણુ છે; અથવા વ્યાસે વેદરૂપ સમુદ્રનું બુદ્ધિરૂપ રવૈયાથી મંથન કરી તેમાંથી ગીતારૂપી અનુપમ નવનીત (માખણ) કાઢયું છે. એ માખણને જ્ઞાનરૂપી અગ્નિની વિચારરૂપી મંદ ઝાળ આપી ઉકાળવામાં આવતાં તેનું ઉત્તમ ઘી બન્યું છે. વૈરાગ્યવાન સદાસર્વદા જેવી ઇચ્છા કરે છે, સંતો નિત્ય જેનું સેવન કરે છે અને બ્રહ્મનિષ્ઠ સુધ્ધાં જેમાં વિહાર કરે છે, જે ભક્તોને શ્રવણ કરવા યોગ્ય અને સર્વ

જગતને પરમપૂજ્ય છે, તે કથાનો ભીષ્મપર્વમાં નિર્દેશ કરવામાં આવ્યો છે. તેને 'ભગવદ્ગીતા' કહે છે. બ્રહ્મા અને શંકર પણ તેની સ્તુતિ કરે છે અને સનકાદિક અતિ આદરથી તેનું સેવન કરે છે. જે પ્રમાણે ચકોર પક્ષીનાં બચ્ચાંઓ શરદ્પૂર્ણિમાં ચંદ્રપ્રકાશના કુમળા કુમળા અમૃતકણોનું ઉલ્લસિત ચિત્તે પ્રાશન કરે છે, તેજ પ્રમાણે શ્રોતાએ ચિત્તની એકાગ્રતા કરી આ ભગવદ્ગીતા શ્રવણ કરવી. આ ગીતામાંના જ્ઞાનનો મૌનપૂર્વક વિચાર કરવો, ઇન્દ્રિયોને વશ રાખી તેનો અનુભવ લેવો અને તેનું રહસ્ય સમજી લેવું. જે પ્રમાણે ભ્રમર કમલદલને જાણવા ન દેતાં તેમાંના પુષ્પરેણુનું સેવન કરે છે, તે પ્રમાણે આ ગ્રંથનું તાત્પર્ય ગ્રહણ કરવું. ચંદ્રપ્રકાશ થતાંની સાથેજ કમલિની વિકસિત થઇ પોતાનું સ્થાન છોડ્યા સિવાયજ જેમ ચંદ્રને પ્રીતિપૂર્વક આલિંગન દેવાનું સુખ લે છે, તેમ ગાંભીર્યથી જેનું મન સ્થિર થયુ છે એવો મનુષ્ય સહજેજ આ કથાનું રહસ્ય અનુભવે છે. અરે! જે શ્રોતાઓ અર્જુનના જેવી યોગ્યતા ધરાવતા હોય, તેવા સતો કૃપા કરી મારા કહેવા તરફ લક્ષ આપશો. હું આ પ્રમાણે નિર્ભયતાથી જે કંઈ કહું છું અને વિનંતિ કરું છું તેનું કારણ એ છે કે, હે પ્રભુ! આપનું હૃદય ગંભીર છે. જેમ માતાપિતાનો સ્વભાવજ એવો હોય છે કે, બાળકના બોબડાતોતડા શબ્દોથી પણ સંતુષ્ટ બને છે, તેજ પ્રમાણે સજ્જનોએ મારો અંગીકાર કર્યો છે અને મને પોતાનો ગણ્યો છે અને તેથી કરીને હવે મારી 'ખામીઓની ક્ષમા કરશો' એવી પ્રાર્થના કરવાની પણ શી આવશ્યકતા છે? મારો અપરાધ તો બીજોજ છે અને તે એ કે, હું ગીતાના અર્થ સ્પષ્ટ કરવા ઇચ્છું છું અને આપને તે સાંભળવાની પ્રાર્થના કરું છું. એ કાર્ય કેટલું કઠિન છે તેનો વિચાર કર્યા વગરજ એ કાર્ય કરવાનું વ્યર્થ ધૈર્ય મને ઉત્પન્ન થયુ છે. બાકી સૂર્યના પ્રકાશઆગળ ખદ્યોતનો તે શો હિસાબ? ટિટોડો જેમ પોતાની ચાંચથી સમુદ્ર ખાલી કરવા તત્પર થયો હતો, તેમ હું પણ ગીતાનું મહત્ત્વ નહિ જાણતો હોવા છતાં

તેનો અર્થ કરવાને તૈયાર થયો છું. સાંભળો, આકાશને ઢાંકી દેવું હોય તો આકાશથી વિશેષ મોટા થવુંજ જોઇએ અને એ દષ્ટિથી વિચાર કરતાં આ કામ અશક્યજ લાગે છે. ગીતાર્થની મહત્તાનું સ્વયં શંકરે વર્ણન કર્યું, ત્યારે શ્રીપાર્વતીજીએ કુતૂહલતાપૂર્વક પ્રશ્ન કરતાં શ્રીમહાદેવે કહ્યું હતું કે, "હે દેવિ! જેમ તમારું સ્વરૂપ હંમેશ નવીનજ જણાય છે, તેમ ગીતાતત્ત્વ પણ સદા નવીનજ છે." જેની યોગનિદ્રામાંથી વેદ પ્રકટ થયો છે, તે સર્વેશ્વરે પોતે જાગ્રત અવસ્થામાં આ ગીતાનું કથન કર્યું છે. આવી અગાધ ગીતા આગળ વેદ પણ સ્તબ્ધ બની જાય, ત્યાં હું એક ક્ષુદ્ર મતિમંદ તરણા જેવોજ છું. એ અપાર ગીતાર્થનો પાર શી રીતે પામી શકાય? સૂર્યના તેજને કોણ ઉજ્જ્વલ બનાવી શકે તેમ છે? મચ્છરની મૂઠીમાં ગગન શી રીતે સમાઇ શકે? પરંતુ આ સંબંધમાં મને એક આધાર પ્રાપ્ત થયેલો હોવાથીજ હું બોલવાનું ધૈર્ય ધારી રહ્યો છું. શ્રીગુરુ મને અનુકૂળ છે, નહિ તો હું તો મૂર્ખજ છું. જો કે મેં અવિવેક કર્યો છે, તથાપિ આપ સંતોની કૃપાજ્યોતિ તો પ્રકાશિત છે ને? પારસમણિમાં લોખંડને સુવર્ણ બનાવવાનું સામર્થ્ય રહેલું છુ; મૃત મનુષ્યને પણ અમૃતસિદ્ધિથી જીવનલાભ મળે છે; અને સરસ્વતીની કૃપા થાય તો મૂંગાને પણ વાણી પ્રાપ્ત થાય છે, એમાં શું આશ્ચર્ય છે? એ તો વસ્તુની સ્વાભાવિકજ શક્તિ છે. કિંવા જેની માતાજ કામધેનુ હોય તેને સારુ આ જગતમાં દુર્લભ જેવું શું હોય? આમ હોવાથીજ હું આ ગ્રંથનું વિવરણ કરવાનું સાહસ કરું છું. એમાં જે કંઈ ન્યૂનતા લાગે તે પૂરી કરી લેશો અને અધિક જણાય તે ત્યજી દેશો, એવી આપને હું વિનંતિ કરું છું. આપ મને જેવી શક્તિ આપશો, તેવુંજ હું બોલીશ. જેમ કાષ્ઠપૂતળી સૂત્રધાર નચાવે તેમજ નાચે છે, તેમ હું આપ સાધુજનોનો અનુગ્રહિત હોઈને આજ્ઞાને લીધે આ કાર્યમાં પ્રવૃત્ત થતો હોવાથી, આપ આપની ઇચ્છાનુસારજ મને આ કાર્યમાં ચલાવશો.

આ પ્રમાણે સાંભળીને શ્રીગુરુ નિવૃત્તિનાથે કહ્યું કે, "આવું કહેવાની કંઈજ આવશ્યકતા નથી. તું ગ્રંથ તરફજ લક્ષ્ય આપ." આવું વચન સાંભળી નિવૃત્તિનાથના દાસ શ્રીજ્ઞાનદેવ અત્યંત આનંદિત બની બોલ્યા કે, હવે શાંતચિત્તે શ્રવણ કરો. (૮૪)

॥ धृतराष्ट्र उवाच ॥ ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ—

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

શ્લોકાર્થઃ—હે સંજય! ધર્મક્ષેત્ર એવા કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી એકત્ર થયેલા મારા અને પાંડુના પુત્રોએ પછી શું કર્યું ? (૧)

ટીકાઃ—પુત્રપ્રેમથી મોહિત બની ધૃતરાષ્ટ્ર પૂછવા લાગ્યા કે, હે સંજય! કુરુક્ષેત્રનું વૃત્તાંત કહી સંભળાવો. (૮૫)

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥
पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

શ્લોકાર્થઃ—પાંડવસૈન્યની વ્યૂહરચના જોઈ દુર્યોધન, રાજા દ્રોણાચાર્યની નિકટ જઈ તેમને કહેવા લાગ્યો કે, હે ગુરુદેવ! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને કરેલી પાંડવની પ્રચંડ સેનાની આ વ્યૂહરચના જુઓ. (૨,૩)

ટીકાઃ—સંજય બોલ્યોઃ જે પ્રમાણે મહાપ્રલયને વખતે કાળ પોતાનું પ્રચંડ મુખ પહોળું કરીને સર્વ વસ્તુઓને ગ્રસવાને તત્પર થઇ રહ્યો હોય છે, તે પ્રમાણેજ પાંડવોનું સર્વ સૈન્ય ખળભળાટ કરી રહ્યું છે. આ પ્રકારે પાંડવોનું સર્વ સૈન્ય તૈયાર થઈ ઊભું છે. તેને કોણ રોકનાર છે? જે પ્રમાણે કાળકૂટ વિષ ઊછળતાં તેનું શમન થઈ શકતું નથી, કિંવા વડવાનલ પ્રજ્વલિત થઇને પ્રલયના વાયુનું જોર થતાં તે સમુદ્રમાંના પાણીનું શોષણ કરી

આકાશપર્યંત પ્રદીપ્ત થાય છે, તે પ્રમાણે પાંડવોનું ભયંકર સૈન્ય નાના પ્રકારની વ્યૂહરચનાથી તૈયાર કરેલું હોવાથી, અત્યંત ભયંકર લાગતું હતું; પરંતુ જેમ ગજસમૂહને નીરખી સિંહ તેને તુચ્છ સમજે છે, તેમ દુર્યોધને પાંડવોના સૈન્યને તુચ્છ માન્યું. પછી તે દ્રોણાચાર્યની પાસે જઈ બોલ્યો કે, પાંડવોનું સૈન્ય કેવું ઊછળી રહ્યું છે તે તો જુઓ! બુદ્ધિમાન દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને એ સૈન્યની એવી ચમત્કારિક સરસ રચના કરી છે કે, તે હાલતાચાલતા ડુંગરીગઢ જેવું લાગે છે. તમે ધૃષ્ટદ્યુમ્નને વિદ્યાનો ભંડાર બનાવ્યો છે, તેણે આ સૈન્યરૂપી સમુદ્રને વિસ્તાર્યો છે, તે જુઓ!

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

શ્લોકાર્થઃ--એ સેનામાં મોટાં ધનુષ્યો ધારણ કરનારા તથા યુદ્ધમાં ભીમ અને અર્જુનના જેવા પરાક્રમી યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ છે. (૪)

ટીકાઃ--તદુપરાંત, શસ્ત્ર-અસ્ત્રમાં પ્રવીણ અને ક્ષાત્રધર્મમાં નિપુણ એવા અનેક મહાન યોદ્ધાઓ છે કે, જેઓ યોગ્યતા અને પુરુષાર્થમાં ભીમ તથા અર્જુન સમાન છે. મહાયોદ્ધાઓમાં યુયુધાન, વિરાટ રાજા અને મહારથીશ્રેષ્ઠ દ્રુપદ પણ છે.

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

શ્લોકાર્થઃ--ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશિરાજ, પુરુજિત્, કુંતિભોજ તથા નરશ્રેષ્ઠ શૈબ્ય (૫) શૂરવીર યુધામન્યુ અને પરાક્રમી ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રો; એ સર્વ મહારથીઓ છે. (૬)

ટીકાઃ--જુઓ, આ ચેકિતાન, ધૃષ્ટકેતુ, પરાક્રમી કાશિરાજ, નૃપશ્રેષ્ઠ ઉત્તમૌજા તથા શૈબ્ય પણ આવેલા છે. આ કુંતિ-

ભોજને જુઓ. પણે પેલો યુધામન્યુ દેખાય છે તથા આ પુરુજિત્ આદિ રાજાઓ આવ્યા છે તેમને જુઓ. (૧૦૦) દુર્યોધન કહે છે કે, અહો દ્રોણાચાર્ય ! સુભદ્રાના અંતઃકરણને આહ્લાદ આપનારા પેલા અભિમન્યુને જુઓ. વળી આ દ્રૌપદીના પુત્રો સર્વે મહારથી છે તે જુઓ. અહો ! અગણિત વીર યોદ્ધાઓ અત્રે એકત્રિત થયા છે.

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥**
**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।**
**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥**

શ્લોકાર્થ:–અહો દ્વિજશ્રેષ્ઠ! હવે આપણા સૈન્યમાં જે મુખ્ય મુખ્ય સેનાપતિ છે તેમનાં નામો પણ આપની જાણ માટે કહી બતાવું છું, તે શ્રવણ કરો. (૭) પ્રથમ તો આપ પોતે, પછી ભીષ્મ, કર્ણ, રણવિજયી કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને સૌમદત્તિ (ભૂરિશ્રવા); (૮)

ટીકા:–હવે આપણા સૈન્યમાં આપ અને બીજા મહાવીર છે તેમાંથી મુખ્ય મુખ્યનાં નામો કહું છું, તે સાંભળો. શૌર્યમાં અને બળમાં પ્રત્યક્ષ સૂર્યસમાન એવા ગંગાનંદન ભીષ્મ, શત્રુરૂપી હસ્તીને સાક્ષાત્ સિંહવત્ ભાસનાર પરાક્રમી કર્ણ, આવા એકાદ યોદ્ધાના મનમાં પણ એવો વિચાર આવે કે, આ વિશ્વનો સંહાર કરવો છે તો અવશ્ય તેનો વિઘાત કરી નાખે. દૂર શા માટે જવું ? માત્ર કૃપાચાર્યનેજ જુઓને ! શું આ કાર્યને માટે તેઓજ બસ નથી ? પેલો ઊભો વિકર્ણ વીર અને તેથી થોડે દૂર ઊભેલા અશ્વત્થામાને જુઓ; પ્રત્યક્ષ કાળને પણ તેમનો ડર લાગે છે. યુદ્ધમાં સદૈવ વિજય મેળવનારો સૌમદત્તિ તેમજ (૭)

**अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः।**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥**

શ્લોકાર્થ:–એ સિવાય પણ ઘણા વીરો મારા માટે જીવન પર ઉદાર થયા છે. એ સર્વે યોદ્ધાઓ નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો ધારણ કરનારા અને યુદ્ધકળામાં કુશળ છે. (૯)

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥ ११ ॥**

**શ્લોકાર્થ**:—તમે સર્વ નિયુક્ત કરેલી પોતપોતાની જગ્યાએ ઊભા રહી ભીષ્મપિતાનુંજ ચોતરફથી રક્ષણ કરો. (૧૧)

**ટીકા**:—ત્યારપછી ફરી ફરીને તે સર્વ સેનાપતિઓ પ્રત્યે બોલ્યો કે, તમે પોતપોતાનું સૈન્ય સજ્જ કરો. જેના તાબામાં અક્ષૌહિણી સૈન્ય હોય તેણે પોતપોતાના સૈન્યના મુખ આગળ જઈને ઊભા રહેવું. જે મહારથી હોય તેણે પોતાનું સૈન્ય વહેંચી દેવું; અને સર્વે જણે ભીષ્મપિતાની આજ્ઞામાં રહેવું. પછી તે દ્રોણાચાર્ય પ્રત્યે બોલ્યો કે, તમે સર્વ સૈન્ય પર દેખરેખ રાખો; વળી આ ભીષ્મને મારા જેવાજ ગણી તેમનું રક્ષણ કરજો; કારણ કે આપણા સર્વ સૈન્યનો આધાર તેમના પરજ છે. (૨૪)

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**
**सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥**

**શ્લોકાર્થ**:—પછી દુર્યોધનના મનમાં હર્ષ ઉત્પન્ન કરવાને માટે, કુરુકુળમાંના વૃદ્ધ અને મહાપ્રતાપી ભીષ્મપિતાએ સિંહની પેઠે ગર્જના કરીને પ્રચંડ સાદે શંખ વગાડ્યો. (૧૨)

**ટીકા**:—રાજા દુર્યોધનનું ભાષણ સાંભળી ભીષ્મને ઘણો સંતોષ થયો થયો અને તેમણે સિંહનાદ કર્યો. આ નાદનો બન્ને સૈન્યમાં પ્રતિધ્વનિ થયો અને તેના પ્રતિધ્વનિએ નભોમંડળ ગજાવી મૂક્યું. તે પ્રતિધ્વનિ થયો એટલામાંજ ભીષ્મે વીરવૃત્તિથી ઉશ્કેરાઈને પોતાનો દિવ્ય શંખ વગાડયો. આ બન્ને નાદ એકઠા થયા એટલે જાણે આકાશમંડળ પૃથ્વી પર તૂટી પડશે કે શું, એવો ભાસ થઈ ત્રૈલોક્યના જીવોને ભીતિ લાગવા માંડી. ગગનમંડળમાં પ્રચંડ ગર્જનાઓ થવા લાગી, સમુદ્રો ઉછાળા મારવા લાગ્યા અને તમામ જગત ગભરાઈ જઈ ...ગ્યું. આ મહાનાદનો પ્રતિધ્વનિ પર્વતની ગુફામાં ... અને તે સૈન્યમાં રણવાદ્યો વાગવા લાગ્યાં.

**... भेर्यश्च पणवानकगोमुखाः ।**
**...ऽभ्यंत ... मुलोऽभवत् ॥ १३ ॥**

ટીકાઃ—જેમના શૌર્યનો પાર બ્રહ્મદેવ પણ ન પામી શકે એવા અન્ય પણ પુષ્કળ વીરો છે. આ યોદ્ધાઓ શસ્ત્રવિદ્યામાં નિપુણ છે અને અસ્ત્રવિદ્યાના તો સાક્ષાત અવતારજ છે. વધુ શું કહું? એમને લીધેજ અસ્ત્રવિદ્યા જગતમાં આટલી પ્રસિદ્ધિ પામી છે. આખા જગતમાં એમની બરાબરી કરી શકે એવા બીજા યોદ્ધા નથી તો પણ તેમણે મારોજ પક્ષ સ્વીકાર્યો છે. જેમ પતિવ્રતા સ્ત્રીનું મન કેવળ પતિચિંતનમાંજ હોય છે, તેમ આ સર્વ યોદ્ધાઓનું ધ્યાન મારા વિજયમાંજ લાગેલું છે. તેઓ એટલા તો નિઃસીમ સ્વામીભક્ત છે કે આપણા કાર્યને માટે તેઓ પોતાના પ્રાણને પણ તુચ્છ સમજે છે. એઓ યુદ્ધકળામાં પૂર્ણ નિષ્ણાત અને કીર્તિ પામેલા વીર યોદ્ધાઓ છે. વધારે તે શું બોલે? આ પ્રમાણે આપણા સૈન્યમાં સર્વોપરિ પરાક્રમી એટલા બધા યોદ્ધાઓ છે કે, તેમની ગણના કરવી અશક્ય છે.

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

શ્લોકાર્થઃ—ભીષ્મપિતાએ જેનું સંરક્ષણ કર્યું છે એવું આપણું સૈન્ય અપરિમિત (અગણિત) છે અને ભીમદ્વારા સંરક્ષિત થયેલું પાંડવોનું સૈન્ય પરિમિત છે. (૧૦)

ટીકાઃ—સર્વ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ અને યોદ્ધાઓમાં પ્રતાપી એવા જ ભીષ્મપિતા તેમની પાસે આ સર્વ સૈન્યનું આધિપત્ય છે. તેમણે આ સૈન્યની વ્યૂહરચના એવી તો સરસ કરી છે કે, જાણે કિલ્લાજ ન બાંધ્યા હોય! સમુદ્ર તરીને પાર જવું, એ કોને દુસ્તર દેખાતું નથી? તેમાં વળી વડવાનલની સહાય મળે, કિંવા પ્રલયકાળના અગ્નિને મહાવાયુની સહાયતા પ્રાપ્ત થાય એટલે પછી બાકીજ શું રહે? એજ પ્રમાણે આપણા સૈન્યને ભીષ્મની સહાય છે. એટલે તો પછી આપણા સૈન્યની સામે કોણ યુદ્ધ કરી શકશે? આપણા આવા સૈન્યની આગળ પાંડવોનું સૈન્ય ખરેખર તદ્દન તુચ્છ છે અને તેમાં વળી તેણે નાદાન ભીમસેનનું આધિપત્ય સ્વીકાર્યું છે. આટલું બોલી દુર્યોધન ચૂપ રહ્યો.

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥ ११ ॥

શ્લોકાર્થઃ—તમે સર્વ નિયુક્ત કરેલી પોતપોતાની જગ્યાએ ઊભા રહી ભીષ્મપિતાનુંજ ચોતરફથી રક્ષણ કરો. (૧૧)

ટીકાઃ—ત્યારપછી ફરી ફરીને તે સર્વ સેનાપતિઓ પ્રત્યે બોલ્યો કે, તમે પોતપોતાનું સૈન્ય સજ્જ કરો. જેના તાબામાં અક્ષૌહિણી સૈન્ય હોય તેણે પોતપોતાના સૈન્યના મુખ આગળ જઈને ઊભા રહેવું. જે મહારથી હોય તેણે પોતાનું સૈન્ય વહેંચી દેવું; અને સર્વે જણે ભીષ્મપિતાની આજ્ઞામાં રહેવું. પછી તે દ્રોણાચાર્ય પ્રત્યે બોલ્યો કે, તમે સર્વ સૈન્ય પર દેખરેખ રાખો; વળી આ ભીષ્મને મારા જેવાજ ગણી તેમનું રક્ષણ કરજો; કારણ કે આપણા સર્વ સૈન્યનો આધાર તેમના પરજ છે. (૨૪)

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

શ્લોકાર્થઃ—પછી દુર્યોધનના મનમાં હર્ષ ઉત્પન્ન કરવાને માટે, કુરુકુળમાંના વૃદ્ધ અને મહાપ્રતાપી ભીષ્મપિતાએ સિંહની પેઠે ગર્જના કરીને પ્રચંડ સાદે શંખ વગાડ્યો. (૧૨)

ટીકાઃ—રાજા દુર્યોધનનું ભાષણ સાંભળી ભીષ્મને ઘણો સંતોષ થયો થયો અને તેમણે સિંહનાદ કર્યો. આ નાદનો બન્ને સૈન્યમાં પ્રતિધ્વનિ થયો અને તેના પ્રતિધ્વનિએ નભોમંડળ ગજાવી મૂક્યું. તે પ્રતિધ્વનિ થયો એટલામાંજ ભીષ્મે વીરવૃત્તિથી ઉશ્કેરાઈને પોતાનો દિવ્ય શંખ વગાડ્યો. આ બન્ને નાદ એકઠા થયા એટલે જાણે આકાશમંડળ પૃથ્વી પર તૂટી પડશે કે શું, એવો ભાસ થઈ ત્રૈલોક્યના જીવોને ભીતિ લાગવા માંડી. ગગનમંડળમાં પ્રચંડ ગર્જનાઓ થવા લાગી, સમુદ્રો ઉછાળા મારવા લાગ્યા અને તમામ જગત ગભરાઈ જઈ કંપવા લાગ્યું. આ મહાનાદનો પ્રતિધ્વનિ પર્વતની ગુફામાં થવા લાગ્યો અને તે સૈન્યમાં રણવાદ્યો વાગવા લાગ્યાં.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

શ્લોકાર્થઃ—ત્યારપછી ઇતર યોદ્ધાઓએ શંખો, નોબત ડંકા, મૃદંગ તથા ગોમુખ ઇત્યાદિ રણવાદ્યો એકદમ વગાડયાં અને તેથી પ્રચંડ ધ્વનિ ઉત્પન્ન થયો. (૧૩)

ટીકાઃ—નાના પ્રકારનાં વાદ્યોનો ધ્વનિ એટલો તો કર્કશ અને ભયંકર હતો કે, મહાબળવાન માણસોને પણ પ્રલયનો ભાસ લાગવા માંડયો. નોબત, ભેરી, નિશાન, માંદળ, શંખ, ઝાંઝ, તતૂડી ઇત્યાદિ અનેક રણવાદ્યોનો અવાજ અને યોદ્ધાઓનો રણકલ્લોલ શરૂ થયો. કોઇ આવેશથી ભુજા ઠોકવા લાગ્યા, કોઈ એકબીજાનાં નામ લઇ મોટેથી હાંક મારવા લાગ્યા અને મદોન્મત્ત હસ્તીની પેઠે આમતેમ દોડવા લાગ્યા. ત્યાં કાયરોની તો વાતજ શી પૂછવી? તેઓ તો જાણે ક્ષુદ્ર તૃણની પેઠેજ ઊડી ગયા. યમ સુધ્ધાંને પણ ભીતિ લાગી, તેથી તે પણ તે તરફથી જાણે મુખ ફેરવતો હોય તેમ જણાયું. કેટલાકના તો ઊભા ઊભાજ જીવ ગયા, ભલભલાના દાંત બંધાઈ ગયા અને નામાંકિત યોદ્ધાઓને પણ કંપારી છૂટી. આ પ્રચંડ વાદ્યધ્વનિ સાંભળી બ્રહ્મદેવ સુધ્ધાં વ્યાકુળ થયા અને ઇંદ્રાદિ દેવો તો "આજેજ પ્રલયકાળ આવ્યો કે શું?" એમજ બોલવા લાગ્યા.

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥
पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥
अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

શ્લોકાર્થઃ—ત્યાર પછી જેને શુભ્ર અશ્વો જોડવામાં આવ્યા હતા એવા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને દિવ્ય શંખો ફૂંકયા. (૧૪) શ્રીકૃષ્ણે 'પાંચજન્ય' નામનો, અર્જુને 'દેવદત્ત' નામનો અને અતિસાહસિક કાર્ય કરનાર ભીમસેને 'પૌંડ્ર' નામનો શંખ વગાડયો. (૧૫) કુંતીપુત્ર ધર્મરાજ, નકુલ તથા સહદેવે (ક્રમશઃ) 'અનંતવિજય', 'સુઘોષ' અને 'મણિપુષ્પક' નામના શંખો વગાડ્યા. (૧૬)

**ટીકાઃ**–આ પ્રમાણે સ્વર્ગલોકમાં પણ ગભરાટ છૂટ્યો. હવે આ તરફ પાંડવસૈન્યમાં શું થયું તે સાંભળો. જે વિજયનું પ્રત્યક્ષ પિયેર અને તેજનો કેવળ ભંડાર છે, જેને ગરુડના જેવા વેગવાળા ચાર અશ્વો ખેંચે છે; અને જે જાણે મેરુપર્વતને પાંખ આવી ન હોય તેવો શોભે છે, એવા શ્રેષ્ઠ રથની પ્રભાથી દસે દિશાઓ ઝળકી રહી હતી. જે રથ પર સાક્ષાત્ વૈકુંઠાધિપતિ સારથિ હતા, તે રથનું વર્ણન કોનાથી થઇ શકે? સાક્ષાત્ શંકર સમાન હનુમાન તેના ધ્વજસ્તંભ પર વિરાજતા હતા અને ભગવાન શ્રીકૃષ્ણ તે રથના સારથિ હતા. તે પ્રભુનો અદ્દ્ભુત ભક્તપ્રેમ તો જુઓ! કેવા પોતાના ભક્ત અર્જુનનું સારથિત્વ કરી રહ્યા છે! સેવકને પાછળ રાખી પોતે આગળ બેઠેલા ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો પાંચજન્ય નામનો શંખ સહજલીલાથી વગાડ્યો. સૂર્યનો ઉદય થતાંની સાથે નક્ષત્રોનો લોપ થાય છે, તેમ તે શંખના મહાનાદથી કૌરવોની સેનામાં થતો વાદ્યધ્વનિ કોણ જાણે ક્યાંય લુપ્ત થયો. વળી અર્જુને પણ પોતાનો દેવદત્ત નામનો ગંભીર નાદવાળો શંખ વગાડ્યો. તે સમયે તે ઉભય શંખનો અદ્દ્ભુત ધ્વનિ એકત્ર થવાથી બ્રહ્માંડના શતશઃ ટુકડા થશે કે શું, એવી ભીતિ લાગવા માંડી. એટલામાં ભીમસેનને પણ આવેશ આવ્યો; અને તેણે મહાકાળની પેઠે ખળભળી ઊઠીને પોતાનો પૌંડ્રનામનો મહાશંખ વગાડ્યો. તે શંખનો ભયંકર ધ્વનિ મહાપ્રલયના મેઘધ્વનિ જેવો લાગ્યો. એટલામાં ધર્મરાજે પોતાનો અનંતવિજય નામનો શંખ વગાડ્યો; નકુલે સુઘોષ અને સહદેવે મણિપુષ્પક નામાને શંખ વગાડ્યો. આ નાદોથી યમની હિંમત પણ સુકાઈ ગઈ.

**काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥**
**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।**
**सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥**
**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥**

અહીંયાં યુદ્ધ કરવાને માટે આવેલા સઘળા યોદ્ધાઓ પર એક દૃષ્ટિપાત કરી લઉં; કારણ કે આ સર્વ એકત્રિત થયેલા યોદ્ધાઓમાંથી મારે કોની કોની સાથે યુદ્ધ કરવાનું છે, તે મારે પ્રથમ જાણવું જોઇએ. આ ઉતાવળા અને દુષ્ટબુદ્ધિ કૌરવો બહુધા અંગમાં કૌવત ન હોવા છતાં યુદ્ધ કરવાનો આડંબર કરે છે. એમને યુદ્ધ કરવાની હોંશ છે ખરી; પરંતુ સમરભૂમિમાં ટકવા જેટલું ધૈર્ય એમનામાં નથી." એમ કહી સંજય આગળ બોલ્યો.

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥
तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥ २६ ॥
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥ २७ ॥

શ્લોકાર્થઃ—હે ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યા પછી, શ્રીકૃષ્ણ ભગવાને બન્ને સૈન્યના મધ્યભાગે ભીષ્મ, દ્રોણ આદિ સર્વ રાજા સામે રથ લઈ જઈ ખડો કરી દીધો. પછી શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા કે, અહીંયાં આવેલા કૌરવસમાજને જો. આ વખતે અર્જુને વડીલ પિતામહ, ગુરુ, મામા, બંધુ, પૌત્રો, મિત્રો, શ્વશુર અને અન્ય સર્વ હિતકર્તાઓને બન્ને સૈન્યમાં ઊભેલા દીઠા. તે સર્વને જોઈને તે કરુણાથી આર્દ્ર થયો અને ખિન્નતાપૂર્વક બોલ્યો. (૨૪–૨૭)

ટીકાઃ—હે રાજન્! શ્રવણ કરો. અર્જુનનું આ ભાષણ સાંભળતાંજ શ્રીકૃષ્ણે રથ લઈ જઈ બન્ને સૈન્યના મધ્યભાગમાં ઊભો કર્યો અને જે સ્થળે ભીષ્મદ્રોણાદિક આપ્તસંબંધી અને અનેક રાજાઓ સામે ઊભા છે તે ઠેકાણે રથ ઊભો રહેતાંજ

અર્જુન તે સૈન્યને નિહાળી જોવા લાગ્યો. પછી તે બોલ્યો કે, "હે દેવ! જુઓ, આ તો અમારો આપ્તવર્ગ અને ગુરુજન છે." આ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાનને ક્ષણભર આશ્ચર્ય લાગ્યું. તે પોતાના મનમાં વિચારવા લાગ્યા કે, અર્જુનને આ વિચાર કોણ જાણે ક્યાંથી સૂઝ્યો? અન્યના મનની વાત સહજ જાણનાર શ્રીકૃષ્ણ ભગવાનની આગળ અર્જુનના મનની વાત કાંઈ ગુપ્ત રહે? તો પણ તેઓ તે વખતે એક શબ્દ પણ નહિ બોલતાં ચૂપ રહ્યા. અર્જુને પોતાના કાકા, મામા, માતામહ, ગુરુ અને બંધુને જોયા તથા પોતાના ઇષ્ટમિત્ર અને પુત્ર-પૌત્રોને પણ જોયા. પોતાના શ્વશુરાદિ આપ્તવર્ગને પણ તે સ્થળે એકત્રિત થયેલો જોયો. જેમણે તેના પર ઉપકાર કરેલા હતા અને સંકટસમયે સંરક્ષણ કર્યું હતું, એવા નાનામોટા સર્વને તથા પોતાના ગોત્રના માણસોને બન્ને સૈન્યમાં યુદ્ધને માટે સજ્જ થઇને ઊભા રહેલા જોયા. આ સમયે તેના મનમાં ગભરામણ ઉત્પન્ન થઈ અને આપોઆપ કરુણાનો ઉદ્ભવ થયો તથા ગ્લાનિ થવાથી વીરવૃત્તિ તેને છોડી ગઇ. જે સ્ત્રીઓ ઉત્તમ કુલોત્પન્ન અને લાવણ્યવતી હોય છે, તેમનાથી પોતાના તેજસ્વીપણાને લીધે અન્ય સ્ત્રીઓનું વર્ચસ્વ સહન થઈ શકતું નથી; જે પ્રમાણે નવીન સ્ત્રીના પ્રેમમાં લુબ્ધ થઈ વિષયી પુરુષ પોતાની વિવાહિતા સ્ત્રીને વિસારી દઈ ભ્રમિત થયેલા માણસની પેઠે આચરણ કરે છે; અથવા જેમ તપશ્ચર્યાના યોગથી રિદ્ધિસિદ્ધિ પ્રસન્ન થતાં વૈરાગ્યશીલ પુરુષની બુદ્ધિ ભ્રમિષ્ટ થઇ તેને વૈરાગ્યની સ્મૃતિ રહેતી નથી; તેજ પ્રમાણે અર્જુનના અંતઃકરણમાં કરુણાનો પ્રાદુર્ભાવ થવાથી તે ભ્રમિત થયો અને તેનું ધૈર્ય જતું રહ્યું. વળી જેમ મંત્રજ્ઞાતા મંત્રોચ્ચાર કરવામાં ચૂક કરવાથી ભ્રમિષ્ટ થાય છે, તેમ અર્જુન મહામોહથી વ્યાકુળ થયો; અને તેના હૃદયમાં રહેલી સ્વાભાવિક ધીરજનો નાશ થઈ તે ઠેકાણે દયાનો ફુવારો છૂટ્યો. જેમ ચંદ્રકિરણનો સ્પર્શ થવાથી ચંદ્રકાંતમણિ દ્રવે છે, તેમ

અર્જુન કરુણાથી અતિ આર્દ્ર થયો; અને ખિન્ન અંતઃકરણથી શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો. (૯૨)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥
गांडीवं स्रंसते हस्तात्त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

**શ્લોકાર્થઃ**-હે કૃષ્ણ ! આ આપ્તજનોને યુદ્ધને માટે સજ્જ થયેલા જોઇને (૨૮), મારાં ગાત્રો શિથિલ થાય છે, મુખ સુકાઈ ગયું છે, શરીરમાં કંપ થઈ રોમેરોમ ખડાં થયાં છે (૨૯), હાથમાંથી ગાંડીવ સરી જાય છે અને સર્વાંગમાં દાહ બળે છે. હવે મારાથી અહીંયાં ઊભા રહી શકાતું નથી અને મારું ચિત્ત ચકડોળે ચઢ્યું છે. (૩૦)

**ટીકાઃ**—હે દેવ! જુઓ, મેં આ સર્વ સૈન્યસમુદાય જોયો, તો તેમાં મારા ગોત્રના માણસોજ જણાયા. એ સર્વે તો યુદ્ધ માટે તૈયાર થઈ ઊભા છે ખરા; પરંતુ એમની સાથે યુદ્ધ કરવું શું ઉચિત છે? આ વિચારથી મને કાંઈ સૂઝતું નથી. હું મારું પોતાનું ભાન ભૂલી ગયો છું અને મારાં મન તથા બુદ્ધિ સ્થિર નથી. જુઓ, મારાં સર્વ અંગ કંપે છે તથા સર્વ ગાત્રો શિથિલ થઇ ગયાં છે. જાણે સર્વાંગે કાંટા ભોંકાય છે અને મન અતિ સંતપ્ત થવાથી ગાંડીવ ધનુષ્ય ક્યારે સરી પડ્યું તેનું પણ ભાન રહ્યું નહિ. આપ્તવર્ગના મોહથી મારું હૃદય વજ્ર કરતાં પણ કઠિન અને અન્યને દાદ ન આપે એવું અતિ ભયંકર છે; પરંતુ એના કરતાંયે આ સ્નેહ અતિબળવાન થઈ પડ્યો છે. જેણે યુદ્ધમાં શંકરને પણ જીત્યા હતા અને જેણે નિવાત અને કવચ રાક્ષસોને જડમૂળમાંથી ઉખેડી નાખ્યા હતા, તે અર્જુન આ રીતે ક્ષણમાત્રમાં મોહથી વ્યાપ્ત થયો. (૧૦૦) ભ્રમર ગમે તેવા સૂકા કાષ્ઠમાં છેદ પાડે છે, પરંતુ સુકોમળ કમળની કળીમાં તે બંદીવાન બની જાય છે. એ ઠેકાણે તે પ્રાણ-

પરિત્યાગ કરશે, પરંતુ તે કુમળી કળીને છેદીને બહાર નીકળ-વાની કલ્પના તેને આવશે નહિ. એજ પ્રમાણે આપ્તવર્ગ ઉપરનાં મોહ–મમતા છોડવાં કઠિન છે. સંજય કહે છે, " હે રાજા ધૃતરાષ્ટ્ર! આ મોહ એ પરમેશ્વરની માયા છે. બ્રહ્મદેવ પણ એ માયાને કળી શકે એમ નથી; તો અર્જુન તેથી વ્યાકુળ થાય એમાં શી નવાઈ ? અસ્તુ. હે રાજન્! પછી પોતાના સર્વ આપ્તવર્ગને જોઈ અર્જુનના મનમાંથી યુદ્ધવિષયનું અભિ-માન ગળી ગયું અને તેને ઠેકાણે તેના મનમાં કરુણા શી રીતે થઈ તેની સમજ પડતી નથી. પછી તે શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો, "હે દેવ! મને લાગે છે કે, હવે અહીં ઊભાજ રહેવું જોઈએ નહિ; આ સર્વને મારવાનો વિચાર આવતાંજ મારું મન અતિવ્યાકુળ થાય છે અને વાચા બંધાઈ જાય છે." (૬)

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥**

**શ્લોકાર્થ:**–હે કેશવ! અહીંયાં કાંઈ વિપરીત થશે એવાં ચિહ્નો દેખાય છે અને યુદ્ધમાં સ્વજનોનો ઘાત કરવાથી કલ્યાણ થશે, એમ મને લાગતું નથી. (૩૧)

**ટીકા:**–જો આ કૌરવોને મારવાને હું તત્પર થયો છું, તો પછી ધર્મરાજાદિનો વિધ્વંસ શા માટે ન કરવો ? આ સર્વે મારા ગોત્રના માણસોજ છે; માટે હે દેવ! બળ્યો આ યુદ્ધ, મને તો એ ઠીક લાગતું નથી. આવું મહાપાતક કર્યા વિના આપણું શું અટકી બેઠું છે? હે દેવ! અનેક રીતે વિચાર કરી જોતાં મને લાગે છે કે, આ યુદ્ધ કરવાથી પરિણામ ખરાબજ આવશે; અને જો યુદ્ધ ટાળીશું તોજ કાંઈક કલ્યાણ થશે. (૯)

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।**
**किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥**
**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥**
**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥ ३४ ॥**

શ્લોકાર્થ:–હે કૃષ્ણ! મને વિજય, રાજ્ય અને સુખોની કાંઈ અપેક્ષા નથી. હે ગોવિંદ! અમારે રાજ્ય ભોગવીને શું કરવું છે? ભોગો વડે અથવા તેવા જીવન વડે અમને શો લાભ થવાનો છે? (૩૨) કારણ કે જેમને માટે અમે રાજ્ય, ભોગો અને સુખોની ઇચ્છા કરેલી છે તેવા આ ગુરુ, વડીલ, પુત્ર, પિતામહ, મામા, શ્વશુર, પૌત્રો, સાળા અને ઇતર સર્વ આપ્તવર્ગ આ સ્થળે પોતાના પ્રાણ અને ધન પર ઉદાર થઈ યુદ્ધને માટે સજ્જ થઇ ઊભા છે. (૩૩, ૩૪)

ટીકા:–આવી રીતે જય મેળવવાની મને જરા પણ ઇચ્છા નથી અને એવું રાજ્ય મેળવીને કરવું છે પણ શું? આ સર્વના વધથી પ્રાપ્ત થનારા આત્મભોગમાં આગ લાગો! આવા સુખ કરતાં તો અમે ગમે તેવાં સંકટો સહન કરીશું અને પ્રસંગવશાત પ્રાણ સુધ્ધાં ખર્ચી નાખીશું; પરંતુ એમને હણીને રાજ્યસુખ ભોગવવાની ઇચ્છા મને સ્વપ્નમાં પણ આવનાર નથી. જો અમારા વડીલવર્ગનું અમે અહિત ચિંતવીએ, તો પછી અમારા જન્મ અને જીવનનું શું પ્રયોજન? કુળમાં પુત્રપ્રાપ્તિની ઇચ્છા લોકો કરે છે તેનું ફળ શું આજ કે? પુત્રે પોતાના કુળનો સંહાર કરવો એજ તેનું પરિણામ કે? અરે! અમારાથી વજ્ર જેવું કઠોર હૈયું શી રીતે થાય? અરે! આવો વિચાર મનમાંજ શી રીતે પ્રવેશી શકે? ઊલટું, આપણે તો બને તેટલું તેમનું ભલુંજ કરવું જોઈએ. અમે જે જે મેળવીએ તે સર્વનો તેઓ ઉપભોગ કરે; એટલુંજ નહિ પરંતુ તેમના સુખને માટે તો અમારે જીવિત સુધ્ધાં ઓવારી નાખવું જોઈએ. અમારે દશે દિશાના રાજાઓને જીતીને પણ એમને સંતોષવા જોઈએ. તેને બદલે કર્મની કેવી વિપરીત ગતિ છે, કે અમે એકજ ગોત્રના માણસો પરસ્પર યુદ્ધ કરવાને માટે તત્પર થયા છીએ. એ સઘળાએ સ્ત્રી, સંતતિ અને ધન, એ સર્વને છોડીને તલવારની ધાર પર પોતાનો જીવ મૂક્યો છે. એમને શી રીતે મારું? કોના પર શસ્ત્ર ઉગામું? અને મારાજ આપ્તજનનો ઘાત કેવી

રીતે કરું? એ કોણ છે, તેની તમને ખબર નથી? પેલા જે ભીષ્મ ને દ્રોણ ઊભા છે, એમણે અમારા પર મહાન ઉપકાર કર્યો છે. વળી અમારા કાકા, મામા, સસરા, પુત્રપૌત્રાદિ છે અને આ તરફ અમારા અતિ નિકટના સગા ઊભા છે. એમનો વધ કરવાની વાત માત્ર મુખમાંથી બોલાવી એ પણ પાપજ છે.

एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥

શ્લોકાર્થઃ–તેઓ મારો પોતાનો વધ કરે તો પણ ત્રૈલોક્યના રાજ્ય વાસ્તે પણ તેમને મારવાની હું ઇચ્છા કરું નહિ; તો પછી હે મધુસૂદન! પૃથ્વીના રાજ્યને માટે તો હું એમને શાનોજ મારું? (૩૫)

ટીકાઃ–ઊલટપક્ષ મને ગમે તે કરે, અથવા પ્રત્યક્ષ અમારો વધ કરે, તોપણ તેમને મારવાનો વિચાર અમારે કરવો ઘટે નહિ. ત્રિભુવનનું નિષ્કંટક સામ્રાજ્ય કદાચ પ્રાપ્ત થાય તોપણ એ અનુચિત કાર્ય હું કરીશ નહિ. હે કૃષ્ણ! જો એમનો વધ કરીએ તો પછી આ લોકમાં અમારું નામ પણ કોણ સંભારશે? અને આપજ કહો કે, આપનેજ હું કેવી રીતે મુખ દેખાડી શકું? (૨૭)

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

શ્લોકાર્થઃ–હે જનાર્દન! આ કૌરવોને મારીને અમને શું સુખ થનાર છે? તેઓ આતતાયી હોવાથી એમનો વધ કરવાથી અમને પાતકજ લાગશે. (૩૬)

ટીકાઃ–જો હું આ કુટુંબીઓનો વધ કરીશ તો હું મહાપાપી બનીશ અને પછી આપ મારા સારથિ હોવા છતાં પણ પાસે ઊભા રહેવાના નથી; અને આવા સંકટના સમયે પછી આપને કયાં શોધવા? જેમ બાગમાં વહ્નિનો સંચાર થતાં કોકિલ પક્ષી એક ક્ષણ પણ ત્યાં રહેતું નથી, કિંવા તળાવમાં

હે દેવ! મારું પુણ્ય કમી થતાંજ આપ આપની માયા
મને ફસાવી ચાલ્યા જશો.

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७

શ્લોકાર્થઃ-માટે અમારા બાંધવ આ કૌરવોને મારવાં
અમારે માટે ઉચિત નથી. હે માધવ! અમે અમારા આ
જનોને મારીને સુખી શી રીતે થઈએ? (૩૭)

ટીકાઃ-માટે એ કાર્ય હું કદી પણ કરનાર નથી અને
સમરાંગણમાં શસ્ત્ર પણ ધારણ કરનાર નથી. કારણ કે એ કૃ
અનેક પ્રકારે નિંદ્ય લાગે છે. હે કૃષ્ણ! જ્યારે આપ અમારા
છૂટા પડો, ત્યારે અમારી શી ગતિ થાય? એ દુઃખથી
અમારું હૃદયજ ફાટી જાય; માટે હે દેવ! આ કૌરવોનો
કરી અમારે રાજ્યભોગ મેળવવાની વાતજ બંધ રાખો. (૩

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

શ્લોકાર્થઃ-લોભથી ચિત્ત ભ્રષ્ટ થવાને લીધે, આ કૌરં
કુળક્ષય કરવાથી લાગનારા દોષને તથા મિત્ર સાથે વેર કરવા
થનારા પાતકને જોઈ શકતા નથી. (૩૮) પરંતુ હે જનાર્દ
કુળક્ષય કરવાથી, લાગતું પાતક અમે સૂર્યના પ્રકાશની
જોઈ શકતા હોવાથી, એ પાપમાંથી નિવૃત્ત થવાનો વિચ
અમારે શા માટે ન કરવો? (૩૯)

ટીકાઃ-આ કૌરવો અભિમાનથી ઉન્મત્ત થયેલા હોવા
યુદ્ધ કરવાને આવ્યા છે; તોપણ અમારે તો હિત જોવું
જોઈએ. અમારે અમારા આપ્તોનેજ શા માટે મારવા? જાણ
બૂઝીને હળાહળ વિષ શા માટે પીવું? અરે! રસ્તે ચાલતાં
અકસ્માત સિંહ સામો આવે તો આપણે બીજી બાજુએ ક

સામે અગ્નિને જોયા છતાં પણ જો આપણે દૂર નહિ જઈએ તો તે આપણને ભસ્મીભૂત કરી દેશે. તેજ પ્રમાણે આ મૂર્તિમંત દોષ અમને લાગશે, એમ જાણ્યા છતાં પણ એ કામમાં શા માટે પ્રવૃત્ત થવું? ત્યાર પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો કે, "હે દેવ! આ પાતકનું મહત્ત્વ કેટલું બધું છે. તે જુઓ."

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

શ્લોકાર્થઃ–કુળક્ષયથી સનાતન (વંશપરંપરાથી ચાલ્યા આવતા) કુળાચાર નષ્ટ થાય છે. કુળાચાર નષ્ટ થવાથી સર્વ કુળ અધર્મથી વ્યાપ્ત થાય છે. (૪૦)

ટીકાઃ–જેમ કાષ્ઠની સાથે કાષ્ઠ ઘસવાથી અગ્નિ પ્રદીપ્ત થઈને સર્વ કાષ્ઠ ભસ્મ થઈ જાય છે; તેમ ગોત્રનાજ માણસો મત્સરથી એકમેકનો વધ કરે, તો તે મહાઘોર દોષના યોગથી સર્વ કુળનો ક્ષય થાય છે. આ કુળક્ષયના પાપથી કુળધર્મનો લોપ થાય છે અને પછી તે કુળમાં અધર્મજ વ્યાપી રહે છે. (૪૫)

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥

શ્લોકાર્થઃ–હે કૃષ્ણ! અધર્મથી કુળ વ્યાપ્ત થતાં કુળની સ્ત્રીઓ દુરાચરણથી પ્રવૃત્ત થાય છે અને હે વાર્ષ્ણેય! તેમનાં દુષ્ટ આચરણથી વર્ણસંકર (પ્રજા) ઉત્પન્ન થાય છે. (૪૧)

ટીકાઃ–આમ થયા પછી સારાસાર વિચાર, યોગ્યાયોગ્ય આચરણ, કર્તવ્યાકર્તવ્ય વિવેક–સૌ દૂર થાય છે. અંધારામાં ફરવાથી જેમ સરળ રસ્તામાં પણ ઠોકર વાગે છે, તેમ કુળક્ષયથી કુળધર્મ નષ્ટ થવાને લીધે પરંપરાગત ધર્મનો લોપ થઈ પાપજ પાપ પ્રવર્તી રહે છે. મન અને ઇંદ્રિયોનો નિગ્રહ નષ્ટ થવાથી ઇંદ્રિયો ફાવે તેમ વર્તવા માંડે છે; અને તેથી કુળની સ્ત્રીઓ પાપાચરણમાં પ્રવૃત્ત થાય છે. ઉત્તમ તથા અધમનો સમાગમ થઈ બ્રાહ્મણશૂદ્રાદિ વર્ણોની ભેળસેળ થઈ જાય છે; અને પરિણામે જાતિ–ધર્મ નષ્ટ થાય છે. (૫૦) જેમ ચોકમાંના બલિ

પર કાગડાઓ ચોતરફથી તૂટી પડે છે, તેમ આવા કુળમાં ચારે તરફથી મહાપાતકોનો પ્રવેશ થાય છે. (૫૧)

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥

શ્લોકાર્થઃ-વર્ણસંકર (પ્રજા) થવાથી કુળનો ઘાત કરનારા પુરુષને અને તે કુળને નરકપ્રાપ્તિ થાય છે; તથા પિંડદાન તેમજ તર્પણાદિ ક્રિયા બંધ રહેવાને લીધે ઉભય પક્ષના પિતૃઓ નરકમાં પડે છે. (૪૨)

ટીકાઃ-પછી તે કુળને અને તેનો વધ કરનારને ઉભયને નરકપ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે સકળ વંશ દૂષિત થવાથી પૂર્વજો પતન પામે છેઃ જે કુળમાં નિત્યનૈમિત્તિક કર્મો બંધ પડે, તે કુળમાં પિતૃઓને તિલોદક કોણ અર્પણ કરશે? આવી સ્થિતિ થતાં પિતૃઓનું શું થશે અને તેઓ સ્વર્ગમાં શી રીતે રહી શકશે? તેમની દશા પણ કુળની દશા જેવીજ થશે. જેમ સર્પે નખમાં ડંખ દીધો હોય તો પણ તેની અસર શિખાપર્યંત સર્વ અંગોમાં વ્યાપી જાય છે, તે પ્રમાણે આપ્તવર્ગનો વધ કરવાથી ઉત્પન્ન થનારો દોષ વર્તમાન જીવંત કુળથી તે પૂર્વજો સુધીના સર્વને ડુબાડે છે. (૫૬)

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥
अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

શ્લોકાર્થઃ-વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનાર આ કુળવિઘાતક પુરુષના દોષને લીધે પુરાતન જાતિધર્મો તથા કુળધર્મો નાશ પામે છે. (૪૩) હે જનાર્દન! જેનો કુળધર્મ નષ્ટ થયો છે તે મનુષ્યને નક્કી નરકપ્રાપ્તિ થાય છે, એમ અમે સાંભળ્યું છે. (૪૪) અરે! અમે જે રાજ્યસુખના લોભથી અમારા બાંધવોને

મારવાને તત્પર થયા છીએ, તે મહાન પાપો કરવાને તૈયાર થયા છીએ. (૪૫)

ટીકાઃ—હે કૃષ્ણ! આમાં એક બીજું પણ મહાન પાતક થાય છે કે, આ દોષથી લોકાચાર પણ નષ્ટ થાય છે. ઘરને આગ લાગી, અગ્નિ ફેલાતાં તે બીજાં ઘરોને પણ બાળી ભસ્મ કરે છે; તેમ આવા કુળના સહવાસમાં જે લોકો આવે છે, તેમને પણ તેમના સંસર્ગના યોગથી પાપ લાગે છે. હે દેવ! આ પ્રમાણે તે આખા કુળમાં નાના પ્રકારના દોષની ઉત્પત્તિ થવાથી તેને ભયંકર નરકવાસ ભોગવવો પડે છે;અને એક વાર નરકમાં પડયા પછી યુગોના યુગો સુધી પણ તેમાંથી છૂટકો થતો નથી. કુળક્ષયને લીધે આવું મોટું પતન થાય છે. હે દેવ! આટલી વાર સુધી મેં બકબકારો કર્યો, તો પણ તેથી આપના મનને જરા પણ ત્રાસ થતો નથી? આપનું હૃદય એવું કઠોર શા માટે થઇ ગયું છે? કુળક્ષય કરીને જ શરીરને માટે રાજ્યસુખની ઇચ્છા કરવાની છે, તે શરીરને ક્ષણિક જાણ્યા છતાં પણ અમારે કુળક્ષયનું પાતક વહોરી લેવાનું છોડવું નહિ કેમ? આ સર્વ વડીલોનો વધ કરવાના હેતુથી મેં તેમના તરફ દૃષ્ટિ ફેંકી છે, એ પણ શું નાનું પાતક છે? (૪૬)

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥

શ્લોકાર્થઃ—માટે નિઃશસ્ત્ર બની પ્રાણસંરક્ષણાર્થે હું કાંઈ પણ પ્રયત્ન કરીશ નહિ; અને તે છતાં પણ જો આ શસ્ત્રધારી કૌરવો મારો વધ કરશે, તો તેથી પણ મારું અધિક કલ્યાણજ થશે.

ટીકાઃ—આવી રીતે જીવવું તેના કરતાં હાથમાંનાં શસ્ત્રો ફેંકી દઈ કૌરવોનાં બાણ સહન કરવાં, એજ વધારે સારું છે. તેમ કરતાં જો મરણ પ્રાપ્ત થયું તો તે પણ ઠીકજ છે; પરંતુ એમનો વધ કરી પાપ વહોરી લેવાની મારી ઇચ્છા નથી. મારા સર્વ કુળનો ક્ષય કરી રાજ્ય મેળવવું, એ તો નરકને માટે તૈયારી કરવા બરોબર છે. (૪૭)

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥

શ્લોકાર્થઃ—આ પ્રમાણે કહીને શોકાકુલ ચિત્તવાળો અર્જુન, ધનુષબાણનો ત્યાગ કરીને રથના પાછલા ભાગ પર બેસી ગયો. (૪૭)

ટીકાઃ—સંજય બોલ્યોઃ—હે રાજા! સમરાંગણમાં ઊભેલો અર્જુન આ પ્રમાણે બોલ્યા પછી અત્યંત શોકગ્રસ્ત થયો અને રથ પરથી નીચે કૂદી પડયો. જેમ કોઈ રાજકુમાર પદચ્યુત થયા પછી તેને કોઈ માન આપતું નથીઃ કિંવા રાહુ સૂર્યને ઘેરે છે ત્યારે તે નિસ્તેજ થઈ જાય છે, અથવા મહાસિદ્ધિના મોહથી વ્યાકુળ બનેલો તપસ્વી તપને ત્યજી દુ:ખી થાય છે; તે પ્રમાણે અર્જુન રથની નીચે ઊતર્યા પછી અત્યંત દુ:ખથી વિદીર્ણ થયેલો જણાયો. સંજય કહે છે—હે રાજા! પછી તેણે ધનુષ-બાણ ફેંકી દીધાં અને તેની આંખોમાંથી એકસરખી અશ્રુધારા ચાલવા લાગી. હવે અર્જુનને દુ:ખિત થયેલો જોઇને વૈકુંઠનાથ શ્રીકૃષ્ણ તેને કેવી રીતે તત્ત્વજ્ઞાનનો બોધ કરે છે તે કથા સાંભળો, એમ નિવૃત્તિનાથના દાસ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા.

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां प्रथमोऽध्यायः ॥१॥



# અધ્યાય ૨ જો—સાંખ્યયોગ

॥ संजय उवाच ॥ સંજય બોલ્યો:—

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

**શ્લોકાર્થ:**—એ પ્રમાણે કરુણાથી વ્યાપ્ત થયેલા, અશ્રુપૂર્ણ નયનવાળા અને ખિન્ન થયેલા અર્જુન પ્રત્યે મધુસૂદન બોલ્યા.

**ટીકા:**—સંજય બોલ્યો, હે મહારાજ! અર્જુન શોકથી વ્યાકુળ થઈ રુદન કરવા લાગ્યો. પોતાના સમસ્ત કુળને જોઇને તેના મનમાં વિલક્ષણ મોહ ઉત્પન્ન થયો; અને તેથી તેનું ચિત્ત પાણીથી મીઠું ઓગળી જાય અથવા પવનથી વાદળાં વીખરાઈ જાય તેવી રીતે દ્રવી ગયું: અને જેમ રાજહંસ કાદવમાં પડવાથી મ્લાન દેખાય, તેમ અર્જુન મમતાથી વ્યાકુળ થઈ મ્લાન દેખાવા લાગ્યો. આ રીતે અર્જુનને મહામોહથી ગ્રસ્ત થયેલો જોઈને, ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા. (૫)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:—

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

**શ્લોકાર્થ:**—હે અર્જુન! બુદ્ધિમાન લોકોને માન્ય ન થનારો, સ્વર્ગપ્રાપ્તિની આડે આવનારો અને કીર્તિનો નાશ કરનારો આ મોહ તને આ યુદ્ધપ્રસંગે ક્યાંથી થયો? (૨)

**ટીકા:**—હે અર્જુન! જરા વિચાર તો કર કે, આ સ્થળે તને આમ કરવું શોભે છે? તું કોણ છે અને તું આ શું કરે છે? તું અનુચિત ઘટના તરફ લક્ષ આપી કદી ધૈર્ય છોડતો નથી અને માત્ર તારું નામ સાંભળીને પણ અપયશ બારેવાટ

નાસી જાય તેમ છે. તું શૌર્યનો સાગર અને ક્ષત્રિયોનો મુકુટમણિ છે અને તારા શૌર્યનો ડંકો ત્રૈલોક્યમાં વાગે છે. તેં શંકરને જીત્યા, નિવાત-કવચનો÷ ઉચ્છેદ કર્યો અને તારી કીર્તિને ગાંધર્વના સંગીતવિષયરૂપ બનાવી મૂકી. (અર્થાત્ ગાંધર્વો જ્યાંત્યાં તારી કીર્તિનું ગાન કર્યા કરે છે.) હે અર્જુન! જેનાં પરાક્રમોની તુલના સમસ્ત ત્રિભુવનમાં પણ થઈ શકે નહિ એવો જે તું તે આમ વીરવૃત્તિનો પરિત્યાગ કરીને નીચે મોઢે રડવા બેઠો છે! હે અર્જુન! વિચાર કર, શું કારુણ્ય તને આવો દીન બનાવી શકે છે? અરે, તિમિરે તે કદી સૂર્યને વશ કર્યો છે? પવનને કદી મેઘનો ભય લાગ્યો છે? અમૃતને કદી મરણ નડ્યું છે? કાષ્ઠે કદી અગ્નિનો ગ્રાસ કર્યો છે? કદી મીઠાથી પાણી પીગળ્યું છે? કાળકૂટ વિષ અન્ય વસ્તુના સંસર્ગથી મરણ પામ્યું છે? પ્રચંડ ભુજંગને કદી દેડકાએ ગળ્યો છે? શિયાળે કદી સિંહની સામે ટક્કર લીધી છે? એવી વિલક્ષણ ઘટનાઓ કદી બની છે? છતાં આજે તેં તે ઘટનાઓ પ્રત્યક્ષ કરી બતાવી છે! હે અર્જુન! આવી અનિષ્ટ બીના પ્રતિ લક્ષ નહિ આપતાં ધીરજ ધારણ કરી સાવધ થા, ઘેલછાનો ત્યાગ કરી ઊઠ અને ધનુષબાણ ગ્રહણ કર. સંગ્રામને સમયે કરુણાનો શો ઉપયોગ? શ્રીકૃષ્ણ કહે છેઃ–હે અર્જુન! તારું આવું વર્તન આજપર્યંત સંપાદન કરેલી કીર્તિનો નાશ કરનારું અને સ્વર્ગપ્રાપ્તિમાં વિઘ્ન નાખનારું છે. (૨૦)

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

શ્લોકાર્થઃ–હે પાર્થ! એવો નામર્દ બનતો નહિ. એ તને શોભતું નથી. હે શત્રુને તાપ આપનાર અર્જુન! મનની આ ક્ષુદ્ર દુર્બળતાનો ત્યાગ કર અને યુદ્ધ કરવાને સજ્જ થા. (૩)

÷ નિવાત-કવચ પ્રહ્લાદના બંધુ સંહ્લાદનો પુત્ર થાય એ સમુદ્રતીરે રહેતો હતો અને ઇંદ્રથી પણ જિતાતો ન હતો. અર્જુને તેનો વધ કર્યો હતો.

ટીકાઃ-માટે હે અર્જુન! તું શોક ન કરતાં ધીરજ ધર. તેં આજપર્યંત જે કાંઈ સંપાદન કર્યું છે, તેનો આથી નાશ થશે. તારું વાસ્તવ હિત શામાં રહેલું છે, તેનો વિચાર કર. આ કૌરવો શું હમણાંજ તારા સગા બની ગયા છે? શું આ વાત પૂર્વે તને વિદિતજ ન હતી કે, એ આપ્ત છે? તો પછી આ વ્યર્થ માથાફોડ શા માટે? આ યુદ્ધ તારા આખા જન્મમાં શું પહેલવહેલુંજ છે? તમારી વચ્ચે પરસ્પર કલહ તો સદૈવ ચાલ્યોજ આવે છે, ત્યારે હમણાંજ આ ભૂત શું ભરાયું? આ તો બહુજ ખરાબ કહેવાય. આવો મોહ રાખીશ તો આજપર્યંત મેળવેલી કીર્તિનો નાશ થશે અને આ લોક તથા પરલોકનાં સુખ નષ્ટ થશે. અંતઃકરણની આવી નિર્બળતા એ કાંઇ કલ્યાણનું લક્ષણ નથી. યુદ્ધપ્રસંગે આવી નિર્બળતા દાખવવી એ ક્ષત્રિયની દુર્ગતિનું લક્ષણ છે. આ પ્રમાણે તે દયાળુ મહાપ્રભુએ કરેલા અનેકવિધ બોધને શ્રવણ કરીને અર્જુન બોલ્યો. (૨૯)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

શ્લોકાર્થઃ-હે મધુસૂદન! હું ભીષ્મ અને દ્રોણાચાર્ય પર કેવી રીતે બાણ છોડું? હે શત્રુનું દમન કરનારા! તેઓ તો મારે પૂજા કરવાને યોગ્ય છે. (૪)

ટીકાઃ-હે દેવ! આપજ વિચાર કરો. આનું નામ યુદ્ધ નથી, પરંતુ પ્રમાદ છે. આ તો અમે પૂજ્યજનોનો ઉચ્છેદ કરવાને તત્પર થયા છીએ. વડીલોની સેવા કરી તેમને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખવા જોઇએ; તો પછી આપણા હાથે તેમનો વધ કેવી રીતે થઈ શકે? હે દેવ! સાધુસંતને નમસ્કાર અને તેમની પૂજા કરવાને બદલે તેમની નિંદા શી રીતે થઇ શકે? તો પછી આ તો અમારા કુળગુરુ હોઇ સર્વદા પૂજ્ય છે. વળી ભીષ્મ અને દ્રોણનો તો હું અત્યંત ઋણી છું. હે દેવ! જેમના પ્રત્યે અમે સ્વપ્નમાં પણ વૈર ધારણ કરી શકીએ નહિ, તેમનોજ પ્રત્યક્ષ ઘાત શી રીતે થઈ શકે? જેમની પાસેથી શસ્ત્રવિદ્યાનું

શિક્ષણ પ્રાપ્ત કર્યું; તેમનોજ વધ કરવાનો? બળો આ જીવતર! હું દ્રોણાચાર્યનો શિષ્ય; જેમણે મને ધનુર્વિદ્યા શીખવી તેમનીજ હત્યા કરીને ઉપકારનો બદલો વાળું કેમ? જેની કૃપાથી વરપ્રાપ્તિ થઇ, તેનીજ સાથે કૃતઘ્નતા કરનાર ભસ્માસુર*મારે થવું કે?

गुरून् हत्वा हि महानुभावान्श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।
हत्वार्थकामांस्तुगुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥

શ્લોકાર્થઃ–ઉદાર અંતઃકરણવાળા ભીષ્મ–દ્રોણાદિ ગુરુજનોને મારવા કરતાં આ લોકમાં ભિક્ષા માગી નિર્વાહ કરવો એજ મને કલ્યાણકારક લાગે છે; કારણ ગુરુજનોને મારી તેમના રક્તથી ભરેલા અર્થ તથા કામથી યુક્ત ભોગો ભોગવવા પડશે.

ટીકાઃ–હે દેવ! સમુદ્રની ગંભીરતાને પણ કદાચ ઉપર-ઉપરની કહી શકાય, પણ આ દ્રોણાચાર્ય તો વૈરનું નામ સુધ્ધાંયે જાણતા નથી. અમાપ આકાશનું પણ કદાચિત માપ થઈ શકે, પરંતુ દ્રોણાચાર્યનું હૃદય તો એટલું ઉદાર અને વિશાળ છે કે તેનું માપ કદી પણ થઇ શકે નહિ. કદાચિત્ અમૃત પણ બગડી જશે અને વજ્ર પણ તૂટી જશે, કિંતુ પ્રયત્ન કર્યા છતાં પણ દ્રોણાચાર્યના હૃદયમાં વૈરનો આવિર્ભાવ થશે નહિ. માતાની માયા સર્વોપરી હોય છે [illegible] ોણાચાર્ય મૂર્તિમંત કરુણારૂપ છે. દ્રોણાચાર્ય [illegible] ગુણોના ભંડાર અને વિદ્યાના કેવળ મ[illegible]
નેઓ સર્વશ્રેષ્ઠ [illegible]

આ ગુરુજનો કરતાં રાજ્યોપભોગ શ્રેષ્ઠ હોય તો પણ ભલે; પરંતુ મને તો તે ભોગ કરતાં ભિક્ષાથી નિર્વાહ કરવોજ ઠીક લાગે છે. દેશત્યાગ કરું, ગિરિકંદરામાં જઇ રહું; પરંતુ એમના પર શસ્ત્ર તો ઊઠાવુંજ નહિ. હે દેવ! નવી ધારવાળા બાણ વડે એમના મર્મસ્થાન પર પ્રહાર કરી તેમના રક્તથી ભરેલા ભોગ ભોગવી શું કરવું? એવા ભોગ તે શી રીતે ભોગવી શકાય? આમ કહ્યા પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો-હે દેવ! સાંભળ્યું કે? પરંતુ અર્જુનના આ શબ્દો શ્રીકૃષ્ણભગવાનને પસંદ પડયા નહિ. આ સ્થિતિ જોઈ અર્જુનના મનમાં ભયનો સંચાર થયો અને તે પુન. બોલ્યોઃ-હે દેવ! મારા કથન તરફ આપ શા માટે લક્ષ આપતા નથી? (૫૧)

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नोजयेयुः ।**
**यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखेधार्तराष्ट्राः ॥**

શ્લોકાર્થઃ-(યુદ્ધ અને ભિક્ષાટન એ ઉભયમાંથી) અમારે માટે શું અધિક શ્રેયસ્કર છે; તથા આ લોકોને અમે જીતીશું કે એ લોકો અમને જીતશે, એ પણ હું સમજી શકતો નથી. જે કૌરવોને મારીને અમે જીવવાની ઇચ્છા કરતા નથી, તે તો અમારી સામે યુદ્ધ કરવાને માટે સજ્જ થઇને ઊભા રહ્યા છે.

ટીકાઃ-મારા મનમાં જે આવ્યું તે મેં આપને કહી સંભળાવ્યું; પરંતુ એમાં સારું-નરસું શું છે, તે તો આપનેજ વિદિત છે. અરે! અમારે જેમની સાથે વૈરની વાત સાંભળીને તત્કાળ પ્રાણત્યાગ કરવો જોઈએ, તે કૌરવો રણભૂમિ પર સંગ્રામ કરવાને માટે ઊભા છે; ત્યારે તેમને મારવા કે રણ છોડીને ચાલ્યા જવું તેની મને સમજ પડતી નથી. (૫૪)

**कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः। यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥**

શ્લોકાર્થઃ-અજ્ઞાનદોષથી મારું અંતઃકરણ દૂષિત થયું છે અને મારું કર્તવ્ય શું છે, તેની મને સમજ પડતી નથી; માટે હું આપને પૂછું છું કે, એમાં કલ્યાણકારક વાત કઈ છે,

શિક્ષણ પ્રાપ્ત કર્યું; તેમનોજ વધ કરવાનો? બળો આ જીવતર! હું દ્રોણાચાર્યનો શિષ્ય; જેમણે મને ધનુર્વિદ્યા શીખવી તેમનીજ હત્યા કરીને ઉપકારનો બદલો વાળું કેમ? જેની કૃપાથી વરપ્રાપ્તિ થઇ, તેનીજ સાથે કૃતઘ્નતા કરનાર ભસ્માસુર*મારે થવું કે?

**गुरून् हत्वा हि महानुभावान्श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।**
**हत्वार्थकामांस्तुगुरुनिहैव भुंजीय भोगानरुधिरप्रदिग्धान् ॥**

**શ્લોકાર્થઃ**–ઉદાર અંતઃકરણવાળા ભીષ્મ–દ્રોણાદિ ગુરુજનોને મારવા કરતાં આ લોકમાં ભિક્ષા માગી નિર્વાહ કરવો એજ મને કલ્યાણકારક લાગે છે; કારણ ગુરુજનોને મારી તેમના રક્તથી ભરેલા અર્થ તથા કામથી યુક્ત ભોગો ભોગવવા પડશે.

**ટીકાઃ**–હે દેવ! સમુદ્રની ગંભીરતાને પણ કદાચ ઉપર-ઉપરની કહી શકાય, પણ આ દ્રોણાચાર્ય તો વૈરનું નામ સુધ્ધાંયે જાણતા નથી. અમાપ આકાશનું પણ કદાચિત્ માપ થઈ શકે, પરંતુ દ્રોણાચાર્યનું હૃદય તો એટલું ઉદાર અને વિશાળ છે કે તેનું માપ કદી પણ થઇ શકે નહિ. કદાચિત્ અમૃત પણ બગડી જશે અને વજ્ર પણ તૂટી જશે, કિંતુ પ્રયત્ન કર્યા છતાં પણ દ્રોણાચાર્યના હૃદયમાં વૈરનો આવિર્ભાવ થશે નહિ. માતાની માયા સર્વોપરી હોય છે, પરંતુ દ્રોણાચાર્ય તો મૂર્તિમંત કરુણારૂપ છે. દ્રોણાચાર્ય દયાના સાગર, સર્વ ગુણોના ભંડાર અને વિદ્યાના કેવળ મહાનિધિ છે. આ પ્રમાણે તેઓ સર્વશ્રેષ્ઠ હોઈ અમારા પ્રત્યે પૂર્ણ કૃપાવંત છે; માટે એમનો ઘાત કરવાની કલ્પના સુધ્ધાં મનમાં શી રીતે ઉદ્ભવે? આવા શ્રેષ્ઠ ગુરુજનોનો રણમાં ઘાત કરીને રાજ્યૈશ્વર્ય ભોગવવાની કલ્પના મૃત્યુ થતાં પણ મને આવનાર નથી. કદાચ

* ભસ્માસુર રાક્ષસને શંકરે 'તું જેના મસ્તક પર હાથ ધરશે તેનું મૃત્યુ થશે' એવું વરદાન આપ્યું હતું. તે અસુરના મનમાં પાર્વતી વિષે મોહ ઉત્પન્ન થયો; તેથી તેણે શંકરને ભસ્મીભૂત કરવાની ઇચ્છા કરી અને તેમનાજ મસ્તક પર પોતાનો હસ્ત ધરવાને માટે તેમની પૂઠે લાગ્યો હતો. છેવટે શ્રીવિષ્ણુએ મોહિનીસ્વરૂપ ધારણ કરીને પહેલાં અસુરને મોહગ્રસ્ત કર્યો અને પછી યુક્તિપ્રયુક્તિથી તેનો હસ્ત તેનાજ મસ્તક પર ધરાવી તેને ભસ્મ કર્યો.

આ ગુરુજનો કરતાં રાજ્યોપભોગ શ્રેષ્ઠ હોય તો પણ ભલે; પરંતુ મને તો તે ભોગ કરતાં ભિક્ષાથી નિર્વાહ કરવોજ ઠીક લાગે છે. દેશત્યાગ કરું, ગિરિકંદરામાં જઇ રહું; પરંતુ એમના પર શસ્ત્ર તો ઊઠાવુંજ નહિ. હે દેવ! નવી ધારવાળા બાણ વડે એમના મર્મસ્થાન પર પ્રહાર કરી તેમના રક્તથી ભરેલા ભોગ ભોગવી શું કરવું? એવા ભોગ તે શી રીતે ભોગવી શકાય? આમ કહ્યા પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યોઃ–હે દેવ! સાંભળ્યું કે? પરંતુ અર્જુનના આ શબ્દો શ્રીકૃષ્ણ ભગવાનને પસંદ પડયા નહિ. આ સ્થિતિ જોઈ અર્જુનના મનમાં ભયનો સંચાર થયો અને તે પુનઃ બોલ્યોઃ–હે દેવ! મારા કથન તરફ આપ શા માટે લક્ષ આપતા નથી? (૫૧)

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नोजयेयुः । यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखेधार्तराष्ट्राः ॥**

શ્લોકાર્થઃ–(યુદ્ધ અને ભિક્ષાટન એ ઉભયમાંથી) અમારે માટે શું અધિક શ્રેયસ્કર છે; તથા આ લોકોને અમે જીતીશું કે એ લોકો અમને જીતશે, એ પણ હું સમજી શકતો નથી. જે કૌરવોને મારીને અમે જીવવાની ઇચ્છા કરતા નથી, તે તો અમારી સામે યુદ્ધ કરવાને માટે સજ્જ થઇને ઊભા રહ્યા છે.

ટીકાઃ–મારા મનમાં જે આવ્યું તે મેં આપને કહી સંભળાવ્યું; પરંતુ એમાં સારું–નરસું શું છે, તે તો આપનેજ વિદિત છે. અરે! અમારે જેમની સાથે વૈરની વાત સાંભળીને તત્કાળ પ્રાણત્યાગ કરવો જોઇએ, તે કૌરવો રણભૂમિ પર સંગ્રામ કરવાને માટે ઊભા છે; ત્યારે તેમને મારવા કે રણ છોડીને ચાલ્યા જવું તેની મને સમજ પડતી નથી. (૫૪)

**कार्पण्यदोपोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः। यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥**

શ્લોકાર્થઃ–અજ્ઞાનદોષથી મારું અંતઃકરણ દૂષિત થયું છે અને મારું કર્તવ્ય શું છે, તેની મને સમજ પડતી નથી; માટે હું આપને પૂછું છું કે, એમાં કલ્યાણકારક વાત કઈ છે,

તેનો નિશ્ચય કરીને મને કહો. હું આપનો શિષ્ય છું અને આપને શરણે આવ્યો છું, માટે મને ઉપદેશ કરો. (૭)

ટીકાઃ—મને આ વખતે શું કરવું યોગ્ય છે તે વિચાર કરવા છતાં પણ સૂઝતું નથી; કારણ કે મોહથી મારું ચિત્ત વ્યાકુળ થયું છે. જે પ્રમાણે તિમિરથી નયનની દર્શનશક્તિનો નાશ થતાં નિકટના પદાર્થ પણ જોઇ શકાતા નથી; તેવી રીતે હે દેવ! મારી સ્થિતિ થઇ છે. મારું મન ભ્રાંતિથી ગ્રસ્ત થયું છે તેથી મારું હિત શામાં છે, તેની મને સમજ પડતી નથી; માટે હે કૃષ્ણ! આપ વિચાર કરીને, મને સત્ય માર્ગનો ઉપદેશ આપો; કારણ કે અમારા ગુરુ, બંધુ, પિતા, કુલદેવતા અને સદા સંકટ સમયે રક્ષણ કરનારા આપજ છો. જે પ્રમાણે ગુરુ શિષ્યને તરછોડતા નથી અને સમુદ્ર નદીઓનો પરિત્યાગ કરતો નથી; તેમજ હે દેવ! આપજ વિચાર કરો કે, જ્યારે માતાજ પોતાના પુત્રને છોડીને ચાલી જાય, તો તે પુત્રનો બચાવ શી રીતે થાય? હે દેવ! અમારા સર્વોપરી આપજ છો અને અત્યાર સુધી હું જે બોલ્યો, તે જો આપને પસંદ પડયું ન હોય, તો હે પુરુષોત્તમ! અમને જે ઉચિત અને ધર્મસંમત હોય તે કરવાનો ઉપદેશ જલદી આપો. (૬૩)

**न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम्।**
**अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपिचाधिपत्यम् ॥ ८॥**

શ્લોકાર્થઃ—આ લોકમાં નિષ્કંટક અને સુસંપન્ન રાજ્ય તથા સ્વર્ગમાં દેવોનું આધિપત્ય—અર્થાત્ ઇંદ્રપદ મળે તો પણ મારી ઇંદ્રિયોને શોષનારો આ શોક કોઇ ઉપાયે જાય એમ નથી.

ટીકાઃ—આ સર્વ ગોત્રજોને જોઈને મારા મનમાં જે શોક ઉત્પન્ન થયો છે, તે આપના ઉપદેશ વિના કોઈ પણ ઉપાયથી નષ્ટ થનાર નથી. સમગ્ર પૃથ્વીનું રાજ્ય મળે કિંવા ઇંદ્રપદ મળે, તો પણ મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો આ મોહ દૂર થનાર નથી. જેમ શેકેલાં બીજ ગમે તેવી ઉત્તમ જમીનમાં વાવે અને તેના પર મનમાન્યું પાણી સિંચે તો પણ તે ઊગતાં નથી, કિંવા જ્યાં આયુષ્યની દોરી તૂટી હોય ત્યાં હરિનામ સિવાય

ઇતર ઔષધનો કશો ઉપયોગ નથી; તે પ્રમાણે મને સર્વ રાજ્ય-ભોગ અને સંપત્તિ પ્રાપ્ત થાય તોપણ આ મોહમાંથી મુક્ત થવાને માટે મને તેનો જરા પણ ઉપયોગ નથી. હે કૃપાનિધે! આવી સ્થિતિમાં તો તમારી કૃપાજ ઉપયોગી થઈ પડશે. ક્ષણ-ભર ભ્રાંતિ દૂર થતાં અર્જુન આ પ્રમાણે બોલ્યો. પરંતુ તેને પુનઃ મોહે ઘેરી લીધો. જ્ઞાનેશ્વર મહારાજ અર્જુનની આ સ્થિતિ વર્ણવતાં જણાવે છે કે, તેને મોહની લહરી લાગી નહોતી; પરંતુ મહામોહરૂપી કાળસર્પેજ તેને ગ્રસ્યો હતો. તેના હૃદય-કમળમાં કારુણ્યનો પ્રવેશ થયો છે, એવી સંધિ સાધીને તેના મર્મસ્થાનમાં તેણે દંશ કર્યો હતો. આથીજ લહરી પર લહરી આવી, અર્જુનની વ્યાકુળતા વૃદ્ધિંગત થતી હતી. આવો કઠિન પ્રસંગ જોઈને જેની માત્ર કૃપાદૃષ્ટિથી વિષનો નાશ થાય છે, એવા શ્રીકૃષ્ણ ભગવાનરૂપી ગારુડી તેનું રક્ષણ કરવા માટે ધાઈ આવ્યા. હવે મોહથી વ્યાપ્ત થયેલા અને શ્રીકૃષ્ણની નિકટ બેઠેલા અર્જુનનું તેઓ (શ્રીકૃષ્ણ) રક્ષણ કરશે. આટલા માટેજ મેં મોહસ્વરૂપ કાળસર્પે અર્જુનને ગ્રસ્ત કરી લીધો, એવું રૂપક આપ્યું છે. જે પ્રમાણે વાદળાંથી સૂર્ય આચ્છાદિત થાય છે, તે પ્રમાણે ભ્રાંતિથી અર્જુન એ સમયે આચ્છાદિત થયો હતો. જેમ ગ્રીષ્મઋતુમાં ડુંગર પર આગ લાગે છે તે પ્રમાણે અર્જુન દુઃખથી જર્જર થઇ ગયો હતો; માટે બળતા ડુંગર પર જે પ્રમાણે નીલવર્ણનો જલપૂર્ણ મેઘસમુદાય તૂટી પડી તેને શાંત કરે છે, તેમ પ્રથમથીજ નીલવર્ણના અને કૃપામૃતરૂપી જળથી ભરેલા તે મહામેઘરૂપ શ્રીગોપાળ તેના પર કૃપામેઘની વૃષ્ટિ કરવા લાગ્યા. તેમની દંતપ્રભા જાણે વચમાં વચમાં વિદ્યુત ચમકતી ન હોય, તેવો પ્રકાશ આપી રહી હતી. તેમનું ગંભીર ભાષણ જાણે મેઘગર્જના ન હોય તેની પેઠે શોભતું હતું. આવો શ્રીકૃષ્ણ ભગવાનરૂપ મેઘ કેવી વૃષ્ટિ કરે છે અને તે વર્ષાથી અર્જુનરૂપી પર્વત કેવો શાંત થાય છે તથા તેને જ્ઞાનના નવા અંકુર કેવા ફૂટે છે; તે કથા સાવધાન ચિત્તે શ્રવણ કરો, એમ નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા. (૮૦)

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥

શ્લોકાર્થઃ–હે શત્રુતાપન! અર્જુન આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહી, હું હવે યુદ્ધ નહિ કરું, એમ બોલી સ્તબ્ધ રહ્યો. (૯)

ટીકાઃ–સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહેવા લાગ્યોઃ–હે રાજા! પુનઃ તે અર્જુન શોકયુક્ત અંતઃકરણથી કહેવા લાગ્યો કે, હે દેવ! હવે આપ મને યુદ્ધ કરવા માટે લેશ પણ આગ્રહ કરશો નહિ. હું નિઃસંશય યુદ્ધ કરનાર નથી. આ પ્રમાણે બોલીને તે સ્તબ્ધ રહ્યો. અર્જુનને આ સ્થિતિમાં રહેલો જોઇ શ્રીકૃષ્ણ ભગવાનને ઘણું આશ્ચર્ય લાગ્યું. (૮૩)

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥

શ્લોકાર્થઃ-હે રાજા! બન્ને સૈન્યની વચ્ચે ઉદ્વિગ્ન થયેલા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ મંદ હાસ્ય કરીને બોલ્યા. (૧૦)

ટીકાઃ–ભગવાન પોતાના મન સાથે બોલ્યાઃ–આ પ્રસંગે આ અર્જુનને કોણ જાણે શું થયું છે? શા ઉપાયે એને સમજાવી શકાય? શું કરવાથી એના હૃદયમાં ધૈર્ય ઉત્પન્ન કરી શકાય? જે પ્રમાણે માંત્રિક ભૂતના નિવારણનો વિચાર કરે છે અથવા રોગ અસાધ્ય જાણીને વૈદ્ય અમૃતતુલ્ય દિવ્ય ઔષધિની તત્કાળ યોજના કરે છે; તે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને મનમાં નિશ્ચય કરીને રોષયુક્ત ભાષણ કરવાનો આરંભ કર્યો. જેમ માતાના ક્રોધમાં ગુપ્તરૂપે સ્નેહ હોય છે કિંવા ઔષધની કટુતામાં અમૃત રહેલું હોય છે, પરંતુ તે બહાર દેખાતું નથી અને ગુણમાંજ પ્રકટ થાય છે; તેમ ઉપરથી ક્રોધયુક્ત પરંતુ અંતરમાં અતિ મમતથી ભરેલો ઉપદેશ શ્રીકૃષ્ણે અર્જુનને આપવાનો પ્રારંભ કર્યો. (૯૦)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥

શ્લોકાર્થઃ–જેનો શોક કરવો ઉચિત નથી તેનો તું શોક કરે છે અને મહાપાંડિત્યની વાત કરે છે! જે જ્ઞાની છે તે કાંઇ મરેલા કે જીવતાનો શોક કરતા નથી. (૧૧)

ટીકાઃ–પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા–આ યુદ્ધપ્રસંગે તેં વચમાંજ શું ઇદંતૃતીયં ઊભું કર્યું, તે જોઇ આશ્ચર્ય થાય છે. તું પોતાને જ્ઞાની કહેવડાવે છે, પરંતુ અજ્ઞાનનો પલ્લવ તો છોડતો નથી. તને બોધ આપવાનો વિચાર કરું તે પૂર્વે તુંજ મોટી ડાહી ડાહી વાતો કરે છે. જન્મથી અંધ હોય તેને વળી ગાંડપણ લાગે, એટલે પછી જેમ ફાવે તેમ તે દોડાદોડ કરી મૂકે તેમાં શી નવાઇ? આવા માણસોમાંનોજ તું એક લાગે છે. તું તારી પોતાની દશા તો જાણતો નથી અને કૌરવને માટે શોક કરે છે; તેથી મને વારંવાર આશ્ચર્ય લાગે છે. હે અર્જુન! આ વિશ્વની જે અનાદિ રચના તે ખોટી છે? આ ત્રૈલોક્યનો પાલનકર્તા તુંજ છે? આ જગતમાં કોઇ એક ઈશ્વર છે અને તે પ્રાણીમાત્રની ઉત્પત્તિ કરે છે; એમ જે કહેવાય છે તે વાત ખોટી છે? શું જન્મમૃત્યુ તેંજ ઉત્પન્ન કર્યાં? અને જ્યારે તું ઇચ્છા કરશે ત્યારે તેનો નાશ થશે કેમ? જો ભ્રમમૂલક અહંકારથી ગ્રસ્ત થઈ તું કૌરવનો ઘાત કરવાનો વિચાર મનમાં આણશે નહિ, તો શું તે સર્વ ચિરંજીવજ રહેશે? કિંવા તુંજ માત્ર મારનારો અને અન્ય સર્વ મરનારા? આવી ભ્રાંતિને કદી પણ ચિત્તમાં પ્રવેશવા દઈશ નહિ. આ જગત અનાદિકાળથી ચાલ્યું આવે છે. (૧૦૦) મૂર્ખતાને લીધે આ વિવેક તું જાણતો નથી; તેથીજ, જે વાત મનમાં લાવવી પણ ન જોઇએ, તે વિષે વ્યર્થ ચિંતન કરી ઊલટો મને ડહાપણ શીખવે છે. આ તરફ જો! વિચારવંત પુરુષ ઉત્પત્તિ કે નાશનો હર્ષશોક કરતા નથી; કેમકે એ ભ્રાંતિજ છે. (૨)

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

શ્લોકાર્થઃ–હું પૂર્વે કદી ન હતો, કિંવા તું પણ કદી ન હતો; અથવા આ રાજાઓ પણ ન હતા, અથવા હવે પછી પણ આપણે સર્વે નહિ હોઇશું એમ નથી. (૧૨)

ટીકાઃ–હે અર્જુન! તમે, અમે અને આ સર્વ રાજાઓ વગેરે જે આ સ્થળે એકત્રિત થયા છીએ, તે સર્વ આવા નિત્ય રહેવાના કિંવા સર્વથા નાશ પામવાના, એ બન્ને ભ્રાંતિ છે; કેમકે ઉત્પત્તિ કિંવા નાશ માયાનાજ યોગથી દેખાય છે. બાકી આત્મા તો વસ્તુતઃ અવિનાશીજ છે. વારુ, પવનથી પાણીમાં તરંગ ઉત્પન્ન થાય છે, ત્યારે કોને ઉત્પન્ન થયેલું માનવું? અને પવન બંધ થતાં પાણી સ્થિર થાય છે ત્યારે કોનો નાશ થયેલો માનવો? આનો વિચાર કર. (૭)

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

શ્લોકાર્થઃ–આત્માનો જે આ દેહ તેને જે પ્રમાણે બાલ્ય, તારુણ્ય અને વાર્ધક્ય, એ ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે અને મટી જાય છે, પરંતુ તે અવસ્થાની સાથે કાંઈ દેહ જતો કે આવતો નથી; તે પ્રમાણે આત્માને અન્ય દેહોની પ્રાપ્તિ અને ક્ષય થાય છે, પરંતુ આત્મા નાશ પામતો નથી; એમ સમજી જ્ઞાનીઓ દેહાંતરપ્રાપ્તિ માટે ભ્રમમાં પડતા નથી. (૧૩)

ટીકાઃ–વળી શરીર એકજ હોવા છતાં વયપરત્વે તેમાં પણ ફેરફાર માલૂમ પડે છે, એ પ્રત્યક્ષ પ્રમાણ છે. એજ શરીરમાં આપણે બાળપણ જોઈએ છીએ, પછી બાળપણ જઇ તારુણ્ય આવે છે; પરંતુ આવા પ્રત્યેક ફેરફારની સાથે કાંઈ દેહનો નાશ થતો નથી. તેજ પ્રમાણે આત્માને માટે પણ અસંખ્ય શરીરો બદલાયા કરે છે, એવું જાણનારા મોહથી દુઃખી થતા નથી.

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! ઇંદ્રિયો અને વિષયો સાથેનો સંબંધ, એ શીત તથા ઉષ્ણ અને સુખ તથા દુઃખ આપે છે;

તે વિષયસંબંધ ઉત્પત્તિ અને નાશવાળો છે, અર્થાત અનિત્ય છે. માટે હે ભારત! તેને મિથ્યા સમજી સહન કર. (૧૪)

ટીકાઃ—આ વાત લક્ષમાં ન આવવાનું કારણ ઇંદ્રિયાધીનતા છે. ઇંદ્રિયોએ મનુષ્યનું અંતઃકરણ વિષયો તરફ વાળ્યું છે, તેથી આ ભ્રમ ઉત્પન્ન થાય છે. ઇંદ્રિયો વિષયનું સેવન કરે, એટલે સુખદુઃખ ઉત્પન્ન થાય છે. આથી અંતઃકરણ સુખદુઃખમાં ગુંથાઈ જાય છે. વિષયો અસ્થિર હોવાથી તેમાં કદી દુઃખ તો કદી સુખ માલૂમ પડે છે. હવે શબ્દવિષયની વ્યાપ્તિ તો જુઓ! કર્ણ દ્વારા નિંદા સાંભળી દ્વેષ ઉત્પન્ન થાય છે અને સ્તુતિ સાંભળી સંતોષ ઉત્પન્ન થાય છે. સ્પર્શવિષયના બે ગુણો મૃદુતા અને બીજો કઠિનતા છે; તે ત્વચા પર લાગવાથી સુખ કિંવા દુઃખ ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે રૂપવિષયનાં પણ બે લક્ષણો સુંદરતા અને કદ્રૂપતા છે. નયન દ્વારા જોવાથી આ વિષયપરત્વે સુખ કિંવા દુઃખનું ભાન થાય છે. આજ રીતે સુગંધ અને દુર્ગંધ એવા બે ગુણ ગંધવિષયના છે. ઘ્રાણેંદ્રિય દ્વારા તે સંતોષ કિંવા અસંતોષ ઉત્પન્ન કરે છે. તેજ પ્રમાણે રસના બે પ્રકાર દ્વારા પ્રીતિ અને ત્રાસ ઉત્પન્ન થાય છે; માટે વિષયોનો સંગજ ભ્રષ્ટ કરનાર વસ્તુ છે. ઇંદ્રિયોને વશ થવાથી શીતોષ્ણની બાધા વળગે છે; અને માણસ આપોઆપજ સુખદુઃખને આધીન થઇ જાય છે. ઇંદ્રિયોનો સ્વભાવજ એવો છે કે, તેને વિષયો સિવાય બીજા કશામાં સુંદરતા જણાતી નથી; પરંતુ તે મૃગજળ જેવા કિંવા સ્વપ્નમાં ભોગવેલા ઐશ્વર્ય જેવાજ છે. માટે હે પાર્થ! તેનો સંગ ન કરતાં ત્યાગજ કર. (૨૨)

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

શ્લોકાર્થઃ—હે પુરુષશ્રેષ્ઠ! જે સુખદુઃખને સમાન (મિથ્યા) માને છે, તે વિવેકી પુરુષને આ વિષયસંબંધ બાધ કરી શકતો નથી; તે પુરુષ મોક્ષપ્રાપ્તિને માટે યોગ્ય બને છે. (૧૫)

ટીકાઃ–જે પુરુષ આ વિષયોને આધીન થતો નથી તેને સુખ અને દુઃખની પ્રાપ્તિ થતી નથી તથા તેનો ગર્ભવાસનો ફેરો મટી જાય છે. હે અર્જુન ! જે આ વિષયોનો દાસ નથી બનતો તેને અવિનાશી સમજ. (૨૪)

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

શ્લોકાર્થઃ–જે અસત્ એટલે મિથ્યા છે, તે સત્ અર્થાત્ ખરું કદી પણ થનાર નથી; અને જે સત્ છે તેનો કદી પણ નાશ થનાર નથી. આ સત્ અને અસતના સિદ્ધાંતને માત્ર તત્ત્વવેત્તાઓએજ જાણ્યો છે. (૧૬)

ટીકાઃ–હવે હે અર્જુન ! તને એક બીજી વાત હું કહું છું. આ વાત સંબધે વિચાર કરવાથી પરલોકની પ્રાપ્તિ થાય છે. આ જગતમાં સર્વવ્યાપક એવું જે એક ગૂઢ ચૈતન્ય છે, તેનો તત્ત્વજ્ઞ લોકો સદૈવ સ્વીકાર કરે છે. દૂધ અને પાણી એકત્ર કરવામાં આવ્યાં હોય, તો પણ જે પ્રમાણે રાજહંસ તેને ભિન્ન કરે છે; અથવા જેમ ચતુર લોકો મિશ્ર ધાતુને અગ્નિમાં તપાવી શુદ્ધ કાંચન જુદું પાડે છે; કિંવા બુદ્ધિના યોગે દહીંનું મંથન કરી માખણ જુદું કાઢવામાં આવે છે; અથવા ભૂસું અને ધાન્ય એકત્ર હોવા છતાં પવનથી તેને છૂટાં પાડી શકાય છે; તેજ પ્રમાણે વિચાર કરવાથી પ્રપંચજાળનો સહજ નાશ થાય છે અને જ્ઞાનીને માટે પછી માત્ર યથાર્થ તત્ત્વ–બ્રહ્મજ શેષ રહે છે. માટે જ્ઞાનીને અનિત્ય વસ્તુમાં સત્યબુદ્ધિ રહેતી નથી; કારણ કે સત્ અને અસત્ એ ઉભયનું સ્વરૂપ તેમની જાણમાં હોય છે. (૩૨)

अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

શ્લોકાર્થઃ–જે ચૈતન્યથી સર્વ જગત વ્યાપ્ત છે, તે નાશ પામનાર નથી, એમ સમજ; આવા નાશરહિત ચૈતન્યનો વિધ્વંસ કરવાને કોઈ પણ સમર્થ નથી. (૧૭)

ટીકાઃ-ખરાખોટાનો વિચાર કરતાં જણાશે કે, જે અસાર છે, તે ભ્રાંતિ છે અને જે સાર છે, તે સ્વભાવતઃજ નિત્ય અવિનાશી છે. જેમાંથી આ ત્રૈલોક્યની ઉત્પત્તિ થઈ છે, તેને નામ, રૂપ, રંગ આદિ કોઇ પણ લક્ષણો નથી. તે સદૈવ સર્વવ્યાપક હોઇ જન્મમરણથી અતીત છે; તેનો નાશ કરવા જાઓ, તો પણ કદી તેનો નાશ થતો નથી. (૩૫)

अंतवंत इमे देहा नित्यस्यौक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

શ્લોકાર્થઃ-અવિનાશી, અમાપ અને નિત્ય એવા આત્માનો જે દેહ છે તે નાશવંત છે, એમ જ્ઞાનીઓ કહે છે; માટે હે ભારત! તું યુદ્ધ કર. (૧૮)

ટીકાઃ-હે અર્જુન! શરીરમાત્ર સ્વભાવથીજ નાશવંત છે, માટે તું યુદ્ધ કર. (૩૬)

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥

શ્લોકાર્થઃ-આત્મા મારનારો છે અને આત્મા મરનારો છે, એમ જે સમજે છે તે બન્ને અજ્ઞાની છે; કારણ કે આત્મા કોઇને મારતો નથી અને કોઇથી મરાતો પણ નથી. (૧૯)

ટીકાઃ-તું દેહનું અભિમાન ધરીને તથા શરીર પર દૃષ્ટિ રાખીને કહે છે કે, હું મારનાર છું અને કૌરવ મરનાર છે; પરંતુ હે અર્જુન! તું ખરી વાત સમજતો નથી. યથાર્થ વિચાર કરતાં તને જણાશે કે, તું મારનારો પણ નથી અને તેઓ મરનારા પણ નથી. (૩૮)

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥
वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१॥

શ્લોકાર્થઃ-આ આત્મા કદી પણ ઉત્પન્ન થતો નથી અને કદી મરતો નથી. એ પૂર્વે જન્મ પામી પુનઃ મૃત્યુ પામશે,

એમ છેજ નહિ. એ અજન્મા, નિત્ય, શાશ્વત અને અનાદિ છે; શરીરનો વધ થવા છતાં એનો નાશ થતો નથી. (૨૦) હે પાર્થ ! આત્માને જે અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકૃત જાણે છે; તે અન્યને કેવી રીતે તથા કોના દ્વારા મરાવશે કે મારશે ? (માટે તે મરાવનાર કે મારનાર પણ નથી.) (૨૧)

ટીકાઃ–જે પ્રમાણે સ્વપ્નમાંના વિષયો સ્વપ્નમાંજ ખરા ભાસે છે, પરંતુ જાગ્રતાવસ્થામાં તેમાંનું કાંઇજ રહેતું નથી; તે પ્રમાણે આ સર્વ માયિક છે અને તું વ્યર્થ ભ્રમમાં પડયો છે. અરે! જે પ્રમાણે મનુષ્યની છાયા પર કરાયલો શસ્ત્રપ્રહાર દેહને નથી લાગતો, કિંવા પાણીથી ભરેલું પાત્ર ઊંધું નાખતાં તેમાંનું સૂર્યબિંબ નાશ પામેલું જણાય છે પણ તેથી ખરો સૂર્ય નાશ પામતો નથી, અથવા ઘરમાંના આકાશનો આકાર ઘરના જેવોજ છે; પરંતુ ઘરનો નાશ થતાં તે આકાશ નાશ પામતું નથી, તેજ પ્રમાણે શરીરનો નાશ થવાથી આત્માનો કદી નાશ થતો નથી. માટે બાપુ ! તું વ્યર્થ ભ્રાંતિથી ભ્રમિત થઈશ મા.

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णातिनरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

**શ્લોકાર્થઃ**–જે પ્રમાણે પુરુષ જૂનાં વસ્ત્ર ઉતારી નવાં વસ્ત્ર પરિધાન કરે છે; તેજ પ્રમાણે આત્મા જૂનાં શરીરોનો ત્યાગ કરી નવાં શરીરો ધારણ કરે છે. (૨૨)

ટીકાઃ–મનુષ્ય જે પ્રમાણે જીર્ણ થયેલાં વસ્ત્ર ફેંકી દઈ નવાં વસ્ત્ર ધારણ કરે છે, તે પ્રમાણે આ ચૈતન્યનાથ–આત્મા એક દેહનો ત્યાગ કરી અન્યનો સ્વીકાર કરે છે. (૪૪)

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोपयति मारुतः ॥ २३ ॥**
**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥**

**શ્લોકાર્થઃ**–એ આત્માને શસ્ત્ર ખંડિત કરી શકતાં નથી, અગ્નિ ભસ્મ કરી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી, પવન

સૂકવી શકતો નથી. (૨૩) એ અખંડિત થઈ શકતો નથી, ભસ્મીભૂત થતો નથી, ભીંજાઇ શકતો નથી અને સુકાઇ જતો પણ નથી. એ તો અવિનાશી, સર્વવ્યાપી, સ્થિર, અચલ અને શાશ્વત છે.

**ટીકાઃ**—આ આત્માજ જન્મમરણરહિત હોઇ સ્વતઃસિદ્ધ નિત્ય છે. વળી તે ઉપાધિરહિત હોઈ અત્યંત શુદ્ધ છે; માટે શસ્ત્રાદિકથી એનો ઘાત થઈ શકતો નથી. એ પ્રલયકાળના પ્રાણીમાં ડૂબતો નથી, અગ્નિથી ભસ્મ થઈ શકતો નથી તેમજ વાયુમાં પણ એને સૂકવવાની શક્તિ નથી. માટે હે અર્જુન! એ નિત્ય, ક્રિયારહિત તથા શાશ્વત હોઇ સર્વ સ્થળે વ્યાપ્ત છે. (૪૭)

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

**શ્લોકાર્થઃ**—એ આત્માને આકાર નથી, જેથી ચિત્ત દ્વારા એ ચિંતવી શકાતો નથી; વળી તે વિકારરહિત કહેવાય છે. માટે આત્માને એવો સમજ્યા પછી તારે શોક કરવો ઉચિત નથી.

**ટીકાઃ**—આત્મા તર્કશાસ્ત્રની દૃષ્ટિથી દેખાતો નથી. ધ્યાન તો તેનો મેળાપ કરવાને માટે સદા તલપતું જ રહ્યું છે. હે અર્જુન! એ આત્મા મનથી સદા દુર્લભ, સાધનથી સદા અસાધ્ય, અનંત અને શ્રેષ્ઠ છે. એ ત્રિગુણાતીત, અનાદિ, વિકારરહિત, સ્વરૂપાતીત અને વસ્તુમાત્રના સ્વરૂપમાં વ્યાપ્ત છે. હે અર્જુન! આ રીતે આત્માને સર્વવ્યાપી જાણીશ કે તત્કાળ શોકરહિત થઈશ.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

**શ્લોકાર્થઃ**—હવે આત્મા નિત્ય ઉત્પન્ન થાય છે અને નિત્ય નાશ પામે છે, એવો તારો મત હોય તો પણ હે અર્જુન! તે માટે તારે આવો શોક કરવો યોગ્ય નથી. (૨૬)

**ટીકાઃ**—અથવા હે અર્જુન! એમ ન જાણતાં એ નાશવંત જ છે એમ જો તું માને, તો પણ તારે શોક કરવાનું કારણ નથી. કારણ કે જેમ ગંગાનાં પાણીનો પ્રવાહ અખંડ છે, તેમ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો પ્રવાહ એ

ચાલ્યાજ કરે છે! આત્માને તો આ ત્રણે અવસ્થા સદા સરખીજ છે; અને પ્રાણીમાત્રને તો આ ત્રણે અવસ્થા કોઇ વેળા છોડતી નથી. માટે એ રીતે પણ આ સર્વને માટે તારે શોક કરવાનું પ્રયોજનજ નથી. સ્વભાવથીજ આ સર્વ ક્રમ અનાદિ ચાલ્યો આવે છે. જો આ વાત તારા લક્ષમાં ન આવતી હોય તો પણ પ્રાણીમાત્ર જન્મમરણને આધીન છે એ વાત તો તું સમજે છેજ. માટે જન્મમરણને મટાડી શકાય એમ નથી, એવું સમજીને પણ તારે શોક કરવાનું પ્રયોજન નથી. (૫૮)

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

શ્લોકાર્થઃ—જે ઉત્પન્ન થાય છે તે નિઃસંશય મૃત્યુ પામે છે, અને જે મરે છે તે નક્કી પુનર્જન્મ પામે છે. માટે એ ઘટના અપરિહાર્ય (ટાળી ન શકાય તેવી) છે; તેનો તારે શોક કરવો ઉચિત નથી. (૨૭)

ટીકાઃ—જેનો જન્મ થયો તેનું મૃત્યુ થનારજ છે; અને જેનું મરણ થયું છે તેનો પુનર્જન્મ થનાર છે. એ પ્રમાણે આ ઘટમાળ એકસરખી ચાલુજ છે. અથવા સૂર્યનો ઉદય અને અસ્ત જેમ આપોઆપ નિત્ય થયા કરીને કદી બંધ રહેતો નથી; તેજ પ્રમાણે આ જગતમાં મૃત્યુ પણ મટાડી શકાય તેમ નથી. છેવટે મહાપ્રલયકાળે આ ત્રૈલોક્યનો પણ સંહાર થાય છે; માટે ઉત્પત્તિ અને અંત અપરિહાર્ય છે. જો તને આવી સમજ પડી હોય તો હે અર્જુન! તું શોક શા માટે કરે છે? જાણીબૂજીને ઘેલો કાં થાય છે? હે પાર્થ! વળી એક બીજી વાતનો વિચાર કરતાં પણ તારે દુઃખ ધારણ કરવાનું કશું પ્રયોજન નથી.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥
आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्य।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥

**શ્લોકાર્થઃ**—હે ભારત! સર્વ ભૂતો પ્રથમ અવ્યક્ત અર્થાત્ જાણી ન શકાય તેવી સૂક્ષ્મ સ્થિતિમાં હોય છે; તદનંતર વચ્ચે તે વ્યક્ત સ્થિતિમાં આવે છે અને અંતે અવ્યક્ત સ્થિતિમાં લય પામે છે; ત્યારે તે માટે શોક તે શો કરવો? (૨૮) કોઇ આત્માને આશ્ચર્યવત્ જુએ છે, કોઈ તેને આશ્ચર્યવત્ વર્ણવે છે, કોઈ તેને આશ્ચર્યવત્ સાંભળે છે અને કોઇ તેના ગુણાનુવાદ શ્રવણ કરીને પણ તેને જાણતો નથી. (૨૯)

**ટીકાઃ**—આ સર્વ પ્રાણીઓ ઉત્પત્તિપૂર્વે નિરાકાર હતાં અને જન્મ લીધા પછી આકારને પ્રાપ્ત થયાં. તે જ્યારે લય પામે છે, ત્યારે પણ તે નિઃસંશય અન્ય સ્થિતિમાં નહિ જતાં, પોતાની પૂર્વસ્થિતિ—અર્થાત્ અવ્યક્ત સ્થિતિને પ્રાપ્ત થાય છે. હવે મધ્યમાં તેમનું જે સ્વરૂપ દેખાય છે, તે નિદ્રાગ્રસ્ત મનુષ્યના સ્વપ્ન સમાન હોઇને માયાના યોગથીજ સત્ય ભાસે છે; કિંવા જળને પવનનો સ્પર્શ થતાં તે જ પ્રમાણે તરંગરૂપે દેખાય છે, કિંવા ભિન્ન ભિન્ન લોકોની ઇચ્છા પ્રમાણે સુવર્ણ જેમ નાનાવિધ અલંકારરૂપે થાય છે; તેજ પ્રમાણે સર્વ પ્રાણીઓ માયાના યોગથીજ ઉત્પન્ન થયાં છે, એમ સમજ. જેમ આકાશમાં મેઘધનુષ્ય નહિ હોવા છતાં દેખાય છે, તેમ જે મૂળથીજ છે નહિ તેવાં આ શરીરો માટે તું કેમ રડે છે? માટે તે અક્ષયબ્રહ્મ પ્રતિજ લક્ષ આપ, કે જે બ્રહ્મ ઉપર સાધુને પ્રેમ ઉત્પન્ન થવાથી વિષયો તેને છોડી જાય છે; જે બ્રહ્મને માટે તે વિરક્ત બનીને વનવાસી થાય છે; જે બ્રહ્મ પર દૃષ્ટિ રાખીને મનનશીલ પુરુષો બ્રહ્મચર્યાદિ વ્રતો તથા તપો આચરે છે; તે બ્રહ્મ તરફ શુદ્ધ ચિત્તે જોતાં જોતાં કેટલાક લોકો અંતરમાં નિશ્ચલ થઇ સર્વ સંસારને વીસરી જાય છે. જેના ગુણાનુવાદ ગાતાં ગાતાં કેટલાકનાં ચિત્તને ઉપરતિ થાય છે અને અંતે તે તેમાંજ નિમગ્ન થઇ જાય છે; જેના સ્વરૂપનું વર્ણન સાંભળી કોઇ શાંત થઇને દેહાભિમાનથી નિવૃત્ત થાય છે અને કોઈ અનુભવ લઈને તદ્રૂપજ બની જાય છે. જેમ નદીઓનો સર્વ ઓઘ સમુદ્રમાંજ જઈને મળે છે, પણ તેમાં નહિ સમાતાં પાછો ફરતો નથી; તેમ

યોગીઓની બુદ્ધિ એક વેળા તેના તરફ વળી એટલે તે તેમાં તદ્રૂપ થઈ જાય છે અને એવા તદ્રૂપ થયેલા યોગીઓ પુનઃ સંસારમાં આવતા નથી. (૭૬)

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! સર્વ દેહોમાં વિદ્યમાન એવો જે આત્મા તેનો કદી પણ વધ થઇ શકતો નથી, માટે સર્વ ભૂતોને માટે શોક કરવો તને ઉચિત નથી. (૩૦)

ટીકાઃ–હે અર્જુન! સર્વત્ર સર્વનાં અંતરમાં વ્યાપ્ત અને પ્રયાસ કરવાથી પણ જેનો ઘાત થતો નથી એવું જે એક ચૈતન્ય છે, તેજ જગદ્રૂપ બનેલું છે, એ વાત લક્ષમાં રાખ. સ્વભાવતઃજ સર્વ ઘટનાઓ બને છે અને નાશ પામે છે. ત્યારે હવે તુંજ કહેકે, શોક શાને માટે કરવો? હે પાર્થ! આ સરળ વાત તારા મનમાં કેમ ન આવી? એકંદરે આ શોક કરવો એ તને યોગ્ય નથી. (૭૯)

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥

શ્લોકાર્થઃ–સ્વધર્મની દૃષ્ટિથી જોતાં પણ તારે કંપિત થવું યોગ્ય નથી; કારણ કે ધર્મયુદ્ધ પ્રાપ્ત થવું એના કરતાં અન્ય કોઇ વસ્તુ ક્ષત્રિયોને કલ્યાણકારક નથી. (૩૧)

ટીકાઃ–અરે અર્જુન! તું વિચાર કેમ કરતો નથી? આ તે તું શું લઈ બેઠો છે? જે સ્વધર્મના પાલનથી મનુષ્ય તરે છે, તેને તો તું તદન વીસરી ગયો છે. કદાચ કૌરવોનું કાંઈ વિપરીત થાય અથવા તારા સંબંધમાંકાંઇ અનિષ્ટ પરિણામ આવે કિંવા આ સર્વ જગતનો પણ નાશ થાય તો પણ સ્વધર્મ તો કદાપિ તજવોજ નહિ. તેનો ત્યાગ કરીને તારા મનમાં જે દયા ઉત્પન્ન થઇ છે, તે દ્વારા તારો ઉદ્ધાર થશે કે? હે અર્જુન! યદ્યપિ તારું હૃદય દયાથી આર્દ્ર થયું છે, તો પણ તે દયા આ યુદ્ધને પ્રસંગે અનુચિત છે. ગાયનું દૂધ ઉત્તમ છતાં કેટલાક વ્યાધિને માટે તે વર્જ્ય હોય છે. તે જો નવા તાવવાળાને

આપવામાં આવે તો તે વિષવત્ થઈ પડે છે; તેજ પ્રમાણે જો એક માણસ બીજાના ધર્મનું આચરણ કરે તો તેના હિતનો નાશ થાય છે; માટે હવે સાવધ થા! વ્યર્થ શોકાકુલ થઇશ નહિ અને જે ક્ષાત્રધર્મના આચરણથી કોઇ પણ કાળે દોષ નથી, તે સ્વધર્મ પ્રત્યેજ લક્ષ આપ. જેમ યોગ્ય માર્ગે ચાલવાથી કદી પણ અનિષ્ટની ઉત્પત્તિ થતી નથી, કિંવા દિવ્ય પ્રકાશમાં ચાલવાથી ઠેસ વાગતી નથી; તેમ હે અર્જુન! જે સ્વધર્મના પંથે ચાલે છે, તેની સર્વ મનોકામના પૂર્ણ થાય છે. માટે તમને ક્ષત્રિયને સંગ્રામ સિવાય કોઇ પણ કાર્ય આવે પ્રસંગે ઉચિત નથી. મનમાં કપટ ન રાખતાં સામસામા ઊભા રહી એકબીજા પર પ્રહાર કરી યુદ્ધ આદરવું એજ આ પ્રસંગે તારો ધર્મ છે. વધારે શું કહેવું?

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥ ३२ ॥**

**શ્લોકાર્થ**:-હે પાર્થ! સહજ પ્રાપ્ત થયેલો આ યુદ્ધપ્રસંગ એ તો સ્વર્ગનું ઉઘડેલું દ્વાર છે! આવું યુદ્ધ તો ભાગ્યશાળી ક્ષત્રિયોનેજ પ્રાપ્ત થાય છે. (૩૨)

**ટીકા**:-હે અર્જુન! આ યુદ્ધ તને પૂર્વપુણ્યથીજ પ્રાપ્ત થયું છે, જાણે તારા સર્વ ભંડારજ ખૂલી ગયા છે! અરે આને તે યુદ્ધ કહેવું કે મૂર્તિમંત સ્વર્ગનો ઉદય થયેલો કહેવો? જાણે તારા ગુણોની કીર્તિ સાંભળીને પ્રત્યક્ષ કીર્તિદેવીજ તારા પર અતિ આસક્ત થઇને, તને વરમાળા આરોપવાને આવી હોય તેમ લાગે છે. ક્ષત્રિયોને પુષ્કળ પુણ્ય કર્યાં હોય ત્યારેજ આવો યુદ્ધપ્રસંગ પ્રાપ્ત થાય છે. જેમ રસ્તે જતા એકાદ વટેમાર્ગુને ચિંતામણિ મળી જાય છે, કિંવા બગાસું ખાવાને મુખ પહોળું કરતાં તેમાં અકસ્માત્ અમૃતબિંદુ આવી પડે તેમ તને આ યુદ્ધપ્રસંગ પ્રાપ્ત થયો છે. (૯૫)

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥**

**શ્લોકાર્થ**:-એમ છતાં પણ જો તું આ ધર્મયુદ્ધનો ત્યાગ કરશે તો આ લોકની કીર્તિ અને પરલોકના સાધનરૂપ સ્વ-

ધર્મનો નાશ થશે અને પાપની વૃદ્ધિ થશે. (૩૩)

ટીકાઃ—જો તું આવા આ સંગ્રામનો ત્યાગ કરીને વ્યર્થ વસ્તુનોજ શોક કરતો બેસી રહીશ, તો પોતાની હાનિ પોતાને હાથેજ કરવા જેવું થશે. જો આ રણમાં આજે તેં શસ્ત્ર ફેંકી દીધાં તો વડીલોપાર્જિત કીર્તિનો નાશ કર્યો એમજ સમજજે. એ પ્રમાણે મેળવેલી કીર્તિનો નાશ થશે; એટલુંજ નહિ, પણ સર્વ જગત પણ તારી નિંદા કરશે અને મોટા દોષો તને શોધતા ચાલ્યા આવશે. જેમ પતિરહિત સ્ત્રી સર્વથા અપમાન પામે છે, તેજ પ્રમાણે સ્વધર્મનો ત્યાગ કરનાર પણ અપમાનને પાત્ર બને છે; અથવા જેમ રણમાં પ્રેત પડ્યું એટલે ચોતરફથી ગીધડાંઓ તેને ફોલી ખાવા મંડે છે; તેજ પ્રમાણે સ્વધર્મહીન મનુષ્યના અંગમાં મહાદોષો વ્યાપી નાશ કરી દે છે. (૨૦૦)

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

શ્લોકાર્થઃ—વળી સર્વ લોક નિરંતર તારી અપકીર્તિજ ગાશે અને સંભાવિત પુરુષને અપકીર્તિ મરણ કરતાં પણ અધિક દુઃખકારક છે. (૩૪)

ટીકાઃ—માટે તું જો પ્રાપ્ત થયેલા ક્ષાત્રધર્મનો ત્યાગ કરીશ તો તને પાપ લાગશે અને કલ્પાંતે પણ અપયશનું કલંક ભુંસાશે નહિ. જ્યાં સુધી અપકીર્તિ થઇ નથી, ત્યાં સુધીજ સુજ્ઞ પુરુષો જીવવું ઉચિત સમજે છે. આમ હોવાથી હવે રણમાંથી પાછું શી રીતે જવું? તું તો જાણે દયાને લીધે રણમાંથી પાછો ફરીશ, પણ આ સર્વ એ વાતને માનશે નહિ. આ કૌરવો તને ચારે તરફથી ઘેરી લઈને તારા પર શરવૃષ્ટિ કરશે અને હે અર્જુન! પછી તારા દયાળુપણાથી કાંઈ છૂટકો થશે નહિ. એમ કરતી વખતે મહાકષ્ટે અહીંયાંથી તારો છૂટકો થયો, તો પણ એ પ્રકારે જીવવું એ તો મરણ કરતાં પણ ખરાબ છે. (૫)

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

**શ્લોકાર્થ:**–આ સર્વે મહારથીઓ તને ભયથી નાસી ગયેલો જ માનશે; અને પછી સર્વને બહુ માન્ય એવો તું હલકો પડીશ.

**ટીકા:**–વળી એક બીજી વાતનો તેં વિચાર કર્યો નથી. તું અહીંયાં ખૂબ સજ્જ થઈને યુદ્ધ કરવા આવ્યો છે, પણ જ્યારે દયાર્દ્ર થઈને પાછો જવાને નીકળીશ, ત્યારે હે અર્જુન! તું જ કહે કે, તારા વૈરી કૌરવો તને દયા આવી છે એ વાત ખરી માનશે કે? (૭)

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥**

**શ્લોકાર્થ:**–તારા સામર્થ્યની નિંદા કરી તારા શત્રુઓ ન બોલવાના ઘણા બોલ તારા સંબંધે બોલશે; આથી અધિક દુ:ખકારક બીજી શી વસ્તુ હોઈ શકે? (૩૬)

**ટીકા:**–આ લોકો કહેશે કે, અર્જુન અમારાથી ડરીને નાસી ગયો. અરે! તારા પર આવું કલંક આવે એ શું સારી વાત કે? હે ધનુર્ધારી! લોકો અનેક પ્રયત્નો કરીને કિંવા પ્રાણ આપીને પણ જે કીર્તિને સંપાદન કરે છે, તે આકાશ જેવી અનુપમ કીર્તિ વગરઅડચણે પ્રાપ્ત કરવાની તક તને અનાયાસે મળી ગઈ છે. તારી કીર્તિ અને તારા ગુણો ત્રણે લોકમાં ઉપમારહિત છે. દેશદેશાંતરના રાજારજવાડાઓ તારી સ્તુતિ કરે છે અને તારાં કીર્તિગાન ગાય છે; તે સાંભળી યમ પણ તારાથી ડરે છે. તારી કીર્તિનો મહિમા ગંગાનાં પાણી જેવો નિર્મળ અને ગહન છે; અને એ કીર્તિ સાંભળીને જગતના મહાન યોદ્ધાઓ સુધ્ધાં ચકિત બની જાય છે. આવો તારા અદ્ભુત શૌર્યનો મહિમા સાંભળી સર્વ કૌરવો પોતાના જાન પર ઉદાર થયા છે. જેમ સિંહની ગર્જના સાંભળી ઉન્મત્ત હાથીને પણ પ્રલયકાળજ ઊલટયો હોય એમ લાગે છે; તેમ આ સર્વ કૌરવોને તારો ડર લાગે છે. પર્વત જેમ વજ્રને અને સર્પ જેમ ગરુડને નમે છે, તેમ આ કૌરવો તારી સમક્ષ નીચું માથું કરી ચાલે છે; માટે હવે જો યુદ્ધ ન કરતાં પાછો ફરીશ, તો તારું એ મહત્ત્વ નષ્ટ થશે અને તને હીનતા લાગશે. વળી કદાચ તું

જવાને તૈયાર થશે; પરંતુ એ તને જવા દેશે કે? એ તો તને પકડી આણીને તારી ફજેતીજ કરશે અને તારા સાંભળત તારી અતિશય નિંદા કરશે. પાછળથી આમ મર્મભેદક શબ્દે સાંભળીને અંતઃકરણ વિદીર્ણ થવાનો પ્રસંગ આવે, તેન કરતાં અત્યારેજ શૌર્યથી યુદ્ધ શા માટે ન કરવું? જો તું અ લોકોને જીતશે તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે. (૧૯)

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः॥ ३७॥**

શ્લોકાર્થઃ-યુદ્ધમાં મરણ પામશે તો સ્વર્ગ પ્રાપ્ત થશે અને જય મળશે તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે. માટે હે અર્જુન યુદ્ધનો નિશ્ચય કરીને ઊઠ. (૩૭)

ટીકાઃ-અથવા આ રણમાં યુદ્ધ કરતાં તું મૂઓ તો સહેજે સ્વર્ગસુખ ભોગવશે. માટે હે અર્જુન! હવે આમ બેસી ન રહે ઊઠ અને હસ્તમાં શસ્ત્ર ધારણ કરી યુદ્ધનો આરંભ કર. સ્વધર્મના આચરણથી પૂર્વના દોષો નાશ પામે છે; તેને બદલે એથી પાતક લાગશે એવો ભ્રમ તને ક્યાંથી ઉત્પન્ન થયો? તુંજ કહે કે, નાવમાં બેસનારો માણસ કદી ડૂબે છે? અથવા સ્વચ્છ માર્ગમાં ચાલનારને કદી ઠેસ વાગે છે? પણ જેમ ચાલતાં ન આવડતું હોય તો ઠેસ વાગીને પડી જવાય છે; જેમ વિષની સાથે દૂધનું સેવન કરવાથી મૃત્યુ થાય છે; તેમ ફળની આશાથી સ્વધર્મનું આચરણ કરવાથી દોષ લાગે છે. માટે હે અર્જુન! નિષ્કામ થઈ ક્ષાત્રધર્મ અનુસાર યુદ્ધ કર; એટલે પાતકનો લેશ પણ તને સ્પર્શ થશે નહિ. (૨૫)

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि॥ ३८॥**

શ્લોકાર્થઃ-સુખ-દુઃખ, લાભ-હાનિ, જય-પરાજય, એ સર્વને સમાન ગણી યુદ્ધ માટે તૈયાર થા એટલે તને પાપ નહિ લાગે. (૩૮)

ટીકાઃ-સુખ પ્રાપ્ત થતાં ફુલાઇ જવું નહિ અને દુઃખની પ્રાપ્તિ થતાં ખેદ કરવો નહિ. આ સમરાંગણમાં જય મળશે

કિંવા મરણ થશે; એ ભવિષ્યના વિચાર અત્યારે કર્યા કરીશ નહિ. સ્વધર્માનુસાર વર્તતાં જે ઈષ્ટાનિષ્ટની પ્રાપ્તિ થાય, તે શાંત વૃત્તિથી સહન કર. વળી આ રીતે મનનો નિશ્ચય થયો એટલે સ્વાભાવિક રીતેજ દોષોત્પત્તિ થતી નથી, માટે હવે તું નિશ્ચયપૂર્વક યુદ્ધનો આરંભ કર.

एषा तेऽभिहिता सांख्ये बुद्धियोंगे त्विमां शृणु ।
बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥ ३९ ॥

શ્લોકાર્થઃ-હે પાર્થ ! અત્યારસુધી તને સાંખ્ય એટલે જ્ઞાન કિંવા તત્ત્વવિચારનો બોધ આપ્યો. હવે કર્મયોગવિષેની બુદ્ધિ સાંભળ, કે જે બુદ્ધિથી યુક્ત થયેલો તું કર્મબંધનથી છૂટીશ. (૩૯)

ટીકાઃ-અત્યારપર્યંત જ્ઞાનયોગ વિષે તને સંક્ષિપ્ત બોધ આપ્યો. હવે બુદ્ધિપૂર્વકના કર્મયોગ વિષે કહું છું તે સાંભળ. હે અર્જુન! પુરુષ બુદ્ધિયુક્ત કર્મયોગને પ્રાપ્ત થતાં તેને કર્મબંધનની બાધા નડતી નથી; જેમ અંગ પર વજ્રકવચ ધારણ કરવાથી શસ્ત્રોની વૃષ્ટિ વચ્ચે પણ મનુષ્ય અબાધિત રહી શકે છે. (૩૨)

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥

શ્લોકાર્થઃ-આ યોગનાં આરંભેલાં કાર્ય અધૂરાં રહે તો પણ તેથી કરેલાં કર્મો નાશ પામતાં નથી; અથવા તેને અડચણ કિંવા સંકટ નડતાં નથી; અને આ ધર્મના થોડા અનુષ્ઠાનથી પણ મહદ્ ભયમાંથી રક્ષણ મળે છે. (૪૦)

ટીકાઃ-તે પ્રમાણે આ યોગ આચરતાં આ લોકનાં સુખ નષ્ટ થતાં નથી અને મોક્ષમાં પ્રત્યવાય નડતો નથી. આ યોગમાં આરંભેલાં કાર્યો બંધ પડે તો પણ કરેલાં કર્મોનો નાશ થતો નથી, પણ મનુષ્યે નિષ્કામ બુદ્ધિ અનુસાર તે કર્મ કરવાં જોઇએ અને ફળની ઇચ્છા રાખવી જોઇએ નહિ. જેમ ભૂત, ભૂવાને પીડા કરી શકતું નથી, તેમ જેને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થઈ છે તેને સંસારની ઉપાધિ નડી શકતી નથી. જે બુદ્ધિને પાપ -પુણ્યનો બાધ થતો નથી, જે અતિ સૂક્ષ્મ અને નિશ્ચલ છે અને સત્ત્વ, રજ તથાતમ, એ ત્રણે ગુણો જેમાં પ્રવેશ કરી શકતા

નથી એવી સુબુદ્ધિ,હે અર્જુન! પુણ્યયોગે જેને થોડી પણ પ્રાપ્ત થાય તેના સંસારના સર્વ ભયનો નાશ થાય છે. (૩૭)

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! આ કર્મયોગમાં નિશ્ચયાત્મક બુદ્ધિ એકજ છે અને અનિશ્ચિત પુરુષોની બુદ્ધિ અનેક ભેદોવાળી તથા અનંત હોય છે. (૪૧)

ટીકાઃ–જેમ દીપકની જ્યોતિ નાની સરખી હોવા છતાં પણ તે મોટો પ્રકાશ આપે છે, તેજ પ્રમાણે આ સદ્‌બુદ્ધિ અલ્પ હોય તો પણ તેને થોડી સમજશો નહિ. હે અર્જુન! વિવેકીઓ સદા એ સદ્‌બુદ્ધિનીજ ઇચ્છા કરે છે; કેમકે સદ્‌બુદ્ધિ જગતમાં અતિ દુર્લભ છે. જે પ્રમાણે ઈતર પથ્થરોની પેઠે પારસમણિ કાંઈ પુષ્કળ મળતા નથી, કિંવા અમૃતનું એક બિંદુ પણ મહાસદ્‌ભાગ્યેજ પ્રાપ્ત થાય છે; તે પ્રમાણે ઈશ્વરની પ્રાપ્તિમાંજ પર્યવસાન(અંત) પામનારી સદ્‌બુદ્ધિ અત્યંત દુર્લભ છે. જે પ્રમાણે ગંગાજળનું પર્યવસાન નિરંતર સમુદ્રજ છે, તે પ્રમાણે હે અર્જુન! જેને ઈશ્વરપ્રાપ્તિ વિના અન્ય કાંઈ સિદ્ધિ નથી એવી તો આ જગતમાં એક નિષ્કામબુદ્ધિજ છે. એના વિના બીજા પ્રકારની બુદ્ધિ તે દુર્બુદ્ધિ છે. તે દુર્બુદ્ધિમાં તો વિકારજ ઉત્પન્ન થાય છે અને અવિચારી લોકો એવી દુર્બુદ્ધિમાં તથા વિકારોમાંજ સદા ખેલે છે. આથી હે અર્જુન! તે લોકોને સ્વર્ગ, સંસાર અને નરકાવસ્થાનીજ પ્રાપ્તિ થયા કરે છે; તેમને આત્મસુખ મળતું નથી. (૪૪)

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! વેદના માત્ર અર્થવાદમાંજ રત થયેલા અને કર્મ વિના અન્ય કાંઈ છેજ નહિ, એમ બોલનારા

અવિચારી લોકો અને વિષયભોગમાં તત્પર તથા સ્વર્ગપ્રાપ્તિનો હેતુ ધરાવનાર લોકો ભોગ અને ઐશ્વર્ય મેળવવાને માટે અનેક પ્રકારની વિશિષ્ટ ક્રિયાનાં વર્ણનથી ભરેલી અને જન્મ તથા કર્મ-રૂપી ફળને આપનારી જે પુષ્પિત (બાહ્યતઃ મોહક દેખાતી) વાણી બોલે છે; તે વાણીને, જેનું ચિત્ત વશ થયું છે એવા ભોગ અને ઐશ્વર્યને માટે તત્પર રહેલા લોકોનાં મનમાં નિશ્ચયાત્મક–અર્થાત્ આત્મતત્ત્વવિષયક બુદ્ધિ હોતીજ નથી. (૪૨–૪૪)

ટીકાઃ–આવા લોકો વેદના આધાર બતાવી કર્મમાર્ગનું શ્રેષ્ઠત્વ સ્થાપિત કરે છે; પરંતુ તેઓ કર્મનાં ફળ પર આસક્તિ રાખે છે. તેઓ કહે છે કે, મૃત્યુલોકમાં જન્મ લઈને યજ્ઞાદિક કર્મો કરવાં અને આહ્લાદદાયક સ્વર્ગસુખનો ઉપભોગ લેવો. હે અર્જુન! આવા દુર્બુદ્ધિયુક્ત મનુષ્યો સદૈવ એમજ કહે છે કે, સ્વર્ગસુખ વિના અન્ય સુખો સુખ આપનારાં છેજ નહિ. આવા લોકો કેવળ ભોગની ઇચ્છાથી આસક્ત હોવાને લીધે કેવળ ફળ પરજ દૃષ્ટિ રાખીને કર્મ કરે છે. વળી અનેક પ્રકારનાં અનુષ્ઠાનો વિધિયુક્ત કરી અત્યંત દક્ષતાપૂર્વક ધર્માચરણ કરે છે; પરંતુ હે અર્જુન! તેઓ એકજ વાત બહુ ખોટી કરે છે. તે એ કે, તેઓ મનમાં સ્વર્ગેચ્છા રાખે છે અને યજ્ઞભોક્તા જે ઈશ્વર તેને વીસરી જાય છે. જેમ કપૂરમાં અગ્નિ મૂકી તેને નકામું બાળી દેવામાં આવે, કિંવા મિષ્ટાન્નમાં હળાહળ વિષ ભેળવવામાં આવે, કિંવા દૈવયોગે મળેલા અમૃતકુંભને લાત મારી ફેંકી દેવામાં આવે, તેમ આવા લોકો પ્રાપ્ત થયેલા ધર્મને સકામપણાથી બગાડી નાખે છે. અત્યંત શ્રમથી પુણ્ય પ્રાપ્ત કર્યા પછી સંસારની ઇચ્છા શા માટે કરવી? પરંતુ આ લોકોના લક્ષમાં આ વાત આવતી નથી. જે પ્રમાણે કોઈ ઉત્તમ રસોઇઓ નાના પ્રકારનાં પકવાન્ન તૈયારી કરી દ્રવ્યની લાલચે બજારમાં વેચે છે; તે પ્રમાણે આવા અવિચારી લોકો સુખોપભોગને માટે ધર્મને ગુમાવે છે. માટે હે પાર્થ! વેદના અર્થવાદમાં નિમગ્ન થયેલા લોકોનાં મનમાં સદૈવ દુર્બુદ્ધિનોજ વાસ હોય છે, એ વાત લક્ષમાં રાખ. (૫૫)

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्॥ ४५॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! વેદમાં સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોનુંજ પ્રતિપાદન છે; માટે નિષ્કામ થા. હું અને મારું એ દ્વંદ્વનો પરિત્યાગ કર. નિત્ય શુદ્ધ સત્ત્વગુણથી સ્થિર થા. યોગક્ષેમ અર્થાત્ નિર્વાહ કેવી રીતે ચાલશે તેની ચિંતા છોડી દે અને આત્મસ્વરૂપમાં ચિત્તને સ્થિર કર. (૪૫)

ટીકાઃ–તું નિશ્ચયપૂર્વક સમજ કે, વેદ ત્રણ ગુણ, (સત્ત્વ, રજ અને તમ) થી પરિપૂર્ણ છે. તેમાં ઉપનિષદ ભાગ સાત્ત્વિક છે; અને હે ધનુર્ધર! બાકીના જે ભાગમાં કર્મ વગેરેનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તે સર્વે રજ અને તમ ગુણોથી યુક્ત હોઈ કેવળ સ્વર્ગસૂચકજ છે. તું નિશ્ચયપૂર્વક સમજ કે, એ (ગ્રંથો) સુખદુઃખનાં કારણોજ છે; તેથી તું કદી પણ તારા મનને તેમાં પેસવા દઈશ નહિ. આ ગુણત્રયની નિપુટીનો ત્યાગ કર અને અહંમમતા છોડી દે તથા અંતરમાં આત્મસુખને વિસારીશ નહિ.

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः॥ ४६॥

શ્લોકાર્થઃ–નાના જળાશયમાં જે સ્નાન-પાનાદિક કાર્ય કષ્ટથી થાય છે; તે સર્વ કાર્ય મોટા જળાશયમાં સહેલાઈથી થાય છે. તેજ પ્રમાણે વેદોનાં જે પૃથક્ પૃથક્ ફળ તે બ્રહ્મજ્ઞાનીને સહજેજ પ્રાપ્ત થાય છે. (૪૬)

ટીકાઃ–વેદમાં પુષ્કળ વાતોનો નિર્દેશ કરવામાં આવ્યો છે; પરંતુ આપણે તો જે માર્ગ હિતાવહ હોય તેનોજ સ્વીકાર કરવો જોઈએ. જેમ સૂર્યોદય થવાથી પુષ્કળ માર્ગો દષ્ટિગોચર થાય છે; પરંતુ તે સર્વ માર્ગો પર મનુષ્ય એકસાથે આક્રમણ કરી શકતો નથી; અથવા સર્વ પૃથ્વી પાણીથી ભરેલી હોય તો પણ આપણે તો ઉપયોગપૂરતુંજ પાણી લઈ શકીએ છીએ; તેજ પ્રમાણે જેઓ જ્ઞાની છે, તેઓ વેદાર્થનો વિચાર કરી માત્ર અપેક્ષિત શાશ્વત બ્રહ્મનો સ્વીકાર કરે છે. (૬૩)

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि॥ ४७॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! તું કર્મનોજ અધિકારી છે, ફળનો અધિકારી બનીશ નહિ; અને ફળની ઇચ્છા પણ કરીશ નહિ તથા કર્મ ન કરવાનો પણ આગ્રહ ધરીશ નહિ. (૪૭)

ટીકાઃ–માટે હે પાર્થ! મેં અનેક દષ્ટિથી સર્વ વાતોનો વિચાર કરી જોયો, તો મને લાગ્યું કે તારે તારા કર્તવ્યકર્મને ત્યજવાં નહિ; કર્મફળની ઇચ્છા ન રાખતાં તેમજ નિષિદ્ધ કર્મનો અંગીકાર ન કરતાં નિષ્કામભાવે સત્કર્મ આચરવાં જોઇએ.

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥

શ્લોકાર્થઃ–હે ધનંજય! યોગયુક્ત થઈ કર્તાપણાનું અભિમાન તથા ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મ કર. આરંભિત કર્મ પાર પડે વા ન પડે તેનો હર્ષ કે શોક કરીશ નહિ; કાર્યની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમતા થવી એનેજ યોગ કહે છે. (૪૮)

ટીકાઃ–હે અર્જુન! યોગયુક્ત થઈ ફળની ઇચ્છાનો ત્યાગ કરી મનપૂર્વક કર્મ કર. આરંભેલું કાર્ય દૈવયોગે પાર પડયું તો તેથી ફુલાઈ જતો નહિ અને સિદ્ધ ન થયું અથવા અપૂર્ણજ રહ્યું તો તેને માટે શોક પણ કરીશ નહિ. કર્મ કરતાં જો તે પાર પડયું તો ઠીકજ છે; પરંતુ કદાચિત્ વિઘ્ન આવીને તે અપૂર્ણ રહ્યું તોયે ઈશ્વરેચ્છા બળવત્તર ગણી રૂડુંજ માનવું. જેટલાં કર્મો બને તે સર્વ ઈશ્વરને અર્પણ કરવાં; એટલે પછી પૂર્ણતા કે અપૂર્ણતા માનવાનું કશું પ્રયોજનજ નથી. કર્મ કરતાં સારું કે માઠું જે કાંઈ પરિણામ થાય તે પ્રત્યે મનોધર્મ સમાન રાખવો; એનું નામજ યોગસ્થિતિ, એમ શાણા પુરુષો કહે છે. (૭૨)

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणा फलहेतवः ॥ ४९ ॥
बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! ઈશ્વરને અર્પણ કરીને કરેલાં કર્મો(બુદ્ધિયુક્ત યોગ) કરતાં ફળના હેતુથી કરેલાં કર્મો અતિ ન્યૂન યોગ્યતા ધરાવે છે; માટે બુદ્ધિનુંજ શરણ ગ્રહણ કર.

ના ફળની ઇચ્છા ધરાવનારા લોકો અતિ દીન હોય છે. (૪૯) જ્ઞાની પુરુષ કર્મનાં ફળ જે પાપ અને પુણ્ય તેનાથી આ લોકમાંજ મુક્ત થાય છે; માટે સમત્વબુદ્ધિયોગને સાધ્ય કરી લે. આ યોગ એટલે કર્મનું કૌશલ્યજ છે. (૫૦)

ટીકાઃ–હે અર્જુન! જેમાં મન (ક્રિયા) અને બુદ્ધિનું (જ્ઞાનનું) ઐક્ય થાય છે અને જ્યાં ચિત્તની સમતા થાય છે, ત્યાંજ યોગનો સાર છે. હે પાર્થ! વિચારપૂર્વક તુલના કરતાં જણાય છે કે, અહંકારયુક્ત અને ફલેચ્છાયુક્ત કરાતા કર્મની યોગ્યતા ઘણી ઓછી છે. પરંતુ કર્મનું આચરણ કરતાં કરતાંજ યોગબુદ્ધિ સાધ્ય થાય છે. (નિષ્કામ બુદ્ધિ) અને તેવી બુદ્ધિપૂર્વક કર્મ કરાય તેનું નામજ બુદ્ધિયોગ કહેવામાં આવે છે; માટે હે અર્જુન! બુદ્ધિયોગમાંજ ચિત્તને સ્થિર કર અને મનમાંથી ફળની આશાને દૂર કર. બુદ્ધિયોગમાં પ્રવૃત્ત થનારનીજ મનોકામના સિદ્ધ થાય છે અને તેઓજ પાપપુણ્યના બંધનમાંથી છૂટે છે. (૭૭)

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥

શ્લોકાર્થઃ–માટે સમત્વબુદ્ધિયુક્ત પુરુષો જ્ઞાની હોવાથી કર્મફળની આશા છોડી, જન્મબંધનથી મુક્ત થઇ, સર્વ ઉપદ્રવથી રહિત એવા (પરબ્રહ્મ)પદને પામે છે. (૫૧)

ટીકાઃ–હે અર્જુન! બુદ્ધિયોગયુક્ત પુરુષો કર્મ કરવા છતાં ફળની ઇચ્છા રાખતા નથી, એટલે તે જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે. હે ધનુર્ધર! પછી તેઓ બ્રહ્માનંદથી પરિપૂર્ણ એવા અવિનાશી પદને પામે છે. (૭૯)

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥

શ્લોકાર્થઃ–જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી પાતકને તરી જશે, ત્યારેજ તું સાંભળવાનાં અને સાંભળેલાં નાના પ્રકારનાં વેદનાં વાક્યોથી વિરક્ત થઇશ. (૫૨)

ટીકાઃ–જ્યારે તું મોહને ત્યજશે અને તારા મનમાં વૈરાગ્ય પ્રવેશ કરશે, ત્યારેજ તને નિર્દોષ અને ગહન આત્મજ્ઞાન

થઈ તારું અંતઃકરણ સર્વ પ્રકારે આપોઆપ ઇચ્છારહિત બનશે. હે અર્જુન! એવી રીતે મનની તૃપ્તિ થતાં ભવિષ્યના વિચાર અને ભૂતકાળના બનાવ, એ બધું આપોઆપજ દૂર રહી જશે. (૮૨)

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

શ્લોકાર્થઃ–વેદનાં નાના પ્રકારનાં વાકયો શ્રવણ કરી ભ્રમમાં પડેલી તારી બુદ્ધિ જ્યારે ભ્રાંતિચક્રમાંથી નીકળી આત્મસ્વરૂપમાં સ્થિર થશે ત્યારે તું યોગને પ્રાપ્ત થશે. (૫૩)

ટીકાઃ–ઇંદ્રિયના સંસર્ગથી જે બુદ્ધિ ચંચળ થયેલી હોય છે, તે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થયા પછી સ્થિર થાય છે. એ પ્રમાણે સમાધિસુખમાં જ્યારે તારી બુદ્ધિ સ્થિર થશે, ત્યારે તેને સર્વ યોગસ્થિતિ સાધ્ય થશે. (૮૪)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ–

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥

શ્લોકાર્થઃ–હે કેશવ! જેની બુદ્ધિ સ્થિર થઇ યોગસ્થ બની છે, તે સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણ કેવાં છે? તે શું બોલે છે? કેવી સ્થિતિમાં હોય છે અને કેવું વર્તન કરે છે? (૫૪)

ટીકાઃ–પછી અર્જુન બોલ્યોઃ–હે શ્રીકૃષ્ણ! હે કૃપાનિધે! હું જે વાત પૂછું છું તેનો ખુલાસો કૃપા કરીને કરજો. આ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યાઃ–હે અર્જુન! તને જે યોગ્ય લાગે તે આનંદપૂર્વક પૂછ. આ સાંભળી અર્જુન બોલ્યોઃ–સ્થિતપ્રજ્ઞ કોને કહેવો? તેને કેવી રીતે ઓળખવો? તે મને સ્પષ્ટ કરીને કહો. જેમને સ્થિર બુદ્ધિવાળા કહેવામાં આવે છે અને જે નિરંતર સમાધિસુખ ભોગવે છે, તેમને કયાં લક્ષણોથી ઓળખવા? હે દેવ! હે લક્ષ્મીપતે! તે કેવી સ્થિતિમાં હોય છે અને કેવું વર્તન રાખે છે? એ કૃપા કરીને કહો. આ સાંભળી ષડ્ગુણૈશ્વર્યસંપન્ન પરબ્રહ્માવતાર શ્રીકૃષ્ણ ભગવાન બોલવા લાગ્યા.

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ–

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જ્યારે મનુષ્ય મનમાં રહેલી સર્વ વાસનાઓને નિઃશેષ ત્યજી દે છે અને આત્મામાંજ સંતુષ્ટ બને છે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. (૫૫)

ટીકાઃ-શ્રીભગવાન કહે છેઃ-હે અર્જુન! મનની અતિ ઉત્કટ ભોગેચ્છા આત્મસુખમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે. જે સદા તૃપ્ત હોય છે અને જેનું અંતઃકરણ આત્મજ્ઞાનથી પરિપૂર્ણ હોય છે, અને જેના યોગથી મનુષ્ય વિષયોમાં જઈ ફસાય એવો જે કામ, તેની જેના મનમાં પૂર્ણ નિવૃત્તિ થઈ ગઇ હોય અને જેનું મન આત્મસંતોષમાં અર્થાત્ સ્વાનંદમાં રમમાણ હોય છે; તે પુરુષને સ્થિરબુદ્ધિ જાણવો. (૯૩)

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

શ્લોકાર્થઃ-જેનું મન દુઃખપ્રાપ્તિથી ખેદ પામતું નથી અને જેને સુખની ઇચ્છા નથી; કામ, ક્રોધ અને ભય, એ વિકારો જેના અંતઃકરણમાંથી નિવૃત્ત થઈ ગયા છે, એવા જે મુનિ તેમને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. (૫૬)

ટીકાઃ-નાના પ્રકારનાં દુઃખોની પ્રાપ્તિ થયા છતાં જેના મનમાં ત્રાસ ઉત્પન્ન થતો નથી અને જેને વિષયસુખની ઇચ્છા નથી, તે સત્પુરુષના અંતઃકરણમાંથી કામ અને ક્રોધ આપોઆપજ દૂર થાય છે. વળી તે પૂર્ણપુરુષ ભયનું તો નામ સુધ્ધાં જાણતો નથી. આ પ્રકારે જે સંસાર અને ભેદથી રહિત થયેલો હોય છે, તેજ પુરુષને સ્થિરબુદ્ધિ સમજવો. (૯૬)

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

શ્લોકાર્થઃ-સર્વ વિષયો પ્રત્યેનું જેનું મમત્વ નષ્ટ થયું છે અને જેને સારા કે માઠા વિષયો પ્રાપ્ત થતાં હર્ષ કિંવા શોક થતો નથી, તેની બુદ્ધિ સ્થિર થઈ છે, એમ સમજવું.(૫૭)

ટીકાઃ-જે પ્રમાણે ચંદ્રમાનો પ્રકાશ સર્વને એકસરખો પ્રકાશ આપે છે, તેમ જે સર્વની સાથે સમાનદષ્ટિવાળો છે

તથા ભૂતમાત્ર પ્રતિ દયાવાન હોઇ જેની બુદ્ધિમાં કદી ભેદ થતો નથી, જેને સારું થવાથી ગર્વ થતો નથી અને જેને બૂરું થતાં દ્વેષ પણ થતો નથી, એવો જે હર્ષશોકરહિત પુરુષ આત્મવિચારમાં નિમગ્ન રહે છે, તેને હે અર્જુન! સ્થિર બુદ્ધિવાળો જાણ.

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

શ્લોકાર્થઃ—જે પ્રમાણે કાચબો પોતાની ઇચ્છા અનુસાર પોતાના અવયવોને સંકોચી લે છે; તે પ્રમાણે મનુષ્ય જ્યારે પોતાની ઇંદ્રિયોને સર્વ વિષયોમાંથી પાછી ખેંચીને અંકુશમાં રાખે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ એમ જાણવું. (૫૮)

ટીકાઃ—કાચબો જ્યારે આનંદમાં હોય છે, ત્યારે તે પોતાના હાથપગ પ્રસારે છે અને જ્યારે ઇચ્છે ત્યારે તેને પાછા સંકોચી લે છે; તે પ્રમાણે જેની ઇંદ્રિયો સ્વાધીન થઇ વશ રહે છે, તેની બુદ્ધિ સ્થિર થઇ છે, એમ સમજ. (૨)

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

શ્લોકાર્થઃ—આહાર ન કરનાર પુરુષના વિષય નષ્ટ થવા છતાં તેની વાસના તો અવશેષજ રહે છે; પરંતુ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં તો તે વાસનાનો પણ લોપ થાય છે. (૫૯)

ટીકાઃ—હે અર્જુન! બીજી એક ચમત્કારિક વાત તને કહું છું તે શ્રવણ કર. કેટલાક યોગસાધકો ઇંદ્રિયોનું દમન કરી વિષયોનો ત્યાગ કરે છે અને શ્રોત્રાદિ ઈંદ્રિયોનું દમન કરે છે, પરંતુ વાસનાનું દમન કરતા નથી; તેથી તેઓ અનેક રીતે આ વિષયોમાં ફસાઈ પડે છે. કોઇ વૃક્ષનાં પાંદડાં અને કૂંપળો ચૂંટી નાખવામાં આવે, પણ તેના મૂળમાં જો જળસિંચન કર્યા કરવામાં આવે, તો પછી તે વૃક્ષનો નાશ શી રીતે થશે? જે પ્રમાણે જળના બળથી તેને અન્ય સ્થળે ફાંટા ફૂટે છે, તે પ્રમાણે વાસનાદ્વારા અંતઃકરણમાં વિષય પણ અધિકાધિક પુષ્ટ થાય છે. બાહ્ય વિષયો ન્યૂન થઇ શકે છે, પરંતુ વાસના કમી કરી શકાતી નથી. કારણ કે તેના સિવાય આ શરીર ચાલી શકતું નથી,

પરંતુ હે અર્જુન! યોગસાધક જ્યારે પરબ્રહ્મનો સાક્ષાત્કાર પામી અનુભવ લે છે, ત્યારે એ વાસનાનું નિયમન પણ સહજ થઇ શકે છે. જ્યારે માણસને સ્વયં બ્રહ્મભાવનો અનુભવ થાય છે, ત્યારે શરીર હું છું એવો ભાવ નષ્ટ થાય છે અને ઇંદ્રિયોના વિષયો ભોગવવાની વાસનાઓ પણ આપોઆપ વિસારે પડે છે.

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! બળવાન ઇંદ્રિયો, તેનો નિગ્રહ કરવાને મથતા મનુષ્યના મનને પરાણે પોતાના તરફ ખેંચી જાય છે. (૬૦)

ટીકાઃ—હે અર્જુન! જેઓ ઇંદ્રિયોને વશ કરવાને માટે રાત્રિદિવસ પ્રયત્ન કરે છે, તેમને પણ તેઓ આધીન થતી નથી. જે માણસ નિરંતર અભ્યાસમાં લાગ્યો રહીને યમ-નિયમનો ભંડાર બની જાય તથા મનને મુઠીમાં લઇને ચાલે, તેને સુધ્ધાં એ ઇંદ્રિયો વ્યાકુળ કરી નાખે છે, એવો એમનો પ્રતાપ છે. જે પ્રમાણે માંત્રિકને ભૂત ભુલાવો ખવરાવી દે છે, તેમ એ વિષયો રિદ્ધિસિદ્ધિરૂપે યોગીઓને પ્રાપ્ત થઈ ઇંદ્રિયોદ્વારા તેમને પણ ભ્રષ્ટ કરે છે. આવે વખતે મન વિષયોમાં ગુંથાઇ અભ્યાસમાં નિર્બળ બની જાય છે. આવી આ ઇંદ્રિયોની પ્રબળ શક્તિ છે.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

શ્લોકાર્થઃ—માટે તે સર્વ ઇંદ્રિયોને વશ કરી જ્ઞાની પુરુષોએ મારામાંજ પોતાનું મન સ્થિર કરવું. જેની ઇંદ્રિયો સ્વાધીન હોય છે તેને નિશ્ચળ બુદ્ધિનો મનુષ્ય સમજવો. (૬૧)

ટીકાઃ—માટે હે પાર્થ! સર્વ વિષયોની ઇચ્છા છોડીને જે ઇંદ્રિયોને વશ કરે છે અને જેનું અંતઃકરણ વિષયસુખના ભ્રમમાં પડતું નથી, તેજ યોગનિષ્ઠાને પ્રાપ્ત થવાને પાત્ર છે; કારણ કે તે સદા આત્મજ્ઞાનયુક્ત રહે છે અને અંતરમાં મને કદી વીસરતો નથી. જો કોઈ માત્ર બાહ્યવિષયોને છોડી કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરી બેસી રહે અને વિષયેચ્છા તેમ ને તેમ રહે, તો તે જન્મ-

મરણના ફેરામાંથી છૂટતો નથી. થોડું પણ વિષપાન શરીરમાં પ્રસરી જવાથી જીવનનો નાશ થાય છે, તે પ્રમાણે મનમાં થોડી પણ વિષયેચ્છા રહેવાથી તે સર્વ શુભ વિચારોનો નાશ કરે છે.

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

શ્લોકાર્થઃ–વિષયોનું ચિંતન કરનાર પુરુષના મનમાં વિષયો ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે; અને પ્રીતિમાંથી કામ (ઉત્કટ ઇચ્છા) ઊપજે છે. આ કામની આડે કાંઈ હરકત આવતાં ક્રોધની ઉત્પત્તિ થાય છે અને ક્રોધમાંથી મૂર્ખતા, મૂર્ખતામાંથી સ્મૃતિવિનાશ, સ્મૃતિવિનાશમાંથી બુદ્ધિવિનાશ અને બુદ્ધિવિનાશમાંથી પુરુષના સર્વસ્વનો નાશ થાય છે. (૬૨, ૬૩)

ટીકાઃ–અંતઃકરણમાં વિષયોનું સ્મરણ પણ થયું તો વિરક્તને પણ તેની ઉપર પ્રીતિ ઊપજે છે અને તેમાંથી ઇચ્છા-અર્થાત્ કામ ઉત્પન્ન થાય છે. કામ ઉત્પન્ન થયો એટલે ક્રોધ તો મૂર્તિમંત ઊભોજ છે; અને ક્રોધની સાથે અવિચાર રહેલો હોય છેજ. જે પ્રમાણે દીપકની જ્યોતિ પવનથી બુઝાઈ જાય છે, તે પ્રમાણે અવિચારને લીધે સ્મૃતિ અર્થાત્ આત્મજ્ઞાનનો નાશ થાય છે. સંધ્યાનો સમય થતાંજ અંધકાર સૂર્યપ્રભાને ગ્રસ્ત કરે છે, તેવીજ દશા સ્મૃતિનો નાશ થતાં મનુષ્યની થાય છે. પછી અજ્ઞાનને લીધે તેની બુદ્ધિ કેવળ અંધ બની જાય છે. વળી તે સર્વ વસ્તુથી વિમુખ થઇ તેને કોઇ પણ માર્ગ સૂઝતો નથી. જન્માંધને નાસવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં, તે આમતેમ ભાગવા લાગે છે; તેજ પ્રમાણે હે અર્જુન! અજ્ઞાનને લીધે બુદ્ધિ આડી વાટે ભ્રમણ કરવા લાગે છે. આ પ્રમાણે બુદ્ધિનો [illegible] થતાં તે ગોટાળામાં પડી જાય છે અને તેનું સર્વ જ્ઞાન નષ્ટ [illegible] છે. શરીરમાંથી પ્રાણ નીકળી જતાં જે પ્રમાણે દેહ [illegible] છે, તેવી સ્થિતિ બુદ્ધિ નષ્ટ થવાથી જીવની થાય [illegible] અર્જુન! સાંભળ. જે પ્રમાણે બળતણને અગ્નિની [illegible]

લાગી તેનો ભડકો થતાં તે અગ્નિ ત્રિભુવનનો પણ નાશ કરવાને સમર્થ થાય છે; તે પ્રમાણે અંતઃકરણમાં યત્કિંચિત્ પણ વિષયનું સ્મરણ થયું એટલે તે મહા અનર્થની ઉત્પત્તિ કરે છે.

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

શ્લોકાર્થઃ—પ્રીતિ અને દ્વેષનો પરિત્યાગ કરી જેણે પોતાની ઈંદ્રિયોને અંકુશમાં આણી છે; તે પુરુષ વિષયોનું સેવન કરે તો પણ તે અંતઃકરણની પ્રસન્નતા પ્રાપ્ત કરે છે. (૬૪)

ટીકાઃ—મનમાંથી સર્વ વિષયો દૂર કર્યા એટલે રાગ અને દ્વેષ આપોઆપજ નષ્ટ થાય છે; અને દ્વેષ ટળ્યા પછી ઈંદ્રિયો વિષયોમાં પ્રવૃત્ત થાય તો પણ તે બાધક નીવડતી નથી. આકાશમાંથી સૂર્ય પોતાના કિરણરૂપી કરથી જગતની વસ્તુઓનો સ્પર્શ કરે છે, તો પણ તેના સંસર્ગદોષથી લિપ્ત થતો નથી; તે પ્રમાણે જે વિષય પ્રત્યે ઉદાસીન, આત્મસ્વરૂપમાં નિમગ્ન અને કામ–ક્રોધથી અલિપ્ત હોય છે તથા જે વિષયમાં પણ પોતાના સ્વરૂપ સિવાય અન્ય વસ્તુનું દર્શન કરતો નથી, ત્યાં પછી વિષય શી વસ્તુ છે અને તેને શી રીતે બાધ કરી શકે ? જો પાણીમાં પાણી બૂડતું હોય કિંવા અગ્નિથી અગ્નિ બળતો હોય, તોજ પૂર્ણતાએ પહોંચેલો પુરુષ વિષયસંસર્ગથી બગડે. આમ જે સ્વતઃસર્વરૂપ બની રહ્યો છે, તેની બુદ્ધિ સ્થિર છે, એમ તું નક્કી સમજ.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

શ્લોકાર્થઃ—ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થતાં સર્વ દુઃખ નાશ પામે છે અને પ્રસન્નચિત્ત પુરુષની બુદ્ધિ શીઘ્ર સ્થિર થાય છે.

ટીકાઃ—જ્યાં ચિત્તમાં સદા પ્રસન્નતા હોય છે, ત્યાં સાંસારિક દુઃખોનો પ્રવેશ થઇ શકતો નથી. જેના ઉદરમાંજ અમૃતનો ઝરો ઉત્પન્ન થયો, તેને ક્ષુધાતૃષાની પીડા ટળી જાય છે. તેજ પ્રમાણે જેનું હૃદયજ પ્રસન્ન હોય છે, તેનાં સર્વ દુઃખો અદૃશ્ય થઈ જાય છે. આવા મનુષ્યની બુદ્ધિ આપોઆપજ

પરમાત્મસ્વરૂપમાં પહોંચી જાય છે. જેમ વાયુરહિત સ્થળે દીપકની જ્યોત લેશ પણ હાલતી નથી, તેમ જેની બુદ્ધિ સ્થિર હોય છે, તે આત્મસ્વરૂપના યોગમાંજ નિશ્ચલપણે જોડાઈ રહે છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥

શ્લોકાર્થઃ—જેનું અંતઃકરણ સ્વસ્થ હોતું નથી તેને આત્મજ્ઞાનની બુદ્ધિ હોતી નથી, તેમજ તેને ભાવના પણ હોતી નથી. જેને ભાવના નથી તેને શાંતિ હોતી નથી અને જેને શાંતિ હોતી નથી, તેને સુખ ક્યાંથી હોય? (૬૬)

ટીકાઃ—આ યોગયુક્તિનો વિચાર જેના અંતઃકરણમાં હોતો નથી, તેને શબ્દાદિક વિષયો પોતાના પાશમાં ગ્રસ્ત કરી લે છે. હે પાર્થ! આવા માણસની બુદ્ધિ કદી સ્થિર રહેતી નથી અને બુદ્ધિસ્થૈર્યની ઇચ્છા પણ તેના મનમાં ઉત્પન્ન થતી નથી. હે અર્જુન! જ્યારે તેના અંતઃકરણમાં સ્થિરતાની ઇચ્છાજ ઉત્પન્ન થતી નથી, ત્યારે પછી તેને શાંતિ ક્યાંથી પ્રાપ્ત થાય? જેવી રીતે પાપીઓની તરફ મોક્ષ ઝાંખીને પણ જોતો નથી, તે પ્રમાણે જ્યાં શાંતિનો લેશ પણ નથી, ત્યાં સુખ ભૂલેચૂકે પણ જતું નથી. અગ્નિમાં શેકેલાં બીજ જો ઊગે તોજ શાંતિહીન મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય; માટે મનનું અનિયમિતપણું, એજ દુઃખનું કારણ હોઇને ઇંદ્રિયનિગ્રહ પણ કરવોજ જોઇએ.

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥

શ્લોકાર્થઃ—સ્વચ્છંદે વિહરતી ઇંદ્રિયોની પાછળ જેનું મન ભટકે છે, તેની બુદ્ધિને સમુદ્રમાં વાયુ જેમ નાવને ખેંચી લઈ જાય છે, તે પ્રમાણે ઇંદ્રિયો હરી લે છે. (૬૭)

ટીકાઃ—જે પુરુષ ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તે પોતે ભલેને સમજે કે, હું વિષયરૂપ સાગરને તરી ગયો છું પરંતુ વાસ્તવમાં તે તરી ગયો નથી. જેમ એક નાવ સમુદ્ર તરીને કિનારે આવ્યું હોય, એટલામાં વાવાઝોડું થવાથી તોફાનમાં જઈ પડે છે; તેમ સિદ્ધ થયેલો પુરુષ માત્ર ગમ્મતને

ખાતર પણ ઇંદ્રિયોનું લાલન કરે તો તે પુનઃ સંસારદુઃખથી વ્યાપ્ત થઈ જાય છે, એમ તું સમજ.(૫૦)

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥

શ્લોકાર્થઃ—માટે હે મહાબાહો! જે પોતાની ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળી તેનો સંયમ કરે છે, તેની બુદ્ધિ સ્થિર છે એમ સમજ. (૬૮)

ટીકાઃ—માટે હે ધનંજય! ઇન્દ્રિયો પોતાને સ્વાધીન થઈ એટલે તેથી અધિક સાર્થકતા તે આ જીવનમાં બીજી શી હોઈ શકે? જે પ્રમાણે કાચબો પ્રસારેલા અવયવો સ્વેચ્છાથી સ્વતઃજ સંકોચી લે છે, તે પ્રમાણે જેની ઇન્દ્રિયો સ્વાધીન અને આજ્ઞાપાલક હોય છે, તેનીજ બુદ્ધિ સ્થિરતાને પ્રાપ્ત થયેલી સમજ. હે અર્જુન! હવે જ્ઞાનીને ઓળખવાનું એક સૂક્ષ્મ ચિહ્ન તને કહું છું તે તું સાંભળ.(૫૪)

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

શ્લોકાર્થઃ—સ્વરૂપનું જ્ઞાન એ સર્વ ભૂતોની રાત્રિ છે. તેમાં યોગી પુરુષ જાગે છે (સ્વરૂપાનુભવથી જાગૃતિ ભોગવે છે); અને સ્વરૂપનું અજ્ઞાન તથા વિષયનું જ્ઞાન જેમાં સર્વ ભૂતો જાગૃતિ ભોગવે છે, તેને યોગી રાત્રિજ સમજે છે. (૬૯)

ટીકાઃ—સર્વ પ્રાણીઓને અજ્ઞાત રહેલા આત્મસ્વરૂપનું જેને પૂર્ણ જ્ઞાન છે અને જે વ્યાવહારિક વિષયની પ્રાપ્તિને માટે મનુષ્યો જાગ્રત રહી મહાપરિશ્રમ સેવે છે, તે વિષયપ્રાપ્તિ પ્રતિ જે નિદ્રિત રહી અલક્ષ્ય કરે છે, તેજ મનુષ્ય હે અર્જુન! ઉપાધિરહિત, સ્થિતપ્રજ્ઞ, ગંભીર અને મુનિશ્રેષ્ઠ છે, એમ સમજ.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥

શ્લોકાર્થઃ—ચારે તરફ પાણીથી ભરેલા અને પોતાની મર્યાદા ન છોડનારા સમુદ્રમાં જેમ સર્વ નદીઓ પ્રવેશ કરે છે, તે પ્રમાણે સર્વ મનોરથ જેનામાં પ્રવેશ કરે છે તેનેજ શાંતિ

મળે છે. જે વિષયોની ઇચ્છા કરે છે તેને શાંતિ મળતી નથી.

ટીકાઃ—હે પાર્થ ! વળી એક અન્ય પ્રકારથી પણ સ્થિતપ્રજ્ઞ મનુષ્ય ઓળખી શકાય છે. સમુદ્રમાં જેમ સદૈવ પરિપૂર્ણતા હોય છે, તેમ આવા પુરુષના અંતઃકરણમાં પણ પરિપૂર્ણતાનો વાસ હોય છે. વર્ષાઋતુમાં નદીઓના ભરપૂર પ્રવાહો તેમાં ભળે છે, તો પણ તે કિંચિત્ વૃદ્ધિને પામતો નથી; કિંવા પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી; કિંવા ગ્રીષ્મઋતુમાં નદીઓનાં પાણી ખૂટી જાય છે ત્યારે પણ તે યત્કિંચિત્ ઊણો થતો નથી; તેમ સ્થિતપ્રજ્ઞ પુરુષ પણ રિદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થતાં ઉલ્લાસ પામતો નથી અને તેની અપ્રાપ્તિ થતાં તે અસંતુષ્ટ થતો નથી. સૂર્યના ઘરમાં દીપક સળગાવવામાંઆવે તોજ શું પ્રકાશથાય અને નહિ તો શું તે અંધારે અથડાય છે ? તેજ પ્રમાણે સ્થિતપ્રજ્ઞ પુરુષ પાસેની રિદ્ધિસિદ્ધિ આવી તોયે શું અને ગઈ તોય શું ? તેની તે જરા પણ દરકાર કરતો નથી; કારણ કે તેનું અંતઃકરણ મહાસુખમાં-પરમાત્મસુખમાં નિમગ્ન હોય છે. જે પોતાના ગૃહના સૌંદર્યને ઇન્દ્રભુવન કરતાં પણ અધિક માને છે, તે એકાદ ભીલની ઝૂંપડી જોઈને શું મોહિત થશે ? જે અમૃતને પણ ન લેખવતો હોય તે શું કાંજી પીશે ? તેજ પ્રમાણે આત્માનંદથી તૃપ્ત થયેલ પુરુષ શું રિદ્ધિસિદ્ધિથી પ્રસન્નતા સેવશે ? હે અર્જુન ! ચમત્કાર તો એ છે કે, જે પુરુષને સ્વર્ગનાં સુખની પણ અપેક્ષા નથી, તેની સન્મુખ સામાન્ય રિદ્ધિસિદ્ધિની તો વિસાત જ શી ? આ પ્રમાણે હોવા છતાં લોકો કહે છે કે, સ્થિતપ્રજ્ઞની પાસે રિદ્ધિસિદ્ધિ હોવીજ જોઈએ; એ કેવી આશ્ચર્યકારક વાત!

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥

**શ્લોકાર્થઃ**—જે મનુષ્ય સર્વ વાસનાઓનો ત્યાગ કરી નિઃસ્પૃહ થઈ, હું અને મારું એ દ્વંદ્વ છોડી નિરહંકારી રહે છે, તેને શાંતિસુખની પ્રાપ્તિ થાય છે. ( ૭૧ )

ટીકાઃ—આ પ્રમાણે આત્મબોધથી સંતુષ્ટ થયેલો અને પરમાનંદથી પુષ્ટ થયેલો પુરુષજ સ્થિરબુદ્ધિવાળો છે, એમ તું

સમજ. આવો માણસ હું પણું છોડી સર્વ મનોરથોનો ત્યાગ કરી જગતમાં વિચરે છે. (૬૭)

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥ ७२॥

શ્લોકાર્થ:–હે અર્જુન! આવી સ્થિતિનેજ બ્રહ્મસ્થિતિ કહેવામાં આવે છે. મનુષ્ય જ્યારે એ સ્થિતિને પામે છે (સર્વ કર્મ છોડી બ્રહ્મરૂપ બને છે), ત્યારે તેનો મોહ થતો નથી, આવી સ્થિતિ મરણસમયે પ્રાપ્ત થાય, તો પણ તેને બ્રહ્મની (મોક્ષની) પ્રાપ્તિ થાય છે. (૭૨)

ટીકા:–આવી નિઃસીમ બ્રહ્મસ્થિતિનો અનુભવ જ્યારે નિષ્કામ પુરુષ લેવા લાગે છે, ત્યારે તે અનાયાસેજ પરબ્રહ્મ (આત્મસ્વરૂપ) ને પ્રાપ્ત થાય છે. આવા પુરુષોને દેહના અવસાનકાળે થનારી વ્યથા સ્વરૂપમાં ભળતાં અટકાવતી નથી. સંજય ધૃતરાષ્ટ્રને કહે છેઃ–હે રાજન્! શ્રીકૃષ્ણ પરમાત્માએ એજ સ્થિતિનું વર્ણન અર્જુનને કહી સંભળાવ્યું. શ્રીકૃષ્ણ ભગવાનનું આવું કથન સાંભળી અર્જુન મનમાં બોલ્યોઃ–આ યુક્તિ મને ઠીક ઉપયોગી થઈ પડશે. શ્રીકૃષ્ણ પ્રભુએ સર્વ કર્મોના કરેલા નિષેધ દ્વારા 'મારા યુદ્ધકાર્ય'નો પણ લોપ થાય છે. આથી શ્રીકૃષ્ણ ભગવાનનું ઉપર્યુક્ત ભાષણ સાંભળી અર્જુન અતિ હર્ષિત થયો. હવે તે શંકા કરી ગહન પ્રશ્નો પૂછે છે. એ સંવાદ અત્યંત સુરસ, સર્વ ધર્મનો ભંડાર કિંવા વિવેકનો અમર્યાદ નિધિ છે. આ સંવાદનું નિરૂપણ જગદીશ્વર સ્વતઃ કરશે અને નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહી સંભળાવશે. (૩૭૫)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां द्वितीयोऽध्यायः ॥२॥





# અધ્યાય ૩ જો—કર્મયોગ

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

શ્લોકાર્થઃ—હે જનાર્દન! કર્મયોગ કરતાં બુદ્ધિયોગ ઉત્તમ છે; એવો જો તમારો મત હોય તો પછી હે કેશવ! મને આ ઘોર કર્મ કરવાને શા માટે પ્રવૃત્ત કરો છો?

ટીકાઃ—જ્ઞાનદેવ કહે છે—અર્જુને કેવા પ્રકારે શંકા કરી તે સાંભળો. પછી અર્જુન બોલ્યો.—હે કમલાપતે! તમે જ કહ્યું તે મેં લક્ષપૂર્વક સાંભળ્યું છે. હે અનંતસ્વરૂપ! કર્મ અને કર્તા એવો ભેદજ નથી. આવોજ જો આપનો નિશ્ચિત મત હોય તો પછી હે હૃષીકેશ! આપ મને સંગ્રામ કરવાનો આગ્રહ શા માટે કરો છો? આ ભયંકર કર્મજાળમાં મને ફસાવતાં આપને સંકોચ કેમ થતો નથી? સર્વ કર્મોનો આપજ નિષેધ કરો છો; તો પછી મારે હાથે આવાં હિંસાત્મક કર્મ શા માટે કરાવો છો? હે હૃષીકેશ! આપ કર્મને મહત્ત્વ નથી આપતા અને મારે હાથે આવી ભયંકર હત્યા કરાવો છો, તેનો આપજ વિચાર કરો.

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

શ્લોકાર્થઃ—તમે ગૂંચવણભર્યું બોલીને જાણે મારા મનમાં ભ્રમ પેદા કરતા હો એમ લાગે છે; માટે એક નિશ્ચિત વાત કહો કે જે દ્વારા હું મારું કર્મ સાધી લઉં. (૨)

ટીકાઃ—હે દેવ! તમેજ જ્યારે આ પ્રમાણે બોલવા લાગ્યા, ત્યારે અમો અજ્ઞાનીઓએ શું કરવું? આવો અજ્ઞાનોત્પાદક

અને સંદિગ્ધ ઉપદેશ જો કરવામાં આવે તો પછી તેમાં અને ભ્રમમાં ભેદ શો? હવે તો આપની પાસે આત્મબોધ મેળવવાની મારી ઇચ્છા થઈ ચૂકી! વૈદ્યજ જ્યારે રોગીના ઔષધમાં વિષ નાખે તો પછી રોગીનું સંરક્ષણ શી રીતે થાય? આપનો ઉપદેશ મને તો અંધ મનુષ્યને આડા માર્ગમાં લાવી મૂકવા જેવો કિંવા મર્કટને દારૂ પાવા જેવો લાગે છે. હે દેવ! હું મૂળથીજ અજ્ઞાની અને તેમાં વળી આ મોહથી ગ્રસ્ત થયો અને તે માટેજ તમને વિવેકની વાત પૂછી. તો આપની એકેએક વાત અદ્ભુતજ નીવડી! એ ઉપદેશમાં તો મને ચોતરફ ગોટાળોજ લાગ્યો! હે દેવ! શરણાગતની સાથે આ પ્રમાણે વર્તવાનું કારણ શું? અમે મન, વાણી ને કાયાથી આપના બોલવા પર શ્રદ્ધા રાખીએ અને તમે અમને આવો ભ્રમમય ઉપદેશ આપો, તો પછી અવધિજ થઈ ને! જ્યારે આપ સ્વયં આવો ઉપદેશ કરો એટલે અમારું તો કલ્યાણજ થઈ ચૂક્યું! હવે જ્ઞાન સંપાદન કરવાની તો આશાજ શી? એટલુંજ નહિ પરંતુ મારા મનની સ્થિરતાનો નાશ થયો અને મન વિશેષ ભ્રમમાં પડી ગયું! હે કૃષ્ણ! આપની લીલા અમે પામર મનુષ્યો કાંઈ જાણી શકતા નથી. આ ઉપદેશને બહાને જો આપ મારા મનોભાવ જાણવા ઇચ્છતા હો તો કોણ જાણે? મને આપ ફસાવો છો કે ગૂઢાર્થસહિત બ્રહ્મસ્વરૂપ સમજાવો છો, તેની મને કાંઈ સમજ પડતી નથી. માટે હે દેવ! સાંભળો; મને ગૂઢાર્થમાં ન કહેતાં ગામડિયાને પણ સમજ પડે એવી ભાષામાં સ્પષ્ટ કહી બતાવો. હે કૃષ્ણ! હું અતિશય મંદબુદ્ધિ છું; માટે મને સ્પષ્ટ સમજાય તેવી રીતે નિશ્ચયાત્મક વાત કહો. રોગનો નાશ કરવો એ તો જાણે ઔષધનો હેતુ હોય છેજ; પરંતુ તે સ્વાદિષ્ટ અને રુચિકર પણ હોવું જોઇએ. તે પ્રમાણે સર્વ અર્થથી પરિપૂર્ણ અને આચરવાને યોગ્ય એવું તત્ત્વ આપ મને કહી સંભળાવો. વળી હું એટલું માગી લઉં છું કે, જે રીતે મારા મનને તેનો પૂર્ણ બોધ થાય તે રીતે મને કહેજો. હે દેવ! આપના જેવા ગુરુ મળવા છતાં મારે મારા મનની ઇચ્છા પરિતૃપ્ત શા માટે ન કરી લેવી?

ધ્યાનમાં રાખજે કે, ઉક્ત ઉભય માર્ગો મારાજ બતાવેલા છે. હે વીરશ્રેષ્ઠ ! આ પૃથ્વી પર એ માર્ગો ઉભય અને અનાદિસિદ્ધ છે અને મારામાંથીજ ઉદ્ભવેલા છે. જડ અને ચૈતન્ય વિષે વિચાર કરનારા લોકો જેનું આચરણ કરે છે અને જેથી બ્રહ્મસ્વરૂપની પ્રતીતિ થઈ તત્ક્ષણજ તેમાં તદ્રૂપ બની જવાય છે, તે સંપ્રદાયનું નામ જ્ઞાનયોગ છે; બીજાને કર્મયોગ કહેવામાં આવે છે. આ યોગમાં તત્પર એવા મુમુક્ષુજનો ક્રમે ક્રમે (જ્ઞાન થયા પછી) મોક્ષને પ્રાપ્ત થાય છે. તૈયાર મળેલા અને રાંધીને તૈયાર કરેલા અન્નથી જેમ એકસરખીજ તૃપ્તિ થાય છે, તેમ આ ઉભય માર્ગોનું સાક્ષાત્ અને પરંપરાગત પર્યવસાન એકજ હોય છે. જે પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ વહેતી નદીઓ ભિન્ન ભિન્ન જણાય છે, પરંતુ છેવટે સમુદ્રમાં ભળીને એકત્રજ થાય છે, તે પ્રમાણે આ બન્ને સંપ્રદાયો એકજ લક્ષ્યના સૂચક છે. એના અવલંબનનો આધાર ઉપાસકની પાત્રતા પર છે. પક્ષી એકજ ઉડ્ડયનની સાથે વૃક્ષના ફળને ગ્રહણ કરે છે; પરંતુ તે ફળ તેજ વેગથી મનુષ્ય શી રીતે ગ્રહણ કરી શકશે વારુ? તે તો ધીમે ધીમે આ ડાળી પરથી પેલી ડાળી પર, એમ જતો જતો ક્રમે ક્રમેજ ફળની પાસે જઇ પહોંચશે. તેજ પ્રમાણે જે જ્ઞાનમાર્ગે ચાલે છે એવા જ્ઞાનીઓ વિહંગમ માર્ગે સત્વર મોક્ષની પ્રાપ્તિ કરી લે છે; અને ઈતર યોગીઓ કર્મમાર્ગે ચાલી વિહિત વર્ણાશ્રમ ધર્મનું આચરણ કરી ક્રમે ક્રમે મોક્ષને પ્રાપ્ત કરે છે.

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

શ્લોકાર્થઃ—કર્મનું આચરણ ન કરવાથી પુરુષને નિષ્કર્મતા પ્રાપ્ત થતી નથી, તેમજ કેવળ (જ્ઞાનરહિત) સંન્યાસથી પણ તેને એ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. (૪)

ટીકાઃ—જે કોઇ પણ મનુષ્ય આરંભથીજ વિહિત કર્મોનો ત્યાગ કરી જ્ઞાનવાનની પેઠે નિષ્કર્મ (કર્મરહિત થવાની) ઇચ્છા કરે, તો તે નિસંશય તેવો બની શકતોજ નથી. હે અર્જુન! જે

વિહિત કર્મો કરવાનાં હોય તેનો પરિત્યાગ કરી મનુષ્ય કૃતાર્થ થઈ શકે છે, એમ બોલવું એ કેવળ મૂર્ખતા છે. નદી પરિપૂર્ણ ભરેલી હોય અને સામે કિનારે જવું હોય, તો નાવ વિના શી રીતે જવાશે? કિંવા ક્ષુધાતૃપ્તિની ઇચ્છા હોય તેની ક્ષુધા રસોઈ તૈયાર કર્યા વિના અથવા તૈયાર હોય તે પ્રાશન કર્યા વિના શી રીતે શાંત પડશે? જ્યાં સુધી વાસનાનો ક્ષય થયો નથી, ત્યાં સુધી તો વ્યાવહારિક પ્રવૃત્તિ પૂઠે લાગેલીજ રહેવાની. જ્યાં આપણું મન ઇચ્છારહિત થઈ ગયું એટલે પછી આત્મસંતોષ થઈ સર્વ ખટપટ આપોઆપજ બંધ થશે. માટે હે પાર્થ! જેને પરમાત્મપ્રાપ્તિની ઇચ્છા હોય તેવા દરેકને માટે વિહિત કર્માચરણ ત્યાજ્ય નથી. વળી શું આપણી ઇચ્છાથીજ કર્મનો સ્વીકાર વા ત્યાગ થઈ શકે કે? ઇચ્છા પ્રમાણે કર્મનો સ્વીકાર વા ત્યાગની વાત બોલવી, એ કેવળ બકવાદ સમાન છે. વાસ્તવિક વિચાર કરી જોતાં જણાશે કે, આપણી ઇચ્છા પ્રમાણે કર્મનો ત્યાગ થઈ શકતો નથી. (૫૨)

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

**શ્લોકાર્થ:**–કારણ કે કોઈ પણ પ્રાણી કર્મ કર્યા સિવાય એક પળ પણ સ્વસ્થ રહી શકતો નથી. પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ગુણો મનુષ્યો પાસે બળાત્કારે કર્મો કરાવે છે. (૫)

**ટીકા:**–જ્યાં સુધી આ સર્વ પ્રપંચ માયાને આશ્રયે છે, ત્યાં સુધી સત્ત્વ, રજ અને તમ, એ ગુણોને આધીનજ સર્વ વ્યાપાર હોય છે; માટે આપણે કર્મનો સ્વીકાર કરી શકીએ છીએ કિંવા તેનો ત્યાગ કરી શકીએ છીએ; એમ કહેવું એ અજ્ઞાનસૂચક છે. વિહિત કર્મોનો ઘૃણા કિંવા ત્રાસથી ત્યાગ કરવાથી મનઇંદ્રિયોનો કર્મો કરવાનો સ્વાભાવિક ધર્મ શું નષ્ટ થશે? વિહિત કર્મોનો ત્યાગ કરવાથી શું શ્રવણેંદ્રિય પોતાનો સ્વાભાવિક ધર્મ ભૂલી જાય છે? કિંવા આંખ પોતાની દર્શનશક્તિ ગુમાવે છે? અથવા ઘ્રાણેંદ્રિય પોતાનો પ્રકૃતિસિદ્ધ " વીસરી જાય છે? અથવા પ્રાણાપાન વાયુની ગતિ બં"

છે? મન સંકલ્પવિકલ્પ ત્યજી દે છે? કિંવા ક્ષુધાતૃષાનો હ્રાસ થાય છે? અથવા શું તેથી સ્વપ્ન અને જાગ્રત અવસ્થાનો નાશ થાય છે? કિંવા પગ ચાલવાનું કામ વીસરી જાય છે? અને તેથી શું જન્મમરણ બંધ થાય છે? જો આ બધા વ્યાપાર બંધ થયા નથી તો પછી ત્યાગ તે શાનો કર્યો? માટે દેહધારી સ્વાભાવિક કર્મોનો ત્યાગ કદી પણ કરી શકતો નથી. કર્મ એ માયાના ગુણોને આધીન હોવાથી હું કર્મનો સ્વીકાર કરીશ વા તેનો ત્યાગ કરીશ, એમ કહેવું વ્યર્થ છે. આપણે રથમાં સ્વસ્થ બેઠા છીએ, તો પણ રથને આધીન હોવાથી રથની સાથે આપણે પણ અવશ્ય ગતિ કરીએજ છીએ. વૃક્ષનું શુષ્ક પત્ર નિશ્ચેષ્ટ હોવા છતાં પણ વાયુના વેગથી ઊડી આકાશમાં ભ્રમણ કરે છે; તે પ્રમાણે પ્રકૃતિને આધીન હોવાથી તથા કર્મેંદ્રિયોના વિકારોને લીધે નૈષ્કર્મ્ય સ્થિતિએ પહોંચેલો પુરુષ પણ નિત્ય શારીરિક કર્મો કરે છે. માટે જ્યાં સુધી પ્રકૃતિનો સંસર્ગ છે, ત્યાં સુધી કર્મોનો ત્યાગ કદી પણ થઈ શકતો નથી. એમ છતાં પણ જે કર્મત્યાગની વાત કરે છે, તે કેવળ વ્યર્થ દુરાગ્રહનેજ સેવે છે.

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥

શ્લોકાર્થઃ—જે મહામૂર્ખ કર્મેંદ્રિયોનો સંયમ કરીને ઇંદ્રિયોના વિષયનું ચિંતન કર્યા કરે છે, તે દાંભિક—દુરાચારી કહેવાય છે. ( ૬ )

ટીકાઃ—વિહિત કર્મોનો ત્યાગ કરી તથા કર્મેંદ્રિયોનો નિગ્રહ કરીનેજ માત્ર જે પુરુષ કર્મથી મુક્ત થવાની ઇચ્છા રાખે છે, તેનાથી કર્મો ત્યજી શકાતાં નથી. કારણ કે તેના મનમાં કર્મ કરવાનો સ્વભાવ શેષ રહે છે; તથાપિ તે ઉપરઉપરથી કર્માતીત થયો છું એમ બતાવે છે. આવો પુરુષ ચોખ્ખો દાંભિક છે. હે પાર્થ! આવો પુરુષ અંદરથી સદૈવ વિષયાસક્ત હોય છે, એમ તું નિઃસંશય જાણ. હે અર્જુન! હવે પ્રસંગાનુસાર તને ખરા ઇચ્છારહિત મનુષ્યનાં લક્ષણો કહી બતાવું છું, તે લક્ષપૂર્વક શ્રવણ કર. ( ૬૭ )

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

શ્લોકાર્થઃ–પરંતુ હે અર્જુન! જે મનુષ્ય મન વડે ઇંદ્રિયોનું નિયમન કરીને આસક્તિ ન રાખતાં, કર્મેંદ્રિય દ્વારા કર્મયોગનું આચરણ કરે છે, તેજ શ્રેષ્ઠ પુરુષ છે. (૭)

ટીકાઃ–જેનું અંતર નિશ્ચલ અને પરમાત્મપરાયણ રહે છે છતાં બહારથી પણ લોકાચાર પ્રમાણે વર્તે છે; તેમજ જે ઇંદ્રિયોને આજ્ઞા કરતો નથી, વિષયોની ભીતિ રાખતો નથી તથા જે જે પ્રસંગે જે જે કર્મો ઉપસ્થિત થાય તેનો ત્યાગ કરતો નથી; વળી જે કર્મેંદ્રિયોને કર્મ કરતાં રોકતો નથી તેમ તેના વિકારોને વશ પણ થતો નથી, તે વાસનાથી વ્યાકુળ થતો નથી અને તેને મોહની બાધા નડી શકતી નથી. કમળપત્ર જેમ રાત્રિદિવસ પાણીમાં રહેવા છતાં પાણીથી ભીંજાતું નથી, તે પ્રમાણે તે સંસારમાં રહી ઇતર જનોના જેવો ભાસે છે. જે પ્રમાણે પાણીની સંગતિથી સૂર્યબિંબ પાણીમાં હોય એમ ભાસે છે, તેજ પ્રમાણે ઉપરથી જોતાં તેજ મનુષ્ય સાધારણ લાગે છે; પરંતુ તેની આત્મસ્થિતિ જોતાં તે તેવો હોતો નથી. જે મનુષ્ય આવા ગુણોથી યુક્ત હોય તથા નિઃસ્પૃહ હોય તેજ મુક્ત છે, એમ તું સમજ. હે અર્જુન! તેજ યોગી અને જગતમાં તેજ સ્તુતિને પાત્ર છે; માટેજ તું એવો થા એમ હું તને કહું છું. તું તારા મનનું નિયમન કર અને અંતરમાં સ્થિર થા. (પછી) ભલેને ઇંદ્રિયો પોતાના વ્યાપારો કરતી રહે. (૭૯)

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

શ્લોકાર્થઃ–તું વિહિત કર્મોને આચર. કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં, એજ શ્રેયસ્કર છે. કર્મ કર્યા સિવાય તારા શરીરનો નિર્વાહ સુધ્ધાં થશે નહિ. (૮)

ટીકાઃ–આ સંસારમાં કર્મરહિત થવું જ્યારે અસંભવિતજ છે, તો પછી શાસ્ત્રવિરુદ્ધ શા માટે વર્તવું? માટે જે જે કર્મો યોગ્ય હોય અને સમયાનુસાર પ્રાપ્ત થયાં હોય તે તે કર્મ તું

નિષ્કામ બુદ્ધિથી કર. હે અર્જુન! વળી એક બીજું કૌતક એ છે કે, નિષ્કામ બુદ્ધિથી કરેલાં કર્મો સહજજ કર્મપાશમાંથી અર્થાત્ સંસારમાંથી મનુષ્યને મુક્ત કરે છે. જે મનુષ્ય અધિકાર પ્રમાણે સ્વધર્માચરણ કરે છે, તે એ આચરણનાજ પ્રભાવથી નક્કી મોક્ષ પામે છે. (૮૦)

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! ઈશ્વરાર્પણ બુદ્ધિ સિવાય કરેલાં કર્મોથી તો જીવ ઉલટો બંધનમાં પડે છે; માટે કર્તાપણાનું અભિમાન છોડીને ઈશ્વરાર્પણ બુદ્ધિથીજ તું કર્મ કર. (૯) સૃષ્ટિના પ્રારંભમાં યજ્ઞની સાથે પ્રજાને ઉત્પન્ન કરીને બ્રહ્મદેવ તેમના પ્રત્યે બોલ્યાઃ-તમે સ્વધર્મરૂપી યજ્ઞથી ધર્માચરણ કરો, એટલે એ યજ્ઞ તમારા ઇચ્છિત મનોરથ પૂર્ણ કરશે. (૧૦)

ટીકાઃ-સ્વધર્માચરણ એજ નિત્ય યજ્ઞ છે, એમ તું સમજ! એથી કરીને પાપ પ્રવેશી શકતું નથી. પ્રાણી જ્યારે સ્વધર્મનો ત્યાગ કરી દુષ્કર્મો કરવાને પ્રવૃત્ત થાય છે, ત્યારે તે જન્મમરણના ફેરામાં ફસાઈ પડે છે; માટે જે સ્વધર્માનુસાર કર્મો કરવારૂપ અખંડ યજ્ઞ કરે છે, તેને તે કર્મ બંધનરૂપ થતું નથી. આ સર્વ જગત કર્મનાં બંધનથી બંધાયલું છે; તેનું કારણ નિત્યકર્મનો અભાવજ છે. હવે હે પાર્થ! તને આ સંબંધે એક કથા કહું છું. જે સમયે બ્રહ્મદેવે સૃષ્ટિ નિર્માણ કરી, તે સમયે તેમણે પ્રાણી અને તેમને આચરવાના ધર્મો એ ઉભયને સાથે સાથેજ ઉત્પન્ન કર્યાં; પરંતુ ધર્મો ગહન હોવાથી મનુષ્યો તેને સમજી શકયા નહિ. આથી તેમણે બ્રહ્મદેવને પ્રાર્થના કરી કે, હે દેવ! અમારે આ સંસારમાં તરવાનો ઉપાય શો છે? ત્યારે બ્રહ્મદેવે પ્રત્યુત્તર આપ્યો કેઃ-તમારા વર્ણાશ્રમ અનુસાર તમારો ધર્મ અમે પૂર્વેથીજ નક્કી કર્યો છે. એ ધર્મ પ્રમાણે આચરણ કરશો

એટલે તમારો હેતુ સહજ સફળ થશે. તમે માત્ર ઉપરઉપરથીજ વ્રતનિયમાદિ; ઉપવાસ અને તીર્થયાત્રાનો શ્રમ કરશો નહિ; યોગાદિકમાં માત્ર બાહ્યસાધનો તેમજ સકામ આરાધના તથા મંત્ર-તંત્રાદિક અનુષ્ઠાન કરવાના નાદે કદી પણ ચઢશો નહિ, તેમજ પરમાત્મા સિવાય ઈતર દેવોને ભજશો નહિ, પરંતુ સુખપૂર્વક તમારા સ્વધર્મનું આચરણ કરો. જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી નિષ્કામ બુદ્ધિથી પોતાના પતિની સેવા કરે છે, તે પ્રમાણે તમે તમારા ધર્મનું નિષ્કામ ભાવથી આચરણ કરો. સ્વધર્મ એજ એક તમારો યજ્ઞ છે, માટે તેનુંજ આચરણ કરો. આથી હે બંધુઓ ! તમે જો સ્વધર્માનુસાર ચાલશો તો તે કામધેનુની પેઠે ફળદ્રૂપ થઇ તમારો કદી પણ પરિત્યાગ કરશે નહિ.

देवान्भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

શ્લોકાર્થઃ—આ સ્વધર્મરૂપી યજ્ઞ વડે તમે દેવોની આરાધના કરો, એટલે દેવો તમારા પર પ્રસન્ન થશે અને આ પ્રમાણે તમે પરસ્પરને પ્રસન્ન કરી તમારું ઉત્તમ કલ્યાણ સાધી શકશો.

ટીકાઃ—આ સ્વધર્માચરણથી સર્વ દેવતા સંતુષ્ટ થશે અને તેઓ તમને ઇચ્છિત ફળ આપશે. આ પ્રમાણે સ્વધર્માચરણરૂપી પૂજાથી તમે સર્વ દેવગણનું પૂજન કરશો; એટલે તે તમને અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ કરાવી આપશે અને પ્રાપ્ત વસ્તુનું સંરક્ષણ કરશે. આ રીતે જ્યારે એકબીજાનો પ્રેમ પરસ્પર વધશે, ત્યારે તમે જે કાંઇ કરવા ઇચ્છશો તે સહજે સિદ્ધ થઇ શકશે, તમારી સર્વ મનોકામના પૂર્ણ થશે, વાણી સિદ્ધ થશે તથા તમે અન્યને આજ્ઞા કરનારા થશો; તેમજ મહારિદ્ધિ નિરંતર તમારી આજ્ઞા માગશે. વસંતઋતુ આવતાંજ જેમ વનની શોભા ફળ અને પુષ્પયુક્ત સૌંદર્યસહિત આપોઆપ આવી હાજર થાય છે; તેમ મૂર્તિમંત દૈવજ સર્વ સુખો સાથે તમને ઓળખતું આવશે. (૧૦૧)

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥

શ્લોકાર્થઃ—યજ્ઞથી દેવોની પૂજા કરતાં તેઓ સંતુષ્ટ થઈ તમને ઇચ્છિત ભોગો આપશે. દેવતાએ આપેલા ભોગોને જેઓ તેમને અર્પણ કર્યા વિના પોતેજ ભોગવે છે તેમને ચોરજ સમજવા.

ટીકાઃ—હે બંધુઓ! એ પ્રમાણે નિષ્કામ ભાવથી અને એકનિષ્ઠાથી તમે સ્વધર્માચરણ કરશો તો તમે ઐશ્વર્યવાન થશો. સકળ સંપત્તિ પ્રાપ્ત થતાં જે વિષયસેવનના રસિયા માણસો વિષયલંપટ થઈ ઇંદ્રિયોને આધીન વર્તે છે અને જે દેવે તેમને સંપત્તિ આપી છે તેને સ્વધર્માનુસાર ભજતા નથી, તેમની અંતે દુર્ગતિજ થાય છે. જે અગ્નિમાં આહુતિ આપતો નથી, દેવનું પૂજન કરતો નથી, સારા બ્રાહ્મણાદિને ભોજન કરાવતો નથી, જે ગુરુભક્તિથી કંટાળે છે, અતિથિનો આદરસત્કાર કરતો નથી અને પોતાની જાતિને સંતુષ્ટ કરતો નથી; જે શ્રીમંતાઈથી ગર્વિષ્ઠ બનીને કેવળ વિષયાસક્તિમાં રચ્યોપચ્યો રહે છે; તેને મોટાં સંકટો આવીને ઘેરે છે. આથી તેનું ઐશ્વર્ય નાશ પામે છે અને અવશિષ્ટ રહેલા ભોગો પણ તેનાથી ભોગવી શકાતા નથી. જેનું આયુષ્ય ખૂટ્યું હોય એવા શરીરમાં જે પ્રમાણે ચૈતન્ય રહેતું નથી, અથવા જેમ હતભાગ્યના ઘરમાં લક્ષ્મી ટકતી નથી; તે પ્રમાણે સ્વધર્મનો લોપ થયો એટલે પછી સર્વ સુખ નષ્ટ થયું એમજ સમજવું. જે પ્રમાણે દીપક બુઝાતાંજ પ્રકાશનો નાશ થાય છે; તેમ બ્રહ્મદેવ કહે છે કે, હે પ્રજાજનો! જે કોઇ સ્વધર્મનું આચરણ છોડે છે, તેનું સ્વાતંત્ર્ય ખરેખર નાશ પામે છે. જે સ્વધર્મનો ત્યાગ કરશે તેને કાળ શિક્ષા કરશે અને તેને ચોર સમજી તેનું સર્વસ્વ હરી લેશે! પછી રાત્રિ થતાં સ્મશાનમાં જેમ ભૂતપિશાચાદિ દોડાદોડી કરે છે; તે પ્રમાણે તેની પાસે સર્વ સંકટો દોડી આવી તેને ચોતરફથી ઘેરી લે છે. ત્રૈલોક્યનાં સર્વ દુઃખો અને સહસ્ર પ્રકારનાં પાતકો તથા સકળ કષ્ટો તેની પાસે આવી તેને વ્યાકુળ કરી મૂકે છે. તે ઉન્મત્ત મનુષ્યની આવી સ્થિતિ થયા પછી તે ગમે તેટલું રુદન કરવા લાગે, તો પણ તે સંકટો તેને કલ્પ સુધી છોડતાં નથી. માટે તમે સ્વધર્મ છોડશો નહિ અને ઇંદ્રિયોને ઇચ્છા પ્રમાણે વર્તવા દેશો નહિ,

જે પ્રમાણે મત્સ્ય પાણીમાંથી બહાર નીકળતાં તરતજ મરણ પામે છે; તેમ સ્વધર્મ છોડવાથી તમારી સ્થિતિ પણ તેવીજ થશે. માટે બ્રહ્મદેવ કહે છે કે, તમારે સર્વેએ પોતપોતાનાં ઉચિત કર્મો કરવાને સદા તત્પર રહેવું જોઈએ. (૧૮)

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥

શ્લોકાર્થઃ—યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ જે ગ્રહણ કરે છે, તે શ્રેષ્ઠ પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે. વળી જે પુરુષ પોતાને માટેજ અન્ન રાંધીને ખાય છે, તે તો પાતકનુંજ ભક્ષણ કરે છે.

ટીકાઃ—જે માણસ નિષ્કામ બુદ્ધિથી વિહિત કર્મોનું આચરણ કરવામાં પ્રાપ્ત સંપત્તિનો ઉપયોગ કરે છે; જે ગુરુ, આપ્ત અને અગ્નિની પૂજા કરે છે; ધર્મપરાયણ બ્રાહ્મણોની સેવા કરે છે; પોતાના પિતૃઓની શ્રાદ્ધતિથિ આદિ પાળે છે અને એ રીતે વિહિત કર્માચરણ તથા પંચમહાયજ્ઞાદિ કરીને જે અવશિષ્ટ રહે તેનું કુટુંબસહ સેવન કરે છે, તેનાં સર્વે પાતકોનો નાશ થાય છે. અમૃતના સેવનથી જેમ મહારોગોનું નિવારણ થાય છે, તે પ્રમાણે યજ્ઞાવશિષ્ટ અન્નનું સેવન કરવાથી સર્વ પાતકો નષ્ટ થાય છે. જેમ બ્રહ્મનિષ્ઠ પુરુષને જરા પણ ભ્રાંતિ થતી નથી, તેમ યજ્ઞાવશિષ્ટ અન્નનું પ્રાશન કરનાર મનુષ્યને દોષો લાગતા નથી. માટે સ્વધર્મ વડે સંપાદન કરેલું દ્રવ્ય વિહિત માર્ગેજ ખર્ચવું અને અવશિષ્ટ ભોગનો સુખેથી ઉપભોગ લેવો. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે, હે પાર્થ! ખરો માર્ગ આ છે. એ માર્ગને છોડી મનુષ્યે બીજે રસ્તે ચાલવું નહિ. જે પુરુષ શરીરનેજ આત્મા સમજી તથા વિષયોનું સેવન એજ ભોગ્ય વસ્તુ છે, એમ માનીને સત્ય તત્ત્વ જાણતો નથી; જે ભ્રાંતિમાં રહી આ સર્વ સાહિત્યો યજ્ઞને માટેજ છે, એમ સમજતો નથી અને અહંકારબુદ્ધિને લીધે જેની દૃષ્ટિ વિષયભોગ પરજ ચોંટી રહેલી હોય છે; જે મનગમતાં પકવાનો તૈયાર કરી સ્વતઃજ તેનું સેવન કરે છે; તે પાપી છે અને પાતકનુંજ ભક્ષણ કરે છે, એમ તું જાણ. આ સર્વ સંપત્તિ કેવળ સ્વધર્મરૂપી યજ્ઞનું હવનદ્રવ્ય છે, એમ સમજી તે :

યજ્ઞદ્વારા પ્રભુને અર્પણ કરવી જોઇએ; તેને બદલે મૂર્ખ લોકો પોતાને માટેજ વિવિધ પદાર્થો તૈયાર કરાવે છે. જેના વડે યજ્ઞસિદ્ધિ થાય છે અને ઈશ્વર સંતુષ્ટ થાય છે, તેવું અન્ન કાંઇ સામાન્ય પદાર્થ નથી; માટે એ અન્નને સાધારણ વસ્તુ ન માનતાં બ્રહ્મરૂપ સમજ, કારણ કે એ સર્વ જગતનું જીવિત છે. (૩૩)

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥

શ્લોકાર્થઃ—અન્નથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે અને અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે. યજ્ઞ કરવાથી વરસાદ વરસે છે અને યજ્ઞની ઉત્પત્તિ કર્મથી છે. (૧૪) કર્મ વેદમાંથી ઉત્પન્ન થાય છે અને વેદની ઉત્પત્તિ પરમેશ્વરમાંથી છે, એમ તું જાણ. એટલે સર્વગત જે વેદ તે સ્વધર્મરૂપી યજ્ઞમાં નિરંતર વાસ કરે છે.

ટીકાઃ—અન્નથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે અને વરસાદથી અનાજ પાકે છે. વરસાદની ઉત્પત્તિ યજ્ઞથી અને યજ્ઞની ઉત્પત્તિ કર્મમાંથી થાય છે. કર્મની ઉત્પત્તિ વેદરૂપ બ્રહ્મમાંથી અને વેદની ઉત્પત્તિ પરમાત્મામાંથી થાય છે. માટે આ સર્વ જગત પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે; પરંતુ હે અર્જુન! કર્મમૂર્તિ જે યજ્ઞ તેમાં વેદરૂપી બ્રહ્મા નિરંતર વસે છે. (૩૭)

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

શ્લોકાર્થઃ—હે પાર્થ! આ પ્રકારે ચાલુ રહેલા ચક્રને અનુસરીને જે મનુષ્ય આ જગતમાં વર્તતો નથી, તેનું જીવન વ્યર્થ છે. તે ઇંદ્રિયલંપટ પાતકી પોતાનું આયુષ્ય વૃથાજ ગુમાવે છે.

ટીકાઃ—હે ધનુંધર! આ પ્રમાણે આ સ્વધર્મરૂપી યજ્ઞનો મૂળ પાયો તને સંક્ષેપમાં કહી સંભળાવ્યો. જે ઉન્મત્ત પુરુષ ઉચિત એવા સ્વધર્મરૂપી યજ્ઞનું આ લોકમાં આચરણ કરતો નથી, તેમજ જે દુરાચારી ઇંદ્રિયોને વિષયોથી તૃપ્ત કરવામાંજ

સમય ગાળે છે; તે આ પૃથ્વી પર કેવળ પાપથી ભરેલો અને ભારરૂપજ છે, એમ તું સમજ. જે પ્રમાણે કુવખતે આવેલો મેઘ નિરુપયોગી થઈ પડે છે; તે પ્રમાણે હે અર્જુન! ઉન્મત્ત પુરુષનાં સર્વ કર્મો નિષ્ફળ થાય છે. જેનાથી સ્વધર્માનુષ્ઠાન બની શકતું નથી, તેનું જીવિત બકરાના ગળામાંના સ્તનની પેઠે વ્યર્થ છે. માટે હે પાંડુકુમાર! આ સ્વધર્મ કોઈએ તજવો નહિ, પરંતુ સર્વભાવથી તેનુંજ આચરણ કરવું. શરીરની સાથેજ કર્તવ્યકર્મ પ્રાપ્ત થઈ આવ્યાં છે; તો તે ઉચિત કર્મોનો ત્યાગ શા માટે કરવો? હે સવ્યસાચી! આ મનુષ્યદેહ પ્રાપ્ત થયા છતાં વિહિત કર્મો કરતાં જેને કંટાળો આવે છે તેને મૂર્ખ સમજ. (૪૫)

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

**શ્લોકાર્થ**:—વળી જે પોતાના આત્મામાંજ રમે છે તથા જે આત્મસુખથી તૃપ્ત અને આત્માનંદથીજ તુષ્ટ છે, તેને કાંઈ પણ કર્તવ્યકર્મ કરવાનું નથી. (૧૭)

**ટીકા**:—જે પુરુષ આત્મસ્વરૂપમાંજ નિમગ્ન હોય છે, તે શારીરિક કર્મ કરવા છતાં કર્મથી લિપ્ત થતો નથી. તે આત્મબોધ વડે સંતુષ્ટ હોવાથી કૃતકાર્ય થયેલોજ હોય છે; માટે તે સહજે કર્મબંધનથી મુક્ત રહે છે. (૪૭)

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

**શ્લોકાર્થ**:—આ લોકમાં કર્મ કરવાથી તેને કાંઇ પણ લાભ થતો નથી, તેમજ કર્મ ન કરવાથી તેને કાંઇ હાનિ પણ થતી નથી. વળી સર્વ પ્રાણીઓમાંથી કોઈની પાસે તેને કોઈ પણ વસ્તુ મેળવવાની હોતી નથી. (૧૮)

**ટીકા**:—જે પ્રમાણે તૃપ્તિ થઇ એટલે તેનાં સાધનો આપોઆપજ નષ્ટ થાય છે, તે પ્રમાણે સ્વરૂપાનુભવ પ્રાપ્ત થયા પછી કર્મોનો પાશપણ છૂટી જાય છે. હે અર્જુન! જ્યાં સુધી ... જ્ઞાન થયું નથી, ત્યાં સુધીજ આ સાધનો આચરવાં પડે છે.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

શ્લોકાર્થ:–આ કારણથી ફળની ઇચ્છાનો ત્યાગ કરીને તું નિત્ય વિહિત કર્મ કર. નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનાર પુરુષના ચિત્તની શુદ્ધિ થઈ તેને પરમપદની પ્રાપ્તિ થાય છે. (૧૯)

ટીકા:–માટે સદા ફળની આશા છોડી તું ઉચિત સ્વધર્માચરણ કર. હે પાર્થ ! આ જગતમાં જેઓ નિષ્કામબુદ્ધિથી સ્વધર્મ પાળે છે, તેઓ ખરેખર મોક્ષપદને પ્રાપ્ત કરે છે. (૫૧)

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

શ્લોકાર્થ:–જનકાદિક જ્ઞાનીઓ કર્મ કરીનેજ મુક્ત થયા હતા; અને તારે પણ લોકહિત પ્રત્યે દૃષ્ટિ રાખી કર્મ કરવાં તેજ ઉચિત છે. (૨૦)

ટીકા:–કર્મનો લેશ પણ ત્યાગ ન કરતાં જનકાદિક મોક્ષપદને પામ્યા હતા. માટે હે પાર્થ ! તું કર્મમાં આસ્થા રાખ. એથી એક બીજો પણ લાભ છે; અને તે એ છે કે, આપણને કર્મ કરતા જોઇને લોકો પણ તે માર્ગે ચાલશે અને તેથી અનાયાસે તેમનાં દુઃખો નષ્ટ થશે. જેઓ નિષ્કામ બની કૃતાર્થ થયા છે, તેમને માટે પણ લોકો પર કરવાનું કર્તવ્ય શેષ રહ્યુંજ છે. આંધળાની પલટણનો દેખતો દોરનાર જે પ્રમાણે તેમનાજ માર્ગમાં ચાલે છે; તે પ્રમાણે જ્ઞાનીઓએ સ્વતઃ ધર્માચરણ કરી અજ્ઞાની જનોને ધર્મમાર્ગ બતાવવો જોઇએ. અરે ! જે જ્ઞાની લોકો આવું વર્તન ન કરે તો અજ્ઞાની લોકો સ્વધર્માચરણ પ્રતિ શી રીતે વળશે અને તેમને આ માર્ગ શી રીતે સૂઝશે ? (૫૭)

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

શ્લોકાર્થ:–શ્રેષ્ઠ પુરુષ જે જે કર્મો કરે છે તે તે કર્મો બીજાં માણસો પણ દેખાદેખીથી કરે છે; અને શ્રેષ્ઠ પુરુષ જે જે માર્ગ નિશ્ચિત કરે છે, તેનું જ લોકો અનુકરણ કરે છે. (૨૧)

ટીકાઃ–આ લોકમાં શ્રેષ્ઠ પુરુષો જે જે આચરણ કરે છે, તેનેજ બીજા લોકો ધર્મ સમજીને તેજ પ્રમાણે ચાલે છે. આમ હોવાથી સ તોને પણ કર્મનું આચરણ કરવું પડે છે. (૫૯)

न मे पार्थाऽस्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

શ્લોકાર્થઃ–હે પાર્થ! ત્રૈલોકયમાં મારે કાંઈ કરવાનું નથી, તેમજ મને કાંઈ અપ્રાપ્ય નથી; તથાપિ હું પણ લોકોપકારાર્થે કર્મ કરું છું જ. (૨૨)

ટીકાઃ–હે અર્જુન! હવે અન્યની વાત શા માટે કરુ? હું પોતેજ આ ધર્માચરણ કરું છું. શું મને કાંઈ દુઃખ આવી પડયું? કિંવા કાંઈ અપેક્ષા રહી ગઈ? તને સુવિદિતજ છે કે, મારા જેટલા ગુણ અને ઐશ્વર્યથી સંપન્ન આ જગતમાં અન્ય કોઈ છેજ નહિ. સાંદીપનિ ગુરુના મૃત પુત્રને મે આણી આપ્યો, એ પરાક્રમ તો તું જાણે છેજ. હું આવો સમર્થ છું, તથાપિ હું પણ મૂગે મોઢે કર્મ કર્યેજ જાઉં છું. (૬૩)

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

શ્લોકાર્થઃ–હે પાર્થ! જો હું આળસ ત્યાગી કર્મ ન કરું, તો આ સર્વ લોકો સર્વાંશે મારા માર્ગને અનુસરીને ચાલવા લાગશે; અર્થાત્ તેઓ પણ કર્મ કરશે નહિ. (૨૩)

ટીકાઃ–લોકકલ્યાણના ઉદ્દેશથી હું સ્વધર્માચરણ એવી રીતેજ કરું છું કે જાણે સકામી મનુષ્ય કર્મ ન કરતો હોય! સર્વ પ્રાણીઓનો આધાર આપણા પરજ છે, માટે આપણે તેમને કર્મભ્રષ્ટ થવા દેવાં જોઇએ નહિ. (૬૫)

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

શ્લોકાર્થઃ–જો હું કર્મ ન કરું તો આ સર્વ પ્રજા નાશ પામશે અને પ્રજાને વર્ણસંકર કરવાનો આરોપ પણ મારાપરજ આવે અને સર્વ પ્રજાનો વિનાશક પણ હુંજ કહેવાઉં,

ટીકાઃ—જો હું આત્માનંદમાંજ રહું અને ધર્માચરણ ન કરું, તો પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થઈ શકે ? મારું વર્તન જોઇને તે ઉપરથીજ લોકો પોતાને અનુસરવાના માર્ગો સમજી લે છે. એ જ વાસ્તવિક સંપ્રદાય છે, તે હવે જો હું ધર્માચરણ ન કરું તો અવ્યવસ્થિત થઈ જાય; માટે જે સમર્થ અને સર્વજ્ઞાનસંપન્ન હોય તેણે વિશેષે કરી કર્મનો ત્યાગ કરવો ઘટે નહિ. (૬૮)

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

શ્લોકાર્થઃ—હે ભારત ! જેમ અવિદ્વાન લોકો કર્મફળમાં આસક્ત થઇને કર્મ કરે છે, તેજ પ્રમાણે વિદ્વાન લોકોએ લોકકલ્યાણાર્થે ફલેચ્છારહિત થઈને કર્મ કરવાં જોઇએ. (૨૫)

ટીકાઃ—ફળની ઇચ્છા રાખનારા પુરુષો જે પ્રમાણે કર્માચરણ કરે છે, તે પ્રમાણે જ્ઞાનવાન પુરુષે પણ કર્મો કરવાં જોઇએ. હે પાર્થ ! લોકસમુદાયનું સંરક્ષણ કરવું આવશ્યક છે; માટે નેતાઓએ સન્માર્ગે ચાલી ધર્માચરણમાં લોકોની પ્રવૃત્તિ કરાવવી જોઈએ. (૭૧)

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

શ્લોકાર્થઃ—વિદ્વાન મનુષ્યે ફળની ઇચ્છાથી કર્મ કરનાર અજ્ઞાની મનુષ્યોની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ; પરંતુ પોતે નિષ્કામબુદ્ધિથી કર્માચરણ કરી, તેમનામાં કર્મ કરવાની અભિરુચિ ઉત્પન્ન કરવી. (૨૬)

ટીકાઃ—હે ધનુર્ધર ! જે બાળક સ્તનપાન પણ મહાપ્રયત્ને કરી શકે છે, તે પકવાન્ન કેવી રીતે ખાઈ શકે ? તેને જેમ પકવાન્ન દઈ શકાય નહિ, તેજ પ્રમાણે કર્માચરણથી જેનું ચિત્ત શુદ્ધ થયું ન હોય એવા પુરુષને નૈષ્કર્મ્ય—જ્ઞાનનિષ્ઠાનો બોધ ગમ્મતમાં પણ આપવો નહિ. તેને તો સત્કર્મ કરવાનોજ બોધ કરવો અને સત્કર્મોની પ્રશંસા કરવી; તથા નિષ્કામ થયેલા પુરુષોએ પણ સત્કર્મ કરી બતાવવાં. વર્ણાશ્રમ ધર્મના રક્ષણને માટે કર્મનું આચરણ કરનારને કર્મબંધન ભોગવવું પડતું નથી. બહુ-

રૂપી રાજા-રાણીનો વેશ લે છે, પરંતુ તેના મનમાં પોતે રાજા-રાણી હોવાની ભાવના મુદ્દલ ઊપજતી નથી; તેમ લોકોને માર્ગ બતાવવા સારુજ તે સત્કર્મ કરે છે. (૭૯)

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ २७ ॥

શ્લોકાર્થઃ-સર્વ કર્મો સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણોને લીધે થાય છે. પરંતુ જે મૂઢમતિ હોય છે તેજ અહંકારથી એમ માને છે કે, સર્વ કર્મો હુંજ કરું છું. (૨૭)

ટીકાઃ-હવે એજ કર્મો અજ્ઞાનીઓને કેવી રીતે બાધક થાય છે તે હું કહીશ. હે અર્જુન! જો અન્યનો બોજો આપણા મસ્તક ઉપર ઊચકીએ તો આપણી ગરદન વાંકી વળે કે નહિ? તેજ પ્રમાણે પ્રકૃતિના ગુણોજ સારાંમાઠાં કર્મોની ઉત્પત્તિ કરે છે; છતાં મૂર્ખ માણસો તે સર્વ હુંજ કરું છું, એમ કહી તેનો ભાર પોતે વહોરી લે છે. આવા દેહાભિમાની પુરુષની આગળ નૈષ્કર્મ્ય સ્થિતિની વાત કરવી નહિ; કારણ કે તેને અનધિકારને લીધે પરમાર્થતત્ત્વની સમજ પડનાર નથી અને કર્મથી પણ તે ભ્રષ્ટ થવાનો. હવે તારું હિત શામાં છે તે હું તને કહું છું; માટે લક્ષ દઇને શ્રવણ કર. (૮૦)

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥ २८ ॥

શ્લોકાર્થઃ-હે મહાબાહો! ગુણકર્મના વિભાગનું તત્ત્વ જાણનાર પુરુષ તો ગુણોજ ગુણો પ્રત્યે વર્તી રહ્યા છે, એમ સમજી ગુણકર્મમાં આસક્ત થતા નથી. (૨૮)

ટીકાઃ-જ્યાંથી સર્વ કર્મો ઉત્પન્ન થાય છે તે પ્રકૃતિમાં અહંતામમતાનો ભાવ જ્ઞાનીઓમાં બિલકુલ હોતો નથી. જ્ઞાનીઓ દેહાભિમાન છોડીને ગુણકર્મથી પર થઈ દેહનાં કર્મ-ફક્ત સાક્ષીભાવજ રાખે છે. માટે સૂર્ય જે પ્રમાણે જગત પર પ્રકાશ નાખતો હોવા છતાં જગતના વ્યાપારથી લેપાતો નથી, તે પ્રમાણે પુરુષ દેહ ધારણ કરે છે, તો પણ દેહના ગુણ-કર્મથી બંધાતો નથી. (૮૧)

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥

શ્લોકાર્થઃ–પ્રકૃતિના ગુણોથી જે મોહિત થયા હોય છે, તેઓજ ગુણથી થયેલાં કર્મોમાં આસક્ત થાય છે. આવા અલ્પજ્ઞતથા મંદ બુદ્ધિવાળા લોકોનાં મનમાં જ્ઞાનીએ બુદ્ધિભેદ–સંશય ઉત્પન્ન કરવો નહિ. (૨૯)

ટીકાઃ–જે મનુષ્ય પ્રકૃતિને આધીન થઇને વર્તે છે અને ગુણમાં અહંતામમતા ધરાવે છે, તેજ કર્મથી લિપ્ત થાય છે. ઇંદ્રિયોજ ગુણોને આધીન થઇ પોતપોતાના વ્યાપારમાં નિમગ્ન રહે છે; છતાં પણ અજ્ઞાની મનુષ્ય તે અન્યનાં કર્મોને 'હું જ છું' એમ અવળું માને છે. (૮૫)

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! વિવેકબુદ્ધિથી સર્વ કર્મો મનેજ અર્પણ કર; કર્મફળની આશા રાખ નહિ; કર્તૃત્વાભિમાન છોડ અને શોકરહિત થઈ યુદ્ધ કર. (૩૦)

ટીકાઃ–માટે વિહિત કર્મોનું આચરણ કરી તે સર્વ મને અર્પણ કરવાં અને ચિત્તવૃત્તિને સદૈવ આત્મસ્વરૂપમાં લીન કરવી. આ કર્મનો હું કર્તા છું અને ફળને માટે હું અમુક કર્મ કરું છું, એવું અભિમાન તું મનમાં ઉત્પન્ન થવા દઇશ નહિ; અને સર્વ ઇચ્છાનો ત્યાગ કરી યથાપ્રાપ્ત ભોગો ભોગવજે. હવે હાથમાં ધનુષ્ય લઈ આ રથપર બેસ અને આનંદપૂર્વક વીરવૃત્તિનો સ્વીકાર કર. જગતમાં તું તારી કીર્તિ વધાર, સ્વધર્મનો મહિમા ફેલાવ અને દુષ્ટોનો ભાર આ પૃથ્વીપરથી ઓછો કર. હે પાર્થ! હવે તું નિઃશંક થઈ યુદ્ધમાં લક્ષ આપ અને અન્ય વાત છોડી દે. (૯૧)

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

શ્લોકાર્થઃ–જે લોકો શ્રદ્ધાપૂર્વક અને ઈર્ષ્યારહિત થઈ

મારા આ મતનું નિત્ય અનુષ્ઠાન કરે છે, તેઓ સુધ્ધાં કર્મબંધનમાંથી મુક્ત થાય છે. (૩૧)

ટીકાઃ-હે અર્જુન! આ મારા નિર્બાધ મતનો જેઓ આદરથી સ્વીકાર કરે છે તથા તેનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરે છે, તેઓ પણ સર્વ કર્મો કરવા છતાં કર્મત્યાગી છે, એમ તું જાણ. માટે મેં બતાવેલો માર્ગ નિઃસંશય આચરવા યોગ્ય છે. (૯૩)

*યે ત્વેતદભ્યસૂયંતો નાનુતિષ્ઠંતિ મે મતમ્ ।*
*સર્વજ્ઞાનવિમૂઢાંસ્તાન્વિદ્ધિ નષ્ટાનચેતસઃ ॥ ૩૨ ॥*

શ્લોકાર્થઃ-જે મારા મતની નિંદા કરી તેનું અનુષ્ઠાન કરતા નથી; તે લોકો સર્વજ્ઞાનવિહીન, મૂર્ખ નાશ પામેલા અને અવિવેકી છે, એમ તું જાણ. (૩૨)

ટીકાઃ-એમ છતાં જેઓ દેહપાશમાં લુબ્ધ થઈ ઇંદ્રિયોને લાડ લડાવી મારા મતનો ત્યાગ કરે છે, જે તેને સામાન્ય સમજીને તેનો ઉપહાસ કરે છે, કિંવા 'એ તો માત્ર સ્તુતિવાક્ય છે' એમ જણાવે છે; તેઓ મોહરૂપી મદ્યનું પાન કરીને ભ્રમિત થયેલા, વિષયરૂપી વિષથી વ્યાપ્ત થયેલા અને અજ્ઞાનરૂપી કીચડમાં અથડાતા મનુષ્યો છે, એમ જાણ. જેમ પ્રેતના હાથમાં પરીક્ષા અર્થે રત્ન આપવું વ્યર્થ છે; કિંવા જન્માંધ કહે કે, દિવસ ઊગ્યો તો લોક તેનું કહેવું માનતા નથી; અથવા જે પ્રમાણે ચંદ્રજ્યોતિ કાગને ઉપયોગી થઈ પડતી નથી; તે પ્રમાણે મૂર્ખ માણસોને આ વિચાર રુચતો નથી. હે પાર્થ! જે મનુષ્ય પરમાર્થથી વિમુખ હોય તેની સાથે ભાષણ સુધ્ધાં કરવું જોઇએ નહિ. કારણ કે જે પ્રમાણે પતંગથી દીપકની જ્યોતિ સહન થઈ શકતી નથી, તે પ્રમાણે તે તમારું કથન સહન કરી શકશે નહિ અને ઊલટી તમારી નિંદા કરશે. પતંગ દીપકને આલિંગન દેવા જાય કે અચૂક તેનું મરણ થાય છે; તે પ્રમાણે વિષયનું આચરણ એ આત્મઘાતજ છે. (૧)

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

નીવડે છે; તેજ પ્રમાણે ઇંદ્રિયોમાં વસતો કામ વિષયસુખની દુરાશા ઉત્પન્ન કરે છે, મત્સ્ય ગળમાં ખોસેલા માંસને અણસમજને લીધે ખાય છે, પરંતુ 'માંસના ગર્ભમાં રહેલો કાંટો મારો પ્રાણ હરશે' એ વાત તે સમજી શકતું નથી. તેમજ વિષયસુખની અભિલાષાનું પરિણામ સમજવું. પારધિ જેમ મૃગ પકડવાની તક સાધી ચારે તરફથી તેને ઘેરી લે છે, તેજ પ્રમાણે આ વિષયસુખની અભિલાષા પણ માણસને ચારે તરફથી ઘેરી લે છે; માટે હે પાર્થ ! કામક્રોધને વિઘાતક સમજી તેનો સંગ તું કરીશ નહિ અને એના કારણરૂપ વિષયોને આશ્રય પણ ન આપીશ. તેનું સ્મરણ સુધ્ધાં કરીશ નહિ, તેમજ આત્મજ્ઞાનની જ્યોતિ બુઝાવા દઇશ નહિ. (૧૮)

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

શ્લોકાર્થ:—અન્યના ધર્મોની અપેક્ષાએ આપણો ધર્મ કદાપિ ઊતરતો લાગે તો પણ આપણે માટે તો તેજ કલ્યાણકારક છે; સ્વધર્માચરણ કરતાં મૃત્યુ આવે તો તે પણ કલ્યાણકારક છે; પરંતુ પરધર્મ તો ભયંકર છે. (૩૫)

ટીકા:—અરે! આપણો ધર્મ આચરવો કઠિન હોય તો પણ તેનુંજ આચરણ કરવું ઉત્તમ છે. અન્યનો ધર્મ સારો દેખાતો હોય તો પણ પ્રત્યેક જણે પોતાનાજ ધર્મનું આચરણ કરવું જોઈએ. બ્રાહ્મણ દરિદ્રી હોય તો શું તેણે શૂદ્રના ઘરમાં પકવાન્નો ખાવાં કે? તેમ જે વાત ગ્રહણ કરવા યોગ્ય નથી તેની ઇચ્છા પણ શા માટે કરવી? વળી વગરઇચ્છાએ તે મળી શકતી હોય તો પણ તેનો સ્વીકાર શા માટે કરવો? લોકોની મોટી મોટી હવેલીઓ જોઇને શું આપણે આપણાં ઘાસનાં છાપરાં તોડી પાડવાં કે? આપણી સ્ત્રી ગમે તેવી કદ્રૂપી હોય, છતાં આપણા ઉપભોગને માટે તેજ યોગ્ય હોય છે; તેમ આપણો ધર્મ ગમે તેવો કઠિન અને દુર્ઘટ હોય, તો પણ તેજ આપણો પરલોકનો મિત્ર છે. દૂધ અને ખાંડ, એ બન્ને પદાર્થ મિષ્ટ છે; પણ કૃમિના વ્યાધિવાળાને તો તે અહિતકરજ છે. એમ છતાં પણ રોગી જો

શ્લોકાર્થઃ–જ્ઞાની સુધ્ધાં પોતાની પ્રકૃતિને અનુસરીને વર્તે છે, અને સર્વ પ્રાણી પણ પોતપોતાની પ્રકૃતિ પ્રમાણેજ વર્તતાં હોય છે; એટલે પછી એમાં નિગ્રહનું શું ચાલી શકે તેમ છે? (૩૩)

ટીકાઃ–માટે કોઈ પણ વિચારવાન મનુષ્યે આ ઇંદ્રિયોના લાડકોડ મશ્કરીમાં પણ પૂરા પાડવાનું સાહસ કરવું નહિ. અરે, સર્પની સાથે ખેલી શકાશે કે? કિંવા વ્યાઘ્રનો સહવાસ સારું પરિણામ લાવશે કે? અથવા હલાહલ વિષ પ્રાશન કરતાં તે જિરવાશે કે? સહેજ અગ્નિ પણ લાગે છે તો ભડકા થાય છે, તેજ પ્રમાણે કૌતુકને સારુ ઇંદ્રિયોનું લાલન કરવાથી તેની વિષયલોલુપતા વધે છે અને પછી તેનો અવરોધ કરી શકાતો નથી; માટે હે અર્જુન! આ પરાધીન (પ્રારબ્ધાધીન) શરીરને માટે વિષયોપભોગ મેળવવાની ખાસ ખટપટ શા માટે કરવી? તથા પુષ્કળ યત્ન કરી સર્વ વસ્તુ સંપાદન કરીને આ દેહનું લાલન શા માટે કર્યા કરવું? વળી અત્યંત પરિશ્રમ વડે પુષ્કળ સંપત્તિ મેળવીને તથા સ્વધર્મનો ત્યાગ કરીને કેવળ દેહનુંજ પોષણ શા માટે કર્યા કરવું? આ પંચતત્ત્વનું શરીર અંતે પંચતત્ત્વમાં મળી જતાં તો આપણી કરેલી સર્વ મહેનત વ્યર્થજ જશે, માટે કેવળ શરીરનું પોષણ કર્યા કરવામાં આયુષ્ય ખરચી નાખવું નહિ. (૯)

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥

શ્લોકાર્થઃ–વિષયોમાં રાગ અને દ્વેષ કરવો, એ ઇંદ્રિયોનો ધર્મજ છે. માટે આપણે એ રાગદ્વેષને આધીન થવું નહિ, કારણ કે તે આપણો ઘાત કરે છે. (૩૪)

ટીકાઃ–વિષયોના યથેચ્છ સેવનથી તત્ક્ષણ તો આપણા ચિત્તનું સમાધાન થાય છે, એ વાત ખરી; પરંતુ સારા વેશવાળા લૂંટારાનો સંઘાત થતાં તે ગામનો સીમાડો વટાવતાં સુધીજ સ્વસ્થ રહેશે અને જંગલમાં પ્રવેશતાંની સાથેજ આપણા સર્વસ્વનો નાશ કરશે; તેવુંજ આ સમાધાન છે. હે બંધુ! વચ્છનાગ ખાતાં પ્રથમ મિષ્ટ લાગે છે, પરંતુ પરિણામે તે નાશકારક

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥ ३७ ॥**

**શ્લોકાર્થ**:-એ કામ અને ક્રોધ છે. તેઓની ઉત્પત્તિ રજોગુણમાંથી છે. એ ઉભય સદા અતૃપ્ત અને અઘોર પાતકી છે. તેને તું આ લોકમાં વૈરી સમજ. (૩૭)

**ટીકાઃ**-તે પછી સર્વનાં હૃદયમાં વાસ કરનાર ને યોગીજન જેની નિષ્કામ બુદ્ધિથી ઇચ્છા કરે છે એવા શ્રીપુરુષોત્તમ બોલ્યાઃ-સાંભળ. આ કામ અને ક્રોધજ છે. તેમનામાં દયાનો લેશ પણ રહેતો નથી. વધારે શું કહું ? અજ્ઞાનીના નાશ માટે એ સાક્ષાત્ યમ છે. આ કામ અને ક્રોધ જ્ઞાનરૂપી દ્રવ્યભંડાર ઉપર રહેતા નાગ, વિષયગુફામાં રહેતા વાઘ અને ભજનમાર્ગ ઉપર આક્રમણ કરનારા ક્રૂર મારાઓ છે. વળી તે દેહરૂપી કિલ્લા પરના પ્રચંડ પાષાણ અને ઇંદ્રિયોરૂપી ગામનો કિલ્લો છે. તેમજ ભ્રાંતિ અને અજ્ઞાનાદિ ઉત્પન્ન કરવામાં એમની પ્રબળતા વિશેષ છે. એ મનમાં રહેલી આસુરી સંપત્તિ અને રજોગુણનાં બાળક છે અને અવિદ્યાથીજ એમની તૃપ્તિ થાય છે. એમનું મૂળ તો રજોગુણમાં છે; પરંતુ તમોગુણના પણ તેઓ અત્યંત લાડકડા છે; માટે તમોગુણે તેમને પોતાનું સર્વસ્વ (પ્રમાદ અને મોહ) અર્પણ કરેલ છે. એઓ જીવનના શત્રુ છે; માટે મૃત્યુના નગરમાં એમને સારો આદરસત્કાર મળે છે. શું ચમત્કાર વર્ણવીએ ? એમની ક્ષુધા આગળ આ સમસ્ત વિશ્વ તો એક કોળિયા જેટલું પણ નથી અને આશાજ તેમના સર્વ વ્યાપારો નિભાવે છે. જેની મુઠીમાં ચૌદ ભુવનનો તો પત્તો પણ ન લાગે એવી જે ભ્રાંતિ, તે તો એમની પ્રિય નાની ભગિની છે. આ એકલી ભ્રાંતિ પણ રમતાં રમતાં ચવાણા તરીકેજ ત્રૈલોક્યનો તો કોળિયોજ કરી જાય તેવી છે. વળી તૃષ્ણાની પુષ્ટિનો આધાર પણ એના દાસીપણા ઉપરજ છે. વળી મોહ અને અહંકાર જે અખિલ જગતને નચાવી રહ્યા છે; તે પણ એની સાથે સંબંધ રાખે છે. જે દંભ સત્યના કોથળાને ફાડી

તેનું સેવન કરે તો પરિણામે તે તેને દુઃખદ નીવડશે. માટે જે કાર્ય અન્યને માટે ઉચિત, પણ આપણને અનુચિત હોય તે કદી પણ કરવું નહિ. સ્વધર્મનું આચરણ કરતાં આપણો જીવ જાય તો આપણને બન્ને લોકમાં શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે. દેવાધિદેવ શ્રીશાર્ઙ્ગપાણિનું આ પ્રમાણે કથન સાંભળી અર્જુન બોલ્યો:— હે દેવ! મારી એક વિનંતિ છે કે, આપે હમણાં મને જે કહ્યું તે મેં અક્ષરશઃ સાંભળ્યું: પણ હવે મારે કેટલાક પ્રશ્નો પૂછવા છે.

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યો:—

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥**

**શ્લોકાર્થ:**–હે કૃષ્ણ! ત્યારે જીવને વિષયોની ઇચ્છા ન હોવા છતાં પણ કોની પ્રેરણાથી બળાત્કારે ઉત્તેજિત થઇને તે પાપાચરણ કરે છે? (૩૬)

**ટીકા:**–હે દેવ! જ્ઞાનીઓ સુધ્ધાં સ્થિતિભ્રષ્ટ થઇને તે ભૂલ-ભરેલા માર્ગે શા માટે જાય છે? તેઓ સર્વજ્ઞ હોઈ છોડી દેવા જેવું શું છે અને ગ્રહણ કરવા જેવું શું છે, તે સારી પેઠે જાણે છે; છતાં પણ તેઓ પરધર્મનું આચરણ શા માટે કરે છે? અંધ મનુષ્યથી ધાન્ય અને ફોતરાં છૂટાં પાડી શકાતાં નથી તે બરાબર છે; પરંતુ દેખતા મનુષ્યથી પણ દાણા અને ભૂસું છૂટાં પાડવાનું કાર્ય શા માટે થઇ શકતું નથી? જેઓ સર્વ સંગનો પરિત્યાગ કરે છે, તેઓજ પુનઃ સંગ કરીને પણ તૃપ્ત થતા નથી; તેમજ વનવાસ કરનારા લોકો પણ પાછા વ્યાવહારિક લોકોનાં આચરણ કરે છે. તેઓ વાસ્તવમાં પાપથી અલિપ્ત રહેવાની ઇચ્છા કરે છે, પરંતુ જાણે કોઈ બળાત્કારે તેમને પાપાચરણ-માં પ્રવૃત્ત કરતું ન હોય એવી પ્રતીતિ થાય છે. તેઓ જે વિષયોની ભીતિ રાખે છે, તેજ વિષયો તેમના જીવનની સાથે સંલગ્ન થઇને રહે છે. આ વિષયોથી અલિપ્ત રહેવાનો તેઓ પ્રયત્ન કરેછે, તો પણ તેમાં ફસાઈ પડે છે. આ પ્રમાણે જ્ઞાની-ઓના વિષયસેવનમાં કોઇનો બળાત્કાર દેખાય છે. તો આ બળાત્કાર કોનો છો, તે કૃપા કરીને મને કહો. (૩૮)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्यनमिह वैरिणम् ॥ ३७ ॥**

શ્લોકાર્થઃ–એ કામ અને ક્રોધ છે. તેઓની ઉત્પત્તિ રજો-ગુણમાંથી છે. એ ઉભય સદા અતૃપ્ત અને અઘોર પાતકી છે. તેને તું આ લોકમાં વૈરી સમજ. (૩૭)

ટીકાઃ–તે પછી સર્વનાં હૃદયમાં વાસ કરનાર ને યોગી-જન જેની નિષ્કામ બુદ્ધિથી ઇચ્છા કરે છે એવા શ્રીપુરુષોત્તમ બોલ્યાઃ–સાંભળ. આ કામ અને ક્રોધજ છે. તેમનામાં દયાનો લેશ પણ રહેતો નથી. વધારે શું કહું ? અજ્ઞાનીના નાશ માટે એ સાક્ષાત્ યમ છે. આ કામ અને ક્રોધ જ્ઞાનરૂપી દ્રવ્યભંડાર ઉપર રહેતા નાગ, વિષયગુફામાં રહેતા વાઘ અને ભજનમાર્ગ ઉપર આક્રમણ કરનારા ક્રૂર મારાઓ છે. વળી તે દેહરૂપી કિલ્લા પરના પ્રચંડ પાષાણ અને ઇંદ્રિયોરૂપી ગામનો કિલ્લો છે. તેમજ ભ્રાંતિ અને અજ્ઞાનાદિ ઉત્પન્ન કરવામાં એમની પ્રબળતા વિશેષ છે. એ મનમાં રહેલી આસુરી સંપત્તિ અને રજો-ગુણનાં બાળક છે અને અવિદ્યાથીજ એમની તૃપ્તિ થાય છે. એમનું મૂળ તો રજોગુણમાં છે; પરંતુ તમોગુણના પણ તેઓ અત્યંત લાડકડા છે; માટે તમોગુણે તેમને પોતાનું સર્વસ્વ (પ્રમાદ અને મોહ) અર્પણ કરેલ છે. એઓ જીવનના શત્રુ છે; માટે મૃત્યુના નગરમાં એમને સારો આદરસત્કાર મળે છે. શું ચમત્કાર વર્ણવીએ ? એમની ક્ષુધા આગળ આ સમસ્ત વિશ્વ તો એક કોળિયા જેટલું પણ નથી અને આશાજ તેમના સર્વ વ્યાપારો નિભાવે છે. જેની મુઠીમાં ચૌદ ભુવનનો તો પત્તો પણ ન લાગે એવી જે ભ્રાંતિ, તે તો એમની પ્રિય નાની ભગિની છે. આ એકલી ભ્રાંતિ પણ રમતાં રમતાં ચવાણા તરીકેજ ત્રૈલોક્યનો તો કોળિયોજ કરી જાય તેવી છે. વળી તૃષ્ણાની પુષ્ટિનો આધાર પણ એના દાસીપણા ઉપરજ છે. વળી મોહ અને અહંકાર જે અખિલ જગતને નચાવી રહ્યા છે; તે પણ એની સાથે સંબંધ રાખે છે. જે દંભ સત્યના કોથળાને ફાડી

નાખીને તેમાં અસત્યનો કચરો ભરી દે છે, તે દંભને પણ એણેજ જગતમાં ફેલાવ્યો છે. એણે પતિવ્રતા સ્ત્રીરૂપી શાંતિને લૂંટી લઇને અને માયારૂપી વેશ્યાને શૃંગારીને તેના દ્વારા સાધુ-સમુદાયને ભ્રષ્ટ કર્યો છે. એણે વિવેકને પદભ્રષ્ટ કર્યો, વૈરાગ્યનું ચામડું ઉતાર્યું અને ઉપશમને જીવતોજ ગરદન માર્યો છે. એણે સંતોષરૂપી નંદનવનનો નાશ કર્યો, ધૈર્યરૂપી કિલ્લો જમીનદોસ્ત કર્યો અને આનંદરૂપી છોડ સમૂળો ઉખેડી નાખ્યો છે. વળી એણે જ્ઞાનરૂપી છોડની જડ કાઢી સુખનું તો નામ-નિશાન પણ રહેવા નથી દીધું. એણેજ પ્રાણીમાત્રના હૃદયમાં ત્રિવિધ તાપનો અગ્નિ સળગાવી મૂકયો. એની ઉત્પત્તિ શરીરની સાથે હોવાથી તે જીવનની સાથે ઓતપ્રોત ગૂંથાઈ રહ્યો છે; પરંતુ શોધ કરતાં જડતો નથી. એ બ્રહ્મસ્વરૂપનો પડોશી છે અને જ્ઞાનની પંક્તિમાંજ વસે છે; માટે એ જગતનો લય કરવાને પ્રવૃત્ત છે તો પણ કોઈ એનો પ્રતિબંધ કરી શકતું નથી. એ પ્રાણીઓને નિર્જળ સ્થળે ડુબાવે છે, અગ્નિ વિના બાળીને ભસ્મ કરે છે અને ખબર ન પડે એમ ગળી જાય છે. એ શસ્ત્ર વિના પ્રહાર કરે છે, દોરા વગર બાંધે છે અને તત્ત્વવેત્તાઓને તો હોડ કરીને જમીનદોસ્ત કરે છે. એ કાદવ વિનાજ રગદોળે છે, પાશ વિનાજ બંધન કરે છે અને તે દેહના અંતરમાં એટલો તો ઊંડે ઊતરેલ હોય છે કે તેની સમાનતા બીજું કોઇ પણ કરી શકતું નથી. (૫૯)

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

શ્લોકાર્થઃ—જે પ્રમાણે ધુમાડાથી અગ્નિ, મળથી દર્પણ તથા ઓરથી ગર્ભ વીંટાયલો હોય છે, તે પ્રમાણે શુદ્ધ જ્ઞાન આ કામથી ઢંકાયલું હોય છે. (૩૮)

ટીકાઃ—હે અર્જુન! સર્પ જેમ ચંદનના થડને વીંટાઈ રહે છે, કિંવા જેમ ઓર ગર્ભની આજુબાજુ આવેલી હોય છે; તેમજ જ્ઞાન કામક્રોધથી સદા આવૃત હોય છે. પ્રભા વિના સૂર્ય,

ધૂમ્ર સિવાય અગ્નિ અને મળ વિના દર્પણ વિદ્યમાન હોતાં નથી, તેમ કામક્રોધરહિત શુદ્ધ જ્ઞાન આપણી દૃષ્ટિએ કદી પડતું નથી.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणाऽनलेन च ॥ ३९ ॥

શ્લોકાર્થ:–હે કૌંતેય! જ્ઞાનીની સાથે સદા વૈર રાખનાર અને અગ્નિની પેઠે સદા અતૃપ્ત રહેનાર કામરૂપ શત્રુએ જ્ઞાનને આવૃત કરેલું છે. (૩૯)

ટીકા:–યદ્યપિ જ્ઞાન એ પોતે શુદ્ધ છે, તથાપિ તે મહાબળવાન થઇને રહેલા કામક્રોધથી આચ્છાદિત હોય છે; માટે પ્રથમ કામક્રોધને જીત્યા પછીજ જ્ઞાન પ્રાપ્ત થશે; પણ રાગદ્વેષરૂપી કામ જીતવો એજ પ્રથમ મુશ્કેલી છે; કારણ કે તેને જીતવાને જે જે સાધનો આણવામાં આવે છે, તે જેમ અગ્નિમાં લાકડાં પડતાં વધારે પ્રદીપ્ત થાય છે, તેમ કામક્રોધને વિશેષ પુષ્ટ કરે છે.

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

શ્લોકાર્થ:–ઈંદ્રિયો, મન અને બુદ્ધિ, એ કામનાં નિવાસસ્થાન છે. એમનીજ સહાયથી કામ જીવાત્માના જ્ઞાનને આવૃત કરી તેને મોહમાં ફસાવી પાડે છે. (૪૦)

ટીકા:–જીતવાનાં જે સાધનો છે તેના વડે ઊલટી કામક્રોધને સહાય મળવાથીજ હઠયોગીઓને પણ આ જગતમાં તે જીતી લે છે; તો પણ હે અર્જુન! આવા સંકટમાંથી મુક્ત થવાનો એક ઉત્તમ માર્ગ છે. જો એ માર્ગ સાધે તો હું તને કહું છું.

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

શ્લોકાર્થ:–માટે હે અર્જુન! તું પ્રથમ ઈંદ્રિયોને જીત અને પછી શાસ્ત્રોક્ત તથા સ્વાનુભવસિદ્ધ જ્ઞાનનો નાશ કરનાર આ મહાપાપી કામને તું મારી નાખ. (૪૧)

ટીકા:–એનું મૂળ ઠેકાણું ઈંદ્રિયોમાં છે અને ઈંદ્રિયોદ્વારાજ કર્મની પ્રવૃત્તિ થાય છે, માટે એ ઈંદ્રિયોનેજ સર્વપ્રથમ જીત. (૯૮)

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

**શ્લોકાર્થઃ**—દેહ કરતાં ઈંદ્રિયો સૂક્ષ્મ, ઈંદ્રિયો કરતાં મન સૂક્ષ્મ, મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ અને બુદ્ધિ કરતાં પરમાત્મા સૂક્ષ્મ છે; એમ જ્ઞાનીઓ કહે છે. (૪૨)

**ટીકાઃ**—એમ કરવાથી મનની તીવ્ર પ્રવૃત્તિ કુંઠિત થશે અને બુદ્ધિ મુક્ત થશે. આથી આ દુષ્ટો સ્થાનભ્રષ્ટ થશે. (૬૯)

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

**શ્લોકાર્થઃ**—હે મહાબાહો! બુદ્ધિથી આત્માને સૂક્ષ્મ જાણી આત્માથીજ આત્માનું સંયમન કર અને અજિત કામને જીત.

**ટીકાઃ**—આ પ્રમાણે અંતઃકરણમાંથી કામક્રોધને સ્થાનભ્રષ્ટ કર્યા એટલે તે મૂઆ એમજ સમજ. જે પ્રમાણે સૂર્યકિરણ વિના મૃગજળ દૃષ્ટિએ પડતું નથી, તે પ્રમાણે રાગ અને દ્વેષ જ્યારે નષ્ટ થશે, ત્યારે બ્રહ્મરૂપી સ્વરાજ તરતજ હાથમાં આવશે. પછી આપણું સુખ આપણેજ ભોગવવામાં શી હરકત છે? ગુરુશિષ્યની ગુહ્ય વાત તે આજ છે અને જીવબ્રહ્મનું ઐક્ય પણ આજ છે. "તું ત્યાં સ્થિર થા અને કદી પણ ચલિત થતો નહિ." સંજય કહે છે કેઃ—હે રાજા! સાંભળ. સકલસિદ્ધ, મુકુટમણિ, લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું. હવે પછી ભગવાન શ્રીકૃષ્ણ એક પ્રાચીન કથા કહેશે તે સાંભળી અર્જુન પ્રશ્ન કરશે. તે કથાની યોગ્યતા અને રસિકતા સાંભળી શ્રોતાઓનાં મનને ઘણોજ સંતોષ થશે. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે, બાપુ! આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઉત્તમ તૈયારી કરી તમે કૃષ્ણ અને અર્જુનનો હવેનો સંવાદ સાંભળો. (૨૭૬)

इतिश्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां तृतीयोऽध्यायः॥३॥





# અધ્યાય ૪ થો—કર્મબ્રહ્માર્પણયોગ

ગીતાશાસ્ત્રના પ્રથમ ત્રણ અધ્યાય પર વ્યાખ્યાન કર્યા પછી શ્રોત્રેંદ્રિયના સુભાગ્યનું વર્ણન કરવાના મિષથી મુમુક્ષુ જનની ગ્રંથમાં રુચિ ઉત્પન્ન કરવા માટે મહારાજ શ્રીજ્ઞાનદેવ કહે છેઃ—

આજે કાનનો ભાગ્યોદય થયો; કારણ કે ગીતાનું યથાર્થ શ્રવણ થવું એ વાત સ્વપ્નવત્ ભાસતી હતી, તે આજ પ્રત્યક્ષ–સત્ય થઈ. મૂળમાં તો આત્મવિચારની વાત અને વળી તેમાં જગત્પિતા કૃષ્ણ તેના પ્રતિપાદક તથા ભક્તશિરોમણિ અર્જુન શ્રોતા, એટલે પછી પૂછવું જ શું ? જેમ કોકિલનો મંજુલ પંચમ સ્વર અને તેમાં ઉત્તમ સુગંધ અને માધુર્ય એકત્ર બને તો જેવો આનંદ થાય છે, તેવો આનંદ આ ગીતારૂપી કથામૃતથી થાય છે. શ્રોતાઓના સુદૈવનો મહિમા તે શું વર્ણવવો ? તમારાં અનંત જન્મોનાં જપતપનાં ફળ આજ પ્રાપ્ત થઈ અમૃતમય ગંગાજ મળી ગઈ છે; માટે સર્વ ઇંદ્રિયોએ પોતપોતાનાં કર્મ છોડી શ્રવણેંદ્રિયના સ્થળે એકત્ર થઈ કૃષ્ણાર્જુનસંવાદરૂપી-ગીતામૃતનું પાન કરવું. ત્યારે સંતમંડળીએ જ્ઞાનેશ્વર પ્રત્યે કહ્યું કે, હવે વાગ્જાળ અને વિશેષ વર્ણન સમાપ્ત કરી, કૃષ્ણ તથા અર્જુન શું બોલતા હતા તે કહો એટલે થયું. સંતમંડળના આવા આગ્રહથી જ્ઞાનદેવ મહારાજ બોલ્યા.—સંજય ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો કેઃ—દૈવી સંપત્તિથી યુક્ત એવા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણે અતિ પ્રેમથી કહ્યું. જે વાત શ્રીકૃષ્ણ ભગવાને પોતાના પિતા વસુદેવને કહી નહિ, તથા જે વાત માતા દેવકીને તેમજ ભ્રાતા બલભદ્રને પણ બતાવી નહિ તે ગુપ્ત વાત અર્જુનને કહી. નિરંતર સન્નિધ રહેનારી લક્ષ્મીદેવીને પણ જે પ્રેમનો

લાભ મળ્યો ન હતો; તે પ્રેમ આજે શ્રીકૃષ્ણે અર્જુન પર ખાલી કરી નાખ્યો. ચમત્કાર શું વર્ણવું ! સનકાદિક પણ આવા પ્રેમને પાત્ર થયા નહોતા, ત્યારે અર્જુને કેટલાં સર્વોત્કૃષ્ટ પુણ્યો કર્યાં હશે! મને તો એમજ જણાય છે કે, ઉભયની સ્થિતિ ભિન્ન છે તો પણ ઉભય એકરૂપજ છે; નહિતર જે ભગવાન યોગીઓને પણ પ્રાપ્ત થતા નથી; વેદથી પણ પ્રતિપાદિત થતા નથી અને ધ્યાનથી પણ દગ્ગોચર થતા નથી; જે ભગવાન આત્મસ્વરૂપ, અનાદિ અને અવિક્રિય છે, તે અર્જુન પર શી રીતે કૃપાવંત થયા તે સમજી શકાતું નથી. (૧૫)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

શ્લોકાર્થઃ—આ અક્ષય ફળ દેનારો જ્ઞાનયોગ પૂર્વે મેં સૂર્યને કહી સંભળાવ્યો હતો, સૂર્યે મનુને કહ્યો હતો અને મનુએ ઈક્ષ્વાકુને કહી સંભળાવ્યો હતો. (૧)

ટીકાઃ—પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યાઃ—આ જ્ઞાનયોગ મેં અગાઉ સૂર્યને કહી સંભળાવ્યો હતો, પરંતુ તે બનાવને પુષ્કળ દિવસ વહી ગયા છે. પછી સૂર્યે આ સર્વ યોગ વૈવસ્વત મનુને કહ્યો અને મનુએ તેનું આચરણ કરી પોતાના પુત્ર ઇક્ષ્વાકુને તેનો ઉપદેશ કર્યો. આવી પરંપરા મૂળથી ચાલી આવે છે.

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! આવી પરંપરાથી આ યોગ રાજર્ષિઓના જાણવામાં આવ્યો; પરંતુ તેજ યોગ પુષ્કળ કાળ વ્યતીત થયા પછી આ લોકમાંથી નષ્ટ થયો. (૨)

ટીકાઃ—પછીથી બીજા પણ કેટલાક રાજર્ષિઓને આ યોગ વિદિત હતો; પરંતુ ત્યાર પછી આજપર્યંત કોઈ તેને જાણતો નથી. કારણ કે પ્રાણીમાત્રની પ્રીતિ વિષયસેવનમાં તથા દેહ પરજ વિશેષ પ્રેમ હોવાથી આત્મબોધ વિસારે પડ્યો છે. આસ્તિક્ય બુદ્ધિ આડે માર્ગે જવાથી વિષયસુખનેજ ઇતિકર્તવ્ય

માનીને લોકો જીવની પેઠેજ વિષયરૂપી ઉપાધિ પર પ્રેમ કરવા લાગ્યા છે. જે ગામમાં લોકો દિગંબર રહેતા હોય, તે ગામમાં ઊંચાં વસ્ત્રોનો શો ઉપયોગ? જન્માંધને સૂર્ય શા કામનો? બહેરાના ગામમાં સંગીતશાસ્ત્રને કોણ માન આપશે ? શિયાળને ચાંદનીના દર્શનથી શું આનંદ થવાનો હતો? ચંદ્રોદય પૂર્વેજ જે અંધ બને છે એવા કાગડા ચંદ્રને શી રીતે ઓળખી શકે? એજ પ્રમાણે જેણે વૈરાગ્યનું દ્વાર સુધ્ધાં જોયું નથી અને જેને વૈરાગ્યનું નામ સુદ્ધાં જાણીતું નથી; તે મૂર્ખને મારી પ્રાપ્તિ શી રીતે થશે? આ વ્યમોહ શી રીતે વધ્યો તે તો કોણ જાણે; પરંતુ તેથી ઘણો કાળ વ્યર્થ ગયો અને આ લોકમાંથી આ યોગ લુપ્ત થયો છે. (૨૬)

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

શ્લોકાર્થઃ–તેજ પુરાતન યોગ મેં તને આજે કહી સંભળાવ્યો. તું મારો ભક્ત અને સખા છે, માટેજ એ ઉત્કૃષ્ટ રહસ્ય મેં તને કહી સંભળાવ્યું. (૩)

ટીકાઃ–હે કુંતીસુત! ખરેખર તેજ યોગ આજે મેં તને કહી સંભળાવ્યો છે; તે ભૂલીશ નહિ. આ યોગ મારો પ્રાણ છે, પરંતુ તે તારાથી ગુપ્ત શા માટે રાખવો? તું મારો અસંત પ્રિય ભક્ત છે, કેવળ પ્રેમની મૂર્તિ છે, ભક્તિનો સાગર છે, મિત્રતાનો પ્રાણ છે, વિશ્વાસનું સ્થળ છે, માટેજ હમણાં આપણે યુદ્ધને માટે તત્પર થયા છીએ; તો પણ ક્ષણભર તેના પ્રત્યે અલક્ષ્ય કરીને તારું અજ્ઞાન દૂર કરવું જોઇએ. (૩૧)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યો.—

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

શ્લોકાર્થઃ–હે કૃષ્ણ! તમારો જન્મ આધુનિક કાળમાં થયો છે અને સૂર્ય તો પ્રાચીનકાળનો છે; તો તમે પ્રથમ તેને યોગની વાત કહી એ કેવી રીતે હું માની શકું? (૪)

ટીકાઃ—તે વેળા અર્જુન બોલ્યોઃ—હે કૃપાનિધિ! હે શ્રીહરિ! માતા પોતાના બાળક પર પ્રેમ કરે તેમાં આશ્ચર્ય તે શું? આપ સંસારતાપથી તપ્ત થયેલાને માટે છાંયો અને દીનજનોની માતા છો. હે દેવ! માતાને પાંગળાં છોકરાં થાય છે તો તેમને જીવતાં સુધી કષ્ટ વેઠવું પડે છે. અમે તમારી આગળ તમારી મહત્તા શી રીતે વર્ણવી શકીએ? હવે હું જે કાંઇ પૂછું તેનો યોગ્ય ઉત્તર આપો અને જરા પણ ગુસ્સો લાવશો નહિ. હે અનંતસ્વરૂપ! ભૂતકાળમાં યોગનો બોધ આપ્યાની વાત આપ કહો છો તેની મને સમજ પડતી નથી. સૂર્ય કોણ હતા, તેની આપણા બાપદાદાઓને સુધ્ધાં ખબર નથી; તો તમે તેને ક્યારે અને કેવો ઉપદેશ આપ્યો? સૂર્ય તો ઘણા પ્રાચીનકાળથી અસ્તિત્વ ધરાવે છે અને આપણે તો હમણાંના છીએ; માટે આ વાતમાં મને વિશેષ માલૂમ પડે છે. હે દેવ! તમારી લીલામાં અમને કાંઈ સમજ પડતી નથી; અને આપ ખોટું કહો છો, એમ પણ અમારાથી એકદમ શી રીતે કહી શકાય? માટે હું સમજું એવી રીતે એ વાત કૃપા કરીને કહો. (૪૦)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

શ્લોકાર્થઃ—હે શત્રુને તાપ આપનાર અર્જુન! મારા અને તારા અનેક જન્મો થઇ ગયા છે. આ સર્વનું સ્મરણ મને છે, તને નથી. (૫)

ટીકાઃ—ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ—હે અર્જુન! જે વેળા સૂર્ય હતો તે વખતે આપણે નહોતા એવી તારા મનમાં શંકા આવી તેનું કારણ એજ છે કે, તારા અને મારા પુષ્કળ જન્મો થઇ ગયા છે; તને તારા જન્મોનું સ્મરણ રહ્યું નથી અને હે અર્જુન! મેં જે જે વેળા જે જે અવતાર લીધા હતા, તે સર્વે અવતારોનું મને સ્મરણ છે. (૪૩)

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

શ્લોકાર્થઃ—હું જન્મમૃત્યુરહિત અને સર્વ ભૂતોનો નિયંતા હોવા છતાં પોતાની પ્રકૃતિનો સ્વીકાર કરીને મારી માયાથી જન્મ લઉં છું. (૬)

ટીકાઃ—મને ભૂતકાળની સર્વ વાતોનું સ્મરણ છે. હું જન્મરહિત છતાં માયાથી અવતાર ધારણ કરું છું. મારું અવ્યયત્વ એથી નષ્ટ થતું નથી; કેમકે અવતાર અને તેની સમાપ્તિ એ પણ માયાના યોગથીજ ભાસે છે. એથી મારા સ્વાતંત્ર્યનો ભંગ થતો નથી; છતાં 'કર્માધીન છું' એમ લોકોને જે ભાસે છે તે ભ્રાંતિને લીધેજ ભાસે છે; વાસ્તવમાં હું કર્માધીન છુંજ નહિ. એકજ વસ્તુ દર્પણના યોગથી બે સ્થળે દીસે છે; પરંતુ તેથી શું કાંઈ વસ્તુ એકની બે બની જાય છે? તેજ પ્રમાણે હે અર્જુન! હું નિરાકારજ હોઈ માયિક દષ્ટિએજ જગત્કાર્યને માટે માયાને સ્વીકારી, સાકાર બનીને નટની પેઠે વેશ ધારણ કરતો દેખાઉં છું. (૪૮)

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરું છું. (૭)

ટીકાઃ—પ્રત્યેક યુગમાં ધર્મનું સંરક્ષણ કરવાનો ક્રમ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. જ્યારે જ્યારે અધર્મથી ધર્મનો નાશ થાય છે, ત્યારે ત્યારે હું મારું જન્મરહિતપણું અને નિરાકારપણું વીસરી જાઉં છું. (૫૦)

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥**

શ્લોકાર્થઃ—સાધુજનોનું રક્ષણ કરવાને માટે, દુષ્ટોનો નાશ કરવાને માટે અને ધર્મનું સંસ્થાપન કરવાને માટે હું પ્રત્યેક યુગમાં અવતાર લઉં છું. (૮)

ટીકાઃ—વળી ભક્તોનું સંરક્ષણ કરવાને માટે હું દેહ ધારણ કરી અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરું છું; અધર્મની

મર્યાદા તોડું છું, દોષના દસ્તાવેજો ફાડી નાખું છું અને સાધુજનો ઉપર સુખના ઝંડા ફરકાવું છું. દૈત્યકુળનો નાશ કરું છું, સજ્જનોને સન્માનની પ્રાપ્તિ કરાવું છું અને ધર્મ તથા નીતિને સંલગ્ન કરી દઉં છું. અવિવેકરૂપી કાજળને કાઢી નાખી વિવેકરૂપી દીપકને તેજ કરું છું. આવો સમય જોઈ યોગીઓને તો આનંદની દિવાળીજ લાગે છે. આ સુખથી સર્વ જગત પરિપૂર્ણ થઈ જાય છે, જ્યાં ત્યાં લોકો ધર્મનું આચરણ કરે છે અને ભક્તો સર્વ ગુણથી અલંકૃત થઈ જાય છે. હે અર્જુન! જ્યારે મારો અવતાર પ્રકટ થાય છે ત્યારે પાપનો પર્વત વિદીર્ણ થઈ જાય છે અને પુણ્યરૂપી સૂર્યનો ઉદય થાય છે. આવાં કાર્યોને માટે હું પ્રત્યેક યુગમાં અવતાર ધારણ કરું છું; પરંતુ જેઓ મને ઉપર કહ્યા પ્રમાણે ઓળખે છે તેમને જ જગતમાં જ્ઞાની સમજવા. (૫૭)

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! આવી રીતે મારો જન્મ અને મારાં કર્મો દિવ્ય છે. આ વાત જે યથાર્થ જાણે છે, તે દેહત્યાગ પછી પુનર્જન્મ પામતા નથી; પરંતુ મને પ્રાપ્ત થાય છે. (૯)

ટીકાઃ—હું જન્મરહિત હોવા છતાં જન્મ લઉં છું, અને અક્રિય હોવા છતાં કર્મ કરું છું. એ વાતને જે નિઃશંકપણે સમજે છે, તેજ પરમમુક્ત છે. આવું જ્ઞાન ધરાવનાર દેહસંબંધથી ચાલતા દેખાય છે; તો પણ વસ્તુતઃ તેઓ ચાલતા નથી; અને તે દેહમાં હોવા છતાં પણ વિમુક્ત હોય છે. તે મૃત્યુ પછી મારા સ્વરૂપમાં આવી મળે છે. (૫૮)

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

શ્લોકાર્થઃ—જેના કામ, ભય અને ક્રોધ નષ્ટ થયા છે અને જે મારા સ્વરૂપમાં ભળી જઈ મારાજ આશ્રયે રહ્યા છે; એવા જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા પુષ્કળ જ્ઞાનીઓ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. (૧૦)

ટીકાઃ–વળી સામાન્ય જે ભૂત અને ભવિષ્યની બાબતોનો શોચ કરતા નથી, તેમજ જે વાસનારહિત હોય છે; જે ક્રોધને માર્ગે વિચરતા નથી; જે વિષયપ્રીતિથી રહિત હોય છે; જે નિરંતર મારી પ્રાપ્તિને લીધે પોતાનાં અહોભાગ્ય માને છે; જેઓ મારીજ સેવાને માટે જીવે છે; જે જ્ઞાનથીજ સંતોષ પામે છે; જે તપના, તેજના કિંવા જ્ઞાનના ભંડાર છે; તે તીર્થને પણ પવિત્ર કરનાર તીર્થ છે, તે અનાયાસેજ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે અને હું અને તે એકજ થઈ જઇએ છીએ; તેનામાં અને મારામાં જરા પણ ભિન્નભાવ રહેતો નથી. પિત્તળમાંનો વિકાર સંપૂર્ણ નીકળી જાય, એટલે પછી સુવર્ણપ્રાપ્તિ કરવાને માટે આમ–તેમ દોડાદોડ કરવાની શી જરૂર? તેજ પ્રમાણે જે યમનિયમાદિમાં નિષ્ણાત થાય છે અને જ્ઞાનથી શુદ્ધ થયા હોય છે, તે મારા સ્વરૂપ બની જાય એમાં શંકા નથી. (૬૫)

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्माऽनुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥**

શ્લોકાર્થઃ–જેઓ જે જે ભાવનાથી મારું ભજન કરે છે, તેમની તે તે ઇચ્છા તેજ ભાવનાથી હું પૂર્ણ કરું છું. હે અર્જુન! સર્વ લોકો સર્વ પ્રકારે મારા માર્ગમાંજ ચાલનારા છે. (૧૧)

ટીકાઃ–જેઓ જે જે ભાવનાથી મને ભજે છે, તે તે ભાવનાથી હું તેમને ફળ આપું છું. મનુષ્યમાત્રની પ્રવૃત્તિ સ્વભાવતઃજ મારું ભજન કરવા તરફ છે; પરંતુ જ્ઞાનના અભાવે તેઓ હું સર્વ ભૂતોથી અભિન્ન હોવા છતાં મારામાં ભેદ કલ્પે છે. હું નામરહિત હોવા છતાં મને અનેક નામો આપે છે અને શબ્દાતીત હોવા છતાં મને કોઈ દેવ અને કોઈ દેવી કહીને બોલાવે છે. હું સર્વ કાળે અને સર્વ સ્થળે એકસરખો છતાં મારામાં તેઓ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ઉત્તમ, મધ્યમાદિ ભેદ માને છે. (૭૦)

**कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥**

શ્લોકાર્થઃ–કર્મનાં ફળ ભોગવવાની ઇચ્છા રાખનારા લોકો આ લોકમાં દેવતાનું પૂજન કરે છે; કારણ કે આ મૃત્યુ-

લોકમાં એ પ્રકારનાં કર્મથી ફળની સિદ્ધિ જલદી થાય છે. (૧૨)

ટીકાઃ—પછી મનમાં અનેક હેતુ ધારણ કરી, જેને જે ફાવે તે ઉપચાર વડે તે અનેક દેવ માની તેમની ઉપાસના કરે છે. આ પ્રકારે જેને જે ઇચ્છા હોય છે, તેને તે પ્રાપ્ત થાય છે; પરંતુ તે તેનાજ કર્મનાં ફળ છે, એમ તું નક્કી જાણ. ખરું જોતાં એમાં આપનાર અને લેનાર કર્મ વિના બીજું કોઇ છેજ નહિ. આ લોકમાં કર્મવડેજ ફળપ્રાપ્તિ થાય છે. જેમ જમીનમાં જે જાતનું ધાન્ય વાવીએ તેથી બીજી જાતનું ધાન્ય ઉત્પન્ન થતું નથી, કિંવા દર્પણ સામે ધરેલી વસ્તુ સિવાય અન્ય વસ્તુ તેમાં જણાતી નથી, કિંવા હે અર્જુન! ડુંગરની ખીણમાં આપણા બોલેલા શબ્દોનોજ પ્રતિધ્વનિ નીકળે છે; તેજ પ્રમાણે હે અર્જુન! પ્રત્યેક ઉપાસનાનો હુંજ આધારભૂત હોવાથી પ્રત્યેકને તેની ભાવના પ્રમાણેજ ફળ મળે છે. (૭૯)

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

શ્લોકાર્થઃ—ગુણકર્મના વિભાગાનુસાર ચાર વર્ણ મેં ઉત્પન્ન કરી છે. માયિક અને વ્યાવહારિક દૃષ્ટિથી હું આ વર્ણોનો કર્તા છું, તો પણ અકર્તા અને અસંસારી છું એમ તું જાણ.

ટીકાઃ—હવે એમ સમજો કે, ચારે વર્ણ ગુણ અને કર્મના ભેદથી મેં ઉત્પન્ન કરેલા છે. અર્થાત્ પ્રકૃતિના આધારથી ગુણોનાં મિશ્રણ થયા કરે છે અને તે ગુણોને અનુસરીનેજ કર્મ નિયત થયાં છે. હે ધનુર્ધર અર્જુન! જો કે આ સર્વ જગત એકજ છે પરંતુ ગુણ અને કર્મના યોગથી તેમાં ચાર વિભાગ સહજ થઈ રહ્યા છે. માટે હે પાર્થ! એજ કારણથી હું આ વર્ણભેદનો સ્થાપક જરા પણ નથી. (૮૦)

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ १४ ॥

શ્લોકાર્થઃ—કર્મ મને બંધન કરતાં નથી અને કર્મના ફળ પ્રત્યે મને આસક્તિ પણ નથી. મને જે આવો જાણે છે, તેને પણ કર્મો બંધન કરી શકતાં નથી. (૧૪)

ટીકાઃ–આ વર્ણભેદ મારી સત્તાથી થયેલો છે. તો પણ મેં કર્યો નથી એમ જે જાણે છે, તેજ કર્માતીત થાય છે. (૮૧)

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

શ્લોકાર્થઃ–(હું કર્મ કરવા છતાં અકર્તા છું) એમ જાણીનેજ પૂર્વના મુમુક્ષુઓએ કર્મો કર્યાં હતાં. માટે તમે પણ તેમની પેઠેજ કર્મ કરો. (૧૫)

ટીકાઃ–હે અર્જુન! પૂર્વે મુમુક્ષુઓ થયા તેમણે મને આવો જાણીનેજ કર્મ કર્યાં હતાં; અને જેમ શેકેલાં બીજ વાવવાથી મુદ્દલ ઊગતાં નથી, તેમ તેમનાં નિષ્કામ કર્મોજ તેમની મોક્ષપ્રાપ્તિનાં કારણ થયેલાં છે. હે અર્જુન! વળી એક વાત એવી છે કે આ કર્મ છે કે અકર્મ છે, તેનો વિચાર પોતાનાજ મનથી નિશ્ચિત કરવો, એ બુદ્ધિમાનને માટે પણ કઠિન કાર્ય છે. (૮૪)

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

શ્લોકાર્થઃ–કર્મ એટલે શું અને અકર્મ એટલે શું, એ નક્કી કરવામાં મહાન દૂરદર્શી લોકો પણ મોહમાં પડ્યા છે. કર્મ એટલું શું? તે તને જણાવું છું; તે જાણવાથી તું સંસારદુઃખમાંથી મુક્ત થઈશ. (૧૬)

ટીકાઃ–કર્મ એટલે શું અને અકર્મ એટલે શું, તે સંબંધી વિચાર કરતાં વિદ્વાનો પણ ભ્રમમાં પડ્યા છે. જે પ્રમાણે ખોટું નાણું ખરા જેવું લાગવાથી શરાફની આંખ ભ્રમમાં પડે છે, તે પ્રમાણે માત્ર સંકલ્પ દ્વારા સૃષ્ટિ નિર્માણ કરવાનું જેમનામાં સામર્થ્ય છે, તેવા પણ નૈષ્કર્મ્યના ભ્રમમાં પડી કર્મપાશમાં બંધાઈ જાય છે. કર્માકર્મની વિચારણામાં મોટા મોટા જ્ઞાનીઓની પણ રેવડી દાણાદાણ થઈ જાય છે; તો પછી અજ્ઞાનીઓની તો વાતજ શી? માટે તેના સંબંધમાં કહું છું તે સાંભળ. (૮૮)

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

શ્લોકાર્થઃ-કર્મ (શાસ્ત્રવિહિત), વિકર્મ (શાસ્ત્રનિષિદ્ધ) અને અકર્મનું (સર્વ કર્મ છોડી ચૂપ બેસવું તેનું) તત્ત્વ યથાર્થ રીતે જાણવું જ જોઇએ; કારણ કે તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું અતિ કઠિન છે. (૧૭)

ટીકાઃ-જેથી સ્વભાવતઃ વિશ્વરચના પ્રગટ થાય છે, તેનું નામ કર્મ છે. તેનું યથાર્થ સ્વરૂપ સમજી લેવું જોઇએ. પછી જે કર્મ વર્ણાશ્રમને યોગ્ય અને વેદોક્ત હોય તેનું જ્ઞાન ફળની સાથે નિશ્ચિત પ્રાપ્ત કરવું જોઇએ. હવે જેને નિષિદ્ધ કર્મ કહે છે તેનું સ્વરૂપ પણ જાણવું જોઇએ. આવી રીતે યથાર્થ દૃઢ નિશ્ચય થયો એટલે પુરુષ સ્વાભાવિક રીતેજ કર્મમાં લિપ્ત થશે નહિ. એ પ્રમાણે આ કર્મની વ્યાપ્તિ એટલી ગહન છે કે, સર્વ જગત કર્માધીન છે; પણ તે હવે રહેવા દઇને ઉપર જણાવ્યા પ્રમાણે કર્માકર્મનું યથાર્થ જ્ઞાન ધરાવનાર પુરુષનાં લક્ષણો વર્ણવું છું તે સાંભળ.(૯૨)

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

શ્લોકાર્થઃ-જે વિવેકી મનુષ્ય શરીર તથા ઇંદ્રિયોના વ્યાપારમાં અકર્મ (આત્માનું અકર્તાપણું) અને અકર્મમાં (ચૂપ બેસી રહેવામાં) કર્મ (હું ચૂપ બેઠો છું એ રીતની માનસિક ક્રિયા) જુએ છે, તે સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન યોગી અને સર્વ કર્મનો કર્તા છે. (૧૮)

ટીકાઃ-જે મનુષ્ય શરીર, મન અને ઇંદ્રિયોથી કર્મનું આચરણ કરવા છતાં પોતાને અકર્તા જાણે છે અને કર્મનો સંગ થવા છતાં પણ ફળની આશા રાખતો નથી; તથા કર્તવ્ય માટે સંસારમાં બીજું કાંઇ છેજ નહિ, એવી રીતના ઉત્તમ નિષ્કર્મતાના જ્ઞાનથી જે યુક્ત થયો છે; આત્મજ્ઞાન વડે જેનાં કર્તવ્યો નષ્ટ થયાં હોય છે તો પણ તે લોકદૃષ્ટિએ સર્વ કર્મો ઉત્તમ રીતે કરતો જણાય છે; એવા પ્રકારનાં લક્ષણો દ્વારા જ્ઞાનીને ઓળખવો જોઇએ. જે પ્રમાણે એક મનુષ્ય નદીના કાંઠા ઉપર ઊભો રહી પોતાનું પ્રતિબિંબ પાણીમાં જોતી વખતે

'હું પાણીથી ભિન્ન છું' એમ સમજે છે અથવા નાવમાં બેસીને જનારા માણસને કાંઠા પરનાં વૃક્ષો દોડતાં હોય એમ જણાય છે તોપણ તે વૃક્ષને અચળજ માને છે; તેજ પ્રમાણે સર્વ કર્મો કરવા છતાં તે સર્વે મિથ્યા છે અને પોતાને નિષ્કર્મ સમજે છે. સૂર્ય અચળ છતાં ઉદય અને અસ્તથી તે આપણને ચાલતો જણાય છે; તે પ્રમાણે શરીરસંઘાતથી કર્મ કરતો હોવા છતાં પણ પરમાર્થથી પોતે કર્મ કરતો નથી એમ જાણે છે, તે મનુષ્યના જેવો દેખાવા છતાં પણ મનુષ્ય નથી પણ પ્રત્યક્ષ પરબ્રહ્મજ છે, એમ સમજવું. જેમ સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડેલુ હોય છે તો પણ તેમાં સૂર્ય હોતો નથી, તેમ આવો મનુષ્ય મનુષ્યકોટિમાં દેખાવા છતાં તેને મનુષ્યનો સ્પર્શ થતો નથી. (૧૦૦) આવો પુરુષ કાંઈ જોતો નથી તો પણ અખિલ વિશ્વને જુએ છે; કાંઇ કરતો નથી તો પણ બધુંજ કરે છે અને કશાનો ઉપભોગ લેતો નથી, તો પણ સર્વ વસ્તુને ભોગવે છે. તે એકજ ઠેકાણે બેસે છે, તો પણ તે સર્વત્ર ગમન કરે છે. વધારે શું કહું ? તે સર્વ વિશ્વરૂપજ બન્યો છે. (૧૦૨)

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥

**શ્લોકાર્થ**:–જેનાં સર્વે કર્મોનો આરંભ સંકલ્પથી અને ફળેચ્છાથી રહિત હોય છે તથા જેનાં સર્વ કર્મો જ્ઞાનાગ્નિથી બળીને ભસ્મીભૂત થયાં છે, તેને પંડિત બ્રહ્મવેત્તા કહે છે. (૧૯)

ટીકાઃ–જે પુરુષને કર્માચરણને માટે ખેદ થતો નથી અને કર્મફળની ઇચ્છા પણ જેને ઉદ્ભવતી નથી; તેમજ અમુક કર્મ હું કરીશ અને અમુક શરૂ કરેલાં કામને પાર પાડીશ, એવો સંકલ્પ પણ જેના મનને સ્પર્શ કરતો નથી; જ્ઞાનરૂપી અગ્નિમાં જેણે પોતાનાં સર્વ કર્મોને ભસ્મ કર્યાં છે; એવો પુરુષ મનુષ્યરૂપે પરબ્રહ્મજ છે, એમ તું સમજ. (૧૦૫)

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

શ્લોકાર્થઃ–જે કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરે છે અને આત્માનંદમાં તૃપ્ત રહી અન્ય વિષયનો આશ્રય લેતો નથી, તે સર્વ કર્મો કરતો હોવા છતાં વસ્તુતઃ કાંઇજ કરતો નથી. (૨૦)

ટીકાઃ–જે શરીરપ્રત્યે ઉદાસીન હોય છે અને ફળપ્રાપ્તિ વિષે નિષ્કામ હોય છે, તેમજ જે નિરંતર આનંદસ્વરૂપમાં નિમગ્ન હોય છે; વળી હે પાર્થ! જે સંતોષના મુખ્ય ગૃહમાં બેસી આત્મબોધનું પક્વાન્ન જમતાં કદી ધરાતો નથી, તે સર્વથા મુક્તજ છે, એમ જાણ. (૧૦૭)

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥
यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥ २२ ॥

શ્લોકાર્થઃ–જેણે આશાનો પરિત્યાગ કર્યો છે, પોતાના ચિત્ત અને બુદ્ધિને સ્વાધીન રાખ્યાં છે, સર્વસંગ્રહનો પરિત્યાગ કર્યો છે; તે શરીરનિર્વાહાર્થે (ભિક્ષાટનાદિક) કર્મો કરે તો પણ તેને તે કર્મોનો દોષ લાગતો નથી. (૨૧) અનાયાસે મળે તેમાં સંતોષ માનનાર, સુખદુઃખાદિ દ્વંદ્વથી અતીત, મત્સરરહિત અને કર્મ પૂર્ણ કિંવા અપૂર્ણ રહે તેમાં હર્ષ કિંવા ખેદ ન કરનાર પુરુષ સંપૂર્ણ કર્મો કરવા છતાં પણ કર્મબંધનથી લેપાતો નથી.

ટીકાઃ–જે અહંકારસહિત આશાનો પરિત્યાગ કરીને અધિકાધિક પ્રેમથી બ્રહ્મસુખની મધુરતાનું આસ્વાદન લે છે, જે વેળાએ જે મળે તેમાં સુખ માને છે અને જેને આ મારું અને બીજાનું એવો ભેદ નથી; તે જે જે દેખે છે કિંવા શ્રવણ કરે છે, તે સર્વ મારાંજ સ્વરૂપો છે એવી ભાવના કરે છે; તે પગ વડે ચાલે છે, મુખ વડે બોલે છે અને શરીરના સર્વે વ્યાપારો કરવા છતાં સર્વસ્વરૂપ બની જાય છે. વધુ શું કહું? જગતમાં આત્મસ્વરૂપ સિવાય જેને અન્ય કાંઇ દેખાતું નથી, તેને કોઈ પણ કર્મ દ્વારા કોઈ પણ જાતની બાધા શી રીતે થઇ શકશે? મત્સર ઉપજવા જેટલો દ્વૈતભાવજ જેનામાં નથી, તે નિર્મત્સર છે એમ શું વાણીથી કહેવાની જરૂર છે? તે સર્વ પ્રકારે મુક્ત છે. તે સર્વ

કર્મ કરતો હોવા છતાં કર્મરહિત છે. તે સગુણ દેખાય છે તો પણ ગુણાતીત છે; એમાં જરા પણ સંશય નથી. (૧૪)

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

શ્લોકાર્થ:—જેણે સર્વ સંગને તજેલો છે અને જે ધર્માધર્મના બંધનમાંથી મુક્ત છે; તથા જેનું ચિત્ત જ્ઞાનમાં સ્થિર થયું છે, તે જો યજ્ઞના ઉદ્દેશથી (ઈશ્વરાર્થ),કર્મ કરતો હોય તો તેનાં તે કર્મ ફળસહિત નાશ પામે છે. (૨૩)

ટીકા:—તે દેહધારી હોવા છતાં પણ નિર્ગુણ છે. તેને પરબ્રહ્મની કસોટી પર ચઢાવતાં તે તેના જેવોજ શુદ્ધ દેખાય છે. આ શુદ્ધ હોવા છતાં તે જો લોકસંગ્રહ માટે યથાવિધિ યજ્ઞાદિક કર્મોનું આચરણ કરે છે, તો તેનાં સર્વ કર્મો તેનામાંજ લય પામે છે. જે પ્રમાણે આકાશમાં કવખતે ચઢી આવેલાં વાદળાં વૃષ્ટિ કર્યા સિવાય આપોઆપ વિલય પામે છે, તે પ્રમાણે તે વેદવિહિત કર્મો યથાવિધિ કરે છે, તો પણ તે કર્મોમાં તેને દ્વૈતભાવ ન હોવાથી તે કર્મ તેનામાંજ લય પામે છે. (૧૮)

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

શ્લોકાર્થ:—હોમનાં સાધન, હોમનું દ્રવ્ય, અગ્નિ, હોતા અને હવનક્રિયા, એ સર્વ બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં બ્રહ્મજ છે અને બ્રહ્મરૂપી કર્મમાં તદાકાર થઈ રહેલા તે બ્રહ્મવેત્તાને પ્રાપ્ત થનારું ફળ પણ બ્રહ્મજ છે. (૨૪)

ટીકા:—આ હું અને આ બીજો એવો ભિન્નભાવ તેની બુદ્ધિમાં હોતો નથી; માટે તે જે જે ઈષ્ટ યજ્ઞ કરે છે, તેનાં હોમદ્રવ્યો અને મંત્રો એ સર્વને આત્મસ્વરૂપ—અર્થાત્ બ્રહ્મસ્વરૂપજ સમજે છે. માટે હે અર્જુન! એવી સમબુદ્ધિ જેના અંતઃકરણમાં વ્યાપી રહી હોય છે, તે કર્મ કરે છે તો પણ વસ્તુતઃ નિષ્કર્મજ છે. જેની અવિવેકરૂપ બાલ્યાવસ્થા સમાપ્ત થઈને યુવાવસ્થામાં વિરક્તિ સાથે જેનાં લગ્ન થાય છે, તે પર-બ્રહ્મની એકતારૂપ યોગાગ્નિની ઉપાસનાજ આરંભે

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

શ્લોકાર્થઃ—અન્ય કેટલાક યોગીઓ દૈવયજ્ઞ કરે છે અને અન્ય કેટલાક બ્રહ્મરૂપ અગ્નિમાં આત્મા વડેજ આત્માનો હવન કરે છે. (૨૫)

ટીકાઃ—જે રાત્રિદિવસ યજ્ઞ કરનાર હોય છે તેઓ ગુરુવાક્યરૂપી અગ્નિમાં મનસહિત અજ્ઞાનનો હવન કરે છે. હે અર્જુન! જેને આત્મસુખની ઇચ્છા હોય તેણેજ આ યોગાગ્નિનું યજન કરવું અને તેનેજ દૈવયજ્ઞ કહેવામાં આવે છે. જેનું ભરણ-પોષણ પ્રારબ્ધ અનુસાર થાય છે અને જે શરીરના પોષણની ચિંતા કરતો નથી તેને મહાયોગી જાણો. હવે જે સ્વકર્મ દ્વારા ઈશ્વરારાધન થાય છે તેવા પ્રકારના યજ્ઞનું વર્ણન કરું છું, તે તું સાંભળ. (૨૬)

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

શ્લોકાર્થઃ—કેટલાક શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયને સંયમરૂપી અગ્નિમાં હોમે છે અને અન્ય કેટલાક શબ્દાદિ પંચવિષયો-નો હવન ઇંદ્રિયરૂપી અગ્નિમાં કરે છે. (૨૯)

ટીકાઃ—કેટલાક આત્મસંયમરૂપી અગ્નિમાં હોમ કરનારા લોકો કાયિક, વાચિક અને માનસિક, આ ત્રણ યુક્તિ (મૂળબંધ, ઉડિયાનબંધ, અને જાલંધરબંધ) દ્વારા મંત્રો વડે પવિત્ર ઇંદ્રિય-રૂપી દ્રવ્યથી હવન કરે છે. કાઈક વૈરાગ્યરૂપી સૂર્ય ઉદિત થતાં સંયમરૂપી સ્થળ બનાવી ઇંદ્રિયરૂપી અગ્નિને જ્ઞાનદ્વારા સળ-ગાવે છે. તે ઇંદ્રિયાગ્નિમાંથી વૈરાગ્યરૂપી જ્વાળા નીકળે છે કે તરતજ વિષયવિકારરૂપી કાષ્ઠ ભડભડાટ બળવા માંડે છે, ત્યારે જ્ઞાનેંદ્રિયના પાંચ વિષયરૂપી કુંડમાંનો આશારૂપી ધૂમ્ર નીકળે છે. પછી ઇંદ્રિયરૂપી અગ્નિ જેમાં સળગી રહ્યો છે એવા કુંડમાં શાસ્ત્રવિધિ મુજબ વિષયોની મહાન આહુતિ અપાય છે. (૩૦)

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

શ્લોકાર્થ:–વળી અન્ય કેટલાક જ્ઞાનથી પ્રદીપ્ત થયેલા મનોનિગ્રહરૂપી અગ્નિમાં સર્વ ઇંદ્રિયોનાં અને પ્રાણોનાં કર્મોની આહુતિ આપે છે. (૨૭)

ટીકા:–હે પાર્થ! આ પ્રમાણે કોઈક પોતાના સર્વ દોષોનું શોધન કરે છે, તો કોઈક હૃદયરૂપી ગોળીમાં વિવેકરૂપી રવૈયો મૂકે છે અને તેને ધૈર્યરૂપી ભારથી દાબી શાંતિરૂપી દોરીથી બાંધે છે; પછી ગુરુવાક્યરૂપી મંત્રથી મંથન કરે છે. આ પ્રકારે સર્વ વૃત્તિઓનું ઐક્ય કરી મંથન કરવાથી તત્કાળ કાર્યની સિદ્ધિ થાય છે. પ્રથમ રિદ્ધિસિદ્ધિના મોહરૂપી ધૂમ્રનો નાશ થાય છે અને પછી અગ્નિની સૂક્ષ્મ ચિણગારી ઉત્પન્ન થાય છે. પછી યમનિયમથી શુષ્ક થયેલું મન સળગી ઊડતાં મોટી જ્વાળા ઉત્પન્ન થઇને વાસનારૂપી લાકડાંઓને અનેક પ્રકારના મોહરૂપી ધૃતનું લેપન કરી તેને ભસ્મીભૂત કરી દેવામાં આવે છે. તત્પશ્ચાત્ જીવનરૂપી દીક્ષિતે જ્ઞાનરૂપી પ્રદીપ્ત અગ્નિમાં ઇન્દ્રિયકર્મોની આહુતિ આપી, અંતે પ્રાણકર્મરૂપ 'સ્રુવા' નામક યજ્ઞપાત્રસહિત અગ્નિમાં પૂર્ણાહુતિ આપ્યા પછી, બ્રહ્માનંદમાં સહજ અવભૃથ સ્નાન થઇ શકે છે. પછી સંયમાગ્નિમાં ઇંદ્રિયાદિકમાં હોમદ્રવ્યોનો હવન કરતાં શેષ રહેલા આત્મસુખનોજ પુરોડાશ (યજ્ઞની પ્રસાદી) તરીકે સ્વીકાર કરવામાં આવે છે. આ રીતે યજ્ઞ કરી કેટલાકો સંસારમાંથી મુક્ત થયા છે. આ યજ્ઞક્રિયા નાના પ્રકારની હોય છે; પણ તેની અંતિમ ફળપ્રાપ્તિ એકજ જાતની છે. (૧૪૦)

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८॥

શ્લોકાર્થ:–કેટલાક દ્રવ્યદાનના સ્વરૂપે યજ્ઞ કરે છે; કેટલાક તપશ્ચર્યાસ્વરૂપે યજ્ઞ કરે છે; કેટલાક યોગસ્વરૂપે યજ્ઞ કરે છે; કેટલાક વેદાધ્યયનરૂપે યજ્ઞ કરે છે; કેટલાક જ્ઞાનસંપાદનના સ્વરૂપે યજ્ઞ કરે છે અને કેટલાક વ્રતધારણના રૂપે યજ્ઞ કરે છે. આવી રીતે યોગીઓ અનેક પ્રકારના યજ્ઞ કરે છે. (૨૮)

ટીકા:–એકને 'દ્રવ્યયજ્ઞ' કહેવામાં આવે છે, એકને 'તપોયજ્ઞ' કહેવામાં આવે છે અને વળી એક 'યોગયજ્ઞ' કહેવાય છે,

આ સર્વ યજ્ઞો મેં પૂર્વે તને કહ્યાજ છે. કોઇ શબ્દમાં શબ્દનોજ હોમ કરે છે, તેને 'વાગ્યજ્ઞ' કહેવામાં આવે છે. જે જ્ઞાનથી જાણવા યોગ્ય હોય, તે જ્ઞાન વડે પ્રાપ્ત કરી લેવાના યજ્ઞને 'જ્ઞાનયજ્ઞ' કહેવામાં આવે છે. હે અર્જુન! આ સર્વ યજ્ઞો વિકટ છે. આ યજ્ઞો કરવામાં મહાપ્રયાસ કરવો પડે છે. ઇંદ્રિયોને સ્વાધીન રાખનારાનેજ તે સાધ્ય થઇ શકે છે. આવા લોકો તેને સાધ્ય કરવાની કળામાં કુશળ અને પારંગત હોય છે તથા યોગસમૃદ્ધિથી ભાગ્યવાન થયેલા હોય છે, માટે તે પોતાનાં અંતરસ્વરૂપમાં આત્મહવન કરે છે. (૪૪)

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

શ્લોકાર્થઃ—તેજ પ્રમાણે કેટલાક અપાનવાયુમાં પ્રાણવાયુનો પૂરક કરે છે; પ્રાણવાયુમાં અપાનવાયુનો રેચક કરે છે તથા કેટલાક પ્રાણ અને અપાન એ ઉભયની ગતિ બંધ કરીને કુંભક કરે છે. આવા લોકોને પ્રાણાયામપરાયણ યોગીઓ કહેવામાં આવે છે. (૨૯)

ટીકાઃ—કેટલાક અપાનવાયુરૂપ અગ્નિમાં પ્રાણવાયુરૂપ દ્રવ્યનો હવન કરે છે; તથા અપાનવાયુને પ્રાણવાયુમાં મેળવે છે અને કેટલાક બન્ને વાયુનો નિરોધ કરે છે. આવા મનુષ્યોને 'પ્રાણાયામી' કહેવામાં આવે છે. (૪૬)

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

શ્લોકાર્થઃ—બીજા કેટલાક આહાર નિયમિત કરી પ્રાણમાંજ (વાયુભેદથી) પ્રાણનો હવન કરે છે; આ સર્વ યજ્ઞને જાણનારા યોગીઓ યજ્ઞથી નિષ્પાપ થાય છે. (૩૦)

ટીકાઃ—કેટલાક હઠયોગ કરી, આહારને જીતી પ્રાણવાયુરૂપી અગ્નિમાં ત્વરાથી પ્રાણનો હવન કરે છે. આ પ્રકારે મોક્ષપ્રાપ્તિનીજ ઇચ્છા કરનારા સર્વ લોકો ઉપર બતાવેલા યજ્ઞકર્તાઓ છે. તેઓ પોતાના યજ્ઞ દ્વારા પોતાના કામ—ક્રોધાદિક વિકારો નષ્ટ કરે છે. આ પ્રકારે સર્વ અજ્ઞાનનો નાશ થવાથી સ્વાભાવિક

રીતેજ શુદ્ધ સ્વરૂપ પ્રકટ થાય છે અને પછી અગ્નિ તથા યજ્ઞ કરનાર એવો દ્વૈતભાવ તેમનાં મનમાં નહિ રહેતાં, યજ્ઞ કરનારની ઇચ્છા પરિપૂર્ણ થઇ યજ્ઞક્રિયાની પણ સમાપ્તિ થાય છે. આ પ્રમાણેજ જ્યાં સર્વ કર્મોનો અને કર્તવ્યોનો નાશ થતાં ચિત્તમાં અજ્ઞાનનો તેમજ કામનાનો પ્રવેશ થતો નથી અને દ્વૈતદોષનો પણ જેને સંસર્ગ થતો નથી, તે બ્રહ્મત્વને પ્રાપ્ત થાય છે (૫૧)

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

શ્લોકાર્થઃ-હે કુરુકુળશ્રેષ્ઠ! યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ લેનારા સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. યજ્ઞ ન કરનારાને તો આ લોકની પણ પ્રાપ્તિ થતી નથી, તો પછી પરલોકની તો વાતજ શી? (૩૧)

ટીકાઃ-એવું જે અનાદિસિદ્ધ તથા શુદ્ધ યજ્ઞને પરિણામે અવશેષ રહેનારું જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ છે, તેનું જે બ્રહ્મનિષ્ઠ લોકો 'अहं ब्रह्मास्मि 'હું બ્રહ્મ છું' એ મંત્રથી સેવન કરે છે, તેઓ અમર બને છે અને સહેજે બ્રહ્મત્વને પ્રાપ્ત થાય છે. જેનાથી આ યોગાચરણ થતું નથી, તેને વિરક્તિ વરમાળા આરોપતી નથી; તેથી તેનાથી આત્મસંયમ થઇ શકતો નથી. જે જન્મ પ્રાપ્ત થયા છતાં યોગયાગ કરતો નથી, તેનો હે અર્જુન! આ લોકમાંજ કશો ઢંગધડો નથી તો પછી પરલોકની વાતજ શી? (૫૫)

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥

શ્લોકાર્થઃ-આ પ્રમાણે જે અનેક પ્રકારના યજ્ઞો વેદમાં બતાવેલા છે, તે સર્વે કર્મોમાંથી ઉત્પન્ન થાય છે એમ તું સમજ. તને આવું પ્રાપ્ત થતાં તું મોક્ષને પ્રાપ્ત થશે. (૩૨)

ટીકાઃ-આ પ્રકારે જે તને પુષ્કળ (દ્વાદશ) પ્રકારના યજ્ઞો કહી સંભળાવ્યા, તે સંબંધે વેદમાં અતિવિસ્તૃત અને સુંદર વર્ણન કરેલું છે; પરંતુ તેની સાથે આપણે શું કામ છે? તેમાંનો સાર એજ છે કે, આ સર્વ યજ્ઞો કર્મથીજ સિદ્ધ થાય છે. (૫૭)

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

શ્લોકાર્થઃ—હે શત્રુતાપન! દ્રવ્યથી સાધ્ય થનારા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે; કારણ કે હે પાર્થ! સર્વ કર્મની જ્ઞાનમાંજ પરિસમાપ્તિ થાય છે. (૩૩)

ટીકાઃ—હે અર્જુન! વેદ જેનું મૂળ છે, જેમાં બાહ્યક્રિયાની ખટપટ ઝાઝી છે અને જેનું અપૂર્વ ફળ સ્વર્ગ છે, તે તો દ્રવ્યયજ્ઞ છે. સૂર્યની આગળ નક્ષત્રોનું તેજ લોપ પામે છે, તે પ્રમાણે તે યજ્ઞ જ્ઞાનયજ્ઞની બરાબરી કરી શકતા નથી. આત્મસુખનો ભંડાર મેળવવાને જે જ્ઞાનનું અંજન કરીને યોગીજનો રાત્રિદિવસ જાગ્રત રહે છે; જે જ્ઞાન કર્મનું પ્રાપ્યસ્થાન છે; જે જ્ઞાન બ્રહ્મબોધની ખાણ છે; જે આત્મપ્રાપ્તિની ક્ષુધાથી ક્ષુધાતુર થયેલા સાધકોની તૃપ્તિનું સ્થાન છે; જ્યાં કર્મની ઇચ્છા શમી જાય છે અને સર્વે પ્રવૃત્તિ બંધ થઈ જાય છે; જેના યોગથી ઇંદ્રિયો વિષયસેવનને વીસરી જાય છે; જ્યાં મનનું મનપણું મુકાઈ જાય છે; જ્યાં શબ્દોનો ભંડાર ખૂટી જાય છે અને જ્યાં અંતરમાં રહેલા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; જ્યાં વૈરાગ્યના દારિદ્રયનો વિલય થાય છે; જ્યાં વિવેકની ઉત્કંઠા તૂટી જાય છે અને જ્યાં અનાયાસે આત્મરૂપની પ્રાપ્તિ થાય છે. (૬૪)

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥**

શ્લોકાર્થઃ—તત્ત્વદર્શી જ્ઞાનીઓને નમસ્કાર કરી તેમની સેવા કરવાથી તથા તેમને પ્રશ્ન કરવાથી તેઓ તને જ્ઞાનનો ઉપદેશ આપશે. (૩૪)

ટીકાઃ—એવું જે ઉત્કૃષ્ટ જ્ઞાન તે મેળવવાની જો તને ઇચ્છા હોય તો તું બ્રહ્મજ્ઞાનસંપન્ન સંતની સેવા કર. જ્ઞાની સંત જ્ઞાનનું ઘર હોય છે અને સેવા એ તે ઘરનો ઉમરો હોય છે; માટે હે અર્જુન! તું સેવા કરીને એ જ્ઞાનને સ્વાધીન કરી લે. શરીર, મન અને આત્માથી સર્વ પ્રકારે ગર્વરહિત બની તેમની સેવા કરવી. સેવાથી પ્રસન્ન થયા પછી પ્રશ્ન કરવાથી તે કૃપાપૂર્વક ઉપદેશ કરશે. આ ઉપદેશ પામેલા અંતઃકરણમાં પુનઃ સંસારની વાસના ઊપજતી નથી. (૬૮)

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ।

શ્લોકાર્થઃ-હે પાંડુપુત્ર ! તે જ્ઞાન પ્રાપ્ત થવાથી પુનઃ આવો મોહ તને થશે નહિ અને એ જ્ઞાનના યોગથી આ સર્વ ભૂતોને તું તારામાં અને મારામાં જોઈશ. (૩૫)

ટીકાઃ-આ ઉપદેશથી ચિત્ત જ્યારે નિર્ભય થશે અને બ્રહ્મસાક્ષાત્કારની યોગ્યતા પ્રાપ્ત કરી લેશે, ત્યારે તું અવશ્ય તારી જાત સુદ્ધાં સર્વ ભૂતોને મારા અખંડ સ્વરૂપમાં જોશે. હે પાર્થ ! આ રીતે જ્યારે સત્પુરુષોની કૃપા થશે ત્યારે તારા અંતઃકરણમાં જ્ઞાનનો ઉદય થઈ, મોહરૂપી અંધકારનો સર્વથા નાશ થશે.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

શ્લોકાર્થઃ-તું સર્વ પાપીઓ કરતાં અતિ પાપી હોઈશ, તો પણ જ્ઞાનરૂપી નૌકા વડે સકળ પાપરૂપી સમુદ્રને અનાયાસે તરી જશે. (૩૬)

ટીકાઃ-તું પાતકનો કે ભ્રાંતિનો સાગર અથવા ભ્રમનો પર્વત હશે, તો પણ જ્ઞાનની શક્તિ આગળ એ સર્વ તુચ્છ છે. જ્ઞાનમાં એવું ઉત્તમ સામર્થ્ય હોય છે, જે પરમાત્મજ્ઞાનનો ઉદય થતાંની સાથેજ 'આ વિશ્વ સત્ય છે' એવા પ્રકારનો ભ્રમ નષ્ટ થાય છે; તે જ્ઞાનની આગળ મનના અજ્ઞાનની શી વિસાત? આ જગતમાં જ્ઞાનસમાન ઈતર કોઈ પણ વસ્તુ નથી. (૭૫)

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! પ્રજ્વલિત થયેલો અગ્નિ જે પ્રમાણે કાષ્ઠને ભસ્મીભૂત કરી દે છે, તેજ પ્રમાણે જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે. (૩૭)

ટીકાઃ-પ્રલયકાળનું વાવાઝોડું એક વાદળીને વીખેરી નાખવાનું કામ શું કઠિન સમજશે કે? કિંવા પવનની સહાયથી જે પાણીને પણ બાળી નાખે છે એવો પ્રલયકાળનો અગ્નિ શું ઘાસ અને કાષ્ઠથી બુઝાઇ જશે કે? (૭૭)

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८ ॥

શ્લોકાર્થઃ-કારણ કે આ જગતમાં જ્ઞાન સમાન પવિત્ર કોઈ પણ વસ્તુ નથી. વળી યોગથી યુક્ત થયેલો પુરુષ કાળે કરીને તે (આત્મવિષયક) જ્ઞાન સ્વતઃજ મેળવી શકે છે. (૩૮)

ટીકાઃ-આપણે જ્ઞાનના સંબંધમાં જેમ જેમ વિચાર કરીએ છીએ, તેમ તેમ તેના જેવી પવિત્ર વસ્તુ અન્ય કોઈ પણ દીઠામાં આવતીજ નથી. જે પ્રમાણે ચૈતન્યની જોડી નથી, તે પ્રમાણે આ લોકમાં જ્ઞાનની બરાબરી કરી શકે એવી કોઇ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી. જો સૂર્યના તેજની બરાબરી તેના પ્રતિબિંબનું તેજ કરી શકે, કિંવા જો આકાશને બાથમાં લઈ શકાય અથવા જો પૃથ્વીના જેટલી વજનદાર કોઈ વસ્તુ હોય, તોજ હે પાંડુકુમાર! જ્ઞાનને બીજાની ઉપમા આપી શકાય. ઘણી ઘણી રીતે વારંવાર વિચાર કરી જોયો, તો પણ જ્ઞાનના જેટલી પવિત્રતા અન્ય કોઇ પણ વસ્તુમાં જણાઈ નહિ. જેમ અમૃતનો સ્વાદ કહેવો હોય તો તે 'અમૃત જેવો' એમજ કહેવું પડે છે; તેમ જ્ઞાનને જ્ઞાનનીજ ઉપમા છે! "આપ કહો છો તે ખરું છે, પણ તે જ્ઞાન શી રીને પ્રાપ્ત કરવું?" એવો પ્રશ્ન અર્જુન પૂછશે એમ જાણી શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યાઃ-હે કિરીટિ! જ્ઞાનપ્રાપ્તિનો જે ઉપાય હું તને હવે કહી બતાવનાર છું તે પ્રત્યે તું લક્ષ આપ. (૮૯)

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥

શ્લોકાર્થઃ-શ્રદ્ધાવાન, જ્ઞાનપ્રાપ્તિની તીવ્ર ઇચ્છાવાળા અને જિતેંદ્રિય પુરુષને જ્ઞાન પ્રાપ્ત થાય છે; અને તે પ્રાપ્ત થયા પછી તરતજ ઉત્તમ શાંતિ મળે છે.+ (૩૯)

+ જ્ઞાનની શુદ્ધિવૃદ્ધિ સાથે અંતઃકરણમાં તેમજ આચરણમાં શુદ્ધિ વધવાથી ધ્યાનયોગની યોગ્યતા આવીને સર્વ કર્મો છૂટી જાય છે તથા સર્વ વૃત્તિઓ પરમાત્મસમાધિમાં તલ્લીન થઇ, જ્ઞાની જીવન્મુક્ત થાય છે.

ટીકાઃ—આત્મસુખની મિષ્ટતાથી જેનું મન સર્વ વિષયોમાંથી ઉપરામ થાય છે અને ઇંદ્રિયોની પ્રતિષ્ઠા રહેતી નથી, જે ઇચ્છાને ઊડવા દેતો નથી, જે વાસનાને ઉત્તેજન આપતો નથી, પરંતુ તેનો નિરોધ કરે છે; જે શ્રદ્ધાનો ઉપભોગ લઈ સંતોષ માને છે, તેજ પુરુષને શાંતિથી ભરેલું જ્ઞાન શોધતું આવે છે. આ જ્ઞાન મનમાં સ્થિર થયું, એટલે શાંતિનો અંકુર ફૂટી આત્મબોધનો વિસ્તાર થાય છે. આવી શાંતિમાં પોતાનું ને પારકું એ વાતનો તો અભાવજ હોય છે. આવી રીતે જ્ઞાનના મહિમાનું જેટલું વર્ણન કરીએ, તેટલું ઓછુંજ છે. (૯૨)

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥
योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥ ४१ ॥

શ્લોકાર્થઃ—અજ્ઞાની, અવિશ્વાસુ અને સંશયયુક્ત પુરુષ નાશ પામે છે, અને તે શંકાશીલ પુરુષ આ લોક, પરલોક તથા મોક્ષસુખને પણ પામતો નથી. (૪૦) હે અર્જુન! યોગ દ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે ને જ્ઞાન દ્વારા જેના સંશયોનો નાશ થયો છે એવા આત્મજ્ઞાનીને કર્મ બંધન કરી શકતાં નથી.

ટીકાઃ—જે માણસને આવા જ્ઞાન પર પ્રીતિ નથી તેનું જીવન શા કામનું? તેના કરતાં તો મરણ સારું! જેમ વસ્તી વિનાનું ઘર તથા પ્રાણ વિનાનું શરીર નકામું છે, તેમ જ્ઞાનહીન મનુષ્યનું જીવન પણ નકામું છે; કેમકે તેનું જીવન નિરંતર મોહથી યુક્ત રહે છે. સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું ન હોય, પણ જો તેને તે પ્રાપ્ત કરવાની ઇચ્છા હશે, તો તેને તેની પ્રાપ્તિ થવાનો સંભવ છે. પરંતુ તે પ્રાપ્ત કરવાની જેને લાગણી સુધ્ધાં થતી નથી, તે તો સંશયરૂપી અગ્નિમાંજ પડયો, એમ સમજવું. કારણ કે અમૃત ઉપર પણ જે મનુષ્યને અરુચિ ઉત્પન્ન થાય, ત્યારે તે મનુષ્યનું મરણ તદ્દન નિકટ આવ્યું છે, એમ સમજવું. તેજ પ્રમાણે જે વિષયસુખમાંજ આનંદ માને છે અને જ્ઞાનપ્રાપ્તિના સંબંધમાં બેદરકાર હોય છે, અથવા તો જે સંશયગ્રસ્ત

ગયેલું મન જુદું દેખાય છે, તો પણ તે ત્રિભુવનમાં વ્યાપ્ત હોય છે. પછી તેનામાં 'હું કર્તા' 'આ કર્મ' તથા 'મારે અમુક કાર્ય કરવાનું છે' આવા વિચારોનો સ્વભાવતઃજ અભાવ થઈ જઇ, તે મનુષ્ય સર્વ કર્મો કરવા છતાં પણ અકર્તા બની રહે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

શ્લોકાર્થઃ-યોગયુક્ત થયેલો તત્ત્વવેત્તા પોતે જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, ગંધ લેતો, ખાતો, ગમન કરતો, નિદ્રા લેતો, શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરતો, બોલતો, મળત્યાગ કરતો, ગ્રહણ કરતો તથા આંખની ઉઘાડઢાંક કરતો હોવા છતાં, 'ઇંદ્રિયો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાયજ છે' એમ નિશ્ચયપૂર્વક સમજીને 'હું કાંઈજ કરતો નથી' એમ માને છે. (૮,૯)

ટીકાઃ-કારણ કે હે પાર્થ! તેને પોતાના દેહમાં 'હુંપણા'-નું સ્મરણ રહેતું નથી, તો પછી 'હું કર્તા છું' એવું અભિમાન તો તેને ક્યાંથીજ હોય? આ પ્રમાણે શરીરનો ત્યાગ કરેલો ન હોવા છતાં તે યોગયુક્ત પુરુષના અંગમાં નિરાકાર બ્રહ્મના ગુણો આવે છે. બાકી તો ઇતર મનુષ્યોની પેઠે તે પણ શરીરધારીજ હોય છે અને સર્વ વ્યવહાર કરતો નજરે પડે છે. તે નેત્રથી જુએ છે, કાનથી સાંભળે છે; તો પણ શરીરભાવમાં લિપ્ત થતો નથી, એ ચમત્કાર તો જો! તે સ્પર્શ થયેલો સમજી શકે છે, તે નાક દ્વારા વાસ લે છે, સમયોચિત ભાષણ પણ કરે છે, તે ભોજન કરે છે, નાખવાનું નાખી દે છે, ઊંઘ આવતાં સુખેથી નિદ્રા લે છે, પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે; તેમજ જે જે

પુરુષને કામધેનુ જેવી માતા મળે, તેને રમવા માટે જોઈએ તો ચંદ્ર સુધ્ધાં મળશે. ઉપમન્યુ પર શ્રીશંકર પ્રસન્ન થઈ ગયા, ત્યારે તેમણે તેને તેની ઇચ્છા પ્રમાણે દૂધભાતને બદલે આખો ક્ષીરસમુદ્ર નહોતો આપી દીધો ? તેજ પ્રમાણે ઔદાર્યના ભંડારરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા તે અર્જુનને પ્રાપ્ત થયા, તો તેને સુખનું કેન્દ્ર કેમ ન મળે ? કિંવા શ્રીલક્ષ્મીકાંત જેવો જેનો સ્વામી હોય, તે પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુ માગે એમાં શું આશ્ચર્ય ? માટે અર્જુને જે જે માગ્યું, તે તે સુપ્રસન્ન વદને શ્રીકૃષ્ણે આપ્યું, તે સંબંધી વિસ્તાર હવે થાય છે. (૧૪)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા—

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

**શ્લોકાર્થઃ**—કર્મસંન્યાસ અને કર્મયોગ એ ઉભય મોક્ષદાયક છે; પરંતુ તે ઉભયમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે.

**ટીકાઃ**—ભગવાન કહે છેઃ—હે કુંતીસુત ! કર્મયોગ અને કર્મત્યાગ એ બન્ને મોક્ષદાયકજ છે; તથાપિ જે પ્રમાણે સ્ત્રી અને છોકરાંને જળાશયો તરી જવાને નાવ એક સુલભ સાધન થઈ પડે છે, તે પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાની સર્વને સંસારરૂપી સમુદ્ર તરી જવાને માટે કર્મયોગ એ ખરેખર સુલભ સાધન થઈ રહે છે. એનું આચરણ કરતાં અનાયાસે કર્મત્યાગનું ફળ મળે છે. આજ કારણથી હું તને કર્મસંન્યાસ કરનારનાં લક્ષણો કહીશ. એટલે કર્મયોગ અને સંન્યાસયોગ એ ઉભય એકજ છે, એવી તને સહેજે ખાતરી થશે. (૧૮)

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥

**શ્લોકાર્થઃ**—હે અર્જુન ! જે પુરુષ કશાનો દ્વેષ કે અભિ- ... સંન્યાસીજ* જાણવો; કારણ કે તે

...ર, જનક, ભીષ્મ, કબીર, નાનક, ...ઓ છેવટ સુધી બાહ્ય સંન્યાસ કર્યા ... યોગ સાધીને મુક્ત થયા છે.

હોય છે, તે પણ નિઃસંશય ભ્રષ્ટ થાય છે અને પરલોકના સુખથી વંચિત થાય છે. જેને સન્નિપાતજ્વર લાગુ પડ્યો હોય છે, તે જે પ્રમાણે શીતળતા અને ઉષ્ણતા સમજી શકતો નથી અને સૂર્યપ્રકાશ તથા ચંદ્રપ્રકાશને સમાનજ દેખે છે; તે પ્રમાણે સત્ય અને અસત્ય, અનુકૂળ અને પ્રતિકૂળ, હિત અને અહિત આદિને શંકાશીલ પુરુષ સમજી શકતો નથી. જે પ્રમાણે જન્માંધને રાત્રિ તથા દિવસ સમજાતાં નથી, તે પ્રમાણે સંશયી પુરુષને કોઇ પણ વસ્તુની સાચી ઓળખાણ હોતી નથી. માટે સંશય કરતાં અધિક ભયંકર પાતક બીજું કોઇ નથી. પ્રાણીઓનો નાશ કરનારી એ એક જાળ છે; માટે તું તેનો સંગ તજી પ્રથમ તેને જીત. એનું સ્થાન જ્ઞાનના અભાવમાં હોય છે. જ્યારે અજ્ઞાનનો ગાઢ અંધકાર હોય છે, ત્યારે આ સંશય મનમાં વિશેષ વૃદ્ધિંગત થાય છે. તે વિશ્વાસને તો નામમાત્ર પ્રવેશવા દેતો નથી. તે માત્ર મનમાંજ ભરાઈ રહે છે એમ નહિ, પરંતુ બુદ્ધિને પણ ગ્રસિત કરે છે; અને આ થયું એટલે મનુષ્યને ત્રણે લોક સંશયવાનજ દેખાવા લાગે છે. (૮)

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञान
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ

**શ્લોકાર્થઃ**—માટે હે અર્જુન! અજ્ઞા
હૃદયના આ સંશયનો જ્ઞાનરૂપી શસ્ત્રથી
અવલંબન કર અને યુદ્ધને માટે તત્પર

**ટીકાઃ**—સંશય આટલો બળવાન
કરવાનો એક ઉપાય છે. જો જ્ઞાનનું
તેનો સર્વથા નાશ થશે; માટે હે પાર્થ
યને નિર્મૂળ કરવાને જલદીથી તત્પર થા.
રાજા! સાંભળ. જ્ઞાનીજનોના નાથ, જ્ઞાન
આવી રીતે મહાકૃપા કરીને અર્જુન
અર્જુન હવે આ સર્વ પૂર્વા પર કથા વિ
કરે છે. હવે તે કથાની સંકલના, અભિ
રસની મધુરતા વર્ણવવામાં આવશે.
પ્ર ઓવારી નાખીએ! જે

વિશ્રાંતિસ્થાન છે, જે શબ્દોમાંથી શાંતિરસનો ઝરોજ પ્રગટ થશે અને જે સમુદ્ર કરતાં પણ ગંભીર હોઇ અર્થપૂર્ણ છે; તે કથા હવે શ્રવણ કરો. જેમ સૂર્યબિંબ બગલમાં સમાઇ જાય એવું નાનું લાગે છે, પરંતુ તેનો પ્રકાશ ત્રિભુવનમાં પણ સમાઈ શકતો નથી; તે પ્રમાણે આ શબ્દોના અર્થની વ્યાપ્તિ અતિવિસ્તૃત છે. જેમ કલ્પવૃક્ષ કામીજનોની કામના પૂર્ણ કરે છે, તેમ આ વાણી મુમુક્ષુની સર્વ ઇચ્છા પૂર્ણ કરવાને સમર્થ છે. માટે એ પ્રત્યે લક્ષ આપો. હે શ્રોતાજનો! તમને એ સિવાય વિશેષ શું કહેવું? તમે જાણોજ છો, એટલે એકાગ્ર મન કરી બરાબર લક્ષ આપવું એજ મારી વિનંતિ છે. જેમ એકાદ સ્ત્રી સુંદર, ગુણવાન અને કુલશીલવતી હોવાથી પતિવ્રતા હોય છે, તેમ આ વાણીમાં સર્વ અલંકાર અને શાંતિ સ્પષ્ટ દેખાય છે. મૂળમાં તો ખાંડ પર પ્રીતિ હોય અને વળી તેજ ઔષધ તરીકે આપવામાં આવે તો તેને વારંવાર શા માટે ન ખાવી? મલયાગિરિનો સુગંધી અને મંદ પવન વાતો હોય, તેમાં વળી અમૃતની મિષ્ટતા ભળે અને સૌભાગ્યવશાત્ તેમાંથી પંચમ સૂર જેવો મધુરો નાદ નીકળવા લાગે; તો તે વાયુના સ્પર્શથી જે પ્રમાણે સર્વ અંગ શીતળ થઇ જાય છે, તેમાંથી મિષ્ટતાથી જિહ્વાને સંતોષ થાય છે અને તેમાંનો મધુર સ્વર સાંભળવાથી કાનને તૃપ્તિ થાય છે; તેજ પ્રમાણે આ કથા સાંભળવાથી શ્રવણેંદ્રિયને પરમ સંતોષ થશે; અને સંસારદુઃખોથી કાંઈ પણ વિકાર ઉત્પન્ન ન કરતાં આપોઆપ તેનો નાશ થઈ જશે. જો મંત્રથીજ શત્રુનો નાશ થતો હોય તો પછી કમરમાં કટાર શા માટે બાંધવી? તેમજ જો દૂધ-સાકરથી રોગની નિવૃત્તિ થતી હોય તો પછી કડવા લીમડાનું સેવન શા માટે કરવું? તેજ પ્રમાણે મનને જીત્યા વિના અને ઈંદ્રિયોને દુઃખ દીધા વિના આ કથાના શ્રવણમાંજ પ્રત્યક્ષ મોક્ષ રહેલો છે; માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે, "તમારા મનમાં જેટલી ઉત્કંઠા હોય તેટલી ઉત્કંઠાથી આ ગીતાર્થને શ્રવણ કરો." (૨૨૫)

ઇતિ શ્રીજ્ઞાનદેવવિરચિતાયાં ભાવાર્થદીપિકાયાં ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥

હોય છે, તે પણ નિઃસંશય ભ્રષ્ટ થાય છે અને પરલોકના સુખથી વંચિત થાય છે. જેને સન્નિપાતજ્વર લાગુ પડયો હોય છે, તે જે પ્રમાણે શીતળતા અને ઉષ્ણતા સમજી શકતો નથી અને સૂર્યપ્રકાશ તથા ચંદ્રપ્રકાશને સમાનજ દેખે છે; તે પ્રમાણે સત્ય અને અસત્ય, અનુકૂળ અને પ્રતિકૂળ, હિત અને અહિત આદિને શંકાશીલ પુરુષ સમજી શકતો નથી. જે પ્રમાણે જન્માંધને રાત્રિ તથા દિવસ સમજાતાં નથી, તે પ્રમાણે સંશયી પુરુષને કોઇ પણ વસ્તુની સાચી ઓળખાણ હોતી નથી. માટે સંશય કરતાં અધિક ભયંકર પાતક બીજું કોઇ નથી. પ્રાણીઓનો નાશ કરનારી એ એક જાળ છે; માટે તું તેનો સંગ તજી પ્રથમ તેને જીત. એનું સ્થાન જ્ઞાનના અભાવમાં હોય છે. જ્યારે અજ્ઞાનનો ગાઢ અંધકાર હોય છે, ત્યારે આ સંશય મનમાં વિશેષ વૃદ્ધિંગત થાય છે. તે વિશ્વાસને તો નામમાત્ર પ્રવેશવા દેતો નથી. તે માત્ર મનમાંજ ભરાઈ રહે છે એમ નહિ, પરંતુ બુદ્ધિને પણ ગ્રસિત કરે છે; અને આ થયુ એટલે મનુષ્યને ત્રણે લોક સંશયવાનજ દેખાવા લાગે છે. (૮)

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

શ્લોકાર્થઃ—માટે હે અર્જુન! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા હૃદયના આ સંશયનો જ્ઞાનરૂપી શસ્ત્રથી વધ કરી, જ્ઞાનયોગનું અવલંબન કર અને યુદ્ધને માટે તત્પર થા. (૪૨)

ટીકાઃ—સંશય આટલો બળવાન છે તો પણ તેને સ્વાધીન કરવાનો એક ઉપાય છે. જો જ્ઞાનનું ખડ્ગ હાથમાં હશે તો તેનો સર્વથા નાશ થશે; માટે હે પાર્થ! મનમાં રહેલા સંશયને નિર્મૂળ કરવાને જલદીથી તત્પર થા. સંજય બોલે છેઃ—હે રાજા! સાંભળ. જ્ઞાનીજનોના નાથ, જ્ઞાનદીપ શ્રીકૃષ્ણ ભગવાન આવી રીતે મહાકૃપા કરીને અર્જુન પ્રત્યે બોલ્યા; ત્યારે અર્જુન હવે આ સર્વ પૂર્વા પર કથા વિષે વિચાર કરી પ્રશ્ન કરે છે. હવે તે કથાની સંકલના, અભિપ્રાયની શોભા અને રસની મધુરતા વર્ણવવામાં આવશે. જેના શબ્દમાધુર્ય પરથી જાણે આઠે રસ ઓવારી નાખીએ! જે સજ્જનોની બુદ્ધિનું

વિશ્રાંતિસ્થાન છે, જે શબ્દોમાંથી શાંતિરસનો ઝરોજ પ્રગટ થશે અને જે સમુદ્ર કરતાં પણ ગંભીર હોઇ અર્થપૂર્ણ છે; તે કથા હવે શ્રવણ કરો. જેમ સૂર્યબિંબ બગલમાં સમાઇ જાય એવું નાનું લાગે છે, પરંતુ તેનો પ્રકાશ ત્રિભુવનમાં પણ સમાઈ શકતો નથી; તે પ્રમાણે આ શબ્દોના અર્થની વ્યાપ્તિ અતિવિસ્તૃત છે. જેમ કલ્પવૃક્ષ કામીજનોની કામના પૂર્ણ કરે છે, તેમ આ વાણી મુમુક્ષુની સર્વ ઇચ્છા પૂર્ણ કરવાને સમર્થ છે. માટે એ પ્રત્યે લક્ષ આપો. હે શ્રોતાજનો! તમને એ સિવાય વિશેષ શું કહેવું? તમે જાણોજ છો, એટલે એકાગ્ર મન કરી બરાબર લક્ષ આપવું એજ મારી વિનંતિ છે. જેમ એકાદ સ્ત્રી સુંદર, ગુણવાન અને કુલશીલવતી હોવાથી પતિવ્રતા હોય છે, તેમ આ વાણીમાં સર્વ અલંકાર અને શાંતિ સ્પષ્ટ દેખાય છે. મૂળમાં તો ખાંડ પર પ્રીતિ હોય અને વળી તેજ ઔષધ તરીકે આપવામાં આવે તો તેને વારંવાર શા માટે ન ખાવી? મલયાગિરિનો સુગંધી અને મંદ પવન વાતો હોય, તેમાં વળી અમૃતની મિષ્ટતા ભળે અને સૌભાગ્યવશાત્ તેમાંથી પંચમ સૂર જેવો મધુરો નાદ નીકળવા લાગે; તો તે વાયુના સ્પર્શથી જે પ્રમાણે સર્વ અંગ શીતળ થઇ જાય છે, તેમાંથી મિષ્ટતાથી જિહ્વાને સંતોષ થાય છે અને તેમાંનો મધુર સ્વર સાંભળવાથી કાનને તૃપ્તિ થાય છે; તેજ પ્રમાણે આ કથા સાંભળવાથી શ્રવણેંદ્રિયને પરમ સંતોષ થશે; અને સંસારદુઃખોથી કાંઈ પણ વિકાર ઉત્પન્ન ન કરતાં આપોઆપ તેનો નાશ થઈ જશે. જો મંત્રથીજ શત્રુનો નાશ થતો હોય તો પછી કમરમાં કટાર શા માટે બાંધવી? તેમજ જો દૂધ-સાકરથી રોગની નિવૃત્તિ થતી હોય તો પછી કડવા લીમડાનું સેવન શા માટે કરવું? તેજ પ્રમાણે મનને જીત્યા વિના અને ઇંદ્રિયોને દુઃખ દીધા વિના આ કથાના શ્રવણમાંજ પ્રત્યક્ષ મોક્ષ રહેલો છે; માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે, "તમારા મનમાં જેટલી ઉત્કંઠા હોય તેટલી ઉત્કંઠાથી આ ગીતાર્થને શ્રવણ કરો." (૨૨૫)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥



# અધ્યાય ૫ મો—કર્મસંન્યાસયોગ

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

**શ્લોકાર્થઃ**—હે કૃષ્ણ! તમે એક વાર કર્મના ત્યાગની પ્રશંસા કરો છો અને વળી પાછા કર્મયોગની પ્રશંસા કરો છો; ત્યારે એ ઉભયમાં જે એક કલ્યાણકારક હોય તે નિશ્ચયપૂર્વક મને કહો.

**ટીકાઃ**—પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યાઃ—અહો! આ તમારું બોલવું કેવું? સર્વે કર્મનો ત્યાગ કરવો એમ તમે પૂર્વે વારંવાર કહ્યું છે અને હવે કર્મ કરવાનો આગ્રહ શા માટે કરો છો? હે અનંતસ્વરૂપ! આવું તમારું દ્વિઅર્થી કથન મારા જેવા અજ્ઞાની મનુષ્યથી જોઇએ તેવી રીતે સમજી શકાતું નથી, માટે હે દેવ! એક તત્ત્વનો બોધ આપવાની ઇચ્છા હોય તો એકજ માર્ગ બતાવવો ઘટે. અન્ય માર્ગ બતાવવાની શી જરૂર છે? મેં આપને વિનંતિ કરી હતી કે, પરમાર્થનો બોધ ગૂઢાર્થમાં આપશો નહિ; પરંતુ હે દેવ! તે ભૂતકાળની વાત રહેવા દો અને બેમાંથી ઉત્તમ માર્ગ કયો, તેજ મને સ્પષ્ટ સમજાવો. જે માર્ગ અંતપર્યંત સંગે રહી અચૂક ફળ આપી શકે એવો હોય અને જે આચરવામાં સુલભ હોય, તેજ માર્ગ બતાવો. જેમ સગવડકારક અને સુખાવહ વાહન(પાલખી)માં નિદ્રાનો ભંગ ન થતાં પુષ્કળ માર્ગ કપાય છે; તેમ જે સુલભ માર્ગ હોય તેજ મને કહી બતાવો. આ પ્રમાણે અર્જુને કહ્યા પછી શ્રીકૃષ્ણદેવ અતિ પ્રસન્ન થઇને બોલ્યાઃ—તું કહે છે તેવો માર્ગ તને બતાવું છું, તે સાંભળ. જ્ઞાનેશ્વર કહે છે કે, જે પ્રારબ્ધવાન્

પુરુષને કામધેનું જેવી માતા મળે, તેને રમવા માટે જોઈએ તો ચંદ્ર સુધ્ધાં મળશે. ઉપમન્યુ પર શ્રીશંકર પ્રસન્ન થઈ ગયા, ત્યારે તેમણે તેને તેની ઇચ્છા પ્રમાણે દૂધભાતને બદલે આખો ક્ષીરસમુદ્ર નહોતો આપી દીધો ? તેજ પ્રમાણે ઔદાર્યના ભંડારરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા તે અર્જુનને પ્રાપ્ત થયા, તો તેને સુખનું કેન્દ્ર કેમ ન મળે ? કિંવા શ્રીલક્ષ્મીકાંત જેવો જેનો સ્વામી હોય, તે પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુ માગે એમાં શું આશ્ચર્ય ? માટે અર્જુને જે જે માગ્યું, તે તે સુપ્રસન્ન વદને શ્રીકૃષ્ણે આપ્યું, તે સંબંધી વિસ્તાર હવે થાય છે. (૧૪)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:—

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

**શ્લોકાર્થ:**—કર્મસંન્યાસ અને કર્મયોગ એ ઉભય મોક્ષદાયક છે; પરંતુ તે ઉભયમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે.

**ટીકા:**—ભગવાન કહે છે:–હે કુંતીસુત ! કર્મયોગ અને કર્મત્યાગ એ બન્ને મોક્ષદાયકજ છે; તથાપિ જે પ્રમાણે સ્ત્રી અને છોકરાંને જળાશયો તરી જવાને નાવ એક સુલભ સાધન થઈ પડે છે, તે પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાની સર્વને સંસારરૂપી સમુદ્ર તરી જવાને માટે કર્મયોગ એ ખરેખર સુલભ સાધન થઈ રહે છે. એનું આચરણ કરતાં અનાયાસે કર્મત્યાગનું ફળ મળે છે. આજ કારણથી હું તને કર્મસંન્યાસ કરનારનાં લક્ષણો કહીશ. એટલે કર્મયોગ અને સંન્યાસયોગ એ ઉભય એકજ છે, એવી તને સહેજ ખાતરી થશે. (૧૮)

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥

**શ્લોકાર્થ:**—હે અર્જુન ! જે પુરુષ કશાનો દ્વેષ કે અભિલાષ કરતો નથી, તેને નિત્યસંન્યાસીજ* જાણવો; કારણ કે તે

* મહર્ષિ વસિષ્ઠ, વ્યાસ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, કબીર, નાનક, તુકારામ, ઇત્યાદિ પ્રભૃતિ વિભૂતિઓ છેવટ સુધી બાહ્ય સંન્યાસ કર્યા સિવાય આંતરિક ધ્યાનયોગ અને પરમાત્મયોગ સાધીને મુક્ત થયા છે.

શ્લોકાર્થ:–જે પદ જ્ઞાન દ્વારા મળે છે, તેજ પદ યોગ દ્વારા પણ મળે છે; માટેજ સાંખ્ય તથા યોગની ફળદષ્ટિને જે એકજ સમજે છે તેજ ખરો જ્ઞાની છે. (૫)

ટીકા:–જ્ઞાનયોગ દ્વારા જે વસ્તુ પ્રાપ્ત થાય છે, તેજ વસ્તુ કર્મયોગ દ્વારા પણ મળે છે. આ પ્રકારે એ ઉભયમાં સાહજિક ઐક્યજ છે. આકાશ અને પોલાણમાં જેમ ભેદ નથી, તેમજ જ્ઞાનયોગ અને કર્મયોગમાં પણ ભિન્નત્વ નથી. જે જ્ઞાનયોગ અને કર્મયોગમાં ભિન્નભાવ જોતો નથી, તેજ આ જગતમાં જ્ઞાનનો પ્રકાશ જુએ છે, તેણેજ આત્મસ્વરૂપને જાણ્યું છે. (૩૧)

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाऽधिगच्छति ॥ ६ ॥

શ્લોકાર્થ:–હે મહાબાહો! કર્મયોગ સિવાય કર્મસંન્યાસ પ્રાપ્ત કરવો મહાદુર્ઘટ છે. કર્મયોગયુક્ત મુનિને સંન્યાસ ત્વરિત પ્રાપ્ત થાય છે. (૬)

ટીકા:–હે પાર્થ! જે કર્મયોગના માર્ગથી મોક્ષરૂપી પર્વત પર ચડે છે, તે તે પર્વતના બ્રહ્મરૂપી શિખર પર વગરદુઃખે પહોંચે છે. વળી જે કર્મયોગ આચરતો નથી, તે જ્ઞાનપ્રાપ્તિને માટે વ્યર્થજ ફાંફાં મારે છે; તેને સાચો સંન્યાસ પ્રાપ્ત થતો નથી. (૩૩)

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

શ્લોકાર્થ:–જેનું અંતઃકરણ કર્મયોગના આચરણથી શુદ્ધ થયું છે, જેણે દેહ અને ઇંદ્રિયોને સ્વાધીન રાખી છે અને જેનો આત્મા સર્વ ભૂતોનો આત્મા બની રહ્યો છે; તે પુરુષ કર્મ કરે છે તો પણ તેથી બદ્ધ થતો નથી. (૭)

ટીકા:–જેણે પોતાનું મન ભ્રાંતિમાંથી છોડાવી તથા ગુરુવાક્યથી શુદ્ધ કરી આત્મસ્વરૂપમાં સ્થિર કર્યું છે; જ્યાં સુધી મીઠું સમુદ્રમાં પડયું નથી ત્યાં સુધી તે ભિન્ન દેખાય છે, પરંતુ સમુદ્રમાં પડતાંની સાથેજ તે સમસ્ત સમુદ્રમાં પ્રસરી જાય છે; તેજ પ્રમાણે સંકલ્પવિકલ્પમાંથી નીકળી બ્રહ્મસ્વરૂપમાં ભળી

ગયેલું મન જુદું દેખાય છે, તો પણ તે ત્રિભુવનમાં વ્યાપ્ત હોય છે. પછી તેનામાં 'હું કર્તા' 'આ કર્મ' તથા 'મારે અમુક કાર્ય કરવાનું છે' આવા વિચારોનો સ્વભાવતજ અભાવ થઈ જઇ, તે મનુષ્ય સર્વ કર્મો કરવા છતાં પણ અકર્તા બની રહે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

શ્લોકાર્થઃ–યોગયુક્ત થયેલો તત્ત્વવેત્તા પોતે જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, ગંધ લેતો, ખાતો, ગમન કરતો, નિદ્રા લેતો, શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરતો, બોલતો, મળત્યાગ કરતો, ગ્રહણ કરતો તથા આંખની ઉઘાડઢાંક કરતો હોવા છતાં, 'ઇંદ્રિયો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાયજ છે' એમ નિશ્ચયપૂર્વક સમજીને 'હું કાંઇજ કરતો નથી' એમ માને છે. (૮,૯)

ટીકાઃ–કારણ કે હે પાર્થ ! તેને પોતાના દેહમાં 'હુંપણા'નું સ્મરણ રહેતું નથી, તો પછી 'હું કર્તા છું' એવું અભિમાન તો તેને ક્યાંથીજ હોય? આ પ્રમાણે શરીરનો ત્યાગ કરેલો ન હોવા છતાં તે યોગયુક્ત પુરુષના અંગમાં નિરાકાર બ્રહ્મના ગુણો આવે છે. બાકી તો ઇતર મનુષ્યોની પેઠે તે પણ શરીરધારીજ હોય છે અને સર્વ વ્યવહાર કરતો નજરે પડે છે. તે નેત્રથી જુએ છે, કાનથી સાંભળે છે; તો પણ શરીરભાવમાં લિપ્ત થતો નથી, એ ચમત્કાર તો જો! તે સ્પર્શ થયેલો સમજી શકે છે, તે નાક દ્વારા વાસ લે છે, સમયોચિત ભાષણ પણ કરે છે, તે ભોજન કરે છે, નાખવાનું નાખી દે છે, ઊંઘ આવતાં સુખેથી નિદ્રા લે છે, પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે; તેમજ જે જે વખતે જે જે કર્મો કરવાનાં હોય તે કરે છે. એકએક કાર્ય તે શું ગણી બતાવું ? શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવી, આંખ મીંચવી-ઉઘાડવી ઇત્યાદિ સર્વ ક્રિયાઓ તે કરતો હોય છે; પરંતુ હે પાર્થ ! તે સદા કૃતકૃત્ય આત્મામાં પોતાપણું અનુભવી ચૂકેલો હોવાથી કોઈ પણ શુભાશુભ ક્રિયાથી લેપાતો નથી. જ્યારે તે

ભ્રાંતિરૂપી શય્યામાં ઊંઘતો હતો ત્યારે તે સ્વપ્નભાવમાં ડૂબી પોતાની જાતનું ભાન ભૂલ્યો હતો; પરંતુ હવે બ્રહ્મજ્ઞાનરૂપી જાગૃતિ આવવાથી તે કર્તા રહ્યો નથી. ( ૪૭ )

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥

શ્લોકાર્થઃ–જે મનુષ્ય ફળેચ્છા ત્યાગી સર્વ ક્રિયા બ્રહ્માર્પણ બુદ્ધિથી કરે છે, તે કમળપત્ર જેમ પાણીમાં હોવા છતાં ભીંજાતું નથી, તેમ ( કર્મ કરવા છતાં તજ્જન્ય ) પાપોથી લિપ્ત થતો નથી. ( ૧૦ )

ટીકાઃ–તેની ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે ખરી, પરંતુ દીપકના પ્રકાશથી કરાતાં કાર્યો જેમ દીપકને બંધનકારક થતાં નથી અથવા તો જે પ્રમાણે કમળ જળમાં હોવા છતાં ભીંજાતું નથી, તે પ્રમાણે જ્ઞાની સર્વ કર્મો કરતો હોવા છતાં પણ કર્મબંધનોથી બંધાતો નથી. ( ૫૦ )

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ॥ ११ ॥

શ્લોકાર્થઃ–યોગી માત્ર શરીર, મન, બુદ્ધિ અને ઇંદ્રિયોથી ફલાસક્તિ છોડીને આત્મશુદ્ધિને માટે કર્મો કરે છે. ( ૧૧ )

ટીકાઃ–જે કર્મમાં બુદ્ધિનું નામ પણ હોતું નથી અને જે કામમાં મનનો અંકુર પણ ઊઠતો નથી એવો જે વ્યાપાર તે 'દેહવ્યાપાર' છે. આ કરતાં પણ વિશેષ સ્ફુટ કરીને સમજાવું છું કે, જે પ્રમાણે નાના બાળકના વ્યાપાર મન કિંવા બુદ્ધિના અભાવસહિત થાય છે, તે પ્રમાણેજ યોગીઓના દેહવ્યાપાર પણ થાય છે. આ પ્રકારે પંચતત્ત્વથી બનેલું શરીર જ્યારે નિદ્રાગ્રસ્ત હોય છે, ત્યારે મન એકલુંજ સ્વપ્નવ્યાપાર કરે છે. હે અર્જુન ! વળી આ એક બીજો ચમત્કાર સાંભળ વાસનાની શક્તિ એટલી બધી છે કે, તે દેહને ખબર પણ ન પડવા દેતાં મનને સુખદુઃખ ભોગવાવે છે. આ પ્રમાણે ઇંદ્રિયોનો ઉપયોગ થયા વિના જે વ્યાપાર થાય છે, તે માત્ર મનનોજ વ્યાપાર જાણવો. યોગી લોકો આ મનોવ્યાપાર પણ કરે છે, પરંતુ તેઓ તે કર્મથી બંધાતા

નથી; કારણ કે તેમણે દેહના અહંકારનો ત્યાગ કરેલો હોય છે. જે વખતે એકાદ મનુષ્યનું મન ભ્રમિત થયેલું હોય છે કિંવા ભૂતનું વળગણ વળગેલુ હોય છે ત્યારે તેની ઇંદ્રિયોના સર્વ વ્યાપાર અવ્યવસ્થિતજ હોય છે; અને તેની સાથે મનબુદ્ધિનો સંબંધ નહિ હોવાથી જ્યારે ભ્રમનો નાશ થાય છે, ત્યારે તેનું સ્મરણ પણ રહેતું નથી. સામે આવેલા માણસને તે દેખી શકે છે; કોઈ હાંક મારે તો તે સાંભળી શકે છે તથા સ્વતઃ બોલી શકે છે; પરંતુ તેનામાં જ્ઞાનનો તો અભાવજ હોય છે. (તેનું ચિત્ત સ્વસ્થાન પર હોતું નથી.) આવાં જે જે કર્મો નિષ્કારણ હોય તે તે ફક્ત ઇંદ્રિયોનાજ કર્મ તું સમજ. જે કર્મો જ્ઞાનપૂર્વક કરવામાં આવે છે, ને સર્વ બુદ્ધિના કર્મો છે એમ તું સમજ. યોગીજન અકર્તાપણાની બુદ્ધિને આગળ ગણી કર્મનું આચરણ કરે છે, તેથી તેઓ મુક્તજ હોય છે. બુદ્ધિથી લઇને દેહપર્યંત તેની બુદ્ધિમાં અહંકારની સ્મૃતિ સુધ્ધાં હોતી નથી; માટે તે કર્મ કરતો હોવા છતાં પણ શુદ્ધજ હોય છે. 'કર્મકર્તા હું છું' એવી ભાવના ન રાખતાં જે કર્મ કરે છે તેજ નિષ્કર્મ છે, એવું ગુરુ દ્વારા પ્રાપ્ત થતું તત્ત્વ ને જાણે છે. જે શબ્દોથી પ્રતિપાદન થઈ શકતું નથી તે તત્ત્વ મેં તમને કહ્યું; તેથી શાંતિરસ એટલો બધો વધી પડયો છે કે, તેનું પાત્ર ઊભરાઇ ગયું છે અને તે બહાર ઢોળાઇ જાય છે. એ શાંતિરસ સાંભળવાને અધિકારી કોણ છે? નાશવંત વિષયસુખમાંઆસક્તિરૂપી દારિદ્રય જેનું નષ્ટ થયું છે એવો જે વૈરાગ્યસંપન્ન થાય છે તેજ. (પછી શ્રોતાઓ જ્ઞાનેશ્વરને કહે છે) "અરે, આ વિષય તો પૂરો કરો. કથાની સંકલના તોડી ન નાખો. મનથી સમજવુ જે કઠિન છે અને યત્ન કરવા છતાં પણ જે બુદ્ધિને પ્રાપ્ત થતું નથી; તે તત્ત્વ દૈવની અનુકૂળતાથી તમે અમને કહ્યું. જે બોલી શકાતું નથી તે જ્યારે શબ્દો દ્વારા વ્યક્ત થયું, ત્યારે હવે બીજું શું જોઇએ? પરંતુ એ વાત હવે રહેવા દઇ કથા કહી સંભળાવો." શ્રોતાઓની આવી ઉત્કટ ઇચ્છા જોઈને નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર બોલ્યાઃ—જે બે જણનો સંવાદ તમે આટલી વાર સાંભળ્યો તે વિષે મનન

કરી પુનઃ તેજ સાંભળો. પછી શ્રીકૃષ્ણ પાર્થ પ્રત્યે બોલ્યા-પૂર્ણ બ્રહ્મનિષ્ઠનાં ચિહ્નો કેવાં છે તે હું કહું છું, તે તરફ બરાબર લક્ષ આપ. (૭૦)

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबद्धयते ॥ १२ ॥

શ્લોકાર્થઃ-આત્મનિષ્ઠ પુરુષ કર્મફળનો ત્યાગ કરી ચિત્શાંતિ મેળવે છે અને આત્મનિષ્ઠ ન હોય એવો પુરુષ વાસનાથી પ્રેરિત થઇ ફલાસક્ત થવાથી બદ્ધ થાય છે. (૧૨)

ટીકાઃ-જે આત્મજ્ઞાનથી પરિપૂર્ણ હોય છે અને કર્મફળપરથી જેની આસક્તિ ઊઠી ગઇ હોય છે, તેનેજ શાંતિ વરમાળા આરોપે છે. હે અર્જુન! અન્ય માણસો ફલાસક્તિરૂપી ગાંઠથી ફલોપભોગની ખૂંટી સાથે સજ્જડ બંધાઈ જાય છે. (૭૨)

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

શ્લોકાર્થઃ-પરમાર્થજ્ઞાનયુક્ત પુરુષ મનથી સર્વ કર્મોનો ત્યાગ કરીને આ નવ દ્વારવાળા દેહરૂપ નગરમાં કાંઇ પણ નહિ કરતાં તથા કાંઇ પણ નહિ કરાવતાં આનંદથી રહે છે. (૧૩)

ટીકાઃ-જે પુરુષ કર્મફળની ઇચ્છા રાખનારની પેઠેજ સર્વ કર્મો કરે છે, પરંતુ તે કર્મોનો 'હું કર્તા નથી' એમ સમજીને તેનો ત્યાગ કરે છે તે પુરુષની યોગ્યતા તે શી વર્ણવવી? તે પુરુષ જ્યાં જ્યાં દૃષ્ટિ નાખે છે, ત્યાં ત્યાં સૃષ્ટિ સુખમય બની જાય છેઅને તે જે કાંઇ કહે છે તે બોધરૂપ બની રહે છે. માત્ર ફળની ઇચ્છાનો ત્યાગ કર્યો એટલે નવ દ્વારયુક્ત દેહમાં રહેવાં છતાં પણ તે તેમાં ન રહેવા બરાબરજ છે; એટલે તેને માટે સર્વ કર્મો કરવા છતાં પણ તે ન કરવા સમાનજ છે. (૭૫)

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

શ્લોકાર્થઃ-ઈશ્વર જીવનાં કર્મો, તેનું કર્તાપણું અને ફળોના સંબંધને ઉત્પન્ન કરતો નથી; પરંતુ એ સર્વે માયાનોજ ખેલ છે. (૧૪)

ટીકાઃ—ઈશ્વર પણ ખરી રીતે અકર્તા હોઇને તેનામાં માયાનું આરોપણ કરવાથીજ જગતનો કર્તા કહેવાય છે; પરંતુ એમ કહેવાથી તે કોઈ પણ જાતનાં કર્મથી લિપ્ત થતો નથી; કારણ કે તે ઉદાસીન હોવાથી કોઇ પણ કર્મ તેને સ્પર્શ કરી શકતું નથી. તેની યોગનિદ્રાનો જરા પણ ભંગ થયા વિના અને તેનું અકર્તાપણું જરા પણ ઘટ્યા વિના તે મહાભૂતોના પ્રચંડ સમુદાયો ઉત્પન્ન કરી દે છે. પ્રાણીમાત્રમાં તે રહેલો છતાં તે કશામાં બંધાજ સમાઇ ગયેલો નથી અને આ જગત ઉત્પન્ન થાય છે તથા લયને પ્રાપ્ત થાય છે તેનું ભાન સુધ્ધાં તેને હોતું નથી. (૭૯)

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥

શ્લોકાર્થઃ—ઈશ્વર કોઇનું પાપ અને પુણ્ય પોતાના શિર પર લેતો નથી; પરંતુ જ્ઞાન એ અજ્ઞાનથી આવૃત થયેલું હોવાને લીધે સર્વ જીવો મોહમાં પડે છે. (૧૫)

ટીકાઃ—પાપ અને પુણ્ય તેની પાસે હોવા છતાં તે તેને જોતો નથી અને તેનો સાક્ષી સુધ્ધાં થતો નથી. તો પછી બીજી તે વાતજ શી કરવી ? તે દેહની સાથે ખેલે છે, પરંતુ તેથી તેનું નિરાકારપણું ખંડિત થતું નથી. તે ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે એમ જેઓ બોલે છે, તે અજ્ઞાનને લીધેજ બોલે છે. (૮૨)

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥

શ્લોકાર્થઃ—જેમનું એ અજ્ઞાન આત્મજ્ઞાન વડે નષ્ટ થયું છે, તેમનું તે સૂર્યસમાન ઉજ્જ્વળ જ્ઞાનજ પરબ્રહ્મનો પ્રકાશ કરે છે.

ટીકાઃ—આ અજ્ઞાન જ્યારે સમૂળું નષ્ટ થઈ જાય છે, ત્યારે ભ્રાંતિરૂપી તિમિરનો નાશ થાય છે. આમ થતાં ઈશ્વરનું અકર્તાપણું સ્પષ્ટ દેખાઈ આવે છે અને 'હું પણ સ્વભાવતઃ મૂળથીજ અકર્તા છું' એમ તે માને છે. આમ જ્યારે ચિત્તમાં વિવેકનો પ્રકાશ પડે છે, ત્યારે તેને આ ત્રિલોકમાં ભેદ જેવું કશું જણાતું નથી અને તે સ્વાનુભવ દ્વારા સર્વ જગતને મુક્તજ સમજે છે. પૂર્વ દિશામાં સૂર્યોદય થતાં બીજી દિશાઓનું તિમિર

પણ નષ્ટ થઈ જાય છે; તેમ ચિત્તમાં વિવેકનો ઉદય થતાં અજ્ઞાનરૂપી અંધકારનો સર્વ સ્થળેથી નાશ થાય છે. (૯૧)

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

**શ્લોકાર્થ**:–તે પરબ્રહ્મમાંજ જેમની બુદ્ધિ રમમાણ થઇ છે, તેજ તેમનો આત્મા છે; તેનામાંજ જેમની પૂર્ણ નિષ્ઠા છે, જે તત્પરાયણ–બ્રહ્મપરાયણ થયા છે અને આત્મજ્ઞાન વડે જેમનાં સર્વ પાપો ધોવાઇ ગયાં છે, તે જન્મમરણની ઘટમાળમાંથી છૂટે છે. (૧૭)

**ટીકા**:–આત્મજ્ઞાનમાં જેની બુદ્ધિ સ્થિર થઈ રહી છે અને જે પોતાને બ્રહ્મસ્વરૂપ માને છે, તેમજ જે રાત્રિદિવસ બ્રહ્મપરાયણ થઇને પોતાની બ્રહ્મસ્થિતિ પૂર્ણપણે કાયમ રાખે છે, તેને આવું સર્વવ્યાપક જ્ઞાન પ્રાપ્ત થતાં સર્વ પ્રત્યે સમદૃષ્ટિ ઊપજે એ કહેવાની જરૂરજ નથી. આવા પુરુષો પોતાનીજ પેઠે સર્વ વિશ્વને પણ બ્રહ્મસ્વરૂપ માને એમાં શું આશ્ચર્ય છે? જેમ ભાગ્યવાન મનુષ્ય સામાન્ય નુકસાનથી દરિદ્રી બની જતો નથી, જેમ વિવેક ભ્રાંતિને ઓળખતો સુધ્ધાં નથી, જેમ સૂર્ય સ્વપ્નમાં પણ અંધકારને જોતો નથી, જેમ અમૃત મૃત્યુની વાર્તા કદી પણ સાંભળતું નથી, જેમ ચંદ્ર ઉષ્ણતાને જાણતો સુધ્ધાં નથી; તેમ જ્ઞાનીને પણ પ્રાણીમાત્રમાં ભેદ દેખાતો નથી. (૯૨)

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥

**શ્લોકાર્થ**:–જ્ઞાતા–આત્મનિષ્ઠ પુરુષ વિદ્યાવિનયવાળા બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન અને ચાંડાલનમાં બ્રહ્મબુદ્ધિથીજ જુએ છે.

**ટીકા**:–પછી આ મશક (મુસલમાન ભિસ્તીઓ જેનાથી પાણી ભરે છે તે ચામડાનું પાત્ર) છે અને આ ગજરાજ છે, આ બ્રાહ્મણ છે અને આ અંત્યજ છે; આ મારો પુત્ર છે અને આ અન્યનો છે; એવો ભેદભાવ તેનામાં રહેતો નથી. આ અને આ કતગે; આ મોટો અને આ નાનો; એવો

તેની બુદ્ધિમાં આવતો નથી. જાગ્રત પુરુષને સ્વપ્ન ક્યાંથી આવે? જ્યાં દેહમાં હું પણું રહ્યું હશે, ત્યાંજ ભેદભાવ દેખાશે. જ્યાં ભેદભાવ સર્વાંશે નષ્ટ થયો છે, ત્યાં ભિન્નતા શાની હોય? (૯૫)

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥**

**શ્લોકાર્થઃ**–જેનું મન સમત્વમાં સ્થિર થયું છે, તે આ લોકમાં જન્મ અને મરણને જીતી લે છે. બ્રહ્મ દોષરહિત અને સમાન હોવાથી ઉક્ત પુરુષ બ્રહ્મમાં સ્થિત થાય છે. (૧૯)

**ટીકાઃ**–નિરંતર જેની દૃષ્ટિ સર્વત્ર સમાન છે, તે સ્વતઃજ અદ્વિતીય બ્રહ્મ છે અને એજ સમદૃષ્ટિનું ઉત્તમ લક્ષણ છે. જેણે વિષયસંગ છોડયો નથી અને ઇંદ્રિયોને દંડ દીધો નથી, પણ વાસનારહિત થઈ અકર્તૃત્વનો અનુભવ લીધો છે; જેણે લોકાશ્રયથી વર્તી સર્વ લૌકિક વ્યવહાર કરવા છતાં લૌકિક દશામાં રહેલા અજ્ઞાનનો પરિત્યાગ કર્યો છે, તે પુરુષ, પિશાચ જેમ સર્વ લોકોમાં હોવા છતાં દેખાતો નથી, તે પ્રમાણે શરીરધારી હોવા છતાં લોકોથીઓળખાતો નથી. પવન પાણીમાંજ ઉછાળા મારે છે, પરંતુ તેને જ પ્રમાણે બીજા લોકો પાણીથી ભિન્ન 'તરંગ' એવું નામ આપે છે; (૧૦૦) તે પ્રમાણે જેનું મન સર્વત્ર સમતાને પ્રાપ્ત થયું છે, તેનું શરીર અને નામ બીજા લોકોના જેવુંજ હોવા છતાં તે સાક્ષાત્ બ્રહ્મજ છે. ભગવાન કહે છે કે, હે અર્જુન! હવે જે પુરુષને આવી સમદૃષ્ટિ થઇ હોય છે, તેનાં લક્ષણો સંક્ષેપમાં કહું છું, તે સાંભળ. (૨)

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**–જેની બુદ્ધિ સ્થિર થઇ છે, જેનું સર્વ અજ્ઞાન નષ્ટ થયું છે અને જે બ્રહ્મમાં સ્થિર થયો છે, એવો બ્રહ્મવેત્તા પુરુષ ઇષ્ટવિષય પ્રાપ્ત થયા છતાં સુખ માનતો નથી અને અપ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં દુઃખી થતો નથી. (૨૦)

**ટીકાઃ**–જે પ્રમાણે મૃગજળના પૂરથી પર્વત ઘસડાઇ જતો નથી, તેમ પ્રિય કિંવા અપ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં જે

તેનાથી વિકાર પામતો નથી, તેજ ખરો સમદષ્ટિવાળો છે. શ્રીહરિ કહે છે કે, "હે અર્જુન ! આવો સમદષ્ટિનું તત્ત્વ જાણનારો પુરુષ પોતેજ બ્રહ્મરૂપ છે." (૪)

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**–જે પુરુષનું મન બાહ્ય વિષયમાં આસક્ત હોતું નથી તેનેજ આત્માના સુખની પ્રાપ્તિ થાય છે; અને એવો બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થયેલો મનુષ્ય અક્ષય સુખ મેળવે છે. (૨૧)

**ટીકાઃ**–જે આત્મસ્વરૂપને છોડી કદીપણ ઇંદ્રિયાધીન થતો નથી, તે વિષયોનું સેવન ન કરે તો એમાં આશ્ચર્ય પણ શું હોય? આત્મસુખની પૂર્ણતાને લીધે તેનું અંતઃકરણ સ્વાભાવિકજ સંતુષ્ટ હોય છે, માટે તે બહાર પગ કાઢતોજ નથી. (ઇંદ્રિયોતરફ તેનું મન વળતું નથી.) જે ચકોર પક્ષીએ ચંદ્રવિકાસી કમળપત્રમાં ઉત્તમ ચંદ્રકિરણોનું ભોજન કર્યું હોય છે, તે શું રેતી ખાશે કે? હવે વિષયસુખમાં કોણ ફસી જાય છે તેનો પણ કૌતુકને ખાતર વિચાર કરી જો. (૯)

**ये हि संस्पर्शजो भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**–કેમકે હે અર્જુન! ઇંદ્રિયો અને વિષયોના સંબંધથી થનારા જે ભોગ (સુખાનુભવ) તે સર્વ ઉત્પત્તિ અને નાશને આધીન હોવાથી દુઃખનાંજ કારણ છે; માટે જ્ઞાની પુરુષો તેમાં રમમાણ થતા નથી. (૨૨)

**ટીકાઃ**–જે પ્રમાણે દરિદ્રી માણસ બહુ ભૂખ્યો થવાથી અનાજનાં છોડાં સુધ્ધાં ખાઈ જાય છે, તે પ્રમાણે જેણે આત્મસ્વરૂપનો અનુભવ લીધો નથી, તેજ માણસ ઇંદ્રિયો દ્વારા મળતાં સુખમાં આસક્ત થાય છે. જે પ્રમાણે તૃષાતુર હરણો ભ્રમથી ખરા પાણીને ભૂલીને મૃગજળની પાછળજ દોડી જાય છે, તે પ્રમાણે જેણે આત્મસુખનો અનુભવ લીધો નથી તેનેજ વિષયસુખ સારું લાગે છે. વિષયમાં સુખ નથીજ, તથાપિ ક્ષણભર માની લઇએ કે, વિષયમાં સુખ છે; તો પછી વિદ્યુતથી

થતા ચમકારાના પ્રકાશથી જગતનો વ્યાપાર શા માટે ન ચાલે? જો પવન, વર્ષા અને ઉષ્ણતાનું નિવારણ વાદળોની છાયાથીજ થઈ જાય, તો પછી ત્રણ મજલાનાં ઘરો બાંધવાનું પ્રયોજન શું? વછનાગને જે પ્રમાણે મિષ્ટ કહેવું એ પણ અજ્ઞાનજ છે, તે પ્રમાણે વિષયમાં સુખ છે એમ કહેવું તે પણ અજ્ઞાનજ છે. ભૌમગ્રહને 'મંગળ'ની સંજ્ઞાથી ઓળખવા છતાં વસ્તુતઃ તે મંગળકારક નથી; કિંવા મૃગજળને જળ કહેવા છતાં તે વાસ્તવિક જળ નથી. તે પ્રમાણે વિષયોપભોગમાં સુખ છે એમ કહેવું વ્યર્થ છે. નાગની ફેણની છાયા ઉંદરને ક્યાંસુધી સુખાવહ થશે વારુ? હે અર્જુન! ગળની સાથે લગાડેલા માંસને મત્સ્ય જ્યાંસુધી મોં લગાડતું નથી, ત્યાં સુધીજ ઠીક છે; તે પ્રમાણે વિષયસુખનો જ્યાંસુધી અનુભવ લીધો નથી ત્યાંસુધીજ સારું છે. હે કિરીટિ! જો વિરક્તની દૃષ્ટિથી વિષયસુખને જોવામાં આવે તો તે પાંડુરોગથી થયેલી પુષ્ટના જેવું વૃથા લાગે છે. (પાંડુરોગી અશક્ત હોવા છતાં પણ પુષ્ટ જેવો દેખાય છે.) માટે વિષયોપભોગમાં જેને સુખ કહેવામાં આવે છે, તે આદિથી લઇને અંતપર્યંત દુઃખ, દુઃખ અને દુઃખજ છે, એમ તું સમજ. બિચારા મૂર્ખજનોને તેનું સેવન કરવા સિવાય બીજો માર્ગજ સૂઝતો નથી. તેનું હાર્દ ન સમજવાને લીધેજ તેમનાથી વિષયોપભોગમાં ફસી જવાય છે. પરુમાં રહેનારા કીડાને પરુની ઘૃણા કદી આવી છે કે? વિષયરૂપી કાદવમાંના દેડકા અથવા વિષયોપભોગરૂપી મત્સ્ય જેવાં પ્રાણીઓ વિષયસુખનો પરિત્યાગ શી રીતે કરી શકે? જો જીવ વિષયોમાં વિરક્તિ ધારણ કરે તો પછી જેટલી દુઃખયોનિઓ છે તે શું નિરર્થક ન થઈ જાય? તેમજ પછી ગર્ભવાસાદિ સંકટ તથા જન્મમરણના કષ્ટથી ભરપૂર માર્ગે કોણ ચાલશે? જો વિષયાસક્ત પુરુષ વિષયોને છોડી દે, તો પછી મહાપાપો ક્યાં રહેશે અને જગતનું નામ જૂઠું નહિ થઈ જાય? એટલા માટે જે વિષયો દ્વારા થતાં દુઃખનેજ સુખ માને છે, તે સર્વ અજ્ઞાન એ 'સત્ય જ્ઞાન છે' એમ તે અજ્ઞાની મનુષ્યો લોકોને બતાવે છે. માટે હે અર્જુન! વિચારી જોતાં વ્યક્ત

થાય છે કે, વિષયસુખ એ અનિષ્ટનું મૂળ છે; માટે તું કદી ભૂલે-ચૂકે પણ એ માર્ગે જઇશ નહિ. વિરક્ત પુરુષ વિષયસુખ નેવિષ સમાન ગણી દૂરથીજ તેનો ત્યાગ કરે છે અને તે નિઃસ્પૃહ હોવાથી વિષયોનાં સુખરૂપી દુઃખ તેને પ્રિય લાગતાં નથી. (૨૮)

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

શ્લોકાર્થઃ-દેહપતન પૂર્વે આ લોકમાં જે પુરુષ કામ-ક્રોધથી ઉત્પન્ન થયેલા વેગને સહન કરવાને સમર્થ થાય છે, તેજ યોગી છે અને ખરો સુખી પણ તેજ છે. (૨૩)

ટીકાઃ-જેમને અંતરમાં આત્મસુખનો લાભ થયો છે, તે તો વિષયોની વાત સુધ્ધાં જાણતા નથી; પરંતુ આ આત્મસુખનો ઉપભોગ લેવાની રીત જુદી છે. પક્ષી ફળ પર ચંચુપ્રહાર કરે છે ત્યારે ત્યાં ભોક્તા, ભોગ્ય વસ્તુ અને ભોગ, એ ત્રિપુટી હોય છે; પરંતુ આત્મસુખનો અનુભવ લેનાર તો ભોક્તૃત્વ સુધ્ધાં વીસરી જાય છે. આત્મસુખનો ઉપભોગ લેવાને માટે જે એક પ્રકારની વૃત્તિ ઉત્પન્ન થાય છે, તે અહંકારનો નાશ કરે છે અને પછી દૃઢતાથી સુખને આલિંગન દે છે. અને તે આલિંગનની ઉત્સુકતામાં પોતેજ સુખરૂપ બની જાય છે. જે પ્રમાણે પાણીમાં પાણી ભળી જવાથી તેમાં ભિન્નતા દષ્ટિગોચર થતી નથી, કિંવા આકાશમાં વાયુ બંધ પડયા પછી આકાશ અને વાયુ એવો ભેદ નષ્ટ થાય છે; તે પ્રમાણે આત્મસુખનો અનુભવ લેનારની વૃત્તિ અને આત્મા એકસ્વરૂપજ બની જઈ તેમાંથી સુખ, સુખ અને સુખ સિવાય અન્ય કોઈ પણ વસ્તુની ઉત્પત્તિજ થતી નથી. આ પ્રમાણે જ્યારે દ્વૈતભાવનો નાશ થઇ એકત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે આ એકત્વને જાણનાર સાક્ષી તે વળી અન્ય કોણ હોય? (૩૫)

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥
लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

શ્લોકાર્થ:-જે યોગી અંતરમાં સુખી છે, કૃતકૃત્ય બની આત્મસ્વરૂપમાં સ્થિત થયો છે અને જેના હૃદયમાં બ્રહ્મનો પ્રકાશ થયો છે, તે બ્રહ્મસ્વરૂપ બની શાંત બ્રહ્મમાંજ નિર્વાણ પામે છે. જેનાં પાપો નષ્ટ થયાં છે, જેનો દ્વૈતભાવ નિર્મૂળ થાયો છે, જેણે પોતાનું અંતઃકરણ જીત્યું છે અને જે સર્વ પ્રાણીમાત્રના હિતને માટે તત્પર હોય છે; એવો ઋષિ અવશ્ય બ્રહ્મનિર્વાણને પામે છે.

ટીકા:-માટે એ સર્વ રહેવા દઈશું; કારણ કે અનુભવ સિવાય ન કહી શકાય એવી વાત કહેવાથી શો ફાયદો? આત્મસ્વરૂપને અનુભવનારજ તેનાં લક્ષણો સમજે છે. આત્મસુખથી જે પરિપૂર્ણ હોય છે, જે સ્વસ્વરૂપમાં નિમગ્ન રહે છે, તે મારા સ્વરૂપને પામેલા છે અને બ્રહ્માનંદના સાક્ષાત્ અવતારજ છે, એમ હું સમજું છું. તેઓ આનંદના અંકુર અને આત્મબોધનાં ક્રીડાસ્થાનજ છે. તેઓ વિચારોનું નગર અને પરબ્રહ્મનો સ્વભાવ છે; એટલુંજ નહિ પરંતુ બ્રહ્મવિદ્યાના અલંકારરૂપજ છે. તેઓ સત્ત્વનું પણ સત્ત્વ છે અને ચૈતન્યનું સ્વરૂપ છે. મહારાજ જ્ઞાનદેવ આવા પુરુષનું વર્ણન કરવાના પૂર્ણ જોશમાં હતા, એટલામાં શ્રીગુરુ નિવૃત્તિનાથ બોલ્યા કે, "એ વાત હવે રહેવા દે. એવા પુરુષોનું તું કેટલુંક વર્ણન કરીશ? તું જ્યારે સાધુ પુરુષોની સ્તુતિ કરવા લાગે છે ત્યારે તને મુખ્ય કથાનું સ્મરણ રહેતું નથી અને અન્ય પ્રસંગોનું વર્ણન કર્યા કરે છે; પરંતુ હવે એ વર્ણન રહેવા દે અને ગીતાર્થરૂપી દીપક પ્રકટાવીને સાધુજનોનાં હૃદયમંદિરમાં મંગલદાયક જ્ઞાનનો પ્રકાશ કર." આ પ્રમાણે નિવૃત્તિનાથ ગુરુનો ઈસારો થતાં જ્ઞાનદેવજી બોલ્યાઃ-કૃષ્ણ શું બોલ્યા, તેનુંજ વર્ણન હવે સાંભળો. હે અર્જુન! જેણે આત્મસુખના જળાશયમાં તળિયા સુધી ડૂબકી મારી છે, તેઓજ સ્થિર થઇને આત્મસ્વરૂપ બન્યા છે; કિંવા જે આત્મના નિર્મળ પ્રકાશથી પોતામાંજ વિશ્વને જુએ છે, તે દેહધારી હોવા છતાં પણ પરબ્રહ્મ છે. જે વિષયોની ઇચ્છાથી રહિત હોય છે, તેજ ખરેખરા, અત્યુત્તમ, અવિનાશી અને અમ-

યતિ એવા બ્રહ્મસુખના અધિકારી થાય છે. આ સુખ યતિ-ઓને માટેજ રાખી મૂકવામાં આવ્યું હોય છે, વિરક્તને ભાગેજ આ સુખ આવે છે અને તે નિઃસંદેહ જીવોને માટેજ નિરંતર પરિપક્વ થઈ રહ્યું છે. (૪૭)

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

શ્લોકાર્થઃ–જે કામક્રોધરહિત હોય, જેણે ચિત્તને સ્વાધીન કર્યું હોય તથા જે આત્મસ્વરૂપને જાણતો હોય, એવો યોગી જીવતાં તેમજ દેહાંત પછી પણ શાંત બ્રહ્મસ્વરૂપજ હોય છે. (૨૬)

ટીકાઃ–જેમણે પોતાનાં મનને વિષયોથી ઉપરામ કરી જીત્યાં હોય છે, તેઓ અનાત્મભાવમાં નિદ્રિત થયા પછી નિઃસંશય પુનઃ જાગ્રત થતા નથી. (તેઓની વિષયો તરફ ચાહના ઉત્પન્ન થતી નથી.) હે પાંડુકુમાર! તેવા પુરુષજ આત્મજ્ઞાનીઓના ધ્યેય–કૈવલ્ય પરબ્રહ્મપદને પામે છે. તે આવા શી રીતે થાય છે અને દેહમાં રહેવા છતાં બ્રહ્મત્વ શી રીતે પ્રાપ્ત કરે છે, એ પ્રશ્નો તું પૂછીશ; માટે હું તને સંક્ષેપમાં કહી સંભળાવું છું. (૨૬)

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

શ્લોકાર્થઃ–શબ્દાદિક બાહ્ય વિષયોને બહાર રાખી (હૃદયમાંથી દૂર કરી), ભ્રૂકુટિમાં દષ્ટિ સ્થાપન કરી, નાસિકામાં સંચરનાર પ્રાણાપાન વાયુને સ્થિર કરી, ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને પોતાને સ્વાધીન કરી, ઇચ્છા, ભય તથા ક્રોધને નષ્ટ કરી, જે યોગી મોક્ષપરાયણ બને છે તેને સદા મુક્તજ જાણવો. (૨૭,૨૮)

ટીકાઃ–વૈરાગ્યની સહાયથી વિષયોને બહાર કાઢી જે અંતરમાં પોતાનું મન એકનિષ્ઠ કરે છે, ઇડાપિંગલાને છોડી સુષુમ્ણામાં પ્રાણ લાવી, લલાટચક્રમાં સ્વરૂપ તરફ દષ્ટિ પાછી ફેરવી તેને સ્થિર કરે છે; ડાબાજમણા નાસિકાદ્વારમાં શ્વાસ ઘેરી પ્રાણ અને અપાનવાયુને એકત્રિત કરી ચિત્તને ન

શમાં લાવે છે; પછી ગંગા જે પ્રમાણે રસ્તામાંનાં સારાંનઠારાં સર્વ પ્રકારનાં પાણીને ખેંચી જઇ, સમુદ્રમાં એક કરી નાખે છે અને પછી એ પાણી અલગ કરી શકાતાં નથી, તેજ પ્રમાણે હે અર્જુન! જ્યારે ચિદાકાશમાં પ્રાણના નિરોધથી મનનો લય થાય છે, ત્યારે વાસનાનો વિચાર પણ આપોઆપજ લોપ થાય છે. વળી ત્યારે મનરૂપી પટપર આલેખાયલું સંસારરૂપી ચિત્ર પણ આપોઆપ ફાટી જાય છે. જેમ સરોવર સુકાઈ ગયા પછી તેમાં પ્રતિબિંબ દેખાતું નથી, તેમ જ્યાં અંતઃકરણનોજ લોપ થઇ જાય છે, ત્યાં અહંકારાદિ રહીજ શી રીતે શકે? માટે જે એકવાર બ્રહ્માનંદમાં નિમગ્ન થયો ને પછી શરીરધારી હોય તો પણ બ્રહ્મસ્વરૂપ છે. (૧૭)

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

શ્લોકાર્થઃ—સર્વ યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વ લોકનો મહેશ્વર અને સર્વ ભૂતોનો હિતકર્તા એવો જે પ્રભુ તે હુંજ છું; એમ જે જાણે છે તે શાંતિને પ્રાપ્ત થાય છે. (૨૯)

ટીકાઃ—કેટલાક લોકો જીવંત દશામાંજ બ્રહ્મ બની રહે છે, એમ હું પૂર્વે કહી ગયો છું, તે આ યોગમાર્ગે ચાલવાથીજ તેવી દશાને પ્રાપ્ત થયા હોય છે. આવા લોકો યમનિયમના પર્વતો ઓળંગી ગયા હોય છે અને અભ્યાસના સાગરને તરી ગયા હોય છે. આવા લોકોજ ઉપાધિરહિત થઇ, પ્રપંચનું ખરું સ્વરૂપ સમજી, સ્વતઃ સત્ય બ્રહ્મસ્વરૂપ બની રહે છે. આ પ્રમાણે જ્યારે શ્રીકૃષ્ણે યોગયુક્તિ પ્રદર્શિત કરી, ત્યારે અર્જુન માર્મિક જ્ઞાતા હોવાથી તેને ઘણો ચમત્કાર લાગ્યો. અર્જુનની આવી સ્થિતિ જોઈ તેના મનનો ઉદ્દેશ જાણી લઇ શ્રીકૃષ્ણ પાર્થ પ્રત્યે હાસ્યયુક્ત વદને બોલ્યાઃ—મેં જે તને કહ્યું તે પરથી તારું ચિત્ત પ્રસન્ન શા માટે થયું વારુ? ત્યારે અર્જુને પ્રત્યુત્તર આપ્યોઃ—હે દેવ! સામાના મનના વિચારો જાણી લેનારના આપ શિરોમણિ છો; માટે આપે મારા મનનો અભિપ્રાય સારી રીતે જાણી લીધો છે. હે દેવ! હું જે આપને વિચારપૂર્વક પૂછવાનો

હતો તે આપે અગાઉથીજ જાણી લીધું છે, માટે હવે આપ જે કાંઇ કહો તે વિશેષ સ્પષ્ટતાપૂર્વક કહેજો. બાકી યોગશાસ્ત્રનો જે માર્ગ આપે બતાવ્યો તે ઊંડા પાણીમાં તરી જવા કરતાં છીછરા પાણીમાંથી જવા જેવો સુલભ છે. વળી જ્ઞાનયોગ કરતાં અષ્ટાંગયોગ અમારા જેવા નિર્બળોને માટે વિશેષ સુગમ છે. તે યોગ કાલાવધિએ સાધ્ય થાય તેવો હશે, તો પણ હે દેવ! તે યોગ એકવાર પુનઃ કહી બતાવો. ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ—તને એ યોગ ઠીક લાગતો હોય તો તે કહેવામાં મારું શું જાય છે? હે અર્જુન! તું જે પ્રમાણે સાંભળે છે, તેજ પ્રમાણે આચરે છે; માટે મારે ન્યૂનતા શા માટે રાખવી? પ્રથમ તો માતાનું દયાળુ ચિત્ત અને તેમાં સ્વબાલક નિમિત્ત થયું, એટલે પછી તેના સ્નેહની અદ્ભુતતા કોણ વર્ણવી શકે? તે સ્નેહને કારુણ્યરસની વૃષ્ટિ કિંવા અદ્ભુત સ્નેહની સૃષ્ટિજ કહીશું તો પણ ચાલશે. અસ્તુ. ભગવાનની કૃપાદૃષ્ટિનું વર્ણન કરવાનું કોનામાં સામર્થ્ય છે? તે દૃષ્ટિ અમૃતરસથી પરિપૂર્ણ થઇ, કિંવા પ્રેમરસ પીને ઉન્મત્ત થઈ કે કોણ જાણે કેમ થયું? તે અર્જુનના પ્રેમપાશમાં એવી સપડાઈ ગઇ કે, તેમાંથી પછી બહાર નીકળવાની તેનામાં શક્તિજ રહી નહિ. આ સંબંધમાં જે કાંઈ વિસ્તાર કરીશું તે વિષયાંતરમાં ગણાશે; અને તો પણ શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સ્નેહનું પૂરું વર્ણન તો શબ્દો દ્વારા થઈ શકશેજ નહિ. તે અર્જુન પર અત્યંત મોહિત થઈને કહે છે કે, "હે અર્જુન! જે જે પ્રકારે તારા મનને બોધ થાય, તે તે પ્રકારે વિનોદસહિત હું તને યોગમાર્ગ બતાવીશ. યોગનાં નામો શાં શાં છે, તેના ઉપયોગ કયા કયા છે અને તેનું આચરણ કરવાને માટે કોણ કોણ અધિકારી છે, એવી જે જે બાબતો ઉચિત હશે, તે સર્વ હું તને કહી સંભળાવીશ." એમ કહી શ્રીહરિએ જે જે વાતો સંભળાવી તેનું વર્ણન આવતા અધ્યાયમાં આવે છે. નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, દ્વૈતને કાયમ રાખી શ્રીકૃષ્ણે અર્જુનને જે યોગ કહ્યો તે હું સ્પષ્ટ કરીને કહી બતાવું છું. (૧૮૦)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां पंचमोऽध्यायः ॥५॥



# અધ્યાય ૬ ઠ્ઠો—આત્મસંયમયોગ

પછી સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યો—હે રાજા! હવે ભગવાન યોગ સંબંધે પોતાનો જે અભિપ્રાય પ્રદર્શિત કરે છે તે સાંભળો. નારાયણે અર્જુનને જ્ઞાનરસની ભૂખ ભાગીને પારણાં કરાવ્યાં એવા પ્રસંગે આપણે પણ અતિથિ થયા. એ ભાગ્યનું મહત્ત્વ શી રીતે વર્ણવી શકાય? જે પ્રમાણે તૃષાતુર મનુષ્ય પાણીથી ભરેલુ પાત્ર હોઠ આગળ લાવે અને મોઢે માંડતાંજ તેને પાણીને બદલે અમૃત મળી જાય, અથવા એકાદ મૂલ્યવાન વસ્તુ થોડામાંજ મળી જાય, તેમ આજે તમને અને મને સહજમાં પરમાત્મતત્ત્વ પ્રાપ્ત થયું છે; પરંતુ ધૃતરાષ્ટ્ર સંજય પ્રત્યે બોલ્યો.—હું તને બ્રહ્મરસને માટે કાંઇ પૂછતો નથી. આ પરથી સંજયે જાણી લીધું કે ધૃતરાષ્ટ્રનું મન તો માત્ર પોતાના પુત્રની હકીકત સાંભળવાને ઉત્કંઠિત થયું છે. આથી તે વિસ્મિત થઈ બોલ્યો કે, રે, રે! આ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પુત્રવાત્સલ્યથી કેવળ ઘેલો થયો છે, નહિ તો અત્યાર સુધીનો કૃષ્ણાર્જુનનો ઉત્તમ સંવાદ એને રુચે નહિ? પરંતુ એ સંવાદની મધુરતા એ શું જાણી શકે? જે જન્મથીજ અંધ છે, તે સૌંદર્યને શી રીતે જાણી શકે? આમ જાણી સંજય વધારે બોલ્યો નહિ; પરંતુ તે પોતે શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદથી અતિ સંતુષ્ટ થયો. હવે તે મર્યાદાથી ધૃતરાષ્ટ્રને પોતાનું કથન પોતાના અભિપ્રાય સહિત કહી બતાવશે. ક્ષીરસાગરનું મંથન કરતાં જે પ્રમાણે અમૃતની પ્રાપ્તિ થઈ હતી, તે પ્રમાણે ગીતાનો છઠ્ઠો અધ્યાય ઉત્તમ છે અને તે બુદ્ધિના વિકાસને માટે બહુજ જાણવા યોગ્ય છે. એ અધ્યાય ગીતાના સારરૂપ છે અને વિવેકરૂપી સમુદ્રનો સામો

કાઢો છે; અથવા જાણે યોગસંપત્તિનો ભંડારજ ખૂલ્યો હો
તે પ્રમાણે લાગે છે. જે આદિમાયાનું વિશ્રાંતિસ્થાન ઃ
જેના સંબંધમાં વેદને પણ મૌન ધારણ કરવું પડે છે અ
જેની સહાયથી ગીતારૂપી વલ્લીને અંકુર ફૂટયા છે તે છ
અધ્યાય સર્વ અલંકારાદિ સાહિત્યનાં અંગોથી પરિપૂર્ણ ઃ
એ અધ્યાયનું હું વર્ણન કરું છું તે ચિત્ત દઇને સાંભળો; એ
જ્ઞાનેશ્વર મહારાજ સંતોને પ્રાર્થના કરે છે. મારા શબ્દો છેક
પ્રાકૃત છે; પરંતુ તે એવા મીઠા લાગશે કે અમૃતને પણ હરાવ
દેશે. આ શબ્દોની મૃદુતા આગળ સપ્ત સ્વર દ્વારા થતો આન
પણ ન્યૂન લાગશે; કિંવા તેની મિષ્ટતાનો આસ્વાદ લેવાને મા
કાનમાંજ જિહ્વા ફૂટી નીકળશે અને ઇંદ્રિયો પરસ્પર કલહ કરવ
લાગશે. કલહ શા માટે કરશે ? તેનો પ્રત્યુત્તર એ છે કે, શબ્
વિષય કાનનો હોવા છતાં જિહ્વા કહેશે કે, એ રસ મારો છે; અ
નાકને પણ ભ્રમ થશે કે, એ શબ્દવિષય નથી, પરંતુ ગંધવિષ
છે; એટલે તે કહેશે કે, એ મારોજ છે. વળી હાવભાવ જોઈ આંખ
પણ એમ લાગવા માંડશે કે, એ શબ્દ નથી, પરંતુ રૂપની ખાણ
છે. જ્યારે શબ્દોની સંકલના ગોઠવાઈ વાક્યો બહાર પડશે, ત્યા
ઇંદ્રિયોને પાછળ રાખી મનજ આગળ થશે; અને પોતાના બા
પ્રસારી તે વાક્યને આલિંગન દેવાને દોડશે. આ પ્રમાણે સવ
ઇંદ્રિયો પોતપોતાના સ્વભાવ પ્રમાણે ખટપટ કરશે, પરંતુ શબ્
તો સર્વને સમાન રીતે શાંત કરશે. જે પ્રમાણે સૂર્ય એકલે
સર્વ જગતના વ્યવહારને પ્રવૃત્ત કરે છે, તે પ્રમાણે શબ્દન
વ્યાપ્તિ પણ અતિ વિશાળ અને અલૌકિક જાણજો. જેઓ તેને
અર્થ સમજે છે, તેમને તો તેમાં ચિંતામણિ સમાન ગુણો દ
ખાય છે. આ શબ્દોનાં મોટાં મોટાં પાત્રો બનાવી તેમાં મોક્ષ
રસ પીરસીને નિષ્કામી જનોને માટે આ ગ્રંથરૂપી ઉજાણી
આપવામાં આવી છે. આ ઉજાણીમાં પ્રકાશને માટે જેઓ નિત
નવી આત્મજ્યોતિની મશાલ બનાવી, તેના પ્રકાશમાં ઇંદ્રિયોને
સમજ પડવા દીધા વિનાજ પીરસેલાં પકવાનોનું સેવન કરશે
તેમનેજ ખરો લાભ થશે; માટે હવે શ્રવણનું સાધન જે કાન તેના

થી ત્યાગી શ્રોતાએ મન દ્વારાજ ઉપભોગ લેવો. પ્રથમ શબ્દરૂપી છાલ કાઢી નાખી, તેમાંનું જે તત્ત્વ તે બ્રહ્મસ્વરૂપ થઇ જઈ, પછી સુખેથી સુખની મિષ્ટતાનો આસ્વાદ લેવો. મન જ્યારે આટલું સૂક્ષ્મ થશે, ત્યારેજ આ બોધનો બરાબર ઉપયોગ થશે; નહિ તો સર્વ કથા મૂંગાએ કહી અને બહેરાએ સાંભળી એમજ થશે. પરંતુ હવે આ વાત બંધ રાખીશું. શ્રોતાની ચિકિત્સા કરવાનો આ સમય નથી. જેઓ સ્વભાવથીજ નિષ્કામ હોય તેજ આ ઉજાણીના અધિકારી છે. જેમણે બ્રહ્મજ્ઞાનની પ્રીતિને લીધે સ્વર્ગ અને સંસારને ઓવારી નાખ્યાં છે, તેમના સિવાય બીજાને આ શબ્દોની રસિકતા સમજાશે નહિ. જેમ કાગડો ચંદ્રનાં શાંત કિરણોનો ઉપભોગ લઇ શકતો નથી, તેમ પ્રાકૃત જનો આ ગીતાર્થનો રસ લઇ શકતા નથી. જેમ માત્ર ચકોર પક્ષીજ ચંદ્રકિરણોનો ઉપભોગ લઈ શકે છે, તેમ નિષ્કામીઓનેજ માટે ગીતાગ્રંથ આનંદનું સ્થાન છે. અજ્ઞાનીઓને તો એ પરગામ સમાન ભાસે તેમ છે. આ વિષય પર પ્રસંગાનુસાર હું જે કાંઇ બોલ્યો તેની સજ્જનોએ ક્ષમા કરવી.

હવે શ્રીરંગે અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો તે વિષેજ વર્ણન કરીશ. એ ઉપદેશને બુદ્ધિ પણ ક્વચિતજ સમજી શકે છે. માટે મારાથી પણ તેનું વર્ણન મહામુશ્કેલીએ થાય તો થાય; પરંતુ શ્રીગુરુ નિવૃત્તિ મહારાજના કૃપાદીપકના પ્રકાશથી સમજીનેજ હું બોલીશ. ગુરુકૃપાનું ઐશ્વર્ય શી રીતે વર્ણવવું? એના વડેજ ઇંદ્રિયાતીત વસ્તુ દષ્ટિ સિવાયજ દેખી શકાય છે. જો દૈવયોગે પારસમણિ હાથ આવે, તો જે સુવર્ણ કીમિયાગરોને પણ મળતું નથી, તે લોખંડમાંથીજ પ્રાપ્ત થાય છે; તેજ પ્રમાણે જો ગુરુકૃપા થાય તો પ્રયત્ન કરતાં શું ન સિદ્ધ થઈ શકે? જ્ઞાનદેવ કહે છે કે, આવી જે સદ્‌ગુરુની કૃપા તે મારા પર પૂર્ણ છે. તેથીજ હું બોલીશ અને નિરાકાર વસ્તુ સુગમ કરી બતાવીશ; અને જે વસ્તુ ઇંદ્રિયાતીત છે, તેને ઇંદ્રિયભોગ્ય બનાવી દઇશ. યશ, લક્ષ્મી, ઔદાર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય, એ છ ગુણો જે શ્રીકૃષ્ણમાં વાસ કરે છે અને તેથીજ જેને ભગવાન

કહેવામાં આવે છે તથા જેણે સર્વ સંગનો પરિત્યાગ કર્યો છે, તે પોતાના મિત્ર પાર્થ પ્રત્યે બોલ્યા કે, હવે ચિત્ત દઈને સાંભળો.

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १॥

શ્લોકાર્થઃ—જે અગ્નિનું સેવન અને વિહિત કર્મો કરતો નથી, તેજ કેવળ સંન્યાસી અને યોગી છે એમ નથી; પરંતુ જે કર્મનાં ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી વિહિત કર્મો કરે છે, તેજ સંન્યાસી અને યોગી છે. (૧)

ટીકાઃ—શ્રીકૃષ્ણ કહે છેઃ—હે પાર્થ! યોગી અને સંન્યાસી એકબીજાથી ભિન્ન છે, એમ માનીશ નહિ; કારણ કે થોડો વિચાર કરતાં તે એકજ છે એમ સમજાય છે. માત્ર નામોજ બે છે, પરંતુ વાસ્તવમાં ભેદ નથી; માટે જે યોગ છે તેજ સંન્યાસ છે. જે પ્રમાણે એકજ માણસને જુદાં જુદાં નામોથી બોલાવવામાં આવે છે; કિંવા જુદાજુદા માર્ગોથી એકજ સ્થળે પહોંચાય છે; અથવા એકજ પાણી જુદાંજુદાં પાત્રોમાં ભરવાથી જળમાં ભેદ થતો નથી; તેજ પ્રમાણે સંન્યાસ અને યોગમાં ભેદ નથી. હે અર્જુન! જે પુરુષ કર્મો કરીને તેનાં ફળની ઇચ્છા રાખતો નથી, તેનેજ આ જગતમાં સર્વની બુદ્ધિથી યોગી સમજવામાં આવે છે. પૃથ્વી વૃક્ષાદિકોને ઉત્પન્ન કરવા માટે કંઈ અહંકાર દાખવતી નથી અને તેમાંથી ઉત્પન્ન થનારા ફળની પણ ઇચ્છા રાખતી નથી; તેજ પ્રમાણે પોતાની સ્થિતિ અને પ્રકૃતિને અનુરૂપ જે જે કર્મો કરવાનો પ્રસંગ જે જે કાળે આવે, તે સર્વ યથાવિધિ કરવા છતાં પોતામાં કર્તાપણાની બુદ્ધિ ઉત્પન્ન થવા દેતો નથી; તેમજ પોતાના ચિત્તને ફળની આશા પ્રતિ વળવા દેતો નથી. હે પાર્થ! જે પુરુષ આવો હોય તેજ સંન્યાસી છે અને તેજ યોગી છે. આવી નિષ્કામતા ઊપજ્યા વિના જે કોઈ વિહિત કર્મોને પ્રતિબાધક સમજી તેનો ત્યાગ કરે છે અને પછી પાછો પ્રકૃતિને વશ થઇ અન્ય કર્મો કરવાને પ્રવૃત્ત થાય છે, તે એક લેપ ધોઇ નાખી બીજો લેપ લગાડવા જેટલી વ્યર્થજ ખટપટમાં પડે

છે અને વ્યર્થ પીડા ભોગવે છે. ગૃહસ્થાશ્રમનો બોજો પ્રથમથીજ સર્વનાં શિર પર લાદવામાં આવેલો હોય છે; પરંતુ જે ગૃહસ્થાશ્રમના ધર્મ ન પાળતાં વગર અધિકારેજ સંન્યાસ ગ્રહણ કરે છે, તે એક ભારને ફેંકી દઈ તરતજ બીજો બોજો પરવશપણે પોતાના શિરપર લે છે. શ્રૌતસ્માર્ત હોમાદિ કર્મોનું આચરણ છોડ્યા વિના અને કર્મોની મર્યાદાનું ઉલ્લંઘન કર્યા વિના, યોગસુખની પ્રાપ્તિ એવા જ્ઞાની યોગીઓને સહજજ થાય છે. (૫૧)

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**—હે અર્જુન! જ્ઞાતાઓ જેને સંન્યાસ કહે છે તેને પણ તું યોગજ સમજ, કારણ કે સંકલ્પનો સંન્યાસ (ત્યાગ) કર્યા વિના કોઇથી યોગી થઈ શકાતુંજ નથી. (૨)

**ટીકાઃ**—સાંભળ, જે સંન્યાસી છે તે યોગીજ છે, એવો એકવાક્યતાનો ધ્વજ આ જગતમાં અનેક શાસ્ત્રોએ ફરકાવ્યો છે. જે પુરુષમાં ત્યાગવૃત્તિથી સંકલ્પનો લોપ થાય છે, તેનેજ યોગનો સાર જે બ્રહ્મ તે પ્રાપ્ત થાય છે, એમ અનુભવથી સિદ્ધ થયું છે.

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥**

**શ્લોકાર્થઃ**—જે મુનિને ધ્યાનયોગ પ્રાપ્ત કરવો હોય, તેને માટે વિહિત કર્માચરણજ સાધન છે; અને યોગપ્રાપ્તિ થયા પછીજ પૂર્ણત્વ પામેલા યોગીને માટે કર્મનિવૃત્તિરૂપ—શમ*—સાધન કહેલું છે. (૩)

**ટીકાઃ**—આ પ્રકારે જેને યોગરૂપી પર્વતના શિખર પર જવાની ઇચ્છા હોય તેણે કર્મનો સુલભ માર્ગ મૂકવો નહિ; આ કર્મમાર્ગે પ્રયાણ કરવાની શરૂઆત થતાં પ્રથમ તે પર્વતનાં યમનિયમરૂપી પગથિયાં ચડવાં પડે છે. પછી આસનની વાટે થઈ પ્રાણાયામરૂપી ટેકરી ઉપર જવું પડે છે; ત્યારપછી પ્રત્યાહારમાં તો નિરાધારજ જવું પડે છે. આ સ્થળે તો બુદ્ધિના

* શમ એટલે કર્મ અને કર્મફળમાં લુબ્ધ ન થવું, સર્વ સંકલ્પો તજી દેવા અને ઇંદ્રિયોના વિષયોમાં ફસાવું નહિ તે.

પગ પણ લપસી પડે છે. આ કઠિન માર્ગે પ્રયાણ કરતાં તો હઠ-યોગીઓ સુધ્ધાં પોતાની પ્રતિજ્ઞા છેવટ સુધી પાળી શકતા નથી. અભ્યાસના બળથીજ આ પ્રત્યાહારરૂપી કઠિન આકાશમાર્ગમાં તો ફક્ત વૈરાગ્યના ટેકાથીજ મનુષ્ય ધીમે ધીમે ચાલી શકે છે; વળી વાયુરૂપી અશ્વની પીઠ પર બેસીને પણ માર્ગક્રમણ કરવું પડે છે; અને તે કાર્ય ચિત્તને સ્થિર કરવાની વિસ્તૃત જગા પર આવ્યા પછી ધ્યાનમગ્ન થવાય ત્યાંસુધી ચાલુ રાખવું પડે છે. પછી જે સ્થળે સાધ્ય અને સાધક એક બની જાય છે, જે સ્થળે માર્ગક્રમણની દોડાદોડી અને પ્રકૃતિની અસ્વસ્થતા સમાપ્ત થાય છે, ત્યાં પહોંચતાંજ સર્વ પ્રવૃત્તિ બંધ પડે છે અને પાછળનું કશુંજ સ્મરણ રહેતું નથી. એવી અવિકાર ભૂમિમાં સમાધિનો લાભ થાય છે. આ ઉપાયથી જે યોગારૂઢ થાય છે તે નિઃસંશય પરિપૂર્ણ બની જાય છે. હવે આવા પુરુષનાં લક્ષણો હું તને કહું છું તે સાંભળ. (૬૧)

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

શ્લોકાર્થઃ–જ્યારે યોગી વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી અને સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે, ત્યારે તેને યોગારૂઢ કહેવામાં આવે છે. (૪)

ટીકાઃ–જેને આત્મજ્ઞાન થયું હોય છે તેનાં ઇંદ્રિયરૂપી ઘરોમાં વિષયોનું આવવુંજવું બંધ થયું હોય છે. સુખ અને દુઃખની ટક્કરોથી તેનું મન ચલિત થતું નથી, વિષયો મૂર્તિમંત થઇને તેની સમક્ષ ઊભા રહે તો પણ તેના પર તેમની અસર થતી નથી. આવા પુરુષની ઇંદ્રિયો કર્મ કરવાને પ્રવૃત્ત થતાં તેના ફળની તેના હૃદયમાં ઇચ્છા હોતી નથી. દેહના વ્યાપાર ચાલવા છતાં જે નિદ્રિતાવસ્થાવત્ ઉદાસીન હોય છે, તેનેજ ખરો યોગ સાધ્ય થયો છે, એમ તું સમજ. યોગીઓની આવી સ્થિતિ સાંભળી અર્જુન શ્રીકૃષ્ણને કહે છેઃ–હે અનંતસ્વરૂપ! આપ જે કહો છો તે સાંભળીને મને નવાઇ લાગે છે; પરંતુ એ યોગીઓને એવી યોગ્યતા કોણ આપે છે, તે મને કહો. (૬૬)

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥५॥

શ્લોકાર્થઃ—આપણે આપણા આત્માથીજ આત્માનો ઉદ્ધાર કરી લેવો; આત્માને અધોગતિએ લઈ જવો નહિ; કારણ કે આત્માજ આત્માનો હિતકર્તા અને આત્માજ આત્માનો શત્રુ છે

ટીકાઃ—ત્યારે શ્રીકૃષ્ણ હસીને બોલ્યાઃ—તારી વાત સાંભળી મને આશ્ચર્ય લાગે છે. આવી અદ્વૈત સ્થિતિમાં તે કોણ કોને શું આપી શકે? મનુષ્ય જ્યારે ભ્રાંતિરૂપી શય્યા પર પ્રબળ આજ્ઞાથી નિદ્રિત હોય છે, ત્યારે જન્મમૃત્યુનાં દુષ્ટ સ્વપ્નો ભોગવે છે. પછી અકસ્માત્ જાગ્રત થતાં તેનાં જન્મમરણરૂપી સર્વ સ્વપ્નો વ્યર્થ થાય છે અને 'હું નિત્ય ચેતનરૂપ છું' એવો તેને નિશ્ચય થાય છે. આ નિશ્ચય પણ તેને પોતાનેજ થાય છે. માટે જીવિતાવસ્થા અને મૃતાવસ્થા એ ઉભયનો આધાર તેના પોતાના પરજ છે. માટે હે ધનંજય! દેહનું વૃથા અભિમાન ધરી મનુષ્ય પોતેજ પોતાનો ઘાત કરવાને પ્રવૃત્ત થાય છે. (૭૦)

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥

શ્લોકાર્થઃ—જેણે આત્મા વડે આત્માને (શરીરના ઇંદ્રિયસમુદાયને) જીત્યો છે, તેનો આત્મા બંધુ—અર્થાત્ હિતકર્તા છે; અને જેણે આત્માને (શરીરના ઇંદ્રિયસમુદાયને) જીત્યો નથી, તેનો આત્માજ તેનો શત્રુ થાય છે. (૬)

ટીકાઃ—વિચાર કરીને અહંકાર છોડ્યો એટલે પછી આપણું મૂળ સ્વરૂપ અનુભવમાં આવે છે અને સહેજે કલ્યાણ થઈ રહે છે. જે સુશોભિત શરીરમાં અહંભાવ ધારણ કરે છે, તે કોશેટામાં રહેતા રેશમના કીડાની પેઠે પોતેજ પોતાનો શત્રુ થાય છે. હતભાગીને લાભનો પ્રસંગ આવતાં આંખ મીંચીને ચાલવાનું મન થાય અને તે લાભને ગુમાવે છે; કિંવા કોઈ મનુષ્ય 'હું ખોવાઈ ગયો છું' એવો ખોટો ભાવ ધારણ કરીને દુઃખી થાય છે; તેમ પોતાના બ્રહ્મસ્વરૂપનું ભાન ન થતાં 'હું દુઃખી છું' એવો ભાસ માણસને થાય છે; પરંતુ આથી તેનું

બ્રહ્મત્વ નષ્ટ થતું નથી. સ્વપ્નની તલવારનો પ્રહાર થતાં કોઈ ખરેખર મરે છે કે? વૃક્ષ પર દોરી બાંધીને ટાંગેલી નળીના એક છેડા પર જ્યારે પોપટ બેસે છે, ત્યારે તેના ભારથી તે ઊલટી ફરી જાય છે. આ વખતે તેણે ઊડી જવું જોઇએ; પરંતુ તે તેમ ન કરતાં 'હું પકડાઇ ગયો છું' એવી શંકા મનમાં લાવી તે નળીને છાડતો નથી. તે નિરર્થક ડોક હલાવ્યા કરે છે અને છાતીને સંકુચિત કરે છે. પછી પગ વડે જોરથી તે નળીને દાબી, ચાંચ વડે મજબૂત પકડી રાખી, બંધનથી મુક્ત થવાને માટે પોકાર કરે છે. આમ 'હું નિ:સંદેહ બંધાયો છું' એવી વૃથા સમજથી તે જાણીજોઇને પગના પંજાથી વળી વધારે બંધનમાં પડે છે. આવી રીતે અવળી માન્યતાથી નિરર્થક ફસાઇ પડે છે. તેને શું કોઈ બીજા બાંધે છે? જોઇએ તો તે પોપટને કાપી નાખો તો પણ તે નળી છોડતો નથી. માટે શ્રીકૃષ્ણે કહ્યું કે, મનમાં જેણે સંકલ્પોને, વધારી મૂકયા છે તે પોતેજ પોતાનો શત્રુ છે; અને જે વૃથાભિમાની નથી તે આત્મજ્ઞાની, અર્થાત્ પોતેજ પોતાનો મિત્ર છે. (૮૦)

> जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
> शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥
> ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
> युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

**શ્લોકાર્થ:**—જેણે પોતાના મનને જીત્યું છે અને જેના મનને પ્રસન્નતા પ્રાપ્ત થઈ છે, તેનો આત્મા પરમાત્મારૂપજ છે. જિતેન્દ્રિય, બ્રહ્મજ્ઞાન તથા આત્મસાક્ષાત્કારથી તૃપ્ત થયેલો, સ્થિર મનવાળો યોગી મૃત્તિકા, પાષાણ અને સુવર્ણને એકસરખાં સમજે છે; અને શીત, ઉષ્ણ, સુખ–દુ:ખ તથા માન–અપમાનને સમાન માને છે; તેને યુક્ત (યોગારૂઢ) કહેવામાં આવે છે. (૭,૮)

*ટીકા:*—જેણે પોતાના મનને જીત્યું છે અને જેની સર્વ વાસનાઓ શાંત થઈ છે, તેને બીજાની પેઠે પરમાત્મા દૂર હોતો નથી. સુવર્ણનો મેલ તાવીને કાઢી નાખ્યો એટલે જેમ તે ઉત્તમ સુવર્ણ બની જાય, તે પ્રમાણે મનમાંના સંકલ્પો નષ્ટ થતાં

તરતજ જીવને બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. ઘટાકાશને ઘટનો નાશ કર્યા પછી મહાકાશને મળવા માટે દૂર નથી જવું પડતું; તે પ્રમાણે દેહના ખોટા અહંકારનો નાશ થયો એટલે મનુષ્ય પરબ્રહ્મજ બની રહે છે. આવી સ્થિતિમાં શીતળતા કિંવા ઉષ્ણતા, સુખ કિંવા દુઃખ, માન અથવા અપ્રમાનનું યોગારૂઢ મનુષ્યને ભાન રહેતું નથી. સૂર્ય જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેને પ્રકાશ દેખાય છે; તે પ્રમાણે આવો મનુષ્ય સ્વતઃ બ્રહ્મસ્વરૂપ હોવાથી તેને જે જે વસ્તુ દૃષ્ટિએ પડે, તે તે સર્વે બ્રહ્મરૂપજ ભાસે છે. મેઘવૃષ્ટિની ધારા જે પ્રમાણે સમુદ્રથી અનાદર પામતી નથી, તેજ પ્રમાણે જે બ્રહ્મરૂપ બની ગયો છે, તેને શુભાશુભ કર્મો પોતાના સ્વરૂપથી ભિન્ન લાગતાં નથી. પ્રત્યક્ષ દેખાતા સંસાર સંબંધે વિચાર કરતાં, તેને સંસાર મિથ્યા ભાસે છે અને જે જ્ઞાનથી સંસારનું મિથ્યાત્વ સિદ્ધ થયું, તે જ્ઞાન પણ તેને પોતાનું સ્વરૂપજ ભાસે છે. આવો નિશ્ચય થયો એટલે હું વ્યાપક છું કે અવ્યાપક, એ વિચારો પણ આપોઆપ શમી જાય છે, કારણ કે તેનો દ્વૈતભાવ સર્વાંશે નષ્ટ થયેલો હોય છે. આવી રીતે શરીરમાં રહ્યા છતાં જેણે પોતાની ઇંદ્રિયોને જીતી છે, તેનામાં સહેજેજ બ્રહ્મત્વની યોગ્યતા આવે છે. આવો મનુષ્ય સહેજેજ જિતેંદ્રિય અને યોગી છે; કારણ કે તેનામાં અલ્પ અને મહાન એવો ભેદ નથી. તે શુદ્ધ સુવર્ણના મેરુ જેવડા પર્વતને અને મૃત્તિકાના એકાદ ઢેફાને સરખાંજ માને છે અને પૃથ્વી કરતાં પણ અધિક મૂલ્યવાન રત્નને કેવળ પાષાણ માનવા જેટલો નિરીચ્છ હોય છે. (૯૩)

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

શ્લોકાર્થઃ—સુહૃદ (પ્રત્યુપકારની આશા રાખ્યા વિના ઉપકાર કરનાર), મિત્ર (સહવાસથી પ્રેમ રાખનાર), શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ (પરસ્પર વિરુદ્ધ એવા બન્ને પક્ષનું હિત ઇચ્છનાર), દ્વેષને પાત્ર, આપ્ત, સાધુ અને પાપી, એ સર્વ પ્રત્યે જે યોગીની સમબુદ્ધિ હોય છે તે સર્વમાં શ્રેષ્ઠ યોગી છે. (૯)

ટીકાઃ—તેના અંતરમાં આ આપ્ત અને આ શત્રુ અથવા આ ઉદાસીન અને આ મિત્ર, એવી કલ્પના ક્યાંથી આવે? હું જ જગતસ્વરૂપ છું એવો જેના અંતરમાં બોધ થયો છે, તેને વળી બંધુ કોણ અને દ્વેષી કોણ? પછી હે અર્જુન! તેની દષ્ટિમાં મોટો અને નાનો એવો ભેદ ક્યાંથી હોય? પારસમણિથી થયેલા સોનાની કસોટી કરવાની શી જરૂર હોય? તે જે સુવર્ણ બનાવે છે, તે સર્વોત્તમજ હોય છે. તે પ્રમાણે તે યોગીની બુદ્ધિ નિરંતર ચરાચરમાં એકત્વનેજ અનુભવે છે. વિશ્વમાંના પદાર્થોરૂપી અલંકારો પુષ્કળ આકારના હોય છે, તો પણ તે એક પરબ્રહ્મરૂપી સુવર્ણનાજ બનેલા છે; આવું શુદ્ધ અને ખરું તત્ત્વ સમજેલા તેઓ ચિત્રવિચિત્ર રચનાઓથી ભ્રમમાં પડતા નથી. વસ્ત્ર તરફ દષ્ટિ નાખતાં જે પ્રમાણે તે તંતુમય દેખાય છે; તે પ્રમાણે તેને બ્રહ્મ વ્યતિરિક્ત જગતમાં અન્ય કાંઈ જણાતું નથી. (૧૦૦) આવી રીતે સર્વ વિશ્વને જે બ્રહ્મથી ભરેલું જુએ છે, તેજ સમબુદ્ધિવાળો છે. જેનું નામ તીર્થરાજ છે, જેનું દર્શન કરતાં અંતઃકરણમાં શાંતિ ઉત્પન્ન થાય છે, જેની સંગતિથી અહંકારવડે ભ્રમિત થયેલા પુરુષનો ભ્રમ દૂર થઈ તે બ્રહ્મસ્વરૂપ થાય છે; જેનું વચન ચેતન આપનારું છે અને જેની દષ્ટિ મહાસિદ્ધિને ઉત્પન્ન કરનારી વસ્તુ છે તથા સ્વર્ગાદિ સુખો તો જેની રમતમાત્ર છે, એવા બ્રહ્મવેત્તા મનુષ્યનું સહજ સ્મરણ કરતાં પણ તે પોતાની યોગ્યતા આપણને આપે છે. વધારે શું કહું? તેની સ્તુતિ કરતાં પણ આપણું કલ્યાણ થાય છે. (૧૦૪)

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

શ્લોકાર્થઃ—યોગીઓએ એકલાજ એકાંતમાં વાસ કરી પોતાનું મન અને પોતાનો દેહ સ્વાધીન રાખી, કોઈની પણ આશા કે કાંઈ પણ વસ્તુનો સંગ્રહ ન કરી સતત આત્મધ્યાન કરવું.

ટીકાઃ—કદી પણ અસ્ત ન થાય એવો જ્ઞાનસૂર્ય જેના હૃદયમાં ઉદય થયો છે, તે હંમેશાં બ્રહ્માનંદમાં નિમગ્ન રહે છે.

હે પાર્થ ! આવી બ્રહ્માકાર વૃત્તિવાળો પુરુષજ અદ્વિતીય છે અને તેજ ત્રણે લોકમાં અસંગ્રહી છે એમ જાણ. આ પ્રકારે શ્રીકૃષ્ણે યોગીઓનાં અદ્‌ભુત લક્ષણોને પોતાના કરતાં પણ અધિક બતાવ્યાં. જે સર્વ જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે, જે સર્વ દ્રષ્ટાઓની દૃષ્ટિનો પ્રકાશક છે, જેના કેવળ સંકલ્પથી વિશ્વની રચના થાય છે, શબ્દબ્રહ્મરૂપ વેદો પણ જેના યશનું વર્ણન કરવાને માટે પૂરતા નથી; જેના સ્વરૂપ તેજથી સૂર્ય અને ચંદ્ર જગતને પ્રકાશ આપે છે; એવા શ્રીકૃષ્ણ પ્રભુના કેટલાક ગુણ તું જાણી શકશે ? માટે હવે તેની પ્રશંસા પૂરી કરું છું. આવાં લક્ષણોથી યુક્ત એવા શ્રીકૃષ્ણ ભગવાન પણ જે સાધુઓનાં લક્ષણ વર્ણવે છે, તે હું વર્ણવી શકતો નથી; પરંતુ કાંઇ બોલવું જોઇએ, માટે બોલવાને તત્પર થયો હતો. જે બ્રહ્મવિદ્યા દ્વૈતનો નાશ કરે છે, તે જો સ્પષ્ટ કરીને કહી સંભળાવીશ, તો વહાલા અર્જુનની પ્રીતિ નાશ પામશે; એમ ધારી બ્રહ્મજ્ઞાન વિષે સ્પષ્ટ ન બોલતાં પડદાથી બોલી, અર્જુનના મનને પરસ્પર પ્રેમનો ઉપભોગ લેવાને માટે અલગ રાખ્યું. જે 'अहं ब्रह्मास्मि' ના દરવાજામાં આવી પહોંચ્યા છે અને જે મોક્ષપ્રાપ્તિને માટે આતુર થઈ રહ્યા છે, તેમની દૃષ્ટિ જો અર્જુનના બાહ્યપ્રેમને લાગશે અને કદાચ અર્જુન 'હું પણું' ભૂલી જઈ 'હું તેજ આ અને આ તેજ હું' એવો અભેદ મર્મ સમજી જઈ, તે પ્રમાણે વર્તવા લાગશે તો પછી હું એકલો શું કરીશ ? તો પછી હું કોને જોઈને મારાં નયનોને શાંત કરીશ ? કોના આગળ ફાવે તેમ બોલીશ ? કિંવા કોને આનંદપૂર્વક દૃઢ આલિંગન આપીશ ? જો અર્જુનનું અને મારું ઐક્ય થયું, તો જે મારા મનમાં ન સમાઇ શકે તેવી વાત હું કોના આગળ પ્રકટ કરીશ ? આવા આવા સંકલ્પ–વિકલ્પો કરી, શ્રીકૃષ્ણે સાધુનાં લક્ષણો વર્ણવી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને અર્જુનનું મન તે તરફ વાળ્યું. શ્રોતાઓને આ વાત અશક્ય જેવી લાગશે; પરંતુ આ વાત લક્ષમાં રાખજો કે અર્જુન એ શ્રીકૃષ્ણ ભગવાનના સુખની જીવંત પ્રતિમાજ છે. એકાદ વંધ્યા સ્ત્રીને ઘણો સમય વીતી ગયા પછી એકજ છોકરું થાય,

તો તે જ પ્રમાણે પ્રત્યક્ષ પ્રેમની પૂતળી બનીને નાચવા લાગે છે, તેવીજ આ વખતે શ્રીકૃષ્ણની સ્થિતિ થઈ. પણે યુદ્ધપ્રસંગ કેવો અને આ બ્રહ્મોપદેશ ક્યાંથી? પરંતુ એ સ્થળે ભગવાન પોતાના પ્રેમની પ્રતિમા જે અર્જુન, તેની આગળ નૃત્ય કરે છે. સાર એજ કે, અર્જુન એ શ્રીકૃષ્ણની મૈત્રીનું ઘર કિંવા સુખથી શણગારેલું મનને જોવાનું દર્પણજ હતું. અર્જુન ભક્તિરૂપી બીજ વાવવાને માટે ઉત્તમ ક્ષેત્રરૂપ હોવાથીજ તે શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાને પાત્ર થયો હતો. નવ પ્રકારની ભક્તિમાં જે સખ્ય નામની આઠમી ભક્તિ છે, તેનો અર્જુન મુખ્ય આદર્શ છે. ભગવાન પાસેજ હોવા છતાં તેનું વર્ણન ન કરતાં હું તેના સેવકનું વર્ણન કરું છું, એનું કારણ શું? કારણ એજ કે, અર્જુન ભગવાનનો લાડકો સેવક છે. એટલે તેની પ્રશંસા તેને સર્વાંશે રુચશે. જે પતિવ્રતા પોતાના પતિની પ્રેમપૂર્વક સેવા કરે છે અને પતિની પ્રીતિ સંપાદન કરે છે, તે પતિવ્રતા સ્ત્રીની તેના પતિ કરતાં પણ વિશેષ પ્રશંસા શું નથી કરવામાં આવતી? આથીજ મને અર્જુનની વિશેષ પ્રશંસા કરવાનું યોગ્ય લાગ્યું; કારણ કે ત્રિભુવનમાં તે સર્વ સૌભાગ્યને પાત્ર બની રહ્યો છે; જેના પરની પ્રીતિની ઘેલછાથી નિરાકાર અને નિરીચ્છ બ્રહ્મને પણ સાકાર બનીને તેની (અર્જુનની) સાથે સખ્ય કરવાની ઉત્કંઠા થઈ, તેની પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. ત્યારે શ્રોતાઓ બોલ્યાઃ–કેવી સુંદર વાણી! જાણે નાદબ્રહ્મ અને સૌંદર્ય પર વિજય મેળવીનેજ આવી હોય! ભાષા હો તો આવીજ હો. કેવી મધુરી જ્ઞાનરૂપી ચાંદની ચમકી રહી છે! અને કેવી ભાવાર્થરૂપી શીતળતા પ્રસરી રહી છે! શ્લોકાર્થરૂપી કમલિની કેવી સ્વાભાવિક વિકાસ પામી રહી છે! આ પ્રમાણે કથનના પ્રભાવથી શ્રોતાઓ અંતરમાં પ્રસન્ન થઇ ડોલવા લાગ્યા. તેમનાં હૃદયના આવા ભાવો જાણી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યા કે, હે શ્રોતાજનો! આ તરફ લક્ષ આપો. શ્રીકૃષ્ણરૂપી જે દિનકરે પાંડવકુળમાં પ્રકાશ પાડ્યો, તે શ્રીકૃષ્ણ કોણ છે? કેવો છે? જેને દેવકીએ પોતાના ઉદરમાં નવ મહિના રાખ્યો; યશોદાએ

અતિકષ્ટથી જેનું લાલનપાલન કીધું તે તો આખરે પાંડવનેજ ઉપયોગી થઈ પડયો. અરે! પુષ્કળ સેવા તથા વિનતિ કરવી, એટલો પ્રયાસ પણ તે ભાગ્યવાન અર્જુનને કરવો પડયો નહિ!

હવે એ વાત રહેવા દઈ કથાભાગ કહું છું, તે સાંભળો. અર્જુને લાડથી કહ્યું:—હે દેવ! આપે સંતોનાં જે લક્ષણો વર્ણ્યાં તે મારા અંગમાં વસતાં નથી. હું ખરેખર અયોગ્ય અને અપૂર્ણ છું, પણ તે છતાંયે આપના કથનથી મારામાં યોગ્યતા આવે તેમ છે. આ તમે જેમની વાત કહી તે હું સમજી શકતો નથી, તો પણ તે સાંભળવાથી તેની સ્તુતિ કરવાને મન થાય છે; તો પછી એ યોગ્યતા જેનામાં હશે તેના પોતાના આનંદનો તો પારજ શું હશે? હે પ્રભો! મારામાં આવી યોગ્યતા આવશે ખરી? ત્યારે શ્રીકૃષ્ણ હસીને બોલ્યા —હા, તને હું બ્રહ્મસ્વરૂપજ બનાવી દઇશ. પ્રાપ્તિ નથી થતી ત્યાં સુધીજ ચારે તરફ સુખની ન્યૂનતા દેખાય છે; પરંતુ તે પ્રાપ્ત થયા પછી સુખની ન્યૂનતા રહે? તેજ પ્રમાણે જે સર્વેશ્વરનો સંપૂર્ણ સેવક બને છે તે સહેજે બ્રહ્મસ્વરૂપ થઇ શકે છે. અર્જુન સુદૈવરૂપી ફળોના ભારથી કેટલો નમી ગયો છે! જે ઈશ્વર હજારો જન્મ સુધી ઈન્દ્ર પણ મળવા દુર્લભ છે, તે અર્જુનને એવા તો આધીન થઈ ગયા કે અર્જુનનો એક બોલ પણ નીચો પડવા દેતા નથી. અર્જુને યોગ્યતા પ્રાપ્ત કરવા માટે જે વાત કરી તે ઉપરથી શ્રીકૃષ્ણ ભગવાનના મનમાં વિચાર થયો કે, એની બુદ્ધિના ઉદરમાં વૈરાગ્યનો ગર્ભ રહ્યો છે, એ વાત તો નક્કીજ છે. અર્જુન એ નૂતન વૃક્ષ હોવા છતાં પણ વૈરાગ્યરૂપી વસંતને બહારથી **अहं ब्रह्मास्मि** રૂપી મોરથી પરિપૂર્ણ આચ્છાદિત થઇને ઝૂકી રહ્યો છે. માટે એને મોક્ષરૂપી ફળની તૃપ્તિ ત્વરિત થશે; કારણ કે એ વિરક્ત થયો છે. હવે અર્જુન જે જે અનુષ્ઠાન કરશે; તેનું તેને ત્વરિત ફળ મળશે; માટે જો તેને અભ્યાસ કરવાનું કહીશું તો તે તેથી હઠી જનાર નથી.

શ્રીકૃષ્ણે આમ વિચાર કરીને કહ્યું:—હે અર્જુન! હવે તને જે યોગમાર્ગ બતાવીશ તે સર્વે માર્ગોનો રાજા છે; માટે તું

તેને સાંભળ. એ યોગ એવો છે, કે જેના પ્રવૃત્તિરૂપી વૃક્ષની નીચે કૌટ્યવધિ મોક્ષફળો નજરે પડે છે. આ માર્ગના શ્રીશંકર અદ્યાપિ પ્રવાસી છે. અન્ય યોગીજનો પ્રથમ આડા માર્ગે ચાલવા લાગ્યા; પરંતુ અંતે તેમને પણ અનુભવથી આજ માર્ગ હાથ લાગવાથી તેઓ અજ્ઞાનરૂપી બીજા માર્ગો છોડી, આત્મબોધના આ સરળ માર્ગેજ ચાલવા લાગ્યા. પૂર્વે મહર્ષિઓ આ માર્ગે ચાલવાથીજ તેઓ સાધકમાંથી સિદ્ધ બન્યા હતા. તત્ત્વજ્ઞાનીઓને પણ આ માર્ગથીજ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું. આ માર્ગે ચાલવાનો વિચાર આવતાંજ તૃષા અને ક્ષુધાનો લય થઈ જાય છે અને રાત્રિદિવસનું ભાન રહેતું નથી. આ માર્ગે ચાલતાં મનુષ્ય જે ઠેકાણે પગ મૂકે છે, તે ઠેકાણે જાણે રત્નની ખાણજ ઉત્પન્ન થાય છે અને કદાચ તે આડી વાટે જાય તો પણ તેને સ્વર્ગસુખની અવશ્ય પ્રાપ્તિ થાય છે. તે પૂર્વદિશાએ આવેલા સ્થાનથી નીકળી પશ્ચિમના સ્થાને આવી પહોંચે છે. (પ્રવૃત્તિથી શરૂઆત કરી નિવૃત્તિસ્થાને આવી લાગે છે.) પરંતુ હે ધનુર્ધર ! આ માર્ગે નિશ્ચળ રહી ચાલવું જોઈએ. વળી આ માર્ગે ચાલતાં જે જે સ્થળે મનુષ્ય જાય છે, તે તે સ્થળ તે પોતેજ બની જાય છે; પરંતુ એ સૌ વાત તારા અનુભવમાં આપોઆપજ આવશે. ત્યારે અર્જુન બોલ્યો–હે દેવ! ત્યારે આપ મને યોગશાસ્ત્ર ક્યારે કહેશો? ઉત્કંઠારૂપી સમુદ્રમાં બૂડેલો જે હું, તેને આપ ક્યારે બહાર કાઢશો? શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનનાં આવાં વચનો સાંભળી બોલ્યા–હું જાતે તને મારી ઇચ્છાથી કહું છું તો પણ તું પ્રશ્ન પૂછવાની આટલી ઉતાવળ શા માટે કરે છે?

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

શ્લોકાર્થઃ–યોગીએ પવિત્ર પ્રદેશમાં પોતાનું [illegible] રાખવું. પ્રથમ દર્ભ, તેના પર મૃગચર્મ અને તેના [illegible] પાથરવું અને તે પર સ્થિર થઇ બેસવું. આ આસન [illegible] પણ નહિ અને અતિ નીચું પણ નહિ, એવું [illegible]

ટીકાઃ–હવે હું તને સ્પષ્ટતાપૂર્વક કહું [illegible]

એનો અભ્યાસ કરવામાં આવશે, ત્યારેજ તે ઉપયોગી થઈ પડશે. એવી રીતે અભ્યાસ કરવાને માટે પ્રથમ એક એવું સ્થળ શોધી કાઢવું જોઇએ કે, ત્યાં બેઠા એટલે ઊઠવાનું મનજ ન થાય અને તેને જોતાંજ વૈરાગ્યની દ્વિગુણ વૃદ્ધિ થાય. આવી જગ્યા પર પૂર્વે સત્પુરુષોનો વાસ થયેલો હોવો જોઇએ. આ સ્થળથી મનના સંતોષને સહાય મળવી જોઇએ અને ધૈર્યની વૃદ્ધિ થવી જોઇએ. વળી અભ્યાસ કરવાને ઉત્તેજન મળે અને મનને અનુભવની વરમાળા આરોપાય, એવી યોગ્યતા તે જગ્યામાં હોવી જોઈએ. હે પાર્થ ! તે સ્થળ એવું હોવું જોઈએ કે તેની નિકટ જતાં પાખંડી પુરુષને પણ તપશ્ચર્યા કરવાની ઉત્કંઠા થઈ આવે અને તેના મનમાં તે માટે આસ્થા પણ ઉત્પન્ન થાય. વળી એકાદ સકામ વાટે ચાલતાં આકસ્મિક રીતે પણ તે સ્થળે પહોંચે તો તેને ત્યાંથી જવાનું મન ન થાય. આ પ્રમાણે જેને તે સ્થળે રોકાવાની ઇચ્છા ન હોય, તેને પણ તે જગ્યા રોકીને બેસાડી દઈ તેનામાં વૈરાગ્યવૃત્તિ ઢંઢોળીને જાગ્રત કરે. એકાદ રાજા કિંવા વિલાસી પુરુષને પણ તે જગ્યા જોતાં એમજ લાગે કે, આપણું રાજપાટ અને ભોગવિલાસ છોડીને આ સ્થળે રહીએ તો ઠીક. આ પ્રમાણે જે સ્થાન ઉત્તમ અને અતિ શુદ્ધ હોય તે સ્થળે બ્રહ્માનંદનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત થાય છે. વળી સાધકે એક બીજી વાત લક્ષમાં રાખવાની એ છે કે, તે સ્થળે માત્ર સાધકની વસ્તી હોવી જોઇએ; બીજા મનુષ્યોનો વસવાટ કે આવ-જા જોઈએ નહિ. આવાં સ્થળે જેનાં મૂળો સુધ્ધાં અમૃત જેવાં મિષ્ટ હોય અને જે ફળોથી યુક્ત હોય એવાં વૃક્ષોનું ગીચ જંગલ હોવું જોઈએ. ત્યાં પગલે પગલે પાણીના ઝરા હોવા જોઇએ અને તેનું પાણી વર્ષાઋતુમાં પણ નિર્મળ રહે. આવા ઝરા પાર ઊતરવાને અને પાણી લેવાને સહેલા હોવા જોઈએ. વળી તે ઠેકાણે સૂર્યની ઉષ્ણતા સૌમ્ય હોવી જોઈએ અને સૂર્યકિરણો પ્રકાશમય હોય તો પણ તેથી તાપ ઉત્પન્ન થાય એવાં તે સખ્ત હોવાં ન જોઈએ. તે સ્થળે વાયુ મંદ અને શીતળ આવતો હોવો જોઈએ. ત્યાં બહુધા ગરબડ તો હોવીજ ન જોઈએ. વળી ત્યાં કૂતરાં ન

હોવાં જોઈએ, પરંતુ થોડાં પ્રમાણમાં પોપટ અને ભ્રમર હોવા જોઇએ. તે સ્થળે બતકો, હંસ, બેચાર ચક્રવાક પક્ષીઓ તથા એકાદ કોકિલ પણ આવીને બેસે તો ફિકર નહિ. મોર ત્યાં નિરંતર પડયાપાથર્યા ન રહેતા હોય, પરંતુ કદી કદી આવજા કરતા હોય તેની કાંઈ હરકત નથી. પરંતુ હે પાંડુકુમાર! અવશ્યમેવ આવી એક જગ્યા શોધી કાઢવી જોઇએ. વળી તે જગ્યામાં એક ગુપ્ત ગુફા અને એકાદ શિવાલય પણ હોવું જોઈએ. વળી આ ઉભયમાંથી જે આપણને પસંદ પડે તે સ્થળે બહુધા એકાંતવાસ કરીને બેસવું. આવી સર્વ સગવડો જોઈ સ્થળ પસંદ કરવું અને પછી તે સ્થળે ચિત્ત સ્થિર થાય છે કેનહિ, તે તપાસવું. મન સ્થિર થયા પછી ત્યાં આસન માંડવું. તે આસનનો પ્રકાર આ પ્રમાણે છેઃ—ઉપર સ્વચ્છ વસ્ત્રની ગડી, તેની નીચે કૃષ્ણ-મૃગનું ચર્મ અને તેની નીચે સાગ્ર દર્ભનું આસન રાખવું જોઈએ. આ આસન કોમળ, એકસરખું અને આપોઆપ એક સ્થળે રહે એવી વ્યવસ્થાપૂર્વક જોડેલું હોવું જોઈએ. આ આસન અતિ ઉચ્ચ હશે તો તેથી અંગ ડગમગ થશે; અતિ નીચું હશે તો ભૂમિદોષથી તેને પીડા થશે; માટે તેને બહુ ઊંચું કે બહુ નીચું ન રાખતાં એકસરખું રાખવું. આવી રીતે આસન યોજવું. (૮૫)

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

શ્લોકાર્થઃ—તે આસન પર બેસી, મનને એકાગ્ર કરી, ચિત્ત-ઇંદ્રિયોને જીતી, અંતઃકરણની શુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો.

ટીકાઃ—પછી તે સ્થળે મનની એકાગ્રતા કરી સદ્ગુરુનું સ્મરણ કરી, આત્મસુખનો અનુભવ લેવો. તે સ્થળે અહંભાવ નષ્ટ થઇ અષ્ટ સાત્વિકભાવ અંતર્બાહ્ય ઉત્પન્ન થાય ત્યાં સુધી આદર-પૂર્વક સદ્ગુરુનું સ્મરણ કરવું. વિષયોનું સ્મરણ સુધ્ધાં રહે નહિ, ઇંદ્રિયોની વિષયેચ્છા સર્વાંશે નષ્ટ થઈ જાય અને મનની અસ્વ-સ્થતા મટી જઇ હૃદયમાં લય થઇ જાય; આવી રીતે સહજ ઐક્ય સાધ્ય થાય ત્યાં સુધી સ્મરણ કરતા રહેવું જોઈએ. આવી રીતનો અનુભવ થયા પછીજ આસન પર બેસવું. ત્યારેજ

"શરીર શરીરને સંભાળી લે છે અને પ્રાણ પ્રાણને સંભાળી લે છે" એવી પ્રતીતિની વૃદ્ધિ થવા માંડે છે. આ સ્થળે પ્રવૃત્તિ પાછાં પગલાં ભરે છે, સમાધિ સહજ સાધ્ય થાય છે અને આસન પર બેસતાંજ સર્વ અભ્યાસ સુલભ થાય છે. (૯૧)

હવે હું આસનનું વર્ણન કરું છું તે સાંભળ. પેટને જંઘા સુધી લાવી આસન કરવું. એક પગ ઉપર બીજો પગ આડો રાખી, પગના છેડાને ગુદાસ્થાનની સાથે અડકાડી, સ્થિર અને સુદૃઢ રાખવો. જમણો પગ નીચે રાખી, તે વડે વૃષણથી ગુદાસ્થાન-પર્યંત રહેલી રેષાને વચ્ચે દબાવવી. ત્યાર પછી ડાબા પગને જમણા પગ પર સ્વાભાવિક રીતે મૂકવો. અપાનદ્વાર અને શિશ્નની વચ્ચે જે ચાર આંગળનું અંતર છે, તેની આગળપાછળની દોઢ દોઢ આંગળ જગા છોડી, મધ્યમાં રહેલી એક આંગળ જગાને, શરીરને અધ્ધર ઊચકી રાખી, પગની એડીના છેડા વતી દબાવવી. શરીરને ઊંચકી રાખ્યું છે એમ જણાવા ન દેતાં, પીઠની કરોડના અંતિમ ભાગને ઊચકવો અને બન્ને પગના ઘૂંટણને બરાબર રાખવા. પછી હે પાર્થ! એ શરીર ઘૂંટણના અગ્ર પર આધાર વિના પોતાની મેળેજ રહે છે. હે અર્જુન! આ મૂળબંધ નામક આસનનાં લક્ષણો છે. એનું જ વજ્રાસન એવું એક ગૌણ નામ છે. આવી રીતે મૂલાધારની મુદ્રા (મૂળબંધ) સાધ્ય થઈ એટલે શરીરના નીચલા ભાગનો વાયુનો રસ્તો બંધ થાય છે અને ભીતરનો અપાનવાયુ ઉપર ચડવા માંડે છે. (૨૦૦)

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥

શ્લોકાર્થઃ–સાધકે પોતે સ્થિર થઇ મસ્તક અને ગરદનને બરાબર સ્થિર રાખવાં અને નાસિકાગ્ર પર દૃષ્ટિ રાખી આમતેમ ન જોતાં યોગાભ્યાસ કરવો. (૧૩)

ટીકાઃ–પછી ડાબા પગ પર બે હાથ સહજ દડિયાને આકારે થઈ જાય છે અને સ્કંધ ઊંચી થાય છે. પછી શરીર સ્થિર રહેવાથી શિરકમળ અંદર પેસે છે અને આંખની પાંપણો મીંચાવા લાગે છે. ઉપરની પાંપણો નીચે આવે છે અને નીચલી

પાંપણો પ્રફુલ્લિત થવાથી મોટી થાય છે. એમ થવાથી આંખો અર્ધી ઉઘડેલી અને અર્ધી મીંચાયલી રહે છે. આવી રીતે દૃષ્ટિ અંદરની અંદર રહે છે અને બહુ બહાર આવે તો નાસિકાગ્ર સુધીજ આવે છે. દૃષ્ટિ અંદરની અંદર કાયમ થઈ પુનઃ બહાર આવતી નથી તેથી તે નાસિકાગ્ર પર સ્થાયી થાય છે. આથી અન્ય દિશા તરફ જોવાની કિંવા સૌંદર્ય જોવાની ઇચ્છા આપોઆપ બંધ થાય છે. પછી ગળાની નળી અંદર પેસી જાય છે અને હડપચી ગળાની નીચેના ખાડાને અડકે છે તથા છાતીને સુદૃઢ રીતે દાબી રાખે છે. પછી કંઠમણિ અદૃશ્ય થઇ જાય છે. આવી રીતે જે મુદ્રા બને છે તેને 'જાલંધર બંધ'' કહેવામાં આવે છે. નાભિ ફૂલી આવે છે, પેટ સપાટ થઈ જાય છે તથા હૃદયકોષ ભીતર પ્રસરે છે. હે અર્જુન !ગુદાદ્વારના ઉપરના ભાગમાં અને નાભિના નીચેના ભાગમાં આ પ્રમાણે જે મુદ્રા બને છે, તેને 'ઉડ્ડિયાન બંધ' કહેવામાં આવે છે. (૨૧૦)

**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥**

**શ્લોકાર્થ**:—યોગીએ અંતઃકરણ શાંત રાખી, નિર્ભય બની, બ્રહ્મચર્યવ્રત પાળી, મનઃસંયમ કરી, મારું ચિંતન કરી અને મારે પરાયણ બની ધ્યાનસ્થ રહેવું. (૧૪)

**ટીકા**:—ઉપર કહ્યા મુજબ શરીરના બાહ્ય અંગથી અભ્યાસક્રમ શરૂ થયો, એટલે આંતરિક મનોવિચારનું બળ નષ્ટ થાય છે અને મનોવિકાર આપોઆપ નિર્મૂળ થાય છે. ક્ષુધા ક્યાં ગઈ અને નિદ્રાનું શું થયું તેનું સ્મરણ સુધ્ધાં રહેતું નથી. 'મૂળબંધ'થી રોકાયલો અપાનવાયુ પાછો ફર્યો, એટલે તે સહેજે ઉપર જઇને આંતરડાંને ફુલાવે છે. તે ક્ષોભ પામી બળવત્તર થાય છે અને જ્યાં જ્યાં અટકે છે ત્યાં ત્યાં અવાજ કરે છે અને જઇ જઇને મણિપૂરચક્ર (નાભિકમલમાં રહેલા ચક્ર)ની સાથે અથડાય છે. પછી આવી રીતે નિરોધ પામેલો વંટોળિયો પેટમાં ચારેગમ દોડાદોડ કરીને જ્યાં ત્યાં ખળભળાટ કરી મૂકે છે; અને બાલ્યાવસ્થાથી સંચિત થયેલા દુર્ગંધી મળને બહાર કાઢવાનો પ્રયાસ

કરે છે. આ વાયુ પેટમાંજ દોડાદોડ કરીને અટકતો નથી; પરંતુ કોઠામાં પ્રવેશે છે અને પિત્ત-કફનો નાશ કરે છે. તે સપ્તધાતુની ખાણ ઓળંગી જાય છે, મેદના પર્વતો તોડીને ચૂર્ણ કરી નાખે છે અને હાડમાંસના રસને ચોટેલી મજ્જાને બહાર કાઢી નાખે છે. પછી તે નાડીઓને છૂટી પાડે છે, અવયવોને શિથિલ કરે છે અને સાધકના હૃદયમાં ભીતિ ઉત્પન્ન કરે છે; પરંતુ આથી જરા પણ બીવું જોઇએ નહિ. તે વ્યાધિ ઉત્પન્ન કરે છે અને તરતજ તેનો નાશ કરે છે. વળી તે જળતત્ત્વવાળા અને પૃથ્વીતત્ત્વવાળા (રસવાળા અને શુષ્ક પદાર્થોને) એકત્ર કરી દે છે. (૨૨૦)

પરંતુ હે અર્જુન! એટલામાં બીજી તરફ શું બને છે, તે હવે આપણે જોઈશું. પ્રથમ આસનની ઉષ્ણતાથી કુંડલિની નામની શક્તિ જાગ્રત થાય છે. જે પ્રમાણે નાગણનાં લાલચોળ બચ્ચાંઓ ગૂંચળાં વળીને સૂતાં હોય, તે પ્રમાણે કુંડલિની સાડાત્રણ આંગળ આડાં ગૂચળાં વાળીને નીચું મોં કરી નિદ્રિત થયેલી હોય છે. તે વિદ્યુલ્લતાનાં કંકણ કિંવા અગ્નિજ્વાલાની ઘડી અથવા ઘસીને ચકચકિત કરેલા સુવર્ણના વેઢની પેઠે નાભિસ્કંધની નીચે મૂળબંધની ઉપર લપાઇને બેઠેલી હોય છે; પરંતુ તે 'મૂળબંધ'ની ચીમટી લાગવાથી જાગ્રત થાય છે. જાણે નક્ષત્ર ખરી પડ્યું ન હોય! કિંવા જાણે સૂર્ય આસનભ્રષ્ટ ન થયો હોય! તે પ્રમાણે ચકચકાટ મારતી, કિંવા જાણે પ્રકાશનાં બીજને અંકુરજ ફૂટ્યો હોય તેવો ઝગઝગાટ કરતી કુંડલિની આળસ મરડી, પોતાનાં ગૂંચળાંઓ સીધાં કરી, નાભિકમળ પર વેલની પેઠે ઊભી રહે છે. તે સાહજિક રીતેજ ઘણાં દિવસોથી ક્ષુધાતુર હોય છે, તેમાં વળી તેને જાગ્રત કર્યાનું નિમિત્ત થયું, એટલે તે મુખ ફાડીને આવેશસહિત બરાબર સીધી ઊભી રહે છે. હે કિરીટિ! પછી તે હૃદયકમળની નીચે ભરાયેલા પવનને જોરથી ખાઈ જાય છે. એ પછી મુખમાંની જ્વાળા દ્વારા ઉપરનીચેના માંસાદિકના ગ્રાસ કરી તેને ખાવા માંડે છે. જે ઠેકાણે માંસ હોય તેનો તો તે સહજ ગ્રાસ કરે છે અને પછી શેષ રહેલા ભાગોનો પણ ગ્રાસ કરે છે. ઊર્ધ્વ ભાગોના મળનું શોધન કરે

છે; પછી પગનાં તળિયાં અને હાથની હથેળીનું શોધન કરે છે; અને પ્રત્યેક અંગ–ઉપાંગ તથા પ્રત્યેક સાંધાની જડતી લઇ નાખે છે. પોતાની મૂળ જગા ન છોડતાં તે નખમાંનું સત્ત્વ પણ કાઢી નાખે છે અને ત્વચાનું ક્ષાલન કરી, અસ્થિ તથા શિરાઓને એકત્ર કરી નાખે છે. ત્યારપછી તે અસ્થિની નળીઓમાંના રસને બહાર લાવી શિરામાંના ગર્ભને શુષ્ક કરી નાખે છે. આથી બહારના વાળનાં મૂળ કપાઈ જાય છે. ત્યારપછી તે સપ્તધાતુના સાગરમાં પોતાની તૃષાની નિવૃત્તિ કરે છે અને શરીરના પ્રત્યેક ભાગને તદ્દન શુષ્ક કરી નાખે છે. નાસિકાદ્વારમાંથી નીકળીને પ્રાયઃ બાર આંગળના વિસ્તારમાં જ વાયુ પ્રસરે છે, તેની ગળચી પકડીને તેને અંદર ઘુસાડી દે છે. આ વખતે પ્રાણ અને અપાન એ ઉભય પ્રકારના વાયુ આકુંચિત થાય છે, પ્રાણ અપાનને દાબી રાખે છે અને આ ઉભયના આલિંગનસ્થળે પણ માત્ર ચક્રોના પડદાજ અવશિષ્ટ રહે છે. પ્રાણ અને અપાન, એ ઉભય વાયુ તેજ વખતે એકત્ર થઇ જવાનો સંભવ છે; પરંતુ કુંડલિની ક્ષણભર ગભરાઈને તે ઉભયને કહે છે કે, તમે પાછા જાઓ, અહીંયાં તમારું શું કામ છે? હે અર્જુન! સાંભળ. તે શરીરમાંના સર્વ પૃથ્વીમય (જડ) ભાગને સ્વાહા કરી જાય છે અને લેશ પણ અવશિષ્ટ રહેવા દેતી નથી. વળી તેજ પ્રમાણે તે સર્વ જળમય ભાગને પણ લૂછીને ચાટી જાય છે. આ રીતે તે બે ભૂતોને ખાઈ, તૃપ્ત થયા પછી સૌમ્ય થઈ, સુષુમ્ણા નાડીની પાસે શાંતપણે રહે છે. તે સ્થળે તૃપ્તિના આવેશમાં તે મુખ દ્વારા જે લાળને ઓકી નાખે છે, તે લાળરૂપી અમૃતના યોગથી પ્રાણનું સંરક્ષણ થાય છે. તેમાંનો વિષરૂપી અગ્નિ બહાર નીકળી જાય છે અને શરીરનો સર્વ દાહ શાંત થાય છે. આથી શરીરમાંથી પૂર્વે જતું રહેલું સામર્થ્ય પુનઃ આવવા માંડે છે, નાડીની પ્રવૃત્તિ બંધ થાય છે અને વાયુના સર્વ વ્યાપારો અટકી પડે છે; જેથી શરીરના ધર્મ શાંત થઇ જાય છે. ઇડા અને પિંગલા એક થઇ જાય છે, ત્રણે ગ્રંથિ પડી જાય છે અને છયે ચક્રની કળીઓ ખૂલે છે. પ”

અને સૂર્ય નામક વાયુ તો શોધ્યાજ જડતા નથી; બુદ્ધિનું તેજ વિરમે છે અને નાકમાં શેષ રહેલો સુગંધી વાયુ કુંડલિની સાથે સુષુમ્ણામાં પ્રવેશે છે. તે વખતે ભ્રૂકુટિચક્રમાં આવેલો ચંદ્રામૃતનો તળભાગ ધક્કા વાગવાથી ધીમે ધીમે વાંકો થાય છે અને તેમાંનું અમૃત કુંડલિનીના મુખમાં પડવા લાગે છે. આથી તે અમૃતરસથી પ્રપૂર્ણ થઇ સમસ્ત શરીરમાં અમૃત પ્રસારે છે અને આ અમૃત પ્રાણવાયુની સહાયથી સર્વત્ર ફેલાઇ જાય છે. તપ્ત કરેલા મૂસમાંથી મીણ નષ્ટ થયા પછી જે પ્રમાણે રેડેલા રસથી તે મૂસ પ્રપૂર્ણ થઈ જાય છે (મૂસનો આકાર રસને પ્રાપ્ત થાય છે) તેજ પ્રમાણે તે શરીર એટલું તેજસ્વી બને છે કે જાણે મૂર્તિમંત તેજનો અવતાર થયો ન હોય! ઘણી વાર એમ બને છે કે, સૂર્ય અભ્રદળથી આચ્છાદિત થઇ જાય છે; પરંતુ જ્યારે તે આચ્છાદન નીકળી જાય છે, ત્યારે તે પૂર્વની પેઠે પ્રકાશવા લાગે છે; તેજ પ્રમાણે શરીર પર ત્વચાનું નિરર્થક ઢાંકણ હોય છે તે જ્યારે છાલની પેઠે નીકળી જાય છે, ત્યારે તે શુદ્ધ સ્ફટિક જેવું અથવા રત્નરૂપ બીજને ફૂટેલા અંકુર જેવું તેજસ્વી દેખાય છે. તેના પ્રત્યેક અવયવની કાંતિ અપૂર્વ તેજને ધારણ કરે છે. જાણે સંધ્યાકાળના આકાશના રંગમાંથી તે શરીર બનાવ્યું ન હોય! કિંવા આત્મચૈતન્યના તેજની પ્રતિમાજ ગોઠવી દીધી ન હોય! કિંવા કુંકુમથી ભરેલી મૂર્તિ અથવા આત્મરસથી પ્રપૂર્ણ મૂર્તિમંત શાંતિજ ન હોય! એવી શોભા તે શરીર ધારણ કરે છે. તે આનંદરૂપી ચિત્તનો રંગ કિંવા પરબ્રહ્મસુખનું સ્વરૂપ અથવા સંતોષરૂપી વૃક્ષનો છોડવો છે કે શું, એવો તેનો ભાસ થાય છે. તે શરીર સુવર્ણચંપાની પૂર્ણ વિકસિત કળી કિંવા અમૃતનું પૂતળું અથવા મૃદુતાનો ભંડારજ હોય તેમ ભાસે છે. જે પ્રમાણે શરદઋતુની પૂર્ણિમાનાં શાંતિપ્રદ ચંદ્રબિંબો શોભે છે, કિંવા મૂર્તિમંત તેજ આસનારૂઢ થઈ શોભે છે, તે પ્રમાણે કુંડલિની જ્યારે અમૃતપ્રાશન કરે છે, ત્યારે તેનું શરીર અત્યંત તેજથી પ્રકાશવા લાગે છે. અરે! આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે શરીરથી યમ સુધ્ધાં ડરે છે; વૃદ્ધાવસ્થા

પાછાં પગલાં ભરે છે; તારુણ્યનો મદ લુપ્ત થાય છે અને પુનઃ બાલ્યાવસ્થા પ્રાપ્ત થાય છે. વયમાં તે બાળક જેવડોજ લાગે છે; પરંતુ અતિશય પરાક્રમ કરે છે અને તેનામાં અનુપમ ધૈર્ય હોય છે. જાણે સુવર્ણવૃક્ષને નવા મોર આવી નિત્ય નવી નવી રત્નકળીઓ ફૂટતી ન હોય! તે પ્રમાણે તે પુરુષને નવા નવા નખો નીકળે છે અને તે સતેજ દેખાય છે. તેને દાંત પણ નવીન આવે છે, પરંતુ તે અતિશય સૂક્ષ્મ હોય છે અને જાણે બન્ને બાજુએ રત્નપંક્તિજ શોભતી ન હોય તે પ્રમાણે તે પ્રકાશે છે. સર્વાંગે રોમનાં અગ્રો સૂક્ષ્મ માણિકય–પાંખડીઓની પેઠે સતેજ દેખાય છે; હાથપગનાં તળિયાં કમળવત્ રક્ત દેખાય છે અને આંખના ડોળા સ્વચ્છ તથા તેજસ્વી દેખાય છે. વધારે શું વર્ણન કરીએ ? જે પ્રમાણે મોતી પરિપક્વદશાને પ્રાપ્ત થતાં ફૂલવાથી છીપમાં માતાં નથી તેથી છીપના સાંધા તૂટી જાય છે, તે પ્રમાણે દષ્ટિ પાંપણની વચ્ચે ન માતાં તે દૂર સુધી પહોંચી બહાર નીકળી પડતી હોય એમ દેખાય છે. તે દષ્ટિ અર્ધીજ હોય છે, પરંતુ ગગનમંડળને વ્યાપ્ત કરી દે છે. હે અર્જુન! સાંભળ. તેના દેહની સુવર્ણ જેવી કાંતિ થાય છે અને તે વાયુ જેવું હલકું હોય છે; કારણ કે તેમાં પાણી અને પૃથ્વીનો ભાગ રહેતો નથી. પછી તેને સમુદ્રપારની વસ્તુઓ દેખાય છે; તે સ્વર્ગમાં ચાલતી મસલતો પણ સમજી શકે છે અને મૂંગાના મનના ભાવ પણ સમજી શકે છે. તે વાયુરૂપ અશ્વ પર સવાર થઈ શકે છે, પાણી પર ચાલી શકે છે અને એ રીતે પ્રસંગાનુસાર તેને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પ્રાણવાયુનો હસ્ત ગ્રહણ કરી, હૃદયાકાશનાં પગથિયાં કરી, સુષુમ્ણાને દાદરેથી હૃદયમાં આવેલી અને જીવાત્માને શોભા આપનારી જે કુંડલિની જગદંબા, તે જગદ્બીજનો ગર્ભ જે જીવ તે પર આચ્છાદન કરે છે. તે નિરાકાર બ્રહ્મની સાકાર મૂર્તિ, પરમાત્મા શિવનું સંપુટ અને ૐકારની તો સાક્ષાત જન્મભૂમિજ છે. વધારે શું કહેવું? તે કુંડલિની બાલા હૃદયમાં જાગ્રત થઇ છે, એટલે અખંડ ૐકારધ્વનિ થવા લાગે છે. બુદ્ધિ તે કુંડલિનીની પાસે

રહેતી હોવાથી, તેના કાનમાં કિંચિત્ ૐકારધ્વનિ જાય છે. એ ધ્વનિ એવો થાય છે કે નાદરૂપી કુંડમાં જાણે ૐકારના આકારનાં ધ્વનિનાં રૂપો આલેખેલાં ન હોય! આ વાતો કલ્પનાથીજ જાણી શકાય છે; પરંતુ તે સમયે કલ્પના કરનારજ ક્યાંથી આણવો? માટે તે હૃદયાકાશમાં કેવી ગર્જના થાય છે તે સમજી શકાતું નથી. હે અર્જુન! હું તને એક વાત કહેતાં વીસરી ગયો છું. આ વાત એ છે કે, જ્યાં સુધી વાયુતત્ત્વનો લય થતો નથી ત્યાં સુધી હૃદયાકાશમાં અવાજ થાય છે. તે અખંડ ૐકારના મેઘગર્જના જેવા ધ્વનિથી હૃદયાકાશ ધમધમી રહે છે, એટલે બ્રહ્મરંધ્રનું દ્વાર સહજ ઊઘડી જાય છે. કમળમાંના પોલાણની પેઠે હૃદયાકાશમાં જે અવકાશ હોય છે ત્યાં ચૈતન્ય અર્ધાંતરે વસે છે. તે હૃદયાકાશને ઘેર કુંડલિની પરમેશ્વરી મહેમાન આવ્યાથી, તેજરૂપની મિજબાની આપવામાં આવે છે. તે વખતે બુદ્ધિરૂપી શાકસહિત પાત્ર પીરસીને જેમાં દ્વૈતનો છાયો પણ ન હોય એવી મિજબાની આપવામાં આવે છે. કુંડલિની પોતાની કાંતિનો પરિત્યાગ કરી પ્રાણરૂપ બને છે; તે વખતે તે જાણે પ્રત્યક્ષ વાયુપૂતળી પોતાનાં પીતાંબર કાઢીને મૂળસ્વરૂપમાં ઊભી ન હોય એવી લાગે છે! કિંવા દીપકજ્યોતિ પવન લાગવાથી બુઝાઈ જાય છે, અથવા વિદ્યુલ્લતા ગગનમાં ચમકારો મારીને ઝટ વિલુપ્ત થઈ જાય છે, તે પ્રમાણે તે હૃદયકમળપર્યંતની સુવર્ણની જાડી કાંબી જેવી સતેજ કિંવા તેજરૂપી પાણીના ઝરા પ્રમાણે વહેતી હોય તેવી દીસે છે. પછી તે હૃદયરૂપી પોકળ ભૂમિમાં અકસ્માત્ સમાઇ જાય છે; તે વખતે કુંડલિની શક્તિનું રૂપ શક્તિમાંજ લય પામે છે. આવી સ્થિતિ થયા પછી પણ તે શક્તિજ કહેવાય છે, બાકી વસ્તુતઃ તે પ્રાણજ છે; પરંતુ તે વખતે નાદ, બિંદુ અને કલાજ્યોતિનો નાશ થઇ જાય છે. ત્યારપછી મનઃસંયમ, વાયુનું અધ્ધર રહેવું કિંવા ધ્યાન ધરવું, એ પણ નષ્ટ થઈ જાય છે; તથા કલ્પના કરવી અને કલ્પનાને ત્યજવી, એ ખટપટ પણ નાશ પામે છે. આવા વ્યાપારો બંધ થાય છે, માટે કુંડલિની એ કેવળ પંચમહાભૂતોને

વાટી નાખવાનું મુશ્કેલજ છે. શરીરનો શરીરથી નાશ કરવો એ યોગશાસ્ત્રના સ્વામી જે શંકર તેમણે રચેલા સિદ્ધાંતનો અભિપ્રાય છે. તેનો હેતુ શ્રીમહાવિષ્ણુએ પ્રદર્શિત કર્યો છે. (શ્રીજ્ઞાનેશ્વર કહે છે કે,) તે મહાવિષ્ણુના સંકેતથી ગ્રંથિઓ છોડી, વસ્ત્રની યથાર્થ ગડી ઉકેલી, શ્રોતાજ આ માળાના ગ્રાહક છે એમ સમજી, મેં તે તેમની સમક્ષ સાદર કર્યો છે. (૯૨)

युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

શ્લોકાર્થઃ—આ પ્રકારે સર્વ કાળ પોતાનું અંતઃકરણ સમાધિમાં સ્થિત કરી મનોનિગ્રહ કરનાર યોગીને, મોક્ષજ જેનું પરમ ફળ છે એવી મારા સ્વરૂપમાં રહેલી શાંતિ પ્રાપ્ત થાય છે. (૧૫)

ટીકાઃ—જ્યારે શક્તિનું તેજ નષ્ટ થાય છે ત્યારે દેહ એટલું સૂક્ષ્મ રૂપ ધારણ કરે છે કે, તે લોકોને દેખાતો પણ નથી. શરીર પૂર્વવત્ સાવયવ છતાં તે કેવળ વાયુમયજ હોય છે. જે પ્રમાણે કેળની છાલ કાઢી નાખીને કેવળ ગરભાગનેજ ઊભો રાખવામાં આવે, કિંવા જેમ આકાશને અવયવો ફૂટે તેમ તેના અવયવો હોય છે. આ પ્રમાણે શરીર બન્યા પછી તેને "ખેચર" એટલે આકાશમાં સંચાર કરનાર કહેવામાં આવે છે; અને આવું શરીર પ્રાપ્ત થયા પછી તેનો દેહ લોકોને આશ્ચર્યકારક લાગે છે. આવો યોગી ચાલ્યો ગયા પછી પાછળ જે પગલાં પડે છે, તે પ્રત્યેક પગલે અણિમાદિક સિદ્ધિઓ બે હાથ જોડીને ઊભી રહે છે.

પરંતુ તે સિદ્ધિઓનું તેને શું કામ છે? હૃદયમાં પૃથ્વીને ઉદક (જલતત્ત્વ) ખાઈ જાય છે, ઉદકને અગ્નિ સ્વાહા કરે છે અને હૃદયમાંના અગ્નિનો વાયુ નાશ કરે છે. પાછળ માત્ર વાયુ અવશિષ્ટ રહે છે, તે શરીરની આકૃતિનોજ હોય છે; પરંતુ તે પણ કેટલીક વારે નીકળીને બ્રહ્મરંધ્રરૂપી આકાશમાં જઈ મળે છે. તે વખતે કુંડલિની નામ નષ્ટ થઈ તેને મારુત એ નામ પ્રાપ્ત થાય છે. પરંતુ તે મારુત બ્રહ્મમાં ભળી જાય ત્યાં સુધી તેની શક્તિ કાયમજ રહે છે. પછી તે જાલંધરબંધને છોડી કાકીમુખ (કંઠ-સ્થાન)ને ફોડી બ્રહ્મરંધ્રરૂપી આકાશના પર્વત પર પ્રવેશ કરે

છે. તે ૐકારની પીઠ પર પગ મૂકી, પશ્યન્તી વાચાની સીડી પર પગ દઇ, તરત તેને પણ પાછળ મૂકી દે છે. પછી ૐકારમાંની અર્ધવર્તુલાકાર માત્રાને પાછળ નાખી, જે પ્રમાણે નદી સાગરને મળે છે, તે પ્રમાણે તે બ્રહ્માકાશમાં જઈ મળે છે. પછી બ્રહ્મરંધ્રમાં સ્થિર થઇ, "હું બ્રહ્મ છું" એવી ભાવનારૂપી બાહુ પ્રસારી, તે પરબ્રહ્મને ભેટી પડીને તેમાં એકરૂપ થઈ જાય છે. જે પ્રમાણે સમુદ્રનું પાણી મેઘરૂપ બની પછી જમીન પર વરસી નદીમાર્ગે પુનઃ સમુદ્રનેજ આવી મળે છે, તે પ્રમાણે હે અર્જુન! દેહનિમિત્તે જીવાત્મા બ્રહ્મપદમાં પ્રવેશ કરે છે. પછી હું ભિન્ન છું અને આત્મા ભિન્ન છે, કિંવા અમે ઉભય એકજ છીએ, એવો વાદવિવાદ અવશિષ્ટ રહેતોજ નથી. આકાશ આકાશમાં મળે છે, એ સત્યનો જે અનુભવ લેશે તેનેજ સિદ્ધિ પ્રાપ્ત થશે; માટે ત્યાંની વાતો શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાતી નથી. હે અર્જુન! વાસ્તવિક કહીએ તો અભિપ્રાય પ્રદર્શિત કરવાનો ગર્વ ધરનારી જે વાણી, તેને તો એનો પત્તો સુધ્ધાં લાગતો નથી. ભ્રૂકુટિના અંતરમાં મકાર (ૐકારની ત્રીજી માત્રા) નો પણ પ્રવેશ થતો નથી, તેમ એકલા પ્રાણવાયુને પણ આકાશમાં જતાં સંકટ પડે છે. તે વાયુ ત્યાં ગયા પછી, તદાકાર થાય છે. ત્યારે તેનો મહિમા વર્ણવવાને શબ્દોનો ભંડાર પણ ખૂટી જાય છે. આ વખતે આકાશતત્ત્વ પણ સંકોચ પામે છે. જે અવ્યક્ત સ્થિતિના ઊંડાણમાં મહદાકાશનો પણ પત્તો લાગતો નથી ત્યાં બિચારા શબ્દોની શી વિસાત? એ બ્રહ્મ અક્ષરની મર્યાદામાં આવી શકે કિંવા શ્રવણકક્ષામાં મૂકી શકાય એમ નથી; માટે બ્રહ્મનો ચતુર્થ પાદ ઈશ્વરસાક્ષી, આત્માનો ચતુર્થ પાદ તુરીય તથા ૐકારની ચતુર્થ માત્રા અમાત્રા, એ ત્રણેને શુદ્ધ પરબ્રહ્મરૂપ જાણ. જ્યારે એનો અનુભવ મળે છે, ત્યારે અનુભવ લેનાર તેમાં તદ્રૂપ થઈ જાય છે. પછી ત્યાંની સ્થિતિ જાણવાનું કાર્ય એમ આપોઆપજ અટકી પડે છે; માટે હે ધનુર્ધર! એ વિષે ગમે તેટલું બોલીએ તે સર્વ વ્યર્થ છે. આ પ્રમાણે સર્વ કથન આપોઆપ બંધ પડે છે, સર્વ સંકલ્પો શમી જાય છે; તેમજ તેથી

ત્યાં વિચારોની પણ દાદ લાગતી નથી. તે બ્રહ્મસ્વરૂપ કેવું છે તે ઉન્મનિ સ્થિતિનું સૌંદર્ય અને તુરીયા (સમાધિ) અવસ્થાનું તારુણ્ય છે. તેને આદિ નથી અને તેનું માપ કરી શકાતું નથી. તે વિશ્વનો આધાર અને યોગરૂપ વૃક્ષનું ફળ છે તેમજ આનંદનું તો કેવળ જીવન છે. ત્યાં આકાશની સીમા આવી જાય છે–અર્થાત્ તે મોક્ષની કેવળ સ્થિતિ હોવાથી, તે સ્થળે આદિ અને અંતનો લય થઈ જાય છે. તે બ્રહ્મ પંચમહાભૂતોનું મૂળ કારણ અને મહાતેજોનું તેજ છે. હે પાર્થ ! તેજ બ્રહ્મ મારું મૂળ સ્વરૂપ છે. સાધુવૃંદો પર નાસ્તિકોએ અત્યાચાર કર્યો, ત્યારે તેજ ચતુર્ભુજ મૂર્તિ આ સ્વરૂપમાંથી આકારને પ્રાપ્ત થઈ. હે અર્જુન ! આવું એ મહાસુખ અવર્ણનીય છે; પરંતુ તેની પ્રાપ્તિ થાય ત્યાં સુધી જે પુરુષો અવ્યાહત પ્રયત્નો કરે છે, તે પુરુષોજ તે સુખને પામે છે. (૩૨૫)

મેં જે અષ્ટાંગ યોગનાં સાધનો બતાવ્યાં તે જેઓ સ્વતઃ સાધ્ય કરે છે, તેઓ પણ મારીજ યોગ્યતાએ પહોંચે છે. આવા યોગીઓનાં શરીરો તેમની દેહાકૃતિરૂપી પાત્રમાં જાણે પરબ્રહ્મ-રસજ ન ભરી કાઢ્યો હોય તેવાં સતેજ લાગે છે. જ્યારે અંતરમાં આ અનુભવ પ્રાપ્ત થાય છે, ત્યારે સર્વ વિશ્વનો અસ્ત થઈ જાય છે. આ કથન સાંભળી અર્જુન બોલ્યો:–હે પ્રભો ! આપે જે માર્ગ બતાવ્યો તેનો દૃઢ અભ્યાસ કરનારાઓ ખરેખર બ્રહ્મ-પદને પામે છે. હે દેવ ! આપે કહેલી વાત સાંભળતાંજ ચિત્ત[illegible] જ્ઞાન ઉત્પન્ન થાય છે, તો પછી તેનો અનુભવ લેનારને [illegible] શા માટે પ્રાપ્ત ન થાય ! પરંતુ મારી યોગ્યતા કમી હોવા[illegible] આપ જે કહો છો તે પ્રમાણે હું કરી શકીશ નહિ; [illegible] યોગ્યતા પ્રમાણે મારાથી જે કાંઇ બની આવે તે [illegible] આપને પૂછું છું. મહારાજ ! આપે જે યોગસાધન [illegible] સાંભળ્યાં; પરંતુ મને તે નાકુલ એનો અભ્યાસ [illegible] યોગની પ્રાપ્તિ થશે ? કિંવા યોગ્યતા વિના [illegible] નહિ એમ છે ? શ્રીકૃષ્ણ બોલ્યા:– હે અર્જુન [illegible] તું શા માટે પૂછે છે ? આ યોગાભ્યાસ [illegible]

દાતાજ છે; પરંતુ કોઈ સાધારણ બાબત પણ શું અધિકારની યોગ્યતા વિના પ્રાપ્ત થશે કે? પરંતુ જેને યોગ્યતા કહેવામાં આવે છે તે પ્રાપ્તિની પૂર્વે સમજાતી નથી. અધિકારી થયા પછી કાર્ય આરંભવામાં આવે તોજ તે સિદ્ધ થાય છે; પરંતુ આસ્થળે તેની કાંઈ અડચણ નથી. વળી યોગ્યતાની કાંઈ એકાદ ખાણ હોય છે કે? જે થોડી શી વિરક્તિ કે ધર્માચરણ ધારણ કરી દેહના ધર્મનું વ્યવસ્થિત નિયમન કરશે, તે શું અધિકારી નહિ થાય કે? આ યુક્તિથી તો એ પણ સિદ્ધ થાય છે કે, એટલી યોગ્યતા તો તારામાં છેજ. શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે અર્જુનનું તે સમયનું સંકટ ફેડયુ. પછી તે બોલ્યાઃ–હે પાર્થ ! આ યોગ-પ્રાપ્તિની આવી વ્યવસ્થા છે; પરંતુ અવ્યવસ્થિત મનુષ્યને કદી પણ તેની પ્રાપ્તિ થવાનો સંભવ નથી. (૩૪૪)

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! અતિશય ખાનારા યોગસાધન કરી શકશે નહિ અને બિલકુલ ન ખાનારથી પણ થઈ શકશે નહિ; તેજ પ્રમાણે અતિ નિદ્રા લેનાર અને અતિશય જાગ્રત રહેનારથી પણ યોગસાધન થઈ શકશે નહિ. (૧૬)

ટીકાઃ–જે જિહ્વા કિંવા નિદ્રાને સર્વથૈવ આધીન થયેલો છે તેને આ યોગનો અધિકારી કહી શકાતો નથી; અથવા દુરાગ્રહના આવેશમાં જે ક્ષુધા અને તૃષાનો નિરોધ કરીને અતિ અલ્પ પ્રમાણમાં ખાય છે અને નિદ્રાને રસ્તે નહિ જતાં હઠથી પ્રબળ અભિમાન ધારણ કરે છે, તેનું શરીર સુદ્ધાં તેને આધીન રહેતું નથી; તોપછી તેનાથી યોગ તે શી રીતેજ સાધી શકાય? માટે વિષયનું અતિસેવન કરવાની કિંવા સર્વાંશે તેનો વિરોધ કરવાની ઇચ્છા રાખવી નહિ; અર્થાત્ સર્વ કાર્ય મધ્યમસર રાખવાં. (૪૮)

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

**શ્લોકાર્થ**:—જેના આહારવિહાર યુક્ત છે, જેનાં કર્માચરણ—વ્યાપાર યોગ્ય રીતે ચાલે છે અને જેની નિદ્રા તથા જાગૃતિ પ્રમાણસર હોય છે, તે પુરુષનો યોગ તેનાં દુઃખોનો નાશ કરે છે.

**ટીકાઃ**—અન્ન ગ્રહણ તો કરવું, પરંતુ તે યુક્તિથી નિયમિત રીતે કરવું; તેજ પ્રમાણે જે જે કર્મો કરવાં તે તે સર્વે યુક્તિથી પ્રમાણસરજ કરવાં. ભાષણ પરિમિત હોવું જોઇએ; વ્યાયામ પણ શરીરને માફક આવે તે પ્રમાણેજ કરવો જોઇએ અને નિદ્રા તથા જાગરણ પણ મર્યાદિતજ કરવાં જોઈએ. આથી શરીરમાંની રક્તાદિક સપ્તધાતુઓ તથા કફવાતાદિક આપોઆપ સમતોલ રહેશે. આ પ્રકારે યુક્તિથી ઇંદ્રિયોને તૃપ્ત કરવામાં આવે એટલે તે પોતાની મેળેજ સંતોષની વૃદ્ધિ કરે છે. (૩૫૨)

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥**

**શ્લોકાર્થ**:—જ્યારે યોગીનું નિયત—એકાગ્ર થયેલું ચિત્ત આત્મામાંજ સ્થિર રહે છે અને જ્યારે તે સર્વ વાસનાઓ પ્રત્યે નિઃસ્પૃહ—નિરિચ્છ બને છે, ત્યારે તેને 'યુક્ત' કહેવામાં આવે છે.

**ટીકાઃ**—આ પ્રમાણે બાહ્યેન્દ્રિયોની સ્થિતિ નિયમિત કરી, એટલે અંતરમાં સુખ ઉત્પન્ન થઈ મનુષ્યને સહજે યોગપ્રાપ્તિ થાય છે. જે પ્રમાણે ભાગ્યોદય થયો એટલે ઉદ્યોગને નિમિત્તે સર્વ સંપત્તિ આપોઆપ ઘેર ચાલી આવે છે; તે પ્રમાણે જે નિયમશીલ છે તે વિનોદને ખાતર યોગાભ્યાસ તરફ વળે તો પણ તેને આત્મસ્થિતિનો અનુભવ મળે છે. માટે હે અર્જુન! જે ભાગ્યશાળીને યુક્તિની સહાય મળે, તે મોક્ષસામ્રાજ્ય પર શોભે છે.

**यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृताः।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥**

**શ્લોકાર્થ**:—જેમ વાયુ વિનાના સ્થળમાં રહેલો દીપક હાલતો નથી, તેવી ઉપમા આત્મવિષયક યોગ કરનાર યોગીના સ્થિર થયેલા ચિત્તને આપેલી છે. (૧૯)

**ટીકાઃ**—નિયમિત કાર્ય કરનારને જે યોગાભ્યાસ કરવાની ઇચ્છા થાય છે, તો એવી સંધિને ગંગા અને યમુનાના સંગમ

પર આવેલા પ્રયાગતીર્થ સમાન સમજવી. તે આત્મસ્વરૂપી પ્રયાગતીર્થમાં જે મનુષ્યનું મન ક્ષેત્રસંન્યાસવત્ કાયમ રહે છે, તેજ મનુષ્યને તું યોગી જાણ; અને તેના ચિત્તને વાયુ વિનાના સ્થળમાં રહેલા દીપકની ઉપમા લાગુ પડે છે. હવે તારા મનને ભાવ જાણી હું તને જે વાત કહું છું. તે લક્ષપૂર્વક સાંભળ. તું યોગની ઇચ્છા રાખે છે, પરંતુ અભ્યાસ પ્રતિ તારું લક્ષ નથી. તો તે અભ્યાસ કઠિન હોવાથી ભીતિ લાગે છે કે કેમ? હે પાર્થ! એવી ભીતિ રાખવાની જરૂર નથી. કારણ કે આ લુચ્ચી ઇંદ્રિયો તે અભ્યાસ સંબંધે ખોટાજ ડોળ બતાવી ભીતિ ઉત્પન્ન કરે છે. જે ઔષધ જીવનને લંબાવે છે તે ઔષધને સુધ્ધાં જિહ્વા શત્રુ સમજતી નથી કે? તેજ પ્રમાણે કલ્યાણ માટે જે ઇષ્ટ, તે સદૈવ ઇંદ્રિયોને અનિષ્ટકારક લાગે છે. બાકી આ યોગસાધન જેટલું સહેલું અને સારું સાધન આ જગતમાં છેજ કયાં? (૬૩)

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति॥२०॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

શ્લોકાર્થઃ—યોગાભ્યાસથી સંયમિત થયેલું ચિત્ત જ્યારે કર્મથી ઉપરામ પામે છે અને યોગી પોતાના શુદ્ધ થયેલા અંતઃકરણમાં પરમાત્મસાક્ષાત્કાર પામી પોતાના સ્વરૂપમાંજ સંતોષ પામે છે; (૨૦) તથા જ્યારે તે અતિસૂક્ષ્મ બુદ્ધિથી ગ્રાહ્ય અને ઇંદ્રિયોથી અગ્રાહ્ય એવું અપાર સુખ અનુભવે છે, ત્યારે તે સ્થિર થયેલો યોગી બ્રહ્મસ્વરૂપમાંથી ચ્યુત થતોજ નથી. (૨૧)

ટીકાઃ—માટે આસનના બળથી જે ખરો અભ્યાસ કરવાનું મેં જણાવ્યું, તે દ્વારાજ આ ઇંદ્રિયોનો નિગ્રહ થઈ શકશે. આ યોગસાધનથી જ્યારે ઇંદ્રિયોનો સંયમ થઈ જાય છે, ત્યારે આપોઆપજ બ્રહ્મસ્વરૂપ સાધ્ય થઈ શકે છે. સદૈવ મનઃપ્રવૃત્તિની દોડધામ બહાર તરફજ હોય છે; તે જ્યારે બંધ પડે છે અને ચિત્તને આત્મદર્શન થાય છે, ત્યારે તેને 'હુંજ આત્મતત્ત્વ છું' એવી પ્રતીતિ થાય છે. આ પ્રતીતિ થતાંની સાથેજ તે

સુખના સિંહાસન પર આરૂઢ થાય છે અને પછી આત્માનંદમાંજ લય પામે છે. જેના કરતાં અધિક કોઈ વસ્તુ છેજ નહિ અને જેને ઇંદ્રિયો કદી જાણી શકતીજ નથી, એવું જ આત્મસ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ તે પોતેજ બની રહે છે. (૩૬૮)

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥

**શ્લોકાર્થઃ**—તેમજ તે સુખ કરતાં અધિક લાભ તેને અન્ય કોઇ લાગતોજ નથી; અને તે સુખની સ્થિતિ પ્રાપ્ત થતાં દુઃખના ડુંગરો તેના પર તૂટી પડે તો પણ તે ડગમગતો નથી. (૨૨)

**ટીકાઃ**—આવી સ્થિતિની પ્રાપ્તિ થયા પછી મેરુ પર્વત કરતાં પણ પ્રચંડ દુઃખો તેના શરીર પર આવી પડે, તો પણ તેના ચિત્તને ક્ષોભ થતો નથી, કિંવા શસ્ત્રથી દેહને છિન્નવિચ્છિન્ન કરી નાખવામાં આવે કે અગ્નિમાં નાખવામાં આવે, તો પણ મહાસુખમાં નિમગ્ન થયેલું તેનું ચિત્ત જાગ્રત થતું નથી. આમ આત્મસુખમાં નિમગ્ન થયા પછી તેને દેહસ્મૃતિ રહેતી નથી અને આવું અનિર્વાચ્ય બ્રહ્મસુખ પ્રાપ્ત થવાથી બીજી વાતોને તે ભૂલી જાય છે. (૭૧)

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥

**શ્લોકાર્થઃ**—જેમાં દુઃખનો યત્કિંચિત્ સંચાર થતો નથી તેનેજ યોગ કહેવામાં આવે છે. આ યોગ પ્રયત્નથી અને દૃઢ નિશ્ચયથી સાધ્ય કરવો. (૨૩)

**ટીકાઃ**—સંસારના પંજામાં ફસાયલું મન જે બ્રહ્મસુખની મિષ્ટતાથી સંસારસુખની વાતજ ભૂલી જાય છે; જે સુખ યોગનું ભૂષણ છે, સંતોષનું સામ્રાજ્ય છે અને જેને માટે સર્વ જ્ઞાનની આવશ્યકતા છે, એવું જ બ્રહ્મસુખ તે અભ્યાસના યોગથી મૂર્તિમંત દેખાવા લાગે છે; અને તેમ થતાંજ યોગી તદ્રૂપ બને છે.

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

રજોગુણ નષ્ટ થયો છે અને જે બ્રહ્મસ્વરૂપ તથા નિષ્પાપ થયો છે, તેને નિરતિશય સુખ (બ્રહ્મસ્વરૂપ) પ્રાપ્ત થાય છે. (૨૭)

**ટીકાઃ**–એક વખતના એવા અનુભવ પછી એજ પ્રકારે અનેક વેળા તે સ્થિરદશાને પ્રાપ્ત થતાં તે સહજ આત્મસ્વરૂપની નિકટ આવશે અને તે આત્મસ્વરૂપને જોઈ તેમાં તદ્રૂપ થશે. પછી અદ્વૈતમાં દ્વૈત ડુબી જશે અને ઐક્યના તેજથી ત્રૈલોક્ય પ્રકાશિત થશે. આકાશમાં ઉત્પન્ન થયેલાં વાદળાં જ્યારે નષ્ટ થાય છે, ત્યારે જ્યાં ત્યાં શુદ્ધ આકાશજ દેખાય છે, તેજ પ્રમાણે ચિત્ત જ્યારે બ્રહ્મમાં લય પામે છે, ત્યારે ત્રૈલોક્ય સહજ બ્રહ્મ-સ્વરૂપ બની જાય છે. (૮૬)

**युंजन्नेवं सदाऽऽत्मानं योगि विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ**–આ પ્રમાણે નિરંતર આત્મયોગ કરનાર પાપરહિત યોગી, જેમાં બ્રહ્મનો અનુભવ અંતર્ભૂત છે એવું અત્યંત સુખ અનાયાસે મેળવે છે. (૨૮)

**ટીકાઃ**–મનમાંના સંકલ્પવિકલ્પો છોડી જેઓ આ સુલભ યોગસ્થિતિનો પુષ્કળ અનુભવ લઈ સુખી થયા છે, તેઓ તે સુખના સંસર્ગથી પરબ્રહ્મપદે પહોંચી ગયા છે. મીઠું જેમ પાણીમાં ભળી ગયા પછી તે પાણીને છોડી શકતું નથી, તે પ્રમાણે જીવ અને બ્રહ્મનું ઐક્ય થયા પછી તે પૃથક્ થઈ શકતા નથી. પછી જીવને બ્રહ્માનંદના મંદિરમાં મહાસુખની દિવાળીનો અનુભવ વારંવાર મળ્યા કરે છે. આ પ્રમાણે યોગી પોતાનાજ પગ ...ની પીઠ પર નાખીને ચાલે છે. જો આ કઠિન યોગપ્રયોગ

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

શ્લોકાર્થઃ—સંકલ્પમાંથી ઉત્પન્ન થનાર સર્વ વાસનાનો સર્વાંશે ત્યાગ કરી, મનથીજ સર્વ ઇંદ્રિયોને સર્વ બાજુથી જીતીને તથા ધૈર્યયુક્ત બુદ્ધિ વડે ધીમે ધીમે પ્રત્યાહાર કરે અને મનને આત્મસ્વરૂપમાં સ્થિર કરી કોઈપણ વસ્તુનું ચિંતન કરે નહિ; આ અસ્થિર અને ચંચળ મન જે જે સ્થળે જાય ત્યાંથી તેને પાછું વાળી આત્મસ્વરૂપમાં સ્થિત કરવું. (૨૪–૨૬)

ટીકાઃ—તથાપિ હે અર્જુન! એક રીતે આ યોગ સુલભ છે. સંકલ્પની સંતતિ જે કામક્રોધાદિક તેનો નાશ કર્યાથી તે સંકલ્પને જ્યારે સંતતિશોક થશે, ત્યારેજ તે વશ થશે. વિષયો લય પામ્યા છે, એવી વાત આ સંકલ્પે સાંભળી કિંવા તેણે ઇંદ્રિયોને નિયમિતપણે વર્તતી જોઇ એટલે તેનું હૃદય ફાટી જાય છે અને તે પ્રાણ છોડે છે! આ રીતે વૈરાગ્ય થતાં સંકલ્પની યાત્રા સમાપ્ત થાય છે અને ધૈર્યના મંદિરમાં બુદ્ધિ સુખપૂર્વક વસે છે. (૭૭) બુદ્ધિને ધૈર્યનો આશ્રય મળ્યો એટલે તે મનને ધીમે ધીમે બ્રહ્માનુભવની વાટે લાવી બ્રહ્મસ્વરૂપમાં તેની સ્થાપના કરે છે, આ માર્ગ દ્વારા બ્રહ્મપ્રાપ્તિ થાય છે. વળી જો આ માર્ગ સાધ્ય ન થઇ શકે એમ હોય, તો એથી સુલભ એક બીજો માર્ગ સાંભળ. સાધકે પ્રથમ એક નિયમ યાદ રાખવો કે, કરેલો નિશ્ચય કદી પણ છોડવો નહિ. આવા નિશ્ચયથી જ્યારે ચિત્ત સ્થિર થાય ત્યારે તેને ખુશીથી સ્વતંત્ર વર્તન કરવા દેવું. આવી રીતે સ્વતંત્ર થયા પછી તે જ્યાં જ્યાં જશે, ત્યાં ત્યાંથી નિઃસંશય તેને પાછું વાળી શકાશે અને એ રીતે તેને સ્થિરતાનો અભ્યાસ થઇ જશે. (૩૮૨)

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

શ્લોકાર્થઃ—જે યોગીનું ચિત્ત સંતોષ પામ્યું છે, જેનો

રજોગુણ નષ્ટ થયો છે અને જે બ્રહ્મસ્વરૂપ તથા નિષ્પાપ થયો છે, તેને નિરતિશય સુખ (બ્રહ્મસ્વરૂપ) પ્રાપ્ત થાય છે. (૨૭)

ટીકા:—એક વખતના એવા અનુભવ પછી એજ પ્રકારે અનેક વેળા તે સ્થિરદશાને પ્રાપ્ત થતાં તે સહજ આત્મસ્વરૂપની નિકટ આવશે અને તે આત્મસ્વરૂપને જોઈ તેમાં તદ્રૂપ થશે. પછી અદ્વૈતમાં દ્વૈત ડૂબી જશે અને ઐકયના તેજથી ત્રૈલોકય પ્રકાશિત થશે. આકાશમાં ઉત્પન્ન થયેલાં વાદળાં જ્યારે નષ્ટ થાય છે, ત્યારે જ્યાં ત્યાં શુદ્ધ આકાશજ દેખાય છે; તેજ પ્રમાણે ચિત્ત જ્યારે બ્રહ્મમાં લય પામે છે, ત્યારે ત્રૈલોક્ય સહજ બ્રહ્મ-સ્વરૂપ બની જાય છે. (૮૬)

युंजन्नेवं सदाऽऽत्मानं योगि विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

શ્લોકાર્થ:—આ પ્રમાણે નિરંતર આત્મયોગ કરનાર પાપરહિત યોગી, જેમાં બ્રહ્મનો અનુભવ અંતર્ભૂત છે એવું અત્યંત સુખ અનાયાસે મેળવે છે. (૨૮)

ટીકા:—મનમાંના સંકલ્પવિકલ્પો છોડી જેઓ આ સુલભ યોગસ્થિતિનો પુષ્કળ અનુભવ લઈ સુખી થયા છે, તેઓ તે સુખના સંસર્ગથી પરબ્રહ્મપદે પહોંચી ગયા છે. મીઠું જેમ પાણીમાં ભળી ગયા પછી તે પાણીને છોડી શકતું નથી, તે પ્રમાણે જીવ અને બ્રહ્મનું ઐકય થયા પછી તે પૃથક્ થઈ શકતા નથી. પછી જીવને બ્રહ્માનંદના મંદિરમાં મહાસુખની દિવાળીનો અનુભવ વારંવાર મળ્યા કરે છે. આ પ્રમાણે યોગી પોતાનાજ પગ પોતાની પીઠ પર નાખીને ચાલે છે. જો આ કઠિન યોગપ્રયોગ તારાથી સાધ્ય ન થઈ શકે તો તેને એક બીજો ઉપાય બતાવું છું.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

શ્લોકાર્થ:—જેની સર્વત્ર સમદૃષ્ટિ છે એવો યોગયુક્ત પુરુષ સર્વ ભૂતોમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ

ભૂતોને જુએ છે. (૨૯) જે સર્વ ભૂતોમાં મને જુએ છે અને મારામાં સર્વ ભૂતોને જુએ છે, તેની દૃષ્ટિથી હું દૂર થતો નથી અને મારી દૃષ્ટિથી તે દૂર થતો નથી. (કારણ કે બન્ને એકજ છીએ.)

**ટીકાઃ**–હું સર્વેના દેહમાં છું અને સર્વ દેહો મારામાં છે, એ વિષે તો વાદજ નથી. આ રીતે જગત અને ઈશ્વર ઓતપ્રોત છે, પરંતુ સાધકની બુદ્ધિએ આ તત્ત્વને ગ્રહણ કરવું જોઇએ. હે અર્જુન! જે એકત્વભાવથી સર્વ ભૂતોમાં હું વ્યાપક છું એમ માનીને મને ભજે છે, વ્યક્તિઓનાં અનેકત્વને લીધે જેના અંતઃકરણમાં અનેકત્વ ઉત્પન્ન થતું નથી અને જે સર્વ સ્થળે કેવળ હુંજ વ્યાપક છું, એમ માને છે તે અને હું એકજ છીએ, એમ કહેવું વ્યર્થ છે. કારણ કે હે ધનંજય! એમ ન કહેવામાં આવે તો પણ તેનું અને મારું સ્વરૂપ એકજ છે. જે પ્રમાણે દીપક અને પ્રકાશ એમાં એકત્વ હોય છે, તે પ્રમાણે તે મારામાં છે અને હું તેનામાં છું. જે પ્રમાણે રસનું અસ્તિત્વ પાણીના યોગે અને અવકાશ (પોલાણ)નું અસ્તિત્વ આકાશના યોગે હોય છે તે પ્રમાણે તે યોગી મારાજ સ્વરૂપથી સ્વરૂપવાન દેખાય છે. (૩૯૭)

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

**શ્લોકાર્થઃ**–એકત્વને પ્રાપ્ત થયેલો જે યોગી સર્વ ભૂતોમાં રહેલો જે હું તેને ભજે છે, તે સર્વ પ્રકારે વર્તતો હોવા છતાં પણ મારા સ્વરૂપમાંજ સ્થિત થાય છે. (૩૧)

**ટીકાઃ**–હે અર્જુન! જે પ્રમાણે વસ્ત્રમાં તંતુ મળી ગયેલા હોય છે, તે પ્રમાણે જે ઐક્યદૃષ્ટિથી સર્વ સ્થળે મારી વ્યાપ્તિ જુએ છે, કિંવા અલંકારો અનેક હોય છે, પરંતુ તે સર્વ એકજ સુવર્ણમાંથી બનેલા હોય છે; એવી દૃષ્ટિથી જેઓ ઐક્યરૂપી અડગ પર્વતને જુએ છે; જેણે એવા અદ્વૈતપ્રકાશથી અજ્ઞાનરાત્રિને પ્રકાશમય બનાવી દીધી દીધી છે; (૪૦૦) તે પંચભૂતાત્મક શરીરમાં રહેવા છતાં પણ તેને સ્વસ્વરૂપમાં ભળી જતાં લેશ પણ પ્રતિબંધ નડતો નથી. તેને સ્વાનુભવથી મારું વ્યાપકત્વ પ્રાપ્ત થયું છે; માટે તેને કોઈ વ્યાપક ન કહે તો પણ તે વ્યાપ-

કજ છે. તેણે જો કે શરીર ધારણ કર્યું હોય છે, તો પણ શરીર સાથે તેને લેશ પણ સંબંધ હોતો નથી. આ વાત શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાય એમ નથી, માટે તેનું વર્ણન શી રીતે કરું! (૪૦૩)

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः॥ ३२॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! જે યોગી પોતાની પેઠેજ સર્વને પણ સુખ અને દુઃખ થાય છે એવી સમદૃષ્ટિથી સર્વને જુએ છે, તે મને પરમ માન્ય છે. (૩૨)

ટીકાઃ–જે જગતને પોતાના સમાનજ માને છે, જે સ્વાનુભવ દ્વારા 'ત્રૈલોક્ય હું જ' એમ જાણે છે; તેને શરીર હોય છે એ વાત ખરી અને તે સુખદુઃખ ભોગવે છે એમ લોકો સુધ્ધાં કહે છે; પરંતુ મારા મનથી તો તે પરબ્રહ્મજ છે. માટે હે અર્જુન! જેના યોગથી પોતાના આત્મામાં સર્વ વિશ્વને જોઈ શકાય તથા પોતેજ વિશ્વરૂપ બની શકાય, તે સમદૃષ્ટિની તું ઉપાસના કર. એટલા માટેજ મેં તને પુષ્કળ પ્રસંગે કહ્યું છે કે, સમદૃષ્ટિ કરતાં આ જગતમાં અન્ય કોઇ શ્રેષ્ઠ વસ્તુ મેળવવા જેવી નથી.

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम्॥
चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥ ३४॥

શ્લોકાર્થઃ–હે મધુસૂદન! તમે જે આ સમત્વયોગ કહ્યો તે યોગની અચળ સ્થિતિ, મનની ચંચળતાને લીધે રહી શકે એમ મને લાગતું નથી. (૩૩) હે કૃષ્ણ! મન અતિ ચંચળ અને કોઈ પણ પ્રતિજ્ઞા સિદ્ધ ન થવા દેનાર એવું બળવાન અને અભેદ્ય છે. તેનો નિગ્રહ કરવો એ વાયુને અટકાવવા સમાન દુઃસાધ્ય છે, એમ હું માનું છું. (૩૪)

ટીકાઃ–પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યોઃ–હે દેવ! આપે દયા લાવી સમત્વનો માર્ગ બતાવ્યો, પરંતુ મનના ચંચળ

સ્વભાવને લીધે હું નમી શકું એમ નથી. એ મન કેવું અને કેવડું છે તે જાણી શકાતું નથી અને તેની પ્રવૃત્તિને માટે ત્રૈલોક્ય પણ નાનું પડે છે. માટે માંકડાં (વાંદરાં) ને સમાધિ લાગવી કિંવા પ્રચંડ વાવાઝોડાને 'સ્થિર થા' કહેતાંજ તેની સ્થિરતા થવી, એ ઘટના જેમ અશક્ય છે, તેમ મનને સ્થૈર્ય પ્રાપ્ત થવું પણ અસંભવિત છે. એ મન બુદ્ધિને ઠગે છે, નિશ્ચયને તોડી નાખે છે અને ધૈર્યને હાથતાળી આપી છટકી જાય છે. એ મન વિચારને ભ્રમિત કરે છે, સંતોષને ખંડિત કરે છે અને એક સ્થળે નિરાંતે બેઠેલા માણસને દશ દિશામાં ભ્રમણ કરાવે છે. એને ગોંધી રાખવા જતાં તે ઊછળીને બહારે પડે છે અને નિગ્રહ કરવા જતાં ઊલટો નિગ્રહજ તેને સહાયભૂત થાય છે. આવું જે મન તે શું પોતાનો સ્વભાવ છોડશે કે ? મન જો સ્થિર રહે તો આપણને સમદૃષ્ટિ પ્રાપ્ત થાય, પરંતુ તે ચંચળ હોવાથી સ્થિર થવું દુર્ઘટ છે. (૧૭)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

શ્લોકાર્થઃ—હે મહાબાહો ! મન ચંચળ હોવાથી તેનો નિગ્રહ કરવો એ અત્યંત કઠિન છે એ વાત હું નિઃસંશય માનું છું. પરંતુ હે અર્જુન ! વૈરાગ્ય અને અભ્યાસના યોગે તે પણ સ્વાધીન થઈ શકે છે. (૩૫)

ટીકાઃ—ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ—તેં જે કહ્યું તે સત્યજ છે. મનનો સ્વભાવ ચંચળ છે, પરંતુ તેને વૈરાગ્યને આધારે અભ્યાસના માર્ગ પર લાવવામાં આવે, તો તે કાળે કરીને અવશ્ય સ્થિર થશે; કારણ કે આ મન એક ઉત્તમ સદ્‌ગુણ એ ધરાવે છે કે, જેની એને ચટક લાગે છે તેમાંજ નિરંતર રહેવાને ઇચ્છે છે; માટે વિનોદને ખાતર પણ તેને આત્મસુખ પ્રતિ વાળવું જોઇએ.

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

શ્લોકાર્થઃ—જે મનોનિગ્રહ કરવાનો અભ્યાસ કરતો નથી

માટે તેને બ્રહ્મવ્યતિરિક્ત દેહાદિકનું સ્મરણ રહેતું નથી. આ પ્રકારે જે આંતર્બાહ્ય ઐકયને લીધે મદ્રૂપજ બની રહ્યો છે; તેનાં પંચમહાભૂતોરૂપી પાંચ કવચો તે ન જાણે એવી રીતેજ ખરી પડે છે. શરીર જીવંત હોવા છતાં પણ તે તેની સ્પૃહા રાખતો નથી; તો પછી તેના પડવાથી તેને શી રીતે દુઃખ થશે? આ અનુભવને કેવળ ઐકયભાવથી ગૂંથી તેને અવિનાશીપણાના હૃદયમાં નાખવામાં આવ્યો છે અને તેને પૂર્ણાનંદરૂપી સમુદ્રમાં ધોવામાં આવ્યો છે. માટે તે કામાદિક મળથી મલિન થતો નથી. પાણીમાં ઘડો ડુબાવતાં તેની અંદર અને બહાર પાણીજ હોય છે, પરંતુ દૈવગતિથી તે પાછળથી ફૂટી જાય છે તો શું ઉદકનો નાશ થાય છે કે? સર્પ પોતાની કાંચળી ઉતારી નાખે કિંવા મનુષ્ય ઉષ્ણતા (બફારા)ને લીધે શરીર પરથી કપડાં કાઢી નાખે, તો શું તેથી અંગને કાંઇ નુકસાન થાય છે કે? તેજ પ્રમાણે ઉપર દેખાતું મિથ્યાશરીર નાશ પામે તો પણ બ્રહ્મ તો સર્વત્ર ભરેલોજ છે. આ તત્ત્વમાં જો બુદ્ધિ નિપુણ થઈ તો પછી ભય કોનો છે? સાધારણ નિયમ એવો છે કે, મરણસમયે અંતઃકરણમાં જેનું સ્મરણ હોય છે તેને તે પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે એકાદ ભયભીત મનુષ્ય વાયુની પેઠે પલાયન કરતાં માર્ગમાં એકાએક કૂવામાં પડી જાય છે; આ સ્થિતિમાં કૂવામાં પડવા પૂર્વે દોડવાના વેગનો અવરોધ કરી તેનાથી પડવાનો ભય ટાળી શકાતો નથી, તેથી તેને કૂવામાં પડવુંજ પડે છે; તેજ પ્રમાણે મૃત્યુસમયે જીવની સમીપ જે વસ્તુ ઊભી રહે છે, તેજ વસ્તુનું રૂપ મરણ પછી તેને ધારણ કરવું પડે છે. આ ઘટના કોઈ પણ ઉપાય દ્વારા ટાળી શકાતી નથી. (૭૨)

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

શ્લોકાર્થઃ—અથવા હે કૌંતેય! તે જે જે ભાવના મનમાં ધારણ કરી અંતે શરીર છોડે છે, તે તે ભાવનાથીજ યુક્ત થઇને તે પુનર્જન્મ લે છે. (૬)

ટીકાઃ–મનુષ્ય જાગ્રત હોય છે તે વખતે તેના મનમાં જે કલ્પના આવે છે, તેજ કલ્પના નિદ્રામાં ખડી થાય છે; તેજ પ્રમાણે જીવંત દશામાં અંતઃકરણમાં જે પ્રત્યે પ્રીતિ હોય છે, તદ્વિષયક પ્રીતિજ અંતકાળે વૃદ્ધિંગત થાય છે અને મરણસમયે જે વાતનું સ્મરણ હોય છે તેની ગતિને તે મરણ પછી પામે છે.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

શ્લોકાર્થઃ–માટે હે અર્જુન! મન અને બુદ્ધિ મને અર્પણ કરી સદૈવ મારું ચિંતન કર અને યુદ્ધ કરવાને તત્પર થા; એટલે તું મનેજ આવી મળીશ એમાં શંકા નથી. (૭)

ટીકાઃ–માટે તું મારુંજ સ્મરણ કર્યા કર. આંખ જે જુએ, કાન જે સાંભળે, કિંવા મન જેનું ચિંતન કરે અને વાચા જે બોલે તથા હૃદયમાં જે ભાસે તથા બાહ્યદૃષ્ટિથી જે દેખાય તે સર્વ હુંજ છું, એમ સમજવું. એટલે પછી સર્વત્ર હુંજ છું, એમ તને સહજ જણાશે. હે અર્જુન! આ પ્રમાણે સર્વ વસ્તુ મદ્રૂપજ છે, એ વાત તારું મન ગ્રહણ કરશે, એટલે દેહપાત થવા છતાં પણ તું મરશે નહિ; તો પછી યુદ્ધ કરવામાં તને ભય શો છે? તું મન અને બુદ્ધિ ખરેખર મારા સ્વરૂપનેજ અર્પણ કરશે ત્યારે મદ્રૂપ થશે, એ હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. આ કેવી રીતે થશે, એવો સંશય જો તારા મનમાં આવે તો પ્રથમ તેનો અભ્યાસ કરીને અનુભવ લે અને પછી જો મારા કહેવા પ્રમાણે ન બને તો મારા પર નારાજ થજે. (૮૦)

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

શ્લોકાર્થઃ–હે પાર્થ! પોતાનું ચિત્ત અન્યત્ર ન જવા દેતાં, યોગાભ્યાસના સાધનથી એકાગ્ર કરીને જે મારું ચિંતન કરે છે, તે પ્રકાશાત્મક પરમપુરુષને પ્રાપ્ત કરે છે. (૮)

ટીકાઃ–ઉત્તમ રીતે ચિત્ત અને અભ્યાસની સંકલના જોડી દેવામાં આવે (મનનપૂર્વક અભ્યાસ કરવામાં આવે) તો જે ..ણે લંગડો માણસ ઉદ્યોગથી પર્વત પર ચઢી શકે છે, તે

પ્રમાણે નિરંતર બ્રહ્મવિચારનો અભ્યાસ કરવામાં આવે તો ચિત્તને આત્માનો છંદ લાગે છે. પછી શરીર રહો કે જાઓ—તેની સ્પૃહા રહેતી નથી. અનેક ગતિને પામનારું એવું જે ચિત્ત તે આત્માને વરશે, એટલે પછી શરીર રહ્યું કે ગયું તેનું સ્મરણ કોણ રાખશે? નદીના પ્રવાહથી પાણી ધૂ ધૂ અવાજ કરતું સમુદ્રને મળવા જાય છે તે વખતે પાછળ શું થાય છે તે તરફ તે પાછી દૃષ્ટિ ફેરવે છે કે? નહિજ. તે તો સમુદ્રમાં મળીને સમુદ્રરૂપજ થાય છે; તેજ પ્રમાણે ચિત્ત આત્મસ્વરૂપ થયું એટલે જન્મમરણનું આવાગમન ટળી જાય છે; કારણ કે ત્યાં પરમાનંદજ ભરેલો છે. (૮૫)

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥
प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥

શ્લોકાર્થઃ—જે અંતકાળે નિશ્ચળ મન કરી, ભક્તિયુક્ત બની યોગબળથી આજ્ઞાચક્રમાં (બે ભ્રમરની વચ્ચે) પ્રાણને ઉત્તમ પ્રકારે સ્થિર કરે છે; તથા સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વના પોષક, અચિંત્યરૂપ, સૂર્યના જેવા તેજસ્વી અને તમોગુણથી અલિપ્ત એવા દિવ્ય પરમ પુરુષનું નિરંતર ચિંતન કરે છે; તે તે દિવ્ય પરમપુરુષને જઇ મળે છે.

ટીકાઃ—જેનું અસ્તિત્વ નિરાકાર છે, જેને જન્મમરણ છેજ નહિ અને જે સર્વવ્યાપકતાથી સર્વને જુએ છે, જે આકાશની પૂર્વે વિદ્યમાન હતો, જે પરમાણુ કરતાં પણ સૂક્ષ્મ છે, જેના સાન્નિધ્યથી વિશ્વના સર્વ વ્યાપારો ચાલે છે, જેમાંથી આ સર્વની ઉત્પત્તિ થાય છે, જેની સહાયથી આ સર્વ વિશ્વ જાગ્રત રહે છે અને જે વિષે કશું અનુમાન થઈ શકતું નથી, તે અચિંત્યજ છે. જેમ ક્ષુદ્ર કીડીથી પણ અગ્નિના અંગારા ખાઇ શકાતા નથી, જેમ તેજમાં અંધકારનો પ્રવેશ થતો નથી; જે સૂર્યરૂપ નિર્મળ કિરણોનો રાશિ છે અને જે જ્ઞાનીઓને નિત્ય પ્રકાશ આપે છે; જેના વિષે અસ્ત એવું ઉપનામ પણ નથી, તે પરિપૂર્ણ બ્રહ્મને જાણી, મરણકાળ સમીપ આવતાં જે એકાગ્રચિત્તે તેનું સ્મરણ

કરે છે; પદ્માસન વાળી, ઉત્તરદિશા તરફ મુખ કરી યોગાભ્યાસક્રમમાં પ્રાપ્ત થયેલું સુખ અંતઃકરણમાં સંચિત કરી, અંતરમાં એકાગ્રચિત્તે સ્વરૂપપ્રાપ્તિના ઉમળકાથી સ્વયંભૂ બ્રહ્મને ત્વરિત મળવાને માટે સંપાદન કરેલા યોગ દ્વારા સુષુમ્ણા નાડીના મધ્યમાર્ગે અગ્નિસ્થાનમાં (નાભિમાં) થઈ બ્રહ્મરંધ્રમાં જવાને નીકળે છે; જેનામાં પ્રાણ અને ચિત્તનો સંસર્ગ નિરર્થક બાહ્યતઃજ દેખાય છે; જેના પ્રાણનો લય આકાશમાં થાય છે, પરંતુ મનની સ્થિરતાથી જે બંધાયલો હોય છે અને જેનું અંતકરણ ભક્તિયુક્ત થયું છે; વળી જે યોગબળથી તૈયાર થઈ પોતાનું મન પોતાને સ્વાધીન રાખી શકે છે; તે યોગી ચિત્ત અને મનને ભ્રૂકુટિમાંજ વશ કરી, જે પ્રમાણે ઘંટાનો નાદ ઘંટામાંજ લય પામે છે, તે પ્રમાણે ભ્રૂકુટિમાંજ ઉભયનો લય કરે છે. ઘડા નીચે રાખવામાં આવેલો દીપક કયારે બુઝાઇ જાય છે તે સમજી શકાતું નથી; તે પ્રમાણે હે અર્જુન! તે કેવળ પરબ્રહ્મ જેને પરમ પુરુષ કહેવામાં આવે છે તેના (મારા) સ્વરૂપમાં જઈ મળે છે. (૯૯)

**यदक्षरं वेदविदो वदन्ति विशंति यद्यतयो वीतरागाः ।**
**यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥**

શ્લોકાર્થઃ—વેદવેત્તા જે તત્ત્વને અક્ષર કહે છે, આસક્તિરહિત સંન્યાસી જે સ્વરૂપને પ્રાપ્ત થાય છે અને જેની પ્રાપ્તિને માટે બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યવ્રત પાળે છે, તે પદ હે અર્જુન! તને હું સંક્ષેપમાં કહું છું. (૧૧)

ટીકાઃ—જે જ્ઞાન સર્વ જ્ઞાનનો અંત છે અને સકળ જ્ઞાનના નિધિરૂપ વિદ્વાનો જેને અક્ષર કહે છે; જે પવનના વંટોળિયાની સમક્ષ માત્ર ગગનજ અડગ રહી શકે છે; તેની આગળ વાદળાંઓ કેવી રીતે નભી શકે? તેજ પ્રમાણે જ્ઞાનીઓ જેને સમજી શકે છે, તે જ્ઞાનની મર્યાદામાંઆવતું હોઇને તેને 'ક્ષર' (નાશવંત) કહેવામાં આવે છે; અને જે જાણી શકાતું નથી તેનેજ 'અક્ષર' (અવિનાશી) કહેલુ છે. આ અક્ષર (બ્રહ્મ)માયાતીત હોઇ સચ્ચિદાનંદરૂપ છે.વિષયેચ્છા છોડી સર્વ ઇંદ્રિયોનું દમન કરી,

દેહરૂપી વૃક્ષની નીચે ઉદાસીન વૃત્તિથી બેઠેલા વિરક્ત પુરુષ પણ સદૈવ જેની વાટ જોતા રહે છે અને જે સદા નિરિચ્છ લોકોને પ્રિય હોય છે, જેનો પ્રેમ પ્રાપ્ત કરવાને માટે યોગીજન બ્રહ્મચર્યાદિ સંકટોને ગણતા નથી તથા નિષ્ઠુરપણાથી ઇંદ્રિયનિગ્રહ કરે છે, જેનો અંત નથી અને જેનું જ્ઞાન વેદને પણ પ્રાપ્ત થયું નથી, તે પદને જેઓ મારા ઉપર્યુક્ત કથન પ્રમાણે દેહ છોડે છે તેઓ પ્રાપ્ત કરે છે. માટે હે પાર્થ ! તે વિષે વળી એક વાર પુનઃ તને કહું છું. ત્યારે અર્જુન બોલ્યો:—"હે ગુરો ! હું હમણાંજ આપને પૂછવાનો હતો, પરંતુ આપે મારા પર સહજ કૃપા કરી, માટે આપ કહેવાની શરૂઆત કરો. વળી જે કહેવું હોય તે માત્ર સાદી ભાષામાંજ કહેજો." આ સાંભળી ત્રિભુવનદીપ શ્રીકૃષ્ણ બોલ્યા:— હું ક્યાં તને ઓળખતો નથી ? તને સંક્ષેપમાંજ કહું છું, માટે મનની ચલિત થવાની સ્વાભાવિક વૃત્તિને દાબી હૃદયમાં સ્થિર કર.

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥

**શ્લોકાર્થ**:—જે સર્વ દ્વારોનો નિરોધ કરી, મનને હૃદયમાં સ્થિર કરી, કપાળમાં ભ્રૂકુટિના મધ્ય ભાગમાં પોતાના પ્રાણવાયુને નિશ્ચલ કરી યોગાભ્યાસમાં સ્થિર થાય; (૧૨) અને નિર્વિકાર બ્રહ્મનો વાચક ૐ એ એકાક્ષર ઉચ્ચારી મારું સ્મરણ કરતાં કરતાં જે દેહનો ત્યાગ કરી નીકળી જાય છે, તે ઉત્તમ ગતિને પામે છે.

ટીકા:—પરંતુ જ્યારે ઇંદ્રિયોનાં દ્વારો નિગ્રહને લીધે બંધ થાય છે, ત્યારેજ આ ક્રિયા બને છે. આમ થયું એટલે સહજ મન સ્વાધીન થઈ હૃદયમાં સ્વસ્થ થાય છે. જે પ્રમાણે જેના હાથપગ ભાંગી ગયા હોય તે પોતાનું ઘર છોડી શકતો નથી, તે પ્રમાણે હે અર્જુન! ચિત્તની સ્થિરતા થઈ એટલે પ્રાણાયામથી ૐકારનું ધ્યાન કરવું અને પ્રાણવાયુને ક્રમે ક્રમે બ્રહ્મરંધ્રપર્યંત આણવો. પછી અકાર, ઉકાર અને મકાર એ ત્રણે માત્રાઓનો લય અ-

ર્ધમાત્રામાં થાય ત્યાં સુધી અભ્યાસ કરવો અને ત્યાં સુધી ધારણાશક્તિના બળથી પ્રાણવાયુને બ્રહ્માકાશમાં (મસ્તકાકાશમાં) સ્થિર કરવો, પછી ૐકારનો અને તેનો સંયોગ થતાં મૂળસ્વરૂપ જે બ્રહ્મ તેમાં તે રમમાણ થાય છે. (૧૧૬) આમ થતાંની સાથેજ ૐકારનું સ્મરણ બંધ થાય છે અને તે વખતે પ્રાણનો અંત આવે છે. પછી ૐકારાતીત બ્રહ્માનંદસ્વરૂપજ અવશિષ્ટ રહે છે. આ પ્રમાણે પ્રણવરૂપી એકાક્ષર વડે મારા પરમ સ્વરૂપનું સ્મરણ કરતાં કરતાં જે દેહત્યાગ કરે છે, તે નિઃસંશય મનેજ પ્રાપ્ત થાય છે. હે અર્જુન! કદાચિત તારા મનમાં એવી શંકા આવશે કે, "મરણસમયે આપનુ સ્મરણ કેમ કરીને કરવું? જીવિતનું સુખ નષ્ટ થઇ, ઇંદ્રિયો સંકટમાં પડી, અંતર્બાહ્ય મૃત્યુચિહ્નો પ્રકટ થાય છે ત્યારે ઊઠીને કોણ બેસે? ઇંદ્રિયોનો સંયમ કોણ કરે? અને અંતઃકરણમાં ૐકારનુ સ્મરણ કોણ કરે?" બાપુ રે! આવા સંશયને કદી પણ તું તારા અંતઃકરણમાં સ્થાન આપીશ નહિ. જે મારી નિત્ય સેવા કરે છે, તેના અંતકાળે હું તેનો દાસ બનીને રહું છું. (૧૨૩)

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! જે યોગી એકાગ્રચિત્તે સદાસર્વદા મારું સ્મરણ કરે છે અને નિરંતર સંતોષી હોય છે, તેને હું સહજ પ્રાપ્ત થાઉં છું. (૧૪) પરમસિદ્ધિને પામેલા મહાત્માઓ મને પ્રાપ્ત થયા પછી દુઃખનું સ્થાન અને અશાશ્વત એવા જન્મને પામતા નથી. (૧૫)

*ટીકાઃ*—જે વિષયોને તિલાંજલિ આપી, વિષયેચ્છાનો નિરોધ કરી મનેજ હૃદયમાં રાખી તે સુખનો ઉપભોગ લે છે, તેને તે સંતોષના ઉમળકામાં ક્ષુધાદિકની સુધ્ધાં સ્મૃતિ રહેતી નથી; તો પછી નેત્રાદિકનો ત્યાં હિસાબજ શું? આવી રીતે સદૈવ અંતઃકરણ મારામાં તલ્લીન કરી તથા મદ્રૂપ બની, જેઓ

મારી સેવા કરે છે, તેઓ જો અંતઃકાળસમયે મારું સ્મરણ કરે તોજ હું તેમને પ્રાપ્ત થાઉં; તો પછી તેમણે પૂર્વે જ મારી ઉપાસના કરી તેનો શું ઉપયોગ? સંકટને સમયે એકાદ ગરીબ મનુષ્ય પણ દીનતાથી 'હે દેવ! મારી વહારે ધાઓ' એવી મને વિનંતિ કરે, તો તેના દુઃખનું નિવારણ કરવાને માટે મારે નથી જવું પડતું? તો પછી જેઓ મારા ભક્ત છે, તેમની મરણસમયે હું સંભાળ ન લઈ શકું તો પછી તેઓ મારી ભક્તિ શા માટે કરશે? માટે આવા સંશયનું સ્મરણ સુધ્ધાં કરશો નહિ. તે જ વેળાએ સ્મરણ કરે છે, તે વેળાએ હું તેને પ્રાપ્ત થાઉં છું. તેની ભક્તિરૂપી ઉપકારનો બોજો મારાથી સહન થઈ શકતો નથી. આ પ્રકારે હું ઋણી થયો છું,'એમ જાણી એ ઋણમાંથી મુક્ત થવાને માટે હું મારા ભક્તોની અંતકાળે સેવા કરું છું. દેહની ગ્લાનિનો સ્પર્શ મારા ભક્તોનાં સુકુમાર શરીરને ન થાય એટલા માટે હું તેમને અંતકાળે આત્મબોધરૂપી પાંજરામાં રાખું છું. તે પાંજરા પર મારા સ્મરણનો આહ્લાદકારક અને શીતળ પડદો રાખું છું. આ પ્રકારે જેની બુદ્ધિ મારા પ્રત્યે સ્થિર હોય છે, તેને હું મારા સ્વરૂપમાં લાવું છું. માટે દેહના અંતકાળનું દુઃખ મારા ભક્તોને કદી પણ થતું નથી અને તેમને હું સુખપૂર્વક મારા સ્વરૂપમાં આણું છું. આત્મા પરથી દેહરૂપી આચ્છાદન કાઢી નાખીને તથા મિથ્યા અહંકારની ધૂળ ખંખેરીને ભગવત્પ્રાપ્તિની વાસનાથી તેમને તદ્રૂપ કરું છું અને ભક્તને પણ દેહમાં પ્રેમ ન રહેવાથી તે તેનો ત્યાગ કરે છે. તે વખતે દેહ છૂટી જાય છે, એમ સુધ્ધાં તેને લાગતું નથી; તેમજ દેહના અંતસમયે ભગવત્પ્રાપ્તિ કરવી અને ઈશ્વરસાન્નિધ્ય કરવું, એવી પણ તેના મનમાં ઇચ્છા નથી. કારણ કે પૂર્વેથીજ તે મદ્રૂપ થયેલો હોય છે. વળી તેના શરીરરૂપી પાણીમાં આત્મા છે એમ દેખાય છે ખરું; પરંતુ તે દેખાવું પ્રતિબિંબ પ્રમાણે મિથ્યા હોય છે. ચાંદરણું બહાર દેખાય છે, પરંતુ વસ્તુતઃ તેની સ્થિતિ ચંદ્રમામાંજ છે. આવા બોધથી જે મારી સાથે યુક્ત થયો છે તેની નિકટજ હું હમેશાં

છું; માટે તે મરણ પછી પણ નિઃસંશય મદ્રૂપજ બને છે. જે શરીર ક્લેશરૂપી વૃક્ષોનું વન છે, જે તાપત્રયરૂપી અગ્નિની ધગધગતી સગડી છે, જે મૃત્યુરૂપી ગીધડાનો બલિ છે, જે દારિદ્રયને વધારે છે, જે મૃત્યુના ભયમાં વૃદ્ધિ કરે છે, જે સર્વ દુઃખનો ભંડાર છે, જે ખરાબ બુદ્ધિનું મૂળ છે, જે પૂર્વજન્મનાં ખરાબ કર્મોનું ફળ છે, જે ભ્રાંતિનું કેવળ સ્વરૂપજ છે, જે સંસારનો આશ્રમ છે, જે અહંકારાદિ વિકારોનું ઉપવન છે, જે સર્વ પ્રકારના વ્યાધિથી પિરસાયેલું પાત્ર છે, જે કાળે ચાવી નાખેલો ઉચ્છિષ્ટ ખીચડો છે, જે આશાનું અંગણ છે, જે સ્વભાવતઃ જન્મમરણને ઓપ ચઢાવે છે, જે ભ્રાંતિથી પરિપૂર્ણ છે, જે ખરાબ કલ્પનાથી ઓતપ્રોત ગુંથાયેલું છે, કિંબહુના જે વીંછીઓનું નિવાસસ્થાનજ છે, જે વ્યાઘ્રની જાળ છે, જેને વેશ્યા સાથે મૈત્રી છે (અર્થાત્ જે મનને વેશ્યાની પેઠે મોહમાં ફસાવે છે), જે વિષયપ્રતીતિ કરવાનું ઉત્તમ યંત્ર છે, જે યક્ષિણીની દયાનું સ્થાન છે, જે વિષયરૂપી શીતળ જળનો ઘૂંટડો છે, જે સ્નેહભાવથી વર્તનારા ચોરના મજબૂત આશ્વાસન સમાન છે, જે કોઢગ્રસ્ત મનુષ્યના આલિંગન જેવું છે, જે મહાવિષધારી સર્પના અંગ જેવું સુંવાળું છે, જે પારધિના સાહજિક ગાયન જેવું સુમધુર છે, જે વૈરીના આદરાતિથ્યની મિજબાની તથા દુર્જને કરેલી આગતાસ્વાગતા સમાન છે, વધુ શું કહું ? જે પ્રત્યક્ષ અનર્થનો સમુદ્રજ છે, જે સ્વપ્નમાં આવેલું સ્વપ્ન છે, જે મૃગજળથી પરિપૂર્ણ વન છે અને જે ધૂળની રજથી ભરેલું આકાશ છે—એવું જે શરીર તે મદ્રૂપ થયેલા પુરુષને પુનઃ પ્રાપ્ત થતું નથી. (૧૫૧)

आब्रह्मभुवनाँल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! બ્રહ્મલોકપર્યંતના સર્વ લોક ઉત્પત્તિ તથા વિનાશને આધીન છે;× પરંતુ હે કૌંતેય! માત્ર

× બ્રહ્મલોક પણ નાશવંત હોવાથી ત્યાં ગયેલા તેના ઉપાસકોનો પણ નાશજ થાય અને જેઓ ઉપરના ક્રમે ઈશ્વરની મોક્ષદાયક ઉપા-

મારી પ્રાપ્તિ થયા પછી પુનર્જન્મ થતો નથી. (૧૬)

**ટીકાઃ**—બ્રહ્મત્વનો ઘમંડ રાખનાર બ્રહ્મદેવ સુધ્ધાં પુનર્જન્મના ફેરામાંથી નિવૃત્ત થઇ શકતા નથી પરંતુ જે પ્રમાણે મૃત મનુષ્યના પેટમાં દુઃખતું નથી, કિંવા જાગ્રત થયા પછી કોઇ સ્વપ્નમાંના મહાપૂરમાં બૂડતું નથી; તે પ્રમાણે જે મને પામેલા છે તે સંસારથી લિપ્ત થતા નથી. ચૌદ ભુવનનું જે શિખર, સપ્ત ચિરંજીવમાં જે અગ્રેસર અને ત્રૈલોક્યરૂપ પર્વતનું મસ્તક, એવું જે બ્રહ્મભુવન, તેના એક પ્રહરપર્યંત પણ એક ઇંદ્રનું આયુષ્ય ટકતું નથી અને એક દિવસમાં તો ચૌદ ઇંદ્રનો પાર આવી જાય છે. (૫૫)

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥**

**શ્લોકાર્થઃ**—કેમકે સહસ્ર વેળા ચાર યુગો* વ્યતીત થાય ત્યારે બ્રહ્મદેવનો એક દિવસ અને પછી તેટલાજ કાળની તેની રાત્રિ થાય છે. આ વાત રાત્રિદિવસને જાણનારા લોકોજ જાણે છે.

**ટીકાઃ**—ચાર યુગો હજારવાર જાય ત્યારે બ્રહ્મદેવનો ખરે-

---

સના કરીને બ્રહ્મલોકમાં જાય છે, તેઓ ત્યાં પૂર્ણજ્ઞાની થઇને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે. શ્રુતિ કહે છે કેઃ—

"બ્રહ્માના પરમ આયુષ્યને અંતે મહાપ્રલય થાય છે, ત્યારે જેઓની વૃત્તિ બ્રહ્મરૂપ થયેલી હોય, તે સર્વ મહાત્માઓ બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે, પણ જેઓ માત્ર કર્મવડેજ બ્રહ્મ *લોકમાં જાય છે, તેમને મુક્તિ મળતી નથી.*"

* ઉપર કહેલા યુગ શબ્દને ચાર યુગના અર્થમાં જાણવો. વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે, "**चतुर्युग सहस्रं तु ब्रह्मणो दिनमुच्यते ।** અર્થાત્ ચાર હજાર યુગ તે બ્રહ્માનો દિવસ કહેવાય છે, એમાં "**ब्रह्मणः**" શબ્દથી બ્રહ્મા ઉપરાંત મહર્લોક આદિના નિવાસી પણ સમજવા. બ્રહ્માના આયુષ્યની ગણના આ પ્રમાણે કહી છેઃ—

'મનુષ્યોનું વર્ષ તે દેવોનો રાત્રિદિવસ છે, એવા દિવસો પ્રમાણે પક્ષ, માસ અને વર્ષની ગણતરી કરતાં બાર હજાર વર્ષના ચાર યુગ થાય છે. એવા ચાર હજાર યુગવડે બ્રહ્માનો એક દિવસ થાય છે અને તેટલીજ તેમની રાત્રી થાય છે. એવાં દિવસ-રાત્રિવડે પક્ષ, માસ અને વર્ષ ગણનાં એવા સો વર્ષ જેટલું બ્રહ્માનું પરમ આયુષ્ય છે.

ખરા પૂરા એક દિવસ થાય છે; અને તેજ પ્રમાણે ચાર હજાર યુગોની એક રાત્રિ થાય છે. આવો મોટો દિવસ અને મોટી રાત્રિ જ્યાં છે ત્યાં જ ભાગ્યવાન પુરુષો વસે છે તે મરતા નથી; પરંતુ રાત્રિદિવસ જુએ છે કે તે સ્વર્ગલોકના ચિરંજીવી છે. જ્યાં સ્વતઃ ઇંદ્રની દયા એવી છે કે એક દિવસમાં ચૌદ ઇંદ્ર થાય છે, તો પછી દેવગણની તો પ્રતિષ્ઠાજ શી વર્ણવવી? પરંતુ જેઓ બ્રહ્મદેવના આઠ પ્રહરને પોતાની દૃષ્ટિથી જુએ છે તેનેજ (બ્રહ્મદેવના) દિવસ અને રાત્રિને જાણનારા કહેવાય છે. (૧૫૯)

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥
भूतग्रामः स एवाऽयं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

શ્લોકાર્થઃ—દિવસ આવતાં અવ્યક્તમાંથી સર્વ વ્યક્તિનો ઉદય થાય છે અને પુનઃ રાત્રિ આવતાં તેજ અવ્યક્તમાં તેમનો લય થઈ જાય છે. (૧૮) હે પાર્થ! તેજ સર્વ ચરાચર વસ્તુનો આ સમુદાય પરતંત્ર હોવાથી પુનઃ પુનઃ ઉત્પન્ન થઇ રાત આવતાં લય પામે છે અને દિવસ આવતાં પુનઃ ઉત્પન્ન થાય છે. (૧૯)

ટીકાઃ—તે બ્રહ્મલોકમાં જ્યારે દિવસ ઊગે છે ત્યારે નિરાકારમાંથી સાકાર એવી રીતે ઉત્પન્ન થાય છે કે તેનું માપ કરી શકાતું નથી. પછી તે દિવસના ચાર પ્રહરો સમાપ્ત થતાં આ વિશ્વ નષ્ટ થાય છે અને પુનઃ પોહ ફાટયો એટલે અગાઉની પેઠે આ વિશ્વ ભરાવા માંડે છે. શરદઋતુના પ્રારંભમાં વાદળો આકાશમાંથી નષ્ટ થાય છે અને ગ્રીષ્મઋતુને અંતે પાછાં તે ઉત્પન્ન થાય છે; તેજ પ્રમાણે બ્રહ્મદેવના દિવસના આરંભમાં આ ભૂતસૃષ્ટિનો સમુદાય એકત્રિત થાય છે અને તે ચાર યુગો હજાર વાર વ્યતીત થાય ત્યાંસુધી રહે છે. પછી બ્રહ્મદેવની રાત્રિનો સમય થતાં આ વિશ્વ નિરાકારમાં લય પામે છે અને પૂર્વોક્ત કાળ વ્યતીત થયા પછી પૂર્વવત્ ઉદય પામે છે. આવી રીતે વિશ્વની રચના થાય છે એમ કહેવામાં મારો ઉદ્દેશ બ્રહ્મદેવનાં દિવસ અને રાત્રિમાં વિશ્વની ઉત્પત્તિ અને લય થાય છે, એ

તત્ત્વ તને સમજાવવાનોજ છે. તેની મહત્તા કેટલી છે? તે બ્રહ્મદેવ સૃષ્ટિના બીજનો ભંડાર છે, તો પણ તે જન્મમરણની મર્યાદામાં આવી ગયો છે. હે ધનુર્ધર! આ ત્રૈલોક્યસૃષ્ટિ સત્યલોકનો પ્રસાર છે અને બ્રહ્મદેવનો દિવસ ઊગતાંની સાથે તે ફેલાવા માંડે છે. પછી જ્યારે રાત્રિનો સમય આવે છે ત્યારે તે આપોઆપજ અવ્યક્તમાં લય પામે છે અને આ પંચભૂતાદિક બ્રહ્મદેવની આજ્ઞાથી સહજ—જ્યાંના ત્યાંજ વિલય પામી જાય છે. જે પ્રમાણે વૃક્ષ બીજરૂપમાં સમાયેલું હોય છે, કિંવા મેઘ આકાશમાં વિલીન થઈ જાય છે; તે પ્રમાણે જ પ્રકૃતિમાં અનેકત્વનો લય થાય છે, તે 'સામ્ય' કહેવાય છે. (૧૯)

**परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥**

*શ્લોકાર્થ*:—સર્વ સચરાચરનો નાશ થયા છતાં પણ જે નાશ પામતો નથી તે તે અવ્યક્તથી પર, ઇંદ્રિયોથી અગોચર તથા અવિનાશી એવો બીજો ભાવ (વસ્તુ) છે. (૨૦)

*ટીકા*:—તે સામ્યમાં અનેકત્વનો લય થઇ ગયા પછી ન્યૂનાધિક કશું દેખાતું નથી, તેથી ભૂતોનું નામ પણ રહેતું નથી. જે પ્રમાણે દૂધનું દહીં થયા પછી તેનું (દૂધનું) નામ તથા રૂપ નાશ પામે છે, તે પ્રમાણે આકારનો નાશ થવા સાથે જગતનું જગત્વ નાશ પામે છે; પરંતુ જેમાંથી એની ઉત્પત્તિ થઇ છે તે સ્થળે તો તે જેવું ને તેવું (તેના મૂળસ્વરૂપમાં)જ હોય છે. આ વખતે તેને **'અવ્યક્ત'** કહેવામાં આવે છે; અને જ્યારે સાકાર બની નામરૂપ ધારણ કરે છે, ત્યારે તેનેજ **'વ્યક્ત'** કહેવામાં આવે છે. આ એકબીજાનાં પ્રતીતિ કરાવનારાં આ બે નામોજ છે, વાસ્તવિક જોતા જતાં એકે વસ્તુ નથી. જે પ્રમાણે રૂપાના દાગીનાના ભાગી નાખેલા આકારને લગડી કહેવામાં આવે છે, પછી તેના દાગીના બનાવવામાં આવતાં તે લગડી નાશ પામે છે; તેજ પ્રમાણે વ્યક્ત અને અવ્યક્ત એ બન્ને વિચારો બ્રહ્મસંબંધીજ થવા છતાં તે બ્રહ્મ વ્યક્ત પણ નથી, તે ઉત્પન્ન પણ થતો નથી અને નાશ પણ પામતો નથી, પરંતુ તે ઉભય સ્થિતિથી અતીત અને

અનાદિસિદ્ધ છે. તે બ્રહ્મ વિશ્વાકાર થઇને રહે છે; પરંતુ વિશ્વને લય થતાં તેનો લય થતો નથી. જેમ અક્ષરો ભૂંસી નાખવાથી તેનો અર્થ ભૂંસાઈ જતો નથી; ઉદક પર તરંગ આવે અને જાય તો પણ ઉદક તો કાયમજ રહે છે; તે પ્રમાણે ભૂતો નાશ પામ્યા છતાં અવિનાશી બ્રહ્મ તો સ્થાયીજ રહે છે; કિંવા અલંકારોનો નાશ થતાં કાંઇ સુવર્ણનો નાશ થઈ જતો નથી; તે પ્રમાણે આત્મા મૃત્યુ પામનાર શરીરમાં પણ અમર છે. (૧૭૮)

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥ २१ ॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

શ્લોકાર્થઃ—જે અવ્યક્ત ભાવ અક્ષરસંજ્ઞાથી પ્રસિદ્ધ છે, તેનેજ પરમગતિ કહેવામાં આવે છે. જ્યાં જ્ઞાની ગયા પછી પુનઃ પાછા આવતા નથી, તેજ મારું પરમધામ છે. (૨૧) હે પાર્થ ! જેમાં સર્વ ભૂતોનો સમાવેશ થાય છે અને જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તે પરમ પુરુષ અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થાય છે.

ટીકાઃ—જેને કૌતુકથી અવ્યક્ત કહેવામાં આવતાં તેની સ્તુતિ કરવામાં આવી છે એમ લાગતું નથી, કારણ કે જે મન અને બુદ્ધિને ગમ્ય થતો નથી; જેને આકાર પ્રાપ્ત થયા છતાં પણ જેનું નિરાકારપણું જતું નથી અને આકારનો નાશ થયા છતાં પણ તેની નિત્યતામાં ખામી આવતી નથી. માટે જેને 'અક્ષર' (નાશ ન પામનાર) કહેવામાં આવે છે તેનો એવા વર્ણનથીજ બોધ થાય છે. આથી આગળ કોઈ પણ વસ્તુનો વિસ્તાર જણાતો નથી અને આનુંજ નામ પરમ ગતિ છે. પરંતુ તે આ શરીરમાં વ્યાપ્ત હોવા છતાં પણ નિદ્રિતાવસ્થામાં છે. કારણ કે તે વ્યાપાર કરાવતો પણ નથી અને કરતો પણ નથી. હે મહાવીર અર્જુન ! નહિતર શરીરના સર્વ વ્યાપારોમાં એક પણ વ્યાપાર બંધ રહેતો નથી; દશે ઇંદ્રિયોના વ્યાપાર ચાલુજ રહે છે. વિષયરૂપી બજાર ઊઘડી મનના ચૌટા પર વ્યાપાર શરૂ થયા પછીજ તેમાંથી ઉત્પન્ન થતાં સુખદુઃખનો હિસ્સો અંતઃ-

કરણને પ્રાપ્ત થાય છે. જેમ રાજા સુખેથી ઊંઘતો હોય તે વખતે કાંઈ તેના રાજ્યમાંના વ્યાપાર અટકતા નથી અને પ્રજા પોતાની પ્રાપ્તિની ઇચ્છાથી વ્યાપાર કરતી રહે છે; તે પ્રમાણે બુદ્ધિની જ્ઞાનશક્તિ, મનની સંકલ્પવિકલ્પશક્તિ, ઇંદ્રિયોની ક્રિયાશક્તિ અને પ્રાણવાયુની સ્ફુરણશક્તિ, આ સર્વ દેહવ્યાપારો કરવામાં ન આવતા હોવા છતાં પણ પોતાની મેળેજ ચાલે છે. જે પ્રમાણે સૂર્ય ચલાવતો નથી તો પણ તેના પ્રકાશથી લોકના વ્યવહાર ચાલે છેજ; તે પ્રમાણે હે અર્જુન! તે પરમાત્માને લીધેજ શરીરસંઘાતના વ્યાપાર ચાલ્યાજ કરે છે. એવો તે પરમાત્મા શરીરરૂપી પુરીમાં સૂતો છે; માટે તેને પુરુષ કહેવામાં આવે છે, એમ તું સમજ; અને માયારૂપી પતિવ્રતાના એકપત્નીવ્રતમાં નિમગ્ન હોવાને લીધે તેને પુરુષ એ નામ પ્રાપ્ત થયું છે. પરંતુ વેદોએ પુષ્કળ ઉપાયો કર્યા છતાં જેનું આંગણું સુધ્ધાં દૃષ્ટિએ પડયું નથી અને જેમાં આકાશનો સમાવેશ થયો છે; એમ જાણીનેજ યોગી લોકો તેને જીવ અને પ્રકૃતિથી અતીત ગણે છે; તે પુરુષ —પરમાત્મા એકનિષ્ઠ ભક્તોની શોધ કરતો તેને ઘેર આવે છે. જે એકનિષ્ઠ ભક્ત કાયા, વાચા અને મન વડે કરીને અન્ય કાંઈ વસ્તુ જાણતો નથી, તેની એકનિષ્ઠાનો પાક આપનારું તે ઉત્તમ ક્ષેત્ર છે. હે પાંડવ! આ ત્રૈલોક્ય ભગવદ્રૂપ છે, એવો જેને સાચો મનોભાવ છે તે આસ્તિક ભક્તનો તે આશ્રમજ છે. જે નિરભિમાનીઓનો વૈભવ છે, જે ગુણાતીતોનું જ્ઞાન છે, જે નિઃસ્પૃહ જનોનું સુખોપભોગ લેવાનું સ્થાન (રાજ્ય) છે, જે સંતોષી જનોનું ભોજન છે, જે સંસારની ચિંતા ન રાખનાર શરણાગતનું માતૃપેટ અને જે ભક્તિને માર્ગે ચાલનારાની મોક્ષધામની સરળ વાટ છે, હે ધનંજય! આવા એક એક ગુણને વર્ણવી કેટલું વર્ણન કરું? પરંતુ જે સ્થળે જતાં મનુષ્ય તદ્રૂપતા પામે છે, તે સ્થાન એજ છે. ઠંડીથી જે પ્રમાણે ઊનું પ્રાણી ઠંડું થાય છે, કિંવા સૂર્ય ઊગતાં તિમિર પ્રકાશરૂપ થાય છે; તે પ્રમાણે હે પાંડુકુમાર! અજ્ઞાન અને તેનું કાર્ય જે જગત તે પરમાત્મારૂપી ગામમાં જતાં પોતેજ મુક્તસ્વરૂપ બની રહે

છે. જે પ્રમાણે કાષ્ટને અગ્નિમાં નાખતાં તે પોતેજ અગ્નિસ્વરૂપ બની જાય છે અને તેના પાછા વર્ગ પાડવા જતાં તેનું કાષ્ટત્વ દષ્ટિએ પડતું નથી; કિંવા જે પ્રમાણે ખાંડ થયા પછી પુનઃ ચાતુર્યથી તેની શેરડી કરી શકાતી નથી; એક વખત પારસમણિના સ્પર્શથી લોખંડનું સુવર્ણ કરવામાં આવ્યું, એટલે પછી બીજો એવો કયો પદાર્થ છે કે તેનું ગયેલું લોખંડપણું આણી આપે? માટે ઘીનું જે પ્રમાણે પુનઃ ખરેખરું દૂધ થતું નથી, તે પ્રમાણે જેમાં ભળી જવાથી પુનર્જન્મ નથી, તેજ મારું ખરેખર ઉત્તમ સ્થળ છે. આ ગૂઢ તત્ત્વ તને હવે સ્પષ્ટ કરીને કહું છું. (૨૦૩)

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

શ્લોકાર્થઃ–હે ભરતશ્રેષ્ઠ! જે કાળે યોગી મરણ પામવાથી પુનઃ જન્મ પામતો નથી; અને જે કાળે મરણ પામવાથી પુનઃ જન્મ પામે છે, તે કાળ હું તને કહી બતાવું છું. (૨૩)

ટીકાઃ–તેજ પ્રમાણે દેહાવસાન થયા પછી જે સ્વરૂપને યોગી પ્રાપ્ત થાય છે, તે ગૂઢ તત્ત્વ અન્ય એક પ્રકારે સમજવું સુલભ છે. અકસ્માત્ એવી ઘટના બને છે કે જે યોગી અકાળે દેહ છોડે છે તેને પુનઃ દેહ ધારણ કરવો પડે છે. માટે શાસ્ત્રોક્ત શુદ્ધ દેહનું અવસાન થાય, તો તત્ક્ષણ તે યોગી બ્રહ્મ થાય છે. બાકી અકાળે દેહાવસાન થવાથી ફરીને જન્મ ધારણ કરવો પડે છે. એજ પ્રમાણે મોક્ષ અને પુનર્જન્મ એ ઉભય કાળને આધીને છે. આ કાળ વિષે પ્રસંગોપાત્ત તને વાત કહું છું તે હે મહાવીર અર્જુન! તું સાંભળ. મરણ થતાં પંચમહાભૂત પોતપોતાને રસ્તે જાય છે, પરંતુ બુદ્ધિને ભ્રાંતિ ગળી જતી નથી; સ્મરણશક્તિ અંધ બની જતી નથી અને મન પણ મરણ પામતું નથી. આવો એ સર્વ જ્ઞાનસમુદાય પ્રકાશિત હોય છે અને તેને આગળ અનુભવેલા બ્રહ્મભાવનો બોધ હોય છે. વાયુ કિંવા પાણીથી જ્યારે દીવાનો પ્રકાશ બુઝાઈ જાય છે, ત્યારે આપણી આંખ સારી હોવા છતાં પણ તેને કાંઈ દેખાય છે કે? તેજ

પ્રમાણે દેહાવસાન વખતે વાયુ વૃદ્ધિ પામવાથી શરીર કફથી વ્યાપ્ત થાય છે અને જઠરાગ્નિનું તેજ બુઝાઇ જાય છે; તે વખતે પ્રાણજ હોતો નથી તો પછી મનબુદ્ધિ હોવા છતાં પણ તે શું કરી શકે? કેમકે અગ્નિ સિવાય દેહમાં ચૈતન્ય રહેતું નથી. શરીરમાંનો જઠરાગ્નિ નષ્ટ થવાથી દેહ રહેતો નથી, પરંતુ માત્ર કાદવજ રહે છે. આ વખતે સાધક પોતાનું અયુષ્ય અંધારામાં અથડાતો હોય તે પ્રમાણે નિર્ગમન કરે છે. આવી સ્થિતિમાં ગત અભ્યાસનું સ્મરણ રાખી, દેહ છોડી સ્વરૂપમાં ભળવું એ કેવી રીતે બની શકે વારુ? તે વખતે તો દેહના કફના કાદવમાં ચૈતન્ય બી જવાથી પાછળ અને આગળના બનાવોનું સ્મરણ પણ નષ્ટ થાય છે; માટે પૂર્વે જે યોગાભ્યાસ કરવામાં આવ્યો હોય છે, તેનું સ્મરણ પણ મરણ આવવા પૂર્વેજ નાશ પામે છે. અંધારામાં રાખેલી વસ્તુ સંપાદન થયા પહેલાં દીપકનો નાશ થાય, તે પ્રમાણે આ ઘટના થાય છે. આ સર્વનું તાત્પર્ય એજ છે કે, જ્ઞાનનું મૂળકારણ જઠરાગ્નિ છે અને મરણસમયે તેને જઠરાગ્નિની પૂર્ણ સહાય હોય છે.(૨૧૮)

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

શ્લોકાર્થઃ—અગ્નિ, *જ્યોતિ, દિવસ, શુકલપક્ષ તથા ઉત્તરાયણના છ મહિનામાં મરનાર બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને×જઇ મળે છે.

ટીકાઃ—શરીરની અંદર જઠરાગ્નિની જ્યોતિનો પ્રકાશ અને બહાર ઉત્તરાયણના છ મહિના પૈકી કોઈ પણ મહિમાનો શુકલપક્ષનો દિવસ હોય (રાત્રિ ન હોવી જોઇએ)—આ પ્રકારે સર્વ ઉત્તમ સંયોગ પ્રાપ્ત હોય ત્યારે જે બ્રહ્માભ્યાસી પુરુષ

* આ શ્લોક ઉપર **શ્રીમદ્ શંકરાચાર્ય** કહે છે કે, અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના છ માસ એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે પ્રયાણ કરી ગયેલા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને પામે છે.

× **શ્રીરામાનુજાચાર્ય** તથા **શ્રીવલ્લભાચાર્ય** કહે છે કે, અગ્નિ આદિ સમયમા ગમન કરનારા બ્રહ્મવેત્તાઓજ બ્રહ્મને પામે છે. અર્થાત્ આ ગતિ સામાન્ય જનો માટે કહી નથી.

પોતાના દેહ મૂકે છે, તે તે બ્રહ્મસ્વરૂપમાં ભળી જાય છે. હે ધનુર્ધર ! સાંભળ. આ કાળના યોગમાં ( તત્કાલાભિમાની દેવતાઓનું ) એવું વિલક્ષણ સામર્થ્ય હોય છે; માટે મોક્ષપ્રાપ્તિને સારુ સ્વસ્વરૂપમાં ભળવાનો આ સરળ માર્ગ છે. આ માર્ગમાં જઠરાગ્નિ એ પ્રથમ ભૂમિકા છે, અગ્નિનું સતેજપણું એ બીજી ભૂમિકા, દિવસ એ ત્રીજી ભૂમિકા, શુક્લપક્ષ એ ચોથી ભૂમિકા છે અને ઉત્તરાયણના છ માસ પૈકીનો એક માસ એ નિસરણીનું છેક ઉપરનું પગથિયું છે. આ ક્રમે ચાલવાથી યોગી મોક્ષસિદ્ધિરૂપી ઘરને પ્રાપ્ત કરે છે. આ ઉત્તમ કાળ છે, એમ સમજ અને એનેજ શાસ્ત્રમાં અર્ચિરાદિ માર્ગ કહેવામાં આવે છે. હવે યોગી સાધકના મરણને માટે અયોગ્ય કાળ કયો, તે પ્રસંગાનુસાર તને કહું છું તે સાંભળ. (૨૫)

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम्।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

શ્લોકાર્થઃ–ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ તથા દક્ષિણાયનના છ મહિનામાં મરણ પામનાર§ યોગી ચંદ્રલોકનો ઉપભોગ લઈ આગળ ન જતાં પાછો આવે છે.× (૨૫)

ટીકાઃ–મરણસમયે કફ–વાતાદિ દોષનો અતિ ઉછાળો થવાથી અંતઃકરણમાં અંધારું વ્યાપી જાય છે; સર્વ ઇંદ્રિયોની ગતિ કુંઠિત થાય છે; સ્મૃતિને ભ્રમ ઉત્પન્ન થાય છે; મનમાં ઉન્માદનો સંચાર થાય છે અને પ્રાણ રુંધાય છે, જઠરાગ્નિ બુઝાઇ જાય છે અને ચારે તરફ તેનો ધૂમ પ્રસરી જાય છે. આથી શરીરમાં રહેલું જ્ઞાન આચ્છાદિત થાય છે. જે પ્રમાણે ચંદ્રની આડે

§ આ શ્લોક ઉપર શ્રીમદ્ શંકરાચાર્ય કહે છે કે, ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે જનારા યોગી ચંદ્રલોકને પામીને છેવટે પાછા અહીં જન્મ ધારણ કરે છે.

× શ્રીરામાનુજાચાર્ય તથા શ્રીવલ્લભાચાર્યનું કહેવું છે કે, જે યોગીઓના હૃદયબળનો પૂરો વિકાસ થયો નથી અને જેઓ મનોબળ દ્વારા ઉત્તરાયણ કાળમાં શરીરનો ત્યાગ કરી શકતા નથી તેઓ ચંદ્રલોકમાં જઇને કાલાંતરે પોતાની ઉન્નતિ કરવા માટે પુનર્જન્મ લે છે.

ઘન અને વારિથી ભરેલાં વાદળાં આવવાથી નહિ અંધારું અને નહિ પ્રકાશ એવી ઝાંખીઝાંખી સ્થિતિ થાય છે; તેજ પ્રમાણે તે મરતો પણ નથી અને સાવર પણ રહેતો નથી; જીવિતની સ્થિતિ આવી થાય છે અને આયુષ્ય મરણની વાટ જુએ છે. આ રીતે મન, બુદ્ધિ અને ઇંદ્રિયોની ચારે તરફ અતિશય ધૂમ ફરી વળે છે, ત્યારે આખા જન્મમાં મેળવેલા સર્વ લાભોનો નાશ થાય છે. જે વખતે હાથમાં જેહોય તે જાય છે, તે વખતે બીજા લાભ થશે, એમ કહીજ કેમ શકાય? માટે મરણસમયે આવી (પતિત) દશા પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે દેહની આંતરસ્થિતિ હોય છે અને બહાર કૃષ્ણ પક્ષનું પખવાડિયું હોય છે; તથા તેમાં વળી દક્ષિણાયનના છ મહિના પૈકી એક મહિનો પણ પ્રાપ્ત થાય છે. આ જન્મમરણના ફેરામાં નાખનારા સર્વ યોગો જેના મરણસમયે એકત્રિત થાય છે, તેને કાને મોક્ષપ્રાપ્તિની વાત ક્યાંથી પડે? આ વખતેજ યોગીનું દેહાવસાન થાય છે તે યોગી હોવાને લીધે ચંદ્રલોક પર્યંત જઇ શકે છે; પરંતુ પછી તેને પાછા ફરી જન્મમરણના ફેરામાં પડવું પડે છે. હે પાંડવ! મેં જે મરણને માટે અયોગ્ય કાળ દર્શાવ્યો તે આજ છે, એમ સમજ. જન્મમરણના ગ્રામમાં લઇ જનારો માર્ગ આજ છે. આ સિવાયનો બીજો જ અર્ચિરાદિ માર્ગ છે, તે રાજમાર્ગ છે; અને તે સુલભ, અતિ ઉત્તમ અને અત્યંત સહેલો છે તથા તે મોક્ષપર્યંત ગયેલો છે. (૨૩૭)

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥

**શ્લોકાર્થ**:–જગતની શુક્લ× અને કૃષ્ણ એવી બે ગતિ શાશ્વત માનવામાં આવી છે. એક ગતિથી જનાર યોગીને પાછું આવવું પડતું નથી અને બીજીથી તેને પાછું આવવું પડે છે.

**ટીકા**:–આવા આ બે માર્ગ છે. એક સરળ અને બીજો વક્ર; અને તે અનાદિકાળથી ચાલ્યા આવ્યા છે. માટે હે મહા-

× શુક્લ ગતિ એટલે દેવયાન માર્ગ અને કૃષ્ણ ગતિ પિતૃયાન માર્ગ.

વીર ! તે તને બુદ્ધિપુરઃસર બતાવવામાં આવ્યા. કેમકે તે માર્ગ પૈકી ઉત્તમ કયો અને અધમ કયો એ તું સમજી શકે; અને ખરા-ખોટા માર્ગ ઓળખી પોતાનું હિત સાધવાને માટે, હિત અને અહિત સંબંધી પણ વિચાર કરી શકે. ઉત્તમ નાવ જોયા છતાં પણ કોઈ ઊંડા દરિયામાં ભુસ્કો મારશે કે ? કિંવા કોઈ રાજમાર્ગ છોડીને આડવાટે જશે કે ? જે વિષ તથા અમૃતને ઓળખે છે, તે અમૃતનો ત્યાગ કરશે કે ? તેજ પ્રમાણે જે સરળ માર્ગ જુએ છે; તે આડમાર્ગે જશે નહિ; માટે પ્રથમ ખરાખોટાની તપાસ કરવી. આ પરીક્ષા કરતાં બરાબર આવડી એટલે મનુષ્ય કદી પણ સંકટમાં આવી પડતો નથી. તે સિવાય મરણસમયે આ માર્ગની પ્રાપ્તિ થવી અતિ દુર્ઘટજ છે; અને આ સમયે જો તેની પ્રાપ્તિ ન થઈ, તો આખો જન્મ અભ્યાસ કરેલો વ્યર્થ થઇ પડે છે. જો યોગી અર્ચિરાદિ માર્ગ મૂકીને ધૂમમાર્ગમાં સપડાઇ જાય છે, તો તે જન્મમરણના ફેરામાં ફસાઈ પડે છે અને પુનઃ પુનઃ તેનું આવાગમન થયા કરે છે. આવાં આ મોટાં સંકટો જોઇ તે એક વાર શી રીતે દૂર થાય તેનો ઉપાય દર્શાવવાને ખાતર પ્રસ્તુત બન્ને યોગમાર્ગોનું બરાબર સ્પષ્ટીકરણ કર્યું છે; યોગી એક માર્ગે મોક્ષ પ્રાપ્ત કરે છે અને બીજા માર્ગે જન્મમરણના ફેરામાં આવી પડે છે. પરંતુ દેહાવસાનસમયે વાસનાનુસાર યોગીને જે પ્રાપ્ત થાય તે પરથી મોક્ષ કિંવા પુનર્જન્મનો નિર્ણય થાય છે.

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન ! આ બે માર્ગ જાણનારો યોગી કોઈ દિવસ મોહમાં પડતો નથી, માટે સર્વકાળ તું યોગયુક્ત થા.

ટીકાઃ—અકસ્માત્ કઈ વેળાએ શું પ્રાપ્ત થશે એનો કાંઇ નિયમ છે ? માટે આ વાત રહેવા દઈશું; પરંતુ દેહાંતે બ્રહ્મપ્રાપ્તિ કરી લેવાને માટે કયો માર્ગ છે, તે સંબંધી આપણે વિચાર કરીશું. જ્ઞાનીઓ તો દેહ રહો કિંવા જાઓ, અમે કેવળ બ્રહ્મજ છીએ, એમજ સમજે છે. રજ્જુમાં સર્પનો ભાસ રજ્જુનું અસત્યત્વ જણાતાં નષ્ટ થાય છે. મારા પર તરંગો આવે છે

અને જાય છે, એવો ભાસ પાણીને કદી થાય છે કે? તેને તો ગમે ત્યારે જોઇએ, પણ પાણીનું પાણીજ હોય છે. તરંગ ઉત્પન્ન થવાથી કાંઇ તે જન્મ પામતું નથી કિંવા તરંગોનો નાશ થતાં કાંઈ તે મૃત્યુ પામતું નથી. તે પ્રમાણે જે દેહમાં રહી દેહસહિત બ્રહ્મ થાય છે, તેનામાં દેહનું ઉપનામ સુધ્ધાં રહેતું નથી. વળી ક્યારે કોનો નાશ થાય છે? જ્યારે દેશ, કાળ ઇત્યાદિ આપણેજ બની રહ્યા છીએ, ત્યારે પછી બ્રહ્મપ્રાપ્તિના માર્ગની શોધ શા માટે કરવી? વળી શોધ કરવા કોની પાસે કેવી રીતે જવું? જે વખતે ઘટ ફૂટે છે તે વખતે તેમાંનું આકાશ બરાબર રસ્તો હાથ લાગે તોજ આકાશને મળે છે અને નહિ તો શું નથી મળતું કે? વસ્તુસ્થિતિ એવી છે કે, તે ઘટના આકારનોજ નાશ થાય છે. બાકી ઘટાકાશ એ ઘટ નિર્માણ થયા પૂર્વે મૂળથીજ આકાશરૂપે છે. આવા જ્ઞાનની પરિપૂર્ણતાથી 'હું બ્રહ્મજ છું' એવા અનુભવયુક્ત યોગીને સારા અને માઠા માર્ગનું સંકટ નડતું નથી; માટે હે પાંડુકુમાર! તું યોગયુક્ત થા. આ યોગથી તને સદૈવ આપોઆપ બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થશે. પછી દેહ ગમે ત્યાં હો વા જાઓ, પરંતુ તેથી નિષ્પ્રતિબંધ તથા નિત્ય બ્રહ્મસ્વરૂપમાં કાંઈ ત્રુટિ પડનાર નથી. તે સૃષ્ટિના પ્રારંભમાં જન્મ પામતો નથી, સૃષ્ટિના અંતમાં મૃત્યુ પામતો નથી તથા સૃષ્ટિની સ્થિતિમાં સ્વર્ગ અને સંસારસુખના મોહમાં કદી ફસાતો નથી. આ બોધથી જે યોગી સાવધ હોય છે, તેનેજ આ બોધની ફળપ્રાપ્તિ થાય છે. કારણ કે તે વિષયોપભોગને ઓળંગી બ્રહ્મસ્વરૂપમાં ભળી જાય છે. હે અર્જુન! ઇંદ્રાદિક દેવોના સ્વર્ગમાં નિરંતર સર્વ પ્રકારનાં સુખનો લહાવો મળે છે; પરંતુ તેઓ ઓવારી નાખેલા પદાર્થોની પેઠે તે સુખોપભોગને ત્યાજ્ય ગણી તેનાથી દૂર નાસે છે. (૨૯૦)

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम्।**
**अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परंस्थानमुपैति चाद्यम् ॥**

**શ્લોકાર્થ**:—(બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ અને મરણ સમયે ભગવચ્ચિંતનનું માહાત્મ્ય) એ

સમજ્યા પછી વેદ, યજ્ઞ, તપ અને દાન દ્વારા થતી જે પુણ્યફળ-ની પ્રાપ્તિ કહી બતાવી છે, તે સર્વ પુણ્યપ્રાપ્તિનું અતિક્રમણ કરીને યોગી આદ્ય તથા ઉત્કૃષ્ટ સ્થાનનેજ પ્રાપ્ત કરે છે. (૨૮)

ટીકાઃ—વેદનું અધ્યયન કરી વૈદિક બની જવામાં આવે અથવા યજ્ઞ કરી પુણ્યક્ષેત્રમાં પાક તૈયાર કરવામાં આવે; કિંવા તપ તથા દાન કરી સર્વ પુણ્ય સંયુક્ત કરવામાં આવે; આ પ્રકારનાં સર્વ પુણ્યોનું વૃક્ષ ફળના ભારથી લચી પડે, તોયે નિર્ગુણ બ્રહ્મની બરાબરી તેનાથી થઇ શકતી નથી. જેને ત્રાજ-વામાં મૂકતાં જે નિત્યાનંદની તુલનામાં નાનું દેખાય છે અને જેની પ્રાપ્તિને માટે વેદયજ્ઞાદિ સાધનો કરવાં પડે છે; જથી કંટાળો આવતો નથી અને જેની સમાપ્તિ થતી નથી; જે ભોગવનારની ઇચ્છા પરિપૂર્ણ કરે છે અને જે મહાસુખ (બ્રહ્મસુખ)નો કનિષ્ઠ બંધુજ છે; એવું જે સ્વર્ગસુખ છે, તે બાહ્ય રીતેજ સુખ તરીકે દેખાય છે અને તે મરણ પછીજ પ્રાપ્ત થાય છે. એ સુખ શત વર્ષોપર્યંત યજ્ઞ કરવાથી પણ સાધ્ય થતું નથી; પરંતુ તેને યો-ગીશ્વર પોતાની દિવ્ય દષ્ટિની યુક્તિ દ્વારા કૌતુકથી જુએ, તો તેને બ્રહ્મસુખ કરતાં વજનમાં હલકું લાગે છે. પછી હે અર્જુન! તે સ્વર્ગાદિક સુખોનાં પગથિયાં કરી, વસ્તુતઃ તેની પાયમાલી કરી—તે બ્રહ્મપદ પર આરૂઢ થાય છે. સ્થાવરજંગમના મુખ્ય સ્વા-મી બ્રહ્મદેવ અને શંકર જેવાને પણ જે આરાધનીય છે; જે યોગી-ઓની ભોગ્ય વસ્તુ છે; જે આદ્ય જ્ઞાનસ્વરૂપ છે; જે પરમાનંદની કેવળ મૂર્તિ છે; જે વિશ્વાંતર્ગત સર્વ પ્રાણીઓનું જીવન છે; જે સકળ જ્ઞાનનો આત્મા છે; જે યાદવોના કુલદીપક છે; એવા શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. જ્ઞાનદેવ કહે છે કે, કુરુક્ષેત્રની જે કથા સંજય ધૃતરાષ્ટ્રને કહે છે તે તમે હવે આગળ સાંભળો.

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां अष्टमोऽध्यायः ॥८॥



# અધ્યાય ૯ મો—રાજવિદ્યા—રાજગુહ્યયોગ

શ્રીજ્ઞાનેશ્વર કહે છે કે—હે શ્રોતાજનો ! સાંભળો. હું પ્રતિજ્ઞાપૂર્વક સ્પષ્ટ કહું છું કે, તમે કેવળ આ તરફ લક્ષ આપશો તો સર્વ સુખોને પાત્ર થશો; પરંતુ આપ સર્વજ્ઞોની સભા સમક્ષ આ શબ્દો હું કાંઈ ગર્વપૂર્વક ઉચ્ચારતો નથી. તમે લક્ષ આપો એમ મારી તમારા પ્રત્યે લાડઘેલી વિનંતિ છે. કારણ કે આપના જેવા સુસંપન્ન ભંડાર પ્રાપ્ત થતાં 'લાડકાપણું' નામની જે વૃત્તિ છે, તેના 'લાડકોડ' પણ પૂર્ણ થાય છે અને મનોરથની સુધ્ધાં તૃપ્તિ થાય છે. આપની કૃપાદૃષ્ટિની શીતળતાના બહારથી પ્રસન્નતાના છોડ લીલાછમ બની ગયા છે અને તેની શીતળ છાયા નીચે પરિશ્રમિત થયેલો જે હું તે વિશ્રાંતિ લઉ છું. મહારાજ ! આપ તો સુખામૃતના નિધિજ છો; તેથી હું મારી ઇચ્છા પ્રમાણે તેમાં વિહાર કરી શાંતિ પ્રાપ્તિ કરું એવી આપ આજ્ઞા ફરમાવો. આ સુખામૃતનો આસ્વાદ લેવાને માટે તમને વિનંતિ કરતાં ડરું, તો પછી મારે તૃપ્ત ક્યાં થવું વારુ ? બાળકના તોતડા બોલોથી અને આડાઅવળા ચાલવાથી જે પ્રમાણે માતા આનંદ પામે છે, તે પ્રમાણે આપ મારા પ્રત્યે પ્રસન્ન છો, એટલા માટેજ હું આપને વિનંતિ કરું છું; નહિ તો આપના જેવા સર્વજ્ઞ શ્રોતાઓને મારા શબ્દોમાંથી કાંઈ નવીન સમજવાનું છે કે ! સરસ્વતીના પુત્રને તે પાઠ શીખવવા પડે કે ? આગિયો ગમે તેટલો મોટો હોય, પરંતુ તેનો પ્રકાશ સૂર્ય જેટલો પડશે કે ? અમૃતરૂપી પાત્રમાં પીરસવાને યોગ્ય બીજી પાકસિદ્ધિ કઈ છે ? શીતળ કિરણોના રાશિ ચંદ્રને પંખા વડે પવન નાખવો, કિંવા સુસ્વરને સંગીત સંભળાવવું અથવા દાગીનાને અલંકાર પહેરા-

વવા, એ કાર્ય કયાંય બની શકે ખરું ? પરિમલને વળી અન્ય પુષ્પની સુગંધ લેવાની શી જરૂર ? સમુદ્ર કયાં સ્નાન કરવા જશે ? વળી આ આકાશ બીજા શામાં સમાશે ? તેમજ જેથી તમારી ઇચ્છા તૃપ્ત થાય અને તમે બોલી ઊઠો કે, "વાહ ! ઠીક વ્યાખ્યાન થયું !" એવું સુયોગ્ય વક્તૃત્વ કોનું છે ? ન્યાય તો જાણે કહે છે-એ બનવું અસંભવિત છે; **તથાપિ ભક્તિથી આવી ઘટનાઓ બને છે, એમ મહારાજ કહે છે.** માટે શું સર્વ જગતને પ્રકાશમય બનાવનાર સૂર્યની આરતી રૂની વાટ સળગાવીને ન ઉતારવી કે ? કિંવા વરુણને ખોબલીભર પાણીનો અર્ઘ્ય ન આપવો કે ? હે સજ્જનો ! આપ તો પ્રત્યક્ષ શંકરનાજ અવતાર છો અને હું તો કેવળ ભક્તિથીજ આપની પૂજા કરું છું. માટે આપ મારા બોલરૂપી બિલ્વપત્રોનો સ્વીકાર કરશો. નાનું બાળક બાપના પાત્રની પાસે જમવા બેસી પોતાની યોગ્યતા ન હોવા છતાં પણ પ્રેમથી બાપના મોંમાં કોળિયો આપે છે અને બાપ પણ તે કોળિયો લેવાને માટે પોતાનું મોં આગળ ધરે છે; તેજ પ્રમાણે હું આપની સાથે બાળકની પેઠે વિનોદાત્મક વર્તન રાખું છું; તો મારા વર્તનથી આપને આનંદજ થવો જોઈએ. એવો પ્રેમનો ગુણ છે અને આપ સંતજનોએ 'મારાપણા'નું અભિમાન રાખી મને અનેક વખત 'મારો' કહ્યો છે; તેથી મારી આ ધૃષ્ટતાથી આપને વિષાદ થનાર નથી. અહો ! વાછરડો માથું મારે છે ત્યારે જે પ્રમાણે ગાયને અધિકજ પાનો છૂટે છે, તે પ્રમાણે જ મનુષ્ય અત્યંત પ્રિય હોય છે તેના ક્રોધથી પ્રેમ દ્વિગુણ વૃદ્ધિને પામે છે. માટે મુજ બાળકના તોતડા શબ્દોથી આપનું નિદ્રિત કૃપાળુપણું જાગ્રત થશે, એમ જાણીનેજ હું બોલ્યો હતો. બાકી ચંદ્રકિરણોને કોઇએ ક્ષેત્રમાં રોપીને પકવ્યાં છે કે ? કિંવા પવનને ફૂંકવા માટે કોઈ ગતિ આપે છે કે ? તેમજ આકાશ કોઇની બાથમાં આવ્યું છે કે ? સાંભળો. પાણીને પાતળું કરવું પડતું નથી અને માખણ તૈયાર થયા પછી પણ કોઈ રવૈયાથી મંથન કર્યા કરતું નથી; તેજ પ્રમાણે " લોકોને જોઇને મારું વ્યાખ્યાન લજ્જાશીલ થઇને બહાર

નીકળી પડે છે. અસ્તુ. જેની આગળ વેદોની ગતિ કુંઠિત થવાથી તે પોતાની શય્યા પર નિદ્રા લે છે, એવા ગીતાર્થને પ્રાકૃત ભાષામાં સ્પષ્ટ કરવાનો મારામાં અધિકાર છે કે? વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ ભવિષ્યની આશાથી ઇચ્છા ઉત્પન્ન થઇ; અને તે આશા એ છે કે, આપની સમક્ષ ગમે તેવું બોબડું–તોતડું બોલીને આપની પ્રીતિ સંપાદન કરવી. માટે હવે ચંદ્ર કરતાં પણ વિશેષ શીતોત્પાદક અને અમૃત કરતાં પણ અધિક જીવન દેનાર અવધાનથી મારા મનોરથને પુષ્ટિ આપો. કારણ કે જ્યારે આપની કૃપાદૃષ્ટિરૂપી વૃષ્ટિ મારા પર પૂર્ણ રીતે થશે, ત્યારે મારી બુદ્ધિરૂપી ભૂમિમાં સકલાર્થરૂપી ધાન્ય પાકશે. બાકી આપ જો ઉદાસીનવૃત્તિ ધારણ કરશો, તો અંકુરિત થયેલું જ્ઞાન પણ શુષ્ક થઈ જશે. વક્તૃત્વરૂપી પક્ષીને અવધાનરૂપી ચારો મળશે, તો તેના પ્રત્યેક અક્ષરરૂપી અવયવને અર્થરૂપી પુષ્ટિ મળશે. અર્થ એ શબ્દ બહાર પડવાની વાટ જુએ છે, શબ્દ બહાર પડતાંની સાથેજ તેમાંથી અર્થ ઉપર અર્થ નીકળે છે અને બુદ્ધિને જુદા જુદા પ્રકારના અભિપ્રાયો સૂઝવા લાગે છે. માટે સંવાદરૂપી અનુકૂળ પવન વાવા લાગતાં વક્તાના હૃદયાકાશમાં શાસ્ત્રસિદ્ધાંતરૂપી મેઘ ભરાઇ આવે છે; અને જો શ્રોતાઓનું દુર્લક્ષ હોય તો વક્તૃત્વનો જામેલો રસ પણ બગડી જાય છે. અહો! ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે એ વાત સત્ય છે; પરંતુ તેમ કરવાની શક્તિ માત્ર એક ચંદ્રમાંજ છે. માટે શ્રોતા સિવાય વક્તાની કાંઇ કિંમતજ નથી. 'અમને મિષ્ટ બનાવી પ્રાશન કરો' એવી વિનંતિ તાંદુલને ખાનારાઓ પ્રત્યે કરવી પડે છે કે? તેજ પ્રમાણે દોરીવાળી પૂતળીઓને 'અમને ઉત્તમ રીતે નચાવજો' એવી વિજ્ઞપ્તિ સૂત્રધાર પ્રત્યે કરવી પડે છે કે? તે સૂત્રધાર પૂતળીઓને નચાવે છે તે શું તેમના સ્વાર્થને માટે નચાવે છે? નહિજ; પરંતુ તેનો પોતાની કુશળતા બતાવવાને માટેજ તેમને નચાવે છે. તે પ્રમાણે હું તો એક પૂતળી છું, આપ જેમ બોલાવશો તેમ બોલીશ. માટે મારી પાસે એમ બોલાવો અને તેમ બોલાવો એવી ખટપટ મારે કરવાની

શી જરૂર? તે વખતે ગુરુ શ્રીનિવૃત્તિનાથજી કહે છેઃ—"તારે આટલું વ્યાખ્યાન શા માટે કરવું જોઇએ? તારો સર્વ અભિપ્રાય અમે સમજી ગયા છીએ; માટે હવે શ્રીકૃષ્ણે અર્જુનને જે કહ્યું હોય તે શ્રોતાઓને કહી સંભળાવ એટલે થયું." આ વચનો સાંભળી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ સંતોષ પામી મહદુલ્લાસથી બોલ્યાઃ—ઠીક મહારાજ! સાંભળો. (૩૩)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

શ્લોકાર્થઃ—હવે જે જાણવાથી તું આ અશુભ સંસારમાંથી મુક્ત થઈશ, તે અત્યંત ગુહ્ય* જ્ઞાન નિર્મત્સર એવા તને હું વિજ્ઞાનસહિત કહું છું. (૧)

ટીકાઃ—હે અર્જુન! મારા અંતઃકરણમાંનું અતિગુહ્ય જ્ઞાન તને પુનઃ કહી સંભળાવું છું. તને હું શા માટે કહું છું? કારણ એજ કે, તું સમજુ છે અને કેવળ આસ્થાની મૂર્તિ છે. સ્તનમાં દૂધ સંચિત થયેલું છતાં સ્તન પોતે તેનો આસ્વાદ લઇ શકતું નથી અને તેનું અનન્યભાવથી પાન કરનારા વત્સનીજ માતાને ઇચ્છા હોય છે; વળી કોથળામાંથી બી કાઢીને તૈયાર કરેલી જમીનમાં ઓરવામાં આવે તો તે વ્યર્થ જશે એમ કહેવાશે? એટલા માટેજ પ્રશસ્ત અંતઃકરણનો, શુદ્ધ બુદ્ધિનો, નિંદા ન કરનારો અને એકનિષ્ઠ ભક્ત હોય, તો તેને ગુપ્ત વાત પણ આનંદથી કહેવી જોઇએ. હવે તને તે ગુહ્ય પ્રાપંચિક જ્ઞાનસહિત બ્રહ્મજ્ઞાન કહું છું; પરંતુ ખરું અને ખોટું નાણું ભેગું થઈ જતાં તેને જુદું કરવામાં આવે છે, કિંવા રાજહંસ પોતાની ચાંચની સાણસી કરી ક્ષીર અને નીર પૃથક્ કરે છે, તે પ્રમાણે આ જ્ઞાન અને વિજ્ઞાનના સ્પષ્ટ વિભાગ કરીને હું તને બતાવું છું. ફોતરાં અને ધાન્ય ઊપણવાને માટે પવન આગળ ધરવામાં આવે છે, એટલે સહેજ ધાન્ય અને ફોતરાં જુદાં થઇ જાય છે; તે

* ધર્મવિષયક જ્ઞાન "ગુહ્ય" કહેવાય છે, આત્મજ્ઞાન "ગુહ્યતર" અને પરમાત્મજ્ઞાન "ગુહ્યતમ" કહેવાય છે.

પ્રમાણે તે જ્ઞાન જાગતાંની સાથે સંસારનો નાશ થઇ, મોક્ષપદ પર મુમુક્ષુજનનો પટ્ટાભિષેક થાય છે. (૪૬)

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

**શ્લોકાર્થ**:–એ જ્ઞાન, સર્વ જ્ઞાનનો રાજા, સર્વ ગુહ્યમાં શ્રેષ્ઠ, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ અનુભવમાં આવી શકે એવું, ધર્માનુકૂળ, સુખપૂર્વક પ્રાપ્ત થનારું અને અવિનાશી છે. (૨)

**ટીકા**:–જે જ્ઞાન સર્વ પ્રકારના જ્ઞાનમાં મુખ્ય છે; જે જ્ઞાન સર્વ ગુહ્યોનો સ્વામી છે; જે જ્ઞાન પવિત્ર વસ્તુઓનો રાજા છે; જે જ્ઞાન ધર્મનું અધિષ્ઠાન છે; જે ઉત્તમોત્તમ વસ્તુ છે અને જેની પ્રાપ્તિ થતાં પુનર્જન્મ લેવાનું કારણ રહેતું નથી; એવું જે બ્રહ્મજ્ઞાન તે ગુરુના મુખમાંથી હજુ વાક્ય દ્વારા બહાર આવે ન આવે એટલામાંજ શિષ્યના હૃદયમાં સ્વયમેવ રહેલો બ્રહ્મ સહજ પ્રત્યક્ષ થાય છે. તેજ પ્રમાણે સુખની ભૂમિકાએ ચડતાં જેનો ભેટો થાય છે અને તે ભેટા પછી તેનાથી થનારા સુખનો જેમાં લય થાય છે; જેની પ્રાપ્તિના આ કાંઠા પર ઊભા રહેવા છતાં પણ ચિત્ત આનંદયુક્ત થાય છે; એવું આ જ્ઞાન સહેલું અને સુલભ હોઈ તે સ્વયં પરબ્રહ્મરૂપજ છે. વળી આ જ્ઞાનમાં બીજા ગુણો એ છે કે, તે એક વાર પ્રાપ્ત થયા પછી કદી પણ નષ્ટ થતું નથી. વારંવાર તેનું આસ્વાદન–અનુભવ લેવા છતાં પણ તે જ્ઞાન ન્યૂન થતું નથી અને એનો અભાવ કે કંટાળો પણ આવતો નથી. હે ચતુર અર્જુન! હવે તું કદાચ એવી શંકા કરીશ કે, એ જ્ઞાન એવી અપ્રતિમ વસ્તુ હોવા છતાં પણ તે સર્વ લોકોને મળ્યા વિના શી રીતે રહી? અર્થાત્ લોકો એટલી બધી ઉત્તમ વસ્તુ તરફ શા માટે જોતા નથી? જે લોકો થોડાસરખા ધનને માટે પણ આગમાં કૂદકો મારવાને આગળપાછળ જોતા નથી, તેઓ આવી સહેજે પ્રાપ્ત થનારી આનંદદાયક અને સુખાવહ મિલકત કેમ નહિ મેળવતા હોય? જે જ્ઞાનરૂપી વસ્તુ આટલી બધી પવિત્ર, રમણીય, સુખાવહ, જાણવાને સુલભ, પૂર્ણ રીતે ધર્માનુકૂળ અને આત્મામાંજ પ્રાપ્ત થનારી તથા સર્વ પ્રકારે

અનુકૂળ છે, તે છતાં પણ લોકોના હાથમાં આવ્યા વિના એ વસ્તુ શી રીતે રહી ગઈ? આ શંકાને માટે અવકાશ છે ખરો; પરંતુ તું આવી શંકા કદી પણ લાવીશ નહિ. (૫૬)

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

શ્લોકાર્થઃ—હે પરંતપ! આ (આત્મજ્ઞાનરૂપી) ધર્મ પર શ્રદ્ધા ન રાખનાર પુરુષ મને પ્રાપ્ત ન થતાં, મૃત્યુયુક્ત સંસારના માર્ગમાંજ પરિભ્રમણ કર્યા કરે છે. (૩)

ટીકાઃ—જેકે ગાયનું દૂધ પવિત્ર, મિષ્ટ અને તદ્દન નિકટ જ હોવા છતાં પણ તેનો ત્યાગ કરી ઘ્રગાઇ રક્તનું સેવન નથી કરતી કે? કમળના કંદનું અને દેડકાનું વાસ્તવ્ય એકજ સ્થળે હોવા છતાં કમળમાંના પરાગનું સેવન તો બહારથી આવીને ભ્રમરજ કરે છે; અને દેડકાના નસીબમાં તો કાદવજ ચૂંથવાનું લખેલું હોય છે. અભાગિયાના ઘરમાં અગણિત દ્રવ્ય ભરેલું હોય છે; પરંતુ તે ત્યાંજ બેસી ઉપવાસ કરીને દરિદ્રાવસ્થા ભોગવતો હોય છે. તેજ પ્રમાણે પ્રાણીમાત્રના સકળ સુખનું વિશ્રાંતિસ્થાન એવો હું સર્વ પ્રાણીઓનાં હૃદયમાં હોવા છતાં તે અજ્ઞાની જીવોની વિષયો પરજ વાસના લાગી રહેલી છે. અત્યંત મૃગજળ દૃષ્ટિએ પડતાં જેમ મોઢામાં રહેલો અમૃતનો ઘૂંટડો કોઇ થૂંકી નાખે, કિંવા છીપ મળતાં ગળામાં બાંધેલો પારસમણિ તોડીને ફેંકી દે; તેવું એ કાર્ય અનુચિત છે. જેના પર અહંતામમતાની શિલા રહેલી છે, તે મને પ્રાપ્ત ન થતાં જન્મમરણના બે કાંઠાની વચ્ચે ડબૂકિયાં ખાધા કરે છે.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाऽहं तेष्ववस्थितः ॥ ४ ॥

શ્લોકાર્થઃ—હું અવ્યક્ત સ્વરૂપ છું અને સકળ વિશ્વ મારાથી વ્યાપ્ત છે. મારામાં સર્વ ભૂતો છે (આત્મામાં આત્મારૂપે રહે છે), પરંતુ હું તેમનામાં (આધેય ભાવથી) સ્થિત નથી.

ટીકાઃ—હું કેવો છું? સૂર્યની પેઠે કદી દેખાય અને કદી ન દેખાય તેવો હું નથી. આ સર્વ જગત મારા નિર્ગુણ સ્વરૂ-

પનોજ વિસ્તાર છે. જેમ દૂધ સહજ જામે એટલે તે દહીં થાય છે, કિંવા જેમ બીજમાંથી વૃક્ષ થાય છે, અથવા સુવર્ણમાંથી અલંકારો થાય છે; તેજ પ્રમાણે હું નિર્ગુણનો જે વિસ્તાર તેજ આ સકળ વિશ્વ છે. મારું એ સ્વરૂપ જ્યારે અવ્યક્ત હોય છે ત્યારે નિરાકાર હોય છે, પણ પછી તે સૃષ્ટિરૂપે વિસ્તાર પામીને આકાર ધારણ કરે છે. આ પ્રમાણે નિર્ગુણ હોવા છતાં પણ સાકાર થયેલો જે હું તેણેજ આ ત્રૈલોક્યની રચના કરી છે. મહત્તત્ત્વથી લઇને દેહપર્યંત આ સર્વ ભૂતો જે પ્રમાણે પાણીમાં ફીણ જણાય છે, તે પ્રમાણે મારા સ્વરૂપનો આભાસમાત્ર છે; પરંતુ ફીણ પાણીનુંજ બનવા છતાં તેમાંથી શોધવા છતાંય પાણી હાથ આવતું નથી. કિંવા હે અર્જુન! સ્વપ્નમાં જીવો અનેક રૂપો ધારણ કરે છે, તે બધાંજ જાગ્રત થતાં નષ્ટ થાય છે; તે પ્રમાણે આ સર્વ ભૂતો મારામાં જણાય છે, તો પણ હું તેમનામાં નથી. આ ઉપપાદન મેં તને પૂર્વે (અ. ૭, શ્લો. ૧૨ માં) કહ્યુંજ છે; માટે હું તે વિષે અધિક અધિક અહીંયાં બોલીશ નહિ. હવે તારી દૃષ્ટિનો પ્રવેશ મારા યથાર્થ સ્વરૂપમાં થવા દે. (૭૦)

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

*શ્લોકાર્થ*:–અને ભૂતો મારામાં (વસ્તુતઃ) નથી, એવી મારી ઈશ્વરી અદ્‌ભુત ઘટના જો. હું ભૂતોનો ધારણ કરનારો હોવા છતાં ભૂતોમાં હું રહેતો નથી, (પરમાત્મા અસંગ હોવાથી ભૂતોથી વસ્તુતઃ સંબંધવાળો થઇને રહેતો નથી) અને મારો આત્મા ભૂતોની ઉત્પત્તિ અને સંરક્ષણ કરે છે. (૫)

*ટીકા*:–માયાથી પર એવા મારા સ્વરૂપને કલ્પનાથી પર થઈને જોવાથી "મારામાં સર્વ ભૂતો છે" એવું મેં તને કહ્યું છે તે પણ મિથ્યા છે, એમ તને જણાશે. સંકલ્પરૂપી સંધ્યાકાળનાં જ્ઞાનરૂપી ચક્ષુઓ અજ્ઞાનરૂપી અંધકારથી ગ્રસિત હોય એવા ઝાંખા પ્રકાશમાં હું અખંડ હોવા છતાં ભૂતો મારાથી પૃથક્ દેખાય છે. જેમ માળામાંથી સર્પની ભ્રાંતિ થવાથી

માળાજ અવશિષ્ટ રહે છે, તેમ તે સંધ્યા વ્યતીત થઈ એટલે મારું અખંડિત સ્વરૂપજ અવશેષ રહે છે. ભેદની પ્રતીતિનું કારણ માત્ર દ્રષ્ટાનો સંકલ્પજ છે. ગાગર, મટકાં વગેરે શું જમીનમાંથી નીકળે છે? કુંભારની બુદ્ધિથીજ તે સર્વ તૈયાર થાય છે. સમુદ્રના પાણીમાં શું તરંગોની ખાણ છે? શું તે કૃત્ય પવનનું નથી? કપાસના ગર્ભમાં શું કાપડની ગાંસડીઓ ભરી મૂકી છે? વાપરનારની સમજશક્તિજ કપાસમાંથી કાપડ થવાનું કારણ છે. સુવર્ણમાંથી દાગીના બનવાથી કાંઇ સુવર્ણપણું નષ્ટ થતું નથી; એ તો જોનારની કલ્પનાથીજ તે દાગીના દેખાય છે. શબ્દનો પ્રતિધ્વનિ કિંવા દર્પણમાં દેખાતું સ્વરૂપ એ આપણા બોલવાનું અને જોવાનુંજ પરિણામ છે કે તે મૂળથીજ ત્યાં હોય છે? તેજ પ્રમાણે મારા નિરુપાધિક સ્વરૂપમાં ભૂતોની કલ્પનાને લીધેજ ભૂતોનો આભાસ થાય છે. તે કલ્પના કરનારી પ્રકૃતિ શાંત થઈ એટલે મારું નિરુપાધિક શુદ્ધ સ્વરૂપજ સ્પષ્ટ દેખાય છે. ફૂદડી ફરતાં આપણને ચક્કર આવે છે, ત્યારે આપણી ચારેગમના ડુંગરો વગેરે ફરતા માલૂમ પડે છે; તે પ્રમાણે આપણા મનમાં કલ્પના ઉત્પન્ન થવાથી અખંડ બ્રહ્મસ્વરૂપમાં ભૂતોનો ભાસ થાય છે. આ કલ્પનાનો ત્યાગ કરીને જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે તો હું ભૂતોમાં છું અને ભૂતો મારામાં છે, એવી કલ્પના સ્વપ્નમાં સુધ્ધાં આવતી નથી. માટે હે પ્રિયતમ! હું સૃષ્ટિનો આત્મા કિંવા અસત્ સૃષ્ટિનો આધાર છું, એ કલ્પના પણ મિથ્યાજ છે. જે પ્રમાણે સૂર્યનાં કિરણોમાં વાસ્તવિક નહિ, પરંતુ વૃથાજ મૃગજળ દેખાય છે; તેજ પ્રમાણે મારા નિર્ગુણ સ્વરૂપમાં સર્વ ભૂતો હોવાની કલ્પના લોકો કરે છે, એટલુંજ નહિ પરંતુ હું પણ તેમાં છું, એવી કલ્પના સુધ્ધાં કરે છે. આ પ્રકારે હું ભૂતોની ઉત્પત્તિ કરું છું, એમ તેઓ કહે છે; પરંતુ વાસ્તવમાં ભૂતો અને હું એકજ વસ્તુ છીએ. જે પ્રમાણે સૂર્ય અને સૂર્યપ્રભા ઉભય એકજ વસ્તુ છે; તે પ્રમાણે મારા અને ભૂતોના સંબંધમાં સમજવું. આ મારો ઐશ્વર્યયોગ તું બરાબર સમ-

જોયો કે નહિ? તો હવે કહે વારુ કે, મારામાં તથા પ્રાણીમા માં જરા પણ ભેદને અવકાશ છે? નહિજ. સર્વ પ્રાણી મારાથી અને હું તેમનાથી જરાયે ભિન્ન નથી. (૮૮)

यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

શ્લોકાર્થઃ–જેમ સર્વગામી પ્રચંડ વાયુ સદા આકાશ હોય છે, તેમજ સર્વ ભૂતો મારામાં છે, એમ તું સમજ. (૬

ટીકાઃ–આકાશનો જેટલો વિસ્તાર છે તેટલો પવન ભર રહેલો છે; પરંતુ તેને હલાવવામાં આવે ત્યારેજ તે આકાશ પૃથક્ ભાસે છે. તે પ્રમાણે પ્રાણી મારામાં છે એવી કલ્પ મનમાં આવે છે, ત્યારેજ મારામાં ભૂતો છે એમ ભાસે છે. તે કલ્પનાના અભાવમાં સર્વત્ર હુંજ છું, એમ જણાય છે; અર્થા ભૂતોનું અસ્તિત્વ કલ્પનાની ઉત્પત્તિ થતાં ભાસે છે અને કલ નાનો લય થતાં તેનો પણ લય થાય છે. કલ્પનાને ઉત્પન્ન ક નારું અજ્ઞાનજ સમૂળ નાશ પામ્યું, એટલે પછી ભૂતોનું અસ્તિ ત્વ કિંવા લય ક્યાંથી ભાસશે? આ અનુભવરૂપી સમુદ્ર એક તરંગ બનીને રહેવાથી તુંજ સર્વત્ર ભરેલો છે, એમ ત દેખાશે. શ્રીકૃષ્ણદેવ બોલ્યાઃ–હે અર્જુન! આ જે જ્ઞાન તને બતાવ્યું તેનો કાંઈ પ્રકાશ તારા મનમાં પડ્યો કે? ત્ય હવે હું અને વિશ્વ એ બે વસ્તુઓ છીએ એવું જે સ્વપ્ન ત આવ્યું હતું તે ખોટું ઠર્યું કે નહિ? પરંતુ તારી બુદ્ધિને પુ જો કલ્પનારૂપી નિદ્રા આવશે, તો પાછો તું ભેદરૂપી સ્વપ્ન પડશે અને અભેદનો બોધ નષ્ટ થઈ જશે; માટે આ કલ્પનારૂ નિદ્રાનું નિકંદન કાઢી સદા જાગ્રદવસ્થાજ ચાલુ રહે, એવું જ્ઞાનનું એક તત્ત્વ છે તે હવે હું તને કહું છું. (૯૭)

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ।

શ્લોકાર્થઃ–હે અર્જુન! સર્વ ભૂતો કલ્પને અંતે મા પ્રકૃતિમાં લીન થાય છે અને કલ્પના આરંભમાં તેમને ઉત્પન્ન કરું છું. (૭)

ટીકાઃ—હે ધનંજય! ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ ત્રણે અવસ્થાનું કારણ કેવળ માયાજ છે. આ માયાને પ્રકૃતિ કહેવામાં આવે છે અને તે બે પ્રકારની છે, એમ તને પૂર્વે (અ. ૭, શ્લો. ૪,૫ માં) કહ્યુંજ છે. એક તો ભેદભાવથી આઠ ભાગમાં વિભક્ત છે અને બીજી જીવરૂપ છે. હે પાંડવ! આ પ્રકૃતિનો સર્વ વિષય તેં પૂર્વે સાંભળ્યોજ છે; માટે તે વિષે પુનઃ પુનઃ બોલવાનું પ્રયોજન નથી. મહાપ્રલયને અંતે આ સર્વ ભૂતો મારી પ્રકૃતિરૂપ અવ્યક્તમાં લય પામે છે. ગ્રીષ્મઋતુના અંતિમ ભાગમાં જે પ્રમાણે ઘાસ બીજસહિત સુકાઈ જાય છે, કિંવા વર્ષાકાળ સમાપ્ત થયા પછી શરદઋતુમાં આકાશનાં સર્વ અભ્રો આકાશમાંજ લય પામે છે; અથવા આકાશના પોલાણમાં જે પ્રમાણે વાયુ ઊપજી આવીને વિલીન થાય છે; કિંવા પાણીમાં ઉત્પન્ન થયેલા તરંગો પાણીમાંજ નષ્ટ થાય છે; અથવા મનુષ્ય જાગ્રત થતાં તેના મનમાંનાં સ્વપ્નો મનમાંજ શમી જાય છે; તે પ્રમાણે મહાપ્રલયને અંતે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલાં સર્વ ભૂતો પ્રકૃતિમાંજ જઇ મળે છે. પછી સૃષ્ટિના પ્રારંભમાં પુનઃ તેમને હુંજ નિર્માણ કરું છું, એવું શાસ્ત્રમાં જે કથન છે તે સંબંધે ખરી સ્થિતિ શું, છે એ તને હું કહું છું; શ્રવણ કર. (૧૦૫)

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

શ્લોકાર્થઃ—આ પ્રમાણે હું મારી પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને સ્વભાવથી પરાધીન એવા આ સર્વ ભૂતસમુદાયને પુનઃ પુનઃ ઉત્પન્ન કરું છું. (૮)

ટીકાઃ—માટે હે અર્જુન! મારી પ્રકૃતિનો જ્યારે હું સહજ અંગીકાર કરું છું, ત્યારે વસ્ત્ર વણતાં જે પ્રમાણે તંતુ સમવાયી અર્થાત્ ઉપાદાનકારણ બને છે; અને પછી તે વણવાના વ્યાપારમાં નાની ચોકડીઓ તૈયાર થઈને વસ્ત્ર તૈયાર થાય છે, તે પ્રમાણે આ પંચમહાભૂતરૂપી કાર્યનું ઉપાદાનકારણ એ પ્રકૃતિજ હોય છે. જે પ્રમાણે મેળવણ નાખવાથી દૂધ જમવા [illegible] છે, તે પ્રમાણે પ્રકૃતિ પણ સૃષ્ટિમાંના આકારો ધારણ કર-

વા લાગે છે. જે પ્રમાણે પાણીના યોગથી બીજને અંકુર ફૂટી તેમાંથી વૃક્ષ થાય છે, તે પ્રમાણે પ્રાણીઓની ઉત્પત્તિ મારાથી થાય છે. ફલાણું શહેર અમુક રાજાએ વસાવ્યું એમ કહેવામાં આવે છે; પરંતુ વાસ્તવિક જોતાં તેમાં રાજાના હાથને કાંઈ મહેનત પડે છે કે? જેવી રીતે મનુષ્ય સ્વપ્નાવસ્થામાંથી જાગ્રદવસ્થામાં આવે છે, તેવી રીતે હું પ્રકૃતિનો સ્વીકાર કરું છું. હે પાંડુસુત! સ્વપ્નાવસ્થામાંથી જાગ્રદવસ્થામાં આવતાં થાક લાગીને પગ દુઃખે છે કે? કિંવા તે સ્વપ્નાવસ્થામાં હોય છે ત્યારે તેને કાંઇ શ્રમ પડે છે કે? કહેવાનું એજ છે કે, આ ભૂતસૃષ્ટિ નિર્માણ કરવામાં મને કાંઇ શ્રમ પડતો નથી. જે પ્રમાણે રાજાની આજ્ઞામાં રહેલી પ્રજા પોતપોતાના સ્વાર્થને માટે પોતપોતાના વ્યાપાર ચલાવ્યે જાય છે, તે પ્રમાણેજ માત્ર મારો અને પ્રકૃતિનો સંબંધ છે. બાકી ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ સર્વ વ્યાપાર તેનાજ છે. પૂર્ણિમાના ચંદ્રને જોતાંજ સમુદ્રમાં અપાર ભરતી આવે છે; પરંતુ હે અર્જુન! તે માટે ચંદ્રને કાંઈ શ્રમ પડે છે કે? લોખંડ જડ હોવા છતાં પણ લોહચુંબક નિકટ હોય તો તે હાલે છે; ત્યારે શું લોહની પાસે રહેવામાં લોહચુંબકને કાંઇ પરિશ્રમ પડે છે? આ પ્રમાણે હું પ્રકૃતિનો અંગીકાર કરું છું, એટલે આપોઆપજ પ્રાણીની ઉત્પત્તિ થવા લાગે છે. હે પાંડવ! આ સર્વ પ્રાણીસમુદાય પ્રકૃતિને આધીન છે. જે પ્રમાણે બીજમાંથી વેલી, પત્રો આદિ ઉત્પન્ન કરવાને માટે ભૂમિ સમર્થ છે; અથવા બાળપણ, તારુણ્ય તથા વૃદ્ધપણું એ અવસ્થાઓનું દેહજ મુખ્ય કારણ છે; કિંવા આકાશમાં મેઘપંક્તિ ઉત્પન્ન થવામાં જે પ્રમાણે વર્ષાકાળ કારણ છે; કિંવા સ્વપ્નનું કારણ જે પ્રમાણે નિદ્રા છે; તેજ પ્રમાણે હે નરેંદ્ર! આ સર્વ પ્રાણીસમુદાયનું પ્રકૃતિ એ મુખ્ય કારણ છે. સ્થાવરજંગમનું, સ્થૂલસૂક્ષ્મનું અને (વધારે શું કહું?) આ સર્વ જગતનું મૂળ કારણ પ્રકૃતિજ છે; માટે પ્રાણીની ઉત્પત્તિ અને પાલનકર્તૃત્વની સાથે મારે સંબંધ નથી. પાણીમાં ચંદ્રનો પ્રકાશ વેલીના વિસ્તાર જેવો લાગે છે, તેની ઉત્પત્તિ કાંઈ ચંદ્રે કરી

નથી; તેજ પ્રમાણે આ કર્મોની ઉત્પત્તિનું કારણ હુંજ છું, તો પણ તે મારાથી દૂરજ છે. (૧૨૩)

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

શ્લોકાર્થઃ-(જગતની ઉત્પત્તિ આદિ) કર્મો પ્રત્યે ઉદાસીનની પેઠે આસક્તિ વિનાનો જે હું તેને કર્મો બંધન કરતાં નથી.

ટીકાઃ-જે પ્રમાણે સમુદ્રમાં ભરતી આવવા માંડતાં તેને મીઠાનો બંધ અટકાવી શકતો નથી, તે પ્રમાણે મારામાં લય પામનારાં સર્વ કર્મો મને કેવી રીતે બંધનકર્તા થઈ શકશે? જ્યારે ધૂમ્રનો ગોટો વાતા પવનને હરકત કરી શકશે, કિંવા સૂર્યબિંબમાં અંધકારનો સંચાર થશે, ત્યારેજ તે મને બાંધી શકશે. વધારે શું કહું? જે પ્રમાણે પર્વતના ગર્ભમાંના દ્રવ્યને પર્જન્યની અતિવૃષ્ટિ પણ બાધ કરી શકતી નથી, તે પ્રમાણે પ્રકૃતિનાં કર્મોથી મને લેશ પણ બાધા થઇ શકતી નથી. પ્રકૃતિના કાર્યનું હુંજ કારણ છતાં ઉદાસીનની પેઠે હું કાંઈજ કરતો અને કરાવતો નથી. જે પ્રમાણે ઘરમાં રાખેલો દીપક કોઈને અમુક કાર્ય કરવાની કે ન કરવાની આજ્ઞા ફરમાવતો નથી; કોણ શું વ્યાપાર કરે છે તે પણ જાણતો નથી; તે તો માત્ર સાક્ષીભૂત હોઈ ગૃહકાર્યની પ્રવૃત્તિમાં કારણભૂત થાય છે; તેજ પ્રમાણે હું સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ કર્મોમાં ઉદાસીન છું; અને સર્વ ભૂતોમાં વ્યાપ્ત છું, આ એકજ અભિપ્રાય ખરો છે. પુનઃ પુનઃ પુષ્કળ યુક્તિઓથી ક્યાં સુધી કહું? હે સુભદ્રાપતે! આ વાત બરાબર લક્ષમાં રાખ.(૧૩૦)

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्।
हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥

શ્લોકાર્થઃ-હે કૌંતેય! મારી અધ્યક્ષતા નીચે આ ત્રિગુણાત્મક માયા આ ચરાચર (જગત) ને ઉત્પન્ન કરે છે; અને એજ કારણથી વિશ્વ ફરતું રહે છે. (૧૦)

ટીકાઃ-મારામાં ભૂતોની ઉત્પત્તિ થાય છે, તો પણ હું ભૂતોમાં હોતો નથી; એ મારી અદ્‌ભુત કૃતિ આ જ્ઞાનના પ્રકા-

શથી બરાબર જોઇ લે. પ્રાણીઓ મારામાં નથી અને હું તેમનામાં નથી, એ મારું મુખ્ય તત્ત્વ તને પ્રકટ કરીને બતાવ્યું છે. માટે તું તારી ઇંદ્રિયોનાં દ્વારો બંધ કરી, તે ન જાણે એવી રીતે તારા હૃદયમાં આ તત્ત્વોનો ઉપભોગ લે. હે પાર્થ! આ વેદાંતસિદ્ધાંતનું રહસ્ય જ્યાં સુધી હસ્તગત થયું નથી ત્યાં સુધી મારું ખરું તત્ત્વ કદી પણ કળી શકાતું નથી. જે પ્રમાણે ભૂસામાં હાથ નાખતાં દાણાનો એક કણ સુધ્ધાં હાથ લાગતો નથી, તે પ્રમાણે વેદાંતતત્ત્વ જાણ્યા વિના મારું સત્ય સ્વરૂપ જાણી શકાશે નહિ. બાકી અનુમાનના જોર પર મનુષ્યને ખરું જ્ઞાન પ્રાપ્ત થયું છે એમ લાગે છે, તે તો વ્યર્થજ છે. મૃગજળના સિંચનથી પૃથ્વી કદી પણ ભીંજાય છે? મત્સ્યને પકડવા માટે પાણીમાં જે જાળો પ્રસારવામાં આવે છે, તેમાં ચંદ્રબિંબ પણ સપડાઇ ગયેલું દેખાય છે. પરંતુ તે જાળ પાણીમાંથી બહાર કાઢી ખંખેરતાં તેમાંથી ચંદ્રિબિંબ નીકળે છે? તેજ પ્રમાણે 'અમને અનુભવ થયો છે' એમ શબ્દ તથા વાણીના યોગે કેટલાક લોકો ઉપરઉપરથી બતાવે છે; પરંતુ સત્ય બોધની કસોટીનો સમય આવે છે ત્યારે તેમનું વાચાળ જ્ઞાન બિલકુલ નિરુપયોગીજ ઠરે છે. (૧૩૯)

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम्।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

શ્લોકાર્થ:–મેં મનુષ્યદેહ ધારણ કરેલો હોવાથી, મૂર્ખ લોકો મારી અવજ્ઞા કરે છે; કારણકે હું સર્વ ભૂતોનો સ્વામી એવું જે મારું ઉત્કૃષ્ટ સ્વરૂપ, તેનું જ્ઞાન તેમને હોતું નથી.(૧૧)

ટીકા:–કિંબહુના, આ સંસારનો ડર રાખી, તું જો પ્રાપ્તિની ખરી ઇચ્છા ધરાવતો હોય, તો તને મેં જે તત્ત્વ બતાવ્યું તે તારા લક્ષમાં પૂર્ણ રીતે ઠસાવ. આંખમાં કમળો થવાથી મનુષ્ય ચંદ્રકિરણને પીળાં કહે છે; તે પ્રમાણે મારા નિર્મળ શુદ્ધ સ્વરૂપમાં તેને દોષ દેખાય છે. તાવથી મુખ કડવું થઈ જવાથી મનુષ્યને દૂધ પણ વિષસમાન કડુ લાગે છે, તે પ્રમાણે હું મનુષ્ય ન હોવા છતાં પણ લોકો મને મનુષ્ય માને છે. માટે હે ધનંજય!

હું વારંવાર કહું છું કે, અભિપ્રાય કદી પણ વીસરીશ નહિ; માત્ર સ્થૂલદષ્ટિથી જોવું એ તો વ્યર્થજ છે. જે પ્રમાણે સ્વપ્નમાંના અમૃતથી કોઈ અમર થતું નથી, તે પ્રમાણે મને જે સ્થૂલદષ્ટિથી જુએ છે, તે વસ્તુતઃ મને જોતાજ નથી. અજ્ઞાની લોકો સ્થૂલદષ્ટિથી મને જોયાની વાત કરે છે; પરંતુ એ પ્રકારથી તેઓ મારે વિષે જે જ્ઞાન મેળવે છે, તે તો ઊલટું યથાર્થ જ્ઞાનની આડેજ આવે છે. જે પ્રમાણે નક્ષત્રોનું પ્રતિબિંબ પાણીમાં જોઈ, તેને મોતીજ સમજી તે લેવાને હંસપક્ષી આકાશમાંથી નીચે આવી પાણીમાં તૂટી પડીને પ્રાણ ગુમાવે છે; તેવુંજ પરિણામ એવા જ્ઞાનનું આવે છે. મૃગજળને ગંગા સમજી તેની પાછળ દોડવાથી તે મળશે ખરું? બાવળને કલ્પવૃક્ષ સમજી તેને સેવ્યાથી શો ફાયદો? લીલા સર્પને નીલમણિનો હાર સમજી પકડવામાં આવે, બરફના કકડાને રત્ન સમજી ઊંચકી લેવામાં આવે, અંગારાને દ્રવ્યભંડાર સમજી પછેડીમાં બાંધી લેવામાં આવે, કૂવામાંના પોતાનાજ પડછાયાને પોતાનો શત્રુ સાચો સિંહ સમજી સિંહ ભુસકો મારીને પ્રાણ ગુમાવે; તે પ્રમાણે હું જેવો સાકાર પ્રપંચમાં દેખાઉં છું, તેવોજ સાકાર હું મારા સત્ય સ્વરૂપમાં છું, એમ નિશ્ચયપૂર્વક માનીને જેઓ વર્તે છે; તેઓ ચંદ્રને બદલે તેના પાણીમાં પડેલા પ્રતિબિંબને પકડનારની પેઠે ફસાઈ પડે છે. માણસ ઘેંસ ખાઈને અમૃતના લાભને ઇચ્છે તે કેમ બને? તેજ પ્રમાણે મને અવિનાશીને જે શ્રદ્ધાપૂર્વક સ્થૂલસાકારજ માને છે, તેને હું કેવી રીતે દેખાઇ શકીશ? કોઈ પશ્ચિમસમુદ્રના તટ પર જવાને માટે પૂર્વદિશામાં આવેલા સમુદ્રની વાટે જવા લાગે, તો તેને પશ્ચિમનો સમુદ્ર પ્રાપ્ત થશે? કિંવા હે મહાવીર! ફોતરાંને ખાંડવાથી તેમાંથી ધાન્યની પ્રાપ્તિ થશે કે? તેજ પ્રમાણે આ વિસ્તાર પામેલા જગતને જાણવાથી નિર્દોષ એવો જે હું તે શું જણાઇશ કે? ફીણ પીવાથી શું પાણીનો સ્વાદ આવશે કે? (૧૫૪)

લોકો માયામોહિત મનોવૃત્તિથી સંસારમાંજ હું છું એમ ભ્રાંતિથી માનીને, ત્યાંની જન્મમરણાદિ સ્થિતિ મને પણ વળ-

ગેલી છે એમ વૃથાજ સમજે છે. નામરહિત, ક્રિયારહિત તથા દેહરહિત એવો જ હું, તેને લોકો નામધારી, કર્મકર્તા અને દેહધર્મોથી યુક્ત એવો સમજે છે; તેજ પ્રમાણે તેઓ એવી કલ્પના કરે છે કે, મને નિરાકારને આકાર છે, નિરુપાધિકને ઉપચાર છે, કર્તવ્યરહિતને વ્યવહાર છે; જાતિરહિતને જાત, ગુણાતીતને ગુણ, પરિમાણાતીતને પરિમાણ તથા સર્વવ્યાપકને સ્થાન છે. જે પ્રમાણે સૂતેલો માણસ સ્વપ્નમાં વનશોભા જુએ છે, તેજ પ્રમાણે લોકો મને કર્ણરહિતને કાન, નેત્રરહિતને નેત્ર, ગોત્રરહિતને ગોત્ર, નિરાકારને રૂપ, અવ્યક્તને વ્યક્તિ, નિરિચ્છને ઇચ્છા અને નિત્યતૃપ્તને ક્ષુધાતૃષા હોવાની મિથ્યા કલ્પના કરે છે. સદાય નિર્લેપ અને સર્વ જગતને વસ્ત્રપરિધાન કરાવનાર એવા મને તેઓ વસ્ત્ર પહેરાવે છે, નિરાકારને અલંકાર પહેરાવે છે; જગતના ઉત્પન્ન કરનારાને અન્યનો ઉત્પન્ન કરેલો માને છે; સ્વતઃસિદ્ધની પ્રાણપ્રતિષ્ઠા કરે છે અને હું નિત્ય સર્વત્ર હોવા છતાં તેઓ મારું આવાહન–વિસર્જન કરે છે! હું નિરંતર નિરાકાર સ્વતઃસિદ્ધને તેઓ બાલ્ય, તારુણ્ય અને વૃદ્ધાવસ્થા લાગુ પાડે છે! અને અદ્વૈતને દ્વૈત, અકર્તાને કર્તા અને કાંઈ નહિ ખાનારને ખાનારો માને છે. મને ગોત્ર ન હોવા છતાં લોકો મારા કુળનું વર્ણન કરે છે; હું નિત્ય હોવા છતાં હું મરું છું, એમ માનીને મારા મરણનો શોક કરે છે; તેમજ હું સર્વના અંતઃકરણમાં વસી રહેલો હોવા છતાં મને અમુકનો શત્રુ અને અમુકનો મિત્ર માને છે! નિજાનંદમાં નિમગ્ન રહેનાર એવા મને તેઓ ઇચ્છા કરનારો માને છે અને હું સર્વ સ્થળે સમાન રીતે વ્યાપ્ત હોવા છતાં મને એકદેશી કિંવા એક સ્થળે વસનારો માને છે! હું સર્વ સ્થાવરજંગમનો આત્મા હોવા છતાં મને એકનો સંરક્ષક અને એકનો સંહારક માનીને સર્વત્ર મારી પ્રસિદ્ધિ કરે છે! આ પ્રમાણે સર્વ ક્ષુદ્ર મનુષ્યધર્મ મને વળગેલા છે, એવું તેમનું વિપરીત જ્ઞાન છે. તેઓ મૂર્તિને દેવ માનીને ભાવથી ભજે છે અને પછી તે ભાગી જતાં તેમાંનું દેવત્વ નષ્ટ થયેલું માની તેનો ત્યાગ કરે છે. મને

છે તે ભગવદ્ભક્તિને અનુકૂળ રહેનારી સાત્વિક શણગાર (ભાગ્ય)રૂપજ છે. તેઓ સર્વ દશ્ય મારું જ સ્વરૂપ જાણી, દિનપ્રતિદિન વૃદ્ધિંગત ભજે છે; છતાં તેમના મનોધર્મે દ્વૈતનો સ્પર્શ નથી. હે અર્જુન! આ પ્રકારે જેઓ મદ્રૂપ કરે છે, તે સેવાની આશ્ચર્યકારક વાત કહેવાની છે.

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते।

શ્લોકાર્થઃ-સર્વદા ભક્તિયુક્ત અને વ્રતાદિ તાથી પાળનારા તે મહાત્માઓ સતત મારું કીર્તન ઇંદ્રિયદમન અને નમસ્કાર કરીને મારીજ ઉપાસના

ટીકાઃ-તેમણે હરિકીર્તનમાં પ્રેમથી નૃત્ય સના સર્વ વ્યાપારો નષ્ટ કર્યા છે અને પાપનું રહેવા દીધું નથી. યમ અને દમ એમની તો તેમણે દશા કરી દીધી હોય છે. તીર્થોનાં સ્થાન દૂર કર્યા છે. યમલોકના સર્વ વ્યાપારો બંધ કરી નાખ્યા હોય છે. ને કહે છે કે, નિયમન કોનું કરવું? દમ કહે છે કે અને તીર્થો કહે છે કે, ક્ષાલન કોનું કરું? કારણ આવા પુરુષમાં જરા સરખું રહ્યું હોતું નથી. આ મારા નામના ઘોષથી સંસારનાં સર્વ દુઃખો નષ્ટ સર્વ જગત બ્રહ્મસુખથી ગાજી રહે છે. આનો પ્રકાશ સિવાયજ લોકોને પ્રકાશ આપે છે

જેનાં માન અસ્થિ અને ત્વચા પણ આ આચ્છાદનરૂપ છે, આવી રાક્ષસી–પ્રકૃતિના મુખમાં જેઓ ગ્રાસરૂપ થઈ પડે છે– તેઓ ભ્રાંતિરૂપી કુંડમાં ડૂબી જાય છે. આ પ્રમાણે જે અજ્ઞાનના અંધારકૂપમાં પડે છે, તેને વિચારરૂપી હાથની સહાય મળતી નથી; એટલુંજ નહિ પરંતુ તે ક્યાં જાય છે, તેનો પણ પત્તો લાગતો નથી. આ નિષ્ફળ કથા હવે રહેવા દઇશું; કારણ કે મૂર્ખોનું વર્ણન કરતાં વાણી પણ ક્ષીણ થઇ જશે. શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા એટલે અર્જુન બોલી ઊઠયોઃ–ઠીક, ઠીક! શ્રીકૃષ્ણ ભગવાન પુનઃ કહેવા લાગ્યાઃ જેનું વર્ણન કરવાથી વાણીને સુખ થાય છે તે સાધુની કથા હવે સાંભળ. (૧૮૭)

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

તેઓ આ પ્રમાણે મનુષ્યજ માનતા હોવાથી ખરી રીતે તેમનું તે જ્ઞાનજ સત્ય જ્ઞાનની આડે આવે છે. (૧૭૧)

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

શ્લોકાર્થઃ—તે મૂર્ખાઓની આશા, કર્મો તથા જ્ઞાન, એ સર્વ વ્યર્થજ હોય છે; તેઓ વિચારશૂન્ય બને છે અને મોહમાં નાખનારા રાક્ષસી તથા આસુરી સ્વભાવનોજ આશ્રય કરે છે.

ટીકાઃ—સારાંશ કે, મારે વિષે જેમની આવી સમજ હોય છે, તેમનો જન્મ જે પ્રમાણે કાળ સિવાયનો મેઘ, મૃગજળના તરંગો, મૃત્તિકા પર ચીતરેલો ઘોડેસવાર, જાદૂગરના અલંકાર કિંવા સંધ્યાકાળે દૃષ્ટિગોચર થતાં ગંધર્વનગરો વ્યર્થ છે, તે પ્રમાણે વ્યર્થજ છે. થુવેર સીધો વધે છે તો પણ તે અંદરથી પોકળ હોઈ તેને ફળ આવતાં નથી. બકરાને ગળે વધેલા સ્તનમાંથી દૂધ નીકળતું નથી અથવા લોધરના વૃક્ષને ફળ આવે છે તો પણ તે કોઇથી લઇ શકાતાં નથી. તે પ્રમાણે તે મૂર્ખનું જીવન પણ વ્યર્થજ છે; તેનાં કર્મોને પણ ધિક્કાર છે! તે મૂર્ખનું શાસ્ત્રાધ્યયન પણ માંકડાના હાથમાં આવેલા નાળિયેર કિંવા આંધળાના હાથમાં આવેલા મોતી સમાનજ છે. કિંબહુના, તેનું શાસ્ત્રાધ્યયન નાના બાળકના હાથમાં આપેલાં શસ્ત્રો અથવા અપવિત્ર મનુષ્યને બીજસહિત શીખવેલા મંત્રો પ્રમાણે નિરર્થક છે. હે ધનંજય! જેનું ચિત્ત યથાર્થ જ્ઞાનસંપન્ન નથી, તેનું સર્વ જ્ઞાન તથા આચરણો વ્યર્થ છે. આ અજ્ઞાન અથવા તમોગુણરૂપી રાક્ષસી સદ્‌બુદ્ધિનો અને જ્ઞાનનો નાશ કરનારી યક્ષિણીજ છે. અજ્ઞાની મનુષ્યો પ્રકૃતિના પંજામાં ફસાઇ અંતે તમોગુણના મુખમાં સપડાઇ જાય છે. પછી આ તામસી પ્રકૃતિ આશારૂપી લાળમાં હિંસારૂપી જિહ્વાને પલાળી, અસંતોષરૂપી માંસના લોચા નિરંતર ચાવ્યા કરે છે. તે અનર્થરૂપી કર્ણપર્યંત હોઠ ચાટતી ચાટતી બહાર નીકળે છે; તે ભૂલરૂપી પ્રચંડ પર્વતની અંધકારમય ગુફા છે; તેની દ્વેષરૂપી દાઢો જ્ઞાનને ચાવી ચાવીને ભૂકો કરી નાખે છે; અને જે સ્થૂલબુદ્ધિ લોકોનાં મનને

જેનાં માત્ર અસ્થિ અને ત્વચા પણ આ આચ્છાદનરૂપ છે, આવી રાક્ષસી-પ્રકૃતિના મુખમાં જેઓ ગ્રાસરૂપ થઈ પડે છે- તેઓ ભ્રાંતિરૂપી કુંડમાં ડૂબી જાય છે. આ પ્રમાણે જે અજ્ઞાનના અંધારકૂપમાં પડે છે, તેને વિચારરૂપી હાથની સહાય મળતી નથી; એટલુંજ નહિ પરંતુ તે ક્યાં જાય છે, તેનો પણ પત્તો લાગતો નથી. આ નિષ્ફળ કથા હવે રહેવા દઇશું; કારણ કે મૂર્ખોનું વર્ણન કરતાં વાણી પણ ક્ષીણ થઇ જશે. શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા એટલે અર્જુન બોલી ઊઠયોઃ-ઠીક, ઠીક! શ્રીકૃષ્ણ ભગવાન પુનઃ કહેવા લાગ્યા:- જેનું વર્ણન કરવાથી વાણીને સુખ થાય છે તે સાધુની કથા હવે સાંભળ. (૧૮૭)

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

શ્લોકાર્થઃ-હે અર્જુન! જેમણે દૈવી પ્રકૃતિનો આશ્રય કર્યો છે, એવા મહાત્માઓ તો હું ભૂતોનો આદિ અને અવિનાશી છું, એમ જાણીને એકનિષ્ઠાથી મનેજ ભજે છે. (૧૩)

ટીકાઃ-જે સાધુના નિર્મળ અંતકરણમાં હુંજ સદાય વસી રહેલો છું અને ઊંઘમાં પણ વૈરાગ્ય જેની સેવા કરે છે; જેની પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ ઇચ્છામાં પણ ધર્મનુંજ રાજ્ય હોય છે અને જેનું મન સદા સદ્વિચારોનેજ પુષ્ટિ આપે છે; જે જ્ઞાનરૂપી ગંગામાં સ્નાન કરી આંતર્બાહ્ય શુદ્ધ થયા છે; જે પૂર્ણબ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિથી તૃપ્ત થયા છે અને જેનું શરીરજ જાણે શાંતિને પલ્લવ ફૂટયા ન હોય એવું થયુ છે; તેજ પ્રમાણે તેનું શરીર પણ જાણે બ્રહ્મના શરીરનો અંકુર કિંવા ધૈર્યરૂપી મંડપનો સ્તંભજ ન હોય તેવું અને આનંદના સમુદ્રમાં ડુબાવીને કાઢેલા કુંભની પેઠે ઓતપ્રોત આનંદરૂપી જળથી ભરેલું હોય છે અને તેને ભક્તિની એટલી પ્રાપ્તિ થઈ હોય છે કે, તે મોક્ષને પણ 'પાછળ હઠ' એમ કહે છે, અને તેની સહજલીલામાં પણ નીતિ જાગ્રત હોય છે. તેણે પોતાના સર્વ અવયવોમાં શાંતિરૂપી અલંકારો ધારણ કર્યા છે અને પોતાના ચિત્તથી મને સર્વવ્યાપકને પણ આવૃત કરી લીધો છે. આવા જે મહાત્માઓ

છે તે ભગવદ્‌ભક્તિને અનુકૂળ રહેનારી સાત્ત્વિક પ્રકૃતિના પણ શણગાર (ભાગ્ય)રૂપજ છે. તેઓ સર્વ દશ્ય વસ્તુઓને પણ મારુંજ સ્વરૂપ જાણી, દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતા પ્રેમથી મને ભજે છે; છતાં તેમના મનોધર્મે દ્વૈતનો સ્પર્શ સુધ્ધાં કરેલો હોતો નથી. હે અર્જુન! આ પ્રકારે જેઓ મદ્રૂપ બની મારી સેવા કરે છે, તે સેવાની આશ્ચર્યકારક વાત કહેવાની છે, તે સાંભળ.

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥

શ્લોકાર્થઃ-સર્વદા ભક્તિયુક્ત અને શમાદિ વ્રતને દઢતાથી પાળનારા તે મહાત્માઓ સતત મારું કીર્તન કરી તથા ઇંદ્રિયદમન અને નમસ્કાર કરીને મારીજ ઉપાસના કરે છે.(૧૪)

ટીકાઃ—તેમણે હરિકીર્તનમાં પ્રેમથી નૃત્ય કરીને પ્રાયશ્ચિત્તના સર્વ વ્યાપારો નષ્ટ કર્યા છે અને પાપનું તો નામ સુધ્ધાં રહેવા દીધું નથી. યમ અને દમ એમની તો તેમણે દયાજનક દશા કરી દીધી હોય છે. તીર્થોનાં સ્થાન દૂર કર્યાં હોય છે અને યમલોકના સર્વ વ્યાપારો બંધ કરી નાખ્યા હોય છે. યમ તેમને કહે છે કે, નિયમન કોનું કરવું? દમ કહે છે કે, જીતું કોને? અને તીર્થો કહે છે કે, ક્ષાલન કોનું કરું? કારણ કે પાપ તો આવા પુરુષમાં જરા સરખું રહ્યું હોતું નથી. આ પ્રમાણે તેઓ મારા નામના ઘોષથી સંસારનાં સર્વ દુઃખો નષ્ટ કરે છે અને સર્વ જગત બ્રહ્મસુખથી ગાજી રહે છે. આવો પુરુષ સૂર્યપ્રકાશ સિવાયજ લોકોને પ્રકાશ આપે છે; અમૃત વિનાજ તેમને જીવન આપે છે અને યોગ વિનાજ કૈવલ્યદર્શન કરાવે છે. તેને રાજા અને રંકનો ભેદ નથી, નાનામોટાનો ભેદ નથી, સમગ્ર જગતને માટે તે આનંદના ભંડારરૂપ બની રહે છે. વૈકુંઠમાં તો માત્ર કોઇકજ જઈ શકે છે; પરંતુ આવો પુરુષ તો જ્યાં જાય ત્યાં વૈકુંઠજ બનાવી દે છે. આ પ્રમાણે નામભજનના મહિમાથી તે સમગ્ર વિશ્વને પવિત્ર કરી દે છે. સૂર્ય ઉજ્જ્વલ છે ખરો, પરંતુ તેનામાં અસ્ત થવાનો દોષ છે અને ચંદ્ર તો વળી મહિનામાં એક વખતજ સંપૂર્ણ હોય છે, પણ આ ભક્ત તો સદાકાળ

પૂર્ણજ હોય છે. મેઘ ઉદાર છે, પરંતુ તે પણ ખાલી થઈ જાય છે; તેથી તે ભક્તની ઉપમા માટે બસ નથી. કેમકે તે તો નિઃસંદેહ કૃપાયુક્ત શંકરનીજ મૂર્તિ છે. મારા જે નામનો એક વખત ઉચ્ચાર થવા સારુ હજારો જન્મ સુધી મારી સેવા કરવી પડે છે, તે મારું નામ જેની વાચા સમક્ષ નિરંતર પ્રેમથી નૃત્ય કરે છે; (મારા જે નામનો આવો મહિમા છે) તે હું વૈકુંઠમાં નથી હોતો, એકાદ વખત સૂર્યબિંબમાં પણ નથી દેખાતો અને યોગીઓના મનનું પણ ઉલ્લંઘન કરી જાઉં છું; પરંતુ હે પાંડવ! જે મારા નામનો અત્યંત ઘોષ કર્યા કરે છે, તેની પાસે તો હું અવશ્યજ હોઉં છું. તે મારા ગુણથી અહાહા! કેવો તૃપ્ત રહે છે! કેવો દેશ અને કાળને વીસરી જાય છે! કીર્તનસુખથી તે સ્વયં પોતામાંજ સુખી બની રહે છે. કૃષ્ણ, વિષ્ણુ, હરિ, ગોવિંદ, એ શુદ્ધ નામોની સંકલનાથી અને આત્મા તથા અનાત્માના વિચારથી પૂર્ણ થયેલા પ્રબંધને સ્પષ્ટ અને ઉચ્ચ સ્વરે ગાયા કરે છે. વિશેષ શું વર્ણન કરું? હે પાંડુપુત્ર! અનેક પ્રકારે તે મારા ગુણાનુવાદ ગાતો વિશ્વમાં ઘૂમ્યા કરે છે.

હે અર્જુન! કોઈ મહાયત્નથી પંચપ્રાણ અને મને જીતી લઈ બાહ્યતઃ યમનિયમની વાડ કરીને અંદર વજ્રાસનરૂપી કિલ્લો બનાવે છે; તથા ત્યાં પ્રાણાયમની તોપો ગોઠવે છે અને કુંડલિની ઊર્ધ્વમુખ થતાં તેના પ્રકાશમાં મન પવનની સહાયથી ચંદ્રામૃતનું સરોવર સ્વાધીન કરી લે છે. એ વેળાએ પ્રત્યાહાર પણ પોતાનુંજ પરાક્રમ બતાવીને કામક્રોધાદિવિકારોનો સહકુટુંબ નાશ કરી દે છે અને ઇંદ્રિયોને પણ બાંધી-જકડી હૃદયમાં લઈ જાય છે. એટલામાં ધારણારૂપી ઘોડેસવારો આક્રમણ કરી પંચમહાભૂતોને એકત્ર કરે છે અને સંકલ્પની ચતુરંગી સેના (મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર)નો નાશ કરી નાખે છે. એમ થતાં ધ્યાન 'વિજય! વિજય!' કહી ડંકો બજાવે છે અને તન્મયતારૂપી ચળકતું એક છત્ર નજરે પડે છે. પછી સમાધિરૂપી લક્ષ્મીનો અખંડ આત્માનુભવરૂપી સિંહાસન ઉપર ઐક્યરૂપી રસ વડે રાજ્યાભિષેક થાય છે. હે અર્જુન! મારું

ભજન આવા મહિમાવાળું છે. હવે કેટલાક બીજા પણ મારું કેવું ભજન કરે છે તે સાંભળ. (૨૧૯)

વસ્ત્રમાં જેમ ખરું જોતાં તંતુજ તંતુ હોય છે; તેમ આ જગતમાં સર્વત્ર હુંજ રહેલો છું, એવી તેની માન્યતા હોય છે. બ્રહ્માથી લઇને કીડી સુધીનાં સર્વને તે મારા સ્વરૂપજ માને છે; અને નાનું મોટું, સજીવનિર્જીવ વગેરે જે કાંઈ જુએ છે, તેને મારુંજ સ્વરૂપ સમજીને સાષ્ટાંગ પ્રણામ કરે છે. તે પોતાની ઉત્તમતાને મનમાં ન લાવતાં તેમજ સામાની યોગ્યાયોગ્યતા જોવા ન બેસતાં, વસ્તુમાત્રને નમન કરવામાં પ્રસન્ન રહે છે. જેમ ઊંચે સ્થાનેથી પડતું પાણી ઢોળાવ તરફજ વહેવા લાગે છે, તેમ ભૂતમાત્ર દૃષ્ટિએ પડતાંજ તેને નમન કરવાનો તેમનો સ્વભાવ હોય છે. ફળ પામેલા વૃક્ષની શાખાઓ જેમ સ્વભાવતઃ પૃથ્વી તરફ ઝૂકતી રહે છે, તેજ પ્રમાણે તે સર્વ પ્રાણીમાત્રને નમન કરતા રહે છે. તે નિરંતર ગર્વરહિત હોઇને નમ્રતાજ તેમની અખૂટ સંપત્તિ હોય છે; અને સર્વ કર્મો તેઓ મને 'જય જય' મંત્રથી અર્પણ કર્યા કરે છે. નમન કરતાં કરતાં તેમનાં મનમાંથી માન અને અપમાનનો વિચારજ જતો રહે છે; તેથી તે સહજે સહજે મદ્રૂપ બની રહે છે. આ પ્રકારે મારારૂપ થવા છતાં પણ તેઓ નિરંતર મારીજ ઉપાસના કર્યા કરે છે. હે અર્જુન! આ એક શ્રેષ્ઠ ભક્તિનું વર્ણન થયું. હવે જે ભક્ત જ્ઞાનયજ્ઞથી મારી ભક્તિ કરે છે તે વિષે સાંભળ. (૨૨૮)

પરંતુ હે કિરીટિ! એ ભજનની યુક્તિ તું જાણેજ છે; કેમકે તેનું વર્ણન પ્રથમ હું કરી ગયો છું. ત્યારે અર્જુને કહ્યું:- હા જી, સત્ય છે. એ પ્રભુની કૃપાજ થઇ છે; પરંતુ અમૃતના પિરસણને શું કોઇ બસ કહે તેમ છે? આ વચનથી શ્રીકૃષ્ણ તેને ઉત્સુક જાણી આનંદિત ચિત્તે ડોલવા લાગ્યા અને કહેવા લાગ્યા કે—હે પાર્થ! શાબાશ! એક વાર કહેલી વાત ફરી કહેવી ઠીક નથી પડતી; તો પણ તારી ઉત્સુકતા મને ફરી કહેવામાં પ્રવૃત્ત કરે છે. ત્યારે અર્જુને કહ્યું કે, શું કહો છો! ચકોર વિના શું ચાંદની નથી રહી શકતી? પરંતુ તેનો સ્વભાવજ છે કે,

જગતને શાંતિ આપવી; એટલે જે કોઈ ચાંદનીનું સેવન કરે તેને શાંતિ મળેજ છે. એ શાંતિ લેવા સારુ ચકોર સ્વેચ્છાથી જેમ ચંદ્ર તરફ વારંવાર ચાંચ ધરે છે, તેમ હે પ્રભુ! હે કૃપાસિંધો! હું પણ આપ દયાસાગર પ્રત્યે જેટલી પણ વિનંતિ કરું તેટલી ઓછીજ છે. મેઘ પોતાની શ્રેષ્ઠતાથી આખા જગતની તૃષા દૂર કરે છે. તેને મન ચાતકની તૃષા શા લેખામાં? પરંતુ ગંગાજળની માત્ર એકજ અંજલિની ઇચ્છા હોય તો પણ ગંગા તો સદા વહ્યાજ કરે છે; તેજ પ્રમાણે મારી ઇચ્છા થોડી હોય કે વધુ હોય, તો પણ પ્રભુએ તો નિરૂપણ કરવુંજ જોઈએ. ત્યારે કહ્યું:- હવે વધુ બોલવાનું રહેવા દે, વધુ સ્તુતિ કરવાની આવશ્યકતા નથી. તું જે સારી રીતે સાંભળી રહ્યો છે, તેજ મારા વક્તૃત્વનો પ્રોત્સાહક થાય છે. એ પ્રકારે અર્જુનનું સન્માન કરી, શ્રીહરિએ હવે પોતાના વક્તૃત્વનો આરંભ કર્યો. (૩૮)

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

**શ્લોકાર્થ**:-જ્ઞાનયજ્ઞથી પૂજન કરનારા અન્ય કેટલાક એકરૂપે, અન્ય કેટલાક ભિન્ન ભિન્ન દેવતારૂપે તથા અન્ય કેટલાક 'ઈશ્વર સર્વતોમુખ છે' એમ સમજીને ઉપાસના કરે છે. (૧૫)

**ટીકા**:-જ્યાં બ્રહ્મજ અનેક રૂપોમાં અદ્વૈતરૂપે રહે છે, તેને જ્ઞાનયજ્ઞ કહે છે, ત્યાં આદિસંકલ્પજ યજ્ઞસ્તંભ હોય છે. પંચમહાભૂત જ્યાં યજ્ઞમંડપ છે, દ્વૈતભાવરૂપી પશુ છે; પાંચે મહાભૂતોના વિશેષ ગુણરૂપ જે ઇંદ્રિયો અને પ્રાણ તે યજ્ઞનાં સાહિત્ય છે; અજ્ઞાનરૂપી ઘૃત છે; જ્યાં મનબુદ્ધિરૂપી કુંડમાં જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત કરાય છે; જ્યાં સમતારૂપી સુંદર વેદી છે; વિવેકબુદ્ધિની કુશળતા જ્યાં મંત્રરૂપે છે; શાંતિ જ્યાં સ્રુક્ અને સ્રુવા (હવનપાત્રો) છે; તથા જીવ યજ્ઞ કરનાર છે, તે જીવ અનુભવરૂપી પાત્રથી વિવેકરૂપી મહામંત્ર દ્વારા જ્ઞાનાગ્નિરૂપ અગ્નિહોત્ર વડે ભેદભાવની આહુતિ આપીને તેનો નાશ કરે છે. અજ્ઞાનનો નાશ થતાં યજ્ઞ કરનાર તથા યજનક્રિયા પણ ત્યાં ને ત્યાંજ રહી જાય છે; અને પછી જીવ આત્માનંદરૂપી રસમાં અવભૃથ સ્નાન કરે છે,

એ સમયે તેમે ભૂતો, વિષયો અને ઇંદ્રિયો ભિન્ન ભિન્ન નથી જણાતાં; પરંતુ આત્મબુદ્ધિના કારણે તે સર્વને એકજ જાણે છે. હે અર્જુન! જેમ જાગ્રત થયા પછી મનુષ્યને ભાન થઇ જાય છે કે, સ્વપ્નમાં જોયેલી ચિત્રવિચિત્ર સેના પોતેજ બન્યો હતો. અર્થાત્ તે સેના યથાર્થમાં સેના ન હતી, કિંતુ તે સર્વ તે પોતેજ બન્યો હતો; તેજ પ્રમાણે જ્ઞાની મનુષ્ય પણ સર્વ વિશ્વમાં એકત્વજ જુએ છે અને પોતાના જીવભાવને પણ વીસરી જઇને તૃણથી બ્રહ્માપર્યંત આત્માનેજ ભરેલો માને છે. કેટલાક આ પ્રકારે જ્ઞાનયજ્ઞ વડે મારી ભક્તિ કરે છે. જો કે જગતમાં અનાદિકાળથી કાર્ય-કારણ પદાર્થ એકબીજાથી ભિન્નજ જણાય છે અને સઘળાં નામરૂપ ઇત્યાદિ પણ જગતમાં ભિન્ન ભિન્ન દેખાય છે; તથાપિ તે સર્વના અધિષ્ઠાનબાબતમાં ભક્તોનું જ્ઞાન ભિન્ન ભિન્ન નથી હોતું. જેમ અવયવ જુદા જુદા છતાં તે સર્વ એકજ શરીરના હોય છે; ડાળીઓ નાનીમોટી છતાં પણ તે એકજ વૃક્ષની હોય છે; કિરણ પુષ્કળ હોવા છતાં તે સર્વ એકજ સૂર્યનાં હોય છે; તેજ પ્રમાણે અનેક વ્યક્તિઓ, અનેક નામો તથા અનેક પ્રકારના સ્વભાવો વિશ્વમાં વિદ્યમાન છતાં પણ તે ભિન્ન ભિન્ન ભૂતોમાં એક અભિન્ન એવો જે હું તેનોજ એ સર્વત્ર ભાવ છે, એમ ભક્ત જાણે છે. હે પાંડવ! આવી રીતે જાણીને જે ઉત્તમ જ્ઞાનયજ્ઞ કરે છે, તેમના જ્ઞાનમાં ભિન્નભાવ પ્રવેશી શકતો નથી. જ્યારે અને જે સ્થળે જે જે વસ્તુ જુએ છે, તે તે વસ્તુ મારા સિવાય અન્ય કાંઇજ નથી, એવો તેના મનનો નિશ્ચય હોય છે. પાણીમાંનો પરપોટો જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તે પાણીરૂપજ છે. તે નષ્ટ થાય અથવા રહે તો પણ તે પાણીરૂપજ હોય છે. પવનથી મૃત્તિકાના રજકણ ઊંચે ઊડી જાય, તો પણ તેઓ કાંઈ પૃથ્વીધર્મથી છૂટતા નથી; અને પુનઃ જ્યારે નીચે પડે ત્યારે પણ તે પૃથ્વીરૂપજ હોય છે. તેજ પ્રમાણે ગમે ત્યાં ગમે તે ભાવનાથી ગમે તે થાઓ, કિંવા ન થાઓ; પરંતુ તે સર્વ હુંજ છું એવી તેના મનની વૃત્તિ થઇ ગઇ છે. હે અર્જુન! મારા સ્વરૂપની જેટલી વ્યાપકતા છે,

તેટલોજ વિશાળ તેનો અનુભવ છે; માટે જગત અનેક સ્વરૂપોથી ભરેલું દેખાશે, ત્યારે પણ તે અનેક સ્વરૂપે હું જ છું, એમજ તેઓ માનતા હોય છે. જે પ્રમાણે સૂર્યબિંબ સર્વને પોતાની સન્મુખ એકસરખુંજ દેખાય છે, તે પ્રમાણે તે જ્ઞાની જ્ઞાનથી વ્યાપક હોવાને લીધે એકસરખોજ હોયછે. હે અર્જુન! તેના જ્ઞાનમાં અંતર્બાહ્ય એવો ભેદ હોતો નથી. હે પાંડવ! આકાશમાં સર્વત્ર ભરેલા વાયુની પેઠે હું જેમ સર્વત્ર રહ્યો છું, તેમ તે પણ સર્વત્ર રહેલો છે–અર્થાત્ બન્નેનું માપ સરખું છે. આવો બોધ જેને પ્રાપ્ત થયો છે, તે ભજન ન કરે તોપણ તે ભજન કર્યાજ કરે છે. વાસ્તવમાં હુંજ સર્વસ્વ છું; મારી ઉપાસના કયારે અને કોણે કરી નથી? પણ મારું યથાર્થ જ્ઞાન ન હોવાને લીધેજ અજ્ઞાનીઓને મારી અપ્રીતિ રહે છે. આ પ્રમાણે યોગ્ય જ્ઞાનયજ્ઞથી જે મારી ઉપાસના કરે છે, તે ભક્તો વિષે મેં તને કહ્યું. સદા સર્વકાળે જે જે કર્મો થાય છે, તે તે દ્વારા મારી સહજપ્રાપ્તિ થઈ શકે છે; પરંતુ મૂર્ખાઓને મારું યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે હું તેમને પ્રાપ્ત થતો નથી. (૬૪)

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

શ્લોકાર્થઃ–અગ્નિહોત્રાદિ શ્રૌતયજ્ઞ, વૈશ્વદેવાદિક સ્માર્તયજ્ઞ, પિતૃને અર્પાયેલું સ્વધા અન્ન, ઔષધ (મનુષ્યનું અન્ન), મંત્ર, હોમદ્રવ્ય (ઘૃતાદિ હવિ), અગ્નિ અને હવનકર્મ હુંજ છું.

ટીકાઃ–તે યથાર્થ જ્ઞાનનો મનુષ્યના મનમાં ઉદય થતાં તેને માટે મુખ્ય વેદ હુંજ બનું છું. તેને માટે વિધિ અને અનુષ્ઠાન કહ્યાં છે, તે યજ્ઞ પણ હુંજ છું. પછી હે પાંડવ! તે યજ્ઞવિધાનમાંથી પ્રકટ થનારો જે યથાવિધિ યજ્ઞ તે પણ હુંજ છું. દેવતાઓને હવિ આપવાનો મંત્ર હું છું, પિતરોને હવિ દેવાનો મંત્ર હું છું, સોમવલ્લી વગેરે નાના પ્રકારની ઔષધિ હું છું, ઘૃત હું છું, સમિધા હું છું, મંત્ર અને હોમદ્રવ્ય હું છું, ઋત્વિજ હું છું, જેમાં યજ્ઞક્રિયા કરાય છે તે અગ્નિ પણ મારુંજ સ્વરૂપ છે અને અગ્નિમાં હવન કરવાની વસ્તુઓ પણ હુંજ છું. (૨૬૮)

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ॥
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

શ્લોકાર્થઃ—આ જગતનો પિતા, માતા, પ્રાણીઓને કર્મફળ આપનાર (પિતામહ એટલે બ્રહ્મદેવનો પિતા), જાણવા યોગ્ય વસ્તુ, જગતને પાવન કરનારાં યજ્ઞયાગાદિક પુણ્યકર્મ, પ્રણવ અને ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ પણ હુંજ છું.

ટીકાઃ—જેના સંગથી અષ્ટવિધ પ્રકૃતિ જગતનો પ્રસવ કરે છે, તે જગતપિતા હું છું. અર્ધનારીનટેશ્વરના સ્વરૂપમાં પુરુષ તેજ સ્રી અને સ્રી તેજ પુરુષ છે, તેમ સ્થાવરજંગમની માતા પણ હુંજ છું; અને ઉત્પન્ન થયેલું જગત જે સ્થળે રહે છે તથા જેના યોગથી પ્રાણીમાત્રનું રક્ષણ થાય છે, તે પણ નિઃસંશય મારા સિવાય અન્ય કોઇ નથી. પ્રકૃતિ અને પુરુષ એ ઉભય જેના અંતઃકરણોપાધિરહિત સ્વરૂપમાં અર્થાત્ નિર્ગુણ સ્વરૂપમાં ઉત્પન્ન થાય છે, તે વિશ્વનો પિતામહ ત્રિભુવનમાં હુંજ છું. હે અર્જુન! સર્વ જ્ઞાનમાર્ગો જે ગામમાં આવી મળે છે અને ચારે વેદનાં ચોટાંમાં જેને જાણવાયોગ્ય કહેવામાં આવે છે; જે સ્થળે પુષ્કળ પ્રકારના મતો ઐક્યને પ્રાપ્ત થયા છે; જ્યાં શાસ્રોને એકબીજાંની સાથે ઓળખાણ થઈ છે અને જ્યાં ભૂલેલાં જ્ઞાન એકત્ર થયાં છે; જે સ્થાનને પવિત્ર કહેવામાં આવે છે; બ્રહ્મરૂપી બીજનો જે અંકુર છે અને પરા, પશ્યંતી, મધ્યમા તથા વૈખરી, એ ચતુર્વિધ વાચાના ધ્વનિના આકારનું જે મંદિર છે, તે ૐકાર પણ હુંજ છું. તે ૐકારના ગર્ભમાંથી અ, ઉ અને મ્ તથા અર્ધમાત્રા ઉત્પન્ન થાય છે અને તે ઉત્પત્તિ પછી ત્રણે વેદનો ઉદ્ભવ થયો છે. માટે ઋક્, યજુષ્ તથા સામ, એ ત્રણે વેદ પણ હુંજ છું. એ પ્રમાણે વેદની વંશપરંપરા પણ હુંજ છું, એમ શ્રીકૃષ્ણ બોલ્યા. (૭૭)

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

શ્લોકાર્થઃ—કર્મફળ, જગતનું પોષણ કરનાર, સ્વામી, સાક્ષી, નિવાસસ્થાન, શરણાગતનો રક્ષક, નિરપેક્ષ મિત્ર, જગત-

ની ઉત્પત્તિ, સ્થિતિ, લય, નિધિ અને અવિનાશી બીજ હુંજ છું.

ટીકાઃ-આ સર્વ સ્થાવરજંગમ વિશ્વ જે પ્રકૃતિના ગર્ભમાં રહેલું છે, તે પ્રકૃતિ શ્રમ પામવાથી જે સ્થળે વિશ્રાંતિ લે છે, તે અંતિમ સ્થાન હું છું; અને જેને લીધે એ પ્રકૃતિ જીવે છે, જેના આશ્રયથી વિશ્વ પ્રસવે છે અને જે પ્રકૃતિને સ્વાધીન થઈ સત્ત્વ, રજ અને તમ; આ ગુણોનો ઉપભોગ લે છે, તે વિશ્વલક્ષ્મીનો પતિ હું છું, અને હે અર્જુન! સર્વ ત્રૈલોક્યનો સ્વામી પણ હુંજ છું; આકાશે સર્વ સ્થળે રહેવું; વાયુએ ક્ષણમાત્ર પણ સ્વસ્થ રહેવું નહિ; અગ્નિએ બાળવું; મેઘે વૃષ્ટિ કરવી; પર્વતે પોતાની જગ્યા છોડવી નહિ; સમુદ્રે પોતાની મર્યાદા ઓળંગવી નહિ; પૃથ્વીએ સર્વ ભૂતોનો ભાર વહન કરવો; એ સર્વ આજ્ઞા મારીજ છે. મારા બોલાવ્યાંથી વેદ બોલે છે; મારા ચલાવ્યાથી સૂર્ય ચાલે છે. સર્વ જગતનો ચાલક જે પ્રાણ તે પણ મારા હલાવ્યાથીજ હાલે છે. મારીજ આજ્ઞાથી ભૂતોને કાળ સ્વાહા કરી જાય છે; હે અર્જુન! આ પ્રમાણે આ સર્વે જેની આજ્ઞા શિરસાવંદ્ય ગણી પોતપોતાનાં કર્મો કરે છે, એવો સમર્થ જગતનો નાથ તે પણ હુંજ છું અને આકાશની પેઠે સર્વ સ્થળે રહી સાક્ષીભૂત રહેનારો પણ હુંજ છું. હે પાંડવ! આ પ્રમાણે નામરૂપમાં જે સર્વત્ર ભરેલો છે અને જે પોતેજ નામરૂપનો આધાર છે, તે પણ હુંજ છું. જે પ્રમાણે તરંગો પાણીમાં ઉત્પન્ન થાય છે અને તરંગોમાં પાણી હોય છે, તે પ્રમાણે મારામાં જગત અને જગતમાં હું છું. આ રીતે જગતનું નિવાસસ્થાન હું છું. જે એકનિષ્ઠાથી મારે શરણે આવે છે તેને હું જન્મમરણથી મુક્ત કરું છું; માટે શરણાગતનું રક્ષણ કરનાર એકલો હું છું. પ્રકૃતિના પૃથક્ ગુણોને લીધે હું એક હોવા છતાં અનેકપણાથી જગતનાં પ્રાણીમાત્રમાં પ્રાણરૂપે (જીવંત) છું. સૂર્ય જેમ સમુદ્ર કે ખાબોચિયું ન જોતાં સર્વમાં પ્રતિબિંબિત થાય છે; તેમ બ્રહ્મદેવથી માંડીને ક્ષુદ્ર કીડીપર્યંત પ્રાણીમાત્રનો હું પરમ મિત્ર છું. હે પાંડવ! આ ત્રિભુવનનું જીવન હુંજ છું અને ઉત્પત્તિ, સ્થિતિ તથા લય પણ હુંજ છું. બીજમાંથી વૃક્ષ

અને શાખા ઉત્પન્ન થાય છે અને પાછળથી તે સમસ્ત વૃક્ષનો બીજમાં સમાવેશ થાય છે; તે પ્રમાણે જે આદિસંકલ્પમાંથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે અને પુનઃ તે જગત જે આદિસંકલ્પમાં લય પામે છે, તે અવ્યક્ત વાસનારૂપી જગતબીજ સંકલ્પનો પણ કલ્પને અંતે જ્યાં લય થાય છે, તે સ્થાન હુંજ છું. જ્યારે આ સર્વ નામરૂપો લય પામે છે, વર્ણ અને આકાર નષ્ટ થાય છે તથા જાતિભેદ રહેતા નથી; ત્યારે પુનઃ જગતને નિર્માણ કરવા સંસ્કારરૂપી 'વાસનાશક્તિ ધારણ કરી,' જે સ્થળે દેવ રહે છે તે સ્થળ પણ હુંજ છું. (૯૫)

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

શ્લોકાર્થઃ–હે પાર્થ ! સૂર્યરૂપે તાપ હુંજ પાડું છું, વરસાદને અટકાવનાર અને છોડાવનાર હુંજ છું, અમૃત હુંજ છું, મૃત્યુ હુંજ છું અને સત્ તથા અસત્ પણ હુંજ છું. (૧૯)

ટીકાઃ–હું સૂર્યરૂપે જે વખતે તપ્ત થાઉં છું, તે વખતે જગત સુકાવા લાગે છે અને પુનઃ ઇંદ્રરૂપે વૃષ્ટિ કરું છું, ત્યારે તે પુનઃ સમૃદ્ધ થાય છે. જે પ્રમાણે અગ્નિ કાષ્ઠનું ભક્ષણ કરે છે, ત્યારે તે કાષ્ઠજ અગ્નિરૂપ બની જાય છે; તે પ્રમાણે મરનાર અને મારનાર બન્ને મારાંજ સ્વરૂપ છે. આ માટે મૃત્યુને ભાગે જે જે રૂપો આવ્યાં છે, તે પણ મારાંજ રૂપો છે અને ન મરનારાં રૂપો તો સ્વભાવતઃજ મારાં છે. હવે વધારે શું કહું ? સર્વ તને એકદમજ કહી દઉંછું કે, સત્ તથા અસત્ અર્થાત્–ખરાં અને ખોટાં એવાં બન્ને પ્રકારનાં રૂપો મારાંજ છે, એમ તું જાણ. હે અર્જુન! જ્યાં હું નહિ હોઉં એવું કોઈ પણ ઠેકાણુંજ નથી; છતાં પણ પ્રાણીઓનું કેવું દુર્ભાગ્ય છે કે, જેથી તે મને જોતાં નથી. જે પ્રમાણે તરંગો પાણી વિના સુકાઈ જાય કિંવા સૂર્યકિરણ દીપકના પ્રકાશ વિના ન જોઈ શકે, તે પ્રમાણે સર્વરૂપે હુંજ હોવા છતાં તે મને ઓળખતાં નથી. એજ મહાન આશ્ચર્ય છે. આ સકળ વિશ્વમાં અંતર્બાહ્ય હુંજ ભરેલો છું અને આ જગત મદ્રૂપજ છે; પરંતુ જીવોનાં કર્મો એવાં તો

આડે આવે છે કે, તેઓ મનેજ 'નથી' એમ કહે છે. જે અમૃતના કૂપમાં પડયા છતાં બહાર નીકળવાનો પ્રયત્ન કરે તો તેને કેવો અભાગી કહેવો ? હે કિરીટિ ! અન્નને માટે દોડતા અંધ મનુષ્યને ચિંતામણિ મળતાં દૃષ્ટિ ન હોવાને લીધે જે પ્રમાણે તેને પગથી ખસેડી નાખે છે, તે પ્રમાણે યથાર્થ જ્ઞાન ન હોય તેમની ઉપર્યુક્ત અંધ મનુષ્યના જેવીજ સ્થિતિ થાય છે. માટે જ્ઞાન વિના જે જે કર્મો કરવામાં આવે, તે તે સર્વ ન કર્યા સમાનજ છે. અંધ મનુષ્યને ગરુડની પાંખ મળે, તો પણ તે તેનો શો ઉપયોગ કરી શકવાનો હતો ? તેજ પ્રમાણે યથાર્થ જ્ઞાન સિવાય સત્કર્મો વ્યર્થ જાય છે. (૯)

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।**
**ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥**

**શ્લોકાર્થ:**—ત્રણ વેદને જાણનારા, સોમપાન કરનારા અને તેના યોગથી નિષ્પાપ થયેલા યાજ્ઞિકો યજ્ઞ દ્વારા મારું પૂજન કરી સ્વર્ગપ્રાપ્તિને માટે મારી પ્રાર્થના કરે છે; અને તે દીક્ષિત પુણ્યફળરૂપી સ્વર્ગમાં જઇ ત્યાં દેવના દિવ્ય ભોગો ભોગવે છે.

**ટીકા:**—અરે અર્જુન ! વર્ણવિહિત ધર્મોનું આચરણ કરી જે પોતેજ વિધિમાર્ગની કસોટી બને છે (વેદમાં જણાવ્યા પ્રમાણે યથાવિધિ આચરણ કરે છે), તે યજ્ઞ કરવા માંડે છે એટલે ત્રણ વેદ સંતોષ પામી ડોલવા લાગે છે અને તેની સમક્ષ ક્રિયા પણ ફળસહિત આવીને ઊભી રહે છે. આ પ્રમાણે યજ્ઞમાંનું સોમપાન કરનારા યજ્ઞકર્તાઓ (દીક્ષિત) જેઓ પોતેજ યજ્ઞસ્વરૂપ બને છે, તેઓ નામમાત્રનુંજ પુણ્ય પરંતુ વાસ્તવમાં પાપજ એકઠું કરે છે. તે કેવી રીતે પાપ કરે છે ? તેનો ઉત્તર એ છે કે, ઋક્, યજુષ્ અને સામ, એ ત્રણ વેદને જાણી સેંકડો યજ્ઞથી તેઓ મારું યજન કરે છે; પરંતુ મારી પ્રાપ્તિની ઇચ્છા નહિ રાખતાં તેઓ ક્ષુદ્ર સ્વર્ગપ્રાપ્તિનીજ ઇચ્છા કરે છે. અર્જુન ! જે પ્રમાણે એકાદ દુર્ભાગી મનુષ્ય કલ્પતરુ [illegible] બેસી, ઝોળીને તૈયાર કરી ભિક્ષા માગવાને નીકળે [illegible] તેઓ સેંકડો યજ્ઞો દ્વારા મારું યજન કરી સ્વર્ગનું [illegible]

કરે છે; માટે એ પુણ્ય નથી, પરંતુ ખરેખરું પાપજ છે. મારી પ્રાપ્તિની ઇચ્છા છોડી સ્વર્ગસુખની ઇચ્છા કરનારને અજ્ઞાની લોકો પુણ્યવાન કહે છે; પરંતુ જ્ઞાનીઓ તો તેમને જન્મમરણના ફેરામાં પડનારા અને હીનદશાને પ્રાપ્ત થયેલાજ માને છે. સહેજ વિચાર કરતાં નરકનાં દુઃખોની તુલનામાં સ્વર્ગપ્રાપ્તિનેજ સુખ કહી શકાશે; પરંતુ આ ઉભયથી ભિન્ન, અખંડ આનંદદાયક અને નિર્દોષ એવું જે સુખ તે તો મારું સ્વરૂપજ છે. હે મહાવીર અર્જુન! સ્વર્ગ અને નરક એ બન્ને આડમાર્ગ છે અને તે ચોરોની વાટ છે. સ્વર્ગપ્રાપ્તિ પુણ્યાત્મક પાપથી થાય છે અને નરકપ્રાપ્તિ પાપાત્મક પાપથી થાય છે; પરંતુ જેના યોગથી મારી પ્રાપ્તિ થાય છે, તેનેજ તું શુદ્ધ પુણ્યકર્મ સમજ. હે પાંડુસુત! પ્રાણી મારામાંજ રહેતો હોવા છતાં જે કર્મને લીધે તેને મારાથી વંચિત રહેવું પડતું હોય, તે કર્મને પુણ્ય કહેતાં જીભ ન કપાઇ જાય? પરંતુ હવે એ વાત રહેવા દઇશું. આ પ્રમાણે તે દીક્ષિત મારું યજન કરી સ્વર્ગભોગની ઇચ્છા કરે છે, તે સ્વર્ગભોગનું થોડું વર્ણન સાંભળો.

જે પુણ્યથી હું પ્રાપ્ત થઇ શકતો નથી એવાં પાપાત્મક પુણ્ય કરીને તે હોંસે હોંસે સ્વર્ગમાં જાય છે. જ્યાં અમરત્વ એજ સિંહાસન છે, જ્યાં ઐરાવત સરખાં વાહન છે, જ્યાં અમરાવતી એ પાટનગર છે, જ્યાં અષ્ટમહાસિદ્ધિના ભંડારો ભરેલા છે, જ્યાં અમૃતના કોઠારો પરિપૂર્ણ છે, જ્યાં કામધેનુનાં ટોળાંનાં ટોળાં છે; જ્યાં દેવોના ચાકરોને ચાલવા માટે ચિંતામણિથી મઢેલા માર્ગો છે અને વિલાસને માટે કલ્પતરુનાં ઉપવનો બનાવેલાં છે; જ્યાં ગંધર્વો ગાયન કરે છે અને રંભા જેવી અપ્સરાઓ નૃત્ય કર્યા કરે છે; જ્યાં વિલાસિની સ્ત્રીઓમાં ઉર્વશી મુખ્ય છે; જ્યાં મદન શયનગૃહમાં નોકરી કરે છે; જ્યાં ચંદ્ર માંજવાનું કાર્ય કરે છે; જ્યાં વાયુ સરખા બોલતાંવારજ હાજર થાય એવા દાસો છે; જ્યાં ઇંદ્રને આશીર્વાદ આપવાને માટે બૃહસ્પતિ જેવા મુખ્ય બ્રાહ્મણ છે અને જ્યાં સ્તુતિપાઠક હજારો દેવ છે; જ્યાં લોકપાલ સરખા વિજયવંત સરદારો છે

અને જ્યાં ઉચ્ચૈઃશ્રવા નામક ખાસ અશ્વરત્ન છે; ઇંદ્રલોકના આવા આવા દિવ્ય ભોગ જ્યાંસુધી પુણ્ય પહોંચે ત્યાંસુધી સકામ યજ્ઞ કરનારા ભોગવે છે. (૨૭)

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**—તે તે વિસ્તીર્ણ સ્વર્ગલોકનો ઉપભોગ લઇ પુણ્ય સમાપ્ત થતાં પાછા મૃત્યુલોકમાં આવે છે; અને આ પ્રમાણે ત્રણ વેદમાં નિર્દિષ્ટ કરેલાં કેવળ વૈદિક કર્મ કરનારા કામુક લોકો જન્મમૃત્યુના આવાગમનમાં પડે છે. (૨૧)

**ટીકાઃ**—પછી તેમનાં પુણ્યની પૂંજી સમાપ્ત થતાંવારજ ઇંદ્રપણાના ઐશ્વર્ય પરથી ઊતરી પુનઃ તેઓ મૃત્યુલોકમાં પાછા આવે છે. વેશ્યાની પાછળ ગમે તેટલું દ્રવ્ય વેરનારને પણ ભિખારી થયા પછી તે ઘરમાં પેસવા દેતી નથી; તેવીજ સ્વર્ગ-સુખ માટે યજ્ઞ કરનારની સ્થિતિ અતિ લજ્જાસ્પદ થાય છે. આ પ્રમાણે મારી વિસ્મૃતિ કરીને પુણ્યમાર્ગના આચરણથી સ્વર્ગપ્રાપ્તિ કરી લે છે, તેઓ અમરત્વના લાભને ગુમાવે છે અને મૃત્યુલોકમાં પાછા આવે છે. પછી માતાના ઉદરરૂપી ગુહામાં વિષ્ટાના થરમાં નવ માસ સુધી ઊકળી, પાકીને જન્મ પામી મરણ પામે છે. અરે! જે પ્રમાણે સ્વપ્નમાં મળેલો ભંડાર જાગ્રદ-વસ્થામાં આવતાં નષ્ટ થાય છે; તે પ્રમાણેજ યજ્ઞકર્તાઓનું સ્વર્ગ-સુખ તું સમજ. હે અર્જુન! ધાન્ય કાઢી લીધા પછી ફોતરાંને ફેંકી દેવામાં આવે છે, તે પ્રમાણે મનુષ્ય વેદાર્થજ્ઞાની થાય તો પણ મને જાણ્યા વિના તેનો જન્મ વ્યર્થ છે. અર્થાત્ ત્રણે વેદોક્ત ધર્મો મારા વિના કેવળ નિરર્થક છે; માટે હવે મનેજ ઓળખ, અન્ય કોઇ પણ વસ્તુને મનમાં આણીશ નહિ; એટલે તું સુખી થઈશ. (૩૩૪)

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**—જે લોકો એકનિષ્ઠ બની મારું ચિંતન કરી

મારી ઉપાસના કરે છે, એવા સર્વદા મારી સાથે યુક્ત થયેલા નિષ્કામ ભક્તોનું યોગક્ષેમ હું ચલાવું છું. (૨૨)

ટીકાઃ—જેણે પોતાનું ચિત્ત સર્વ ભાવો વડે મનેજ અર્પણ કર્યું છે, ગર્ભમાંનો જીવ કોઇ પણ ઉદ્યોગ કરવાનું જાણતો નથી, તે પ્રમાણે જેને મારા સિવાય અન્ય કંઇજ ઠીક લાગતું નથી અને જેણે પોતાના જીવનને સર્વભાવે મારા પરાયણજ બનાવી દીધું છે; તેની સેવા હું પોતે કરું છું. મારા ભક્તો જે સમયે એકાગ્ર ચિત્તથી મારા ભજનમાં લાગે છે, તે સમયે મને પણ તેની ચિંતા થાય છે અને તેનાં જે જે કાર્ય હોય તે તે સર્વ મારેજ કરવાં પડે છે. જેમ પાંખ વગરનાં બાળપક્ષીઓના જીવનને માટે પક્ષિણી ઘણો પરિશ્રમ કરે છે, કિંવા માતા પોતાની ભૂખ–તરસને વિસારીને પોતાના દુધ પીતા બાળકને માટે સુખકારક ઉપાયો યોજે છે; તેજ પ્રમાણે પોતાનો સર્વ બોજો મારા પરજ નાખનારનાં સર્વ કાર્યો હુંજ કરું છું. તેને મારી સાથે તાદાત્મ્ય સાધ્ય કરવાની ઇચ્છા થાય, કિંવા મારી સેવા કરવાની ઇચ્છા થાય, તે તે વારંવાર મારે પરિતૃપ્ત કરવી પડે છે; અને તેને જે આવી મળે છે તેનું સંરક્ષણ પણ હુંજ કરું છું. હે પાંડવ! જે સર્વ પ્રકારે મારા પરાયણજ હોય છે, તેનું યોગક્ષેમ ચલાવવાનું મારા પરજ આવી પડે છે. (૩૪૩)

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥

શ્લોકાર્થઃ—અને અન્ય દેવતાની ભક્તિ કરનારા જે લોકો શ્રદ્ધાયુક્ત થઈ તે દેવતાનું યજન કરે છે, તે સુધ્ધાં હે અર્જુન! મારુંજ યજન કરે છે; પરંતુ તેમનું આચરણ અવિધિપૂર્વક (અજ્ઞાનપૂર્વક) હોય છે. (૨૩)

ટીકાઃ—મને સર્વવ્યાપકને ન ભજતાં જે અજ્ઞાની લોકો અગ્નિ, ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર–એમને ઈશ્વર ગણી ભજે છે, તેમનું પૂજન પણ મારુંજ પૂજન છે; પરંતુ તેમનું આ પ્રકારનું પૂજન વિધિપૂર્વક નહિ હોતાં ભૂલભરેલું હોય છે. વૃક્ષોની શાખા પત્રો આદિ બીજમાંથીજ ઉત્પન્ન થાય છે, છતાં પાણી તો મૂળમાંજ

સિંચવું પડે છે. દસે ઇંદ્રિયો એકજ દેહની હોઇને તેમણે સેવન કરેલા વિષયો એકજ સ્થળે તૃપ્તિ કરનારાવાળા છતાં ઉત્તમ રસોઇ કરી કાનમાં મૂકવામાં આવે છે કે ? પુષ્પોને આંખ પર બાંધવામાં આવે છે કે ? અન્ન મુખથીજ પ્રાશન કરવું જોઇએ અને સુવાસ તો નાકથીજ લેવી જોઇએ; તેજ પ્રમાણે મારી પૂજા પણ મારી પ્રીતિ અર્થેજ કરવી જોઇએ. એ પ્રમાણે મને જાણ્યા વિના જેઓ ભજે છે તેઓનું ભજન વ્યર્થજ છે. કર્માચરણને માટે જ્ઞાન એ નેત્રરૂપ છે અને તે જ્ઞાન નિર્દોષ હોવું જોઈએ.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥

શ્લોકાર્થઃ–હુંજ સર્વ યજ્ઞોનો ભોક્તા અને સ્વામી છું, પરંતુ અન્ય દેવતાના ભક્તો મને તત્ત્વતઃ તેવો જાણતા નથી; તેથીજ તેઓ મુખ્ય યજ્ઞફળને ચૂકી જાય છે.(મને પામતા નથી.)

ટીકાઃ–હે અર્જુન ! હુંજ આ સર્વ યજ્ઞોનો આદિ અને અંત હોવાથી જેઓ અજ્ઞાનને લીધે ઇંદ્રાદિ દેવોને ભજે છે; તેઓ પણ ગંગાનું પાણી દેવ અને પિતૃને નામે ગંગામાંજ અર્પણ થાય છે, તે પ્રમાણે મારી વસ્તુ મનેજ અર્પણ કરે છે. પરંતુ તે જુદા જુદા ભાવથી થતું હોવાને લીધે હે પાર્થ ! તેઓ મને નહિ પામતાં જ્યાં જેની ભાવના હોય છે, ત્યાંજ તે જાય છે.(૪૫૪)

यान्ति देवव्रता देवान् पितृन्यान्ति पितृव्रताः।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥

શ્લોકાર્થઃ–દેવોની ઉપાસના કરનારા દેવલોકમાં જાય છે; પિતૃભક્તને પિતૃલોક પ્રાપ્ત થાય છે, (ક્ષુદ્ર દેવતાદિના) ભૂતોના પૂજકોને ભૂતોની પ્રાપ્તિ થાય છે અને મને ભજનારા મને પામે છે. (૨૫)

ટીકાઃ–મન, વાચા અને ઇંદ્રિયો વડે દેવોને ભજનારા દેવલોકને પામે છે; પિતૃનાં વ્રતો કરનારને પિતૃલોક પ્રાપ્ત થાય છે અને વેતાળ, પિશાચ તથા ક્ષુદ્ર દેવોને સાધવા જારણમારણાદિ ઘાતક મંત્રો સાધનારાને મરણ પછી પિશાચયોનિ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે તેમના સંકલ્પ પ્રમાણે તેમનાં કર્મો તેમને

ફળ આપે છે. જેઓ દૃષ્ટિથી મનેજ જુએ છે; કાનથી મારુંજ શ્રવણ કરે છે; મનથી મારોજ વિચાર કરે છે; વાચાથી મારુંજ વર્ણન કરે છે; સર્વાંગે અને સર્વ સ્થળે મનેજ નમસ્કાર કરે છે; દાનપુણ્ય વગેરે સર્વ કાંઇ મારેજ માટે કરે છે; મારા વિષેજ અધ્યયન કરે છે; મારાથીજ અંતર્બાહ્ય તૃપ્ત થાય છે; જેઓનું આયુષ્ય મારે માટેજ ખર્ચાય છે; જેમને મારા સિવાય અન્ય કશાની ઇચ્છા હોતી નથી; જેઓ મારોજ મહિમા ગાતા અને સમજાવતા ફરે છે; જેઓ મારી ઇચ્છાથીજ સકામ છે; જેઓ મારા પ્રત્યેના પ્રેમથીજ સપ્રેમ છે; જેઓ મારા પ્રેમમાં મસ્ત બનીને જગત તરફ ભાળતા પણ નથી; મારા જ્ઞાનને માટેજ જેઓ શાસ્ત્રનું અધ્યયન કરે છે; અને જેમનો ગુરુમંત્ર મારી પ્રાપ્તિ માટેજ હોય છે; આ પ્રકારે જેઓ પોતાના સર્વ વ્યવહારોમાં મારા સિવાય અન્ય કોઇની ઇચ્છા કે ચિંતન કરતા નથી; તેઓ મરણ પહેલાં મદ્રૂપ બની જાય છે, તો પછી મૃત્યુ પછી તો બીજે જવાનાજ ક્યાં છે? મારું યજન કરનારા અને મનેજ સર્વ પ્રકારે અર્પણ થઈ રહેનારા, દેહ છતાં તેમજ દેહ પડયા પછી પણ મનેજ પામે છે. હે અર્જુન! મારામાં પોતાપણું અર્પણ કર્યા વિના, અન્ય કોઈ પણ ઉપચારથી મારો પત્તો લાગતો નથી; મારા વિષે જ્ઞાન ધરાવવાનું અભિમાન ધરનારને મારા સંબંધે જરા પણ જ્ઞાન હોતું નથી. 'હું કૃતાર્થ થયો છું' એમ જે દર્શાવે છે, તેની કૃતાર્થતામાં ન્યૂનતા સમજવી. 'હું મુક્ત થયો છું' એમ જે કહે છે તે મુક્ત થયોજ નથી, એમ સમજવું. હે કિરીટિ! 'મેં યજ્ઞ કર્યો' 'મેં ધર્માચરણ કર્યું' 'મેં તપ કર્યું' આવા આવા જેઓ ઘમંડ રાખે છે, તેઓ પણ લવલેશ મારી પ્રાપ્તિ કરતા નથી. જ્ઞાનબળમાં વેદ કરતાં કોઈ અધિક છે કે? કિંવા સહસ્રમુખી શેષ કરતાં કોઈ સરસ વક્તા છે કે? પરંતુ તે શેષ પણ જેના પદ નીચે પડી જાય છે અને તે વેદ પણ જેને વિષે 'નેતિ નેતિ' કહે છે—અર્થાત્ એમજ કહી મૌન રહે છે એવો જે હું, તેને આવા અભિમાની લોકો શી રીતે પ્રાપ્ત કરશે? અરે સનકાદિક પણ પરમાત્મસ્વરૂપનો નિર્ધાર કરતાં ગભરાઇ ગયા

છે. તપસ્વીઓમાં મહાદેવથી અધિક કોણ? પરંતુ તેમણે પણ અભિમાન છોડી પરમાત્માનું પાદોદક અર્થાત્ ભાગીરથીને પોતાના મસ્તક પર ધારણ કરી છે. સંપન્નતામાં લક્ષ્મી કરતાં કોણ અધિક છે? તેના ઘરમાં સિદ્ધિ સરખી તો દાસી છે. તે દાસી રમતાં રમતાં જે ઘર બનાવે છે, તેનું નામ અમરપુરી છે; અને ઇંદ્રાદિક દેવો તે ઘરમાંનાં પૂતળાં છે. પછી તે દાસીને તે ઘર ન ગમવાથી જ્યારે તે તેને ભાંગી નાખે છે, ત્યારે ઇંદ્ર રંક બની જાય છે; અને તે (દાસી) જે વૃક્ષ તરફ દષ્ટિ નાખે છે તે વૃક્ષ કલ્પવૃક્ષ બની જાય છે. આવું તો જેના ઘરની દાસીનું સામર્થ્ય છે; તે ઘરની પટરાણી લક્ષ્મીની પણ આ ઠેકાણે (પરમાત્મસ્વરૂપમાં) પ્રતિષ્ઠા નથી. હે અર્જુન! જ્યારે તેણે પણ મનોભાવથી સેવા કરી અને સર્વ અભિમાનનો પરિત્યાગ કર્યો, ત્યારેજ તે પગ ધોવાના અધિકારને પ્રાપ્ત થઇ! માટે **મહત્તાને ત્યજી દઇને તથા વિદ્વત્તાનું અભિમાન મૂકી દઇને જ્યારે નમ્રતા ધારણ કરવામાં આવે છે, ત્યારેજ મારી પ્રાપ્તિ થાય છે.** હે કિરીટિ! સૂર્યના તેજ આગળ ચંદ્રપ્રકાશનો પણ લોપ થાય છે, તો પછી પતંગિયાએ પોતાના તેજનો ઘમંડ શા માટે રાખવો? તેજ પ્રમાણે જ્યાં લક્ષ્મીનું ઐશ્વર્ય અને શંભુનું તપ પણ કંઈ વિસાતમાં નથી; ત્યાં પછી અજ્ઞાની અને ક્ષુદ્ર જીવોનો શો હિસાબ? માટે સર્વ દેહાભિમાન છોડીને તથા સંપત્તિના મદનો પરિત્યાગ કરીને મનુષ્યે પોતાનું સર્વસ્વ મારા પરથી ઓવારી નાખવું જોઇએ. (૮૧)

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

**શ્લોકાર્થ:**–જે મને પત્ર, પુષ્પ, ફળ અને પાણી ભક્તિપૂર્વક અર્પણ કરે છે તે, શુદ્ધચિત્ત ભક્તે ભક્તિપૂર્વક આપેલી વસ્તુઓ હું સ્વીકારું છું. (૨૬)

**ટીકા:**–પછી દઢ ભક્તિથી મને અર્પણ કરવાના નિમિત્તથી ગમે તે વૃક્ષનાં ગમે તે ફળ મારી સમક્ષ મૂકે, ... સ્વતઃજ બે હાથ લાંબા કરી ગ્રહણ કરું છું; અને ...

પણ નહિ તોડતાં તેનું આદરપૂર્વક ગ્રહણ કરું છું. ભક્તિભાવથી જો મનુષ્ય મને પુષ્પ પણ અર્પણ કરે તો તેને સુંઘવાને બદલે, હું મુખમાંજ મૂકી દઉં છું. વધારે શું કહું ? પુષ્પો તો શું પણ વૃક્ષનાં પાત્ર સુધ્ધાં પછી તે ગમે તે વૃક્ષનાં હો અને તાજાં હો કે શુષ્ક હો, પૂર્ણ ભક્તિભાવથી આપવામાં આવે, તો એકાદ ક્ષુધિત મનુષ્યની પેઠે તેને પૂર્ણ ભક્તિભાવથી અમૃતતુલ્ય માનીને ખાવા માંડું છું. કદાચ ઝાડનાં પત્ર ન મળે ને પાણી મળે તે પાણી પણ જો મને ખરા મનોભાવથી અર્પણ કરવામાં આવે, તો તેને પણ હું કૌસ્તુભમણિ કરતાં પણ તેજસ્વી અલંકાર પ્રમાણે માનું છું. કર્પૂર, ચંદન, કૃષ્ણાગરુ એવાં સુગંધી દ્રવ્યોનો મહામેરુ કરીને તથા ઢગલાબંધ વાટો સળગાવીને સૂર્યની દીપમાળ સળગાવ્યા જેવુંજ તે કાર્ય છે. વળી તે કાર્ય ગરુડ જેવાં વાહનો, કલ્પતરુનાં ઉદ્યાનો અને કામધેનુનાં ટોળાંઓ મને આપ્યા સમાન છે. મને અમૃતથી પણ મિષ્ટ પક્વાન્નો અર્પણ કરવા કરતાં ભક્તિયુક્ત અંતઃકરણથી અર્પણ કરેલા આ ખોબા જેટલા પાણીથી સંતોષ થાય છે. હે કિરીટિ! વધારે શું કહું ? મને અર્પણ કરવાના ઉદ્દેશથી થોડાક પૌંઆના દાણાની ગાંઠડી રંક સુદામા પ્રીતિથી બગલમાં મારીને લાવ્યા અને તે ગાંઠડીની ગાંઠો મેં છોડી એ શું તું નથી જાણતો ? હું તો ફક્ત ભક્તિનેજ ઓળખું છું. જગતમાં તે નાનો કે મોટો હોય એ વિચાર મનમાં આણતો નથી. મારા પ્રત્યે જેનો અનન્ય ભાવ ચોંટ્યો તેના ઘરનો હું પરોણોજ છું. બાકી પત્ર, પુષ્પો, ફળ—એ તો માત્ર નિમિત્તોજ છે; નિષ્કલંક ભક્તિ એજ મારી પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. માટે હે અર્જુન! સાંભળ; તું તારી બુદ્ધિને સ્વાધીન કરીને નિરંતર તારા મનોરૂપ મંદિરમાં મારું સ્મરણ કર્યા કર. (૩૯૭)

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! તું જે કાંઇ કરે છે, જે ભક્ષણ

કરે છે, જે હવન કરે છે, જે દાન કરે છે અને જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કર. (૨૭)

**ટીકાઃ**—એટલા માટે તું જે જે કાંઇ વ્યાપાર કરે, જે જે ઉપભોગ લે, યજ્ઞોથી જે મારું યજન કરે, સત્પાત્રને દાન કરે, નોકરોને પગાર આપે; અને જે જે તપ આદિ સર્વ સાધનો તથા વ્રતો કરે; તે અને તારા હસ્તથી સહજ રીતે થતાં અન્ય પણ સર્વ કર્મો તું મનેજ અર્પવાના ઉદ્દેશથી ભક્તિપુરઃસર કર. તે કરવા વિષેનું તારા મનમાં સ્મરણ કે અભિમાન રાખીશ નહિ; પરંતુ નિરહંકાર અને નિષ્કામ બુદ્ધિથી સર્વ શુભ કર્મ કરીને તે મને અર્પણ કર. (૪૦૧)

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥**

**શ્લોકાર્થઃ**—આ પ્રમાણે સર્વ કર્મો મને અર્પણ કર્યા પછી શુભ તથા અશુભ ફળ આપનારાં કર્મબંધનથી તું મુક્ત થઇશ; અને આ રીતે સંન્યાસયોગથી તારું અંતઃકરણ યુક્ત થતાં, તું કર્મબંધનથી મુક્ત થઇને મારામાં આવી મળીશ.(૨૮)

**ટીકાઃ**—પછી જે પ્રમાણે અગ્નિમાં શેકેલાં બીજને અંકુર ફૂટતા નથી, તે પ્રમાણે મને અર્પણ કરેલાં શુભાશુભ કર્મોની ફલપ્રાપ્તિ તને થનાર નથી. જો એ કર્મો તને વળગ્યાં હશે, તો તે સુખદુઃખરૂપે ફળીભૂત થશે અને તે સુખદુઃખ ભોગવવાને માટે તારે જન્મ ધારણ કરવો પડશે; પરંતુ તેજ કર્મો જે વખતે મને અર્પણ કરવામાં આવશે, તેજ વખતે જન્મ અને મરણનો ફેરો ટળી જઈ, સર્વ દુઃખોની પણ આપોઆપ નિવૃત્તિ થઇ જશે. માટે હે અર્જુન! આ સુલભ સંન્યાસયુક્તિનો પ્રયોગ અત્યારથીજ કર. 'થાય છે' 'કરું છું' એમ કહીને વખત ગુમાવીશ નહિ. આ યુક્તિ દ્વારા કર્મના બંધનમાં ન પડતાં તથા સુખદુઃખના સાગરમાં ન ડૂબતાં, તું અનાયાસેજ મારા સુખસ્વરૂપમાં નિમગ્ન થઈ રહીશ. ( ૯ )

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाऽप्यहम् ॥ २९ ॥**

શ્લોકાર્થઃ—હું સર્વ ભૂતોમાં સમાનભાવે રહેલો છું; મારો કોઇ શત્રુ કે મિત્ર નથી; પરંતુ જે મને ભક્તિથી ભજે છે તે વિશેષભાવે મારામાં રહ્યો છે અને હું તેનામાં વિશેષભાવે રહેલો છું. (૨૯)

ટીકાઃ—હું સમાનરૂપે સર્વ ભૂતોમાં વ્યાપી રહેલો હોઇને (વિશેષરૂપે તો) જેઓ મન, વાણી અને શરીર વડે મારી ઉપાસના કરે છે તથા જેઓ અહંતામમતા રાખતા નથી તેમનામાંજ છું. જેમનું ચિત્ત સંપૂર્ણ મારામાં હોય છે તેમનાજ હૃદયમાં હું વિશેષરૂપે હોઉં છું. જે પ્રમાણે બીજમાં વડનું પ્રચંડ વૃક્ષ હોય છે અને વૃક્ષમાં બીજ હોય છે, તે પ્રમાણે મારામાં અને તેનામાં માત્ર નામનુંજ અંતર હોઇને, આંતરવસ્તુનો વિચાર કરી જોતાં તે અને હું એકજ છીએ. જેમ માગીને આણેલા દાગીના કેવળ દેખાવ માટેજ પહેરાય છે; તે પ્રમાણે તે પણ ઉદાસીનપણાથી દેહને ધારી રહે છે. જેમ પવનની સાથેજ પુષ્પની વાસ ચાલી જઈને તે સુકાઇને પછી વાસરહિત રહે છે, તેમ આયુષ્યની મુદત પૂરી થયા પછી તે વિદેહી બને છે; અને હે પાંડવ! મારી ભક્તિને લીધે તેનું સર્વ અભિમાન મારામાં ગળી જાય છે. (૧૪)

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

શ્લોકાર્થઃ—અત્યંત દુરાચારી પણ જો એકનિષ્ઠાથી મારું ભજન કરવા માંડે, તો તેને સાધુજ સમજવો જોઇએ; કારણ કે તે યથાર્થ નિશ્ચયવાળો થયો છે. (૩૦)

ટીકાઃ—આવા પ્રેમપૂર્ણ ભજનને લીધે તે ગમે તે જાતિનો હોય તો પણ તેને પુનઃ શરીર પ્રાપ્ત થતું નથી; અને હે મહાવીર! તે સર્વથી મોટા પાપી હોય તો પણ તેણે પોતાના આયુષ્યનો અંત ભક્તિમાર્ગમાં આણ્યો છે. અંતકાળે મનની જેવી વૃત્તિ હોય છે તેવીજ ગતિ નવા જન્મમાં પ્રાપ્ત થતી હોવાથી, પોતાના આયુષ્યનો અંતિમ કાળ જે મારી ભક્તિમાં વ્યતીત કરે છે, તે પૂર્વવયમાં દુરાચરણ કરનારો હોય તો પણ તેને સર્વોત્ત-

મજ સમજ. એકાદ મનુષ્ય મહાપૂરમાં નદીને આ કાંઠેથી ભુસકો મારે અને સર્વ મનુષ્યને તે મરણ પામ્યો એમ લાગે; પરંતુ તે પેલે પાર નીકળે તો જે પ્રમાણે તેનું ડૂબી જવું ખોટું ઠરે છે, તેજ પ્રમાણે પૂર્વવયમાં કરેલાં પાતકો ઉત્તરવયમાં કરેલી ભક્તિથી નાશ પામે છે. માટે પાપાચરણ કરનાર પશ્ચાત્તાપરૂપી તીર્થમાં સ્નાન કરી જો સર્વભાવથી મારે શરણે આવે, તો તેનું કુળ પવિત્ર થાય છે, તેની કુલીનતા નિર્મળ બને છે અને જન્મધારણનું ખરું ફળ તેને પ્રાપ્ત થાય છે. સર્વ શાસ્ત્રોના અભ્યાસનું ફળ તેને પ્રાપ્ત થાય છે, તેને તપ આચરવાનો યશ મળે છે અને તેને યોગસાધનની સર્વોત્તમ સિદ્ધિ મળે છે. હે પાર્થ ! વધારે શું કહું ? એકનિષ્ઠારૂપી પેટીમાં મનોબુદ્ધિના સર્વ વ્યાપારો ભરી તેને મારા સ્વરૂપમાંજ તે મૂકી રાખે છે. આ પ્રકારે જેનો અખંડ પ્રેમ મારા પ્રત્યેજ હોય છે તે નિશ્ચિતજ મત્સ્વરૂપ થઇ જાય છે. (૨૪)

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

*શ્લોકાર્થ*:–હે અર્જુન ! તે જલદીથી ધર્માત્મા થાય છે અને સદાની શાંતિને પ્રાપ્ત થાય છે. (સારાંશ કે) મારો ભક્ત કદી પણ નાશ પામતો નથી, એ તું નિશ્ચયપૂર્વક જાણ. (૩૧)

*ટીકા*:–તે અમુક કાળ પછી મારા સરખો થશે એવી કદાચિત્ તારી સમજ હશે; પરંતુ જે અમૃતમાં વાસ કરે છે તેને મૃત્યુ કયાંથીજ હોય ? જે વખતે સૂર્ય હોતો નથી તે વખતને જેમ રાત કહેવામાં આવે છે, તેમ જે જે કાર્ય મારી ભક્તિરહિત થાય, તે તે મહાપાપ છે. હે પાંડુસુત ! તેના ચિત્તનો જ્યારે મારી સાથે યોગ થાય છે, ત્યારે તેજ સમયે તે ખરેખર મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. એક દીપકથી બીજો દીપક સળગાવ્યા પછી તેમાં પહેલો દીપક કયો તે કહી શકાતું નથી; તે પ્રમાણે જ સર્વભાવથી મને ભજે છે, તે મદ્રૂપજ બની રહે છે. પછી તેને મારી સ્થિતિ, મારી કાંતિ અને મારી નિત્યશાંતિ અવશ્ય પ્રાપ્ત થાય છે. વધારે શું કહું ? તે મારા જીવનથીજ જીવંત છે. હે

પાર્થ! વારંવાર તેની તેજ વાત કેટલીક વાર કહું? જેને મારી પ્રાપ્તિની ઇચ્છા હોય તેણે મારી ભક્તિ વીસરવી નહિ. એમાં કુળ ઉત્તમ હોવાની તેમજ ઉત્તમ જાતની પણ જરૂર નથી; તો પછી વિદ્વત્તાની આવશ્યકતા તો હોયજ શાની? વળી એમાં શરીરનું રૂપ, વયની પ્રતિષ્ઠા કે સંપત્તિના ડોળની પણ જરૂર નથી; કેમકે જો મારી ભક્તિ ન હોય તો એ બધુંજ વ્યર્થ છે. દાણા વગરનાં કણસલાંના ઢગેઢગ હોય અથવા સુંદર શહેર ઉજ્જડ હોય તે શું કામનાં? સરોવર મોટું પરંતુ તે શુષ્ક હોય, રાનમાં એક દુઃખી મનુષ્યને તેવોજ સંકટથી ઘેરાયેલો બીજો મનુષ્ય મળે અથવા વાંઝિયાં પુષ્પોથી એકાદ વૃક્ષ લચી ગયેલું હોય તો તેનો શો ઉપયોગ? એજ પ્રમાણે સર્વ વૈભવ, કુળ અને જાતિનું મહત્ત્વ વ્યર્થ છે. શરીર સર્વ અવયવોથી યુક્ત હોય પરંતુ તેમાં જીવ ન હોય, તેજ પ્રમાણે મારી ભક્તિ વિના મનુષ્યનું જીવન વ્યર્થ છે. અરે! એમ તો પૃથ્વી પર પાષાણ પણ અનેક પડેલા છે. વળી ફાફડાનાં વૃક્ષો–કાંટાવાળાં વૃક્ષો–પણ પુષ્કળ હોય છે, પરંતુ સજ્જનોએ તેમને નિષિદ્ધજ માન્યાં છે; તેજ પ્રમાણે જેઓ મારી ભક્તિ કરતા નથી, તેમનાથી પુણ્ય છેટુંજ રહે છે. લીમડો લિંબોળીઓના ભારથી નમી જાય તો પણ તેથી કાગડાઓનેજ સુકાળ થાય છે; તે પ્રમાણે મારી ભક્તિ ન કરનાર મનુષ્ય પાપ એકઠાં કરવાને માટેજ જીવે છે. ષડરસથી ભરેલું અન્નપાત્ર ચૌટામાં મૂકવાથી તે કૂતરાંનાજ ઉપયોગમાં આવે છે; તે પ્રમાણે પુણ્યમાર્ગ નહિ આચરનાર ભક્તિહીન મનુષ્યનું જીવન દુઃખભાગી થાય છે. માટે કુળ ઉત્તમ ન હોય કિંવા જાતિનો અંત્યજ પણ હોય અથવા પશુદેહ પ્રાપ્ત થયો હોય તેની પણ ફિકર નહિ; પરંતુ હૃદયમાં ભક્તિ હોવી જોઈએ. ગ્રાહે ગજેંદ્રને પકડ્યો ત્યારે તેણે દીનપણાથી મારું સ્મરણ કર્યું, તેથી તે વખતે તે મને પામ્યાથી તેનું પશુત્વ વ્યર્થ થયું. (૪૨)

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्॥

**શ્લોકાર્થ:**–સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર અથવા પાપયોનિમાં જન્મનારને સુધ્ધાં હે કૌંતેય! મારા આશ્રયથી ઉત્તમ ગતિ મળે છે.

**ટીકા:**–અધમાધમ અને જેનું નામ પણ લેવું ઉચિત નહિ એવી પાપયોનિમાં જેમનો જન્મ હોય અને જે પ્રત્યક્ષ પાષાણ જેવો મૂર્ખ હોય પરંતુ જે મારામાં સર્વભાવે દઢ હોય છે; જેની વાણીથી મારા નામનું ઉચ્ચારણ થાય છે; જેની દૃષ્ટિ મારા સ્વરૂપનું દર્શન કરી કૃતાર્થ થાય છે; જેના મનમાં મારા સિવાય અન્ય સંકલ્પ હોતો નથી; જેના કર્ણ મારા ગુણાનુવાદ શ્રવણ કર્યા કરે છે; જેના સર્વ અવયવોમાં મારી સેવા એજ આભૂષણ છે; જેની બુદ્ધિને વિષય દેખાતા નથી પણ હુંજ દેખાઉં છું; આવી સ્થિતિ પ્રાપ્ત થાય તોજ જે જીવે છે, નહિતો મરે છે; હે પાંડવ! આમ જે સર્વ પ્રકારે મનેજ પોતાનું જીવન સમજે છે; તે પાપયોનિમાં જન્મેલા હોય અને શાસ્ત્રનાં નામ પણ સાંભળ્યાં ન હોય તો પણ તે મારાથી ઓછા નથી. જુઓ, ભક્તિનાજ બળથી દૈત્યોએ દેવને પણ પાછળ હઠાવી દીધા અને પ્રહ્લાદની ભક્તિના મહિમાને માટે મારે નૃસિંહાવતાર ધારણ કરવો પડયો. હે કિરીટિ! જે પ્રહ્લાદે મારી પ્રાપ્તિને માટે સદૈવ અનંત સંકટો સહન કર્યા કર્યાં, તે પ્રહ્લાદના ચરિત્રનું વર્ણન કરવામાં આવતાં, મારી પ્રસન્નતાથી જે પ્રાપ્તિ થાય છે, તે પ્રાપ્તિ તે વર્ણનથી થાય છે. બાકી તે દૈત્યકુળમાં જન્મેલો હતો, પરંતુ ઇંદ્રને સુધ્ધાં તેનાથી અધિક મહત્ત્વ પ્રાપ્ત થયું નથી; માટે મારી પ્રાપ્તિ કરવાને માટે એક ભક્તિજ સાચું સાધન છે; જાતિ વગેરે કાંઇ પણ તેમાં પ્રતિબંધરૂપ નથી. રાજઆજ્ઞાનો સિક્કો ચામડાના ટુકડા પર પડે તો પણ તે ટુકડાથી સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે અને તે અક્ષરો સિવાય સોનારૂપાની પણ તેટલી કિંમત થતી નથી, કેમકે રાજઆજ્ઞા એજ મુખ્ય છે; તેજ પ્રમાણે જ્યારે મન અને બુદ્ધિ મારા પ્રેમથી યુક્ત થાય છે, ત્યારેજ મહત્તા અને જ્ઞાન શોભે છે. કુળ, જાત અને વર્ણથી નહિ, પણ હે અર્જુન! **ફક્ત મારી ભક્તિથીજ જીવન સાર્થક થાય છે.** આ મારી ભક્તિ ગમે

તે મનુષ્ય સાચા મનોભાવથી કરે તો તે ગમે તે જાતનો હોય તેની ચિંતા નહિ. જ્યાં સુધી નાળાંઓ ગંગામાં મળ્યાં નથી ત્યાં સુધીજ તેમને નાળાં, ઝરણાં આદિ નામથી ઓળખવામાં આવે છે; પરંતુ તે ગંગામાં મળી ગયાં એટલે તો ગંગાસ્વરૂપજ બની રહે છે. કાષ્ઠ જ્યાં સુધી અગ્નિમાં નાખવામાં આવ્યાં નથી, ત્યાં સુધીજ તેને ખેર, ચંદન આદિ નામો હોય છે; તેજ પ્રમાણે જ્યાં સુધી મદ્રૂપતા પ્રાપ્ત થઇ નથી, ત્યાં સુધીજ ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રી, શૂદ્ર, અંત્યજ ઇત્યાદિ નામો હોય છે. સમુદ્રમાં મીઠું નાખી દેવામાં આવતાં તે સમુદ્ર સાથે એકરૂપ થઇ જાય છે; તેજ પ્રમાણે મનોભાવપૂર્વક મારે શરણે આવવાથી જાતિ, વ્યક્તિ ઇત્યાદિ ભેદ નષ્ટ થાય છે. જ્યાં સુધી સમુદ્રમાં ભળ્યાં નથી ત્યાં સુધીજ નદ, નદી પૂર્વવાહિની, પશ્ચિમવાહિની આદિ ભેદ હોય છે; તેજ પ્રમાણે કોઈ પણ રીતે મારા પર ચિત્ત ચોંટયું એટલે પછી તેને મદ્રૂપતાજ પ્રાપ્ત થાય છે. અરે! પારસમણિને તોડી નાખવાના હેતુથી પણ જો લોખંડ તેનો સ્પર્શ કરે છે, તો પણ લોખંડનું સુવર્ણ બની જાય છે. પાંડવો અને યાદવોને સગપણના સંબંધથી અને વસુદેવાદિકને મમતાથી મારું સાયુજ્ય મળ્યું નહોતું કે? હે ધનુર્ધર! નારદ, ધ્રુવ, અક્રૂર, શુક અને સનત્કુમારને હું ભક્તિથી પ્રાપ્ત થયો છું; પણ ગોપીને વિષયબુદ્ધિથી, કંસને ભીતિથી તથા શિશુપાલાદિકને વૈરબુદ્ધિથી પણ પ્રાપ્ત થયો છું. અરે! હુંજ એકમાત્ર નિર્વાણનું સ્થાન છું; માટે મને ગમે તે માર્ગે ભક્તિથી, વિષયબુદ્ધિથી, વિરક્તિથી અથવા વૈરથી, ગમે તે નિમિત્તે મારું ચિંતન કરે તો મદ્રૂપ થવું, એ તેના હાથમાંજ રહેલું છે. માટે હે અર્જુન! પાપયોનિમાં જન્મ પામેલા કિંવા વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી—એ પણ જો મારી ભક્તિ કરે તો તે મારા સ્વરૂપને અવશ્ય પામે છે. (૭૪)

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

શ્લોકાર્થઃ—તો પછી પુણ્યવાન થઇ મારી ભક્તિ કર-

કલ્યાણનો અંકુર ફૂટયો ન ફૂટયો એટલામાંજ તેના પર અકલ્યાણનું આચ્છાદન આવી પડે છે; જ્યાં મૃત્યુ તો ઉદરમાંના ગર્ભની સુધ્ધાં શોધ કરે છે; જ્યાં ચિંતન ન કરવા યોગ્ય વસ્તુનું મનુષ્ય ચિંતન કરે ન કરે એટલામાંજ યમદૂત આવી ટોટો પકડીને લઈ જાય છે અને કયાં લઈ જાય છે તેનો પત્તો પણ લાગતો નથી. અરે! સર્વ રસ્તાઓ શોધી વળ્યા છતાં મૃત્યુના મુખમાંથી પાછા આવવાનો માર્ગ હાથ લગતો નથી અને જે સ્થળે મૃત્યુ પામેલા લોકોની કથા એજ પુરાણો ગણાય છે; ત્યાંના અવર્ણનીય મહિમાનું વર્ણન બ્રહ્માના આયુષ્યપર્યંત ગાવામાં આવે તો પણ તે થાય એમ નથી. જે મૃત્યુલોકની સ્થિતિ આવી અનિત્ય છે, ત્યાં જન્મ લેનારા લોકોનું નિશ્ચિંતપણું જોઇનેજ આશ્ચર્ય થાય છે! પરલોકના લાભને માટે જેઓ કોડી પણ ખર્ચતા નથી તેઓ સર્વ પ્રકારે હાનિ કરનાર વસ્તુઓમાં કોટયવધિ ધન ખર્ચે છે અને વિષયસુખમાં પુષ્કળ ફસાઇ પડેલા હોય છે; તેને જ્યાં સુખી માનવામાં આવે છે અને મહાલોભિયાને જ્ઞાની માનવામાં આવે છે; જેનું આયુષ્ય થોડું હોય અને જેની શક્તિ તથા બુદ્ધિ કમી થઈ ગઇ હોય તેને 'વડીલ, શ્રેષ્ઠ, માતામહ, પિતામહ' કહીને પગે પડવામાં આવે છે; જ્યાં નાનાં છોકરાં મોટાં થાય તેમ લોકો ખુશી થાય છે, પરંતુ જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ ઊલટું તેનું આયુષ્ય કમી થતું જાય છે તે માટે કોઇ શોક કરતું નથી; મનુષ્યો દિવસાનુદિવસ કાળની નજીક પહોંચતાં જાય છે, છતાં જન્મતિથિ ઊજવીને આનંદ માને છે; અરે! તેઓ કોઇનું મૃત્યુ થતાં રુદન કરે છે, પરંતુ દરરોજ પોતાનું આયુષ્ય ટૂંકું થતું જાય છે, એ વાત તો સ્મરણમાં પણ લાવતા નથી; તેનો શું ચમત્કાર વર્ણવવો? દેડકાને સર્પ ગળે છે તો પણ તે મરણની કલ્પના સુધ્ધાં મનમાં આણતો નથી અને પુનઃ પોતાના મુખમાં માખીઓને ગળતો ચાલ્યો જાય છે! તેવી રીતે મનુષ્ય કોણ જાણે કોના લાભને માટે પોતાની ઇચ્છા વધાર્યે જાય છે! કેટલી શોચનીય દશા! મૃત્યુલોકનો વ્યવહાર તદ્દન વિપરીત અને અનિષ્ટ છે, એ કેટલીક

તથા બ્રાહ્મણને ભક્તિ તથા મુક્તિનું સ્થાન માત્ર હું જ છું. શતાવધિ છિદ્રવાળી નાવમાં બેસી નચિંત શી રીતે રહેવું ? શસ્ત્રોની વૃષ્ટિ વચ્ચે ઉઘાડા અંગે શી રીતે ફરવું ? પાષાણવૃષ્ટિ થવા છતાં પણ ઢાલ શા માટે ન ધરવી ? રોગ થયા છતાં ઔષધ સેવવામાં ઉદાસીનતા શા માટે રાખવી ? હે અર્જુન ! ચારે તરફ દાવાનળ લાગ્યા છતાં તેમાંથી બહાર શામાટે ન નીકળવું ? તેજ પ્રમાણે ઉપદ્રવયુક્ત જે આ મૃત્યુલોક તેમાં જન્મ્યા છતાં મારું ભજન શા માટે ન કરવું ? અરે ! જે મારું ભજન ન કરતો હોય એવા મનુષ્યના અંગમાં એવું કયું સામર્થ્ય છે અને તેના ઘરમાં એવી કઇ વસ્તુની સમૃદ્ધિ છે કે તેથી તે નચિંત રહે તો ચાલી શકે ? મને ન ભજતાં વિદ્યા, તારુણ્ય આદિ દ્વારા તેને સત્ય સુખની પ્રાપ્તિ થશે એવો તેને શું ભરોંસો છે ? બાપુ રે ! સર્વ ભોગ્ય વસ્તુઓ જે દેહના સુખને માટે છે, તે દેહ તો આ મૃત્યુલોકમાં કાળના મુખમાં સપડાયેલો છે. અરે ! આ મૃત્યુલોકના અંતિમ મનુષ્યરૂપી બજારમાં દુઃખરૂપી માલ ભરેલો છે અને મૃત્યુની ધૂન લાગી રહી છે; માટે હે પાંડુસુત ! આવા દુઃખરૂપી બજારમાં જીવને સુખકારક નીવડે એવી કઇ વસ્તુ ખરીદી શકાશે ? બુઝાઈ ગયેલા અગ્નિની અવશિષ્ટ રહેલી રાખને ફૂંકતા બેસી રહેવાથી દીવો સળગશે કે ? અરે ! વિષના છોડને વાટી તેમાંથી રસ કાઢીએ તો તેને શું અમૃત કહી શકાશે કે ? અને તે રસનું સેવન કરવાથી અમરત્વ પ્રાપ્ત થશે કે ? આ વિષસેવનમાંથી તો કેવળ મહદ્ દુઃખનીજ ઉત્પત્તિ થાય છે; પરંતુ તે છતાંય અજ્ઞાનીઓથી તેનું સેવન કર્યા સિવાય રહી શકાતું નથી. પગના જખમ પર મસ્તક છેદીને બાંધવું જેટલું ઈષ્ટ છે, તેટલીજ ઈષ્ટ આ મૃત્યુલોકની ઘટનાઓ છે. આ મૃત્યુલોકમાં સુખની વાર્તા કોઈ અજ્ઞાનીના મુખમાંથી નીકળતી હોય તો ભલે નીકળે; પરંતુ અગ્નિશય્યા પર શયન કરવાથી સુખયુક્ત નિદ્રા કદી આવે ખરી કે ? અરે ! જે મૃત્યુલોકનો ચંદ્ર ક્ષયરોગી છે; જ્યાં મૂળમાં ઉદયજ અસ્તને માટે થાય છે; જ્યાં દુઃખજ સુખનો સ્વાંગ ધારણ કરીને દુનિયાને છેતરે છે; જ્યાં

કલ્યાણનો અંકુર ફૂટયો ન ફૂટયો એટલામાંજ તેના પર અકલ્યાણનું આચ્છાદન આવી પડે છે; જ્યાં મૃત્યુ તો ઉદરમાંના ગર્ભની સુધ્ધાં શોધ કરે છે; જ્યાં ચિંતન ન કરવા યોગ્ય વસ્તુનું મનુષ્ય ચિંતન કરે ન કરે એટલામાંજ યમદૂત આવી ટોટો પકડીને લઈ જાય છે અને કયાં લઈ જાય છે તેનો પત્તો પણ લાગતો નથી. અરે! સર્વ રસ્તાઓ શોધી વળ્યા છતાં મૃત્યુના મુખમાંથી પાછા આવવાનો માર્ગ હાથ લગતો નથી અને જે સ્થળે મૃત્યુ પામેલા લોકોની કથા એજ પુરાણો ગણાય છે; ત્યાંના અવર્ણનીય મહિમાનું વર્ણન બ્રહ્માના આયુષ્યપર્યંત ગાવામાં આવે તો પણ તે થાય એમ નથી. જે મૃત્યુલોકની સ્થિતિ આવી અનિત્ય છે, ત્યાં જન્મ લેનારા લોકોનું નિશ્ચિંતપણું જોઇનેજ આશ્ચર્ય થાય છે। પરલોકના લાભને માટે જેઓ કોડી પણ ખર્ચતા નથી તેઓ સર્વ પ્રકારે હાનિ કરનાર વસ્તુઓમાં કોટયવધિ ધન ખર્ચે છે અને વિષયસુખમાં પુષ્કળ ફસાઇ પડેલા હોય છે; તેને જ્યાં સુખી માનવામાં આવે છે અને મહાલોભિયાને જ્ઞાની માનવામાં આવે છે; જેનું આયુષ્ય થોડું હોય અને જેની શક્તિ તથા બુદ્ધિ કમી થઈ ગઇ હોય તેને 'વડીલ, શ્રેષ્ઠ, માતામહ, પિતામહ' કહીને પગે પડવામાં આવે છે; જ્યાં નાનાં છોકરાં મોટાં થાય તેમ લોકો ખુશી થાય છે, પરંતુ જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ ઊલટું તેનું આયુષ્ય કમી થતું જાય છે તે માટે કોઇ શોક કરતું નથી; મનુષ્યો દિવસાનુદિવસ કાળની નજીક પહોંચતાં જાય છે, છતાં જન્મતિથિ ઊજવીને આનંદ માને છે; અરે ! તેઓ કોઇનું મૃત્યુ થતાં રુદન કરે છે, પરંતુ દરરોજ પોતાનું આયુષ્ય ટૂંકું થતું જાય છે, એ વાત તો સ્મરણમાં પણ લાવતા નથી; તેનો શું ચમત્કાર વર્ણવવો ? દેડકાને સર્પ ગળે છે તો પણ તે મરણની કલ્પના સુધ્ધાં મનમાં આણતો નથી અને પુનઃ પોતાના મુખમાં માખીઓને ગળતો ચાલ્યો જાય છે। તેવી રીતે મનુષ્ય કોણ જાણે કોના લાભને માટે પોતાની ઇચ્છા વધાર્યે જાય છે ! કેટલી શોચનીય દશા !મૃત્યુલોકનો વ્યવહાર તદ્દન વિપરીત અને અનિષ્ટ છે, એ કેટલીક

વાર કહું ? હે અર્જુન ! આવા મૃત્યુલોકમાં તું જન્મ પામ્યો છે, એ કેટલી અપાયકારક ઘટના છે ? આ મૃત્યુલોકમાં સર્વ ઘટના ઊંધીજ બનતી ચાલી જાય છે. હે અર્જુન ! તું અહીંયાં દૈવવશાત્ જન્મ્યો છે, માટે અંગ ખંખેરીને વેગળો થા અને જેના યોગથી તું મારા અવિનાશી પદને પ્રાપ્ત થઇ શકે એવા ભક્તિમાર્ગને ત્વરિત ગ્રહણ કર. (૫૧૬)

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન ! તું મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું યજન કર અને મનેજ નમસ્કાર કર. આ રીતે મારામાં ચિત્તને સ્થિર કરી મારાપરાયણ થઈશ, એટલે તું મને-પરમેશ્વરનેજ આવી મળીશ. (૩૪)

ટીકાઃ—તું તારું મન મદ્રૂપ કરી મારી ભક્તિમાં પ્રેમ ધર અને સર્વ સ્થળે હું જ છું, એમ સમજી મને નમસ્કાર કર. મનમાંના સર્વ સંકલ્પો નષ્ટ કરી જે મારા પ્રતિજ લક્ષ રાખે છે, તેજ મારું નિર્મળ યજન કરનારા કહેવાય છે. આ પ્રમાણે જ્યારે તું મારાપરાયણ થઈશ, ત્યારે તરતજ તું મારા સ્વરૂપને પામીશ. આ મારા મનની ગુહ્ય વાત મેં તને કહી છે; તે વાત જો ખરાબર ગ્રહણ કરીશ તો તું સુખી બનીશ. ભક્તોની ઇચ્છા પૂર્ણ કરનાર કલ્પવૃક્ષ શ્રીકૃષ્ણ ભગવાન આ પ્રમાણે બોલ્યા, એમ સંજયે કહ્યું.

હે શ્રોતાઓ ! સાંભળો. પાડો જે પ્રમાણે મહાપ્રવાહની પણ પરવા ન રાખતાં તેમાં બેસે છે, તે પ્રમાણે આ કૃષ્ણાર્જુનસંવાદ સાંભળીને વૃદ્ધ ધૃતરાષ્ટ્ર સ્વસ્થ બેઠો. તે વખતે ડોકું હલાવીને સંજય મનમાં બોલ્યોઃ—અહાહા ! આજે અમૃતની વૃષ્ટિ થઇ પરંતુ આ અંધ અહીં હોવા છતાં પણ બીજા ગ્રામમાં ગયો હોય તેમ લાગે છે; પણ એ મારો સ્વામી હોવાથી આ પ્રકારે બોલવાથી મારી વાણી દૂષિત થશે; પરંતુ કરવું શું ? એનો સ્વભાવ પડયો ! પણ મુનિશ્રેષ્ઠ વ્યાસમુનિએ શ્રીકૃષ્ણાર્જુનસંવાદ ધૃતરાષ્ટ્રને કહેવાને મારી યોજના કરવાથી મારાં

તો ભાગ્યજ ઊઘડી ગયાં છે. મનમાં આવો નિશ્ચય કરી મહા આયાસથી બોલતાં સંજયને એવો અષ્ટસાત્ત્વિક ભાવ÷ ઉત્પન્ન થયો કે તેને રોકી શક્યો નહિ. તેની વાણી સ્તબ્ધ થઈ ગઇ અને નખથી શિખાપર્યંત રોમાંચ ખડાં થયાં; નયનો અર્ધ ઢંકાયેલાં રહ્યાં અને તેમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. અંતરમાં આનંદના ઓઘ છૂટવાથી શરીર કંપવા લાગ્યું. સર્વ રોમરંધ્રમાંથી નિર્મળ પ્રસ્વેદનાં બારીક બિંદુઓનો ઉદ્ભવ થવાથી, મોતીથી ભરેલો ઝભ્ભોજ પહેર્યો છે કે શું એવો ભાસ થવા લાગ્યો. આ મહાનંદથી જીવદશા નષ્ટ થવાને લીધે વ્યાસે સોંપેલું કામ અપૂર્ણજ રહેશે કે શું, એમ તેને ક્ષણભર લાગ્યું; એટલામાં શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો આનંદપૂર્ણ અવાજ તેના કર્ણપટ પર અથડાયો. આ પ્રમાણે થતાંજ તેને પુનઃ દેહભાન આવ્યું અને તે પોતાને સોંપાયેલું કામ કરવાને તત્પર થયો. પછી તરતજ નયનાશ્રુ તથા સર્વ શરીરનો પરસેવો લૂછી નાખીને તે ધૃતરાષ્ટ્ર પ્રતિ બોલ્યોઃ-મહારાજ! સાંભળો. હવે શ્રીકૃષ્ણવાક્યરૂપ ઉત્તમ બીજ અને સંજયના સાત્ત્વિક ભાવરૂપી ખેડાયલું ક્ષેત્ર મળી આવવાથી શ્રોતાઓને પણ સિદ્ધાંતરૂપી પાકનો સુકાળ થશે. અહો! સ્વલ્પ લક્ષ આપશો તો પણ આનંદના ઢગલા ઉપર વિરાજમાન થશો; કારણ કે શ્રવણેંદ્રિયને સુદૈવે માળા આરોપી છે; માટે ઈશ્વરવિભૂતિનાં જે સ્થળો છે તે સર્વ સિદ્ધપુરુષોના રાજા શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને દર્શાવશે. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે, તે કથા શ્રવણ કરો.

**इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां नवमोऽध्यायः ॥९॥**

---

÷ આ અષ્ટસાત્ત્વિકભાવ આ પ્રમાણે છેઃ-

स्तंभः स्वेदोऽथ रोमांचः स्वरभंगोऽथ वेपथुः।
वैवर्ण्यमश्रुप्रलयमित्यष्टौ सात्त्विका मताः॥

અર્થાત્ હૃદય ભરાઇ આવવું, પ્રસ્વેદ થવો, રોમાંચ થવાં, ગદ્ગદ વાણી થવી, કંપ થવો, નિસ્તેજ થવું અને અશ્રુ નીકળી પડવાં, આ આઠ સાત્ત્વિક ભાવ કહેવાય છે.



# અધ્યાય ૧૦ મો—વિભૂતિયોગ

હે ગુરો! નિર્મળ બ્રહ્મજ્ઞાનનો બોધ આપવામાં ચતુર, વિદ્યારૂપી કમળને વિકસિત કરનાર અને પરાપ્રકૃતિરૂપી પ્રમદા સાથે વિલાસ કરનાર એવા આપને નમસ્કાર હોજો! સંસારરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્યની પેઠે અપાર સામર્થ્યવાન તથા તરુણ તુર્યાવસ્થાની સાથે વિલાસ કરનાર એવા આપને નમસ્કાર હોજો! સર્વ જગતનું પાલન કરનાર, કલ્યાણરૂપી રત્નના ભંડાર, સજ્જનરૂપી વનના ચંદનસમાન અને આરાધનીય એવા જે આપ તેમને મારા નમસ્કાર હોજો! ભક્તનાં ચિત્તરૂપી ચકોરના ચંદ્ર, આત્માનુભવીઓના રાજા, શ્રુતિજ્ઞાનના સમુદ્ર અને મદનના ગર્વનો નાશ કરનારા એવા આપને મારા નમસ્કાર હોજો! પ્રેમીઓના ભજનને પાત્ર, સંસારરૂપી હાથીના ગંડસ્થળને ફોડનાર અને જગતના ઉત્પત્તિસ્થાન એવા આપને મારા નમસ્કાર હોજો! હે ગુરો! આપના કૃપારૂપી ગણેશનો પ્રસાદ મળે છે, તો બાળકને પણ સર્વ વિદ્યાઓનું જ્ઞાન થાય છે. ગુરુની ઉદાર વાણી જ્યારે અભયવચન આપે છે, ત્યારે નવરસામૃતના સમુદ્રનો પણ પાર પામી શકાય છે. જો આપની પ્રેમરૂપી સરસ્વતી મૂકજનનો સ્વીકાર કરે, તો તે પણ ગ્રંથરચનાની બાબતમાં બૃહસ્પતિ સાથે પણ હોડ કરી શકે છે. વધારે શું કહું? જેના પર આપની કૃપાદષ્ટિ થાય છે, કિંવા જેના મસ્તક પર આપનો વરદ હસ્ત મુકાય છે, તે જીવ છતાં પણ ઈશ્વરની સમાન બની રહે છે. આવો જે ગુરુકૃપાનો મહિમા, તેનું વર્ણન કઈ વાચાના સામર્થ્યથી હું કરી શકું? સૂર્યનાં અંગને તે વળી સ્વચ્છ કરવાનું હોય? કલ્પતરુને પુષ્પો આવે એવી ઇચ્છા કરવી પડતી નથી. (કારણ

કે તે સર્વદા ફળદ્રૂપજ છે.) ક્ષીરસાગરને તે શી વસ્તુની મિજબાની કરાવવી? કપૂરને અન્ય કઈ વસ્તુની સુવાસ આપી શકાશે? ચંદનને કઇ વસ્તુનું લેપન કરી શકાય? અમૃતને તે શી રીતે પકાવવું? આકાશ ઉપર શું મંડપ બાંધવાનું બની શકશે? તેજ પ્રમાણે શ્રીગુરુના મહિમાને જાણવાનું સાધનજ કયાં છે? એ વાત જાણીનેજ મેં મૌન રહીને ગુરુને નમસ્કારમાત્ર કર્યા છે. જો હું બુદ્ધિના બળથી ગુરુના સામર્થ્યનું વર્ણન કરી શકું તો તે નેત્રનાં પાણી મોભે ચઢાવવા જેવીજ વાત છે. ઉત્તમ સુવર્ણ પર રૂપાનો ઢોળ ચઢાવવાની પેઠેજ શ્રીગુરુની સ્તુતિ કરવાનું કાર્ય નિરર્થક છે; માટે ગુરુચરણમાં બે હસ્ત ને ત્રીજું મસ્તક મૂકવું, એજ યોગ્ય છે. (૧૫)

પછી શ્રીજ્ઞાનેશ્વર મહારાજ બોલ્યાઃ–હે સ્વામિન્! આપે મારા પર કૃપાદૃષ્ટિ કરવાથીજ શ્રીકૃષ્ણાર્જુનના સંવાદરૂપી સંગમમાં હું પ્રયાગના વટવૃક્ષસમાન વિસ્તાર કરવાને સમર્થ થયો છું. આપ કૃપાદૃષ્ટિથી શું નહિ કરી શકો? પૂર્વે ઉપમન્યુએ દૂધ માગતાં શંકરે જેમ સમસ્ત ક્ષીરસમુદ્ર તેની સમક્ષ મૂકી દીધો હતો, કિંવા ધ્રુવે રૂસણું લીધું તો તેને અચળપદરૂપી મીઠાઇ આપી શ્રીવિષ્ણુએ મનાવ્યો; તેજ પ્રમાણે બ્રહ્મવિદ્યામાં શ્રેષ્ઠ અને સકલ શાસ્ત્રોનું વિશ્રાંતિસ્થાન એવી જે અધ્યાત્મવિદ્યારૂપી ભગવદ્ગીતા, તેનું ઓવીરૂપે વર્ણન કરવાની આપે મને શક્તિ આપી છે. જે શબ્દોના રાનમાં એક પણ સફળ અક્ષર સાંભળવામાં આવતો નહોતો, તેજ વાણીને આપે કલ્પલતા કરી મૂકી છે; જે બુદ્ધિની ગતિ દેહ બહાર પહોંચતી નહોતી, તેજ બુદ્ધિને આપે બ્રહ્માનંદના ભંડારરૂપ બનાવી મૂકી છે; અને મારા મનને ગીતાર્થરૂપી મહાસાગરમાં જાણે જળશય્યાજ બંધાવી આપી છે. આ પ્રમાણે ગુરુની એકએક કૃતિ અગાધ હોવાથી, મારાથી તેમના અપાર સામર્થ્યનું વર્ણન શી રીતે થઈ શકશે? માટે મહારાજ! હું થોડુંઘણું ધૃષ્ટતાથી જે કાંઇ બોલું તે માટે મને ક્ષમા કરશો: અત્યારપર્યંત આપના કૃપાપ્રસાદથી મેં

ભગવદ્ગીતાના પૂર્વખંડનું ઓવીબદ્ધ વર્ણન આનંદથી કર્યું.

પ્રથમ અધ્યાયમાં અર્જુનને ખેદ તથા દ્વિતીય અધ્યાયમાં જ્ઞાનયોગ અને કર્મયોગના ભેદ દર્શાવ્યા છે; તૃતીય અધ્યાયમાં કેવળ કર્મમહિમાજ પ્રતિપાદન કરવામાં આવ્યો છે; ચતુર્થમાં તેનું જ્ઞાનસહિત પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને પંચમમાં યોગતત્ત્વ સૂચિત કરવામાં આવ્યું છે. તેજ યોગતત્ત્વ ષષ્ઠ અધ્યામાં આસનવિધિથી લઇને જીવૈક્યપર્યંત સ્પષ્ટ રીતે બતાવ્યું છે. તેજ પ્રમાણે અષ્ટાંગયોગ, સ્થિતિ અને યોગભ્રષ્ટને મળતી ગતિ, એ સંબંધે પણ ષષ્ઠ અધ્યાયમાં વર્ણન કરવામાં આવ્યું છે. પછી સપ્તમમાં પ્રકૃતિનો ઉપક્રમ તથા પરિહાર બતાવી તે પછી ચાર પ્રકારના ભક્તોનું વર્ણન કરવામાં આવ્યું છે. પછી સાત પ્રશ્નોનું સ્પષ્ટીકરણ કરી મરણકાળની સ્થિતિ વગેરે આઠમા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. પછી અગાધ વેદમાં જેટલું જ્ઞાન છે, તે સર્વ મહાભારતના એક લાખ શ્લોકમાં આવે છે; અને મહાભારતમાં ભરેલું સર્વ જ્ઞાન શ્રીકૃષ્ણાર્જુનસંવાદરૂપી ગીતાના સાતસો શ્લોકમાં છે; તથા ગીતાનું સર્વ જ્ઞાન એકલા નવમા અધ્યાયમાં આણવામાં આવ્યું છે; માટે નવમા અધ્યાયનું જ્ઞાન સમજવાને જ્યાં અર્જુન પણ અશક્ત થયો, તો પછી તેને સ્પષ્ટ રીતે કહી બતાવવાનો ગર્વ હું શા માટે ધારણ કરું ? અહો! ગોળ અને સાકરના ગાંગડા એકજ રસમાંથી તૈયાર કરવામાં આવે છે, તો પણ તેની મિષ્ટતામાં ભેદ હોય છે; તેજ પ્રમાણે ગીતાના સર્વ અધ્યાયોમાં બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કરવામાં આવ્યું છે; તો પણ કેટલાક અધ્યાયોમાં બ્રહ્મપ્રતિપાદન કરવામાં આવ્યું છે, કેટલાકમાં પોતામાંજ બ્રહ્મનું સ્થળ દર્શાવવામાં આવ્યું છે અને કેટલાકમાં બ્રહ્મને જાણવા જતાં મનુષ્ય પોતેજ બ્રહ્મરૂપ થાય છે, એમ દર્શાવવામાં આવ્યું છે. આ પ્રમાણે ગીતાના દરેક અધ્યાયમાં અદ્વૈતજ્ઞાનનો બોધ કરેલો છે, પરંતુ નવમો અધ્યાય તો અવર્ણનીય છે. પ્રભો! તેનું વર્ણન મેં જે કાંઈ કર્યું એ આપનુંજ સામર્થ્ય છે. અહો! વસિષ્ઠે સાટીન નામે

વસ્ત્ર વડે સૂર્યનો પ્રકાશ પાડ્યો; વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરી; રામચંદ્રે સમુદ્ર પર પાષાણનો સેતુ બાંધી સર્વ સૈન્ય પાર ઉતાર્યું; મારુતિએ જન્મતાંવાર આકાશમાં ઉડ્ડયન કરી સૂર્યને ફળની પેઠે હસ્તમાં ધર્યો અને અગસ્ત્ય ઋષિએ એકજ આચમનથી સમુદ્રનું પ્રાશન કર્યું; તેજ પ્રમાણે આપે મારા જેવા મૂક મનુષ્ય પાસે અનિર્વાચ્ય બ્રહ્મનું વર્ણન કરાવ્યું છે. જેમ રામ–રાવણના યુદ્ધને રામ–રાવણના યુદ્ધનીજ ઉપમા છે (અર્થાત્ તે અનુપમજ છે), તે પ્રમાણે શ્રીકૃષ્ણનું નવમા અધ્યાયમાંનું કથન પણ અનુપમજ છે. જે તત્ત્વજ્ઞાનીઓ ગીતાનું ખરું રહસ્ય સમજ્યા છે, તેજ એનો નિર્ણય જાણે છે.

આ પ્રકારે નવ અધ્યાયોનું મેં યથામતિ વર્ણન કર્યું છે; હવે અહીંયાંથી ઉત્તરખંડનો પ્રારંભ થાય છે, તે સાંભળો. એ ઉત્તરખંડના પ્રારંભના અધ્યાયમાં શ્રીકૃષ્ણ અર્જુનને મુખ્ય અને ગૌણ વિભૂતિનું વર્ણન કહી સંભળાવશે. તેની ઉત્તમ રસભરિત કથા હું આપને કહું છું. ભાષાના સુંદરપણાથી શાંતરસ શૃંગારરસને જીતી લેશે અને ઓવીઓ અલંકારશાસ્ત્રના આભૂષણરૂપે દીપી નીકળશે. મૂળ સંસ્કૃત ગ્રંથ અને તે પરની આ પ્રાકૃત ટીકા વાંચવાથી તેનો ખરો અર્થ મનમાં ઊતરશે, ત્યારે મૂળગ્રંથ કયો તેની પણ સમજ પડનાર નથી. જે પ્રમાણે શરીરના સૌંદર્યથી શરીરજ અલંકારને શોભાવે છે, તે સ્થળે કોણ કોને શોભા આપે છે, તેનો નિર્ણય થઇ શકતો નથી; તે પ્રમાણે સંસ્કૃત અને પ્રાકૃત ભાષા બેઉ એકજ ગ્રંથના ભાવાર્થનું વર્ણન કરી એક સ્થળે કેવી રીતે શોભે છે, તે તમે નિર્મળ બુદ્ધિથી સાંભળો. કોઈ પણ ભાવ પ્રકટ કરતાં જ્યારે રસની વૃષ્ટિ થાય છે, ત્યારેજ ચાતુર્યને શોભા આવે છે; તેજ પ્રમાણે પ્રાકૃત ભાષાનું સૌંદર્ય તથા તારુણ્ય લૂંટી તેના યોગથી અવર્ણનીય ગીતાતત્ત્વની રચના કરવામાં આવી છે. જે સ્થાવરજંગમનો પરમ ગુરુ છે અને જે ચતુર જનના ચિત્તને આનંદ આપનારો છે, તે યાદવેશ્વર શ્રીકૃષ્ણ શું બોલ્યા તે સાંભળો. હે અર્જુન! શ્રવણ કરવા માટે સર્વ પ્રકારે તારું અંતઃકરણ યોગ્ય છે. (૪૯)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

શ્લોકાર્થઃ–હે મહાબાહો! ફરી પણ મારાં પરમ વચન સાંભળ. તું મારા ભાષણથી સંતુષ્ટ થાય છે, માટે તારું હિત થાય એવી ઇચ્છાથી આ હું તને કહું છું. (૧)

ટીકાઃ–મેં ગયા અધ્યાયમાં જે કાંઈ કહ્યું તેમાં મારા કથન પ્રતિ તારું લક્ષ ક્યાં સુધી છે તે જોયું; તેથી મારી ખાતરી થઈ કે, તારું ધ્યાન પરિપૂર્ણ છે. મટકામાં થોડું પાણી રેડી પ્રથમ ખાતરી કરવામાં આવે છે કે પાણી ગળે છે કે નહિ; તે પછીજ તેને પરિપૂર્ણ ભરવામાં આવે છે. તે પ્રમાણે પ્રથમ મેં તને થોડું કહી સંભળાવ્યું, પછી મારો બોધ તું ગ્રહણ કરી શકે છે એવી ખાતરી થઇ; તેથી તને વધારે સંભળાવવું એમ મને લાગવા માંડ્યું: જે ચાકરને રાખ્યા પછી તેની કસોટીને માટે તેના આવવા–જવાના માર્ગમાં ગમે તે વસ્તુ નાખવામાં આવે છે, તે વસ્તુને લઈને પોતાની પાસે ન રાખતાં સ્વામીને સ્વાધીન કરે, તો તેને ખજાનચી બનાવી દેવામાં આવે છે; તેમ હે અર્જુન! તું પણ મારી પરીક્ષામાં ઉત્તીર્ણ થવાથી મારા જ્ઞાનભંડારનો સ્વામી થયો છે. ડુંગરને જોઈને જેમ મેઘ ભરાઈ આવે છે, તેમ કૃપાસાગર શ્રીકૃષ્ણ અર્જુનને જોઈ આ પ્રમાણે બોલ્યાઃ–હે અર્જુન! પૂર્વે કહેલો અભિપ્રાય તને પુનઃ કહું છું. પ્રતિવર્ષ અનાજ વાવવાથી પાક સારો આવતો જાય તો પુનઃ અનાજ વાવવાનો કંટાળો આવતો નથી; અથવા હે પાંડુસુત! જે પ્રમાણે ઉપરાઉપરી તાપ આપવાથી સુવર્ણનો કસ વધે છે, તેથી સોની તેને અધિક શુદ્ધ કરે છે; તે પ્રમાણે હે પાર્થ! મારો અભિપ્રાય કહેવામાં હું તારા પર જરા પણ ઉપકાર કરતો નથી; પરંતુ મારા સ્વાર્થનેજ માટે કથન કરું છું. જે પ્રમાણે બાળકને અલંકાર પહેરાવતાં બાળકને તો શું પણ તેની માતાનેજ તેના સૌંદર્યથી સુખ થાય છે; તેજ પ્રમાણે જેમ જેમ તારું હિત સાધ્ય થતું જશે, તેમ તેમ મારુંજ સુખ અનેકગણું વૃદ્ધિ પામતું જશે. હે અર્જુન!

હવે આપણે આ અલંકારી ભાષા રહેવા દઇશું. ખરી વાત એમ છે કે, મારો તારા પર અત્યંત પ્રેમ હોવાથી હું તારી સાથે ગમે તેટલું બોલું તો પણ મને તૃપ્તિ થતી નથી. હે ધાર્મિક અર્જુન! મારાં અતિ ઉત્તમ વાક્યો શ્રવણ કર. એ વાક્યો નથી, પરંતુ પ્રત્યક્ષ પરબ્રહ્મજ એ વાક્યોરૂપે તને આલિંગન દેવાને માટે આવ્યા છે. હે કિરીટિ! તું મને વસ્તુતઃ જાણતો નથી. આ જે વિશ્વ તને દેખાય છે તે સર્વ હુંજ છું. (૬૩)

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

શ્લોકાર્થઃ–દેવગણોને તથા મહર્ષિઓને પણ મારી ઉત્પત્તિ જ્ઞાત નથી. કારણ કે હું સર્વ પ્રકારે દેવો અને મહર્ષિઓનું આદિકારણ છું. (૨)

ટીકાઃ–આ મારું સ્વરૂપ જાણવામાં વેદની વાણી પણ કુંઠિત થઇ છે; મન અને પ્રાણની ગતિ પણ ખૂટી ગઈ છે અને મારા તેજની આગળ રાત્રિ થયા સિવાયજ સૂર્ય અને ચંદ્ર અદૃશ્ય થાય છે. અરે! જે પ્રમાણે ઉદરમાંનો ગર્ભ પોતાની માતાનું સ્વરૂપ જાણવાને અસમર્થ હોય છે, તે પ્રમાણે મારામાં રહેલા દેવો મને સર્વથા જાણવાને સમર્થ નથી. જળચરો જે પ્રમાણે સમુદ્રનો અંત જાણતા નથી તથા મક્ષિકા જે પ્રમાણે આકાશને ઓળંગી શકતી નથી, તે પ્રમાણે મહર્ષિઓનું જ્ઞાન પણ મને જાણી શકતું નથી. હું કોણ છું, કેવડો છું, શામાંથી ઉત્પન્ન થયો, આ વાતનો નિર્ણય કરતાં તેમને યુગોના યુગો વહી ગયા છે; કારણ કે હે અર્જુન! આ સર્વ મહર્ષિઓ, દેવો અને ઇતર પ્રાણીઓનું મૂળ હું હોવાથી મને જાણવાનું કાર્ય તેમને માટે કઠિન થઇ પડે છે. પર્વત પરથી નીચે આવેલું પાણી પુનઃ ઉપર ચડે અથવા વૃક્ષને કાપી નાખ્યા છતાં મૂળ પુનઃ ચોંટે, તોજ મારામાંથી ઉત્પન્ન થઈ મારામાં રહેલું જગત મને જાણી શકે. જો વૃક્ષમાંનો ગર્ભ વૃક્ષ તથા વનને વીંટાઈ વળે અથવા તરંગમાં સમુદ્ર સમાઇ જાય, અથવા તો પરમાણુમાં જગત સમાઇ જાય તોજ મારામાં ઉત્પન્ન થયેલા જીવો, મહર્ષિઓ–

કિંવા દેવો મને જાણી શકશે. આ પ્રમાણે મને જાણવો એ કઠિન છે, તો પણ જો કોઇ કદાચિત્ બાહ્ય પ્રવૃત્તિનો માર્ગ છોડી ઇંદ્રિયોને વશ કરે છે, તો તે દેહને પાછળ મૂકીને (દેહભાવ છોડીને) પંચમહાભૂતોનું અતિક્રમણ કરે છે. (૭૩)

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

શ્લોકાર્થઃ—જે મને ઉત્પન્ન ન થનારો, અનાદિ તથા સર્વ લોકોનો અધિપતિ જાણે છે, તે મનુષ્યોમાં જ્ઞાની થઈ સર્વ પાપોથી મુક્ત થાય છે. (૩)

ટીકાઃ—મનની આવી સ્થિતિ સ્થાયી થયા પછીજ નિર્મળ આત્મપ્રકાશમાં જ્ઞાનચક્ષુ વડે મારા ઉત્પત્તિરહિત સ્વરૂપને જે જુએ છે; તથા હું સર્વેના આરંભથી અગાઉનો અને સર્વ લોકનો મહેશ્વર છું એવું મારું સ્વરૂપ જે જાણે છે; તે પાષાણમાં જેવો પારસમણિ અથવા છ રસોમાં જેવું અમૃત છે, તે પ્રમાણે મનુષ્યોમાં મારો અંશ છે, એમ તું સમજ. તે બોલતાંચાલતાં જ્ઞાનની કેવળ મૂર્તિ છે અને તેના અવયવો તો જાણે સુખના અંકુરજ છે. લોકદષ્ટિથી તેનું જે મનુષ્યત્વ જણાય છે તે તો કેવળ ભ્રમજ છે. અરે, કપૂરમાં ઓચિંતો હીરો પડે અને તેના પર પાણી પડે તો શું તે હીરો કપૂરની પેઠે પીગળી જશે કે? તે પ્રમાણે મનુષ્યલોકમાં તે સાધારણ મનુષ્યની પેઠે વસે છે, તો પણ તે માયાની બાધાને તો જાણતોજ નથી. કારણ કે પોતાનોજ નાશ થશે, એવી ભીતિથી પાપ તેની પાસે આવતાંજ નથી. જેમ સર્પ બળતા ચંદનવૃક્ષનો ત્યાગ કરે છે, તે પ્રમાણે જ્ઞાનાગ્નિના પ્રકાશ વડે જે મને ઓળખે છે, તે સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે. મને કેમ જાણવો, એમ તારા મનમાં આવતું હોય તો હું કેવો છું અને મારા ધર્મ કયા છે તે તું સાંભળ. એજ ધર્મ જુદાં જુદાં પ્રાણીઓમાં તેમની પ્રકૃતિના જેવા બનીને સમગ્ર જગતમાં પ્રસરેલા છે. (૮૨)

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाऽभयमेव च ॥ ४ ॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

શ્લોકાર્થઃ-બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, વિનાશ, ભય, અભય; (૪) અહિંસા સમતા, સંતોષ, તપ, દાન, યશ તથા અપયશ, એ સર્વ ભિન્ન ભિન્ન પ્રકારના પ્રાણીઓના ભાવ મારા વડેજ ઉત્પન્ન થાય છે.

ટીકાઃ-આ વિકારોમાં પ્રથમ બુદ્ધિ છે. પછી અમર્યાદ જ્ઞાન, નિર્મોહતા, સહનશીલતા; ક્ષમા તથા સત્ય; પછી મનોનિગ્રહ અને ઇંદ્રિયનિગ્રહ એ ઉભય છે, અને હે અર્જુન! જગતમાંનાં સુખદુઃખ તથા જન્મમરણ એ મુજ પરમાત્માના ભાવરૂપ સ્વરૂપમાં છે; હે પાંડુસુત! ભીતિ અને નિર્ભયતા, અહિંસા, સમતા અને સંતોષ, તપ અને દાન, યશ તેમજ અપકીર્તિ, એ ભાવો જે સર્વત્ર દષ્ટિએ પડે છે, તે સર્વ મારા વડેજ ભૂતોમાં ઉત્પન્ન થાય છે. ભૂતો જેમ નિરનિરાળાં છે, તેમ તે વિકાર પણ ભિન્ન ભિન્ન છે, એમ સમજ. તેમાંથી કેટલાક મારા જ્ઞાનને લીધે ઉત્પન્ન થાય છે; અને અજ્ઞાનને લીધે જેમ પ્રકાશ તથા અંધકાર સૂર્ય વડેજ ઉત્પન્ન થાય છે; પ્રકાશ ઉદયની સાથે અને તિમિર અસ્તની સાથે દૃષ્ટિએ પડે છે; તેજ પ્રમાણે મારું જ્ઞાન થવું કિંવા ન થવું એ પ્રાણીઓના પોતાનાજ કર્મનું ફળ છે. એટલા માટેજ તેમનામાં જુદા જુદા ભાવો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે હે અર્જુન! આ સર્વ જીવસૃષ્ટિને મારાજ ભાવોથી ભરેલી સમજ. હવે જે આ પૃથ્વીના પાલક છે અને જેની આજ્ઞા પ્રમાણે સર્વ લોકો વર્તે છે એવા બીજા એકાદશ ભાવો છે, તે તને કહું છું. (૯૧)

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

શ્લોકાર્થઃ-પ્રાચીન (ભૃગુ આદિક) સાત મહર્ષિ, સાવર્ણી આદિક મનુમાંના (સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ) ચાર મનુઓ, એ મારા સામર્થ્યથી યુક્ત એવા મારા

મનમાંથી ઉત્પન્ન થયા છે; અને તેમનામાંથી જગતનાં આ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થઇ છે. (૬)

ટીકાઃ—સર્વ ગુણોથી યુક્ત અને મહર્ષિઓમાં પ્રસિદ્ધ એવા જે કશ્યપાદિક પ્રખ્યાત સાત ઋષિઓ થયા છે અને ચૌદ મનુઓમાં સ્વાયંભુવાદિ મુખ્ય જે ચાર છે તે હું તને કહું છું. હે ધનુર્ધર! એવા આ એકાદશ ભાવો સૃષ્ટિની ઉત્પત્તિને માટે મારામાંથી ઉત્પન્ન થયા છે. જ્યારે લોકોની વ્યવસ્થા થઈ નહોતી અને ત્રિભુવનની રચના થઈ નહોતી, ત્યારે પંચમહાભૂતોનો સમુદાય ક્રિયારહિત સ્તબ્ધ હતો; આ સપ્તઋષિ અને ચાર મનુ ઉત્પન્ન થયા અને તેમણે લોકરચના ઉત્પન્ન કરીને તેમાં મનુષ્યોને શ્રેષ્ઠ બનાવ્યાં. માટે આ એકાદશ વ્યક્તિ રાજા સમાન હોઈ ઇતર સર્વ જન તેમની પ્રજા છે; અને આ રીતે આ સર્વ વિશ્વવિસ્તાર મારોજ છે, એમ તું સમજ. પ્રથમ બીજ એકલુંજ હોય છે, પછી તે વૃદ્ધિંગત થતાં તેને અંકુર ફૂટે છે, અંકુરમાંથી થડ બને છે અને થડમાંથી શાખાઓ ફૂટે છે; શાખાઓમાંથી અનેક પાંખડીઓ ફૂટી તેને કોમળ પલ્લવ આવે છે; અને તેનાં પાંદડાં થયા પછી તેને પુષ્પો અને ફળો આવે છે. આ પ્રમાણે સમસ્ત વૃક્ષ બને છે; પણ ખરું જોતાં તે સર્વ બીજરૂપજ છે; તેજ પ્રમાણે મૂળ હું એકલોજ હતો, મારામાંથી મનની ઉત્પત્તિ થઇ અને મનમાંથી સપ્તઋષિ તથા ચાર મનુ ઉત્પન્ન થયા; તેમાંથી ઇંદ્રાદિ અષ્ટ લોકપાલ ઉત્પન્ન કર્યા, લોકપાલોએ અનેક પ્રકારના લોકો ઉત્પન્ન કર્યા; અને લોકોમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ. આ પ્રમાણે ખરેખર સર્વ વિશ્વરૂપે હુંજ વિસ્તરેલો છું; પરંતુ આ એકાદશ ભાવની વાત જેઓ સમજી શકે છે, તેઓજ મારું ખરું રહસ્ય સમજી શકે છે.

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।**
**सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

શ્લોકાર્થઃ—આ મારો વિસ્તાર અને તેને ઉત્પન્ન કરવાનું ચાતુર્ય જે ખરેખર જાણે છે, તે સમ્યગ્દર્શનના યોગથી યુક્ત (પૂર્ણજ્ઞાની) થાય છે, એમાં સંશય નથી. (૭)

ટીકાઃ–માટે હે સુભદ્રાપતે! એ ભાવ મારી એક વિભૂતિ છે કે જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, માટે બ્રહ્માથી માંડીને કીડી-પર્યંત મારાથી ભિન્ન અન્ય કંઇજ નથી. આ રીતે જે મારા સત્યસ્વરૂપને જાણે છે તેનેજ સત્ય જ્ઞાનની જાગૃતિ થાય છે; અને તેટલા માટેજ ઉત્તમ અને અધમ એવા ભેદ તેને સ્વપ્નમાં પણ દશ્ય થતા નથી. હું, મારી વિભૂતિ અને મારી વિભૂતિથી યુક્ત થયેલાં પ્રાણી, એ સર્વેને તે એકજ જાણે છે. જે આવા જ્ઞાનયોગથી સાચા મનોભાવપૂર્વક મદ્રૂપ થયો છે, તે કૃતાર્થ થયો છે એમાં સંશય નથી. કારણ કે હે અર્જુન! અભેદદષ્ટિથી જે મને ભજે છે, તેના ભજનના છંદથી હું તેના પાશમાં બદ્ધ થાઉં છું. માટે જે મારી અભેદભાવથી ભક્તિ કરે છે, તેને કાંઈ પણ ન્યૂનતા રહેતી નથી; અને આવી ભક્તિ કરતો બંધ પડે અને મરણ પામે તો પણ તેને હાનિ થતી નથી, એમ છઠ્ઠા અધ્યાયમાં મેં કહ્યું છેજ. આ અભેદભક્તિ કેવી હોય છે, એ જાણવાની જો તારી ઇચ્છા હોય તો કહું છું તે સાંભળ. (૧૧૧)

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

શ્લોકાર્થઃ–હું સર્વનો ઉત્પાદક છું અને મારાથીજ સર્વ જગત પ્રવૃત્ત થાય છે, એમ જાણી ભાવનાથી યુક્ત થયેલા જ્ઞાતાજનો મને ભજે છે. (૮)

ટીકાઃ–હે અર્જુન! આ સર્વ જગતનો ઉત્પન્નકર્તા અને પાલનકર્તા પણ હુંજ છું; અને જેમ પાણીના અનેક તરંગોને આશ્રય પણ પાણીનોજ હોય છે અને તેનું જીવન પણ પાણીજ હોય છે, તે પ્રમાણે આ સર્વ વિશ્વમાં મારા સિવાય અન્ય કોઈ નથી. આ પ્રકારે મને સર્વવ્યાપક જાણી, જે ખરી ઉત્કંઠાથી અને પ્રેમભાવથી સર્વ સ્થળે મને ભજે છે અને દેશકાળ–વર્તમાન આદિથી હું ભિન્ન નથી એમ જે જાણે છે, તે વાયુ જેમ આકાશરૂપ હોઇને આકાશમાંજ સંચાર કરે છે, તેમ આત્મજ્ઞાની મને સર્વવ્યાપકને મનમાં રાખી સુખપૂર્વક ત્રિભુવનમાં

કાળક્રમણ કરે; છે અને જે જે પ્રાણી દષ્ટિએ પડે છે, તે તે ઈશ્વરનાં સ્વરૂપો છે એમ માનવું તેજ ખરો ભક્તિયોગ છે.

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

શ્લોકાર્થઃ–( જ્ઞાની પુરુષ ) મારામાં ચિત્ત રાખીને અને મારામાં જીવનને અર્પણ કરી, એકબીજાને મારે વિષે બોધ કરી તથા મારું કીર્તન કરી, સર્વ કાળ સંતુષ્ટ રહે છે અને મારામાં રમમાણ થાય છે. ( ૯ )

ટીકાઃ—આગળ કહ્યું તેમ જે ચિત્તથી મદ્રૂપજ થયા છે અને મારાજ યોગથી જેના પ્રાણ તૃપ્ત છે; તથા જેને જ્ઞાનના નાદમાં જીવંતપણાનું તથા મરણનું પણ ભાન હોતું નથી; તે પછી બોધના બળ પર વિનોદથી સંવાદસુખમાં નાચવા લાગે છે. આવી સ્થિતિમાં એકબીજા વચ્ચે આપ–લેનો વ્યવહાર પણ જ્ઞાનનોજ હોય છે. જેમ નિકટ રહેલાં તળાવો પાણીથી ભરાઈ ગયા પછી તેમાંનાં પાણી એકબીજા સાથે ઊછળી ઊછળીને મળી જાય છે; જેમ તરંગો તરંગોનેજ આશ્રયે નાચે છે; તેમ જ્ઞાનીઓના મળવાથી બ્રહ્માનંદરૂપી તરંગો એકબીજા સાથે મળે છે, ત્યારે જ્ઞાન જ્ઞાનરૂપે પ્રકાશી જ્ઞાનનાજ અલંકાર ધારણ કરે છે. જેમ સૂર્ય સૂર્યનાંજ ઓવારણાં લે કિંવા ચંદ્ર ચંદ્રને આલિંગન આપે અથવા યોગ્યતામાં સમાન એવા બે પ્રવાહ એકબીજામાં મળે; તેમ તેમની એકતારૂપ સંગમથી પૂર આવી, તેમાં અષ્ટસાત્ત્વિક ભાવરૂપ કચરો તરી આવ્યો, એટલે તે જ્ઞાતા સંવાદરૂપી ચોતરાના ગણપતિ બની જાય છે. તેઓ બ્રહ્માનંદના આવેશમાં દેહરૂપી ગ્રામની બહાર આવી જઈ, મારી પ્રાપ્તિના તૃપ્તિસૂચક ઉદ્‌ગારોથી ગર્જનાઓ કરવા લાગે છે. ગુરુશિષ્યમાં એકાંતમાંજ જે એકાક્ષરી મંત્ર કહેવાવો જોઈએ તે સર્વ જણ મેઘની પેઠે ત્રિલોકમાં ગર્જના કરીને કહે છે. જેમ કમળની કળી વિકસિત થયા પછી પોતામાં રહેલા મકરંદને ગુપ્ત રાખી શકતી નથી, અને રાયરંક સર્વને પોતાની સુવાસની મિજબાની પીરસે છે; તે પ્રમાણે તે સર્વત્ર મારા ગુણ

કથી; કથનના આવેશમાં સ્તબ્ધ રહી, જીવભાવ તથા દેહભાવ, એ ઉભયને વીસરી જાય છે; અને આવા પ્રેમાવેશમાં તે રાત્રિ-દિવસનું ભાન ભૂલી જાય છે. (૨૯)

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥

શ્લોકાર્થ:-આ પ્રમાણે સદૈવ મારા સ્વરૂપમાં મળી જવાને તત્પર તથા પ્રીતિપૂર્વક મને ભજનાર એવા જે જ્ઞાની હોય છે, તેને હું જે બુદ્ધિના યોગથી પ્રાપ્ત થઈ શકું, એવો બુદ્ધિયોગ આપું છું. (૧૦)

ટીકા:-આ પ્રકારે જે આત્મતત્ત્વથી મારું પરિપૂર્ણ સુખ ભોગવે છે; તેને હે અર્જુન! મારે જે કાંઈ આપવાનું હોય છે તેનોજ માર્ગ તેણે પકડેલો હોય છે. કારણ કે હે અર્જુન! તે જે માર્ગે મારી પાસે આવવાને નીકળે છે તે માર્ગની દૃષ્ટિથી જોતાં સ્વર્ગ અને મોક્ષ એ તો આડમાર્ગ જેવા ભાસે છે. તેણે મારી જે ભક્તિ કરી તે ભક્તિને લીધે તેને કાંઇ આપવું એમ મને લાગે છે; પરંતુ મારે જે કાંઇ તેને આપવાનું હોય છે તે તો તે ભક્તે સ્વતઃજ પોતાને સ્વાધીન કરી લીધેલું હોય છે. હવે મારી ભક્તિનું જે પ્રેમસુખ તેને વૃદ્ધિંગત કરવું અને મારા એવા ભક્ત પર કાળની દૃષ્ટિ ન પડે એટલા માટે પ્રયાસ કરવો, એજ મારું કર્તવ્ય છે. હે કિરીટિ! લાડકાં છોકરાં ખેલતાં હોય ત્યારે માતા તેમના પર પ્રેમદૃષ્ટિ રાખી તેમની પાછળ પાછળ દોડે છે, તથા તેમને રમવાને એક એકથી નવીન સુવર્ણનાં રમકડાં આપી મૂકે છે, તે પ્રમાણે મારા ભક્તોના ઉપાસના-સંપ્રદાયનું પોષણ મારે કરવું પડે છે. જે સંપ્રદાયની વૃદ્ધિ કરવાથી મારા ભક્તો મને સહજ આવીને મળે છે, તે સંપ્રદાયનું સંરક્ષણ કરવું-ખાસ કરી તેની વૃદ્ધિ કરવી એ મને બહુ ગમે છે. ભક્તોનો મારા પ્રત્યે પ્રેમ હોવાથી મને પણ તેમના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે; કારણ કે મારે ઘેર પ્રેમી ભક્તોની ઘણી ન્યૂનતા છે. મેં ઉપલક ભક્તિ કરનારાઓને માટે સ્વર્ગ અને મોક્ષ એવા બે પદાર્થ ઉત્પન્ન કર્યા છે અને મારું શરીર

લક્ષ્મીસહ શેષને સ્વાધીન કર્યું છે; પરંતુ બાહ્યશરીર ઉપરાંત જે એક અતિ ઉત્કૃષ્ટ આત્મસુખ છે, તે તો કેવળ પ્રેમાળ ભક્તોને માટેજ યત્ન કરીને રાખી મૂકવામાં આવ્યું છે. હે અર્જુન! પ્રેમાળ ભક્તોને હું એટલે સુધી નિકટ રાખું છું કે એ વાત અનુભવથીજ જાણી શકાય એવી છે; એ હકીકત કહી શકાય તેમ નથી. (૧૪૦)

तेषामेवाऽनुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

શ્લોકાર્થઃ—તેના પર અનુગ્રહ કરવાને માટેજ તેના અંતઃકરણમાં સ્થિત થઇને સુપ્રકાશિત, જ્ઞાનદીપકના યોગથી તેના અજ્ઞાનજન્ય અંધકારનો હું નાશ કરું છું. (૧૧)

ટીકાઃ—આત્મા જે હું તેની ભક્તિ એજ જીવનનું પ્રયોજન માની જેણે મારા સિવાય ઇતર વસ્તુઓ વ્યર્થ માની છે, તે શુદ્ધ આત્મજ્ઞાનીઓને માટે હું કર્પૂરની મશાલ સળગાવી મશાલચી બનીને તેની આગળ ચાલું છું. કારણ કે અજ્ઞાનરૂપી રાત્રિમાં વિસ્તરેલા ગાઢ તિમિરનો નાશ કરી તે ભક્તોને માટે હું નિરંતર જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય કરું છું. પ્રેમાળ ભક્તોને પ્રિય એવા પુરુષોત્તમ જ્યારે આ પ્રમાણે બોલ્યા, ત્યારે અર્જુને કહ્યું કે, "હે દેવ! મારા સર્વ મનોરથો તૃપ્ત થયા છે. આપે મારા પરથી સંસારરૂપી કચરો સારી પેઠે ખંખેરી કાઢયો અને હે પ્રભો! તેને લીધે હું પુનર્જન્મના બંધનથી મુક્ત થયો છું. અહો! મારું જન્મવાપણું આજે મેં મારી પોતાની દૃષ્ટિથી જોયું. હવે મારું જીવન મારા હસ્તમાં આવ્યું છે, એમ મને લાગે છે. હે પ્રભો! આજે મારા જીવનનું સાર્થક્ય થયું છે અને મારા ભાગ્યનો ઉદય થયો છે. હવે આ વચનરૂપી સૂર્યથી મારા અંતર્બાહ્ય અજ્ઞાનાંધકારનો નાશ થયો છે. અર્થાત્ હે પ્રભો! આપનું યથાર્થ સ્વરૂપ મને દેખાવા લાગ્યું છે. (૪૮)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

*શ્લોકાર્થ:*–હે દેવ! આપ સર્વશ્રેષ્ઠ બ્રહ્મ, ઉત્તમ સ્થાન અને પરમ પવિત્ર છો. આપ સર્વદા સર્વત્ર વસનારા, તેજસ્વી, સર્વ દેવોના આદિ, ઉત્પત્તિરહિત અને સર્વવ્યાપક છો.

*ટીકા:*–માટે હે કૃષ્ણ! આપ પરબ્રહ્મ છો અને સર્વ મહાભૂતોનું વિશ્રાંતિસ્થાન હોઈ પવિત્ર અને સર્વ જગતના નાથ છો. આપ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ–એઓના પરમ દૈવત છો. હે દેવ! પચીસમું તત્ત્વ જે પુરુષ તે આપજ છો અને માયાથી અતીત જે દિવ્યભાવ તે આપજ છો. હે સ્વામી! આપ અનાદિસિદ્ધ હોઇ આપને જન્માદિ ધર્મ નથી, આપ આ સર્વ ગુણોથી યુક્ત છો એવી સમજ મને હમણાં પડી છે. આપજ ત્રણે કાળના ચાલક છો; આપ જીવનકળાના મુખ્ય દેવતા છો અને આપજ બ્રહ્માંડના આશ્રયભૂત છો, એમ હવે મને સ્પષ્ટ રીતે સમજાયું. (૫૨)

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

*શ્લોકાર્થ:*–આપ એવા છો એમ નારદ, અસિત, દેવલ તથા વ્યાસ, એ સર્વ ઋષિ–મહર્ષિ કહે છે; અને આપ પોતે પણ મને એમજ કહો છો. (૧૩)

*ટીકા:*–અને બીજી પણ એક રીતે એ વાત સત્ય હોવાની પ્રતીતિ થાય છે; અને તે એ છે કે, પૂર્વે આપના સંબંધમાં એવીજ વાત અનેક ઋષિઓએ કહી છે. તેમણે કહેલી વાતની સત્યતા હવેજ મને સમજાઇ, એ સૌ આપની કૃપાનોજ મહિમા છે. બાકી નારદ મુનિ મારે ઘેર સદૈવ આવે છે તે સુધ્ધાં એજ વાતનું ગાન કર્યા કરે છે; પરંતુ આજ સુધી હું તેનો અર્થ સમજતો નહોતો. માત્ર તે ગાયનથી થતો સંગીતનો આહ્લાદજ હું ભોગવતો હતો. મહારાજ! અંધોના ગામમાં સૂર્ય સ્વતઃ પ્રકટ થાય તો પણ તેમને માત્ર ઉષ્ણતાનીજ પ્રતીતિ થાય છે, પણ પ્રકાશનો અનુભવ થઈ શકતો નથી; તેજ પ્રમાણે નારદ એ અધ્યાત્મગાન કરતા હતા ત્યારે તેની રાગ–રાગિણીનુંજ માધુર્ય મને આનંદ આપતું હતું, પરંતુ અન્ય કાંઈ હું સમજતો ન હતો;

તેજ પ્રમાણે અસિત અને દેવલના મુખથી પણ આપના આજ પ્રકારના ગુણાનુવાદ હું સાંભળતો હતો, પરંતુ તે વખતે મારી બુદ્ધિ વિષયરૂપી વિષથી વ્યાપ્ત થઈ હતી. વિષયરૂપી વિષનો મહિમાજ એવો છે કે, પરમાર્થ મિષ્ટ હોવા છતાં પણ તે જીવને કડુ લાગે છે અને વિષય કડુ હોવા છતાં તે મિષ્ટ લાગે છે. બીજા ઋષિઓ વિષે શું કહું? પરંતુ સર્વશ્રેષ્ઠ વ્યાસ મુનિ પોતે અમારા રાજમહાલયમાં આવીને આપના સ્વરૂપનું એવુંજ વર્ણન કરતા હતા; પરંતુ એકાદ અજ્ઞાની માણસને અંધારામાં ચિંતામણિ મળતાં તે તેને આંગણામાં ફેંકી દે છે અને દિવસ ઊગતાં તે ચિંતામણિ છે એમ તેને ઓળખે છે; તેજ પ્રમાણે હે કૃષ્ણ! વ્યાસાદિક ઋષિનાં વચન જ્ઞાનરૂપી રત્નોની ખાણ હોવા છતાં આપના ઉપદેશરૂપી સૂર્ય સિવાય તેને મેં ફેંકી દીધાં હતા. (૧૨)

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

**શ્લોકાર્થઃ**–હે કેશવ! આપ આ જે મને કહો છો તે સર્વ હું સત્ય માનું છું. હે ભગવન્! દેવો અને દૈત્યો પણ આપનું સ્વરૂપ સમજી શક્યા નથી. (૧૪)

**ટીકાઃ**–હવે આપનાં વાક્યરૂપી કિરણો મારા હૃદયમાં ફેલાઇ ગયાં છે અને ઋષિએ આપેલા જ્ઞાનની અપ્રતીતિ દૂર થઇ છે. હે મહારાજ! તેમનાં વચનરૂપી જ્ઞાનનાં બીજ મારા હૃદયરૂપી પોકળ જમીનમાં પડ્યાં હતાં તે હવે આપના કૃપારૂપી ખાતરથી તેને એકવાક્યતારૂપી ફળો આવ્યાં છે. હે અનંત! નારદાદિક સંતોનાં ભાષણરૂપી નદીઓ આપના તથા મારા વચ્ચેના સંવાદરૂપી સમુદ્રમાં મળી છે. હે પ્રભો! હે સદ્ગુરો! મેં જન્મજન્માંતરે જે જે પુણ્યો કર્યાં હશે તે સર્વેએ આપની પ્રાપ્તિ કરાવી આપી છે; અને તે સર્વ ઋણમુક્ત થયાં છે. બાકી પુખ્ત વયનાં મનુષ્યો દ્વારા આપના ગુણાનુવાદ મારે કર્ણે પડતા હતા; પરંતુ જ્યાં સુધી આપે મારા પર કૃપા કરી નહોતી, ત્યાં સુધી હું તેનું રહસ્ય સમજ્યો નહોતો. અર્થાત્

જ્યારે ભાગ્ય અનુકૂળ થાય છે ત્યારેજ કરેલા ઉદ્યોગો સફળ થાય છે; તે પ્રમાણે ગુરુકૃપા થાય છે ત્યારેજ શ્રવણ કરેલું અને અધ્યયન કરેલું સર્વ ખરું છે, એવો અનુભવ થાય છે. માળી સદાય તનતોડ મહેનત કરીને વૃક્ષને વારિસિંચન કરે છે; પણ તેને ઋતુ આવ્યા સિવાય ફળ આવતાં નથી. અહો! જ્યારે વિષમજ્વર ઊતરે છે, ત્યારેજ જેમ મિષ્ટ વસ્તુ મિષ્ટ લાગે છે; આરોગ્ય પ્રાપ્ત થાય છે ત્યારેજ જેમ ઔષધને સારું ગણવામાં આવે છે; કિંવા ઇંદ્રિયો, વાચા અને પ્રાણમાં જ્યારે ચૈતન્ય આવીને સંચાર કરે છે ત્યારેજ જેમ તેનું સાર્થક થાય છે; તેજ પ્રમાણે વેદશાસ્ત્રનો અથવા યોગાદિકનો અભ્યાસ કર્યા છતાં પણ જ્યારે ગુરુની કૃપા થાય છે ત્યારેજ તેનું સાર્થક થાય છે. આ પ્રમાણે અનુભવના કેફમાં આવી અર્જુન સંતોષથી નૃત્ય કરતો દેવ પ્રત્યે બોલ્યો કેઃ—આપના કથનની પ્રતીતિ હવે મને થઈ છે, માટે હે કૈવલ્યપતિ! મને ખરેખર એવી પ્રતીતિ થઇ છે કે, દેવ કે દાનવની બુદ્ધિ આપને જાણી શકે એમ નથી. હે દેવ! આપના કથનનો અનુભવ ન હોવા છતાં જે પોતાના જ્ઞાનથી આપને જાણવાની વાત કરે છે, તે કદી આપને જાણતો નથી એવી મારી ખાતરી છે. (૭૫)

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

શ્લોકાર્થઃ—હે પુરુષોત્તમ! હે ભૂતભાવન! હે ભૂતેશ! હે દેવાધિદેવ! હે જગત્પતે! આપ સ્વપ્રકાશથીજ આપને જાણો છો.

ટીકાઃ—જેમ આકાશનું મહત્ત્વ આકાશજ જાણે છે, કિંવા પૃથ્વીનું માપ જેમ પૃથ્વીજ જાણે છે; તેમ હે લક્ષ્મીપતે! આપની સર્વ શક્તિ આપજ જાણી શકો છો. બાકી આપની શક્તિ જાણવાનો ગર્વ વેદાદિક વ્યર્થજ કરે છે. અહો! મનની ગતિને પાછળ કેવી રીતે રોકવી? પવનને શી રીતે પકડવો? બાહુ વડે માયારૂપી સાગર કેવી રીતે તરવો? તેજ પ્રમાણે આપને જાણવા અતિદુર્ઘટ છે. મહારાજ! આપનું જ્ઞાન આપ-

તેજ છે અને તે અન્યને આપવાને પણ આપજ સમર્થ છે; માટે હવે એક વાર મારી સાંભળવાની ઉત્કંઠા પૂરી કરો. હે પ્રાણીમાત્રના ઉત્પાદક! હે સંસારરૂપી ગજનો નાશ કરનાર સિંહ! હે સર્વ દેવોના પૂજ્ય જગદધિપતે! આપની મહત્તાનો વિચાર કરીએ છીએ, ત્યારે અમે આપની પાસે ઊભા રહેવાની પણ યોગ્યતા ધરાવતા નથી; પરંતુ તે કારણને લીધે જો અમે આપને વિનંતિ ન કરીએ તો અમારા માટે બીજો ઉપાયજ નથી. ચારે તરફ સમુદ્ર અને નદીઓ ભરેલાં હોય તો પણ ચાતકને મન તો તે શુષ્કજ છે! જ્યારે વૃષ્ટિ થાય ત્યારેજ તેની તૃષા શાંત થાય છે; તેજ પ્રમાણે હે કૃષ્ણ! જગતમાં ગુરુ સર્વત્ર છે તો પણ મારી ગતિ તો આપજ છો. અસ્તુ. હવે આપની વિભૂતિ કહો.

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६॥**

શ્લોકાર્થઃ—જે વિભૂતિના યોગથી આપ આ લોકમાં વ્યાપી રહ્યા છો, તે આપની સર્વ અદ્‌ભુત વિભૂતિઓ આપ કહી સંભળાવો. (૧૬)

ટીકાઃ—હે મહારાજ! આપની અનંત વિભૂતિઓમાંથી જેટલી વ્યાપક, શક્તિવાન અને સતેજ હોય, તે સર્વ આપ મને કહી સંભળાવો. હે અનંત! આપની જે વિભૂતિ ત્રણે લોકમાં વ્યાપી રહી છે, તેમાંની મુખ્ય મુખ્ય અને પ્રસિદ્ધ મને કહો.

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७॥**

શ્લોકાર્થઃ—હે યોગિન્! આપનું સતત ચિંતન કરનાર હું આપને શી રીતે જાણી શકું અને હે ભગવન્! કઈ કઈ વસ્તુમાં મારે આપનું ધ્યાન ધરવું? (૧૭)

ટીકાઃ—હે મહારાજ! હું આપને શી રીતે જાણી શકું? અને સદા કેવી રીતે આપનું ચિંતન કરું? સર્વ કાંઈ આપજ છો, એમ કહીએ તો આપનું ચિંતનજ થઈ શકશે નહિ; માટે પૂર્વે (૪–૫–૬ શ્લોકમાં) સંક્ષેપમાં આપે જે વિભૂતિ કહી, તેનો વિસ્તાર ફરી એક વાર કહો. જે જે વિભૂતિઓમાં આપનું

ચિંતન કરવામાં શ્રમ પડે નહિ એવી આપની પ્રાપ્તિની યુક્તિ મને સ્પષ્ટ કરીને કહો. (૮૯)

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम्॥ १८॥

**શ્લોકાર્થઃ**–હે જનાર્દન! તે તમારો યોગ અને વિભૂતિ મને પુનઃ વિસ્તારપૂર્વક કહો; કારણ કે તમારું અમૃતમય ભાષણ ગમે તેટલી વાર સાંભળવા છતાં મને તૃપ્તિજ થતી નથી. (૧૮)

**ટીકાઃ**–હે ભૂતપતે! મેં તમને જે વિભૂતિ માટે કહ્યું તે મને કહો. તે ને તે પુનઃ પુનઃ શું કહેવી? એમ હે જનાર્દન! તમે મનમાં લાવશો નહિ; કારણ કે જગતમાંના સાધારણ અમૃતપાનને માટે પણ 'હવે બસ થયું' એમ કોઈ કહેતું નથી. જે અમૃત હળાહળ વિષનો સગો ભાઈ છે, તેનું મરણની ભીતિથી દેવોએ પ્રાશન કર્યું તો પણ બ્રહ્મદેવના એક દિવસમાં ચૌદ ઈંદ્રનો લય થાય છે! એ લૌકિક અમૃત તો માત્ર એક જાતનો ક્ષીરસાગરમાંનો રસજ છે; એને જે અમૃતનું નામ મળ્યું છે તે તો માત્ર આભાસવત્ છે; તો પણ તેનાથી તૃપ્તિ થતી નથી. એવા તુચ્છ અમૃતનો જ્યારે આટલો મહિમા છે, ત્યારે આપનું કથન તો ખરેખરું પરમામૃતજ છે! એ તો મંદરાચલ ન હલાવતાં અને ક્ષીરસાગરનું મંથન ન કરતાં સહજ પ્રાપ્ત થનાર અનાદિ, સ્વાભાવિક અને સ્વયમેવ છે. વળી એ પ્રવાહી પણ નથી અને ઘટ્ટ પણ નથી. એમાં નથી મિષ્ટતા કે નથી સુવાસ; અને સ્મરણ કરતાંની સાથેજ ગમે તે મનુષ્યને પ્રાપ્ત થઇ શકે છે. જેની વાત સાંભળતાંને વારજ સર્વ સંસાર મિથ્યા ભાસવા લાગે છે અને અનાયાસેજ નિત્યતાનો વાસ થાય છે; જન્મમૃત્યુનો સંબંધ સમૂળ નષ્ટ થાય છે અને અંતર્બાહ્ય મહાસુખની વૃદ્ધિ થવા લાગે છે; તેનું દૈવયોગે જે સેવન કરવામાં આવે છે તો તે મનુષ્યને તદ્રૂપ બનાવી દે છે. આવું જે આપનું પરમામૃત, તેનું પાન આપ મને કરાવો છો ત્યારે મારાથી 'બસ થયું' એમ નથી કહી શકાતું. પ્રથમ તો આપનું નામજ મને પ્રિય છે; તેમાં વળી આપનો ભેટો થયો અને સહવાસનો

લાભ મળ્યો; વળી આપ આનંદપૂર્વક મને તે ઉપદેશામૃત પાવા લાગ્યા; એટલે હવે એ સુખ કોના જેવું છે, તે મારાથી કહી શકાતું નથી. માટે હવે આપના મુખે આપની વિભૂતિ એક વાર ફરીથી સાંભળવા ઇચ્છું છું. આપના મનમાં એમ આવે કે, એક વાર કહેલું કથન વારંવાર શું કહેવું ? પરંતુ હે મહારાજ! સૂર્યનો પ્રકાશ કદી વાસી થયો છે? અગ્નિને અપવિત્ર કહી શકાશે? અખંડ પ્રવાહિત ગંગોદકને વાસી કહેવાશે કે? આપે આપના મુખ દ્વારા જે વચન કહ્યાં છે તેને મૂર્તિમંત નાદબ્રહ્મરૂપેજ મેં જાણ્યાં છે. જાણે કે દુર્લભ ચંદનપુષ્પની હું સુવાસ લઇ રહ્યો છું. અર્જુનનું આ ભાષણ સાંભળી શ્રીકૃષ્ણ સર્વાંગે ડોલવા લાગ્યા અને બોલ્યા કે, "આ પાર્થ હવે ભક્તિ અને જ્ઞાનની ખાણજ થયો છે." આ પ્રમાણે પોતાના ભક્તોનો આનંદ જોઇ દેવને પણ પ્રેમનો ઉમળકો આવ્યો, પરંતુ તેનો પ્રતિરોધ કરી તેઓ બોલવા લાગ્યા. (૫)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥

શ્લોકાર્થઃ—બાપુ, અર્જુન! ઠીક છે. મારી મુખ્ય મુખ્ય વિભૂતિ હું તને કહી બતાવું છું; કારણ કે મારી વિભૂતિના વિસ્તારનો અંત નથી. (૧૯)

ટીકાઃ—પોતે બ્રહ્મદેવના પિતા છે, એ વાત જ્ઞાત છતાં પણ તેનું સ્મરણ ન રહ્યાથી ભગવાન બોલ્યાઃ—હે તાત અર્જુન! તમે બહુ સારું કામ કર્યું! ભગવાને અર્જુનને તાત કહ્યો તેથી આશ્ચર્ય પામવાનું પ્રયોજન નથી; કારણ કે ભગવાન નંદપુત્ર બન્યા નથી! વિશેષ પ્રેમને લીધેજ એવું બને છે. પછી ભગવાન બોલ્યા કે, હે ધનુર્ધર! સાંભળ. હે સુભદ્રાપતે! તેં પૂછેલી વિભૂતિઓ અગણિત છે. તે મારીજ વિભૂતિઓ છે, છતાં તેની ગણના મારી બુદ્ધિથી પણ થઈ શકતી નથી. જેમ મનુષ્યથી પોતાના અંગ પરનાં રુંવાડાં ગણી શકાતાં નથી, તેમ મારાથી મારી વિભૂ-

તિઓ પણ ગણી શકાતી નથી. હું કેવો અને કેવડો છું તે વાત-ની મને પોતાનેજ સમજ પડતી નથી; માટે મારી પ્રસિદ્ધ અને મુખ્ય મુખ્ય વિભૂતિઓનેજ સાંભળ. હે કિરીટિ! તેને જાણવાથી સર્વ વિભૂતિઓ જાણવામાં આવશે. જેમ બીજ હાથમાં આવતાં વૃક્ષજ હાથમાં આવ્યા જેવું થાય છે; કિંવા બાગ હાથમાં આવવાથી ફળો અને ફૂલો પણ આપોઆપ હાથમાં આવે છે; તેમ તે વિભૂતિઓને જાણવાથી સર્વ વિશ્વ જાણવા જેવું થાય છે. હે ધનુર્ધર! ખરી રીતે તો મારા વિસ્તારનો અંતજ નથી! ગગન જેવા મહાન પદાર્થો પણ મારામાં સમાઈ જાય છે. (૧૪)

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥

શ્લોકાર્થઃ—હે ગુડાકેશ! સર્વ ભૂતોના અંતરમાં રહેલો આત્મા હું છું, સર્વ ભૂતોનો આદિ, મધ્ય ને અંત પણ હુંજ છું.

ટીકાઃ—હે ગુડાકેશ! હે ધનુર્વિદ્યામાં શિવના જેવા નિષ્ણાત અર્જુન! સાંભળ. પ્રત્યેક પ્રાણીના અંતરમાં અંતઃકરણ પણ હુંજ છું; અને પ્રાણીમાત્રની બાહ્ય બાજુએ પણ મારુંજ આચ્છાદન છે; અને પ્રાણીમાત્રના આરંભમાં, અંતમાં તથા મધ્યમાં પણ હુંજ છું. જેમ મેઘની નીચે, ઉપર, અંદર તથા બહાર સર્વત્ર આકાશજ છે અને તે આકાશમાંથી ઉત્પન્ન થઇ આકાશમાંજ રહે છે અને લય પામે છે, ત્યારે પણ આકાશજ થઇને રહે છે; તે પ્રમાણે પ્રાણીમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ ત્રણે ગતિ હુંજ છું. આ પ્રમાણે મારું અનંતત્વ અને વ્યાપકત્વ મારી વિભૂતિના યોગથી સમજી શકાય છે. માટે હૃદયનેજ કાન બનાવીને આગળ સાંભળ. હે સુભદ્રાપતે! હવે તને જે વિભૂતિઓ સંભળાવવાનું કહ્યું હતું, તે કહું છું તે શ્રવણ કર.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

શ્લોકાર્થઃ—દ્વાદશ આદિત્યોમાં વિષ્ણુ તે હું છું, પ્રકાશવંતોમાં કિરણવાળો સૂર્ય તે હું છું, મરુદ્ગણોમાં મરીચિ તે હું છું અને નક્ષત્રોમાં ચંદ્ર તે હુંજ છું. (૨૧)

ટીકાઃ–પછી કૃપાવંત શ્રીકૃષ્ણ બોલ્યાઃ–બાર આદિત્યોમાં વિષ્ણુ હું છું; તેજસ્વી વસ્તુઓમાં કિરણવાળો સૂર્ય હું છું; ઓગણપચાસ મરુદ્ગણોમાં મરીચિ હું છું અને આકાશમાંનાં નક્ષત્રોમાં ચંદ્ર હું છું. (૨૨)

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

શ્લોકાર્થઃ–વેદોમાં સામવેદ× હું છું, દેવોમાં ઈંદ્ર હું છું, ઇંદ્રિયોમાં મન* હું છું; અને પ્રાણીઓમાં ચૈતન્ય હું છું. (૨૨)

ટીકાઃ–શ્રીગોવિંદ બોલ્યાઃ–વેદોમાં સામવેદ હું છું; દેવોમાં મરુદ્બંધુ ઈંદ્ર હું છું; ઇંદ્રિયોમાં અગિયારમું મન હું છું અને તેજ પ્રમાણે પ્રાણીમાત્રમાં જે મૂળ જીવનકળા તે હું છું.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

શ્લોકાર્થઃ–રુદ્રોમાં શંકર હું છું યક્ષ–રાક્ષસોમાં કુબેર હું છું; અષ્ટ વસુઓમાં અગ્નિ હું છું; અને પર્વતોમાં મેરુ હું છું. (૨૩)

ટીકાઃ–સર્વ રુદ્રોમાં કામશત્રુ શંકર હું છું; યક્ષરાક્ષસોમાં શંકરનો મિત્ર ધનવાન કુબેર હું છું; અષ્ટ વસુમાં અગ્નિ હું છું; અને શિખરધારી સર્વ પર્વતોમાં ઉચ્ચ મેરુપર્વત હું છું. (૨૭)

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥
महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

શ્લોકાર્થઃ–હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય જે બૃહસ્પતિ તે હું છું, એમ જાણ. સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું અને જલાશયોમાં સમુદ્ર હું છું. (૨૪) સિદ્ધ મહર્ષિઓમાં

× સામવેદની ઉચ્ચ ભાવનાઓ તથા પ્રાર્થનાઓ સમજીને અસરકારક સંગીતની પેઠે ગાવા સાંભળવાથી શ્રદ્ધા ભક્તિની અસર વધારે થાય અને પરિણામ વહેલું આવે એ સ્વાભાવિકજ છે.

* કેમકે મન–મનન–વિચાર જે રસ્તે પ્રેરે તેજ રસ્તે માણસની બુદ્ધિ, ચિત્ત અને ઇંદ્રિયો પ્રેરાય છે.

ભૃગુ હું છું; વાણીમાં ૐકાર હું છું; યજ્ઞોમાં જપયજ્ઞ હું છું; અને અચલ વસ્તુઓમાં હિમાલય પણ હું છું. (૨૫)

ટીકાઃ-ઈંદ્રનો જે સચિવ, સર્વ જ્ઞાનનો જે આદિપીઠ અને જે પુરોહિતોમાં શ્રેષ્ઠ એવો બૃહસ્પતિ તે હું જ છું; હે અર્જુન! જે શંકરના વીર્યથી, અગ્નિના સંગથી કૃત્તિકાના ઉદરમાં ઉત્પન્ન થયો અને જે ત્રિભુવનના સર્વ સેનાપતિઓમાં મુખ્ય છે એવો જે કાર્તિકસ્વામી તે હું જ છું. સર્વ સરોવરમાં જલનિધિ હું છું અને મહાર્ષિઓમાં તપોરાશિ જે ભૃગુ તે હું છું. સર્વ વાણીમાં જે એકાક્ષર વડે વ્યવહાર ચાલે છે તે સત્ય એકાક્ષર ૐકાર હું છું. સર્વ યજ્ઞોમાં કર્મત્યાગ દ્વારા ૐકારાદિથી ઉત્પન્ન થનાર જે જપયજ્ઞ તે હું છું. જે યજ્ઞને સ્નાનાદિક કર્મોની અપેક્ષા નથી અને જેનાથી ધર્મ તથા અધર્મ પવિત્ર થાય છે અને વેદમાં પણ જે નામને પરબ્રહ્મ કહેવામાં આવે છે એવો જે પરમાત્માના નામરૂપી જપયજ્ઞ છે તે હું છું. લક્ષ્મીપતિ કહે છે કે, સ્થાવર પર્વતોમાં પુણ્યરાશિ અને પૂજ્ય જે હિમાલય છે તે હું છું. (૩૪)

अश्वत्थ सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥
उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

શ્લોકાર્થઃ-સર્વ વૃક્ષોમાં પીપળો હું છું, અને દેવર્ષિમાં નારદ હું છું, ગંધર્વોમાં ચિત્રરથ હું છું અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. અશ્વોમાં ક્ષીરસાગરમાંથી નીકળેલો ઉચ્ચૈઃશ્રવા હું છું અને ઉત્તમ હાથીઓમાં ઐરાવત હું છું, એમ જાણ.

ટીકાઃ-કલ્પવૃક્ષ પારિજાતક તથા ચંદન પણ ગુણમાં શ્રેષ્ઠ હોવાની વાત સર્વત્ર પ્રસિદ્ધ છે, તો પણ આ સર્વ વૃક્ષોમાં જે પીપળાનું વૃક્ષ છે તે હું છું. હે પાંડવ! સર્વ દેવર્ષિઓમાં નારદ ઋષિ મનેજ જાણ અને સર્વ ગંધર્વોમાં ચિત્રરથ નામનો જે ગંધર્વ છે તે પણ હું છું. હે જ્ઞાનનિધિ! સર્વ સિદ્ધોમાં કે

શ્લોકાર્થ:—દૈત્યોમાં પ્રહ્લાદ હું છું; ગણતરી કરનારાઓમાં કાળ હું છું; પશુઓમાં સિંહ હું છું અને પક્ષીઓમાં ગરુડ હું છું. (૩૦)

ટીકા:—અરે, દૈત્યકુળમાં જે પ્રહ્લાદ તે હું છું એમ સમજ; અને તેથીજ તે દૈત્યોના સ્વભાવથી લિપ્ત થયો નથી. શ્રીગોપાળકૃષ્ણ કહે છે કે:—નાશ કરનારા સર્વ પદાર્થોમાં મહાકાળ હું છું; અને જનાવરોમાં સિંહ તે હું છું, એમ સમજ. હે અર્જુન! સર્વ પક્ષીઓમાં ગરુડપક્ષી હું છું; માટેજ તે મને પોતાની પીઠ પર વહન કરી શકે છે. (૨૪૯)

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चाऽस्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

શ્લોકાર્થ:—પવિત્ર કરનારી વસ્તુઓમાં વાયુ હું છું; શસ્ત્રધરોમાં રામ હું છું; જળચરોમાં મકર હું છું અને નદીઓમાં ભાગીરથી હું છું. (૩૧)

ટીકા:—હે ધનુર્ધર! જે એક ઘડીથી પણ ઓછા વખતમાં આ પૃથ્વીની તથા સાત સમુદ્રની પ્રદક્ષિણા કરે છે, એવો વેગવાનોમાં શ્રેષ્ઠ વાયુ તે હું છું; અને હે અર્જુન! સર્વ શસ્ત્રધરોમાં શ્રીરામ હું છું. જે રામે ત્રેતાયુગમાં સંકટમાં પડેલા ધર્મનો પક્ષ ગ્રહણ કરી, કેવળ એક ધનુષ્ય વડે વિજયશ્રીને એકછત્રી કરી મૂકી હતી; પછી સુવેલાચલ પર ઊભા રહી લંકાધીશ રાવણના મસ્તકની પંક્તિ ગગનમાં જયઘોષ કરનાર ભૂતોને બલિ તરીકે અર્પણ કરી હતી; જે રામે દેવોને માન પ્રાપ્ત કરાવી આપ્યું, ધર્મનો જીર્ણોદ્ધાર કર્યો અને સૂર્યવંશમાં સૂર્યની પેઠે ઝળક્યા, તે શસ્ત્ર ધારણ કરનારાઓમાં સીતાપતિ રામ તે હુંજ છું. પુચ્છવંત જળચરોમાં મકર હું છું. સર્વ પ્રવાહિત નદીઓમાં ગંગા કે જેને ભગીરથ સ્વર્ગમાંથી લાવતો હતો, તેવામાં જહ્નુ ઋષિ ગળી ગયો અને પુનઃ સાથળમાંથી બહાર કાઢી તે ત્રૈલોક્યની સર્વ નદીઓમાં મુખ્ય જાહ્નવી હું છું, એમ હે અર્જુન! તું જાણ. આ પ્રમાણે સૃષ્ટિમાંની મારી એકએક વિભૂતિનું વર્ણન કરવા બેસું તો હજાર જન્મોમાંઅર્ધી વિભૂતિઓનું વર્ણન પણ થઈ શકશે નહિ. (૫૮)

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाऽहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥
अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

શ્લોકાર્થ:-હે અર્જુન! હું સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત છું; સર્વ વિદ્યાઓમાં આત્મા-અનાત્માનો ભેદ દર્શાવનારી જે અધ્યાત્મવિદ્યા તે હું છું; વાદવિવાદમાં તત્ત્વ જાણવાની ઇચ્છાથી કરેલો વાદ* તે હું છું; (૩૨) અક્ષરોમાં 'અ'કાર હું છું; સમાસોમાં દ્વંદ્વ સમાસ હું છું; અક્ષય કાળ હું છું અને સર્વ જગતમાં કર્મોનાં ફળ આપનાર સર્વતોમુખ ધાતા પણ હું છું.

ટીકા:-જે પ્રમાણે સર્વ નક્ષત્રોને વીણી લેવાની ઇચ્છા ઉત્પન્ન થતાં આકાશની પોટલી બાંધવામાં આવે તો તે સર્વ હાથમાં આવે છે, કિંવા પૃથ્વીના પરમાણુઓની ઝડતી લેવી હોય તો ભૂગોળનેજ કાખમાં મારી લેવો જોઇએ; તે પ્રમાણે મારો વિસ્તાર જોવો હોય તો મનેજ જાણી લેવો જોઇએ. શાખા, ફળો અને ફૂલો, એ સર્વને સામટાં લઈ લેવાં હોય તો જે પ્રમાણે વૃક્ષનેજ ઉખાડી લેવું જોઇએ; તે પ્રમાણે મારી સર્વ વિભૂતિઓ જાણવાની ઇચ્છા થાય તો મારું નિર્ગુણ (ઉપાધિરહિતજ) સ્વરૂપજ જાણી લેવું જોઇએ. બાકી હે અર્જુન! મારી ભિન્ન ભિન્ન વિભૂતિઓ તું કેટલીક સાંભળશે? માટે એક વાર સર્વત્ર હુંજ ભરેલો છું, એમ તું જાણ. હે કિરીટિ! હું સર્વ સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત છું. જે પ્રમાણે વસ્ત્રમાં આડા અને ઊભા તંતુજ ભરેલા હોય છે, તે પ્રમાણે સર્વત્ર હુંજ વ્યાપક છું એમ જે જાણે છે, તેણે મારી વિભૂતિઓ જાણીને શું કરવું છે? પરંતુ એટલી તારી યોગ્યતા નથી, માટે એ વાત હવે રહેવા દઇએ. હે સુભદ્રાપતે! મારી વિભૂતિઓ કઈ છે, તે તું સાંભળ. સર્વ વિદ્યાઓમાં આત્મજ્ઞાન આપી

* તત્ત્વના નિર્ણય માટે ગુરુશિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગદ્વેષ વિના જે ચર્ચા થાય તેને 'વાદ' કહે છે. આ પ્રમાણે તે બાજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

મોક્ષ પમાડનારી વેદાંતવિદ્યા હું છું. અરે! બોલનારાઓમાં વાદ, કે જેથી સર્વ શાસ્ત્રોની એકવાક્યતા થાય છે, તે મને જાણ. વિચાર કરતાં જે ઊલટો વૃદ્ધિંગત થાય છે, વળી જેથી શ્રોતાઓના તર્કને પુષ્ટિ મળે છે અને તે તર્ક પર વક્તાઓનાં મધુર ભાષણો થાય છે, એવો જ ઉહાપોહ અને ચર્ચાયુક્ત વાદ તે હું છું; અને અક્ષરોમાં જે મૂળ અક્ષર 'અ' કાર તે હું છું. સમાસોમાં દ્વંદ્વ સમાસ હું છું, એમ તું જાણ; અને મક્ષિકાથી લઇને બ્રહ્મદેવપર્યંત સર્વને ગ્રસનાર જે કાળ તે પણ હુંજ છું. મેરુમંદરાદિક સહિત જે પૃથ્વીને ઓગાળી નાખે છે અને પ્રલયકાળે જળમય થયેલા જગતને જે તે ને તેજ સ્થળે હજમ કરી જાય છે; તથા હે કિરીટિ! પ્રલયકાળના તેજને જે આલિંગન દે છે; સર્વ પવનને જે ગળી જાય છે અને જેના ઉદરમાં આકાશ પણ સમાઈ જાય છે; એવો અપરિમિત કાળ તે હું છું, એમ લક્ષ્મીની સાથે વિલાસ કરનારા શ્રીકૃષ્ણ બોલ્યા. પછી તેઓ પુનઃ બોલ્યાઃ–સૃષ્ટિનો ઉત્પન્નકર્તા હું છું. (૭૩)

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥

શ્લોકાર્થઃ–સર્વને હરણ કરનાર મૃત્યુ હું છું; ભવિષ્યમાં થનારા અભ્યુદયનો હેતુ હું છું; સ્ત્રીવર્ગમાં કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ધૈર્ય અને શાંતિ હું છું. (૩૪)

ટીકાઃ–ઉત્પન્ન થયેલા પ્રાણીમાત્રનો ધારણ કરનાર હુંજ છું; સર્વનું જીવન હુંજ છું અને અંતે સર્વનો સંહાર પણ હુંજ કરતો હોવાથી મૃત્યુ પણ હુંજ છું, એમ તું સમજ. હવે સ્ત્રીજાતિમાં મારી સાત વિભૂતિ છે, તેનું હું પ્રેમસહિત વર્ણન કરું છું તે સાંભળ. હે અર્જુન! નિત્ય નવીન એવી જે કીર્તિ તે મારીજ મૂર્તિ છે. ઔદાર્યયુક્ત જે સંપત્તિ તે પણ હુંજ છું. ન્યાયસિંહાસન પર બેસીને વિવેકના માર્ગ પર ચાલનારી વાણી તે પણ હુંજ છું. પદાર્થ જોવામાં આવતાં જે સ્મૃતિ થઈ આવે છે, તે સ્મરણશક્તિ પણ હુંજ છું. આ લોકમાં સ્વહિતને અનુકૂળ એવી બુદ્ધિ હું છું; તથા ત્રિભુવનમાં ધૃતિ પણ હું છું

અને ક્ષમા પણ હું છું. સંસારરૂપી ગજેંદ્રનો નાશ કરવામાં સિંહ જેવા શ્રીકૃષ્ણ બોલ્યા કે, આ પ્રમાણે સ્ત્રીજાતિમાં જે સાત શક્તિ છે, તે સર્વ હુંજ છું, એમ તું સમજ. (૨૮૦)

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

શ્લોકાર્થઃ—સામોમાં બૃહત્સામ હું છું, છંદોમાં ગાયત્રી છંદ હું છું, માસોમાં માર્ગશીર્ષ માસ હું છું અને ઋતુઓમાં વસંતઋતુ હું છું. (૩૫)

ટીકાઃ—શ્રીરમાપતિ કહે છેઃ—હે મિત્રશ્રેષ્ઠ! વેદો પૈકી સામવેદમાંનો બૃહત્સામ હું છું, સર્વ છંદોમાં ગાયત્રી છંદ મારું સ્વરૂપ છે, સર્વ મહિનાઓમાં મુખ્ય માર્ગશીર્ષ માસ પણ હું છું અને ઋતુઓમાં પુષ્પોની વૃદ્ધિ કરનાર વસંતઋતુ પણ હું છું.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मिव्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥
वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

શ્લોકાર્થઃ—છળ કરનારાઓમાં દ્યૂત હું છું, તેજસ્વીઓમાં તેજ હું છું, જય હું છું, ઉદ્યોગ હું છું, સાત્વિકોનું સત્ત્વ હું છું, યાદવોમાં વાસુદેવ હું છું, પાંડવોમાં અર્જુન હું છું, મુનિઓમાં વ્યાસ હું છું અને કવિઓમાં ઉશના (શુક્રાચાર્ય) કવિ હું છું. (૩૬,૩૭)

ટીકાઃ—હે શાણા અર્જુન! અન્યને ફસાવવાના જે પ્રકાર છે તેમાં દ્યૂત નામનો જે પ્રકાર છે તે મારી વિભૂતિ છે, તેથીજ ભરચકલા પર જુગારરૂપી ચોરી ચાલતી હોય તો પણ કોઈ તેની નિવૃત્તિ કોઈ કરતું નથી. સર્વ સતેજ પદાર્થોમાં જે તેજ છે તે હું છું અને સર્વ આરંભેલાં કાર્યોમાં જેની ઇચ્છા હોય છે તે જય હુંજ છું. દેવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બોલ્યાઃ—સર્વ ઉદ્યોગોમાં નીતિયુક્ત જે ઉદ્યોગ છે તે હુંજ છું, સત્ત્વવાળાઓમાં સત્ત્વ હું છું અને યાદવોમાં જે શ્રીમંત છે તે હું છું. જે દેવકી તથા વસુદેવને માટે જન્મ ધારણ કરી યશોદાની કન્યાને માટે

ગોકુળમાં ગયા હતા અને જેણે સ્તનપાન કરવાના નિમિત્તથી પૂતના રાક્ષસીના પ્રાણ હર્યા હતા તે હું છું. હજી બાળપણની કળી તો વિકસિત થઈ નથી, એટલામાંજ જેણે પૃથ્વીને દૈત્ય-રહિત કરી અને હસ્ત પર ગોવર્ધન પર્વત ધારણ કરીને ઈંદ્રનો ગર્વ ઉતાર્યો; જેણે યમુનામાંના કાલીય નાગનું મર્દન કરી લોકોનાં દુઃખનું નિવારણ કર્યું અને બ્રહ્મદેવે ગોપબાળકો તથા વાછરડાંઓનું હરણ કર્યું, તે વખતે તે સર્વેને નવાં ઉત્પન્ન કરી તેને જેણે ગાંડો બનાવી દીધો; બાલદશાના આરંભમાંજ જેણે કંસ-ચાણુરાદિક મહાન મહાન યોદ્ધાઓને સહજ માર્યા; યાદવવંશમાં આવી જેની કૃતિ છે તે હુંજ છું. સોમવંશીય પાંડવોમાં જે અર્જુન છે તે હું છું, એમ તું સમજ. માટે તારા-મારા પ્રેમભાવમાં અંતર પડતું નથી. તેં સંન્યાસી બની મારી ભગિની સુભદ્રાનું હરણ કર્યું તો પણ તારે વિષે મારા મનમાં સંશય ઉત્પન્ન થયો નહિ; કારણકે તારું અને મારું સ્વરૂપ એકજ છે. વળી સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ એવા જે વ્યાસમુનિ તે હું છું; તથા સર્વ કવિઓમાં શ્રેષ્ઠ એવા જે ઉશનાચાર્ય તે હું છું, એમ યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બોલ્યા. (૨૯૫)

दण्डो दमयितामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवाऽस्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

શ્લોકાર્થ:-દમન કરનારાઓમાં દંડ અર્થાત્ શિક્ષા તે હું છું; જય મેળવવાની ઇચ્છા રાખનારાઓની નીતિ હું છું; ગુહ્ય વાતોમાં મૌન હું છું અને જ્ઞાનવાનોનું જ્ઞાન પણ હુંજ છું. (૩૮)

ટીકા:-અરે! શિક્ષામાં જે અનિવાર્ય શિક્ષા, કીડીથી લઇને બ્રહ્મદેવપર્યંત સર્વને સમાન શાસન કરે છે તે હું છું, એમ સમજ. સારાસાર વિચાર કરી જે ધર્મશાસ્ત્રને અનુસરીને રચવામાં આવ્યું હોય છે, તે નીતિશાસ્ત્ર હું છું. હે બળવાન અર્જુન! સર્વ ગુહ્ય વાતોમાં મૌન હું છું. માટે મૌન ધારણ કરનાર સમક્ષ બ્રહ્મદેવ સુધ્ધાં અજ્ઞાની ઠરે છે. અરે, જ્ઞાનીઓનું જ્ઞાન હું છું, એમ સમજ. હવે વિભૂતિવિસ્તાર રહેવા

દઇશું; કારણ કે ગમે તેટલું કહીશું તો પણ વિભૂતિઓનો અંત આવશેજ નહિ. (૯૯)

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥
नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! સર્વ ભૂતોનું બીજ હું છું. મારા સિવાય રહી શકે એવાં ચરાચર ભૂતો કોઈજ નથી. (૩૯) હે શત્રુઓને તાપ આપનાર! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ જે વિભૂતિઓનો વિસ્તાર છે તે મેં તને સંક્ષેપમાં કહ્યો.

ટીકાઃ—હે અર્જુન! કદાચ જલવૃષ્ટિનાં બિંદુઓની ગણના થઇ શકશે, કિંવા પૃથ્વી પરનાં તૃણોની ગણતરી થઇ શકશે, પરંતુ સમુદ્ર પરના તરંગોની ગણતરી તો કદી પણ થઈ શકશે નહિ. તેમજ મારી ગુણવિશેષ વિભૂતિની ગણતરી કદી પણ થઇ શકશે નહિ. હે અર્જુન! તે છતાં પણ મેં તને મારી મુખ્ય મુખ્ય પંચોતેર વિભૂતિઓ ગણી બતાવી. પરંતુ મારી એ વિભૂતિઓ જાણવાની તારા મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થઈ તે મને સામાન્ય લાગી; કારણ કે મારી વિભૂતિઓનો કેટલો વિસ્તાર છે તે કહી શકાતુંજ નથી. હું તે કહી કહીને કેટલીક કહીશ વારુ? એટલા માટે હું એક વાર મારું તત્ત્વ કહું છું કે, જે બીજમાંથી ભૂતોનો અંકુર ફૂટે છે તે બીજ હું છું. માટે ક્ષુદ્ર કે મહાન એવું કાંઈ પણ ન માનતાં, ઉચ્ચ–નીચ એ સર્વ ભાવનો પરિત્યાગ કરી, સર્વ વસ્તુઓને તું મારારૂપજ માન. હે અર્જુન! આ કરતાં પણ વિશેષ સર્વસાધારણ એવું એક લક્ષણ હું તને કહું છું, તે સાંભળ. આ લક્ષણના યોગથી તું મારી વિભૂતિને ઓળખી શકશે. (૩૦૬)

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! જે જે વસ્તુ ઐશ્વર્યયુક્ત કિંવા શોભાયુક્ત વા થોડાઘણા પ્રભુત્વથી યુક્ત હોય, તો તે મારા

તેજના અંશમાંથી થઈ છે, એમ તું જાણ. (૪૧)

ટીકાઃ-હે ધનંજય! જે જે સ્થળે સંપત્તિ અને દયાનું વાસ્તવ્ય છે, તે તે સ્થળે મારો અંશ છે, એમ તું જાણ. (૩૦૭)

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

શ્લોકાર્થઃ-અથવા હે અર્જુન! આ જે પુષ્કળ વાતો મેં તને કહી, તે સાંભળવાથી તને શો લાભ છે? આ સર્વ જગત મેં માત્ર મારા અંશથી વ્યાપ્ત કરેલું છે, એટલું સમજીશ એટલે થયું.

ટીકાઃ-આકાશમાં એકજ સૂર્યમાંથી સર્વત્ર પ્રભા ફેલાય છે, તેમ મારી એકલાનીજ આજ્ઞા સર્વ જનો પાળે છે, એવો મને એકલો માનીશ નહિ અને નિર્ધન પણ ગણીશ નહિ. બીજાની ઇચ્છા તૃપ્ત કરવાને માટે કામધેનુને પોતાની સાથે કાંઇ સામગ્રી લાવવી પડે છે? ગમે તે વેળા ગમે તે માણસ ગમે તે વસ્તુની માગણી કરે તે વસ્તુ તે એકદમ આપે છે. તેજ પ્રમાણે મારી વિભૂતિના અંગમાં સર્વ ઐશ્વર્ય ભરેલું છે. મારી વિભૂતિને ઓળખવાની એજ યુક્તિ છે, એમ તું જાણ. હે અર્જુન! જેની આજ્ઞા સર્વ લોક દ્વારા શિરસા માન્ય કરાતી તારી દૃષ્ટિએ પડે, તે વિભૂતિ તે તું મારોજ અવતાર સમજ. આ સામાન્ય અને આ વિશેષ એવો ભેદ માનવો એ મહાદોષ છે. કારણ કે આ સર્વ વિશ્વમાં હુંજ એકલો વ્યાપ્ત છું. વસ્તુ-સ્થિતિ આવી હોવા છતાં પણ, સામાન્ય અને વિશેષ એવો ભેદ કલ્પી મિથ્યાજ આપણી બુદ્ધિને કલંક શા માટે લગાડવું? ઘૃતનું વ્યર્થ મંથન શા માટે કરવું? અમૃતને ઉકાળીને અર્ધું વરાળમાં શા માટે ઉડાવી દેવું? વળી વાયુને જમણું અને ડાબું અંગ છે કે? સૂર્યબિંબનો આગલો.અને પાછલો ભાગ જોવા જતાં આપણીજ દૃષ્ટિ નષ્ટ થશે. તે પ્રમાણે મારા સ્વરૂપમાં સાધારણ અને વિશેષ એવો ભેદ નથી. અને હે સુભદ્રાપતે! મારી જે દૂરની અનંત વિભૂતિઓ છે, તે તું કેટલીક ગણશે? માટે હવે મારી વિભૂતિ જાણવાની ઇચ્છા રહેવા દે. મારા માત્ર એકજ અંશથી આ સર્વ વિશ્વ વ્યાપ્ત છે. માટે

સર્વત્ર હું જ છું, એમ અભેદબુદ્ધિથી મને ભજ. જ્ઞાનરૂપી વનમાં વસંતઋતુની પેઠે આનંદ આપનાર અને વિરક્તોને એકાંતમાં સહવાસ આપનાર સકલઐશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા. (૧૮)

ત્યારે અર્જુન બોલ્યોઃ—હે પ્રભો! 'મારી વિભૂતિઓમાં ભેદ માનીશ નહિ' એમ જે આપે કહ્યું તે આપની મહત્તાને ભૂષણરૂપજ છે; કારણકે જો ભેદ માનવામાં આવે તો ભેદ ભિન્ન અને તેનો ત્યાગ કરનાર અમે ભિન્ન એમ થયું. શું સૂર્ય ઉદય પામ્યા પહેલાં જગતને એમ કહે છે કે 'અંધારાને એક બાજુ લઇ લો?' (કારણકે સૂર્ય ઉદિત થતાંની સાથે અંધકારનો આપોઆપજ નાશ થાય છે; તે પ્રમાણે ઈશ્વરમય સર્વ જગત છે, એવું જ્ઞાન ઉત્પન્ન થતાંની સાથેજ ઈશ્વરને જાણનાર પણ તદ્રૂપજ થઈ જાય છે.) પરંતુ હે દેવ! આ બાબતમાં આપને અવિચારી કહીએ તો નાના મોઢે મોટો કોળિયો લેવા જેવું થશે. હે પ્રભો! ફક્ત તમારું નામ કોઇ એક વાર મુખથી ઉચ્ચારે કિંવા કર્ણ દ્વારા સાંભળે તો તેના મનનો ખેદ ખરેખર નાશ પામે છે; તો જ્યારે તમે પ્રત્યક્ષ પરબ્રહ્મજ સુદૈવયોગે મારા હાથમાં આવ્યા છો, તો પછી હું અને તમે એવો ભેદભાવ ક્યાંથીજ રહી શકે અને તેને કોણ ક્યાં જોઈ શકે? ચંદ્રબિંબના ગર્ભમાં પ્રવેશ કરનારને શું ઉષ્ણતા લાગશે? અને જો એમ કોઈ કહે કે, તેને ત્યાં ઉષ્ણતા લાગી, તો તેને ગાંડો ગણવામાં નહિ આવે કે? પરંતુ હે શ્રીકૃષ્ણ! આપ મોટા છો, માટે આપને છાજે તેવું બોલો! અર્જુનનાં આ વચનો સાંભળીને શ્રીકૃષ્ણને અતિશય સંતોષ થયો અને તેઓ અર્જુનને અંતઃકરણપૂર્વક આલિંગન દઈ બોલ્યાઃ—મારા બોલવા પર તું ક્રોધ લાવીશ નહિ. ભેદપરંપરા કહેવામાં મેં વિભૂતિઓનું જે વર્ણન કર્યું તે અભેદભાવે તારા મનમાં ઠસ્યું કે નહિ, તે જોવા માટે ક્ષણભર બાહ્ય રીતે હું તે પ્રમાણે બોલ્યો, તો મારી વિભૂતિ વિષે તને ઉત્તમ બોધ થયો છે એમ જણાયું. ત્યારે અર્જુન બોલ્યોઃ—હે દેવ! એ આપનું આપ જાણો; પરંતુ મને

તો એમજ દેખાય છે કે, આ વિશ્વમાં સર્વત્ર આપજ ભરેલા છો.

આ રીતે અર્જુને યોગ્યતા પ્રાપ્ત કરી એમ સંજય કહેતો હતો, ત્યારે પણ રાજા ધૃતરાષ્ટ્ર મૌનજ થઇને બેઠો હતો. આ દશ્ય જોઈ સંજયના મનમાં ખેદ ઉત્પન્ન થયો અને તે મનમાં બોલ્યોઃ–સહજે લાભપ્રાપ્તિ થતાં તેને લત્તાપ્રહાર કરવો એ શું આશ્ચર્યકારક નથી? ધૃતરાષ્ટ્ર રાજાની જ્ઞાનદષ્ટિ છે એમ હું ધારતો હતો, પરંતુ વસ્તુતઃ એની બાહ્યદષ્ટિની પેઠે જ્ઞાનદષ્ટિ પણ અંધજ છે. પણ હવે આપણે ધૃતરાષ્ટ્રની વાત રહેવા દઈશું. અર્જુને પોતાની યોગ્યતા વધારી, પણ એક ઇતર વાત વિષે તેના મનમાં ઉત્કંઠા ઉત્પન્ન થઈ; તેથી તે બોલ્યોઃ–સર્વ જગત ઈશ્વરમય છે, એવી જે મારા અંતઃકરણમાં પ્રતીતિ થઇ છે, તે મારી સમક્ષ પ્રત્યક્ષ થવી જોઇએ. અધિક દૈવવાન હોવાથી તે એવી ઇચ્છા કરવા લાગ્યો કે, આજ બન્ને આંખોથી મારે સકળ વિશ્વરૂપ જોવું. આજે અર્જુન તો બસ કલ્પતરુની શાખાજ બની રહ્યો છે; માટે તેને વાંઝિયાં પુષ્પો કદી આવનારજ નથી. કારણ કે તેના મુખમાંથી જે જે વાતો નીકળે છે તે તે શ્રીકૃષ્ણ ખરી કરે છે. જે શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રહ્લાદના કથન પ્રમાણે વિષ સુધ્ધાં પોતેજ બન્યા હતા તે સદ્ગુણરૂપે અર્જુનને પ્રાપ્ત થયા છે. માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કેઃ– વિશ્વરૂપ વિષેના પ્રશ્નનો પ્રારંભ પાર્થ કેવી રીતે કરે છે, તે કથા હવે આગળ આવશે. (૩૩૫)

*इतिश्री ज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां दशमोऽध्यायः ॥१०॥*





# અધ્યાય ૧૧ મો—વિશ્વરૂપદર્શનયોગ

હવે એકાદશ અધ્યાયમાં જે શાંત અને અદ્‌ભુત રસથી પરિપૂર્ણ કથા કહી છે, તેમાં પાર્થને ભગવાનનું વિશ્વરૂપ દષ્ટિએ પડશે. આ પ્રસંગે શાંતરસને ઘેર અદ્‌ભુત રસ અતિથિ આવેલો હોવાથી, તેની સાથે ઇતર રસોને પણ પંક્તિલાભ મળ્યો. વરવધૂના લગ્નમાં જે પ્રમાણે જાનૈયાંઓને પણ વસ્ત્રાલંકારોનો તથા ફરવાહરવાનો લાભ મળે છે, તે પ્રમાણે ભાષાના સુખાસન પર સર્વ રસોને વરઘોડામાં ફરવાનો અને સૌંદર્યનો લાભ મળ્યો; પરંતુ તે સર્વમાં શાંત અને અદ્‌ભુત રસ તો એવા શોભ્યા કે જાણે શંકર અને વિષ્ણુ પ્રેમભાવથી એકબીજાને આલિંગન આપી રહ્યા ન હોય! અમાવાસ્યાને દિવસે જેમ સૂર્ય અને ચંદ્રનાં બિંબો એકજ વખતે મળતાં હોય, તેમ આ અધ્યાયમાં શાંત અને અદ્‌ભુત રસનું ઐક્ય થયું છે. જેમ ગંગા અને યમુના એ બન્ને નદીના ઓઘ પ્રયાગ આગળ મળ્યા છે, તે પ્રમાણે શાંત અને અદ્‌ભુત એ બન્ને રસ એકત્ર મળી એકાદશ અધ્યાય સાક્ષાત્ પ્રયાગજ બન્યો છે. આ અધ્યાય સાંભળવાથી સર્વ મુમુક્ષુજન પવિત્ર થાય છે. આ ઉભય રસના સંગમમાં ગીતારૂપી ત્રીજી સરસ્વતી ગુપ્ત છે અને બન્ને રસ ગંગા—યમુનાના ઓઘની પેઠે મૂર્તિમંત છે; માટે બંધુઓ! એકાદશ અધ્યાય એ ત્રિવેણીસંગમનો યોગ છે, એમ સમજો. આ પ્રસંગે શ્રવણેંદ્રિયનાં દ્વારથી આ તીર્થમાં પ્રવેશ કરવો અતિ સુલભ બન્યો છે. જ્ઞાનદેવ કહે છેઃ—આ આટલો સુલભ માર્ગ મારા ગુરુ નિવૃત્તિનાથે કર્યો છે. આ ગીતારૂપી તીર્થનો સંસ્કૃત ભાષારૂપી કાંઠો દુરસ્ત હોવાથી તેને તોડી નાખી તથા ભાષારૂપી પગથિયાંનો સુલભ ઓવારો કરી, શ્રીનિવૃત્તિદેવે કેવળ ધર્મ-

ભંડારજ ખુલ્લો મૂકી દીધો છે. માટે હવે તેણે આ તીર્થમાં ભક્તિભાવથી સ્નાન કરવું અને જે પ્રમાણે પ્રયાગમાં માધવનું દર્શન થાય છે, તે પ્રમાણે અહીંયાં શ્રીભગવાનના વિશ્વરૂપનું દર્શન કરવું અને જન્મમરણરૂપી સંસારને તિલાંજલિ આપવી. વધારે શું કહું ? આ અગિયારમા અધ્યાયમાં સર્વ રસો મૂર્તિમંત ઊભા છે અને તે સ્થળે જગતના શ્રવણસુખની રેલછેલ ચાલી રહી છે. આ ઠેકાણે શાંત અને અદ્દભુત રસ પ્રત્યક્ષ દેખાય છે અને ઈતર રસોની શોભા પણ દષ્ટિએ પડે છે; પરંતુ એ ઉપમા સુધ્ધાં ક્ષુલ્લકજ છે. અરે ! આ સ્થળે તો પ્રત્યક્ષ મોક્ષસુખજ પ્રાપ્ત થાય છે. આ અગિયારમો અધ્યાય સ્વત: દેવનું વિશ્રાંતિસ્થાન છે. ભાગ્યવાનોનો મુકુટમણિ અર્જુન આવી જગ્યાએ સુધ્ધાં આવી પહોંચ્યો છે; પરંતુ આ ઠેકાણે એકલો અર્જુનજ આવ્યો છે, એમ શા માટે કહેવું જોઇએ ? ગીતાનો અર્થ પ્રાકૃત ભાષામાં આણવાથી ગમે તે મનુષ્યને એના ઉપભોગનો સુકાળ થયો છે. એટલા માટે મારી વિનંતિ છે કે, આપ સજ્જનો આ તરફ લક્ષ આપો. આપ સંતોની સભા સન્મુખ આટલી છૂટથી બોલવું મને ઉચિત નથી. પરંતુ આપ મને પ્રેમથી આપના બાળક પ્રમાણે ગણજો. અહો ! પોપટને આપણેજ ભણાવીએ છીએ અને આપણાજ ભણાવેલા શબ્દો જ્યારે તે બોલે છે ત્યારે આપણે મસ્તક ડોલાવીએ છીએ. માતાને પોતાના બાળક પાસે કરાવેલું કુતૂહલ જોઇ આનંદ નથી થતો ? તેજ પ્રમાણે હે પ્રભો ! હું જે જે કાંઈ બોલું છું તે આપેજ મને શીખવ્યું છે. માટે હે દેવ ! આપનુંજ કથન આપ શ્રવણ કરો. મારું ભાષણ એ આપેજ રોપેલું એક મિષ્ટ વિદ્યાવૃક્ષ છે; માટે શ્રવણરૂપ પાણીનું તેના પર સિંચન કરીને તેને વૃદ્ધિંગત કરો. પછી આ વૃક્ષને નવ રસાદિ પુષ્પો આવી તે ઝૂકી પડશે તથા પુષ્કળ પ્રકારના અર્થરૂપી ફળના ભારથી તે નમી પડશે; અને આપની એવી કૃતિથી સર્વ જગતને સુખપ્રાપ્તિ થશે. આ વચનો સાંભળીને સંતજનો પ્રસન્ન

બોલ્યાઃ "અમે આપના કથનથી સંતોષ પામ્યા છીએ; હવે અર્જુન શું બોલ્યો તે કહો." (૨૧)

ત્યારે નિવૃત્તિના દાસ જ્ઞાનદેવ બોલ્યાઃ—શ્રીકૃષ્ણાર્જુનસંવાદ હું પ્રાકૃત પ્રાણી શી રીતે કહીશ ? પરંતુ આપે મને શક્તિ આપી છે તેથી હું કહી શકીશ. અહો ! વનવગડામાં ઝાડપાલો ખાનાર વાંદરાંઓ પાસે રામે લંકાધીશ રાવણનો પણ પરાભવ કરાવ્યો; અર્જુન પાસે શ્રીકૃષ્ણ ભગવાને કૌરવના અગિયાર અક્ષૌહિણી સૈન્યને જિતાડ્યું. જગતમાં સમર્થ પુરુષ જે કરવાનું મનમાં ધારે તે ન થાય એમ છેજ નહિ; તેજ પ્રમાણે આપ પણ સમર્થ જ છો, એટલે કૃપા કરીને મારા મુખ દ્વારા ગીતાર્થ બોલાવશો. હવે વૈકુંઠનાયક શ્રીકૃષ્ણના મુખમાંથી ગીતાનો જે ખરો ભાવાર્થ નીકળ્યો, તે હું તમને કહું છું. ધન્ય ધન્ય તે ગીતાગ્રંથને ! કારણ કે વેદ જે પરમાત્માનું પ્રતિપાદન કરે છે તે આ ગીતાના વક્તા છે; જે ગીતાશાસ્ત્રનું મહત્ત્વ શંકરની બુદ્ધિને પણ સ્વાધીન થતું નથી, તે ગીતાશાસ્ત્રના મહત્ત્વને હું શી રીતે વર્ણવું ? માટે તે ગીતાશાસ્ત્રને જીવભાવથી વંદન કરવું, એમાંજ શોભા છે. અસ્તુ. પછી અર્જુને વિશ્વરૂપ જોવાની પોતાના મનની ઇચ્છા તૃપ્ત કરવા માટે શ્રીકૃષ્ણની સાથે ચાતુર્યથી બોલવાનો કેવો ઉપક્રમ કર્યો તે સાંભળો. આ સર્વ જગત ઈશ્વરરૂપજ છે, એવી પ્રતીતિને પ્રાપ્ત થયેલો અર્જુન એવી ઇચ્છા ધરાવતો હતો કે, મને બાહ્યદષ્ટિથી પણ ઈશ્વપ્રતીતિ થાય; પરંતુ આ વાત સ્પષ્ટ કહેવાની તેની હિંમત ચાલી નહિ; કારણ કે દેવને એકદમ એમ કેમ કહેવાય કે, મને આપનું ગુહ્ય વિશ્વરૂપ બતાવો ! તેણે વિચાર કર્યો કે, પૂર્વે કોઈ પણ પ્રિય ભક્તે જે વાત પૂછી નથી, તે મારાથી એકાએક કેવી રીતે પૂછી શકાય ? હું જો કે શ્રીકૃષ્ણદેવ સાથે મિત્રતા ધરાવું છું, પણ શું લક્ષ્મી કરતાં પણ હું વિશેષ છું ? લક્ષ્મીમાતા સુધ્ધાં તે વાત પૂછતાં ડરી હતી ! મેં એમની ગમે તેવી સેવા કરી હશે તો પણ મારાથી ગરુડની બરાબરી થઇ શકે ? પણ તે ગરુડે સુધ્ધાં વિશ્વરૂપની વાત છેડી નહોતી ! તેમજ હું શું સનકાદિકો કરતાં પણ વિશેષ પ્રિય

હોઈશ ? પરંતુ તેમને સુધ્ધાં આ ચેષ્ટા સૂઝી નહોતી ! તેમજ શું હું ગોકુળના ભાવિક ગોપગોપીઓ કરતાં દેવને વિશેષ પ્રિય છું ? પરંતુ તે ગોકુળના લોકોને પણ હું તો એક બાળક છું, એમ સમજાવીને ભ્રમમાં નાખ્યાં હતાં; અને અંબરીષ રાજાને માટે દશ વાર ગર્ભવાસ ભોગવ્યા, પરંતુ પોતાનું વિશ્વરૂપ કોઇને પણ ન બતાવતાં ગુપ્તજ રાખ્યું. માટે આવી ગુહ્ય વાત મારાથી શી રીતે પૂછી શકાશે ? પરંતુ નહિ પૂછું તો ભગવાનનું વિશ્વરૂપ જોયા સિવાય મને ચેન પણ પડનાર નથી; એટલુંજ નહિ પણ તેમ કર્યા સિવાય હું જીવંત રહીશ કે નહિ એ વાત પણ સંદિગ્ધજ છે; માટે હવે પૂછવાની શરૂઆત તો કરવીજ. પછી ભલે દેવની ઇચ્છામાં આવે તેમ કરે. એમ વિચાર કરી અર્જુન બીતો બીતો બોલવા લાગ્યો; પરંતુ તે એવી ખૂબીથી બોલ્યો કે, દેવ એક-બે પ્રશ્નોત્તરમાંજ તેને વિશ્વરૂપ બતાવી દે. શ્રીકૃષ્ણ અર્જુનને માટે આમ કરે તેમાં શું આશ્ચર્ય ? વાછરડાને જોતાંની સાથે ગાય પ્રેમાવેશમાં આવી જાય છે, તો પછી વાછરડાનું મુખ તેના સ્તનની સાથે સ્પર્શ કરે ત્યારે શું તે પાનો ચોરશે કે ? જે પાંડવનું રક્ષણ કરવા માટે શ્રીકૃષ્ણ ભગવાન રાનો અને વનોમાં પણ ધાયા હતા, તે અર્જુન પ્રશ્ન કરે એટલે ઉત્તર આપ્યા વિના તે રહી શકશે કે ? શ્રીકૃષ્ણ ભગવાન સ્વભાવથીજ પ્રેમમૂર્તિ છે અને તે પ્રેમને અર્જુનરૂપી પાત્ર મળ્યું એટલે ભેદભાવ રહી શકેજ કેમ ? માટે અર્જુને પૂછતાંવારજ દેવ આપોઆપ વિશ્વરૂપ ધારણ કરશે; માટે હવે તે પ્રસંગનો આરંભ સાંભળો. (૪૩)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

શ્લોકાર્થઃ-હે ભગવન્ ! મારા પર અનુગ્રહ કરવાને માટે આપે મને જે અધ્યાત્મ નામક પરમ ગુહ્ય જ્ઞાનનો ઉપદેશ કર્યો, તેના યોગથી મારો સર્વ મોહ નષ્ટ થયો છે. (૧)

ટીકાઃ-ત્યારપછી પાર્થ બોલ્યોઃ-હે કૃપાનિધે ! આપે

મને શબ્દાતીત ગુહ્ય રહસ્યનું નિરૂપણ કરી બતાવ્યું. જ્યારે પંચમહાભૂતો બ્રહ્મમાં લીન થાય છે અને જીવ તથા માયા લય પામે છે ત્યારે પરમાત્મા જે સ્વરૂપમાં રહે છે, તે અંતિમ સ્વરૂપને કૃપણની પેઠે હૃદયમાં સંગ્રહી રાખ્યું હતું અને જે વેદોથી પણ ગુપ્ત રાખ્યું હતું, તે આજ મારી સમક્ષ આપે હૃદય ખોલીને પ્રકટ કર્યું છે. જે અધ્યાત્મજ્ઞાનને માટે શ્રીશંકરે પોતાનું ઐશ્વર્ય છોડી શ્મશાનમાં વાસ કર્યો તે જ્ઞાન હે પ્રભો! આપે મને ક્ષણમાત્રમાં આપ્યું છે; પરંતુ જો એમ કહેવામાં આવે તો પછી આપની સાથે ઐક્ય પામવાનો શો ઉપયોગ? (ઐક્ય થયા પછી લેવડદેવડની વાત કેવી?) પરંતુ મહામોહના પૂરમાં મને ગળા સુધી ડૂબેલો જોઇ આપેજ ભુસકો મારીને મને બહાર કાઢ્યો છે. આપના સિવાય આ જગતમાં અન્ય કોઈ વસ્તુ નથી; પરંતુ અમારાં કર્મોનું પ્રાબલ્ય તો જુઓ કે, અમે 'દેહ હું છું' એવા ભ્રમમાં પડી આપનાથી ભિન્ન છીએ એમ માનીએ છીએ. હું આ જગતમાં અર્જુન નામનો મનુષ્ય છું, એવું દેહાભિમાન રાખતો હતો તથા કૌરવોને મારા કુટુંબી ગણતો હતો; તેમજ એમને મારીશ તો તેથી થનારાં પાતકને માટે કોણ જાણે શું શું શિક્ષા થશે, એવાં ખરાબ સ્વપ્નો જોતો હતો. પરંતુ હે પ્રભો! આપે મને જાગ્રત કર્યો છે. હે દેવ! હે લક્ષ્મીપતે! ગંધર્વનગરીની વસ્તી છોડી હું ઉદકની ઇચ્છાથી મૃગજળ પીતો હતો; અથવા કપડાના બનાવટી સર્પનો સ્પર્શ થતાં ખરો સર્પ કરડ્યો એવા ભ્રમથી મને તેના વિષની લહરીઓ સાચી જણાતી હતી. આ પ્રમાણે મારા જેવા વ્યર્થ મરણભયના પૂરમાં તણાતાને આપે બહાર કાઢવાનો યશ પ્રાપ્ત કર્યો છે. કૂપમાં પોતાનુંજ પ્રતિબિંબ પડ્યું છે એમ ન સમજતાં તેમાં ભુસકો મારનારા સિંહને રોકીને તેનું જેમ રક્ષણ કરે તેમ હે અનંત! અજ્ઞાનસાગરમાં ડૂબતો અટકાવીને આપે મારું સંરક્ષણ કર્યું છે. બાકી અત્યારપર્યંત મારો તો એવોજ નિશ્ચય હતો કે ભલે સપ્ત સમુદ્ર એકત્ર થાય, કિંવા આ સર્વ જગત ડૂબી જાય અથવા આકાશ તૂટી પડે; તો પણ કુટુંબીઓની સાથે યુદ્ધ નજ કરવું.

આવા અહંકારના યોગથી મેં આગ્રહરૂપી જળમાં ડુબકી મારી હતી; પરંતુ આપ નિકટ હતા તો સારું થયું. બાકી તેમાંથી મને કોણે બહાર કાઢ્યો હોત? વાસ્તવિકરૂપે શરીર હું નહિ હોવા છતાં હું અર્જુન નામક કોઈ વ્યક્તિ છું, એમ માની, ભળતાંજ માણસોને ગોત્રજો સમજી, હું મહામૂર્ખ અને ગાંડો બની ગયો હતો; પરંતુ આપે મારું રક્ષણ કર્યું! પૂર્વે લાક્ષાગૃહમાં બળતાં તેમાંથી બહાર કાઢી આપે મારું સંરક્ષણ કર્યું હતું, ત્યારે તો કેવળ દેહનો ભય હતો; પરંતુ આ અન્ય લાક્ષાગૃહમાં તો મારું ચૈતન્ય પણ નાશ પામતું હતું; તેમાંથી આપે બહાર કાઢયો છે. દુરાગ્રહરૂપી હિરણ્યાક્ષ દૈત્ય, મારી બુદ્ધિરૂપી પૃથ્વીને બગલમાં મારીને મોહરૂપી સમુદ્રના ઊંડા તળિયામાં લઇ ગયો હતો; એટલામાં આપના બોધના સામર્થ્યથી હું એકદમ શુદ્ધિમાં આવ્યો. આ તો આપને બીજી વખત વરાહાવતારજ ધારણ કરવો પડયો. આવા આપના ઉપકાર અપાર છે, તે મારી એક વાણીથી હું શી રીતે વર્ણવી શકું? આપે મારે માટે પાંચે પ્રાણ અર્પણ કર્યા છે, હે દેવ! આપનો તે શ્રમ વ્યર્થ ગયો નથી; પરંતુ આપને યશની પ્રાપ્તિ થઇ છે અને મારા અજ્ઞાનનો સમૂળ નાશ થયો છે. હે મહારાજ! આનંદસરોવરમાંના કમળ જેવાં આપનાં આ નેત્રો જેના પર કૃપાદૃષ્ટિ કરે છે, તેની સાથે મોહનો મેળાપજ શી રીતે થઇ શકે? મહારાજ! મૃગજળની વૃષ્ટિ વડવાનલને શું કરી શકવાની હતી? તેમ હે દાતાર! હું આપના કૃપામંદિરમાં પ્રવેશ કરી બ્રહ્મજ્ઞાનનો પૂર્ણ અનુભવ લઉં છું; એટલે મારા મોહનો નાશ થાય તેમાં શું આશ્ચર્ય? ખરેખર, આપના ચરણનો સ્પર્શ કરીને કહું છું કે, હું ઉદ્ધાર પામ્યો છું.(૬૮)

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥**

**શ્લોકાર્થ**:–હે કમળપત્રાક્ષ! ચરાચરની ઉત્પત્તિ અને વિનાશ એ ઉભય વિસ્તારપૂર્વક મેં આપના શ્રીમુખે સાંભળ્યાં; તેમજ આપનો અવિનાશી મહિમા પણ સાંભળ્યો. (૨)

ટીકાઃ—હે કમલનયન! હે કોટિ સૂર્યના પ્રકાશવાળા! હે મહેશ! આજ મેં આપના દ્વારા આ પ્રમાણે સાંભળ્યું. આ સર્વ ભૂતો જેમાંથી ઉત્પન્ન થાય છે અને જેમાં લય પામે છે એવી જે માયા, તે દેવે મને વિસ્તારપૂર્વક કહી સંભળાવી છે. એવી રીતે માયાથી ભિન્ન કરી પરમાત્માનું મૂળ સ્થાન પણ બતાવી દીધું છે કે, જેના યશને પરિધાન કરીને વેદ વસ્ત્રયુક્ત થાય છે. જે વેદ ઉત્પન્ન થઈ અસ્તિત્વ ભોગવે છે અને જેમાંથી ધર્મ જેવાં રત્નો નીપજે છે, તે સૌ આપના ચરણના આશ્રયથીજ બને છે. હે દેવ! આપનું જે અગાધ માહાત્મ્ય સર્વ માર્ગો દ્વારા જાણવા યોગ્ય છે અને જે આત્માનુભવથીજ પરિપૂર્ણ જાણી શકાય છે; તે આપે મને ઉત્તમ રીતે બતાવ્યું છે. જેમ વાદળાં નષ્ટ થતાંજ સૂર્યમંડળ દષ્ટિગોચર થાય છે, કિંવા હાથ વડે લીલ ખસેડતાંજ સ્વચ્છ જળ નજરે પડે છે, કિંવા જેમ ચંદનના વૃક્ષને સર્પોએ દીધેલા આંટા દૂર થાય છે ત્યારે તેને આલિંગન દઈ શકાય છે; અથવા પિશાચ દૂર થયા પછી તરતજ દ્રવ્ય હસ્તગત થાય છે; તેમ જ્ઞાનની આડે આવેલી માયા શ્રીકૃષ્ણદેવે બાજુએ હઠાવી દીધી એટલે મને બ્રહ્મત્વ પ્રાપ્ત થયું છે. માટે હે દેવ! આપની અગાધ શક્તિનો મને પૂર્ણ ભરોસો છે; પરંતુ મને એક બીજી ઇચ્છા ઉત્પન્ન થઇ છે, તે જો લજ્જા કરીને હું આપની સમક્ષ દર્શાવું નહિ, તો પછી કોની આગળ દર્શાવું? કારણ કે આપના સિવાય અન્ય સ્થળની મને માહિતીજ કયાં છે? મત્સ્ય જો જળનો ભાર માનીને બહાર આવવાનો વિચાર કરે, કિંવા બાળક જો માતાની પાસે [illegible] કરવામાં લજ્જા ધારણ કરે, [illegible] રિ! તેને બચ[illegible] ઉપાય રહે? માટે સંકોચ[illegible] [illegible]માં [illegible] આપને પૂછી નાખું છું. આ[illegible] ન બોલ્યો શ્રીકૃષ્ણદેવે કહ્યું કે તારું એ [illegible] હે [illegible] ઇચ્છા ઉત્પ[illegible] તે [illegible]

એ[illegible]

દ્રા[illegible]

શ્લોકાર્થ:-હે પરમેશ્વર! આપે આપના વિષે જ વર્ણન કર્યું તે સત્યજ છે; પરંતુ હે પુરુષોત્તમ! આપનું વિશ્વરૂપ જોવાની મને ઇચ્છા છે. (૩)

ટીકા:-પછી અર્જુન બોલ્યો:-હે દેવ! આપે કહેલી વાતનો અનુભવ થવાથી મને શાંતિ થઈ છે. હવે જેની ઇચ્છાથી આ સર્વ જગતની ઉત્પત્તિ તથા લય થાય છે અને જેને આપ પોતાનું સ્વરૂપ કહો છો, તે આપનું મુખ્ય સ્વરૂપ કૃપા કરીને દેખાડો. જ્યાંથી આપ દેવોનાં કાર્યને માટે દ્વિભુજ, ચતુર્ભુજ ઇત્યાદિ રૂપો ધારણ કરીને આવો છો; ક્ષીરસમુદ્રમાં શેષશયનના આરંભથી મત્સ્ય-કૂર્માદિ અવતાર ધારણ કરી, સર્વ અવતારકૃત્યોની સમાપ્તિ થયેથી હે ગારુડી શ્રીકૃષ્ણ! જે સ્થળે આપ પુનઃ જાઓ છો; ઉપનિષદો જેના ગુણાનુવાદ ગાય છે; યોગીજન હૃદયમાં રાખી જેનું ધ્યાન ધરે છે અને જેને સનકાદિક આલિંગન દઇ રહે છે; એવા જે આપના અગાધ વિશ્વરૂપની કીર્તિ અમે સાંભળીએ છીએ; તે જોવાને માટે હે દેવ! મારું મન અતિ અધીરું થઈ રહ્યું છે. આપે મારો સંકોચ દૂર કરી ઇચ્છા પૂછી તેથી હું કહું છું કે, મારી આજ એક બલવત્તર ઇચ્છા છે. આપનું સર્વ વિશ્વરૂપ મારી દૃષ્ટિથી જોવું એજ મારા મનની આતુરતા છે. (૮૯)

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

શ્લોકાર્થ:-હે પ્રભો! હે યોગેશ્વર! તે આપનું રૂપ હું જોઈ શકીશ એમ જો આપને લાગતું હોય, તો આપનું તે અવિનાશી રૂપ મને બતાવો. (૪)

ટીકા:-પરંતુ હે શાર્ઙ્ગધર! બીજી વાત એ છે કે, આપનું વિશ્વરૂપ જોવાની મારામાં યોગ્યતા છે કે નહિ તે મને પોતાને સમજાતું નથી; અને એનું કારણ પૂછો તો તે એજ છે કે, શું રોગી પોતાના રોગનું નિદાન સમજી શકે છે? હે મહારાજ! જેમ આસક્તિ પ્રબળ થવાથી મનુષ્ય પોતાની યોગ્યતા વીસરી જાય છે, કિંવા તૃષાતુરને તેની તૃષા શાંત કરવાને માટે સમસ્ત

સમુદ્ર પણ અપૂર્ણ લાગે છે; તેજ પ્રમાણે મારી ઇચ્છા પણ મારા સ્વાધીનમાં રહી શકતી નથી. માટે માતા જેમ પુત્રની ઇચ્છા યોગ્ય હોય તો તે પૂરી કરે છે; તેમ હે જનાર્દન! મારા અધિકારને વિચાર કરી આપ આપનું વિશ્વરૂપ બતાવવાનો આરંભ કરો. જો મારો અધિકાર હોય તો મારા પર કૃપા કરો અને અધિકાર ન હોય તો ના કહો. પંચમસ્વરના ઉત્તમ સંગીત વડે બહેરાને શું આનંદ થનાર હતો? એકલા ચાતકનેજ તૃષા હોય છે, છતાં પણ મેઘ તો સર્વનેજ માટે વૃષ્ટિ કરે છે; અને તે વર્ષા ખડક પર પડે છે ત્યાં તો વ્યર્થજ જાય છે. ચંદ્રપ્રકાશથી ચકોરનેજ અમૃતપ્રાપ્તિ થાય છે, તો પણ ચંદ્ર સર્વ કોઈને પોતાનો પ્રકાશ આપે છે; તેમ આપ પણ વિશ્વરૂપ બતાવશો એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આપ પાત્રતા કિંવા અપાત્રતાનો ભેદ ન રાખતાં સર્વ પ્રત્યે સરખા ઉદાર છો. મોક્ષ સમાન આપનું પવિત્ર ધામ અસુરોને પણ મળી શક્યું છે. મોક્ષ એ દુષ્પ્રાપ્ય વસ્તુ છતાં તે પણ આપના ચરણની સેવા કરે છે; અને તેને જ્યાં જવાની આજ્ઞા કરો ત્યાં જઈને તે દાસ પ્રમાણે આપની આજ્ઞાનું પાલન કરે છે. જે પૂતના સ્તનમાં વિષ ચોપડીને મારવાના હેતુથી આવી હતી, તેને પણ આપે સનકાદિકની બરાબર સાયુજ્ય–મુક્તિ આપી હતી.

હે મહારાજ! રાજસૂર્ય યજ્ઞમાં ત્રિભુવનના દેવો, ઋષિઓ તથા રાજાઓ એકત્ર થયા હતા, તે સ્થળે જેણે આપને દુર્વાકયો કહી આપનું અપમાન કર્યું હતું, તે મહા અપરાધી શિશુપાલને પણ આપે સારૂપ્ય–મુક્તિ પ્રદાન કરી હતી. અને હે ગોપાળકૃષ્ણ! ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવને અચળ પદની ઇચ્છા હતી કે? પિતાના અંક પર બેસવાનું સુખ મળે એજ ઇચ્છાથી તે વનમાં આવ્યો હતો; પરંતુ આપે તેને ચંદ્ર–સૂર્યાદિક કરતાં પણ શ્રેષ્ઠ સ્થાને સ્થાપિત કર્યો. આ પ્રમાણે દુઃખી જનોને ઉદારતાપૂર્વક દાન આપનારા એક આપજ છો. અજામિલે મૃત્યુસમયે પુત્રમિષે નારાયણ નામનો ઉચ્ચાર કરવાથી તેને તમે મુક્તિ આપી હતી. હે પ્રભો! જે ભૃગુઋષિએ આપના હૃદય પર લાત

મારી, તેનું ચરણચિહ્ન આપે આપના હૃદય પર ભૂષણ તરીકે માનીને ધારણ કર્યું છે. આપના વૈરી શંખાસુરના શરીરને આપે આપના હાથમાં ધારણ કર્યું છે. આ પ્રમાણે અપકાર કરનારા ઉપર પણ આપ ઉપકારજ કરો છો અને અપાત્ર પ્રત્યે પણ આપ ઔદાર્ય દર્શાવો છો. આપને દાન આપવાથી આપ બલિરાજાના દ્વારપાળ બની ગયા. જે ગણિકા આપને પૂજતી નહોતી અને આપના ગુણાનુવાદ પણ સાંભળતી નહોતી, તેણે પોપટને બોલાવવા સારુજ આપના નામથી હાંક મારી; એટલે આપે તેને વૈકુંઠસુખની પ્રાપ્તિ કરાવી આપી. આવાં ક્ષુલ્લક કારણોથી પણ આપ સ્વસ્વરૂપ પ્રાપ્ત કરાવી આપો છો, તો શું મને બીજો ઉત્તર આપશો? જે કામધેનુ પોતાના દૂધની અધિકતા વડે જગતનાં સંકટોની નિવૃત્તિ કરે છે, તેનાં પોતાનાંજ વાછરડાં ઉપવાસી રહેશે? તેથી મેં જે વિનંતિ કરી છે તે પૂરી પડે નહિ એમ કદી બનનાર નથી; માટે વિશ્વરૂપ જોવાની યોગ્યતા મને આપો. આપનું વિશ્વરૂપ હું મારી આંખોથી જોઇ શકીશ, એમ જો આપની ખાતરી થાય તો હે દેવ! આપ મારી ઇચ્છાને પરિપૂર્ણ કરો. (૧૧૧)

અર્જુને આવી વિનંતિ કરી ન કરી એટલામાંજ પડ્ગુણૈશ્વર્યના રાજા જે શ્રીકૃષ્ણ તેમનાથી રહેવાયું નહિ. અર્જુન જાણે વર્ષાઋતુ અને શ્રીકૃષ્ણ જાણે વર્ષાકાળે ઉત્પન્ન થતા કૃપામૃતયુક્ત મેઘ જેવા દેખાવા લાગ્યા; અથવા અર્જુન વસંતઋતુવત્ અને શ્રીકૃષ્ણ તેમાં મંજુલ શબ્દ કરનાર કોકિલ જેવા ભાસવા લાગ્યા. પૂર્ણચંદ્રના પ્રતિબિંબને જોઈને જેમ ક્ષીરસાગરમાં ભરતી આવે છે, તેમ શ્રીકૃષ્ણનું હૃદય પ્રેમથી ઉછાળા મારવા લાગ્યું. પછી શ્રીકૃષ્ણ પ્રસન્નતાના આવેશમાં મોટા ધ્વનિથી બોલી ઊઠયાઃ-હે પાર્થ! જો, જો, મારાં અગણિત રૂપો જો. અર્જુનના મનમાં દેવનું એક વિશ્વરૂપ જોવાનો વિચાર હતો; પરંતુ શ્રીકૃષ્ણે તો સર્વ વિશ્વરૂપ બતાવી દીધાં. ધન્ય છે પ્રભુના ઔદાર્યને! ઔદાર્ય અપરિમિત હોવાથી તે યાચકોને તેમની માગણી કરતાં પણ હજારોગણું આપેજ જાય છે. અહો! જે

શુદ્ધ વિશ્વરૂપ શેષની બે હજાર આંખોને પણ બતાવ્યું નહોતું, જેનાથી વેદો પણ વંચિત છે અને લક્ષ્મીથી પણ જે ગુપ્ત રાખ્યું હતું; તે વિશ્વરૂપ હવે અનેક પ્રકારે પ્રકટ કરીને પ્રભુ પાર્થ પ્રત્યે દેખાડવા લાગ્યા. ધન્ય છે તે અર્જુનના ભાગ્યને! કોઈ મનુષ્ય જાગ્રદવસ્થામાંથી સ્વપ્નાવસ્થામાં જાય છે ત્યારે જેમ તે પોતેજ સ્વપ્નની સૃષ્ટિ બની રહે છે, તેજ પ્રમાણે શ્રીકૃષ્ણ પોતેજ અનેક બ્રહ્માંડરૂપે બની રહ્યા. પ્રભુએ એકદમ પોતાનું સર્વ યોગબળ પ્રકટ કર્યું; પરંતુ અર્જુનથી એ રૂપ જોઈ શકાશે કે નહિ, તેનું સ્મરણ સુધ્ધાં ન રહેવાથી તેઓ પ્રેમાવેશમાં એકદમ 'મારા રૂપને જો' એમ બોલી ઊઠ્યા. (૧૨૨)

॥ શ્રીભગવાનુવાચ ॥ શ્રીભગવાન બોલ્યા:—

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

શ્લોકાર્થ:–હે પાર્થ! અનેક પ્રકારનાં, અનેક વર્ણનાં, અનેક આકારનાં અને અલૌકિક એવાં મારાં સેંકડો અને હજારો રૂપો જો. (૫)

ટીકા:–હે અર્જુન! તેં મને એકજ વિશ્વરૂપ બતાવવા કહ્યું હતું તેથી તે એકજ તને બતાવું તેમાં આશ્ચર્ય શું? માટે હવે મારા સ્વરૂપમાંજ સર્વ જગત ભરેલું બતાવું છું તે તું જો. મારાં રૂપો કેવાં છે? કેટલાંક કૃશ, કેટલાંક સ્થૂળ, કેટલાંક ઠીંગણાં, કેટલાંક ઊંચાં, કેટલાંક જાડાં, કેટલાંક પાતળાં અને કેટલાંક અમર્યાદ છે; કેટલાંક વિસ્તૃત, કેટલાંક નિષ્કપટી, કેટલાંક ઉદ્યોગ કરનારાં, કેટલાંક સ્વસ્થ બેસનારાં, કેટલાંક તીવ્ર પ્રેમયુક્ત અને કેટલાંક તીવ્ર બુદ્ધિનાં છે; કેટલાંક મસ્ત, કેટલાંક સાવધ, કેટલાંક સુંદર, કેટલાંક ગંભીર, કેટલાંક ઉદાર, કેટલાંક કૃપણ, કેટલાંક ક્રોધી, કેટલાંક શાંત, કેટલાંક ઉત્તમ મદથી યુક્ત, કેટલાંક નિરુપયોગી, કેટલાંક આનંદયુક્ત, કેટલાંક મોટેથી ગર્જના કરનારાં અને કેટલાંક એક શબ્દ પણ ન બોલનારાં છે; કેટલાંક સૌમ્ય, કેટલાંક લોભી, કેટલાંક વિરક્ત, કેટલાંક જાગ્રત,

કેટલાંક નિદ્રિત, કેટલાંક સંતોષી, કેટલાંક દુઃખી, કેટલાંક પ્રસન્ન, કેટલાંક નિઃશસ્ર, કેટલાંક શસ્ત્રધારી, કેટલાંક ઉગ્ર, કેટલાંક સ્નેહાળ, કેટલાંક ભયંકર, કેટલાંક ચિત્રવિચિત્ર, કેટલાંક સમાધિસ્થ, કેટલાંક ઉત્પત્તિની લીલામાં નિમગ્ન, કેટલાંક પ્રીતિથી પાલન કરનારાં, કેટલાંક ક્રોધથી સંહાર કરનારાં અને કેટલાંક સાક્ષીભૂત; આ પ્રમાણે વિવિધ પ્રકારનાં, પુષ્કળ અને દિવ્ય તેજસ્વી તથા ભિન્ન ભિન્ન વર્ણોનાં મારાં રૂપો છે. કેટલાંક તપ્ત સુવર્ણ જેવાં પીત વર્ણનાં, કેટલાંક આકાશના સૂર્યાસ્ત સમયના સુશોભિત વર્ણ જેવાં, કેટલાંક રક્તવર્ણનાં, કેટલાંક અતિ સુંદર, કેટલાંક માણિક્યખચિત બ્રહ્માંડ જેવાં સુશોભિત, કેટલાંક અરુણોદયના જેવાં રક્ત વર્ણનાં, કેટલાંક શુદ્ધ સ્ફટિકના જેવાં સ્વચ્છ અને શુકલ વર્ણનાં, કેટલાંક ઇંદ્રનીલમણિના જેવાં લીલાં, કેટલાંક કાજળ જેવાં કાળાં, કેટલાંક રક્ત જેવાં લાલ, કેટલાંક તપ્ત કરેલા સુવર્ણ જેવાં, કેટલાંક નવા મેઘ જેવાં શ્યામ વર્ણનાં; કેટલાંક ચંપાના પુષ્પ જેવાં પીળાં, કેટલાંક લીલાંછમ, કેટલાંક તપ્ત કરેલા તાંબાના જેવાં લાલ અને કેટલાંક ચંદ્ર જેવાં અતિ શુભ્ર; આવાં મારાં નાના પ્રકારનાં રૂપો જો. જેવા એના રંગો ભિન્ન ભિન્ન છે, તેવી ભિન્ન ભિન્ન આકૃતિઓ પણ છે. આ આકૃતિઓ એવી તો સુંદર છે કે તેના સૌંદર્ય આગળ સ્વતઃ મદન પણ લજવાઇને શરણે આવે. કેટલાંક નક્ષત્રની પેઠે રેખેલાં, કેટલાંક તેજઃપુંજ તથા કેટલાંક એવાં મનોહર છે કે જાણે શૃંગારલક્ષ્મીનો ભંડારજ ખુલ્લો ન થઈ ગયો હોય! કેટલાંક આર્દ્ર, કેટલાંક ભીષણ, કેટલાંક અતિ વિકરાળ, કેટલાંક ઉચ્ચ ગરદનવાળાં અને કેટલાંક પ્રચંડ મસ્તકવાળાં તથા ભયંકર છે. હે સુભદ્રાપતે! આ પ્રમાણે મારા રૂપની સેંકડો આકૃતિઓનું અવલોકન કરતાં પાર આવે તેમ નથી. આ એકએક રૂપના એકએક અવયવમાં સમસ્ત જગત ભરેલું છે તે જો. (૧૪૦)

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

શ્લોકાર્થઃ–હે ભારત! બાર આદિત્ય, આઠ વસુ, અગિ-

ચાર રુદ્ર, બે અશ્વિનીકુમાર, ઓગણપચાસ મરુદ્‌ગણ અને પૂર્વે કદી પણ જોયાં ન હોય એવાં અનેક આશ્ચર્યકારક રૂપો મારામાં છે.

ટીકાઃ–મારી દૃષ્ટિ ઊઘડતાંની સાથે આદિત્યાદિ દેવોની ઉત્પત્તિ થાય છે અને મીંચતાંની સાથે સર્વ દેવો લય પામે છે. મારા મુખમાંના શ્વાસોચ્છ્‌વાસથી સર્વ જ્વાલામય થઈ અષ્ટ વસુનો સમુદાય ઉત્પન્ન થાય છે અને મારી ભ્રૂકુટિ એકત્ર થતાં એકાદશ રુદ્રગણ ઉત્પન્ન થયેલા દૃષ્ટિએ પડે છે. મારી સૌમ્ય મુદ્રામાંથી અસંખ્ય અશ્વિનીકુમારો ઉત્પન્ન થયા છે અને હે પાંડવ! મારા કર્ણમાંથી અનેક વાયુઓ ઉત્પન્ન થયા છે. આ પ્રમાણે મારા એક એક અવયવની લીલામાંથી દેવ અને સિદ્ધનાં કુળો ઉત્પન્ન થયાં છે. આવાં અપાર અને વિશાળ રૂપો આ સ્થળે જો. જે રૂપોનાં વર્ણન કરતાં વેદોની પણ વાણી કુંઠિત થઈ; જે રૂપો જોવાને માટે કાળનું આયુષ્ય પણ અલ્પ ગણાયું; જે રૂપોનો છેડો બ્રહ્મદેવના હાથમાં પણ આવ્યો નથી; અને જેનાં નામ ત્રણ વેદોએ પણ કદી સાંભળ્યાં નથી; એવાં મારાં અનેક રૂપો આ સ્થળે પ્રત્યક્ષ જો; અને તેના દર્શન દ્વારા આશ્ચર્યકારક લીલાનો તથા મહાસિદ્ધિનો ઉપભોગ લે. (૧૪૭)

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

શ્લોકાર્થઃ–હે ગુડાકેશ! ચરાચર સહિત આ સર્વ જગત અને અન્ય જે કંઇ તું જોવા ઇચ્છે છે, તે સર્વ આજે મારા દેહમાં એક સ્થળે એકત્રિત થયેલાં જો. (૭)

ટીકાઃ–હે કિરીટિ! આ રૂપોનાં રોમનાં મૂળમાં જે સૃષ્ટિ રહેલી છે તે જો. જાણે કલ્પતરુના થડની પાસે કુમળું કુમળું ઘાસ ન ઊગ્યું હોય તેવોજ ભાસ થાય છે! જેમ બારીમાંથી આવતાં કિરણોમાં પૃથ્વીનાં પરમાણુઓ ઊડતાં દેખાય છે, તેમ આ રૂપોના પ્રત્યેક અવયવના સાંધામાં બ્રહ્માંડના અનેક સમુદાયો ભ્રમણ કરે છે. એ એક એક અવયવમાં સર્વ બ્રહ્માંડ ભરેલાં છે તે જો; અને જો તને કદાચિત્ વિશ્વની પેલી મેર પણ જોવાની ઇચ્છા થાય, તો તેમ કરતાં પણ કાંઇ સંકટ પડનાર નથી. તને

જે ગમે તે તું આ મારા શરીરમાં સુખેથી જોઈ લે. આ પ્રમાણે તે વિશ્વરૂપ શ્રીકૃષ્ણ પૂર્ણપ્રેમથી બોલ્યા. પછી પોતાનું સ્વરૂપ અર્જુન જુએ છે કે નહિ, તેની તપાસ કરતાં તેમને જણાયું કે તે તો સ્વસ્થ બેસી રહ્યો છે. એ શા માટે આમ સ્વસ્થ બેઠો છે, તેનું કારણ તપાસતાં તેમને, તે તેમનું વિશ્વરૂપ જોવાની આશામાં જેવો નિમગ્ન હતો, તેવીજ સ્થિતિમાં હમણાં પણ દેખાયો.

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

શ્લોકાર્થઃ-તારાં આ ચક્ષુઓ વડે તું મને નહિ જોઈ શકે; *માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું; તેના વડે મારું યોગૈશ્વર્ય જો.*

ટીકાઃ-પછી શ્રીકૃષ્ણ સમજી ગયા કે, મેં એને વિશ્વરૂપ બતાવ્યું તે એનાથી જોઈ શકાયું નથી. આવા વિચારથી દેવ હસ્યા અને અર્જુન પ્રત્યે બોલ્યા કે, "મેં તો તને વિશ્વરૂપ બતાવ્યું; પરંતુ તેં તો જોયું જ નહિ!" આ સાંભળી બુદ્ધિમાન અર્જુન બોલ્યો કે, હે મહારાજ! એ દોષ કોનો છે? તમે બગલા પાસે ચંદ્રામૃતપાનનો પ્રયત્ન કરાવો છો! મહારાજ! આપ દર્પણને લૂછી સ્વચ્છ કરીને તે અંધ મનુષ્યને બતાવવા માગો છો; અને હે હૃષીકેશ! બહેરાની આગળ ગાયન ગાઓ છો. હે શાર્ઙ્ગધર! આપ પુષ્પપ-રાગનો ચારો ભ્રમરને ન નીરતાં દેડકાને નીરો છો; અને તે વ્યર્થ જાય તો પછી ક્રોધ કોના પર કરશો? જે વિશ્વરૂપ ઇંદ્રિયોને અગોચર છે એમ શાસ્ત્રો વર્ણન કરે છે; અને જેને કેવળ જ્ઞાનદષ્ટિજ જોઈ શકે છે; તે આપે મારાં ચર્મચક્ષુઓની સમક્ષ મૂકી દીધું, તો હું તેને શી રીતે જોઈ શકું? પરંતુ તમારી આ ચૂક વિષે જરા પણ ઉચ્ચાર ન કાઢતાં સ્વસ્થ બેસવું એજ ઠીક, એમ ધારી હું સ્વસ્થજ બેઠો. અર્જુનનું આ ભાષણ સાંભળી દેવ બોલ્યા કે, બાપુ અર્જુન! તારું બોલવું મને માન્ય છે. તને જો વિશ્વરૂપ બતાવવું હતું તો મારે તને પ્રથમ તે જોવાનું સામર્થ્ય આપવું જોઇતું હતું; પરંતુ પ્રેમના આવેશમાં તને જ્ઞાનદષ્ટિ આપવાનું વિસ્મરણ થયું. ખેડ કર્યા સિવાય બીજ વાવવાથી તે વ્યર્થ જાય છે, તેમ તને

વિશ્વરૂપ બતાવવાની મારી ખટપટ વ્યર્થ ગઈ; માટે હવે તને એવી દષ્ટિ આપું છું કે, જેના યોગથી તું મારું વિશ્વરૂપ જોઈ શકીશ. પછી હે પાંડવ! તે દષ્ટિથી મારો સર્વ (અઘટિત ઘટનારૂપ) ઐશ્વર્યયોગ જોઈ તેને પૂર્ણ અનુભવમાં આણ. જે માત્ર વેદાંતથીજ જાણવા યોગ્ય છે અને જે સકળ લોકોનું આદિ કારણ છે; તેમજ જે સર્વ જગતને વંદનીય છે, તે શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા. (૧૬૪)

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

**શ્લોકાર્થઃ**—હે ધૃતરાષ્ટ્ર રાજા! આ રીતે કહી મહાયોગેશ્વર શ્રીકૃષ્ણે પાર્થને પોતાનું પરમશ્રેષ્ઠ વિશ્વરૂપ બતાવ્યું. (૯)

**ટીકાઃ**—સંજય બોલ્યોઃ—હે કૌરવકુળના ચક્રવર્તી ધૃતરાષ્ટ્ર રાજા! મને વારંવાર એજ આશ્ચર્ય થાય છે કે, આ ત્રણે લોકમાં કોઈ લક્ષ્મી કરતાં અધિક ભાગ્યશાળી છે કે? કિંવા આ જગતમાં શ્રુતિ સિવાય અન્ય કોઈ સંકેતથી વર્ણન કરનાર છે કે? કિંવા જેને દાસત્વ કહેવામાં આવે છે, તે એક શેષ સિવાય અન્ય કોઈના અંગમાં છે કે? અહો! ભગવાનની પ્રાપ્તિને માટે યોગીના જેવી આઠે પ્રહર સેવા કરનાર ગરુડસમાન ઇતર કોઈ છે કે? પરંતુ તે સર્વ તો એક બાજુએ રહી ગયા; અને જે દિવસે પાંડવોનો જન્મ થયો તે દિવસથી સર્વ કૃષ્ણ—સુખ પાંડવોનેજ પ્રાપ્ત થયું છે; તથાપિ પાંચે પાંડવોમાં, જે પ્રમાણે કામાતુર પુરુષને કોઇ સ્ત્રી પોતાને સ્વાધીન કરી લે છે, તે પ્રમાણે અર્જુનને શ્રીકૃષ્ણ સહજ સ્વાધીન થયા છે. ભણાવેલો પોપટ પણ એવું ન બોલે, કિંવા ખેલ કરવાને કેળવેલું મૃગ પણ એવી રીતે આજ્ઞામાં ન રહે, તેવા બોલ શ્રીકૃષ્ણ બોલતા હતા અને તેવી આજ્ઞામાં તેઓ રહેતા હતા. કોણ જાણે અર્જુનને તે કેવુંક દૈવ અનુકૂળ થયું હશે! આજ પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માનું ઐશ્વર્ય ભોગવવાને માત્ર ભાગ્યવાન અર્જુનનાંજ નયનો યોગ્ય છે; માટેજ તેના બોલ મુખમાંથી

નીકળતાંની વારજ શ્રીકૃષ્ણ ઝડપી લે છે. અર્જુન ક્રોધિત થાય છે તો પણ દેવ સ્વસ્થતાથી સહન કરે છે અને તે રૂસણું લે છે તો તેને સમજાવે છે. શું દેવ અર્જુનની પાછળ ગાંડા થયા છે? નહિ તો શ્રીકૃષ્ણની યોગ્યતાનું વર્ણન થવું પણ અશક્ય છે. જે સમર્થ શુકદેવજીએ બાર વર્ષપર્યંત માતાના ઉદરમાં રહી વિષયને જીત્યો, તે એમના વિષય (ચારિત્ર્ય)નું વર્ણન કરી કૃતાર્થ થવાની ઇચ્છાથી એમના સ્તુતિપાઠક બન્યા! હે રાજા! શ્રીકૃષ્ણ પરમાત્મા જે યોગીઓનું સમાધિધન છે તે અર્જુનને સ્વાધીન થયા, એ મને મહાન ચમત્કાર લાગે છે! આટલું બોલી સંજયે પુનઃ ધૃતરાષ્ટ્રને કહ્યું:–હે રાજા! આમાં ચમત્કાર પણ શો? શ્રીકૃષ્ણ જેનો અંગીકાર કરે તેનો આવોજ ભાગ્યોદય થાય; માટે તે દેવાધિદેવે પાર્થને કહ્યું કે, 'હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું. તેના યોગથી તું અખંડ વિશ્વરૂપ જોઈ શકીશ.' શ્રીકૃષ્ણના મુખમાંથી આ અક્ષરો પૂરા નીકળ્યા નથી એટલામાંજ એકદમ અર્જુનનું અજ્ઞાન નષ્ટ થવા લાગ્યું.

જ્ઞાનેશ્વર કહે છેઃ–'તને દિવ્ય દૃષ્ટિ આપું છું' એ અક્ષરો નહોતા, પરંતુ બ્રહ્મનું ઐશ્વર્ય દર્શાવનાર જ્ઞાનરૂપી મશાલજ શ્રીકૃષ્ણે અર્જુનને માટે પ્રદીપ્ત કરી હતી. પછી દિવ્ય દૃષ્ટિનો પ્રકાશ પડતાંની સાથેજ અર્જુનની જ્ઞાનદૃષ્ટિ ચોતરફ ફેલાઇ. આ પ્રમાણે શ્રીકૃષ્ણે પોતાનું ઐશ્વર્ય અર્જુનને બતાવ્યું. ભગવાનના સર્વ અવતારો જે વિશ્વરૂપ સમુદ્રના તરંગો છે; જેના તેજરૂપી સૂર્યકિરણોને લીધે આ સર્વ જગત ભાસે છે; જેની અનાદિસિદ્ધ સતસ્વરૂપ ભૂમિકા પર સ્થાવર–જંગમરૂપ ચિત્રો ઊઠે છે; એવું જે પોતાનું નિજસ્વરૂપ તે શ્રીકૃષ્ણે બતાવ્યું. પૂર્વે બાલવયમાં જ્યારે શ્રીકૃષ્ણે એક વખત મૃત્તિકા ખાધી હતી ત્યારે યશોદાએ ક્રોધિત થઈને તેમને હાથમાં પકડ્યા હતા. આ વખતે શ્રીકૃષ્ણે જાણે બીતાંબીતાં બગાસું ખાવાના નિમિત્તે યશોદાને ચૌદ ભુવન બતાવી દીધાં હતાં! કિંવા મધુવનમાં બાળક ધ્રુવના મનમાં દેવની સ્તુતિ કરવાની ઉત્કટ ઇચ્છા થઇ હતી; પરંતુ સ્તુતિ કેવી રીતે કરવી તે ન આવડવાથી, દેવે તેના ગાલને પોતાના

મનોરથ કદી વિફળ થાય છે કે? શંકરના ભાથામાંથી કદી નિષ્ફળ બાણો જડે છે કે? કિંવા બ્રહ્મદેવની વાચામાં કદી નિરર્થક શબ્દસમુદાય મળશે કે? કદીજ નહિ; તેમ અર્જુને તે અપાર વિશ્વરૂપને જોયું. જે રૂપનો તાગ વેદોને પણ લાગ્યો નહોતો, તેના સર્વ અવયવો અર્જુને પોતાની બન્ને આંખોથી એકસાથે જોયા. જે વિશ્વરૂપ નાના રત્નોના અલંકારથી શોભાયમાન હતું, તેનાં ચરણોથી લઇને મુકુટપર્યંત અર્જુને તેનું સર્વાંગ જોયું. પરબ્રહ્મ પોતેજ સ્વસ્વરૂપ ધારણ કરે અને તેના પર પરબ્રહ્મરૂપીજ અલંકારો પહેરે તો પછી તેની શોભામાં શી મણા રહે વારુ? જે મહાતેજથી સૂર્ય અને ચંદ્રનાં મંડળો પ્રકાશિત થાય છે, તે મહાતેજનું પણ જે જીવન છે, તેજ બ્રહ્મને બ્રહ્મરૂપી અલંકાર ધારણ કર્યા પછી જાણવાની કોની શક્તિ છે? પરંતુ અર્જુનને તો તે રૂપ પણ દષ્ટિએ પડયું. પછી તે પોતાની જ્ઞાનદષ્ટિથી વિશ્વરૂપના હસ્ત જોવા લાગ્યો તો તે સાદા ને સરળ જોવામાં આવ્યા અને તેમાં કલ્પાંતની જ્વાળાઓને ભેદનારાં શસ્ત્રો ચમકતાં હતાં. પોતેજ અંગ, તે પર ધારણ કરેલા અલંકારો પણ પોતેજ, પોતેજ હાથ, પોતેજ હથિયાર, પોતેજ જીવ, શરીર પણ પોતેજ, અરે વધારે શું ? ચરાચર વિશ્વ પણ પોતે પરમાત્માજ છે, એવું દશ્ય અર્જુને જોયું. તે રૂપના પ્રકાશની પ્રખરતાને લીધે નક્ષત્રો પણ ભિન્ન ભિન્ન થઈ ગયાં અને અગ્નિ પણ હારીને સમુદ્રમાં પ્રવેશવાને તૈયાર થયો. જાણે હળાહળ વિષના તરંગોજ ઊછળતા ન હોય ! કિંવા મહાવિદ્યુતનાં અરણ્યોજ ઉદ્દભવ્યાં ન હોય એવાં આયુધો હાથમાં ગ્રહણ કરીને અન્યને મારવાને માટે જાણે અપરિમિત હાથો ઉગામ્યા હોય એવું દશ્ય અર્જુનની દષ્ટિએ પડયું. (૧૭)

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

શ્લોકાર્થઃ—અંગ પર સુપ્રકાશિત પુષ્પો અને વસ્ત્રો હતાં તથા અંગોને સુગંધી દ્રવ્યોનું લેપન કરવામાં આવ્યું હતું. આવાં સર્વ આશ્ચર્યોથી ભરેલા તથા સર્વ બાજુએ મુખવાળા,

વિશ્વરૂપ ધારણ કરનાર અંતરહિત દેવને અર્જુને જોયા. (૧૧)

ટીકાઃ—તે હાથમાંનાં અસંખ્ય શસ્ત્રોના ભયથી અર્જુને પોતાની દષ્ટિ ફેરવી દીધી અને પછી કંઠ તથા મુકુટ તરફજ જોવા લાગ્યો; તો તેને એમ લાગ્યું કે, કલ્પતરુની ઉત્પત્તિ આ-માંથીજ થઈ છે કે શું ? મહાસિદ્ધિના અધિષ્ઠાનરૂપ લક્ષ્મી શ્રમિત થતાં જ્યાં વિશ્રાંતિ લે છે; એવાં અતિ ઉત્કૃષ્ટ કમળોની સુવાસ ભગવાન લેતા હોય એવું તેની દષ્ટિએ પડયું. મુકુટ પર પુષ્પોના ગુચ્છ એક પર એક આવી રહ્યા છે અને કંઠમાં અવ-ર્ણ્ય પુષ્પમાળા ઝૂલી રહી છે. જાણે સ્વર્ગ પર સૂર્યતેજ પથ-રાયલું હોય કિંવા મેરુપર્વત સુવર્ણથી મઢેલો હોય તેમ કમ્મરની ચારે બાજુ પીળું પીતાંબર ઝળકી રહ્યું હતું. જાણે મહાદેવને કર્પૂર વડે લિપ્ત કરીએ; કૈલાસ પર્વતને પારા વડે લીંપીએ; ક્ષીરસાગરને શુભ્ર સ્વચ્છ જળથી આચ્છાદિત કરી દઇએ; અથવા ચંદ્રની ગડી ઉકેલીને આકાશને તેનો બુરખો પહેરાવીએ; તેમ સર્વાંગે અતિ શુભ્ર ચંદનનો લેપ દેખાયો. જેના પ્રકાશથી તેજને પણ તેજ મળે છે અને બ્રહ્માનંદનો દાહ શાંત થાય છે; જેની સુગંધથી પૃથ્વીને જીવન પ્રાપ્ત થાય છે; જેના લેપનથી નિર્લેપતા પમાય છે અને જે સુગંધને નિરાકાર બ્રહ્મ સર્વાંગે ધારણ કરે છે; તેના મહત્ત્વને વર્ણવી શકાશે? આમ એક એક અલંકારની શોભા જોઈ અર્જુન ભ્રમમાં પડયો. તેમજ દેવ બેઠા છે કે સૂતા છે તથા તે કયાં છે તેની પણ તેને સમજ પડી નહિ. આંખ ઉઘાડીને તે આમતેમ જોવા લાગ્યો તો તેને સર્વ વસ્તુઓમાં વિશ્વરૂપ ભરપૂર દેખાયું. આથી તેણે તે તરફ ન જોતાં સ્વસ્થ બેસવાનો વિચાર કરી આંખો મીંચી, તો અંતરમાં પણ તેને વિશ્વરૂપજ દષ્ટિગોચર થયું ! સામે ભયંકર મુખો જોઈ ભીતિથી પાછળ જોયું તો ત્યાં પણ વિશ્વરૂપનાં મુખ, હાથ અને પગ અગાઉની માફકજ દેખાવા લાગ્યાં ! અહો ! જોવાથી જણાય એમાં તો આશ્ચર્યજ નથી; પરંતુ ન જોવા છતાં પણ જણાય એ નવાઇ તો જુઓ ! અનુગ્રહનો કેવો પ્રભાવ છે કે, પાર્થ-ના જોવામાં અને ન જોવામાં શ્રીકૃષ્ણ વ્યાપી રહ્યા છે. અર્થા-

ત્ અર્જુન એક આશ્ચર્યના પૂરમાં પડી પાછો કિનારે આવે છે, તેટલામાંજ વળી બીજા ચમત્કારના મહાસાગરમાં પડે છે. આ રીતે શ્રીકૃષ્ણે અર્જુનને અસાધારણ કુશળતાથી વિશ્વરૂપ દેખાડી સર્વત્ર તેનાંજ દર્શનમાં ડુબાડી દીધો. તે સ્વભાવતઃ વિશ્વતોમુખ છે અને એજ જોવા માટે અર્જુને પ્રાર્થના કરી હતી; તેથી તે સર્વત્ર વિશ્વરૂપમાંજ ડૂબી ગયો. શ્રીકૃષ્ણે અર્જુનને જે દષ્ટિ આપી હતી તે એવી ન હતી કે દીપક યા સૂર્યપ્રકાશમાં જોઈ શકાય અથવા આંખ બંધ કરવાથી દેખાવું બંધ પડી જાય; માટે અર્જુનને આંખો ઉઘાડી હોય, બંધ હોય કે અંધારામાં પણ તે દિવ્ય દષ્ટિ વડે દેખાતું હતું; એમ હસ્તિનાપુરમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું તથા ઉમેર્યું કે, હે રાજા! સાંભળ્યું કે? નાના અલંકારથી ભરેલુ તથા જેને સર્વ બાજુએ આંખો છે એવું વિશ્વરૂપ પાર્થે જોયું. (૩૯)

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः॥१२॥

શ્લોકાર્થઃ—આકાશમાં એકી વેળાએ સહસ્ર સૂર્યોની પ્રભા પ્રસરે તો તે કેટલેક અંશે વિશ્વરૂપની પ્રભા જેવી દેખાય.(૧૨)

ટીકાઃ—હે રાજા! તે વિશ્વરૂપને શાની ઉપમા આપવી! પ્રલયકાળે દ્વાદશ સૂર્ય એકત્ર મળે, તેમ સહસ્રાવધિ સૂર્યો એકજ વેળા ઉદય પામે તો પણ તે વિશ્વરૂપના તેજની બરોબરી કરી શકશે નહિ. સર્વ વીજળીઓ એકત્ર કરીએ તથા પ્રલયકાળના અગ્નિનાં સર્વ સાહિત્યો જમાવી તેમાં તેના કરતાં દશગણું મહાતેજ ભેળવીએ, તો તે વિશ્વરૂપના તેજની થોડે અંશે બરાબરી કરી શકે; પરંતુ તેની સંપૂર્ણ બરાબરી થવી એ તો અસંભવિતજ છે. આવું તે શ્રીહરિના મહિમાવાળું સર્વાંગ તેજસ્વી વિશ્વરૂપ વ્યાસની કૃપાથી મારી દષ્ટિએ પડયું. (૪૧)

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा॥ १३॥

શ્લોકાર્થઃ—વિવિધ વિભાગોમાં વિભક્ત થયેલું સર્વ જગત દેવાધિદેવના શરીરમાં અર્જુને તે સમયે જોયું.( ૧૩)

**ટીકાઃ**–વળી તે વિશ્વરૂપમાં સર્વ જગત એક બાજુએ રહેલું દેખાતું હતું; જેમ સમુદ્રમાં પાણી પર ભિન્ન ભિન્ન પરપોટા દૃષ્ટિગોચર થાય છે; કિંવા આકાશમાંનાં અભ્રોમાં જેમ ગંધર્વનગર દૃશ્યમાન થાય છે; પૃથ્વી પર કીડીઓનાં કીડિયારાં અથવા ડુંગર પર સૂક્ષ્મ માટીના કણ હોય છે; તે પ્રમાણે તે સમયે દેવાધિદેવ શ્રીકૃષ્ણના શરીરમાં અર્જુને સર્વ જગતને જોયું. (૨૪૪)

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

**શ્લોકાર્થઃ**–તેવખતે ધનંજય આશ્ચર્યચકિત થયો અને તેના અંગ પર રોમાંચ ખડાં થયાં; અને તે નમસ્કાર કરીને તથા હસ્ત જોડીને દેવ પ્રત્યે બોલ્યા. (૧૪)

**ટીકાઃ**–વિશ્વ પૃથક્ અને આપણે પૃથક્ એવું જ તેનામાં થોડું દ્વૈત હતું, તે પણ હવે નષ્ટ થયું; તથા અર્જુનનું મન સહજ વિરામ પામી ગયું. તેના અંતરમાં આનંદ ઉત્પન્ન થયો, બાહ્ય ગાત્રો ઢીલાં પડયાં અને નખથી શિખાપર્યંત રોમાંચ ખડાં થયાં. વર્ષાઋતુની શરૂઆતમાં પર્વત પરનો સર્વ મળ વહી ગયા પછી ત્યાં ઘાસ ઊગી નીકળે છે, તેમ અર્જુનનાં સર્વાંગ પર રોમાંચ થયાં; ચંદ્રકિરણોનો સ્પર્શ થતાં જેમ ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે, તેમ અર્જુનના શરીર પર સ્વેદબિંદુઓ ફૂટી નીકળ્યાં. કમળની કળીમાં ભ્રમર સપડાય એટલે તે કળી કંપિત થવા માંડે છે, તેમ અંતરસુખની લહરીઓવડે અર્જુન કંપવા લાગ્યો. કપૂર કાઢવા જતાં કપૂરકેળીનાં પડો ઉકેલાઈ કપૂરના કણો બહાર પડવા માંડે તેમ અર્જુનની આંખોમાંથી આનંદાશ્રુની ધારાઓ છૂટી. સમુદ્ર ભરેલો હોવા છતાં પણ ચંદ્રોદય થતાંની સાથે તેમાં ભરતી આવે છે, તેમ અંતરસુખના તરંગોથી તે વારંવાર ડોલવા લાગ્યો. આમ તેના હૃદયમાં અષ્ટસાત્ત્વિક ભાવોની એકબીજામાં સ્પર્ધા થવા માંડી અને અર્જુનને બ્રહ્માનંદની રાજ્યપ્રાપ્તિ થઇ; તેમજ બ્રહ્માનંદસુખની પાછળ દેવ અને હું એવું દ્વૈત કાયમ રહેવાથી અર્જુન શ્વાસોચ્છ્વાસ છોડ[illegible] દૃષ્ટિથી જોવા લાગ્યો; અને જે બાજુએ દેવ [illegible]

એ વળી મસ્તક નમાવી હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો. (૧૪)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

**શ્લોકાર્થઃ**—હે દેવ! તમારા દેહમાં મને સર્વ દેવ, ભિન્ન ભિન્ન પ્રાણીઓના સમુદાય, કમલાસન પર બેઠેલા પ્રજાપતિ બ્રહ્મદેવ, રુદ્ર, સર્વ ઋષિઓ અને દિવ્ય સર્પો દેખાય છે. (૧૫)

**ટીકાઃ**—અર્જુન બોલ્યોઃ—હે પ્રભો! આપનો જયજયકાર થાઓ. હું સામાન્ય જીવ પણ વિશ્વરૂપ જોઈ શકું એ આપની મારા પર મોટી કૃપા થઈ છે; અને તેના યોગથી મને અત્યાનંદ પ્રાપ્ત થયો છે. સર્વ સૃષ્ટિને આપનોજ આશ્રય છે, એમ મેં આજ મારી દૃષ્ટિથી જોયું. હે દેવ! પર્વત ઉપર જેમ સ્થળે સ્થળે શ્વાપદોની ગુફાઓ હોય છે, તેમ આ આપના શરીરમાં સેંકડો ઇંદ્રચંદ્રાદિ લોક મારી દૃષ્ટિએ પડયા છે. અહો! આકાશમાં ગ્રહોના સમુદાય દેખાય કિંવા પ્રચંડ વૃક્ષ પર પક્ષીઓના માળા દૃષ્ટિએ પડે; તેમ હે શ્રીહરિ! આપના આ વિશ્વરૂપી શરીર પર દેવોસહિત સ્વર્ગ દેખાય છે. હે પ્રભો! પંચમહાભૂતો તથા તેમાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીમાત્ર, એ સર્વને હું આપના શરીરમાં જોઉં છું. તેજ પ્રમાણે આપના શરીરમાં સત્યલોક પણ છે અને ત્યાં બ્રહ્મલોક પણ છે. બીજી તરફ જોઇએ તો કૈલાસ પણ દેખાય છે. પાર્વતીસહ શ્રીશંકર આપના શરીરના એક ભાગમાં દેખાય છે. હે હૃષીકેશ! આપને પોતાને પણ આપના આ શરીરમાં હું જોઉં છું; કશ્યપાદિ ઋષિનાં સર્વ કુળો તથા સર્પો સહિત પાતાળ પણ આપના વિશ્વરૂપમાં દેખાય છે, કિંબહુના. હે ત્રૈલોક્યપતે! આપના આ એક એક અવયવરૂપી ભીંત ઉપર ચૌદ ભુવનો ચિત્રની પેઠે આલેખાયેલાં જેવાં દેખાય છે અને તે ભુવનમાં જે જે પ્રાણીઓ છે તે પણ એ ચિત્રમાં દેખાય છે. આવું આપનું અલૌકિક મહત્ત્વ દૃષ્ટિગોચર થાય છે. (૧૫)

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वरविश्वरूपम् ॥ १६ ॥

શ્લોકાર્થ:-હે વિશ્વેશ્વર! હે વિશ્વરૂપ! આપને અનંત બાહુ, અનંત ઉદરો, અનંત મુખો તથા અનંત નેત્રો હોઈ સર્વ બાજુએ આપને અનંત રૂપો છે એમ હું જોઉં છું; પરંતુ આપનો આદિ, મધ્ય તથા અંત મને દેખાતો નથી. (૧૬)

ટીકા:-આપે આપેલાં દિવ્ય ચક્ષુના બળથી આપના બાહુ-દંડમાં અંકુરો ફૂટ્યા છે કે શું એમ લાગ્યું. તેજ પ્રમાણે હે દેવ! આપના હાથ એકજ સમયે સર્વ વ્યાપારો કરતા જણાય છે તથા આકાશમાં જેમ બ્રહ્માંડના ભંડારો ઊઘડ્યા હોય તેમ આ-પનાં કોટ્યવધિ મુખો, જાણે પરબ્રહ્મરૂપી વૃક્ષ, વદનરૂપી ફળોથી લચી પડયાં હોય તેમ દેખાય છે; તેજ પ્રમાણે આપની વિશ્વમૂર્તિ પર જ્યાં ત્યાં મુખો દેખાય છે અને નેત્રોની પણ અનેક પંક્તિ-ઓ દેખાય છે. વળી સ્વર્ગ, પાતાળ, ભૂમિ, દિશા કિંવા આ-કાશ એ સર્વ આપનામાં દેખાય છે. કોઈ પણ સ્થળે કૌતુક માટે પણ એકાદ પરમાણુ જેટલી જગા આપ વિનાની દેખાતી નથી. આ રીતે આપ સર્વમાં વ્યાપેલા છો. થોડા વખત પર નાના પ્રકારનાં અપરિમિત મહાભૂતોથી આ સર્વ જગત વ્યાપ્ત હતું; તે સર્વ હે અનંત! આપનાથી ભરપૂર દેખાય છે. આપ ક્યાંથી પ્રકટ થયા, આપ બેઠા છો કે ઊભા છો, કઈ માતાના ઉદરમાં હતા, આપની આકૃતિ કેવડી છે, આપનું રૂપ કેટલું છે, વય કેટલી છે; આપની પેલી મેર શું છે અને આપનું અ-ધિષ્ઠાન શું છે; એ હું જોવા લાગ્યો તો મેં આપનેજ સર્વત્ર જોયા. આપનું અધિષ્ઠાન આપજ છો; આપ કોઇમાંથી ઉત્પન્ન થયા નથી, પણ આપ જન્મરહિત તથા સ્વયંભૂ છો. હે દેવ! આપ ઊભેલા પણ નથી અને બેઠેલા પણ નથી અને ઠીંગણા પણ નથી; આપની ઉપર અને નીચે પણ આપજ છો. હે દેવ! આપના રૂપને ફક્ત આપનીજ ઉપમા ઘટી શકે છે. આપનું વય પણ આપ-નાજ જેટલું છે. હે દેવાધિદેવ! આપની પીઠ પણ આપજ છો; આપનું પેટ પણ આપજ છો. વધારે શું કહું ? હે અનંત! હું વારંવાર જોઈ ચૂક્યો છું કે, આપના જેવા આપજ છો, પરંતુ આપના વિશ્વસ્વરૂપમાં મને એકજ ઊણપ લાગે છે કે તેને આદિ,

મધ્ય અને અંત એ ત્રણે નથી. મેં સર્વ સ્થળે તેની તપાસ કરી જોઇ, પરંતુ તેનો મને પત્તો લાગ્યો નહિ. માટે આદિ, મધ્ય અને અંત, એ ત્રણે આપનાં રૂપને છેજ નહિ, એમાં સંશય નથી. હે આદિમધ્યાંતરહિત શ્રીપ્રભુ! હે અપરિમિત જગદીશ! ખરેખર, મેં આવું આપનું વિશ્વરૂપ જોયું. આપના વિશ્વરૂપમાં સેંકડો ભિન્ન ભિન્ન મૂર્તિઓ ઊભી છે, તેથી આપે અંગ પર નાના પ્રકારના રંગોનાં આભૂષણ ધારણ કર્યાં હોય એમ દેખાય છે. આપના વિશ્વરૂપરૂપી પર્વત ઉપરની ભાત ભાતની પૃથક્ પૃથક્ મૂર્તિઓ, તે વૃક્ષ અને વેલીની પેઠે શોભે છે અને મૂર્તિઓ પર જે અલંકારો છે, તે ફળો તથા ફૂલો જેવાં છે. હે દેવ! આપ જાણે મહાસમુદ્ર છો અને મૂર્તિરૂપ તરંગોથી ઉછાળા મારતા દેખાઓ છો; કિંવા આપ ઉત્તમ વૃક્ષ છો અને મૂર્તિરૂપી ફળોથી લચી પડેલા દેખાઓ છો. જે પ્રમાણે પૃથ્વી ભૂતોથી ભરેલી છે, કિંવા આકાશ જેમ નક્ષત્રોથી વ્યાપ્ત છે, તેમ આપનું વિશ્વરૂપ મૂર્તિથી ભરેલું દેખાય છે. જે એકેક મૂર્તિમાંથી ત્રૈલોકય ઉત્પન્ન થઇને લય પામે છે, તેવી મૂર્તિઓ તો આપના શરીર પરના એક રોમની બરાબર છે. એવા આ જગતનો વિસ્તાર કરનાર આપ કોણ છો અને કયાંથી ઉત્પન્ન થયા, તે જો હું જોવા લાગ્યો તો મારા સારથિરૂપેજ આપ મને જણાયા. માટે હે મુકુંદ! આપ સર્વદા સર્વવ્યાપક છો; પરંતુ ભક્તો પર અનુગ્રહ કરવાને માટેજ સગુણરૂપ ધારણ કરો છો, એમ મને લાગે છે. આપની તે ચતુર્ભુજ શ્યામ મૂર્તિ જોતાં મન તથા આંખ કેવી તૃપ્ત થાય છે! તેને આલિંગન દેવું હોય તો તે હાથની બાથમાં પણ પકડી શકાય છે. હે વિશ્વને ધારણ કરનાર દેવ! આવું મનોહર રૂપ આપ ભક્તો પર કૃપા કરવા માટેજ ધારણ કરો છો; પરંતુ અમારી દૂષિત દૃષ્ટિથી આપને અમે સામાન્ય મનુષ્યના જેવાજ જોઇએ છીએ. આપે દિવ્ય ચક્ષુ આપીને મારી દષ્ટિનો દોષ નષ્ટ કર્યો છે, તેથીજ આપનો યથાર્થ મહિમા દષ્ટિએ પડ્યો છે. રથની મકરાકાર ધૂંસરીના પાછલા ભાગ પર જે આપ બેઠા હતા તેજ આપે આવડું

અમાપ વિશ્વરૂપ ધારણ કર્યું છે, એમ મેં હવે પાકી રીતે જાણ્યું.

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।**
**पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७**

શ્લોકાર્થ:-હે ભગવન્! જેના મસ્તક પર કિરીટ છે અને જેના હસ્તમાં ગદા અને ચક્ર છે, તથા જે તેજ:પુંજ અને સર્વ બાજુથી દેદીપ્યમાન છે; પ્રદીપ્ત અગ્નિની તથા સૂર્યની પ્રભા જેવી જેની પ્રભા છે અને જેની ગણના થઇ શકતી નથી તથા જે કોઇથી જોઇ શકાતા નથી; એવા આપને હું જોઉં છું. (૧૭)

ટીકા:-હે શ્રીહરિ! આપે મસ્તક પર જે મુકુટ ધારણ કર્યો હતો તેજ મુકુટ આ છે; પરંતુ તેના તેજ અને આકારમાં જમીન-આસમાનનો ફરક છે, એજ મોટું આશ્ચર્ય છે! ઉપલા હાથમાંનું ચક્ર પણ આજ ને? કારણ કે હે વિશ્વમૂર્તે! તેને અટકાવીને તમે પકડતા હતા તે નિશાન અદ્યાપિ કાયમજ છે. બીજા હાથમાં જે ગદા પકડતા હતા તે પણ આજ ને? હે ગોવિંદ! નીચેના બે હાથો અશ્વોની લગામ ધરવાને માટે નિ:શસ્ત્ર રહેતા હતા તે પણ આજ કે શું? અને હે વિશ્વેશ! વિશ્વરૂપ જોવાની મારી ઇચ્છા પરિપૂર્ણ કરવાને માટેજ આપે એકદમ આ વિશ્વરૂપ ધારણ કર્યું એ હું જાણું છુ; પરંતુ હે દેવ! આપનાં આ રૂપને આશ્ચર્ય માનવાની પણ મારી યોગ્યતા નથી. આ આશ્ચર્યથી મારું મન ચકિત થઇ જાય એમાં નવાઇ શી? આ તમારું વિશ્વરૂપ અહીંયાં છે કે નહિ, એવો વિચાર કરવાનો સુધ્ધાં અવકાશ નથી. તે રૂપના તેજનો ચમત્કાર એવો છે કે, તે સર્વત્ર ભરેલું દેખાય છે. આ રૂપના તેજની તીવ્રતા એવી અલૌકિક છે કે તેની સમક્ષ અગ્નિની દષ્ટિ-પણ ઝાંખી થઇ જાય છે અને સૂર્ય પણ કાજળના જેવો શ્યામ પડી જાય છે; તથા એમ લાગે છે કે, સર્વ સૃષ્ટિ મહાતેજના મહોદધિમાં ડૂબી ગઈ છે; કિંવા કલ્પાંતસમયની વીજળીએ સર્વ આકાશને ઘેરી લીધું છે; અથવા પ્રલયકાળના તેજની જ્વાળાએ વ્યાપ્ત કરી દીધું છે. આવું આપનું તેજ હવે તો મારી દિવ્ય દષ્ટિથી પણ જોઇ શકાતું નથી. તે તેજ અધિક પ્રખર હોવાથી શરીરમાં દાહ ઉત્પન્ન થાય

છે અને તેની તરફ જોતાં મારાં દિવ્ય ચક્ષુને પણ ત્રાસ ઉત્પન્ન થાય છે. અહો મહારાજ! પ્રલયકાળનો જે કાળાગ્નિ રુદ્રમાં ગુપ્ત હોય છે તે પ્રલયરુદ્રની કલિકાજ જાણે વિકસિત થઇ હોય એવું આપનું તેજ લાગે છે; તેજ પ્રમાણે આપના પ્રસારેલા વિશ્વરૂપના તેજના વહ્નિમાં પંચમહાભૂતાત્મક શરીરો બળીને બ્રહ્માંડના કોલસા થાય છે. આપના રૂપની વ્યાપ્તિનો તથા આપના તેજનો અંત નથી, એવું આ આપનું અદ્‌ભુત રૂપ મેં યાવજ્જન્મ જોયું નથી. (૩૦૬)

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

શ્લોકાર્થ:–હે પ્રભો! જાણવા યોગ્ય એવા જે અક્ષર નામના પરબ્રહ્મ તે આપ છો; આપ વિશ્વને મહા આધારભૂત છો; આપ અવિનાશી હોઈ સનાતન ધર્મના રક્ષક છો; અને આપ ચિરકાળ રહેનાર પુરુષ છો, એ વાત મને માન્ય છે. (૧૮)

ટીકા:–હે દેવ! આપ પરબ્રહ્મ હોઇ સાડાત્રણ માત્રાના ૐકારથી પણ અતીત છો. આપનું સ્થાન શોધી શોધીને શ્રુતિ થાકી ગઈ, પણ તેનો પત્તો લાગ્યો નહિ. આપનામાં પ્રાણીમાત્ર લય પામે છે અને આપ વિશ્વસંચિત કરવાનું સ્થાન હોઇ ગહન, અવ્યય તથા અવિનાશી છો. આપ ધર્મના જીવન છો; અનાદિસિદ્ધ છો અને નિત્ય નવા છો તથા છત્રીસ× તત્ત્વોથી પણ અતીત હોઇ સાડત્રીસમા પુરુષ છો અને આ જગતના ઈશ્વર છો.

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम्।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदंतपंतम् ॥१९॥

શ્લોકાર્થ:–હે પ્રભો! જેને આદિ, મધ્ય અને અંત નથી; જેની શક્તિનો પાર નથી; જેને અનંત હસ્તો છે, સૂર્ય અને ચંદ્ર જેની આંખો છે; પ્રદીપ્ત અગ્નિ જેનું મુખ છે અને જે પોતાના તેજથી આ વિશ્વને તપ્ત કરે છે; એવા આપને હું જોઉં છું. (૧૯)

ટીકા:–આપ આદિ, મધ્ય અને અંતરહિત હોઇ આપનું

× છત્રીસ તત્ત્વોનું વર્ણન ૧૩ મા અધ્યાયના શ્લોક ૬–૭ માં છે.

પરાક્રમ અપાર છે. આપને ચારે બાજુએ અસંખ્ય હાથ તથા પગ છે; ચંદ્ર અને સૂર્ય આપની આંખો છે અને તે શાંતિ તથા કોપની લીલા દર્શાવે છે. આપ તમોરૂપી નેત્રવડે એકને શિક્ષા કરો છો અને કૃપારૂપી નેત્ર વડે બીજાનું પાલન કરો છો. ખરેખર, આવા અનેક પ્રકારે આપ મારી દૃષ્ટિએ પડો છો. જેમ પ્રલયાગ્નિ સળગતાં ચોતરફ પ્રકાશ પડે છે, તેમ આપનું મુખ અતિપ્રખર દીસે છે. પર્વત પર દાવાનળ સળગતાં જેમ પર્વત પરના સર્વ પદાર્થો સળગી ઊઠે છે અને મોટી મોટી જ્વાળાઓ ઊઠે છે, તેમ તમારી દાઢ અને જીભ દાંતને ચાટતી હોય તેમ લાગે છે. તમારી આ મુખના અગ્નિની ઉષ્ણતાથી તથા તમારા વિશ્વરૂપના તેજથી સર્વ કંઇ ભસ્મિભૂત થઈ નાશ પામે છે.

**द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।**
**दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥**

**શ્લોકાર્થ:**–હે મહાત્મન્! આકાશ અને પૃથ્વી વચ્ચેનું આ અંતર તથા સર્વ દિશાઓ કેવળ આપથીજ વ્યાપ્ત છે. આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઈ આ સર્વ ત્રિલોક અતિ ભય પામ્યા છે.

*ટીકા:*–સ્વર્ગ, પાતાળ, પૃથ્વી અને અંતરિક્ષ તેમજ દશે દિશા અથવા સર્વ દિશાચક્ર, એ સર્વ એક આપથીજ વ્યાપી ગયાં છે, એવું કૌતુક હું જોઉં છું. આકાશસહિત સર્વ વિશ્વ આપના ભીષણ રૂપમાં ડૂબે છે કે શું? કિંવા આપના અદ્ભુત રસના તરંગમાં ચૌદ ભુવનો સપડાયાં છે કે શું? એવું આપનું રૂપ આશ્ચર્યકારક છે, તે કેવી રીતે જોઈ શકાય? આપના ભવ્ય રૂપની પ્રાપ્તિની કલ્પના કરી શકાતી નથી, આપના રૂપનું તેજ પણ સહન કરી શકાતું નથી અને આપના રૂપનાં દર્શનથી જગતને સુખની પ્રાપ્તિ થવી તો એક બાજુએજ રહી, પરંતુ એથી વિરુદ્ધ તે મહાકષ્ટથી પ્રાણ ધારણ કરી રહે છે. હે દેવ! આવું આપનું અદ્ભુત રૂપ જોઈ ભીતિની ભરતીઓ કેમ આવે છે, તે સમજાતું નથી; કારણ કે ભીતિથી થતા દુઃખના તરંગોમાં ત્રૈલોક્ય ડૂબે છે. આપ મહાત્માના દર્શનથી ભય અને દુઃખની પ્રાપ્તિ કેમ થવી જોઇએ? પરંતુ આપના આ રૂપને જોઇને સુખ

કદી મળશેજ નહિ એમ મને ભાસે છે. જ્યાં સુધી આપનું રૂપ જોયું ન હતું ત્યાં સુધી જગતનું સંસારસુખજ ઉત્તમ લાગતું હતું; પરંતુ આપનું રૂપ જોવાથી વિષયવાસના પણ છૂટી ગઇ છે અને ત્રાસ પણ ઉત્પન્ન થયો છે. વળી આપના આ ભયંકર વિશ્વરૂપને જોઇને તેને એકદમ ભેટી શકાશે કે? અને જો ભેટી ન શકાતું હોય તો આવા દુઃખમાં કેવી રીતે રહી શકાય? જો પાછળ હઠીએ તો અનિવાર્ય જન્મમરણરૂપી સંસાર દુઃખ દે છે; અને આગળ જઈએ તો આ પ્રચંડ વિશ્વરૂપને ભેટી શકાતું નથી. આવી રીતે બન્ને તરફથી સપડાઇને બિચારું ત્રૈલોક્ય ચગદાઈ મરે છે. આપનું વિશ્વરૂપ જોવાની મારી તીવ્ર ઉત્કંઠાનું ફળ આખરે આવુંજ આવ્યું છે. જેમ એકાદ મનુષ્ય અગ્નિમાં દાઝવાથી દાહનું શમન કરવા સમુદ્રમાં દોડી જાય અને સમુદ્રના પ્રચંડ તરંગો જોઈ તેને વિશેષ ભીતિ લાગે, તેવી આ જગતની સ્થિતિ છે. આપને જોઈને જગત તરફડે છે. (૨૫)

**अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्रांजलयो गृणन्ति।**
**स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिःपुष्कलाभिः**

**શ્લોકાર્થ**:–હે પ્રભો! પૃથ્વીનો ભૂભાર ઉતારવાને માટે અવતરેલા દેવોના અંશરૂપી કેટલાક યોદ્ધાઓ આપના સ્વરૂપમાં પ્રવેશ કરે છે; કેટલાક ભયભીત થઇ, હાથ જોડી, આપની સ્તુતિ કરે છે; તથા મહર્ષિ અને સિદ્ધના સમુદાય 'સ્વસ્તિ' શબ્દોનો ઉચ્ચાર કરી, સંપૂર્ણ સ્તુતિ વડે આપનું સ્તવન કરે છે. (૨૧)

ટીકાઃ–હવે જગતથી પર થયેલા એવા જ્ઞાની પુરુષોના સમુદાયોની થયેલી સ્થિતિ જુઓ. આપના અંગના તેજથી એ પુરુષો સર્વ કર્મોનાં બીજ બાળી ભસ્મ કરીને સદ્ભાવથી આપના સ્વરૂપમાં લીન થાય છે. કેટલાકો આપના આ રૂપને જોઇને ભયભીત થઈ, આપમાંજ સર્વ વિશ્વને આરોપી, આપ સમક્ષ હાથ જોડી આપની પ્રાર્થના કરે છે કે, હે દેવ! અમે અજ્ઞાનસમુદ્રમાં પડી વિષયજાળમાં લોભાયા છીએ અને સ્વર્ગસુખ તથા સંસારની વચમાં સપડાયા છીએ. આવા સંકટમાંથી આપ સિવાય અમને કોણ છોડાવશે? માટેજ હે દેવ!

અમે સર્વભાવે આપને શરણે આવ્યા છીએ, એમ તેઓ કહે છે; અને કશ્યપાદિ મહર્ષિ તથા કપિલાદિ સિદ્ધ અને વિદ્યાધરાદિ ગંધર્વો પણ "આપનું કલ્યાણ થાઓ" એમ કહી આપની પ્રાર્થના કરે છે. (૩૧)

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।**
**गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२॥**

**શ્લોકાર્થ:**–હે પ્રભો! રુદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય (રુદ્રગણ) વિશ્વેદેવા, અશ્વિનીકુમાર, મરુત્, પિતર,÷ ગંધર્વ, યક્ષ, અસુર તથા સિદ્ધના સમુદાયો સર્વથા વિસ્મિત થઇ આપના રૂપ પ્રતિ ટગર ટગર જોયા કરે છે. (૨૨)

**ટીકા:**–અગિયાર રુદ્ર, બાર આદિત્ય, આઠ વસુ, સાધ્ય નામક સર્વ દેવતાઓ, અશ્વિનીકુમાર તથા ઓગણપચાસ મરુદ્ગણ, એ સર્વ પોતાના વૈભવથી તેમજ પિતર, ગંધર્વ, યક્ષ તથા સર્વ રાક્ષસગણ, ઇંદ્રાદિક મુખ્ય દેવ તથા સર્વ સિદ્ધ, એ સર્વ પોતપોતાના લોકમાંથી તીવ્ર ઉત્કંઠાથી આપનું વિશ્વરૂપ જુએ છે તે જુઓ; અને હે પ્રભો! આપને જોઇને ક્ષણે ક્ષણે મનમાં આશ્ચર્ય પામીને તેઓ આપની સમક્ષ પોતાનાં મસ્તક અવનત કરે છે. તે સર્વ મંજુલ શબ્દથી સ્વર્ગમાં આપનો જયજયકાર ગાય છે અને બે હાથ જોડી મસ્તક નમાવી આપને નમસ્કાર કરે છે. તે દેવનાં નમ્રતારૂપી વૃક્ષની વાડીમાં અષ્ટસાત્ત્વિક ભાવરૂપી વસંતઋતુ ખીલીને તથા તે વૃક્ષને કરસંપુટરૂપી પલ્લવ ફૂટીને આપની પ્રાપ્તિ તેને ફળરૂપે થઈ છે. (૩૩૭)

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम्।**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥**

**શ્લોકાર્થ:**–હે મહાબાહો! આપનું અનેક મુખવાળું,

÷ સ્મૃતિમા કહ્યું છે કે, અન્ન ઊનું હોય અને શ્રાદ્ધમાં જમનાર વેદવેત્તાઓ જ્યાસુધી વાણીનું મૌન રાખીને જમે છે તથા હવિષ્યાન્નના સારાનરસા સ્વાદની વાત કરતા નથી ત્યાસુધીજ પિતૃઓ જમે છે. વળી સ્મૃતિમાં કહ્યુ છે કે "उष्मपा हि पितरः।" અર્થાત્ પિતૃઓ ઉષ્ણ અન્નના ભાગી છે. આથીજ ઉપલા શ્લોકમાં પિતૃઓને "ઉષ્મપા" કહ્યા છે.

અનેક નેત્રવાળું, અનેક હસ્તવાળું, અનેક સાથળોવાળું, અનેક પગવાળું, અનેક પેટવાળું, અનેક દાઢવાળું, વિકરાળ તથા વિશાળ રૂપ જોઈ સર્વ લોકો અત્યંત ભયભીત થયા છે; અને હું પણ ભયભીત થયો છું. (૨૩)

ટીકાઃ—જાણે તેનાં નેત્રોનું ભાગ્યજ ઉદય પામ્યું હોય તેમ આપના અગાધ વિશ્વરૂપને જોઇને આજે તેના સુખનો સુદિન ઊગ્યો છે. એ ત્રૈલોક્યવ્યાપ્ત આપનું સ્વરૂપ જોઇને દેવો પણ ચકિત થયા છે; કારણ કે એ સ્વરૂપ ગમે ત્યાંથી જોતાં પ્રત્યેક પ્રેક્ષકને પોતાની સામે દેખાય છે. આ પ્રમાણે એ રૂપ એકજ, વિચિત્ર અને ભીષણ છે. એને પુષ્કળ મુખો અને પુષ્કળ નેત્રો છે; એને અનંત હાથો છે અને તેમાં શસ્ત્રો ધારણ કર્યાં છે; તેજ પ્રમાણે તેને અનંત ઉત્તમ બાહુ, પગ તથા ઉદર છે અને તે નાના વર્ણોથી યુક્ત છે, તથા તેનું પ્રત્યેક મુખ જાણે ગ્રાસ કરવાને ધાતું હોય તેવું દેખાય છે. મહાકલ્પને અંતે ક્રોધિત થયેલો યમ જ્યાં ત્યાં પ્રલયાગ્નિની હોળીઓ પ્રસારી મૂકે, કિંવા શંકરનાં સંહારક યંત્રો તથા પાત્રો, પ્રલયભૈરવનાં મંડળો અથવા વધ કરનારી જગદંબાની વિભૂતિઓ સંહાર કરવાને માટે આવી હોય, તેમ જ્યાં ત્યાં આપનાં પ્રચંડ મુખો દેખાય છે; અને ગુફામાં જેમ સિંહ માતો નથી, તેમ આપના દાંતો મુખમાં ન સમાતાં ભયંકર દેખાય છે. પ્રલયરાત્રિના તિમિરમાં સંહારક પિશાચો નીકળી પડયા હોય, તેમ પ્રલયકાળના સંહારના રક્ત વડે તમારી દાઢો ખરડાયેલી છે. વધારે શું કહું? કાળ જેમ યુદ્ધને આમંત્રણ કરે, કિંવા સર્વ સંહારમાં જીવોનો નાશ થાય, તે પ્રમાણે તમારા મુખમાં અત્યંત ભયંકરપણું દેખાય છે. શું કહું? આ સર્વ જગત અતિ દીન જણાય છે. જે કોઈ જગતપ્રતિ જરા દષ્ટિ નાખીને જોશે તેને તે દુઃખરૂપી યમુના નદીના કાંઠા પર ઊભા રહેલા વૃક્ષસમાન જણાશે; તમારા આ મહામૃત્યુરૂપી સાગરમાં જગતનું આયુષ્યરૂપી નાવ શોકરૂપી તોફાનથી હિલોળા ખાય છે. હે દેવ! કદાચિત આપ એમ કહેશો કે, 'તને લોકોની ભીતિ માટે

ચર્ચા કરવાનું શું પ્રયોજન છે? હમણાં જ વિશ્વરૂપ જોયું, તેનું તું તારે ધ્યાન ધરી સુખોપભોગ લે.' લોકોની ભીતિનું તો માત્ર મેં બહાનું બતાવ્યું છે અને વાસ્તવમાં તો મારાજ હાંજા ગગડી ગયા છે. પ્રલયકાળનો રુદ્ર પણ મારાથી બીએ છે; મારી ભીતિથી મૃત્યુ લપાઇ જાય છે; પરંતુ આવો બળવાન છતાંયે હું તમારું સ્વરૂપ જોઇને કંપું છું; પરંતુ હે પ્રભો! આપનું આ ભયંકર રૂપ કે જે આપના ઉગ્ર તેજ વડે ભયને પણ ભય પમાડે છે, તેને વિશ્વરૂપ કહેવું એ શું ચમત્કાર નથી? એ તો ખરેખર સંહારક દેવીજ છે. (૩૫૨)

**नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।**
**दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥**

*શ્લોકાર્થ*:-હે વિષ્ણો! આકાશપર્યંત પહોંચેલા; પ્રકાશમાન, અનેક વર્ણોયુક્ત પ્રસરેલા મુખવાળા તથા પ્રદીપ્ત વિશાળ નેત્રોવાળા આપના આ સ્વરૂપને જોઈને મારો અંતરાત્મા ભયભીત થઈ ગયો છે, મારું ધૈર્ય રહેતું નથી અને મને શાંતિ પણ વળતી નથી. (૨૪)

*ટીકા*:-આપનાં કેટલાંક ક્રોધિત મુખો જાણે મહાકાળની સાથે સ્પર્ધા કરતાં હોય અને જાણે તેમણે પોતાની વિશાળતા વડે આકાશને પણ હરાવી દીધું હોય એમ દેખાય છે. તે વિશાળ આકાશમાં પણ સમાઈ શકતાં નથી, તેને ત્રિભુવનનો પવન પણ પહોંચી શકતો નથી; ઊલટાં તેજ પોતાની ઉષ્ણતાથી અગ્નિને પ્રજ્વલિત કરી સર્વત્ર ભડકા કરે છે. વળી તે પ્રત્યેક મુખમાં રંગરૂપનો ભેદ છે; અને પ્રલયકાળનો અગ્નિ પણ તે મુખોનીજ સહાયથી પૃથ્વીનો પ્રલય કરતો હશે, એવો ભાસ થાય છે. તેનું એટલું તેજ હોય છે કે, તેથી ત્રૈલોક્ય બળીને રાખ થઈ જાય. તે મુખમાં બીજાં પણ મુખ છે અને તેમાં પણ દાંત તથા દાઢો છે. જાણે વાયુને ધનુર્વાત થયો કિંવા સમુદ્રમાં મહાપૂર આવી તે મર્યાદા છોડી વહેવા લાગ્યો કે શું? અથવા વડવાનલની સહાયથી વિષરૂપ અગ્નિ જગતનો સંહાર કરવાને પ્રવૃત્ત થયો છે કે શું? અગ્નિ હળાહળ વિષનું પાન કરતો

હોય, કિંવા સ્વતઃ મૃત્યુજ સંહાર કરવાને ઉદ્યુક્ત થાય, તે પ્રમાણે આ વિશ્વરૂપનું તેજ પ્રખર હોઈ તેને અન્ય મુખો પણ લાગેલાં છે; પરંતુ તે મુખો કેવડાં મોટાં છે? આકાશ મધ્યમાંથી તૂટીને જાણે તેમાં આંતરો પડયો હોય તેવાં તે પ્રચંડ દેખાય છે; કિંવા હિરણ્યાક્ષ રાક્ષસ પૃથ્વીને બગલમાં મારી જે વખતે પાતાળમાં જવાને નીકળ્યો તે વખતે હાટકેશ્વર ( સપ્ત પાતાળના મહાદેવના અવતારે ) જેમ પાતાળનું વિવર ઉઘાડયું હતું; તે પ્રમાણે તમારાં આ મુખો પ્રસરેલાં છે અને તેમાં જિહ્વા આવેશપૂર્વક લટકે છે. સમસ્ત વિશ્વ પોતાના એક ગ્રાસને માટે પણ પૂરતું થઈ પડનાર નથી, એમ જાણી તે બેપરવાઈથી તેને ભક્ષી જતી નથી. પાતાળના નાગના ફૂંફાડાથી જે પ્રમાણે વિષજ્વાળા નીકળી આકાશને સ્પર્શે છે, તે પ્રમાણે આ મુખની ગુફામાં જિહ્વા ભાસે છે! જાણે પ્રલયકાળની વીજળીઓને એકત્રિત કરી, ગગનના કિલ્લાઓ શૃંગારવામાં આવ્યા હોય, તેમ ઓષ્ઠોની ઉભય બાજુએ દાઢોના આંકડા પ્રખર દેખાય છે; અને કપાળના ભાગની બખોલમાં ભયને પણ બિવડાવનાર ડોળાઓ આવી રહ્યા છે. તે ડોળા જાણે મહામૃત્યુનો પ્રવાહ અંધારામાં છુપાઇને બેઠો હોય તેવા દેખાય છે. આ પ્રમાણે ભીતિનું કૌતુક કરીને આપ શી વસ્તુ પ્રાપ્ત કરવાની આશા રાખો છો, તે હું સમજી શકતો નથી. પરંતુ મને તો મરણની ભીતિ ઉત્પન્ન થઇ છે. હે દેવ! મને વિશ્વરૂપ જોવાની જે તીવ્ર ઉત્કંઠા થઇ હતી તેણે પોતાનું ફળ આપ્યું અને તે રૂપ જોઈને જે તૃપ્તિ આંખોને થવી જોઇતી હતી તે થઇ છે. હે દેવ! મૃત્તિકાના શરીરનો નાશ થાય તેની સ્પૃહા નથી; પરંતુ મારું તો ચૈતન્ય પણ રહેશે કે નહિ તે સમજાતું નથી. મનને પણ તાપ ઉત્પન્ન થાય છે અને બુદ્ધિને ભીતિ થઈ અભિમાનની પણ વિસ્મૃતિ થઇ છે; એટલુંજ નહિ પરંતુ ઇંદ્રિયોથી ભિન્ન એવો જે આનંદસ્વરૂપ નિશ્ચલ આત્મા તેને પણ કંપારી છૂટવા માંડી છે. હે દેવ! વિશ્વરૂપના સાક્ષાત્કારની શી વાત કરવી ? જેના દર્શનથી મારું જ્ઞાન પણ પલાયન કરી ગયું; અને તમારો તથા મારો જે ગુરુશિષ્યનો

સંબંધ છે તે પણ રહેશે કે નહિ, તે સંશય છે. હે દેવ! વિશ્વરૂપના દર્શનથી વ્યાકુળ થયેલા અંતઃકરણને શાંત કરવાનો હું યત્ન કરું છું. પ્રથમથીજ મારી અને ધૈર્યની વચ્ચે રૂસણું લાગ્યું હતું. તેમાં વળી આ વિશ્વરૂપ જોયું એટલે પૂછવુંજ શું? તમે મને ઉપદેશના ગોટાળામાં ઠીક નાખી દીધો! મારો જીવાત્મા વિશ્રાંતિને માટે બિચારો ચારે તરફ દોડી રહ્યો છે; પરંતુ કયાંય તેને વિશ્રાંતિસ્થાન મળતું નથી. આ પ્રમાણે આપના આ વિશ્વરૂપી મહામારીના દર્શનથી સ્થાવરજંગમાદિ સૃષ્ટિમાંની સર્વ વસ્તુનું જીવન નષ્ટ થયું છે. હું પણ જો આપને શરણે નહિ આવું તો જીવતો શી રીતે રહીશ? (૩૭૪)

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि।**
**दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास॥ २५॥**

શ્લોકાર્થઃ—હે દેવાધિદેવ! હે જગન્નિવાસ! પ્રલયકાળના અગ્નિ જેવી પ્રદીપ્ત અને ભયંકર એવી દાઢોથી વિકરાળ બનેલાં તમારાં મુખો જોતાંજ હું દિશાઓને પણ ઓળખી શકતો નથી અને મને ચેન પડતું નથી; માટે આપ મારા પર કૃપા કરો. (૨૫)

ટીકાઃ—મહાભયનું કોઈ આખું પાત્ર ફૂટી આંખો સમક્ષ પ્રત્યક્ષ દેખાય તેમ તમારાં અતિવિકરાળ પ્રચંડ મુખો પ્રસરેલાં દેખાય છે; અને તેની અંદર દાંત તથા દાઢો એટલાં બધાં છે કે તે મોઢાની વચ્ચે માતાં નથી; અને જાણે ચારે તરફથી પ્રલયકાળનાં શસ્ત્રોની ઘટ્ટ વાડ કરી લીધી હોય એવો ભાસ થાય છે. મૂળે તક્ષક નાગ અને વળી તેના મુખમાં બીજું વિષ ભરવામાં આવે; કિંવા અમાવાસ્યાની રાત્રિમાં ભૂતોનો સંચાર થાય અથવા પ્રલયાગ્નિની સાથે અગ્નેયાસ્ત્ર પણ પ્રકટાવવામાં આવે; તે પ્રમાણે તમારાં વિશાળ મુખોમાંથી મહાન જ્વાળાઓ બહાર ઊછળી આવે છે અને જાણે અમારા પર મરણરૂપી જળનાં પૂરોજ ચઢી આવતાં હોય એમ લાગે છે. બ્રહ્માંડનો નાશ કરનાર પ્રલયાગ્નિ ઉદ્‌ભવે અને તેને પ્રલયકાળનો પ્રચંડ પવન સહાય આપે, તેના જેવાં તમારાં આ સંહારક મુખો જોઇને મારું ધૈર્ય તદ્દન ખૂટી ગયું છે, હું ગાંડો થઈ ગયો છું, દિશાઓ પણ ભૂલી ગયો છું

અને મને પોતાને પણ વીસરી ગયો છું. આપનું વિશ્વરૂપ મેં જોયું ન જોયું એટલામાં તો તેના વડે ઊપજનારા સુખના રામજ રમી ગયા; માટે હે મહારાજ! તમારા આ પ્રચંડ સ્વરૂપને હવે સંકેલી લો. આવી રીતે આપ મને બિવડાવશો એવી પ્રથમ ખબર હોત તો વિશ્વરૂપ જોવાનું મેં ઇચ્છ્યું હોત ખરું? માટે હવે આ આપના વિશ્વસ્વરૂપરૂપી પ્રલયાગ્નિથી મારો પ્રાણ બચાવો. હે અનંત! આપ જો અમારા ખરેખરા ઈશ્વર હો, તો મારા મરણને અટકાવી મારા જીવનનું રક્ષણ કરો અને આ સંહારક વિશ્વરૂપને સંકુચિત કરો. હે દેવાધિદેવ! સર્વ વિશ્વનું નિવાસસ્થાન એવા આપ સર્વ જગતનું પાલન કરવાને બદલે ઊલટો તેનો સંહાર કરવા માગો છો? માટે હે દેવરાયા! ત્વરિત પ્રસન્ન થઈ આપની આ માયા સંકોચી લો, સંકોચી લો અને મને આ મહાદુઃખમાંથી ઉગારો. આ વિશ્વરૂપને જોઇને હું અતિ ભયભીત બની ગયો છું! અમરાવતી પર રાક્ષસોએ છાપો માર્યો ત્યારે તેમનો પરાભવ મેં એકલાએ કર્યો. હું કાળના મુખમાં પણ જવાથી બીતો નથી; પરંતુ હે દેવ! આપનું આ વિશ્વરૂપ તો તેથી પણ અધિક ભયંકર છે. આપ મૃત્યુ કરતાં પણ અધિક ભયંકર થઈ સકળ વિશ્વસહિત અમારો ગ્રાસ કરવાને ઉપસ્થિત થયા હો એમ લાગે છે. પ્રલયકાળનો સમય આવ્યા વિનાજ આપ જગતના રક્ષણકર્તા હોવા છતાં તેનું ભક્ષણ કરવાને તત્પર થયા છો; તેથી ત્રિભુવનનાં સો વર્ષો આજેજ પૂરાં થઇ ચૂકયાં છે! અહો દેવ! તારી ગતિ કેટલી વિપરીત! વિશ્વરૂપનાં દર્શનથી શાંતિ થવાને બદલે ઊલટી તેનાથી વિઘ્નોનીજ ઉત્પત્તિ! થઇ! અરેરે દેવ! હવે તો આ વિશ્વ કેવળ ડૂબ્યું જ! કારણ કે તું જ તેને ગ્રસવા લાગ્યો છે. હે દેવ! શું આપજ અનેક મુખો પ્રસારી આ સર્વ સૈન્યને ચારે તરફથી ભક્ષી રહ્યા નથી? (૩૯૧)

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।**
**भीष्मो द्रोणः सूतपुत्रस्तथाऽसौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥**
**वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ।**
**केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥**

શ્લોકાર્થઃ-અને હે પ્રભો ! આ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સર્વ પુત્રો રાજાઓનાં સમુદાયસહિત, તેમજ ભીષ્મ, દ્રોણ તથા કર્ણ તેમજ અમારા મુખ્ય યોદ્ધાઓ સહિત (૨૬) આ યોદ્ધાઓ વિકરાળ દાઢવાળાં આપનાં મુખોમાં ત્વરાથી પ્રવેશે છે. તેમાંના કેટલાક આપના દાંતમાં સપડાયેલા અને કેટલાકનાં મસ્તકો ચૂરેચૂરા થયેલાં દેખાય છે. (૨૭)

ટીકાઃ-અહો ! કૌરવકુળના વીરો તથા અંધ ધૃતરાષ્ટ્રના પુત્રો આવા આજ છે ને ? અહાહા ! એ તો આ ગયા ! આ ગયા ! પરિવારસહિત એ તો તમારા મુખમાં પ્રવેશતા જાય છે ! અને જે દેશેદેશના રાજાઓ તેમને સહાય કરવાને આવેલા તેમને છેલ્લા રામ રામ કહેવાને માટે પણ કોઈ પાછો ફરી શકતો નથી ! આવી રીતે આપ સર્વને ગળી જાઓ છો. વળી આ રણમાં તમે મહાઠાડવાળા મોટા મોટા ગજોના સમુદાયને પણ કોળિયાની પેઠે મુખમાં ગટાગટ ઉતારી જાઓ છો. બંદૂકો તથા તોપોનો મારો ચલાવનારાઓનાં અને પાયદળ સેનાનાં ઝુંડનાં ઝુંડ તમો મુખમાં ચાવી જાઓ છો. કૃતાંતના મુખમાંનું એક અસ્ત્ર પણ સર્વ વિશ્વનો નાશ કરવાને સમર્થ છે, એવાં કોટયવધિ અસ્ત્રોને પણ તમે ગળી જાઓ છો. ચતુરંગ સેના, અશ્વ જોડેલા રથો, એ સર્વને દાંતનો પણ સ્પર્શ ન થવા દેતાં તમે ગટ દઇને ગળી જાઓ છો ! હે દેવ ! આથી તમને શું સંતોષ થાય છે ? અહો ! ભીષ્મ જેવા સત્યવાદી તથા શૌર્યનિપુણને અને દ્રોણ જેવા બ્રાહ્મણને પણ આપે તો ગ્રસી નાખ્યા ને ? અરેરે ! સૂર્યપુત્ર મહાવીર કર્ણ તે પણ ચાલ્યો; અને હવે અમારા પક્ષનાઓને પણ કચરાની પેઠે ઉડાવવા માંડ્યા ! હાય દૈવ ! આ તે પ્રભુના પ્રસાદથી એકાદ અજબ ઘટના બની રહી છે, કે પછી ખરેખરજ હું પ્રભુની પ્રાર્થના કરીને બિચારા જગતના સંહારનું કારણ થયો છું ? પૂર્વે પ્રભુએ થોડીઘણી પોતાની વિભૂતિઓ કહી બતાવી તેટલાથીજ સંતોષ ન પામતાં મેં વિશ્વરૂપ જોવાનો દુરાગ્રહ સેવ્યો ! લોકો કહે છે કે, ભોક્તવ્ય કદી પણ છૂટતું નથી અને બુદ્ધિ પણ તેવીજ બની જાય છે, એ

અને ગરમ થયેલા તવાપર પાણી પડતાં તે બળી જાય છે, તેમ જે જે તમારા મુખમાં પ્રવેશે છે, તેમનાં નામરૂપ પણ સર્વથા ભૂંસાઈ જાય છે. (૨૯)

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

શ્લોકાર્થ:–હે વિષ્ણો ! સર્વ બાજુથી પ્રજ્વલિત એવાં મુખો વડે સર્વ લોકોને સ્વાહા કરીને તમે વારંવાર જીભો ચાટો છો; અને તમારી ઉગ્ર પ્રભા સંપૂર્ણ જગતને વ્યાપ્ત કરીને પોતાના પ્રખર તેજ વડે તેને તપાવે છે. (૩૦)

ટીકા:–અને આ પ્રમાણે સર્વ જગતનું ભક્ષણ કર્યા છતાં પણ આપની ક્ષુધા ઓછી થતી નથી ? આપનો જઠરાગ્નિ આટલો પ્રદીપ્ત શી રીતે થયો ? એકાદ રોગિષ્ટ મનુષ્ય સાજો થયા પછી તેને ઉગ્ર ક્ષુધા લાગે, કિંવા એકાદ ભિખારી દુષ્કાળ-માં સપડાય; તે પ્રમાણે સર્વ જગતનો લય કરવા છતાં પણ અદ્યાપિ તમે જીભ ચાટો છો ? આજ કારણથી, તમારા મુખ આગળ ખાવાની એક પણ વસ્તુ રહેવા પામી નથી. આપની આ અપાર ક્ષુધાનો મહિમા શી રીતે વર્ણવવો ? સમુદ્રનો ઘૂંટડો કરી જાઉં કે પર્વતને ઓહિયાં કરી જાઉં કે આ સર્વ બ્રહ્માંડને દાઢ નીચે દાબીને કૂચો કરી નાખું; સર્વ દિશાઓ ગળી જાઉં કે ચાંદરણાંને ચાટીને સફાચટ કરી મૂકું ! શું ખાઉં અને શું રહેવા દઉં ! આ પ્રકારનું તમારું ખાઉધરાપણું છે ! અતિભોગ ભોગવતાં જેમ કામની વૃદ્ધિ થાય, કિંવા અગ્નિમાં કાષ્ઠ નાખો તેમ તેમ તે વિશેષ પ્રદીપ્ત થાય; તે પ્રમાણે સર્વ જગતને ખાવા છતાં પણ તમારાં મુખો બસ ખાઉ ખાઉંજ કરી રહ્યાં છે ! જેમ દાવાનળમાં કાષ્ઠ નાખવાથી તે સંતુષ્ટ થતો નથી, તે પ્રમાણે આપનું આ એકજ મુખ એટલું પ્રસરેલું છે કે, તેની જીભને આ ત્રિભુવન પણ પૂરતાં થઈ પડતાં નથી ! માત્ર તમારા આ એક મુખનીજ આવી સ્થિતિ છે; તો પછી તમારાં આ અગણિત મુખોને માટે તેટલાં ત્રિભુવનો કયાંથી લાવવાં ! તેઓને માટે પૂરતું ખાવાનું તો મળતું નથી; તો પછી તે સર્વને

ઉત્પન્ન શા માટે કર્યાં ? ચારે તરફ દાવાનળ સળગી ઊઠે અને તેની વચ્ચે હરણો સપડાઇ જાય; તે પ્રમાણે આ સર્વ જગત તમારા આ વદનરૂપી જ્વાળાની મધ્યે સપડાઇ ગયું છે. વિશ્વની સ્થિતિ એવી થઈ કે તમે તેના દેવ નથી, પરંતુ આ વિશ્વરૂપે તેના યમ થઈનેજ આવ્યા છો; કિંવા જગતરૂપી જળચરને માટે તમે વદનરૂપી કાળજાળજ પ્રસારેલી છે; માટે તમારા વિશ્વરૂપની તેજરૂપી જાળમાંથી સ્થાવરજંગમ કોઈ પણ વસ્તુ ક્યાંથી બચી શકે ? આ તમારાં મુખો નથી, પરંતુ જગતને આવૃત કરનાર લાક્ષાગૃહજ છે ! પોતાના પ્રખર તેજથી પ્રાણીમાત્રનાં અંગો કેવો દાહ પામે છે, તે વાત અગ્નિ સમજતો નથી; તો પણ જેને તેનો સ્પર્શ થાય છે, તેનો તો પ્રાણ ગયા સિવાય રહેતોજ નથી; કિંવા પોતાની તીક્ષ્ણ ધારથી પ્રાણીનું મરણ કેમ થાય છે તે શસ્ત્ર જાણતું નથી; અથવા વિષનું સેવન કરવાથી લોકોના પ્રાણ કેવી રીતે હરાઈ જાય છે, તે વાત વિષ પોતે જાણતું નથી; તે પ્રમાણે તમારા મુખના વિશાળપણાની તમને સ્મૃતિ નથી; પરંતુ આપના આ આણી તરફના મુખથીજ સર્વ જગત નાશ પામ્યું છે. હે દેવ ! જેને સર્વના આત્મા કહેવામાં આવે છે, તે આપ એકજ છો અને સર્વ વિશ્વમાં વ્યાપક પણ છો; તો પછી અમારો નાશ કરવાને શા માટે પ્રવૃત્ત થયા ? મેં તો મારા જીવની આશા છોડીજ છે અને આપ પણ સંકોચ ન રાખતાં આપના મનમાં જ કાંઈ હોય તે ખુશીથી પ્રકટપણે કહો. હજી પણ આપ પોતાના વિશ્વરૂપની ઉગ્રતા કેટલી વધારશો ? હે દેવ ! આપમાં જગતનું પાલન કરવાની જે શક્તિ છે તેનું તો સ્મરણ કરો; અને નિદાન મારા પર તો કૃપા કરો. (૪૪૩)

**आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।**
**विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१**

**શ્લોકાર્થ:**–હે પ્રભો ! આપને નમસ્કાર હો, આપ પ્રસન્ન થાઓ. આવું ઉગ્ર રૂપ ધારણ કરનાર આપ કોણ છો ? તે મને કહો. સર્વના આદિ જે આપ તેમને વિશેષ જાણવાની હું ઇચ્છા કરું છું. આપનો હેતુ મારાથી કાંઈજ સમજી શકાતો નથી,

ટીકા:–અહો વેદવંદ્ય, ત્રિભુવનના આદ્ય મહારાજ ! મારી એક પ્રાર્થના સાંભળો. આ પ્રમાણે બોલી અર્જુને ભગવાનના ચરણ પર મસ્તક મૂક્યું અને કહ્યું કે, "હે દેવાધિદેવ ! સાંભળો. સંતોષ પામવા માટે 'વિશ્વરૂપ બતાવો' એવી મેં આપને વિનંતિ કરી અને તમે તો એકદમ ત્રિભુવનને ગળી જવાના હેતુથી મહાભયંકર રૂપ ધારણ કર્યું; તો આપ કોણ છો? આવાં ભયંકર મુખો આપે શા માટે ધારણ કર્યાં ? તેમજ આ સર્વ હાથોમાં શસ્ત્રો શા માટે લીધાં છે ? વારંવાર ક્રોધિત થઇને, ગગન કરતાં પણ ઉચ્ચ બનીને તથા આંખો લાલચોળ કરીને આપ મને શા માટે બિવડાવો છો ? હે દેવ ! ભયંકરતામાં આપ યમની પણ સ્પર્ધા કરતા હો એવું શા માટે કરો છો ? આવું ઉગ્ર સ્વરૂપ ધરવામાં આપનો શો હેતુ છે ? અર્જુનનાં આ વચનો સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા:–હું કોણ છું અને શા માટે ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને આવડો મોટો થયો છું એ તું પૂછે છે ને ? તો સાંભળ.

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:—

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।**
**ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥**

શ્લોકાર્થ:–જગતનો ક્ષય કરનાર વૃદ્ધિ પામેલો કાળ હું છું; પ્રાણીઓનો સંહાર કરવાને માટે હું અહીંયાં પ્રવૃત્ત થયો છું. ઉભય સૈન્યમાં જે યોદ્ધાઓ ઊભા છે, તે સર્વ એક તારા સિવાય જીવંત રહેનાર નથી. (૩૨)

ટીકા:–હું ખરેખરો કાળ છું; લોકોનો સંહાર કરવા માટે જ પ્રચંડ સ્વરૂપ ધારણ કરીને પ્રસર્યો છું; અને હવે હું સર્વ વિશ્વને ગળી જઈશ. ત્યારે અર્જુન બોલ્યો:–અરેરે ! પાછળના સંકટથી ત્રાસીને એવી પ્રાર્થના કરી તો ઊલટું અધિક ભયંકર સંકટ પ્રાપ્ત થયું. પોતાના આવા કઠોર ભાષણથી અર્જુન ખિન્ન થશે, એમ ધારી શ્રીકૃષ્ણ અર્જુન પ્રતિ પુનઃ બોલ્યા કે:–પરંતુ એક બીજી વાત પણ છે; અને તે એ કે, 'હે પાંડવ ! તમે આ સંહારરૂપી સંકટમાંથી ક્ષેમકુશળ બહાર નીકળશો.' આ વચનો સાંભળતાંજ અર્જુનના જીવનમાં જીવ આવ્યો. તે મૃત્યુરૂપી

મહામારીના સપાટામાંજ સપડાયો હતો; પરંતુ ઉપર્યુક્ત વચનો સાંભળતાંજ તે પુનઃ સાવધ થયો અને શ્રીકૃષ્ણનાં વચનો લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો. દેવ બોલ્યાઃ-હે અર્જુન ! અરે ! તમે પાંડવો તો મારાજ છો; એ વાત લક્ષમાં રાખ. બાકી તો આ સર્વ જગતને ગળવાને માટેજ હું પ્રાપ્ત થયો છું. પ્રલયકાળના પ્રચંડ અગ્નિમાં માખણનો લોંદો નાંખવાથી જેમ તે નાશ પામે છે, તેમ તેં મારા મુખમાં આ સર્વ જગતને ગળેલું જે જોયું છે; તેજ પ્રમાણે આ સર્વ જગતનો તેમાં નાશ થશે, એમ તું નિઃસંશય સમજ. આ સ્થળે એકત્ર થયેલા સર્વ યોદ્ધાઓ વીરવૃત્તિના બળ પર મહાદંભથી બોલે છે કે, યમ પણ અમારા આગળ તુચ્છ છે ! તેઓ કહે છે કે, અમે સૃષ્ટિ પર પ્રતિસૃષ્ટિ નિર્માણ કરવાને, હોડમાં મૃત્યુને પણ મારવાને, જગતનો સંહાર કરવાને અને સર્વ પૃથ્વીને ગળી જવાને, આકાશને ઊભું ને ઊભું ખાળી મૂકવાને અને બાણોથી પવનને હાલવા પણ ન દેવાને સમર્થ છીએ. આવી ચતુરંગ સેનાના બળ પર કૃતાંત (કાળ)ની સાથે પણ જે સ્પર્ધા કરે છે તથા પરાક્રમના ગર્વથી જે ફાટી ગયા છે; શસ્ત્ર કરતાં પણ જેમના બોલ અતિ તીક્ષ્ણ તથા અગ્નિ કરતાં પણ અધિક દાહક છે; અને સંહારકાર્યમાં જેમની આગળ હળાહળ વિષ તો મિષ્ટ ગણાય છે; એવા વીરો પણ ગંધર્વનગરીના ભંડાર, આકાશનાં ગૂંચળાં અથવા ચિત્રમાંનાં પૂતળાં જેવા નિર્જીવ છે, એમ તું સમજ. અરે ! જેવું મૃગજળનું પૂર આવે, ચીંથરાનો સર્પ કરવામાં આવે અથવા અલંકાર પહેરાવીને જેમ પૂતળી ઊભી કરવામાં આવે તેવાં આ સૈન્યો છે. (૪૬૫)

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम्।**
**मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**

શ્લોકાર્થઃ-માટે હે અર્જુન ! તું ઊઠ, યશ મેળવ અને શત્રુને જીતીને સર્વ રાજ્યનો ઉપભોગ લે. આ લોકોને તો મેં ક્યારનાય મારી મૂક્યા છે. તું માત્ર નિમિત્તરૂપે આગળ થા.(૩૩)

ટીકાઃ-બાકી જે બળથી શરીરની ચેષ્ટા ચાલે છે, તે સર્વને તો મેં સૌથી પહેલુંજ ગ્રસી મૂક્યું છે. હવે આ સર્વ સૈન્ય

કુંભારના ઘરનાં પૂતળાંની પેઠે નિર્જીવ છે. કળસૂત્રી પૂતળીઓને નચાવનારી દોરી તૂટતાં ગમે તે માણસના સ્પર્શથી તે ભીખરી પડે છે, તેમ આ સર્વ સૈન્યનો આકાર તોડી નાખતાં કાંઇજ વાર લાગનાર નથી; માટે હે અર્જુન! સત્વર ઊભો થા અને શુદ્ધિમાં આવ. તેં ઉત્તરની ગાયો શત્રુઓ લઈ જવા લાગ્યા તે સમયે શત્રુનાં સર્વ સૈન્ય પર મોહનાસ્ત્ર ફેંકી વિરાટના ડરપોક કુમારની પાસે તેમનાં શસ્ત્ર હરણ કરાવ્યાં હતાં, તેજ સૈન્ય હવે તેવેળા કરતાં પણ નિકૃષ્ટ થયું છે અને અનાયાસે રણમાં આવ્યું છે, તો તેનો સંહાર કર અને 'એકલા અર્જુને શત્રુઓને જીત્યા' એવો યશ મેળવ: આ યશ કાંઇ લૂખો નથી, પરંતુ તેની સાથે રાજ્ય પણ મળશે. હે સવ્યસાચિન્! તું નિમિત્તમાત્ર થઈ શત્રુઓનો સંહાર કર.

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान्।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्ध्यस्व जेतासि रणे सपत्नान्॥**

શ્લોકાર્થ:–દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને અન્ય પરાક્રમી યોદ્ધાઓને તો મેં પ્રથમથીજ માર્યા છે. એને તું માર, ખિન્ન થા નહિ, યુદ્ધ કર; રણમાં તું શત્રુઓને જીતશે. (૩૪)

ટીકા:–તું દ્રોણની ભીતિ ધરીશ નહિ, ભીષ્મનો ભય રાખીશ નહિ અને કર્ણ ઉપર શસ્ત્ર શી રીતે ઉગામું એમ બોલીશ નહિ; તથા જયદ્રથને મારવાને માટે શી યોજના કરવી, તેનો પણ વિચાર કરીશ નહિ. એ સિવાય બીજા નામાંકિત યોદ્ધાઓને પણ ભીંત પર ચીતરેલા સિંહની પેઠે નિર્જીવ સમજ. તે સર્વ પોતાથી લુછાઈ જશે, તો પછી હે અર્જુન! આ યુદ્ધને માટે એકત્ર થયેલા અન્ય સાધારણ યોદ્ધાઓની તો વિસાતજ શી? એ તો સર્વ હવે ભાસમાત્રજ છે. ખરેખર તો મેં તેમને ગ્રસી લીધાજ છે. જ્યારથી તે સઘળાઓને મારા મુખમાં ગયેલા ભાળ્યા ત્યારથીજ તેમના આયુષ્યની પરિસમાપ્તિ થઈ ચૂકી છે. એ તો હવે ખાલી ખોળિયાં સમાન છે. માટે સત્વર ઊઠ અને મેં જેમને માર્યા છે તેમનો તું સંહાર કર. નકામો શોકસંકટમાં ડુબી રહીશ નહિ. જે પ્રમાણે એક નિશાન તાકીને આપણેજ કૌતુકથી તેને ભેદીએ છીએ, તે પ્રમાણે આ સર્વનો નાશ કરવાને માટે તું

નિમિત્તમાત્ર થા. અરે, જે તારી સાથે વૈર કરતા હતા તેમને તો ઉદ્ભવતાંની સાથેજ આ વિશ્વરૂપ વ્યાઘ્રે ગ્રસ્યા છે; તો હવે યશ-સહિત રાજ્ય પ્રાપ્ત કરી તું તેનો ઉપભોગ લે. સ્વભાવતઃ ઉન્મત્ત, સર્વ જગતમાં બલવાન તથા દુષ્ટ અને વિષ આપે એવા ભાઇ-બંધ તેમને તો અનાયાસે ચપટીમાં ચાંવી દીધા છે. આવી આ વાત, હે અર્જુન! જગતના વાક્પટ પર લખી રાખ અને વિજય સંપાદન કર. (૪૮૧)

॥ संजय उवाच ॥

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

શ્લોકાર્થઃ-કેશવનું આવું ભાષણ સાંભળી, થરથર કંપતો કિરીટિ હાથ જોડી, શ્રીકૃષ્ણને નમસ્કાર કરી, નમ્રતાપૂર્વક બીતો બીતો ગદ્ગદ સ્વરવડે પુનઃ બોલ્યો. (૩૫)

ટીકાઃ-જ્ઞાનદેવ કહે છેઃ-આ પ્રમાણે આ સર્વ કથા સંજયે મનોરથહીન ધૃતરાષ્ટ્રને કહી. સત્યલોકમાંથી ગંગાનો ઓઘ નીકળ્યા પછી જે પ્રમાણે ખળખળ ધ્વનિ કરે છે, તે પ્રમાણે ગંભીર વાણીથી શ્રીકૃષ્ણ બોલ્યા; કિંવા મેઘવૃષ્ટિ જે પ્રમાણે એકદમ ગડગડાટ કરે છે, અથવા સમુદ્રમંથનસમયે ક્ષીરાબ્ધિ જેમ મંદરાચળના રવૈયાથી ખળભળી ઊઠયો હતો; તે પ્રમાણે અનંત સ્વરૂપ, વિશ્વના મૂળ શ્રીકૃષ્ણ ગંભીર વાણીથી બોલ્યા, તે અર્જુને થોડું સાંભળ્યું; પણ તેથી તેના સુખની કિંવા દુઃખની વૃદ્ધિ થઈ તે કાંઈ સમજી શકાયું નહિ; પરંતુ તેનું સર્વાંગ કંપવા લાગ્યું. તે અતિ નમ્રતાથી નમી બે હાથ જોડી વારંવાર શ્રીકૃષ્ણના ચરણ પર મસ્તક મૂકવા લાગ્યો; અને કંઈક બોલવા જતો હતો એવામાં તેનો કંઠ રૂંધાઈ ગયો. હે શ્રોતાજનો! આ સ્થિતિ સુખથી થઈ કે દુઃખથી તેનો આપજ વિચાર કરો; પરંતુ દેવના બોલવાથીજ અર્જુનની આવી સ્થિતિ થઈ, એમ શ્લોકમાંનો પદના અર્થ પરથી હું કહું છું. પછી બીતાં બીતાં તેણે ભગવાનના ચરણ પર પુનઃ મસ્તક મૂક્યું અને તે બોલ્યોઃ-હે મહારાજ! આપે એમજ કહ્યું કે, હું કાળરૂપ હોઈને

આ સર્વને મેં જ ગ્રસી નાખ્યા છે, તે તો કેવળ મારો ખેલજ છે.

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

**स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसंघाः॥**

**શ્લોકાર્થ**:-હે હૃષીકેશ! આપની વિશેષ કીર્તિથી સર્વ જગત આનંદપૂર્ણ થાય છે અને આપના પર પ્રેમ કરે છે, તેમજ રાક્ષસો ભયભીત થઈ દશે દિશાએ દોડાદોડ કરે છે, અને સર્વ સિદ્ધોના સમુદાય આપને નમસ્કાર કરે છે. (૩૬)

**ટીકાઃ**-મેં તમારું એ કથન સત્ય માન્યું હોત; પરંતુ તમે કાળરૂપ પરમેશ્વરે આમ શાંતિના સમયમાં જગતનો પ્રલય કરવાની પ્રવૃત્તિ કરી, એ તો મને ઠીક લાગતું નથી. કોઈ મનુષ્યના અંગમાંથી તારુણ્ય કાઢી લઈ તેમાં વૃદ્ધાવસ્થા શી રીતે મૂકી શકાશે? માટે તમે જે કરવાનું કહો છો તે બહુધા અસંભવિત છે. જુઓ, હે અનંત! દિવસના ચાર પ્રહર પૂરા કર્યા સિવાય ખરે બપોરેજ કદી સૂર્ય અસ્ત પામે કે? આપ જ અખંડિત કાળ છો, તેને પણ ત્રણ અવસ્થાઓ હોય છે અને તે પ્રત્યેક પોતપોતાના સમયમાંજ બળવાન હોય છે. જે સમયે ઉત્પત્તિ થવા લાગે, તે સમયે સ્થિતિ અને લયનો અભાવ હોય છે; સ્થિતિના સમયમાં ઉત્પત્તિ તથા લયનું કાંઈ ચાલતું નથી, અને લયના સમયમાં ઉત્પત્તિ તથા સ્થિતિનો આપોઆપ અભાવ હોય છે. આ અવસ્થાઓ અનાદિ અને અનિવાર્ય છે, માટે આજે આપે જગતની સ્થિતિના સમયે તેને ગ્રસ્યુ, એમ જે કહો છો એ મને રુચતું નથી. ત્યારે દેવ સંજ્ઞાથી બોલ્યા - અરે! આ ઉભય સૈન્યોનું આયુષ્ય તો મેં તને પ્રત્યક્ષ દર્શાવી આપ્યું તેમ ખૂટી ચૂક્યુંજ છે, બાકી બીજા લોકો તો યથાકાળેજ મરણ પામશે, એમ તું સમજ. આટલી વાત શ્રીકૃષ્ણ બોલ્યા એટલામાંજ અર્જુને સર્વ સૈન્યને પૂર્વવત્ તે સ્થળે દીઠું. પછી તે બોલ્યો -હે દેવ! આપ વિશ્વના ચાલક અને સૂત્રધાર છો અને તેથીજ આ જગત પૂર્વસ્થિતિને પુનઃ પ્રાપ્ત થયું છે. હે શ્રીહરિ! આપ દુ:ખસાગરમાં ડૂબેલાઓને બહાર

કાઢો છો, એવી આપની કીર્તિનું સ્મરણ જગતનાં માણસો કરી રહ્યાં છે તથા આપની કીર્તિનું વારંવાર સ્મરણ કરીને આનંદસમુદ્રના તરંગોમાં આળોટે છે. હે દેવ! આ જગત પોતાના જીવનને માટે આપ ઉપર પ્રીતિ કરે છે અને જે દુષ્ટ છે તેનો તો આપ નાશજ કરતા હોવાથી, હે હૃષીકેશ! ત્રિભુવનમાંના રાક્ષસોને આપનો ભયજ લાગે છે; અને તેથી તેઓ આપનાથી દશે દિશામાં દૂર ભાગી જાય છે. બાકી દેવ, મનુષ્ય, સિદ્ધ, યક્ષ, કિંબહુના સર્વ સ્થાવરજંગમ આપનેજોઇને હર્ષ-, યુક્ત બની આપને નમસ્કાર કરી રહ્યાં છે. (૫૦૬)

**कस्माच ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।**
**अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

**શ્લોકાર્થઃ**-હે મહાત્મન્! હે અનંત! હે દેવાધિદેવ! આપ શ્રેષ્ઠ છો અને બ્રહ્મદેવના પણ ઉત્પન્નકર્તા છો, તો પછી તે આપને શા માટે નમસ્કાર ન કરે? હે જગન્નિવાસ! જે સત્ અને અસત્ છે તેથી અતીત જે અવિનાશી બ્રહ્મ તે આપ છો.

**ટીકાઃ**-હે નારાયણ! શા કારણથી રાક્ષસો આપને નમસ્કાર ન કરતાં દૂર નાસે છે? પણ એ આપને પૂછવાનું કશું પ્રયોજન નથી; કારણ કે સૂર્યોદય થતાં અંધકાર શી રીતે રહેશે? સ્વપ્રકાશનું મુખ્ય સ્થાન જે આપ તે દષ્ટિગોચર થતાં નિશાચરો સહજ નાશ પામે છે. હે શ્રીરામ! આટલા દિવસ હું એ વાત સમજ્યો નહોતો; પરંતુ હવે આપનો અલૌકિક મહિમા મારી દષ્ટિએ પડયો છે. જ્યાંથી અનેક સૃષ્ટિની પંક્તિઓ અને પ્રાણીમાત્રની વેલીઓ સમસ્ત વિશ્વમાં પ્રસરે છે, તે માયાનું આદિસ્થાન આપની ઇચ્છાજ છે. આપ નિરંતર અગણિત સત્ત્વોથી પરિપૂર્ણ છો, આપ અમાપ અને અનંત ગુણોથી ભરપૂર છો. આપ દેવોના પણ દેવ છો. હે સદાશિવ! આપ સકલ બ્રહ્માંડના નિવાસસ્થાન છો અને અવિનાશી છો; અને હે દેવ! વ્યક્ત પણ આપ છો અને અવ્યક્ત પણ આપજ છો; તથા તેનાથી અતીત એવું જે જ્ઞેય તત્ત્વ છે, તે પણ આપજ છો. (૫૧૩)

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततंविश्वमनंतरूप ॥ ३८ ॥**

શ્લોકાર્થ:—આપ આદિદેવ અને પુરાણપુરુષ છો; આપ વિશ્વનું લયસ્થાન છો; આપ જ્ઞાતા છો; આપ જાણવા યોગ્ય વસ્તુ છો અને આપ પરમપદ છો. હે અનંતરૂપ! આપ આ સર્વ જગતમાં વ્યાપ્ત છો. (૩૮)

ટીકા:—આપ પુરુષ અને પ્રકૃતિના આદિકારણ છો અને મહત્તત્ત્વની સીમા પણ આપજ છો. આપના પૂર્વની કોઇ પણ વસ્તુ નથી. આપજ સર્વ વિશ્વના ચાલક છો અને સર્વ જીવોનું અધિષ્ઠાન છો, તથા ભૂત અને ભવિષ્યના જ્ઞાતા છો. શ્રુતિનાં નેત્રને જે સ્વરૂપથી સુખ થાય છે તે આપનું અભિન્ન સ્વરૂપજ છે. આ ત્રિભુવનને જે માયાનો આશ્રય છે તે માયાને પણ આપનો આશ્રય છે. માટે આપ સર્વ સૃષ્ટિનું આશ્રયસ્થાન હોઇ પરમ શ્રેષ્ઠ છો અને બ્રહ્માંડના અંતકાળે માયા પણ આપનામાંજ લય પામે છે. કિંબહુના હે દેવ! આ સર્વ જગત આપેજ વિસ્તાર્યું છે; એટલે અનંતસ્વરૂપ એવા જે આપ તેનું વર્ણન કોણ કરી શકશે?

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वंप्रपितामहश्च।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥
नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः॥ ४० ॥

શ્લોકાર્થ:—વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, કશ્યપાદિ પ્રજાપતિ તથા બ્રહ્મદેવના પિતા પણ આપજ છો. આપને હજારોવાર નમસ્કાર હો; અને પુનઃપુનઃ પણ નમસ્કાર હો. (૩૯) હે સર્વરૂપ પરમેશ્વર! આપને આગળ અને પાછળ સર્વ બાજુએ નમસ્કાર હો. જેના બળ—પરાક્રમનો પાર નથી, એવા આપ છો અને આપેજ સર્વ જગતને વ્યાપ્ત કર્યું છે; માટે આપજ સર્વસ્વરૂપ છો.

ટીકા:—જેમાં આપ ન હો એવી આ જગતમાં કઈ વસ્તુ છે? અને જ્યાં આપ ન હો એવું કયું સ્થાન છે? માટે આપ જ્યાં જ્યાં હો, ત્યાં ત્યાં મારા આપને નમસ્કાર હો. હે શ્રીઅનંત! આપજ વાયુ છો; આપજ શાસન કરનાર યમ છો, પ્રાણીમાત્રમાં રહેલો જઠરાગ્નિ પણ આપજ છો; આપજ વરુણ, તથા સૃષ્ટિ નિર્માણ કરનાર બ્રહ્મદેવ છો. અને બ્રહ્મદેવને

ઉત્પન્ન કરનાર પણ આપજ છો. હે શ્રીજગન્નાથ! આ સિવાય પણ બીજી આપની જે જે વિભૂતિ સાકાર હોય કિંવા નિરાકાર હોય તેને મારા નમસ્કાર હો. આ પ્રમાણે અર્જુને પ્રેમભરેલા હૃદયે નમસ્કાર કર્યા; અને પુનઃ પુનઃ તે "હે પ્રભો! આપને નમસ્કાર હો, નમસ્કાર હો" એમ બોલવા લાગ્યો. પુનઃ શ્રીકૃષ્ણની મૂર્તિ પ્રતિ બરાબર આદિથી અંત સુધી નિહાળીને પુનઃ બોલ્યો કે, "હે પ્રભો! આપને નમસ્કાર હો, નમસ્કાર હો!" એકેએક અવયવ તરફ દૃષ્ટિ નાખી ચિત્તમાં સમાધાન પામી તે પુનઃ "હે પ્રભો! આપને નમસ્કાર હો, નમસ્કાર હો!" એમ બોલવા લાગ્યો. આ પ્રમાણે શ્રીઅનંતનાં અદ્દભુત રૂપો આશ્ચર્યથી જોતો જઇને "નમસ્કાર હો, નમસ્કાર હો!" એમ તે બોલવા લાગ્યો. આ કરતાં અધિક સ્તુતિ શી કરવી, તે પણ સૂઝે નહિ અને સ્વસ્થ પણ બેસી શકાય નહિ, એવી સ્થિતિ અર્જુનની થઈ; જેથી તે પ્રેમભાવથી ગુંજી રહ્યો હતો. આ પ્રમાણે તેણે હજારો વાર નમસ્કાર કર્યા અને તે પુનઃ શ્રીહરિ પ્રત્યે બોલ્યોઃ–મારી સન્મુખ જે આપ દેખાઓ છો તેને મારા નમસ્કાર હો. આપને પીઠ અને પેટ છે કે નહિ તે જોવાનું મારે શું કામ છે? તથાપિ હે સ્વામી! મારી પાછળ પણ આપ હોવાથી ત્યાં પણ આપને મારા નમસ્કાર હો. આપના ભિન્ન ભિન્ન અવયવોની ગણતરી કરી શકાતી નથી; માટે સર્વસ્વરૂપ જે આપ તેનાં સર્વાંગને નમસ્કાર હો. હે અનંત બળના ભંડાર! હે અમિત પરાક્રમી! હે સર્વત્ર સમરસ રહેલા! હે સર્વવ્યાપી! આપને નમસ્કાર હો. આકાશમાં સર્વત્ર અવકાશજ અવકાશ છે, તેમ સર્વ સ્થળે આપજ વ્યાપી રહેલા હોવાથી સર્વ કાંઈ આપજ છો. આમ સર્વત્ર આપજ કેવળ ભરેલા છો; અને જે પ્રમાણે ક્ષીરસાગરમાં તરંગો પણ દૂધનાજ આવે છે, તે પ્રમાણે હે દેવ! સર્વ પદાર્થો આપનુંજ રૂપ હોઈ આપથી ભિન્ન નથી એવી મને પ્રતીતિ થઈ ગઈ છે; માટે હવે સર્વત્ર અને સર્વ કાંઇ આપજ છો. (૫૩૬)

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वाऽपि ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाऽप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२

શ્લોકાર્થઃ—વળી હે અચ્યુત! ખેલતાં, સૂતાં, બેસતાં અને જમતાં, મેં આપને મોઢે કિંવા અન્ય લોકોની સમક્ષ મશ્કરીમાં જે આપનું અપમાન કર્યું, તે માટે હું આપને અનંતસ્વરૂપને 'ક્ષમા કરો' એવી પ્રાર્થના કરું છું. (૪૨) હે પ્રભો! આપનો આ મહિમા ન જાણતાં હું આપને મિત્ર સમજી હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! આવું અમર્યાદાથી અથવા પ્રીતિથી જે ઉદ્દામ ભાષણ બોલ્યો છું. (૪૨)

ટીકાઃ—પરંતુ હે પ્રભો! આપને મેં એવા જાણ્યા ન હતા, તેથી હું આપની સાથે સગપણના સંબંધથી વર્ત્યો હતો. મારા હાથે એ ઘણુંજ અયોગ્ય થયું છે. મેં અમૃતનો ઉપયોગ લીંપવામાં કર્યો અથવા વાછરડાના બદલામાં કામધેનુને આપી દીધી છે. પારસનો પહાડ હાથ લાગતાં તેને તોડીને ઘરનો પાયો પૂર્યો છે; અને કલ્પતરુને કાપીને તેની વાડ બનાવી છે. ચિંતામણિની ખાણ હાથ લાગે તો તેના પથ્થરો ગોફણમાં ઘાલીને પક્ષી ઉડાડવામાં આવે; તેજ પ્રમાણે આપની સાથેના અતિસ્નેહનો ખરો ઉપયોગ ન કરી લેતાં મેં આપને દૂર કર્યા. આ આજનુંજ પ્રકટ ઉદાહરણ જુઓ કે, આ યુદ્ધ એવડું શું મહત્ત્વનું છે કે મેં આપ પરબ્રહ્મને મારા સારથિ બનાવ્યા! હે કૃપાસાગર! કૌરવની પાસે અમે આપને દૂત બનાવીને દોડાવ્યા હતા. આ પ્રમાણે હે જગદીશ્વર! અમે અમારા કામને માટે આપનો ઉપયોગ કર્યો. યોગીઓનું સમાધિસુખ એવા આપને મેં મૂર્ખેજ ઓળખ્યા નહિ અને આપની સાથે વિનોદ કર્યા કર્યો. આપ વિશ્વના આદિકારણ છો; આપની પૂર્વે કાંઇ પણ થયું નથી; એવા જે આપ સભામાં બેઠા હો ત્યારે આપને સગા ગણીને હું આપની સાથે વિનોદથી બોલતો હતો. આપને ઘેર આવતો ત્યારે આપની બરોબરનું માન મેળવતો હતો; અને જો મને બરાબર માન આપવામાં ન આવતું તો સ્નેહસંબંધને લીધે હું રિસાઇને પાછો આવતો હતો; અને હે

શાર્ઙ્ગપાણિ ! આપ મારાં ચરણો પકડીને મને મનાવતા હતા. આ પ્રમાણે જેમ ફાવે તેમ મેં આપનો અનાદર કર્યો હતો. શાણપણના ઘમંડથી હું આપની સામે પીઠ કરીને પણ બેઠો છું; હે શ્રીકૃષ્ણ ! એ સર્વ મારી ચૂકજ થઈ. હે દેવ ! આપની સાથે પટાબાજી ખેલતાં, અખાડામાં કુસ્તી કરતાં અને શેત્રંજ ખેલતાં આપનો તિરસ્કાર કરી આપની સાથે લડ્યો પણ છું. વળી જે ઉત્તમ વસ્તુ હોય તે મેં પ્રથમ લીધી છે. વળી આપ સર્વજ્ઞને શિખામણ આપી છે, તેમજ આપ અમારા શું સગા થાઓ છો એવી પૃચ્છા પણ કરી છે. આ રીતે ત્રિભુવનમાં પણ ન સમાય એવા અપરાધ મારે હાથે થયા છે. પરંતુ આપનાજ ચરણના સોગંદ છે કે, એ સર્વ અજાણપણાને લીધેજ થયું છે. હે દેવ ! આપ ભોજનસમયે પ્રેમભાવે મારું સ્મરણ કરતા; પરંતુ હું નિરર્થક રિસાઈ બેસતો. આપના અંતઃપુરમાં ખેલતાં પણ મને સંકોચ થતો નહોતો; અને શય્યા પર પણ આપની પાસેજ હું નિદ્રા લેતો હતો. હું આપને 'કૃષ્ણ' કહીને બોલાવતો અને બીજા યાદવોના જેવાજ માનતો હતો; અને જ્યારે આપ જવા માંડતા, ત્યારે હું સોગંદ ખાઇને આપને રોકતો હતો. અતિ-પરિચયને લીધે અનેક વેળા હું આપના આસન પર બેઠો છું અને આપના શબ્દનો અનાદર કર્યો છે; માટે હે અનંત ! આવી અમર્યાદાની બીજી કેટલી વાતો આપને કહું ? હું સર્વ અપ-રાધોનો ભંડારજ છું; માટે હે પ્રભો ! આપની સમક્ષ કિંવા પીઠ પાછળ મારે હાથે જે કાંઈ અપરાધ થયા હોય તે સર્વની માતાની પેઠે ક્ષમા કરો. ચાતુર્માસમાં નદીના મેલા પાણીનો પણ સમુદ્ર અંગીકાર કરે છે; તેમ પ્રીતિથી તથા ભૂલથી મેં આપની વિરુદ્ધ જે જે કહ્યું છે, તે તે હે મુકુંદ ! ક્ષમા કરો. હે દેવ ! આપની સહનશક્તિના પ્રતાપથીજ આ પૃથ્વી પ્રાણી-માત્રનો ભાર સહન કરી શકે છે. હે પુરુષોત્તમ ! આપને જેટલી પ્રાર્થના કરું એટલી થોડી છે; માટે હે અતર્ક્ય કૃષ્ણ ! હવે હું આપને શરણે છું; મારા સર્વ અપરાધ ક્ષમા કરો. (૫૬૦)

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो ગુરુલોકત્રયેઽ · IિMપ્ર

શ્લોકાર્થઃ—હે દેવ ! જેનું સામર્થ્ય અનુપમ છે એવા આપ આ ચરાચર જગતના ઉત્પાદક તથા અતિશ્રેષ્ઠ અને પૂજ્ય એવા ગુરુ છો; આપ સમાન આ ત્રૈલોક્યમાં અન્ય કોઈ નથી; તો પછી આપનાથી અધિક તો ક્યાંથીજ હોય ? (૪૩)

ટીકાઃ—હે શ્રીકૃષ્ણ ! હવેજ મેં આપનો મહિમા યથાર્થ જાણ્યો. હે દેવ ! આપજ આ ચરાચરનું ઉત્પત્તિસ્થાન છો. આપજ વિષ્ણુ, શંકર વગેરે સર્વ દેવોના પરમ દૈવત છો; અને તે બ્રહ્મદેવને વેદ ભણાવનાર મૂળગુરુ પણ આપજ છો. હે શ્રીરામ ! આપ ગંભીર છો અને સર્વ ભૂતો પ્રત્યે આપની સમદૃષ્ટિ છે. આપ સર્વ ગુણોમાં અપ્રતિમ અને અદ્વિતીય છો. આપની બરોબરીનો બીજો કોઇ નથી; કારણ કે આપે જે આકાશ ઉત્પન્ન કર્યું છે, તેમાં સર્વ જગતનો સમાવેશ થાય છે. આવા જે આપ તેની બરોબરીનો બીજો કોઈ છે, એ બોલવું લજ્જાસ્પદ છે; તો પછી આપનાથી બીજો કોઈ અધિક છે, એમ તો કહેવાયજ કેમ ? સર્વ ત્રિભુવનમાં આપ એકજ રહેલા હોઈ, આપની બરોબરીનો અથવા આપનાથી અધિક બીજો કોઈજ નથી. આપનો મહિમા અગાધ છે અને તેનું વર્ણન કરવાને હું અસમર્થ છું. (૫૬૬)

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥**

શ્લોકાર્થઃ—માટે હે દેવ ! સાષ્ટાંગ નમસ્કાર કરી, સ્તુત્ય અને સમર્થ એવા આપને પ્રસન્ન થવા માટે હું પ્રાર્થના કરું છું. જેમ પિતા પુત્રના અપરાધ, મિત્ર મિત્રના અપરાધ અને પુરુષ પોતાની પ્રિયાના અપરાધ સહન કરે છે; તે પ્રમાણે આપ મારા અપરાધ સહન કરવાને યોગ્ય છો. (૪૪)

ટીકાઃ—આ પ્રમાણે બોલી અર્જુને ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કર્યા; અને આ વખતે તેને અષ્ટસાત્ત્વિક ભાવ ઉત્પન્ન થયા. પછી તે ગદ્‌ગદ થઈને કહેવા લાગ્યોઃ—પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ અને મને અપરાધરૂપી સમુદ્રમાંથી બહાર કાઢો. આપ જ સર્વ વિશ્વના સંબંધી છો. તેમને હું ન ઓળખી

શકયો. આપ વર્ણન કરવાને યોગ્ય હોવા છતાં પણ સભામાં આપ પ્રેમથી મારું વર્ણન કરતા હતા, ત્યારે ઊલટો હું ક્રોધિત થઈને અધિકાધિક બડબડાટ કરતો હતો. હે મુકુંદ! મારા હાથથી આવા જે અમર્યાદ અપરાધ થયા છે, તેમાંથી મારું રક્ષણ કરો. આપની પ્રાર્થના કરવાની પણ યોગ્યતા મારામાં નથી; માટે નાનાં બાળકો પોતાની સાથે લાડથી બોલે તેમ કહું છું કે, હે પ્રભો! પુત્રના હાથે પુષ્કળ અપરાધ થયા હોય તો પણ પિતા દ્વેષભાવ છોડીને તેને સહન કરે છે, તેમ મારા અપરાધો આપ સહન કરો. હે દેવ! મિત્રની ઉદ્ધતાઇ મિત્ર શાંતિથી સહન કરે છે, તેમ મારા અપરાધ આપ સહન કરો. મિત્ર પાસે સન્માન મેળવવાની કોઈ અપેક્ષા કરતું નથી, તેમ આપે અમારું ઉચ્છિષ્ટ ઉઠાવ્યું છે, તેની ક્ષમા કરો. જેમ પ્રિય સ્નેહીનો મેળાપ થતાં વીતેલાં સંકટો તેને કહેવામાં સંકોચ થતો નથી; અથવા જેણે પોતાનાં તન, મન અને આત્મા સુધ્ધાં પોતાના પતિને અર્પણ કર્યાં છે, એવી પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને મળતાં જેમ પોતાના મનની વાત તેને કહ્યા વિના રહી શકતી નથી; તેમજ હે પ્રભો! મારા અપરાધો ક્ષમા કરવા માટે મેં આપને વિનંતિ કરી. એ સિવાય એક બીજી વાત પણ કહેવાની મને ઉત્કંઠા થઈ છે. (૫૭૮)

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

શ્લોકાર્થ:-હે દેવાધિદેવ! હે જગન્નિવાસ! પૂર્વે કદી ન જોયેલા એવા આપનાં વિશ્વરૂપને જોઇને મને હર્ષ થયો છે અને ભયથી મારું મન અતિ વ્યાકુળ થયું છે; માટે હે દેવ! પ્રસન્ન થાઓ અને આપનું તે પૂર્વરૂપ મને બતાવો. (૪૫)

ટીકા:-હે શ્રીકૃષ્ણ! આપની સાથે મૈત્રી કરીને 'મને વિશ્વરૂપ બતાવો' એવો આગ્રહ મેં સેવ્યો હતો, તે અત્યંત દયાળુતાથી આપે તૃપ્ત કર્યો. આંગણામાં કલ્પતરુ વાવવાની અને કામધેનુનાં વાછરડાં રમાડવા દેવાની મારી હોંસ આપે પૂરી કરી. મને રમવાને માટે પાસાને બદલે નક્ષત્રો અને

દડાને બદલે ચંદ્ર મેળવવાની આકાંક્ષા હતી, તે આપે જાણે માતાની પેઠે પૂર્ણ કરી. જે અમૃત થોડું સરખું મેળવવું પણ અશક્ય છે, તેની આપે પૂરા ચારે મહિના જાણે વૃષ્ટિ કરી. ઉત્તમ રીતે જમીન તૈયાર કરીને તેના પ્રત્યેક ભાગમાં જાણે આપે ચિંતામણિ વાવ્યા. આ પ્રમાણે હે પ્રભો! આપે મારા સર્વ લાડકોડ પૂરા કરવાથી હું કૃતકૃત્ય થયો છું. જે વિશ્વરૂપ આપે મને પ્રત્યક્ષ બતાવ્યું, તેની વાત સુધ્ધાં શંકર તથા બ્રહ્મદેવે સાંભળી નથી; તો પછી તેને તેમણે દૃષ્ટિથી તો કયાંથીજ જોયું હોય? ઉપનિષદને પણ જેનો ભેટો થયો નથી, એવું આપનું આંતર સ્વરૂપ આપે મને પ્રત્યક્ષ બતાવ્યું. કલ્પના આદિથી આજપર્યંતમાં મારા જેટલા જન્મો થઈ ગયા છે, તે સર્વ જન્મોમાં આવું રૂપ કદી જોયુ કે સાંભળ્યું નથી. આ વિશ્વરૂપની છાયામાં સુધ્ધાં બુદ્ધિની કલ્પના પહોંચી નથી શકતી, તો પછી મનમાં તો તેની સ્મૃતિ હોયજ કયાંથી? આવી સ્થિતિમાં તે વિશ્વરૂપ નજરે જોવાની તો વાતજ શી કરવી? હે દેવ! આપનું વિશ્વરૂપ જોઈને મારું મન પ્રફુલ્લિત થઈ ગયું છે; પરંતુ હવે એવી ઇચ્છા ઉત્પન્ન થઈ છે કે, આપની સાથે વાર્તાલાપ કરીને તથા આપને આલિંગન દઈને આપના સાંનિધ્ય લહાવો લઉં. તે કાર્ય કરવાની ઇચ્છા છતાં આપની આવી સ્થિતિમાં આપના કયા મુખની સાથે વાર્તાલાપ કરવો અને કોને આલિંગન દેવું? કારણ કે આપનાં રૂપો તથા મુખોનો તો પાર નથી. જેમ પવન સાથે દોડવું, કિંવા, ગગનને આલિંગન દેવું બની શકતું નથી, જેમ અગાધ સમુદ્રમાં જળક્રીડા થઈ શકતી નથી, તેમ આપના વિશ્વરૂપનો ઉપભોગ ન લઈ શકાતાં ઊલટી તેની મને ભીતિ લાગે છે; માટે હે દેવ! એ સ્વરૂપને આપ આટોપી લો. જેમ કૌતુકથી ચરાચરનું અવલોકન કરીને પણ પાછું ઘેરજ જવાનું મન થાય છે, તેમ આપનું ચતુર્ભુજ રૂપજ અમારું વિશ્રાંતિસ્થાન છે. મેં સર્વ યોગનો અભ્યાસ કર્યો; પરંતુ તે વડે મને એનુંજ દર્શન થયું છે; અને શાસ્ત્રોનો વિચાર કરતાં પણ તેજ સ્વરૂપનો સિદ્ધાંત પ્રતિપાદિત થાય છે.

અમે સર્વ યજ્ઞો કર્યા તો તેની ફલપ્રાપ્તિમાં પણ એજ રૂપ છે, અને એજ રૂપને માટે તીર્થો કરવાં પડે છે. જે જે પુણ્યદાન અમે કરીએ છીએ, તે પણ એ રૂપની પ્રાપ્તિ માટેજ. આ પ્રમાણે તે ચતુર્ભુજ રૂપ પ્રત્યે મારા મનમાં પ્રેમ ઉત્પન્ન થયો છે; અને તે જોવાની તીવ્ર ઉત્કંઠા ઉદ્દભવી છે. માટે મારી એ ઉત્કંઠા સત્વર પૂર્ણ કરો. હે મનની વાત જાણનાર જગન્નિવાસ! હે પરમપૂજ્ય દેવાધિદેવ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. (૫૯૯)

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

શ્લોકાર્થ:-હે સહસ્રબાહો વિશ્વમૂર્તે! મસ્તકે મુકુટ અને હસ્તમાં ગદા તથા ચક્ર ધારણ કર્યાં હોય, એવી આપની મૂર્તિ જોવાની મારી ઇચ્છા છે; માટે આપ તેજ ચતુર્ભુજ રૂપવાળા થાઓ.

ટીકા:-હે દેવ! જેની આગળ ઇંદ્રનીલમણિ પણ ઝાંખો પડી જાય છે એવા આપના અંગની કાંતિનું કયાં સુધી વર્ણન કરૂં? આપની કાંતિને લીધેજ નીલકમળમાં તથા આકાશમાં પણ નીલતા આવે છે. જેમ મરકતમણિમાં સૌગંધ્ય આવે, કિંવા આનંદને હાથ ફૂટે, તે પ્રમાણે પ્રભુના ઘૂંટણથી મદનને શોભા પ્રાપ્ત થાય છે. પ્રભુએ મસ્તક પર ધારણ કરેલા મુકુટને મસ્તકના સૌંદર્યથી વિશેષ શોભા પ્રાપ્ત થાય છે અને અંગની પ્રભાથી શૃંગારને શોભા મળે છે. ગળામાં ધારણ કરેલી વૈજયંતી માળા ઇંદ્રધનુષ્યના મધ્યભાગમાં આકાશના વાદળ સમાન શોભે છે. રાક્ષસોને પણ મોક્ષપદ આપનાર પ્રભુના હાથમાંનાં ગદા તથા ચક્ર કેટલાં સૌમ્ય હોય છે! માટે હે પ્રભો! આવી આપનીસર્વ શોભા જોવાને હું ઉત્સુક છું; માટે હવે તે રૂપ ધારણ કરો. જો તે રૂપપાછું દષ્ટિગોચર નથાય તો પછી આ વિશ્વરૂપની કિંમત પણ ઓછીજ સમજું છું. અમને તમારી મૂર્તિ વિના ભુક્તિ (ભોગ) અને મુક્તિ દેનારૂં બીજું કાંઇ પણ નથી; માટે હવે આ વિશ્વરૂપ સંકોચી લઈ ચતુર્ભુજ મોહિની સ્વરૂપ ધારણ કરો. (૬૦૮)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:—

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

**શ્લોકાર્થ**:–હે અર્જુન! તારા સિવાય પૂર્વે અન્ય કોઇએ પણ દીઠું નથી એવું મારું આ દિવ્ય, તેજોમય, સર્વવ્યાપક, અપાર, સર્વના મૂળરૂપ અને ઉત્કૃષ્ટરૂપ મેં પ્રસન્ન થઇને મારા યોગસામર્થ્યથી તને દેખાડ્યું. (૪૭)

**ટીકા**:–અર્જુનનું આ કથન સાંભળી શ્રીકૃષ્ણને મહદ્ આશ્ચર્ય થયું; અને તેઓ બોલ્યાઃ–તારા જેવો અવિચારી મનુષ્ય મેં જોયો નથી. તને જે ઉત્તમ લાભ થયો છે, તેથી આનંદ ન પામતાં ભીતિથી બીકણની પેઠે શું બોલે છે? હું પ્રસન્ન થાઉં ત્યારેજ મારું આ સ્વરૂપ દેખાડું છું. તારી ઇચ્છા પૂર્ણ કરવા માટેજ આટલું બધું ધ્યાન રચ્યું છે. મારું મન તારી પ્રેમભક્તિથીજ આટલું બધું ઘેલું બની ગયું અને મારા પરમગુહ્ય વિશ્વરૂપનો ધ્વજ ઊભો કર્યો. એ મારું અખંડ અને અનાદિ સ્વરૂપ હોઈ એમાંથીજ કૃષ્ણાદિક અવતાર ઉત્પન્ન થાય છે. એ સ્વરૂપ કેવળ જ્ઞાનતેજથી બનેલું, વિશ્વમય, અનંત અને અચલ હોઇ, સર્વનું આદિકારણ છે. હે અર્જુન! તારા સિવાય કોઇએ તે રૂપ સાંભળ્યું કે જોયુ પણ નથી; કારણ કે એ સાધનોથી અપ્રાપ્ય છે.

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः।**
**एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर॥ ४८॥**

**શ્લોકાર્થ**:–હે કુરુશ્રેષ્ઠ! આ મૃત્યુલોકમાં તારા સિવાય કોઇને પણ આ પ્રકારનું મારું વિશ્વરૂપ વેદાધ્યયન, યજ્ઞાચરણ, દાન, કર્માચરણ તેમજ ઉગ્ર તપશ્ચરણથી પણ દેખાવું શક્ય નથી.

**ટીકા**:–આ સ્વરૂપની શોધ કરતાં કરતાં વેદો પણ મૂંગા બની ગયા છે; યજ્ઞ પણ સ્વર્ગપર્યંત જઈ પાછા વળ્યા. સાધકોએ અતિ મહેનતવાળો જાણીને યોગાભ્યાસ છોડી દીધો; અને અધ્યયન કરનારા પણ આ સ્વરૂપ સુલભતાથી પામી શકતા નથી. પૂર્ણત્વને પ્રાપ્ત થયેલાં સત્કર્મો પોતાની શ્રેષ્ઠતાના શ્રમથી દોડાદોડ કરે તોયે તે મહાશ્રમથી સત્યલોકપર્યંતજ આવી શકે છે; તપસ્વીઓએ એનું ઐશ્વર્ય જોઇને ઊભાં ઊભાંજ પોતાનું ઉગ્રપણું છોડી દીધું. આ પ્રમાણે તપાદિ સાધન કરનાર પણ એથી દૂર રહ્યા છે. આવું જે વિશ્વરૂપ તારી દૃષ્ટિએ સહજમાં

પડયું; તેવી રીતે આ મનુષ્યલોકમાં બીજા કોઇને પણ થાય તેમ નથી! આજે આ જગતમાં ધ્યાનસંપત્તિને પાત્ર એવો તું એકજ માણસ છે. બ્રહ્મદેવના નસીબમાં પણ આ વિશ્વરૂપ-દર્શનનો લાભ નથી. (૬૨૨)

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।**
**व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

શ્લોકાર્થ:-હે અર્જુન! આ મારું આવું ઘોર રૂપ જોઈને તને ભય અને મૂઢતા ન થાઓ. તું હવે ભયરહિત થઈ પ્રેમપૂર્વક મારું આ રૂપ પુનઃ બરાબર રીતે જો. (૪૯)

ટીકા:-માટે વિશ્વરૂપદર્શનના લાભથી ધન્યતા માન; એનાથી ભય પામ નહિ. એના કરતાં કોઈ પણ વસ્તુને ઉત્તમ માનતો નહિ. અમૃતથી ભરેલો સમુદ્ર પ્રાપ્ત થતાં તેમાં ડૂબી મરવાના ભયથી કોઈ તેનો ત્યાગ કરશે? કિંવા સુવર્ણના ડુંગરને અત્યંત મોટો ધારીને કોઇ તેને છોડી દેશે? ચિંતામણિ પ્રાપ્ત થતાં, તેને અંગ પર ધારણ કરવાથી બોજો લાગશે, એમ જાણી કોઈ તેને ફેંકી દેશે? કામધેનુ પ્રાપ્ત થતાં, આપણાથી તેનું પોષણ થઇ શકશે નહિ, એમ ધારી કોઈ તેને ત્યજશે? ચંદ્ર ઘેર આવે તો ઉષ્ણતાનો ભય લાવીને કોઈ તેને બહાર કાઢી મૂકશે? 'તું અજવાળું પાડે છે માટે દૂર જા' એમ કોઇ સૂર્યને કહેશે? તેજ પ્રમાણે આ વિશ્વરૂપ આજે તારા જોવામાં સહજ આવ્યું છે; છતાં તને આવો ગભરાટ શા માટે થાય છે? પણ હે અર્જુન! તું અજ્ઞાની હોવાથી કાંઈ સમજતો નથી. તને શું કહેવું? તું અંગને છોડી છાયાને ઇચ્છે છે. તું સાકાર ચતુર્ભુજ રૂપ પર પ્રીતિ કરે છે, પરંતુ તે મારું સત્ય સ્વરૂપ નથી. માટે હે પાર્થ! હજી પણ તે રૂપની આસ્થા છોડ અને વિશ્વરૂપ પ્રતિ અનાસ્થા ધરીશ મા. એ રૂપ અદ્યપિ વિકરાળ અને વિસ્તૃત છે, તો પણ તેમાં તું સંપૂર્ણ શ્રદ્ધા રાખ. જે પ્રમાણે કૃપણ પોતાનું મન દ્રવ્યના ભંડારમાં રાખી માત્ર શરીરથીજ જગતના વ્યવહાર કરે છે; કિંવા માળામાં રહેલાં પાંખો ફૂટ્યા-વિના [illegible] ગરખીને પક્ષિણી આકાશમાં

ભ્રમણ કરે છે; અથવા ગાય ડુંગર પર ચરે છે તો પણ તેનો જીવ ઘેર બાંધેલા વાછરડામાં લાગેલો હોય છે; તે પ્રમાણે તારો પ્રેમ વિશ્વરૂપમાં કાયમ રાખ અને મનના સુખોપભોગ માટેજ મારી ચતુર્ભુજ મૂર્તિનું ધ્યાન ધર. હે પાંડવ! વારંવાર આ મારાં વાકયો સ્મરણમાં રાખ અને આ મારા સ્વરૂપથી તું તારો સદ્ભાવ અન્ય સ્થળે જવા દઈશ નહિ. એ તેં પૂર્વે કદી જોયું નહોતું, તેથી તને ભીતિ ઉત્પન્ન થઈ છે તે છોડી દે. પછી વિશ્વરૂપ ધારણ કરનાર શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યાઃ–હે અર્જુન! તારા કહેવા પ્રમાણે હું હવે મારું પૂર્વનું ચતુર્ભુજ રૂપ ધારણ કરું છું, તે તું સુખેથી જો.( ૬૩૯ )

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

**इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।**
**आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥**

**શ્લોકાર્થઃ**–ભગવાન વાસુદેવે આ પ્રમાણે કહીને પુનઃ પોતાનું રૂપ અર્જુનને બતાવ્યું; અને સૌમ્ય રૂપવાળા થઇને ભીતિ પામેલા અર્જુનને પુનઃ ધૈર્ય આપ્યું. (૫૦)

ટીકાઃ–આટલાં વાકયો બોલી દેવે પુનઃ તરતજ મનુષ્યરૂપ ધારણ કર્યું; પરંતુ તેથી આશ્ચર્ય પામવા જેવું નથી. એ તો દેવના ભક્તો પરના પ્રેમનો પ્રભાવ છે. કોઇ વસ્તુ માગી લઇને પછી તેને ફેંકી દેવી, અથવા રત્નમાં દૂષણ બતાવવું અથવા એકાદ રૂપવાન કન્યાને જોયા પછી 'મને એ ગમતી નથી' એમ કહેવું એવો પ્રકાર આ થયો. શ્રીકૃષ્ણે અર્જુનને પોતાનું જ ઉત્તમ વિશ્વરૂપ બતાવ્યું, એના કરતાં તેના પર વધુ પ્રીતિ તે શી હોઈ શકે? સુવર્ણની લગડી ભાગીને તેના મનગમતા દાગીના બનાવ્યા પછી, તે જો મનને પસંદ ન પડે તો જેમ તેની પુનઃ લગડી બનાવવામાં આવે, તે પ્રમાણે પ્રથમ જે શ્રીકૃષ્ણરૂપ હતું તેનું અર્જુનના પ્રેમને માટે વિશ્વરૂપ કરવામાં આવ્યું, પરંતુ તે તેના મનને રુચ્યું નહિ; માટે પુનઃ કૃષ્ણરૂપ થયું. આ પ્રકારે શિષ્યની હઠ સહન કરનાર ગુરુ કોઈ પણ દેશમાં જોવામાં આવ્યો છે કે? આ પ્રમાણે દેવ પોતાના ભક્ત

પર કેટલી પ્રીતિ રાખે છે, તેનું વર્ણન પણ થઈ શકતું નથી એમ સંજય બોલ્યો. પછી ભગવાને જે વિશ્વરૂપ પ્રકટ કર્યું હતું, તેનો પુનઃ તેજકૃષ્ણરૂપમાં સમાવેશ કરવામાં આવ્યો. જે પ્રમાણે પરમાત્મસ્વરૂપમાં સર્વ જીવસ્વરૂપનો સમાવેશ થાય છે, અથવા બીજમાં વૃક્ષ સમાઇ જાય, કિંવા સ્વપ્નનો વિચાર જાગ્રદવસ્થામાં નષ્ટ થાય; તે પ્રમાણે શ્રીકૃષ્ણે પાછી ચતુર્ભુજ મૂર્તિ ધારણ કરીને વિશ્વરૂપના યોગનો લય કર્યો. જેમ સૂર્યની પ્રભા સૂર્યમાંજ લય પામે છે; મેઘ આકાશમાંજ લય પામે છે; સમુદ્રની ભરતીને સમુદ્રજ જીરવે છે, તેમ શ્રીકૃષ્ણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. અર્જુનની રુચિને માટે શ્રીકૃષ્ણરૂપ આકૃતિમાં જે વિશ્વરૂપ વસ્ત્રની ગડી હતી તે ઉઘાડીને બતાવવામાં આવી; પરંતુ તે વસ્ત્રની લંબાઈ, પનો અને રંગ બરાબર રીતે જોયા પછી, અર્જુનરૂપી ગ્રાહકને તે વસ્ત્ર પર પ્રીતિ ન થવાથી પુનઃ તેની ગડી વાળી દેવામાં આવી. આ પ્રમાણે વિશ્વરૂપની અતિવૃદ્ધિ થવાથી સર્વ જગત તેથી વ્યાપ્ત થઇ ગયું હતું; પરંતુ હવે તેજ રૂપ મોહક ચતુર્ભુજસ્વરૂપ બની ગયું. કિંબહુના, અનંતેજ પુનઃ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરીને ડરી ગયેલા અર્જુનને આશ્વાસન આપ્યું. એકાદ મનુષ્ય સ્વપ્નમાં સ્વર્ગે જઇ, એકાએક જાગ્રત થવાથી ચકિત થાય છે, તે પ્રમાણે અર્જુન ચકિત થયો; કિંવા ગુરુકૃપા થતાંવેંતજ સર્વ પ્રપંચજ્ઞાન લય પામી જેમ પરમાત્મસાક્ષાત્કાર થાય છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણને જોવાથી અર્જુનની સ્થિતિ થઈ. અર્જુનના મનને એમ લાગ્યું કે, આ ચતુર્ભુજ મૂર્તિની આડે જે વિશ્વરૂપનો પડદો હતો, તે નષ્ટ થયો એ બહુ સારું થયું. જે પ્રમાણે કાળને જીતવામાં આવે, કિંવા ભયંકર પવનમાંથી છૂટકો થાય, કિંવા સાતે સમુદ્ર તરી ગયા પછી આનંદનો ઉદ્ભવ થાય; તે પ્રમાણે વિશ્વસ્વરૂપ જોયા પછી, શ્રીકૃષ્ણરૂપ જોતાં અર્જુનના ચિત્તમાં અતિ આનંદ થયો. સૂર્યાસ્ત થયા પછી આકાશમાં નક્ષત્રો પ્રકાશવા લાગે છે, તે પ્રમાણે વિશ્વરૂપ નષ્ટ થયા પછી અર્જુનને સર્વલોકસમુદાય સહવર્તમાન પૃથ્વી દૃષ્ટિગોચર થઇ. હવે

તેને તેજ કુરુક્ષેત્ર માલૂમ પડયું તથા પોતાના અને શત્રુના સૈન્યમાં સર્વ ગોત્રજો એકબીજા પર શસ્ત્રાસ્ત્રની વૃષ્ટિ કરવા તૈયાર થઈ ઊભા છે, પોતાનો રથ પણ તેજ ઠેકાણે ઊભો છે, ભગવાન લક્ષ્મીપતિ ધૂંસરી પર બેઠા છે તથા પોતે રથની નીચે ઊભો છે, એમ નજરે પડયું. (૬૬૨)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः॥ ५१॥

**શ્લોકાર્થઃ**—હે જનાર્દન! આ આપનું સૌમ્ય માનવરૂપ જોઈ હવે હું સાવધ થયો છું અને મારું મન પૂર્વવત્ સ્વસ્થ બન્યું છે. (૫૧)

**ટીકાઃ**—આ પ્રમાણે વીરશ્રેષ્ઠ અર્જુનના માગવા પ્રમાણે પ્રભુએ પોતાનું પૂર્વસ્વરૂપ ધારણ કર્યું; એટલે તેને જોઇને અર્જુન બોલ્યોઃ—હે મહારાજ! ખરેખર, હવે હું બચ્યો છું. તેનું જ્ઞાન બુદ્ધિને છોડીને ભીતિથી અરણ્યમાં જતું રહ્યું હતું, અહંકારસહિત મન પલાયન કરી ગયું હતું, ઇંદ્રિયોના વ્યાપાર બંધ પડયા હતા, વાચા બોલવું વીસરી ગઈ હતી અને આ પ્રમાણે શરીરરૂપી ગ્રામમાં અવ્યવસ્થા ચાલી રહી હતી; તે સર્વ મટી જઇને હવે તેની ઇંદ્રિયો પોતપોતાના વ્યાપાર કરવા લાગી. આ પ્રમાણે સુખ થવાથી અર્જુન બોલ્યોઃ—હે દેવરાય! આપે આ રૂપનું દર્શન મને કરાવ્યું એ રડતા બાળક પર કૃપા કરીને માતાએ સ્તનપાન કરાવવા જેવું છે. વિશ્વરૂપના સમુદ્રમાં જે હું હાથ વડે તરંગોનું પાણી કાપતો હતો, તે હું હવે આપની આ ચતુર્ભુજ મૂર્તિરૂપી તીર પર આવી પહોંચ્યો છું. હે દ્વારકાવાસી વીરશ્રેષ્ઠ! આપે મને માત્ર દર્શન આપ્યું છે, એટલુંજ નહિ, પરંતુ મારા શુષ્ક હૃદય પર મેઘવૃષ્ટિ કરી છે. હે મહારાજ! તૃષાતુર થયેલા મને હવે સહજ અમૃતસિંધુની પ્રાપ્તિ થઈ અને મરણની મારી ભીતિ દૂર થઈ છે. મારા હૃદયરૂપી આંગણામાં હર્ષરૂપી વેલી રોપાઇ તેથી મને આનંદ અને જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે. (૬૭૨)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः॥ ५२ ॥

શ્લોકાર્થઃ—હે અર્જુન! જોવાને અતિ અશક્ય એવું જે મારું રૂપ તેં જોયું, તે રૂપને જોવાની દેવો સુધ્ધાં નિરંતર ઇચ્છા કરે છે. (૫૨)

ટીકાઃ—અર્જુનનું કહેવું સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યાઃ—અરે, આ શું? વિશ્વરૂપ પર પ્રેમ રાખીનેજ પછી આ ચતુર્ભુજ મૂર્તિને ભેટવાં કેવળ શરીર દ્વારા આવે એમ જ મેં તને પૂર્વે શીખવ્યું હતું તે તું વીસરી ગયો કે? અરે ગાંડા! અંધના સ્પર્શમાં સુવર્ણનો મેરુ પર્વત આવે તો પણ તેને તે સ્વલ્પજ લાગે તેવુંજ તને થયું છે. બાપુ! મેં જે વિશ્વરૂપ તને બતાવ્યું તે શંકરને તપ કરવા છતાં પણ પ્રાપ્ત થતું નથી; હે કિરીટિ! અષ્ટાંગયોગથી ક્ષીણ થનારા યોગીને પણ તે રૂપ જોવાને મળતું નથી. એ વિશ્વરૂપ જોવાને માટે રટણ કરવા પાછળ દેવોનું આયુષ્ય ખપી જાય છે. ચાતક જે પ્રમાણે મેઘની વાટ જોતો આકાશ તરફ જોઇને બેસી રહે છે, તે પ્રમાણે દેવો અને મનુષ્યો ઉત્સુક થઇ જેની પ્રાપ્તિ કરવાને માટે આઠે પ્રહર ઇચ્છા કરે છે, તેમાંથી કોઇએ પણ જે સ્વરૂપ જોયું નથી તે વિશ્વરૂપ તેં પ્રત્યક્ષ જોયું છે. (૬૮૧)

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया।
*शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा* ॥ ५३ ॥

શ્લોકાર્થ—હે અર્જુન! તને જેવું મારું દર્શન થયું છે, તેવું દર્શન વેદાધ્યયનથી, તપથી, ધનથી કિંવા યજ્ઞથી પણ કોઇને થઇ શકનાર નથી. (૫૩)

ટીકાઃ—હે અર્જુન! જે રૂપની પ્રાપ્તિ માટે સાધનોને પણ માર્ગ મળતો નથી, જે રૂપને ન જોઈ શકવાથી ચારે વેદો પણ ષટ્શાસ્ત્રોસહિત પાછા ફર્યા છે અને જે વિશ્વરૂપની સમક્ષ આવવાને મહાન તપ પણ સમર્થ થયું નથી; એવું મારું વિશ્વ-રૂપ તેં અનાયાસે જોયું. તે રૂપ, દાન તથા યજ્ઞો કરનારાં

દષ્ટિએ પડવું કઠિન છે. આવા સ્વરૂપવાળો જે હું તે ફક્ત એકજ ઉપાયથી પ્રાપ્ત થાઉં છું કે જ્યારે ભક્તિ ચિત્તને જયમાળ પહેરાવે છે. (૮૫)

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

શ્લોકાર્થઃ–હે પરંતપ અર્જુન ! મારું વિશ્વરૂપ બરાબર જાણવાનું, જોવાનું તથા તદ્રૂપ થવાનું માત્ર અનન્ય ભક્તિ એજ એક સાધન છે. (૫૪)

ટીકાઃ–પરંતુ તે ભક્તિ જે પ્રમાણે વર્ષાની ધારા આકાશમાંથી છૂટી એટલે સીધી પૃથ્વી પરજ જઇને પડે છે; કિંવા ગંગાનો પ્રવાહ ચાલુ થયા પછી અન્ય સર્વ પ્રવાહો સાથે સમુદ્રમાંજ જઇને થોભે છે; તેમ સર્વભાવે મારા તરફ અનન્ય વેગવાળી હોવી જોઇએ. આ પ્રમાણે જે અષ્ટસાત્વિક ભાવથી સર્વત્ર સમાન પ્રેમ રાખે છે, તે મને પ્રાપ્ત થઈ મદ્રૂપજ બની જાય છે. જે પ્રમાણે ક્ષીરસમુદ્ર કાંઠા ઉપર તેમજ મધ્યભાગમાં સર્વત્ર સરખોજ મિષ્ટ હોય છે, તે પ્રમાણે હું સર્વત્ર સરખોજ છું. મારાથી લઈને કીડીપર્યંત, કિંબહુના,સ્થાવરજંગમ પ્રાણીમાત્રમાં મારા સિવાય બીજો ભાવ જેને ઉપજતો નથી તેજ મનુષ્ય મારું વિશ્વરૂપ જાણવાને યોગ્ય છે. જ્યારે આવી ચિત્તવૃત્તિ થાય છે ત્યારેજ મારા વિશ્વરૂપનું જ્ઞાન થાય છે અનેજ્ઞાન થયું એટલે દર્શન પણ થાય છેજ. પછી જે પ્રમાણે કાષ્ઠમાંથી અગ્નિ ઉત્પન્ન થઇ કાષ્ઠ સળગે છે; ત્યારે કાષ્ટનું નામ પણ ન રહેતાં તે અગ્નિરૂપ બની જાય છે; કિંવા સૂર્ય અને ચંદ્ર ઉદય પામતાં અંધકારથી પરિપૂર્ણ આકાશમાં સર્વત્ર પ્રકાશ થઈ રહે છે, તે પ્રમાણે મારા વિશ્વરૂપની પ્રતીતિ થતાં મારા ભક્તોનો અહંકાર નષ્ટ થઇને તે મારારૂપજ બની રહે છે. પછી "હું" અને "તે" એ સર્વ ભાવ ટળી જઈ સર્વત્ર હુંજ ભરેલો છું, એવો ભાવ ચિત્તમાં દઢ થાય છે, ત્યારેજ તે ભક્ત મારામાં ઐક્ય પામે છે. (૬૯૪)

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

શ્લોકાર્થઃ–હે પાંડવ! મારીજ પ્રાપ્તિના ઉદ્દેશથી કામ કરનાર, મનેજ સર્વસ્વ માનનાર, આસક્તિરહિત અને પ્રાણી માત્રની સાથે વેર ન કરનાર જે મારો ભક્ત છે તે મને પામે છે

ટીકાઃ–જે મારી પ્રાપ્તિ અર્થેજ સર્વ કર્મ કરે છે અને જેને જગતમાં મારા સિવાય અન્ય કાંઈ પ્રિય નથી; જે મનેજ આ લોક અને પરલોકના ફળરૂપ માને છે; જે જીવનનું ફળ પણ મનેજ માને છે; જે પ્રાણીઓનો ભેદ વીસરી મનેજ સર્વત્ર જુએ છે; અને તેથી નિર્વૈર થઇ ગયો છે અને સર્વત્ર મનેજ ભજે છે; હે પાંડવ! જે ભક્તની વૃત્તિ આવી બને છે તેનું કફ, પિત્ત ને વાતાત્મક શરીર જ્યારે નષ્ટ થાય છે, ત્યારે તે પોતે મારા રૂપજ બની જાય છે. સંજય કહે છેઃ–હે ધૃતરાષ્ટ્ર! સર્વ જગત સમાવિષ્ટ થવાથી જેનું ઉદર વિશાળ થયું છે, એવા શ્રીકૃષ્ણ ભગવાને કરુણાયુક્ત વાણીથી આવું ભાષણ કર્યું. આનંદરૂપ સંપત્તિથી શ્રીમાન અને સમસ્ત જગતમાં શ્રીકૃષ્ણની ભક્તિ કરવામાં ચતુર એવા અર્જુને, દેવની બન્ને મૂર્તિ નિહાળી નિહાળીને જોઇ; પરંતુ વિશ્વરૂપ કરતાં કૃષ્ણમૂર્તિમાંજ વિશેષ લાભ છે, એવી તેની માન્યતા થઇ. અર્જુનની આ માન્યતાનો શ્રીકૃષ્ણે આદર કર્યો નહિ; કારણ કે વ્યાપક રૂપ કરતાં એકદેશીયરૂપ અધિક નથી. પ્રસ્તુત વાત સિદ્ધ કરવાને માટે શ્રીકૃષ્ણે એક-બે ઉત્તમ દૃષ્ટાંતો આપ્યાં. તે સાંભળી અર્જુન પોતાના મનમાં એમ બોલવા લાગ્યો કે, "આ બન્ને રૂપોમાં ઉત્તમ રૂપ કયું તે વિષે હવે પ્રશ્ન કરીશ." મનમાં આવો વિચાર કરી હવે તે શ્રીકૃષ્ણને કેવા પ્રકારે પ્રશ્ન કરે છે, તે કથા સાંભળો. જ્ઞાનદેવ કહે છે કે, જે કથા ઓવીપ્રબંધમાં વિનોદપૂર્વક કહેવામાં આવે, તે આનંદયુક્ત અંતઃકરણથી સાંભળજો. સદ્ભાવની અંજલિ ભરી, ઓવીરૂપી ખીલેલાં પુષ્પોને વિશ્વરૂપના બન્ને ચરણો પર મેં અર્પણ કર્યાં છે. (૭૦૮)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां एकादशोऽध्यायः११



# અધ્યાય ૧૨ મો—ભક્તિયોગ

હે ગુરુકૃપા! તારો જયજયકાર થાઓ. તું નિર્મળ, ઉદાર અને નિરંતર અજ્ઞાનરહિત આનંદની વૃષ્ટિ કરનાર તરીકે પ્રસિદ્ધ છે. વિષયરૂપી સર્પે આલિંગન આપવાથી મૂર્ચ્છિત થયેલા મનુષ્યનું વિષ તારા યોગથી ઊતરી જાય છે. તારા પ્રસાદરૂપી તરંગોનું પૂર આવે તો તો પછી સંસારના તાપથી કોને ત્રાસ થશે? અને શોકથી કોણ પીડા પામશે? હે સ્નેહમૂર્તિ! તારાથી સેવકને યોગસુખની પ્રાપ્તિ થાય છે; અને 'હું બ્રહ્મ થાઉં' એવી જે સેવકની ઉત્કંઠા તે પણ તું પૂર્ણ કરે છે. ભક્તને તું તારા આધારશક્તિના અંક પર વિનોદથી બેસાડી, હૃદયાકાશરૂપી પારણામાં સુવાડી, ઉપદેશરૂપી હીંચકા નાખે છે. મનને વિષયોથી પરાઙ્મુખ કરીને, આત્મજ્યોતિનાં ઓવારણાં લઈને, મન અને પતનને ખેલવાનાં પૂતળાં કરીને, સેવકને આત્મસુખનો ઉપભોગ આપે છે. અમૃતકળારૂપી દૂધ પાઇને, અનાહત નાદરૂપી હાલરડાં ગાઇને તથા સમાધિજ્ઞાનરૂપી ઘૂઘરો હાથમાં આપીને જિજ્ઞાસુ બાળકને તું આ સંસારવૃત્તિમાંથી સુવાડી દે છે (ઉપરામ કરે છે); માટે તું સાધકોની માતા છે અને તારા ચરણમાંથી જ્ઞાનમાત્રની ઉત્પત્તિ થાય છે. માટેજ હું તારો આશ્રય છોડતો નથી. હે સદ્‌ગુરુકૃપાદષ્ટે! જેના પર તારી દયા થાય છે, તે સર્વ વિદ્યારૂપી સૃષ્ટિનો ઉત્પાદકજ થાય છે; માટે હે શ્રીમતિ અંબે! હે સેવકના મનની ઇચ્છા પૂર્ણ કરનારી કલ્પલતા! આ ગીતાનો અર્થ કહેવાની મને આજ્ઞા આપ. હે માતા! આ મારા ગ્રંથમાં નવ રસનો સાગર, અલંકારની ખાણ અને ભાવાર્થનો મેરુ નિર્માણ કર. દેશભાષારૂપી જમીનમાં અલંકારરૂપી સુવર્ણની ખાણ ઉઘડાવ;

અને વિચારરૂપી લતાની ચોતરફ વાવણી કરાવ. સંવાદફળના વિધાનરૂપી સિદ્ધાંતોના ગાઢા બગીચા તૈયાર કરવાની આજ્ઞા આપ. પાખંડરૂપી ટેકરા અને વિતંડાવાદરૂપી આડમાર્ગોને તોડી, કુતર્કરૂપી હિંસક પશુઓનો નાશ કર. મને શ્રીકૃષ્ણના ગુણ ગાવાને તત્પર રાખ અને શ્રોતાઓને શ્રવણના રાજ્યાસન પર આરૂઢ કર. ભાષારૂપી નગરમાં બ્રહ્મવિદ્યાનો સુકાળ કર અને સંસારમાં કેવળ બ્રહ્મસુખનોજ વ્યવહાર રહેવા દે. હે નિત્ય કૃપાદષ્ટિ માતા! તું તારા કૃપારૂપી પલ્લવનું મારા પર આચ્છાદન કરશે, એટલે આ પ્રમાણે ગ્રંથનિરૂપણ વગેરે સર્વ હું કરીશ. આટલી વિનંતિ સાંભળતાંજ શ્રીગુરુએ કૃપાદષ્ટિથી જ્ઞાનેશ્વર પ્રતિ જોઈ કહ્યું કે, 'હવે વધારે કહેવાની આવશ્યકતા નથી. હવે ગીતાર્થ કહેવાનો પ્રારંભ કર.' ત્યારે શ્રીજ્ઞાનેશ્વર મહારાજે કહ્યું કે, 'આ મારા પર મહાપ્રસાદજ થયો છે, તેથી હવે હું આનંદગીતાર્થ પરની કવિતા બોલીશ. તે પ્રતિ લક્ષ આપો

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યો:—

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥**

**શ્લોકાર્થ:**—હે દેવ! આ પ્રમાણે એકનિષ્ઠ બની જે આપના સગુણ રૂપની ઉપાસના કરે છે; અને જે અવ્યક્ત, અવિનાશી તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરે છે, તે બન્ને પ્રકારના ભક્તોમાંથી ભક્તિનું ખરું તત્ત્વ કોણ સમજ્યું છે? (૧)

**ટીકા:**—સકળવીરશિરોમણિ અને સોમવંશના વિજયધ્વજરૂપ પાંડુપુત્ર અર્જુન બોલ્યો:—હે શ્રીકૃષ્ણ! આપે મને જે વિશ્વરૂપ બતાવ્યું, તે પણ અદ્ભુત હોવાથી મારા ચિત્તમાં ભીતિ ઉત્પન્ન થઈ અને મને આપની આ સગુણ મૂર્તિના દર્શનની ટેવ હોવાથી મારા મનમાં તે પ્રત્યે ભાવ ઉત્પન્ન થયો. પરંતુ હે દેવ! આપે મારી માન્યતાનો અનાદર કર્યો. માત્ર સાકાર અને નિરાકાર એ ઉભય રૂપો નિઃસંશય આપનાંજ છે. ભક્તિથી આપના સગુણ રૂપની અને યોગથી નિર્ગુણ રૂપની પ્રાપ્તિ થાય છે. હે વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ! આપનીજ પ્રાપ્તિ કરવાને

માટે આ બન્ને માર્ગો છે. સાકાર તથા નિરાકાર એ બે એમાં સમરાએ છે. સુવર્ણની લગડીમાં જે કસ ઊતરે છે તેજ કસ તે લગડીમાંથી એક ટુકડો કાપી લેવામાં આવે તો તેમાંથી પણ ઊતરે છે; માટે આપના વ્યાપક અને એકદેશીય રૂપની યોગ્યતા સરખીજ છે. અમૃતના સમુદ્રમાં જે સ્વાદ રહ્યો છે, તે હથેળીભર અમૃતમાં રહેલો છે અને મારા મનનો અનુભવ ખરેખર એવોજ છે. પરંતુ હે દેવ! આપે ક્ષણભર જે વ્યાપક રૂપ ધારણ કર્યું હતું, તે આપનું ખરું સ્વરૂપ છે કે માત્ર લીલાજ છે, તે જાણવાની મારી ઇચ્છા છે. માટે જે પોતાનાં સર્વ કર્મો આપને માટેજ કરે છે, જેને મન આપના સિવાય બીજી વસ્તુ જગતમાં શ્રેષ્ઠ નથી અને જેણે પોતાના સર્વ મનોધર્મ આપની ભક્તિને વેચી દીધા છે; આ પ્રમાણે હે શ્રીહરિ! જે ભક્ત આપને હૃદયમાં ધારણ કરી આપની ઉપાસના કરે છે, જે આપના ૐકારથી પણ પર એવા અવ્યક્ત સ્વરૂપને ઉપાસે છે, કે જે સ્વરૂપનું વાણીથી વર્ણન કરી શકાતું નથી અને કોઈ પણ વસ્તુની સાથે જેની તુલના થઈ શકતી નથી. જે સ્વરૂપ અવિનાશી, નિરાકાર, સ્થળરહિત તથા નામરહિત છે અને જ્ઞાની લોકો જેની 'सोऽहंभाव'થી ઉપાસના કરે છે, એવા જ્ઞાનીઓમાં તથા ભક્તોમાં હે શ્રીઅનંત! ખરા યોગને કોણ જાણે છે તે મને કહો. અર્જુનનાં આ વચનોથી જગદ્બંધુ શ્રીકૃષ્ણ સંતોષ પામી બોલ્યા:— "વાહ! વાહ! પ્રશ્ન કરવાની શૈલી તેં ઉત્તમ રીતે સાધ્ય કરી છે."

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:—

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન! મારામાં ચિત્ત સ્થિર કરી નિત્યયુક્ત થઈ જે ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી મને ભજે છે, તે ભક્તિયોગને ઉત્તમ રીતે જાણે છે, એમ હું માનું છું. (૨)

ટીકા:—સૂર્યબિંબ અસ્ત થવાની સાથેજ તેનાં કિરણ પણ ચાલ્યાં જાય છે; કિંવા હે અર્જુન! વર્ષાઋતુમાં નદી જેમ અધિક વધે છે, તે પ્રમાણે મારી ભક્તિ કરતાં જેનામાં નિત્ય નવી

નવી શ્રદ્ધા દષ્ટિગોચર થાય છે; અથવા સમુદ્રને મળ્યા પછી પણ જેનો પ્રવાહ આવ્યાજ કરે એવી ગંગાની પેઠે જેના હૃદયમાં પૂર્ણ પ્રેમભાવ ઉછાળો માર્યા કરે છે; તેમજ દિવસ અને રાત્રિનો વિચાર ન લાવતાં કાયા, વાચા અને મનથી મારામાંજ ચિત્ત રાખી, જેઓ મારી ઉપાસના કરે છે અને એ પ્રમાણે જે ભક્તો પોતાની જાતને મારામાંજ અર્પણ કરી દે છે, તેમનેજ હું પરમ યોગયુક્ત સમજું છું. (૩૯)

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

શ્લોકાર્થ—પ્રાણીમાત્રનું હિત કરવાને તત્પર અને સર્વત્ર સમદષ્ટિવાળા જે પુરુષો સર્વ ઇંદ્રિયોનું નિયમન કરીને અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિંત્ય, કૂટસ્થ, અચલ, શાશ્વત તથા નાશરહિત બ્રહ્મની ઉપાસના કરે છે, તે મનેજ આવી મળે છે.

ટીકાઃ—અને હે અર્જુન! બીજા જે મારા જ્ઞાની ભક્તો છે તે 'અમે બ્રહ્મ છીએ' એવી વૃત્તિ ધારણ કરી, નિરાકાર બ્રહ્મને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. જે મનથી અચિંત્ય અને બુદ્ધિથી અગ્રાહ્ય છે તેને ઇંદ્રિયો શી રીતે જાણી શકે? અને જે ધ્યાનને માટે પણ ગૂઢ હોવાથી એક સ્થળે પ્રાપ્ત થતો નથી, જેને કોઈ પણ આકાર નથી, જે સર્વત્ર, સર્વદા સર્વરૂપે વ્યાપ્ત છે અને જેની પ્રાપ્તિ થતાં ચિંતન પણ આપોઆપ સ્તબ્ધ બની જાય છે; જે કદી ઉત્પન્ન થયો પણ નથી અને નષ્ટ પણ થવાનો નથી; તેમજ જે છે એમ પણ નથી અને નથી એમ પણ નથી; જેની પ્રાપ્તિનો મનના હાથમાં કશો ઉપાયજ નથી; જે ચાલતો પણ નથી અને હાલતો પણ નથી; જે સમાપ્ત પણ થતો નથી અને દૂષિત પણ થતો નથી; એવા બ્રહ્મને જેણે [illegible] બળથી પ્રાપ્ત કરી લીધો છે; વૈરાગ્યરૂપી પ્રચંડ અગ્નિથી [illegible] રૂપી સૈન્યને બાળીને જેઓએ પોતાની ઇંદ્રિયોને ધૈર્યથી [illegible] કરી લઈ, આત્મસંયમના માર્ગમાં ઉલટાવી દઈને [illegible]

પૂરી દીધી છે; જેણે અપાનવાયુના દ્વારને આસનની બળવાન મુદ્રા લગાડી મૂળબંધનો મિનારો ઊભો કર્યો છે; આશાનો પાશ તોડી નાખીને તથા અધીરાઈનો ડુંગર દૂર કરીને, નિદ્રારૂપી અંધકારનો જેણે નાશ કર્યો છે; મૂળબંધ આસનના જ્વાલાગ્નિથી શરીરમાંની સપ્તધાતુની હોળી કરીને, જેઓ વ્યાધિનાં મસ્તક ષટ્‌ચક્રને અર્પણ કરે છે; તથા કુંડલિનીની મશાલને આધારચક્ર પર પ્રકટાવીને તેના પ્રકાશથી શિખરપર્યંત જોઈ શકે છે; નવ દ્વારની ચોકીમાં ઈંદ્રિયનિગ્રહનો ખીલો ઠોકી સુષુમ્ણા નાડીનો માર્ગ જે ખુલ્લો કરી દે છે; જે પ્રાણશક્તિરૂપી ચામુંડાદેવીની પ્રીતિ પ્રાપ્ત કરવાને માટે સંકલ્પરૂપી મેંઢાંનો ભોગ આપીને મનોરૂપી મહિષાસુરનાં મસ્તકોનો બલિ આપે છે; જે ઇડા અને પિંગલા એ નાડીઓનું ઐક્ય કરી, અનાહત ધ્વનિની ગર્જના કરી, જીવનકલાના તળાવપર્યંત જઈ પહોંચે છે; પછી સુષુમ્ણા નાડીના મધ્યવિવરમાંના કોરેલા દાદર પરથી ઉપર ચડી મસ્તકમાંના બ્રહ્મરંધ્રપર્યંત પહોંચી જાય છે; ત્યારપછી ૐકારની તૃતીય માત્રારૂપ કઠિન નિસરણી પર ચઢી માયાને દબાવી બ્રહ્મને જઈ મળે છે. આ પ્રમાણે જેઓ સર્વત્ર સમાન બુદ્ધિ રાખી બ્રહ્મપ્રાપ્તિ કરી લેવા માટે વખત ન ખોતાં યોગાદિક કઠિન માર્ગ સ્વાધીન કરી લે છે; આ પ્રકારે હે અર્જુન! જેઓ પોતાને નિરવયવ પરમાત્મામાં લીન કરે છે તેઓ પણ મનેજ આવીને મળે છે. બાકી યોગના બળથી તેમને કાંઈ અધિક પ્રાપ્તિ થાય એમ નથી; ઊલટી તેમને અધિક યાતના ભોગવવી પડે છે. (૫૯)

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

શ્લોકાર્થઃ—નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનાર દેહધારી પુરુષને ઉપાસનાનું કષ્ટ ભોગવવું પડે છે અને અવ્યક્ત ગતિ મહાપ્રયાસથી પ્રાપ્ત થાય છે. (૫)

ટીકાઃ—પ્રાણી માત્રના કલ્યાણકર્તા, અનાશ્રિત અને અવ્યક્ત એવા જે બ્રહ્મ તેને ભક્તિ સિવાય પ્રાપ્ત કરી લેવાની જે ઇચ્છા કરે છે, તેને ઇંદ્રાદિક પદોરૂપી લૂંટારાઓ ઘેરે છે અને

રિદ્ધિસિદ્ધિની જોડી બ્રહ્મપ્રાપ્તિની આડે આવે છે. કામક્રોધાદિ પુષ્કળ ઉપદ્રવ ઉત્પન્ન થાય છે અને નિરાકાર પરબ્રહ્મની પ્રાપ્તિ કરવાને માટે તેને શૂન્ય વસ્તુ (આકાશ)ની સાથે યુદ્ધ કરવું પડે છે; તૃષાને તૃષાવડે તૃપ્ત કરવી પડે છે; ક્ષુધાને ક્ષુધાથીજ શાંત કરવી પડે અને નિરાકારની પ્રાપ્તિ માટે રાત્રિદિવસ વાયુનીજ ગણતરી કર્યા કરવી પડે છે. દિવસે તડકામાં સૂવું, ઇંદ્રિયોના નિરોધરૂપી ઉપભોગ લેવો અને વૃક્ષોની સાથે મિત્રભાવથી ખેલવું; ટાઢરૂપી ચાદરને ઓઢવી, ઉષ્ણતાથી આચ્છાદિત થવું અને વર્ષામાં બેસવું; કિંબહુના. હે અર્જુન! પતિ સિવાયજ રોજ સતી થઈ પડવા જેવો આ યોગ છે. આ સ્થળે પતિનું કાર્ય નથી કે કુલધર્મનું નિમિત્ત નથી; તો પણ મૃત્યુની સાથે નિત્ય નવી નવી લડાઈ કરવી પડે છે. આવું મૃત્યુથી પણ તીવ્ર જે વિષ છે તેને ગળી શકશે કે? ડુંગરને ગળવા જતાં મુખ ફાટી નહિ જશે કે? માટે હે મહાવીર! આવું યોગસાધન કરવાને જે નીકળ્યા છે, તેના નસીબમાં દુઃખરૂપી શુષ્ક ભાગજ લખેલો છે. બોખા માણસને લોખંડના ચણા ખાવાનો વખત આવે ત્યારે તેનાથી પેટ ભરાશે કે પ્રાણ જશે? કોઈ મનુષ્ય પોતાના બાહુથી સમુદ્ર તરી ગયો છે કે? કિંવા આકાશમાં કોઈ પગેથી ચાલ્યો છે કે? સમરાંગણમાં ગયા પછી સામા ઘા ઝીલ્યા વગર સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે કે? માટે હે અર્જુન! પાંગળો આદમી જેમ વાયુની સાથે હોડ કરી શકતો નથી, તેમ દેહાભિમાની જીવને નિરાકારની પ્રાપ્તિ થનાર નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ જે મનમાં ઇચ્છા ધારણ કરી અવ્યક્ત પ્રાપ્તિને માટે મહેનત કરે છે, તે ક્લેશનેજ પાત્ર થાય છે; અને હે પાર્થ! જેણે ભક્તિમાર્ગનો સ્વીકાર કર્યો છે તેને આવાં કષ્ટ ભોગવવાં પડતાં નથી.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

શ્લોકાર્થઃ-પરંતુ જે મત્પરાયણ થઇ સર્વ કર્મો મને

અર્પણ કરે છે અને મારું ધ્યાન ધરી અનન્યભાવથી મારી ઉપાસના કરે છે; (૬) તથા મારામાં જ પોતાનું ચિત્ત સમર્પણ કરી રહે છે એવા તે ભક્તનો, હે પાર્થ! હું જન્મમરણયુક્ત સંસારસમુદ્રમાંથી સત્વર ઉદ્ધાર કરું છું. (૭)

ટીકાઃ—જે વર્ણાશ્રમધર્મ પ્રમાણે કરવાનાં સર્વ કર્મો કર્મેન્દ્રિયો વડે સુખેથી કરે છે; વિધિનું પાલન કરીને અને નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરીને તથા સર્વ કર્મો મને અર્પણ કરીને તેનો નાશ કરે છે; કર્મ દ્વારા ઉત્પન્ન થતાં ફળો બાળીને ભસ્મ કરે છે; આ પ્રમાણે હે અર્જુન! સર્વ કર્મો મને અર્પણ કરી તેનો નાશ કરે છે; તથા જેના કાયિક, વાચિક અને માનસિક ભાવોની પણ મારા વિના અન્ય સ્થળે દોડ નથી હોતી; આ પ્રમાણે જે નિરંતર મારી સેવા કરીને મત્પરાયણ રહે છે, તેઓ મારા ધ્યાનના નિમિત્તથી મારું નિવાસસ્થાનજ બની રહે છે. એની પ્રીતિ મારી સાથે વ્યવહાર કરીને બિચારી મુક્તિ અને ભુક્તિને (ભોગને) પણ ફેંકી દે છે આમ અનન્યભાવથી મન, બુદ્ધિ અને શરીરથી પોતાનું સર્વસ્વ જ મને અર્પણ કરે છે, તેની શું એકાદ હું ઇચ્છા પરિપૂર્ણ કરું છું? નહિ, તેની તો સર્વ ઇચ્છાઓ મારે પૂર્ણ કરવી પડે છે. (૮૨)

હે પાર્થ! જે બાળક માતાના ઉદરથી જન્મે છે; તે તેની માતાને કેટલો બધો પ્રિય હોય છે! તેજ પ્રમાણે મારા ભક્તો ગમે તે અને ગમે તેવા હોય, પરંતુ તેમને હું પ્રિય છું અને મને તેઓ પ્રિય છે; અને તેમને જે ત્રાસ દેતા હોય તેમનો નાશ કરવાની તો મેં પ્રતિજ્ઞાજ લીધી છે. મારા ભક્તોને સંસારની ચિંતા શા માટે હોવી જોઇએ? શ્રીમંતની પત્ની કદી ટુકડા માગશે કે? એજ પ્રમાણે મારા ભક્તો તે મારા કુટુંબીજનો છે એમ સમજી, તેમના પર કોઈ સંકટ આવી પડે તો તેની મનેજ લજ્જા ઊપજે છે. આ સૃષ્ટિમાં મારા ભક્તોને જન્મમૃત્યુના તરંગોમાં ડૂબતા જોઈ મારા મનમાં એમ થાય છે કે, ભવસાગરમાં કોઇ પણ ભયરહિત નથી; માટેજ હે અર્જુન! રામ-

કૃષ્ણાદિ અવતાર લઈ હું તેમને ઘેર પહોંચી જાઉં છું. મારાં નામરૂપી હજારો નૌકા તૈયાર કરીને આ સંસારરૂપી સાગરમાંથી હું તેમનો તારક બનું છું. જે ઉપાધિરહિત હતા તેમને મેં મારું ધ્યાન ધરવાનો બોધ આપ્યો અને પરિવારવાળાઓને નામરૂપી નૌકા પર બેસાડયા છે. કેટલાકના પેટ સાથે પ્રેમરૂપી તૂંબડું બાંધીને તેમને મુક્તિરૂપી તટ પર આણ્યા છે. ઈશ્વરભક્ત નામ ધારણ કરનારા પશુ જીવાઓને પણ મેં વૈકુંઠના રાજ્યાસનને યોગ્ય બનાવ્યા છે; માટે મારા ભક્તોને કાંઇ પણ ચિંતા કરવાની નથી. કારણ કે તેમને તારવાને હું સદા સજ્જ ઊભો હોઉં છું; અને જ્યારથી ભક્તો પોતાની ચિત્તવૃત્તિ મારામાં સમર્પિત કરી દે છે, ત્યારથીજ તેમનામાં મારો પ્રવેશ થાય છે. માટે હે ભક્તરાજ ધનંજય ! હું તને ભક્તિમાર્ગ ગ્રહણ કરવાનો મંત્ર આપું છું. (૯૯)

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

શ્લોકાર્થઃ-હે અર્જુન ! તું મારામાંજ મન રાખ તથા મારામાંજ બુદ્ધિની સ્થાપના કર. એમ કર્યા પછી તું મારામાંજ વાસ કરશે, એમાં સંશય નથી. (૮)

ટીકાઃ-મન અને બુદ્ધિને નિશ્ચયસહિત મારા સ્વરૂપનાં વતનદાર કરી મૂક. એ બન્ને પ્રેમપૂર્વક મારા સ્વરૂપમાં પ્રવિષ્ટ થયાં એટલે તું મનેજ આવી મળશે. કારણ કે મન અને બુદ્ધિએ મારામાં વસવાટ કર્યા પછી, તારા અને મારા વચ્ચે દ્વૈતભાવ રહેશે કે ? દીપક બુઝાઇ જતાં જેમ તેનું તેજ નષ્ટ થાય છે, કિંવા સૂર્યબિંબ અદશ્ય થતાંની સાથે તેનો પ્રકાશ લય પામે છે; અથવા પ્રાણ જવાની સાથેજ ઇંદ્રિયો પણ ચાલી જાય છે; તે પ્રમાણે મન તથા બુદ્ધિ એકત્ર થઈને જ્યાં જાય છે, ત્યાં અહંકાર પણ આપોઆપ જાય છે. માટે મન તથા બુદ્ધિ મારા સ્વરૂપમાં સ્થિર કર; એટલે તું પણ મારા સર્વવ્યાપક રૂપને પ્રાપ્ત કરી શકશે. હે અર્જુન ! હું પ્રતિજ્ઞાથી કહું છું કે, મારા આ બોલવામાં જરા પણ અસત્ય નથી. (૧૦૩)

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९।

શ્લોકાર્થ:—હે ધનંજય ! જો તું તારું ચિત્ત મારામાં સ્થિ કરવાને સમર્થ ન હોય તો અભ્યાસના× યોગથી મને પ્રા કરી લેવાની ઇચ્છા કર. (૯)

ટીકા:—અથવા જો તું મન અને બુદ્ધિસહિત તારું ચિત્ત મારામાં સંપૂર્ણ રીતે અર્પણ કરવાને સમર્થ ન હોય તો દિવ સના આઠ પ્રહરમાં ક્ષણભર પણ મન અને બુદ્ધિને મને અર્પતો રહે. આથી જે જે ક્ષણે તારા મનને મારા સુખનો અનુભવ થશે, તે તે ક્ષણે તને વિષયો પ્રતિ અરુચિ ઉત્પન્ન થશે. જેમ શરદઋતુનો પ્રારંભ થતાંજ નદીઓમાં પાણી કમી થવા લાગે છે; તેમ જેમ મારામાં ચિત્ત ગૂંથાશે, તેમ તેમ તે પ્રપંચમાંથી હઠતું જશે. અથવા પૂર્ણિમા પછી ચંદ્ર જેમ દરરોજ ક્ષીણ થતાં થતાં અમાવાસ્યાએ અદૃશ્ય થઇ જાય છે, તેમ હે અર્જુન! તે ચિત્ત ધીમે ધીમે વિષયોપભોગમાંથી નીકળીને મારામાં લાગતાં લાગતાં અંતે મદ્રૂપજ થઈ જશે. જેને અભ્યાસયોગ કહે છે તે આજ છે, એમ નિશ્ચયપૂર્વક સમજ. એનાથી પ્રાપ્ત ન થઈ શકે એવી કોઇ પણ વસ્તુ નથી. અભ્યાસના બળથી કોઈ આકાશગતિ પ્રાપ્ત કરે છે, કોઈ વાઘ-સર્પાદિને સુધ્ધાં નિર્વૈર કરે છે, કોઇ વિષને પણ પચાવી જાય છે, કોઈ સમુદ્ર પર ચાલે છે અને કોઈ તો અભ્યાસના યોગથી વેદોને પણ મહાત કરી દે છે; અર્થાત્ અભ્યાસથી કોઈ પણ વસ્તુ પ્રાપ્ત ન થાય એમ નથી. માટે અભ્યાસના યોગથી તું મને આવી મળ. (૧૩૩)

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

શ્લોકાર્થ:—અભ્યાસ કરવાનું પણ જો તારામાં સામર્થ્ય

× પરમેશ્વરના અપાર ગુણ, મહિમા ઇત્યાદિનું ચિંતન, કીર્તન, શ્રવણ, અન્યોન્ય પ્રબોધન તથા ભગવદ્વિષયક ગ્રંથોનું પઠન-પાઠન ઇત્યાદિ જો કાળજીપૂર્વક અને લૌકિક કામના વિના કરાય તો તે પણ અભ્યાસયોગજ છે.

ટીકાઃ–કિંવા હે પાંડુકુમાર! જો આ પ્રમાણે તારાથી મને કર્મો પણ અર્પણ કરી ન શકાતાં હોય તો, તું આ માર્ગ ગ્રહણ કર. કર્મ કરવાને પ્રેરનારી જે બુદ્ધિ તેની પૂર્વે કિંવા પછી અથવા કર્માચરણની પૂર્વે કિંવા તેને અંતે, મારું સ્મરણ કરવું જો તને કઠિન લાગતું હોય, તો તે પણ એક બાજુ રહેવા દે અને તારી બુદ્ધિને ઇંદ્રિયનિગ્રહ કરવામાં રોક; અને જે જે વખતે જે જે કર્મો કરે તે નિષ્કામભાવથીજ કર. જે પ્રમાણે વૃક્ષ કિંવા વેલીને ફળો આવતાંજ તેઓ તેનો ઉપભોગ ન કરતાં તેનો પરિત્યાગ કરે છે, તે પ્રમાણે જે જે કર્મો કરે તેના ફળની આશા છોડી દે. મનમાં મને સ્મરીને કિંવા મને ઉદ્દેશી કોઇ પણ કર્મ કરવાની ખટપટ ન કરતાં, સર્વ કર્મોનાં ફળની આશા છોડી દે. જે પ્રમાણે ખડક પર વૃષ્ટિ થવાથી અને અગ્નિમાં બી વાવવાથી તે નિષ્ફળ થાય છે, તે પ્રમાણે જે જે કર્મો તું કરે તે સર્વને સ્વપ્નવત્ માન. અરે, જે પ્રમાણે પિતા પોતાની કન્યા પ્રત્યે નિષ્કામ રહે છે, તે પ્રમાણે જે જે કર્મો તું કરે, તેના ફળની કામના રાખીશ નહિ. જે પ્રમાણે અગ્નિની જ્વાળા આકાશમાં વ્યર્થ જાય છે, તે પ્રમાણે કર્મોથી ઉત્પન્ન થનારાં ફળોને જતાં કર. હે અર્જુન! કર્મો કરીને તેના ફળની ઇચ્છા ન રાખવી એ માર્ગ સામાન્ય જેવો લાગે છે; પણ સર્વ યોગોમાં તે યોગશ્રેષ્ઠ છે. આ પ્રમાણે કર્મો કરીને તેના ફળનો ત્યાગ કરવામાં આવે તો તે કર્મો પુનર્જન્મના કારણભૂત થતાં નથી. જેમ વાંસ એક વાર ફલિત થયા પછી પુનઃ ફળતો નથી;તેમ ઉક્ત માર્ગથી આ દેહની પુનર્જન્મની ભીતિ નિવૃત્ત થાય છે. કિંબહુના, જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે. પછી હે અર્જુન! અભ્યાસના યોગથી જ્ઞાન પ્રાપ્ત થાય છે; ત્યારપછી સર્વ મનોવૃત્તિ તથા સર્વ ધર્મ ધ્યાનને આલિંગન દે છે; અને સર્વ કર્મ આપોઆપજ દૂર રહે છે. જ્યારે કર્મ આપોઆપ દૂર રહે છે, ત્યારે ફળની ઇચ્છા પણ આપોઆપ નિવૃત્ત થઇ જાય છે; અને તેમ થતાં સર્વ શાંતિ સ્વાધીન થાય છે. માટે હે સુભદ્રાપતે! શાંતિ ઉત્પન્ન કરવાનો આજ એક માર્ગ છે, માટે તારે પ્રથમ અભ્યાસ કરવો જોઇએ.

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥**

**શ્લોકાર્થ**:–અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતાં (જ્ઞાનસહિત) ધ્યાન શ્રેષ્ઠ છે અને ધ્યાન કરતાં (જ્ઞાનધ્યાનયુક્ત) કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે. કારણ કે કર્મફળના ત્યાગ પછી તુરતજ શાંતિ પ્રાપ્તિ થાય છે. (૧૨)

**ટીકા**:–હે પાર્થ ! અભ્યાસ કરતાં જ્ઞાન કઠિન છે અને જ્ઞાન કરતાં ધ્યાન અધિક કઠિન છે. કર્મફળનો ત્યાગ એ ધ્યાન કરતાં પણ ઉત્તમ છે અને ત્યાગ કરતાં પણ બ્રહ્મરૂપપ્રાપ્તિનું સુખ વિશેષ છે. હે મહાવીર ! બ્રહ્મપ્રાપ્તિનો આજ માર્ગ છે અને એજ માર્ગથી જે શાંતિની પ્રાપ્તિ કરી લે છે; (૪૩)

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

**શ્લોકાર્થ**:–જે સર્વનો દ્વેષ કરતો નથી, જે ભૂતોનો મિત્ર છે, જે દયાળુ છે, જે મમત્વશૂન્ય છે, જે નિરહંકાર છે, જેને સુખ અને દુઃખ એ ઉભય સમાન છે, જે ક્ષમાવાન છે;

**ટીકા**:–તે ભૂતમાત્ર પ્રત્યે દ્વેષ કરતો નથી તથા ચૈતન્યની પેઠે પોતાનું અને પારકું એવો ભાવ રાખતો નથી. જે પ્રમાણે પૃથ્વી ઉત્તમ મનુષ્યનો ભાર સહન કરવો અને અપાત્ર મનુષ્યનો ભાર સહન કરવો નહિ એવો ભેદભાવ રાખતી નથી; અથવા જે પ્રમાણે પ્રાણને રાજાના દેહમાં રહેવું અને રંકના દેહમાં નરહેવું એવો ભાવ હોતો નથી; કિંવા પાણીને જેમ ગાયની તૃષા તૃપ્ત કરવી અને વાઘને વિષ બની મારી નાખવો એવી ઇચ્છા રહેતી નથી; તેજ પ્રમાણે પ્રાણીમાત્ર સાથે જેની સમાન મૈત્રી છે અને જે કૃપાને પણ આધારભૂત થાય છે; તથા જેના મનમાં હું અને મારું એવો ભાવ ઉદ્દભવતો નથી અને જેના મનથી સુખદુઃખ બન્ને સરખાં છે, તેજ પ્રમાણે ક્ષમામાં જે પૃથ્વી સમાન છે અને સંતોષને જેણે પોતાના ખોળામાં સ્થાન આપ્યું છે (તેજ યોગી છે અને તેજ મને પ્રિય છે).

**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥**

શ્લોકાર્થઃ-જે સર્વદા સંતુષ્ટ છે, જે સ્થિરચિત્ત છે, જેણે પોતાના મનનો સંયમ કર્યો છે, જેનો નિશ્ચય બળવાન છે અને જેણે પોતાનું મન તથા બુદ્ધિ મને અર્પણ કર્યાં છે; એવો જે મારો ભક્ત છે તે મને પ્રિય લાગે છે. (૧૪)

ટીકાઃ-વૃષ્ટિ સિવાય પણ સમુદ્ર જેમ સદાકાળ ભરેલો રહે છે, તે પ્રમાણે જે ઉપાયો કર્યા વિના પણ સહેજે આનંદમાં નિમગ્ન રહે છે; જે દૃઢતાથી મનને સ્વાધીન રાખે છે અને જેના નિશ્ચયના બળથી નિશ્ચયમાં ખરાપણું આવે છે; જેના હૃદયમંદિરમાં જીવ અને પરમાત્મા એ ઉભય એકજ આસન પર વિરાજે છે; એવો યોગસંપન્ન બનીને જે મન તથા બુદ્ધિને મારામાં સમર્પિત કરી દે છે; અને અંતરમાં ધ્યાનયોગથી તથા બાહ્ય રીતે અષ્ટાંગયોગથી સિદ્ધ થયો હોય તો પણ જે પ્રેમપૂર્વક મારામાંજ તલ્લીન રહે છે, હે અર્જુન! એવો જે મારો ભક્ત છે, તેજ યોગી છે અને તેજ મુક્ત છે. વધારે શું કહું ? તે સ્ત્રી અને હું પતિ હોઉં એટલો બધો તે મને પ્રિય છે; એટલુંજ નહિ પરંતુ તે મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે એમ કહેવું એ પણ અપૂર્ણજ છે. પ્રેમી ભક્તની વાત કેવળ જાદુ જેવીજ છે અને શબ્દ દ્વારા કહી સંભળાવવા યોગ્યજ નહિ છતાં પ્રેમજ એવો ઉચ્ચાર કરાવે છે અને એટલા માટેજ હું એને એવી ઉપમા આપી ગયો. બાકી શું પ્રેમનું વર્ણન કરી શકાય ખરું ? હે અર્જુન! હવે આ સર્વ વાત રહેવા દે; કારણ કે પ્રિય મનુષ્ય વિષે વાત નીકળતાં પ્રેમ દ્વિગુણ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. તેમાં વળી જો શ્રોતા પણ પ્રેમી મનુષ્યજ હોય, તો તો પછી તેના માધુર્યને શાની ઉપમા આપી શકાશે ? હે અર્જુન! તુંજ મારો પ્રિય છે અને શ્રોતા પણ તુંજ છે અને વળી પ્રિય ભક્તોનીજ વાત નીકળી છે તો હવે જે થવાનું હોય તે થાઓ; પરંતુ હું બોલીશજ; અને બોલવાનો પ્રસંગ મળ્યો એને પણ હું મારું સદ્ભાગ્યજ સમજું છું; એમ કહી દેવ ડોલવા લાગ્યા. પછી તેઓ બોલ્યાઃ-જે ભક્તને હું હૃદયમાં સ્થાન આપું છું તેનાં લક્ષણો હવે કહું છું, તે સાંભળ. (૧૬૪)

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो य स च मे प्रियः ॥ १५ ॥

શ્લોકાર્થઃ-જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને લોકોના સંસર્ગથી જેને સંતાપ થતો નથી તેમજ જે (વિષયસંબંધી) આનંદ, ક્રોધ, ભય તથા ત્રાસથી મુક્ત હોય છે, તે મને પ્રિય હોય છે. (૧૫)

ટીકાઃ-જે પ્રમાણે સમુદ્રની ગર્જનાથી જળચરો ભય નથી પામતાં અને જળચરોનો સમુદાય પુષ્કળ વધ્યા છતાં સમુદ્રને તેનો કંટાળો આવતો નથી; તેજ પ્રમાણે આ ઉન્મત્ત જગતથી જે ખેદ પામતો નથી અને જેનાથી લોકોને પણ ત્રાસ થતો નથી; વધારે શું કહું? શરીર જે પ્રમાણે અવયવથી કંટાળતું નથી તેજ પ્રમાણે 'હું જ સર્વેનો આત્મા છું' એમ માનીને જે પ્રાણીમાત્રથી કંટાળતો નથી, સમગ્ર જગતને પોતાનું શરીર માનવાને લીધે જેને પ્રિય અને અપ્રિય એવો ભેદ રહેતો નથી અને આ પ્રકારે દ્વૈતભાવનો લોપ થતાં થતાં જેનામાંથી આનંદ અને ક્રોધાદિ વિકાર નષ્ટ થાય છે, આ પ્રમાણે સુખદુઃખ જેને બાધા કરી શકતાં નથી; જે ભય, ઉદ્વેગ ઇત્યાદિકથી રહિત હોય છે અને આવી સ્થિતિ પ્રાપ્ત થયા છતાં પણ જે મારી ભક્તિ કરે છે, તે મને અતિ પ્રિય થઈ પડે છે. આ પ્રેમનું હું શું વર્ણન કરૂં? અરે! તે તો મારા પ્રાણનો પણ પ્રાણ છે. જે આત્માનંદથી તૃપ્ત થયો છે અને જે રૂપાંતર લઈને જન્મ પામ્યો છે, તે પૂર્ણતારૂપી તરૂણ સ્ત્રીનો પતિજ બની રહ્યો છે. (૧૭૧)

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

શ્લોકાર્થઃ-મારો જે ભક્ત નિઃસ્પૃહ, અંતર્બાહ્ય પવિત્ર, દક્ષ, ઉદાસીન, નિર્ભય અને ફળની ઇચ્છાથી કોઈ પણ કર્મ ન કરનાર એવો હોય છે, તે મને પ્રિય થઇ પડે છે. (૧૬)

ટીકાઃ-હે અર્જુન! તેનામાં કામનાનો સર્વથા લોપ હોય છે અને તેની વૃત્તિમાં નિરંતર સુખની વૃદ્ધિજ થયા કરે છે. કાશીક્ષેત્ર મુક્તિ પ્રાપ્ત કરી આપવાને માટે પ્રખ્યાત છે, પરંતુ

ત્યાં દેહ પાડયા વિના મુક્તિ મળતી નથી. હિમાલયમાં જવાથી દોષો ધોવાય છે, પરંતુ ત્યાં પણ હવા અનુકૂળ ન આવવાથી હાનિ થાય છે. પરંતુ સજ્જનના સમાગમથી કદીજ હાનિ ન થતાં પવિત્રતાજ પ્રાપ્ત થાય છે. પતિતપાવની ગંગાનું ઉદક પણ પવિત્ર છે અને પાપ અને તાપ દૂર કરે છે, પરંતુ તેમાં ડૂબવાની ભીતિ હોય છે. પરંતુ ભક્તિરૂપી નદી ઊંડી છતાં પણ મનુષ્ય જો તેમાં પ્રવેશ કરશે તો તે ડૂબશે નહિ અને પ્રાણની હાનિ પણ થશે નહિ; અને તેને અવિચ્છિન્ન મોક્ષની પ્રાપ્તિ થશે. જે સંતોના સમાગમથી ગંગાનાં પાતક પણ નષ્ટ થાય છે; તે સંતના સમાગમની પવિત્રતા કેટલી હોવી જોઈએ ? માટે જે પોતાની પવિત્રતાથી તીર્થને પણ આશ્રય આપે છે, તે મનના સર્વ વિકારોને વિખેરી નાખે છે. તે સૂર્યની પેઠે અંતર્બાહ્ય નિર્મળ હોય છે અને તેમને પોતાની દિવ્ય દૃષ્ટિ વડે બ્રહ્મતત્ત્વ દેખાય છે. જેમ આકાશ સર્વવ્યાપક છતાં પણ સર્વથી અલિપ્ત હોય છે, તેમ તેમનું મન સર્વ કાંઈ સમજવા છતાં પણ વસ્તુથી લિપ્ત થતું નથી. પક્ષી જેમ પારધીના હાથમાંથી છૂટતાં નિર્ભય બને છે, તેમ તે સંસારની ચિંતાથી અલિપ્ત થઈ નિરિચ્છ બની રહે છે. મરેલા મુડાદાને પોતાનું અંગ નાગું હોય તેની લજ્જા થતી નથી, તેમ જે નિરંતર સુખી હોય છે તેને કોઈ પણ વસ્તુ તુચ્છ લાગતી નથી; અને કોઈ પણ કર્મ કરવામાં તેના મનમાં કર્તૃત્વાભિમાન બિલકુલ હોતું નથી. અગ્નિ જેમ કાષ્ઠ વિના આપોઆપ બુઝાઈ જાય છે, તેમ મોક્ષના અંગભૂત ઉપશમ (શાંતિ) તેને પ્રાપ્ત થઈ હોય છે. હે અર્જુન! આ પ્રકારે આત્મસ્વરૂપથી ઓતપ્રોત ભરેલો પુરુષ દ્વૈતની પેલી પાર નીકળી ગયો હોય છે. છતાં ભક્તિ દ્વારા ઉત્પન્ન થતું સુખ ભોગવવાને માટે તે પોતેજ પોતાના બે ભાગ પાડે છે; તેમાં એકનું નામ 'સેવક' અને બીજાનું નામ 'દેવ' રાખે છે. આ પ્રકારે જે ભક્તિ ન કરનાર લોકોને ભક્તિમાર્ગનું આચરણ કરી બતાવે છે, તેના પરજ મારી પ્રીતિ હોય છે. તે મારું નિજ સ્વરૂપજ છે; તે મને મળે છે ત્યારે મને અત્યાનંદ થાય છે. તેને માટેજ

હું અવતારો ધારણ કરું છું, તેનેજ માટે મારે અહીંયાં વાસ કરવો પડે છે અને તેના પરથી હું પંચપ્રાણને પણ ઓવારી નાખું છું, એટલો તે મને પ્રિય હોય છે. (૧૮૯)

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**

શ્લોકાર્થઃ-જે ઇષ્ટ વસ્તુના લાભથી હર્ષ પામતો નથી, તે ન મળવાથી ખેદ પામતો નથી, તેના વિયોગથી શોક કરતો નથી અને તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતો નથી તથા શુભાશુભ કર્મોનો ત્યાગ કરે છે અને મારી ભક્તિ કરે છે; તે મને પ્રય છે.

ટીકાઃ-જે બ્રહ્મપ્રાપ્તિથી કોઇ પણ વસ્તુને ઉત્તમ માનતો નહિ હોવાથી તેને કોઇ પણ બીજા ઉપભોગથી સંતોષ થતો નથી; તે પોતેજ વિશ્વસ્વરૂપ હોવાથી દ્વૈતભાવને વીસરી જાય છે, જેથી તેના મનમાંથી દ્વેષ પણ નષ્ટ થાય છે. જે ખરેખર પોતાનીજ વસ્તુ છે તે કલ્પાંતે પણ નષ્ટ થનાર નથી, એમ સમજીને તે ગત વસ્તુનો શોક કરતો નથી. જે સ્વરૂપ કરતાં ઉત્તમ વસ્તુ આ જગતમાં કોઈ પણ નથી તે પોતેજ બની રહેવાથી તે કોઈ વસ્તુની ઇચ્છા કરતો નથી; તેને કોઇ પણ વસ્તુ સારી અથવા માઠી લાગતી નથી. જેમ સૂર્યની પાસે રાત્રિ તથા દિવસનો ભેદ લેશ પણ હોતો નથી; તેમ તે કેવળ જ્ઞાનસ્વરૂપ હોવા છતાં પણ પોતાનો કાળ ભજનમાં વ્યતીત કરે છે. આવા ભક્તના જેવી પ્રિય મને બીજી કોઇ પણ વસ્તુ નથી. (૧૯૬)

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥**

શ્લોકાર્થઃ-જે શત્રુ અને મિત્રની સાથે સરખી વર્તણુંક રાખે છે, જે માન અને અપમાનને સમાન માને છે, જે શીત અને ઉષ્ણ તથા સુખ અને દુઃખને સમાનજ ગણે છે અને જે કોઇ પણ વસ્તુ પર આસક્તિ ધરાવતો નથી; (૧૮)

ટીકાઃ-હે અર્જુન! જેના મનમાં વિષમતાનો લેશ પણ નથી અને જે શત્રુ તથા મિત્ર ઉભયને સમાનજ માને છે; કિંવા હે અર્જુન! જેમ દીપક ઘરનાં માણસોનેજ પ્રકાશ આપતો

અને પરાયાને ન આપવો એવો ભેદભાવ રાખતો નથી; વૃક્ષ જેમ પોતાના પર ઘા મારનારને અને પોતાના રોપનારને એકસરખીજ છાયા આપે છે; શેરડી પોતાને પાણી પાવાવાળાને મિષ્ટ અને યંત્રમાં ઘાલીને પીલનારને કટુ સ્વાદ કદી આપતી નથી; તે પ્રમાણે હે અર્જુન! તે શત્રુમિત્રમાં અને માનાપમાનમાં સમબુદ્ધિ રાખે છે. આકાશ જેમ ત્રણે ઋતુમાં સમાન હોય છે, તેમ તે શીતઋતુ અને ગ્રીષ્મઋતુને સરખીજ માને છે. હે અર્જુન! મેરુપર્વત જેમ ઉત્તર અને દક્ષિણ બન્ને દિશા તરફના વાયરાને સરખોજ માને છે, તેમ સુખ અને દુઃખમાં તે સમબુદ્ધિ રાખે છે. રાયથી રંકપર્યંત સર્વને ચંદ્રકિરણો જે પ્રમાણે એકસરખાંજ સુખકર હોય છે, તે પ્રમાણે તે પ્રાણીમાત્રને સમાન માને છે. સર્વ જગત પ્રત્યે પાણી એકસરખોજ સ્વાદ આપે છે, તેમ તે સર્વપ્રત્યે સમાન રહે છે અને તેથી ત્રણે લોકો તેની ઇચ્છા કરે છે. જે અંતર્બાહ્ય થતા વિષયોના સંબંધને તેમજ ભવિષ્યમાં પ્રાપ્ત થનારા વિષયોના સંબંધને ચિંતવતો નથી અને એકાંતમાં રહી પોતાના મનને મનમાંજ સ્થિર કરીને સુખ અનુભવે છે. (૨૦૬)

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

શ્લોકાર્થઃ—જેને નિંદા અને સ્તુતિ સમાન છે, જે મૌન ધારણ કરે ને, યદૃચ્છયા જે કાંઈ પ્રાપ્ત થાય તેથીજ જે સંતુષ્ટ રહે છે, જેનું કોઇ નિશ્ચિત સ્થાન નથી, જેની બુદ્ધિ સ્થિર હોય છે અને જે મારી ભક્તિ કરે છે, તે મનુષ્ય મને પ્રિય છે. (૧૯)

ટીકાઃ—જે નિંદાથી ક્રોધિત થતો નથી અને સ્તુતિથી ફુલાઇ જતો નથી; આકાશ સર્વવ્યાપક હોવા છતાં તેને કોઇ વસ્તુનો લેપ થતો નથી, તેમ જે નિંદા અને સ્તુતિને સરખીજ ગણીને સંસારમાં અને વનમાં સરખીજ વૃત્તિ રાખીને વિચરે છે; સંકલ્પવૃત્તિ ન હોવાથી સત્ય કે અસત્ય નહિ બોલતાં જે મૌની થઇ રહ્યો છે અને બ્રહ્મસ્થિતિના ઉપભોગથી દૂર થતો નથી, વૃષ્ટિ ન થવાથી સમુદ્ર ઘટી જતો નથી, તેમ પોતાની

ઇચ્છા અનુસાર બને તો પણ જે હર્ષ પામતો નથી અને ન બને તો પણ જે ખેદ પામતો નથી; વાયુ એક સ્થાને રહેતો નથી તેમ જે કયાંય પણ આશ્રય કરીને રહેતો નથી; જેમ વાયુ સર્વત્ર રહે છે, તેમ સર્વ જગત જેનું રહેઠાણ છે; આખું વિશ્વ મારું ઘર છે એવો જેનો પાકો નિશ્ચય થયો છે; કિંબહુના! સ્થાવરજંગમ વિશ્વજ જે પોતે બન્યો છે; અને હે અર્જુન! આવી પૂર્ણતાએ પહોંચ્યા છતાં પણ જે મારા ભજનમાં પ્રીતિવાળો છે તેને હું મારા મસ્તક પર મુકુટની પેઠે ધારણ કરું છું. ઉત્તમ પુરુષ આગળ મસ્તક નમાવવું એમાં તો આશ્ચર્યજ નથી. ત્રણે લોકમાં વસતાં સ્ત્રીપુરુષો જેનાં ચરણોનું તીર્થોદક લઈ પોતાને ધન્ય માને છે એવો જે હું, તે તેને મસ્તક પર ધારણ કરું છું. જે પૂર્ણ શ્રદ્ધાને પાત્ર હોય તેના પર કેવી રીતે પ્રેમ કરવો, તે વાત શ્રીશંકર ગુરુ હોય તોજ સમજી શકાય એવી છે; પરંતુ હવે એ વાત રહેવા દો. કારણ કે શંકરની શ્લાઘા કરવા જતાં આત્મસ્તુતિ કરવા જેવું થશે. માટે હે અર્જુન! આ દૃષ્ટાંત આ સ્થળે યોગ્ય નથી. રહસ્ય સમજી લે કે, મારા ભક્તને હું મારા મસ્તક પર ધારણ કરું છું. તે ચોથી *પુરુષાર્થસિદ્ધિ જે મોક્ષ તેને હાથમાં લઈને ભક્તિમાર્ગેજ જગતને ભક્તિનો પાઠ ભણાવતો હોય છે. તે બ્રહ્મપ્રાપ્તિનો પૂર્ણ અધિકારી હોવા છતાં મુક્તિની બાંધછોડ કરે છે, છતાં તે પાણી જેવો નમ્ર હોય છે. એટલા માટેજ હું તેને નમસ્કાર કરું છું, તેને મારા મસ્તક પર ધારણ કરું છું અને તેના પાદપ્રહારને અર્થાત્ શ્રીવત્સલાંચ્છન ચિહ્નને હું મારા હૃદય પર ધારણ કરું છું. તેના ગુણરૂપી અલંકારો હું મારી વાણીને ધારણ કરાવું છું (તેના ગુણાનુ[illegible] ગાઉં છું) અને તેની કીર્તિરૂપી અલંકારો શ્રવણેંદ્રિયને [illegible] કરાવું છું, (તેના યશ સાંભળું છું). આવા જે મારા [illegible] તેમને જોવા માટે નેત્રરહિત એવો જે હું, તે અ[illegible] તેમને જોઉં છું અને મારા હસ્તમાંના કમળથી [illegible] કરું છું. બે હસ્તો પર બીજા બે હસ્તો ધારણ કરી [illegible]

* પુરુષાર્થ ચાર છેઃ—ધર્મ, અર્થ, કામ [illegible]

ગન આપવાને માટે હું અવતાર ધારણ કરું છું. તેમની સંગતિના સુખાતિશયથી મારે–નિરાકારને પણ દેહ ધારણ કરવો પડે છે. વધારે શું કહું? તે મારો જીવ કિંવા પ્રાણજ છે! તે મારો પરમ મિત્ર છે એમ કહેવામાં અતિશયોક્તિ શું છે? એટલુંજ નહિ, પરંતુ જેઓ તેનાં ચરિત્રને શ્રવણ કરે છે, તે પણ પ્રાણ કરતાં મને અધિક પ્રિય બને છે. હે અર્જુન! તને આ જે સંપૂર્ણ યોગ કહી સંભળાવ્યો, તે ભગવત્પ્રાપ્તિના ઉપાયોથી ભરેલો ભક્તિયોગ છે. આ યોગસ્થિતિનું મહત્ત્વ એટલું વિશેષ છે કે, તેના પર હું અત્યંત પ્રીતિ કરું છું અને તેને મારા મનમાં તથા મસ્તક પર ધારણ કરું છું. (૨૯)

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥

**શ્લોકાર્થ**:–પણ મારા પર શ્રદ્ધા રાખી મત્પરાયણ થઇ મારા જે ભક્તો અત્યાર સુધી વર્ણવેલા ધર્મામૃતનું સેવન કરે છે, તે મને અતિશય પ્રિય છે.+ (૨૦)

**ટીકા**:—આ રમ્ય અને અમૃતવૃષ્ટિ કરનારી તથા ધર્માનુકૂળ યોગની વાત સાંભળીને જે તેનો અનુભવ લે છે તથા પૂર્ણ શ્રદ્ધા રાખી જે તેને મનમાં ઠસાવે છે અને પૂર્ણ વિચાર કરી જે તેનું આચરણ કરે છે; તેને જેમ ઉત્તમ ક્ષેત્રમાં બી વાવવાથી ઉત્તમ પાક ઊતરે છે, તેમ ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. જે મને શ્રેષ્ઠ તથા સર્વસ્વ માની મારા પ્રત્યે પ્રેમ ધરે છે, તેજ આ જગતમાં મારો ખરો ભક્ત અને ખરો યોગી છે અને હે પાર્થ! તેના પ્રત્યે મારા દિલમાં અતિશય પ્રેમ હોય છે. જેને ભક્તિકથા અત્યંત પ્રિય હોય છે, તેજ આ જગતમાં ખરું તીર્થ છે; તેજ પુણ્યક્ષેત્ર છે અને તેજ પવિત્ર પુરુષ છે. હું તેનું ધ્યાન ધરું છું, તેજ મારું પૂર્ણ દૈવત અને મારો ધનભંડાર પણ

+ ઉપર જણાવેલાં લક્ષણોવાળા આઠે પ્રકારના ભક્તોને ઉત્તમ સમજવા. પરંતુ એ ધર્મામૃતને જાણીને માત્ર વાતો અને દેખાવમાં ઊતરવાથી સર્વજ્ઞ ઈશ્વર કંઇ ઠગાતો નથી; કદાચ દુનિયા અંજાઈ જાય તો તે પણ સદાકાળ ઠગાયલી રહેતી નથી.

તેજ છે. વધુ શું કહું ? તેના દર્શન સિવાય મને સંતોષ થતો નથી. હે પાંડુસુત ! મારા પ્રેમાળ ભક્તની કથા જે કહે તેને હું મારો પરમ દેવતા માનું છું

સંજય કહે છે.—સર્વ જગતને આનંદ આપનાર અને સર્વ જગતને ઉત્પન્ન કરનાર જે મુકુંદ તે આ પ્રમાણે બોલ્યા —હે રાજા ધૃતરાષ્ટ્ર ! જે નિર્મળ, નિષ્કલંક, લોક પર કૃપા કરનાર, શરણાગતનું રક્ષણ કરનાર અને શરણાગતનું વિશ્રાંતિસ્થાન છે; દેવોને સહાય કરવી એજ જેનું શીલ, લોકોનું લાલન કરવું એજ જેની લીલા અને શરણાગતનું સંરક્ષણ કરવું એજ જેનો ખેલ છે; જે ધર્મ અને કીર્તિથી સરળ છે અને જે નિરુપમ બળવાન હોવા છતાં પણ બળિના પ્રેમબંધનથી બદ્ધ છે, જે ભક્તજનો પર પ્રેમ ધરનાર, ભક્તોને અનાયાસે પ્રાપ્ત થનાર, સત્યથી ચાલનારને તારનાર અને સકળ કળાના ભંડાર છે; એવા ભક્તોના રાજા વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ ભગવાન ભાગ્યશાળી અર્જુન પ્રત્યે બોલતા હતા અને અર્જુન સાંભળતો હતો. વળી સંજયે કહ્યું કે, હે રાજા ધૃતરાષ્ટ્ર ! હવે પછીનો કથાનો પ્રકાર સાંભળો. જ્ઞાનદેવ કહે છેઃ—તેજ રસભરિત કથા પ્રાકૃત ભાષામાં કહું છું તે સાંભળો. હે શ્રોતાજનો ! મારે આપના જેવા સંતોને શરણે જઇ આપની સેવા કરવી, એજ મને મારા ગુરુ નિવૃત્તિદાસે શીખવ્યું છે.

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां द्वादशोऽध्यायः ॥१२





# અધ્યાય ૧૩ મો—ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

આત્મરૂપ ગણેશનું સ્મરણ કરી સર્વ વિદ્યાઓનું આશ્રયસ્થાન એવા જે શ્રીગુરુના ચરણ, તેને હું નમસ્કાર કરું છું. જેમનું સ્મરણ કરતાં સર્વ વાચાશક્તિ સ્વાધીન થાય છે અને સર્વ વિદ્યા જિહ્વાગ્રે આવે છે; તેજ પ્રમાણે ભાષણમાં એટલું માધુર્ય આવે છે કે, તેની સમક્ષ અમૃત પણ ફિક્કું પડી જાય છે અને મુખમાંથી નીકળતા પ્રત્યેક અક્ષરને રસ અનુકૂળ થાય છે; ગર્ભિત અર્થોની રેલમછેલ ચાલે છે અને તે એક પછી એક રહસ્ય સૂત્રના માંડી આત્મજ્ઞાનનું હાર્દ સમજી શકાય છે. શ્રીગુરુના ચરણોનું સ્મરણ જો નિરંતર રહેતું હોય તો જ્ઞાનનો આત્મા અભ્યુદય થાય છે તે ચરણોમાં હું નમસ્કાર કરું છું. (૫)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યો—

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥

શ્લોકાર્થઃ—હે કેશવ! પ્રકૃતિ અને પુરુષ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ અને જ્ઞાન તથા જ્ઞેયને જાણવાની હું ઇચ્છા રાખું છું.

ટીકાઃ—પછી અર્જુન બોલ્યોઃ—હે દેવ પ્રકૃતિ તથા પુરુષ અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ ઈત્યાદિને આપની પાસેથી સંપૂર્ણ રીતે જાણી લઉં, એવી મારી આકાંક્ષા છે. (૬)

॥ श्रीभगवानुवाच ॥ ભગવાન બોલ્યા—

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

શ્લોકાર્થઃ—હે કુંતીપુત્ર! આ શરીરને 'ક્ષેત્ર' કહેવામાં આવે છે અને જે એને જાણે છે તેને તત્ત્વજ્ઞ પુરુષો 'ક્ષેત્રજ્ઞ' કહે છે.

ટીકાઃ–હે પાર્થ! સાંભળ આ દેહને ક્ષેત્ર કહેવામાં આવે છે અને જે એ ક્ષેત્રને જાણે છે તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે.(૭)

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! સર્વ ક્ષેત્રોમાં જે ક્ષેત્રજ્ઞ તે પણ હુંજ છું એમ જાણ; ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ વિષેનું જે જ્ઞાન છે તેજ ઉત્તમ જ્ઞાન છે, એવો મારો અભિપ્રાય છે. (૨)

ટીકાઃ–અને જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે અને જે સર્વ ક્ષેત્રોનું પોષણ કરે છે, તે હુંજ છું એમ નિશ્ચયપૂર્વક જાણ. જે જ્ઞાનથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને યથાર્થ જાણી શકાય છે તેનેજ હું જ્ઞાન સમજું છું.(૯)

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

શ્લોકાર્થઃ–તે ક્ષેત્ર શું, કયા પ્રકારનું અને કયા વિકારનું છે અને તેના વડે કયાં કાર્યો ઉત્પન્ન થાય છે તથા તે ક્ષેત્રજ્ઞ કોણ છે અને તેનામાં શું સામર્થ્ય છે તે સર્વ મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ. (૩)

ટીકાઃ–આ શરીરને જે અભિપ્રાયથી ક્ષેત્ર નામ આપવામાં આવ્યું છે, તે સર્વ અભિપ્રાય હું કહી સંભળાવું છું. એને ક્ષેત્ર શા માટે કહેવું? એ કેવી રીતે અને કયાં ઉત્પન્ન થાય છે? કયા કયા વિકારોથી એની વૃદ્ધિ થાય છે? એ સાડાત્રણ હાથનું નાનું સરખું છતાં કેટલું મહાન અને વિચારણીય છે? તથા ફલિત અને નિષ્ફળ ક્ષેત્ર કોનું છે? ઇત્યાદિ જે જે એના ગુણ છે તે ક્રમશઃ હું વર્ણવું છું, તે પ્રતિ તું લક્ષ આપ. એજ ક્ષેત્રને માટે શ્રુતિની બડબડ નિરંતર ચાલુ છે અને તર્કશાસ્ત્ર પણ એનોજ નિશ્ચય કરવા માટે સદૈવ ચર્ચા કર્યે જાય છે. એજ વાતને વાટતાં વાટતાં ષટ્શાસ્ત્રો÷ થાકીને બેઠાં છે; અને એટલા માટેજ અદ્યાપિ તેમનું ઐક્ય થયું નથી. આ ક્ષેત્ર વિષે એકમત સ્થાપન કરવા માટે અખિલ જગતમાં સર્વ શાસ્ત્રોની યુક્તિસહ ચર્ચા ચાલુ છે;

÷ ષટ્શાસ્ત્રઃ–ન્યાય, વૈશેષિક, યોગ, સાંખ્ય, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા.

પરંતુ અદ્યાપિ એકબીજાનાં મુખો મળ્યાં નથી અને ઐક્ય પણ થયું નથી. એનાજ સંબંધમાં યુક્તિપ્રયુક્તિઓ લડાવતાં લડાવતાં અંતે તેમનો પરાભવ થયો છે. એ ક્ષેત્ર કોનું છે તે કોઈ જાણતું નથી; પરંતુ તેને વિષે ધરાવવામાં આવતા 'હુંપણા'નું મહત્ત્વ શું વર્ણવીએ? નિત્ય ઘેરે ઘેર એનીજ માથાફોડ ચાલે છે. નાસ્તિકોનું મુખ બંધ કરવાને માટે વેદ અતીવ પ્રબળ છે, એવી સ્થિતિ જોઇને પાખંડીઓ વેદ વિષે જુદાજ પ્રકારનો બકવાદ કર્યા કરે છે. તેઓ કહે છે કે, તમે વેદો નિર્મૂળ છો અને વ્યર્થ બકબકારો કરનાર છો. જો આ વાતનો તમે અસ્વીકાર કરતા હો તો તેને સિદ્ધ કરવાનું અમે પ્રતિજ્ઞાસહ બીડું ઝડપીએ છીએ. આવા પાખંડીઓના સમૂહોના સમૂહો દૃષ્ટિગોચર થાય છે. કોઈ વસ્ત્રવિહીન થઈ ફરે છે, કોઈ મુંડન કરાવી ફરે છે, પણ તેમણે ઠરાવેલા સર્વ વિતંડાવાદ આપોઆપજ જમીનદોસ્ત થાય છે. આ ક્ષેત્ર મૃત્યુના પંજામાં સપડાઈ જશે એટલા માટે યોગી આગળ પ્રગતિ કરે છે. જે મૃત્યુથી ભીતિ પામે છે, તે એકાંતવાસ સેવી યમ–નિયમોનો સમુદાય એકત્રિત કરે છે. આ ક્ષેત્રનાજ અભિમાનને લઇને શ્રીશંકરે રાજ્યનો પરિત્યાગ કર્યો હતો અને તેને ઉપાધિ સમજીને સ્મશાનવાસ કર્યો હતો. આ ક્ષેત્રનું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરીશજ, એવી પ્રતિજ્ઞા લઈ શંકરે વનમાં વાસ કરી, દશ દિશાનેજ પોતાનાં વસ્ત્ર માન્યાં; અને કામને યોગથી ભ્રષ્ટ કરનાર જાણીને તેને બાળીને ભસ્મ કર્યો. આજ વસ્તુનો નિશ્ચય કરવાને માટે બ્રહ્માને ચાર મુખો ઉત્પન્ન થયાં પરંતુ તેમને પણ તેનું સંપૂર્ણ જ્ઞાન થયું નહિ.

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

શ્લોકાર્થઃ–આ ક્ષેત્રક્ષેત્રજ્ઞ–જ્ઞાન ઋષિઓએ વિવિ[illegible]
કારે કહેલું છે; ઋગ્વેદાદિ વેદોએ [illegible] પ્રણાલીથી [illegible]
વ્યું છે અને યુક્તિથી યુક્ત ત[illegible] બ્રહ્મસૂ[illegible]
દ્વારા પણ વર્ણવાયલું છે. (૪[illegible]

ટીકાઃ–કર્મવાદી કહે છે કે, [illegible]

માં છે અને તેની સર્વ વ્યવસ્થા પ્રાણને સોંપવામાં આવી છે; જે પ્રાણને ઘેર તેના ચાર બંધુઓ (અપાન, વ્યાન, સમાન તથા ઉદાન) અંગમહેનતથી પ્રયાસ કરે છે અને તેના પર દેખરેખ રાખનાર અધિકારી મન છે; તે મનને ત્યાં પંચજ્ઞાનેંદ્રિયો તથા પંચકર્મેંદ્રિયો બળદની જોડ બનીને રાત્રિદિવસ કાંઇ પણ બોલ્યા વિના વિષયરૂપી ક્ષેત્રમાં મહેનત કરે છે. પછી કર્તવ્યથી અંતઃકરણમાંથી દોષ દૂર કરવાની તકને ચૂકવીને (વિહિત કર્માચરણની સંધિ ખોઈ નાખીને) તથા અન્યાયનાં બીજ વાવીને તેને દુષ્કર્મોનું ખાતર પૂરે છે. આથી તેવાંજ ફળો આવીને કોટયવધિ જન્મપર્યંત જીવ દુઃખ ભોગવે છે; કિંવા વિહિત કર્માચરણરૂપી તકને સાધી લઇને સત્કર્મોરૂપી બીજ વાવીને કોટયવધિ જન્મપર્યંત સુખ ભોગવે છે.

પરંતુ સાંખ્યમતવાદીઓ આ અભિપ્રાયનો સ્વીકાર કરતા નથી. તેઓ કહે છે કે, ક્ષેત્ર એ જીવને સ્વાધીન નથી, જીવ તો એક વટેમાર્ગુ છે અને તે ભ્રમણ કરતો કરતો ક્ષેત્રમાં માત્ર અમુક સમયને માટેજ વાસ કરે છે; અને પ્રાણ તો પહેરેગીર હોવાથી સર્વદા જાગ્રત રહે છે. સાંખ્યમતવાદીઓ જે અનાદિસિદ્ધ પ્રકૃતિની સ્તુતિ કરે છે, તે પ્રકૃતિની વૃત્તિ આ ક્ષેત્રમાં છે, એમ તું જાણ; અને તે પ્રકૃતિનાજ ઘરનાં સર્વ રાચરચીલાં હોવાથી ક્ષેત્રનો સર્વ વહીવટ ઘરમાંજ થયા કરે છે. આ ક્ષેત્રમાં મૂળ વાવણી કરનાર જે આ સૃષ્ટિના મુખ્ય ત્રણ ગુણો છે; તે તે પ્રકૃતિના ઉદરમાંથીજ ઉત્પન્ન થયા છે. એમાંનો રજોગુણ વાવણી કરે છે, સત્ત્વગુણ સંરક્ષણ કરે છે અને તમોગુણ સર્વ પાકને એકઠો કરે છે. પછી મહત્તત્ત્વનાં ખળાં કરીને કાળ નામક જબરદસ્ત સાંબેલા વડે ફોતરાંમાંથી જેમ દાણા છૂટા પાડવામાં આવે, તેમ સંસારરૂપી ખળામાં જીવને રગડવામાં આવે છે અને એટલામાંજ અવ્યક્તરૂપ સંધ્યાકાળ—મરણ અનાયાસે આવી પહોંચે છે.

બુદ્ધિવાન સંકલ્પવાદીઓને આ વાત નહિ રુચવાથી તેઓ કહે છે કે, તમારી કલ્પના કેવળ પ્રાકૃત છે. બ્રહ્મની આગળ વળી પ્રકૃતિનો શું હિસાબ? આ ક્ષેત્રની ખરી વાત હું કહું છું

તે સાંભળો. લયરૂપી પલંગ પરની શૂન્યરૂપી શય્યા પર બળવાન સંકલ્પ ઊંઘતો હતો; તે અકસ્માત્ જાગ્રત થયો અને તે પોતાના વ્યાપારમાં સર્વદા ઉદ્યમી હોવાથી તેણે પોતાની ઇચ્છાનુરૂપ ધન પ્રાપ્ત કર્યું અને તે સંકલ્પના નિરાકાર રૂપમાંથી ત્રિભુવન જેવડો સ્થૂળ ભાગ અનેક પ્રકારના રૂપરંગવાળો ઊભો થયો. પછી ભિન્નભિન્ન પંચમહાભૂતોને એકત્ર કરી ભૂતગ્રામના જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્ભિજ્જ, એવા ચાર ઘાટ રચવામાં આવ્યા. પછી સૂક્ષ્મ પંચમહાભૂતના જુદા જુદા પેટાભેદ વડે બંધ તૈયાર કરવામાં આવ્યા; અને તેની ઉભય બાજુએ કર્મ-અકર્મના ઢગલા ખડકીને તેની વચ્ચે કેવળ પડતર જમીનમાંજ ખળાં બનાવ્યાં. પછી એજ સંકલ્પના યોગથી જન્મમૃત્યુને આવવા-જવા માટે સુલભ અને કદી બંધ ન પડે એવી વાટ તૈયાર કરવામાં આવી. પછી તેજ સંકલ્પે અહંકારની સાથે ઐક્ય કરીને બુદ્ધિ દ્વારા ચરાચરનો વ્યવહાર ચાલુ કર્યો. આ પ્રમાણે ચિદાકાશમાં સંકલ્પરૂપી શાખાંની વૃદ્ધિ થવાથી સર્વ પ્રપંચનું મૂળકારણ તે (સંકલ્પ) થયો. (૫૦)

આ પ્રમાણે સંકલ્પવાદીઓનાં મુક્તાફળો વિષે શ્રવણ કરી તે સ્થળે જે ઈતર (સ્વભાવવાદી)જનો હતા, તેઓ આગળ આવી બોલ્યા કે, આપ મહાસમર્થ વિદ્વાન છો, તો પણ આપનો અભિપ્રાય આપની પાસેજ રાખો. પરબ્રહ્મના ગામમાં સંકલ્પનું ગૃહ છે એમ જો માનવામા આવે તો પછી સાંખ્યોની પ્રકૃતિને શા માટે ન માનવી? એ પ્રકરણ શું છે તે અમેજ કહી શકીશું. આકાશનાં અભ્રોમાં પાણી કોણ ભરે છે? આકાશમાંથી નક્ષત્રો નીચે પડી જતાં નથી તેને કોનો આધાર છે? આકાશરૂપી છત્ર ઝોલ ખાતાં એકસરખું ટટાર તણાયેલું રહે છે તેને કોણે અને કયારે તાણ્યું? પવનને નિરંતર વાવાની આજ્ઞા કોણે કરી? શરીર પર જે રોમ દેખાય છે તેની વાવણી કોણે કરી? સમુદ્ર કદી ઘટતો નથી, તેમાં પાણી કોણ ભરે છે? વર્ષાની ધારા કોણ ઉત્પન્ન કરે છે? આ ઘટનાઓ પ્રમાણે તો ક્ષેત્ર એ સ્વભાવસિદ્ધજ છે, તેનો કોઇ પણ કર્તા નથી. જે એમાં પરિશ્રમ કરશે,

તેને એ ફળ આપશે, અને જે પરિશ્રમ કરશે નહિ તેને ફળ આપશે નહિ.

એટલામાં બીજો એક (કાલવાદી) ક્રોધિત થઇને બોલ્યો કે, તમે કહો છો તે સત્ય હોય તો આ ક્ષેત્ર પર કાળની સત્તા કેમ ચાલે છે? કાળનો સપાટો અનિવાર્ય છે એમ જાણ્યા છતાં જે મિથ્યાભિમાની છે, તે તેનો આદર નહિ કરતાં પોતાનાજ મતનું સમર્થન કરે છે. સિંહની ગુહાની પેઠે મૃત્યુ ભયંકર છે એમ સમજવા છતાં પણ જો તમે આ ક્ષેત્ર વિષે વ્યર્થ બકબકારો કરશો તો તેથી શું ફાયદો થશે? આ કાળ મહાકલ્પની પણ પેલી તરફ જઇને બ્રહ્મદેવનું સ્થાન જે મર્ત્યલોક તેને પણ પોતાના સપાટામાં લઈ લે છે. સ્વર્ગના અરણ્યમાં પ્રવેશ કરી નિત્ય નવા નવા અષ્ટલોકપાળ ઉત્પન્ન કરે છે અને આઠ દિશા પર રહેલા આઠે ઐરાવતોનો સંહાર કરે છે, એનાજ અંગવાયુથી જીવરૂપી મૃગ જન્મમૃત્યુના ખાડામાં પડી નિર્જીવ થઈ ભ્રમણ કરે છે. એ કાળે પોતાના પંજા કેટલા પ્રસાર્યા છે તે તો જુઓ! જગતરૂપી ગજરાજને તો એણે તે પંજામાંજ પકડી રાખ્યો છે. માટે સર્વ ઉપર કાળની સત્તા કહેવાય છે તે સત્યજ છે. આ પ્રમાણે હે અર્જુન! આ ક્ષેત્ર વિષે અનેક મતભેદ છે.

ઋષિઓએ નૈમિષારણ્યમાં આવા પુષ્કળ વાદવિવાદ કર્યા હતા એમ પુરાણો કહે છે. વેદમાંના અનુષ્ટુપાદિ છંદોમાં પણ એ વિષે પુષ્કળ ચર્ચા કરવામાં આવી છે અને અદ્યાપિ એ ક્ષેત્ર વિષે ગર્વથી ગ્રંથો રચવામાં આવે છે. વેદમાંનું બૃહત્સામ સૂત્ર કે જે જ્ઞાનદૃષ્ટિએ જોતાં અતિપવિત્ર છે, તે પણ ક્ષેત્ર એટલે શું તે સમજી શક્યું નથી; અને બીજા પણ પુષ્કળ દૂરદર્શી મહાકવિ આ ક્ષેત્ર વિષે વાદવિવાદ કરીને થાક્યા છે. એવું જ્ઞાન મેળવવું એટલું વિકટ છે કે, તે કોઇથી પણ નિશ્ચિતપણે કહી શકાતું નથી; માટે હવે એ ક્ષેત્ર એટલે શું એ વિષેનો આદિથી અંત સુધીનો વિચાર હું તને કહી સંભળાવું છું. (૭૧)

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ ५ ॥

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

**શ્લોકાર્થ**:–પંચમહાભૂતો, અહંકાર, બુદ્ધિ, મહત્તત્ત્વ, ઇંદ્રિયો, મન–અને જ્ઞાનેંદ્રિયોના શબ્દાદિક પાંચ વિષયો અને કર્મેન્દ્રિયોના (વાણી આદિ) પાંચ વિષયો,[1] (૫) ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત (સમુદાય), ચેતના[2] (ચૈતન્યની સત્તા-સ્ફૂર્તિ) તથા ધૈર્ય, એ વિકારથી યુક્ત આ (ક્ષેત્ર) શરીર[3] છે; તે મેં સંક્ષેપમાં કહ્યું.[4] (૫,૬)

**ટીકા**:–પંચમહાભૂતો, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો મળી દશ ઇંદ્રિયો; એક મન, જ્ઞાનેંદ્રિયોના પાંચ અને કર્મેન્દ્રિયના પાંચ મળી દશ વિષયો; સુખ, દુઃખ, દ્વેષ, સંઘાત, ઇચ્છા, ચેતના અને ધૃતિ; આ રીતે આ ક્ષેત્રનાં છત્રીસ તત્ત્વો છે તે તને સર્વ કહી બતાવ્યાં. હવે મહાભૂતો કયાં, વિષયો કયા, ઇંદ્રિયો કઈ એ વિષે પૃથક્ પૃથક્ વર્ણન કરી તને કહું છું. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચમહાભૂતો છે, એમ સમજ.

અહંકારનું રૂપ હવે દૃષ્ટાંતસહિત કહી બતાવું છું. જાગ્રદ-

૧. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.

૨. દેહ–ઇંદ્રિયોના સમુદાયમાં જણાતી અંતઃકરણની વૃત્તિ.

૩. પહેલા શ્લોકમાં શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે અને અહીં ચોવીસ તત્ત્વોવાળી પ્રકૃતિને 'ક્ષેત્ર' કહ્યું, તેથી પરસ્પર વિરોધ ભાસે છે, પણ તેમ નથી. કેમકે ચોવીસ તત્ત્વોવાળી પ્રકૃતિનેજ ક્ષેત્ર કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે. શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે તે તો આત્માના અજ્ઞાનને લીધે. શરીરરૂપે પરિણામ પામતી પ્રકૃતિ સાથે જીવને જે અહંતા–મમતા બંધાઇ ગઇ છે, તે અધ્યાસ દૂર કરવા માટે તથા શરીરરૂપી પ્રકૃતિથી આત્માની ભિન્નતા સમજાવવા માટે.

૪. તત્ત્વજ્ઞાનના અભાવેજ પ્રકૃતિ શરીરરૂપે પરિણામ પામેલી છે અને તેની સાથે જીવને અહંતામમતા બંધાઇ ગઇ છે. માટે તેને ટાળવા સારુ અહીં સુધીના શ્લોકોમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ભિન્નતા ટૂંકમાં સમજાવી. હવે એ ક્ષેત્રજ્ઞ અથવા જીવાત્મા એ જ્ઞાનને અનુસરતો પ્રયત્ન કરીને કેવી રીતે આગળ વધે છે તથા કઇ કઇ યોગ્યતાઓ પામીને તત્ત્વદર્શી સિદ્ધજ્ઞાની થઇ શકે છે તેની સમજણ આપે છે.

વસ્થામાં સ્વપ્ન જેમ ગુપ્ત હોય છે; અમાવાસ્યાને દિવસે ચંદ્ર જેમ ગુપ્ત હોય છે; નાના બાળકમાં તારુણ્ય જેમ ગુપ્ત હોય છે; પુષ્પની કળીમાં સૌગંધ્ય જેમ ગુપ્ત હોય છે અને કાષ્ઠમાં જેમ અગ્નિ ગુપ્ત હોય છે; તેજ પ્રમાણે માયાના ઉદરમાં એ અહંકાર ગુપ્ત હોય છે. જેમ હાડજ્વર કુપથ્યનું બહારનું શોધે છે અને કુપથ્ય થતાંજ અંતર્બાહ્ય વ્યાપી જાય છે; તેમ પંચમહાભૂતોનો સંયોગ થઈ દેહનો આકાર બને છે, ત્યારે જે દેહને ચોતરફ નચાવે છે તેનેજ અહંકાર કહેવામાં આવે છે. આ અહંકારની ગમ્મત એવી છે કે, તે જડની પાછળ ન પડતાં ચેતનવાળાનીજ પાછળ લાગે છે અને તેના પર નાના પ્રકારનાં સંકટો પાડે છે.

યદુરાજ શ્રીકૃષ્ણ કહે છેઃ–હે અર્જુન ! હવે જેને બુદ્ધિ કહેવામાં આવે છે તેનાં આ લક્ષણો છે. કામનું જોર ઉત્પન્ન થતાં જે ઇંદ્રિયોની સહાયથી વિષયોના સમુદાયને જીતી લાવે છે, અને સુખદુઃખની લૂંટનો જ્યારે જીવને અનુભવ લેવો પડે છે, ત્યારે સુખ અને દુઃખ એ ઉભયમાં વિશેષ યોગ્યતા કોની છે એ જેના યોગથી સમજી શકાય છે; આ દુઃખ છે, આ સુખ છે, આ આ પુણ્ય છે, આ પાપ છે, આ સત્કાર્ય છે, આ દુષ્કાર્ય છે, એ જાણવાનો વિવેક જેના યોગથી આવે છે; જેના યોગથી ઉચ્ચ-નીચને ઓળખી શકાય છે; નાનાંમોટાંને જાણી શકાય છે; અને જેની દૃષ્ટિથી જીવ વિષયોને ઓળખી શકે છે; જે જ્ઞાનતત્ત્વનું મૂળ છે, જે સત્ત્વગુણની વૃદ્ધિ પામતી દયા છે અને જે આત્મા તથા જીવ એ ઉભયની સંધિમાં વસે છે; તેજ હે અર્જુન ! બુદ્ધિ છે એમ સમજ. હવે અવ્યક્તનાં લક્ષણ સાંભળ. (૮૯)

હે મહાબુદ્ધિમંત ! સાંખ્યોએ જેને 'પ્રકૃતિ' એ સંજ્ઞા આપી છે તેનેજ તું હાલ 'અવ્યક્ત' નામથી ઓળખ; અને પૂર્વે ( સપ્તમ અધ્યાયમાં ) સાંખ્ય તથા યોગ આ મતો પૈકી પ્રકૃતિના જે બે પ્રકારો વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવ્યા છે તેમાંની બીજી જે જીવદશા તેનેજ, હે વીરશ્રેષ્ઠ અર્જુન ! અવ્યક્ત એ પર્યાયથી ઓળખવામાં આવે છે. પ્રભાત થતાંની સાથે જેમ આકાશમાં નક્ષત્રો અદૃશ્ય થાય છે; સૂર્યાસ્ત થતાંની સાથે પ્રાણી-

માત્રના વ્યાપાર બંધ પડે છે; દેહ નષ્ટ થયા પછી દેહથી લઈને વાસનાપર્યંત સર્વ વિકારો જેમ કર્મોમાં ગુપ્ત રહે છે; બીજના આકારમાં જેમ વૃક્ષ અંતર્ગત હોય છે, અથવા તંતુઓમાં જેમ વસ્ત્ર અંતર્ગત હોય છે; તે પ્રમાણે મહાભૂતો તથા ભૂતોનો સમુદાય પોતાનો સ્થૂળ ધર્મ છોડી જે સ્થળે સૂક્ષ્મ થઈ જેમાં લય પામે છે, તેજ હે અર્જુન ! અવ્યક્ત છે એમ તું સમજ. હવે સર્વ ઇંદ્રિયોના ભેદ કહું છું તે સાંભળ. (૯૭)

કર્ણ, નેત્ર, ત્વચા, નાક તથા જિહ્વા, એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. આ પાંચ પૈકી જેની સાથે બુદ્ધિ ભળે છે તેના દ્વારા તે સુખદુઃખનો નિર્ણય કરે છે. વાચા, હસ્ત, પાદ, ગુદા અને શિશ્ન એ ઇંદ્રિયોના બીજા પાંચ પ્રકાર છે; તેને કર્મેંદ્રિયો કહે છે. પ્રાણની સ્ત્રી ક્રિયાશક્તિ કે જે આ શરીરમાં વાસ કરે છે, તે પેલી પાંચ કર્મેંદ્રિયોના દ્વારથી અંતર્બાહ્ય જવાઆવવાનો વ્યાપાર કરે છે. શ્રીકૃષ્ણ કહે છેઃ—આ પ્રમાણે દશ ઈંદ્રિયોનું વર્ણન કર્યું; હવે મન એટલે શું તે કહું છું. (૧૦૩)

જે ઇંદ્રિયો તથા બુદ્ધિ એ ઉભયના સંગમમાં રજોગુણની ખાંધ પર પ્રકાશે છે; જેમ આકાશમાં નીલવર્ણ તથા મૃગજળના તરંગો વ્યર્થ ભાસે છે; તે પ્રમાણે વાયુનો જે વ્યર્થ ચમકાટ તેજ મન છે; અને શુક્ર તથા શોણિતનું ઐક્ય થઈ જ્યારે પંચતત્ત્વોનો આકાર બને છે ત્યારે એક વાયુતત્ત્વના સ્થાનભેદથી પાંચ ઉપપ્રાણ એવા દશ પ્રકાર બને છે. પછી તે દશભાગ પોતપોતાના ધર્મના બળથી દેહના એક એક ભાગમાં વસે છે. તેમાં કેવળ ચાંચલ્ય રહેતું હોવાથી તેના અંગમાં રજોગુણનું જે બળ ઉત્પન્ન થાય છે, તે બુદ્ધિના બાહ્યભાગ પર અને અહંકારના મધ્યભાગમાં બળવાન થઇને રહે છે. તેનું 'મન' એ નામ વ્યર્થ છે; બાકી તે મૂર્તિમંત કલ્પનારૂપજ છે. જેના યોગથી બ્રહ્મને જીવદશા સ્વીકારવી પડી; જે કોઇ પણ કાર્યનું મૂળકારણ છે; જેના યોગથી વાસના ઉત્પન્ન થાય છે; જે સદૈવ અહંકારની સાથે સ્પર્ધા કરે છે; જેના યોગથી ઇચ્છાની વૃદ્ધિ થાય છે; આશા પ્રબળ થાય છે અને ભયને સહાય મળે છે; જેમાં

દ્વૈતભાવ ઉત્પન્ન થાય છે; જેના યોગથી અજ્ઞાનને જોર મળે છે; જે ઇંદ્રિયોનો વિષયમાં પ્રવેશ કરાવે છે; જે ક્ષણમાં સૃષ્ટિ ઉત્પન્ન કરે છે અને નાશ પણ કરે છે; જે મનોરથની ઉતરડ ખડકીને તેને પાછી પણ ઉતારી પાડે છે; જે ભ્રમોનો ભંડાર અને વાયુતત્ત્વનો અર્ક છે; અને જે બુદ્ધિનું કાંઈ પણ ચાલવા દેતું નથી—અર્થાત્ તેનો વિરોધ કરે છે; તેનેજ હે અર્જુન! મન કહેવામાં આવે છે, એ નિઃસંશય છે. હવે વિષયોના ભેદ કેવા છે તે સાંભળ. (૧૧૬)

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષયો છે. જે પ્રમાણે પશુ લીલા ચારા તરફ દોડયું જાય છે, તે પ્રમાણે આ પાંચ જ્ઞાનેંદ્રિયોના દ્વારથી જ્ઞાન બહાર દોડી આવે છે. પછી સ્વર તથા વર્ણનો ઉચ્ચાર, વસ્તુનું ગ્રહણ અને પરિત્યાગ, ચાલવું અને મળમૂત્રનો ત્યાગ કરવો, એ પાંચ કર્મેંદ્રિયોના પાંચ વિષયો છે. જેના યોગે ક્રિયા બહાર દોડી આવે છે, એવા આ જ્ઞાનેંદ્રિયોના અને કર્મેંદ્રિયોના દશ વિષયો આ દેહમાં છે. હવે ઇચ્છા એટલે શું તે કહું છું.

પૂર્વે જે પદાર્થનો ઉપભોગ લીધો હોય તેનું જે સ્મરણ થવું; કર્ણપટ પર શબ્દ અથડાતાંની સાથેજ જે વૃત્તિ પ્રકટ થવી; ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ થતાં કામનો ટેકો ગ્રહીને જે વૃત્તિ તરતજ ઊપજે છે; જે વૃત્તિનો ઉદ્ભવ થવાથી મન આમતેમ ભ્રમણ કરવા માંડે છે અને જ્યાં જવું ન જોઈએ એવા સ્થળે ઇંદ્રિયો મોં ઘાલે છે; જે વૃત્તિની સંગતિથી બુદ્ધિ ઉન્મત્ત બની જાય છે અને જે વિષયો પર પ્રીતિ કરે છે; તે વૃત્તિને ઇચ્છા કહેવામાં આવે છે. ઇચ્છા ઉત્પન્ન થતાંની સાથે પોતાના ઉપભોગ માટે વિષયો મળતા નથી ત્યારે ઇંદ્રિયોની જે વૃત્તિ ઉત્પન્ન થાય છે તેને દ્વેષ કહેવામાં આવે છે. હવે સુખનું લક્ષણ એ છે કે, તે પ્રાપ્ત થતાં જીવને બીજી સર્વ વસ્તુની વિસ્મૃતિ થાય છે. જે કાયા, વાચા અને મનને પોતાના સોગંદ આપી દેહની સ્મૃતિનો નાશ કરે છે; જે પ્રાપ્ત થતાંની સાથે પ્રાણ પાંગળો બની જાય છે અને સાત્ત્વિક વૃત્તિ પૂર્વ કરતાં દ્વિગુણ વૃદ્ધિ પામે છે; જે ઇંદ્રિયોની સર્વ વૃત્તિને હૃદયના એકાં-

તમાં થાબડીને નિદ્રાગ્રસ્ત કરે છે; વધારે શું કહું? જીવને આત્માનો લાભ થતાં જે ઉત્પન્ન થાય છે, તેનેજ સુખ કહેવામાં આવે છે; અને હે પાર્થ! એવા લાભ વિનાની જે સ્થિતિ છે તેજ દુઃખ છે, એમ સમજ. જ્યાં કલ્પના ઉત્પન્ન થાય છે તે સ્થળે સુખ થતું નથી અને કલ્પનનો નાશ થતાંની સાથે તે સ્વાભાવિક રીતે પ્રાપ્તજ થાય છે; માટે કલ્પના નષ્ટ થવી અને ઉત્પન્ન થવી એજ સુખદુઃખનાં કારણ છે.

હવે હે અર્જુન! અલિપ્ત અને સાક્ષીભૂત એવા બ્રહ્મ—ચૈતન્યની જે આ દેહમાં સત્તા છે, તેને ચેતના કહેવામાં આવે છે. આ શરીરમાં જે નખથી શિખપર્યંત સર્વદા જાગ્રત હોય છે; અને જાગૃતિ, સ્વપ્ન તથા સુષુપ્તિ, આ ત્રણે અવસ્થામાં જે સમાન અને વિકારરહિત હોય છે; જેના યોગથી મન, બુદ્ધિ ઈત્યાદિકને ચેતના મળે છે અને જે માયારૂપી વનને સર્વદા વસંતઋતુવત્ પ્રફુલ્લિત રાખે છે; અને જેનો જડ તથા ચેતન વસ્તુઓમાં અંશરૂપે એકસરખો સંચાર હોય છે, તેને ચેતના કહેવામાં આવે છે. રાજા અને તેનું કુટુંબ કંઇ પણ કરતું નથી; ફક્ત તેની આજ્ઞાથીજ સૈનિકો પરચક્રને જીતી લે છે; કિંવા ચંદ્રના યોગથી જેમ સમુદ્રમાં ભરતી આવે છે, લોહચુંબકના સાન્નિધ્યમાત્રથી જેમ લોખંડમાં ચંચલપણું આવે છે, સૂર્યનો પ્રકાશ માત્રજ જે પ્રમાણે સર્વ જીવો પાસે વ્યાપાર કરાવે છે; સ્તનને મુખ લગાડવા દીધા સિવાય કાચબી જેમ કેવળ નજરથી પોતાનાં બચ્ચાંનું પોષણ કરે છે; તે પ્રમાણે હે અર્જુન! આ શરીરમાં આત્માની સમીપતાથી જડ વસ્તુઓમાં જે સ્ફૂર્તિ ઊપજી આવે છે તેનું નામ ચેતના છે. હવે ધૈર્યના ભેદ કયા છે તે સાંભળ. (૧૪૨)

પંચતત્ત્વોને જાતિસ્વભાવથીજ એકબીજાની સાથે પ્રકટ વૈર હોય છે. જેમકે પાણી પૃથ્વીનો નાશ કરે છે, તેજ પાણીનું શોષણ કરે છે, તેજનું વાયુની સાથે યુદ્ધ ચાલે છે અને આકાશ વાયુને સહજ ભક્ષી જાય છે. જેમ આકાશ સર્વત્ર ભરેલું હોવા છતાં કદી પણ કોઈ વસ્તુની સાથે ન ભળતાં સર્વથી અલિપ્તજ હોય છે; તેમ પંચમહાભૂતો એકબીજાથી વિરુદ્ધ હોવા છતાં

પણ દેહમાં એકત્ર રહે છે; અને ભિન્નભાવનો વિવાદ છોડી પોતાના ગુણો દ્વારા એકબીજાનું પોષણ કરે છે. આ પ્રમાણે વિરોધ છતાં પણ જેના યોગથી પાંચેમાં મૈત્રી થાય છે અને ધૈર્ય કાયમ રહે છે, તે વૃત્તિને હું ધૃતિ કહું છું. (૧૪૮)

અને હે પાંડવ! જીવની સાથે આ છત્રીસ તત્ત્વોનું જે ઐક્ય થાય છે તેનેજ સંઘાત કહેવામાં આવે છે. આ પ્રમાણે આ છત્રીસ ભેદ તને સ્પષ્ટ રીતે કહ્યા અને એ સર્વના સમુદાયનેજ 'ક્ષેત્ર' નામ પ્રાપ્ત થયું છે. બાપુ અર્જુન! રથના સર્વ ભાગો મળવાથી જે પ્રમાણે રથ નામની ઉત્પત્તિ થાય છે; જેમ પગથી લઇને મસ્તકપર્યંત સર્વ અવયવો મળીનેજ દેહ નામ ઉત્પન્ન કરે છે; હાથી, ઘોડા, રથ અને પાયદળ, એ સર્વના સમુદાયને જે પ્રમાણે સેના નામ પ્રાપ્ત થાય છે; અક્ષરોના સમુદાયને જેમ વાક્ય કહેવામાં આવે છે; મેઘોના સમુદાયને જેમ અભ્ર કહેવામાં આવે છે; સર્વ લોકોના સમુદાયને જેમ જગત કહેવામાં આવે છે; તેલ, વાટ અને અગ્નિ એકત્ર મળવાથી તે જેમ દીપક કહેવાય છે; તેજ પ્રમાણે આ છત્રીસ તત્ત્વો જ્યારે એક સ્થળે મળે છે, ત્યારે તે સર્વના સમુદાયને ક્ષેત્ર કહેવામાં આવે છે; અને સર્વ પ્રાણી જગતમાં રહીને જે પાપની કિંવા પુણ્યની કમાઇ કરે છે, તેને પાક સમજીને મેં તેને વિનોદથી 'ક્ષેત્ર' નામ આપ્યું છે. કોઈ આ ક્ષેત્રને દેહ પણ કહે છે—અર્થાત્ એને અનેક નામો છે. બ્રહ્મની આ બાજુએ બ્રહ્માથી લઇને સ્થાવરજંગમપર્યંત જે જે વસ્તુ નિર્માણ થાય છે અને લય પામે છે તે સર્વ ક્ષેત્રજ છે; પરંતુ દેવ, મનુષ્ય, સર્પ એવી જુદી જુદી યોનિઓમાં જે નિર્માણ થાય છે તે સર્વ સત્ત્વ, રજ અને તમ એ ગુણોની સંગતિથીજ ઉત્પન્ન થાય છે. (૧૫૯)

હે અર્જુન! આ ગુણો વિષેનો વિચાર આગળ (ચૌદમા અધ્યાયમાં) કહીશ. આ સ્થળે તો તને જ્ઞાનનું સ્વરૂપ કેવું છે તે કહું છું. ક્ષેત્રનાં સર્વ લક્ષણો વિકારસહિત તને કહી સંભળાવ્યાં; અને હવે જે દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે તે ઉદાર જ્ઞાન વિષે કહું છું, તે સાંભળ. જે જ્ઞાનને માટે યોગી લોકો સ્વર્ગનો આડ-

માર્ગ ઓળંગીને આકાશને પણ ગળી જાય છે તથા સિદ્ધિની ગરજ રાખતા નથી; રિદ્ધિની સ્પૃહા કરતા નથી અને કઠિન યોગસાધન આચરે છે; તપરૂપી કિલ્લા ઉલ્લંઘી કોટયવધિ યજ્ઞો ઓવારી નાખી કર્મકાંડરૂપી વલ્લીને ઉખેડી નાખે છે; પુષ્કળ પ્રકારના ઉપાસનામાર્ગો સ્વીકારી જેને માટે ખુલ્લા અંગથી ફરે છે; અને કેટલાક સુષુમ્ણાના ગુપ્ત માર્ગમાંજ પ્રવેશે છે; જે જ્ઞાનની પ્રાપ્તિને માટે સર્વ ઋષિઓ મનમાં ઉત્કટ ઇચ્છા ધારણ કરીને વેદરૂપી વૃક્ષનાં પાન પર ચાલે છે; કેટલાક ગુરુસેવાથી જ્ઞાનપ્રાપ્તિ થશે એવી બુદ્ધિથી અનેક જન્મોને ગુરુસેવા પર ઓવારી નાખે છે; જે જ્ઞાનની પ્રાપ્તિ થતાં અજ્ઞાન નષ્ટ થાય છે અને જીવ તથા આત્માનું ઐક્ય થાય છે; જે જ્ઞાન ઇંદ્રિયોને વિષયની ઇચ્છા ધરવા દેતું નથી; કર્મોની આકાંક્ષાને છિન્નભિન્ન કરી નાખે છે અને મનની ચિંતાને દૂર કરે છે; જે જ્ઞાનનો લાભ થવાથી દ્વૈતનો અભાવ થાય છે અને અદ્વૈતનો સુકાળ થઈ રહે છે; જેના યોગથી ગર્વનો સર્વથા નાશ થઇ જાય છે; જે જ્ઞાન માયાનો પત્તો લાગવા દેતું નથી અને જેનામાં પોતાપારકાનો ભાવ પ્રવેશતો નથી; જે સંસારને સમૂળ ઉખેડી નાખે છે, સંકલ્પરૂપી કાદવને ધોઈ નાખે છે અને સર્વવ્યાપક પરબ્રહ્મનો મેળાપ કરાવી આપે છે; જેની પ્રાપ્તિ થતાં પ્રાણ પાંગળો બની જાય છે; જે જ્ઞાનની સત્તાથીજ જગતના સર્વ વ્યાપાર ચાલે છે; અને જેના પ્રકાશથીજ બુદ્ધિ પ્રૌઢ થઈ જીવ આનંદમય રહે છે; એવું જે જ્ઞાન તે પવિત્રતાનો ભંડાર છે અને તેની પ્રાપ્તિ થતાં વિષયોથી આવૃત થયેલું મન નિર્મળ બને છે. આત્માને 'હું જીવ છું' એવો જે ક્ષયરોગ લાગુ પડેલો છે તે તેની પ્રાપ્તિથી લય પામે છે. તે જ્ઞાનનું નિરૂપણ કરવું અશક્ય છતાં પણ હું સમજાવીને કહું છું; તો તે બરાબર સમજી લો; બાકી તે આંખ વડે દેખાય એવી વસ્તુ નથી. એ જ્ઞાન જ્યારે આ શરીરમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તે ઇંદ્રિયોનાં આચરણ પરથી દૃષ્ટિગોચર થાય છે. વૃક્ષોની પ્રફુલ્લતાથી જેમ વસંતઋતુનો પ્રારંભ સમજાય છે, તેમ ઇંદ્રિયોના વ્યાપારથી જ્ઞાનપ્રાપ્તિની પ્રતીતિ થાય

છે. વૃક્ષના મૂળમાં પાણી પહોંચ્યું એટલે જેમ શાખાઓમાં પણ પ્રફુલ્લતા જણાય છે; અંકુરની કોમળતા ઉપરથી જેમ જમીનની મૃદુતા જણાઇ આવે છે; વર્તણૂક ઉપરથી જેમ માણસનું કુળ જણાઇ આવે છે; આદરાતિથ્ય પરથી જેમ સ્નેહભાવ જણાઈ આવે છે; એકાદ માણસનું દર્શન થતાંજ મન પ્રફુલ્લિત થવાથી તે કોઇ પુણ્યપુરુષ છે એવું જેમ અનુમાન થઈ શકે છે; કેળમાં ઉત્પન્ન થયેલું કપૂર જે પ્રમાણે તેની વાસ પરથી ઓળખાઇ આવે છે; કિંવા અંધારી કોટડીમાં રાખેલા દીપકનો પ્રકાશ જેમ બહારથી જણાઇ આવે છે; તે પ્રમાણે હૃદયમાં જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી શરીર પર તેનાં જે લક્ષણો દષ્ટિગોચર થાય છે,તે હવે કહી સંભળાવું છું. તે લક્ષ દઇને તું ઉત્તમ રીતે સાંભળ. (૧૮૪)

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

શ્લોકાર્થઃ—માનની ઇચ્છાનો લોપ, દાંભિકતાનો અભાવ, અહિંસા, શાંતિ, સરળતા, આચાર્યોપાસન, આંતર્બાહ્ય પવિત્રતા, સ્થિરતા અને આત્મસંયમ; (૭)

ટીકાઃ–કોઇ પણ વિષયની જેને ઇચ્છા હોતી નથી અને લોકોનાં વખાણ જેને અસહ્ય બોજા જેવાં લાગે છે; પોતાના ગુણોનું વર્ણન સાંભળીને, પોતાને સન્માન અપાતું જોઇને, વ્યાઘ્રે ઘેરેલાં હરિણની પેઠે કિંવા નદીના પૂરમાં અધવચ સપડાયેલા મનુષ્યની પેઠે જે ગભરાઈ જઇ પોતાની પાસે મોટાઇને આવવા દેતો નથી; લોકો પોતાને પૂજ્ય માને એવો દેખાવ ન કરવો, પોતાની કીર્તિ ન સાંભળવી અને પોતે કોણ છે તેની લોકોને સ્મૃતિ પણ ન થાય એવી જેની ઇચ્છા હોય તે પુરુષ સત્કાર કે આદરનો સ્વીકાર શાનોજ કરે? કોઈ તેને નમસ્કાર કરે તો તે તેને મૃત્યુસમાન લાગે છે. બૃહસ્પતિના જેવી સર્વજ્ઞતા હોવા છતાં પણ તે પોતાનું માહાત્મ્ય વધવાની ભીતિથી પોતાનું શાણપણ અને શ્રેષ્ઠતા છુપાવે છે અને અતિપ્રેમથી ગાંડપણ સ્વીકારે છે. જેને કીર્તિનો કંટાળો અને શાસ્ત્રો તરફ ઉદાસીનતા હોઇને સ્વસ્થતાપૂર્વક બેસી રહેવા પરજ અતિ

પ્રીતિ હોય છે; લોકો પોતાનું અપમાન કરે અને આપ્તવર્ગ પોતાની સંગતિ કરે નહિ એવી જેની ઇચ્છા હોય છે; યોગ્યતા હોવા છતાં પણ હીનતાજ જણાઇ રહે એવું બહુધા વર્તન રાખે કે જેથી પોતાની હયાતી વિષે લોકો સંદેહમાં રહે; આ તે પોતાના પગ વડે ચાલતો હશે કે વાયુની ગતિ વડે ધકેલાતો હશે, એવો ભાસ થાય એવું તે પોતાનું વર્તન રાખે છે. પ્રાણીમાત્રને પોતાથી દુઃખ ઉત્પન્ન ન થાય, પોતાના અસ્તિત્વ અને નામરૂપનો લય થાય એવી જેની ઇચ્છા રહે છે; જે નિત્ય એકાંતવાસ સેવે છે અને નિર્જન સ્થળોથી જ આનંદ પામે છે; જે વાયુની મૈત્રી રાખે છે; જેને આકાશ સાથે વાર્તાલાપ કરવો પ્રિય લાગે છે અને વૃક્ષો જેને પ્રાણસમાનજ પ્રિય લાગે છે; આવાં લક્ષણો જેનામાં દેખાય તેજ જ્ઞાનની શય્યા પર વિરાજિત છે અને તેનેજ જ્ઞાન હસ્તગત થયું છે, એમ તું સમજ. માટે 'અમાનિત્વ' (અભિમાનરહિત) મનુષ્યને આ લક્ષણોથી ઓળખવો. હવે અદાંભિકત્વ ઓળખવાનાં લક્ષણો બતાવું છું. (૨૦૧)

અદંભિત્વ કૃપણના મન જેવું હોય છે; જીવ જાય તો પણ કૃપણ પુરુષ દાટી મૂકેલા પૈસા કોઇને બતાવતો નથી; તેમ તે સુકૃત કોઇને કહી બતાવતો નથી. ખોડવાળી ગાય જેમ પોતાનો પાનો ચોરી લે છે; વેશ્યા જેમ પોતાની પ્રૌઢ વય છુપાવે છે; ધનવાનને ચોરનો ભેટો થતાં તે જેમ પોતાની શ્રીમંતાઈ બતાવતો નથી; કુલીન કન્યા જેમ પોતના વિશેષ અવયવોને વસ્ત્રોથી ઢાંકી રાખે છે; અથવા બી વાવીને પછી તેને માટી વડે ખેડૂત જેમ ઢાંકી દે છે; તેમ પોતે કરેલાં દાન અને પુણ્ય જે છુપાવે છે; જે પોતાના દેહને શણગારી સુશોભિત કરતો નથી; જે લોકરંજનની કાળજી કરતો નથી; પોતાના દાનધર્મનાં ઢોલ વગાડતો નથી; કરેલા ઉપકારો બોલી બતાવતો નથી; કરેલા અભ્યાસની બડાઇ હાંકતો નથી અને પ્રતિષ્ઠાને બદલે પોતાની વિદ્યા વેચતો નથી; પોતાના ઉપભોગને માટે કૃપણ હોઇને પરોપકારની બાબતમાં બહુજ ઉદાર હોય છે; ઘરમાં દારિદ્રય અને શરીરમાં ક્ષુધા હોવા છતાં પણ દાન કરવાનો પ્રસંગ મળતાં જે કલ્પવૃક્ષને પણ

પાછળ હઠાવી દે છે; વધારે શું કહું ? જે સ્વધર્માચરણમાં ગંભીર હોઈ પ્રસંગ આવતાં અતિ ઉદાર બની જાય છે; આત્મચર્ચામાં જે અતિ નિપુણ અને બીજી બાબતમાં ગાંડા જેવો લાગે છે, કેળનાં વૃક્ષ હલકાં અને પોકળ છે તો પણ તેનાં ફળ માવાદાર અને અતિ રસાળ હોય છે; અથવા મેઘ જોવામાં હલકા અને સહજ પવન આવતાં વેરાઈ જાય છે; પરંતુ વૃષ્ટિ વખતે તે ભારે દેખાય છે, તેજ પ્રમાણે જેની પૂર્ણતા જોતાં સંતોષ થાય છે અને દરિદ્રતાનું સ્થાન પણ તેજ હોય છે. અસ્તુ. જેનામાં આવાં ઉત્તમ લક્ષણો દેખાય તેના હાથમાં જ્ઞાન આવ્યું છે, એમ તું સમજ. જેને 'અદંભિત્વ' કહેવામાં આવે છે તે એજ છે. (૨૧૬)

હવે અહિંસાનાં લક્ષણો સાંભળ. પુષ્કળ પ્રકારથી મતવાદીઓએ અહિંસાનું વર્ણન કર્યું છે તે સાંભળ. વૃક્ષોની શાખા કાપી તેજ વૃક્ષના થડની આસપાસ તેની વાડ કરવામાં આવે; કિંવા પોતાનોજ હાથ કાપી તેને રાંધી આપણી ક્ષુધાનું શમન કરીએ; અથવા મંદિર તોડી તેના સામાનવડે દેવના ગોખ ચણવામાં આવે; તે પ્રમાણે યજ્ઞાદિ કર્મમાં હિંસા કરીને પછી તેમાંથી અહિંસા ઉત્પન્ન કરવી એવો વિચિત્ર નિર્ણય કર્મકાંડકારોએ આપ્યો છે. કહે છે કે, પર્જન્યના અભાવથી સર્વ સૃષ્ટિ ખળભળી ઊઠે છે, ત્યારે જળવૃષ્ટિને માટે યજ્ઞો કરવા જોઇએ; પરંતુ આ યજ્ઞોના મૂળમાં પશુની હિંસા પ્રકટ રીતેજ થાય છે, તો પછી તેનાથી અહિંસાનું પરિણામ શી રીતે મળશે? કેવળ હિંસાજ રોપવામાં આવે તો તે ઠેકાણે અહિંસા ઊગશે કે? પરંતુ હે અર્જુન! આ યાજ્ઞિકોની ઉત્કંઠા તો પરાકાષ્ઠાએજ પહોંચી છે. હે પાંડવ! સર્વ વૈદ્યક ગ્રંથો પણ એવાજ કથનથી પરિપૂર્ણ છે કે, એક જીવનું રક્ષણ કરવાને માટે બીજા જીવનો નાશ કરવો. રોગોથી ગ્રસ્ત થઈ જીવો સબડે છે, એ દૃશ્ય જોઈ રોગરૂપી હિંસાના નિવારણને અર્થે ઔષધિની યોજના કરવામાં આવે છે; તેને માટે એકાદ વૃક્ષનું મૂળ ખોદી લાવવામાં આવે છે; બીજા રોપાને સમૂળ ઉખેડી લાવે છે; એકાદ વૃક્ષને વચ્ચેથીજ કાપી નાખવામાં આવે છે; એકાદ પ્રચંડ વૃક્ષની

છાલ કાઢી નાખવામાં આવે છે; કોઇ સગર્ભ જીવોને પુટપાકમાં પકાવે છે; કોઈ બિચારા અજાતશત્રુ વૃક્ષના સર્વાંગે ઘાવ કરી તેમાંથી ચીકાશ કાઢી લે છે; આ પ્રમાણે હે ધનુર્ધર! અનેક વનસ્પતિઓનું જીવન નષ્ટ કરી તેમને શુષ્ક કરી નાખવામાં આવે છે; સજીવન પશુના અંગમાં હાથ ઘાલી તેના ઉદરમાંથી પિત્ત કાઢી લેવામાં આવે છે અને તે દ્વારા પીડિત થયેલા પુષ્કળ જીવોનું રક્ષણ કરવામાં આવે છે. અહો! વસ્તીને તોડીને તેનાં મંદિરો બાંધવામાં આવે; શાહુકારને રડાવી સદાવ્રતો ઉઘાડવામાં આવે; ડોકે વસ્ત્રો વીંટી નીચેનાં અંગ નગ્ન રાખવામાં આવે; ઘર તોડીને મંડપ બાંધવામાં આવે; શાલદુશાલા બાળી તાપણું કરવામાં આવે; હાથીને સ્નાન કરાવવામાં આવે; બળદને વેચી નાખી તેના દ્રવ્ય વડે કોઠ બાંધવામાં આવે, અથવા પોપટને હાંકી કાઢ્યા પછી પાંજરું તૈયાર કરવામાં આવે, એનું નામ તે કર્મ છે કે ચેષ્ટા? એથી તે હસવું કે રડવું! કેટલાક ધર્મસંપ્રદાય પ્રમાણે પાણી ગાળીને પીએ છે, પરંતુ ગાળવાના કષ્ટથી પણ કંઇક જીવો મરે છે. કેટલાક હિંસાની ભીતિથી ધાન્યને ન રાંધતાં ઉપવાસીજ રહે છે; પરંતુ તેથી પ્રાણ વ્યાકુળ થાય છે; એ પણ એક પ્રકારની હિંસાજ છે. આ પ્રમાણે હે પ્રસન્ન મનવાળા અર્જુન! કર્મકાંડમાં હિંસાનેજ અહિંસા કહી છે, એ તું લક્ષમાં રાખ. અહિંસાનાં લક્ષણો કહેવાની જ્યારે મેં મનમાં ઇચ્છા કરી, ત્યારે મારી બુદ્ધિને એમ લાગ્યું કે, આવા વિચિત્ર મતનું વર્ણન કરવું અને તે એટલા માટે કે, એવી અહિંસાનો ત્યાગ કેવી રીતે કરવો. આથી મારે તેનું વર્ણન કરવું પડયું. તને પણ તે બરાબર સમજાય એવો પણ મારો ભાવ હતો; અને હે અર્જુન! આપણો મત સ્થાપવાને માટે પણ અન્યના મત વિષે વિચાર કરવો પડે છે. આવી નિરૂપણની રીત છે. હવે એ વિષે મારો મત છે તે સાંભળ.

મારો તે મત સ્પષ્ટ રીતે કહીને અહિંસાનાં ખરાં લક્ષણો જણાવું છું. જેના વર્તનમાં અહિંસાનાં એ લક્ષણ દેખાય તેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયેલું સમજવું. જેના અંગમાં અહિંસાવૃત્તિ

આવી હોય છે તેનાં આચરણ ઉપરથી તે જણાય છે. જેમ સુવર્ણને કસોટી પર ચઢાવતાં તેનું મૂલ્ય સમજાઇ જાય છે, તેમ જ્યારે જ્ઞાન અને મનનો મેળાપ થાય છે ત્યારેજ મનમાં અહિંસા પ્રકટે છે. હે અર્જુન! આ અહિંસા કેવી રીતે પ્રકટે છે, તે સાંભળ. બગલો પાણીની લહેરોને હરકત ન પહોંચવા દેતાં માત્ર પોતાના ખાદ્ય મત્સ્ય તરફજ નજર રાખીને વેગથી પાણીમાં ચાલે છે, કિંવા અંદરના કેસરનો ભંગ થશે એવી ભીતિથી ભૃંગ જે પ્રમાણે કમળ પર ધીમેથી પગ મૂકે છે, તેજ પ્રમાણે જે માણસ પરમાણુમાં સુધ્ધાં અતિસૂક્ષ્મ જીવો ભરેલા છે, એમ જાણી કરુણા અને સંભાળપૂર્વક પગ મૂકીને ચાલે છે, તે જે રસ્તે જાય છે ત્યાં કૃપાદષ્ટિથી જોતો ચાલી, કોઈ પણ પ્રાણીને ઉપદ્રવ ન થાય એટલા માટે પોતાના જીવ કરતાં પણ બીજા જીવોની ઘણી સંભાળ રાખે છે. એવી રીતે હે અર્જુન! જેઓ સંભાળ રાખીને ચાલે છે, તેમની અહિંસાનું માપ શબ્દો દ્વારા કરી શકાતું નથી. બિલાડી પ્રેમથી બચ્ચાંને મુખમાં પકડે છે ત્યારે દાંતનો સ્પર્શ પણ તેમને થતો નથી. જેમ મમતાળુ માતાની બાળક પરની દષ્ટિમાં જેવી કોમળતા જણાઇ આવે છે, અથવા કમળપત્રથી વાયરો ખાતાં જેમ નેત્રોને તે મધુર લાગે છે, તેમ તે જમીન પર પોતાનો પગ ધીમેથી ટેકવી ચાલે છે; અને તે પગ કોઈ જીવને લાગે છે તો પણ તેને ત્રાસ ન થતાં સુખજ થાય છે. વળી હે અર્જુન! ચાલતી વખતે જીવડું અથવા કીડી જણાય તો તે ધીમેથી પાછો ફરે છે; એમ સમજીને કે જો અવાજ થશે તો તે પ્રાણીની નિદ્રાનો ભંગ થશે અને તેના સ્વાસ્થ્યને ધક્કો લાગશે. જીવનાશના ભયથી તે તૃણને પણ ઓળંગતો નથી, તો પછી પ્રાણીની દરકાર ન રાખે એ તો બનેજ કેમ? જેમ કીડી મેરુને ઓળંગી શકતી નથી, ચામડાની મશક સમુદ્ર તરી શકતી નથી; તેમ કોઇ પણ પ્રાણીને તે ઉલ્લંઘીને જતો નથી. એવું તેનું વર્તન કૃપારૂપી ફૂલફળોથી ફળદ્રૂપ થાય છે અને તેની વાણીમાં પણ મૂર્તિમંત દયા જોવામાં આવે છે. તે શ્વાસોચ્છ્વાસથી પણ બીજાને ત્રાસ આપતો નથી અને તેનું મુખ કેવળ પ્રેમના પિયેર જેવું

લાગે છે. જેના દાંત જાણે માધુર્યને અંકુર ફૂટયા હોય તેવા ભાસે છે, મુખમાંથી અક્ષરો બહાર પડયા પૂર્વે તેની મુખમુદ્રા પર સ્નેહભાવ દૃષ્ટિગોચર થાય છે, હૃદયમાં પ્રથમ દયા ઉત્પન્ન થાય છે અને પછી કૃપાથી પરિપૂર્ણ શબ્દો બહાર પડે છે. પ્રથમ તો તે એવું બોલવાનુંજ મન કરતો નથી કે જેથી કોઈને ખોટું લાગે; અને બોલવું પડે તો તે એવી રીતે બોલે છે કે જેથી કોઈના હૃદયમાં ખૂંચે નહિ, શંકા ઉત્પન્ન ન થાય, કોઈનું કાર્ય બગડે નહિ, કોઈને ભીતિ લાગે નહિ, કોઈ હબકી જાય નહિ, કોઇને કલેશ ન થાય, કોઇને ગુસ્સો ન ચડે; આવો તેનો મનોભાવ રહે છે. કદાચિત્ કોઇની પ્રાર્થનાથી બોલવા લાગે તો તેનું બોલવું શ્રોતાને માબાપના બોલની પેઠે આનંદદાયક થઇ પડે છે. જાણે નાદબ્રહ્મ મૂર્તિમંત થઈ આવ્યા હોય, અથવા સ્વચ્છ ગંગોદક ઊછળ્યું હોય, કિંવા પતિવ્રતાને વૃદ્ધપણું પ્રાપ્ત થયું હોય, તે પ્રમાણે સત્ય, કોમળ, પરિમિત તથા મધુર એવા અમૃતના તરંગોના જેવા શબ્દો તેના મુખમાંથી નીકળે છે. પોકળ સ્તુતિથી ભરેલા, વાદ ઉત્પન્ન કરનારા, બીજાને ત્રાસ ઉત્પન્ન કરનારા, નિંદા અને છળથી ભરેલા, અન્યના હૃદયને ડંખે એવા; પ્રતિજ્ઞા, દંભ, કપટ, આશા, શંકા અને ઠગબાજીવાળા શબ્દો તે બોલતો નથી. તેજ પ્રમાણે હે અર્જુન! તેની દૃષ્ટિ સ્થિર હોઇ તેના કપાળમાં ક્રોધની કરચલીઓ પડતી નથી. પ્રત્યેક પ્રાણીમાં બ્રહ્મ વ્યાપ્ત છે, તેને કદાચિત ત્રાસ થશે એમ જાણી તે બહુધા કોઈની તરફ જોતો પણ નથી. આંતરકૃપાના બળથી કોઈ તરફ જુએ છે તો, ચંદ્રબિંબમાંથી નીકળતી અમૃતધારા કોઈની દૃષ્ટિએ પડતી નથી, તો પણ ચકોર પક્ષીને તેની પ્રતીતિ થઇ આનંદ થાય છે; તેજ પ્રમાણે જ અહિંસાવ્રતવાળો મનુષ્ય કોઈ પણ પ્રાણીને જુએ, ત્યારે તેને આનંદ થાય છે. તેની દૃષ્ટિમાં જેટલો પ્રેમ છે તેટલો પ્રેમ પોતાનાં બચ્ચાં પ્રત્યે કાચબીનો પણ હોતો નથી. (કાચબીની કેવળ દૃષ્ટિથીજ તેનાં બચ્ચાં મોટાં થાય છે, એટલું બધું તેની દૃષ્ટિમાં પ્રેમપોષણનું સામર્થ્ય છે.) કિંબહુના, ભૂતમાત્ર તરફ આવી પ્રેમાળ દૃષ્ટિથી તે જુએ છે.

તેના હાથ પણ તેવાજ પ્રેમપોષક હોય છે. જે પ્રમાણે બ્રહ્મનિષ્ઠના મનોરથ પૂર્ણ થવાથી તેના હાથો ક્રિયારહિત હોય છે; તે પ્રમાણે જેના હાથ કાંઈ પણ કરવાની ઇચ્છા ન હોવાથી નિર્વ્યાપાર હોય છે; તેમાં વળી જેણે કર્મનો ત્યાગ કર્યો હોય; જેમ જન્માંધે જોવાની ક્રિયા છોડી હોય અથવા જેમ કાષ્ઠ વિનાની આગ બુઝાઇ ગયેલી હોય છે; અથવા મૂંગાએ મૌન લીધું હોય છે, તે પ્રમાણે તેના હાથને કંઈ પણ કરવાનું હોતું નથી. તેમજ તે અકર્તા બનીને પરબ્રહ્મપદે સ્થિત થયેલો હોય છે. રખેને જાણે પવનને ધક્કો વાગશે કિંવા આકાશને નખ લાગશે, એમ ધારીને તે પોતાના હાથપગ હલાવતો નથી, તો પછી શરીર પરથી માંખ ઉડાડવી, આંખમાં જતી રજકણોને દૂર રાખવી અને આંખોથી પશુપક્ષીઓને ભીતિ બતાવવી; એ તો શી રીતે બને? હે કિરીટિ! તેને દંડ કિંવા જયેષ્ટિકા પણ પસંદ નથી, તો પછી શસ્ત્રોની તો વાતજ શી? વિનોદને ખાતર પણ હાથમાં કમળ લઈને ફેરવવાથી અથવા પુષ્પનો હાર ઉછાળીને ઝીલવાથી તે કોઈ જીવને લાગી જઈ તેને ઇજા થાય એમ જાણીને હાથ વડે તે ક્રિયા કરતો નથી. અંગ પરના રોમને ઇજા થવાની ભીતિથી જે અંગ પર હાથ ફેરવતો નથી અને આંગળીઓના નખ કપાવી નાખવાથી હિંસા થશે એમ જાણી તે તેને પણ વધારે છે; પ્રથમ કોઈ ક્રિયા કરવીજ નહિ, પરંતુ જો પ્રસંગ આવી પડે તો હાથ જોડવા સિવાય બીજો અભ્યાસજ તેને હોતો નથી કિંવા તેને હાથથી વ્યાપાર કરવાજ પડે તો તે માત્ર એજ કે હાથ ઊંચકીને બીજાને અભયવચન આપવું,પડી જતો હોય તેને આધાર આપવો અથવા પીડિત અંગ પર ધીમે રહીને હાથ ફેરવવો– આ ક્રિયાઓ પણ તે મહાશ્રમથી કરે છે, તથાપિ ચંદ્રકિરણ પણ જેટલી કોમળતાથી રોગીને સ્પર્શ ન કરી જાણે, તેટલી કોમળતા તેના સ્પર્શમાં રહેલી હોય છે. જેમ મલય પર્વતના પવનથી પીડિત મનુષ્યને આનંદ થાય, તેમ તેના કરસ્પર્શથી પશુને પણ આનંદ થાય છે. તેના હાથ સદૈવ ક્રિયાથી મુક્ત હોય છે; પણ ચંદનની ડાળીને ફળ નથી આવતાં તો પણ કોઈ

તેને નિષ્ફળ (વ્યર્થ) ગણી કાઢતું નથી; તેમ તેના અક્રિય હસ્ત પણ નિષ્ફળ હોતા નથી. હવે એ વાક્પાંડિત્ય રહેવા દઈશું. સજ્જનનાં શીલ અને સ્વભાવ જેવાં હોય છે તેવાંજ આચરણ પણ તેના હાથથી બને છે.

હવે તેનું મન કેવું છે એ વાતનું વર્ણન કરીશું; પરંતુ આ જે કાંઇ વર્ણન કરવામાં આવ્યું તે પણ મનનું નહિ તો કોનું છે ? શું શાખા એ વૃક્ષ નથી ? પાણી વિના સમુદ્ર ક્યાંય અસ્તિત્વમાં છે ? તેજ અને સૂર્ય શું પૃથક્ વસ્તુ છે ? અવયવ અને શરીર ભિન્ન છે ? કિંવા પાણી અને મિષ્ટતા પૃથક્ છે ? માટે આગળ જે ઇંદ્રિયોના બાહ્ય વ્યાપાર કહી સંભળાવ્યા તે પણ મનોવ્યાપાર છે, એમ તું સમજ. જે બીજ જમીનમાં વાવ્યું હોય તેજ ઉપર વૃક્ષના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે; તેજ પ્રમાણે ઇંદ્રિયો દ્વારા જે વ્યાપાર થાય છે તે મનનીજ પ્રેરણાથી થાય છે. મનમાં જો અહિંસાનો ઉદય નહિ થયો હોય તો ઇંદ્રિયો દ્વારા તે કેવી રીતે બહાર આવશે ? હે અર્જુન ! કોઈ પણ વૃત્તિ પ્રથમ મનમાંજ ઉત્પન્ન થાય છે અને પછીજ તે વાચાથી, દૃષ્ટિથી તથા હાથથી કૃતિમાં આવે છે. જે વાત મનમાં ઊપજતી નથી તે મુખ દ્વારા બોલી શકાશે કે ? બીજ સિવાય અંકુર ઊપજશે કે ? જેમ સૂત્રધાર સિવાય કળસૂત્રી પૂતળી હાલતી નથી, તેમ મન જ્યારે વ્યાપાર કરવાને પ્રવૃત્ત થતું નથી, ત્યારેજ ઇંદ્રિયો આપોઆપ નિર્બળ બની જાય છે. જે પાણી ઝરણમાંમાંથીજ સુકાઈ જાય છે તે નદીના ઓઘમાં ક્યાંથી વહેશે ? પ્રાણ ગયા પછી કાંઇ દેહથી વ્યાપાર થાય કે ? તે પ્રમાણે હે પાર્થ ! મન એજ ઇંદ્રિયોના વ્યાપારનું મૂળકારણ છે અને એજ સર્વ ઇંદ્રિયો દ્વારા કર્મ કરે છે. મનમાં જે ભાવ જે વખતે ઉત્પન્ન થાય છે, તે વખતે તેજ વ્યાપાર ઇંદ્રિયો દ્વારા બને છે; માટે જેમ પક્વ ફળની વાસ આપોઆપ ચારે તરફ પ્રસરે છે; તેમ મનમાં અહિંસા દૃઢ થવાથીજ ઇંદ્રિયોના વ્યાપારમાં અહિંસા દૃષ્ટિએ પડે છે. (૩૦૫)

માટે ઇંદ્રિયો મનનીજ સંપત્તિ વાપરીને અહિંસાનો

વ્યાપાર કરે છે. સમુદ્રમાં ભરતી આવે છે તેથીજ ખાડીઓ ભરાઈ જાય છે; તેમ મનમાં આવેલી અહિંસાની ભરતીજ ઈંદ્રિયોના વ્યાપારમાં દેખાય છે. વધારે શું કહું? મહેતાજી બાળકનો હાથ પકડીને તેની પાસે સુંદર અક્ષર લખાવે છે, તે પ્રમાણે મનજ પોતાનામાં પૂર્ણ વિકાસને પામેલી દયાને, હસ્તપાદાદિ ઈંદ્રિયો દ્વારા અહિંસા ઉત્પન્ન કરાવે છે. માટે હે અર્જુન! ઈંદ્રિયો દ્વારા બનતી અહિંસાની ક્રિયા સર્વ મનનીજ છે, એમ સમજ. આ રીતે જેણે કાયા, વાચા અને મનથી હિંસાને ત્યજી છે એવા પુરુષને જ્ઞાનનો વિલાસી અને જ્ઞાનનું ઘરજ સમજવો. વધારે શું કહું? તે મૂર્તિમંત જ્ઞાનજ છે. જે અહિંસા આપણે સાંભળીએ છીએ અને ગ્રંથાધારેથી જેનું નિરૂપણ કરીએ છીએ, તે અહિંસાને પ્રત્યક્ષ જોવી હોય તો એવાજ પુરુષનું દર્શન કરવું જોઇએ. (૩૧૩)

જ્ઞાનદેવ કહે છે કે:—આ પ્રમાણે શ્રીકૃષ્ણે જે વાત અર્જુનને કહી તે મારે તમને એક શબ્દમાંજ કહેવી જોઇતી હતી; પરંતુ તેનો વિસ્તાર અતિ વધી ગયો તે માટે તમે મને ક્ષમા કરો. તમે કહેશો કે, પશુ લીલું ઘાસ જોઇને બીજી જગ્યા ભૂલી જાય છે; કિંવા પક્ષી પવનના વેગમાં ઉપર અને ઉપરજ ઊડતું ચાલ્યું જાય છે, તેમ પ્રેમના આવેશમાં રસવૃત્તિ પ્રસરી ગઈ અને મારી બુદ્ધિને હુંજ સ્વાધીન રાખી શક્યો નહિ એવો પ્રકાર નથી; વિસ્તાર કરવાનું સ્પષ્ટ કારણ છે. બાકી અહિંસા શબ્દ ત્રણજ અક્ષરોનો હોઈ તેનું વર્ણન થોડાજ શબ્દોમાં થઈ શકે એમ છે; પરંતુ હિંસાનેજ અહિંસા કહેનારા મતોનું ખંડન કરવામાં આવે ત્યારેજ તેનો અર્થ સ્પષ્ટ કરી શકાય છે. અહિંસાસંબંધે જે ઉપલબ્ધ મતો છે, તે જેવા ને તેવાજ રહેવા દઇ જો હું અહિંસાનું વર્ણન કરીશ, તો તે તમારે ગળે ઊતરશે નહિ. રત્નપરીક્ષકોના ગામમાં વિક્રયને માટે જવું હોય તો ત્યાં શાલિગ્રામજ લઇને જવું જોઇએ અને ત્યાં સ્ફટિકની સ્તુતિ કરવી નહિ. સરસ્વતીની સમક્ષ કોઈ પણ માણસમાં વક્તૃત્વ કરવાની શક્તિ નથી. જે સ્થળે લોટનોજ વિક્રય ઓછો થતો હોય, તે

સ્થળે કપૂરની વાસનો ભાવ કોણ પૂછે? માટે હે શ્રોતાજનો! આ સભામાં હું મોટો વક્તા છું એવું અભિમાન જો હું ધરીશ તો મારું બોલવું તમને રુચનાર નથી. સામાન્ય અને વિશિષ્ટ વાત જો સમાન રીતેજ કહેવામાં આવે તો તેને તમે પોતાના કર્ણ આગળ પણ લઈ જશો નહિ. જો કોઇ પણ વસ્તુના વર્ણનમાં શંકાને અવકાશ રહે, તો તમે જે મારા પ્રતિ લક્ષ આપો છો તે પાછે પગલેજ પલાયન કરી જશે. જે પાણી પર શેવાળ પથરાયેલી હોય છે, તે પાણીની પાસે હંસ પક્ષી જાય છે કે? કિંવા અભ્રની પેલી તરફ જો ચંદ્રકિરણ સુંદર રીતે પ્રકાશતાં હોય તો શું ચકોરપક્ષી પોતાની ચાંચ પહોળી કરશે કે? તે પ્રમાણે જો નિરૂપણ નિર્દોષ હશે નહિ તો તમે મારા પ્રતિ લક્ષ આપશો નહિ; એટલુંજ નહિ પરંતુ ઊલટા ખિન્ન થશો. અહિંસા વિષે જુદા જુદા અભિપ્રાયો અને આક્ષેપોનું નિરસન ન થાય તો તમને મારું વ્યાખ્યાન ગમશે નહિ. વળી મારું આ સર્વ પ્રતિપાદન તો તમે સંતજનો સદૈવ પ્રસન્ન રહો એટલા માટેજ છે. બાકી ખરેખર જોતાં તો તમે ગીતાના અર્થના પ્રેમી છો એમ જાણીનેજ મેં ગીતાના વ્યાખ્યાનને પકડી રાખ્યું છે. તે ગીતાને માટે તમે તમારું સર્વસ્વ મને આપશો, તોજ તમે ભગવદ્ગીતા છોડાવીને લઈ શકશો. એ ગ્રંથ નથી, પરંતુ અમૂલ્ય અલંકાર છે. શું તમે એ અલંકારની ઘૃણા કરશો કે? જો તેમ થશે તો ગીતાની અને મારી દશા એકજ થશે, એમ તમે નિશ્ચયપૂર્વક સમજજો. તાત્પર્ય એ છે કે, તમારા કૃપાપ્રસાદની મને આવશ્યકતા હોવાથીજ મેં ગીતાને એક નિમિત્ત તરીકે આગળ કરી છે. માટે તમારા જેવા રસિક શ્રોતાઓને રુચે એવુંજ વ્યાખ્યાન કરવું જોઇએ. તેથીજ મેં-અહિંસા વિષેના જુદા જુદા અભિપ્રાયો કહી સંભળાવ્યા. આથી કથાનો વિસ્તાર થયો અને શ્લોકનો અર્થ બાજુએ રહી ગયો, તે માટે મને-બાળકને આપ ક્ષમા કરો. જમતાં જમતાં ગ્રાસમાં કાંકરો જાય તેને કાઢી નાખવામાં જે વખત જાય, તે કાંઈ વ્યર્થ ગયેલો ગણી શકાય નહિ અને તેમ કરવામાં દોષ પણ ગણાય નહિ.

પરગામથી પોતાનો છોકરો આવતો હોય તે ચોરોને ભુલાવીને આવતાં વખત લગાડે, તો માતાએ તેના પર ક્રોધે ભરાવું કે કે તે જીવતો આવ્યો માટે તેના પરથી ઓવારી જવું ? પરંતુ આ દૃષ્ટાંત આપવાનું કાંઇ પ્રયોજન નથી; કેમકે મારા વધેલા વ્યાખ્યાનને માટે આપે મને પ્રથમથીજ ક્ષમા કરી છે. હવે શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે શું બોલ્યા તે સાંભળો.

શ્રીભગવાન બોલ્યાઃ—હે જ્ઞાનોત્તમનયન અર્જુન! સાવધ થા. તને હવે જ્ઞાનની સારી પ્રતીતિ કરાવી દઉં છું. જે સ્થળે આડંબરરહિત ક્ષમા વસે છે તેજ સ્થળે જ્ઞાન રહે છે, એમ તું સમજ. અગાધ સરોવરમાં કમળો કિંવા ભાગ્યવાનને ઘેર લક્ષ્મી પુષ્કળ હોય છે; તે પ્રમાણે હે અર્જુન! આવા માણસની પાસે ક્ષમાની વૃદ્ધિ થાય છે. હવે આ ક્ષમાની વૃદ્ધિનાં લક્ષણો કહી બતાવું છું, એટલે તે સંપૂર્ણ રીતે લક્ષમાં આવશે. મનગમતા અલંકારનો બોજો જે ભાવનાથી સહન કરવામાં આવે છે, તેજ ભાવનાથી જે સર્વ વાત સહન કરે છે; આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક, આ ત્રણે પ્રકારનાં સંકટોનાં જૂથનાં જૂથ શિર પર આવી પડે તો પણ જે નીચો નમતો નથી; અને ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ થતાં જેટલો સંતોષ થાય તેટલોજ સંતોષ અનિષ્ટની પ્રાપ્તિ થતાં પણ જેને થાય છે; જે માન અને અપમાન સહન કરે છે; જેનામાં સુખ અને દુઃખ બન્ને સમાઈ જાય છે; નિંદા કિંવા સ્તુતિ જેને ડગાવી શકતી નથી; ગ્રીષ્મઋતુથી જેને તાપ લાગતો નથી; શીતઋતુથી જેને ઠંડી લાગતી નથી; ગમે તે સંકટની ભીતિ લાગતી નથી; મેરુ પર્વતને જે પ્રમાણે પોતાના શૃંગનો ભાર લાગતો નથી; કિંવા યજ્ઞવરાહ જે પ્રમાણે દંતાગ્રે ધરેલી પૃથ્વીનો ભાર લાગે છે એમ કહેતો નથી; અથવા સ્થાવરજંગમ ભૂતોનો બોજો જેમ પૃથ્વીને લાગતો નથી; તેમ અનેક પ્રકારનાં સુખદુઃખો પ્રાપ્ત થાય તો પણ જેના અંતઃકરણમાં કષ્ટ થતું નથી; નદી અને નદના પ્રચંડ પ્રવાહોના પ્રવાહો ચાલ્યા આવે તે છતાં પણ તેને ક્યાં રાખીશું એવી ચિંતા ન કરતાં જે પ્રમાણે સમુદ્ર તેને પોતાના ઉદરમાં

સહજ સમાવી દે છે; તે પ્રમાણે પોતાનાથી સહન ન થાય એવી કોઇ પણ વાત જેને લાગતી નથી તથા પોતે સર્વ વાત સહન કરે છે એવું અભિમાન પણ જે રાખતો નથી; દેહને જે જે વસ્તુ પ્રાપ્ત થાય તે સર્વ હોવા છતાં 'હું સર્વ વાત સહન કરું છું' એવું અભિમાન પણ જેને ઉત્પન્ન થતું નથી; આવી દંભરહિત ક્ષમા જેના અંતઃકરણમાં વસે છે, તેના સંયોગથી, હે અર્જુન! જ્ઞાનને પણ મહત્ત્વ પ્રાપ્ત થાય છે.

હે પાંડવ! એવો જે પુરુષ છે તે ખરેખર જ્ઞાનના આધાર-રૂપજ છે. હવે આર્જવ (સરલતા)નું વર્ણન કરું છું, તે સાંભળ. મનુષ્ય કોઇ પણ આચરણ કરે તો પણ જેમ પ્રાણ તેને અનુકૂળ થાય છે; કિંવા સૂર્ય જેમ સારી અને માઠી વસ્તુનો ભેદભાવ ન ધરતાં સર્વત્ર એકસરખો પ્રકાશે છે; કિંવા આકાશ જેમ સર્વ વસ્તુને એકસરખી રીતે અવકાશ આપે છે; તે પ્રમાણે જેનું મન પ્રાણી પ્રાણી વચ્ચે ભેદભાવ ધરતું નથી અને સર્વ વસ્તુને સગપણ-વાળીજ ધારે છે, તેને પ્રત્યેક મનુષ્યની સાથે મૈત્રી હોય છે. પાણી જેવો જે નમ્ર હોય છે અને કોઇને માટે પણ જેને સંકોચ થતો નથી; પવનના વેગ જેવું જેના મનનું સરળપણું હોય છે અને જેને શંકા તથા ઇચ્છા નથી ઊપજતી; માતાના ખોળા પર બેસવામાં બાળકને શંકા આવતી નથી; તેમ જે બીજાને અભિપ્રાય દર્શાવ-વામાં સંકોચ કરતો નથી; હે ધનુર્ધર! વિકાસ પામેલા કમળથી જે પ્રમાણે પોતાની સુવાસ ગુપ્ત રાખી શકાતી નથી; તે પ્રમાણે જે મનના વિચાર કરતાં જુદું બોલતો નથી; જેમ રત્નનું સૌંદર્ય દેખાવા પૂર્વે તેનું તેજ દેખાઇ રહે છે, તેમજ જેના મનની દોડ આગળ હોય છે અને વ્યવહાર પાછળ હોય છે; જેને શંકાશીલ થઈને વિચાર કરવાનું આવડતું નથી અને સદોદિત તૃપ્ત રહેવું એજ જેનો અભ્યાસ છે; અમુક કાર્ય કરવું અને અમુક ન કરવું એવો સંકલ્પ જેના મનમાં હોતો નથી; જેની દૃષ્ટિ કપટયુક્ત નથી, જેનું બોલવું સંદિગ્ધ નથી તથા જે કોઇની પણ સાથે ખરાબ બુદ્ધિથી વર્તતો નથી; જેની દશ ઇંદ્રિયો તથા પંચપ્રાણ સદા નિષ્કપટી છે; અમૃતની ધારાની પેઠે જેનું મન સરળ હો-

ઈને જે આ સર્વ લક્ષણોનું પિયેરજ હોય છે, હે વીર! આવો પુરુષ મૂર્તિમંત આર્જવજ છે અને તેનામાંજ જ્ઞાને ડેરો નાખેલો છે, એમ જાણ (૩૬૮)

હે ચતુરશ્રેષ્ઠ! હવે હું તને ગુરુભક્તિનું વર્ણન કહું છું, તે શ્રવણ કર. આ ગુરુસેવા સર્વ ભાગ્યોની જન્મભૂમિ છે, કારણ કે શોકથી ગ્રસ્ત થયેલા પુરુષને પણ તે બ્રહ્મસ્વરૂપ બનાવે છે. આવી જે ગુરુસેવા તે વિષે હવે તને કહું છું, તે તરફ પૂર્ણ લક્ષ આપ. જે પ્રમાણે ગંગા પોતાનું સર્વ ઉદક લઈને સમુદ્રને મળે છે, કિંવા શ્રુતિ જે પ્રમાણે સર્વ અભિપ્રાયો સહિત બ્રહ્મપદમાં પ્રવિષ્ટ થાય છે, અથવા પતિવ્રતા સ્ત્રી જે પ્રમાણે પોતાનું જીવિત અને ગુણાવગુણ એ સર્વ પોતાના પ્રિય પતિને અર્પણ કરે છે, તે પ્રમાણે જે પોતાનું સર્વસ્વ ગુરકુળમાં અર્પણ કરે છે અને જે પોતાને ગુરુભક્તિનું ઘર બનાવે છે, જેની રીતે વિરહિણી પતિવ્રતા નિરંતર પતિનુંજ ચિંતન કરે છે, તે પ્રમાણે જે દેશમાં ગુરુનું ગૃહ હોય તેજ દેશ જેના મનમાં નિરંતર ઘોળાયા કરે છે, તે દિશામાંથી આવેલા પવનને પણ જે સામો જઇને નમસ્કાર કરે છે અને 'મારે ઘેર પધારો' એવી પ્રાર્થના કરે છે, ખરી પ્રીતિથી ગાંડો બનીને જે દિશામાં ગુરુ રહેતા હોય તે દિશા સાથે પણ વાર્તાલાપ કરવામાં જેને પ્રીતિ હોય છે અને જે પોતાના જીવને ગુરુગૃહનો વતનદાર કરી મૂકે છે, વાછરડાને દામણ બાંધેલું હોવા છતાં તેનું સર્વ લક્ષ ગાય પ્રતિજ લાગેલું હોય છે, તે પ્રમાણે કેવળ ગુરુની આજ્ઞાને લીધેજ પોતાના ગ્રામમાં વસે છે, તથા જેને એમ લાગે છે કે, આપણા ગળામાંથી આ ગુર્વાજ્ઞારૂપી બંધન ક્યારે નીકળશે અને ગુરુનો મેળાપ ક્યારે થશે? આવી ચિંતામાં જેને એક ક્ષણ એક યુગ કરતાં પણ મોટી ભાસે છે, તેવામાં જો તેના ગુરુના ગ્રામમાંથી કોઇ આવે કિંવા સ્વતઃ ગુરુજ એકાદ મનુષ્યને મોકલે તો જાણે મરેલાને નવું આયુષ્ય ન મળ્યું હોય! કિંવા શુષ્ક થઈ ગયેલા અંકુર પર અમૃતધારા ન પડી હોય! અથવા માછલું ખાબોચિયામાંથી સમુદ્રમાં ન આવ્યું હોય! એકાદ કંગાલ મનુષ્યને દ્રવ્યનો ભંડાર હાથ ન લાગ્યો હોય!

કિંવા જન્માંધને એકાએક દષ્ટિની પ્રાપ્તિ ન થઈ હોય! અથવા ભિખારીને ઇંદ્રપદ ન મળ્યું હોય! તે પ્રમાણે ગુરુના કુળનું નામ સાંભળતાંજ તે એટલે તો આહ્લાદિત થાય છે કે જાણે આકાશને પણ બાથમાં ભરી લે. ગુરુકુલ પ્રતિ આવી પ્રીતિ ધરાવનાર કોઇ પણ મનુષ્ય તારી દષ્ટિએ પડે તો તું એમ સમજજે કે, તેનામાં જ્ઞાન તો સેવક તરીકે રહેલું હોય છે. અંતઃકરણમાં અત્યંત પ્રેમયુક્ત થઈ જે શ્રીગુરુની મૂર્તિની ધ્યાનોપાસના કરે છે; પોતાના શુદ્ધ હૃદયરૂપી મંદિરમાં શ્રીગુરુની સ્થાપના કરીને પોતેજ પોતાની ભાવનાથી પૂજાનું સાહિત્ય જે બને છે અથવા જ્ઞાનરૂપી કિલ્લામાં આનંદરૂપી દેવાલય બાંધી તેમાં શ્રીગુરુરૂપ શિવલિંગની સ્થાપના કરીને તે પર ધ્યાનરૂપી અમૃતથી અભિષેક કરે છે; બોધરૂપી સૂર્ય ઉદિત થતાં સાત્ત્વિક બુદ્ધિરૂપી ટોપલી સાત્ત્વિક ભાવોથી ભરીને જે શિવરૂપી ગુરુને અર્પણ કરે છે; ઉત્તમ સમય એજ શિવની પૂજાના ત્રણે કાળ માની તેમાં જે દેહાભિમાનરૂપી ધૂપ બાળે છે અને જે જ્ઞાનરૂપી દીપકથી ગુરુરૂપી શ્રીશંકરની આરતી ઉતારે છે; અખંડ ઐક્યરૂપી નૈવેદ્યને ગુરુને સમર્પણ કરી પોતે પૂજારી બની, ગુરુને શંકરરૂપ માની જે તેનું સ્તવન કરે છે અથવા પોતાના અંતઃકરણની શય્યા કરી ગુરુને પોતાના પતિ માની જે તેનો ઉપભોગ લે છે; અને એ રીતે પ્રેમના યોગથી જેની બુદ્ધિ ભરપૂર રહે છે; એકાદ વેળા મનમાં ગુરુ પ્રત્યેની પ્રીતિનો ઊભરો આવતાં તેનેજ ક્ષીરાબ્ધિ માને છે; ગુરુધ્યાનથી ઉત્પન્ન થનાર સુખરૂપી શેષશય્યા પર ગુરુ એ જાણે વિષ્ણુજ નિદ્રાગ્રસ્ત થયેલા છે અને તેનાં ચરણ સેવનારી લક્ષ્મી પોતે છે એવું જે સમજે છે; અને ગરુડ પણ પોતેજ બની બે હાથ જોડી ગુરુની સમક્ષ ઊભો રહે છે; અથવા પોતે ગુરુરૂપી વિષ્ણુની નાભિમાંથી ઉત્પન્ન થનાર બ્રહ્મદેવ બની, ગુરુમૂર્તિના પ્રેમથી પોતાના મનમાં જ ધ્યાનસુખનો અનુભવ લે છે; કોઈ વેળા ભાવના બળથી ગુરુને માતારૂપ કલ્પી સ્તનપાનથી થતા સુખનો અનુભવ લઈ તેના ખોળામાં આળોટે છે; કિંવા હે અર્જુન! જ્ઞાનરૂપી વૃક્ષની નીચે ગુરુનેજ ગાય માની પોતે

તેની પાછળ લાગેલો વાછરડો બને છે; ગુરુકૃપાના સ્નેહરૂપી ઉદકમાં રહેનારા મત્સ્યની ભાવના તે તે કોઈ વેળા કરે છે; ગુરુકૃપા એજ અમૃતની વૃષ્ટિ છે અને પોતે ગુરુસેવકરૂપી છોડ છે એવા જુદા જુદા સંકલ્પો જેના મનમાં ઉત્પન્ન થાય છે; તેના પ્રેમની અગાધતા તો જુઓ ! કોઈ વાર તે આંખ અને પાંખ-વિનાનું પક્ષીનું બચ્ચુંજ બની જાય છે અને ગુરુને પક્ષિણી બનાવી તે પક્ષિણીરૂપી માતાની ચાંચમાંથી પોતે ચારો ગ્રહણ કરે છે; કિંવા ગુરુ એ તારક છે એમ માની પોતે તેનો પાલવ પકડે છે. આ પ્રમાણે જેમ સમુદ્રમાં ભરતી આવવાથી તરંગો પર તરંગો ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે પ્રેમના બળથી ગુરુધ્યાનના અનેક પ્રકારો ઉત્પન્ન થાય છે. તેમાંના કેટલાકનું વર્ણન કરું ? આવી રીતે ગુરુમૂર્તિને અંતરમાં ધારણ કરીને તે ધ્યાન-સુખનો આનંદ લે છે. હવે તે શ્રીગુરુની બાહ્ય સેવા કેવી કરે છે તે ધ્યાનપૂર્વક સાંભળ. (૪૦૩)

તે મનમાં એવો નિશ્ચય કરે છે કે, હું ગુરુની એટલી ઉત્તમ સેવા કરું કે જેથી ગુરુ સંતુષ્ટ થઈ 'કાંઇ માગ' એમ કહે. મારી શુદ્ધ સેવાથી ગુરુ પ્રસન્ન થશે ત્યારે હું એમ કહીશ કે, હે પ્રભો ! જેટલો આપનો પરિવાર છે અને જે જે આપની સેવા-સામગ્રી છે, તે સર્વરૂપે હું એકલોજ બની જાઉં અને આપની સેવા કરું એવો વર મને આપો. પછી શ્રીગુરુ કહેશે કે, 'ભલે તેમ થાઓ.' પછી હું તેનો સર્વ પરિવાર બનીને તેમની સર્વ પ્રકારે સેવા કરીશ, તેમના ઉપયોગમાં આવે એવી જે જે વસ્તુઓ છે તે પ્રત્યેક વસ્તુ હુંજ બનીશ, ત્યારેજ ગુરુસેવાનો ચમત્કાર દૃષ્ટિએ પડશે. ગુરુકૃપા જો કે સર્વ ભક્તોની માતા છે, તો પણ તેને હું મારા શપથ આપીને મારી એકલાનીજ માડી કરી લઇશ. ગુરુપ્રેમને મારો સર્વ પ્રેમ આપી તેની પાસે એકપત્નીવ્રત ગ્રહણ કરાવીશ; ગુરુની પ્રીતિ પાસે મારામાંજ વાસ કરાવીશ અને લોભને લીધે અન્ય ક્ષેત્રોનો સંન્યાસ લેવરાવીશ. પવન ગમે તેટલો વાય તો પણ તે ચારે દિશાની અંદરજ વાય છે; તે પ્રમાણે હું પીંજરું બની જઈ ગુરુકૃપાને ચારે તરફથી

ઘેરી લઇશ. મારી સ્વામિની જે ગુરુસેવા તેને હું મારા ગુણોરૂપી અલંકાર પહેરાવીશ. વધારે તો શું ? પરંતુ ગુરુસેવાનું આચ્છાદનજ હું બનીશ ( મારા સિવાય અન્ય કોઇને પણ ગુરુસેવા કરવા દઈશ નહિ ) અને ગુરુસ્નેહરૂપી વૃષ્ટિની નીચે હું પૃથ્વી બનીશ. આ રીતે નાના પ્રકારની કલ્પના તે પોતાના મનમાં કરે છે અને કહે છે કે, હુંજ ગુરુનું નિવાસગૃહ બનીશ અને દાસ બનીને સેવા કરતો રહીશ. જતાંઆવતાં ઓળંગવાના ઊમરા પણ હુંજ બનીશ અને દ્વારો તથા દ્વારપાળ પણ હુંજ બનીશ. હું ગુરુની પાદુકા થઈ તે પાદુકા ગુરુના ચરણોમાં પણ હુંજ પહેરાવીશ અને છત્ર પણ હુંજ બનીને તેને ગુરુના મસ્તક ઉપર હુંજ ધરીશ. આ ઠેકાણે ખાડો છે, આ ઠેકાણે ટેકરો છે, એવો ગુરુને ઈસારો આપનાર ચોપદાર પણ હુંજ બનીશ અને ગુરુ પર ચમ્મર ઢોળનાર, ગુરુને હાથનો આધાર આપનાર અને ગુરુની આગળ દોડનાર હજૂરિયો પણ હુંજ બનીશ. ગુરુની ઝારી હાથમાં ગ્રહનાર ચાકર હું થઈશ અને અંજલિ ભરવા માટે ગુરુને જળ પણ હુંજ આપીશ. ગુરુની થૂંકદાની પણ હું બનીશ અને પાનદાન પણ હું કરીશ. ગુરુને સ્નાન પણ હુંજ કરાવીશ અને તેમના આસન, અલંકાર, વસ્ત્ર, ચંદનાદિક સર્વ પદાર્થ પણ હુંજ બનીશ. હું રસોઇયો બનીને ગુરુને ખાવાના પદાર્થો પીરસીશ અને હુંજ ગુરુની આરતી ઉતારીશ. ગુરુ મહારાજ ભોજન કરે તે વખતે હું તેમની પંક્તિનો લાભ લઇશ અને આગળ થઈને તેમને પાનબીડું પણ હુંજ આપીશ. ગુરુનો એઠવાડ હુંજ કાઢીશ, ગુરુની શય્યા હુંજ ઝાડીશ અને ગુરુની પાદસેવા પણ હુંજ કરીશ. ગુરુનું સિંહાસન હુંજ થઇશ અને તે પર ગુરુને આરૂઢ પણ હુંજ કરીશ. આ પ્રમાણે સર્વ પ્રકારે હું ગુરુની સેવા કરીશ. જે ચમત્કાર પ્રતિ ગુરુનું લક્ષ જશે, તે ચમત્કાર પણ હુંજ બનીશ. ગુરુના શ્રવણરૂપી રણમાં શબ્દોના અસંખ્ય સમુદાય હુંજ બનીશ; અને જે સ્થળે ગુરુના અંગનો સ્પર્શ થશે તે સ્થાન પણ હુંજ થઈશ. શ્રીગુરુનાં નયનો જે જે રૂપોનું પ્રેમથી અવલોકન કરશે,

તે સર્વ રૂપો હું જ થઇશ; અને તેમની જિહ્વાને જે જે પદાર્થો ભાવશે તે તે સર્વ હું જ થઇશ. હું જ સુવાસરૂપ થઈ તેમની ઘ્રાણેંદ્રિયની સેવા કરીશ. આમ ગુરુના ઉપયોગમાં આવતી બાહ્ય અને મનોગત સર્વ વસ્તુઓ હું જ બનીને સર્વ તરફથી તેમની સેવા કરીશ.

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે:–જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી તે ગુરુની આવીજ સેવા કરીશ, એમ તે કહે છે. દેહ પડયા પછી તેની બુદ્ધિ સેવા વિષે જ આસ્થા ધરે છે, તે ચમત્કાર હવે સાંભળો. તે કહે છે કે, આ શરીરની માટીને પૃથ્વીના તે ભાગમાં મેળવી દઈશ, કે જ્યાં શ્રીગુરુના ચરણનો સ્પર્શ થશે. મારા ગુરુ વિનોદથી જે ઉદકને સ્પર્શ કરશે, તે ઉદકમાં હું મારા શરીરમાંના જળભાગને ભેળવી દઇશ. જે દીપકથી લોકો શ્રીગુરુની આરતી ઉતારશે અથવા જે દીપક શ્રીગુરુના મંદિરમાં પ્રકાશતા હશે, તે દીપકમાં હું મારા શરીરનું તેજ મેળવી દઇશ. જે સ્થળે પંખાથી તથા ચમ્મરથી શ્રીગુરુને પવન નાખવામાં આવતો હશે, તે સ્થળે હું મારા પ્રાણવાયુનો લય કરીશ. જે અવકાશમાં શ્રીગુરુ પોતાના પરિવારસહ વર્તમાન હશે તે અવકાશમાં હું મારા શરીરમાંનો આકાશનો ભાગ મેળવી દઇશ. આ પ્રમાણે જીવંત અવસ્થામાં કિંવા મૃત્યુ પછી પણ હું શ્રીગુરુની સેવા કર્યા વિના રહીશ નહિ, અને એક પળવાર પણ અન્યને ગુરુસેવા કરવા દઈશ નહિ. આ પ્રમાણે કલ્પોના કલ્પોપર્યંત ગુરુસેવા કર્યા કરીશ. આ પ્રકારનાં ભાવના અને ધૈર્ય જેના મનમાં છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે ગુરુની અપાર સેવા કરવા માટે રાત્રિદિવસ જોતો નથી કિંવા હવે બહુ થઈ, એમ પણ કહેતો નથી. ગુરુ કામ કરવાની આજ્ઞા કરે તો તેને એવી સ્ફુરણા આવે છે કે, તે ગગનના જેવડો મોટો થાય છે અને જે તે કામ એકદમ એકલોજ કરે છે. મનની દોડ તેના અંગની દોડ કરતાં વધારે હોય છે, અને તેની કામ કરવાની ઇચ્છા મનની સાથે સ્પર્ધા કરે છે. કોઈ પ્રસંગે તે ગુરુના ખેલને માટે પોતાના જીવિતને પણ ઓવારી નાખે છે. એ પ્રમાણે જે ગુરુની સેવાથી કૃશ થાય છે, ગુરુના

પ્રેમથી પુષ્ટ થાય છે અને ગુરુની આજ્ઞાનું નિવાસસ્થાનજ બની રહે છે, તે ગુરુકુલના યોગથીજ પોતાને કુલીન માને છે. જે પોતાના ગુરુબંધુના સૌજન્ય વડે સુજન છે અને ગુરુસેવારૂપી વ્યસનથીજ નિરંતર વ્યસની બનીને રહે છે; ગુરુના પરંપરાથી ચાલી આવેલા ધર્મ એજ તેના વર્ણાશ્રમ ધર્મ બની રહે છે અને ગુરુની સેવા એજ તેનું નિત્યનૈમિત્તિક કર્મ બની રહે છે, ગુરુ એજ તેનું ક્ષેત્ર છે, ગુરુજ તેનું દૈવત છે, ગુરુજ માતા અને ગુરુજ તેના પિતા છે; અને તે ગુરુસેવા સિવાય અન્ય વસ્તુને ઓળખતોજ નથી. ગુરુનું દ્વાર એજ તેના સર્વસ્વનો સાર છે અને ગુરુસેવક પર તે પોતાના સગા બંધુની પેઠે પ્રેમ કરે છે. જેની વાણી રાત્રિદિવસ ગુરુનામનોજ જપ કર્યા કરે છે; અને તે ગુરુવાક્ય વ્યતિરિક્ત અન્ય કોઇ પણ શાસ્ત્રને હાથમાં ધરતો નથી; જે પાણીને ગુરુના ચરણનો સ્પર્શ થયો હોય તે પાણી ગમે તેવું હોય તો પણ ત્યાં ત્રૈલોકયનાં સર્વ તીર્થો તીર્થયાત્રા કરવાને આવતાં હોય એવું મહાન તીર્થ તે તેને માને છે. અકસ્માત્ શ્રીગુરુનો ઉચ્છિષ્ટ પ્રસાદ મળે તો તે લાભ આગળ જે સમાધિસુખને પણ તુચ્છ માને છે. ગુરુ ચાલતા હોય ત્યારે તેની પાછળ પગથી જે રજકણો ઊડે છે તેને જ પોતાના મસ્તક પર ધારણ કરે છે અને તે લાભની આગળ મોક્ષસુખને પણ જે તુચ્છ માને છે, તેની ગુરુભક્તિનો મહિમા તે કેટલોક વર્ણવું! તેનો પાર નથી. પરંતુ મારી બુદ્ધિને ગુરુભક્તિનો ઉમળકો આવવાથી આટલું કહેવું પડ્યું. જેને આ ગુરુભક્તિની ઇચ્છા હોય અને જેને આ ગુરુભક્તિ પર પ્રેમ હોય, તેને આ ગુરુસેવા સિવાય અન્ય કોઈ વસ્તુ મિત્ર લાગતી નથી. તે બ્રહ્મજ્ઞાનનું પિયર હોઈ તેનાજ યોગથી જ્ઞાનને શોભા મળે છે. વધારે શું કહું ? ગુરુસેવા એ દેવ છે અને જ્ઞાન તેનો ભક્ત છે. જેને ગુરુભક્તિ પર ખરેખરી પ્રીતિ હોય છે, તેની પાસે જગતને પૂરી નાખે એટલું જ્ઞાન આવીને રહે છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છેઃ– ગુરુસેવાની મારા મનમાં અભિલાષા હોવાથી મેં તે વિષે લંબાણ વર્ણન કર્યું. બાકી તો હું હાથ હોવા છતાં ઠૂંઠો, ભજનના

સંબંધમાં અંધ અને ગુરુસેવામાં તો પાંગળા કરતાં પણ અધિક પાંગળો છું; અને ગુરુનું વર્ણન કરવામાં મૂંગો તથા આળસુ છું. એટલા અવગુણો મારામાં હોવા છતાં પણ ગુરુ મને પોષે છે. ગુરુભક્તિ પ્રાપ્ત થવા માટે મને ઉત્કટ ઇચ્છા છે, તેથીજ મારે શરીરનું પોષણ કરવું પડે છે. મેં ગુરુસેવા વિષે આટલું અમર્યાદ વર્ણન કર્યું, તે સહન કરી મને તમારી સેવા કરવાની સંધિ આપો; એટલે હું ગ્રંથાર્થ ઉત્તમ રીતે કહી બતાવીશ. (૪૬૦)

હે સાધુજનો! સાંભળો, સાંભળો! ભૂતોનો ભાર સહન કરનાર શ્રીકૃષ્ણ ભગવાન બોલે છે અને અર્જુન સાંભળે છે. કપૂર જેમ અંતર્બાહ્ય શુદ્ધ હોય છે, તે પ્રમાણે જે શુદ્ધ હોય, તેજ ખરું શુચિત્વ કહેવાય છે. તે રત્નો પ્રમાણે અંતર્બાહ્ય નિર્મળ હોય છે અને સૂર્ય પ્રમાણે અંદર તથા બહાર સમાન હોય છે; કર્મના યોગથી તેની બાહ્યશુદ્ધિ થઈ હોય છે અને જ્ઞાનના યોગથી અંતઃશુદ્ધિ થઈ હોય છે. આમ ઉભય પ્રકારે તે શુદ્ધ થયો હોય છે; વેદમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે મંત્રોચ્ચાર કરી, મૃતિકા તથા પાણી વડે બહારથી શુદ્ધ રહે છે. દર્પણને ધૂળ વડે સ્વચ્છ કરી શકાય છે, કિંવા અરીઠા વતી વસ્ત્રના ડાઘ નષ્ટ થાય છે; તેની પેઠે તે બહારથી નિર્મળ રહે છે અને અંતરમાં પણ જ્ઞાનનો પ્રકાશ હોવાથી તેને આંતર્બાહ્ય શુદ્ધ કહેવો જોઇએ. હે અર્જુન! અંતર શુદ્ધ ન હોય તો બાહ્ય કર્મ એ માત્ર વિટંબનાજ છે. જે પ્રમાણે પ્રેતને અલંકારથી શણગારવામાં આવે; કિંવા ગાંડા માણસને તીર્થસ્નાન કરાવવામાં આવે; કડવી દૂધીને ગૉળ લપેટી દેવામાં આવે; ઉજ્જડ ઘરને તોરણ બાંધવામાં આવે, ઉપવાસી મનુષ્યના પેટ પર અન્નનું લેપન કરવામાં આવે; વિધવાને કંકુ–સિંદૂરનો ચાંલ્લો કરવામાં આવે; પોલા કળશને ઢોળ ચઢાવી બહારથી ચકચકિત કરવામાં આવે તે સર્વ જેમ વ્યર્થ છે; અથવા તો ચિત્રમાંનું ફળ ગમે તેટલું ઉત્તમ દેખાય તો પણ તેમાં રંગજ પૂરેલો હોય છે; તેવીજ સ્થિતિ એકલી બાહ્ય શુદ્ધિ કરનારની છે. મદ્ય ભરેલી ગાગર લઈ જઇને ગંગામાં મૂકવામાં આવે તો પણ તે પવિત્ર થતી નથી. અંતરમાં જ્ઞાનપ્રાપ્તિ થતાં

બાહ્યશુદ્ધિનો લાભ આપોઆપજ થશે; પરંતુ માત્ર બાહ્ય કર્માચરણથી જ્ઞાનલાભ નજ થાય. બાહ્યકર્મથી જે બહારથી નિર્મળ હોય અને જ્ઞાનથી જેનું અંતર નિર્મળ થયું હોય, તેનામાં અંદર અને બહાર એવો ભેદ રહેતો નથી. તેનામાં તો સર્વત્ર શુદ્ધિ હોઈ કેવળ શુચિત્વજ વાસ્તવ્ય કરે છે. અંતરમાં શુદ્ધ વાસના ઉત્પન્ન થતાં બહાર ઇંદ્રિયોમાં તે એવી રીતે જણાઈ આવે છે કે, જેમ સ્ફટિકના ઘરમાં રહેલા દીપકનો પ્રકાશ અંદરની પેઠે બહાર પણ ઝગઝગાટ મારતો દેખાય છે; જેના યોગથી સંશય ઉત્પન્ન થાય, મિથ્યા વિકાર ઊપજી આવે તથા કુકર્મમાં પ્રવૃત્તિ થાય, એવા વિષયો તે સાંભળે, દેખે અથવા તેનો ભેટો થાય, તો પણ તેના મન પર તેની બિલકુલ છાપ પડતી નથી. જેમ આકાશને મેઘનો રંગ ચઢી જતો નથી, તેમ તેની ઇંદ્રિયો વિષયોપભોગ લે છે તો પણ વિષયોના વિકારથી તેના મન પર કોઇ પણ પ્રકારની છાપ પડતી નથી. વાટે જતાં પવિત્ર વા અપવિત્ર સ્ત્રી મળતાં તેના મનમાં વિકાર ઉત્પન્ન થતો નથી. આવી રીતે તે સંસારનો વ્યવહાર ચલાવે છે; પરંતુ ઇંદ્રિયોના વિકારોનું પ્રાબલ્ય તેના મન પર જામવા દેતો નથી. એકાદ તરુણ સ્ત્રી પોતાના પતિને પણ આલિંગન દે છે અને પુત્રને પણ આલિંગન દે છે; પરંતુ પુત્રને આલિંગન દેતી વખતે જેમ તેના મનમાં કામવાસના ઉત્પન્ન થતી નથી, તેમ જેનું મન નિર્મળ હોય છે તથા જેનામાં ભલાં અને બૂરાં કર્મોનો વિવેક હોય છે તથા યોગ્યાયોગ્ય કર્મ જાણવાનું જેનામાં જ્ઞાન હોય છે; તે જેમ પાણીમાં હીરો ભીંજતો નથી અને આધણમાં રેતી સીઝતી નથી, તે પ્રમાણે તેની મનોવૃત્તિ લેપાયમાન થતી નથી. હે પાર્થ ! આજ આચરણનું નામ શુચિત્વ અથવા પવિત્રતા છે. જ્યાં એ શુચિત્વ દૃષ્ટિગોચર થાય છે, ત્યાં સત્ય જ્ઞાન હોય છે, એમ તું સમજ. (૪૮૪)

જેના મનમાં સ્થિરતા આવી હોય તે પુરુષ જ્ઞાનનું જીવનજ છે. બાહ્ય રીતે દેહ ગમે તે કર્મ કરતો હોય છે તો પણ તેના મનની સ્થિરતા કાયમ હોય છે. જેમ ગાય રાનમાં ચરવા જાય છે

પણ ઘરમાં બાંધેલા વાછરડા પરનો તેનો પ્રેમ રાનમાં જતો નથી; અથવા પતિવ્રતા સ્ત્રી સહગમન કરે છે છતાં જ તેમ વિષયલંપટ હોતી નથી; કિંવા કૃપણ દૂર જાય છે તો પણ તેનું ચિત્ત ઘરમાં દાટી મૂકેલા દ્રવ્યમાંજ હોય છે; તે પ્રમાણે તે પુરુષના દેહના વ્યાપાર ચાલુ હોય છે તો પણ તેનું ચિત્ત સ્થિરજ હોય છે. જેમ દોડતાં અશ્વોની સાથે આકાશ દોડતું નથી; ફરતાં નક્ષત્રોની સાથે જેમ ધ્રુવ ફરતો નથી; હે અર્જુન! પ્રવાસીની સાથે જેમ રસ્તો ચાલતો નથી, કિંવા વૃક્ષો જતાંઆવતાં નથી; તે પ્રમાણે આ પંચભૂતાત્મક શરીર ઇંદ્રિયોના સંબંધથી વિષયોમાં પ્રવૃત્ત થાય છે, તો પણ તેનું મન વિકારની લહરીથી ઢળતું નથી. જે પ્રમાણે વાવાઝોડાના સપાટાથી પૃથ્વી હાલતી નથી, તે પ્રમાણે વિકારના યોગથી તેનું મન ડોલી જતું નથી. દારિદ્ર્યદુઃખથી તેને પીડા થતી નથી, ભીતિ તથા શોકથી તે વ્યાકુળ થતો નથી અને દેહને મૃત્યુ પ્રાપ્ત થતાં પણ તે ડરતો નથી. બલવત્તર આશા, વાર્ધક્ય તથા સર્વાંગે વ્યાધિની વ્યાપ્તિ હોવા છતાં પણ જેનું ચિત્ત ચળતું નથી; નિંદા, અપમાન, દંડ, કામ તથા લોભનો દરોડો પડવા છતાં પણ તેના મનનો વાળ સુધ્ધાં વાંકો થતો નથી; આકાશ તૂટી પડે કિંવા પૃથ્વી દ્રવી જાય તો પણ જેની ચિત્તવૃત્તિ પલટાતી નથી અને હાથી પુષ્પોના મારાથી ઘાયલ થતો નથી, તે પ્રમાણે ખૂંચે એવા શબ્દો સાંભળવા છતાં પણ તેનું મન ડંખતું નથી. ક્ષીરસાગરના તરંગોથી જેમ મંદરાચલ હાલતો નથી, કિંવા દાવાનળની જ્વાલાથી આકાશ બળી જતું નથી; તેમ ઇંદ્રિયો પર વિષયવિકારના ગમે તેટલા તરંગો આવે ને જાય તેથી તેનું મન તૂટી પડતું નથી કિંવા કલ્પાંતે પણ તે ધૈર્ય છોડતો નથી. હે સૂક્ષ્મદષ્ટિ અર્જુન! જે સ્થૈર્ય કહેવાય છે અને જે એ નામથી પ્રસિદ્ધ છે, તેનાં એવાં લક્ષણો છે.

એ અવિનાશી સ્થૈર્ય જેના અંગમાં અંતર્બાહ્ય વ્યાપી રહ્યું છે તે જ્ઞાનનો પ્રકટ ભંડારજ છે. હવે અંતઃકરણના નિગ્રહનાં લક્ષણો દૃષ્ટાંતપૂર્વક કહી બતાવું છું. સર્પ જેમ ગંજાતું પીડનારના ગૃહને, યોદ્ધો પોતાના હથિયારને

જેમ પોતાની ધનની ગાંઠડીને વીસરતો નથી; કિંવા જેમ એક-ના એક છોકરા પર માતા પોતાનો પ્રાણ ઓવારી નાખે છે, કિંવા મધુમક્ષિકા મધુ પર આસક્ત હોય છે; તે પ્રમાણે હે અર્જુન! તે પોતાનું અંતઃકરણ સંભાળીને તેને ઇંદ્રિયોના દ્વારમાં પણ ઊભું રહેવા દેતો નથી. આપણે અંતઃકરણ સ્વાધીન રાખ્યું એ વાત કામરૂપી ભૂત સાંભળશે અને આશારૂપી ડાકણ તેને જોઇ લેશે, તો જરૂર તેઓ અંતઃકરણ પર હુમલો કરશે. જે પ્રમાણે વ્યભિચારિણી સ્ત્રીને તેનો સામર્થ્યવાન પતિ બહાર ફરવા ન દેતાં ઘરમાં ગોંધી રાખે છે, તે પ્રમાણે તે પોતાની મનોવૃત્તિઓને ઇંદ્રિયો પાસે જવા ન દેતાં અંતરમાંજ ગોંધી રાખે છે. જીવિતાવસ્થામાં દેહ મરવા પડે ત્યાં સુધી તે દેહને કૃશ કરી ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે. મનના દરવાજામાં પ્રત્યાહારની જગાએ તે યમદમને સદાકાળ દ્વારપાળ તરીકે પહેરો ભરવા ઊભા રાખે છે. મૂળબંધ, ઉડિયાનબંધ તથા જાલંધરબંધ, એ ત્રણેને સ્થિર કરી, ઇડા તથા પિંગલામાં રહેલી સુષુમ્ણામાં તે ચિત્તને સુવાડે છે—અર્થાત્ ચિત્તનો લય કરે છે. સમાધિની શય્યા આગળજ તે ધ્યાનને તો બાંધી રાખે છે; અને ચિત્ત ચૈતન્યમાં ઐક્ય પામી જાય એ વિષે તે આતુર હોય છે. આવી જે ચિત્તની સ્થિતિ તેને અંતઃકરણનિગ્રહ કહેવામાં આવે છે; અને આવો અંતઃકરણનિગ્રહ જેનામાં હોય છે, તેનામાં જ્ઞાનનો વિજયધ્વજ ફરકે એમ તું નિઃસંશય સમજ. જે સાધકની આજ્ઞાને તેનું મન શિરસાવંદ્ય માને છે, તે મનુષ્યના આકારનો હોવા છતાં પણ મૂર્તિમંત જ્ઞાનજ છે, એમ તું જાણ.

इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

શ્લોકાર્થઃ—વિષયો પ્રત્યે વિરક્તિ, અહંતાનો અભાવ તથા જન્મ, મૃત્યુ, જરા તથા શરીરવ્યથા પ્રતિ દોષદષ્ટિથી જોવું;

ટીકાઃ—જેના મનમાં વિષયો પ્રત્યે વૈરાગ્ય જાગૃત રહે છે; ઓકેલું પુનઃ ખાવાની જેમ જિહ્વાને ઇચ્છા થતી નથી અથવા પ્રેતને આલિંગન દેવાની મનુષ્યની ઇચ્છા થતી નથી; જેમ

વિષ ખાવાની રુચિ થતી નથી કે બળતા ગૃહમાં પ્રવેશ કરવાનું મન થતું નથી; વ્યાઘ્રની ગુફામાં જેમ વાસ્તવ્ય કરી શકાતું નથી અને ખળખળતા લોખંડના રસમાં ભુસકો મારી શકાતો નથી અને જેમ અજગરનું ઓશીકું કરી શકાતું નથી; તે પ્રમાણે હે અર્જુન! જેને વિષયની વાર્તા ગમતી નથી, તે ઇંદ્રિયો અને વિષયોનો મેળાપજ થવા દેતો નથી. જેના મનમાં વિષયસેવન પ્રત્યે અરુચિ છે; જેના મનનો શમદમ સાથે પ્રેમ રહે છે; જે સદૈવ તપ તથા વ્રતો એકસરખી રીતે કર્યે જાય છે અને જેને મનુષ્યની વસ્તીમાં આવવાથી પ્રલયકાળના જેવું દુઃખ થાય છે; જેને યોગાભ્યાસ કરવાની તીવ્ર ઉત્કંઠા હોય છે અને જેને અરણ્યવાસ અતિપ્રિય હોઇને લોકોમાં ભળવાનું તો નામ પણ જેનાથી સહન થઈ શકતું નથી; બાણની શય્યા પર સૂવું અથવા પરુના કાદવમાં આળોટવું, એના જેવા જે ઐહિક ભોગોને સમજે છે; અને સ્વર્ગની વાત નીકળતાં પણ જે તેને કૂતરાના સડેલા માંસની પેઠે ગણે છે; જેને વિષયવૈરાગ્ય કહેવામાં આવે છે તે આવાં આચરણવાળા માણસને પ્રાપ્ત થયો હોય છે. આવો વિષયવૈરાગ્યજ આત્મપ્રાપ્તિનો માર્ગ છે અને તેના યોગથીજ જીવ બ્રહ્માનંદનું સુખ ભોગવવાને યોગ્ય બને છે. આ પ્રમાણે આ લોક–પરલોકના સુખોપભોગનો જેને પૂર્ણ કંટાળો હોય છે તેનામાંજ જ્ઞાનનું વાસ્તવ્ય છે, એમ તું નિઃસંશય સમજ. (૫૨૪)

હવે નિરભિમાનનું વર્ણન દૃષ્ટાંતપૂર્વક શરૂ થાય છેઃ–જે આસ્થાપૂર્વક યજ્ઞ કરે છે તથા તળાવ, ઉપવન વગેરે બંધાવવાનાં કર્મો કરે છે, પરંતુ કર્તૃત્વાભિમાનને લેશ પણ પેસવા દેતો નથી; વર્ણાશ્રમનાં પોષક નિત્યનૈમિત્તિક કર્મો કરવાં બાકી રહેતાં નથી, છતાં એ કર્મો મેં કર્યાં કિંવા એ કર્માચરણથી મને સિદ્ધિ પ્રાપ્ત થઈ ગઈ એવો વિચાર જે મનમાં બિલકુલ લાવતો નથી; જે પ્રમાણે વાયુ સહજ સર્વત્ર ફરે છે, કિંવા સૂર્ય નિરભિમાનથી સર્વત્ર પ્રકાશ પાડે છે; અથવા શ્રુતિ જેમ સ્વભાવથીજ સર્વને ઇષ્ટ હોય એવી વાતનું વર્ણન કરે છે; કિંવા ગંગા અમુ-

કજ ઠેકાણે જવાનું મનમાં ન લાવતાં સહજ ઓઘથી ચાલી જાય છે; તે પ્રમાણે જેનું વર્તન સહજ તથા અભિમાન વિનાનું હોય છે; વૃક્ષને યથાકાળે ફળો આવે છે, પરંતુ વૃક્ષોને તેની સ્મૃતિ પણ હોતી નથી; તેની પેઠે કર્મ કરવા છતાં પણ કર્મફળ વિષે જેની વૃત્તિ ઉદાસીન હોય છે; માળામાંની દોરી કાઢી નાખવાથી તેનું ઐક્ય જેમ નષ્ટ થાય છે; તેમ જેણે મન, વાચા અને કર્મમાંથી અહંકારનો નાશ કર્યો છે; અભ્રને આકાશ સાથે સંબંધ ન હોવા છતાં પણ તે જેમ આકાશમાં દષ્ટિગોચર થાય છે; તેમ દેહથી કર્માચરણ કરવા છતાં પણ જે તેનાથી અલિપ્ત રહે છે; દારૂડિયાને જેમ પોતાનાં અંગવસ્ત્રોનું પણ ભાન હોતું નથી, કિંવા જેમ ચિત્રના હાથમાં આપેલા શસ્ત્રનો ઉપયોગ ચિત્રથી થઇ શકતો નથી; અને જેમ બળદની પીઠ પર લાદેલાં શસ્ત્રોનો ઉપયોગ બળદ કરી શકતો નથી; તે પ્રમાણેજ દેહમાં રહેવા છતાં પણ દેહ વિષે નિરભિમાની હોય છે; તેનેજ નિરહંકારી કહેવામાં આવે છે; અને આ ચિહ્‌ન જેનામાં દષ્ટિગોચર થાય છે, તેનામાં જ્ઞાનનો વાસ હોય છે, એ બાબતમાં બિલકુલ શંકાજ નથી. (૫૩૫)

હવે દોષદર્શનનું પ્રકરણ ચલાવીશું. જન્મ, મૃત્યુ, જરા, દુઃખ, વ્યાધિ, વાર્ધક્ય તથા પાતકોની પ્રાપ્તિ પૂર્વેજ તેનાથી જે સાવધ હોય છે, તેનામાં દોષદષ્ટિ આવેલી સમજવી. જે પ્રમાણે માંત્રિક પોતાને પિશાચ બાધા કરી ન શકે એટલા માટે પ્રથમથીજ વ્યવસ્થા કરે છે; યોગી જે પ્રમાણે પોતાને, અન્ય મનુષ્યોનો ઉપસર્ગ લાગે નહિ એટલા માટે પ્રથમથીજ સાવચેતીના ઉપાયો યોજી રાખે છે; ભીંત બાંધનાર જે પ્રમાણે તે આગળપાછળ લચી ન જાય તેની અગાઉથીજ તજવીજ રાખે છે; અને સર્પના મનમાંથી જેમ જન્માંતરનું વૈર પણ નષ્ટ થતું નથી; તે પ્રમાણે જન્મમરણનાં દુઃખો ધ્યાનમાં રાખી પુનર્જન્મ ન થવા દેવા માટે તે ઉદ્યોગ કરે છે. જે પ્રમાણે આંખમાં કાંકરીનું દુઃખ સહન થઈ શકતું નથી, કિંવા ઘાવમાં પ્રહાર સહન થઈ શકતો નથી; તે પ્રમાણે તે જન્મમરણનાં દુઃખોને

વીસરતો નથી. તે કહે છે કે, અરેરે! હું મૂત્રદ્વારમાં પરુના જેવા પડેલા દુર્ગંધવાળા વારિબિંદુમાંથી જન્મ્યો છું અને માતાનું સ્તનપાન કરતી વેળાએ મારા મુખમાં સ્તનનો પ્રસ્વેદ પણ ગયો છે! આ પ્રમાણે તે જન્મ પ્રત્યે ઘૃણા ધરે છે અને જન્મ પુનઃ પ્રાપ્ત ન થાય એવાંજ કર્મો કરે છે. જે પ્રમાણે જુગારી દાવ હારી જતાં તેની નિવૃત્તિને માટે પુનઃ સાવધતાથી ખેલે છે; કિંવા પુત્ર પોતાના પિતાનું વૈર વાળ્યા વિના જંપતો નથી; અથવા એકાદ માણસને કોઈ મારે તો તેનો સહાયક તેનું વૈર વાળે છે; તે પ્રમાણે તે પુનર્જન્મ પ્રાપ્ત ન થાય એટલા માટે સંભાળપૂર્વક તથા દક્ષતાપૂર્વક તેની વાંસે લાગે છે. સંભાવિત મનુષ્યથી અપકીર્તિ સહન થઈ શકતી નથી, તેમ તેના મનમાંથી અમાંગલિક જન્મની લજ્જા પણ નષ્ટ થતી નથી. મૃત્યુ કલ્પાંતે આવવાનું હોય તો પણ તે આજથીજ તેને માટે સાવધ રહે છે. હે અર્જુન! નદીના મધ્યભાગમાં અતિશય ઊંડું પાણી છે એવી વાત સાંભળતાં તરનારો માણસ કાંઠા પર ઊભેલો હોવા છતાં પણ કમ્મરે તૂંબડાં સ્વાભાવિક રીતેજ બાંધે છે; કિંવા રણમાં જવા પૂર્વે અને ઘાવ થયા પૂર્વેજ જેમ સાવચેત મનુષ્ય ઢાલ બાંધે છે; કિંવા આવતી કાલના મુકામ પર કાંઈ દગો થશે એમ ધારીને આજથીજ સાવધ રહે છે, અથવા પ્રાણ જવા પૂર્વેજ ઔષધની યોજના કરે છે; તેની પેઠે સાવચેત મનુષ્ય પણ દરેક બાબતમાં પ્રથમથીજ ચેતીને સાધનની યોજના કરે છે; નહિતર બળતા ઘરમાં સપડાયા પછી કૂવો ખોદવાનો પ્રયત્ન વ્યર્થ જાય છે, તેમ પાછળથી કરેલાં સાધન બહુજ ઓછાં કાર્યસાધક થાય છે. અરે! નદીના તલપ્રદેશમાં જનાર પાષાણની પેઠે જે સંસારસાગરમાં ડૂબેલાજ રહે છે, તેની બૂમ આ જગતમાં કોણ સાંભળી શકે? માટે બલવંતની સામે હાડવૈર રાખનારો જેમ રાત્રિદિવસ શસ્ત્રથી સજ્જ થઇને ફરે છે; કિંવા વિવાહને યોગ્ય થયેલી કન્યા અલ્પ સમયમાંજ અન્યને ઘેર જવાની હોવાથી, તેનો બાપ તેને ઘરમાં હોવા છતાં પણ ન હોવા સમાનજ ગણે છે; અથવા સંન્યાસ ગ્રહણ કર્યા પછી મનુષ્ય જેમ

મરવાને સર્વદા તૈયાર હોય છે; તેમ તે જીવતો હોવા છતાં પોતાને મરેલોજ ધારે છે. એ રીતે જીવિત અવસ્થામાંજ તે પુનર્જન્મને નિવારે છે અને આ દેહના મૃત્યુની સાથે સદાને માટે મૃત્યુનેજ મારી નાખે છે અને આત્મસ્વરૂપમાં રહે છે. માટે તે આત્મસ્વરૂપમાંજ લીન થાય છે. આ રીતે જેને જન્મમૃત્યુનું દુઃખ રહ્યું નથી, તેને કદી પણ જ્ઞાનની ન્યૂનતા હોતી નથી.

તેજ પ્રમાણે વૃદ્ધાવસ્થા આવ્યા પહેલાં તારુણ્યમાં તે કહે છે કેઃ—આજે આ શરીર પુષ્ટ છે તે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં શુષ્ક કાચલી સમાન થઈ જશે. દૈવહીનની સર્વ ખટપટો વ્યર્થ જાય છે, કિંવા મંત્રીરહિત રાજાની જેવી સ્થિતિ થાય છે, તેવીજ હાથપગ ચાલતા અટકયા એટલે મારી સ્થિતિ થશે. પુષ્પોની સુવાસ લેનાર મસ્તક ઊંટના ઘૂંટણ જેવું થઈ જશે. આષાઢ માસની ઝડીમાં જેમ ઢોરોની ખરીઓ સડી જાય છે, તેવી મારા આ શરીરની સ્થિતિ થશે. જે આંખો સાંપ્રતકાળમાં કમળપત્રની સાથે સ્પર્ધા કરે છે, તેજ ભવિષ્યમાં પાકેલાં પંડોળાંની પેઠે નિસ્તેજ બની રહેશે. આંખની ભ્રમરો સુકાયેલી છાલની પેઠે લટકશે અને છાતી આંખોમાંથી વહેતાં પાણીથી ભીંજાઈ જશે. જે પ્રમાણે કાકીડો બાવળના વૃક્ષ ઉપર ચઢઊતર કરતો હોવાથી ગુંદર વડે લપટાઈ જાય છે, તે પ્રમાણે મોં થૂંકથી ભરાઇ જશે. સ્વયંપાકના ચૂલા પાસેની મોરી જેમ રાખથી ભરાઇ જાય છે, તેમ નાક લીંટથી ઊભરાઇ જશે. જે ઓષ્ટને હું તાંબૂલથી રંગું છું અને હસતી વખતે બતાવું છું તથા જેના યોગથી હું ઉત્તમ ભાષણ કરી શકું છું; એવા આ મુખથી લાળનો પ્રવાહ છૂટશે અને દાંતની સાથે દાઢ પણ તૂટી પડશે. કરજમાં ડૂબેલા ખેડૂત કિંવા છાંયામાં બેઠેલા પશુની પેઠે જીભને ઊઠવા વારો આવશે નહિ. શુષ્ક તૃણ પવનથી ઊડી જાય તેવી દશા માથાના અને દાઢીના કેશને પ્રાપ્ત થશે અને નાનાં છોકરાં તેને ખેંચી કાઢવા માંડશે. આષાઢના મેઘથી જે પ્રમાણે પર્વતનાં શૃંગોપરથી ઝરણાં ઝરે છે, તે પ્રમાણે દાંતોમાંથી પાણીનાં પૂર છૂટવા માંડશે; મુખથી શબ્દોચ્ચાર થશે નહિ અને કર્ણો દ્વારા સાંભળી

શકાશે નહિ. આ પ્રમાણે આ શરીરની સ્થિતિ વૃદ્ધ માંકડાના જેવી થશે; ખેતરમાં પક્ષીઓને બિવરાવીને ઉડાડી મૂકવા માટે ઊભું કરેલું ઘાસનું ઓઠું જ પ્રમાણે પવનથી હાલે છે, તે પ્રમાણે સર્વાંગ સહજ હાલવા લાગશે, પગમાં પગ વાગશે અને હાથ કંપવા લાગશે તથા સર્વ શરીરની આવી ચેષ્ટા થશે. મળમૂત્રનાં દ્વારો અશક્ત થશે અને કુટુંબીઓ મારા મરણની માનતા માનશે. જગત મારા પર થૂંકશે; મૃત્યુ સત્વર આવશે નહિ અને આપ્તજનોને મારો કંટાળો આવશે. સ્ત્રીઓ મને પિશાચ કહેશે અને છોકરાઓ મને જોઇ ભય પામશે. વધુ શું કહું ? હું સર્વ પ્રકારે લોકોની ઘૃણાને પાત્ર થઈશ. મારો ખાંસીનો અવાજ આખી રાત સાંભળી સૂતેલાં માણસો કહેશે કે, આ ડોસો ક્યાં સુધી આમ ત્રાસ આપશે ? આ પ્રમાણે વૃદ્ધાવસ્થાની સ્થિતિ તારુણ્યમાંજ વિચારી લઈ, તે આવતાં પહેલાંજ તે વિષે તે મનમાં કાળજી રાખે છે અને કહે છે કે, એવી દશા પ્રાપ્ત થશે અને સાંપ્રત તારુણ્યના વિષયોપભોગો નષ્ટ થશે, તો પછી મારું હિત સાધવાને માટે મારી પાસે શું રહેશે ? માટે તે કાન બહેરા થયા નથી ત્યાં સુધીમાં સર્વ વાતો સાંભળી લે છે; અને પાંગળાપણું આવે ત્યાં સુધીમાં તીર્થયાત્રા કરી લે છે; દષ્ટિ સાબૂત છે ત્યાં સુધીમાં તે જોવા યોગ્ય વસ્તુને જોઈ લે છે; અને જ્યાં સુધી વાણી કાયમ છે ત્યાં સુધીમાં ઈશ્વરના ગુણાનુવાદ ગાઈ લે છે. પાછળથી આપણા હાથો ઠૂંઠા થશે એમ જાણી તે સાબૂત હોય ત્યાં સુધીજ તે સર્વ દાનધર્મ કરી લે છે. પાછળથી મન નિર્બળ થશે એમ જાણીને અગાઉથીજ શુદ્ધ આત્મજ્ઞાનનું ચિંતન કરી મૂકે છે; કાલે ચોર લૂંટશે, એમ જણાતાં આજેજ જેમ પોતાની સંપત્તિની વ્યવસ્થા કરી દેવામાં આવે છે; કિંવા દીપક બુઝાઇ ગયા પૂર્વેજ ઘરમાંની સર્વ જણસો વ્યવસ્થિત ગોઠવી દેવામાં આવે છે, તે પ્રમાણે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવા પહેલાં તારુણ્યમાંજ સર્વ કર્તવ્યો બજાવી લઈ જન્મમૃત્યુને આપનારી સર્વ વસ્તુઓનો તે ઉકેલ કરી લે છે. આ વાટમાં પુષ્કળ ડુંગરો, કિલ્લાઓ વગેરે છે એમ જાણી, તથા પક્ષીઓ પોતપોતાના માળામાં પાછાં

હોય એવા સમયે સંધ્યાકાળ થયો એમ સમજી, માણસ પોતાની સાથે કાંઈ પણ અવેજ નહિ લેતાં ખાલી હાથેજ જાય છે; તે પ્રમાણે વાર્ધક્ય પ્રાપ્ત થયા પછી ખાલી હાથે જવું પડશે. એવો વિચાર કરીને જે તારુણ્યમાંજ સર્વ કર્તવ્ય કરી મૂકે છે, તે વૃદ્ધ કરતાં પણ વૃદ્ધ છે એમ શા માટે સમજવું નહિ ? ખંખેરી લીધેલા તલના છોડવા પુનઃ ખંખેરવાથી જેમ તલની પ્રાપ્તિ થતી નથી; પ્રચંડ અગ્નિ પણ ભસ્મને બાળી શકતો નથી, તેમ જે વાર્ધક્યનો અગાઉથીજ વિચાર અને તૈયારી કરી રાખે છે, તેને વાર્ધક્યથી હાનિ થતી નથી અને તેનામાંજ જ્ઞાનનો વાસ છે, એમ તું સમજ. નાના પ્રકારના રોગોએ જ્યાં સુધી શરીરને ઘેરી લીધું નથી, ત્યાં સુધીજ તેનો વિનિમય આત્મજ્ઞાનમાં થઈ શકે છે. જેમ સર્પના મુખમાંથી પડેલો ગ્રાસ શાણો માણસો ત્યજી દે છે, તેમ જે વસ્તુના વિયોગથી દુઃખ તથા શોક પ્રાપ્ત થાય છે, તે વસ્તુનો પ્રેમ પ્રથમથીજ ત્યાગીને તે ઉદાસીનવૃત્તિથી રહે છે; અને જે જે કર્મોના યોગથી પોતાને દોષ લાગે, તે તે કર્મો કરતો નથી, તથા કર્મેંદ્રિયોના માર્ગથી દોષ અંદર જાય નહિ તે માટે તે માર્ગના મુખ આગળ નિયમરૂપી પાષાણો મૂકી તે માર્ગોને બંધ કરે છે. આ રીતે જે વર્તે છે, તેજ જ્ઞાનસંપન્ન છે, એમ તું સમજ. હવે હે અર્જુન ! તે જ્ઞાનવંતનું એક બીજું અલૌકિક લક્ષણ તને કહી સંભળાવું છું તે સાંભળ.

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

**શ્લોકાર્થઃ**—સર્વત્ર ઉદાસીનતા, પુત્ર, સ્ત્રી, ગૃહ ઇત્યાદિ પ્રત્યે પૂર્ણ અનાસક્તિ અને ઈષ્ટ કે અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય તો પણ પોતાના ચિત્તનું સમાધાન નિરંતર કાયમ રાખવું.

**ટીકાઃ**—તે પોતાના શરીર વિષે એવો ઉદાસીન હોય છે કે, જેમ રસ્તે જતાં કોઈ બીજા પ્રવાસીનો સંઘાત મળ્યો હોય, કિંવા રસ્તે જતાં મળેલી વૃક્ષની છાયા જેટલી પણ આસક્તિ તે ઘર પ્રત્યે રાખતો નથી. જે પ્રમાણે વૃક્ષ પોતાની છાયાને માટે લોલુપતા રાખતું નથી, તેમ તેને સ્ત્રીની લોલુપતા નથી

હોતી. સંતતિને તો તે ધર્મશાળાના એકત્ર મળેલા પ્રવાસીઓ-ની પેઠે કિંવા વૃક્ષની છાયામાં બેઠેલાં પ્રાણીઓ પ્રમાણે માને છે. હે અર્જુન! તે શ્રીમંત હોવા છતાં પણ તેના પ્રત્યે એવો ઉદાસીન રહે છે કે, જેમ વટેમાર્ગુ રસ્તામાં જતાં ગામડાંઓ તરફ ઉદાસીન હોય છે; પીંજરામાંનો પોપટ જેમ પાળનારની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તે પ્રમાણે જ વેદાજ્ઞાનું ઉલ્લંઘન કરતો નથી; તેમ સ્ત્રી, પુત્ર, ઘર એ પ્રત્યે જે આસક્તિ પણ રાખતો નથી તે જ્ઞાનનું અધિષ્ઠાનજ છે, એમ તું સમજ. જે પ્રમાણે મહાન સમુદ્ર ગ્રીષ્મ અને વર્ષાઋતુમાં સરખોજ રહે છે, તે પ્રમાણે જે લાભ તથા હાનિ પ્રત્યે સમાન રહે છે; તથા જેમ સૂર્ય ત્રણે કાળમાં સામાનજ હોય છે, તેમજ જેના મનમાં સુખદુઃખથી ભેદભાવ ઉત્પન્ન થતો નથી અને જેના ચિત્તમાં સમતાની ન્યૂનતા થતી નથી, તેનામાં શુદ્ધ જ્ઞાન પ્રત્યક્ષ વસે છે, એમ તું જાણ. (૯૦૩)

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

શ્લોકાર્થઃ-મારા પ્રત્યે અનન્ય* ભાવયુક્ત નિર્દોષ ભક્તિ, એકાંતવાસ પર પ્રેમ અને લોકસમુદાયમાં રહેવા પ્રત્યે અપ્રીતિ;

ટીકાઃ-જેણે મનવાણીકાયાથી નિશ્ચય કર્યો છે કે, પરમાત્મા સિવાય આ જગતમાં અન્ય કોઈ શ્રેષ્ઠ વસ્તુ છેજ નહિ; જેનાં શરીર, વાચા અને મને એવા કૃતનિશ્ચયના શપથ લીધા છે કે, આ જગતમાં મારા સિવાય (પરમાત્મા સિવાય) જોવા યોગ્ય અને મેળવવા યોગ્ય અન્ય કોઇ પણ વસ્તુ નથી; વધારે શું કહું? જેણે પોતાનું મન મારા સ્વરૂપમાં જોડયું છે તેણે મારા અને તેના ઐક્યની શય્યા કરી છે. જે પ્રમાણે પોતાના પતિની સન્મુખ જતાં સ્ત્રીના મનમાં શંકા આવતી નથી, તે પ્રમાણે મારી સાથે ઐક્ય કરવામાં જેને લેશ પણ સંશય આવતો નથી; જે પ્રમાણે ગંગા એક વાર સમુદ્રને મળ્યા છતાં પણ પુનઃ પુનઃ

*ભગવાન વિના બીજો કોઇ પણ શ્રેષ્ઠ નહિ હોઇ તે ... શરણુ છે આવી નિશ્ચયાત્મક બુદ્ધિથી.

તેનેજ મળે છે, તે પ્રમાણે જ મારી સાથે ઐક્ય પામવા છતાં પણ સર્વ ભાવ વડે મનેજ ભજે છે; સૂર્યની પ્રભાનો સૂર્યોદયની સાથે ઉદય થાય છે અને સૂર્યાસ્તની સાથે લય થાય છે, એ ઐકર્ય જેમ પ્રભાને શોભે છે; તેમજ પવનથી જ પાણી ઊછળીને ઉપર આવે છે તેને લોકો તરંગ કહે છે, પરંતુ વાસ્તવિક જોવા જતાં તે ખરેખરું પાણીજ હોય છે; તે પ્રમાણે જ એકનિષ્ઠ થઇને મારી સેવા કરે છે તે મૂર્તિમંત જ્ઞાનજ છે. આવા મનુષ્યને પવિત્ર તીર્થો, ઉત્તમ તપોવનો તથા ગુફાઓમાં રહેવાનો પ્રેમ હોય છે. પર્વતની કંદરાઓમાં તથા સરોવરોનાં તીરો પર રહેવા પ્રત્યે તેને વિશેષ પ્રેમ હોય છે અને નગરનિવાસ પ્રત્યે અપ્રીતિ હોય છે. તેને એકાંતવાસ બહુ ગમે છે અને મનુષ્યની વસ્તીમાં રહેવાનો કંટાળો હોય છે. આવો પુરુષ જ્ઞાનની મૂર્તિજ છે. હે સુબુદ્ધિમંત ! જ્ઞાનના સ્પષ્ટીકરણને માટે હજી બીજાં પણ કેટલાંક લક્ષણો આગળ તને કહું છું. (૬૧૫)

*अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

શ્લોકાર્થઃ—અધ્યાત્મજ્ઞાનમાં નિમગ્ન રહેવું અને પારમાર્થિક જ્ઞાનનો સાક્ષાત્કાર થવો;આ લક્ષણો જ્ઞાનપ્રાપ્તિનાં છે.÷ માટે એને જ્ઞાનની સંજ્ઞા પ્રાપ્ત થઇ છે; એથી જે વિપરીત તે અજ્ઞાન છે.

ટીકાઃ—પરમાત્મારૂપી વસ્તુ જ જ્ઞાનના યોગથી દેખાય છે તેજ એક જ્ઞાન, તેવા જ્ઞાન વિનાનો સંસાર તથા સ્વર્ગ મેળવી આપનારાં સર્વ જ્ઞાન અજ્ઞાનજ છે, એમ જે પૂર્ણ રીતે સમજ્યો છે; અને તેથી સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા ત્યજી સંસાર પ્રત્યે ઘૃણા ધરે છે, તથા અધ્યાત્મજ્ઞાનમાં સદ્ભાવથી ડૂબકી મારે છે; જેમ વટેમાર્ગુ જે સ્થળેથી અનેક માર્ગો ફૂટતા હોય ત્યાં બરાબર તપાસ કરી આડમાર્ગ છોડી સરળ રાજમાર્ગે જાય છે; તેમજ જ્ઞાનમાત્ર વિષે વિચાર કરી ઈતર જ્ઞાનનો પરિત્યાગ કરી, જે પોતાનું મન તથા બુદ્ધિ અધ્યાત્મજ્ઞાન પ્રતિજ વાળે છે; તેજ પ્રમાણે ઇતર જ્ઞાન ભ્રાંતિમૂલક હોવાથી જ પોતાની બુદ્ધિ મેરુ પર્વતની પેઠે સ્થિર કરીને અધ્યાત્મજ્ઞાન પ્રતિજ વાળે છે; આકાશમાં

÷ જ્ઞાનપ્રાપ્તિનાં ૨૪ સાધન અને લક્ષણ છે.

નક્ષત્રોની પેઠે ધ્રુવ કદી પણ હાલતો નથી, તેમ અધ્યાત્મજ્ઞાનમાંથી જેનો નિશ્ચય ડગી જતો નથી; તેનામાં જ્ઞાન અવશ્ય વસે છે એમાં લેશપણ સંશય નથી. આ રીતે તેના મનમાં જ્ઞાન પૂર્ણ રીતે અંકિત થયા પછી તે મદ્રૂપજ બને છે.

પતરાળી પર બેઠેલો મનુષ્ય જ્યાં સુધી જમવાનો પ્રારંભ કરે નહિ ત્યાં સુધી તે જમવા બેઠો છે એમ કહી શકાતું નથી; તે પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા હોય છે, પણ જ્યાં સુધી જ્ઞાન મળ્યું નથી ત્યાં સુધી તેને 'જ્ઞાની'ની સંજ્ઞા પ્રાપ્ત થતી નથી. તત્ત્વજ્ઞાનથી જે જ્ઞેયરૂપી ફળ પ્રાપ્ત થાય છે, તેના પરજ તેની સરળ દષ્ટિ રહે છે. બાકી જ્ઞાનનો લાભ થયા છતાં પણ જે જ્ઞેય વસ્તુ હસ્તગત ન થાય, તો જ્ઞાનનો લાભ થયા છતાં પણ ન થવા સમાનજ છે, એમ હું સમજું છું. અંધ મનુષ્યના હસ્તમાં દીપક હોય તો પણ તેનો શું ઉપયોગ? તે પ્રમાણે જ્ઞાનનો માત્ર નિશ્ચય આત્મદર્શન વિના વ્યર્થ છે. જો જ્ઞાનના પ્રકાશથી પરમાત્મા સુધી દષ્ટિ ન પહોંચે તો તે જ્ઞાન આંધળું અને નિરર્થક છે. માટે જ્યાં જુઓ ત્યાં પરમાત્માજ દષ્ટિગોચર થાય એવી બુદ્ધિ નિર્મળ થવી જોઇએ. માટે નિર્દોષ જ્ઞાને દર્શાવેલા જ્ઞેયને જોયા કરે એવા જ્ઞાનથી જ સંપન્ન થયો છે અને જ્ઞાન જેટલું મોટું તેટલીજ જેની બુદ્ધિ પણ મોટી છે, તે પુરુષ જ્ઞાનસ્વરૂપજ છે, એમ શબ્દો દ્વારા દર્શાવવાની શી જરૂર છે? જેની બુદ્ધિ જ્ઞાનના પ્રકાશ સાથેજ જ્ઞેયને આલિંગન દે છે, તે હાથોહાથ પરતત્ત્વની પ્રાપ્તિ કરી લે છે. હે અર્જુન! એવો પુરુષ જ્ઞાનરૂપ છે, એમાં આશ્ચર્ય શું છે? સૂર્યને સૂર્ય કહેવાની જરૂર રહે છે કે?

ત્યારે શ્રોતાઓ કહેવા લાગ્યાઃ—હવે રહેવા દો. જ્ઞાન વિષે અતિશયોક્તિ કરી ચાલુ પ્રકરણમાં વિઘ્ન શા માટે નાખો છો? અધ્યાત્મજ્ઞાન વિષે વિસ્તારપૂર્વક નિરૂપણ કરીને અમારું ઉત્તમ આદરાતિથ્ય તમે કર્યું છે. બીજા કવિ કોઇ વસ્તુનું વર્ણન કરતી વખતે તે વસ્તુવિષેજ સીધું વર્ણન ન કરતાં તેનાં ઉપાંગો વિષે મહાન કૌતુકથી લાંબું લાંબું વર્ણન કરે છે; પરંતુ મિત્રોને બોલાવી સૌ જમવા બેસે એટલે તૈયાર કરેલું અન્ન તે

થઇને લઈ જવામાં આવે અને પીરસવામાં ન આવે, તો નિમંત્રિત મિત્રોનું અન્ય પ્રકારે ગમે તેટલું આદરાતિથ્ય કરવામાં આવે તો પણ તે જેમ વ્યર્થ જાય છે; અથવા અન્ય અનેક ગુણોવાળી ગાય દૂધ દોહતી વખતે આંચળને હાથ અડકાડવા ન દેતાં લાતો મારે તો તેના અન્ય સર્વ ગુણ વ્યર્થ છે; તે પ્રમાણે જ્ઞાનના નિરૂપણ વખતે જ્ઞાન વિષે ન બોલતાં ઇતર કવિ અન્ય વિષયો પર અતિ વર્ણન કરે છે; તે પ્રમાણે ન કરતાં તમે અમને સત્ય જ્ઞાનની પૂર્ણ પ્રતીતિ કરાવી આપી એ ઠીક કર્યું. જે જ્ઞાનની પ્રાપ્તિને માટે લોકો મહાસંકટો ખમીને યોગાદિ સાધનો સાધે છે, એવા બુદ્ધિને તૃપ્ત કરી દેનારા જ્ઞાનનું વર્ણન તમે કર્યું છે. આ પ્રકારની અમૃતવૃષ્ટિની ઝડીઓ સદાકાળ લાગી રહે તો પણ તેનાથી કોઈ કંટાળશે કે? પૂર્ણિમાના ચંદ્રની રાત્રિ એક યુગપર્યંત પહોંચે તો પણ ચકોર તેના પ્રતિ જોતાં કંટાળશે કે? તેજ પ્રમાણે તમારા જેવા રસિક વક્તા જ્ઞાનોપદેશ કરે તે સાંભળીને "હવે બહુ થયું" એમ કોણ કહેશે? ભાગ્યવાન પરોણાને ભાવિક ચતુર પીરસનારી મળતાં રસોઇ બચાવી રાખવા માટે પીરસવામાં તે જરા પણ કસર રાખતી નથી; તેજ પ્રમાણે આજની કથાનો આ પ્રસંગ છે. કારણ કે અમને જ્ઞાનશ્રવણ પ્રત્યે પ્રીતિ છે અને તમને તે કહેવા પ્રત્યે પ્રેમ છે. આથીજ તમારા વ્યાખ્યાનમાં ચારગણું બળ આવ્યું છે, તો 'જ્ઞાનવિષયમાં તમે પણ પરિપૂર્ણ છો' એમ કહ્યા વગર અમે શી રીતે રહી શકીએ? હવે આપ આગળ બુદ્ધિના ગર્ભમાં જ્ઞાનનાં અષ્ટાદશ લક્ષણની વિરુદ્ધ જે અજ્ઞાન છે તેનું વર્ણન કરો.

સંતોનાં આવાં વચન સાંભળ્યા પછી નિવૃત્તિ મહારાજના દાસ જ્ઞાનદેવ બોલ્યા કેઃ—મારી પણ એજ ઇચ્છા હતી. એવામાં હે ગુરો! આપે પણ આજ્ઞા કરી; તો હવે બીજા શબ્દ નીકળવા દઇશ નહિ. આ પ્રમાણે શ્રીકૃષ્ણ અર્જુનને જ્ઞાનનાં અઢાર લક્ષણો કહી બતાવ્યા પછી બોલ્યા કે, જેનામાં આ લક્ષણો દષ્ટિગોચર થાય તેનામાં જ્ઞાન નિવાસ કરે છે, એવો મારો પોતાનો અભિપ્રાય છે અને જ્ઞાનીઓનો મત પણ એજ

છે. મેં તને હસ્તામલકવત્ સ્પષ્ટ રીતે તે જ્ઞાન બતાવ્યું. હે મહાબુદ્ધિમંત અર્જુન! હવે જેને અજ્ઞાન કહેવામાં આવે છે તેનું વર્ણન પણ લક્ષણોસહિત સ્પષ્ટ કરી બતાવું છું. હે ધનંજય! જ્ઞાનની સમજ પડયા પછી અજ્ઞાન સહજ સમજી શકાય છે; કારણ કે જ્ઞાનનો અભાવ તેજ અજ્ઞાન. દિવસની સમાપ્તિ થયા પછી રાત્રિનીજ પાળી આવે છે, કારણ કે ત્રીજો કોઈ પ્રકારજ સૃષ્ટિમાં નથી; તે પ્રમાણે જ્યાં જ્ઞાન નથી ત્યાં અજ્ઞાનનોજ વાસો છે; તથાપિ અજ્ઞાનનાં પણ કેટલાંક લક્ષણો તને કહી બતાવું છું. પોતાની પ્રતિષ્ઠાનીજ વાટ જોતો જે બેસી રહે છે અને લોકો તરફથી સત્કાર મળે તોજ સંતોષ પામે છે; તથા તેવું માન મળે તો ગર્વથી પર્વતનાં શિખર જેટલો જે ફુલાઇ જાય છે અને કદી પણ જેનો તે ફુલાશો મટતો નથી; આવા પુરુષમાં પૂર્ણ અજ્ઞાનનો વાસ કરે છે એમ તું સમજ. પીપળાને યજ્ઞોપવીતસંસ્કાર કર્યા પછી તેને બાંધેલી દોરી અથવા દેવળમાંનું ચમ્મર જેમ સર્વના જોવામાં આવે છે; તે પ્રમાણે લોકોમાં તે પોતાનાં કૃત કર્મોની પ્રસિદ્ધિ કરે છે. પોતાને આવડતી વિદ્યાને પોતાના મુખથી પ્રસિદ્ધિ કરે છે અને પોતાનો હાથે બનેલાં સત્કૃત્યો લોકોને ઢોલ વગાડીને જણાવે છે. આ પ્રમાણે પોતાની પ્રતિષ્ઠામાં વધારો કરવાની મહેનત નિત્ય કરે છે. બહારથી સ્નાન, લેપન ઈત્યાદિ કરીને શરીરને શણગારે છે; પરંતુ અંદરથી કપટ છોડતો નથી. આવો માણસ અજ્ઞાનની ખાણ છે એમ તું સમજ. જે પ્રમાણે રાનમાં દાવાનળ સળગવાથી સ્થાવરજંગમ સર્વ બળીને ભસ્મીભૂત થાય છે, તે પ્રમાણે જેનાં સ્વાભાવિક આચરણથી પણ જગતને દુઃખ થાય છે, જે સહજ ભાષણ કરે તે પણ મનુષ્યના હૃદયને તીક્ષ્ણ ભાલાની અણીની પેઠે ભેદી નાખે છે; અને જેની સર્વ યોજનાઓ ઇતર જનોને વિષ કરતાં પણ અધિક ઘાતક થઈ પડે છે; તેનામાં અજ્ઞાનનોજ વાસ છે. વધારે શું કહું? તે અજ્ઞાનનું પિયેરજ છે અને તેનું જીવન હિંસાનું ઘરજ છે. ધમણો ફૂંકવાથી જેમ ફૂલે છે અને પવન નીકળી જતાં ત-

દબાઈ જાય છે; પ્રમાણે જ લાભ થવાથી ફુલાઈ જાય છે અને હાનિ થતાં દુઃખનિમગ્ન થઇ જાય છે; વાવાઝોડામાં સપડાયેલી ધૂળ જેમ આકાશ પર્યંત ઉંચે ઊડે છે, તે પ્રમાણે લોકો સ્તુતિ કરે તોજ હર્ષથી ફુલાઇ જાય છે; ખોબલીભર પાણીથી પણ જેમ કાદવ ઢીલો થઈ જાય છે અને થોડો પવન વાતાં સુકાઇ જાય છે, તેમ કોઇએ જરા ગાળ દીધી કે નિંદા કરી હોય તો જે માથું કૂટે છે; આ પ્રમાણે જે માન-અપમાનને સહન કરી શકતો નથી, તેનામાં પૂર્ણ અજ્ઞાનનો નિવાસ હોય છે એમ તું સમજ. જે મનમાં કાંઈ હોય અને મુખદ્વારા કાંઈ બીજુંજ બોલી બતાવે છે; અને એકને વચન આપીને તેની વિરુદ્ધમાં બીજાને મદદ આપે છે; પારધી દુષ્ટ બુદ્ધિથી જે પ્રમાણે મૃગાદિકને ચારો નીરે છે, તે પ્રમાણે બહારથી પ્રેમમય વર્તન બતાવી જે ઉત્તમ લોકોની સાથે પણ અંતઃકરણથી વેર રાખે છે; શેવાળથી લુપ્ત થયેલી શિલા ઉપરથી જે પ્રમાણે લીલીછમ દેખાય છે, કિંવા લિંબોળી પીળી દેખાય છે, તે પ્રમાણે જેનું કર્મ કેવળ બહારથીજ ઉત્તમ દેખાય છે, તે મનુષ્યમાં અજ્ઞાન નિઃસંશય છે, એમ તું નિશ્ચયપૂર્વક સમજી રાખ. ગુરુકુળનું નામ લેતાં જેને લાજ લાગે છે, ગુરુસેવાની જે ઘૃણા કરે છે અને ગુરુની પાસેથી પોતાને જે વિદ્યા પ્રાપ્ત થઈ હોય છતાં તે વાતને પણ જે માનતો નથી; આવા મનુષ્યનું નામ લેવું અને શૂદ્રના ઘરનું અન્ન લેવું સમાન છે; પરંતુ અજ્ઞાનનાં લક્ષણ કહેતાં નાછૂટકેજ તેનો ઉચ્ચાર કરવો પડયો.

માટે હવે ગુરુભક્તનું નામ સૂર્યના તેજની પેઠે સર્વ અજ્ઞાનાંધકાર દૂર કરનાર હોવાથી તેનું નામ લઈ વાચાથી થયેલા પાપનું પ્રાયશ્ચિત કરું છું. આટલાથીજ ગુરુનિંદકના નામોચ્ચારણથી વાચાને લાગેલા મહાન દોષનું નિરસન થશે. ગુરુનિંદકના નામોચ્ચારથી ઉત્પન્ન થનારા મહાન ભયોને નિવૃત્ત કરવાનું સામર્થ્ય ગુરુભક્તના નામોચ્ચારમાં છે. અસ્તુ. હવે અજ્ઞાનનાં ઈતર લક્ષણો પણ શ્રવણ કરો. જે આળસુ રહીને કર્મ કરતો નથી તથા મનમાં સંશય ભરેલો રહે છે, તે રાનમાંના મૃત્તિકા અને કાંટાથી ભરેલા કૂવાના જેવો છે. આ કૂવો કેવો હોય છે!

તેના મુખ પર કાંટાવાળાં વૃક્ષો ઊગેલાં હોય છે અને અંદર પ્રાણીઓ પડીને મરી ગયેલાં હોવાથી તેમનાં અસ્થિ એકઠાં થયેલાં હોય છે, તે પ્રમાણે જે મનુષ્ય અંતર્બાહ્ય-મલિન હોય છે; જે પ્રમાણે અન્ન ઉઘાડું છે કે ઢાંકેલું છે તે ન જોતાં કૂતરાં તેને ખાય છે, તે પ્રમાણે જે ધનની બાબતમાં પોતાનો અને પરાયાનો વિચાર રાખતો નથી; કૂતરો જે પ્રમાણે સ્ત્રીસંગ કરતી વખતે એકાંત કિંવા ભરબજારનો વિચાર કરતો નથી અને કોઈ પણ પ્રકારનો વિધિનિષેધ માનતો નથી; તે પ્રમાણે જે સ્ત્રીસંગની બાબતમાં નિર્લજ્જ હોય છે; કર્મનો વખત વીતી જાય કિંવા નિત્યનૈમિત્તિક કર્મો રહી જાય તો પણ જેના મનમાં ખેદ થતો નથી; પાપાચરણ વિષે જે નિર્લજ્જ હોય છે અને પુણ્યકર્મની કલ્પના પણ જેના મનમાં આવતી નથી; તથા જેના મનમાં અતિશય વિકલ્પો આવે છે અને જે દ્રવ્યપ્રાપ્તિ વિષે પાપપુણ્યનો વિચાર કરતો નથી; તે કેવળ અજ્ઞાનનુંજ પૂતળું છે એમ તું સમજ. જે પ્રમાણે ઘાસની સળી પર કીડી ચઢતાં પણ તે નમી જાય છે, તે પ્રમાણે અલ્પ લાભને માટે પણ જેની બુદ્ધિનું સ્થૈર્ય ડગી જાય છે; ખાબોચિયામાં પગ પડવાથી જેમ તેમાંનું પાણી ગંદુ થઈ જાય છે, તેમ જે ભયનું નામ માત્ર સાંભળીને ગભરાઈ જાય છે; પાણીના પૂરમાં પડેલું તૂંબડું જેમ હવા જે તરફ ઘસડી જાય તે તરફ ચાલ્યું જાય છે; તેમ જે મનોરથના પૂરમાં તણાઈ જાય છે; પવનની સહાયથી જેમ ધૂળ ગગનપર્યંત ઊંચે ચઢી જાય છે, તેમ જે દુઃખની વાત સાંભળીને વ્યાકુળ થઈ જાય છે; વાવાઝોડું જેમ ક્યાંય પણ સ્થિર હોતું નથી; જે ક્ષેત્ર, તીર્થ કિંવા નગરમાં ક્યાંય પણ સ્થાયી રહેતો નથી; ઉન્મત્ત થયેલા કાકીડાને જે પ્રમાણે નીચેથી ઉપર અને ઉપરથી નીચે ચઢવાઊતરવાનો નાદ લાગે છે; જે પ્રમાણે પાણીનું માટલું તેની ચારે તરફ આધાર મૂક્યા સિવાય સ્થિર રહેતું નથી, તે પ્રમાણે જે નિદ્રાકાળ સિવાય એક સ્થળે ન રહેતાં ચારે તરફ ભમતો ફરે છે; જે માંકડાની પેઠે અતિ ચપળ છે; તેનામાં પરિપૂર્ણ અજ્ઞાન વસે છે; અને

હે અર્જુન ! જેના અંતરમાં સંયમનો અંશ પણ હોતો નથી; જેમ વહેળામાં પૂર આવતાં તે રેતીના બંધને ગણકારતું નથી; તે પ્રમાણે જે શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરવાથી ડરતો નથી, જે વ્રતો પાળતો નથી, સ્વધર્મ ઉપર જે પગ મૂકે છે અને શાસ્ત્રનિયમોનો ભંગ કરે છે; જેને પાપાચરણનો કંટાળો નથી, જેને પુણ્યાચરણ લેશ પણ જ્ઞાત નથી અને જે લજ્જાની મર્યાદાને ખણી નાખે છે; જે કુળધર્મને ઓળખતો નથી; વેદની આજ્ઞા માનતો નથી અને જેને સારાંમાઠાં કૃત્યોનો વિવેક હોતો નથી; જે પ્રમાણે આંકલો ગોધો છૂટો મૂકવાથી ફાવે ત્યાં સંચરે છે, કિંવા પવન ફાવે તેમ વાય છે અથવા રાનમાં ફાટેલા વહેળાનું પાણી જ્યાં ફાવે ત્યાં વહીં જાય છે; અથવા અંધ હસ્તી મદોન્મત્ત બને, કિંવા ડુંગરને દાવાનળ લાગે, તે પ્રમાણે જેનું મન વિષયો વિષે બહેકેલું હોય છે; ઉકરડામાં શું નાખવામાં નથી આવતું ? આખલાને કોણ રોકે છે ? શહેરના દરવાજાના ઉમરાને કોણ ઓળખતું નથી ? (૭૦૦) જે પ્રમાણે અન્નક્ષેત્રમાં ગમે તે માણસ જઇને જમી શકે છે, કિંવા સાધારણ મનુષ્યને અધિકાર મળતાં તે ફાવે તેમ ફુલાઈ જાય છે, અથવા વણિકની દુકાને ગમે તે માણસ જાય છે; તે પ્રમાણે જેનું અંતઃકરણ ચંચળ છે; તેનામાં સંપૂર્ણ અજ્ઞાનની વૃદ્ધિ થઈ જાય છે એમ તું સમજ. જે જીવિત દશામાં તેમ મૃત્યુ પછી પણ વિષયોની વાસના છોડતો નથી અને આ લોકમાં એવાં આચરણ કરે છે કે જેથી સ્વર્ગમાં વિષયોપભોગ પ્રાપ્ત થાય; જેના સર્વ પરિશ્રમો વિષયોપભોગની પ્રાપ્તિને માટે હોય છે અને જેને સકામ કર્મો સિવાય ઈતર કર્મો ગમતાં નથી, જે વિરક્તનું દર્શન થતાં સચૈલ સ્નાન કરે છે; જેમ કોઢિયા માણસને પોતાના કોઢવાળા હાથ વડે અન્ન ખાવામાં સંકોચ થતો નથી; તેમ વિષયોનો અતિરેક થયા છતાં જે તેનાથી કંટાળતો નથી અને કર્મફળ વિષે નિરિચ્છ થતો નથી; જે પ્રમાણે ગધેડીની પાછળ ગધેડો લાગતાં તે તેને લાતો મારીને તેનું નાક તોડી નાખે છે, તો પણ તે પાછો ન ફરતાં તેનીજ પૂઠે લાગે છે; તે પ્રમાણે જે વિષયોને

માટે બળતા અગ્નિમાં ભુસકો મારવાને આધુંપાછું જોતો નથી, અને જે પોતાના એ વ્યસનને દૂષણ નહિ પણ ભૂષણજ માને છે; મૃગજળની લાલસાથી દોડતાં દોડતાં મૃગની છાતી તૂટી જાય તો પણ તેનો વેગ કમી ન થતાં ઊલટો વધે છે, પરંતુ એ મિથ્યા છે એમ તે માનતો નથી; તે પ્રમાણે જે જન્મથી મૃત્યુપર્યંત વિષયપ્રાપ્તિને માટે એકસરખો શ્રમ્ કરવા છતાં તે પ્રત્યે ઘૃણા લાવવાને બદલે પ્રેમજ વધારે છે; બાળપણમાં માતાપિતા પ્રત્યે ઉન્મત્તતા હોય છે અને તેની સમાપ્તિ થતાં તારુણ્યમાં સ્ત્રી પ્રત્યેની ઘેલછા લાગે છે; સ્ત્રીનો ઉપભોગ પૂર્ણ થતાં વૃદ્ધાવસ્થા આવે છે ત્યારે તેવોજ પ્રેમ છોકરાંછૈયાં પર રાખે છે; જન્માંધ જે પ્રમાણે ઘર છોડીને જતો નથી, તે પ્રમાણે જે છોકરાંછૈયાંમાંજ કાલક્રમણ કરે છે; આ પ્રમાણે જેને મૃત્યુપર્યંત વિષયો પ્રતિ તિરસ્કાર છૂટતો નથી, તેનામાં અજ્ઞાનનો પાર નથી એમ તું સમજ.

હવે અજ્ઞાનનાં બીજાં કેટલાંક લક્ષણો કહી બતાવું છું. જે પોતાના દેહનેજ આત્મા સમજી કર્મ કરે છે; અને જો એકાદ કર્મનું આચરણ કમીજાસ્તી થાય તો શોકમાં ડૂબી જાય છે કિંવા અભિમાનથી ફુલાઇ જાય છે; દેવોનો પ્રસાદ મસ્તક પર મૂકીને જેમ દેવનો પૂજારી ગર્વથી ફૂલે છે, તેજ પ્રમાણે જે વિદ્યાના અને વયના ગર્વમાં છાતી કાઢી ધમધમ ચાલે છે; આખા જગતમાં એકલો હુંજ શાણો અને શ્રીમંત છું તથા મારા જેવું વર્તન બીજા કોનું છે ? મારી બરાબરી કરી શકે એવો બીજો કોઈ નથી, હુંજ સર્વજ્ઞ છું અને એકલો હુંજ જગતમાં જ્ઞાતા છું; આ પ્રમાણે જે સર્વ વાતનું અભિમાન કરે છે; વ્યાધિગ્રસ્ત માણસથી જે પ્રમાણે કોઇ પણ ભોગ સહન થઇ શકતો નથી; તે પ્રમાણે અન્યનો લાભ જેનાથી સહન થઈ શકતો નથી; દીપક જે પ્રમાણે માત્ર દિવેટને ખાઇ જઇને સ્નેહ (તેલ)-ને બાળી નાખે છે અને તેને જે જગ્યાએ મૂકયો હોય તે જગ્યા-ને કાળીમેશ બનાવી દે છે; તથા અંજલિભર પણ પાણી પડતાં તડતડ અવાજ કરે છે, પવનથી બુઝાઈ જાય છે અને ઘરને લાગે છે તો એક તૃણ પણ બચવા દેતો નથી; કોઈ સ્થળે થોડો-

સરખો પ્રકાશ ફેંકે છે ત્યારે પણ ગરમી કર્યા વિના રહેતો નથી; આવા દીપકના અલ્પ ગુણોની પેઠે જેની પાસે વિદ્યા અલ્પ અને દોષો અધિક છે તેનામાં અજ્ઞાનનો વાસ છે. જે રોગીને નવજ્વર થયો હોય તેને ઔષધ તરીકે દૂધ આપવામાં આવે તોય તે તેના તાવને કોપાવનારું થઈ પડે છે; કિંવા સર્પને દૂધ પાવામાં આવે તો જેમ તેનું વિષ બની જાય છે; તે પ્રમાણે જેને ગુણોથી મત્સર, વિદ્યાથી અહંકાર અને તપ તથા જ્ઞાનથી અપાર અભિમાન ચડે છે; તેનામાં અજ્ઞાનનો વાસ જાણવો. અંત્યજને રાજ્યાસન પર બેસાડવામાં આવતાં જેમ તે અભિમાનથી ફુલાઈ જાય છે, અથવા અજગર સ્તંભને ગળી જાય તો તે જેમ ધમપછાડા મારે છે; તેમજ જેનાં અંગમાં ગર્વનો રાશિ ભરેલો છે અને જેમ વૃક્ષનું જાડું થડ કદી પણ નમતું નથી, પાષાણ પલળતો નથી અને ગારુડીના મંત્રથી જેમ વ્રણની વેદના શમતી નથી; તેજ પ્રમાણે જે ગુણીજનોને ગણકારતો નથી, તેવા માણસમાં અજ્ઞાનની વૃદ્ધિ છે એ તને નિશ્ચય કહું છું.

હે ધનંજય ! જે પોતાની સંપત્તિ, ઘરબાર તથા દેહ ઇત્યાદિ પાછળજ લાગેલો રહી જન્મમરણનાં કષ્ટ વિષે લેશ પણ વિચાર કરતો નથી; કૃતઘ્નની ઉપર ઉપકાર કરવામાં આવતાં, અથવા ચોરને વ્યાપારને માટે ભંડોળ ધીરવામાં આવતાં કિંવા નિર્લજ્જ મનુષ્યની સ્તુતિ કરવામાં આવતાં જે પ્રમાણે તે કરેલા ઉપકાર ભૂલી જાય છે; ખરાબ કૂતરાના કાન અને પૂછડી કાપી લઈ તેને ઘરમાંથી હાંકી કાઢવામાં આવે તો પણ તે ગળતા રક્ત સાથેજ પુનઃ તે ઘરમાં પ્રવેશ કરે છે; સર્પના મુખમાં સપડાઈ ગળાતો હોવા છતાં પણ દેડકો માત્ર વિનોદને ખાતર પણ માંખોને ગળવાનું વીસરી જતો નથી; તે પ્રમાણે અંગમાં ખંજવાળ આવી નવ દ્વારો વહેતાં છતાં પણ જેના મનમાં પોતાની આવી સ્થિતિ થવાનું કારણ શું, એવો પ્રશ્ન ઉદ્ભવતો નથી; કિંવા તે માટે ખેદ થતો નથી; માતાના ગર્ભાશય મધ્યે વિષ્ટાના થરમાં નવ માસપર્યંત જે ખદબદે છે; જે ગર્ભમાંનાં તથા ઉદરમાંથી બહાર નીકળતી વેળાનાં દુઃખોનું કાંઈપણ સ્મરણ કરતો નથી, ખોળા પર

બેસાડેલા બાળકને મળમૂત્રના કીચડમાં આળોટતું જોવા છતાં પણ જેને તે પ્રત્યે ધૃણા ઉત્પન્ન થતી નથી કિંવા ત્રાસ થતો નથી; સાંપ્રત જન્મ વિષે તથા ભાવિ જન્મ વિષે જેના મનમાં કાંઈ પણ વિચાર ઉત્પન્ન થતા નથી; અને તેજ પ્રમાણે પોતાના તારુણ્યના આવેશમાં ભવિષ્યમાં આવતા મૃત્યુ વિષે જે કાંઈ પણ કાળજી રાખતો નથી. જીવિત પર પૂર્ણ વિશ્વાસ રાખીને ભવિષ્યમાં મૃત્યુ થનાર છે એ વિષે જે લેશ પણ વિચાર કરતો નથી; ખાબોચિયું ખૂટનાર નથી એવી સમજથી જે પ્રમાણે તેમાંથી મત્સ્ય સમુદ્રમાં જતાં નથી, કિંવા પારધીના ગાયનથી મુગ્ધ થઈ જે પ્રમાણે મૃગ પારધીને નહિ જોતાં ફસાય છે; અથવા મત્સ્ય જે પ્રમાણે માંસની અંદરનું ગળ નહિ જોતાં તે ખાવા જતાં મરે છે; દીપકની જ્યોતિથી હું બળીને ભસ્મ થઈશ એ વાત જેમ પતંગને નથી સૂઝતી; ઘર બળતું હોવા છતાં પણ એકાદ મૂર્ખ જેમ નિદ્રાના ઘેનમાં તે પ્રતિ લક્ષ આપતો નથી; કિંવા જે અન્નમાં વિષ નાખવામાં આવ્યું હોય તે અન્નને જેમ અજાણ મનુષ્ય નીડરપણે ખાય છે; તે પ્રમાણે જીવનને રૂપે આ મૃત્યુજ આવીને ઊભું છે, એમ જે વિષયસુખના ઘેનમાં જાણતો નથી; અને પોતાના શરીરની પુષ્ટતા, રાત્રિદિવસનો રોજગાર તથા વિષયસુખની શ્રેષ્ઠતાને જે સત્ય માને છે; પરંતુ બિચારો એમ સમજતો નથી કે વેશ્યા આપણા પર તનમન ઓવારી નાખે છે, તે માત્ર જેમ આપણને લૂંટવાનેજ માટે હોય છે; વાટ ચોરોનો ભેટો થતાં તેના તરફથી દેખાડાતી મૈત્રી આપણા પ્રાણ લેવાને માટેજ હોય છે અને માટીની પ્રતિમાને સ્નાન કરાવી પૂજા કરવી એ જેમ તેનો નાશ કરવા સમાનજ છે; પાંડુરોગમાં શરીરનું ફૂલવું તે મરવા માટેજ હોય છે; તે પ્રમાણે જે આહાર અને નિદ્રામાં તલ્લીન થઈ તેનાથી આપણો નાશ છે એમ સમજતો નથી, શૂળી પર ચઢાવવાને લઈ જવામાં આવતો મનુષ્ય પોતાની સમક્ષ શૂળીને જોઇને તેની તરફ દોડવા માંડે છે તો તે પોતાના પ્રત્યેક પગલાથી મૃત્યુને વધુ ને વધુ સન્નિધ કરતો જાય છે; તે પ્રમાણે દેહ જેમ જેમ વધે, આ-

યુષ્ય જેમ જેમ વૃદ્ધિંગત થતું જાય તથા મનુષ્ય જેમ જેમ વિષયસુખમાં નિમગ્ન થતો જાય, તેમ તેમ મૃત્યુ આયુષ્યને છીતે છે. અને મીઠું જે પ્રમાણે પાણીમાં નાખવાથી પીગળી જાય છે, તે પ્રમાણે વય વધતી જાય તેમ તેમ કાળ નિકટ આવતો જાય છે. એ વાત વિષયોના ભ્રમમાં પડવાથી જે સમજતો નથી; હે મહાબાહો અર્જુન! તે અજ્ઞાનરૂપી દેશનો રાજા છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

તે આયુષ્યના મદમાં ભાવી મૃત્યુ વિષે વિચાર કરતો નથી તથા તારુણ્યના જોમમાં ભાવી વૃદ્ધાવસ્થા વિષે પણ કાળજી રાખતો નથી. ડુંગરના ઢાળ પરથી ગાડી ગબડી પડતાં કિંવા પર્વતના શૃંગ પરથી પાષાણ તૂટી પડતાં જે પ્રમાણે તેને આગળ શું હશે તેનું જ્ઞાન હોતું નથી, તે પ્રમાણે જે 'મને વાર્ધક્ય ઘેરશે ત્યારે મારી શી સ્થિતિ થશે' તેનો વિચાર કરતો નથી કિંવા રાનમાંના વહેળામાં પૂર આવતાં જેમ તેને ઓળંગી શકાતું નથી; અથવા પાડાઓ વચ્ચે ટક્કર ચાલતી હોય, તે વખતે તે કોઇને પોતાની નિકટ આવવા દેતા નથી; તે પ્રમાણે જેના અંગમાં તારુણ્યનો મદ હોય છે તે પુરુષ અજ્ઞાનનું ઘરજ છે. શરીરસંપત્તિ ઘટવા માંડે, તેજનો લોપ થતો જાય, મસ્તક કંપવા લાગે, વાળ સફેદ થઈ જાય અને ડોકનો કાંટો ઢીલો થઈ જાય, આવી સ્થિતિ થયા છતાં જે આશાને વધાર્યે જાય છે, તે પુરુષ પણ અજ્ઞાનમાંજ ડૂબેલો છે. અંધ મનુષ્યને પોતાની સામેનો સ્તંભ છાતીમાં વાગે ત્યાં સુધી તેને જેમ તેની ખબર પડતી નથી; કિંવા પ્રમાદી મનુષ્ય દૃષ્ટિ સમક્ષ વૃક્ષ પરથી પડેલાં જાંબુને અન્ય મનુષ્ય લાવી તેના મુખમાં નાખે નહિ ત્યાં સુધી તે મેળવવાની ખટપટ કરતો નથી, તેમજ જે તારુણ્યનો ઉપભોગ લેતાં ભાવી વૃદ્ધાવસ્થા વિષે વિચાર કરતો નથી, તે કેવળ અજ્ઞાનની પ્રતિમાજ છે.

કોઈ અંધ વા કમ્મરમાંથી વાંકો વળી ગયેલો મનુષ્ય મળે તો જે તારુણ્યના મદમાં છકી જઈ તેની મશ્કરી કરે છે, પરંતુ ભવિષ્યમાં આપણી સ્થિતિ પણ એવીજ થવાની છે એમ

વિચારતો નથી અને મોતની નિશાની જે વૃદ્ધાવસ્થા તે પ્રાપ્ત થાય છતાં જે તારુણ્યનો ઘમંડ છોડતો નથી તે પુરુષ પણ અજ્ઞાનનું ઘર છે, એમ તું નક્કી સમજ. વળી અજ્ઞાનનાં વિશિષ્ટ લક્ષણો કહું છું, તે સાંભળ. (૭૬૩)

વ્યાઘ્રના અરણ્યમાંથી એક વાર ચરીને બળદ ભાગ્યવશાત્ ઘેર પાછો આવે તો વિશ્વાસ ધરીને પુનઃ પણ તેજ રાનમાં ચરવાને જાય છે, અથવા જે ઘરમાંની સંપત્તિ પર સર્પ બેઠેલો હોય તે ઘરનો ભંડાર એક વખત સર્પદંશ થયા વિના એકાદ મનુષ્ય લઈ આવે તો તે પછી સંપત્તિ પર સર્પ બેસે છે એ વાત તે માનતો નથી; તે પ્રમાણે હમણાં સુધી પોતાનું શરીર નીરોગી રહ્યું છે, પણ ભવિષ્યમાં રોગ આવશે એ વાત તે ઘમંડને લીધે માનતો નથી. પોતાનો વૈરી ઊંઘ્યો હોય માટે હવે વૈરનો અંત આવ્યો એવા ભરોસા પર કોઇ માણસ સ્વસ્થ બેસી રહે તો તે વૈરી જાગ્રત થતાંજ પોતાનાં બાળબચ્ચાંસહિત પોતાનો જીવ ખૂએ છે, તે પ્રમાણે જ્યાં સુધી ક્ષુધા અને નિદ્રા સારી હોય અને જ્યાં સુધી કોઇ પણ જાતનો રોગ લાગુ પડયો ન હોય ત્યાં સુધી જે તે વિષે કાળજી રાખતો નથી અને સ્ત્રીપુત્રાદિ તથા સંપત્તિ આદિ અધિક મળતાં જાય તેમ તેમ જે વધારે મદાંધ થતો જાય છે, અને એક ક્ષણમાં સ્ત્રીપુત્રાદિનો વિયોગ થશે તથા એક ક્ષણમાં સંપત્તિનો નાશ થઇને વિપત્તિ આવશે, એવો જેને વિચાર આવતો નથી, તે અજ્ઞાની છે; અને હે અર્જુન! જે આ મૃત્યુલોકમાં ઇંદ્રિયોને યથેચ્છ ચરવા દે છે, તેને પણ કેવળ અજ્ઞાનરૂપજ સમજવો. જે તારુણ્યના આવેશમાં સંપત્તિના મદથી સેવ્યાસેવ્ય વસ્તુનો વિચાર ન કરતાં એકસરખો તેનો ઉપભોગ લે છે, ન કરવા યોગ્ય કૃતિ કરે છે, અસંભાવ્ય કૃતિ કરવાની હામ ભીડે છે અને જે કાર્યનો વિચાર કરવો ન જોઈએ તેનો વિચાર જે નિરંતર પોતાના મનમાં આણે છે; જ્યાં પ્રવેશ ન કરવો જોઈએ ત્યાં પહોંચી જાય છે; જે વસ્તુ લેવી ન જોઇએ તેની માગણી કરે છે અને જે કાર્યનો વિચાર સુધ્ધાં કરવો ન જોઇએ કિંવા જેને સ્પર્શ પણ કરવો ન

જોઇએ, તેનો વિચાર અને સ્પર્શ જ કરે છે; જ્યાં જવું ન જોઈએ ત્યાં જાય છે, જોવું ન જોઈએ તે જુએ છે, ખાવું ન જોઇએ તે ખાય છે અને આ પ્રમાણે વર્જ્ય ગણેલી કૃતિ કરવાથીજ જે આનંદ પામે છે; જેની સંગત કરવી ન જોઇએ તેની સોબત કરે છે; જ્યાં બિલકુલ સંબંધ રાખવો ન જોઇએ ત્યાં ઘાડો સંબંધ બાંધે છે અને જે માર્ગનું આચરણ કરવું ન જોઇએ તે માર્ગ આચરે છે; જે સાંભળવું ન જોઈએ તે સાંભળે છે, બોલવું ન જોઇએ તે બકે છે અને તે છતાં મારાથી દોષ થશે એમ જે મનમાં પણ આણતો નથી; પોતાના મનમાં આવે તથા પોતાને જે સુખાવહ લાગે તેજ કાર્ય કરવા તરફ લક્ષ હોવાને લીધે જે સારીમાઠી કૃતિનો લેશ પણ વિવેકવિચાર કરતો નથી અને એ કારણથી ભળતીજ કૃતિનું આચરણ કરે છે; પરંતુ પોતાને હાથે પાપ થશે કિંવા પોતાને નરકયાતના ભોગવવી પડશે, એ વિષે વિચાર કરતો નથી. એવા ધર્મભ્રષ્ટ માણસોને લીધે જગતમાં અજ્ઞાન એટલું વૃદ્ધિંગત થયું છે કે તે જ્ઞાનની સામે પણ બાથ ભીડી શકે છે. (૭૮૦)

અસ્તુ. જેના યોગથી તું અજ્ઞાનનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજી શકે, એવાં તેનાં કેટલાંક બીજાં લક્ષણો તને કહી બતાવું છું, તે સાંભળ. જે પ્રમાણે ભ્રમરનું ચિત્ત નવવિકસિત કમળના કેસર પર આસક્ત હોય છે, તે પ્રમાણે જેની પ્રીતિ ગૃહમાં જડાયેલી હોય છે; જેમ ખાંડના ઢગ પર માખીઓ બણબણે છે તેમ જેનું મન સ્ત્રી પર આસક્ત હોય છે; દેડકો જેમ પાણીના કુંડમાંથી બહાર નીકળતો નથી, માખી જેમ વિષ્ઠામાં લપટાયા પછી બહાર નીકળી શકતી નથી, કિંવા પશુ કાદવમાં સપડાયા પછી બહાર નીકળી શકતું નથી; તે પ્રમાણે જેનું મન ઘરમાંથી દૂર ખસતું નથી, તે મરણ પછી પણ પોતાના ઘરરૂપી દરમાં સર્પ થઇને વસે છે. એકાદ સ્રી જેમ પોતાના આશકના ગળામાં હાથ નાખીને બેસે છે, તેમ જે પર્ણકુટીને જીવ સાથે બાંધી રાખે છે; જે પ્રમાણે મધુના રક્ષણને માટે મધુમક્ષિકા સંકટ સહન કરે છે, તે પ્રમાણે જે ગમે તેવી યાતનાઓ વેઠીને પોતાના ગૃહનું સંરક્ષણ કરે છે; વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયેલા

એકના એક બાળક પર માતાપિતાનો જેટલો પ્રેમ હોય છે તેટલો પ્રેમ જે ઘર પર રાખે છે; અને હે અર્જુન! જેને આ જગતમાં સ્ત્રી સિવાય અન્ય કોઈ પણ વસ્તુ પ્રિય હોતી નથી; તેજ પ્રમાણે જે જીવભાવથી સ્ત્રી પર પ્રેમ કરે છે, અને આપણે કોણ છીએ તથા આપણું સાર્થક શાથી થશે, એ વાત જે જાણતો નથી; જે પ્રમાણે સિદ્ધ પુરુષનું ચિત્ત બ્રહ્મસ્વરૂપમાં લીન થયા પછી તેના સર્વ વ્યવહારો બંધ પડી જાય છે; તે પ્રમાણે જેણે પોતાનું સર્વસ્વ સ્ત્રીને વેચ્યું છે; તે પોતાની હાનિ, લજ્જા કિંવા લોકોએ કરેલી નિંદા પ્રતિ લક્ષ આપતો નથી. જે પ્રમાણે માંકડું ગારુડીના તાબામાં રહે છે, તે પ્રમાણે જે સ્ત્રીનીજ આરાધના કર્યા કરે છે, અને કૃપણ જે પ્રમાણે અતિશય કષ્ટ સહન કરીને તથા આપ્તમંડળનાં મન દુભાવીને પણ દ્રવ્યનીજ ગાંઠડી વધારતો જાય છે, તે પ્રમાણે દાનપુણ્ય ન કરતાં પોતાના વંશના બીજા મનુષ્યો સાથે કપટ કરી જે પોતાનાં સ્ત્રીપુત્રાદિની વિષયેચ્છા તૃપ્ત કરવામાં ન્યૂનતા રાખતો નથી; તે કોને કોને ફસાવે છે તે સાંભળ. તે પોતાના આરાધ્ય દેવતાની સેવા પણ ભાગ્યેજ કરે છે, ગુરુને થાપ આપે છે અને માતાપિતા દ્રવ્ય માગે ત્યારે 'શિલક નથી' એમ કહે છે, પરંતુ સ્ત્રીને માટે ઉત્તમ વસ્તુઓ સવાઈ લઈ આવે છે. જે પ્રમાણે પ્રેમાળ ભક્ત પોતાના ઈષ્ટદેવતાને ભજે છે, તે પ્રમાણે જે એકાગ્રચિત્તે સ્ત્રીની સેવા કરે છે, જેટલી ઉત્તમ અને મૂલ્યવાન વસ્તુ હોય તે સઘળી સ્ત્રીનેજ અર્પે છે, કુટુંબનાં બીજાં માણસોને નિર્વાહ પૂરતી જણસો પણ આપતો નથી; સ્ત્રીપ્રતિ કોઈ વક્ર દૃષ્ટિથી જુએ કિંવા તેની વિરુદ્ધ વર્તન કરે તો જેને યુગનો અંત થયા સમાન માઠું લાગે છે; નાસુર થવાની ભીતિથી જેમ કોઈ નાકના કસમનો ભંગ કરતા નથી, તે પ્રમાણે જે સ્ત્રીના મનોરથ પૂરા કરે છે; હે અર્જુન! વધારે શું કહું ? જેને સ્ત્રી એજ દૈવત છે એમ લાગે છે; અને જે તેનાથી ઉત્પન્ન થયેલી સંતતિ પર અધિક પ્રીતિ રાખે છે; તથા તેનાં જેટલાં આપ્તગોપ્તો હોય તેને પોતાના જીવ કરતાં પણ અધિક પ્રિય ગણે છે;

તે અજ્ઞાનનું મૂળ છે અને તેનેજ લીધે અજ્ઞાનની વૃદ્ધિ થાય છે. વધારે શું કહું? તે કેવળ અજ્ઞાનરૂપજ છે. (૮૦૪)

અશાંત સાગરમાંની નૌકા પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં ઊછળી ઊઠે છે; અને અપ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં ઊંચીનીચી થાય છે; તેમ જે નીચો વળી જાય છે, વસ્તુ પ્રાપ્ત થતાં નીચે અથડાય છે; હે મહાબુદ્ધિમંત અર્જુન! જેના ચિત્તમાં લાભાલાભથી વિષમતા ઉત્પન્ન થાય છે, તે અજ્ઞાની છે. ધનને માટે જેમ કોઈ સ્ત્રી બહારથી વિરક્તનો વેશ ધારણ કરે, કિંવા વ્યભિચારિણી પોતાનું જારકર્મ ચાલુ રાખવાને માટે જેમ પતિનો પડતો બોલ ઝીલી લઈ તેની કૃપા સંપાદન કરે છે; તે પ્રમાણે હે કિરીટિ! જે મારી ભક્તિનો ડોળ બતાવી અંદરથી વિષયો પ્રતિ દૃષ્ટિ રાખે છે, અને છતાં વિષયપ્રાપ્તિ ન થાય તો ભક્તિ છોડી દઈ 'ઈશ્વર ખોટો છે' એવી નિંદા કરે છે; કણબી જેમ પોતાની ખેતી વધારે છે, તેમ એક મૂકીને બીજે એમ પુષ્કળ દેવોની સેવા કરે છે, અને પહેલા દેવના જેવોજ બીજા દેવનો અનાદર કરે છે; જેની પાસે વિશેષ ઠાઠમાઠ હોય એવા ગુરુ પર શ્રદ્ધા રાખી જે તેની પાસેથી ગુરુમંત્ર લે છે અને સાચા સંતનો ભાવ પણ પૂછતો નથી; પ્રાણીઓ સાથે જે કઠિન શબ્દો બોલી તેમનો તિરસ્કાર કરે છે અને પાષાણની મૂર્તિ પર વિશેષ પ્રેમ રાખે છે; તેમજ જેનાથી એકનિષ્ઠપણાથી ભક્તિ કરી સ્વસ્થ રહી શકાતું નથી; જે મારી મૂર્તિ ઘરના એક ખૂણામાં બેસાડે છે અને પોતે બીજા દેવોની યાત્રા કરતો ફરે છે; જે રોજ તો મારી પૂજા કરે છે, કોઈ કાર્યપ્રાપ્તિને માટે કુલદેવતાની પૂજા કરે છે અને એકાદ પર્વણી આવતાં વળી કોઈ ત્રીજાજ દેવતાની પૂજા કરે છે! ઘરમાં મારી સ્થાપના હોવા છતાં જે ઈતર દેવની પ્રાર્થના કરે છે તથા શ્રાદ્ધકાળે પિતરોની પૂજા કરે છે; એકાદશીને દિને જે પ્રમાણે મારી ભક્તિ કરે છે, તેજ પ્રમાણે નાગપંચમીને દિવસે નાગની પૂજા કરે છે; ચતુર્થીને દિવસે જે ગણપતિની ભક્તિ કરે છે તથા ચતુર્દશીને દિવસે દેવીની પૂજા કરીને 'હે અંબે! હું તારો આશ્રિત છું' એવી પ્રાર્થના કરે છે;

જે નિત્યનૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં જોઇએ તેનો ત્યાગ કરી નવરાત્રમાં નવચંડીનો પાઠ ઇત્યાદિ કરે છે; આદિત્યવારને દિવસે જે ભૈરવ ને મેલડી માતાના નામનો ખીચડો વહેંચે છે; અને સોમવારને દિવસે બિલ્વપત્ર લઈને શંકરને ચડાવે છે; આ પ્રમાણે જે અનેક દેવોની સેવા કરે છે અને જેમ ગામમાંની વેશ્યા પ્રીતિ બતાવી સર્વેનું મન આકર્ષી લે છે, તે પ્રમાણે જે સદાકાળ વિષયપ્રાપ્તિને માટે બધાજ દેવોનું પૂજન કરે છે; આ રીતે ચોતરફ દોડાદોડ કરી મૂકે છે તે અજ્ઞાનનો અવતારજ છે; અને ઉત્તમ એકાંત સ્થળો, તપોવનો, તીર્થો તથા તટોને જોઈ જેને અરુચિ ઉપજે છે, તે પણ અજ્ઞાનરૂપજ છે. જેને શહેરમાં રહેવાથી સુખ થાય છે, અનેક મનુષ્યોમાં બેસવાઉઠવાનું ગમે છે અને લોકોની સ્તુતિ પ્રિય લાગે છે, તે પણ અજ્ઞાનરૂપજ છે. (૮૨૫)

આત્માની પ્રાપ્તિ થઈ શકે એવી વિદ્યાને જે કાને પડવા દેતો નથી, ઉપનિષદો તરફ જે જોતો નથી; યોગશાસ્ત્ર જેને ગમતું નથી અને અધ્યાત્મજ્ઞાન તરફ જેનું લક્ષ જતું નથી; આત્માનાત્મવિવેકરૂપી દીવાલને પાડી નાખીને જે યથેચ્છ આચરણ કરવા માંડે છે, જે કર્મકાંડને જાણે છે, જેને પુરાણો કંઠે હોય છે અને જે જ્યોતિષમાં તો એટલો નિપુણ હોય છે કે, તેનો એકએક અક્ષર ખરો પડે; જે શિલ્પશાસ્ત્રમાં અતિ નિષ્ણાત હોય છે, પાકશાસ્ત્રમાં પ્રવીણ હોય છે અને જારણ, મારણ ઉચ્ચાટન તથા વશીકરણ તો જેના હાથનો ખેલ હોય છે; જેનાથી કામશાસ્ત્ર પણ બચ્યું નથી; જે મહાભારતનું પણ વ્યાખ્યાન કરી શકે અને ધર્મશાસ્ત્રો જેની સમક્ષ મૂર્તિમંત ઊભાં હોય છે; જે નીતિશાસ્ત્રને ઉત્તમ પ્રકારે જાણે છે, જે વૈદ્યકશાસ્ત્રમાં [illegible] રદ છે અને કાવ્ય તથા નાટકમાં જેની બરાબરી કોઈ કરી [illegible] નથી; જે સ્મૃતિની ચર્ચા કરે છે, ગારુડીની મંત્રવિદ્યા [illegible] અને વેદનો કોપ તો જાણે એનો સેવકજ છે! જે આ[illegible] ષ્ણાત છે, ન્યાયશાસ્ત્રમાં જે પૂર્ણ છે; આ સર્વ ગુણે [illegible] હોવા છતાં એક આત્મજ્ઞાનના સંબંધમાં જે [illegible]

બીજાં સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતોનો સ્તંભ હોય તો પણ બળો તેનું સર્વ જ્ઞાન! આવો મનુષ્ય સર્વગુણસંપન્ન હોય તો પણ મૂળ નક્ષત્રમાં જન્મેલા બાળકની પેઠે તેનું મુખ જોવું જોઇએ નહિ. (૮૩૫)

જે પ્રમાણે મોરનાં પીછાંના ચાંદલાની આંખોમાં સાચી દૃષ્ટિ હોતી નથી, તેવીજ આવા મનુષ્યની સર્વ વિદ્યાઓ છે. મૃત મનુષ્યને જીવંત કરનારી જડીબુટ્ટિ જો પરમાણુ જેવડી પણ હોય તો પણ તેની આગળ ગાડું ભરેલાં બીજાં મૂળિયાં જેમ રદ છે; ઉત્તમ ગુણો હોવા છતાં અલ્પાયુ જીવન પ્રાપ્ત થવું, કિંવા મસ્તક વિના અલંકાર અથવા વરવધૂ વિનાનો વરઘોડો એ જેમ વિટંબણાજ છે; તેમ હે પાર્થ! એ અધ્યાત્મજ્ઞાન વિના બીજાં સર્વ શાસ્ત્રો અપ્રમાણજ છે. માટે હે અર્જુન! જે પઢતમૂર્ખને આત્મજ્ઞાનનો નિત્યબોધ હોતો નથી તે મનુષ્યનું શરીર અજ્ઞાનનું વૃદ્ધિંગત થયેલું બીજજ છે અને તેની વિદ્વત્તા અજ્ઞાનની વેલજ છે. તે જે બોલે છે, તે અજ્ઞાનનાં ફળ છે અને તેનું પુણ્ય પણ અજ્ઞાનનું જ ફળ હોય છે. જેમકે જેને અધ્યાત્મજ્ઞાન પર શ્રદ્ધા નથી, તેને કદીજ તત્ત્વાર્થ પ્રાપ્ત થતો નથી, એ શું કહેવાની જરૂર છે? નદીના આ તરફના તીર સુધી પણ ન જતાં જે પાછો ફરે છે, તેને પેલી તરફના કાંઠાની માહિતી શી રીતે મળશે? કિંવા ઉંબરામાંજ જેનું મસ્તક કપાઇને અટકી પડે છે, તે ઘરમાં શું મૂકેલું છે તે શી રીતે જાણી શકશે? તે પ્રમાણે હે અર્જુન! જેને અધ્યાત્મજ્ઞાનની સાથે ઓળખાણ નથી, તે તત્ત્વાર્થ શી રીતે જોઈ શકશે? અર્થાત્ આવા મનુષ્યને જ્ઞાનનું તત્ત્વ સમજાતું નથી, એ વાત વિશેષ કહી બતાવવાની આવશ્યકતા નથી. ગર્ભિણી સ્ત્રીને ભોજન આપ્યું એટલે તેના ગર્ભમાંના બાળકને પણ તૃપ્તિ થાય છે; તેમજ પૂર્વે જ્ઞાનનાં જે લક્ષણો વર્ણવી બતાવ્યાં, તેનાથી ઊલટાં જે જે લક્ષણો હોય તે સર્વ લક્ષણો અજ્ઞાનનાં સમજવાં. (૮૪૮)

અંધને આમંત્રણ આપવાથી તેની સાથે એક બીજો દેખતો માણસ આવે છેજ; તે પ્રમાણે જ્ઞાનનાં લક્ષણો સમજાવતાંની સાથેજ અજ્ઞાનનાં લક્ષણો પણ આપોઆપ સમજી શકાય છે.

છતાં પણ અમાનિત્વ પ્રભૃતિની વિરુદ્ધનાં અજ્ઞાનનાં લક્ષણો પણ કહી બતાવ્યાં; કેમકે જ્ઞાનનાં અષ્ટાદશ લક્ષણોને ઉલટાવવાથી સહજ તે અજ્ઞાનનાં લક્ષણો બની રહે છે. ગત બારમા શ્લોકના ઉત્તરાર્ધના દ્વિતીય અર્ધમાં શ્રીમુકુંદે કહ્યું છે કે, "આ જ્ઞાનનાં લક્ષણો છે અને આથી ઊલટાં જે લક્ષણો છે, તે અજ્ઞાનનાં છે." માટે આ પ્રકારે મેં તે અજ્ઞાનનાં લક્ષણો વિસ્તારપૂર્વક વર્ણવી બતાવ્યાં. બાકી દૂધમાં પાણી મેળવી દૂધ વધારીને શું કરવું? તેજ પ્રમાણે એક અક્ષર પણ ન છોડતાં અને વ્યર્થ બકબકારો પણ ન કરતાં મૂળમાં જે અર્થ હતો તેજ મેં વિસ્તારપૂર્વક કહી બતાવ્યો છે. આ વખતે શ્રોતાઓ બોલ્યાઃ—હે કવિપોષક! તારા હાથથી એવો તે શું મોટો અન્યાય થયો છે કે, તું ક્ષમા યાચે છે? તને તો જાણે શ્રીમુરારિએ પોતેજ કહ્યું છે કે 'મેં જે અભિપ્રાય ગુપ્તપણે ઢાંકી રાખ્યા છે, તેને તું પ્રકટ કર.' દેવનું મનોગત તેં અમને સ્પષ્ટ રીતે કહી બતાવ્યું એમ જો અમે કહીએ તો તારું હૈયું ભરાઈ આવશે, માટે અમે આ સર્વ વાત છોડી દઇએ છીએ; પરંતુ તેં અમને શ્રવણસુખથી ભરપૂર જ્ઞાનનૌકા પ્રાપ્ત કરાવી આપી, તેથી અમને અતિ સંતોષ થાય છે. હવે એ પછી શ્રીહરિ શું બોલ્યા તે અમને સત્વર કહી સંભળાવ. એવું સંતોનું વાક્ય સાંભળતાંની સાથે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યા કે, સાંભળો, દેવ એમ બોલ્યાઃ—હે અર્જુન! આ જે સર્વ લક્ષણો તેં સાંભળ્યાં તે અજ્ઞાનનાં લક્ષણો હતાં. આ અજ્ઞાનભાગ તરફ દુર્લક્ષ કરી તું જ્ઞાનપ્રાપ્તિને માટે તારો નિશ્ચય દૃઢ કર; ત્યારે તે શુદ્ધ જ્ઞાનના યોગે તને જ્ઞેય વસ્તુની પ્રાપ્તિ થશે. આ વચનો સાંભળતાંજ અર્જુને તે, જાણવાની મનમાં ઇચ્છા કરી, ત્યારે સર્વજ્ઞોના રાજા શ્રીકૃષ્ણે અર્જુનનો મનોભાવ જાણી કહ્યું કે, હવે જ્ઞેય વિષે સાંભળ. (૬૪)

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

શ્લોકાર્થઃ—જે જ્ઞેય—જાણવા યોગ્ય છે, જેને જાણવાથી મોક્ષ મળે છે તે વિષે હવે તને કહું છું. તે અનાદિ બ્રહ્મને સત્

પણ કહી શકાય નહિ અને અસત્ પણ કહી શકાય નહિ. (૧૨)

ટીકાઃ–જ્ઞેય એટલે પરમાત્મવસ્તુ; તેને જ્ઞેય કહેવાનું કારણ એજ છે કે, તે જ્ઞાન સિવાય ઇતર કોઈ પણ સાધનથી પ્રાપ્ત થતું નથી; અને તે સમજ્યા પછી મુમુક્ષુને કોઈ પણ પ્રકારનું કર્તવ્ય કરવાનું રહેતું નથી; કારણ કે તેનું જ્ઞાનજ તેનામાં તદ્રૂપતા આણે છે. જેને જાણવાથી મુમુક્ષુ સંસારનો પાર પામી નિત્યાનંદમાં નિમગ્ન થાય છે; તે જ્ઞેય એવું છે કે, તેને આદિ નથી અને તેને સહજજ પરબ્રહ્મ નામ પ્રાપ્ત થયું છે. તે નથી એમ જો કહીએ તો તે વિશ્વરૂપે દૃષ્ટિએ પડે છે, અને વિશ્વરૂપ કહીએ તો વિશ્વ માયારૂપ છે! તેને રૂપ, વર્ણ કે આકાર નથી; તેમજ તે દેખાતું પણ નથી અને દેખવાવાળોજ નથી. ત્યારે તે કોણ છે અને કેવું છે, તે કોણ કહી શકે? અને કેવી રીતે કહી શકે? વારુ ઠીક, તે નથી એમ કહીએ તો આ મહત્તત્ત્વાદિ શા આધારે દેખાય છે અને તેના સિવાય કોઈ પણ વસ્તુ દેખી શકાય ખરી? માટે તે વિષે 'છે' કે 'નથી' એમ કાંઇ કહી શકાતું નથી અને તે વિષે તો વેદની વાણી પણ મૂંગી થઈ ગઈ છે; કારણ કે તેના સુધી વિચારથી પહોંચીજ શકાતું નથી. જે પ્રમાણે ઘડા, ગાગર વગેરે વાસણોમાં પૃથ્વી તે તે આકાર લઇને રહેલી છે, તે પ્રમાણે સર્વ જગતમાં તે બ્રહ્મજ ઓતપ્રોત ભરેલું છે.(૮૭૩)

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

**શ્લોકાર્થઃ**–આ જગતમાં તેને સર્વ બાજુએ હાથ તથા પગ છે, સર્વ બાજુએ નેત્રો, મસ્તકો તથા મુખો છે, સર્વ બાજુએ કાનો છે અને તે સર્વત્ર વ્યાપક છે. (૧૩)

ટીકાઃ–સર્વ દેશોમાં, સર્વ કાળે, સ્થૂળ તથા સૂક્ષ્મ વસ્તુઓ દ્વારા જે ક્રિયા થાય છે તે તેનીજ સત્તાથી થતી હોવાથી, તે ક્રિયા અથવા સત્તાસ્ફૂર્તિજ તેના હાથ છે. તે બ્રહ્મને એજ કારણથી 'વિશ્વબાહુ' કહેવામાં આવે છે કે સર્વત્ર સર્વ પ્રકારે સર્વદા તેજ ક્રિયા કરાવે છે–અર્થાત્ તેનીજ સત્તાસ્ફૂર્તિથી સર્વ ક્રિયા થાય છે; અને હે અર્જુન! તે સર્વત્ર એક સમયાવચ્છેદે

કરીને હોય છે. તેથીજ તેને વિશ્વાંઘ્રી (વિશ્વપાદ) નામ પ્રાપ્ત થયું છે. જે પ્રમાણે સૂર્યને શરીર તથા નયનો એ અવયવો ભિન્ન ભિન્ન હોતાં નથી, તે પ્રમાણે જ સ્વપ્રકાશથી સર્વને જુએ છે તેને નેત્રો ન હોવા છતાં પણ વેદોએ તેને મોટા શાણપણથી 'વિશ્વતશ્ચક્ષુ' કહ્યો છે. તે સર્વ પ્રકારે નિત્ય છે; તેથીજ તેને 'વિશ્વમૂર્ધા' કહેવામાં આવે છે. અગ્નિની જે મૂર્તિ છે તેજ તેનું મુખ છે; કેમકે તે અગ્નિ દ્વારાજ સર્વ વસ્તુનો ઉપભોગ લે છે. હે પાર્થ! તેને એજ કારણથી શ્રતિએ 'વિશ્વતોમુખ' કહ્યો છે, અને આકાશ જે પ્રમાણે સર્વ વસ્તુમાં ઓતપ્રોત ભરેલું છે, તે પ્રમાણે શબ્દમાત્રનું તેને શ્રવણ થાય છે તેથીજ તે બ્રહ્મને આપણે 'સર્વત્ર સાંભળનાર' કહીએ છીએ; કારણ કે તે આ જગતની સર્વ વસ્તુમાં વ્યાપી રહ્યો છે. હે મહામતે! હે અર્જુન! શ્રુતિએ બ્રહ્મને 'વિશ્વતશ્ચક્ષુ' કહ્યો છે, તે પણ પરમાત્માને અવયવો છે એમ સિદ્ધ કરવાને માટે નહિ પરંતુ પરમાત્માનું વ્યાપકત્વ સમજવવાને માટેજ છે; નહિ તો ત્યાં નેત્ર, હસ્ત, પગ વગેરે અવયવોની વાતજ ક્યાં છે? એકાદ મોટો તરંગ નાના તરંગનો નાશ કરતો જણાય છે, પરંતુ પાણીની દૃષ્ટિથી મોટો તરંગ નાના તરંગથી ભિન્ન છે કે વારૂ? તે પ્રમાણે જો વસ્તુતઃ સર્વત્ર બ્રહ્મજ વ્યાપ્ત છે તો તેમાં વ્યાપ્ય–વ્યાપકભાવનો સંભવજ ક્યાંથી હોય? ત્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શાસ્ત્રો વ્યાપ્ય–વ્યાપકભાવનું પ્રતિપાદન શા માટે કરે છે? તો તેનો ઉત્તર એ છે કે, શિષ્યને યથાર્થ બોધ થવા માટેજ તેમ કરવાની જરૂર પડે છે. જે પ્રમાણે હિસાબ કરતી વખતે શૂન્ય બતાવવાને માટે વર્તુલાકૃતિ–મીંડું કાઢવામાં આવે છે, તે પ્રમાણે અદ્વૈતનું સ્પષ્ટીકરણ કરવાને માટે દ્વૈતનો સ્વીકાર કરવો પડે છે; નહિ તો હે અર્જુન! ચોતરફ ગુરુશિષ્ય સંપ્રદાય બંધ પડી જાય અને અદ્વૈત વિષેનાં સર્વ ભાષણોની પરિસમાપ્તિ થઈ જાય. માટે શ્રુતિએ દ્વૈતનો નિર્દેશ કરીને અદ્વૈતનુંજ પ્રતિપાદન કરવાનો રાજમાર્ગ શરૂ કર્યો છે; માટે હવે તેજ જ્ઞેય બ્રહ્મ આપણાં નેત્રો દ્વારા દેખાતા આકાશમાં કેવી રીતે વ્યાપક છે તે તું સાંભળ.

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥**

શ્લોકાર્થઃ–તે સર્વ ઇંદ્રિયોને તેમના વિષયોનું જ્ઞાન કરાવનાર હોવા છતાં ઇંદ્રિયોથી રહિત છે; તે ક્યાંય પણ આસક્તિ ધરતો નથી છતાં સર્વને ધારણ કરે છે; તથા ગુણરહિત છતાં ગુણોનો ઉપભોગ લેનાર છે. (૧૪)

ટીકાઃ–હે અર્જુન! જે પ્રમાણે અવકાશ (પોલાણ)માં આકાશ ભરેલું છે, કિંવા વસ્ત્રરૂપે થઇને રહે છે, તે પ્રમાણે બ્રહ્મ આ વિશ્વમાં રહેલો છે. રસ જે પ્રમાણે ઉદકમાં ઉદકરૂપ થઇને રહે છે; તેજ પ્રમાણે જે દીપકમાં દીપકરૂપે રહે છે; સુગંધ જેમ કર્પૂરને રૂપે કર્પૂરમાં રહે છે અને ક્રિયા જે રીતે શરીરને રૂપે શરીરમાં રહેલી છે; કિંબહુના, હે અર્જુન! સુવર્ણ જે પ્રમાણે સુવર્ણના રવાને રૂપે દૃષ્ટિગોચર થાય છે, તેજ પ્રમાણે જ્ઞેય બ્રહ્મજ આ સર્વ જગતનું આદિકારણ હોઈ સર્વમાં મૂર્તિમાન દેખાય છે. તે સોનું જ્યારે રવાને રૂપે હોય છે ત્યારે તે આપણને રવા જેવું જણાય છે, તો પણ વસ્તુતઃ તે સુવર્ણજ છે. હે અર્જુન! પાણીનો પ્રવાહ વાંકો હોય તો પાણી પણ વક્ર દેખાય છે, પરંતુ વાસ્તવમાં તે વક્ર નથી. લોખંડ તપાવતાં તેનો જે લાલ આકાર દૃષ્ટિગોચર થાય છે, તે વસ્તુતઃ અગ્નિનો આકાર નથી પણ લોખંડનોજ છે. ઘટના આકારમાં આકાશ ગોળ દેખાય છે અને મઠમાં જોઇશું તો તે આપણને ચતુષ્કોણ દેખાશે; પરંતુ તે પોલના આકારો જેમ આકાશ નથી, તે પ્રમાણે જ બ્રહ્મ માયાના આકારવિકારને લીધે આકારવિકારરૂપે દેખાય છે, પણ વાસ્તવમાં તે આકારવિકારરૂપે હોતું પણ નથી અને બન્યું પણ નથી. હે અર્જુન! તે બ્રહ્મ મન ઇત્યાદિ ઇંદ્રિયોના જેવું તથા સત્ત્વાદિ ગુણોના જેવું બન્યું હોય એવો ભાસ થાય છે; પરંતુ જે પ્રમાણે ગોળની મિષ્ટતા ગોળના આકારમાં હોતી નથી, તે પ્રમાણે ઇંદ્રિયો અને ગુણો એ બ્રહ્મનો આકાર નથી. હે કપિધ્વજ! જે પ્રમાણે દૂધની અવસ્થામાં ઘી દૂધના આકારે હોય છે, પરંતુ ઘી દૂધ નથી; તે પ્રમાણે બ્રહ્મ વિશ્વમાં ભરેલો છે, પરંતુ તે વિશ્વ

નથી. સુવર્ણના અલંકાર બન્યા પછી આપણે તેને કૂલ, વાંક, પ્રભૃતિ નામો ભલે આપીએ છીએ, બાકી તે છે તો સુવર્ણજ. આ પ્રમાણે સ્પષ્ટ ભાષામાં હે અર્જુન! સમજી લે કે, બ્રહ્મ એ ગુણો તથા ઈંદ્રિયોથી પૃથક્ છે. નામ, રૂપ, સંબંધ, જાતિ, ક્રિયા, ભેદ, એ સર્વ સંજ્ઞાઓ આકારનેજ છે; બ્રહ્મને નહિ. તે બ્રહ્મ કદી ગુણ થતો નથી અને તેને ગુણની સાથે કશો સંબંધ પણ નથી, પરંતુ ગુણોજ તેમનામાં ભાસે છે. આ કારણથી હે અર્જુન! અજ્ઞાનીઓ એમ સમજે છે કે, એ ગુણો બ્રહ્મમાંજ રહેલા છે; પરંતુ બ્રહ્મમાં ગુણ છે એમ માનવું એ અભ્ર આકાશમાં દષ્ટિગોચર થાય છે માટે આકાશ તેને ધારણ કરે છે; કિંવા દર્પણમાં જે વસ્તુ દગ્ગોચર થાય છે તે દર્પણમાં રહે છે એમ કહેવા સમાન છે; કિંવા સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં હોય તો સૂર્યનું અસ્તિત્વ પાણીમાં માનવું; અથવા સૂર્યરશ્મિમાં મૃગજળનું અસ્તિત્વ માનવું, એના જેવી એ વાત છે. માટે ગુણ તથા બ્રહ્મ વચ્ચે સંબંધ ન હોવા છતાં પણ બ્રહ્મ ગુણને ધારણ કરે છે એવો જે નિશ્ચય છે તે ભ્રામક તથા વ્યર્થ છે. જે પ્રમાણે ભિક્ષુ સ્વપ્નમાં રાજ્યનો ઉપભોગ લે, તેજ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મનો ગુણનો ઉપભોગ ભ્રાન્તિમાત્ર અથવા ઉક્તિમાત્ર છે; માટે બ્રહ્મ ગુણોનો સંગ કરે છે અથવા ગુણોનો ઉપભોગ લે છે એમ કહેવું ઉચિત નથી. (૯૧૨)

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥ १५ ॥

શ્લોકાર્થઃ-તે સર્વ ભૂતોની બહાર હોઇને અંદર પણ છે; તે સ્થિર હોઇને ચળ પણ છે; તે અત્યંત સૂક્ષ્મ હોવાથી જાણી શકાતો નથી છતાં તે દૂર હોવા છતાં નિકટ પણ છે. (૧૫)

ટીકાઃ-હે પાંડુસુત! અગ્નિના અંગારા ભિન્નભિન્ન તથા અનેક આકારના હોય, તો પણ તેમાંની ઉષ્ણતા જે પ્રમાણે એકજ હોય છે, તે પ્રમાણે ચરાચર ભૂતોમાં એકજ બ્રહ્મ વ્યાપક છે. આ પ્રમાણે જે અવિનાશી હોઈ સૂક્ષ્મ રીતે સર્વ જગતમાં વ્યાપ્ત છે તે જ્ઞેય છે. શરીરની ભીતર પણ છે અને બહાર પણ

છે. તેજ પ્રમાણે દૂર પણ છે અને નિકટ પણ છે અને જે એક અર્થાત્ અદ્વિતીય છે, ક્ષીરસાગરની મધુરતા કાંઠા પર થોડી અને મધ્ય ભાગે વિશેષ હોતી નથી; તે પ્રકારે જે સર્વવ્યાપક તથા પરિપૂર્ણ છે; જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ, એ સર્વ પૃથક્ પૃથક્ ભૂતોમાં તેની અખંડ વ્યાપ્તિ છે. હે શ્રોતૃ-શિરોમણે ! હજારો જુદા જુદા ઘડાઓમાં ચંદ્રબિંબ પૃથક્ પૃથક્ દેખાય છે, પરંતુ તેમાં જેમ ભેદ હોતો નથી અથવા મીઠાના પુષ્કળ કણોમાં એકજ ખારાશ અને કરોડો સાંઠાઓમાં એકજ મિષ્ટતા રહેલી હોય છે; (૯૧૯)

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

**શ્લોકાર્થઃ**—તે બ્રહ્મ મૂળથી વિભક્ત નથી, પરંતુ પ્રાણીમાત્રમાં વિભક્ત હોય તેમ દેખાય છે, અને તેજ સર્વ ભૂતોનો ભરણપોષણ કરનાર, સંહાર કરનાર તથા ઉત્પત્તિ કરનાર છે.

**ટીકાઃ**—તે પ્રમાણે ભૂતમાત્રમાં જે એક ભાવે વ્યાપક છે; અને હે અર્જુન ! વિશ્વરચનાનું જે આદિકારણ છે, માટે જે પ્રમાણે તરંગો સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે તથા સમુદ્રજ તરંગોનો આધાર છે; તે પ્રમાણે પ્રાણીમાત્રની ઉત્પત્તિનો જે હેતુ પણ છે અને આધાર પણ છે; બાલ્યાવસ્થા, તારુણ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થાને જેમ એકજ શરીર આધારભૂત હોય છે, તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ તથા લય, એ ત્રણે અવસ્થાઓને જે આધારભૂત છે; દિવસના પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળ, એ ત્રણે કાળ વ્યતીત થાય તો પણ આકાશમાં જેમ ફેરફાર થતો નથી; તેમ હે પ્રિયતમ ! સૃષ્ટિના ઉત્પત્તિકાળે જેને આપણે બ્રહ્મદેવ કહીએ છીએ, સ્થિતિકાળે જેને આપણે વિષ્ણુ કહીએ છીએ અને લયકાળે જેને આપણે રુદ્ર કહીએ છીએ; અને આ ત્રણે કાર્યો જ્યારે સમાપ્ત થાય છે ત્યારે જે શૂન્ય હોય છે તેને આપણે પ્રકૃતિ કહીએ છીએ; તથા આકાશનું શૂન્યત્વ ગળી જઇને ગુણત્રયનો નાશ કરનાર જે પ્રકૃતિરૂપી શૂન્ય, તેનો પણ જે નાશ કરે છે, તેને શ્રુતિએ મહાશૂન્ય કહ્યું છે અને શ્રુતિનિર્દિષ્ટ એ મહાશૂન્ય તે આપણું જ્ઞેયબ્રહ્મજ છે. (૯૨૬)

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

શ્લોકાર્થ:–તે બ્રહ્મ ચંદ્રસૂર્યાદિકને પણ પ્રકાશ આપે છે; તે અજ્ઞાનરૂપી અંધકારની પેલી બાજુએ છે, એમ કહેવાય છે; તે જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞેયસ્વરૂપ છે તથા જ્ઞાનથી પ્રાપ્ત કરવા યોગ્ય છે અને તેજ સર્વનાં હૃદયમાં વિદ્યમાન છે. (૧૭)

ટીકા:–જે બ્રહ્મ અગ્નિને ઉષ્ણતા આપે છે; જે ચંદ્રને અમૃત અને સૂર્યને તેજ આપે છે; જેના પ્રકાશથી તારાગણને પ્રકાશ પ્રાપ્ત થાય છે તેમજ મહાતેજ જેનાથી તેજસ્વી થાય છે; જગતમાં જે મૂળ પદાર્થોનું પણ મૂળ અર્થાત્ આદિ છે; જે વૃદ્ધિની વૃદ્ધિ, બુદ્ધિની બુદ્ધિ અને જીવનો પણ જીવ છે; જે મનનું મન, નેત્રોનું નેત્ર, કાનોનો કાન અને વાચાની વાચા છે; જે પ્રાણનું જીવન, ગતિનો વેગ અને ક્રિયાનું કર્તૃત્વ છે; હે પાંડુકુમાર! જેનાથી આકાર, વિસ્તાર અને સંહારને પોતપોતાનાં સ્વરૂપો પ્રાપ્ત થાય છે; જે પૃથ્વીને ધારણ કરનાર છે, જે પ્રાણીઓનું જીવિત છે અને જેના યોગથી તેજ પ્રકાશમાન થાય છે; જે વાયુને વાવાની શક્તિ આપે છે, જેમાં આકાશ સમાવિષ્ટ થાય છે, વધારે શું કહું? સર્વ ભાસમાન વસ્તુઓ જેના આધારથી ભાસે છે; હે પાંડવ! આ સર્વ જગતમાં જે સર્વ પદાર્થોના સ્વરૂપે સર્વપણાથી રહ્યો છે અને જેનામાં દ્વૈતભાવનો જરા પણ પ્રવેશજ નથી; જેનું દર્શન થતાંની સાથે દ્રષ્ટા, દશ્ય અને દર્શન, એ ત્રિપુટી બ્રહ્મસ્વરૂપમાં ઐકયભાવને પામે છે; અને પછી પાછો જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન, એ ત્રિપુટી પણ તેજ બને છે અને જેના યોગથી બ્રહ્મને કળી શકાય છે તે પણ તેજ છે. મૂળસંખ્યા અને ઉમેરાયલી સંખ્યા, બન્ને જેમ સરવાળાની એકજ સંખ્યામાં સમાઈ જાય છે; તે પ્રમાણે તે પ્રાપ્ત થતાં સાધ્ય અને સાધક બન્ને એક બની રહે છે. હે અર્જુન! બ્રહ્મમાં દ્વૈતનો લેશ પણ સંબંધ રહેતો નથી. હવે આ વાત રહેવા દો. માત્ર એટલુંજ જાણવું પૂરતું છે કે, તે જ્ઞેયબ્રહ્મ સર્વનાં હૃદયમાં વસે છે;

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

શ્લોકાર્થઃ—આ રીતે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય વિષે તને સંક્ષેપમાં કહ્યું. તે જાણવાથી મારો ભક્ત મારા સ્વરૂપને પામે છે.

ટીકાઃ—આ પ્રમાણે હે પ્રિય મિત્ર! તને ક્ષેત્ર એટલે શું, તે દાખલાદલીલ સાથે સમજાવ્યું; તેજ પ્રમાણે હે અર્જુન! તું ખુલ્લી આંખે જોઈ શકે એવી રીતે તને જ્ઞાન પણ સમજાવ્યું. વળી તારી બુદ્ધિની તૃપ્તિ થાય અને હવે બસ થયું, એમ તું કહે ત્યાં સુધી અજ્ઞાનનાં લક્ષણોનું પણ કૌતુકથી નિરૂપણ કર્યું; અને હમણાંજ જ્ઞેય એટલે શું તે તને દૃષ્ટાંતપૂર્વક સમજાવ્યું. હે અર્જુન! આ સર્વ વાતોનો વિચાર કરી, મારી પ્રાપ્તિની ઇચ્છા ધરી મારા જે ભક્તો મદ્રૂપ થાય છે, દેહાદિક પરિવારનો ત્યાગ કરી જે પોતાના ચિત્તને મારામય બનાવી દે છે; હે કિરીટિ! મારો ભક્ત એ પ્રકારે મને જાણીને પોતાનું ચિત્ત મને અર્પણ કરીને મદ્રૂપ બની જાય છે. આવી રીતે મદ્રૂપ થવાનો સૌથી સુલભ માર્ગ મેં મુમુક્ષુને માટે તૈયાર કરી રાખ્યો છે. ઊંચાણ પર ચડવાને માટે જેવી રીતે પગથિયાં કરવાં પડે છે, કિંવા ઊંડાં પાણી તરી જવાં હોય તો જેમ નાવમાં બેસવું પડે છે; બાકી, હે વીરોત્તમ! સર્વત્ર આત્મા છે એમ જો તને કહેવા માંડું તો તે તને સ્પષ્ટ રીતે સમજાશે નહિ. માટે તારી બુદ્ધિ જડ છે, એમ જોઈ તે એકજ બ્રહ્મના ચાર વિભાગ કરી બતાવ્યા. જે પ્રમાણે બાળકને જમાડવું હોય તો આપણા ગ્રાસના વીસ ભાગ કરી તેના મુખમાં વીસ વખત થોડું થોડું અન્ન આપવું પડે છે, તે પ્રમાણે મેં તને બ્રહ્મ ચાર પ્રકારે સ્પષ્ટતાપૂર્વક સમજાવ્યું. તારી અવધાનશક્તિ જોઈ એક ક્ષેત્ર, એક જ્ઞાન, એક જ્ઞેય તથા એક અજ્ઞાન, એવા તે બ્રહ્મના ચાર ભાગ કર્યા.

અને હે પાર્થ! આટલું કર્યા છતાં પણ જો બ્રહ્મ તને સ્પષ્ટ રીતે ન સમજાય તો તને અન્ય પ્રકારથી સ્પષ્ટ કરી બતાવું છું. હવે તેના ચાર ભાગ ન કરતાં તથા તે એક છે એમ પણ ન માનતાં, તેના આત્મા તથા અનાત્મા (પુરુષ તથા પ્રકૃતિ) એવા બે

ભાગ કરી તને તે કહું છું; પરંતુ તું એક કાર્ય કર. હું જે માગું તે મને આપ–અર્થાત્ તું બરાબર કાન દઈ લક્ષપૂર્વક સાંભળ. શ્રીકૃષ્ણનાં આવાં વચનો સાંભળી પાર્થના અંગ પર રોમાંચ ખડાં થયાં. આવી સ્થિતિ જોઈ દેવ બોલ્યાઃ–'આના મનમાં આ વાત સંપૂર્ણ રીતે અંકિત થઈ છે.' આ રીતે શ્રીકૃષ્ણને પણ વેગ આવ્યો; પરંતુ તેને કાબૂમાં રાખી તેઓ બોલ્યાઃ– હે અર્જુન! તને બ્રહ્મના પુરુષ તથા પ્રકૃતિ એવા બે ભાગ સ્પષ્ટ કરીને કહું છું તે સાંભળ. પ્રકૃતિ અને પુરુષનું જેમાં વર્ણન છે, તે માર્ગને યોગી લોકો 'સાંખ્યમાર્ગ' કહે છે; અને જેનું પૂર્ણ વર્ણન કરવાને માટે મેં કપિલાવતાર ધારણ કર્યો હતો, તે પ્રકૃતિ તથા પુરુષનો વિવેક સાંભળ. (૯૫૯)

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥**

*શ્લોકાર્થ*:–પ્રકૃતિ તથા પુરુષ એ ઉભય અનાદિજ છે એમ તું સમજ; અને વિકાર (બુદ્ધિ, ઇંદ્રિયો, શરીર વગેરે) તથા ગુણ (સત્ત્વ, રજ અને તમ) એ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયા છે; એમ તું સમજ. (૧૯)

*ટીકા*:–પુરુષ અનાદિ છે અને પ્રકૃતિ પણ અનાદિજ છે, જેમ દિવસ અને રાત્રિની જોડી છે; જેમ છાયા એ રૂપ નથી, પરંતુ તે રૂપની સાથે લાગેલીજ હોય છે; હે ધનંજય! જેમ બીજ વાવ્યા પછી કણ અને ફોતરાં બન્નેની ઉત્પત્તિ સાથેજ થાય છે, તેમજ પ્રકૃતિ તથા પુરુષ એ ઉભયનું અનાદિસિદ્ધ યુગ્મ સુપ્રસિદ્ધ છે. તને કહ્યું તે ક્ષેત્ર સર્વની પ્રકૃતિ સમજવી અને જેને ક્ષેત્રજ્ઞ કહ્યો છે તેને પુરુષ સમજવો. એ નામો પૃથક્ પૃથક્ છે, પરંતુ એ દ્વારા નિરૂપણ કરવાની વસ્તુ ભિન્ન નથી, એ વારંવાર લક્ષમાં રાખ. હે પાંડુસુત! જે સત્તાનો કદી પણ નાશ નથી અને જે કેવળ ભાવ (અસ્તિત્વરૂપ) છે, તે પુરુષ છે અને તેની સત્તાસ્ફૂર્તિના યોગથી જે જે બને છે, તે સર્વ પ્રકૃતિ છે. બુદ્ધિ, ઇંદ્રિયો, અંતઃકરણ ઇત્યાદિ વિકારો તથા સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પણ પ્રકૃતિમાંથીજ ઊપજે છે અને એ

દ્વારાજ સર્વ કર્મો થાય છે; માટે એ સર્વ પણ પ્રકૃતિજ છે.

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

**શ્લોકાર્થઃ**–કાર્ય એટલે શરીર તથા કારણ એટલે તેર ઇંદ્રિયો; એ સર્વની ઉત્પત્તિનું કારણ પ્રકૃતિ છે અને પુરુષ એ સુખદુઃખના ભોક્તૃત્વનું કારણ છે. (૨૦)

**ટીકાઃ**–તે પ્રથમ ઇચ્છા, ઇચ્છામાંથી બુદ્ધિ અને બુદ્ધિમાંથી અહંકારને ઉત્પન્ન કરે છે; અને તેથી તે ઇચ્છા તથા બુદ્ધિ ફળપ્રાપ્તિને માટે ઇંદ્રિયોને પોતપોતાનાં કર્મમાં પ્રવૃત્ત કરે છે. ફળપ્રાપ્તિને માટે જે ઉપાય કરવામાં આવે છે તેને હે ધનંજય! કાર્ય કહેવામાં આવે છે. આ પ્રમાણે પ્રકૃતિજ પ્રબળ ઇચ્છાની સહાયથી મનને જાગ્રત કરી તેના દ્વારા સર્વ વ્યવહાર કરાવે છે; માટે કાર્ય, કર્તૃત્વ તથા કારણ એ ત્રિપુટીનું મૂળ પ્રકૃતિજ છે, એમ સિદ્ધોના રાજા શ્રીકૃષ્ણ બોલ્યા. આ રીતે ત્રણે એકત્ર થતાં પ્રકૃતિ ક્રિયારૂપ બને છે, પરંતુ જે ગુણનું વિશેષ પ્રાબલ્ય હોય છે તેવીજ તે ક્રિયા કરે છે. જે કર્મ સત્ત્વગુણમાંથી ઊપજે છે તે સત્કર્મ છે; જે કર્મ રજોગુણમાથી ઊપજે છે તે મધ્યમ અને જે કર્મ તમોગુણમાંથી ઊપજે છે તે નિષિદ્ધ–અર્થાત્ ધર્મવિરુદ્ધ કર્મ છે. આ પ્રમાણે પ્રકૃતિ વડેજ સારાં અને માઠાં કર્મો ઉત્પન્ન થાય છે અને તેના દ્વારા સુખદુઃખ ઊપજે છે. માઠાં કર્મોમાંથી દુઃખ તથા સત્કર્મોથી સુખ થાય છે અને પુરુષ તે ઉભયને ભોગવે છે. જ્યાં સુધી સુખ તથા દુઃખ ઉત્પન્ન થતાં રહે છે, ત્યાં સુધી પ્રકૃતિ વ્યાપાર કર્યા કરે છે અને ભોગ પુરુષ ભોગવે છે. પ્રકૃતિ અને પુરુષનો આ વ્યવહાર એટલો ચમત્કારિક છે કે, સ્ત્રી રળે છે અને પુરુષ ખાય છે. સ્ત્રી–પુરુષનો કદી સંબંધ થતો નથી, તો પણ સ્ત્રીમાં જગત ઉત્પન્ન થાય છે! કેવો ચમત્કાર!

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

**શ્લોકાર્થઃ**–પુરુષ પ્રકૃતિની સાથે સંબંધ રાખી પ્રકૃતિના

મા છે; માટે એ અપ્રતિબદ્ધ બ્રહ્મને એ પ્રતિબદ્ધ કરે છે. વસ્તુતઃ બ્રહ્મમાં કોઈ પણ જાતનો વિકાર હોતો નથી; પરંતુ એ પોતેજ સર્વ કાંઈ બને છે. તે સ્વયંસિદ્ધની ઉત્પત્તિ, તે નિરાકારનો આકાર અને સ્થિતિ તથા સ્થળ પણ એ પોતેજ બને છે. તે પોતેજ ઇચ્છારહિતની ઇચ્છા, તે પૂર્ણની તૃપ્તિ, તે કુલરહિતની જાતિ તથા ગોત્ર બની જાય છે. તે અવર્ણનીયનાં લક્ષણ, તે અપારનું પ્રમાણ અને અમનસ્કનું મન અને બુદ્ધિ પણ એ પોતેજ બને છે. તે નિઃસ્વરૂપનું સ્વરૂપ, તે નિર્વ્યાપારનો વ્યાપાર અને નિરહંકારનો અહંકાર પણ એ માયાજ બને છે. તે નામરહિતનું નામ, તે જન્મરહિતનો જન્મ અને કર્મ તથા ક્રિયા એ પોતેજ બની રહે છે. તે નિર્ગુણના ગુણ, તે અચરણના ચરણ, તે અશ્રવણના કાન તથા અચક્ષુનાં ચક્ષુ પણ બને છે. તે ભાવાતીતના ભાવ, નિરવયવના અવયવ કિંબહુના, પુરુષના સર્વ વિકારો માયા પોતેજ બને છે. આ પ્રમાણે આ પ્રકૃતિ પોતાની સર્વવ્યાપકતાના કારણે તે અવિકારી બ્રહ્મને વિકારવશ કરે છે. જેમ અમાવાસ્યાની રાત્રિમાં ચંદ્રનો લોપ થાય છે, તેમ બ્રહ્મનું તેજ આ પ્રકૃતિની સમક્ષ લુપ્ત થઈ જાય છે. ઉત્તમ સુવર્ણની અંદર વાલભાર પણ અન્ય ધાતુ મળે, તો તે સર્વ સુવર્ણનો કસ ઊતરી જાય છે; અથવા સદાચારી મનુષ્યને પણ સંધ્યાકાળે અજાણ્યા સ્થળે એકને બદલે બીજી વસ્તુનો ભાસ થઈ આવે છે; અથવા વાદળાં જે પ્રમાણે બપોરે પણ સ્વચ્છ આકાશમાં નિબિડ અંધકાર ફેલાવી દઇને સુદિનનો દુર્દિન કરી મૂકે છે; જે પ્રમાણે ગાયના ઉદરમાં દૂધ અને કાષ્ઠના ગર્ભમાં અગ્નિ ગુપ્ત હોય છે, અથવા જે પ્રમાણે ઉત્તમ રત્નો વસ્ત્રમાં વીંટાળેલાં હોય ત્યારે તેનું તેજ બહાર પડતું નથી; રાજા પરાધીન થવાથી કિંવા સિંહ રોગગ્રસ્ત થવાથી જેમ તેના તેજનો લોપ થાય છે; તે પ્રમાણે પુરુષ પ્રકૃતિને અધીન થવાથી તેનું તેજ નષ્ટ થાય છે. મનુષ્ય નિદ્રાગ્રસ્ત થાય છે, ત્યારે સહજ સ્વપ્નમાં સુખદુઃખ ભોગવવાં પડે છે; તે પ્રમાણે પ્રકૃતિના હોવાથી પુરુષને ગુણો ભોગવવા

છે. ઉદાસીન પુરુષ પણ સ્ત્રીને આધીન થાય તો તે તેના છંદમાં બિલકુલ ગાંડો બની જાય છે; તેમજ તે બ્રહ્મ અજ અને નિત્ય છે; તો પણ તે પ્રકૃતિને આધીન થાય છે ત્યારે તેને ગુણસંગ લાગે છે અને તેને જન્મમૃત્યુના ઘા સહેવા પડે છે. પરંતુ હે અર્જુન! તપાવેલા લોખંડ પર ઘા કરાતાં તે ઘા અગ્નિ પરજ પડે છે, એમ લોકો કહે છે; કિંવા પાણી હાલે છે ત્યારે તેમાંનાં પ્રતિબિંબો પણ હાલવા માંડે છે. દર્પણ પાસે હોવાથી તેમાં બીજું મુખ દેખાય છે; કિંવા કુકુંમની ઉપર સ્ફટિકમણિ મૂકવામાં આવે તો તેમાં પણ લાલી દેખાય છે; તેમજ ગુણની સંગતિથીજ અજન્મા પુરુષ જન્મ લેતો હોય એમ લાગે છે, પરંતુ વાસ્તવિક જોતાં તેમ બનતું નથી. પુરુષ ઉત્તમ અને અધમ યોનિમાં જન્મતો લાગે છે તે, સંન્યાસીનું સ્વપ્નમાં શૂદ્રાદિ થવું અસત્ય હોય છે તે પ્રમાણે કેવળ ભાસમાત્રજ છે. માટે જે પુરુષને જન્મ, મૃત્યુ કે ભોગ ઇત્યાદિ કશુંજ થતું નથી છતાં તેમ લાગે છે, તે સર્વનું કારણ પ્રકૃતિના ગુણની સંગતજ છે.

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥**

**શ્લોકાર્થઃ**–જેને સાક્ષીભૂત, પ્રકૃતિને અનુકૂળ રહેનાર, ધારણ કરનાર, ઉપભોગ લેનાર, પરમેશ્વર અને પરમાત્મા કહેવામાં આવ્યો છે; એવો શ્રેષ્ઠ પુરુષ આ દેહમાં વિદ્યમાન છે.

**ટીકાઃ**–આ પુરુષ પ્રકૃતિમાં રહેલો છે; પરંતુ જૂઈના વૃક્ષને આધાર આપવાને માટે ઊભો કરવામાં આવેલો થાંભલો જે પ્રમાણે તે ઝાડના સર્વ વિકારોથી અલિપ્ત થાય છે, તે પ્રમાણે તે પ્રકૃતિથી અલિપ્ત હોય છે, અને પ્રકૃતિ તથા તેની વચ્ચે જમીન–આસમાનનું અંતર હોય છે. હે અર્જુન! એ પુરુષ પ્રકૃતિરૂપી નદીના તીર પર મેરુની પેઠે અચલ ઊભો છે અને એનું પ્રતિબિંબજ માત્ર નદીમાં પડેલું હોઇને તે પોતે તો નથી તે જળથી પલળતો, નથી ધોવાતો કે નથી તણાતો. માત્ર પ્રકૃતિનોજ જન્મ અને નાશ થાય છે અને પુરુષ તો કાયમજ રહે છે; આથી એજ સર્વ જગતનો શાસ્તા છે. એના યોગથીજ પ્રકૃ-

તેનું જીવન તથા સંરક્ષણ છે અને એનીજ સત્તાથી તે જગત નિર્માણ કરે છે; માટે એ પ્રકૃતિનો ભર્તા છે. હે કિરીટિ! અનંત સમયથી ચાલતી આવેલી સૃષ્ટિ કલ્પાંતકાળે જે પ્રકૃતિમાં લય પામે છે, તે પ્રકૃતિનો એ સ્વામી છે; એજ બ્રહ્માંડનો સૂત્રધાર હોઈ પોતાની મહત્તાથી પ્રપંચને ચલાવે છે અને આ દેહમાં જેને પરમાત્મા કહે છે તે પણ એજ છે, એમ તું સમજ. હે પાંડુસુત! પ્રકૃતિથી પર એવો જે પુરુષ કહેવામાં આવે છે, તે ખરેખર એજ છે.

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

**શ્લોકાર્થ**:–જે આ રીતે પરમાત્માને તથા ગુણસહિત પ્રકૃતિને જાણે છે; તે સર્વ રીતે કર્મો કરવા છતાં પુનઃ જન્મતો નથી.

**ટીકા**:–જે આ પ્રમાણે પુરુષને જાણે છે; તેમજ સર્વ ગુણો તથા સર્વ કર્મો પ્રકૃતિનાં છે એમ જાણે છે અને હે ધનંજય! આ રૂપ છે, આ તેની છાયા છે, આ (પુરુષ) સત્ય જલ છે, આ (પ્રકૃતિ) મૃગજલ છે, એવો નિર્ણય કરે છે; તથા હે અર્જુન! જે પોતાના મનથી પ્રકૃતિ તથા પુરુષના સ્વરૂપને યથાર્થ જાણે છે; તે શરીરથી સર્વ કર્મો કરે છે, તો પણ આકાશ જે પ્રમાણે ધૂળ ઉડાડવાથી મલિન થતું નથી, તે પ્રમાણે તે પ્રકૃતિનાં કર્મોથી લિપ્ત થતો નથી. જીવિતાવસ્થામાં જે દેહના મોહને આધીન થતો નથી, તે દેહ પડ્યા પછી પુનઃ જન્મતો નથી; અર્થાત્ તે જન્મમૃત્યુના પાશમાંથી છૂટે છે. આ રીતનો અલૌક ઉપકાર પ્રકૃતિપુરુષનું યથાર્થ જ્ઞાન લોકો પર કરે છે. હવે એ વિવેકનો અંતઃકરણમાં સૂર્યવત્ ઉદય કરનારા અનેક ઉપાયો સાંભળ.

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

**શ્લોકાર્થ**:–કેટલાક ધ્યાનયોગથી શુદ્ધ થયેલા મનથીજ બુદ્ધિમાં આત્માને જુએ છે; કેટલાક સાંખ્યવિચારથી અને કેટલાક કર્મયોગથી પોતાનાં અંતરમાં આત્માને જુએ છે. (૨૪)

**ટીકા**:–હે સુભટ! કેટલાક વિચારરૂપી સગડીમાં શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપી પુટ દઈ આત્મા પરથી અનાત્મરૂપી

કાટ કાઢી નાખી, આત્મરૂપ સુવર્ણ શુદ્ધ કરે છે; છત્રીસ પ્રકારે કસના ભેદને બાળી નાખી આત્મરૂપી શુદ્ધ સુવર્ણ મેળવી લે છે. હે અર્જુન! કોઈએ આત્માને આત્મજ્ઞાનની દૃષ્ટિથી આત્મામાંજ જુએ છે; અને કેટલાક ભક્તિમાર્ગથી, કેટલાક સાંખ્ય-વિચારયોગથી અને કેટલાક કર્મયોગના આધારથી આત્મસ્વરૂપની-પ્રતીતિ કરી લે છે. ચારમાંના જે કોઈ પ્રકારથી જેઓ મને પ્રાપ્ત થાય છે, તેઓ આ સંસારરૂપી સાગરમાંથી તરી જાય છે.

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

શ્લોકાર્થઃ–પરંતુ આ પ્રમાણે જેને આત્મજ્ઞાન હોતું નથી, એવા બીજા લોકો ગુરુમુખથી આત્મજ્ઞાનનું શ્રવણ કરીને આત્માની ઉપાસના કરે છે; અને આ શ્રવણાનુરૂપ ઉપાસના કરનારાઓ પણ જન્મમૃત્યુને તરી જાય છે. (૨૫)

ટીકાઃ–પરંતુ જેઓ આ રીતે કરે છે તેઓ અભિમાનને ત્યજી દઈ એકનાજ વચન પર શ્રદ્ધા રાખે છે. જે પુરુષ પ્રાણીમાત્રનું હિત અને અહિત શામાં છે એ યથાર્થ જાણે છે; તથા લોકોને હાનિ થતી જોઇ દયાર્દ્ર થાય છે અને દુઃખિતોની ખબર લઈ તેમને સુખ આપે છે; તેવા પુરુષના મુખમાંથી જે જે વચનો નીકળે તેનો ઉત્તમ પ્રકારે આદર કરી, તેને સંપૂર્ણ રીતે સાંભળી, મનુષ્યો તનમનથી તે પ્રમાણે આચરણ કરે છે. તેમનાં વચનો સાંભળવાને બીજા સર્વ વ્યાપારોનો ત્યાગ કરે છે અને તેમના શબ્દો પર જીવન ઓવારી નાખે છે. હે કપિધ્વજ! આવા પુરુષોના કહેવા પ્રમાણે જે વર્તે છે, તે અંતે આ મૃત્યુરૂપી સમુદ્રમાંથી ઉત્તમ રીતે બહાર નીકળે છે. આ રીતે સદ્વસ્તુ (બ્રહ્મ) ને જાણવાના અનેક માર્ગો છે; પરંતુ આ સ્થળે તો તે સર્વનું મંથન કરીને સિદ્ધાંતરૂપી માખણજ તને આપું છું. હે અર્જુન! તેથી તને સહજ આત્માનુભવ મળશે અને શ્રમ પણ થશે નહિ. માટે હું તે સિદ્ધાંતનુંજ વિવેચન કરી મતવાદીઓનું ખંડન કરી, કેવળ શુદ્ધ ફલિતાર્થજ તને કહી સંભળાવું છું.

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम्।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

શ્લોકાર્થઃ—હે ભરતશ્રેષ્ઠ! કોઈ પણ સ્થાવર અથવા જંગમ પ્રાણી ઉત્પન્ન થાય છે, તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ તું જાણ. (૨૬)

ટીકાઃ—ક્ષેત્રજ્ઞ શબ્દથી મેં તને જે આત્મસ્વરૂપ કહ્યું અને ક્ષેત્ર નામથી જે પ્રકૃતિતત્ત્વ વર્ણવ્યું; તે બન્નેના સંયોગથીજ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે. જેમ વાયુસંગથી જલમાં તરંગ ઉત્પન્ન થાય છે; અથવા સૂર્યકિરણ અને મરુભૂમિના સંયોગથી જેમ મૃગજળનું પૂર પ્રકટ થાય છે; અથવા પર્જન્યધારાથી પૃથ્વી પલળતાંજ જેમ કોટયવધિ અંકુર ફૂટે છે; તેમજ આ સર્વ ચરાચરમાં જે કંઈ જીવ નામથી પ્રસિદ્ધ છે, તે સર્વ પ્રકૃતિ અને પુરુષના સંયોગથીજ ઉત્પન્ન થાય છે, એમ જાણ. હે અર્જુન! પુરુષ અને પ્રકૃતિથી કોઈ પણ ભૂતવ્યક્તિ ભિન્ન નથી.

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥ २७ ॥

શ્લોકાર્થઃ—નાશવંત સર્વ ભૂતોમાં જે સમાનપણે રહેલા અવિનાશી પરમાત્માને જુએ છે, તેજ ખરું જુએ છે—અર્થાત્ તેજ ખરો જ્ઞાની છે. (૨૭)

ટીકાઃ—વસ્ત્રજો કે તંતુ નથી તથાપિ તે તંતુનુંજ બનેલું છે; એમ સૂક્ષ્મ દૃષ્ટિથી પ્રકૃતિ (સૃષ્ટિ) અને ઈશ્વરની એકતા સમજવી જોઇએ. પ્રાણીઓ પુષ્કળ છે અને તેઓ એકથી એક ઉત્પન્ન થાય છે, પરંતુ તેઓના પ્રત્યેકના અનુભવ ભિન્ન ભિન્ન છે; એજ પ્રમાણે તેમનાં નામ પણ નિરનિરાળાં હોઇને વર્તન પણ ભિન્નભિન્ન છે; અને સર્વના વેષ પણ નાના પ્રકારના હોય છે. હે કિરીટિ! આવી અવસ્થા જોઇને જો તું એ સર્વને આત્માથી ભિન્ન જાણીશ, તો કોટિ જન્મપ[illegible] સંસારથી પ[illegible] પહોંચીશ નહિ. જેમ એકજ તૂમડીન[illegible] [illegible]ળાં, ગો[illegible] વાંકાંચૂકાં અને અનેક આકારનાં તૂ[illegible] તો પણ તૂમડીનાંજ કહેવાય છે; અથવા જેમ

અને સીધી તમામ ડાળોને બોરડીનીજ ડાળો કહે છે; તેવી રીતે ગાંડા અને ડાહ્યા સર્વ જીવમાત્રમાં આત્મારૂપી વસ્તુ તો એક અને સરળજ છે. નાનામોટા પ્રત્યેક અંગારામાં જેમ ઉષ્ણતા સમાનપણેજ વહે છે, તેમ અનેક જીવરાશિમાં પરમેશ્વર સમાનજ છે. સમસ્ત આકાશમાંથી વૃષ્ટિ થયા કરે છે, પરંતુ હે વીર! તેમાંનું પાણી તો જેમ એકજ હોય છે, તેમજ આ ભૂતોના આકારવિકાર જુદા જુદા છતાં પણ તેઓ સર્વમાં જે આત્મા રહેલો છે તે તો સમાન અને એકનો એકજ છે; પરંતુ ઘટ અથવા મઠમાંનું આકાશ જુદા આકારનું હોય છે તો પણ આકાશરૂપે તો તે એકજ છે; પરંતુ તે પ્રમાણે ભૂતો જુદા જુદા આકારનાં હોય છે, તો પણ તેમાં આત્મા તો એકજ છે. સુવર્ણના અલંકારો પુષ્કળ હોય છે, પરંતુ સર્વમાં સુવર્ણનો કસ તો એકસરખોજ હોય છે; તે પ્રમાણે ભૂતોનો ભાસજ નાશવંત છે અને તે સર્વમાંનો આત્મા અવિનાશી છે. આ પ્રમાણે વ્યવહારદૃષ્ટિએ પરમાત્માને જીવથી પૃથક્ અને પરમાર્થદૃષ્ટિએ જીવથી અભિન્ન જે જ્ઞાની જુએ છે, તેજ સર્વ જ્ઞાનીઓમાં સનેત્ર (દેખતો) છે; અને આ પ્રમાણે જેનું જ્ઞાનનેત્ર ખૂલે છે, તેજ પ્રશસ્ય જ્ઞાની છે. હે અર્જુન! આ હું તેની સ્તુતિ કરું છું, એમ તું સમજીશ નહિ. વધારે શું કહું? પરમ ભાગ્યવાન પુરુષ તેજ છે. (૧૦૬૮)

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥

શ્લોકાર્થ:—એ પરમાત્મા સર્વ ભૂતોમાં સમાનપણે રહેલો છે એમ જાણનારો પોતાથી પોતાના આત્મસ્વરૂપનો નાશ કરતો નથી; તેથી તે ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. (૨૮)

ટીકા:—આ શરીર ગુણ અને ઇંદ્રિયોની કોથળી છે; એ વાત, પિત્ત અને કફ, એ ધાતુઓથી ભરેલું છે; અને અધમ પાંચ તત્ત્વોનું બનેલું મલિન મિશ્રણ છે. એ પ્રકટ પાંચ કાંટાવાળો વીંછીજ છે, એને પાંચ પ્રકારના અગ્નિ લાગેલા છે તથા જીવરૂપી સિંહ શરીરરૂપી કોમળ પાંજરામાં સપડાયેલો છે.

જેવી રીતે સિંહને હરિણનો નાશ કરવામાં ઝાઝો પ્રયાસ કરવો પડતો નથી; તે પ્રમાણે જીવને અનિત્ય શરીરાદિકનો નાશ કરવામાં કાંઇ અડચણ નથી, તો પણ શું ચમત્કાર વર્ણવું ! કોઇ પણ નિત્યભાવની છુરી અનિત્ય દેહાદિકના ઉદરમાં મારી તેનો નાશ કરતા નથી ? તથાપિ હે અર્જુન ! જે જ્ઞાની છે તે આ દેહમાં રહેવા છતાં પણ પોતાનો ઘાત ન કરતાં,અતે બ્રહ્મપદને જઈ મળે છે. યોગજ્ઞાનના મહત્ત્વથી કોટયવધિ જન્મો,ઓળંગી 'અમે પુનઃ જન્મ ધારણ કરનાર નથી' એમ કહી યોગી લોકો જે પદમાં ડૂબકી મારે છે, તે સ્થાન ક્યાં છે ? તે સ્થાન આકાર અને નાદની પેલી તરફ છે, તે તુર્યાવસ્થાનું કેન્દ્ર છે, તેને પરબ્રહ્મ કહેવામાં આવે છે; અને ગંગાદિ નદીઓ જેમ સમુદ્રમાં જઇ મળે છે તથા ત્યાં વિશ્રાંતિ પામે છે, તેમ મોક્ષસહવર્તમાન સર્વ ગતિઓ ત્યાંજ વિશ્રાંતિ, મેળવે છે. જે પુરુષ ભૂતોમાં વસ્તુત: વિષમ બુદ્ધિ રાખતો નથી, તે પુરુષને તે પરબ્રહ્મનું સૌખ્ય આ દેહમાંજ પ્રાપ્ત થાય છે. દીપકો પુષ્કળ હોય પરંતુ તેમાંનું તેજ એકજ હોય છે, તે પ્રમાણે પરાપૂર્વથી અનાદિ એવો એકજ પરમાત્મા સર્વત્ર ભરેલો છે. હે પાંડુસુત ! આ પ્રમાણે સમતા રાખી જે જીવન ધારણ કરે છે, તે નિશ્ચય જન્મમરણના ફેરામાં પડતો નથી. જે કોઈ આ સામ્યરૂપી શય્યા પર સ્વસ્થતાપૂર્વક નિદ્રા લે છે, તેને હું ભાગ્યવાન ગણી તેનું વારંવાર વર્ણન કરું છું.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

શ્લોકાર્થઃ–પ્રકૃતિના યોગથીજ સર્વ પ્રકારે કર્મો કરાય છે, અને આત્મા તેનો કર્તા નથી એમ જે જુએ છે તેજ ખરો જ્ઞાની છે. ( ૨૯ )

**ટીકાઃ**–મનબુદ્ધિ જેમાં પ્રમુખ છે એવી પાંચ જ્ઞાનેંદ્રિયોનાં તથા પાંચ કર્મેંદ્રિયોનાં સર્વ કર્મો પ્રકૃતિનાંજ છે એમ જે પૂર્ણતાથી જાણે છે, તે અકર્તા આત્માને ઓળખે છે. જેમ ઘરમાં રહેતાં માણસોજ ઘરમાંના સર્વ વ્યાપાર કરે છે અને ઘર

પોતે કરતું નથી, તથા જેમ આકાશમાં અભ્રો દોડતાં દેખાય છે, પરંતુ આકાશ તો સ્થિરજ હોય છે, તે પ્રમાણે પ્રકૃતિ આત્માના પ્રકાશ વડે ગુણોથી યુક્ત થઇ પુષ્કળ ખેલો ખેલે છે અને આત્મા તો થાંભલાની પેઠે સ્થિર હોઇને પ્રકૃતિનાં કરેલાં કર્મોથી અલિપ્તજ છે. આ પ્રકારનો નિર્ણયનો જેના હૃદયમાં પ્રકાશ પડયો છે તે અકર્તા આત્માને અવશ્ય ઓળખે છે, એમ તું જાણ.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

શ્લોકાર્થ:—જ્યારે મનુષ્ય સર્વ ભૂતોની ભિન્નતાને એકજ પરમેશ્વરમાં રહેલી જુએ છે અને પરમેશ્વરમાંથી આ જગતનો વિસ્તાર થયો છે એમ જાણે છે, ત્યારેજ તે બ્રહ્મસંપન્ન થાય છે.

ટીકા:—હે અર્જુન! જ્યારે મનુષ્ય ભિન્ન ભિન્ન ભૂતોને એકરૂપેજ જુએ છે, ત્યારે તે બ્રહ્મસંપન્ન થયો કહેવાય છે. જે પ્રમાણે પાણીમાંના સર્વ તરંગો, જમીન પરના પરમાણુના કણ, સૂર્યમંડળમાંનાં કિરણો, દેહમાંનાં સર્વ અવયવો, મનમાંના સર્વ ભાવો અને અગ્નિમાંથી નીકળતી સર્વ ચિણગારીઓ, આ સર્વ વસ્તુઓ પોતાનાં ઉત્પત્તિસ્થાનથી ભિન્ન દેખાય છે, તો પણ જે ભૂમિકામાંથી તે ઉત્પન્ન થઈ છે, તેની સાથે તેનું સામ્યજ હોય છે; તે પ્રમાણે પ્રાણીમાત્ર એકજ આત્મામાંથી ઉત્પન્ન થયાં છે, એવી જેના મનથી ખરેખરી ખાતરી થઇ છે તેનેજ બ્રહ્મરૂપી સંપત્તિનું વાહન હસ્તગત થયું છે, એમ કહી શકાશે. પછી તે જ્યાં જુએ છે ત્યાં તેને સર્વ બ્રહ્મમયજ દેખાય છે. વધારે શું કહું? તેને અપાર સુખની પ્રાપ્તિ થાય છે. હે પાર્થ! આ પ્રમાણે પ્રકૃતિ તથા પુરુષની વ્યવસ્થા અનુભવસિદ્ધ દષ્ટાંતો આપી તને સમજાવી, તે તું સમજ્યો ને? જે અમૃત હસ્તગત થઈ જાય, કિંવા દ્રવ્યભંડાર દષ્ટિએ પડી જાય તેવાજ પ્રકારનો આ લાભ છે, એમ તું માન. હે સુભદ્રાપતે! આ અનુભવ પરથી જો તું તારા મનમાં એક સ્થાયી વિચાર કરવા ઇચ્છતો હોય તો તું તે હમણાં કરતો નહિ; પરંતુ એના પર તને એક-બે ગહન વિચારો કહેવાના છે, તે મન લગાડીને સાંભળ. આ પ્રમાણે ભગ-

વાને કહી સંભળાવવાનો પ્રારંભ કર્યો, એટલે પોતાનું સર્વાંગ અવધાનમય કરી અર્જુન તે સાંભળવાને તૈયાર થયો. (૧૦૯૨)

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ ३१ ॥

શ્લોકાર્થ:–હે કૌંતેય! આ પરમાત્મા અનાદિ અને નિ-ર્ગુણ હોવાથી અવિનાશી છે, અને તેથી કરીને તે શરીરમાં હોવા છતાં પણ કશું જ કરતો નથી અને કર્મફળથી પણ લિપ્ત થતો નથી.

ટીકા:–જે પ્રમાણે સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં રહેવા છતાં જળથી ભીજાતું નથી, તે પ્રમાણે જેને પરમાત્મા કહેવામાં આવે છે તે શરીરમાં હોવા છતાં સર્વ કર્મોથી અલિપ્ત છે, એમ તું જાણ. હે કિરીટિ! સૂર્ય પાણી ઉત્પન્ન થવા પૂર્વે અને પશ્ચાત્ પણ હતો તેવો ને તેવોજ કાયમ હોય છે, પરંતુ અજ્ઞાની લોકો તેનું પ્રતિબિંબ પાણીમાં જોવામાં આવતાં તેનેજ સૂર્ય કહે છે; તે પ્રમાણે આત્મા દેહમાં છે, એ કથન સત્ય નથી; તે તો દેહ ઉત્પન્ન થયા પૂર્વે જ્યાં હતો ત્યાંજ પાછળથી પણ હોય છે. જેમ આરસીમાં આપણું સ્વરૂપ દેખાય છે તે મિથ્યા છે, તેમ આ-ત્મા દેહમાં વાસ કરે છે, એ કથન મિથ્યા છે. દેહ અને આત્મા વચ્ચે સંબંધ છે એમ કહેવું તે પણ વ્યર્થ છે. વાયુ અને રેતીની વચ્ચે ગાંઠ કદી બાંધી શકાય કે? કારણ કે એક અદશ્ય અને બીજી જડ વસ્તુ છે; તેમજ અગ્નિ અને રૂ, એ ઉભયને એક દોરામાં કેવી રીતે પરોવી શકાય? એક પુરુષ પૂર્વદિશા તરફ જવા નીકળે, તેમનો સંઘાત બને નહિ, તેના જેવોજ એ સંબંધ અ-શક્ય છે. પ્રકાશ અને તિમિરનો અને મૃત તથા જીવંતનો સંબંધ હોતો નથી, એજ પ્રમાણે આત્મા અને શરીર વચ્ચે સંબંધ નથી, એમ તું સમજ. રાત્રિ અને દિવસ, સુવર્ણ અને કપાસ, એની વચ્ચે જે પ્રમાણે સંબંધ હોતો નથી, તેજ પ્રમાણે આત્મા અને દેહ વચ્ચે સંબંધ નથી. વાસ્તવિક જોતાં શરીર એ પંચતત્ત્વોનું બનેલું છે અને કર્મની દોરીઓમાં ગૂંથાયેલું છે, તથા જન્મમૃત્યુના ભવચક્રમાં ફર્યા કરે છે. કાળરૂપી અગ્નિના મુખમાં એને માખણના લોંદાની પેઠે મૂકવામાં આવ્યું છે અને

માખીની પાંખ હાલતાં જેટલો વખત લાગે છે, તેટલા અલ્પ સમયમાં તે શરીર નાશ પામે છે. આ દેહ અગ્નિમાં પડે છે તો તે રાખ થઇને ઊડી જાય છે ને કૂતરાના મુખમાં સપડાય છે તો તેની વિષ્ટા બને છે. હે કપિધ્વજ ! આ બે પ્રકારના ભયમાંથી જો દેહ નિવૃત્ત થાય તો તે જ્યાં પડે ત્યાં તેની અંદર કીડા તથા જંતુઓના ઢગલાના ઢગલા ઉત્પન્ન થાય છે. આ પ્રકારે એ છેવટે અનિષ્ટજ પરિણામને પ્રાપ્ત થાય છે. આ દેહની આવી બૂરી દશા થાય તો પણ આત્મા તો નિત્યસિદ્ધ અને સ્વભાવથીજ અનાદિ છે. તે નિર્ગુણ હોવાથી પૂર્ણ પણ નથી અને અપૂર્ણ પણ નથી. ક્રિયાનો કર્તા પણ નથી અને અકર્તા પણ નથી; તેમજ કૃશ પણ નથી અને પુષ્ટ પણ નથી. તે નિરાકાર હોવાથી દશ્ય પણ નથી અને અદશ્ય પણ નથી; તે પ્રકાશમાન પણ નથી અને નિસ્તેજ પણ નથી; તે અલ્પ પણ નથી અને અધિક પણ નથી; તે શૂન્ય હોવાથી ખાલી પણ નથી અને ભરેલો પણ નથી, તે કોઈ વસ્તુરહિત પણ નથી અને વસ્તુસહિત પણ નથી; તે સાકાર પણ નથી અને નિરાકાર પણ નથી; તે આત્મારૂપ હોવાથી આનંદમય પણ નથી અને દુઃખમય પણ નથી; તે એક પણ નથી અને અનેક પણ નથી; તે કોઈ વસ્તુથી મુક્ત પણ નથી અને કશાથી બદ્ધ પણ નથી; તે લક્ષણરહિત હોવાથી આટલો કિંવા તેટલો, સ્વયંભૂ કિંવા બનેલો અને બોલકણો કિંવા મૂંગો નથી. તે સૃષ્ટિની ઉત્પત્તિ સાથે ઉત્પન્ન થતો નથી અને સૃષ્ટિના સંહાર સાથે લય પામતો નથી. એ ઉત્પત્તિ અને સંહાર એ ઉભય સ્થિતિઓનું લયસ્થાન છે; એ અવ્યય હોવાથી એનું માપ થઈ શકતું નથી કિંવા વર્ણન થઈ શકતું નથી; એ વૃદ્ધિંગત પણ થતો નથી અને ન્યૂન પણ થતો નથી. એ ઉમેરાતો પણ નથી અને ખર્ચાતો પણ નથી. હે પ્રિયતમ ! આવું જ આત્માનું સ્વરૂપ છે, તે દેહમાં છે એમ જ કહેવામાં આવે છે, તે મઠાકાશમાં મહાકાશ સમાયેલું કહેવા સમાન છે. એ આત્માની અખંડ વ્યાપક સ્થિતિમાં અનેક દેહાકૃતિ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. દેહ ઉત્પન્ન થવાથી તે જન્મતો નથી અને દેહ મરવાથી તે મૃત્યુ પામતો નથી; તે

તો જેવો છે તેવોજ કાયમજ છે. જેમ આકાશમાં દિવસ અને રાત્રિ આવે છે અને જાય છે, તેમ આત્મસત્તામાં દેહ આવે-જાય છે; માટે આ શરીરમાં તે આત્મા કાંઇ કરતો પણ નથી અને કરાવતો પણ નથી; તેમજ શરીરના કોઈ પણ વ્યાપારમાં લેપાતો નથી અને તેના સ્વરૂપમાં કોઇ કારણથી ન્યૂનાધિકતા થતી નથી; એટલુંજ નહિ પણ તે દેહમાં હોવા છતાં દેહના સર્વ વ્યાપારોથી અલિપ્ત હોય છે. (૧૧૨૦)

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥**

**શ્લોકાર્થ**:–જે રીતે સર્વવ્યાપક આકાશ સૂક્ષ્મતાને લીધે કશાથી પણ લિપ્ત થતું નથી; તેવી રીતે સર્વ દેહોમાં અધિષ્ઠિત થયેલો આત્મા દેહાદિકનાં કર્મથી લિપ્ત થતો નથી. (૩૨)

**ટીકા**:–હે અર્જુન! આકાશનો પ્રવેશ કયાં નથી? અર્થાત્ આકાશ સર્વત્ર છે, પરંતુ એને એનામાં રહેલી કોઈ પણ વસ્તુથી પીડા થતી નથી; તે પ્રમાણે આત્મા સર્વત્ર સર્વ દેહોમાં છે તો પણ દેહની કોઈ ઉપાધિથી તે લિપ્ત થતો નથી. માટે વારંવાર શુદ્ધ તત્ત્વનું આ લક્ષણ ધ્યાનમાં રાખ કે, ક્ષેત્ર (શરીર કિંવા તેના ધર્મ એના)થી ક્ષેત્રજ્ઞ (આત્મા) તદ્દન ભિન્ન છે. (૧૧૨૨)

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥**

**શ્લોકાર્થ**:–હે ભારત! જેમ એક સૂર્ય સર્વ જગતને પ્રકાશિત કરે છે, તેમજ એક ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રોને પ્રકાશિત કરે છે.

**ટીકા**:–લોહચુંબકના સંસર્ગથી લોહ ખેંચાય છે, પરંતુ લોહ એ લોહચુંબક નથી, એજ ફરક આત્મા અને દેહમાં છે. દીપકના પ્રકાશથી ઘરનો વ્યવહાર કરાય છે, પરંતુ દીપક અને ઘર વચ્ચે કોટિશઃ અંતર છે. હે કિરીટિ! કાષ્ઠના ગર્ભમાં અગ્નિ હોય છે, પરંતુ અગ્નિ કાંઈ કાષ્ઠ નથી. આ દૃષ્ટિથી તું આત્માને જો. આકાશ તથા નીલતામાં કિંવા સૂર્ય તથા મૃગજળમાં જે અંતર છે, તેજ અંતર આત્મા તથા દેહની વચ્ચે છે. ગગનમાંનો એકજ સૂર્ય જેમ જુદા જુદા સર્વ લોકોને પ્રકા-

શિત કરે છે; તેમજ એક આત્માજ સર્વ દેહોમાં પ્રકાશ પાડે છે, એમ તને દેખાશે. હવે આત્મા અને દેહના સંબંધમાં કોઈ શંકા રહેતી નથી. (૧૧૨૮)

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

**શ્લોકાર્થ**:–જે આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેના અંતરને તથા સર્વ ભૂતો પ્રકૃતિથી મુક્ત કેવી રીતે થાય છે તે તત્ત્વને જાણે છે, તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૩૪)

**ટીકા**:–હે શબ્દતત્ત્વસારજ્ઞ! તેજ બુદ્ધિને જ્ઞાનમય જાણવી કે જેના યોગથી શરીર અને આત્મા વચ્ચેના અંતરને સમજી શકાય. આ અંતરને સમજવા સારુ ચતુર (મુમુક્ષુ) જન જ્ઞાનીઓના ઉબરા ઘસી નાખે છે અને હે અર્જુન! એનેજ સમજવા માટે તેઓ શાંતિરૂપી સંપત્તિ સ્વાધીન કરી લઈ, શાસ્ત્રોરૂપી દૂઝતી ગાયને પોતાને ઘેર પાળે છે. (નિત્ય શાસ્ત્રાધ્યયન કરે છે.) એનેજ સમજવાને માટે પુરુષ યોગરૂપી આકાશ પર ચડી જવાની હામ ભીડે છે, શરીરાદિકને તૃણપ્રાય માને છે અને સંતોની પાદુકા પોતાના મસ્તક પર ધારણ કરે છે. આ પ્રમાણે જ્ઞાનનાં સાધનો દ્વારા અંતરમાં તેઓ નિશ્ચય કરી લે છે અને શરીર તથા આત્મા વચ્ચેનો ખરો તફાવત તેમની દૃષ્ટિએ પડે છે. આમ કહી ભગવાન બોલ્યાઃ–હું તેના જ્ઞાનની સ્તુતિ કરું છું. આ જે મિથ્યા પ્રકૃતિ મહાભૂતાદિ અનેક વસ્તુઓમાં ભિન્નતાથી વિસ્તાર પામી છે; જે શુકનલિકાન્યાયે (પોપટ વાંસની નળીના ઉલટાઇ જવાથી છૂટો હોવા છતાં ભ્રાન્તિથી બંધાઇ ગયેલો માને છે તેવી રીતે) જીવોને નહિ વળગેલી છતાં મિથ્યા પ્રકૃતિ વળગેલી હોય એમ જણાય છે; તેને જેવી છે તેવીજ જે જાણી લે છે, તે મનુષ્ય જેમ દોરડીમાંથી સર્પની મિથ્યાભ્રાન્તિનો લોપ થયેલી દોરડી તે દોરડીજ દેખાય છે; અથવા ચાંદીના ભ્રમનો નાશ થતાં છીપ તે છીપજ જણાઇ રહે છે; તેમ આત્માથી ભિન્ન એવી પ્રકૃતિને અંતઃકરણપૂર્વક ભિન્ન જાણે છે, તેથી તે બ્રહ્મરૂપજ બની રહે છે, એવો મારો મત છે. જે

બ્રહ્મ આકાશ કરતાં પણ વિશાળ છે; જે પ્રકૃતિથી પર છે અને જે પ્રાપ્ત થતાંજ સમવિષમ ભેદ રહેતો નથી; જે બ્રહ્મમાં પ્રકૃતિના અનુરોધથી બનેલા આકાર નષ્ટ થાય છે, જીવપણાનો લય થાય છે અને દ્વૈતભાવનો લોપ થાય છે, જે અદ્વય છે; હે પાર્થ! તે પુરુષ એ પરમતત્ત્વરૂપજ થાય છે, કે જે. રાજહંસ જેમ નીર અને ક્ષીરને જુદાં પાડે છે તેમ આત્મા અને પ્રકૃતિને ભિન્ન જુએ છે.

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, શ્રીકૃષ્ણે આ પ્રમાણે અર્જુનને આત્મા તથા પ્રકૃતિ વિષે સંપૂર્ણ અનુભવ આપ્યો. એક વાસણમાંનું પાણી બીજા વાસણમાં રેડવામાં આવે, તેમ શ્રીહરિએ પોતાના હૃદયમાંનું આ જ્ઞાન અર્જુનના અંતઃકરણમાં રેડયું, પરંતુ જે નર છે તેજ નારાયણ છે, તો પછી જ્ઞાન કોણે કોને આપ્યું? કેમકે શ્રીકૃષ્ણ અર્જુનને પોતાની વિભૂતિજ સમજતા હતા. પરંતુ આ વાત મને કોઈ પૂછે નહિ ત્યાં સુધી કહેવાનું પ્રયોજન નથી. અસ્તુ. વધુ શું કહું? દેવે અર્જુનને પોતાનું સર્વસ્વ આપ્યું. ભગવાને આટલું બધું કહ્યું તો પણ અર્જુન પોતાના મનમાં તૃપ્ત ન થતાં વિશેષ કહેવાને માટે કૃષ્ણ ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો. દીપકમાં જેમ જેમ તેલ પૂરવામાં આવે, તેમ તેમ તે અધિક પ્રકાશ આપે છે; તે પ્રમાણે શ્રીકૃષ્ણ જેમ જેમ વધારે કહેવા લાગ્યા, તેમ તેમ અર્જુનના મનમાં શ્રવણેચ્છા વૃદ્ધિંગત થતી ચાલી. જે પ્રમાણે એકાદ સુઘડ અને ઉદાર બાઇને ચતુર તથા રસજ્ઞ જમવાવાળો મળ્યો હોય, તો તે બાઇને પીરસવાની તથા જમનારને જમવાની હોંશ પેદા થાય છે; તેજ પ્રમાણે અર્જુનનો સાંભળવાનો ઉત્સાહ જોઇને શ્રીકૃષ્ણ ભગવાનને ચારગણી હોંશ ઉત્પન્ન થઈ. જે પ્રમાણે અનુકૂળ પવનથી મેઘ આકર્ષાઈ વૃષ્ટિ થાય છે, કિંવા ચંદ્રોદય થતાં સમુદ્રમાં ભરતી આવે છે; તે પ્રમાણે શ્રોતાની આદરબુદ્ધિથી વક્તાને બોલવાનું સ્ફુરણ આવે છે. (૧૧૫૩)

સંજય કહે છેઃ–હે ધૃતરાષ્ટ્ર રાજા! આ પ્રમાણે અર્જુનની સાંભળવાની ઇચ્છા જોઈ દેવ પોતાના જે વક્તૃત્વથી સમગ્ર વિશ્વને આનંદમય કરી મૂકશે, તે વક્તૃત્વ તું સાંભળ. આ પ્ર-

માણે મહાભારતના ભીષ્મપર્વમાં શ્રીવ્યાસમુનિએ પોતાની અમર્યાદ બુદ્ધિથી જે કથા કહી છે, તે શ્રીકૃષ્ણાર્જુનસંવાદ ઉત્તમ મરાઠી ભાષામાં ઓવીછંદમાં કહું છું. હું માત્ર શાંતિરસનીજ કથા વર્ણવીશ; પરંતુ તે શૃંગારાદિ રસોથી ચડતા પ્રકારની થશે. એવી પ્રેમાળ દેશી ભાષામાં એ કથા કહીશ કે, તે સાહિત્યને શિક્ષણ આપશે તથા પોતાના માધુર્યથી અમૃતને પણ ફિક્કું પાડશે. જે ચંદ્રના ઉદયથી ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે, તે ચંદ્ર પણ મારી વાણીથી આર્દ્ર થશે અને રસ પણ ભૂલો પડી જશે, તથા નાદનું તો નામ પણ મટી જશે. અજ્ઞાનીઓને પણ સાત્ત્વિકતાનો પાનો છૂટશે અને અધિકાર તો શ્રવણ કરતાં સમાધિસ્થ થઈ જશે. આવી રીતે વાણીવિલાસનો વિસ્તાર કરીને વિશ્વને ગીતાના અર્થથી ભરી દઈશ અને જગતની ચોતરફ આનંદની વાડી રચી દઈશ. વિચારનું દૈન્ય ફાટી જશે, મન અને કાન સફળ થશે અને બ્રહ્મવિદ્યાની ખાણજ ખુલ્લી મુકાઈ જશે. બ્રહ્મ પ્રત્યક્ષ દૃષ્ટિએ પડશે, સુખનો ઉદય થશે અને સર્વ જગતમાં આત્મજ્ઞાનનો સુકાળ થઈ જશે. શ્રીનિવૃત્તિનાથનો મારા પર અનુગ્રહ હોવાને લીધે હું હવે એવું ભાષણ કરીશ કે, આ સર્વ વાતોની આપને સાક્ષાત્ પ્રતીતિ થશે. માટે પ્રત્યેક અક્ષરમાં કવિત્વ અને ઉપમાનું પૂર છોડી મૂકીશ અને પ્રત્યેક પદમાં ગ્રંથનો અર્થ પ્રકટ કરીશ; કેમકે એટલે સુધી મને મારા શ્રીમંત ગુરુએ પરિપૂર્ણ કર્યો છે. તેમનીજ કૃપાથી આપ જેવા સંતમંડળની સભામાં મારાં વચનોનો સમાવેશ થાય છે અને મને ગીતાર્થ વર્ણનવાનો લાભ મળે છે. આપ જેના સંતોના ચરણદર્શનથી મને કોઈ પ્રકારની અડચણ પડતી નથી. હે પ્રભો! સરસ્વતીને પેટ મૂંગું બાળક અવતરે તેમાં ચમત્કાર તે શું છે? લક્ષ્મીના હાથ પર સામુદ્રિક ચિહ્નોની ન્યૂનતા હોતી નથી; તે પ્રમાણે આપ સંતોની સમક્ષ આવનારો કોઈ પણ માણસ અજ્ઞાની રહે એમ બનીજ કેમ શકે? માટે હું નવે રસોની રેલછેલ કરી મૂકીશ. તો હે પ્રભો! હવે મને અવસર આપો, હું ઉત્તમ પ્રકારે ગ્રંથનું નિરૂપણ કરીશ. (૧૧૭૧)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां त्रयोदशोऽध्यायः ॥१३

# અધ્યાય ૧૪ મો—ત્રિગુણવિભાગયોગ

હે ગુરો! હે સકલ દેવોમાં શ્રેષ્ઠ! હે બુદ્ધિરૂપી પ્રાતઃકાળના સૂર્ય! હે આનંદનો ઉદય કરનારા! આપનો જયજયકાર થાઓ. આપ સર્વનું વિશ્રાંતિસ્થાન છો અને સોઽહમ્‌ભાવને શોભાવનારા છો; લોકોરૂપી તરંગના સમુદ્ર છો; આપનો જયજયકાર થાઓ. હે દીનદયાળ! હે કરુણાના સાગર! હે બ્રહ્મવિદ્યારૂપી વધના વલ્લભ! જે કોઈ આપને જાણતું નથી તેનેજ વિશ્વ સત્ય ભાસે છે; આપને જાણનારને માટે સર્વ વિશ્વ આપરૂપજ બની રહે છે. નજરબંધીના ખેલમાં ગારુડી બીજાની નજરબંધી કરે છે, પરંતુ તે પણ પોતાની જાતને છુપાવી શકતો નથી; જ્યારે આપની નજરબંધી તો તેથી પણ પ્રબળ છે. કારણ કે આપ તો આપની જાતને પણ છુપાવી રહ્યા છો! મહારાજ! આ જગતમાં સર્વત્ર આપજ ભરેલા છો; પરંતુ તેમાં કોઈ જ્ઞાની છે અને કોઈ માયાના સપાટામાં ફસાયેલા છે. આ પ્રમાણે આપજ નિજ એવા આપને મારા નમસ્કાર હો. જગતમાં પાણીમાં જે મધુરો સ્વાદ છે તે આપને લીધેજ તેમાં આવ્યો છે અને પૃથ્વીમાં જે સહન કરવાની શક્તિ છે તેમાં આપનીજ શક્તિ કારણભૂત છે. ચંદ્ર અને સૂર્ય એ કેવળ પ્રચંડ છીપોની પેઠે નિસ્તેજ છે, પરંતુ ત્રણે લોકમાં તેનો જે પ્રકાશ પડે છે તે આપના તેજની શક્તિનો પ્રભાવ છે. વાયુ પણ આપનીજ શક્તિથી ફરે છે; અને આકાશ પણ સંતાકૂકડીના ખેલની પેઠે આપના એકાદ ખૂણામાંજ લપાઇ રહ્યું છે. વધારે શું કહું? સર્વ માયા આપમાંજ છે અને જ્ઞાન પણ આપની શક્તિથીજ ચારે તરફ અવલોકન કરી શકે છે; એટલુંજ નહિ પણ આપના સ્વરૂપનો પાર ન મળવાથી શ્રુતિને પણ વર્ણન કરવામાં પરિશ્રમ પડયો.

વેદ વર્ણન કરવામાં ચતુર તો ખરો, પરંતુ જ્યાં સુધી આપનું દર્શન થયું નથી ત્યાં સુધીજ તે આપનું વર્ણન કરી શકે છે. આપનું દર્શન થતાંજ અમારી ને તેની દશા એકજ બની રહીને ઉભયને ચુપ બેસવું પડે છે. સર્વ જળમય થાય છે ત્યારે પ્રલયકાળના મેઘો ત્યાં શોધ્યા પણ નથી જડતા, તો પછી પાણીની એકાદ અંજલિ અથવા એકાદ મોટી નદીનો પણ ત્યાં પત્તો લાગી શકે કે? સૂર્ય ઉદિત થતાંની સાથે ચંદ્ર જેમ પતંગિયા જેવો બની જાય છે, તેજ ઉપમા આપના સ્વરૂપની આગળ મને અને શ્રુતિને આપી શકાય છે. જ્યાં દ્વૈત સ્થાનભ્રષ્ટ થઇને પરાસહિત વૈખરી વાણી ચુપ રહી જાય છે, એવા આપનું વર્ણન કયા મુખથી કરી શકાય એમ છે? માટે હવે આપની સ્તુતિ કરવાનું છોડી દઈ આપના ચરણ પર મસ્તક ધરી દેવું એજ સારું છે. માટે હે ગુરુરાય! આપ જેવા છો તેવાજ હું આપને નમસ્કાર કરું છું. મારા ગીતાર્થકથનરૂપી વ્યાપાર થવાને માટે આપ મારા શાહુકાર થાઓ; આપની કૃપારૂપી મૂડીની થેલીની ગાંઠ છોડી મારી મતિરૂપી કોથળી ભરો અને આપ મને જ્ઞાનથી ભરપૂર કાવ્ય બનાવવાનો મહાન લાભ કરાવી આપો. હું એ લાભ–નફામાંથી સુંદર વિચારરૂપી કર્ણભૂષણો તૈયાર કરાવી સંતોના કાનને વિભૂષિત કરીશ. હે મહારાજ! ગીતાર્થરૂપી ભંડાર બહાર કાઢવાની મારા મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થઈ છે; તે સફળ કરવાને માટે આપનું સ્નેહરૂપી અંજન મારાં નેત્રોમાં આંજો, જેથી મારાં બુદ્ધિરૂપી નેત્રો ગીતાર્થરૂપી ધનનું નિરીક્ષણ કરી શકે. આપની કરુણારૂપી સૂર્યબિંબનો નિર્મળ પ્રકાશ પાડો, કે જેથી મારી બુદ્ધિરૂપી વલ્લરી વૃદ્ધિંગત થઈ તેને કાવ્યરૂપી ફળો આવે. આપની કૃપાદૃષ્ટિની એટલા ઔદાર્યથી વૃષ્ટિ કરો કે તેથી મારી બુદ્ધિરૂપી ગંગામાં સિદ્ધાંતરૂપી મહાપૂર આવે. હે વિશ્વૈકધામ! આપનો પ્રસાદચંદ્રમા મારી સ્ફૂર્તિરૂપી પૂર્ણિમા કરે, કે જે પૂર્ણિમાનું અવલોકન કરતાંજ મારા જ્ઞાનસમુદ્રમાં રસિકતાની એવી ભરતી આવે કે સ્ફૂર્તિનો પ્રવાહ ન સમાઈ શકતાં નવે રસ ઊભરાઈ જગતમાં

ફેલાઈ જાય. જ્ઞાનદેવ મહારાજનું આવું ભાષણ સાંભળી શ્રીગુરુ નિવૃત્તિનાથ મહારાજ સંતુષ્ટ થઈ બોલ્યા કેઃ–તું સ્તુતિના મિષથી દ્વૈતનો વ્યર્થ વિસ્તાર કરે છે; માટે હવે આ વ્યર્થ સ્તુતિ રહેવા દે. જે જાણવાનો વિષય છે તેનું ઉત્તમ રીતે વર્ણન કરી ગીતાર્થ પ્રકટ કર; અને ઉત્કંઠાનો લેશ પણ ભંગ થવા દઈશ નહિ.

જ્ઞાનદેવ મહારાજ બોલ્યાઃ–હે પ્રભો! આપ આપનાં મુખેથી ગ્રંથવર્ણન કરવાનું કહો એટલીજ વાટ હું જોતો હતો. પ્રીનું મૂળિયું મૂળેજ અમર અને વળી તેના પર અમૃતની વૃષ્ટિ થઈ એટલે પછી વાતજ શી કરવી? હવે ગુરુકૃપા થઈ એટલે હું ગીતાના મૂળ શ્લોકના પ્રત્યેક પદનું સવિસ્તર તથા સ્પષ્ટ વર્ણન કરીશ. એના શ્રવણથી મનના સર્વ સંશયો નષ્ટ થશે અને શ્રવણેચ્છા દ્વિગુણ વૃદ્ધિને પ્રાપ્ત થશે. મારી વાણીમાંથી એવા મધુર અને ઉત્તમ શબ્દો નીકળે એટલીજ ગુરુના ચરણ પાસે મારી યાચના છે. અસ્તુ. પૂર્વે તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને એવી કથા કહી છે કે, આત્મા અને પ્રકૃતિના સંયોગથી આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને ગુણોના સંસર્ગથી આત્મા સંસારી બને છે; માયાની ઉપાધિથીજ એને સુખદુઃખ ભોગવવાં પડે છે; અને તેના સંગરહિત (ગુણાતીત) થવાથી તે મુક્ત થાય છે. માટે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, સંગરહિત એવા આત્માને પ્રકૃતિનો સંગ કેવી રીતે લાગી જાય છે? આત્મા અને પ્રકૃતિનો સંયોગ થવો એટલે શું? અને તેના સુખદુઃખાદિ ભોગ શા કારણે ભોગવવા પડે છે? તે ગુણ કેવા છે અને કેટલા છે? તે ગુણો કેવી રીતે બંધન કરે છે? અને ગુણાતીત પુરુષનાં લક્ષણ શાં છે? આ સર્વ પ્રશ્નોનું નિરાકરણ કરવું એજ વિષય આ ચૌદમા અધ્યાયમાં છે; તો હવે તે વૈકુંઠનિવાસી વિશ્વેશનો અભિપ્રાય શું છે તે સાંભળો. તેઓ બોલ્યાઃ–હે અર્જુન! શ્રવણ કરવાની સર્વ સામગ્રી સંચિત કરી તું આ જ્ઞાન ગ્રહણ કરી લે. પૂર્વે મેં તને એ જ્ઞાન અનેક પ્રકારે સમજાવ્યું છે; પરંતુ અદ્યાપિ તે તારા અનુભવરૂપી ઉદરમાં પ્રવેશ્યું નથી. (૪૧)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

શ્લોકાર્થઃ–જે જ્ઞાનને જાણી સર્વ મુનિઓ જન્મમરણથી છૂટી મોક્ષ પામ્યા છે, તે સર્વ જ્ઞાનમાં ઉત્તમ અને શ્રેષ્ઠ એવું જે જ્ઞાન તે હું તને પુનઃ કહું છું. (૧)

ટીકાઃ–માટે બાપુ રે! શ્રુતિમાતાએ જે જ્ઞાનને પર કહ્યું છે તે તને હું પુનઃ કહું છું. એ જ્ઞાનને પર કહેવાનું કારણ એજ છે કે, આપણા જ્ઞાનને ભવ (સંસાર) તથા સ્વર્ગાદિક પસંદ પડે છે; અને એજ કારણથી આત્મજ્ઞાનને સર્વ જ્ઞાન કરતાં ઉત્તમ જ્ઞાન કહેવામાં આવે છે. કારણ કે તે અગ્નિરૂપ અને ઇતર જ્ઞાન એની સમક્ષ તૃણરૂપ છે. જે જ્ઞાનની મજલ સંસાર ને સ્વર્ગની પેલી તરફ પહોંચતી નથી, તેને યજ્ઞયાગાદિ કર્મોજ ઉત્તમ લાગે છે; અને તેને દ્વૈત સિવાય અન્ય કોઈ વસ્તુની પ્રતીતિ હોતી નથી. આવું સર્વ જ્ઞાન આ આત્મજ્ઞાનની સમક્ષ સ્વપ્નવત્ બની રહે છે. જે પ્રમાણે વાયુની પ્રચંડ લહેરોનો પણ આકાશમાંજ લય થાય છે; કિંવા સૂર્ય ઉદય થતાંજ જે પ્રમાણે ચંદ્રાદિ નક્ષત્રોના તેજનો લોપ થાય છે; અથવા જે પ્રમાણે પ્રલયકાળના પાણીમાં નદી, નદ વગેરે ભેદ રહેતો નથી; તે પ્રમાણે આ આત્મજ્ઞાનનો ઉદય થતાંની સાથેજ ઇતર સર્વ જ્ઞાનો લય પામે છે. માટે હે અર્જુન! એ જ્ઞાનને હું 'ઉત્તમ' કહું છું. હે પાંડુસુત! આપણી અનાદિકાળની જે મુક્તિ કિંવા મોક્ષ, તે આ જ્ઞાનની પ્રાપ્તિથી આપણને હસ્તગત થાય છે. એનો અનુભવ થતાં સર્વ જ્ઞાતાઓ જન્મમૃત્યુરૂપી સંસારને ઊંચુ ડોકું કરવા દેતા નથી; અને વિવેક વડે મનની વિષયો તરફની દોડને અટકાવી; સ્વાભાવિક વિશ્રાંતિ પ્રાપ્ત થતાં, તેઓ દેહધારી હોવા છતાં પણ દેહાભિમાની નહિ રહેતાં, દેહરૂપી કૂંપળને ઉલ્લંઘીને એકદમ મારી યોગ્યતાનેજ પામે છે. (૫૧)

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ २ ॥

શ્લોકાર્થ:–આ જ્ઞાનનો આશ્રય કરી જે મારા સાયુજ્યને પામે છે, તે સૃષ્ટિકાળે જન્મતા નથી અને અંતકાળે નષ્ટ થતા નથી.

ટીકા:–કારણ કે હે અર્જુન! જે મારી નિત્યતાથી નિત્ય અને મારી પૂર્ણતાથી પરિપૂર્ણ થઈ રહે છે; અને જેમ હું નિરંતર, અનંત, મહાનંદરૂપ અને સત્યસિદ્ધ છું તે પ્રમાણે તે હોય છે. તેનામાં અને મારામાં લેશ પણ ભેદ રહેતો નથી. જેમ ઘટનો નાશ થતાં ઘટાકાશ મહાકાશરૂપ બને છે; કિંવા મૂળદીપકમાં પ્રદીપ્ત કરેલી અનેક દિવેટો એકત્ર કરવામાં આવે એટલે તેનું તેજ મૂળદીપકમાંજ મળે છે; તેમ હે અર્જુન! દ્વૈતભાવ નષ્ટ થતાં હું અને તું એ ભેદ એકજ પંક્તિમાં બેસી એકત્ર થઈ જાય છે. આજ કારણથી સૃષ્ટિનો પ્રારંભ થતાં તેને જન્મ ધારણ કરવો પડતો નથી અને પ્રલયકાળે નાશ પામવું પડતું નથી. આ પ્રમાણે હે ધનંજય! જે આત્મજ્ઞાનને અનુસરી મદ્રૂપ થયા છે, તે જન્મ-મરણાતીત થયા છે. આ પ્રમાણે આત્મજ્ઞાનનું મહત્ત્વ દેવે પોતાની રુચિથી વર્ણવ્યું અને અર્જુનના મનમાં પણ રુચિ ઉત્પન્ન કરી. આથી અર્જુનની એવી સ્થિતિ થઈ કે, તેનાં સર્વાંગને જાણે કાનજ ફૂટયા! અર્થાત્ તે નખથી શિખાપર્યંત અવધાનરૂપ બન્યો. જે કથન આકાશમાં પણ સમાવિષ્ટ થઈ શકે નહિ તે અર્જુન ગ્રહણ કરે છે, એમ જોઈ દેવના અંતઃકરણમાં પણ પ્રેમનો આવેશ ઉત્પન્ન થયો; અને તેમની કથન કરવાની હોંશ એટલી તો વધી ગઈ કે, તે ગગનમાં પણ સમાઈ શકે નહિ. પછી ભગવાન બોલ્યા:–હે અર્જુન! મારી વક્તૃતા આજ સફળ થઈ, કારણ કે મારી નિરૂપણની હોંશ પ્રમાણે તું ઉત્તમ શ્રોતા મળ્યો છે. માટે હવે હું એક હોવા છતાં ત્રિગુણાત્મક માયા, દેહરૂપી પાશ નાખી મારી પાસે અનેક રૂપો શી રીતે ધારણ કરાવે છે; અને ક્ષેત્રના સંયોગથી મારામાંથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થાય છે તે કહું છું, તે સાંભળ મારા સંગરૂપી બીજથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે, તેજ કારણથી પ્રકૃતિને ક્ષેત્ર કહેવામાં આવે છે. (૯૬)

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

શ્લોકાર્થ:–હે ભારત! મહદ્બ્રહ્મ (પ્રકૃતિ) એ મારું ગર્ભ મૂકવાનું સ્થાન છે; તેમાં હું ગર્ભને મૂકું છું અને તેમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. (૩)

. . *ટીકા:–આ માયા (પ્રકૃતિ) મહત્તત્ત્વાદિનું વિશ્રામ*–લય–સ્થાન છે, માટે એને 'મહદ્બ્રહ્મ' કહે છે. હે અર્જુન! એના યોગથી વિકાર અને ગુણ વૃદ્ધિ પામે છે; માટે પણ એને 'મહદ્બ્રહ્મ' કહે છે. અવ્યક્ત મતવાદીઓ 'અવ્યક્ત' સાંખ્ય-મતવાદીઓ 'પ્રકૃતિ' અને હે પ્રાજ્ઞશ્રેષ્ઠ! વેદાંતીઓ એને 'માયા' કહે છે. વળી 'અજ્ઞાન' પણ એજ છે. હે ધનંજય! આપણા આત્મસ્વરૂપની વિસ્મૃતિ એજ આ અજ્ઞાનનું સ્વરૂપ છે.

બીજી વાત એ છે કે, જેમ હાથમાં દીપક લઈ તિમિરને શોધવા જઇએ તો તે જડતું નથી, તેમ આત્માનુભવસમયે તે અજ્ઞાન દેખાતું નથી. દૂધને હલાવવાથી જે પ્રમાણે તે પર મલાઇ આવતી નથી અને સ્થિર રાખીએ તોજ તે પર મલાઈ આવે છે; કિંવા મનુષ્ય જે વખતે જાગ્રદવસ્થામાં કિંવા સ્વમાવસ્થામાં હોતો નથી અથવા સમાધિસ્થ પણ હોતો નથી તે વખતે જેમ તેમ ગાઢ નિદ્રા આવે છે; કિંવા જ્યારે વાયુ ઉત્પન્ન થયેલો હોતો નથી ત્યારે જેમ આકાશજ માત્ર હોય છે; તેજ પ્રમાણે ઇતર અવસ્થા વિનાની જે નિદ્રાવસ્થા તેજ અજ્ઞાન છે. દૂરથી એકાદ વૃક્ષનું ઠૂંઠું દેખાય તે થાંભલો છે કે પુરુષ તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, પરંતુ કોઈ વસ્તુ છે એવોજ ભાસ થાય છે; તેમ આત્માનું કેવળ સ્વરૂપ પણ જે સ્થિતિમાં ખરેખરું દેખાતું નથી તેમ બીજી અમુક વસ્તુ છે, એવો પણ નિશ્ચય થતો નથી; રાત્રિયે નહિ અને દિવસ પણ નહિ એવા સંધિકાળને જેમ સાયંકાળ કહે છે; તેમજ આત્મા અને જગત-વિષેના જ્ઞાનના અભાવની સ્થિતિને 'અજ્ઞાન' કહે છે. આવી અનિર્વચનીય સ્થિતિ તે 'અજ્ઞાન' અને તે અજ્ઞાનથી આવૃત

થયેલા ચૈતન્યને 'ક્ષેત્રજ્ઞ' કહે છે. પોતાનું શુદ્ધસ્વરૂપ ન જાણતાં જે અજ્ઞાન વૃદ્ધિ પામે છે તે ક્ષેત્રજ્ઞ (જીવાત્મા)નું રૂપ છે.

આ માયા અને ચૈતન્યના યોગને બરાબર લક્ષમાં રાખ. કારણ કે માયાનો એ કુદરતી સ્વભાવ છે. માયાના અનુરોધથી ચૈતન્ય પોતાનું આત્મસ્વરૂપ વીસરી જઈને પોતાને અજ્ઞાની જેવો સમજી અનેક રૂપ ધારણ કરવા લાગ્યો. જે પ્રમાણે દરિદ્રી મનુષ્યને ભ્રમ થવાથી તે પોતાને રાજા કહે છે, કિંવા મૂર્છા પામેલો મનુષ્ય જે પ્રમાણે હું સ્વર્ગ જોઈ આવ્યો એમ કહે છે, તે પ્રમાણે દૃષ્ટિ આત્મસ્વરૂપથી ખસી, એટલે જે જે વસ્તુ દૃષ્ટિગોચર થાય છે તેને સૃષ્ટિ કહેવામાં આવે છે અને તે મારામાંથીજ ઉત્પન્ન થાય છે. મનુષ્ય એકલો હોવા છતાં જેમ સ્વપ્નની ભ્રાંતિથી પુષ્કળ વસ્તુ જુએ છે, તેજ પ્રકારે ચૈતન્યને આત્મસ્વરૂપની વિસ્મૃતિ થાય છે ત્યારે બને છે. આજ સિદ્ધાંત તને પુનઃ અન્ય પ્રકારે આગળ કહું છું. એ વાત તું ભૂલીશ નહિ કે, માયા એ મારી સ્ત્રી છે અને તે આદ્યંતરહિત, તરુણ તથા અનિર્વચનીય ગુણવાળી છે. અભાવ (કાંઈજ નહિ) એજ એનું રૂપ છે. એની આકૃતિ બહુ મોટી છે. એ અજ્ઞાનની સમીપ રહે છે અને જ્ઞાનથી દૂર નાસે છે. પરંતુ એ માયા મારા આત્મસ્વરૂપ પર સૂતેલી હોવાથી આત્મસત્તાના સંભોગથી ગર્ભ ધારણ કરે છે. ત્યાર પછી એ જીવભૂતા પ્રકૃતિના ઉદરમાં અષ્ટ પ્રકૃતિવિકૃતિરૂપી ગર્ભની વૃદ્ધિ થાય છે. આત્મા તથા પ્રકૃતિના સંયોગથી પ્રથમ બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થાય છે અને તેજ બુદ્ધિતત્ત્વમાંથી મન થાય છે. મનની સ્ત્રી મમતા છે અને તેમાંથી અહંકારની ઉત્પત્તિ થાય છે અને તેના યોગથી પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે; અને વિષય તથા ઇંદ્રિયોનો ભૂતોની સાથે સંબંધ હોવાથી તે સંગથી વિષય તથા ઇંદ્રિયોનો ઉદ્ભવ થાય છે. વિષય તથા ઇંદ્રિયોનો ક્ષોભ થયો એટલે તેની પાછળ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો રહેલા હોય છેજ; અને તેના યોગથી જેવી વાસના ઊપજી હોય તે પ્રમાણે જીવ ભિન્ન ભિન્ન સ્થળે જન્મ ધારણ કરે છે. જે પ્રમાણે બીજ અને પાણીના

સંયોગ થતાં તેમાંથી અંકુર ફૂટી અંતે તે વૃક્ષમાં પરિણમે છે, તે પ્રમાણે મારા સંગથી પ્રકૃતિને અનેક પ્રકારના વિશ્વાંકુર ફૂટવા લાગે છે. હે સુજનશ્રેષ્ઠ ! પછી તે ગર્ભ કેવું રૂપ ધારણ કરે છે તે સાંભળ. અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ અને જરાયુજ, આવા અંકુરો તેને સહજ ફૂટે છે. જેમાં આકાશ અને વાયુનો વિશેષ અંશ હોય છે એવા ગર્ભરસને 'અંડજ' કહે છે. આ એક તેનો અવયવ છે. તમ અને રજ એ ગુણોથી યુક્ત હોઈ જેમાં જળ અને તેજનો અધિક અંશ હોય છે, તેને 'સ્વેદજ' કહેવામાં આવે છે. જેમાં જળ અને પૃથ્વીનો વિશેષ અંશ હોય છે અને જેમાં કેવળ તમોગુણ દષ્ટિગોચર થાય છે, તે 'ઉદ્‌ભિજ્જ' છે. પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો જેમાં સમાન હોય છે અને જેમાં મન અને બુદ્ધિની જોડી હોય છે, તે 'જરાયુજ' કહેવાય છે. આ પ્રમાણે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ, એ ચારે દેહ જેના હસ્ત અને ચરણ હોઈ, મહાપ્રકૃતિ જેનું શિર છે; પ્રપંચ એ જેનું મોઢું,ઉદર છે અને નિવૃત્તિ એ જેની પીઠ છે, તથા નાભિના ઉપરના ભાગમાં જેને આઠ દેવયોનિ છે; જેને ઉપરના ભાગમાં સ્વર્ગલોક એ કંઠ છે, મૃત્યુલોક એ મધ્યભાગ છે અને પાતાળલોક એ કમ્મરની નીચેનો ભાગ છે; આવું એક છોકરું આ માયાને અવતર્યું. ત્રણ લોકનો વિસ્તાર આ બાળકનું પારણું છે. ચોરાશી લક્ષ યોનિ તે આ બાળકની આંગળીઓનાં ટેરવાં અને સાંધા છે; અને તે બાળક દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું જાય છે. નાના પ્રકારના દેહો, અવયવો તથા નામોરૂપી અલંકારો પહેરાવી, માયા એ બાળકને મોહરૂપી સ્તનપાન કરાવી ઉછેરીને મોટું કરે છે. પૃથક્ પૃથક્ સૃષ્ટિઓ તેની આંગળીઓ છે,અને ભિન્ન ભિન્ન શરીરો તેના વેઢા છે; આવું એકનું એક વિશ્વરૂપી બાળક અનિર્વચનીય પ્રકૃતિને પેટે જન્મ લઈ પોતાને ભાગ્યવાન માને છે. બ્રહ્મા એ બાળકનો પ્રભાતકાળ છે, વિષ્ણુ એ મધ્યાહ્નકાળ છે અને સદાશિવ એ સાયંકાળ છે. અર્થાત એને ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એવા ત્રણ કાળો છે અને મહાપ્રલય એજ એની શય્યા

શું માણિક્યના તેજથી માણિક્ય લોપાઈ જાય છે કે? સુવર્ણના અલંકારો બનવાથી શું સુવર્ણ નષ્ટ થાય છે કે? કમલનો વિકાસ થતાં તેમાંનું કમલત્વ નાશ પામે છે કે? હે અર્જુન! અવયવ એ તેને ધારણ કરનાર મનુષ્યનું આચ્છાદનજ છે કે અવયવી પોતેજ છે, તેનો ઉત્તર આપ. જુવારનાં બી વાવવાથી કણસલાં આવે તો તેમાં ઘટાડો થયેલો માનવો કે વૃદ્ધિ થયેલી માનવી? માટે જગતને એક બાજુએ રાખીને મને જોશો તો હું ભિન્ન દેખાઈશ નહિ; કારણ કે હુંજ સર્વ જગદ્રૂપ છું. હે વીર! આ સત્ય અને નિશ્ચિત સિદ્ધાંતની પૂર્ણગાંઠ તું તારા મનમાં બાંધી રાખ. હવે હું પુષ્કળ શરીરો વડે ભિન્ન ભિન્ન દેખાઉં છું, તો પણ તે સર્વ શરીરોમાં હુંજ ગુણોથી બદ્ધ છું, એમ તું સમજ. હે કપિધ્વજ! જે પ્રમાણે મનુષ્ય સ્વપ્નમાં પોતાના મરણનું દુઃખ ભોગવે છે; કિંવા કમળાવાળા મનુષ્યને દરેક વસ્તુ પીળી દેખાય છે અથવા અભ્ર જેમ સૂર્યના પ્રકાશથી દેખાય છે અને સૂર્ય અભ્રાચ્છાદિત થયો છે એમ પણ સૂર્યના તેજથીજ દેખાય છે; કિંવા પોતાના વડેજ પડેલી પોતાની છાયા જોઇને કોઈ ડરે છે, પરંતુ પોતે જેમ તે છાયાથી ભિન્ન નથી; તેજ પ્રમાણે જગતમાં પુષ્કળ દેહો દેખાય છે, તો પણ તે મારા સ્વરૂપમાંથીજ થયેલા છે; એવો તેમનો અને મારો સંબંધ છે, એ વિષે લક્ષ રાખજે. મારા સ્વરૂપને જાણ્યા પછી જગતનો અને મારો સંબંધ પણ જાણવામાં આવે છે. મારા સ્વરૂપના વિસ્મરણથીજ હું અને જગત ભિન્ન હોવાનો ભાસ થાય છે. હવે મારાજ ગુણોથી હું કેવી રીતે બંધાઉં છું તે સાંભળ; અને ગુણો કેટલા છે અને તેના ધર્મો શું છે; તથા તેનાં સ્વરૂપો કેવાં છે અને તેનાં નામો શું છે; અને તે ક્યાંથી ઉપજ્યાં તે હું કહું છું, તે તું સાંભળ. (૧૩૮)

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

શ્લોકાર્થઃ—હે મહાબાહો! સત્ત્વ, રજ અને તમ, એ

છે. તેના પર ખેલ ખેલીને એ નિરાંતે નિદ્રા લે છે અને પુનઃ કલ્પનો ઉદય થતાંની સાથે વિષમ જ્ઞાનથી જાગી ઊઠે છે. હે અર્જુન! આ રીતે મિથ્યા જ્ઞાનના વ્યવહારના કાલગતિના યોગથી એ બાળક પગલાં ભરવા લાગે છે. સંકલ્પ એ જેનો પ્રિય સ્નેહી છે અને અહંકાર એ જેનું ઐશ્વર્ય છે, એવા આ બાળકને જ્ઞાન પ્રાપ્ત થતાં તેનો શુદ્ધ બ્રહ્મમાં લય થાય છે. અસ્તુ. હવે વિશેષ વર્ણન ન કરતાં એટલું જ કહું છું કે, આ પ્રમાણે માયામાંથી આ વિશ્વ મારી સત્તાની સહાયથી ઉત્પન્ન થયું.

**सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

**શ્લોકાર્થઃ**—હે કૌંતેય! ચોરાશી લક્ષ યોનિમાં જે વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે તે સર્વનું કારણ મહદ્બ્રહ્મ (પ્રકૃતિ) છે; અને તે પ્રકૃતિમાં બીજારોપણ કરનારો પિતા હું છું. (૪)

**ટીકાઃ**—માટે હે અર્જુન! હું બાપ, માયા એ મા અને વિશ્વ એ અમારું બાળક છે. માટે જુદાં જુદાં પુષ્કળ શરીરો જોઇને ચિત્તમાં ભેદભાવ ન રાખવો જોઈએ; કારણ કે જગતમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ મન, બુદ્ધિ, પંચમહાભૂત વગેરેમાંથીજ છે. શું એકજ શરીરને ભિન્ન ભિન્ન અવયવો નથી હોતા કે? તે પ્રમાણે આ જગતમાં ભિન્ન ભિન્ન નામરૂપ દૃષ્ટિગોચર થાય છે; તો પણ જેમ એકજ બીજમાંથી ઉત્પન્ન થયેલા વૃક્ષની લાંબી, આડી, જાડી અને પાતળી શાખાઓ હોય છે, તેવોજ જગત અને મારા વચ્ચેનો સંબંધ છે. જેમ મૃત્તિકામાંથી ઉત્પન્ન થયેલો ઘટ મૃત્તિકાનું બાળક છે, કિંવા વસ્ત્ર એ રૂના બાળકનું બાળક છે; (કારણ કે રૂમાંથી સૂતર બન્યા પછી વસ્ત્ર તૈયાર કરવામાં આવે છે); અથવા સમુદ્ર પર ઉત્પન્ન થતા અસંખ્ય તરંગો જે પ્રમાણે સમુદ્રનીજ સંતતિ છે; તેવોજ ચરાચરોનો અને મારો સંબંધ છે. માટે અગ્નિ અને જ્વાળા જેમ એક અગ્નિનાંજ સ્વરૂપો છે, તેમજ સર્વ કાંઈ હુંજ છું અને બીજાં સર્વ નામ, રૂપ તથા સંબંધ મિથ્યા છે. જગતની ઉત્પત્તિ થવાથી લોપ થાય છે એમ જો કહીએ તો આ જગતને કોણ પ્રકાશિત કરે છે?

શું માણિક્યના તેજથી માણિક્ય લોપાઈ જાય છે કે? સુવર્ણના અલંકારો બનવાથી શું સુવર્ણ નષ્ટ થાય છે કે? કમલનો વિકાસ થતાં તેમાંનું કમલત્વ નાશ પામે છે કે? હે અર્જુન! અવયવ એ તેને ધારણ કરનાર મનુષ્યનું આચ્છાદનજ છે કે અવયવી પોતેજ છે, તેનો ઉત્તર આપ. જુવારનાં બી વાવવાથી કણસલાં આવે તો તેમાં ઘટાડો થયેલો માનવો કે વૃદ્ધિ થયેલી માનવી? માટે જગતને એક બાજુએ રાખીને મને જોશો તો હું ભિન્ન દેખાઈશ નહિ; કારણ કે હુંજ સર્વ જગદ્રૂપ છું. હે વીર! આ સત્ય અને નિશ્ચિત સિદ્ધાંતની પૂર્વગાંઠ તું તારા મનમાં બાંધી રાખ. હવે હું પુષ્કળ શરીરો વડે ભિન્ન ભિન્ન દેખાઉં છું, તો પણ તે સર્વ શરીરોમાં હુંજ ગુણોથી બદ્ધ છું, એમ તું સમજ. હે કપિધ્વજ! જે પ્રમાણે મનુષ્ય સ્વપ્નમાં પોતાના મરણનું દુઃખ ભોગવે છે; કિંવા કમળાવાળા મનુષ્યને દરેક વસ્તુ પીળી દેખાય છે અથવા અભ્ર જેમ સૂર્યના પ્રકાશથી દેખાય છે અને સૂર્ય અભ્રાચ્છાદિત થયો છે એમ પણ સૂર્યના તેજથીજ દેખાય છે; કિંવા પોતાના વડેજ પડેલી પોતાની છાયા જોઇને કોઈ ડરે છે, પરંતુ પોતે જેમ તે છાયાથી ભિન્ન નથી; તેજ પ્રમાણે જગતમાં પુષ્કળ દેહો દેખાય છે, તો પણ તે મારા સ્વરૂપમાંથીજ થયેલા છે; એવો તેમનો અને મારો સંબંધ છે, એ વિષે લક્ષ રાખજે. મારા સ્વરૂપને જાણ્યા પછી જગતનો અને મારો સંબંધ પણ જાણવામાં આવે છે. મારા સ્વરૂપના વિસ્મરણથીજ હું અને જગત ભિન્ન હોવાનો ભાસ થાય છે. હવે મારાજ ગુણોથી, હું કેવી રીતે બંધાઉં છું તે સાંભળ; અને ગુણો કેટલા છે અને તેનાં ધર્મો શું છે; તથા તેનાં સ્વરૂપો કેવાં છે અને તેનાં નામો શું છે; અને તે ક્યાંથી ઉપજ્યાં તે હું કહું છું, તે તું સાંભળ. (૧૩૮)

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

શ્લોકાર્થઃ–હે મહાબાહો! સત્ત્વ, રજ અને તમ, એ

ત્રણ ગુણો પ્રકૃતિથી થયા છે; તે આ દેહમાં અવિનાશી આત્માને બાંધે છે. (૫)

ટીકાઃ–સત્ત્વ, રજ અને તમ, એવા ત્રણ ગુણો છે અને પ્રકૃતિ તેની જન્મભૂમિ છે. તેમાં સત્ત્વગુણ ઉત્તમ, રજોગુણ મધ્યમ અને તમોગુણ કનિષ્ઠ છે. એ ત્રણે ગુણો એકજ અંતઃકરણમાં દેખાય છે, તેથી અંતઃકરણ પણ ત્રિગુણમય છે. જેમ એકજ દેહને બાલ્ય, તારુણ્ય અને જરા, એ ત્રણ અવસ્થાઓ આવે છે; કિંવા ઉત્તમ સોનામાં ભેળવાળું સોનું મળવાથી જેમ તેનું વજન વધે છે, તેમ ના તું નિસ્તેજ દેખાય છે અને તેનો કસ કમી ઊતરે છે; જેમ આલસ્ય આવતાં જાગૃતિ નષ્ટ થઈ નિદ્રાની વૃદ્ધિ થાય છે, તે પ્રમાણે અજ્ઞાનનો સ્વીકાર કરવાથી જે વૃત્તિ ઉત્પન્ન થાય છે, તેને સત્ત્વ, રજ અને તમ કહે છે. હે અર્જુન! આમ જેના યોગથી વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રકારની બને છે, તે ગુણ કહેવાય છે. હવે તે આત્માને કેવી રીતે બંધન કરે છે, તે કહું છું.

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ**–હે નિષ્પાપ અર્જુન! તેમાંનો નિર્દોષ અને પ્રકાશક એવો જે સત્ત્વગુણ, તે નિર્મળ હોવાથી આત્માને સુખ અને જ્ઞાનસંબંધથી આ દેહમાં બાંધી દે છે. (૬)

ટીકાઃ–આ આત્માજ તુચ્છ જેવી ક્ષેત્રજ્ઞ દશામાં પ્રવેશ કરે છે અને દેહનું અભિમાન ધારણ કરે છે, તેજ વખતે તેને અપશુકન થાય છે એમ તું સમજ. અપશુકનનું ફળ એ છે કે, આ દેહ મારો છે એવું અભિમાન ધારણ કરતાંની સાથે તેને જન્મથી લઈને મરણપર્યંત સર્વ દેહધર્મનાં દુઃખો ભોગવવાં પડે છે. ગલની સાથે લગાડેલું માંસ મત્સ્ય પકડે ન પકડે એટલામાંજ માછી ગલને હલાવી મત્સ્યને ગલમાં ફસાવી મારે છે; તે પ્રમાણે સત્ત્વગુણ નામનો પારધી સુખ અને જ્ઞાનરૂપી પાશથી જીવને બંધન કરે છે-અને પછી તે મૃગની પેઠે તરફડે છે; તે પ્રમાણે જીવ સત્ત્વગુણના બંધનમાં સપડાયા પછી "હું જ્ઞાની છું અને મારા જેવો આ જગતમાં કોઈ જ્ઞાતા નથી"

એવો મિથ્યા ઘમંડ રાખે છે. આ પ્રમાણે તે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થતા સુખને ગુમાવે છે. પછી કોઈ તેને વિદ્વાન કહીને માન આપે તો તે આનંદ પામે છે અને થોડા લાભથી હર્ષ પામે છે; તથા માને છે કે, મારા જેવો આખા જગતમાં કોઈ સુખી નથી અને મારું કેવું મોટું ભાગ્ય છે! આવી રીતે તે અષ્ટસાત્ત્વિક ભાવો વડે અભિમાની થઈ જાય છે. આટલાથીજ કાંઈ આરો આવતો નથી; પરંતુ હું વિદ્વાન છું એવો ભૂત તેની પાછળ લાગે છે. આપણે પોતે જ્ઞાનરૂપ છીએ; એ જ્ઞાન નષ્ટ થવાને માટે તેને ખેદ થતો નથી; પરંતુ વિષયજ્ઞાનના આવેશમાં તે ગગન જેટલો ફૂલે છે. જેમ એકાદ રાજા સ્વપ્નમાં ભિક્ષુક બની ભિક્ષા યાચવાને નીકળે અને તેને ઇતર ભિક્ષુકો કરતાં થોડી વધારે ભિક્ષા મળે, તો તે પોતાને ઇંદ્રસમાનગણે છે; તેમ હે અર્જુન! દેહાતીત આત્મા જ્યારે દેહાભિમાન ધરે છે, ત્યારે તેની સ્થિતિ તેવીજ થાય છે. પ્રવૃત્તિશાસ્ત્રમાં તે નિપુણ હોય છે, યજ્ઞવિદ્યામાં તે નિષ્ણાત બને છે, કિંબહુના સ્વર્ગની સુધ્ધાં તે બાતમી જાણે છે; અને મારા સિવાય આ જગતમાં અન્ય કોઈ જ્ઞાનવાન નથી તથા ચાતુર્યરૂપી ચંદ્રને પ્રકાશિત કરવાને મારું ચિત્ત ગગનરૂપ છે, એમ તે માને છે. આમ સત્ત્વગુણ જીવાત્માને સુખ તથા જ્ઞાનરૂપી રાશથી બાંધી, બળદ પર બેસેલા લૂલા મનુષ્યની પેઠે પોતાના કાબૂમાં આણે છે. હવે રજોગુણ પણ આ જીવને આ શરીરમાં કેવી રીતે બાંધે છે, તે લક્ષપૂર્વક સાંભળ. (૧૬૦)

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥

**શ્લોકાર્થઃ**–હે કૌંતેય! પ્રીતિસ્વરૂપ જે રજોગુણ તે આશા અને આસક્તિના સંબંધથી ઉત્પન્ન થયો છે; તે આત્માને કર્મની-આસક્તિથી આ દેહમાં બાંધી દે છે. (૭)

*ટીકાઃ*—આ ગુણથી જીવનું સદૈવ ચિત્તરંજન થાય છે અને કામના-ઇચ્છા સદૈવ જાગ્રત રહે છે. એથી એને રજોગુણ કહેવામાં આવે છે. જીવમાં એનો થોડો પ્રવેશ થતાંજ તેને કામ-

નાનો નાદ લાગે છે; અને પછી તેના મનની ઇચ્છાઓ પવનની પેઠે દોડવા લાગે છે. પછી અગ્નિકુંડમાં અગ્નિ પર ઘી હોમવામાં આવતાં જે પ્રમાણે વજ્રાગ્નિ ભડકી ઊઠે છે અને તેને નાની કે મોટી વસ્તુનું ભાન ન રહેતાં તે સર્વ વસ્તુનો ભક્ષ કરે છે; તે પ્રમાણે તેની ઇચ્છા થતી ચાલી, દુઃખદાયક ઘટના પણ તેને સુખદાયક લાગે છે; અને ઇંદ્રિલોકની પ્રાપ્તિ થતાં પણ તેનેતૃપ્તિ થતી નથી. આ પ્રકારે વિષયવાસનાની વૃદ્ધિ થતાં, મેરુ પર્વત તેને હસ્તગત થાય તો પણ તે તેનાથી પણ અધિક મોટી વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. કેટલીક વખત તે એક કોડી પરથી પણ પોતાનું જીવન ઓવારી નાખવાને આગળપાછળ જોતો નથી; અને તૃણ જેવડી અલ્પ વસ્તુ પ્રાપ્ત થાય તો પણ તે પોતાને ભાગ્યવાન માને છે. આપણી પાસેનું દ્રવ્ય આજ પૂરું થઈ જશે તો આવતી કાલે આપણી શી દશા થશે, એવો ભય ધરી જ તૃષ્ણાના બળથી મોટા મોટા ઉદ્યોગો શરૂ કરે છે; અને કહે છે કે, જો આપણને સ્વર્ગ પ્રાપ્ત થશે તો ત્યાં આપણને ખાવાનું શું મળશે ? આટલા માટે તે યજ્ઞયાગાદિ ક્રિયા કરે છે, વ્રતો પર વ્રતો કરે છે, ઈષ્ટાપૂર્ત (કૂવા, તળાવ, આદિ બાંધવાં, યજ્ઞયાગાદિ કરવાં એ) કર્મો કરે છે, કામ્ય (કામનાવાળાં) વ્રતો સિવાય ઇતર વ્રતોનું તે આચરણ કરતો નથી. જે પ્રમાણે ગ્રીષ્મ-ઋતુની આખરનો જેઠ મહિનાનો પવન રાત્રિદિવસ એકસરખો વાય છે, તે પ્રમાણે હે અર્જુન ! તે આ પ્રકારના વ્યાપારમાં રાત્રિદિવસ મચ્યો રહે છે. મત્સ્ય અને કામિની સ્ત્રીના નેત્ર-કટાક્ષ એ બંને બહુ ચંચળ હોય છે અને વિદ્યુત તો અતિ ચંચળ હોય છે, પરંતુ રજોગુણની ચંચળતાની તુલનામાં તેની ચંચળતા ઓછી હોય છે. એવા અતિ વેગથી તે સ્વર્ગ અને સંસારપ્રાપ્તિને માટે અગ્નિમાં ભુસકો મારવાને પણ આગળપાછળ જોતો નથી. આ પ્રમાણે દેહમાં હોવા છતાં પણ દેહથી અલિપ્ત એવો રજોગુણી જીવ તૃષ્ણારૂપી સાંકળને [illegible] ગળામાં ભેરવે છે. આવી રીતે [illegible] :રો જે જી[illegible] [illegible]ણનું મજબૂત બંધન થાય [illegible] ણનાં ..

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

**શ્લોકાર્થઃ**–હે ભારત! પ્રાણીમાત્રને મોહ પમાડનારો તમોગુણ અજ્ઞાનમાંથી થયો છે, એમ તું જાણ. તે આ દેહમાં આત્માને કર્તવ્યવિમુખતા, આલસ્ય અને નિદ્રાનાં બંધનોથી બાંધે છે.

**ટીકાઃ**–જેનો પડદો આવવાથી મનુષ્યની વ્યવહારદષ્ટિ પણ મંદ થાય છે; જે મોહરૂપી રાત્રિમાં કાળા વાદળ સમાન હોય છે; અજ્ઞાનનો જેના પર મોટો આધાર છે; જે સર્વ વિશ્વને મત્ત કરીને નચાવે છે; જે વિચારનો મહામંત્ર છે અને મૂર્ખતારૂપી મદ્યનું પાત્ર છે; વધારે શું કહું? જીવને મોહ પમાડનાર તે મોહાસ્ત્ર છે. હે પાર્થ! તેનું નામ તમોગુણ છે અને દેહનેજ આત્મા માનનારને તે ઉપલાં લક્ષણો વડે ગ્રસી લે છે. આ તમોગુણ એકજ છે, છતાં તે ચર કે અચર જેનાં અંગમાં વધવા લાગ્યો એટલે સત્ત્વ અને રજને દબાવી દે છે. એ સર્વ ઇંદ્રિયોમાં જડત્વ આણે છે અને મનમાં મૂઢત્વ આણે છે. એના યોગથી આલસ્યની ઉત્પત્તિ થાય છે. મનુષ્ય આળસ મરડે છે, તેનામાં કામ કરવાની રુચિ રહેતી નથી અને બગાસાંનાં તો વહાણ ફૂટે છે. હે અર્જુન આવો મનુષ્ય આંખ ખુલ્લી હોવા છતાં પણ દેખતો નથી અને હાક માર્યા છતાં પણ તે ઊઠતો નથી. એકાદ પ્રચંડ પથ્થર જેમ એક બાજુથી બીજી બાજુએ ફરતો નથી; તેમ તે સૂતો એટલે પાસું જ ફેરવતો નથી. પૃથ્વી પાતાળે જાઓ કિંવા આકાશ તૂટી પડો, પરંતુ તેને ઊઠવાની ઇચ્છા સુદ્ધાં થતી નથી. તેને પોતાનાં નિત્યનાં સંધ્યાદિક કર્મોની પણ સ્મૃતિ રહેતી નથી; પરંતુ આળોટ્યા કરવાનીજ તેના મનમાં પ્રબળ વાંછના હોય છે. હાથ ઊંચા કરી આંગળાંમાં આંગળાં ભેરવી તેને ડોક પર રાખી ઘૂંટણ વચ્ચે માથું ઘાલી તે બેસી રહે છે; અને મનમાં નિદ્રાની પૂર્ણ ઇચ્છા ધરી, ઊંઘની લહેર આવતાં તેની આગળ સ્વર્ગને પણ તુચ્છ માને છે. "મને બ્રહ્મદેવનું આયુષ્ય પ્રાપ્ત થાય અને હું આ પ્રમાણે ઊંઘતોજ રહું," એ સિવાય તેને બીજી ઇચ્છા હોતી નથી. વાટે જતાં જો તેને નિદ્રા આવે તો તે વખતે તેને કોઈ

અમૃત આપે તો પણ તેનો તે અસ્વીકાર કરે છે. બાળાત્કારે તે એકાદ વ્યાપાર કરવામાં પ્રવૃત્ત થાય તો પણ અંધ મનુષ્ય પ્રમાણે તેનું કાર્ય જ્ઞાનશૂન્ય હોય છે. કારણ કે કઈ વેળાએ કેમ વર્તવું, કોની સાથે કેવી રીતે બોલવું તથા કઈ વાત સાધ્ય છે અને કઈ અસાધ્ય છે, તેનો તેને વિચાર હોતો નથી. પતંગ જેમ એવી આકાંક્ષા રાખીને દાવાનલમાં જઈ પડે કે, સમગ્ર અગ્નિને હું મારી પાંખોવતી સ્વાધીન કરી લઈશ, તે પ્રમાણે તે નિષિદ્ધ કર્મમાં સાહસથી ઝંપલાવે છે. કિંબહુના, આવાં પ્રમાદભરેલાં કર્મો કરવામાંજ તેને રસ પડે છે. આ પ્રમાણે તમોગુણ નિદ્રા, આલસ્ય અને પ્રમાદ, એ ત્રણ પાશો વડે નિરુપાધિક આત્માને બંધન કરે છે. જે પ્રમાણે અગ્નિ કાષ્ઠમાં જાગ્રત હોય ત્યારે કાષ્ઠના આકારનોજ દેખાય છે, કિંવા ઘટમાં રહેલું આકાશ ઘટના આકારનુંજ લાગે છે; અથવા ભરેલા સરોવરમાં જેમ ચંદ્રનું બિંબ દેખાય છે, તેમ ગુણપાશોથી બદ્ધ થયા પછી જીવ ગુણલક્ષણો જેવો દેખાય છે. (૧૯૬)

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥
रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

શ્લોકાર્થઃ—હે ભારત! સત્ત્વગુણ એ આત્માને સુખનો સંબંધ કરી આપે છે, રજોગુણ આત્માને કર્મનો સંબંધ કરી આપે છે અને તમોગુણ તો જ્ઞાનને આચ્છાદિત કરી દઈ, આત્માને કર્તવ્યવિમુખતાનો સંબંધ કરી દે છે. (૯) હે ભારત! સત્ત્વગુણ એ રજ તથા તમ એ ગુણોને જીતીને વૃદ્ધિંગત થાય છે; રજોગુણ સત્ત્વ અને તમ એ ગુણોને જીતીને વૃદ્ધિ પામે છે; અને તમોગુણ એ સત્ત્વ અને રજ એ ગુણોને જીતીને વધે છે.

ટીકાઃ—દેહમાં કફ અને વાતને પાછળ હઠાવી દઈ પિત્ત વધે છે, ત્યારે જેમ શરીર તપ્ત થાય છે; કિંવા ઉનાળો અને ચોમાસું ગયા પછી શિયાળો આવતાં જેમ આકાશ ચોતરફ શીતળ રહે છે; અથવા જાગૃતિ અને સ્વપ્નાવસ્થાનો લોપ થઈ,

ગાઢ નિદ્રા આવતાં ચિત્તવૃત્તિ ક્ષણભર તદ્રૂપ થાય છે; તે પ્રમાણે રજ અને તમ કરતાં સત્ત્વગુણ અધિક વધે છે, ત્યારે 'હું સુખી છું' એમ તે જીવ કહે છે. તેજ પ્રમાણે સત્ત્વ અને રજનો લોપ થઈ જ્યારે તમનું પ્રાબલ્ય થાય છે, ત્યારે સહજ રીતેજ પ્રમાદ ઉત્પન્ન થાય છે; તેજ રીતે સત્ત્વ અને તમોગુણને દાબી દઈ જ્યારે રજોગુણ બળવત્તર થાય છે, ત્યારે દેહમાં રહેનારો દેહનો રાજા–જીવાત્મા, તેને કર્મ સિવાય કાંઈ સારું લાગતું નથી. આમ ત્રણ શ્લોકો દ્વારા ત્રણ ગુણોનું નિરૂપણ કર્યું. હવે આ સત્ત્વાદિ ગુણોની વૃદ્ધિનાં લક્ષણ સાંભળ. (૨૦૩)

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥
लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥
यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकान् अमलान्प्रतिपद्यते ॥ १४ ॥
रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

શ્લોકાર્થ:—આ દેહમાંની સર્વ ઇંદ્રિયોમાં જ્ઞાનનો પ્રકાશ પડે ત્યારે સત્ત્વની વૃદ્ધિ થઈ છે એમ સમજવું. (૧૧) હે ભરતશ્રેષ્ઠ! લોભ, પ્રવૃત્તિ, કર્મારંભ, ઉચ્છૃંખલતા અને ઇચ્છા, એ ચિહ્નો રજોગુણની વિશેષ વૃદ્ધિ થતાં ઉત્પન્ન થાય છે. (૧૨) વિવેકનો નાશ, ઉદ્યોગનો કંટાળો, દુર્લક્ષ અને મોહ, એ ચિહ્નો તમોગુણની અધિક વૃદ્ધિ થતાં ઉત્પન્ન થાય છે. (૧૩) સત્ત્વની વૃદ્ધિ સમયે જો પ્રાણી મૃત્યુ પામે તો તે મહત્તત્ત્વાદિક જાણનારને જ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે તે ઉત્તમ લોકમાં (બ્રહ્મલોકમાં) જાય છે. (૧૪) રજોગુણની વૃદ્ધિ સમયે જો પ્રાણી મૃત્યુ પામે તો તે કર્મોમાં આસક્ત લોકોમાં જન્મે છે

અને તમોગુણની વૃદ્ધિ સમયે મરણ થાય તો તે પશુ ઈત્યા મૂઢ યોનિમાં જન્મ પામે છે. (૧૫)

**ટીકાઃ**—રજ અને તમને જીતીને જ્યારે સત્ત્વગુણ આદેહમાં વૃદ્ધિ પામે છે, ત્યારે આવાં લક્ષણો પ્રકટ થાય છે. વસંતઋતુમાં કમળોની સુગંધી ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે તેનું જ્ઞાન અંતરમાં ન સમાતાં બહાર નીકળે છે, સર્વ ઈંદ્રિયોમાં વિવેક પ્રસરી જાય છે અને જાણે કે હાથપગોમાંને પણ નેત્રો ફૂટે છે, સત્કર્મ કયાં અને દુષ્કર્મ કયાં તે સહજ સમજી શકે છે અને વધારે વિચાર કરવાની આવશ્યકતા પડતી નથી. રાજહંસની ચાંચ બોળતાંજ જેમ દૂધ અને પાણીનું વર્ગીકરણ થઈ જાય છે, તે પ્રમાણે હે અર્જુન! તેની ઈંદ્રિયોજ સત્કર્મદુષ્કર્મની પરીક્ષા લે છે અને નિયમ તેની સેવા કરે છે. ન સાંભળવા સરખી વાત તેની શ્રવણેંદ્રિયો શ્રવણ કરતીજ નથી; ન જોવા જેવી વસ્તુ તેની આંખો જોતીજ નથી; બોલવા જેવું ન હોય તે તેની જિહ્વા બોલતીજ નથી; તિમિર જે પ્રમાણે દીપક સન્મુખ નહિ આવી શકતાં નાશજ પામી જાય છે; તે પ્રમાણે નિષિદ્ધ વ્યવહાર તેની ઈંદ્રિયો પાસે આવતાજ નથી. વર્ષાઋતુમાં જે પ્રમાણે નદી ઊભરાઈ જાય છે, તે પ્રમાણે તેની બુદ્ધિ સર્વ શાસ્ત્રોમાં વૃદ્ધિને પામે છે. જે પ્રમાણે પૂર્ણિમાની રાત્રિએ સર્વ આકાશમાં ચંદ્રનો પ્રકાશ પ્રસરી જાય છે, તે પ્રમાણે તેની વૃત્તિ સર્વ જ્ઞાનમાં વિકાસ પામે છે, વાસનાઓ સંકોચાઈ જાય છે અને તેનું મન પ્રવૃત્તિથી પાછું હઠે છે તથા તેજ મનને વિષયોનો કંટાળો આવે છે. આ રીતે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ તેનાં લક્ષણો દૃષ્ટિગોચર થતાં તેનો કાળ થઈ જાય તો, જેમ દુષ્કાળના દિવસો ગયા પછી સારા દિવસો આવે, એટલા[illegible] મોટું પર્વ આવે અને સ્વર્ગ[illegible] પણ પૂર્વજ[illegible]ને આવે, તો આનંદનો [illegible] છે; અથ[illegible] પુષ્કળ સંપત્તિ હોય અ[illegible] દાનપુ[illegible] થ[illegible] ળા હોય તો ઈહ[illegible] અને પર[illegible] સ[illegible] છે; [illegible]

ગુણની વૃદ્ધિ થયા પછી મરણ થાય, તો પછી સ્વર્ગ સિવાય બીજે ક્યાં તે જાય? કારણ કે ઉત્તમ આચરણ કરનાર ભોગ ભોગવાનું સ્થાન જ શરીર તેનો ત્યાગ કરીને શુદ્ધ સત્ત્વગુણને તે પોતાની સાથે લઈ જાય છે, અને ત્યાં દીર્ઘકાળ સુખ ભોગવ્યા પછી પાછો કેવળ સત્ત્વનીજ મૂર્તિ બનીને પુનઃ જ્ઞાનીઓમાં જન્મ લે છે. હે ધનુર્ધર! સિંહાસનારૂઢ રાજા જો ડુંગર પર જઈને ઊભો રહે તો તેને ત્યાં કોઇ વાતની ન્યૂનતા રહે છે કે? કિંવા બાપુ રે! એક ગામમાંથી બીજા ગામમાં લઈ જવામાં આવેલા દીપકનો પ્રકાશ ત્યાં પણ એકસરખોજ પડે છે; તેમ સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી જ્ઞાનનો અધિક વિકાસ થાય છે અને બુદ્ધિ વિચારસાગરમાં તરવા લાગે છે; પછી મહત્તત્ત્વાદિ અનાત્મ પદાર્થો વિષે વિચાર કરી, તે તે વિવેકસહિત આત્મસ્વરૂપમાં નિમગ્ન થાય છે. તેરમા અધ્યાયમાં કહેવાયા પ્રમાણે છત્રીસ તત્ત્વોથી પૃથક્ સાડત્રીસમું, સાંખ્યમત પ્રમાણે ચોવીસથી પૃથક્ પચીસમું અને ત્રણે ગુણોથી ભિન્ન એવા ચોથા તત્ત્વ સર્વોત્તમ બ્રહ્મને જ પામ્યો છે તેના કુળમાં તેને સર્વોત્કૃષ્ટ દેહપ્રાપ્તિ થાય છે. (૨૨૫)

એ પ્રમાણે તમોગુણ અને સત્ત્વગુણને દબાવીને જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે, તથા શરીરરૂપી ગ્રામમાં પોતાના કાર્યની ગરબડ મચાવી દે છે, ત્યારે તેનાં લક્ષણો આવાં હોય છે. વંટોળિયો જેમ અનેક વસ્તુઓને ઊંચે ઉડાડી લઈ જાય છે, તેમ સર્વ ઇંદ્રિયો સ્વચ્છંદતાપૂર્વક વિષયો પ્રતિ દોડી જાય છે. પરસ્ત્રીગમન એ તેને નિષિદ્ધ કર્મ લાગતું નથી અને બકરી ફાવે ત્યાં ચરે છે, તેમ તે યથેચ્છ ભોગ ભોગવે છે. તેનો લોભ એટલો બધો વધે છે કે, જે વસ્તુ તેના સપાટામાં ન આવે, તેજ તેનાથી બચી જાય છે. હે અર્જુન! ગમે તે ઉદ્યોગ તેની સમક્ષ આવે તો તે કરવામાં તે આઘુંપાછું જોતો નથી. એકાદ પ્રચંડ મંદિર બાંધવું કિંવા અશ્વમેધ યજ્ઞ કરવો, આવા દુર્ઘટ છંદની પાછળ તે લાગ્યો રહે છે. એકાદ શહેર વસાવવું કિંવા એકાદ તળાવ બાંધવું અથવા વિસ્તીર્ણ બાગો બનાવવા, આ પ્રમાણે

અને તમોગુણની વૃદ્ધિ સમયે મરણ થાય તો તે પશુ ઈત્યાદિ મૂઢ યોનિમાં જન્મ પામે છે. (૧૫)

ટીકાઃ—રજ અને તમને જીતીને જ્યારે સત્ત્વગુણ આદેહમાં વૃદ્ધિ પામે છે, ત્યારે આવાં લક્ષણો પ્રકટ થાય છે. વસંત ઋતુમાં કમળોની સુગંધી ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે તેનું જ્ઞાન અંતરમાં ન સમાતાં બહાર નીકળે છે, સર્વ ઈંદ્રિયોમાં વિવેક પ્રસરી જાય છે અને જાણે કે હાથપગોમાંને પણ નેત્રો ફૂટે છે, સત્કર્મ કયાં અને દુષ્કર્મ કયાં તે સહજ સમજી શકે છે અને વધારે વિચાર કરવાની આવશ્યકતા પડતી નથી. રાજહંસની ચાંચ બોળતાંજ જેમ દૂધ અને પાણીનું વર્ગીકરણ થઈ જાય છે, તે પ્રમાણે હે અર્જુન! તેની ઈંદ્રિયોજ સત્કર્મદુષ્કર્મની પરીક્ષા લે છે અને નિયમ તેની સેવા કરે છે. ન સાંભળવા સરખી વાત તેની શ્રવણેંદ્રિયો શ્રવણ કરતીજ નથી; ન જોવા જેવી વસ્તુ તેની આંખો જોતીજ નથી; બોલવા જેવું ન હોય તે તેની જિહ્વા બોલતીજ નથી; તિમિર જે પ્રમાણે દીપક સન્મુખ નહિ આવી શકતાં નાશજ પામી જાય છે; તે પ્રમાણે નિષિદ્ધ વ્યવહાર તેની ઈંદ્રિયો પાસે આવતાજ નથી. વર્ષાઋતુમાં જે પ્રમાણે નદી ઊભરાઈ જાય છે, તે પ્રમાણે તેની બુદ્ધિ સર્વ શાસ્ત્રોમાં વૃદ્ધિને પામે છે. જે પ્રમાણે પૂર્ણિમાની રાત્રિએ સર્વ આકાશમાં ચંદ્રનો પ્રકાશ પ્રસરી જાય છે, તે પ્રમાણે તેની વૃત્તિ સર્વ જ્ઞાનમાં વિકાસ પામે છે, વાસનાઓ સંકોચાઈ જાય છે અને તેનું મન પ્રવૃત્તિથી પાછું હઠે છે તથા તેજ મનને વિષયોનો કંટાળો આવે છે. આ રીતે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ તેનાં લક્ષણો દૃષ્ટિગોચર થતાં તેનો કાળ થઈ જાય તો, જેમ દુષ્કાળના દિવસો ગયા પછી સારા દિવસો આવે, એટલામાં એકાદ મોટું પર્વ આવે અને સ્વર્ગમાંના આપણા પૂર્વજો અતિથિ થઈને આવે, તો આનંદનો અતિરેક થાય છે; અથવા જેમ ઘરમાં પુષ્કળ સંપત્તિ હોય અને ઔદાર્યથી દાનપુણ્ય કરવામાં હાથ મોકળા હોય તો ઈહલોકમાં કીર્તિ અને પરલોકમાં સ્વર્ગની પ્રાપ્તિ સહજે થાય છે; તેમ હે અર્જુન! આ રીતનાં લક્ષણયુક્ત સત્ત્વ-

ગુણની વૃદ્ધિ થયા પછી મરણ થાય, તો પછી સ્વર્ગ સિવાય બીજે ક્યાં તે જાય? કારણ કે ઉત્તમ આચરણ કરનાર ભોગ ભોગવાનું સ્થાન જે શરીર તેનો ત્યાગ કરીને શુદ્ધ સત્ત્વગુણને તે પોતાની સાથે લઈ જાય છે, અને ત્યાં દીર્ઘકાળ સુખ ભોગવ્યા પછી પાછો કેવળ સત્ત્વનીજ મૂર્તિ બનીને પુનઃ જ્ઞાનીઓમાં જન્મ લે છે. હે ધનુર્ધર! સિંહાસનારૂઢ રાજા જો ડુંગર પર જઈને ઊભો રહે તો તેને ત્યાં કોઇ વાતની ન્યૂનતા રહે છે કે? કિંવા બાપુ રે! એક ગામમાંથી બીજા ગામમાં લઈ જવામાં આવેલા દીપકનો પ્રકાશ ત્યાં પણ એકસરખોજ પડે છે; તેમ સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી જ્ઞાનનો અધિક વિકાસ થાય છે અને બુદ્ધિ વિચારસાગરમાં તરવા લાગે છે; પછી મહત્તત્ત્વાદિ અનાત્મ પદાર્થો વિષે વિચાર કરી, તે તે વિવેકસહિત આત્મસ્વરૂપમાં નિમગ્ન થાય છે. તેરમા અધ્યાયમાં કહેવાયા પ્રમાણે છત્રીસ તત્ત્વોથી પૃથક્ સાડત્રીસમું, સાંખ્યમત પ્રમાણે ચોવીસથી પૃથક્ પચીસમું અને ત્રણે ગુણોથી ભિન્ન એવા ચોથા તત્ત્વ સર્વોત્તમ બ્રહ્મને જે પામ્યો છે તેના કુળમાં તેને સર્વોત્કૃષ્ટ દેહપ્રાપ્તિ થાય છે. (૨૨૫)

એ પ્રમાણે તમોગુણ અને સત્ત્વગુણને દબાવીને જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે, તથા શરીરરૂપી ગ્રામમાં પોતાના કાર્યની ગરબડ મચાવી દે છે, ત્યારે તેનાં લક્ષણો આવાં હોય છે. વંટોળિયો જેમ અનેક વસ્તુઓને ઊંચે ઉડાડી લઈ જાય છે, તેમ સર્વ ઇંદ્રિયો સ્વચ્છંદતાપૂર્વક વિષયો પ્રતિ દોડી જાય છે. પરસ્ત્રીગમન એ તેને નિષિદ્ધ કર્મ લાગતું નથી અને બકરી ફાવે ત્યાં ચરે છે, તેમ તે યથેચ્છ ભોગ ભોગવે છે. તેનો લોભ એટલો બધો વધે છે કે, જે વસ્તુ તેના સપાટામાં ન આવે તેજ તેનાથી બચી જાય છે. હે અર્જુન! ગમે તે ઉદ્યોગ તેની સમક્ષ આવે તો તે કરવામાં તે આઘુંપાછું જોતો નથી. એકાદ પ્રચંડ મંદિર બાંધવું કિંવા અશ્વમેધ યજ્ઞ કરવો, આવા દુર્ઘટ છંદની પાછળ તે લાગ્યો રહે છે. એકાદ શહેર વસાવવું કિંવા એકાદ તળાવ બાંધવું અથવા વિસ્તીર્ણ બાગો બનાવવા, આ પ્રમાણે

અગાધ કૃત્યો તે માથે ઉઠાવે છે; અને આ લોક–પરલોકની તેની ઇચ્છા કદી પણ ખૂટતી નથી. સમુદ્રને પણ હઠાવી દે અને અગ્નિને પણ વિસાતમાં ન ગણે એટલી તેની વાંછના પ્રબળ હોય છે. તેના મન કરતાં તેની ઇચ્છાની દોડ આગળ હોય છે અને તેની પ્રવૃત્તિને માટે સકળ વિશ્વ પણ પૂરું પડતું નથી. રજોગુણની વૃદ્ધિ થવાથી આવાં લક્ષણો દષ્ટિગોચર થાય છે; અને આવી સ્થિતિમાં જો દેહાવસાન થાય છે, તો ઇતર દેહમાં પણ આવાજ ગુણોથી યુક્ત થઈ તે મનુષ્યયોનિમાં જન્મ લે છે. એકાદ કંગાલ સર્વ સુખો વચ્ચે રાજમહેલમાં બેસે તો પણ તે જેમ રાજા થઈ શકે નહિ; બળદ શ્રીમાનની જાનમાં જાય તો પણ તેને તો કડબજ ખાવા મળે છે; તેમ આવો માણસ, જેને વ્યાપારમાં રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી એવાઓની પંક્તિમાં જન્મે છે. અર્થાત્ તે રજોવૃત્તિના કૂપમાં ડૂબી મરે એવા કામ્ય કર્મ કરનારના કુળમાં જન્મે છે. (૨૪૨)

તેજ પ્રમાણે રજ અને સત્ત્વગુણને નષ્ટપ્રાય કરીને તમોગુણ વૃદ્ધિ પામે છે, તે વખતે દેહમાં તથા દેહબાહ્ય જે ચિહ્નો દષ્ટિગોચર થાય છે તે હવે લક્ષ દઈ સાંભળ. તે વખતે મન અજ્ઞાનથી એટલું પરિપૂર્ણ થઈ જાય છે કે, જાણે ચંદ્ર અને સૂર્ય એ ઉભયથી રહિત અમાવાસ્યાની રાત્રિજ ન હોય! તેનું અંતઃકરણ સ્ફૂર્તિહીન થઈ વિચારનું તો તેમાં નામ પણ રહેતું નથી. તેની બુદ્ધિ એવી જડ થઈ ગયેલી હોય છે કે, તેની આગળ પાષાણ પણ કોમળ ગણી શકાય અને સ્મૃતિ તો પલાયન કરી ગયેલી જણાય છે. તેનું શરીર અંતર્બાહ્ય અવિચારપૂર્ણ હોઇને તેના સર્વ વ્યાપારો મૂર્ખતાથી ભરેલા હોય છે. તેની ઇંદ્રિયો સમક્ષ અનાચાર ઊભા રહેલા હોય છે અને મરતાં સુધી પણ તે અનાચાર કર્યા કરે છે. જે પ્રમાણે ઘુવડને તિમિરમય રાત્રિજ ઠીક દેખાય છે, તે પ્રમાણે દુષ્ટ કર્મોનીજ તેના મનમાં ઉત્કંઠા હોય છે. નિષિદ્ધ કર્મો કરવાની તેને તીવ્ર અભિલાષા હોય છે; અને તેની ઇંદ્રિયોની પ્રવૃત્તિ પણ તેજ દિશા તરફ હોય છે. તે મદ્ય ન પીવા છતાં ભાનરહિત થાય છે, સન્નિપાત ન થવા

છતાંય લવારો કરે છે અને પ્રેમપાશમાં લુબ્ધ થયા વિનાજ ગાંડાની પેઠે ભૂલ્યો ભમે છે. તેનું ચિત્ત ભાન ભૂલી જાય છે છતાં એ *કાંઈ સમાધિનું લક્ષણ નથી.* કેવળ મોહની વૃદ્ધિથી તે જ્ઞાનશૂન્ય બને છે. તમોગુણ પોતાની સર્વ સામગ્રીસહિત વિકાસ પામે છે ત્યારે આવાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા માંડે છે; અને જો આવી સ્થિતિમાં મરણ થાય તો બીજા જન્મમાં પણ તે તમોગુણની સાથેજ જન્મ પામે છે. રાઈને વાગ્યા પછી તે પોતાનું રૂપ તજી છોડવાની દશામાં આવે છે ખરી, પરંતુ તેને રાઈ વિના અન્ય ફળો શી રીતે આવી શકે? બધી આગ બુઝાઇ જાય પરંતુ દીપકની એક જ્યોત બાકી રહે, તો પણ તે સ્થળે બધીજ આગ વિદ્યમાન છે; તેમ જે પોતાના અંતરમાં તમોગુણનીજ ગાંઠડીઓ બાંધી મરે છે, તે પુનઃ તમોગુણી દેહનેજ પામે છે. વધારે શું કહું ? તમોગુણ વધ્યા પછી જે મૃત્યુ પામે છે, તે પુનઃ પશુ પક્ષી, વૃક્ષા કિંવા જંતુની યોનિમાં જન્મે છે.

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

શ્લોકાર્થઃ–પુણ્યકર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ, રજોગુણનું ફળ દુઃખ ને તમોગુણનું ફળ અજ્ઞાન છે, એમ કહેવાય છે.

ટીકાઃ–આજ કારણથી જે જે વસ્તુ સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થાય છે તે 'સુકૃત' છે, એમ શ્રુતિસમુદાય જણાવે છે. માટે સત્ત્વગુણથી સહજ સુખની અને નિર્મળ જ્ઞાનની અપૂર્વ પ્રાપ્તિ થાય છે; તેથી તે સાત્ત્વિક (સત્કર્મ) ફળ કહેવાય છે. હવે રજોગુણમાંથી જે ક્રિયા ઊપજે છે તે કડુ ઇંદ્રવર્ણાની પેઠે માત્ર બહારના દેખાવમાંજ સુંદર હોય છે, બાકી દુઃખજ આપ્યા કરે છે. અથવા લિંબોળી જેમ સુંદર દેખાય છે, પરંતુ ગર્ભમાં વિષ જેવી કડુ હોય છે, તેમજ રજોગુણમાંથી થનારાં ફળોઅનિષ્ટકારક હોય છે. જેમ વિષનું મૂળ રોપતાં તેમાંથી વિષનોજ અંકુર ફૂટે છે, તેમ જેટલાં તામસકર્મ છે તેનાથી અજ્ઞાનજ ફળે છે. (૨૬૪)

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

શ્લોકાર્થઃ—સત્ત્વગુણમાંથી જ્ઞાન, રજોગુણમાંથી લોભ અને તમોગુણમાંથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

ટીકાઃ—માટે હે અર્જુન ! જે પ્રમાણે દિવસનું કારણ સૂર્ય છે, તેમ જ્ઞાનનું કારણ સત્ત્વગુણજ છે. અને જે પ્રમાણે અદ્વૈત-પ્રાપ્તિ માટે આપણું પોતાનું (અહંભાવનું) વિસ્મરણ થવું જોઇએ, તેમ લોભની ઉત્પત્તિને માટે રજોગુણ કારણભૂત હોય છે; અને હે જ્ઞાનવંત! મોહ, અજ્ઞાન તથા પ્રમાદ, એ ત્રિદોષસ-મુદાયનું કારણ તમોગુણજ છે. હથેળીમાંના આમળાની પેઠે ત્રણે ગુણો પૃથક્ પૃથક્ લઇ સ્પષ્ટ રીતે સમજાવી દીધા. રજ અને તમ નરકનાં સાધનો માનવામાં આવ્યાં છે અને સત્ત્વ સિવાય જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકનાર નથી; માટે જેમ જ્ઞાનીઓ ઇતર ભક્તિનો પરિત્યાગ કરી ચતુર્થ ભક્તિનો સ્વીકાર કરે છે, તેમ કેટલાક લોકો આજન્મ સાત્ત્વિક વૃત્તિનું વ્રત ધારણ કરે છે.

ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥ १८ ॥

શ્લોકાર્થઃ—જે સત્ત્વગુણી હોય છે તે તેઓ દેવયોનિ પામે છે; રજોગુણી હોય છે તેઓ મનુષ્યયોનિને પામે છે; અને કનિષ્ઠ ગુણમાં રત થયેલા તામસી પુરુષો પશુઆદિ યોનિને પામે છે.

ટીકાઃ—આ પ્રકારે સાત્ત્વિક આચરણો કરનાર દેહત્યાગ પશ્ચાત્ સ્વર્ગમાં નિવાસ કરે છે, રાજસ આચરણ કરનાર મરણ પશ્ચાત્ મૃત્યુલોકમાં મનુષ્યયોનિમાં જન્મ લે છે, કે જ્યાં સુખ અને દુઃખ ખીચડીની પેઠે એકસાથેજ ખાવાં પડે છે અને કોઈ પણ ઉપાયે મૃત્યુ ટળતું નથી; તથા તમોગુણનાં આચરણોકર-નારા દેહાંત પછી નરકભૂમિમાં જવાની સનંદ મેળવે છે. હે અર્જુન! આ પ્રમાણે વસ્તુની સત્તાથી ત્રણે ગુણો તેનાં લક્ષ-ણોસહિત તને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યાં; પરંતુ એથી વસ્તુ-ના પોતાના સ્વરૂપમાં પરિવર્તન ન થતાં તે ગુણો પોતેજ પોતાના ગુણલક્ષણ પ્રમાણે કાર્ય કરે છે. આપણે રાજા થયા છીએ અને આપણા પર શત્રુ ચડી આવ્યા છે, એવું દશ્ય સ્વ-પ્નામાં જોનારો મનુષ્ય જેમ પોતાનો જય અને પરાજય પોતા-

નામાંજ જુએ છે, તેમ સ્વર્ગ, મૃત્યુ અને નરક, એ ગુણોનીજ વૃત્તિના ભેદ છે, બાકી ગુણદૃષ્ટિને તટસ્થ રાખી જોતાં શુદ્ધ વસ્તુ તો જેમની તેમજ છે. (૨૭૯)

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

**શ્લોકાર્થઃ**—જ્યારે જીવ, એ ગુણોથી ભિન્ન કર્તા બીજો કોઈ નથી એમ જુએ છે અને પોતાને ગુણોથી અતીત સમજે છે, ત્યારે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. (૧૯)

**ટીકાઃ**—પરંતુ હવે એ કથન રહેવા દઉં છું. માત્ર એટલીજ વાત લક્ષમાં રાખ કે, આ જગતમાં બ્રહ્મથી વ્યતિરિક્ત કાંઈજ નથી. એને માટે આગળ કહેલી વાત પુનઃ કહું છું તે સાંભળ. આ વાત નિશ્ચયપૂર્વક સમજ કે, બ્રહ્મનીજ સત્તાથી આ ત્રણે ગુણો સ્વભાવતઃ દેહના નિમિત્તથી ઉત્પન્ન થાય છે. કાષ્ઠ સળગાવવામાં આવતાં જેમ અગ્નિ તેના આકારનો દેખાય છે કિંવા ભૂમિ અને ઉદક એ ઉભયનો રસ જેમ વૃક્ષના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે; (કારણ કે વૃક્ષમાં ભૂમિ અને ઉદક એજ બે તત્ત્વો હોય છે;) જેમ દૂધ જામી જતાં દહીંના આકારનું દેખાય છે; અથવા જેમ શેરડીના આહારથી મિષ્ટતાજ વ્યક્ત થાય છે; તે પ્રમાણે અંતઃકરણસહિત સૂક્ષ્મદેહને આકારે એ ત્રણે ગુણોજ બને છે અને તેના પાશમાં પણ તેજ સપડાય છે. પરંતુ હે અર્જુન! આટલો બધો ગોટાળો થવા છતાં પણ મોક્ષનો પ્રદેશ ન્યૂન થઈ જતો નથી—અર્થાત્ ત્રણે ગુણો પોતપોતાના ધર્મ પ્રમાણે દેહમાં રહી સંપૂર્ણ વ્યવહાર કરે છે; તો પણ જ્ઞાનીઓના ગુણાતીતપણામાં ન્યૂનતા આવતી નથી. આ પ્રકારની સહજ મળનારી મુક્તિ હવે તને સંભળાવું છું, કારણ કે તું જ્ઞાનરૂપી કમળ પરનો ભ્રમર છે. ગુણોમાં જે ચૈતન્ય છે તે ગુણોના જેવું નથી, એવો જે સિદ્ધાંત તને પાછળ કહી ગયો તે આજ છે. માટે હે પાર્થ! જ્ઞાનના બોધ પછી ગુણસંસાર એવો મિથ્યા દેખાય છે કે જેવું જાગ્રત થયા પછી સ્વપ્ન મિથ્યા દેખાય. નદીના કાંઠા પર ઊભો રહેલો માણસ પાણીમાં

પ્રતિબિંબ જુએ છે તેને તે પોતાનું સમજે છે, કિંવા નટ સ્ત્રીવેષ ધારણ કરે છે, તો પણ તે પોતાને ભૂલતો નથી, તે પ્રમાણે સ્વરૂપને જાણનારા જ્ઞાનીજનો પોતાના મૂળ સ્વરૂપને નહિ ભૂલતાં બાહ્યાંતર સર્વત્ર પોતાનીજ લીલા રહેલી સમજે છે જે પ્રમાણે આકાશમાં ત્રણે ઋતુઓ થાય છે અને જાય છે, પરંતુ તેથી તે અલિપ્ત રહે છે, તેમ ગુણોના વ્યવહાર ચાલુ રહેવા છતાં પણ જેનો અહંકાર આત્મસ્વરૂપ પર જઈ બેસે છે, તે તે સ્થળેથી નિરીક્ષણ કરીને એમજ કહે છે કે, હું કર્મ પણ નથી અને કર્તા પણ નથી, પરંતુ માત્ર સાક્ષીભૂત છું અને સર્વ ક્રિયાઓને ગુણજ ઉત્પન્ન કરે છે. સત્ત્વ, રજ અને તમ, એ ગુણો દ્વારા જે ભિન્ન ભિન્ન કર્મો થાય છે તે હું કરતો નથી, પરંતુ તેનું કારણ ગુણજ છે જે પ્રમાણે વનશોભાનું કારણ વસંતઋતુ હોય છે, પરંતુ તે તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે સર્વ કર્મો કરવા છતાં પણ હું તેનાથી અલિપ્ત છું. અથવા માત્ર એક સૂર્યોદયથી જેમ નક્ષત્રોનો લોપ થાય છે, સૂર્યકાંતમણિમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, કમળો વિકસિત થાય છે, તિમિરનો નાશ થાય છે, આ સર્વ ઘટનાઓ બને છે, પરંતુ સૂર્ય તો તેમના પ્રતિ દૃષ્ટિપાત કરીને જોતો પણ નથી, તે પ્રમાણે મારીજ સત્તાથી સર્વ કર્મો થાય છે, તે છતાં હું આ દેહમાં માત્ર સત્તારૂપજ હોઇ અકર્તા છું. મારા પ્રકાશથી ગુણો દૃષ્ટિગોચર થાય છે, મારીજ સત્તાથી ગુણો વૃદ્ધિ પામે છે અને તે નષ્ટ થયા પછી જે શેષ રહે છે તે પણ હુંજ છું આમ જેના હૃદયમાં જ્ઞાન ઉદય પામે છે, તેને ઉત્તમ માર્ગ દ્વારા ગુણાતીતતા પ્રાપ્ત થાય છે (૩૦૦)

**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

શ્લોકાર્થઃ–જીવ દેહથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણોને અતિક્રમ કરીને જન્મ, મૃત્યુ તથા વાર્ધક્યરૂપી દુઃખોથી મુક્ત થાય છે તથા મોક્ષને ભોગવે છે. (૨૦)

ટીકાઃ–પછી તે નિર્ગુણ બ્રહ્મને અચૂક રીતે જાણે છે, કારણ કે જ્ઞાનના યોગથી તેણે ત્યાંજ સ્થિતિ કરેલી હોય છે.

કિંબહુના, હે અર્જુન! નદી જે પ્રમાણે સમુદ્રપણાને પ્રાપ્ત કરે છે, તે પ્રમાણે તે મારાજ ભાવને પામે છે. જે પ્રમાણે નલિકા પરથી ઊડીને વૃક્ષની ઇતર શાખા ઉપર બેઠા પછી પોપટ બંધન-રહિત થાય છે, તે પ્રમાણે જે ગુણાતીત થાય છે, તે ગુણોના પાશમાં ન સપડાતાં ' अहं ब्रह्मास्मि ' પદને જાણે છે. હે જ્ઞાન-વંત! જે અજ્ઞાનરૂપી નિદ્રામાં પડી પ્રચંડ ધ્વનિથી ઘોરે છે, તે આત્મસ્વરૂપને પ્રાપ્ત થતાં જાગ્રત થાય છે. હે અર્જુન! તેના હાથમાંથી બુદ્ધિભેદરૂપી દર્પણ નીચે પડી જવાથી, તેમાં દેખાતા પ્રકૃતિના આભાસરૂપ પ્રતિબિંબથી તે મુક્ત થાય છે. માટે હે વીર ! જ્યારે દેહાભિમાનરૂપી પવન વાતો બંધ થાય છે, ત્યારે જીવ તથા ઈશરૂપી તરંગો આત્મસ્વરૂપરૂપી સાગરમાં ભળી જાય છે. જે પ્રમાણે વર્ષાઋતુની છેવટે અભ્રો આકાશમાં લય પામે છે અને પર્જન્યવૃષ્ટિ કરતાં નથી; તે પ્રમાણે મદ્રૂપ થયા પછી તે દેહમાં હોય છે તો પણ દેહના ગુણોથી લિપ્ત થતો નથી. જેમ કાચનો મહાલય દીપકના પ્રકાશને રોકી શકતો નથી અથવા વડવાનલ જેમ સમુદ્રના પાણીથી બુઝાતો નથી; તે પ્રમાણે આવવા–જવાવાળા ગુણોને લીધે તેનું શુદ્ધ જ્ઞાન મલિન થતું નથી. આકાશસ્થ ચંદ્રનું બિંબ પાણીમાં પડે તો પણ તે જેમ પાણીથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે તે દેહમાં રહેવા છતાં ગુણોથી બદ્ધ થતો નથી. તેના દેહમાં ત્રણે ગુણો ગમે તેટલી ધમાચકડી મચાવી મૂકે તો પણ તે તેમના પ્રતિ અહંતા–મમતા ધારણ કરતો નથી. આટલી સ્થિતિ સુધી તે અંતરમાં નિશ્ચળ હોય છે અને શરીરના વ્યવહારથી લેપાતો નથી. સર્પ જેમ કાંચળી ઉતારીને દરમાં પેસે છે ત્યારે 'મારી કાંચળીનું શું થશે!' એવી ચિંતા રાખતો નથી; તેમ ગુણાતીત જ્ઞાની પોતાના શરીર વિષે નચિંત હોય છે. કમળ જીર્ણ થતાં તેની આકાશમાં ભળી ગયેલી સુગંધ જેમ પુનઃ તે કમળમાં પ્રવેશતી નથી; તેમ જ્ઞાનીનો અહંમમભાવ ગુણોમાંથી નીકળી ગયા પછી તેનામાં પ્રવેશતો નથી. જન્મ–જરામરણાદિ ષડ્ગુણોનો સંબંધ દેહ સાથેજ હોય છે; આત્મસ્વરૂપ જ્ઞાનીઓ મારામાં (આત્મા")

તેનો સંબંધ નથી એમ જાણે છે. ઘડો ફૂટીને તેનાં ઠીકરાં થયા પછી તેમાંનું આકાશ (ઘટાકાશ) સ્વભાવથીજ મહદાકાશ બની રહે છે; તેવી રીતે દેહબુદ્ધિ નષ્ટ થઇને આત્મસ્મૃતિ થાય એટલે પછી આત્મસ્વરૂપ વ્યતિરિક્ત કોઈ પણ વસ્તુ તેની દૃષ્ટિમાં વસ્તુરૂપે રહેતી નથી. આવા શ્રેષ્ઠ જ્ઞાનવાળો પુરુષ દેહધારી હોય તો પણ તે ગુણાતીત છે, એમ હું કહું છું. મેઘની ગર્જના સાંભળી જેમ મોરને આનંદ થાય છે, તેમજ શ્રીકૃષ્ણના આ ભાષણથી પાર્થને અતિઆનંદ થયો. (૩૨૦)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યો:—

कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

**શ્લોકાર્થ**:-હે પ્રભો! આ ત્રણે ગુણોને વટાવી ગયેલા જીવને કયાં લક્ષણોથી ઓળખવો? તેના આચાર કેવા હોય! અને તે આ ત્રણ ગુણને કેવી રીતે ઓળંગી જાય છે! (૨૧)

**ટીકા**:-હર્ષયુક્ત અંતઃકરણથી તે વીર અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો કે, 'જેના હૃદયમાં આવો બોધ થયો છે તેનાં લક્ષણો કેવાં હોય છે? ગુણાતીત હોવા છતાં તે કેવી રીતે વર્તે છે! અને ગુણોનું નિવારણ કેવી રીતે કરે છે? હે દેવ! હે કૃપાના ભંડાર! એ સર્વ મને સ્પષ્ટ રીતે સમજાવો.' અર્જુનના આ પ્રશ્નોના ષડ્‌ગુણૈશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ શું ઉત્તર આપે છે, તે હવે સાંભળો. તેઓ બોલ્યાઃ-હે અર્જુન! તારા પ્રશ્નો તો આજ છે ને? ગુણાતીત શબ્દનો ઉચ્ચાર કર્યા પછી તેનાં આચરણ શું છે, એ પ્રશ્ન સંભવતોજ નથી. કારણ કે જે ગુણાતીત કહેવાય છે તે ગુણાધીન હોતો નથી; અથવા તે ગુણોમાં વ્યવહાર કરતો દેખાવા છતાં પણ તે ગુણોને વશ હોતો નથી; પરંતુ ગુણની વચ્ચે રહેવા છતાં તે ગુણને આધીન છે કે નહિ એ કેવી રીતે જાણવું! તારી આજ શંકા હોય તો તેનું વર્ણન કહું છું તે સાંભળ. (૩૨૭)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:—

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન ! જે જ્ઞાન કર્મપ્રવૃત્તિ તથા મોહ પ્રાપ્ત થતાં (શરીરમાં સત્ત્વ, રજ અથવા તમોગુણના કાર્યની વૃદ્ધિ થતાં) તેનો દ્વેષ કરતો નથી, અને તે નિવૃત્ત થતાં તેની ઇચ્છા કરતો નથી; (૨૨)

ટીકાઃ–જો રજોગુણનું પ્રાબલ્ય થઈ, દેહમાં કર્મના અંકુર ફૂટી તે પ્રવૃત્તિમાર્ગમાં લીન થાય અને સફળતા મળે, 'કર્મ કરનારો હુંજ છું' એવું અભિમાન જેનામાં ઉત્પન્ન થતું નથી; અથવા નિષ્ફળ થતાં જેની બુદ્ધિને માઠું પણ લાગતું નથી; એજ પ્રમાણે જ્યારે સત્ત્વગુણની પ્રબળતાથી સર્વ ઈંદ્રિયોમાં જ્ઞાન ઓતપ્રોત ભરાઇ જાય છે, ત્યારે પણ આત્મજ્ઞાનના બળને લીધે તે સંતોષમાં ફુલાઈ જતો નથી, વળી તમોગુણની વૃદ્ધિ થતાં તે મોહ અથવા ભ્રમથી લિપ્ત થતો નથી, અજ્ઞાનના સંસર્ગથી તે ખેદ પણ માનતો નથી, કિંવા અજ્ઞાનનો અંગીકાર પણ કરતો નથી. મોહ ઉત્પન્ન થતાં તે માનની ઇચ્છા કરતો નથી; જ્ઞાનને સમયે તે જેમ કર્મનો આદર પણ કરતો નથી, તેમ કર્મ થઈ જાય તો દુઃખ પણ માનતો નથી. પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળની જે પ્રમાણે સૂર્ય ગણના રાખતો નથી, તે પ્રમાણે તે દેહમાં ઊપજીને નિવૃત્ત થવાવાળા ગુણ પ્રતિ લક્ષ આપતો નથી. આવા જ્ઞાનીને શું અન્યના જ્ઞાનની અપેક્ષા રહેશે ? સમુદ્ર શું મેઘવૃષ્ટિના જળથી ભરાય છે કે ? અથવા કામ કરવા છતાં 'હું કરું છું' એવું અભિમાન તેને આવી શકે ખરું કે? શું હિમાલય ઠંડીની ભીતિ રાખે છે કે ? આવા જ્ઞાનીને મોહ ઉત્પન્ન થાય તો પણ શું તેથી તેનું જ્ઞાન નષ્ટ થશે? અગ્નિ શું ઉનાળાથી બળી જાય છે કે ? (૩૩૬)

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥

શ્લોકાર્થઃ–જે ઉદાસીનની પેઠે રહી ગુણથી વિકાર પામતો નથી અને ગુણનેજ કર્તા માની સ્થિર રહીને કાંઈ કરતો નથી;

ટીકાઃ–તેજ પ્રમાણે ગુણ અને તેનાં કાર્ય શરીરાદિ ગુણથી(કારણથી) પૃથક્ નથી તથા હું દ્રષ્ટા છું એમ જાણે છે, તેને

સુખ કિંવા દુઃખ થતું નથી. આવી રીતે જે નિશ્ચિત સમજે છે તે, જે પ્રમાણે કોઈ વટેમાર્ગુ વાટે જતાં કોઈ હરકતને લીધે કોઈ જગાએ થોભી ગયો, તે પ્રમાણે ઉદાસીન વૃત્તિથીજ દેહમાં વાસ કરે છે. જે પ્રમાણે રણભૂમિ પરનું નિશાન ગમે તેનો જય વા પરાજય થાઓ તો પણ તજ્જન્ય હર્ષશોકથી અલિપ્ત હોય છે; તે પ્રમાણે આવો મનુષ્ય ગુણોના કર્મથી અલિપ્ત હોય છે; કિંવા શરીરમાંનો પ્રાણ, અન્ન પચાવતી વખતે તેનો સ્વાદ જોવા બેસતો નથી; અથવા અતિથિ જેમ જે કાંઈ પીરસો તે ખાય છે, અથવા ચૌટાનો ઓટલો તેના પર ગમે તે માણસ જઈને બેસે તો પણ તે ઓટલો જેમ ઉદાસીન હોય છે, તેમ તે કર્મોથી ઉદાસીન હોય છે. હે અર્જુન! મૃગજળના તરંગોથી જેમ મેરુપર્વત ઢળી પડતો નથી, તેમ તે ગુણોના આવવા–જવાથી અંતરમાં ડગતો નથી. વધારે શું કહું? આકાશ કદી પવનથી હાલ્યું છે કે? કિંવા અંધકાર સૂર્યને કદી ગળી શક્યો છે કે? જે પ્રમાણે જાગ્રત મનુષ્યને સ્વપ્ન ફસાવી શકતું નથી, તે પ્રમાણે જ્ઞાનવાન પુરૂષને ગુણો બાંધી શકતા નથી. તે નિઃસંશય ગુણોથી આવૃત્ત થતો નથી, પરંતુ દૂરથી ગુણોના ખેલ જુએ છે. ચિત્ર જોનારો ચિત્રથી જુદો હોય છે તેમ ગુણોથી તે ઉદાસીન હોય છે અને ગુણો તેને મન ચિત્રોના જેવા પોતાના સ્વરૂપથી અલગ હોય છે. પછી ભલે સત્ત્વગુણ સત્કર્મોનું આચરણ કરો, કિંવા રજોગુણ વિષયોની વાંછના ધરો; વા તમોગુણ મોહાદિક અજ્ઞાનના કૂપમાં પડો; પરંતુ તેથી તેને બાધા થતી નથી. પોતાનીજ સત્તાથી આ સર્વ ગુણોની ચેષ્ટા થાય છે એમ જે સમજે છે, તે સૂર્ય જેમ લોકવ્યવહારનો સાક્ષી બની તેનાથી અલિપ્ત હોય છે; ચંદ્રને લીધેજ સમુદ્રમાં ભરતીઓટ થાય છે, ચંદ્રકાન્તમણિને પ્રસ્વેદ છૂટે છે અને ચંદ્રવિકાસી કમળો ખીલે છે; આ ક્રિયાઓ જો કે ચંદ્રને લીધેજ થાય છે, તો પણ ચંદ્ર જેમ તે સર્વ ક્રિયાઓથી પર, ઉદાસીન અને અલિપ્ત હોય છે; કિંવા ગગનમાં પુષ્કળ પવન વાય છે અને સ્થિર થાય છે; તો પણ ગગન જેમ સદૈવ નિશ્ચળજ હોય છે; તેમજ ગુણો ગમે તેટલી ગરબડ કરે

તો પણ તેના સપાટામાં ગુણાતીત મનુષ્યની બુદ્ધિ સપડાતી નથી. હે અર્જુન! આમ ગુણાતીતનાં લક્ષણો તને કહી બતાવ્યાં. હવે તેનાં આચરણો કેવાં હોય તે સાંભળ.(૩૪૯)

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

શ્લોકાર્થઃ–જે સુખદુઃખને સમાન માને છે, આત્મસ્વરૂપમાં સ્થિર રહે છે, મૃત્તિકા, પાષાણ અને કાંચનને સરખાં માને છે, પ્રિય અને અપ્રિયને સમાન ગણે છે, જે ધૈર્યવાન હોય છે અને નિંદા તથા સ્તુતિને સમાન માને છે; (૨૪)

ટીકાઃ–હે અર્જુન! જે પ્રમાણે વસ્ત્રની અંદર તેમ બહાર સૂતર સિવાય અન્ય કાંઈ હોતું નથી, તે પ્રમાણે તે ચરાચરમાં મનેજ જુએ છે. જેમ ઈશ્વર શત્રુને અને ભક્તને એકસરખુંજ ફળ આપે છે, તેમ સુખ અને દુઃખમાં તે સમાન બુદ્ધિ રાખે છે. બાકી દેહરૂપી જળમાં મનરૂપી મત્સ્ય ખેલે છે તેને સુખ અને દુઃખની બાધા તો સહજ નડે છે; પરંતુ દેહ તથા મનમાંથી અહંતા–મમતા જઈ આત્મામાં પેઠા પછી જેમ કણસલામાંથી બીજ જુદું પડી જાય છે, કિંવા ગંગાનો ઓઘ સમુદ્રમાં મળી ગયા પછી તેનો ખળખળ ધ્વનિ આપોઆપ બંધ પડે છે, તે પ્રમાણે હે અર્જુન! આત્મસ્વરૂપમાં જે સ્થિતિ પામ્યો છે તે દેહમાં રહેવા છતાં પણ સુખ અને દુઃખમાં સમબુદ્ધિવાળો અને અલિપ્ત બની રહે છે. જેમ ઘરના સ્તંભને રાત્રિ અને દિવસ સરખાંજ છે, તેમ આત્માને સુખ અને દુઃખ ઉભય સરખાંજ છે. જેમ નિદ્રાગ્રસ્ત મનુષ્યને સર્પ અને ઉર્વશી અપ્સરા બન્ને સરખાંજ છે, તે પ્રમાણે સ્વરૂપસ્થિત પુરુષને સુખદુઃખમાં સમબુદ્ધિ હોય છે; તેને મન સુવર્ણ અને ગોબર સરખાંજ છે, તથા રત્ન અને પાષાણમાં તેને કાંઈ પણ ભેદ હોતો નથી. સ્વર્ગનું સુખ ઘેર ચાલ્યું આવે કિંવા ભક્ષણ કરવાને માટે વ્યાઘ્ર દોડી આવે, પરંતુ તેની આત્મબુદ્ધિનો ભંગ થતો નથી. મૃત મનુષ્યો જે પ્રમાણે જીવંત થતાં નથી અને શેકેલાં બીજ પુનઃ ઊગતાં નથી; તે પ્રમાણે તેની આત્મબુદ્ધિનો

કશાથી પણ ભંગ થતો નથી. 'આપ બ્રહ્મદેવ છો' એમ કહીને કોઈ તેની સ્તુતિ કરો કિંવા 'નીચ' કહીને તેની નિંદા કરો; પરંતુ રાખને જેમ બળવાની કે બુઝાવાની ભીતિ રહેતી નથી, તે પ્રમાણે તેને નિંદા કિંવા સ્તુતિથી હર્ષશોક થતો નથી. સૂર્યના ઘરમાં દીપક પણ હોતો નથી અને અંધારું પણ હોતું નથી; કારણ કે તે સદોદિત સ્વયંપ્રકાશજ છે. (૩૬૨)

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

શ્લોકાર્થ:–જેને માન–અપમાન સરખાં છે, મિત્ર અને શત્રુ પણ સરખા છે અને જેણે સર્વ આરંભોનો પરિત્યાગ કર્યો છે, તે ગુણાતીત કહેવાય છે. (૨૫)

ટીકા:–ઈશ્વર સમજી તેની પૂજા કરવામાં આવે અથવા ચોર સમજી તેને દુઃખ દેવામાં આવે; કિંવા હાથી, ઘોડા, રથ આદિ વડે તેને વેષ્ટિત કરી દઇને રાજા બનાવવામાં આવે; તેની નિકટ આપ્ત આવીને બેસે, કિંવા શત્રુ આવીને બેસે; તથાપિ તે સૌને સરખાંજ ગણે છે. જેમ સૂર્યનું તેજ રાત્રિદિવસને જાણતું નથી અથવા આકાશ જેમ છયે ઋતુઓના આવવા–જવાથી અલિપ્ત હોય છે, તેમજ તેની બુદ્ધિ વિષમતાને તો જાણતીજ નથી. વળી તેનું આચરણ એવું હોય છે કે તેથી કોઈ વ્યાપાર થતો નથી, તે કોઈ પણ કાર્યનો આરંભ કરતો નથી, પ્રવૃત્તિમાર્ગથી દૂર રહે છે અને જ્ઞાની હોવાથી તેનાં કર્મફળો બળી જાય છે. ઈહલોક અને પરલોક વિષે તેના મનમાં કોઈ હેતુજ ઊપજતો નથી; પરંતુ જે જે સહજ પ્રાપ્ત થાય છે તેનું તે સેવન કરે છે. તેના મનને પાષાણની પેઠે સુખથી આનંદ થતો નથી અને દુઃખથી ખેદ થતો નથી; તેમજ તેણે મનથી કર્તવ્યાકર્તવ્ય વ્યાપારોને ત્યજેલા હોય છે. તને કેટલું સ્પષ્ટ કરીને કહું? જેનાં આચરણો આ[illegible] તેનેજ ગુણાતીત જાણ. શ્રી[illegible] છે:–તે ગુણ [illegible]ને મનુષ્ય જે

**શ્લોકાર્થ:**-જે એકનિષ્ઠ ભક્તિથી મારી સેવા કરે છે, તે આ ત્રણ ગુણોને ઉત્તમ પ્રકારે જીતી બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય થાય છે.

**ટીકા:**-જે એકનિષ્ઠ ચિત્તથી અને ભક્તિયોગથી મારી સેવા કરે છે તે આ ગુણોનો નાશ કરી શકે છે. માટે હું કોણ છું, મારી ભક્તિ કેવી રીતે કરવી, અવ્યભિચારી ભક્તિ એટલે શું, આ સર્વ વાત તને સ્પષ્ટ કહેવી જોઇએ. હે અર્જુન! સાંભળ. રત્નનું તેજ અને રત્ન જેમ એકજ છે, તેવો હું આ જગતમાં છું. અથવા દ્રવપણું (રસ) અને પાણી, અવકાશ અને આકાશ, મિષ્ટતા અને ખાંડ જે પ્રમાણે ભિન્ન નથી, પરંતુ એકજ છે; અગ્નિ અને જ્વાળા એકજ છે, કમળની પાંખડીઓ એજ કમળ છે; શાખાઓ, ફળો અને પાંદડાંઓ એજ વૃક્ષ છે; શીતળતા અને શીતળતાનું સ્થાન હિમાલય તે ઉભય એકજ છે, અને જમાવેલું દૂધજ દહીં કહેવાય છે; તેજ પ્રમાણે વિશ્વના નામથી હુંજ પ્રકટ થયેલો છું. ચંદ્રની કળા જેવી હોય તો જે પ્રમાણે તેને ચંદ્રમાંથી કાપી કાઢવી પડતી નથી; ઘી ઠરી જાય છે તો પણ તે ઘીજ કહેવાય છે; કંકણ ભાંગીને લગડી ન બનાવવામાં આવે તો પણ તે જેમ સુવર્ણજ છે; વસ્ત્રમાંના તંતુ પૃથક્ કરવામાં ન આવે તો પણ તે તંતુમયજ છે અને ઘડો ભાંગીને તેનો ભૂકો કરવામાં ન આવે તો પણ તે મૃત્તિકાજ છે; તે પ્રમાણે આ વિશ્વ જે રૂપમાં છે તે પણ હુંજ છું. આવી ઐક્યબુદ્ધિથી મને જાણવો તેનેજ અવ્યભિચારી ભક્તિ કહે છે. મારામાં તથા વિશ્વમાં યત્કિંચિત્ પણ ભેદ માનવામાં આવે તો તે વ્યભિચારીજ છે. એટલા માટે ભેદ ન માનતાં એકનિષ્ઠ ચિત્તથી પોતાની પેઠે સર્વ કાંઇ મદ્રૂપજ છે એમ સમજ. એટલે ભક્તપણાથી તું મારાથી ભિન્ન રહેશે નહિ. હે પાર્થ! સુવર્ણની ટીપકી સુવર્ણના દાગીના પર જડવામાં આવે છે તો પણ તે સુવર્ણજ છે; તેમ આપણાથી વિશ્વ ભિન્ન છે એમ તું માનીશ નહિ. કિરણો સૂર્યથીજ ઉપજેલાં હોઈ તેનાથી ભિન્ન નથી; તેજ પ્રમાણે મારી અને વિશ્વની વચ્ચે ઐક્ય જાણ. ભૂમિ પરના રજકણો અને હિમાલય પરના હિમકણો જેમ ભૂમિ અને

હિમાલયથી પૃથક્ હોતા નથી, તેમજ સર્વ વિશ્વ મારારૂપ છે, એમ તું જાણ. તરંગ નાનો હોય તો પણ તે સમુદ્રથી ભિન્ન હોતો નથી, તેમ હું ઈશ્વરથી ભિન્ન નથી. આ પ્રમાણે ઐક્યમાં દૃષ્ટિ વિકાસ પામે છે તેનેજ હું ભક્તિ કહું છું. વળી જ્ઞાનની ઉત્તમ સ્થિતિ તથા યોગનો સાર પણ એજ સ્થિતિને સમજો. સમુદ્ર, મેઘ અને એ ઉભયની મધ્યમાં રહેલી અખંડ ધારા તે ત્રણે એક પાણીનુંજ રૂપ હોય છે; તેમ ભક્તિ, ભક્ત અને ભજન, એ ત્રિપુટી પરમાત્મારૂપજ છે. જેમ કૂવાના મુખમાં રહેલા આકાશમાં અને મહદાકાશમાં ભેદ નથી, તે પ્રમાણે એવા ભક્તમાં અને પરમાત્મસ્વરૂપમાં ભેદ નથી. તેમ સૂર્યની પ્રભા પ્રતિબિંબથી તે સૂર્યપર્યંત જેમ એકસરખી સંકલિત હોય છે, તે પ્રમાણે અહંબ્રહ્મ વૃત્તિ થયા પછી બ્રહ્મ અને ભક્તમાં અંતર રહેતું નથી. કેમકે 'अहं ब्रह्मास्मि' એવી મનની વૃત્તિ થાય છે ત્યારે તે વૃત્તિસહિત આપોઆપજ બ્રહ્મમાં લીન થાય છે. હે પાંડવ! જે પ્રમાણે મીઠાનો ગાંગડો સમુદ્રમાં ઓગળી ગયા પછી તેની ઓગળવાની ક્રિયા આપોઆપ બંધ થઈ જાય છે, કિંવા ઘાસ બળી ગયા પછી અગ્નિ પણ આપોઆપ બુઝાઇ જાય છે; તે પ્રમાણે જ્ઞાન ભેદનો નાશ કરીને પછી પોતે પણ નથી રહેતું. તે વખતે હું તે તરફ અત્યંત મોટો છું અને આ તરફ ભક્ત દીન છે, એવું અજ્ઞાન નષ્ટ થઈ દેવ–ભક્તનું જે અનાદિસિદ્ધ ઐક્ય, તેજ કેવળ અવશિષ્ટ રહે છે. હે કિરીટિ! એવે સ્થળે "ઐક્ય છે" એમ બોલવું સુધ્ધાં શક્ય નથી; તેમ તેણે ગુણને જીત્યા છે, એમ કહેવું પણ શેષ રહેતું નથી. કિંબહુના, હે મર્મજ્ઞ! આ દશાનેજ બ્રહ્મત્વ કહે છે; અને જે મારી અનન્યભાવે ભક્તિ કરે છે, તેનેજ તે બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. આવાં લક્ષણોથી યુક્ત એવા મારા ભક્તની એ બ્રહ્મતા પતિવ્રતા સ્ત્રી બની રહે છે. જેમ ગંગાનું પાણી વહેવા લાગતાં તેને સમુદ્ર સિવાય ગત્યંતરજ નથી; તેમજ હે અર્જુન! જે જ્ઞાનદૃષ્ટિથી મારી ભક્તિ કરે છે, તે બ્રહ્મત્વના મુકુટ પરનો મણિ બને છે. હે પાર્થ! આ બ્રહ્મત્વનેજ સાયુજ્ય–મુક્તિ કહે છે અને એનેજ

ચતુર્થ પુરુષાર્થ (મોક્ષ) કહે છે; પરંતુ મારી આરાધના એ બ્રહ્મત્વને પહોંચવાની નિસરણી છે, એથી એમ ન સમજીશ કે, હું બ્રહ્મપ્રાપ્તિનું સાધન છું. કેમકે બ્રહ્મ મારાથી પૃથક્ હોવાની કલ્પના સુધ્ધાં તારા મનમાં આવવા દઈશ નહિ. (૪૦૪)

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥**

**શ્લોકાર્થઃ**–કારણ કે અવિનાશી અને નિર્વિકાર બ્રહ્મનું, સનાતન ધર્મનું તથા અખંડ સુખનું સ્થાન હુંજ છું. (૨૭)

**ટીકાઃ**–હે પાંડવ ! જેને બ્રહ્મ કહેવામાં આવે છે, તે હુંજ છું; અને એ શબ્દોથી મારુંજ વર્ણન કરવામાં આવે છે. ચંદ્ર અને તેનું મંડળ એ જે પ્રમાણે બે નથી, તે પ્રમાણે હે મર્મજ્ઞ અર્જુન ! મારામાં અને બ્રહ્મમાં ભેદ નથી. તે બ્રહ્મ નિત્ય, નિષ્કંપ, અનાવૃત, ધર્મરૂપ, અપાર, સૌખ્યદાયક તથા અદ્વિતીય છે. અજ્ઞાનનો નાશ કરીને જ્ઞાન જે સ્વરૂપમાં લય પામે છે, તે સિદ્ધાંતપૂર્વક નિશ્ચિત થયેલું સ્વરૂપ હુંજ છું. એકનિષ્ઠ ભક્તોના પ્રિય શ્રીકૃષ્ણ ભગવાન શૂરવીર પાર્થ પ્રત્યે એ પ્રમાણે બોલ્યા, ત્યારે ધૃતરાષ્ટ્ર સંજય પ્રત્યે બોલ્યો કેઃ–"આ વાત તને કોણે પૂછી હતી ? વિનાપૂછ્યે વ્યર્થ શા માટે કહે છે ? મારા પુત્રોના વિજયની વાત મને કહી મારી ચિંતાનું નિવારણ કર." ત્યારે સંજય પોતાના મન સાથે બોલ્યોઃ–"અરે, તેમના વિજયની વાત તો હોય ત્યારેજ કહું ને ?" વળી પણ સંજય વિસ્મિત મનથી પોતાને અતિ ઉત્તમ વાત સાંભળવાને મળી છે એમ માની મનથી બોલ્યોઃ–"દૈવગતિ કેવી વિચિત્ર છે ! આ ભાઇને તો યુદ્ધનીજ વાત ગમે છે; માટે કૃપાળુ ભગવાન સંતુષ્ટ થઈ, એના મનમાં વિવેકરૂપી ઔષધ પૂરી એનો મોહરૂપી મહારોગ નષ્ટ કરો." સંજય આમ મનમાં વિચારતો હતો એટલામાં તેનું ધ્યાન શ્રીકૃષ્ણાર્જુનસંવાદ પ્રતિ વળ્યું અને તેના મનમાં આનંદનું મહાપૂર આવ્યું. હવે તે હર્ષ પામી શ્રીકૃષ્ણ શું બોલ્યા તે કહેશે. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યાઃ–તેના કથનનો ભાવ હું તમારા હૃદયમાં ઠસાવીશ, તે સાંભળો. (૪૧૬)

**इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां चतुर्दशोऽध्यायः ॥१४**



# અધ્યાય ૧૫ મો—પુરુષોત્તમયોગ

હવે હું હૃદયરૂપી બાજઠને ઉત્તમ રીતે સ્વચ્છ કરી તે પર શ્રીગુરુની પાદુકાની સ્થાપના કરું છું તથા એકતાની અંજલિમાં સર્વ ઇંદ્રિયરૂપી પુષ્પકલિકાઓ લઈ શ્રીગુરુની ઉપર ચડાવું છું; અનન્યભાવરૂપી સ્વચ્છ ઉદકથી સ્નાન કરાવેલી ગુરુનિષ્ઠાથી વાસનારૂપી ચંદનનો લેપ કરું છું; પ્રેમરૂપી શુદ્ધ સુવર્ણનાં નૂપુર બનાવીને ગુરુના સુકુમાર પગમાં પહેરાવું છું; એકનિષ્ઠ ભક્તિના કરડા બનાવી તેને ગુરુના અંગૂઠામાં પહેરાવું છું; અષ્ટભાવરૂપી વિકસિત પાંખડીઓવાળાં સાત્ત્વિક ભાવરૂપી કમળો આનંદરૂપી સૌગંધ્ય સહિત તેમના ચરણમાં ભેટ ધરું છું; અહંકારનો ધૂપ કરી નિરભિમાનને ઓવારી નિરંતર રહેતા ઐક્યભાવથી ગુરુને આલિંગન દઉં છું; શરીર અને પ્રાણ એ ઉભયની પાદુકા કરી શ્રીગુરુના ચરણમાં પહેરાવું છું; અને ગુરુના ચરણ ઉપરથી ભોગ અને મોક્ષને ઓવારી નાખું છું. આ પ્રકારની શ્રીગુરુના ચરણની સેવાથી હું એવો પરમ ભાગ્યવાન થઈશ, કે જેની પ્રાપ્તિથી મોક્ષસહિત સર્વ અર્થોની યથેચ્છ પ્રાપ્તિ થશે; એટલે જ્ઞાનને એવું તેજ મળશે કે જેથી તે બ્રહ્મસ્વરૂપમાં જઈ વિશ્રામ પામશે તથા વાણી અમૃતનો સાગર બની જશે; અને વ્યાખ્યાનમાં એટલી મધુરતા આવશે કે, આહ્‌લાદદાયક પૂર્ણિમાના કોટયવધિ ચંદ્રો જાણે તે પરથી ઓવારી નાખીએ. પૂર્વદિશામાં સૂર્યોદય થવાથી પ્રકાશની રેલમછેલ થઈ રહે છે, તેમ તે વાણી શ્રોતાના જ્ઞાનને પ્રકાશિત કરશે અને વેદ પણ તેના આગળ ઝાંખો દેખાશે તથા મોક્ષસુખમાં પણ એટલી શોભા નહિ હોય. વસંતઋતુમાં જે પ્રમાણે વૃક્ષો

પ્રફુલ્લિત દેખાય છે તે પ્રમાણે શ્રવણસુખરૂપી મંડપમાં વાચારૂપી વલ્લરી ચોતરફ પ્રસરી જશે. શું ચમત્કાર વર્ણવું ? જે પરમાત્માનો પત્તો ન લાગતાં જ્ઞાન દ્વારા જે જાણી શકાતો નથી અને ધ્યાન દ્વારા પણ જેને પ્રાપ્ત કરી શકાતો નથી, એવો જે અકલ્પ્ય પરમાત્મા તે, તે વાણીના સહજ બોલવાથી આવશે. આવું જે ઐશ્વર્ય વાણીને પ્રાપ્ત થવાનું, તે કેવળ શ્રીગુરુપદ-કમળપરાગની પ્રાપ્તિનોજ પ્રતાપ છે. (૧૭)

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ ગદ્ગદિત થઈને બોલે છેઃ–વધારે શું કહું ? આ પ્રકારનું ભાગ્ય આજ મારા સિવાય અન્ય કોઈનું નથી; કેમકે હું મારા ગુરુનો એકનો એકજ નાનો બાળક છું. તેથી ગુરુકૃપાને અન્ય પ્રતિ જવાનો અવકાશજ નથી. મેઘ જેમ એકલા ચાતક પક્ષી ઉપરજ પોતાના સર્વ જળની વૃષ્ટિ કરે, તેમ શ્રીગુરુએ મારા પરજ સર્વ કૃપા કરી છે; એ કૃપાને લીધેજ મારી નિર્માલ્ય વાણી બોલવા જતાં તેમાં ગીતા સરખું માધુર્ય-યુક્ત વ્યખ્યાન પ્રવેશ પામી જાય છે, પરંતુ એમાં વિશેષ આ-શ્ચર્ય તે શું છે? પ્રારબ્ધ અનુકૂળ હોય છે ત્યારે રેતી પણ રત્ન બની જાય છે અને આયુષ્ય સબળ હોય છે તો મૃત્યુ પણ પ્રેમ કરવા લાગે છે. જગદીશ્વરની કૃપા હોય છે ત્યારે આંધણમાં કાંકરા ઓરવામાં આવે તો પણ તેના અમૃતતુલ્ય ચોખા બની જાય છે; તેમજ શ્રીગુરુ જેને સ્વીકારે છે તેનો સર્વ દુઃખરૂપ સંસાર મોક્ષરૂપ અર્થાત્ અનંદરૂપ બની જાય છે. જુઓ, પાંડવોની હીન સ્થિતિની કથાને પણ શ્રીકૃષ્ણે પુરાણની કથામાં મૂકી જગતમાં વંદ્ય બનાવી મૂકી ! તેમજ શ્રીગુરુ નિવૃત્તિ મહારાજે મારા અજ્ઞાનને જ્ઞાનની પંક્તિમાં આણીને બેસાડી દીધું છે; પરંતુ હવે એ રહેવા દો. એ વાત વધારે કરવાથી પ્રેમનો ઊભરોજ આવે છે; પણ શ્રીગુરુમાહાત્મ્યનું વર્ણન કરવાનું મારામાં બળજ ક્યાં છે ? માટે હવે ગુરુપ્રસાદથી અને આપ સંતોના ચરણના આશ્રયથીજ ગીતાનો અભિપ્રાય વર્ણવવા પ્રતિ વળું છું.

ચૌદમા અધ્યાયના અંતિમ ભાગમાં મોક્ષદાતા શ્રીકૃષ્ણ ભગવાને એવો નિર્ણય કર્યો કે, જેને જ્ઞાનપ્રાપ્તિ થઈ હોય તેજ

મોક્ષ પામે છે; શત યજ્ઞ કરનારનેજ જેમ સ્વર્ગની સંપત્તિ (ઇંદ્રિપદ) પ્રાપ્ત થાય છે; જે બ્રહ્મકર્મમાં શત જન્મો વ્યતીત કરે છે તેનેજ જેમ નિઃસંશય બ્રહ્મપદ મળે છે; કિંવા સૂર્યના પ્રકાશનો ઉપભોગ જેમ દેખતો મનુષ્યજ કરી શકે છે; તે પ્રમાણે જે જ્ઞાની હોય છે તેનેજ મોક્ષપ્રાપ્તિનું સુખ મળે છે. હવે એ જ્ઞાન મેળવવાની યોગ્યતા કોનામાં આવે છે, તેની તપાસ જો કરીશું, તો સમસ્ત જગતમાં માત્ર એકજ વાત દૃષ્ટિગોચર થાય છે. જેમ. અંજન આંજવાથી ભૂમિગત દ્રવ્ય પણ દૃષ્ટિગોચર થાય છે, પરંતુ તે અંજનનો અધિકારી માત્ર પગપાળોજ હોય છે, તે પ્રમાણે જ્ઞાન મોક્ષ આપે છે એમાં શંકા નથી. પરંતુ તેને માટે અંતઃકરણ એવું શુદ્ધ હોવું જોઈએ કે જેથી તે જ્ઞાનને ગ્રહણ કરી શકે. એટલા માટેજ શ્રીકૃષ્ણે પોતાના વિવેચનથી એમ દર્શાવ્યું કે વૈરાગ્ય સિવાય જ્ઞાન ટકતુંજ નથી. હવે વૈરાગ્ય મનમાં શી રીતે પ્રવેશે એ વિષે પણ સર્વજ્ઞ શ્રીહરિએ વિચાર કર્યો છે. તે પ્રથમ દૃષ્ટાંત આપીને કહે છેઃ—જમવા બેઠેલો મનુષ્ય ભોજનમાં વિષ નાખવામાં આવ્યું છે એમ જાણતાંજ જેમ થાળી પરથી ઊઠી જાય છે, તેજ પ્રમાણે સર્વ સંસારની અનિત્યતા સમજાય છે તે વખતે વૈરાગ્ય ના ના કહેવા છતાં પણ અંતઃકરણમાં પ્રવેશે છે. હવે આ પંદરમા અધ્યાયમાં સંસારનું મિથ્યાત્વ વૃક્ષના રૂપકથી શ્રીભગવાન કહે છે. ઇતર વૃક્ષો ઊખડી પડતાં જેમ સુકાઈ જાય છે, તેમજ આ સંસાર-વૃક્ષ સુકાતું નથી. આ રીતે કુશળતાથી સંસાર વિષે વૃક્ષનું રૂપક કહી શ્રીકૃષ્ણ ભગવાન મુમુક્ષુને જન્મમરણના ચક્રમાંથી મુક્ત કરે છે. સંસારને મિથ્યા ઠરાવી અહંતામમતા સ્વરૂપમાંજ સ્થિત થાય એજ આ અધ્યાયનો હેતુ છે. આ ઉત્તમ વિષય ગીતાશાસ્ત્રમાં છે તેનું વર્ણન હું ખુલ્લા હૃદયથી કહું છું તે સાંભળો.

મહાઆનંદના સમુદ્ર, સિદ્ધોના પૂર્ણચંદ્ર અને દ્વારકાના રાજા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યુંઃ—અરે અર્જુન ! આત્મસ્વરૂપને ઘેર જતાં માર્ગમાં જે વિશ્વાભાસ એટલે પ્રપંચ આડો આવે છે, તે વિશ્વાભાસ અર્થાત્ પ્રપંચ નથી પરંતુ એક પ્રચંડ

વૃક્ષજ છે એવી કલ્પના કર. પરંતુ ઇતર વૃક્ષોનાં મૂળ નીચે અને શાખાઓ ઉપર હોય છે, તેવું આ વૃક્ષનું નથી; તેથી કોઈથી પણ એનું વર્ણન કરી શકાતું નથી. સામાન્ય વૃક્ષના મૂળમાં કુહાડી મારવામાં આવે કિંવા અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવે, તો વૃક્ષ ઉપરનો વિસ્તાર ગમે તેટલો હોય તો પણ તે વૃક્ષ મૂળમાંથી ખંડિત થતાં શાખા સહવર્તમાન ઉથલાઈ પડે છે; પરંતુ આ વૃક્ષ તેવી રીતે ઊથલી પડે એટલું ઢીલું નથી. આ વૃક્ષની ચમત્કૃતિ શી વર્ણવવી? એનાં મૂળ ઉપર છે અને વિસ્તાર નીચે છે! જે પ્રમાણે સૂર્યની ઊંચાઈ કેટલી છે, તે કલ્પી શકાતું નથી પરંતુ તેનાં કિરણો નીચેની બાજુએ પ્રસરે છે; તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષ ચમત્કારિક છે. વળી આ જગતમાં જેટલી વસ્તુઓ છે તે સર્વ આ વૃક્ષના ગર્ભમાં છે—અર્થાત્ આ વૃક્ષે તે સર્વ વસ્તુને વ્યાપી દીધી છે. જેમ કલ્પાંતકાળે ઉદકથી સર્વ આકાશ વ્યાપ્ત થઈ જાય છે, કિંવા સૂર્યાસ્ત થતાં જેમ રાત્રિ તિમિરથી પરિપૂર્ણ થઈ જાય છે, તે પ્રમાણે આ વૃક્ષ આકાશમાં ભરેલું છે. ચાખવા માટે એને કોઈ ફળ નથી, સૂંઘવા માટે એને પુષ્પ નથી, જે કાંઈ છે તે માત્ર એ વૃક્ષજ છે. એનું મૂળ ઉપરની બાજુએ છે, તો પણ એને ઉખેડીને એવી સ્થિતિમાં મૂકવામાં આવ્યું નથી. હે અર્જુન! એજ કારણથી એ સદૈવ લીલુંછમ રહે છે. વળી જેમ ઉપરના ભાગમાં એને મૂળ છે તેમ નીચેના ભાગમાં પણ એને પુષ્કળ મૂળો છે. પ્રબળતાથી એની શાખાઓ ચોતરફ પ્રસરેલી છે. હે અર્જુન! સંસારરૂપી વૃક્ષને નીચે માત્ર ફાંટા ફૂટેલા છે એમ નથી. ઉપર પણ એની અનેક શાખાઓ ફેલાયેલી હોય છે, અને એનો વિસ્તાર અતિ પ્રચંડ છે. ગગન જાણે એ વૃક્ષનો વેલો છે; પવનરૂપે પણ એ વૃક્ષજ વિસ્તાર પામેલું છે અને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ તો જાણે એ વૃક્ષનું રૂપ છે. આ પ્રમાણે વિશ્વના આકારે ઉપરની બાજુએ મૂળ અને નીચેની બાજુએ શાખાવાળું વિલક્ષણ વૃક્ષ ઉદય પામ્યું છે. હવે એની ઊર્ધ્વ બાજુ કઈ, એના મૂળનું લક્ષણ શું અને નીચેની બાજુએ શાખા કઈ કઈ છે, અથવા આ વૃક્ષને નીચેની બાજુએ જે

મોક્ષ પામે છે; શત યજ્ઞ કરનારનેજ જેમ સ્વર્ગની સંપત્તિ (ઇંદ્રપદ) પ્રાપ્ત થાય છે; જે બ્રહ્મકર્મમાં શત જન્મો વ્યતીત કરે છે તેનેજ જેમ નિઃસંશય બ્રહ્મપદ મળે છે; કિંવા સૂર્યના પ્રકાશનો ઉપભોગ જેમ દેખતો મનુષ્યજ કરી શકે છે; તે પ્રમાણે જે જ્ઞાની હોય છે તેનેજ મોક્ષપ્રાપ્તિનું સુખ મળે છે. હવે એ જ્ઞાન મેળવવાની યોગ્યતા કોનામાં આવે છે, તેની તપાસ જો કરીશું, તો સમસ્ત જગતમાં માત્ર એકજ વાત દૃષ્ટિગોચર થાય છે. જેમ અંજન આંજવાથી ભૂમિગત દ્રવ્ય પણ દૃષ્ટિગોચર થાય છે, પરંતુ તે અંજનનો અધિકારી માત્ર પગપાળોજ હોય છે, તે પ્રમાણે જ્ઞાન મોક્ષ આપે છે એમાં શંકા નથી. પરંતુ તેને માટે અંતઃકરણ એવું શુદ્ધ હોવું જોઈએ કે જેથી તે જ્ઞાનને ગ્રહણ કરી શકે. એટલા માટેજ શ્રીકૃષ્ણે પોતાના વિવેચનથી એમ દર્શાવ્યું કે વૈરાગ્ય સિવાય જ્ઞાન ટકતુંજ નથી. હવે વૈરાગ્ય મનમાં શી રીતે પ્રવેશે એ વિષે પણ સર્વજ્ઞ શ્રીહરિએ વિચાર કર્યો છે. તે પ્રથમ દૃષ્ટાંત આપીને કહે છેઃ—જમવા બેઠેલો મનુષ્ય ભોજનમાં વિષ નાખવામાં આવ્યું છે એમ જાણતાંજ જેમ થાળી પરથી ઊઠી જાય છે, તેજ પ્રમાણે સર્વ સંસારની અનિત્યતા સમજાય છે તે વખતે વૈરાગ્ય ના ના કહેવા છતાં પણ અંતઃકરણમાં પ્રવેશે છે. હવે આ પંદરમા અધ્યાયમાં સંસારનું મિથ્યાત્વ વૃક્ષના રૂપકથી શ્રીભગવાન કહે છે. ઇતર વૃક્ષો ઊખડી પડતાં જેમ સુકાઈ જાય છે, તેમજ આ સંસારવૃક્ષ સુકાતું નથી. આ રીતે કુશળતાથી સંસાર વિષે વૃક્ષનું રૂપક કહી શ્રીકૃષ્ણ ભગવાન મુમુક્ષુને જન્મમરણના ચક્રમાંથી મુક્ત કરે છે. સંસારને મિથ્યા ઠરાવી અહંતામમતા સ્વરૂપમાંજ સ્થિત થાય એજ આ અધ્યાયનો હેતુ છે. આ ઉત્તમ વિષય ગીતાશાસ્ત્રમાં છે તેનું વર્ણન હું ખુલ્લા હૃદયથી કહું છું તે સાંભળો.

મહાઆનંદના સમુદ્ર, સિદ્ધોના પૂર્ણચંદ્ર અને દ્વારકાના રાજા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યુંઃ—અરે અર્જુન! આત્મસ્વરૂપને ઘેર જતાં માર્ગમાં જે વિશ્વાભાસ એટલે પ્રપંચ આડે આવે છે, તે વિશ્વાભાસ અર્થાત્ પ્રપંચ નથી પરંત

સૂંઘી ન શકાય એવી સુગંધ છે; જે વૃત્તિ વિનાજ અનુભવાતો સ્વરૂપાનંદ છે; જેને આ તરફ અને પેલી તરફ, આગળ કે પાછળ એવી મર્યાદા નથી અને જે સ્વયં અદૃશ્ય હોવા છતાં તથા જેને મનુષ્યો નહિ જોઈ શકતા હોવા છતાં પણ જે સર્વ કોઈને દેખે છે; જેને ઉપાધિરૂપ દ્વૈતનો યોગ થતાંજ નામરૂપાદિ સંસાર પ્રકટ થાય છે; જે જ્ઞાતા જ્ઞેય વિના પણ કેવળ જ્ઞાનરૂપજ છે; જે સુખના પણ સારભાગથી ભરપૂર એવું આકાશ છે; જે કારણ પણ નથી અને કાર્ય પણ નથી; જે દ્વૈત પણ નથી અને અદ્વૈત પણ નથી; જે પોતેજ પોતાને જાણે છે અને પ્રકાશિત કરે છે; આવું જે બ્રહ્મતત્ત્વ છે તેજ આ સંસારવૃક્ષનું ઊર્ધ્વ મૂળ છે. તેના અંકુરોના આરંભ વિષે કહું છું (૭૯)

જે વાસ્તવમાં ન હોવા છતાં પણ માયા નામથી પ્રસિદ્ધ છે; વંધ્યા સ્ત્રીની સંતતિવાળી વાર્તાની પેઠે જે સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; જે વિચાર આગળ ટકી શકતી નથી; જેને આનાદિ કહે છે; જે જાણે અનેક સિદ્ધાંતોનો ખજાનો છે; જે જગતરૂપી અભ્રનું આકાશ છે; જે નામરૂપાત્મક પદાર્થોના ગડી વાળેલા વસ્ત્ર જેવી છે; જે જગતરૂપી વૃક્ષનું બીજ છે, જે પ્રપંચરૂપી ચિત્ર આલેખવાની ભૂમિ છે; અને જે વિપરીત જ્ઞાનરૂપી દીપકને પ્રકાશ આપવાવાળી છે. આવી જે માયા છે, તે બ્રહ્મવસ્તુમાં ન હોવા સરખી છે અને જેટલો જ્ઞાનવ્યવહાર દેખાય છે તે સર્વ પરમાત્મવસ્તુનો પ્રકાશક છે, એમ તું સમજ. મનુષ્યને નિદ્રા આવતાં જેમ તે જ્ઞાનશૂન્ય બને છે; કિંવા દીપકના આશ્રયથી રહેનારું કાજળ જે પ્રમાણે દીપકની પ્રભાને મંદ કરે છે; અથવા સ્વપ્નમાં પ્રિયતમની પાસે સૂતેલી કલ્પિત તરુણ સ્ત્રી, તેને ઊંઘમાંથી જાગ્રત કરી આલિંગનભાસથી સકામ કરે છે. [illegible] હે અર્જુન ! બ્રહ્મસ્વરૂપમાં માયા પ્રકટ થઈ છે. [illegible] દેવામાં આવે છે અને એ સ્વસ્વરૂપનું અજ્ઞા- [illegible]ી વૃક્ષની [illegible] જડ છે; તેજ ઘનીભૂત કંદ [illegible] સંસારરૂપી વૃક્ષનું બીજ [illegible] સુષુપ્તિને બીજાંકુરભાવ

મૂળિયાં છે તેમાંથી ઊર્ધ્વ મુખ રાખી કયા કયા ફાંટા કેવી રીતે ઉત્પન્ન થાય છે, તથા આ વૃક્ષને 'અશ્વત્થ' નામ કેવી રીતે પ્રાપ્ત થયું, એ સર્વનો આત્મવેત્તાઓની સાથે વિલાસ કરનાર શ્રીકૃષ્ણે નિર્ણય કર્યો અને તેઓ અર્જુન પ્રત્યે બોલ્યાઃ એ સર્વની પ્રતીતિ ઉત્તમ રીતે થાય તેવી સ્પષ્ટ રીતે વિસ્તારપૂર્વક હું તેને કહું છું. હે ભાગ્યવંત! આ નિરૂપણ સાંભળવાને તું યોગ્યજ છે, માટે હે ધૈર્યવંત! એકાગ્રચિત્તે શ્રવણ કર. યાદવવીર શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે પ્રેમરસથી ભરેલાં વચનો કહ્યા પછી જાણે એકાગ્રતાજ અર્જુનના રૂપે બની ગઈ. જેમ આકાશ મોટું હોવા છતાં તેને દશ દિશાએ આલિંગન દીધું છે; તેમ, અર્જુનનું શ્રોતૃત્વ એટલું વૃદ્ધિંગત થયું કે, હવે ગમે તેટલું વર્ણન કર્યું તો પણ તે તેને તો સ્વલ્પજ લાગ્યું! શ્રીકૃષ્ણના ભાષણરૂપી સમુદ્રને એકજ આચમનમાં ઓહિયાં કરી જનાર અગસ્ત્ય ઋષિ જેવું અર્જુનનું શ્રોતૃત્વ હોવાથી શ્રીકૃષ્ણના સર્વ કથનનો એક ઘૂંટડો કરી જવાને અર્જુન પ્રવૃત્ત થયો. અર્જુનના હૃદયમાં શ્રવણ કરવાની આવી અમર્યાદ ઇચ્છા ઉત્પન્ન થયેલી જોઈને શ્રીકૃષ્ણે પોતાને થયેલો સંતોષ તેના પરથી ઓવરી નાખ્યો.

॥ શ્રીભગવાનુવાચ ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

**શ્લોકાર્થ:**—આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષનાં મૂળ ઉપર છે અને શાખાઓ નીચે છે, તથા એનો કદી નાશ થતો નથી એમ કહેવાય છે. છંદોબદ્ધ વેદ તે આ વૃક્ષનાં પત્રો છે અને જે એ રહસ્ય જાણે છે તેજ વેદવેત્તા છે. (૧)

**ટીકા:**—પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા:—હે ધનંજય! બ્રહ્મ એ આ વૃક્ષથી ઊર્ધ્વ છે; આ વૃક્ષને લીધેજ તેને ઊર્ધ્વ છે એમ કહેવું પડે છે; નહિતર જેમાં એકત્વ પણ લય પામી જાય છે; તેમાં તો મધ્ય, ઊર્ધ્વ અને અધઃ એવો કાંઈ ભેદજ રહેલો નથી. જે બ્રહ્મ વાજિંત્રમાંથી સંભળાતા નાદની પૂર્વનો સંભળાય નહિ એવો નાદ છે; જે સર્વ સુગંધીઓના મૂળરૂપ

સૂંઘી ન શકાય એવી સુગંધ છે; જે વૃત્તિ વિનાજ અનુભવાતો સ્વરૂપાનંદ છે; જેને આ તરફ અને પેલી તરફ, આગળ કે પાછળ એવી મર્યાદા નથી અને જે સ્વયં અદૃશ્ય હોવા છતાં તથા જેને મનુષ્યો નહિ જોઈ શકતા હોવા છતાં પણ જે સર્વ કોઈને દેખે છે; જેને ઉપાધિરૂપ દ્વૈતનો યોગ થતાંજ નામરૂપાદિ સંસાર પ્રકટ થાય છે; જે જ્ઞાતા જ્ઞેય વિના પણ કેવળ જ્ઞાનરૂપજ છે; જે સુખના પણ સારભાગથી ભરપૂર એવું આકાશ છે; જે કારણ પણ નથી અને કાર્ય પણ નથી; જે દ્વૈત પણ નથી અને અદ્વૈત પણ નથી; જે પોતેજ પોતાને જાણે છે અને પ્રકાશિત કરે છે; આવું જે બ્રહ્મતત્ત્વ છે તેજ આ સંસારવૃક્ષનું ઊર્ધ્વ મૂળ છે. તેના અંકુરોના આરંભ વિષે કહું છું (૭૯)

જે વાસ્તવમાં ન હોવા છતાં પણ માયા નામથી પ્રસિદ્ધ છે; વંધ્યા સ્ત્રીની સંતતિવાળી વાર્તાની પેઠે જે સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; જે વિચાર આગળ ટકી શકતી નથી; જેને અનાદિ કહે છે; જે જાણે અનેક સિદ્ધાંતોનો ખજાનો છે; જે જગતરૂપી અભ્રનું આકાશ છે; જે નામરૂપાત્મક પદાર્થોના ગડી વાળેલા વસ્ત્ર જેવી છે; જે જગતરૂપી વૃક્ષનું બીજ છે, જે પ્રપંચ રૂપી ચિત્ર આલેખવાની ભૂમિ છે; અને જે વિપરીત જ્ઞાનરૂપી દીપકને પ્રકાશ આપવાવાળી છે. આવી જે માયા છે, તે બ્રહ્મવસ્તુમાં ન હોવા સરખી છે અને જેટલો જ્ઞાનવ્યવહાર દેખાય છે તે સર્વ પરમાત્મવસ્તુનો પ્રકાશક છે, એમ તું સમજ. મનુષ્યને નિદ્રા આવતાં જેમ તે જ્ઞાનશૂન્ય બને છે; કિંવા દીપકના આશ્રયથી રહેનારું કાજળ જે પ્રમાણે દીપકની પ્રભાને મંદ કરે છે; અથવા સ્વપ્નમાં પ્રિયતમની પાસે સૂતેલી કલ્પિત તરુણ સ્ત્રી, તેને ઊંઘમાંથી જાગ્રત કરી આલિંગનભાસથી સકામ કરે છે; તેજ પ્રમાણે હે અર્જુન! બ્રહ્મસ્વરૂપમાં માયા પ્રકટ થઈ છે. એનેજ અજ્ઞાન કહેવામાં આવે છે અને એ સ્વસ્વરૂપનું અજ્ઞાનજ આ સંસારરૂપી વૃક્ષની પહેલી જડ છે; તેજ ઘનીભૂત કંદ બની જાય છે, તેનેજ વેદાંતશાસ્ત્રમાં સંસારરૂપી વૃક્ષનું બીજ કહેવામાં આવે છે—ગાઢ અજ્ઞાન અર્થાત્ સુષુપ્તિને બીજાંકુરભાવ

કહેવામાં આવે છે; અને તેનુંજ પરિણામ જે જાગૃતિ અને સ્વપ્ન, તેને ફલભાવ કહેવામાં આવે છે. આ પ્રકારે વેદાંતશાસ્ત્રમાં માયાના નિરૂપણની પદ્ધતિ છે; પરંતુ હવે તે રહેવા દો. હાલ તરત સંસારરૂપી વૃક્ષનું મૂળ કારણ અજ્ઞાન છે એટલું સમજી લે.

નિર્મળ બ્રહ્મરૂપી આત્મામાં સહજ રહેલી જે માયા તેની નીચેની અને ઉપરની બાજુએથી એ મૂળો નીકળી, તેને માયારૂપી ક્યારામાં પાણી મળવાથી તે મજબૂત થાય છે. પછી તેની નીચે અનેક દેહો ઊપજી તેને ચાર પ્રકારના અંકુરો ફૂટે છે અને તે બળવત્તર થાય છે. આ પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું મૂળ બળવાન થવાથી નીચેના અંકુરોને જોર મળે છે. વળી તે અંકુરમાંથી પ્રથમ જ્ઞાનરૂપી વૃત્તિ અર્થાત્ મહત્તત્ત્વરૂપી એક અતિ સુકુમાર પાંદડું ફૂટે છે. તત્પશ્ચાત્ સત્ત્વ, રજ અને તમાત્મક અહંકારરૂપી ત્રણ પાંદડાંનો અંકુર નીચેની બાજુએ ફૂટે છે; તેનેજ બુદ્ધિરૂપી બીજી ડાળી ફૂટી ભેદની વૃદ્ધિ થાય છે; આથી મનરૂપી શાખાને ભીનાશ મળતાં તે પ્રફુલ્લિત થાય છે. આ પ્રમાણે મૂળ મજબૂત થતાં વિકલ્પરૂપી રસના યોગથી, તેને ચિત્તચતુષ્ટયરૂપી ચાર સુકુમાર પાંખડીઓ ફૂટે છે. પછી આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી, એ પંચમહાભૂતરૂપી સુંદર પાંચ શાખાઓ સીધી ફૂટી નીકળે છે; અને તેમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને તેના વિષયરૂપી સુકુમાર વિચિત્ર પાંખડીઓ ફૂટે છે. પછી શબ્દરૂપી અંકુર પ્રકટ થતાંજ કાન સાંભળવાની ઇચ્છાને તૃપ્ત કરે છે. ત્યારપછી અંગ અને ત્વચારૂપી વેલ તથા પાંદડાં ફૂટી, તેને સ્પર્શરૂપી અંકુર આવે છે, અને તેથી પછી નાના પ્રકારના વિકારોનું આધિક્ય થાય છે. પછી રૂપનું પાંદડું ફૂટે છે અને આંખ ભ્રમથી તેની સુંદરતા લૂંટવાને દોડે છે. પછી રસરૂપી ફણગો વેગથી ફૂટીને જિહ્વાને સ્વાદ લેવાની અપાર ઇચ્છા ઉત્પન્ન થાય છે; તેજ પ્રમાણે ગંધરૂપી ફણગો ફૂટતાં નાકની સૂંઘવાની ઇચ્છા પ્રબળ થઇ લોભની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે મહત્તત્ત્વ, અહંકાર, મન અને પંચમહાભૂતો એવી જે અષ્ટધા પ્રકૃતિ, તે આ માયામાંથીજ તૈયાર થાય

છે અને પ્રપંચના અંત સુધી પહોંચે છે..વધુ શું કહું ? આ વૃક્ષ આ આઠ પ્રકારે વિશેષ વિકાસ પામે છે; પરંતુ જેમ છીપમાં ભાસેલું રૂપું છીપના આકાર જેટલુંજ દેખાય છે, કિંવા સમુદ્ર પર ઉત્પન્ન થતા તરંગો જેમ સમુદ્રથી મોટા હોતા નથી; તેમ અજ્ઞાનમૂલક જે આ જગદ્રૂપી વૃક્ષના આકાર, તે બ્રહ્મજ બને છે.

માટે આ સર્વ જગત અજ્ઞાનનો વિસ્તાર હોઇને તે પર તેનો પસારો ભાસે છે; એવી રીતે કે, જેમ સ્વપ્નમાં મનુષ્ય એકલો હોઈ જે જે જુએ છે, તે તે સર્વ તે પોતેજ બને છે. પરંતુ આ સર્વ વાત હવે એક બાજુએ રહેવા દઈશું. આ પ્રમાણે આ. આશ્ચર્યકારક વૃક્ષ વૃદ્ધિંગત થાય છે તથા એને મહત્તત્ત્વાદિક અંકુરો એની નીચેની બાજુએ ફૂટે છે; અને આ વૃક્ષને જ્ઞાતાઓ અશ્વત્થ શા માટે કહે છે, તે વિષે પણ તને કહું છું તે સાંભળ. અશ્વત્થનો અર્થ એવો થાય કે, 'આવતી કાલ સુધી પણ એ પ્રપંચરૂપી વૃક્ષની એક અવસ્થા રહેતી નથી' માટે એને 'અશ્વત્થ' કહેવામાં આવે છે. જે પ્રમાણે એક ક્ષણમાં મેઘના નાના પ્રકારના રંગો બદલાય છે, કિંવા વીજળી નિમિષમાત્ર પણ એક સ્થળે ટકતી નથી; કમળનાં હાલતાં પાંદડાં પર જે પ્રમાણે પાણી ઠરતું નથી; કિંવા વ્યાકુળ મનુષ્યનું ચિત્ત જે પ્રમાણે સ્થિર રહેતું નથી; તેવીજ આ સંસારરૂપી વૃક્ષની સ્થિતિ છે અને પ્રત્યેક ક્ષણે તેનો નાશ થાય છે. માટેજ એને 'અશ્વત્થ' કહેવામાં આવે છે. વ્યવહારમાં પીપળાને અશ્વત્થ કહેવામાં આવે છે, પરંતુ શ્રીહરિનો આ સ્થળે તેવો અભિપ્રાય નથી. બાકી આ વૃક્ષને પીપળો કહેવાથી પણ હું તેનો મૂળ અર્થ સમજી ગયો હતો; પરંતુ આ વ્યાવહારિક વાતને માટે બોલવાનું મને કારણ ન હતું. માટે આ અલૌકિક ગ્રંથ સાંભળો. સંસારરૂપી વૃક્ષ ક્ષણિક છે, માટેજ એને અશ્વત્થ કહેવામાં આવે છે. વળી આ વૃક્ષ અવ્યય એટલે અવિનાશી તરીકે પ્રસિદ્ધ છે; પરંતુ એનો ગર્ભિત અર્થ એવો છે કે, જે પ્રમાણે એક તરફથી સમુદ્રના પાણીનું [illegible] રૂપમાં સૂર્ય શોષણ કરે છે અને બીજી તરફથી મેઘો [illegible]

તેમાં પાણી ઉમેર્યા કરે છે, તેથી કરીનેજ તે પરિપૂર્ણ દેખાય છે, પરંતુ એ ભૂલ ત્યાં સુધીજ ચાલુ રહે તેમ છે કે જ્યાં સુધી સૂર્યનું શોષણ અર્થવા તો નદીનું સમુદ્રમાં મળવું અને મેઘની વૃષ્ટિ, એમાંનું એક અટકતું નથી. તેજ પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષની ઉત્પત્તિ અને લય અદશ્ય રીતે થયા કરે છે. તેથીજ લોકો તેને અવ્યય સમજે છે. બાકી દાનશીલ પુરુષ પુણ્ય કરી સર્વ પૈસા ખરચી નાખતો જણાય છે, તે તેના ભાવી જન્મને માટે સંચયજ કરી રહ્યો છે. તે પ્રમાણે આ સંસારવૃક્ષ અતિવેગથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પ્રાપ્ત થતું રહેવાથીજ લોકોને તે નિત્ય છે એવો ભાસ થાય છે. રથનું ચક્ર ભૂમિ પર અતિ વેગથી ફરે છે ત્યારે ગતિ ન દેખાવાથી લોકોને તે સ્થિર હોય એમ ભાસે છે; તેમ કાળાંતરે એ વૃક્ષની પ્રાણીરૂપ શાખા સુકાઈને જ્યારે ગળી પડે છે ત્યારે તેને ઠેકાણે પાછા બીજા નવા અંકુરો ફૂટે છે; પરંતુ એક શાખા ક્યારે ગળી પડી અને તેને બીજી ક્યારે ફૂટી; એ જ પ્રમાણે આષાઢ મહિનામાં અભ્ર ઉપર અભ્ર ચડી આવવાથી ક્યાં ક્યાં અભ્રો આવ્યાં અને ગયાં એ સમજાતું નથી, તે પ્રમાણે કળી શકાતું નથી. પ્રલયકાળને અંતે આ સંસારરૂપી વૃક્ષની દેહરૂપી શાખાઓ ગળી પડે છે અને વિશ્વોત્પત્તિને વખતે નવીન ફૂટે છે. સંહારકાળમાં પ્રચંડ વાવાઝોડાંથી પ્રલયાંતે શરીર પડે છે અને કલ્પના પ્રારંભમાં તે પાછાં ઝૂમખે ને ઝૂમખે ઊગે છે. પછી એક મન્વંતરની પાછળ દ્વિતીય મન્વંતર, આ પ્રમાણે સૂર્યવંશ, ચંદ્રવંશ ઈત્યાદિનો વિસ્તાર થાય છે; અને શેરડી જે પ્રમાણે દરેક કાતળીમાં વધતી જાય છે તે પ્રમાણે આ સર્વ વિશ્વ વૃદ્ધિ પામે છે. કલિયુગને અંતે ચારે યુગરૂપી છાલ ઊખડી જાય છે; એટલામાં કૃતયુગનો પ્રારંભ થતાં પુનઃ ઉત્પત્તિ થાય છે અને તે વિશેષ વૃદ્ધિ પામે છે. ચાલુ વર્ષ પૂરું થઈ જેમ તે નવા વર્ષને આમંત્રણ કરે છે; જેમ પહેલા દિવસની સમાપ્તિ થાય છે કે બીજા દિવસનો આરંભ થાય છે તે સમજાતું નથી; જેમ પવનની લહેરખી ઉપર લહેરખી આવતાં કઈ આવી અને કઈ ગઈ તે સમજાતું નથી, તેજ પ્રમાણે આ

સંસારનાં નિત્ય કેટલાં શરીરો ઉત્પન્ન થાય છે અને કેટલાં લય પામે છે તે સમજાતું નથી. એક અંકુર હજી ફૂટે ન ફૂટે એટલામાં તો બીજા અનેક અંકુરો ફૂટી નીકળે છે; તેથીજ આ ભવરૂપી વૃક્ષ નિત્ય હોય એવો ભાસ થાય છે. જે પ્રમાણે વેગથી વહેતા પાણીને ઠેકાણે પાછલું પાણી આવી પહોંચતું હોવાથી તેમાં સ્થિરતાનો ભાસ થાય છે; તે પ્રમાણે આ જગત નાશવંત હોવા છતાં તેને સ્થિર માનવામાં આવે છે. આંખની પાંપણ ખૂલે ન ખૂલે એટલામાં તો કોટયવધિ પ્રાણીઓનો જન્મમૃત્યુનો વ્યાપાર થઇ ગયો હોય છે; પરંતુ સમુદ્ર પર જે તરંગો પર તરંગો આવે છે તે નિત્ય ભાસે છે, તે પ્રમાણે અજ્ઞાનીઓને સંસાર નિત્ય ભાસે છે. કાગડો પોતાની એક કીકીને એક ક્ષણમાં બન્ને આંખમાં ફેરવે છે. તેથી વાસ્તવમાં તેને એક આંખ હોવા છતાં લોકોને બે ભાસે છે; તે પ્રમાણે જગત અનિત્ય હોવા છતાં નિત્ય હોય એવો ભ્રમ થાય છે; કિંવા ભમરડો અતિ વેગથી ફરવા લાગતાં જેમ તે સ્થિર હોય એવો ભાસ થાય છે; તેવોજ આ જગતનો પ્રકાર પણ છે. હવે આ પુષ્કળ દૃષ્ટાંતો રહેવા દો. એકાદ કુહાડી હાથમાં લઇને આપણી ચારે તરફ ફેરવવા માંડીએ તો જે પ્રમાણે તે અતિ વેગને લીધે મોટાં ચક્રને આકારે સ્થિર દેખાય છે, તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષ સદૈવ નાશ પામે છે અને ઉત્પન્ન થાય છે, એ વાત ન સમજવાને લીધે લોકો ઘેલછાથીજ તેને નિત્ય માને છે; પરંતુ આ સંસારરૂપી વૃક્ષનો વેગ એવો છે કે, એક નિમિષમાત્રમાં તે કોટયવધિ વેળા ઉત્પન્ન થાય છે અને લય પામે છે. અજ્ઞાન સિવાય એનું બીજું કાંઈ કારણ નથી અને એનું અસ્તિત્વ મિથ્યા છે. આ પ્રમાણે જે આ સંસારરૂપી વૃક્ષને પૂર્ણ રીતે જાણે છે, તેજ મનુષ્યને હું સર્વજ્ઞ અને જ્ઞાતા કહું છું અને વૈદિક સિદ્ધાંતાનુસાર વંદનીય પણ તેજ છે. યોગીની સમૃદ્ધિ તેનેજ પ્રાપ્ત થયેલી સમજવી. વધારે શું કહું ? તેનાજ યોગથી જ્ઞાનને પણ જીવન મળે છે. હવે આ પુષ્કળ કથન રહેવા દો; કારણ આ રીતે આ સંસારરૂપી

વૃક્ષ અનિત્ય છે એમ જેણે જાણ્યું છે, તેનું વર્ણન કોઈથી પણ થઈ શકે એમ નથી. ( ૧૪૩ )

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

**શ્લોકાર્થ**:–તે વૃક્ષની શાખાઓ સત્ત્વાદિ ગુણોથી વધેલી અને શબ્દાદિ વિષયોરૂપી પલ્લવથી યુક્ત હોઈને તે (સત્યલોકપર્યંત ) ઉપર તથા (પાતાળલોકપર્યંત ) નીચે પ્રસરેલી હોય છે. તેમજ નીચે મનુષ્યલોકમાં આ વૃક્ષનાં કર્મસંબંધી મૂળો એકબીજામાં ગૂંથાઈ રહેલાં છે. ( ૨ )

**ટીકા**:–પછી આ પ્રપંચરૂપી વૃક્ષને નીચે શાખાઓ ફૂટી તે જમીનમાં જાય છે અને પુનઃ તે શાખાઓમાંથી ઉપશાખાઓ ઉત્પન્ન થઇને ઉપર પણ સીધી શાખાઓ ઉત્પન્ન થાય છે. જે ડાળીઓ નીચે આવે છે, તેને પણ મૂળીઓ ફૂટી નીચેની બાજુએ વેલ વધી પાંદડાં આવે છે. આ પ્રમાણે મેં જે પ્રારંભમાં કહ્યું છે તેનેજ વધુ સ્પષ્ટ રીતે કહું છું તે સાંભળ. અજ્ઞાનરૂપી મૂળમાંથી અષ્ટધા પ્રકૃતિ ઉત્પન્ન થઈને વેદરૂપી વિશાળ વનોનો ઉદ્ભવ થાય છે. પ્રથમ એ વૃક્ષના થડમાંથી સ્વેદજ, જરાયુજ, ઉદ્ભિજ્જ તથા અંડજ, એવી ચાર પ્રચંડ શાખાઓ ફૂટે છે. આ શાખાઓ પૈકી પ્રત્યેક શાખા બળવત્તર થતાં તેમાંથી ચોરાશી લક્ષ યોનિરૂપ ફાંટાઓ ફૂટે છે અને ફાંટાઓને વળી જીવરૂપી ઉપશાખાઓ ફૂટે છે. આ સીધી શાખાઓમાંથી જે આડી ઉપશાખાઓ ફૂટે છે તે ભિન્ન ભિન્ન જાતિઓ છે. પછી સ્ત્રી, પુરુષ તથા નપુંસક, એવા વ્યક્તિગત ભેદો ઉત્પન્ન થાય છે અને તેઓ વિષયોના ભારથી એકબીજા પર ગોઠવાઈ જાય છે. જે પ્રમાણે વર્ષાઋતુમાં આકાશમાં નવીન મેઘ છવાઈ જાય છે, તે પ્રમાણે અજ્ઞાનને લીધે સઘળા આકાર ઉત્પન્ન થાય છે. પછી ગુણક્ષોભરૂપી પવન છૂટતાં શાખાઓ પોતાના ભારથી નમી પરસ્પર ગૂંથાઈ જાય છે. તે અતિ વૃદ્ધિ પામવાને લીધે આ ઊર્ધ્વ મૂળવાળા વૃક્ષમાંથી નીચે, ઉપર તથા મધ્યમાં એવા ત્રણ પૃથક્ ફાંટાઓ ફૂટે છે. રજોગુણની લહેર છૂટી તે જોરથી વાવા લાગ-

તાં મનુષ્યજાતિરૂપી શાખા મજબૂત થાય છે. તે શાખાને ઉપર કિંવા નીચે શાખા ન ફૂટતાં મધ્યમાંજ (મૃત્યુલોકમાં) ચાર વર્ણોરૂપી ચાર આડા ફાંટા જોરથી ફૂટી નીકળે છે. તે ફાંટાઓને વિધિનિષેધરૂપી પત્રો તથા વેદવાક્યોરૂપી કુમળો પાલો આવે છે અને અર્થ તથા કામનો વિસ્તાર થઈ આ લોકનાં ક્ષણિક સુખનો અંકુર ફૂટે છે. પછી પ્રવૃત્તિમાર્ગની વૃદ્ધિને માટે શુભાશુભ કર્મોના કેટલા ફાંટા ફૂટે છે તેનો તો હિસાબજ નથી. એક તરફ ભોગનો ક્ષય થતાં પાછળના દેહો શુષ્ક થઈ જઈને નીચે પડે છે તો બીજી તરફ નવા દેહોરૂપી ફાંટા ફૂટે છે; અને પાંચ વિષયોની સહાયથી ઇચ્છા ઉત્પન્ન થઈ વિષયરૂપી નવાં નવાં પાન નિત્ય આવે છે. આ પ્રમાણે રજોગુણનો પ્રચંડ પવન છૂટવાથી મનુષ્યરૂપી શાખાનો સમુદાય જે સ્થળે વૃદ્ધિંગત થાય છે, તેને મનુષ્યલોક કહેવામાં આવે છે. (૧૬૨)

તેજ પ્રમાણે આ રજોગુણરૂપી પવન ક્ષણભર શાંત થતાં તમોગુણરૂપી પવન મહાજોરથી વાવા લાગે છે. પછી આજ મનુષ્યરૂપી શાખાને કુકર્મની ડાળીઓ નીચે ફૂટવા લાગીને નીચે વાસનારૂપી પલ્લવ ફૂટવા માંડે છે. પછી અપ્રવૃત્તિ (ખરાબ માર્ગ) ના મજબૂત સીધા સોટા નીકળી તેને પ્રમાદરૂપી પત્રો તથા શાખાઓ ફૂટે છે. ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદમાં જે નિષેધવચન છે, તે તેના અગ્રભાગમાં ડોલતા પલ્લવ છે. અથર્વવેદમાં જે જારણમારણ નિર્દિષ્ટ કરેલાં છે અને જેમાં પરપીડાને મુખ્ય ગણવામાં આવી છે, એવો ત્રણ પાંદડાંનો વાસનારૂપી વેલો પસરે છે. પછી ખરાબ કર્મોનાં મૂળો મોટાં થઈ તેને જન્મરૂપી પુષ્કળ શાખાઓ ફૂટે છે. ક્રમથી ખરાબ કર્મોમાં પ્રવૃત્ત થવાથી, ચાંડાલાદિ નીચ યોનિનો મોટો ફાંટો ફૂટે છે અને મનુષ્યને કર્મભ્રષ્ટની જાતિમાં જન્મ ધારણ કરવો પડે છે. પશુ, પક્ષી, વ્યાઘ્ર, કુક્કર, વીંછી, સર્પ આવા આવા અનેક ફાંટા ફૂટે છે. હે અર્જુન! આ પ્રમાણે તે વૃક્ષનાં સર્વાંગ પર નિત્ય નવા ફાંટા ફૂટી તેને નરકભોગની પ્રાપ્તિ થાય છે; અને હિંસા આદિ વિષયો તથા ખરાબ સંગતિના યોગથી અનેક જન્મો

રૂપી કણસલાં અને તપરૂપી શાખાઓ ફૂટે છે; તથા વૈરાગ્યરૂપી કુમળી શાખાઓને પ્રેમથી છાતીએ લગાવે છે. વિશિષ્ટ વ્રતોરૂપી પાંખો અને ધૈર્યરૂપી તીક્ષ્ણ મૂળીઓ ફૂટીને જન્મરૂપી વેગથી ઉપર જાય છે. મધ્યમાં વેદરૂપી પુષ્કળ પાંદડાંઓ ફૂટી તેના યોગથી સત્ત્વરૂપી પ્રચંડ પવન વાય છે, ત્યાં સુધી સુવિદ્યાનો ચારે તરફ પ્રસાર થાય છે. પછી ધર્મરૂપી એક સીધી શાખા નીકળે છે અને તેને સ્વર્ગાદિક ફળોની ઉપશાખાઓ ફૂટે છે. બીજી એક ઉપરતિરૂપી લાલ શાખા નીકળી તેને ધર્મમોક્ષરૂપી નવીન પલ્લવો ફૂટયાજ કરે છે. પછી રવિ, ચંદ્ર ઇત્યાદિ શ્રેષ્ઠ ગ્રહો તથા પિતર, ઋષિ, વિદ્યાધર, એ વગેરેરૂપી ઉપશાખાઓ ફૂટે છે. આ શાખા કરતાં ઉચ્ચ એવી બીજી શાખાઓ ફૂટી તેને ઇંદ્રાદિ લોકરૂપી પુષ્કળ ફળો આવે છે. પછી તે ફાંટા પર તપ અને જ્ઞાનમાં શ્રેષ્ઠ એવા મરીચિ, કશ્યપ ઇત્યાદિરૂપ બીજી ઉચ્ચ શાખા આવે છે. આ પ્રકારે માલિકાની રચના થતાં ઉપર શાખાનો વિસ્તાર થાય છે અને આ વૃક્ષનું થડ નાનું હોવા છતાં પણ ઉપર તેને મોટાં ફળો આવે છે. તેના પર બીજા જે ફાંટા ફૂટે છે તેને, હે અર્જુન! બ્રહ્મદેવ અને શિવપર્યંત ઉપર શાખાઓ ફૂટે છે. ફળના ભારથી ઉપરની શાખાઓ નીચે નમી મૂળની સાથે આવીને અડે છે. ઇતર વૃક્ષોની પણ એવીજ સ્થિતિ છે કે, શાખાઓને પુષ્કળ ફળો આવે છે એટલે તે નમીને જમીનને અડે છે; તેજ પ્રમાણે હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ જે સ્થળેથી ઉત્પન્ન થાય છે તેજ મૂળ સ્થાનમાં તે પુનઃ જ્ઞાનની વૃદ્ધિથી નમી જાય છે. માટે બ્રહ્મા અને શિવની પેલી તરફ જીવનો વિસ્તાર પહોંચતો નથી. ત્યાંથી પછી આગળ સર્વત્ર બ્રહ્મજ રહેલ છે; પરંતુ હવે એ વાત રહેવા દો. આ બ્રહ્માદિક શાખાઓ, સંસારરૂપી વૃક્ષનું મૂળ જે બ્રહ્મ ઊર્ધ્વમાં છે, તેની યોગ્યતાએ પહોંચી શકતી નથી. વળી ઉપર જે નિવૃત્તિમાર્ગની સનકાદિકરૂપી શાખા છે તેને મૂળ તથા ફળ હોતાં નથી; પરંતુ તે બ્રહ્મરૂપજ બની રહેલી હોય છે. આ પ્રમાણે મનુષ્યલોકથી બ્રહ્મલોકપર્યાંત પલ્લવયુક્ત અતિ વૃદ્ધિને આ શાખા

ધારણ કરવા પડે છે. આ પ્રમાણે વૃક્ષો, ઘાસ, લોખંડ, માટી તથા પાષાણ એ શાખાઓને પણ તેવાજ ફળની પ્રાપ્તિ થાય છે. હે અર્જુન! મનુષ્યથી સ્થાવરપર્યંત સર્વ શાખાની વૃદ્ધિ અધોમુખથીજ હોય છે; માટે મનુષ્યરૂપી શાખા અધોમુખી શાખાઓનું મૂળ હોઈ, એનાથીજ આ સંસારવૃક્ષની વૃદ્ધિ થાય છે. બાકી હે પાર્થ! ઉપર જતી શાખાનું મૂળ જોવા જતાં ઊર્ધ્વ અને અધઃની વચ્ચે જે શાખા છે તેજ મનુષ્યજન્મ છે. પરંતુ તમોગુણ તથા સત્ત્વગુણની દુષ્કર્મ તથા સત્કર્મથી ભરેલી શાખાઓ મધ્યમાં આવેલી શાખાથી ઉપર તથા નીચે જાય છે. હે અર્જુન! વેદત્રયરૂપી પત્રો અન્ય કોઇ પણ શાખાને લાગુ પડતાં નથી; પરંતુ માત્ર મનુષ્યયોનિનેજ લાગુ પડે છે. માટે મનુષ્યરૂપી શાખા ઉપરના મૂળમાંથી અધોગામિની થઈ વૃદ્ધિ પામે છે, તો પણ તેમાંથીજ કર્મસિદ્ધિરૂપી શાખા ઉત્પન્ન થાય છે; અને ઈતર વૃક્ષના સંબંધમાં એમ બને છે કે, શાખા વધે એટલે મૂળ દૃઢ થાય છે અને મૂળ મજબૂત થાય તેમ શાખાનો વિસ્તાર વધે છે; તેજ પ્રમાણે આ શરીરના સંબંધમાં બને છે. અર્થાત્ જ્યાં સુધી કર્મ શેષ રહ્યું છે ત્યાં સુધી શરીર છે અને શરીર હોય છે ત્યાં સુધી કર્મ કર્યા સિવાય રહી શકાતું નથી; માટે મનુષ્યદેહજ અન્ય કર્મરૂપી શાખાઓનું મૂળ છે, એમાં સંશય નથી. (૧૮૨)

તમોગુણનું વાદળ સ્થિર થતાં સત્ત્વગુણનું વાદળ જોરથી છૂટે છે, ત્યારે મનુષ્યાકારરૂપી મૂળને સદ્વાસનારૂપી અંકુર ફૂટે છે અને તેને સુકૃતરૂપી મોર આવે છે. પછી જ્ઞાનના તીક્ષ્ણ બળના યોગથી બુદ્ધિને ટીશીઓ ફૂટે છે. પછી ક્ષણમાં બુદ્ધિરૂપી પાંખનો વિસ્તાર થઈ તેમાં સ્ફૂર્તિના ફાંટા ફૂટે છે, તેના યોગથી બુદ્ધિને વિચાર સૂઝે છે; તે સ્થળે બુદ્ધિરસથી પરિપ્લુત નિષ્ઠારૂપી પાંદડાં સુશોભિત દેખાય છે અને સત્ત્વવૃત્તિના અંકુરો સીધા ફૂટી નીકળે છે. પછી સદાચારરૂપી પુષ્કળ અંકુરો સહજ ફૂટી નીકળી તેના યોગથી ચોતરફ વેદઘોષ ચાલે છે. શિષ્ટાચાર, વેદોક્ત આચરણ તથા નાના પ્રકારનાં યજ્ઞયાગાદિ કર્મોરૂપી પર્ણોનાં પર્ણો ફૂટી નીકળે છે. આ પ્રમાણે શમદમ-

રૂપી કણસલાં અને તપરૂપી શાખાઓ ફૂટે છે; તથા વૈરાગ્યરૂપી કુમળી શાખાઓને પ્રેમથી છાતીએ લગાવે છે. વિશિષ્ટ વ્રતોરૂપી પાંખો અને ધૈર્યરૂપી તીક્ષ્ણ મૂળીઓ ફૂટીને જન્મરૂપી વેગથી ઉપર જાય છે. મધ્યમાં વેદરૂપી પુષ્કળ પાંદડાંઓ ફૂટી તેના યોગથી સત્ત્વરૂપી પ્રચંડ પવન વાયે છે, ત્યાં સુધી સુવિધાનો ચારે તરફ પ્રસાર થાય છે. પછી ધર્મરૂપી એક સીધી શાખા નીકળે છે અને તેને સ્વર્ગાદિક ફળોની ઉપશાખાઓ ફૂટે છે. બીજી એક ઉપરતિરૂપી લાલ શાખા નીકળી તેને ધર્મમોક્ષરૂપી નવીન પલ્લવો ફૂટયાજ કરે છે. પછી રવિ, ચંદ્ર ઇત્યાદિ શ્રેષ્ઠ ગ્રહો તથા પિતર, ઋષિ, વિદ્યાધર, એ વગેરેરૂપી ઉપશાખાઓ ફૂટે છે. આ શાખા કરતાં ઉચ્ચ એવી બીજી શાખાઓ ફૂટી તેને ઇંદ્રાદિ લોકરૂપી પુષ્કળ ફળો આવે છે. પછી તે ફાંટા પર તપ અને જ્ઞાનમાં શ્રેષ્ઠ એવા મરીચિ, કશ્યપ ઇત્યાદિરૂપ બીજી ઉચ્ચ શાખા આવે છે. આ પ્રકારે માલિકાની રચના થતાં ઉપર શાખાનો વિસ્તાર થાય છે અને આ વૃક્ષનું થડ નાનું હોવા છતાં પણ ઉપર તેને મોટાં ફળો આવે છે. તેના પર બીજા જે ફાંટા ફૂટે છે તેને, હે અર્જુન! બ્રહ્મદેવ અને શિવપર્યંત ઉપર શાખાઓ ફૂટે છે. ફળના ભારથી ઉપરની શાખાઓ નીચે નમી મૂળની સાથે આવીને અડે છે. ઇતર વૃક્ષોની પણ એવીજ સ્થિતિ છે કે, શાખાઓને પુષ્કળ ફળો આવે છે એટલે તે નમીને જમીનને અડે છે; તેજ પ્રમાણે હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ જે સ્થળેથી ઉત્પન્ન થાય છે તેજ મૂળ સ્થાનમાં તે પુનઃ જ્ઞાનની વૃદ્ધિથી નમી જાય છે. માટે બ્રહ્મા અને શિવની પેલી તરફ જીવનો વિસ્તાર પહોંચતો નથી. ત્યાંથી પછી આગળ સર્વત્ર બ્રહ્મજ રહેલ છે; પરંતુ હવે એ વાત રહેવા દો. આ બ્રહ્માદિક શાખાઓ, સંસારરૂપી વૃક્ષનું મૂળ જે બ્રહ્મ ઊર્ધ્વમાં છે, તેની યોગ્યતાએ પહોંચી શકતી નથી. વળી ઉપર જે નિવૃત્તિમાર્ગની સનકાદિકરૂપી શાખા છે તેને મૂળ તથા ફળ હોતાં નથી; પરંતુ તે બ્રહ્મરૂપજ બની રહેલી હોય છે. આ પ્રમાણે મનુષ્યલોકથી બ્રહ્મલોકપર્યંત પલ્લવયુક્ત અતિ વૃદ્ધિને આ શાખા

પ્રાપ્ત થઇ છે. હે પાર્થ ! ઉપરની જે બ્રહ્માદિરૂપ ઉચ્ચ શાખાઓ છે તે મનુષ્યરૂપી શાખામાંથીજ ઉત્પન્ન થયેલી છે, માટેજ મનુષ્યરૂપી શાખાને મેં ઉપરની શાખાનું મૂળ કહ્યું છે. આ પ્રમાણે જે અલૌકિક સંસારરૂપી વૃક્ષ ઊર્ધ્વમૂળ છે અને જેને નીચે અને ઉપર શાખાઓ ફૂટેલી હોય છે, તેનું વર્ણન અને આ વૃક્ષને ઉપર અને નીચે મૂળો હોય છે, તે સંબંધી સર્વ વિવેચન તને કહી સંભળાવ્યું. હવે આવું જે બળવાન વૃક્ષ છે તેને કયા ઉપાયોથી ઉખેડી નાખી શકાય છે, તે કહું છું તે સાંભળ.

**न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा**
**अश्वत्थमेनं सुविरूढमूलम् असंगशस्त्रेण दृढेन छित्त्वा ॥**

**શ્લોકાર્થઃ**—એ અશ્વત્થ વૃક્ષનું આ જે વર્ણન કરવામાં આવ્યું છે, તેવું તેનું સત્ય સ્વરૂપ અનુભવમાં આવતું નથી; અને એને અંત, આદિ તથા સ્થિતિ પણ નથી. એવા મજબૂત મૂળવાળા વૃક્ષનું દૃઢ વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદન કરીને; (૩)

**ટીકાઃ**—પરંતુ હે અર્જુન! તારા મનમાં એવી શંકા આવશે કે, આ આટલા મોટા પ્રચંડ વૃક્ષને ઉખેડી નાખવાને માટે સાધનો કયાં છે? કારણ કે જેની ઉપરની શાખાની વૃદ્ધિ બ્રહ્મલોકપર્યંત છે અને જેનું મૂળ નિરાકાર બ્રહ્મમાં છે; જે વૃક્ષની નીચે ફૂટેલા ફાંટા સ્થાવરજંગમના તલપ્રદેશમાં પ્રવેશી ગયા છે અને જેના મધ્યભાગમાં મૃત્યુલોક ભરેલા છે; આ પ્રમાણે જે વૃક્ષ અતિ મજબૂત અને અગાધ છે તેનો નાશ કોનાથી થઈ શકે? પરંતુ એવી ક્ષુદ્ર કલ્પના તું તારા મનમાં કદી પણ લાવીશ નહિ. આ વૃક્ષને ઉખેડી નાખવામાં તે શ્રમ શું પડે છે? નાના બાળકને જે 'બાઉ' બતાવવામાં આવે છે તેને હાંકી કાઢવો એમાં તે શી મોટી વાત છે? આકાશમાં દેખાતાં ગંધર્વનગરો તોપો વડે તોડી પાડવાં પડે છે કે? સસલાંનાં શિંગડાંને શું કાપી નાખવાં પડે છે? જો આકાશપુષ્પનું અસ્તિત્વ હોય તોજ તેને તોડવાની જરૂર પડે. તેજ પ્રમાણે હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ ખરુંજ નથી, તો પછી તેને ઉખેડી નાખવામાં કષ્ટ થાય કે? મેં એ વૃક્ષનાં મૂળો અને શાખાઓ વિષે જે વર્ણન

કર્યું તે તો વાંઝિયાના ઘરમાં પુષ્કળ છોકરાં–છૈયાં છે એમ કહેવા સમાનજ છે. સ્વપ્નામાં કરેલું ભાષણ જાગ્રત થયા પછી શા કામનું ? તેજ પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષની કથા નિર્મૂળજ છે; નહિતર, જે પ્રમાણે મેં આ વૃક્ષનું વર્ણન કર્યું તે પ્રમાણે જો આ વૃક્ષનાં મૂળો મજબૂત હોય, એનો વિસ્તાર સત્ય હોય તો કોની માએ સૂંઠ ખાધી છે કે તેને ઉખેડી નાખે? શું ફૂંક મારવાથી આકાશનો નાશ થાય છે કે? માટે હે ધનંજય ! જે પ્રમાણે કાચબીના ઘીની મિજબાની રાજાને આપવી અશક્ય છે, તે પ્રમાણે મેં જે આ સંસારરૂપી વૃક્ષનું વર્ણન કર્યું તે સર્વ માયાનુંજ વર્ણન છે. બાપુ ! મૃગજળનું તળાવ તો માત્ર દૂરથી જુઓ તેજ ! તેનાં પાણીથી કાંઇ ડાંગર કિંવા કેળનાં વૃક્ષો ઊછરી શકતાં નથી. પ્રથમ અજ્ઞાનજ મિથ્યા છે, તો પછી તેમાંથી ઉત્પન્ન થતાં કાર્યોની શી કિંમત હોઈ શકે? માટે સંસારરૂપી વૃક્ષ સર્વ રીતે મિથ્યા છે; અને આ વૃક્ષને અંત નથી એમ કહેવું એ પણ માત્ર વ્યવહારમાં અજ્ઞાન હોય ત્યાં સુધીજ સત્ય છે. જ્યાં સુધી મનુષ્ય જાગ્રત થયો નથી, ત્યાં સુધી તેની નિદ્રાનો અંત આવ્યો એમ કહી શકાશે કે? તે પ્રમાણે હે પાર્થ ! જ્યાં સુધી બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયું નથી, ત્યાં સુધી આ સંસારરૂપી અશ્વત્થનો અંત આવતો નથી. જ્યાં સુધી પવન વાતો બંધ થયો નથી, ત્યાં સુધી સમુદ્રપારના તરંગોનો નાશ થતો નથી. જ્યારે સૂર્યાસ્ત થાય છે ત્યારેજ મૃગજળનો દેખાવ નાશ પામે છે; કિંવા જ્યારે દીપક બુઝાઈ જાય છે ત્યારેજ તેનો પ્રકાશ નાશ પામે છે. તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું મૂળ જે અજ્ઞાન, તે બ્રહ્મજ્ઞાનનો ઉદય થાય નહિ ત્યાં સુધી નાશ પામતું નથી; તેમજ એ અનાદિ છે એમ કહે છે તે પણ મિથ્યા નથી; પરંતુ તેનાં લક્ષણને અનુરૂપજ છે. કારણ કે સંસારરૂપી વૃક્ષમાં સત્યતા તો છેજ નહિ. જે મૂળમાં છેજ નહિ તેનો આરંભજ શી રીતે થઈ શકે? જે વસ્તુ ઊપજી હોય તેને આદિવાળી કહેવી શોભે છે; પરંતુ જે વસ્તુતઃ છેજ નહિ તેનો તે આદિ ક્યાંથી હોય ? જેનો જન્મજ નથી તેની માતા કોને કહેવી ? માટે આ

વૃક્ષ અભાવરૂપજ છે તેથીજ એને અનાદિ કહેવામાં આવ્યું છે. વાંઝિયાના છોકરાની તે જન્મપત્રિકા બની શકે કે? આકાશમાં લીલાપણું છે એમ શી રીતે કહી શકાશે? હે અર્જુન! આકાશકુસુમનું ડીંટું કોણ તોડી શકશે? માટે જે સંસારરૂપી વૃક્ષને અસ્તિત્વજ નથી તેનો મૂળારંભ કયાંથી હોય? જે પ્રમાણે ઘટોત્પત્તિની પૂર્વે ઘટનો પ્રાગભાવ સ્વાભાવિક રીતેજ અનાદિ છે, તે પ્રમાણે સંસારવૃક્ષનું મૂળ જે માયા તે સહિત આ સંસાર અનાદિ છે. હે અર્જુન! આ પ્રમાણે તેને આદિ પણ નથી અને અંત પણ નથી, માત્ર મધ્યમાં (વ્યવહારદશામાં) તે પ્રત્યક્ષ દેખાય છે; તે દેખાવ મૃગજળ જેવોજ વ્યર્થ છે; કારણ કે મૃગજળની ઉત્પત્તિ અન્ય નદીઓની માફક એકાદ ગિરિમાંથી થતી નથી અને એકાદ સમુદ્રમાં તેનો લય પણ થતો. નથી; એમ છતાં પણ તે મધ્યમાં દેખાય છે, માટે દેખાતી વખત પણ તે સત્ય હોતું નથી. આ પ્રમાણે સંસારવૃક્ષનો આદિ અને અંત જોવા જતાં જણાતો નથી; છતાં પણ આશ્ચર્ય તો જુઓ, કે નહિ હોવા છતાં વ્યહવાર દશામાં ભાસ થાય છે! ઇંદ્રધનુષ્ય જે પ્રમાણે નાના પ્રકારના રંગોથી ભરેલું દેખાય છે, તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું અસ્તિત્વ અજ્ઞાનથીજ સત્ય જેવું જણાય છે.(૨૪૦)

સંસારજ પોતાની સ્થિતિની વેળાએ અજ્ઞાનીની આંખોને ભ્રમમાં નાખીને તેની પાસે પોતાના સત્યત્વનો સ્વીકાર કરાવે છે. જે પ્રમાણે બહુરૂપી પોતાના ચાતુર્યથી લોકોની દૃષ્ટિને ભ્રમમાં નાખે છે, તે પ્રમાણે સંસાર પણ અજ્ઞાનીઓને ભ્રમમાં નાખે છે; અને આકાશમાં નીલ રંગ નહિ હોવા છતાં પણ જેમ તેનો નીલ રંગ દેખાય છે; તો શું તે રંગનું અસ્તિત્વ ખરું છે કે! સ્વપ્નમાંના પદાર્થો મિથ્યા છતાં સત્ય દેખાય છે, તો તેથી શું તે સ્થાયી રહી શકે છે કે? નહિજ. તે પ્રમાણે આ આભાસમાત્ર સંસારનું વાસ્તવિક અસ્તિત્વ છેજ નહિ. તે દેખાય છે છતાં એક ક્ષણભર પણ એક દશામાં રહેતો નથી. આ સંસાર સત્ છે એમ ધારીને તેને ગ્રહણ કરવા જઇએ છીએ તો તે હસ્તગત થતો

નથી. માંકડું જેવી ચેષ્ટા કરે છે તેવુંજ પ્રતિબિંબ પાણીમાં પડે છે; પરંતુ તે અસ્તિત્વ સત્ય હોતું નથી. તરંગોની ત્વરા અને વીજળીના ચમકારા કરતાં પણ આ વિશ્વાભાસરૂપી વૃક્ષની ઉત્પત્તિ અને લય વિશેષ વેગવાન હોય છે. ગ્રીષ્મઋતુનો પવન સામેથી આવે છે કે પાછળથી, તે સમજી શકાતું નથી. તેવીજ આ મિથ્યા સંસારરૂપી વૃક્ષની સ્થિતિ છે. આમ આ વૃક્ષને આદિ, અંત, સ્થિતિ અને રૂપ નથી, તો પછી તેને ઉખેડી નાખવામાં શ્રમ પડશે કે ? (૨૪૭)

હે અર્જુન ! આત્મસ્વરૂપના અજ્ઞાનને લીધેજ આ વૃક્ષ મજબૂત થયું છે; માટે હવે આત્મજ્ઞાનરૂપી શસ્ત્રથી એને કાપી નાખ; કારણ કે જેના અજ્ઞાનથી જે ભાસે છે તેનાજ જ્ઞાનથી તેનો નાશ થાય છે; અન્ય કશાથી તેની નિવૃત્તિ થતી નથી. માટે એનું છેદન કરવાને માટે માત્ર એક બ્રહ્મજ્ઞાન સિવાય જેટલા આસુરી ઉપાયો કરશે, તેટલો તું આ સંસારમાં અધિકાધિકજ ગૂંચવાઇ જશે. પછી તું કેટલી શાખાઓ પર ચાલશે તથા ઉપર અને નીચે આવેલા કેટલા ફાંટાઓ પર જશે, તેનો નિયમ રહેનાર નથી. માટે એનું જે મૂળ અજ્ઞાન તેને તું પ્રથમથીજ છેદી નાખ. રજ્જુમાં ભાસેલા સર્પને મારવાને પુષ્કળ લાઠીઓ લાવવી તે જેમ મિથ્યા કાળક્ષેપ કરવા સમાનજ છે; મૃગજળની મોટી નદી તરી જવાને માટે નાવ શોધવાની દોડાદોડ કરતાં જેમ એકાદ માણસ અરણ્યમાં આવેલા વહેળામાં ખરેખાત ડૂબી જાય; તે પ્રમાણે હે વીર અર્જુન ! આ મિથ્યા સંસારની નિવૃત્તિના ઉપાય શોધતાં મનુષ્ય ભ્રમમાં પડે છે; અને પોતાના ખરા જ્ઞાનનો લોપ થવાથી, દેહ અંગમાં 'સંસાર સત્ય છે' એવું જ ભૂત ભરાયેલું હોય છે, તે બુદ્ધિનેજ પાસે [illegible] ધનંજય ! સ્વપ્નમાં લાગેલા અગ્નિનું [illegible]નું ઔષધ [illegible] જાગૃતિજ છે, તેમ જ સંસારની [illegible] અજ્ઞાનમાં [illegible] તેનું છેદન કરવાને માટે જ્ઞાન[illegible] છે; પરંતુ [illegible] ખડ્ગ સરળતાથી વાપર[illegible] એટલું [illegible] ગ્યનું બળ હોવું [illegible]ની [illegible]

એકલા અન્ન પર જેટલી પ્રબળ ત્યાગવૃત્તિ થાય છે તેટલી તીવ્ર ત્યાગબુદ્ધિ ત્રૈલોકયના સર્વ ભાગો પર ઉત્પન્ન થવી જોઈએ; હે અર્જુન! પદાર્થમાત્ર પ્રત્યે આટલો તીવ્ર અનાદર ઉત્પન્ન થાય એવો દૃઢ વૈરાગ્ય હોવો જોઈએ. પછી દેહનું અહંતારૂપી મ્યાન વૈરાગ્યરૂપી ખડ્ગ પરથી એકદમ કાઢી નાખીને વિચારયુક્ત બુદ્ધિરૂપી હાથમાં તે ગ્રહણ કરવું જોઈએ. પછી તે ખડ્ગને વિવેકરૂપી સરાણ પર ચડાવીને તીક્ષ્ણ અણીદાર કરવું અને તેને અહમાત્મારૂપી પાણી ચડાવવું. આટલું થયા પછી નિશ્ચયરૂપી મૂઠ હાથમાં ગ્રહી તથા મનન કરીને તે ખડ્ગ એક બે વાર અજમાવી જોવું. પછી જ્ઞાનખડ્ગનું તથા આપણું નિદિધ્યાસનથી ઐકય થયા પછી તે વૃક્ષ આપણી સમક્ષ ઊભું પણ રહેશે નહિ, તો પછી ઘાવ તે કોને મારવો? તે આત્મજ્ઞાનરૂપી શસ્ત્ર અદ્વૈતપ્રભાના તેજથી ભવરૂપી વૃક્ષને કયાંય પણ શેષ રહેવા દેશે નહિ. શરદઋતુના પ્રારંભનો પવન જે પ્રમાણે આકાશમાંનાં સર્વ વાદળાંને દૂર કરે છે; અથવા જે પ્રમાણે સૂર્યોદય થતાં સર્વ અંધકારનો લય થાય છે; કિંવા જાગ્રત થતાંની સાથે સ્વપ્નમાંની ઘટનાઓ નાશ પામે છે; તે પ્રમાણે આત્મજ્ઞાનાનુભવરૂપી ધારની તીક્ષ્ણતાથી સંસારરૂપી તરુનો નાશ થાય છે. તે વખતે જે પ્રમાણે ચંદ્રપ્રકાશ પડવાથી મૃગજળ દેખાતું નથી, તે પ્રમાણે સંસારરૂપી વૃક્ષની ઉપરનાં તથા નીચેનાં મૂળો તથા નીચે વધેલો સર્વ વિસ્તાર નાશ પામે છે. આ પ્રમાણે હે વીરોત્તમ અર્જુન! આત્મજ્ઞાનરૂપી ખડ્ગથી આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષને મૂળ સહિત છેદી નાખ. (૨૬૬)

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः।**
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

**શ્લોકાર્થ**:—પછી જે પદને પ્રાપ્ત થવાથી લોકો પુનઃ આવતા નથી, તે પદને શોધી કાઢવું જોઈએ; જેમાંથી અનાદિ પ્રવૃત્તિ ચાલી છે, તેજ આદ્ય પુરુષને હું શરણે છું, એવી ભાવનાથી તે પદને શોધી કાઢવું જોઈએ. (૪)

**ટીકા**:—પછી 'इदं' (આ) અને 'अहं' (હું) વૃત્તિથી

મુક્ત એવા આપણા સ્વરૂપને આપણે જોવું; પરંતુ જે પ્રમાણે ગમાર લોકો પોતાનું રૂપ દર્પણમાં પ્રતિબિંબિત કરીને દ્વૈતભાવથી જુએ છે, તે પ્રમાણે આત્મામાં દ્વૈત ઉત્પન્ન કરીને તું તેને જોઈશ નહિ. હે અર્જુન ! પાણી સુકાઈ જવાથી તેમાંનું પ્રતિબિંબ મુખ્ય બિંબની સાથે તાદાત્મ્ય પામે છે; અથવા ઘડો ફૂટી જવાથી તેમાંનું આકાશ મહદાકાશમાં મળી જાય છે; કિંવા કાષ્ઠ નષ્ટ થવાથી તેમાંનો અગ્નિ સ્વસ્વરૂપમાં લય પામે છે; તે પ્રમાણે હે અર્જુન ! આપણામાંજ આપણા સ્વરૂપને જોવું જોઇએ. જે પ્રમાણે જિહ્વા પોતાનો સ્વાદ ચાખે કિંવા આંખો પોતાની દ્રષ્ટિને જુએ, તેવુંજ આ આપણામાં આપણા સ્વરૂપને જોવું એ છે. જેમ પ્રકાશ પ્રકાશમાં, આકાશ આકાશમાં અથવા પાણી પાણીમાંજ હોય છે; તેમ આપણું સ્વરૂપ આપણામાંજ છે. તેને દ્રષ્ટા બન્યા વિનાજ જોવું જોઈએ, જ્ઞાતા થયા વિનાજ જાણવું જોઈએ; એ સ્થાનનેજ આદ્યપુરુષ કહેવામાં આવે છે. તેમાં ઉપાધિનો આશ્રય કરીને શ્રુતિ લાંબી લાંબી જીભ કાઢી નામરૂપનું વ્યર્થજ વર્ણન કરે છે. (૨૭૯)

આવા મહાન સ્વરૂપને પ્રાપ્ત થવાને માટે સ્વર્ગ અને સંસારથી કંટાળી જે મુમુક્ષુ 'પુનઃપાછા આવીશુંજ નહિ' એવી પ્રતિજ્ઞા કરીને યોગજ્ઞાન તરફ જવાને નીકળે છે; અને સંસારને હાથતાળી આપી વૈરાગ્યસંપન્ન થઈ કર્મથી પ્રાપ્ત થનાર અત્યંત મહાન ઐશ્વર્ય જે બ્રહ્મલોક તેને પણ તે ઓળંગી જાય છે; આવી સ્થિતિમાં પણ હું વૈરાગ્યસંપન્ન કિંવા જ્ઞાનસંપન્ન છું, એવું સૂક્ષ્મ અભિમાન રહેવાનો સંભવ છે; તેનો પણ ત્યાગ કરી વિચારવાન મુમુક્ષુ પોતાના મૂળગૃહ પ્રતિ જાય છે. આ નિજસ્વરૂપમાં આટલો મોટો વિશ્વપરંપરાનો વેલો વધ્યો છે એમ સામાન્ય શાસ્ત્રો કિંવા લોકો કહે છે, પરંતુ એમ કહેવું વ્યર્થ છે. જેમ ભાગ્યહીન પુરુષની આશાવલ્લી વધતી જાય છે, તેમજ નિજસ્વરૂપમાં વિશ્વપરંપરાની વલ્લરીના વિકાસનું કથન સમજી લેવું. કારણ કે પરમાત્મવસ્તુનું અજ્ઞાનજ વિશ્વના જ્ઞાનને અવકાશ આપે છે; અને તે અજ્ઞાનેજ કાલત્રયમાં જેનું અસ્તિત્વ

નથી એવા હું-તુંપણાને સર્વ જગતમાં ફેલાવી દીધું છે. માટે હે અર્જુન! આ રીતે વિશ્વની પણ પૂર્વે રહેલું જે બ્રહ્મ તેજ આપણું નિજસ્વરૂપ છે, એવું જ્ઞાન થવું જોઇએ. જેમ ઠંડી ઠંડીનોજ વિષય બને, તેમ નિજસ્વરૂપદર્શનના સંબંધમાં પણ સમજવું. હે ધનંજય! તે નિજપદ (આત્મસ્વરૂપ) ના દર્શનનું બીજું એક લક્ષણ એવું છે કે, એ દર્શન થતાં ત્યાંથી પાછા ફરી શકાતુંજ નથી. મહાપ્રલયકાળે જેમ સર્વત્ર જળજ જળ હોય છે, તેમ જે જ્ઞાનના યોગથી સર્વત્ર પરિપૂર્ણ સચ્ચિદાનંદપરબ્રહ્મનું આત્મસ્વરૂપથી દર્શન કરે છે, તે સ્વસ્વરૂપમાં નિમગ્ન થાય છે.

**निर्मानमोहा जितसंगदोषाअध्यात्मनित्या विनिवृत्तकामाः**
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥**

**શ્લોકાર્થ:**–જેનું અભિમાન અને જેનો મોહ લય પામ્યાં છે, જેણે વિષયાસક્તિરૂપી દોષને જીત્યો છે, જે આત્મચિંતનમાં સદૈવ રમમાણ હોય છે, જેમની સર્વ કામનાઓનો લય થયો છે અને જે સુખદુઃખરૂપી દ્વંદ્વથી મુક્ત થયા હોય છે, એવા જ્ઞાતાઓજ તે શાશ્વત પદને પામે છે. (૫)

**ટીકા:**–વર્ષાઋતુની આખરે જેમ મેઘ આકાશને છોડી જાય છે, તેમ જેના મનને મોહ અને અભિમાન આપોઆપ છોડીને ચાલ્યાં જાય છે; નિર્ધન કે નિષ્ઠુર મનુષ્યને તેનાં સગાંઓ છોડી દે, તેમ વિકારો જેનાથી નાસી જાય છે; કેળાં આવ્યા પછી કેળનું ઉન્મૂલન થઇ જાય, તેમ સ્વરૂપલાભથી જેની ક્રિયાઓ ધીમે ધીમે મંદ પડવા માંડે છે; વૃક્ષને આગ લાગવાથી પક્ષીઓ તેનો ત્યાગ કરે, તેમ જેને સર્વ વિષયો છોડી જાય છે; જે બુદ્ધિરૂપી ભૂમિ પર સર્વ દોષરૂપી અંકુરો ફૂટે છે, તે ભેદબુદ્ધિનું નામ સુદ્ધાં જે જાણતો નથી; સૂર્યોદય થતાં રાત્રિ આપોઆપ લય પામે, તેમ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી જેનું દેહવિષયક અભિમાન અજ્ઞાનસહિત નાશ પામે છે; આયુષ્યહીન મનુષ્યને જીવ એકાએક છોડી જાય, તેમ મોહમાં નાખનારું દ્વૈત જેને છોડી જાય છે; પારસમણિને જેમ લોખંડ દુર્લભ છે, કિંવા જેમ સૂર્યને તિમિર અપ્રાપ્ય છે, તે પ્રમાણે જેનામાં દ્વૈતબુદ્ધિનો

સદૈવ તોટો હોય છે; જે દેહાભિમાનને ધારણ કરવાથી સુખદુઃખ-રૂપી દ્વંદ્વ લાગુ થાય છે, તે દ્વૈત તો જેની સન્મુખ આવતુંજ નથી; જેમ જાગ્રત થયા પછી સ્વપ્નમાં મળેલા રાજ્ય કિંવા મૃત્યુનો હર્ષ-શોક થતો નથી અથવા જેમ ગરુડની પાસે સર્પ આવતો નથી; તેમ સુખદુઃખરૂપી પુણ્યપાપને ઉત્પન્ન કરનારું દ્વૈત જેને દબાવી શકતું નથી. (તે વિકારરહિત થયેલો પુરુષ બ્રહ્મસ્વરૂપમાં મળી જાય છે.) જેમ વિવેકી રાજહંસ અસાર પાણીને છોડી દઈ સત્ત્વવાન દૂધનુંજ પાન કરે છે; સૂર્ય પૃથ્વી પર જળવૃષ્ટિ કરીને પાછો તેને કિરણ દ્વારા શોષી લે છે; તેમ આત્મસ્વરૂપની વિસ્મૃતિ થવાથી જે બ્રહ્મ ચારે તરફ વીખરાયો છે, તેને તે જ્ઞાનદૃષ્ટિ વડે એકત્ર કરી લે છે. વધારે શું કહું? જેમ ગંગા સમુદ્રમાં મળવાથી તેનું ગંગાપણાનું નામ અને રૂપ સમુદ્રમાં લીન થઈ જાય છે; તેમજ આત્મસ્વરૂપનો નિર્ધાર કરનાર જે વિચાર તે પણ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતાં તેમાંજ લીન થાય છે. જેમ સર્વત્ર આકાશ રહેલું હોવાથી તે એક ગ્રામથી બીજે ગ્રામ જઈ શકતું નથી, તેમ સર્વ વસ્તુ નિજસ્વરૂપ બનવાથી તેને કોઇ પણ પદાર્થની અભિલાષા રહેતી નથી; જેમ અગ્નિના ડુંગર પર કોઇ પણ જાતનું બી ઊગતું નથી; તેમ જેના હૃદયમાં જ્ઞાનનો ઉદય થયો છે તેના અંતઃકરણમાં કોઈ પણ વિકાર ઉદ્ભવતો નથી; જેમ સમુદ્રમંથન સમયે ક્ષીરસમુદ્રમાં નાખેલા મંદરાચલને તેમાંથી કાઢી લીધો એટલે તે સમુદ્ર સ્થિર થાય છે, તેમ આત્મપ્રાપ્તિ થવાથી તેના મનમાં તે કામવાસના શાંત થઇ જાય છે. જે પ્રમાણે ચંદ્ર ષોડશ કળાથી પ્રકાશિત થયા પછી કોઇ પણ બાજુએ કાળો દેખાતો નથી, તેમ આત્મપ્રાપ્તિ થવાથી તેના મનમાં કોઇ પણ ઇચ્છા ઉત્પન્ન થતી નથી. આવી અનુપમ વાતો તને કેટલી કહું? જેમ વાયુની આગળ પરમાણુ ટકતો નથી, તેમ વિષયનું નામ પણ તેને ગમતું નથી. આ પ્રમાણે જ્ઞાનરૂપી અગ્નિમાં તપ્ત થઇને જે ઉપર કહેલા વિકારોથી રહિત થયો હોય છે; તે પુરુષ સુવર્ણમાં સુવર્ણ ભળે તે પ્રમાણે આત્મસ્વરૂપમાં ભળી જાય છે; કે જે પદનો કદી પણ

નાશ થતો નથી, જે દશ્યરૂપે દેખી શકાતું નથી, જ્ઞેયરૂપે જાણી શકાતું નથી, અથવા જેને અમુક તરીકે પિછાણી શકાતું નથી.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥

શ્લોકાર્થઃ–તે પદને પ્રકાશિત કરવાને સૂર્ય, ચંદ્ર કિંવા અગ્નિ સમર્થ નથી અને જે પદને પ્રાપ્ત થયેલા લોકો પુનઃ પાછા આવતા નથી, તે મારું પરમધામ (ઉત્તમ પદ) છે. (૬)

ટીકાઃ–દીપક, ચંદ્ર અને સૂર્યના પ્રકાશથી જે આ સર્વ જગત પ્રકાશિત થાય છે અને દષ્ટિએ પડે છે, તે સર્વ પરમાત્મવસ્તુના અજ્ઞાનને લીધેજ દષ્ટિએ પડે છે. જેમ જેમ છીપનું છીપપણું લુપ્ત થતું જાય છે, તેમ તેમ ચાંદીનું રૂપ પ્રકટ થતું ચાલે છે; કિંવા જેમ જેમ રજ્જુનો લોપ થતો જાય છે, તેમ તેમ સર્પનું રૂપ પ્રકટતું જાય છે; તેજ પ્રમાણે જે ચંદ્ર-સૂર્યાદિ તેજસ્વી પદાર્થો દેખાય છે, તે તે સર્વ તેજોના તેજરૂપ સર્વત્ર સમાનપણે ભરપૂર રહેલી પરમાત્મવસ્તુને લીધેજ છે અને તેની છાયારૂપજ છે. વસ્તુઓને તેજ અને ગતિ આપનાર માત્ર બ્રહ્મજ છે અને આ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે ત્યારે ચંદ્રસૂર્યસહ વર્તમાન સમગ્ર જગતનો લોપ થાય છે. જેમ સૂર્યોદય થતાં નક્ષત્રોસહિત ચંદ્ર નિસ્તેજ થાય છે; કિંવા જાગ્રત થતાંની સાથે જેમ સ્વપ્નનો પસારો લય પામી જાય છે, અથવા સંધ્યાકાળ થતાં મૃગજળ નષ્ટ થાય છે; તે પ્રમાણે જે વસ્તુનો સાક્ષાત્કાર થતાં કોઈ પણ ચીજનો આભાસ રહેતો નથી, તેજ મારું મુખ્ય નિજસ્થાન છે. તે સ્થળે જે પહોંચી જાય છે, તે જેમ પાણી સમુદ્રમાં મળી ગયા પછી પાછું નદીમાં આવતું નથી, તે રીતે સંસારમાં પાછા આવતા નથી. મીઠાની બનાવેલી હાથણી સમુદ્રમાં ડુબાવ્યા પછી પાછી બહાર નીકળતી નથી, કિંવા આકાશમાં પહોંચેલી અગ્નિજ્વાલા નીચે પાછી આવતી નથી; અથવા જેમ તપાવેલા લોખંડ પર નાખેલું પાણી પાછું મળતું નથી; તેમ જે શુદ્ધ જ્ઞાન દ્વારા મારામાં ઐક્ય પામે છે, તે પુનર્જન્મથી મુક્ત થાય છે. (૩૨૦)

ભગવાનનું આવું કથન સાંભળી બુદ્ધિરૂપ પૃથ્વીનો રાજા અર્જુન બોલ્યોઃ–હે પ્રભો ! આજ આપે મારા પર કૃપા કરી છે; પરંતુ મારી એક પ્રાર્થના છે તે પ્રતિ લક્ષ આપો. જેઓ આપના સ્વરૂપમાં મળ્યા પછી પાછા આવતા નથી, તે પૂર્વે આપના સ્વરૂપથી ભિન્ન હતા કે અભિન્ન ? જો તે અનાદિસિદ્ધ ભિન્ન હોય તો તે પાછા આવતા નથી, એ કહેવું યથાર્થ નથી; કારણ કે ભ્રમર પુષ્પમાંના મકરંદનું સેવન કરે છે તે શું પુષ્પ બની જાય છે કે ! લક્ષ્ય(નિશાન)થી ભિન્ન એવું જ બાણ, તે છોડવામાં આવતાં જે પ્રમાણે લક્ષ્યને ભેદીને પુનઃ નીચેજ પડે છે, તે પ્રમાણે જ ભિન્ન હોય તે પાછા આવતા હોવાજ જોઇએ; માટે તમારા સ્વરૂપમાં મળ્યાથી પાછું આવી શકાતું નથી, એ કહેવું સયુક્તિજ નથી. વળી તે પુરુષ, સ્વભાવતઃ આપનું જ રૂપ ( આપથી અભિન્ન ) છે તો કોણ કોને જઇ મળે છે ? શસ્ત્ર શું પોતાનુંજ પોતે છેદન કરી શકે છે કે ? માટે હે દેવ ! તમારા સ્વરૂપની સાથે જેનું ઐક્ય થયું છે તેને શરીરથી અભિન્ન અવયવોની માફક, તમારો સંયોગ કિંવા વિયોગ થાય છે એમ શી રીતે કહી શકાશે ? તેમજ જે પ્રથમથીજ તમારા સ્વરૂપથી ભિન્ન છે તેઓ કદી પણ તમારા સ્વરૂપમાં ઐક્ય પામશે નહિ; તો પછી તે પાછા આવે છે, કિંવા નથી આવતા એવો વ્યર્થ શબ્દોપચાર શા માટે કરવો જોઇએ ! હે સર્વત્ર સુખવાળા શ્રીકૃષ્ણ ! આપના સ્વરૂપમાં મળી ગયા પછી કોણ પાછા આવતા નથી, તે મને સ્પષ્ટ કહી સંભળાવો.

અર્જુનની આ શંકા સાંભળી તેના જ્ઞાનને માટે સર્વજ્ઞ-શિરોમણિ શ્રીકૃષ્ણ સંતુષ્ટ થયા. તે બોલ્યાઃ–હે મહામતે ! મને પ્રાપ્ત થયા પછી જે પાછા આવતા નથી, તે જીવો મારાથી ભિન્ન અને અભિન્ન પણ કહી શકાય. ઊંડા વિવેકથી જોવામાં આવે તો મારા અને તેમના સ્વરૂપમાં ભેદજ નથી; અને ઉપર ઉપરથી જોવામાં આવે તો તે મારાથી પૃથક્ પણ દેખાય છે. પાણી પર ઊડતા તરંગો જેમ પાણીથી ભિન્ન દેખાવા છતાં વસ્તુતઃ તે ચોખ્ખું પાણીજ હોય છે; કિંવા સુવર્ણના ... કારો સુવર્ણથી પૃથક્ દેખાવા છતાં વિચારપૂર્વક જોતાં

ર્ણજ છે; તે પ્રમાણે હે કિરીટિ! જ્ઞાનદૃષ્ટિથી જોતાં તે મદ્રૂપજ છે; અને તેનામાં અને મારામાં જે ભિન્નત્વ દેખાય છે તે અજ્ઞાનને લીધેજ છે. વાસ્તવિક પરમાત્મદૃષ્ટિથી જોતાં ભિન્નાભિન્નત્વનો પ્રશ્ન ઉદ્ભવે એટલું પણ દ્વૈત મારામાં ક્યાં છે? સૂર્યબિંબ સર્વ આકાશને પોતાના ઉદરમાં સમાવી દે તો તેનું પ્રતિબિંબ પછી શામાં દેખાય? અને કિરણો કોના પર પડે? કિંવા હે અર્જુન! કલ્પાંતનાં પાણીથી સર્વ સૃષ્ટિ જળમય થઈ જાય તો પછી ખાબોચિયાં ભરાયાં કે ન ભરાયાં એવો પ્રશ્ન ક્યાંથી ઉદ્ભવે? અક્રિય–એકરસ એવો જે હું તેને અંશ ક્યાંથી હોય! પાણી સીધું હોવા છતાં પણ જેમ પ્રવાહના જોશને લીધે વાંકું વહેવા લાગે છે, કિંવા પાણીની ઉપાધિથી જે પ્રમાણે બીજો સૂર્ય દેખાય છે; આકાશ જેમ ઘટ અને મઠની ઉપાધિથી ગોળ તથા ચતુષ્કોણ દેખાય છે, નિદ્રાની ઉપાધિથી સ્વપ્નમાં જેમ મનુષ્ય રાજા બની જાય છે, ત્યારે તેની પ્રજા ઈત્યાદિ પણ જેમ તે પોતેજ બની રહે છે; કિંવા ઉત્તમોત્તમ સુવર્ણમાં ભેગવાળું સોનું મેળવવાથી તે કસમાં કમી ઊતરે છે; તે પ્રમાણે જ્યારે મારું શુદ્ધ સ્વરૂપ સ્વમાયાથી આચ્છાદિત થાય છે ત્યારે અજ્ઞાન ઉત્પન્ન થાય છે; અને તેને લીધે હું કોણ છું, એવો વિકલ્પ ઉત્પન્ન થઇને વિચારાંતે હું દેહજ છું, એવો નિશ્ચય થાય છે. (૩૪૨)

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

શ્લોકાર્થઃ–મનુષ્યલોકમાં મારોજ સનાતન જીવરૂપી અંશ છે. તે પ્રકૃતિમાંની પાંચ જ્ઞાનેંદ્રિયો તથા મનને આકર્ષે છે.

ટીકાઃ–આ પ્રકારે શરીર પરિમિત આત્મા છે એવો જ્યારે નિશ્ચય થાય છે, ત્યારે તે જીવ મારો અંશ છે એમ તેને ભાસે છે. પવનને લીધે સમુદ્ર પર તરંગો ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે સમુદ્રનો એક નાનો અંશ હોય એમ ભાસે છે; તેમ હે પાંડુસુત! દેહમાં અહંકાર ઉત્પન્ન થતાં [illegible] ો ચાલક આ મૃત્યુલોકમાં હું પોતેજ જીવરૂપે બનું [illegible] . "દૃષ્ટિથી જે આ સર્વ [illegible] છે તેને [illegible] ) કૃદે-

વામાં આવે છે. જન્મ અને મૃત્યુને સત્ય માનવામાં આવે છે, તેજ દશાને હું જીવલોક કિંવા સંસાર કહું છું. આવા જીવલોકમાં જે પ્રમાણે ચંદ્ર પાણીથી પૃથક્ હોવા છતાં પણ પાણીમાં તેનું પ્રતિબિંબ પડવાથી તેમાંચ ચંદ્ર હોય એવો ભાસે છે, તે પ્રમાણે મારા સંબંધમાં પણ સમજવું. હે અર્જુન! સ્ફટિકમણિને કુંકુમ ઉપર મૂકવાથી પ્રેક્ષકને તે રક્ત વર્ણનો દેખાય છે; તથાપિ તે કાંઈ તે વર્ણનો હોતો નથી; તે પ્રમાણે મારું અનાદિત્વ નષ્ટ થતું નથી અને અક્રિયત્વ પણ ખંડિત થતું નથી. તથાપિ મને જે કર્તા અને ભોક્તા કહેવામાં આવે છે તે માત્ર ભ્રાંતિજ છે, એમ તું સમજ. *કિંબહુના, આ પરમ વિશુદ્ધ આત્મા.* પ્રકૃતિની સાથે ઐક્ય પામીને પ્રકૃતિની ઉપાધિથીજ તેના ધર્મમાં પોતાને બાંધી લે છે. પછી મન તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, જે પ્રકૃતિથી ઉપજેલી અને પ્રકૃતિનીજ હોય છે, તેને પોતાની માનીને તે કર્મમાં પ્રવૃત્ત થાય છે. જે પ્રમાણે સ્વપ્નમાં સંન્યાસી સ્વતઃજ પોતાનું કુટુંબ બનીને સંસારનો ઠાઠ જમાવી દે છે અને તેના મોહથી સંસારનાં સુખદુઃખ ભોગવે છે; તે પ્રમાણે પોતાની *વિસ્મૃતિ થવાથી આત્મા પોતાનું સ્વરૂપ પ્રકૃતિમય માની*, તેના અનુરોધથી તેનાંજ કર્મો કરવાને ઉદ્યત થાય છે. તે મનરૂપી રથ પર બેસી, શ્રવણેંદ્રિયના દ્વારથી બહાર નીકળી, શબ્દરૂપી અરણ્યમાં સંચાર કરે છે. પ્રકૃતિની લગામ હાથમાં ધરીને કોઈ વાર તે ત્વચાના દ્વારથી સ્પર્શરૂપી ઘોર વનમાં જાય છે; તો કોઇક વેળા નેત્રનાં દ્વારથી બહાર પડી રૂપવિષયના ડુંગર પર સ્વચ્છંદે હીંડે છે; કિંવા હે સુભટ! કોઇ વાર જિહ્વાદ્વારથી બહાર પડી રસની ગુફામાં પ્રવેશે છે. વળી મારો અંશ જે આ જીવ, તે કોઈવાર નાકના દ્વારથી બહાર પડી સુગંધના અરણ્યમાં ભટકે છે. આમ દેહ અને ઈંદ્રિયોનો નાયક જીવાત્મા મનની સાથે મળીને પંચેંદ્રિયના વિષય શબ્દાદિને ભોગવે છે.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥

શ્લોકાર્થઃ—વાયુ જેમ પુષ્પાદિકમાંથી સુગંધ લઈ જાય

છે, તેમ જીવ પૂર્વશરીર છોડી બીજું શરીર ધારણ કરે છે ત્યારે મન તથા ઇંદ્રિયોને પોતાની સાથે લેતો જાય છે. (૮)

ટીકા:–પરંતુ જીવનું કર્તૃત્વ કિંવા ભોક્તૃત્વ ત્યારેજ દૃષ્ટિએ પડે છે કે, જ્યારે તે એકાદ શરીરમાં પ્રવેશ કરે છે. જે પ્રમાણે એકાદ ધનસંપન્ન તથા વિલાસી પુરુષનું ઐશ્વર્ય જ્યારે તે એકાદ રાજમહાલયમાં રહેવાને આવે છે ત્યારેજ દૃષ્ટિગોચર થાય છે; તે પ્રમાણે જ્યારે જીવ દેહ ધારણ કરે છે ત્યારેજ જીવના અહંકારનો વિકાસ કિંવા વિષયેન્દ્રિયની ધામધૂમ દૃષ્ટિએ પડે છે; અથવા જ્યારે જીવ દેહનો ત્યાગ કરી જાય છે ત્યારે તે પોતાની સાથે અનિત્ય રહેતી મન તથા ઇંદ્રિયોરૂપી સંપત્તિને લેતો જાય છે. જે પ્રમાણે અતિથિ ભોજન કરવાને આવે ત્યારે તેનું અપમાન કરી તેને પાછો કાઢવામાં આવે તો, તે યજમાનનું પુણ્ય તે પોતાની સાથે લઈ જાય છે; કિંવા જે પ્રમાણે દોરી કાઢી નાખવાથી કળસૂત્રી પૂતળાંઓનો નાશ થાય છે, અથવા સૂર્ય અસ્ત થતાં લોકોની દૃષ્ટિને પોતાની સાથે લેતો જાય છે; વધુ શું કહું ? પવન જે પ્રમાણે પોતાની સાથે પુષ્પમાંની સુવાસ લેતો જાય છે, તે પ્રમાણે હે ધનંજય ! જીવ દેહને છોડે છે ત્યારે પોતાની સાથે જ્ઞાનેંદ્રિયો તથા છઠ્ઠું મન લેતો જાય છે. (૩૯૭)

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

**શ્લોકાર્થ**:–તે જીવ કર્ણ, નેત્ર, ત્વચા જિહ્વા, ઘ્રાણ તથા મનનો અધિષ્ઠાતા થઇને વિષયોનો ઉપભોગ લે છે. (૯)

ટીકા:–પછી તે સંસારમાં વા સ્વર્ગલોકમાં જ્યાં જ્યાં અને જેવા જેવા દેહ ધારણ કરે છે; ત્યાં ત્યાં મન વગેરે છ ઇંદ્રિયોનો વિસ્તાર પુનઃ ફેલાય છે. હે અર્જુન ! દીપક ઓલવાતાં જે પ્રમાણે તે પોતાના તેજની સાથે નષ્ટ થાય છે, પરંતુ પુનઃ પ્રદીપ્ત થતાંની સાથે સાથે પાછો તેવીજ રીતે પ્રકાશે છે; એમ હે અર્જુન! આ પ્રકારના વ્યવહારમાં અજ્ઞાનીઓની દૃષ્ટિમાં એવું લાગે છે કે, આત્મા આ દેહમાં આવ્યો અને તેણેજ વિષયોનો ઉપભોગ લીધો; અથવા તેજ આ દેહ છોડી ગયો.

થાકી જન્મવું અને મરવું કિંવા ક્રિયા કરવી અથવા વિષયોને ભોગવવા એ તો પ્રકૃતિનાજ ધર્મો છે; અજ્ઞાનીઓજ એને આત્માના ધર્મો માને છે. (૩૭૨)

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥
यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

શ્લોકાર્થઃ—દેહથી યુક્ત કિંવા દેહમાં નિવાસ કરનાર; શબ્દાદિ વિષયોનો ઉપભોગ લેનાર અથવા સુખદુઃખાદિકથી યુક્ત રહેનાર જે જીવ, તેનું સત્સ્વરૂપ મૂઢજનોને દેખાતું નથી; પણ જેને જ્ઞાનચક્ષુ હોય છે તેનેજ દેખાય છે. (૧૦) યત્ન કરનારા યોગીઓ પોતાનામાં (બુદ્ધિમાં) રહેલા આત્માને જુએ છે; અને જે શાસ્ત્રસંસ્કારરહિત તથા અવિચારી હોય છે, તેને* યત્નો વડે પણ જીવનું સ્વરૂપ દેખાતું નથી. (૧૧)

ટીકાઃ—દેહ ઉત્પન્ન થઈ તેમાં ચેતન આવ્યું કે તેને લોકો જન્મ થયો એમ કહે છે; તેજ પ્રમાણે હે સુભદ્રાપતે ! તેની સંગતેથી ઈંદ્રિયો પોતપોતાના વિષયોનું સેવન કરે છે, તેને તેઓ ' જીવ ઉપભોગ લે છે " એમ કહે છે. અરે ! શરીર ક્ષીણ થઈ ભોગ ભોગવવા આપોઆપ બંધ પડે છે અને દેહ પડીને નષ્ટ થાય છે, એટલે " જીવ ગયો " એવું તેઓ બુમરાણ કરી મૂકે છે. હે પાંડવ ! વૃક્ષ હાલતાં હોય ત્યારેજ પવનનું અસ્તિત્વ માનવું અને જે સ્થળે વૃક્ષો ન હોય તે સ્થળે પવનનો લોપ માનવો કે ? કિંવા સામે આરસી રાખીને તેની અંદર આપણું રૂપ જોઇએ ત્યારેજ શું આપણું અસ્તિત્વ સિદ્ધ થાય છે કે ? તેની પૂર્વે શું આપણો અભાવ હોય છે કે ? અથવા તે આરસી એક બાજુ પર મૂકીએ અને આપણું રૂપ જોતા અટકીએ તો શું આ

* આવા અજ્ઞાનીઓ બાહ્ય કર્મો તજી દઈને અકર્મી (ત્યાગી) ભેખધારી બની જાય, કિંવા જ્ઞાનને ગોખી મારીને મહાત્મા બને તો પણ અંદરથી તો ઊલટા વધારે જૂઠાં, વિષયી, ખટપટી અને લોભી બનતા હોવાથી યત્ન કરતા છતા જોતા નથી. —ભિક્ષુ અખંડાનંદ

જગતમાંથી આપણે નષ્ટ થયા એમ માનવું કે? માટે આવવું-જવું એ આરસીના પ્રતિબિંબનું છે, આપણું નથી. ગડગડાટનો શબ્દ એ આકાશનોજ ગુણ છતાં જેમ લોકો તેને વાદળનો કહે છે; અથવા અભ્રો દોડતાં હોય છે ત્યારે પણ લોકો ચંદ્રનેજ દોડતો કહે છે; તે પ્રમાણે મોહથી અંધ થયેલા લોકો દેહ ઉત્પન્ન થાય અને નાશ પામે એટલે અવિક્રિય આત્માજ જન્મે છે, અને નષ્ટ થાય છે. એવું માની બેસે છે. આ શરીરમાં આત્મા તો આત્મસ્વરૂપમાંજ સ્થિત હોય છે તથા સાક્ષી છે એમ જોનાર વિચારવાન લોકો જુદાજ છે. દેહ એ તો જીવને રહેવાની કોથળીજ છે, એમ તેઓ જ્ઞાનના પ્રકાશથી જોઈ શકતા હોવાથી તેમની આંખો તેમાં લિપ્ત થઈ જતી નથી. જે પ્રમાણે ગ્રીષ્મઋતુમાં પુષ્કળ અભ્રો આકાશને આચ્છાદિત કરી દે તો પણ તેમાંથી સૂર્યકિરણો બહાર આવ્યા વિના રહેતાં નથી, તેમ જ્ઞાનની પ્રભાથી જેની સ્ફૂર્તિ સ્વસ્વરૂપના નિવાસસ્થાનપર્યંત પહોંચી છે, તે જ્ઞાની પ્રવૃત્તિ વચ્ચે પણ આત્માને અકર્તાજ માને છે. નક્ષત્રોથી ભરેલું આકાશ સમુદ્રમાં દેખાય એટલે તે કાંઈ ઉપરથી તૂટી પડી નીચે આવ્યું હોતું નથી; પરતું પોતાના સ્થાનમાંજ હોય છે અને સમુદ્રમાં જે પ્રતિબિંબ દેખાય છે, તે મિથ્યા છે; તે પ્રમાણે આત્મા દેહમાં કર્તાભોક્તા તરીકે દેખાય છે, તો પણ તે તો પોતાના સ્થાનમાં સ્થિરજ હોય છે; કિંવા ખાબોચિયાના પાણીમાં સૂર્ય દેખાય છે અને પાછો પાણી સુકાઈ જતાં દેખાતો બંધ થાય છે; તે બન્ને વ[illegible] સદા-ની પેઠે પોતાના [illegible] હોય છે; તે પ્ર[illegible]

કિંવા જેણે જાણ્યો પણ નથી અને કર્યો પણ નથી. જેમ કે સમજે છે તેવું જ યથાર્થ આત્મજ્ઞાન થયું કે મનુષ્ય ગમે તેટલું બીજું જ્ઞાન પ્રાપ્ત કરે અને તેની બુદ્ધિ પરમાણુની પણ કરતી ઘઈ નાખે તથા તે સકળ શાસ્ત્રમાં નિપુણ થાય તો પણ તે મનુ-ષ્યના મનમાં વૈરાગ્યનો પ્રવેશ ન થયો હોય તો મારી–સર્વાત્માની સાથે કદી પણ તે તાદાત્મ્ય કરી શકશે નહિ: તેમ વાણીમાં ગમે તેટલો વિવેક ભર્યો હોય છતાં અંતઃકરણમાં જો વિષયોનું ચિંતન કરતો હોય તો. હે અર્જુન! તેને કદી પણ મારી પ્રાપ્તિ થઈ શકશે નહિ. સ્વપ્નમાં સર્વ ગ્રંથો મુખગત થાય તો પણ તેના યોગથી સંસારમાંથી મુક્ત થઈ શકશે કે ? કિંવા ઘરમાં રહેલા વડીલોપાર્જિત ગ્રંથોનું રક્ષણ કરીને તેને એક ખૂણામાં મૂકી રાખ્યાથી તેનું પરિશીલન કર્યું એમ કહેવાશે કે ? અથવા આંખ મીંચીને મોતીને નાક આગળ લાવવામાં આવે તો તેની કિંમત આંકી શકાશે કે? તેજ પ્રમાણે ચિત્તમાં અભિમાન રાખી, મુખ દ્વારા સર્વ શાસ્રોનો પાઠ કરી જવામાં આવે અને એવા કોટયવધિ જન્મો વ્યતીત થઈ જાય તો પણ મારી પ્રાપ્તિ થશે નહિ. હવે હું એકજ હોવા છતાં પ્રાણીમાત્રમાં મારી વ્યાપ્તિ કેવી રીતે છે, તે તને સ્પષ્ટ રીતે સમજાવું છું; માટે સાંભળ. (૩૯૭)

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

શ્લોકાર્થઃ—સર્વ જગતને પ્રકાશિત કરનારું સૂર્યમાં જે તેજ છે અને અગ્નિ તથા ચંદ્રમાં જે તેજ છે તે તેજ મારું જ સમજ.

ટીકાઃ—જે તેજ સૂર્યસહિત સર્વ વિશ્વરચનામાં દેખાય છે, તે તેજ આદિથી અંત સુધી મારું છે. હે પાંડુસુત! સૂર્યથી પાણી શોષાઈ ગયા પછી પુનઃ પૃથ્વીમાં જે ભીનાશ આવે છે, તેને લાવનારી ચંદ્રની પ્રભા તે પણ મારી છે; અને દહન તથા પાચન કરનારી અગ્નિમાંની અપાર ઉષ્ણતા પણ મારીજ છે.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥

શ્લોકાર્થઃ—અને હું આ પૃથ્વીમાં પ્રવેશ કરી મારા પોતાના સામર્થ્યથી સર્વ ભૂતોને ધારણ કરું છું; તથા રસાત્મક ચંદ્ર બની સર્વ ઔષધિઓનું પોષણ કરું છું. (૧૩)

ટીકાઃ—હું પૃથ્વીમાં પ્રવેશી તેને આધારભૂત થયો છું; માટેજ સમુદ્રના અથાગ પાણીમાં પણ તે પીગળી જતી નથી. અને એ પોતાના પૃષ્ઠભાગ પર જ અપરિમિત ચરાચર ભૂતો ધારણ કરે છે, તેને પણ હુંજ તેમાં પ્રવેશીને ધારણ કરું છું. હે પાંડુસુત! હું આકાશમાં પણ ચંદ્રસ્વરૂપે અમૃતનું સરોવરજ બન્યો છું! અને ત્યાં રહ્યો રહ્યો ચંદ્રકિરણરૂપી ઓઘથી સર્વ વનસ્પતિનું હુંજ પોષણ કરું છું. આમ સર્વ ધાન્યાદિકનું પોષણ કરીને નાના પ્રકારનાં ધાન્યોની વૃદ્ધિ દ્વારા પ્રાણીમાત્રનું રક્ષણ હુંજ કરું છું; અને અન્ન ઉત્પન્ન કર્યા પછી પણ જીવને સંતોષકારક રીતે તે પ્રાણીમાત્રને કેમ પચે તેનો મને વિચાર થયો.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

શ્લોકાર્થઃ—હું પ્રાણીઓનાં શરીરમાં પ્રવેશી પ્રાણ, અપાન ઇત્યાદિ વાયુમાં મળી જઈ, જઠરાગ્નિ બની ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય, એવાં ચતુર્વિધ અન્નનું પાચન કરું છું. (૧૪)

ટીકાઃ—માટે હે અર્જુન! પ્રાણીમાત્રનાં શરીરમાં નાભિકંદ પર સગડી સળગાવી જઠરમાં હુંજ પ્રદીપ્ત થયો. પ્રાણ તથા અપાન એ વાયુની બેવડી ધમણ દ્વારા રાત્રિદિવસ તે જઠરાગ્નિને સળગાવી આ ઉદરમાં કેટલાંય અન્નને ફના કરી મૂકું છું તેનો હિસાબ નથી! કોરું, સ્નિગ્ધ, સીઝેલું તથા કાચું, એ ચતુર્વિધ અન્નનું પાચન જઠરાગ્નિરૂપે હુંજ કરું છું. આ પ્રકારે સર્વ જગત પણ હું છું, જગતનો નિર્વાહ જેના વડે થાય છે તે ધાન્ય પણ હુંજ છું અને જીવનનું મુખ્ય સાધન જે જઠરાગ્નિ, તે પણ હુંજ છું. મારી વ્યાપકતાનો ચમત્કાર વધારે શું કહું? એટલુંજ નિશ્ચયપૂર્વક લક્ષમાં રાખ કે, આ જગતમાં મારા વિના બીજું કાંઈ છેજ નહિ; સર્વત્ર હુંજ ભરેલો છું. તો પછી આ જગતમાં કેટલાંક પ્રાણીઓ સુખી દેખાય

છે અને કેટલાંક દુઃખી દેખાય છે; તેનું કારણ શું ? એવો પ્રશ્ન ઉદ્ભવશે. એકજ દીપકથી સર્વ દીવાઓ સળગાવવામાં આવે તો તેમાંથી કેટલાક પ્રકાશે અને કેટલાક ન પ્રકાશે એમ શી રીતે બની શકે? આ પ્રકારના તર્કવિતર્કો તું તારા મનમાં કરતો હશે; માટે હું તેનું ઉત્તમ રીતે નિવારણ કરું છું તે સાંભળ. સર્વત્ર હુંજ ભરેલો છું એ વાત તો સર્વાંશે નિર્વિવાદજ છે; પરંતુ તે તે પ્રાણીઓની બુદ્ધિની કલ્પના પ્રમાણેજ હું તેમને ભાસું છું. જે પ્રમાણે ભિન્ન ભિન્ન વાદ્યોના અનુરોધથી એકજ આકાશમાંથી ધ્વનિના પૃથક્ પૃથક્ નાદો સંભળાય છે; કિંવા એકજ સૂર્યનો ઉપયોગ પોતપોતાની આવશ્યકતા પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે કરવામાં આવે છે; એકજ પાણી બીજના પૃથક્ પૃથક્ ધર્મોને લીધે તે તે વૃક્ષના રૂપમાં પરિણામ પામે છે; તે પ્રમાણે મારુંજ સ્વરૂપ સર્વ પ્રાણીપદાર્થરૂપે પરિણામ પામ્યું છે. અરે! અજ્ઞાની અને ચતુરની દૃષ્ટિએ પડેલો બે સેરનો નીલમણિનો હાર, અજ્ઞાનીને સર્પરૂપે ભાસવાથી તેને ભીતિ ઉત્પન્ન થઈ અને ચતુરને તે અમૂલ્ય અલંકાર લાગવાથી પરમ સંતોષ થયો. અસ્તુ. સ્વાતિ નક્ષત્રનું પાણી એકસરખુંજ હોય છે; પરંતુ તે છીપમાં પડે છે ત્યાં તેનાં મોતી થાય છે અને સર્પના મુખમાં પડે છે ત્યાં તેનું વિષ બને છે. તે પ્રમાણે જે જ્ઞાની છે તેને મારાથી સુખની ઉત્પત્તિ થાય છે અને અજ્ઞાનીને દુઃખ થાય છે.

**सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

શ્લોકાર્થઃ–હું સર્વનાં હૃદયમાં પ્રવેશ કરીને રહું છું. મારાથીજ સર્વને સ્મૃતિ, જ્ઞાન અને એ ઉભયનો અભાવ (વિસ્મરણ તથા અજ્ઞાન) થાય છે; સર્વ વેદો દ્વારા હુંજ જાણવા યોગ્ય છું;અને વેદાંતનો સિદ્ધાંત કરનાર (કર્તા) તથા તેનો જ્ઞાતા પણ હુંજ છું.

ટીકાઃ–બાકી સર્વ પ્રાણીનાં હૃદયમાં હું અમુક છું એવી જે બુદ્ધિ રાત્રિદિવસ સ્ફુરે છે, તે પણ હુંજ છું; પરંતુ સાધુના સમાગમથી, યોગ અને જ્ઞાનના અભ્યાસથી તથા વૈરાગ્યસહવર્તમાન ગુરુચરણની સેવાથી; જેમનું સર્વ અજ્ઞાન નષ્ટ થઇ

બુદ્ધિ આત્મસ્વરૂપમાં વિશ્રામ પામે છે, તેઓ આત્મસ્વરૂપ પ્રતિ જોઈ જોઇને, તે આત્માના યોગથી નિરંતર સૌખ્યનોજ ઉપભોગ લે છે. આ સુખનું કારણ પણ મારા વિના ઇતર કાંઈ જ નથી. હે ધનંજય ! સૂર્યના પ્રકાશથીજ સૂર્યનું દર્શન થાય છે, તેમ મારું જ્ઞાન થવાને માટે હુંજ કારણભૂત છું; પરંતુ કેવળ વ્યાવહારિક લોકોની સેવા કરીને તથા સંસારની ઉત્તમતા સાંભળીને દેહમાંજ જેમની અહંબુદ્ધિ બંધાઈ ગઈ હોય છે, તેઓ સ્વર્ગ અને સંસારની પ્રાપ્તિ માટે જે સકામ કર્મનું આચરણ કરે છે, તેથી તેમને દુઃખજ મુખ્ય ભાગે પ્રાપ્ત થાય છે; પરંતુ હે અર્જુન ! દુઃખપ્રાપ્તિ પણ અજ્ઞાની લોકોને મારી સત્તાથીજ થાય છે. જેમકે સ્વપ્ન અને નિદ્રાનું કારણ પણ મનુષ્યની જાગ્રદવસ્થાજ હોય છે. અભ્રો વડે સૂર્ય નથી દેખાતો તે પણ જેમ સૂર્યના પ્રકાશ વડેજ જણાય છે; તેમ પ્રાણીઓ મને ન ઓળખી વિષયોનું સેવન કરે છે તે પણ મારી સત્તાથીજ થાય છે. હે ધનંજય ! જે પ્રમાણે નિદ્રા કિંવા જાગૃતિનું મૂળકારણ જ્ઞાનજ છે; તે પ્રમાણે જીવોના જ્ઞાન અને અજ્ઞાનનું મૂળ પણ હુંજ છું. હે ધનુર્ધર ! જે પ્રમાણે સર્પ કિંવા રજ્જુના ભાસનું મૂળ કારણ રજ્જુજ છે; તે પ્રમાણે સંસારના જ્ઞાન તથા અજ્ઞાનની સિદ્ધિ મારી સત્તા વડેજ થાય છે. મારું ખરું સ્વરૂપ ન જાણી શકાયાથી વેદોએ મને જાણવાની ચેષ્ટા કરી, તેથી તેના ત્રણ ભાગ બની ગયા. જેમ પૂર્વ તથા પશ્ચિમવાહિની નદીઓનું પ્રાપ્યસ્થાન સમુદ્રજ છે; જેમ મહાસિદ્ધાંતની આગળ (બ્રહ્મની આગળ) શ્રુતિ શબ્દસહિત લય પામે છે; જેમ પવનની લહેરો ગંધસહિત આકાશમાં લય પામે છે; તેમ જે સ્થળે સર્વ શ્રુતિઓ લજ્જા પામીને સ્તબ્ધ થઈ રહે છે, તે મારા બ્રહ્મસ્વરૂપને હું પોતેજ યથાર્થ પ્રકટ કરું છું. પછી શ્રુતિસહ સંપૂર્ણ જગત જે સ્થળે લય પામે છે, તે શુદ્ધ આત્મજ્ઞાનનો જાણનાર હુંજ છું. મનુષ્ય જાગ્રત થતાં સ્વપ્નમાં ભાસેલી વસ્તુઓનો મૂળથીજ વર્ણન કરતી વખતે આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું તે નિરુપાધિક સ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે

સમજાવું છું. હવે સ્વપ્નમાં ભાસેલી વસ્તુનો અભાવ હોવાનું તથા પોતે એકલોજ હોવાનું જ્ઞાન જેમ પોતા વડેજ પોતે પામે છે; તેમ મારા આત્મસ્વરૂપનો બોધ મનુષ્યને મારા વડેજ થાય છે અને તે આત્મસ્વરૂપને જાણનાર પણ હુંજ છું. હે વીર અર્જુન! જેમ કપૂર બળી જતાં તેનું કાજળ પણ રહેતું નથી, તેમ અજ્ઞાનનો સમૂળ નાશ કરનાર જ્ઞાન પણ નાશ પામી જાય છે, ત્યારે કાંઈ નથી એમ પણ કહેવાતું નથી અને છે એમ પણ કહેવાતું નથી. અર્થાત્ જ્ઞાનાજ્ઞાનનો લય થતાં જે શુદ્ધ સ્વરૂપ રહે છે, તેમાં શબ્દ પ્રવેશીજ શકતો નથી અને અગ્નિ પણ રહેતો નથી. માટે તે છે કિંવા નથી એ શબ્દ દ્વારા કહી શકાતું નથી. વિશ્વના કારણરૂપ અજ્ઞાનનો વિશ્વસહિત નાશ કરનાર આત્મવસ્તુનો વિશ્વાંતર્ગત સાધનથી કોણ અને કયાંથી પત્તો શોધી કાઢશે? અર્થાત્ આવીજ કાંઈ વિશેષ વસ્તુસ્થિતિ તે મારું શુદ્ધ સ્વરૂપજ છે. (૪૪૧)

કૈવલ્યપતિ ભગવાન આ પ્રમાણે સ્થૂલ–સૂક્ષ્મ પદાર્થોમાં પોતાની વ્યાપ્તિનું નિરૂપણ કરતા કરતા છેક પોતાના નિરુપાધિક સ્વરૂપ સુધી લઈ જઈને વિરમ્યા. જેમ ચંદ્રોદયનું ક્ષીરસમુદ્રમાં પૂર્ણ પ્રતિબિંબ દેખાય છે, તેમ શ્રીકૃષ્ણે કરેલો આ સર્વ બોધ અર્જુનના હૃદયમાં ચિત્રિત થયો. જેમ ભીંત પર આલેખેલું ચિત્ર સામે આવેલી ચળકથી ભીંતમાં દેખાય છે, તેમ વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ પરમાત્માના મનમાંનો બોધ અર્જુનના શુદ્ધ અંતઃકરણમાં પ્રતિબિંબિત થયો. ધન્ય! ધન્ય પરમાત્મસ્વભાવને! જેમ જેમ તેની પ્રાપ્તિ થતી જાય છે, તેમ તેમ આનંદની વૃદ્ધિ થતી જાય છે. આવા અનુભવનો રાજા જે અર્જુન, તે શ્રીદેવ પ્રત્યે બોલ્યો.–હે દેવ! આપની વ્યાપકતાનું વર્ણન કરતી વખતે આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું તે નિરુપાધિકસ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે સમજાવો. ત્યારે શ્રીદ્વારકાનાથ બોલ્યા.–ઠીક કહ્યું. હે અર્જુન! મને નિરંતર વિલાસવિનોદથી પણ એજ બોલવું ગમે છે; પરંતુ શું કરું? એવા પ્રશ્નો પૂછનાર કોઈજ મળતું નથી. મોટી આ-

બુદ્ધિ આત્મસ્વરૂપમાં વિશ્રામ પામે છે, તેઓ આત્મસ્વરૂપ પ્રતિ જોઈ જોઇને, તે આત્માના યોગથી નિરંતર સૌખ્યનોજ ઉપભોગ લે છે. આ સુખનું કારણ પણ મારા વિના ઇતર કાંઈ-જ નથી. હે ધનંજય ! સૂર્યના પ્રકાશથીજ સૂર્યનું દર્શન થાય છે, તેમ મારું જ્ઞાન થવાને માટે હુંજ કારણભૂત છું; પરંતુ કેવળ વ્યાવહારિક લોકોની સેવા કરીને તથા સંસારની ઉત્તમતા સાંભળીને દેહમાંજ જેમની અહંબુદ્ધિ બંધાઈ ગઈ હોય છે, તેઓ સ્વર્ગ અને સંસારની પ્રાપ્તિ માટે જે સકામ કર્મનું આચરણ કરે છે, તેથી તેમને દુઃખજ મુખ્ય ભાગે પ્રાપ્ત થાય છે; પરંતુ હે અર્જુન ! દુઃખપ્રાપ્તિ પણ અજ્ઞાની લોકોને મારી સત્તાથીજ થાય છે. જેમકે સ્વપ્ન અને નિદ્રાનું કારણ પણ મનુષ્યની જાગ્રદવસ્થાજ હોય છે. અભ્રો વડે સૂર્ય નથી દેખાતો તે પણ જેમ સૂર્યના પ્રકાશ વડેજ જણાય છે; તેમ પ્રાણીઓ મને ન ઓળખી વિષયોનું સેવન કરે છે તે પણ મારી સત્તાથીજ થાય છે. હે ધનંજય! જે પ્રમાણે નિદ્રા કિંવા જાગૃતિનું મૂળકારણ જ્ઞાનજ છે; તે પ્રમાણે જીવોના જ્ઞાન અને અજ્ઞાનનું મૂળ પણ હુંજ છું. હે ધનુર્ધર ! જે પ્રમાણે સર્પ કિંવા રજ્જુના ભાસનું મૂળ કારણ રજ્જુજ છે; તે પ્રમાણે સંસારના જ્ઞાન તથા અજ્ઞાનની સિદ્ધિ મારી સત્તા વડેજ થાય છે. મારું ખરું સ્વરૂપ ન જાણી શકાયાથી વેદોએ મને જાણવાની ચેષ્ટા કરી, તેથી તેના ત્રણ ભાગ બની ગયા. જેમ પૂર્વ તથા પશ્ચિમવાહિની નદીઓનું પ્રાપ્યસ્થાન સમુદ્રજ છે; જેમ મહાસિદ્ધાંતની આગળ (બ્રહ્મની આગળ ) શ્રુતિ શબ્દસહિત લય પામે છે; જેમ પવનની લહેરો ગંધસહિત આકાશમાં લય પામે છે; તેમ જે સ્થળે સર્વ શ્રુતિઓ લજ્જા પામીને સ્તબ્ધ થઈ રહે છે, તે મારા બ્રહ્મસ્વરૂપને હું પોતેજ યથાર્થ પ્રકટ કરું છું. પછી શ્રુતિસહ સંપૂર્ણ જગત જે સ્થળે લય પામે છે, તે શુદ્ધ આત્મજ્ઞાનનો જાણનાર હુંજ છું. મનુષ્ય જાગ્રત થતાં સ્વપ્નમાં ભાસેલી વસ્તુઓનો મૂળથીજ વર્ણન કરતી વખતે આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું તે નિરુપાધિક સ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે

સમજાવું છું. હવે સ્વપ્નમાં ભાસેલી વસ્તુનો અભાવ હોવાનું તથા પોતે એકલોજ હોવાનું જ્ઞાન જેમ પોતા વડેજ પોતે પામે છે; તેમ મારા આત્મસ્વરૂપનો બોધ મનુષ્યને મારા વડેજ થાય છે અને તે આત્મસ્વરૂપને જાણનાર પણ હુંજ છું. હે વીર અર્જુન! જેમ કર્પૂર બળી જતાં તેનું કાજળ પણ રહેતું નથી, તેમ અજ્ઞાનનો સમૂળ નાશ કરનાર જ્ઞાન પણ નાશ પામી જાય છે, ત્યારે કાંઈ નથી એમ પણ કહેવાતું નથી અને છે એમ પણ કહેવાતું નથી. અર્થાત્ જ્ઞાનાજ્ઞાનનો લય થતાં જે શુદ્ધ સ્વરૂપ રહે છે, તેમાં શબ્દ પ્રવેશીજ શકતો નથી અને અગ્નિ પણ રહેતો નથી. માટે તે છે કિંવા નથી એ શબ્દ દ્વારા કહી શકાતું નથી. વિશ્વના કારણરૂપ અજ્ઞાનનો વિશ્વસહિત નાશ કરનાર આત્મવસ્તુનો વિશ્વાંતર્ગત સાધનથી કોણ અને ક્યાંથી પત્તો શોધી કાઢશે? અર્થાત્ આવી જે કાંઈ વિશેષ વસ્તુસ્થિતિ તે મારું શુદ્ધ સ્વરૂપજ છે. (૪૪૧)

કૈવલ્યપતિ ભગવાન આ પ્રમાણે સ્થૂલ–સૂક્ષ્મ પદાર્થોમાં પોતાની વ્યાપ્તિનું નિરૂપણ કરતા કરતા છેક પોતાના નિરુપાધિક સ્વરૂપ સુધી લઈ જઈને વિરમ્યા. જેમ ચંદ્રોદયનું ક્ષીરસમુદ્રમાં પૂર્ણ પ્રતિબિંબ દેખાય છે, તેમ શ્રીકૃષ્ણે કરેલો આ સર્વ બોધ અર્જુનના હૃદયમાં ચિત્રિત થયો. જેમ ભીંત પર આલેખેલું ચિત્ર સામે આવેલી ચળકથી ભીંતમાં દેખાય છે, તેમ વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ પરમાત્માના મનમાંનો બોધ અર્જુનના શુદ્ધ અંતઃકરણમાં પ્રતિબિંબિત થયો. ધન્ય! ધન્ય પરમાત્મસ્વભાવને! જેમ જેમ તેની પ્રાપ્તિ થતી જાય છે, તેમ તેમ આનંદની વૃદ્ધિ થતી જાય છે. આવા અનુભવનો રાજા જે અર્જુન, તે શ્રીદેવ પ્રત્યે બોલ્યોઃ–હે દેવ! આપની વ્યાપકતાનું વર્ણન કરતી વખતે આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું તે નિરુપાધિક સ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે સમજાવો. ત્યારે શ્રીદ્વારકાનાથ બોલ્યાઃ–ઠીક કહ્યું. હે અર્જુન! મને નિરંતર વિલાસવિનોદથી પણ એજ બોલવું ગમે છે; પરંતુ શું કરું? એવા પ્રશ્નો પૂછનાર કોઈજ મળતું નથી. મોટી આ-

બુદ્ધિ આત્મસ્વરૂપમાં વિશ્રામ પામે છે, તેઓ આત્મસ્વરૂપ પ્રતિ જોઈ જોઇને, તે આત્માના યોગથી નિરંતર સૌખ્યનોજ ઉપભોગ લે છે. આ સુખનું કારણ પણ મારા વિના ઇતર કાંઈજ નથી. હે ધનંજય ! સૂર્યના પ્રકાશથીજ સૂર્યનું દર્શન થાય છે, તેમ મારું જ્ઞાન થવાને માટે હુંજ કારણભૂત છું; પરંતુ કેવળ વ્યાવહારિક લોકોની સેવા કરીને તથા સંસારની ઉત્તમતા સાંભળીને દેહમાંજ જેમની અહંબુદ્ધિ બંધાઈ ગઈ હોય છે, તેઓ સ્વર્ગ અને સંસારની પ્રાપ્તિ માટે જે સકામ કર્મનું આચરણ કરે છે, તેથી તેમને દુઃખજ મુખ્ય ભાગે પ્રાપ્ત થાય છે; પરંતુ હે અર્જુન ! દુઃખપ્રાપ્તિ પણ અજ્ઞાની લોકોને મારી સત્તાથીજ થાય છે. જેમકે સ્વપ્ન અને નિદ્રાનું કારણ પણ મનુષ્યની જાગ્રદવસ્થાજ હોય છે. અભ્રો વડે સૂર્ય નથી દેખાતો તે પણ જેમ સૂર્યના પ્રકાશ વડેજ જણાય છે; તેમ પ્રાણીઓ મને ન ઓળખી વિષયોનું સેવન કરે છે તે પણ મારી સત્તાથીજ થાય છે. હે ધનંજય! જે પ્રમાણે નિદ્રા કિંવા જાગૃતિનું મૂળકારણ જ્ઞાનજ છે; તે પ્રમાણે જીવોના જ્ઞાન અને અજ્ઞાનનું મૂળ પણ હુંજ છું. હે ધનુર્ધર ! જે પ્રમાણે સર્પ કિંવા રજ્જુના ભાસનું મૂળ કારણ રજ્જુજ છે; તે પ્રમાણે સંસારના જ્ઞાન તથા અજ્ઞાનની સિદ્ધિ મારી સત્તા વડેજ થાય છે. મારું ખરું સ્વરૂપ ન જાણી શકાયાથી વેદોએ મને જાણવાની ચેષ્ટા કરી, તેથી તેના ત્રણ ભાગ બની ગયા. જેમ પૂર્વ તથા પશ્ચિમવાહિની નદીઓનું પ્રાપ્યસ્થાન સમુદ્રજ છે; જેમ મહાસિદ્ધાંતની આગળ (બ્રહ્મની આગળ) શ્રુતિ શબ્દસહિત લય પામે છે; જેમ પવનની લહેરો ગંધસહિત આકાશમાં લય પામે છે; તેમ જે સ્થળે સર્વ શ્રુતિઓ લજ્જા પામીને સ્તબ્ધ થઈ રહે છે, તે મારા બ્રહ્મસ્વરૂપને હું પોતેજ યથાર્થ પ્રકટ કરું છું. પછી શ્રુતિસહ સંપૂર્ણ જગત જે સ્થળે લય પામે છે, તે શુદ્ધ આત્મજ્ઞાનનો જાણનાર હુંજ છું. મનુષ્ય જાગ્રત થતાં સ્વપ્નમાં ભાસેલી વસ્તુઓનો મૂળથીજ વર્ણન કરતી વખતે આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું તે નિરુપાધિક સ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે

નિવારણ એ છે કે, જો કોઈ માખણ માગે તો પ્રથમ છાશ બનાવીને પછીજ તેમાંથી માખણ કાઢીને આપવું પડે છે; કિંવા શુદ્ધ સુવર્ણ જોઇએ તો પ્રથમ તેને તાવીને તેમાંથી ભેગ કાઢી નાખવો પડે છે; જેમ શેવાળ કાઢી એટલે પાણી તો શુદ્ધજ હોય છે; અથવા અભ્ર નષ્ટ થતાં આકાશ તો આપોઆપજ સ્વચ્છ થાય છે; ડાંગર પરનાં છોડાં કાઢવામાં આવે એટલે ચોખા પ્રાપ્ત થવાને કાંઇ હરકત છે કે? તેમજ સ્વરૂપ પરની ઉપાધિ કાઢી નાખ્યા પછી જે અવશિષ્ટ રહે તે શુદ્ધસ્વરૂપ છે, એમાં તે વળી પૂછવું શું? જે પ્રમાણે સ્ત્રી જે નામ લેવાથી મૌન ધારણ કરે છે તેજ તેના પતિનું નામ હોય છે, તેમજ જ્યાં શબ્દની ગતિ કુંઠિત થતાંજ તે અવર્ણનીય, નિરુપાધિક શુદ્ધ આત્મવસ્તુનો નિર્દેશ થાય છે; જેનું સ્વરૂપ શબ્દોદ્વારા વર્ણવી શકાતું નથી, તે સ્વરૂપનું વર્ણન આજુબાજુના સંયોગોથીજ થઈ શકે છે. માટેજ લક્ષ્મીપતિ ભગવાન પ્રથમ ઉપાધિનું વર્ણન કરવા લાગ્યા. શુદ્ધ પ્રતિપદાના ચંદ્રની કોર દેખાડવી હોય તો જેમ એકાદ વૃક્ષની શાખાનો આશ્રય લેવો પડે, તેમ નિરુપાધિક સ્વરૂપનું લક્ષણ કહેતી વખતે ઉપાધિનું સ્વરૂપ વર્ણવવું પડે છે. (૪૭૦)

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

**શ્લોકાર્થ**:–આ લોકમાં ક્ષર અને અક્ષર એ બેજ પુરુષ ...ર્વ ભૂતોને ક્ષર કહે છે અને કૂટસ્થને અક્ષર કહે છે. (૧૬)

**ટીકા**:–પછી શ્રીકૃષ્ણ બોલ્યા–હે સવ્યસાચી! આ સંસા...નગરમાં વસ્તુતઃ માત્ર બેજ પુરુષોનો નિવાસ છે. જે ... સર્વ આકાશમાં દિવસ (પ્રકાશ) અને રાત્રિ (તિમિર) ...રમી રહ્યાં છે, તે પ્રમાણે સંસારરૂપી રાજધાનીમાં એ ... વસે છે. એ ઉપરાંત પણ એક ત્રીજો પુરુષ છે; પરંતુ ...યનાં નામ સુધ્ધાં સહન કરી શકતો નથી. કારણ ...યાં આવીને નગરસહિત બન્નેનો નાશ કરે છે; પરંતુ ...ષની વાત હાલ રહેવા દો. પ્રથમ એ બેનીજ વાત ...નો એક આંધળો, પાંગળો અને ગાંડો છે તથા

સ્થાથી 'પુનઃ નિરુપાધિક સ્વરૂપ સમજાવો' એમ તેં મને કહ્યું; તે પરથી મને એમ લાગે છે કે, એવી રીતે પૂછનાર મને કોઈ મળે એવી જ મને તીવ્ર ઇચ્છા હતી તેના ફળરૂપેજ આજ તું મને પ્રાપ્ત થયો છે. જે સુખનો અનુભવ અદ્વૈત સ્થિતિમાંજ મળે છે, તે સુખ પ્રાપ્ત કરવામાં આજે તું મને સહાયક થયો છે. કારણ કે મારું નિરુપાધિક સ્વરૂપ પુનઃ કહી સંભળાવવાનું કહીને તેં મને સુખ આપ્યું છે. જે પ્રમાણે આરસીમાં આપણું સ્વરૂપ જોવાથી સુખ થાય છે, તેમ તારી સાથે સંવાદ કરવાથી મને સુખ થાય છે. માટે તું સંવાદ કરનારાઓનો શિરોમણિ છે. હે મિત્ર અર્જુન ! તને સમજ ન પડે તો તું મને પૂછે અને હું તને સમજ પાડું એટલોજ આપણો સંબંધ છે શું ! એમ બોલી દેવે આનંદાતિશયથી અર્જુનને આલિંગન દીધું અને તેના પ્રતિ કૃપાદષ્ટિથી જોઈ બોલ્યા કેઃ—ઓષ્ઠ બે હોય છે, તો-પણ વાચા તો એકજ નીકળે છે. બે પગો હોય છે તો પણ ચાલ-વાની ક્રિયા તો એકજ હોય છે; તેમજ હું કહેનાર તથા તું પૂછનાર એ આપણે બન્ને એકજ છીએ. (૪૫૫)

આ પ્રમાણે બોલતાં બોલતાં પ્રેમથી ભ્રમિત થઈ તેઓ અર્જુનને આલિંગન દઈ સ્તબ્ધ થયા. પછી તેઓ ચકિત થઈ બોલ્યાઃ—આટલો બધો પ્રેમ સારો નહિ. શેરડીના રસનો ગોળ બનાવતી વખતે તેમાં જે પ્રમાણે હલકો ક્ષાર નાખવો પડે છે, તે પ્રમાણે જો આપણા સંવાદરૂપી સુખમાં દ્વૈત ઉત્પન્ન કર-વામાં ન આવે તો આજ ઉદ્ભૂત થયેલા પ્રેમનો લય થઈ જાય! આમ વિચાર કરી શ્રીકૃષ્ણ બોલ્યાઃ—હે વીરશ્રેષ્ઠ! તેં મને શું પ્રશ્ન કર્યો ? આ તરફ અર્જુન કે જે શ્રીકૃષ્ણના સ્વરૂપમાં લીન થયો હતો તે પણ દેહભાને પર આવી પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળવાને તત્પર થયો. તે ગદ્ગદિત કંઠે બોલ્યોઃ—હે દેવ! આપનું નિરુપાધિક રૂપ કયું છે, તે કહો. અર્જુનનું આ ભાષણ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ બે પ્રકારે ઉપાધિનું વર્ણન કરે છે. નિર્ગુણસ્વરૂપનો પ્રશ્ન થતાં શ્રીકૃષ્ણ ભગવાન ઉપાધિનું વર્ણન શા માટે કરે છે, એવી જો કોઇને શંકા આવે, તો તેનું

નિવારણ એ છે કે, જો કોઈ માખણ માગે તો પ્રથમ છાશ બનાવીને પછીજ તેમાંથી માખણ કાઢીને આપવુ પડે છે; કિંવા શુદ્ધ સુવર્ણ જોઇએ તો પ્રથમ તેને તાવીને તેમાંથી ભેગ કાઢી નાખવો પડે છે; જેમ શેવાળ કાઢી એટલે પાણી તો શુદ્ધજ હોય છે; અથવા અભ્ર નષ્ટ થતાં આકાશ તો આપોઆપજ સ્વચ્છ થાય છે; ડાંગર પરનાં છોડાં કાઢવામાં આવે એટલે ચોખા પ્રાપ્ત થવાને કાંઇ હરકત છે કે? તેમજ સ્વરૂપ પરની ઉપાધિ કાઢી નાખ્યા પછી જે અવશિષ્ટ રહે તે શુદ્ધ સ્વરૂપ છે, એમાં તે વળી પૂછવું શું? જે પ્રમાણે સ્ત્રી જે નામ લેવાથી મૌન ધારણ કરે છે તેજ તેના પતિનું નામ હોય છે, તેમજ જ્યાં શબ્દની ગતિ કુંઠિત થતાંજ તે અવર્ણનીય, નિરુપાધિક શુદ્ધ આત્મવસ્તુનો નિર્દેશ થાય છે; જેનું સ્વરૂપ શબ્દોદ્વારા વર્ણવી શકાતું નથી, તે સ્વરૂપનું વર્ણન આજુબાજુના સંયોગોથીજ થઈ શકે છે. માટેજ લક્ષ્મીપતિ ભગવાન પ્રથમ ઉપાધિનું વર્ણન કરવા લાગ્યા. શુદ્ધ પ્રતિપદાના ચંદ્રની કોર દેખાડવી હોય તો જેમ એકાદ વૃક્ષની શાખાનો આશ્રય લેવો પડે, તેમ નિરુપાધિક સ્વરૂપનું લક્ષણ કહેતી વખતે ઉપાધિનું સ્વરૂપ વર્ણવવું પડે છે. (૪૭૦)

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

**શ્લોકાર્થઃ**–આ લોકમાં ક્ષર અને અક્ષર એ બેજ પુરુષ છે. સર્વ ભૂતોને ક્ષર કહે છે અને કૂટસ્થને અક્ષર કહે છે. (૧૬)

**ટીકાઃ**–પછી શ્રીકૃષ્ણ બોલ્યા–હે સવ્યસાચી! આ સંસારરૂપી નગરમાં વસ્તુતઃ માત્ર બેજ પુરુષોનો નિવાસ છે. જે પ્રમાણે સર્વ આકાશમાં દિવસ (પ્રકાશ) અને રાત્રિ (તિમિર) એ બેજ રમી રહ્યાં છે, તે પ્રમાણે સંસારરૂપી રાજધાનીમાં એ બેજ પદાર્થ વસે છે. એ ઉપરાંત પણ એક ત્રીજો પુરુષ છે; પરંતુ તે આ ઉભયનાં નામ સુધ્ધાં સહન કરી શકતો નથી. કારણ કે તે અહીંયાં આવીને નગરસહિત બન્નેનો નાશ કરે છે; પરંતુ તે ત્રીજા પુરુષની વાત હાલ રહેવા દો. પ્રથમ એ બેનીજ વાત સાંભળ. તેમાંનો એક આંધળો, પાંગળો અને ગાંડો છે તથા

બીજો સર્વ અવયવોથી પરિપૂર્ણ છે; પરંતુ તેના એ ધર્મો પોતાના નથી, પણ જે ગામમાં રહેવાને આવ્યા છે તે ગામના સંસર્ગથી તે ઉત્પન્ન થયા છે. તેમાંના એકનું નામ 'ક્ષર' છે અને બીજાનું નામ 'અક્ષર'.છે. આ બન્નેએજ આ સંસારરૂપી નગરને આવરી લીધું છે. હવે જે 'ક્ષર'ના નામથી ઓળખાય છે તે કોણ અને જેને 'અક્ષર' કહેવામાં આવે છે તે કોણ છે, તે સર્વ તને સ્ફુટ કરીને કહું છું. આ સ્થળે શુદ્ધ પરમાત્માને ક્ષરાક્ષરની સંજ્ઞા અપાઈ છે. મહત્તત્ત્વથી લઇને તૃણપર્યંત જે પ્રપંચ, તેને 'ક્ષર' અર્થાત્ પ્રતિક્ષણે નાશ પામનાર કહેવામાં આવે છે. તેની ઉપાધિ પરમાત્માને આપી તેમને ક્ષર પુરુષ કહ્યા છે. (૪૭૭)

હે અર્જુન! મહત્તત્ત્વથી લઈને ઘાસના તૃણપર્યંત સર્વ જે કાંઈ લઘુ, ગુરુ, ગતિમાન અથવા સ્થિર, કિંવા મન અને બુદ્ધિદ્વારા સમજી શકાય એવું છે, જે કાંઈ પંચમહાભૂતોનું બનેલું, નામરૂપમાં આવનારું તથા સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોની ટંકશાળમાં અંકિત થયેલું છે; જે સુવર્ણ વડે પંચમહાભૂતોરૂપી નાણું તૈયાર થાય છે તથા જે શરીરરૂપી દ્રવ્યથી કાળદ્યૂત ખેલી શકે છે; જે વસ્તુ વિપરીત જ્ઞાનથી જાણી શકાય છે તથા જે પ્રતિક્ષણે ઉત્પન્ન થઈને લય પામે છે; અરે, ભ્રાંતિરૂપી અરણ્યમાં(માયામાં) પ્રવેશ કરી જે સૃષ્ટિરૂપી અવયવોને ઉત્પન્ન કરે છે, વધારે શું કહું? જેને 'જગત' કહેવામાં આવે છે; સાતમા અધ્યાયમાં અષ્ટ પ્રકારની પ્રકૃતિના નામથી જેનું વર્ણન કરવામાં આવ્યું છે; અરે! આજ અધ્યાયમાં વૃક્ષાકારરૂપ આકૃતિથી તને જે કહેવામાં આવ્યું; તે સર્વ સાકાર પદાર્થો પોતાનાં રહેવાનાં ગ્રામો છે, એવી કલ્પના કરી તેમાં વ્યાપ્ત થઈ, તે તે આકારે ચૈતન્યજ બની ગયું છે. કૂવામાં પડેલું પોતાનું પ્રતિબિંબ જોઈ તેમાં કોઈ બીજો સિંહ છે એમ માની ક્રોધથી તેનો નાશ કરવાને માટે જે પ્રમાણે સિંહ તેમાં ભુસ્કો મારે છે, કિંવા જળમાં આકાશ વ્યાપ્ત હોવા છતાં પણ તેમાં આકાશનું પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે ચૈતન્ય

સ્વતઃ અદ્વૈત હોવા છતાં પણ ઉપાધિના યોગથી દ્વૈતરૂપ બને છે. હે અર્જુન! આ પ્રમાણે આકારયુક્ત નગરીની કલ્પના કરી આત્મા તે સ્થળે પોતાના સ્વરૂપની વિસ્મૃતિરૂપી નિદ્રા ભોગવે છે. સ્વપ્નમાં જેમ કોઇ મનુષ્ય શય્યા જોઈ તે પર નિદ્રા લે છે, તે પ્રમાણે આત્મા આ જગતમાં સ્વસ્થ રીતે ઊંઘે છે. નિદ્રાના આવેશમાં તે 'હું સુખી છું, હું દુઃખી છું.' એવો ધ્વનિ કરે છે અને અહંકાર તથા મમતાના પાશમાં સપડાઈ બૂમો પાડે છે. આ મારો પિતા, આ મારી માતા, હું કાળો, હું ગોરો, હું પૂર્ણ, આ મારી સંતતિ, આ મારી સંપત્તિ તથા આ મારી સ્ત્રી એવી એવી કલ્પના તે કરે છે. આ પ્રમાણે સ્વપ્નોના આધારે સંસાર તથા સ્વર્ગના અરણ્યમાં ભટકનાર જે ચૈતન્ય તેને હે અર્જુન! 'ક્ષર' પુરુષ કહેવામાં આવે છે. જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે તથા જેને સર્વ જગત જીવ કહે છે તથા જે આત્મસ્વરૂપની વિસ્મૃતિથી સર્વ ભૂતોમાં સંચાર કરે છે, તે જીવાત્માનેજ 'ક્ષર' પુરુષ કહેવામાં આવે છે તે વસ્તુતઃ સ્વસ્વરૂપથી પરિપૂર્ણ છે તેથી તેને પુરુષ નામ મળ્યું છે. વળી તે દેહરૂપી પુરમાં વસે છે તેથી પણ તેને 'પુરુષ' કહે છે. ઉપાધિના તાદાત્મ્યથીજ તેના પર ક્ષરપણાનું ખોટું આળ ચડાવવામાં આવ્યું. જેમ હાલતા પાણીમાં ચંદ્રબિંબ પણ હાલતું દેખાય છે, તેમ વિકારની ઉપાધિથીજ આત્મા ઉપાધિયુક્ત ભાસે છે. પછી તેજ પાણી સુકાઈ જતાં તેમાંનું ચંદ્રનું પ્રતિબિંબ રહેતું નથી, તેમજ ઉપાધિનો નાશ થતાં ચૈતન્ય પણ અદશ્ય થાય છે. આમ ઉપાધિના યોગે ચૈતન્યને ક્ષણિકતા પ્રાપ્ત થાય છે અને આવી ન્યૂનતાથીજ તેને 'ક્ષર' કહે છે. આ પ્રકારે સર્વ જીવચૈતન્યને 'ક્ષર' કહેવામાં આવે છે. હવે 'અક્ષર' નાં લક્ષણો કયાં કયાં છે તે ઉત્તમ પ્રકારે કહું છું. (૫૦૧)

હે અર્જુન! બીજો જે 'અક્ષર પુરુષ' તે મધ્યસ્થ છે; માટે જે પ્રમાણે સર્વ પર્વતોમાં મેરુપર્વત મધ્યસ્થ છે, તે પ્રમાણે પરમાત્મા તથા માયાકાર્યમાં અક્ષર પુરુષની ઉપાધિ જે અજ્ઞાન તે મધ્યસ્થ છે. તદ્વિશિષ્ટ અક્ષર પુરુષને મધ્યસ્થ કહેવામાં આવે

છે; કારણ કે જેમ તે મેરુપર્વત પૃથ્વી, પાતાળ તથા સ્વર્ગ એ ત્રણે લોકમાં એકજ છે, તે પ્રમાણે તે (અક્ષર પુરુષ) પણ જ્ઞાન તથા અજ્ઞાનમાં જુદો નથી. યથાર્થ જ્ઞાનથી ઐકય થવું કિંવા વિપરીત જ્ઞાનથી દ્વૈતની પ્રાપ્તિ થવી, આ ઉભય સ્થિતિ પૈકી જે કેવળ અજ્ઞાન સ્થિતિ તેજ જેનું સ્વરૂપ છે, મૃત્તિકાને ભીંજવી તેનો લોંદો કરવામાં આવે તો તેનો ઘટ બનાવવા પૂર્વેજ તેના મૃત્તિકાત્વનો લોપ થયેલો હોય છે અને તેનો આકાર ઘટ જેવો પણ હોતો નથી. આ ભીંજવેલી મૃત્તિકાના લોંદા જેવી આ અક્ષર પુરુષની માધ્યમિક સ્થિતિ હોય છે. સરોવર સુકાઈ ગયા પછી તેમાં તરંગો કે પાણી હોતું નથી, એવી જે આકારરહિત સ્થિતિ હોય છે; હે પાર્થ! જાગ્રદવસ્થા જઇને હજી સ્વપ્નાવસ્થા આવી નથી એવું નિદ્રાવસ્થા જેવું જેનું સ્વરૂપ છે; અને જગદાભાસનો તથા આત્મબોધનો પણ અભાવ એ બેની વચ્ચેની જે કેવળ અજ્ઞાનદશા છે તે 'અક્ષર' કહેવાય છે.

અમાવાસ્યાની રાત્રિએ સર્વ કળાઓનો નાશ થઈ ચંદ્રનું જેવું સ્વરૂપ બને છે, તેવું શુદ્ધ જ્ઞાન અને વિપરીત જ્ઞાન એ ઉભયથી ભિન્ન જે કેવળ અજ્ઞાન તેજ અક્ષરનું રૂપ છે. સર્વ ઉપાધિનો નાશ થતાં જે અજ્ઞાનમાં જીવાત્મા પ્રવેશે છે; તથા વૃક્ષને ફળ આવતાં તેમાં પણ વૃક્ષ જે પ્રમાણે અદૃશ્યરૂપે (બીજરૂપે) રહેલું હોય છે; તે પ્રમાણે ઉપાધિસહિત ઉપાધિનો સ્વીકાર કરનાર ચૈતન્ય અચિંત્ય સ્થાનમાં વિશ્રાંતિ લે છે. તે સ્થાનને અવ્યક્ત કહેવામાં આવે છે. જે નિદ્રાવસ્થામાં પૂર્ણ અજ્ઞાન હોય છે તેને 'બીજભાવ' કહેવામાં આવે છે અને સ્વપ્ન તથા જાગૃતિને ફળભાવ કહેવામાં આવે છે. આ પ્રમાણે વેદાંતશાસ્ત્રમાં જે સ્થિતિને 'બીજભાવ' કહેવામાં આવે છે તેજ સ્થિતિનું 'અક્ષર પુરુષ' એવું નામ છે. જ્યાંથી વિપરીત જ્ઞાન ઉત્પન્ન થઈ જાગૃતિ અને સ્વપ્નને રૂપે પ્રસાર પામે છે; અને જ્યાંથી અનેક બુદ્ધિતરંગરૂપી જ્ઞાન નીકળે છે; હે અર્જુન! જ્યાંથી જીવધર્મ ઉત્પન્ન થાય છે, તેમજ જ્યાંથી અનંત વિશ્વ ઉત્પન્ન થાય છે અને પ્રલયકાળે જીવત્વ તથા વિશ્વની જ્યાં સામ્યાવસ્થા થાય છે, તે ઉપાધિમાં

અર્થાત્ અજ્ઞાનમાં રહેલા ચૈતન્યનેજ અક્ષર પુરુષ કહેવામાં આવે છે. બીજો ક્ષર પુરુષ કે જે જાગ્રત-સ્વપ્નાવસ્થામાં ખેલે છે, તે જાગ્રત અને સ્વપ્ન, એ બન્ને અવસ્થા જેમાંથી ઉત્પન્ન થાય છે, કિંવા જે અવસ્થાને પૂર્ણ અજ્ઞાનથી ભરેલી એવી નિદ્રાવસ્થા કહેવામાં આવે છે તેને બ્રહ્મસ્થિતિ કહેવામાં એકજ ન્યૂનતા છે. હે વીર અર્જુન! ખરેખર, જો આ નિદ્રાવસ્થામાંથી સ્વપ્ન કિંવા જાગૃતિ એ અવસ્થાઓ પ્રાપ્ત ન થતી હોત, તો આ સુષુપ્તિનેજ બ્રહ્મસ્થિતિ કહેવામાં આવત; પરંતુ આ નિદ્રારૂપી આકાશમાં પ્રકૃતિપુરુષરૂપી અભ્રો આવી, સ્વપ્નમાંજ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ઉદ્ભવ થયેલો જુએ છે; અસ્તુ. નીચેની બાજુએ વિસ્તરેલા સંસારરૂપી વૃક્ષનું જે મૂળ છે તે અજ્ઞાનજ આ અક્ષર પુરુષનું રૂપ છે; એને પુરુષ શા માટે કહેવો? એ પૂર્ણપણે નિદ્રા લે છે તથા માયારૂપી પુરમાં શયન કરે છે માટે. જે ગાઢ નિદ્રામાં વિકાર અથવા વિપરીત જ્ઞાનનો ભાસ હોતો નથી તેજ એનું રૂપ છે; માટે એનો સ્વભાવતઃ કિંવા જ્ઞાન સિવાય અન્ય કોઇ રીતે નાશ થતો નથી. માટે વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતમાં એના પર 'અક્ષર'નો આરોપ કરવામાં આવ્યો છે. આમ જીવ, કાર્યકારણ અને વ્યવહાર થવા માટે પરમાત્માની સાથે માયાના સંબંધનીજ જરૂર છે. તે માયા ચૈતન્યજ 'અક્ષર પુરુષ' કહેવાય છે.

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

**શ્લોકાર્થ**:-ઉત્તમ પુરુષ તો આ ઉભયથી ભિન્નજ છે અને તેને પરમાત્મા કહેવામાં આવે છે. તે અવિનાશી ઈશ્વરસ્વરૂપ બની આ જગતત્રયમાં પ્રવેશીને તેનું ધારણ તથા પોષણ કરે છે.

**ટીકા**:-હવે વિપરીત જ્ઞાનથી ઉત્પન્ન થનારી જે જાગૃતિ અને સ્વપ્નાવસ્થા, તે જે જે ગાઢ અજ્ઞાનમાં લય પામે છે, તે અજ્ઞાન જ્ઞાનમાં ડૂબીને જ્ઞાનની પણ પેલી મેર નીકળી જતાં જે પ્રમાણે અગ્નિ કાષ્ટને બાળીને પાછળથી પોતે પણ નાશ પામે છે; તે પ્રમાણે જ્ઞાન, અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવી આપી પાછળથી પોતે પણ નાશ પામે છે. પછી જે જ્ઞાતૃ-

ત્વ સિવાયનું જ્ઞાન શેષ રહે છે, તે હે અર્જુન! અંતિમ ત્રીજો ઉત્તમ પુરુષ છે. તે પ્રથમના બે પુરુષોથી ભિન્ન છે. હે અર્જુન! નિદ્રા અને સ્વપ્ન કરતાં જે પ્રમાણે જાગ્રદવસ્થા ભિન્નજ પ્રકારની હોય છે, કિંવા સૂર્યકિરણ અને મૃગજળથી જે પ્રમાણે સૂર્યમંડળ સર્વાંશે પૃથક્ હોય છે, તે પ્રમાણે આ ઉત્તમ પુરુષ તે ઉભયથી સર્વથા ભિન્ન છે; એટલુંજ નહિ પરંતુ કાષ્ઠમાં રહેલો અગ્નિ જે પ્રમાણે કાષ્ઠથી ભિન્ન હોય છે, તે પ્રમાણે ક્ષર અને અક્ષરથી પૃથક્ હોય છે. કલ્પાંતકાળે જે પ્રમાણે સમુદ્રની મર્યાદા નષ્ટ થઈ સર્વત્ર જળ જળ થઈ જાય છે, એટલે નદ અને નદીઓ સર્વ એકત્ર થઈ જાય છે; તે પ્રમાણે સ્વપ્ન, ગાઢ નિદ્રા કિંવા જાગૃતિનો ભાસ, પ્રલયકાળમાં રાત્રિ અને દિવસનો ભેદ રહેતો નથી તે પ્રમાણે જ્યાં અવશિષ્ટ રહેતો નથી; જ્યાં દ્વૈતાદ્વૈત ભાવ રહેતો નથી; અસ્તિત્વ અને નાસ્તિત્વપણાનો પણ જ્યાં લય થઈ જાય છે અને અનુભવ પણ ગભરાઇને નાશ પામી જાય છે; એવું જે કાંઇ તત્ત્વ છે, અને જેને પરમાત્મા કહેવામાં આવે છે, તેજ તે ઉત્તમ પુરુષ છે. પરંતુ હે અર્જુન! એ બોલવું પણ અહીંયાં પ્રાપ્ત થતું નથી, માત્ર જીવદશાને ધારણ કરીનેજ બોલી શકાય છે. જે પ્રમાણે તટ પર ઊભો રહેલો માણસ જળમાં ડૂબી જવાની વાત કરે, તે પ્રમાણે આ ઘટના સમજવી. જે ડૂબનાર છે તેની સાથે ડૂબેલો માણસ શી રીતે વાત કરી શકે વારુ? તે પ્રમાણે હે અર્જુન! વેદો જ્યાંસુધી વિચારરૂપી કાંઠા પર ઊભા ઊભાજ સર્વથી પર એવા પરમાત્માની વાતો કરે છે; ક્ષર અને અક્ષર એ બન્ને પુરુષો આ પારના છે; તેથી તેમની અપેક્ષાએજ આ આત્મસ્વરૂપને પરપુરુષ કહેવામાં આવે છે. આ પ્રકારે હે અર્જુન! પરમાત્મા શબ્દથી પુરુષોત્તમને જાણવો, એમ તું સમજ. બાકી જ્યાં શબ્દની ગતિ કુંઠિત થાય છે, જ્ઞાન લોપ પામે છે તથા સર્વ વ્યાપારો બંધ પડે છે એવું જે સ્થાન છે; અહંબ્રહ્મભાવ પણ જ્યાં નષ્ટ થાય છે, જ્યાં કથનારજ કથ્ય વસ્તુ બની જાય છે અને જ્યાં દ્રષ્ટા સહિત દૃશ્ય નાશ પામે છે, તે પુરુષોત્તમ કહેવાય છે. હવે બિંબ તથા તેનું

પાણીમાં પડેલું પ્રતિબિંબ એ બેની મધ્યમાં રહેલી પ્રભા જો કે આપણને દષ્ટિગોચર થતી નથી તો પણ તેનું અસ્તિત્વ નથી એમ કહી શકાતું નથી; કિંવા ઘ્રાણેંદ્રિય તથા પુષ્પ એ બેના મધ્યભાગમાં જ પુષ્પનું સૌગંધ્ય હોય છે, તે જો કે આપણને દેખાતું નથી તો પણ તે નથી એમ કહી શકાતું નથી; તે પ્રમાણે દ્રષ્ટા અને દૃશ્ય વિલીન થતાં શું રહેવા પામે છે તે કોણ કહી શકશે? પરંતુ એવી જ સ્થિતિ છે તેની પ્રતીતિ એજ તે પુરુષોત્તમનું રૂપ છે. જે પ્રકાશિત થનાર વસ્તુ સિવાયજ પ્રકાશક છે અને જે નિયમ્ય પદાર્થ સિવાય પણ નિયમન કરે છે, એવો જે ઈશ્વર તે પોતાના સ્વરૂપમાંજ પોતે હોય છે. જે નાદ-બ્રહ્મને સાંભળવાની શક્તિ આપનાર નાદ છે, જે સ્વાદને આસ્વાદનશક્તિ આપનાર મૂળ આસ્વાદ છે અને જે બ્રહ્માનંદને આનંદની શક્તિ આપનાર આનંદ છે; જે પૂર્ણત્વનું પૂર્ણત્વ, સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ પુરુષ અને વિશ્રાંતિના પણ વિશ્રામરૂપ છે; જે સુખનું પણ સુખ છે, જે તેજનું પણ તેજ છે, અને જે મહા-શૂન્યમાં શૂન્ય પણ અદૃશ્ય થયું છે; જે ઉદય પામ્યા છતાં પણ તેના (ઉદય)થી લિપ્ત હોય છે અને લયનો પણ લય કરીને અવશેષ રહે છે; વધારે શું કહું? જે મહાનથી પણ મહાન છે, જેમ છીપ પોતે રૂપું ન હોવા છતાં પણ અજ્ઞાનીઓને રૂપાનો ભાસ આપે છે; કિંવા સુવર્ણ સ્વયં છુપાઈને રહેતાં અલંકારના રૂપોમાં જેમ છુપાઈ રહે છે, તેમ પરમાત્મા સ્વયં ન છુપાઈ રહેતાં વિશ્વરૂપ ન હોવા છતાં પણ વિશ્વરૂપ બની તેમાં છુપાઈ-ને વિશ્વને ધારણ કરે છે. પાણી અને તરંગોમાં ભેદ નથી, તેમ તે પરમાત્મામાં અને જગતમાં ભિન્નતા નથી. હે વીરેશ! જે પ્રમાણે પાણીમાં પડેલા પ્રતિબિંબમાં સર્વથૈવ ચંદ્રજ કારણ હોય છે; તે પ્રમાણે જગતના ઉત્પત્તિ તથા લયનું પરમાત્માજ કારણ છે. જગતની ઉત્પત્તિ થતાં તે ઉત્પન્ન થતો નથી અને લય થતાં તે ક્યાંય જતો નથી. જેમ રાત્રિ અને દિવસ થવા છતાં સૂર્યમાં પરિવર્તન થતું નથી, તેમજ તે કોઈ પણ વસ્તુવડે ઉપ-

જતો નથી અને કોઈ પણ વસ્તુવડે નાશ પામતો નથી અને તેની તુલના કરવાને તે સ્વતઃજ યોગ્ય છે.( ૫૫૬ )

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

શ્લોકાર્થઃ–હું ક્ષરથી પર અને અક્ષરથી પણ ઉત્તમ છું. તેથી હું લોકોમાં તથા વેદોમાં પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ છું. (૧૮)

ટીકાઃ–હે ધનંજય ! જે પોતેજ પોતાને પ્રકાશિત કરે છે (જે સ્વયંપ્રકાશ છે); વધારે શું કહું ? જેનામાં દ્વૈતનો સ્પર્શ પણ નથી, તે મારું નિરુપાધિક સ્વરૂપ છે, અને હું ક્ષર તથા અક્ષરથી પર છું; માટે વેદો તથા લોકો મને 'પુરુષોત્તમ' કહે છે. (૫૫૮)

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન ! જે જ્ઞાની આ પ્રકારે મને પુરુષોત્તમ સમજે છે, તે સર્વજ્ઞ થઈને સર્વ ભાવોથી મને ભજે છે.

ટીકાઃ–પરંતુ એ હવે રહેવા દો; હે અર્જુન ! જેને જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ પ્રાપ્ત થયો છે તેજ પુરુષ મને પુરુષોત્તમને જાણે છે. જેમ જાગ્રત થયા પછી સ્વપ્ન ભાસતું નથી, તેમ જ્ઞાનનો ઉદય થયા પછી સર્વ જગત મિથ્યા ભાસે છે. હાથમાં માળા લીધી એટલે જેમ તે દ્વારા થયેલો સર્પનો ભાસ નષ્ટ થાય છે, તેમ મારા સ્વરૂપનું જ્ઞાન થવાથી જગતનો મિથ્યાભાસ નાશ પામે છે. જે સુવર્ણના અલંકારને સુવર્ણની દૃષ્ટિથી જુએ છે, તે તેનું અલંકારત્વ મિથ્યાજ માને છે; તેમ જેણે મને જાણીને ભેદનો લય કર્યો છે અને જે સમજે છે કે, સર્વત્ર સચ્ચિદાનંદસ્વરૂપ હુંજ ભરેલો છું. આ રીતે અદ્વૈતદૃષ્ટિથી લેશ પણ ભેદ વિના જે મને જુએ છે તેણે સર્વ કાંઈ જાણ્યું છે, એમ કહેવાની આવશ્યકતા નથી. કારણ કે તેનામાં સર્વ શબ્દોનો વિષય જે દ્વૈત તે પણ અવિશિષ્ટ નથી. માટે હે અર્જુન ! તેજ મારું ભજન કરવાનો અધિકારી છે. જેમ આકાશને આલિંગન દેવાને માટે આકાશજ યોગ્ય છે; જેમ ક્ષીરસાગરનું આતિથ્ય ક્ષીરસાગર લઈ

-શકે છે; અથવા જેમ અમૃતરૂપ થવાથીજ અમૃતમાં ભળી શકાય છે, ઉત્તમ સુવર્ણમાં ઉત્તમ સુવર્ણ મેળવવાથીજ જેમ તેની સરખી કિંમત ઊપજે છે; તેમજ મદ્રૂપ થયા પછીજ પુરુષ મારી ભક્તિ માટે યોગ્ય થાય છે. જો સમુદ્રથી ગંગા પૃથક્ હોય તો તે સમુદ્રમાં શા માટે મળે ? માટે મદ્રૂપ થયા વિના મારી ભક્તિ કરવી શક્ય નથી. આ રીતે જેમ સમુદ્રના તરંગો સમુદ્રથી પૃથક્ નથી, તેમ જે મને ભજે છે તેનામાં અને મારામાં ભેદનું અસ્તિત્વ નથી. સૂર્ય અને સૂર્યની પ્રભામાં જેમ ઐક્ય હોય છે. તેમજ મારું ભજન કરવાથી મારા ભક્તમાં અને મારામાં અંતર રહેતું નથી. (૫૭૦)

इति गुह्यतमं शास्त्रम् इदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

**શ્લોકાર્થ:**–હે નિષ્પાપ ! આ રીતે આ અતિ ગુહ્યશાસ્ત્ર મેં તને કહ્યું; હે અર્જુન ! તે જાણવાથી તું બુદ્ધિમાન અને કૃતાર્થ થશે.

**ટીકા:**–આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેવાનો આરંભ કર્યા પછી સર્વ શાસ્ત્રોના અભ્યાસ થકીજ પ્રાપ્ત થનાર ઉપનિષદરૂપી કમળદળમાંથી ગીતારૂપી સુવાસ સર્વ જગતમાં પ્રસાર પામી આ ભગવદ્ગીતા વેદોનું મંથન કરી શ્રીવ્યાસ મુનિના જ્ઞાનરૂપ હાથથી કાઢેલા માખણ સમાન છે; આ ગીતા જ્ઞાનામૃતથી ભરેલી બીજી ભાગીરથી નદી છે; આનંદરૂપી ચંદ્રની સત્તરમી કળા છે તથા વિચારરૂપી ક્ષીરસાગરનું મંથન કરીને કાઢેલી નવીન લક્ષ્મીજ છે. આ ભગવદ્ગીતા પોતાનાં પદ, વર્ણ અને અર્થના જીવ વડે મારા સિવાય અન્ય વસ્તુને જાણતીજ નથી; માટે અન્યને તે મદ્રૂપજ છે. ક્ષર અને અક્ષર પુરુષોનું પુરુષત્વ તેની સન્મુખ જતાંજ નષ્ટ થયું છે. અને તેણે પોતાનું સર્વસ્વ મને પુરુષોત્તમને અર્પણ કરી દીધું છે; માટે હમણાં તેં જ આ ગીતા શ્રવણ કરી તે મનેજ વરી છે; તેથી જગતમાં તેને પતિવ્રતા નામ પ્રાપ્ત થયું છે. ખરેખર, આ ગીતા કાંઈ શબ્દો દ્વારા વર્ણવી શકાય એવું શાસ્ત્ર નથી, પરંતુ એ તો સં-

જીતવાનુંજ શાસ્ત્ર છે. આ ગીતાના અક્ષરો આત્મભાવ ઉત્પન્ન કરનાર મંત્રોજ છે. (એના શબ્દોમાં આત્મપ્રાપ્તિ કરાવી આપવાની શક્તિ છે.) હે અર્જુન! તને જે આ ગીતા કહી સંભળાવી તે તેં મારો ગુપ્ત ભંડારજ જાણે આજે બહાર કાઢયો છે, એવી રીતે તું ગણજે. જેવી રીતે ગૌતમ મુનિએ તપશ્ચર્યા કરી શંકરની જટામાંથી ગંગાને બહાર કાઢી હતી; તે પ્રમાણે ચૈતન્યશંભુ જે હું તેની જટામાંથી ગીતારૂપી ગંગા કાઢનાર શ્રદ્ધાવાન ગૌતમ તું બન્યો છે. પોતાની સુંદરતા જોવાને માટે જે પ્રમાણે આરસી સામે રાખવી પડે છે, તે પ્રમાણે હે ધનંજય! આત્મસ્વરૂપ જોવાને માટે મેં આ ગીતારૂપી દર્પણજ બનાવ્યું છે. જે પ્રમાણે આકાશમાંનો ચંદ્ર અને નક્ષત્રો એ સર્વ સમુદ્રમાં પ્રતિબિંબિત થાય છે, તે પ્રમાણે તેં મારા સહિત ગીતાને તારા અંતઃકરણમાં પ્રતિબિંબિત કરી છે. અને હે અર્જુન! તારામાંથી ત્રિવિધ તાપરૂપી મળ જતો રહેવાથી તું ગીતાસહિત મારું નિવાસસ્થાન બન્યો છે. વિશેષ શું કહું? ગીતા એ કેવળ મારી જ્ઞાનવલ્લી છે અને તેને જે જાણે છે તે આ સંસારમોહમાંથી મુક્ત થાય છે. હે પાંડુસુત! જે પ્રમાણે અમૃતની નદીનું પાણી પીવાથી રોગ નષ્ટ થઈ અમરતા પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ગીતાને પૂર્ણ રીતે જાણવાથી મોહનો નાશ થાય છે, એમાં આશ્ચર્ય તે શું? એની સહાયથી આત્મજ્ઞાન દ્વારા આત્મસ્વરૂપની સાથે ઐક્ય થાય છે અને કર્મ આપોઆપજ નિષ્કર્મ થાય છે. હે વીરવિલાસ અર્જુન! જે પ્રમાણે ખોવાઇ ગયેલી વસ્તુ પુનઃ પ્રાપ્ત થતાં તેની શોધ બંધ થાય છે, તે પ્રમાણે કર્મરૂપી દેવાલયનું શિખર જ્ઞાન થાય છે, માટે જ્ઞાનીનાં સર્વ કર્મો અટકી પડે છે. અનાથના સખા જે શ્રીકૃષ્ણ તે આ પ્રમાણે બોલ્યા.

શ્રીકૃષ્ણના વદનમાંથી નીકળેલું અમૃતરૂપી ભાષણ પાર્થના મનમાં ઠસી બહાર ઊભરાઈ નીકળ્યું. તેજ વ્યાસની કૃપાથી સંજયને પ્રાપ્ત થયું. તે અમૃત ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે પાવા માંડયું, પરંતુ તેને તે ભાવ્યું હોય એમ લાગ્યું નહિ; તો પણ અનધિકારી ધૃતરાષ્ટ્રને સહજ તેનું શ્રવણ કાને પડયું એટલે

તેનું પરિણામ તો ઇષ્ટજ આવ્યું. દ્રાક્ષના વેલાને પાણીને બદલે દૂધનું સિંચન કરતાં તે વખતે જે પ્રમાણે તે વ્યર્થ ગયેલું લાગે છે, પરંતુ જ્યારે તેને દ્રાક્ષનાં ઝૂમખાં ને ઝૂમખાં આવે છે ત્યારે પરિણામ સારું લાગે છે. તે પ્રમાણે શ્રીહરિના મુખમાંના શબ્દો સંજયે અતિ આદરપૂર્વક ધૃતરાષ્ટ્રને કહ્યા પછી કેટલોક કાળ વ્યતીત થયા પછી તે પણ સુખી થયો. તેજ અક્ષરો મેં ઓબડ ધોબડ મરાઠી ભાષામાં મને સમજાયા તેમ કહ્યા. શેવતીના છોડવાને ઉપર ઉપરથી જોવાથી તેમાં કાંઇ વિશેષતા જણાતી નથી, માત્ર તેમાં કાંટાજ દેખાય છે; પરંતુ તેમાંની વિશેષતા તો માત્ર ભ્રમરોનેજ જણાય છે; તેમજ મારા કથનના યોગ્ય સિદ્ધાંતનેજ આપે ગ્રહણ કરવા અને ખાલી હોય તેને ત્યજી દેવા. કારણ કે કાંઇ ન સમજવું એજ નાના બાળકની શોભા છે; અને બાળકનું અજ્ઞાન જોઇ માતાપિતાને અતિ હર્ષ થાય છે અને વિનોદ પામે છે; તેજ પ્રમાણે આપ સંતો મારાં માતાપિતા છો, આપની ભેટ થતાં હું આપની આગળ લાડથી બોલું છું તેજ આ ગ્રંથ છે. હવે જ્ઞાનદેવ કહે છે કે, મારા વિશ્વાત્મક સ્વામી નિવૃત્તિનાથ આ મારી વાક્યરૂપી પૂજાનો અંગીકાર કરો. (૫૯૯)

**इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां पंचदशोऽध्यायः १५**



# અધ્યાય ૧૬ મો—દૈવાસુરસંપદ્વિભાગયોગ

શ્રીસદ્ગુરુને સૂર્યની ઉપમા આપી શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે:—જગતનો આભાસ નષ્ટ કરનાર અને અદ્વૈતરૂપી કમળને પ્રફુલ્લિત કરનાર ચમત્કારિક સૂર્યરૂપ શ્રીગુરુદેવને મારા નમસ્કાર હો. જે સૂર્ય અવિદ્યારૂપી નિશાનો તથા જ્ઞાનાજ્ઞાનરૂપી ચંદ્રપ્રકાશનો લય કરીને જ્ઞાની લોકોને માટે આત્મબોધનો સુદિન પ્રકાશિત કરે છે; જેનો ઉદય થતાંવારમાંજ જીવરૂપી પક્ષી આત્મજ્ઞાનરૂપી આંખો ઉઘાડે છે; આત્મજ્ઞાનનો પ્રકાશ અને દેહાભિમાનરૂપી માળાનો ત્યાગ કરે છે; જેનો ઉદય થતાંજ વાસનાત્મક સૂક્ષ્મ દેહરૂપી કમળમાં સપડાયેલો જીવચૈતન્યરૂપી ભ્રમર બહાર નીકળે છે; શાસ્ત્રાદિકરૂપી ગૂંચવણભરેલા માર્ગમાં સપડાતાંજ સાયંકાળ થવાથી જે બુદ્ધિ તથા જ્ઞાનરૂપી ચક્રવાક પક્ષીના યુગ્મને વિયોગ થઈ, તે ઉભય જીવેશ્વરભેદરૂપી નદીના બન્ને કાંઠા પર સામસામા ઊભા રહીને વિયોગદુ:ખની ચીચિયારીઓ પાડે છે; તે પક્ષીઓનું જોડું જે સૂર્યોદયનો પ્રકાશ થતાંજ બ્રહ્મરૂપી આકાશમાં એકત્ર થઈ આનંદ પામે છે; જે ગુરુરૂપ સૂર્યનો ઉદય થવાથી ભેદરૂપી ચોરની ભીતિ નષ્ટ થઈ યોગીરૂપી મુસાફર આત્માનુભવરૂપી માર્ગમાં સુખથી ચાલવા લાગે છે; જે સૂર્યના વિવેકરૂપી કિરણથી જ્ઞાનરૂપી સૂર્યકાંત પ્રદીપ્ત થઈ સંસારરૂપી અરણ્યને ભસ્મીભૂત કરે છે; જે સૂર્યનાં પ્રખર કિરણો આત્મસ્વરૂપરૂપી મરુભૂમિમાં પડતાંજ મહાસિદ્ધિરૂપી મૃગજળનું પૂર આવેલું દેખાય છે; જે આત્મબોધના મસ્તક પર સોઽહંરૂપી મધ્યાહ્નકાળ આવતાંજ દેહાત્મભાવની ભ્રાંતિની છાયા દૂર થાય છે, તે વખતે જ્યાં માયારૂપી રાત્રિજ નથી રહેતી, તો પછી વિશ્વરૂપી

સ્વપ્નસહિત વિપરીત જ્ઞાનરૂપી નિદ્રાની તો સ્મૃતિ પણ ક્યાંથી રહે? માટે અદ્વયબોધરૂપી નગરમાં મહાનંદની ભીડ વધી પડી સુખાનુભવની લેણદેણ મંદ પડી જાય છે; કિંબહુના, એ પ્રમાણે જે સૂર્યના તેજથી સર્વદા મોક્ષકૈવલ્યરૂપી સુદિન નિરંતર પ્રકાશિત રહે છે; જે સૂર્ય આત્મસ્વરૂપી આકાશનો રાજા હોઈ સર્વદા બોધનો ઉદય કરનાર છે, તે પૂર્વાદિ દિશાસહિત ઉદયાસ્તનું અસ્તિત્વ નષ્ટ કરે છે. જે જ્ઞાનસહિત અજ્ઞાનનો નાશ કરી આત્મજ્ઞાનનો પ્રકાશ ચોતરફ ફેલાવે છે; વધારે શું કહું? જેના ઉદયનો પ્રભાવ કાંઈ ઓરજ છે; જે સૂર્યના તેજની સન્મુખ દિવસ અને રાત્રિનો ભાસ પણ થતો નથી; જે સૂર્યને અન્ય પ્રકાશની આવશ્યકતા ન હોઈને જે પોતાનાજ પ્રકાશથી પ્રકાશે છે. આવા ચૈતન્યસૂર્યરૂપી જે નિવૃત્તિ મહારાજ તેમને વારંવાર મારા નમસ્કાર હો. સ્તુતિ કરનાર, સ્તોત્ર અને સ્તુત્ય; એ ત્રિપુટીનું ઐક્ય થાય ત્યારેજ દેવની યોગ્યતા પ્રમાણે તેમની ખરી સ્તુતિ કરેલી કહેવાય. સર્વ વસ્તુના જ્ઞાનનો લોપ થવાથીજ જે જાણી શકાય છે, મૌન ધારણ કરી બેસી રહેવું એજ જેનું વર્ણન છે અને જ્યારે સ્વત્વની સ્મૃતિનો પણ લોપ થાય છે ત્યારેજ જેની પ્રાપ્તિ થાય છે; એવા આપ સદ્‌ગુરુની સ્તુતિ કરવા જતાં પશ્યંતી, મધ્યમા તથા પરાસહિત વૈખરી ચૂપ થઈને લય પામે છે. એવા આપ સદ્‌ગુરુને, હે અદ્વયાનંદરૂપી ગુરો! હું સેવકના નાતાથી સ્તુતિરૂપી અલંકાર પરિધાન કરાવું છું. આ અલંકાર આપની યોગ્યતાના પ્રમાણમાં અતિ ક્ષુલ્લક છે, તો પણ આપ તેનો અંગીકાર કરો. એકાદ દરિદ્રી મનુષ્યને અમૃતસિંધુની પ્રાપ્તિ થતાં તેની યોગ્યતાનુસાર તેનું આદરાતિથ્ય કરવાનું ભાન નહિ રહેવાથી તે ભાજીપાલાથીજ તેનું અતિથ્ય કરવા દોડે છે; ત્યારે તે ભાજીપાલાનેજ પકવાન્ન સમજી તેની આદરસત્કાર કરવાની તીવ્રેચ્છાનેજ વિશેષ માનવી જોઇએ; અથવા સૂર્યના દિવ્ય તેજની સમક્ષ એકાદ ક્ષુલ્લક દીપક સળગાવી કોઈ તેની આરતી ઉતારવા લાગે તો તે સ્થળે દીપકજ્યોતિની ન્યૂનતા લક્ષમાં રાખવાની નથી; પરંતુ તે મનુષ્યની ભક્તિનેજ મહત્ત્વ આપવું જોઇએ.

જો નાનું બાળક ઉચિત અને અનુચિતનો વિવેક જાણતું હોય તો પછી તે બાળક શાનું ? એમ જાણીને તેની માતા તેનાં બાલ્યકૃત્યોથી વિનોદ અને આહ્‌લાદ પામી સંતુષ્ટ થાય છે. નાળાનું પાણી ગંગાના પાણી પર પગ દઈ અંદર ઘૂસે તો તે તેને 'આવીશ નહિ કિંવા પાછું જા' એમ ગંગા કહે છે કે ? ભૃગુઋષિએ શ્રીભગવાનના હૃદય પર લત્તાપ્રહાર કર્યો એ કેવડો મોટો અન્યાય કર્યો ? પરંતુ ઊલટું શ્રીકૃષ્ણે તો તેને પ્રેમથી અલંકાર ગણી, પોતાના વૃક્ષઃસ્થળ પર ગુરુપ્રસાદરૂપે શ્રીવત્સલાંછન ચિહ્‌નને ધારણ કર્યું; કિંવા તિમિરથી ભરેલું જગત સૂર્યોદય થતાંની સાથે પ્રકાશથી પરિપૂર્ણ બને છે, તે વખતે સૂર્ય તિમિરને 'પાછળ હઠ' એમ કહે છે કે ? તેજ પ્રમાણે હે ગુરો ! ભેદબુદ્ધિનાં ત્રાજવાં બનાવી સૂર્યની સાથે આપની તુલના કરી એ મારા અપરાધને માટે આપ મને ક્ષમા કરો. યોગીઓએ ધ્યાન ધરીને તમારી પ્રાપ્તિ કરી લીધી અને વેદોએ પોતાની વાણી વડે તમારું વર્ણન કર્યું, એ ઘટના જેમ તમે સહન કરી, તેમ મેં જે આપની તુલના કરી તેને માટે મને પણ ક્ષમા કરો.(૨૯)

હું એક સામાન્ય મનુષ્ય આપના ગુણો પર આસક્ત બન્યો છું, તેને આપ અપરાધ ન સમજશો. હવે તો ચાહે તે કરો તો પણ ભૂખ્યે પેટે ઊઠનાર નથી. આપના ગીતારૂપી પ્રસાદામૃતનું પ્રેમપૂર્વક હું વર્ણન કરવા લાગ્યો એટલે મને દ્વિગુણ બળ મળ્યું છે. પ્રભો ! મારી વાચાએ અનંત જન્મોપર્યંત સત્ય ભાષણરૂપી [illegible], તેનાજ ફળરૂપે [illegible]

પછી તેને દરિદ્રી કહેવાશે કે ? અથવા તિમિરને ઘેર દૈવયોગે સૂર્ય અતિથિ તરીકે આવે તો તે અંધકારજ પ્રકાશમય નથી બની રહેતો કે ? તે પ્રમાણે મારું ગીતાનું વ્યાખ્યાન એ આકાશપુષ્પને સૂંઘવા સમાન અઘટિત છે; પરંતુ આપ સમર્થે મારી સર્વ ઉત્કંઠા પૂર્ણ કરી છે; માટે આપની કૃપાથી હું ગીતના આ સર્વ અગાધ શ્લોકોનું સ્પષ્ટ નિરૂપણ કરીશ. પંદરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને સર્વ શાસ્ત્રસિદ્ધાંત સ્પષ્ટ કરીને કહ્યા; ઉત્તમ વૈદ્ય જેમ અંગમાં રહેલા રોગનું વર્ણન કરે છે, તેજ પ્રમાણે શ્રીકૃષ્ણે સંપૂર્ણ ઉપાધિરૂપી જગતનું વૃક્ષની ઉપમા દ્વારા નિરૂપણ કર્યું અને અવિનાશી એવા જીવાત્માને પુરુષ શબ્દથી સ્પષ્ટ કરીને સમજાવ્યો; આથી તેમણે ઉપાધિગત ચૈતન્યનું સ્વરૂપ પણ સ્પષ્ટ કરી દીધું. પછી કેવળ શુદ્ધ જે આત્મતત્ત્વ તેને "ઉત્તમ પુરુષ" એ શબ્દથી સ્પષ્ટ કર્યું અને આત્મપ્રાપ્તિને માટે મજબૂત સાધન જે જ્ઞાન તે પણ તેમણે સ્પષ્ટ રીતે સમજાવ્યું. માટે આ અધ્યાયમાં નિરૂપણ કરવાનું કાંઈ પણ અવશિષ્ટ રહ્યું નથી. પરંતુ ગુરુ તથા શિષ્યના સ્નેહાતિશયને લીધે એક વાર બોલેલી વાત પુનઃ પુનઃ બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેલી સર્વ વાતો જ્ઞાનીઓ પૂર્ણ રીતે સમજ્યા; પરંતુ ઇતર મુમુક્ષુઓની શંકાનું નિવારણ થયું નહિ. મને પુરુષોત્તમને જે મર્મને જાણનારો જ્ઞાન દ્વારા આવીને મળે છે, તેજ સર્વજ્ઞ છે અને તેજ ખરો ભક્ત છે. આ પ્રમાણે ત્રૈલોક્યનાયક શ્રીકૃષ્ણ ભગવાને પંદરમા અધ્યાયના અંતિમ શ્લોકમાં પરમ સંતોષપૂર્વક જ્ઞાનની વિશેષ સ્તુતિ કરી કરી છે. સંસારનો લય કરી બ્રહ્મદર્શનની સાથેજ દ્રષ્ટા બ્રહ્મરૂપ બની જાય અને જીવ આનંદરૂપી સામ્રાજ્ય પર આરૂઢ થઈ રહે; તેને માટે જ્ઞાનના જેવો બળવાન ઇતર કોઇ પણ ઉપાય નથી; તેથી "યથાર્થ જ્ઞાન એજ સર્વ ઉપાયોનો રાજા છે" એમ દેવોના દેવ શ્રીકૃષ્ણ બોલ્યા. આ પ્રમાણેના નિરૂપણથી આત્મજ્ઞાનના જિજ્ઞાસુઓએ સંતોષ પામી પોતાના પ્રાણ જ્ઞાન પરથી ઓવારી નાખ્યા છે; પરંતુ જે વસ્તુ પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય છે તે વસ્તુ વિષે

જો નાનું બાળક ઉચિત અને અનુચિતનો વિવેક જાણતું હોય તો પછી તે બાળક શાનું ? એમ જાણીને તેની માતા તેનાં બાલ્ય-કૃત્યોથી વિનોદ અને આહ્લાદ પામી સંતુષ્ટ થાય છે. નાળાનું પાણી ગંગાના પાણી પર પગ દઈ અંદર ઘૂસે તો તે તેને 'આવીશ નહિ કિંવા પાછું જા' એમ ગંગા કહે છે કે ? ભૃગુઋષિએ શ્રી-ભગવાનના હૃદય પર લત્તાપ્રહાર કર્યો એ કેવડો મોટો અન્યાય કર્યો ? પરંતુ ઊલટું શ્રીકૃષ્ણે તો તેને પ્રેમથી અલંકાર ગણી, પોતાના વૃક્ષઃસ્થળ પર ગુરુપ્રસાદરૂપે શ્રીવત્સલાંછન ચિહ્નને ધારણ કર્યું; કિંવા તિમિરથી ભરેલું જગત સૂર્યોદય થતાંની સાથે પ્રકાશથી પરિપૂર્ણ બને છે, તે વખતે સૂર્ય તિમિરને 'પાછળ હઠ' એમ કહે છે કે? તેજ પ્રમાણે હે ગુરો! ભેદબુદ્ધિનાં ત્રાજવાં બનાવી સૂર્યની સાથે આપની તુલના કરી એ મારા અપરાધને માટે આપ મને ક્ષમા કરો. યોગીઓએ ધ્યાન ધરીને તમારી પ્રાપ્તિ કરી લીધી અને વેદોએ પોતાની વાણી વડે તમારું વર્ણન કર્યું, એ ઘટના જેમ તમે સહન કરી, તેમ મેં જે આપની તુલના કરી તેને માટે મને પણ ક્ષમા કરો.(૨૯)

હું એક સામાન્ય મનુષ્ય આપના ગુણો પર આસક્ત બન્યો છું, તેને આપ અપરાધ ન સમજશો. હવે તો ચાહે તે કરો તો પણ ભૂખ્યે પેટે ઊઠનાર નથી. આપના ગીતારૂપી પ્રસાદામૃતનું પ્રેમપૂર્વક હું વર્ણન કરવા લાગ્યો એટલે મને દ્વિગુણ બળ મળ્યું છે. પ્રભો ! મારી વાચાએ અનંત જન્મો-પર્યંત સત્ય ભાષણરૂપી તપ કરેલું, તેનાજ ફળરૂપે આ ગીતા-નામક મહાદ્વીપ મને પ્રાપ્ત થયો છે. મેં આજપર્યંત જે અનેક પુણ્યો કર્યાં તે મને આપના ગુણાનુવાદ ગાવાની શક્તિરૂપી ફળ આપીને ઋણમુક્ત થયાં. હું દેહસંબંધના અરણ્યમાં—જ્યાં જન્મમરણને આધીન થવું પડે છે ત્યાં સપડાયો હતો; પરંતુ તે મારી સર્વ પીડા આજે દૂર થઈ. જે 'ગીતા'ના નામથી પ્રસિદ્ધ છે અને જે અવિદ્યાનો નાશ કરીને બળવાન થઈ છે; એવી આપની કીર્તિ અમારે માટે અવશ્ય સ્તુતિ કરવા યોગ્ય છે. દરિદ્રીને ઘેર અકસ્માત્ મહાલક્ષ્મી આવે તો

પછી તેને દરિદ્રી કહેવાશે કે? અથવા તિમિરને ઘેર દૈવયોગે સૂર્ય અતિથિ તરીકે આવે તો તે અંધકારજ પ્રકાશમય નથી બની રહેતો કે? તે પ્રમાણે મારું ગીતાનું વ્યાખ્યાન એ આકાશપુષ્પને સૂંઘવા સમાન અઘટિત છે; પરંતુ આપ સમર્થે મારી સર્વ ઉત્કંઠા પૂર્ણ કરી છે; માટે આપની કૃપાથી હું ગીતના આ સર્વ અગાધ શ્લોકોનું સ્પષ્ટ નિરૂપણ કરીશ. પંદરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને સર્વ શાસ્ત્રસિદ્ધાંત સ્પષ્ટ કરીને કહ્યા; ઉત્તમ વૈદ્ય જેમ અંગમાં રહેલા રોગનું વર્ણન કરે છે, તેજ પ્રમાણે શ્રીકૃષ્ણે સંપૂર્ણ ઉપાધિરૂપી જગતનું વૃક્ષની ઉપમા દ્વારા નિરૂપણ કર્યું અને અવિનાશી એવા જીવાત્માને પુરુષ શબ્દથી સ્પષ્ટ કરીને સમજાવ્યો; આથી તેમણે ઉપાધિગત ચૈતન્યનું સ્વરૂપ પણ સ્પષ્ટ કરી દીધું. પછી કેવળ શુદ્ધ જે આત્મતત્ત્વ તેને "ઉત્તમ પુરુષ" એ શબ્દથી સ્પષ્ટ કર્યું અને આત્મપ્રાપ્તિને માટે મજબૂત સાધન જે જ્ઞાન તે પણ તેમણે સ્પષ્ટ રીતે સમજાવ્યું. માટે આ અધ્યાયમાં નિરૂપણ કરવાનું કાંઈ પણ અવશિષ્ટ રહ્યું નથી. પરંતુ ગુરુ તથા શિષ્યના સ્નેહાતિશયને લીધે એક વાર બોલેલી વાત પુનઃ પુનઃ બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેલી સર્વ વાતો જ્ઞાનીઓ પૂર્ણ રીતે સમજ્યા; પરંતુ ઇતર મુમુક્ષુઓની શંકાનું નિવારણ થયું નહિ. મને પુરુષોત્તમને જે મર્મને જાણનારો જ્ઞાન દ્વારા આવીને મળે છે, તેજ સર્વજ્ઞ છે અને તેજ ખરો ભક્ત છે. આ પ્રમાણે ત્રૈલોક્યનાયક શ્રીકૃષ્ણ ભગવાને પંદરમા અધ્યાયના અંતિમ શ્લોકમાં પરમ સંતોષપૂર્વક જ્ઞાનની વિશેષ સ્તુતિ કરી કરી છે. સંસારનો લય કરી બ્રહ્મદર્શનની સાથેજ દ્રષ્ટા બ્રહ્મરૂપ બની જાય અને જીવ આનંદરૂપી સામ્રાજ્ય પર આરૂઢ થઈ રહે; તેને માટે જ્ઞાનના જેવો બળવાન ઇતર કોઇ પણ ઉપાય નથી; તેથી "યથાર્થ જ્ઞાન એજ સર્વ ઉપાયોનો રાજા છે" એમ દેવોના દેવ શ્રીકૃષ્ણ બોલ્યા. આ પ્રમાણેના નિરૂપણથી આત્મજ્ઞાનના જિજ્ઞાસુઓએ સંતોષ પામી પોતાના પ્રાણ જ્ઞાન પરથી ઓવારી નાખ્યા છે; પરંતુ જે વસ્તુ પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય છે તે વસ્તુ વિષે

વવા જાય છે એટલે મીઠું જ પાણી બની જાય છે, તેમ અદ્વૈત ભાવના ઉત્પન્ન થાય છે ત્યારે ભયનો નાશ થાય છે. જેને અભય કહેવામાં આવે છે તેનાં આ લક્ષણો છે અને તે અભય સમ્યક્ જ્ઞાનની સીમા છે. (૭૩)

હવે જેને સત્ત્વશુદ્ધિ કહે છે તેને આ ચિહ્નોથી ઓળખવી. જે પ્રમાણે રાખ બળતી નથી તથા બુઝાતી પણ નથી; કિંવા પ્રતિપદાનો પ્રારંભ થયા પૂર્વે અને અમાવાસ્યાની સમાપ્તિ થયા પછી મધ્યકાળમાં ચંદ્રનું જેવું સૂક્ષ્મ રૂપ હોય છે; અથવા ગ્રીષ્મ ઋતુના અંતિમ ભાગમાં અને વર્ષાઋતુના પ્રારંભની પૂર્વે ગંગાના પાણીનું જેવું નિર્મળ સ્વરૂપ હોય છે; તે પ્રમાણે સંકલ્પ તથા વિકલ્પ એ ઉભય જે સ્થળે અવશિષ્ટ રહેતા નથી અને જ્યાં રજોગુણ તથા તમોગુણનો પણ લય થાય છે, એવા સ્વસ્વરૂપનું ધ્યાન ધરવાની જે બુદ્ધિને રુચિ ઉત્પન્ન થયેલી હોય છે; ઇંદ્રિયવર્ગ પ્રિય કિંવા અપ્રિય વિષય બતાવે તે છતાં પણ જે બુદ્ધિમાં તેની ઇચ્છા ઉત્પન્ન થતી નથી; પતિવ્રતા સ્ત્રીનો પતિ પરગામ જવાથી તે વિરહથી વિહ્વળ થઈ હોય તે વખતે તેને ગમે તેટલી લાભહાનિની વાત કહીએ તો પણ જેમ તેનું લક્ષ્ય તે પર ચોંટતું નથી; તે પ્રમાણે સત્‌સ્વરૂપ પર પ્રીતિ થવાથી જે બુદ્ધિ તેમાંજ એકનિષ્ઠ રહે, તેને સત્ત્વશુદ્ધિ કહે છે, એમ કેશી દૈત્યના સંહારક શ્રીકૃષ્ણ બોલ્યા. (૮૦)

હવે આત્મલાભને માટે જ્ઞાન કિંવા યોગ એ ઉભય પૈકી જેના પર આપણી ઇચ્છા સ્થિર થાય, તેમાં આપણી ચિત્તવૃત્તિ એવી રીતે સ્થિર કરવી કે, જેમ કોઈ નિષ્કામ પુરુષ અગ્નિમાં છેવટની આહુતિ આપે છે; અથવા જેમ કોઇ કુલીન મનુષ્ય પોતાની કન્યા ઉત્તમ કુળમાંજ અર્પણ કરે છે, અથવા લક્ષ્મી જેમ સર્વ દેવોને છોડીને એક વિષ્ણુ સાથેજ વરી છે; આ પ્રમાણે વિકલ્પરહિત થઈ યોગ અને જ્ઞાનમાં સ્થિર થવું એનુંજ નામ "જ્ઞાનયોગમાં સ્થિતિ" છે, એમ શ્રીકૃષ્ણ બોલ્યા.(૮૪)

હવે કાયા, વાચા, મન તથા ધન દ્વારા શક્તિ અનુસાર દાન કરવું હોય, તો પોતાનો શત્રુ પણ ખરેખરી ભીડમાં

આવી પડયો હોય તો તેને સુદ્ધાં આપવાથી વિમુ
નહિ; એનેજ ખરું દાન કહેવામાં આવે છે. હે ધન
વૃક્ષો જે પ્રમાણે પોતાનાં પુષ્પો, ફળો, છાયા, મૂળિય
પત્રો, એ પૈકી કોઈ પણ વસ્તુને વટેમાર્ગુથી ગુપ્ત ર
નથી; (કોઈ પણ મનુષ્યને પોતાના સર્વસ્વનો ઉ
લેવાને મનાઈ કરતું નથી.) તે પ્રમાણે મનથી તથા સં
દુઃખી મનુષ્યોની તેઓની ઇચ્છાનુસાર સેવા કરવી
દાન કહેવામાં આવે છે અને તેજ મોક્ષરૂપી ભંડારને
કરવાનું અંજન છે. અસ્તુ. હવે દમનાં લક્ષણો સાંભળ. (૮

જે પ્રમાણે શસ્ત્ર ધારણ કરનાર શત્રુનો નાશ કરે
પ્રમાણે જે વિષય અને ઇંદ્રિયોના સંયોગને દૂર કરી
વચ્ચે વિયોગ કરાવે છે; તેજ પ્રમાણે જે વિષયોના દ્વા
વિષયના વાયુનો પણ પ્રવેશ થવા દેતો નથી અને જે
ઇંદ્રિયોને બાંધીને પ્રત્યાહારના તાબામાં સોંપી દે છે; જે
ત્તિને આંતરિક ચિત્તપ્રદેશ સુધી પાછી હટાવીને ઇંદ્રિયો
દ્વારોમાં વૈરાગ્યની આગ સળગાવી દે છે; શ્વાસોચ્છ્વાસ
કરવાની ક્રિયા કરતાં પણ યોગીઓનાં જે અતિ કઠિન
તેનું ઉત્તમ રીતે જે રાત્રિદિવસ આચરણ કરે છે, તે માણ
સાધ્ય કર્યો છે એમ કહી શકાય છે. અર્થાત્ ઉપર નિર્દિષ્ટ
ણો દમનાં છે. હવે યજ્ઞ એટલે શું તે સંક્ષેપમાં કહું છું તે સ

બ્રાહ્મણ અને સ્ત્રીઓ આદિ સર્વ મનુષ્યોએ પોતપે
અધિકારનું રૂપ જેને જે જે દૈવતનું પૂજન આદિ ક
ધર્મયુક્ત છે તેનું યથાવિધિ આચરણ કરવું. જે પ્રમાણે
ણોએ ષટ્કર્મો કરવાં અને શૂદ્રોએ તેમને વંદન કરવું,
તેમના બન્નેના યજ્ઞ છે અને તે ઉભયને યજ્ઞનું ફળ
તેમજ અધિકારપરત્વે વિચાર કરી સર્વ મનુષ્યોએ પોતપે
યજ્ઞ કરવો; પરંતુ તેમાં ફલાશારૂપી વિષ મેળવવું નહિ
આ યજ્ઞનો કર્તા હું છું એવો પણ ભાવ લાવવો નહિ; તથા
સર્વ આજ્ઞાઓ સ્વતઃ પાળવી. હે અર્જુન! આનેજ

યજ્ઞ કહેવામાં આવે છે અને એજ મોક્ષમાર્ગમાં ભોમિયા તથા સાથીનું કામ કરે છે. (૯૯)

હવે દડાને ભૂમિ પર નિરર્થક નહિ, પરંતુ પુનઃ હાથમાં લેવાના હેતુથીજ પછાડવામાં આવે છે; કિંવા ખેતરમાં નંખાતું ધાન્ય તેનો નાશ કરવાને નહિ, પરંતુ વધારે પકવવાને માટે નંખાય છે; અથવા મૂકેલી વસ્તુ શોધવા માટેજ જેમ માણસ હાથમાં દીપક લે છે; કિંવા વૃક્ષને શાખાઓ, પલ્લવો અને ફળો આવે એવી આશાથીજ તેના મૂળમાં જળસિંચન કરે છે; વધારે શું કહું ? પોતાનું સ્વરૂપ જોવાના હેતુથી જેમ એકાદ માણસ વારંવાર આરસી પરનો મેલ લૂછી નાખી તેને સ્વચ્છ કરે છે; તે પ્રમાણે વેદોએ જે ઈશ્વરનું વર્ણન કર્યું છે, તેનું જ્ઞાન મેળવવા માટેજ મનુષ્યે સતત વેદાભ્યાસ કરવો. બ્રહ્મપ્રાપ્તિને માટે દ્વિજે બ્રહ્મસૂત્રો અને ઇતર જનોએ સ્તોત્ર કિંવા ઈશ્વરનાં નામપઠન કરવાં. હે પાર્થ ! એજ સ્વાધ્યાય છે. હવે તપનો અર્થ સાંભળ. (૧૦૫)

પોતાના સર્વસ્વનું દાન કરવું, અન્યથા ખર્ચને વૃથા સમજવો. જે પ્રમાણે કડુ ઈંદ્રિવરણાનાં ફળો વૃક્ષને લાગે છે, છતાં તે કોઈના ઉપયોગમાં આવતાં નથી અને વ્યર્થ સુકાઇ જાય છે, પરંતુ પાછળથી તે ઔષધસ્વરૂપે સમસ્ત જગતને ઉપયોગી થઈ પડે છે; કિંવા ચંદન અગ્નિમાં પડીને પોતાનો નાશ કરી દે છે, પરંતુ સર્વને સૌગંધ્ય આપે છે; અથવા સુવર્ણ જેમ જેમ શુદ્ધ થાય છે તેમ તેમ વજનમાં કમી થતું જાય છે, પરંતુ કસમાં વધતું જાય છે; કિંવા કૃષ્ણપક્ષમાં ચંદ્ર જેમ પોતે એક એક કળાથી ન્યૂન થતો જાય છે, પરંતુ કૃષ્ણપક્ષનું પોષણ કરે છે; (સર્વ ઔષધિઓનું પોષણ કરે છે;) તે પ્રમાણે હે વીર ! બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરવાને માટે પ્રાણ, ઇંદ્રિયો અને શરીરનો જે નિરોધ કરવો તેનેજ તપ કહેવામાં આવે છે. ઇતર જે તપો છે તે આ તપની પેઠે શુદ્ધ નથી; માટે હંસ પક્ષી જે પ્રમાણે દૂધમાં પોતાની ચાંચ નાખી દૂધ અને પાણીને પૃથક્ કરે છે, તે પ્રમાણે દેહ અને જીવનું ઐક્ય તોડી નાખનારો જે વિવેક અંતઃકરણમાં

ઉત્પન્ન થાય છે તથા જે વિવેકી આત્મવિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિનો વિષયો તરફનો માર્ગ કુંઠિત કરે છે; જે પ્રમાણે મનુષ્ય જાગ્રત થતાંની સાથેજ નિદ્રા અને સ્વપ્ન આપોઆપ નષ્ટ થાય છે; તેમ હે ધનુર્ધર ! જે વિવેક વડે મનુષ્ય સર્વ પાપ–તાપથી મુક્ત થઈ આત્માને પામે છે; તેનેજ તપ કહેવામાં આવે છે.

જેમ દૂધ નાનાં છોકરાંને હિતકારક છે અને જેમ ચેતન સર્વ ભૂતોમાં એકસરખુંજ છે, તે પ્રમાણે પ્રાણીમાત્રની સાથે સૌજન્ય ધરાવવું તેનેજ 'આર્જવ' કહેવામાં આવે છે.(૧૧૩)

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेश्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

**શ્લોકાર્થ**:–અહિંસા, સત્ય ભાષણ, અક્રોધ, સંન્યાસ, અંતઃકરણનો ઉપશમ, ચાડી–ચુગલીનો અભાવ, પ્રાણીમાત્ર પર દયા, વિષયલંપટતાનો નિરોધ, નમ્રતા, જનલજ્જા અને સ્થિરતા;

**ટીકા**:–અને કાયા, વાચા ને મન દ્વારા જગતના સુખને માટે જે કર્મ કરવામાં આવે તેને અહિંસાનું રૂપ જાણ. હવે તીક્ષ્ણતા અને મૃદુતા એ ઉભય ગુણો ધરાવનાર કમળ જેમ પાણીને ભેદીને ઉપર આવે છે, પરંતુ તે ભેદવું મૃદુ હોય છે; કિંવા ચંદ્રનું તેજ વનસ્પતિને આવી અથડાય છે, પરંતુ તે શીતળ હોય છે; જે ઔષધ રોગીને બતાવવામાં આવતાંજ રોગનો નાશ કરે અને ખાવામાં જરા પણ કડુ લાગે નહિ; એને ઔષધની નહિ તો બીજી શી ઉપમા આપવી વારુ ? પાણીની મૃદુતા એવી હોય છે કે આંખની કીકીમાં પણ તે ખૂંચે નહિ અને કઠોરતા પણ એવી છે કે, પર્વતને ભેદીને બહાર નીકળી પડે; તે પ્રમાણે સંશયની નિવૃત્તિ કરવામાં જે લોખંડવત્ તીક્ષ્ણ હોય છે, અને મધુરતા એવી કે જેનો નાદ સાંભળતાં માધુર્ય પણ લાજી મરે; તથા કર્ણને પણ તેનું સેવન કરવાનું મન થાય અને યથાર્થતાના બળથી બ્રહ્મપર્યંત જઈ પહોંચે. વધારે શું કહું ? તેનામાં અત્યંત માધુર્ય હોય છે તો પણ તેનાથી ઠગાવાનો વારો કોઈને આવતો નથી અને તેમાંનો અર્થ જોતા જતાં કોઈના પણ મનને આઘાત થતો નથી. બાકી, એમ તો

પારધીનું ગાયન પણ સાંભળવામાં મધુર હોય છે, પરંતુ વસ્તુતઃ તે મૃગને ઘાતક નીવડે છે; અથવા અગ્નિ પોતાનાં કાર્ય પ્રકટ રીતે કરે છે, પરંતુ તેની આ સભ્યતાને આગ લાગો! કાનને મધુર લાગે, પરંતુ અર્થ હૃદયને ભેદી નાખે એવો હોય, તે વાણી નથી, પરંતુ ખૂબસૂરત રાક્ષસીજ છે. પરંતુ માતા જેમ ક્રોધિત થઇને ઉપરઉપરથી બોલે તે વ્યર્થ હોય છે અને લાલન કરવામાં પુષ્પવત્ મૃદુ હોય છે; તેમ સાંભળતાં સુખ-દાયક થાય અને પરિણામે પણ ઇષ્ટ નીવડે એવું વિકારરહિત ભાષણ, તેનેજ 'સત્ય' ભાષણ કહેવામાં આવે છે. (૧૨૪)

હવે પથ્થર પર પાણીનું સિંચન કરવા છતાં પણ તેને જેમ અંકુર ફૂટતા નથી; કિંવા કેવળ છાશને વલોવવાથી જેમ માખણ તરી આવતું નથી; સર્પની કાંચળીના મસ્તક પર પગ મૂકવામાં આવે તેથી તે જેમ ફેણ ઊંચી કરી શકતી નથી અને વસંતઋતુ આવવા છતાં પણ જેમ આકાશને પુષ્પો આવતાં નથી; અથવા રંભાના રૂપથી જેમ શુકને વિષયવાસના ઉત્પન્ન થઈ નહોતી; કિંવા ભસ્મમાં ઘી નાખવામાં આવે તો પણ તે જેમ પ્રદીપ્ત થતી નથી; તે પ્રમાણે જે શબ્દો બોલવાથી બાળકને પણ ક્રોધ ઊપજે, તેવા શબ્દો પણ જેને ક્રોધ ઉપજાવતા નથી; કિંવા હે પાંડુસુત! જેના આયુષ્યની દોરી તૂટી હોય, તે પ્રત્યક્ષ બ્રહ્મદેવને પગે પડે તો પણ જેમ બચી શકતો નથી; તે પ્રમાણે યત્ન કરવાથી પણ જેનામાં ક્રોધનો આવિર્ભાવ થતો નથી; તેજ સ્થિતિને 'અક્રોધત્વ' કહેવામાં આવે છે, એમ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા. (૧૩૦)

મૃત્તિકાનો ત્યાગ કરવાથી જેમ ઘટનો ત્યાગ આપોઆપ થાય છે, તંતુનો ત્યાગ કરતાં અનાયાસે વસ્ત્રનો ત્યાગ થાય છે, બીજનો ત્યાગ કરતાં વૃક્ષનો ત્યાગ સહેજે થાય છે, ભીંતનો ત્યાગ કરતાં તે પર આલેખાયેલાં ચિત્રોનો ત્યાગ આપોઆપ થાય છે, નિદ્રાનો ત્યાગ કરતાં જેમ નાના પ્રકારનાં સ્વપ્નોનો ત્યાગ અનાયાસે થાય છે; જળનો ત્યાગ કરતાં તરંગોનો ત્યાગ [illegible]ની મેળે થાય છે, વર્ષાકાળનો ત્યાગ કરતાં મેઘનો અને

ધનનો ત્યાગ કરતાં જેમ વિષયોપભોગનો ત્યાગ આપોઆપજ થાય છે; તે પ્રમાણે બુદ્ધિમાન પુરુષ દેહાભિમાનનો ત્યાગ કરીને સર્વ સંસારનો ત્યાગ કરે છે. એજ ખરો ત્યાગ છે, એમ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું. તે મનમાં સમજીને ભાગ્યવાન પાર્થે પ્રશ્ન કર્યો.

હે પ્રભો ! શાંતિનાં લક્ષણો સ્પષ્ટ કરીને કહો. ત્યારે દેવ બોલ્યા કે–બહુ સારું, સાંભળ. જ્ઞેય અને જ્ઞાતાને વિલીન કરીને જ્યારે જ્ઞાન પણ લય પામે છે, તેજ સાચી શાંતિ છે. પ્રલયકાળનું ઉદક જેમ સર્વ વિશ્વને ડુબાવીને પોતેજ રહે છે; અને તેમાં પછી મૂળ પ્રવાહ અને સમુદ્રમાં મળવું એ અવસ્થા રહેતી નથી; તેમજ સર્વત્ર જળ છે એવો પણ બોધ કોઇને રહેતો નથી; તે પ્રમાણે જ્ઞેયનું ઐક્ય થતાં જ્ઞાતૃત્વ પણ આપોઆપ નષ્ટ થાય છે. ત્યારે હે અર્જુન! જે જ્ઞાન શેષ રહે છે તેજ શાંતિનું રૂપ છે. (૧૪૦)

પીડા આપનાર વ્યાધિથી કિંવા અનિષ્ટ સમાચાર સાંભળવાથી ઉત્પન્ન થતી પીડા, તે સ્વકીય છે, કિંવા પરકીય છે એ વાત લક્ષમાં ન આણતાં જે પ્રમાણે ઉત્તમ વૈદ્ય તેને નિવારે છે; કિંવા એકાદ ગાય કાદવમાં સપડાતાં તેનું દુઃખ જોઈ જેનું મન આકુળવ્યાકુળ થાય છે, તે જેમ તે દૂઝણી છે કે નહિ, તે પ્રતિ લક્ષ ન આપતાં તેને બહારજ કાઢે છે; કિંવા ડૂબતા મનુષ્ય તરફ જોઈ તે બ્રાહ્મણ છે વા અંત્યજ છે એ વાતની ચોકસી કર્યા વિના તેને બહાર કાઢી તેના પ્રાણનું રક્ષણ કરવામાં આવે છે; અથવા મહાવનમાં કોઇ એકાદ દુષ્ટ પતિવ્રતા સ્ત્રીને લૂંટી તેને વસ્ત્રહીન કરીને છોડી દે અને આ સ્ત્રી જો કોઈ સંભાવિત ગૃહસ્થની દૃષ્ટિએ પડે તો તે જેમ પ્રથમ તેના અંગ પર વસ્ત્ર નાખી પછીજ તેની પૂછપરછ કરે છે; તે પ્રમાણે જે અજ્ઞાન અને પ્રમાદથી વ્યાપ્ત હોય કિંવા પૂર્વકર્માનુરૂપ જેને કાંઈ વ્યાધિનો ઉપદ્રવ હોય, અને જે સર્વની નિંદાને પાત્ર થયો હોય, તેને પોતે સહાય કરી જે તેને તેના વ્યાધિની વિસ્મૃતિ કરાવે છે; અરે, પોતાની સમક્ષ આવતા મનુષ્યના દોષ પોતાની ઉદાર દૃષ્ટિથી નષ્ટ કરી જે તેના પ્રતિ

દયાદષ્ટિ ફેંકે છે; જે પ્રમાણે શાલિગ્રામની પ્રતિમાને અલંકાર પહેરાવીને તથા પુષ્પો વડે વધાવીને પછી તેના પ્રતિ આપણું ચિત્ત દોરાવવામાં આવે; કિંવા ક્ષેત્રમાં ધાન્ય વાવી ઉત્તમ પાક થયા પછી તેને જોઈ સંતોષ પામવામાં આવે; અથવા પોતાને ઘેર અતિથિ આવતાં તેને અન્નદાન આપી સંતોષિત કર્યા પછી તેનો આશીર્વાદ લેવામાં આવે; તે પ્રમાણે પોતાની સમક્ષ આવતા મનુષ્યની ખામી પોતાના ગુણના સામર્થ્યથી દૂર કરીને પછી જે તેના તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જુએ છે; એટલું જ નહિ પણ તેના દુઃખ પર ડામ ન દેતાં તથા તેના પાપકર્મનો ઉચ્ચાર કરી તેને દુઃખ ન દેતાં, તથા તેના વ્યાધિનું નામ લઈ તેને રોગિષ્ઠ ન કહેતાં, જે વડે તે અધમ સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિમાં આવે તેજ ઉપાય જે કરે છે અને જે કોઈ પણ મનુષ્યને દુઃખ પર ડામ દેતો નથી; હે અર્જુન! ઉત્તમ મનુષ્યની સાથે તુલના કરી અન્યને જે કનિષ્ઠ માનતો નથી અને તેના દોષ મનમાં લાવતો નથી, તે મનુષ્યના ગુણો 'અપૈશૂન્ય'નાં ખરાં લક્ષણો છે, અને હે અર્જુન! મોક્ષમાર્ગનાં સુખાવહ મુખ્ય સાધન આજ છે.

હવે દયાનાં લક્ષણો સાંભળ. જે પ્રમાણે પૂર્ણિમાનો ચંદ્ર નાનામોટાનો ભેદ ન રાખતાં સર્વને સમાનજ શાંતિ આપે છે; તેમ દયાળુ પુરુષ દુઃખિતનાં દુઃખનું નિવારણ કરતી વખતે તે ઉત્તમ છે કે અધમ છે, એ વાત લક્ષમાં ન રાખતાં સર્વનાં દુઃખ દૂર કરે છે. જગતમાં પાણી જેમ ઘાસ સુકાવા લાગતાં પોતાનો નાશ કરીને પણ તેનું રક્ષણ કરે છે; તેમ પીડિત મનુષ્ય દેખાતાં તેને સર્વસ્વ આપીને પણ કાંઈ આપી શકાયું નથી, એમ તે માને છે. વહેતા પાણીના માર્ગમાં ખાબોચિયું આવે તો તેને ભરી નાખ્યા વિના તે આગળ વધતું નથી; તેમ તે જોવામાં આવેલા દુઃખી મનુષ્યને સંતોષ આપ્યા સિવાય પગલું પણ ભરતો નથી. પગમાં કાંટો વાગતાં જીવ આકુળવ્યાકુળ થાય છે તે પ્રમાણે અન્યનું સંકટ જોઈ તેનું મન વ્યથિત થાય છે. પગ તળે શીત પદાર્થનું મર્દન કરતાં જેમ આંખમાં શીતળતા આવે છે, તેમ અન્યનું સુખ જોઈને તેને સુખ થાય છે,

કિંબહુના, તૃષિતની તૃષા નિવૃત્ત કરવાને માટે જે પ્રમાણે જગતમાં પાણી નિર્માણ કરવામાં આવ્યું છે; તે પ્રમાણે દુઃખિત મનુષ્યોનાં દુઃખનું નિવારણ કરવાને માટેજ તે આ જગતમાં રહે છે. જે મનુષ્ય આવા ગુણોથી યુક્ત હોય છે તે દયાનીજ મૂર્તિ છે અને હે વીરોત્તમ! તેનો હું જન્મથીજ ઋણી છું. (૧૬૨)

સૂર્યોદય થતાંની સાથે કમળપુષ્પ વિકાસ પામે છે; પરંતુ સૂર્ય જે પ્રમાણે તેના સૌગંધ્યનો ઉપભોગ લેતો નથી, કિંવા વસંતઋતુમાં અરણ્યનાં પુષ્કળ વૃક્ષો નવપલ્લવિત થાય છે, તથાપિ વસંતઋતુ તેમાંના એક પણ વૃક્ષનો ઉપભોગ ન લેતાં ચાલી જાય છે; વધારે શું કહું ? લક્ષ્મી મહાસિદ્ધિસહિત શ્રીવિષ્ણુને પ્રાપ્ત થઈ તો પણ જેમ વિષ્ણુનું તો તેના પ્રતિ લક્ષ પણ જતું નથી; તેમજ આ લોક તથા પરલોકના મનગમતા વિલાસો દાસ થઇને રહે, તો પણ જે તેનો ઉપભોગ લેવા ઇચ્છતો નથી; વધારે શું કહું ? માત્ર કૌતુકને ખાતર પણ જે વિષયોને ઇચ્છતો નથી, તે 'અલોલુપત્વ' દશાને પ્રાપ્ત થયો કહેવાય છે. (૧૬૭)

મધુમક્ષિકાને જે પ્રમાણે મધપૂડો, જલચરને જેમ પાણી, પક્ષીઓને પ્રતિબંધરહિત આકાશ અને બાળકને જેમ માતા નિરંતર પ્રિય હોય છે; અથવા વસંતઋતુનો પ્રારંભ થતાં જેમ મલય પર્વત પરનો સૌગંધ્યયુક્ત મંદ મંદ પવન પ્રિય લાગે છે; નેત્રોને પ્રિય વસ્તુથી જેવો આનંદ થાય છે, કિંવા જે પ્રમાણે કાચબી પોતાની દૃષ્ટિથી પોતાનાં બચ્ચાંનું પોષણ કરે છે, તે પ્રમાણે જેની દૃષ્ટિ ભૂતમાત્ર પ્રતિ પ્રેમયુક્ત હોય છે; સ્પર્શમાં કોમળ, ખાવામાં સ્વાદિષ્ટ, નાક આગળ લેતાં સૌગંધ્યયુક્ત અને રૂપમાં સ્વચ્છ તથા શુભ્ર, એવું જે કપૂર તે ગમે તેટલું ખાવા છતાં જો તેનાથી બોધ થતો ન હોત તો તે કોમળતાને કપૂરની ઉપમા આપી શકાત. જે આકાશના ઉદરમાં પંચમહાભૂતોનો સમાવેશ થાય છે; તેમજ જે પરમાણુમાં પણ સમાઈ શકે છે અને વિશ્વના જેવો પણ આકાર ધારણ કરે છે; વધારે શું કહું ? જે જગતના જીવનને માટેજ જીવે છે, આવી સ્થિતિને 'માર્દવ' કહે છે. (૧૭૪)

પરાજિત થયેલો રાજા જે પ્રમાણે લજ્જાથી દુઃખી થાય છે,

અથવા નિકૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થતાં જે પ્રમાણે આબરૂદાર માણસ નિસ્તેજ થાય છે, કિંવા એકાદ ઉત્તમ સંન્યાસી અકસ્માત્ કોઈ ચાંડાળના ઘરમાં મરી જાય તો તે ઘટના જેમ તેને માટે લજ્જાભરેલી ગણાય છે; ક્ષત્રિયને રણમાંથી ભાગી જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે સહન કરવાને જેમ તેને શરમ ઉત્પન્ન થાય છે; કિંવા પતિવ્રતા સ્ત્રીને વૈધવ્ય આવી પડે, સુંદર સ્ત્રીને કોઢ થાય અથવા સંભાવિત મનુષ્ય પર ખોટું આળ આવે, તો તેને જે પ્રમાણે સંકટ ઉત્પન્ન થાય છે; તે પ્રમાણે સાડાત્રણ હાથનું શરીર ધારણ કરી ભિન્ન ભિન્ન યોનિમાં ઉત્પન્ન થવું તથા મરવું, તથા ગર્ભમાં રક્ત અને મૂત્રમાં રસ બનીને રહેવું, વધારે શું કહું ? દેહ ધારણ કરી નામરૂપનો સ્વીકાર કરવા કરતાં ઇતર કોઈ પણ ઘટના વિશેષ લજ્જાયુક્ત નથી. આવા દોષોથી યુક્ત એવું જે શરીર તે ધારણ કરવામાં નિર્લજ્જ મનુષ્યોજ આનંદ માને છે; પરંતુ સાધુપુરુષોને તો લજ્જાજ ઊપજે છે. જે પ્રમાણે કળસૂત્રી પૂતળીઓની દોરી તૂટવાથી તેની ચેષ્ટા બંધ થાય છે, તે પ્રમાણે પ્રાણ પર વિજય મેળવવાથી કર્મેંદ્રિયોની ગતિ બંધ થાય છે; કિંવા સૂર્યાસ્ત થતાં સૂર્યકિરણોની પ્રભાનો લય થાય છે, તે પ્રમાણે મન પર વિજય પ્રાપ્ત કરવાથી જ્ઞાનેંદ્રિયોની મતિ કુંઠિત થાય છે. આ પ્રમાણે મન અને પ્રાણને વશ કરવાથી દશે ઇંદ્રિયો પાંગળી બને છે. તેનેજ 'અચાપલ્ય' કહેવામાં આવે છે. (૧૮૫)

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન ! પ્રગલ્ભતા, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, અદ્રોહ, નિર્માનીપણું, આ ગુણો દૈવી સંપત્તિવાળાના છે.

ટીકા:–ઈશ્વરપ્રાપ્તિને માટે જ્ઞાનમાર્ગનું અવલંબન કરવામાં મનુષ્યને ધૈર્યની ન્યૂનતા રહેતી નથી. પતિવ્રતાને પતિના મરણ પછી અગ્નિમાં પ્રવેશ કરી મૃત્યુ પામવા જેવો કષ્ટકારક પ્રસંગ પ્રાપ્ત થાય છે, તો પણ તે સહગમન માટે આગળપાછળ જોતી નથી; તેમજ જે વિષયોને વિષવત્ માનીને આત્મપ્રાપ્તિ

માટે સુષુમ્ણા નાડીમાંથી પ્રાણવાયુને લઈ જવા જેના કઠિન માર્ગનું પણ અવલંબન કરે છે, તેને શાસ્ત્રમાં બતાવેલા વિધિનિષેધની અડચણ તથા મર્યાદા નડતી નથી અને મહાસિદ્ધિ પ્રાપ્ત થવાથી પણ ચમત્કાર લાગતો નથી. આ રીતે જેનું મન આપોઆપ ઈશ્વર પ્રતિ દોડે છે તેને આધ્યાત્મિક તેજ પ્રાપ્ત થયું કહે છે.

હવે, સર્વ સહન કરનારાઓમાં હું શ્રેષ્ઠ છું એવો ગર્વ જેને ઉત્પન્ન થતો નથી, તેણેજ 'ક્ષમા' પર સ્વામિત્વ પ્રાપ્ત કર્યું છે, એમ કહી શકાય. જે પ્રમાણે દેહ સર્વ રોમને ધારણ કરે છે, છતાં પણ તે તેનો ગર્વ ધારણ કરતો નથી અને ઇંદ્રિયોની અતિ પ્રવૃત્તિ, કિંવા પૂર્વકર્મ દ્વારા રોગની ઉત્પત્તિ, અપ્રિય વસ્તુનો યોગ કિંવા પ્રિય વસ્તુનો વિયોગ, આ સર્વ દશા એકીવેળા પ્રાપ્ત થાય તો પણ જે અગસ્ત્ય ઋષિની પેઠે ધૈર્ય ધરીને તેને સહન કરે છે. આકાશમાં ધૂમ્રના પ્રચંડ ગોટાઓ જાય તો પણ જે પ્રમાણે પવનની એક લહેરજ તેને નષ્ટ કરે છે; તે પ્રમાણે હે અર્જુન! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક ઉપદ્રવો એકદમ ઉત્પન્ન થાય તો પણ જે ધૈર્યથી તે સર્વને ગળી જાય છે અને ચિત્તમાં ખેદ ઉત્પન્ન થાય એવા પ્રસંગે પણ જે ધૈર્ય કાયમ રહે છે; તેને ધૃતિ કહેવામાં આવે છે. (૧૯૬)

હવે સુવર્ણકળશ સ્વચ્છ કરી તેમાં ગંગારૂપી અમૃત ભરતાં તે જેમ સર્વથી શુદ્ધ ગણાય છે, તેવુંજ 'શૌચ' વિષે સમજવું. જે મનુષ્યનાં બાહ્ય આચરણ નિષ્કામ હોય અને જેના અંતઃકરણમાં વિવેક જાગ્રત હોય તે બાહ્યાભ્યંતર 'શૌચ'નું લક્ષણ છે.

ગંગોદક સમુદ્ર તરફ જતાં જતાં ગંગાતટ પર આવેલાં વૃક્ષોનું સહજ પોષણ કરે છે, તથા સ્નાન કરનારાઓનાં પાપ અને તાપનો પણ નાશ કરે છે; કિંવા જેમ સૂર્ય પોતાની રોજની પ્રદક્ષિણા કરવા નીકળે છે એટલે અંધકારનો નાશ કરે છે; તથા જગતમાંની સંપત્તિનાં મંદિરો ઉઘાડી જગદ્વ્યાપારનો પ્રારંભ પણ કરાવે છે; તેમજ જે બદ્ધ મનુષ્યોને મુક્ત કરી, સંસારસાગરમાં ડૂબેલાને તારી, પીડિતોનાં દુઃખ દૂર કરીને કિંબહુના, સ્વાર્થ સાધતો હોવા છતાં પણ જે રાત્રિદિવસ

ઇતર મનુષ્યોનાં સુખને વધારે છે; અને સ્વાર્થ માટે અન્યના અહિતનો સંકલ્પ પણ જેને ઊપજતો નથી; તેનેજ હે અર્જુન! 'અદ્રોહત્વ'નો અવતાર કહે છે. આ સર્વ મેં તને ખુલ્લી આંખે જોઇ શકાય એમ કહ્યું છે. (૨૦૪)

હે પાર્થ! ભગીરથે ગંગાની પ્રાર્થના કરી તેને મૃત્યુલોકમાં આણી,÷ તે વખતે શંકરે તેને પોતાની જટામાં ધારણ કરી લીધી. આથી તેના વેગના ગર્વનો ઉપમર્દ થયો અને તે લજ્જિત થઈ; તે પ્રમાણે લોકો માન આપે ત્યારે જ સંકોચ પામે છે, તેનું નામજ હે સુમતિ અર્જુન! 'અમાનિત્વ' છે. આ વિષે તને પૂર્વે અનેક વેળા કહ્યું છે. આ પ્રમાણે દૈવી સંપત્તિ છવ્વીસ ગુણોવાળી હોય છે, કિંવા આ દૈવી સંપત્તિ આ છવ્વીસ ગુણરૂપી તીર્થો વડે નિત્ય નૂતન એવી જાણે વૈરાગ્યરૂપી સગરનો– ઉદ્ધાર કરવાને માટે ભગવતી ગંગાજ પ્રકટ થઈ હોય એમ ભાસે છે. કિંવા આ ગુણરૂપી પુષ્પોની માળા હાથમાં ગ્રહી મુક્તિરૂપ વધૂ નિરપેક્ષ વૈરાગ્યરૂપ વરનું ગળું જાણે શોધતી ન હોય એમ લાગે છે (તેને વરવાને માટે આતુર જણાય છે). અથવા આ ૨૬ ગુણરૂપી દીપકો સળગાવીને જાણે ગીતાજ પોતાના આત્મારૂપ પતિની આરતી ઉતારવાને આવી ન હોય એમ લાગે છે; અથવા ગીતારૂપી સમુદ્રમાંનાં આ ગુણરૂપી મોતી દૈવી સંપત્તિરૂપ છીપમાં ઉત્પન્ન થયાં છે. દૈવી સંપત્તિનાં જ લક્ષણો વર્ણવી બતાવ્યાં તે કરતાં અધિક તે હવે કેટલાંક વર્ણવી બતાવું?

હવે આસુરી સંપત્તિ જો કે દુઃખરૂપી વલ્લરી હોઈ દોષરૂપી કાંટાઓથી ભરેલી છે, તો પણ તું તેને તારા મનમાં સમજી લે. જે વસ્તુ ત્યાજ્ય છે, તે આપણા ઉપયોગની નથી એ વાત ખરી; પરંતુ તેનો ત્યાગ કરવાનેજ અતિ સાવધતાથી તે સાંભળી લે. જીવને ભયંકર નરકપ્રાપ્તિ કરી આપવાને ઘોર દોષોએ જે સંપીલું મંડળ બનાવ્યું છે તેજ આ આસુરી સંપત્તિ છે; કિંવા

÷ સગર વંશના દિલીપ રાજાના પુત્ર ભગીરથે તપશ્ચર્યા કરી પોતાનાં કુળનાં માણસોનો ઉદ્ધાર કરવાને માટે સ્વર્ગમાં રહેલી ગંગાને મૃત્યુલોકમાં આણી તેથીજ તેનું નામ 'ભાગીરથી' પાડયું છે.

સર્વ વિષો એકત્ર થાય તો તેને હળાહળ વિષ એજ નામ અપાય છે; તેમજ આસુરી સંપત્તિ એ દોષોનો મહાસમુદાયજ છે.

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

**શ્લોકાર્થ:**—હે અર્જુન! દંભ, ગર્વ, માનની લોલુપતા, ક્રોધ, મર્મભેદક ભાષણ અને અજ્ઞાન, આ લક્ષણો આસુરી સંપત્તિવાળા પુરુષમાં હોય છે. (૪)

**ટીકા:**—હે વીર! આ આસુરી દોષોમાં જે મુખ્ય તરીકે પ્રસિદ્ધ છે તેનું નામ દંભ છે. જે પ્રમાણે આપણી માતા તીર્થ સમાન આપણને પાવન કરનારી હોય છે, તો પણ તેની નિંદા કરીને તેના દોષ લોકોની આગળ પ્રકટ કરવાથી તે આપણા પતનનું કારણ બને છે; કિંવા ગુરુ પાસેથી સંપાદન કરેલી બ્રહ્મવિદ્યા ભરબજારમાં પ્રકટ કરવામાં આવે તો તે આપણું હિત કરનારી હોવા છતાં પણ અહિતકારકજ નીવડે છે; પોતે મહાપૂરમાં વહી અન્યને સામે તીર લઈ જવાવાળી નાવ પણ જો તેને આપણે મસ્તક પર લઈએ તો તે આપણને ડુબાવીજ દે છે; જીવનું રક્ષણ કરનાર અન્નનું અધિક સેવન કરવામાં આવે તો તે વિષની પેઠે ઘાતક નીવડે છે; તે પ્રમાણે આ લોક–પરલોકના સખા જે ધર્મ અને સદાચાર, તેનું પાલન કરવા છતાં પણ જો તેને ભરબજારમાં પ્રકટ કરવામાં આવે, તો તેથી આપણે દોષનાજ ભાગી બનીએ છીએ. માટે હે વીર! આપણે કરેલો ધર્મ જો આપણીજ વાણીથી ચારે દિશામાં પ્રસિદ્ધ કરીએ તો તે ધર્મજ અધર્મ બની જાય છે; અને તેનેજ 'દંભ' કહેવામાં આવે છે. (૨૨૩)

મૂર્ખ મનુષ્યને ચાર અક્ષરો આવડતાં તે જેમ બ્રહ્મદેવની સભાને પણ તુચ્છ માને છે; કિંવા મદ્યપાન કરેલા મનુષ્યનો ઘોડો રાજાની સવારીને પણ 'કુછ બિસાત'માં નથી ગણતો; કાંટાવાળા વૃક્ષ પરનો કાચીંડો વૃક્ષની ટોચ પર જઇ બેસે છે, એટલે સ્વર્ગને પણ હલકું માને છે, તૃણનું બળતણ મળે તો પણ અગ્નિજ્વાળા જે પ્રમાણે આકાશમાં જઇ પહોંચે છે, ખાબોચિ-

ચામાંનાં મત્સ્ય તેમાં પાણી પહોંચે છે ત્યાં સુધી સમુદ્રને પણ તુચ્છ માને છે; અથવા જે પ્રમાણે એક દિવસ પરાન્ન મળતાંજ દરિદ્રી ઉન્મત્ત બની જાય છે; તે પ્રમાણે જે સ્ત્રી, ધન, વિદ્યા, સ્તુતિ તથા માન મળવાથી ઉન્મત્ત થાય છે; એકાદ દિવસ અભ્રચ્છાયા મળેલી જોઈ, હવે આપણે અન્ય છાયાની શી આવશ્યકતા છે એમ ધારી દૈવહીન મનુષ્ય જે પ્રમાણે પોતાનું ઘર તોડી પાડે; કિંવા એકાદ મૂર્ખ મનુષ્ય જેમ મૃગજળને જોઇને પોતાના ઘરનું ટાંકું પૂરી નાખે; તેમ સંપત્તિના યોગથી ઉન્મત્ત થવું તેનેજ 'દર્પ' કહેવામાં આવે છે, એમ હું તને નિઃસંશય કહું છું.

જગતને વેદો પર શ્રદ્ધા છે; ઈશ્વરજ સર્વ કોઈને પૂજ્ય છે અને સૂર્યજ સર્વ જગતનો પ્રકાશક છે. સર્વ કોઇને સાર્વભૌમ-પદની ઇચ્છા હોય છે, તથા સદાકાળ જીવતા રહેવું એ સર્વ કોઈને પ્રિય હોય છે. માટે ઉત્સાહથી તેનું વર્ણન કરીએ તો તે સાંભળીને જેના મનમાં મત્સર તથા ખિન્નતા પેદા થાય છે અને એમ કહે છે કે, "ખાઈ જાઓ એ ઈશ્વરને અને વિષ આપો એ વેદોને!" પતંગિયું જેમ દીપકનો પ્રકાશ સહન કરી શકતું નથી, આગિયાને જેમ સૂર્યનો તિરસ્કાર આવે છે અને ટિટોડી સમુદ્રની સાથે વૈર બાંધે છે; તે પ્રમાણે આસુરી સંપ-ત્તિવાળા મનુષ્યથી અભિમાનને લીધે ઈશ્વરનું નામ પણ સહન થઇ શકતું નથી; અને સગા બાપને પણ તે શોક્ય સમાન વેરી ગણે છે. આ પ્રમાણે જેના અંગમાં પુષ્કળ અહંકાર ભરેલો હોય તેને 'અભિમાની' કહેવામાં આવે છે. આવો પુરુષ રૌરવ નરકનો રાજમાર્ગ છે. ( ૨૩૬ )

અન્યનું સુખ જોતાંજ જેને ક્રોધરૂપી અગ્નિનું વિષ ચડે છે; તપ્ત થયેલા તેલમાં શીતળ જળ નાખવામાં આવતાંજ તે ચડચડી ઊઠે છે; કિંવા ચંદ્રને જોતાંજ જેમ શિયાળને બળાપો થાય છે; વિશ્વના પ્રકાશક સૂર્યને પણ ઉદિત થયેલો જોઇને જેમ ઘુવડના ડોળા મીંચાય છે; પોહ ફાટતાં સર્વ લોકોને સુખ થાય છે, ત્યારે ચોરોને તેથી મૃત્યુ કરતાં પણ અધિક દુઃખ થાય છે; અને સર્પને દૂધ પાવામાં આવે તો જેમ તેનું ભયં-

કર વિષજ બને છે; અગાધ સમુદ્રના જળનું પ્રાશન કર્યા છતાંય વડવાનલ ઊલટો અધિકજ પ્રદીપ્ત થાય છે અને તેને લેશ પણ શાંતિ થતી નથી; તેમજ અન્યની વિદ્યા, વિનોદ, વૈભવ કે સૌભાગ્યને જોઇ મનમાં જે તલપાપડ થવા લાગે છે, તેને 'ક્રોધ' કહે છે.

જેનું મન સર્પના દર જેવું અને દષ્ટિ બાણના અગ્રસમાન તીક્ષ્ણ હોય છે, જેનું ભાષણ વીંછીના ડંખ જેવું તીક્ષ્ણ હોય છે, તથા જેની ઈતર ક્રિયા પોલાદના કરવતની પેઠે અન્યને ત્રાસદાયક હોય છે; આમ જે અન્યના મનને છિન્નભિન્ન કરનારી ક્રિયાથી અંતર્બાહ્ય ભરેલો છે, તેને અધમ જાણજે. આ 'પારુષ્ય'નાં લક્ષણો છે. (૨૪૫)

હવે અજ્ઞાનનાં લક્ષણો કહું છું તે સાંભળ. જેમ પાષાણને શીત અને ઉષ્ણ વસ્તુના સ્પર્શની સમજ હોતી નથી, કિંવા જન્માંધ જેમ રાત્રિ અને દિવસને જાણતો નથી, અગ્નિ જેમ કઈ વસ્તુને બાળવી અને કઈ ને છોડવી તે જાણતો નથી, પારસમણિ જેમ સુવર્ણ તથા લોખંડ વચ્ચેના ભેદને જાણતો નથી, ચમચો જેમ નાના પ્રકારના રસ કિંવા સ્વાદને જાણી શકતો નથી; અથવા પવન જેમ સારાખોટા માર્ગને ન જોતાં સર્વત્ર વાય છે; તે પ્રમાણે જે સારાં કિંવા માઠાં કૃત્યો વિષે અંધ હોય છે; સારી કે માઠી વસ્તુ ન જોતાં નાનું બાળક જે કાંઈ જુએ છે તેને જેમ મુખમાં નાખે છે; તે પ્રમાણે પાપપુણ્યની ખીચડી કરી, તેને ખાતી વખત બુદ્ધિને કડુ કિંવા મિષ્ટ સ્વાદ ન લાગવો, આવી જે દશા તેને 'અજ્ઞાન' કહેવામાં આવે છે. (૨૫૧)

આ પ્રમાણે છયે દોષોનાં લક્ષણો તને કહી સંભળાવ્યાં. આ છયે દોષો અંગમાં હોવાથીજ આ આસુરી સંપત્તિ અતિ બલાઢ્ય થઇ છે. સર્પનું અંગ નાનું છતાં પણ તેમાં જેમ વિષ ઘણું હોય છે; કિંવા પ્રલયાગ્નિ, વિદ્યુદગ્નિ અને વડવાગ્નિ, એ ત્રણ અગ્નિની સંખ્યા જોતાં ઘણી થોડી છે, પરંતુ તેની પ્રાણાહુતિ આપવાને આખું વિશ્વ પણ જેમ પૂરું પડતું નથી; બ્રહ્મદેવને શરણે ગયા છતાં પણ ત્રિદોષથી ગ્રસ્ત થયેલા મનુષ્યનું મૃત્યુ નિવૃત્ત થતું નથી, તો ત્રણને બદલે છ દોષોથી જે

આસુરી સંપત્તિ ભરપૂર છે, તેનું પ્રાબલ્ય જેવુંતેવું સમજીશ નહિ. દુષ્ટ ગ્રહોનો સમુદાય એકાદ વખત એકજ રાશિમાં આવે છે, કિંવા નિંદા કરનારને જે પ્રમાણે સર્વ પાતકો લાગે છે; મરણ સમીપ આવ્યું એવા મનુષ્યને જે પ્રમાણે સર્વ રોગો ગ્રસ્ત કરે છે, કિંવા કુમુહૂર્તકાળે જે પ્રમાણે કુયોગ એકત્રિત થાય છે; અન્ય પર વિશ્વાસ રાખનાર મનુષ્ય ચોરોની મંડળીમાં સપડાઈ જાય, કિંવા થાક્યોપાક્યો મનુષ્ય મહાપૂરમાં પડે, એટલે જેમ તેનું પરિણામ અહિતકરજ આવે છે; તે પ્રમાણે આ છ દોષોથી મનુષ્યનું અત્યંત અનિષ્ટ થાય છે. ખકરીને મરણકાળે આંકડાવાળો વીંછી કરડે, તેની પેઠે આ છ દોષો મનુષ્યને ઘાતક છે. મોક્ષમાર્ગે પ્રયાણ કરવાની ઇચ્છા ન હોવાથી તે સંસારમાં ડૂબી રહી બહારજ નીકળતો નથી; અને તેથી હે અર્જુન! અધમ યોનિની ભૂમિકાઓ ઊતરતાં ઊતરતાં તે સ્થાવર યોનિના તલપ્રદેશપર્યંત આવી પહોંચે છે; અસ્તુ. તેનામાં આ છયે દોષો એકત્રિત થઈ આસુરી સંપત્તિને વધારે છે. આમ જગતપ્રસિદ્ધ બે પ્રકારની સંપત્તિઓનાં લક્ષણો તને કહ્યાં.

दैवीसंपद्विमोक्षाय निबंधायासुरी मता।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥

શ્લોકાર્થઃ—દૈવી સંપત્તિ વડે સંસારમાંથી મુક્તિ થાય છે અને આસુરી સંપત્તિના યોગથી સંસારબંધન પ્રાપ્ત થાય છે. હે અર્જુન! તું દૈવી સંપત્તિમાં જન્મ્યો છે, માટે તું શોક કરીશ મા.

ટીકાઃ—આ બે પૈકી પ્રથમ જે દૈવી સંપત્તિ તને કહી તે, મોક્ષરૂપી સૂર્યનું પ્રભાતજ છે. (સૂર્યોદયની પૂર્વે જે પ્રમાણે પોહ ફાટે છે તે પ્રમાણે આ દૈવી સંપત્તિની પ્રાપ્તિ એ મોક્ષ પૂર્વેની સ્થિતિ છે.) બીજી જે આસુરી સંપત્તિ તે તો જીવને માટે મોહરૂપી લોખંડની બેડીજ છે; પરંતુ આ વાત સાંભળીને ધાસ્તી રાખીશ મા. સૂર્યે રાત્રિની ભીતિ શા માટે રાખવી જોઈએ? હે ધનંજય! ઉપલા છ ગુણોનું આશ્રયસ્થાન બનનારજ આ આસુરી સંપત્તિના સપાટામાં સપડાય છે. હે અર્જુન! તું તો એવો જન્મ પામ્યો છે કે જે ઉપર્યુક્ત દૈવી ગુણોનો સાગરજ

છે; માટે હે પાર્થ ! તું આ દૈવી સંપત્તિનો સ્વામી થઈ મોક્ષ-સુખ પામવાને આવ. (૨૭૦)

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

શ્લોકાર્થ:–હે અર્જુન! આ લોકમાં દૈવ અને આસુર એવા બે પ્રકારના મનુષ્યવર્ગ છે. તેમાંના દૈવ વર્ગ વિષે પૂર્વે તને વિસ્તારપૂર્વક કહ્યું. હવે આસુરવર્ગનાં લક્ષણો કહું છું તે સાંભળ.

ટીકા:–અને આ દૈવી તથા આસુરી સંપત્તિથી યુક્ત એવા લોકોની વર્તણૂકના અનાદિસિદ્ધ માર્ગો ચાલ્યા આવ્યા છે. જે પ્રમાણે રાત્રિએ નિશાચરોના નીચ વ્યાપાર ચાલુ થાય છે અને દિવસે મનુષ્યાદિના ઉત્તમ વ્યાપાર ચાલે છે; તે પ્રમાણે હે અર્જુન! આ સંસારમાં દૈવી તથા આસુરી સંપત્તિના વ્યવહાર પોતપોતાને માર્ગે ચાલે છે. પાછળ જ્ઞાન વિષે વિવેચન કરતી વખતે દૈવી સંપત્તિને વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવી છે. હવે આસુરી સંપત્તિયુક્ત લોકો વિષે તને કહું છું, તે પ્રતિ પૂર્ણ લક્ષ આપ. નાદ જે પ્રમાણે વાદ્ય સિવાય સાંભળી શકાતો નથી, કિંવા પુષ્પ વિના જેમ મકરંદની પ્રાપ્તિ થતી નથી, તે પ્રમાણે એકાદ શરીરનો આશ્રય લીધા સિવાય આસુરી સંપત્તિ પણ દેખાતી નથી. બળતા કાષ્ઠમાં જેમ અગ્નિ સ્પષ્ટ દેખાય છે, તેમજ એ આસુરી સંપત્તિ મનુષ્યના શરીરમાં ઓતપ્રોત ભરેલી દેખાય છે. શેરડી વધતી જાય તેમ તેમ તેમાં રસ પણ વધતો જાય છે, તેમજ જેમ જેમ પ્રાણીનું શરીર વિકાસ પામતું જાય છે, તેમ તેમ એ સંપત્તિ પણ વધતી જાય છે. હવે હે અર્જુન! આસુરી સંપત્તિવાળાં જે પ્રાણીઓ જન્મ્યાં છે, તેમનાં લક્ષણો તને કહી સંભળાવું છું. ( ૨૮૦ )

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

શ્લોકાર્થ–આસુરી સંપત્તિવાળા લોકો કર્યું કાર્ય કરવું અને કર્યું ન કરવું એ સમજતા નથી; વળી તેમનામાં અંતર્બાહ્ય

પવિત્રતા, આચાર અને સત્ય પણ વિદ્યમાન હોતાં નથી. (૭)

ટીકાઃ—પુણ્યાચરણ વિષે પ્રવૃત્તિ કિંવા પાપાચરણ વિષે નિષેધ, એ જ્ઞાનનો જેના અંતઃકરણમાં અંધકાર વ્યાપેલો હોય છે; રેશમનો કીડો પોતાનું ઘર બાંધવા મંડયો એટલે બહાર નીકળવાનો માર્ગ રહે છે કે નહિ એ પ્રતિ લક્ષજ આપતો નથી અને તેથીજ અંદર ગોંધાઇ જાય છે; અથવા મૂર્ખ મનુષ્ય જેમ નાણું વસૂલ થઈ શકશે કે નહિ તેનો વિચાર ન કરતાં ચોરને પૈસા ધીરે છે, તે પ્રમાણે જે લોકો આસુરી સંપત્તિઓનો આશ્રય કરે છે તેઓ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભય માર્ગને જાણતા નથી અને પવિત્રતા કેવી હોય છે તેની તો તેમને સ્વપ્ને પણ ખબર હોતી નથી. કદાચિત્ કોલસા પણ પોતાની શ્યામતાનો પરિત્યાગ કરશે, કાગડો પણ ગોરો થશે અને રાક્ષસને પણ માંસભક્ષણનો કંટાળો આવશે; પરંતુ હે અર્જુન! જે પ્રમાણે મદ્યના પાત્રમાં પાવિત્ર્ય આવતું નથી, તે પ્રમાણે આસુરી પ્રાણીઓમાં શુચિત્વ આવતું નથી. જેને શાસ્ત્રોક્ત કર્મની ઇચ્છા હોતી નથી, જે વડીલોની આજ્ઞાની વાટ જોવા ઊભા રહેતા નથી અને જેને સદાચારની ઓળખ નથી; બકરી જેમ ફાવે તે આલોપાલો ખાય છે, કિંવા પવન ગમે ત્યાં વિચરે છે, અથવા અગ્નિ પ્રદીપ્ત થતાં ગમે તે પદાર્થને બાળીને ભસ્મ કરી દે છે; તે પ્રમાણે આસુરી સંપત્તિવાળા લોકો પોતાની ઇચ્છાનેજ આગળ રાખીને આચરણ કરે છે અને સત્યની સાથે તો તેમને સદા વેરજ હોય છે. વીંછી જો પોતાનો આંકડો મારીને સુખ આપી શકે, તોજ તેમના બોલવામાં સત્યનો અંશ આવી શકે. ગુદાદ્વારમાંનો પવન જો સૌગંધ્યયુક્ત હોય તોજ આસુરી સંપત્તિવાળા લોકોમાં સત્ય હોય; કેમકે તેઓ સ્વભાવથીજ દુષ્ટ હોય છે. હવે તેમના ભાષણની અપૂર્વતા તને સંભળાવું છું. ઊંટના કોઈ પણ અંગમાં સીધાપણું હોય છે કે? આસુરી સંપત્તિના લોકોની સ્થિતિ એવીજ છે; તે પ્રસંગાનુસાર કહું છું તે સાંભળ. હવે ધુમાડિયાના મુખમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળી આવે છે, તેની પેઠે તેમના મુખમાંથી અયોગ્ય શબ્દો બહાર પડે છે, એમ તું સમજ. (૨૯૪)

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

**શ્લોકાર્થઃ**–આ જગત અસત્ય છે, પ્રતિષ્ઠારહિત છે, તેનો કર્તા કોઈ નથી, ઈશ્વર છે એમ બોલવું વ્યર્થ છે, સંયોગથી ઉત્પત્તિ થાય છે, કામજ તેનું કારણ છે; બીજું શું? એમ તેઓ કહે છે.

**ટીકાઃ**–જગત અનાદિ ચાલ્યું આવ્યું છે; ઈશ્વર તેનો નિયંતા છે; ન્યાયઅન્યાયનો નિર્ણય વેદદ્વારા થાય છે; વેદ જેને દૂષિત ઠરાવે છે તેને નરકભોગની શિક્ષા થાય છે; અને જેને નિર્દોષ ઠરાવે તે સ્વર્ગભોગ ભોગવે છે. હે પાર્થ! આવા પ્રકારની અનાદિકાળથી ચાલી આવેલી જે આ વિશ્વવ્યવસ્થા, તેને તે ખોટી માને છે. તેઓ એવુંજ બકતા ફરે છે કે, જેને ઘેલછા લાગી હોય તેજ યજ્ઞ કરવામાં ફસાય છે. જેને ઉન્માદ લાગ્યો હોય તેજ મૂર્તિપૂજા કરે છે અને જે ભ્રમિત થયા હોય તેજ ભગવાં વસ્ત્ર ધારણ કરીને સંસારનો ત્યાગ કરી યોગી બને છે. આ જગતમાં આપણા સામર્થ્ય પ્રમાણે જે કાંઈ ઉપભોગ લઈ શકાય તે લેવો, એથી વધારે પુણ્યકર્મ બીજું શું છે? નિર્બળતાના કારણે પ્રાપ્ત વિષયોનો ઉપભોગ ન લઈ શકાય તો તેજ પાપ છે. ધનવાનોના પ્રાણ લેવા એ જો પાપ હોય તો તેમનું સર્વ ધન હાથમાં આવે છે એ શું પુણ્ય નથી? બળવાન નિર્બળનો નાશ કરે, એથી જો પાપ લાગતું હોય તો મોટાં માછલાં નાનાં માછલાંને ખાઈ જાય છે, તેમનું સત્યાનાશ શા માટે વળી જતું નથી? અને જો વરકન્યાનો વિવાહ કરવાને સારા કુળની તથા સુમુહૂર્તની આવશ્યકતા હોય, તો પશુપક્ષી વગેરેમાં જે અબાધિત પ્રજોત્પત્તિ ચાલી રહી છે, તેઓ કયારે કુળ કે મુહૂર્ત જુએ છે? ચોરીને આણેલા ધનનો જો કોઈ ઉપભોગ કરે તો શું તે તેને કડવો લાગે છે કે? મનગમતો વ્યભિચાર કરવાથી શું કોઈને કોઢનો રોગ થયો છે કે! "જગતનો સ્વામી ઈશ્વર, ધર્મથી વર્તનારને સુખ અને અધર્માચારીને દુઃખરૂપે પોતાનાં કરેલાં કર્મોનાં ફળ પરલોકમાં પણ આપેજ છે." એવાં શાસ્ત્રનાં વચનો અમે માન્યાં હોત. પરંતુ પરલોક અને ઈશ્વર

પવિત્રતા, આચાર અને સત્ય પણ વિદ્યમાન હોતાં નથ
ટીકાઃ-પુણ્યાચરણ વિષે પ્રવૃત્તિ કિંવા પાપાચર
નિષેધ, એ જ્ઞાનનો જેના અંતઃકરણમાં અંધકાર વ્યાપે
છે; રેશમનો કીડો પોતાનું ઘર બાંધવા મંડયો એટ
નીકળવાનો માર્ગ રહે છે કે નહિ એ પ્રતિ લક્ષજ અ
અને તેથીજ અંદર ગોંધાઇ જાય છે; અથવા મૂર્ખ
નાણું વસૂલ થઈ શકશે કે નહિ તેનો વિચાર ન કરતાં
ધીરે છે, તે પ્રમાણે જ લોકો આસુરી સંપત્તિઓનો
છે તેઓ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભય માર્ગને
અને પવિત્રતા કેવી હોય છે તેની તો તેમને સ્વ
હોતી નથી. કદાચિત્ કોલસા પણ પોતાની શ્યામ
કરશે, કાગડો પણ ગોરો થશે અને રાક્ષસને પણ
કંટાળો આવશે; પરંતુ હે અર્જુન! જે પ્રમાણે
પાવિત્ર્ય આવતું નથી, તે પ્રમાણે આસુરી પ્રા
આવતું નથી. જેને શાસ્ત્રોક્ત કર્મની ઇચ્છા હો
લોની આજ્ઞાની વાટ જોવા ઊભા રહેતા નથી
ની ઓળખ નથી; બકરી જેમ ફાવે તે આ
કિંવા પવન ગમે ત્યાં વિચરે છે, અથવા અ
તે પદાર્થને બાળીને ભસ્મ કરી દે છે; તે પ્રમા
વાળા લોકો પોતાની ઇચ્છાનેજ આગળ
છે અને સત્યની સાથે તો તેમને સદા વેર
પોતાનો આંકડો મારીને સુખ આપી શકે
માં સત્યનો અંશ આવી શકે. ગુદાદ્વારમાં
યુક્ત હોય તોજ આસુરી સંપત્તિવાળા
કેમકે તેઓ સ્વભાવથીજ દુષ્ટ હોય છે.
અપૂર્વતા તને સંભળાવું છું. ઉંટના કોઈ
હોય છે કે? આસુરી સંપત્તિના લોકોને
પ્રસંગાનુસાર કહું છું તે સાંભળ. હવે
ધુમાડાના ગોટેગોટા નીકળી આવે છે,
થી અયોગ્ય શબ્દો બહાર પડે છે, એ

પર સંકટ આવવાનાં હોય ત્યારે આકાશમાં ધૂમકેતુ ઊગે છે; તેમજ લોકોના નાશ માટેજ તે આસુરી લોકો જન્મે છે. જેમ અશુભ બીજમાંથી અશુભજ અંકુરો ફૂટે છે, તેમજ આવા લોકો પાપના બોલતાચાલતા કીર્તિસ્તંભ હોય છે. જેમ આસપાસની વસ્તુઓને બાળવા વિના અગ્નિને બીજું કર્તવ્ય હોતું નથી, તેમ તે લોકોની પાસે જનારા લોકો ઉત્તમ હો કે અધમ, પરંતુ તે તેમનો નાશજ કરે છે. હવે જે રીતે તેઓ પોતાનાં કર્મ કરે છે, તે સાંભળ, એમ શ્રીનિવાસ પાર્થ પ્રત્યે બોલ્યા. (૩૨૨)

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥**

**શ્લોકાર્થ:**–કદી તૃપ્ત ન થાય એવા કામને આધીન બનીને તથા મોહથી અસત્ય માર્ગ ગ્રહણ કરીને તે દુરાચારી તથા દંભમાન અને મદથી ભરેલા લોકો કર્મ કરવાને ઉદ્યુક્ત થાય છે.

*ટીકા:*–ચાળણીમાં જેમ પાણીનો સંચય કરી શકાતો નથી અને અગ્નિને જેમ કાષ્ઠથી તૃપ્તિ થતી નથી; તેમ જે નિરંતર બુભુક્ષિત રહે છે, એવા કામને જે પોતાના હૃદયમાં આશ્રય આપી, હે પાંડવ! તેમાં વળી માન અને દંભની પણ ભરતી કરે છે; ગાંડા હાથીને જેમ દારૂ પાવાથી અધિક ઉન્મત્ત થાય છે, તેમ તેના અંગમાં મદ પરિપૂર્ણ ભરેલો હોય છે, એવા આસુરી સંપત્તિવાળા લોકો જેમ જેમ વૃદ્ધ થતા જાય છે, તેમ તેમ પોતાને દોઢચતુર માનતા જાય છે; અને તે પોતાના કોઈ પણ કાર્યને સમાપ્ત કર્યા સિવાય છોડતા નથી. તેમાં વળી મૂર્ખતાની સહાયતા હોય ત્યાં પછી નિશ્ચયની દાદ કોણ સાંભળે? જેના યોગથી અન્યને પીડા થાય કિંવા પ્રાણહાનિ થાય તે કર્મો કરવાને તે નિરંતર પ્રવૃત્ત થાય છે; તે પોતાનાં કરેલાં કર્મોને પોતાની જાતે દશે દિશામાં પ્રસિદ્ધ કરી મૂકે છે અને જગતને તુચ્છ માને છે. તેની ઇચ્છાની દોડ એટલી બધી હોય છે કે, તેને દશે દિશા પણ પૂરી પડતી નથી. જે પ્રમાણે ખેતરમાં છૂટી મૂકી દીધી એટલે તે ફાવે ત્યાં ચરે છે, તે છૂટથી પાપાચરણની વૃદ્ધિ કરે છે. (૩૨૯)

દષ્ટિગોચર થતા નથી, માટે તેમને વિષે બોલવું વ્યર્થ છે. વળી પુણ્ય કિંવા પાપ કરનાર મરણ પામે છે ત્યારે તેનાં ફળ ભોગવવાને કોણ બાકી રહે છે? જેમ સ્વર્ગમાં ઉર્વશીના ઉપભોગથી ઈંદ્ર સુખી રહે છે, તે પ્રમાણે નરકના કીડાને નરકમાંથી સુખ મળે છે; તો પછી નરક કિંવા સ્વર્ગ એ પાપ કિંવા પુણ્યનાં ફળ નથી; કારણ કે ઉભય સ્થળે કામસુખનોજ ઉપભોગ મળે છે. માટે સકામ સ્ત્રીપુરુષનો સંયોગ થવાથીજ સર્વ જગતની ઉત્પત્તિ થાય છે; અને આપણા હિતને માટે ઇચ્છા કરી આપણે જે કાંઇ મેળવીએ છીએ તેનો આપણને કંટાળો આવવાથી તેનો નાશ આપણી ઇચ્છાજ કરે છે. આમ જગતની ઉત્પત્તિનું કારણ કામ સિવાય અન્ય કાંઈ નથી, એમ આસુરી લોકો કહે છે. હવે આ નિંદ્ય કથનનો વિચાર કરવાની જરૂર નથી; કારણ કે એને વિષે ચર્ચા કરવી વ્યર્થજ છે. (૩૩૧)

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

શ્લોકાર્થઃ—આ પૂર્વોક્ત દષ્ટિનો આશ્રય કરીને, તે આત્મઘાતક, અલ્પબુદ્ધિ, ભયંકર કર્મો કરનાર, સર્વના વૈરી એવા આસુરી સંપત્તિવાળાઓ જગતના નાશ માટેજ જન્મ્યા હોય છે.

ટીકાઃ—તેઓ ઈશ્વર વિષે ખાલી ગપ્પાંજ હાંકયે જાય છે. તેમના ચિત્તમાં કોઈ પણ પ્રકારનો એક નિશ્ચય હોતો નથી. વધારે શું કહું? અમે ખુલ્લા નાસ્તિક છીએ એવી તેઓ શેખી કરે છે. જે પ્રમાણે ઢેડવાડાનું ચિહ્‌ન હાડકાંનો સમુદાય હોય છે, તે પ્રમાણે પાપપુણ્યસંબંધે નીડરતા રાખવી એ નાસ્તિકતાનુંજ લક્ષણ છે. આવી સ્થિતિમાં સ્વર્ગ વિષે શ્રદ્ધા કિંવા નરકની ભીતિ તેમનાં હૃદયમાં લેશ પણ હોતી નથી. હે વીર અર્જુન! આવા આસુરી લોકો દેહરૂપી ખાળમાં સપડાઇ અપવિત્ર જળના નાશવંત પરપોટાની પેઠે વિષયરૂપી કાદવમાં ડૂબી જાય છે. જે વખતે જળચરોનું મૃત્યુ આવી પહોંચે છે, ત્યારે માછી લોકો જળાશયના તટ પર એકત્ર થઇને પાણીમાં જાળ નાખે છે; કિંવા શરીરપતનનો સમય આવતાં જેમ રોગોની ઉત્પત્તિ થાય છે; કિંવા જેમ પ્રજા

પર સંકટ આવવાનાં હોય ત્યારે આકાશમાં ધૂમકેતુ ઊગે છે; તેમજ લોકોના નાશ માટેજ તે આસુરી લોકો જન્મે છે. જેમ અશુભ બીજમાંથી અશુભજ અંકુરો ફૂટે છે, તેમજ આવા લોકો પાપના બોલતાચાલતા કીર્તિસ્તંભ હોય છે. જેમ આસપાસની વસ્તુઓને બાળવા વિના અગ્નિને બીજું કર્તવ્ય હોતું નથી, તેમ તે લોકોની પાસે જનારા લોકો ઉત્તમ હો કે અધમ, પરંતુ તે તેમનો નાશજ કરે છે. હવે જે રીતે તેઓ પોતાનાં કર્મ કરે છે, તે સાંભળ, એમ શ્રીનિવાસ પાર્થ પ્રત્યે બોલ્યા. (૩૨૨)

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥**

**શ્લોકાર્થ**:–કદી તૃપ્ત ન થાય એવા કામને આધીન બનીને તથા મોહથી અસત્ય માર્ગ ગ્રહણ કરીને તે દુરાચારી તથા દંભ-માન અને મદથી ભરેલા લોકો કર્મ કરવાને ઉદ્યુક્ત થાય છે.

**ટીકા**:–ચાળણીમાં જેમ પાણીનો સંચય કરી શકાતો નથી અને અગ્નિને જેમ કાષ્ઠથી તૃપ્તિ થતી નથી; તેમ જે નિરંતર બુભુક્ષિત રહે છે, એવા કામને જે પોતાના હૃદયમાં આશ્રય આપી, હે પાંડવ! તેમાં વળી માન અને દંભની પણ ભરતી કરે છે; ગાંડા હાથીને જેમ દારૂ પાવાથી અધિક ઉન્મત્ત થાય છે, તેમ તેના અંગમાં મદ પરિપૂર્ણ ભરેલો હોય છે, એવા આસુરી સંપત્તિવાળા લોકો જેમ જેમ વૃદ્ધ થતા જાય છે, તેમ તેમ પોતાને દોઢચતુર માનતા જાય છે; અને તે પોતાના કોઈ પણ કાર્યને સમાપ્ત કર્યા સિવાય છોડતા નથી. તેમાં વળી મૂર્ખતાની સહાયતા હોય ત્યાં પછી નિશ્ચયની દાદ કોણ સાંભળે? જેના યોગથી અન્યને પીડા થાય કિંવા પ્રાણહાનિ થાય તે કર્મો કરવાને તે નિરંતર પ્રવૃત્ત થાય છે; તે પોતાનાં કરેલાં કર્મોને પોતાની જાતે દશે દિશામાં પ્રસિદ્ધ કરી મૂકે છે અને જગતને તુચ્છ માને છે. તેની ઇચ્છાની દોડ એટલી બધી હોય છે કે, તેને દશે દિશા પણ પૂરી પડતી નથી. જે પ્રમાણે ગાયને ખેતરમાં છૂટી મૂકી દીધી એટલે તે ફાવે ત્યાં ચરે છે, તે પ્રમાણે તે છૂટથી પાપાચરણની વૃદ્ધિ કરે છે. (૩૨૯)

દૃષ્ટિગોચર થતા નથી, માટે તેમને વિષે બોલવું વ્યર્થ છે. વળી પુણ્ય કિંવા પાપ કરનાર મરણ પામે છે ત્યારે તેનાં ફળ ભોગવવાને કોણ બાકી રહે છે? જેમ સ્વર્ગમાં ઉર્વશીના ઉપભોગથી ઇંદ્ર સુખી રહે છે, તે પ્રમાણે નરકના કીડાને નરકમાંથી સુખ મળે છે; તો પછી નરક કિંવા સ્વર્ગ એ પાપ કિંવા પુણ્યનાં ફળ નથી; કારણ કે ઉભય સ્થળે કામસુખનોજ ઉપભોગ મળે છે. માટે સકામ સ્ત્રીપુરુષનો સંયોગ થવાથીજ સર્વ જગતની ઉત્પત્તિ થાય છે; અને આપણા હિતને માટે ઇચ્છા કરી આપણે જે કાંઇ મેળવીએ છીએ તેનો આપણને કંટાળો આવવાથી તેનો નાશ આપણી ઇચ્છાજ કરે છે. આમ જગતની ઉત્પત્તિનું કારણ કામ સિવાય અન્ય કાંઈ નથી, એમ આસુરી લોકો કહે છે. હવે આ નિંદ્ય કથનનો વિચાર કરવાની જરૂર નથી; કારણ કે એને વિષે ચર્ચા કરવી વ્યર્થજ છે. (૩૩૧)

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

શ્લોકાર્થઃ—આ પૂર્વોક્ત દૃષ્ટિનો આશ્રય કરીને, તે આત્મઘાતક, અલ્પબુદ્ધિ, ભયંકર કર્મો કરનાર, સર્વના વેરી એવા આસુરી સંપત્તિવાળાઓ જગતના નાશ માટેજ જન્મ્યા હોય છે.

ટીકાઃ—તેઓ ઈશ્વર વિષે ખાલી ગપ્પાંજ હાંકયે જાય છે. તેમના ચિત્તમાં કોઈ પણ પ્રકારનો એક નિશ્ચય હોતો નથી. વધારે શું કહું? અમે ખુલ્લા નાસ્તિક છીએ એવી તેઓ શેખી કરે છે. જે પ્રમાણે ઢેડવાડાનું ચિહ્ન હાડકાંનો સમુદાય હોય છે, તે પ્રમાણે પાપપુણ્યસંબંધે નીડરતા રાખવી એ નાસ્તિકતાનુંજ લક્ષણ છે. આવી સ્થિતિમાં સ્વર્ગ વિષે શ્રદ્ધા કિંવા નરકની ભીતિ તેમનાં હૃદયમાં લેશ પણ હોતી નથી. હે વીર અર્જુન! આવા આસુરી લોકો દેહરૂપી ખાળમાં સપડાઇ અપવિત્ર જળના નાશવંત પરપોટાની પેઠે વિષયરૂપી કાદવમાં ડૂબી જાય છે. જે વખતે જળચરોનું મૃત્યુ આવી પહોંચે છે, ત્યારે માછી લોકો જળાશયના તટ પર એકત્ર થઈને પાણીમાં જાળ નાખે છે; કિંવા શરીરપતનનો સમય આવતાં જેમ રોગોની ઉત્પત્તિ થાય છે; કિંવા જેમ પ્રજા

પર સંકટ આવવાનાં હોય ત્યારે આકાશમાં ધૂમકેતુ ઊગે છે; તેમજ લોકોના નાશ માટેજ તે આસુરી લોકો જન્મે છે. જેમ અશુભ બીજમાંથી અશુભજ અંકુરો ફૂટે છે, તેમજ આવા લોકો પાપના બોલતાચાલતા કીર્તિસ્તંભ હોય છે. જેમ આસપાસની વસ્તુઓને બાળવા વિના અગ્નિને બીજું કર્તવ્ય હોતું નથી, તેમ તે લોકોની પાસે જનારા લોકો ઉત્તમ હો કે અધમ, પરંતુ તે તેમનો નાશજ કરે છે. હવે જે રીતે તેઓ પોતાનાં કર્મ કરે છે, તે સાંભળ, એમ શ્રીનિવાસ પાર્થ પ્રત્યે બોલ્યા. (૩૨૨)

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः ॥ १० ॥**

**શ્લોકાર્થ**:—કદી તૃપ્ત ન થાય એવા કામને આધીન બનીને તથા મોહથી અસત્ય માર્ગ ગ્રહણ કરીને તે દુરાચારી તથા દંભમાન અને મદથી ભરેલા લોકો કર્મ કરવાને ઉદ્યુક્ત થાય છે.

**ટીકા**:—ચાળણીમાં જેમ પાણીનો સંચય કરી શકાતો નથી અને અગ્નિને જેમ કાષ્ઠથી તૃપ્તિ થતી નથી; તેમ જે નિરંતર બુભુક્ષિત રહે છે, એવા કામને જે પોતાના હૃદયમાં આશ્રય આપી, હે પાંડવ! તેમાં વળી માન અને દંભની પણ ભરતી કરે છે; ગાંડા હાથીને જેમ દારૂ પાવાથી અધિક ઉન્મત્ત થાય છે, તેમ તેના અંગમાં મદ પરિપૂર્ણ ભરેલો હોય છે, એવા આસુરી સંપત્તિવાળા લોકો જેમ જેમ વૃદ્ધ થતા જાય છે, તેમ તેમ પોતાને દોઢચતુર માનતા જાય છે; અને તે પોતાના કોઈ પણ કાર્યને સમાપ્ત કર્યા સિવાય છોડતા નથી. તેમાં વળી મૂર્ખતાની સહાયતા હોય ત્યાં પછી નિશ્ચયની દાદ કોણ સાંભળે? જેના યોગથી અન્યને પીડા થાય કિંવા પ્રાણહાનિ થાય તે કર્મો કરવાને તે નિરંતર પ્રવૃત્ત થાય છે; તે પોતાનાં કરેલાં કર્મોને પોતાની જાતે દશે દિશામાં પ્રસિદ્ધ કરી મૂકે છે અને જગતને તુચ્છ માને છે. તેની ઇચ્છાનીદોડ એટલી બધી હોય છે કે, તેને દશે દિશા પણ પૂરી પડતી નથી. જે પ્રમાણે ગાયને ખેતરમાં છૂટી મૂકી દીધી એટલે તે ફાવે ત્યાં ચરે છે, તે પ્રમાણે તે છૂટથી પાપાચરણની વૃદ્ધિ કરે છે. (૩૨૯)

**चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

શ્લોકાર્થ:—જેનું માપ કરી શકાય નહિ અને મરણપર્યંત જેનો અંત આવે નહિ, એવી ચિંતાનો આશ્રય કરી કામોપભોગમાંજ નિમગ્ન થયેલા પુરુષનો કામશાંતિ એજ માત્ર એક પુરુષાર્થ છે, એવો નિશ્ચય થયેલો હોય છે. (૧૧)

ટીકા:—આજ એક સાધનથી તે પોતાનાં કર્મો કરે છે અને મરણ પછીની પણ ચિંતા રાખે છે. જે ચિંતા પાતાળથી પણ ઊંડી અને ગગનથી પણ ઉચ્ચ છે અને જેની તુલનામાં ત્રિભુવન પણ નાનું પડે છે; સંન્યાસીને માટે કહેલા સખ્ત નિયમો પ્રમાણે તે પોતાના સ્વાર્થ માટે અપાર (!) ચિંતા ધારણ કરે છે; અને જેમ પતિવ્રતા સ્ત્રી સંકટ સમયે પણ પોતાના પતિને છોડી જતી નથી, તેમ તે ચિંતાનો પરિત્યાગ કરતો નથી; તેમજ અસાર વિષયાદિક વિષે નિરંતર મનમાં લાલસા રાખી તેની પ્રાપ્તિને માટે અપાર ચિંતા કરે છે. સદૈવ સ્ત્રીઓનાં ગીત સાંભળવાં, સ્ત્રીઓનું સ્વરૂપ નયનોથી જોવું, સર્વ ઈંદ્રિયોને સ્ત્રીસ્પર્શ કરવાનેજ ઉદ્યુક્ત કરવી અને સ્ત્રી દ્વારા થતાં સુખ પરથી અમૃતને પણ ઓવારી નાખવું; આ પ્રકારે સ્ત્રીસુખ કરતાં અધિક સુખ છેજ નહિ એવો જેનો નિશ્ચય હોય છે, તેવો પુરુષ તે સ્ત્રીભોગને માટે સ્વર્ગમાં તથા પાતાળમાં જવાને કિંવા સર્વ દિશાની મર્યાદા ઓળંગી જવાને પણ તત્પર હોય છે. (૩૩૬)

કરે છે; ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય તો સ્વભાવતઃજ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે નિરંતર કામ તથા ક્રોધયુક્તજ રહે છે. હે અર્જુન ! જે પ્રમાણે થાણામાંના સવારને દિવસે ફરજ બજાવવાને ફરવું પડે છે અને રાત્રે રોન ફરવી પડે છે અર્થાત્ તેને રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી; તે પ્રમાણે કામના શિખર પરથી નીચે ફેંકાતાં તે ક્રોધરૂપી ટેકરી પર અથડાય છે; તો પણ તેનો કામક્રોધ પરનો પ્રેમ ન્યૂન થતો નથી. વળી મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત શી રીતે કરી શકાય ? એટલા માટે તે પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે. તે કોઇને નિબિડ અરણ્યમાં ઘેરીને તેનો શિરચ્છેદ કરે છે, કોઈનું સર્વસ્વ હરે છે અને કોઇનો નાશ કરવાને માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે. પારધી જેમ શિકારે જતી વખતે પોતાની સાથે ધનુષ્ય, બાણ, જાળ, શિકારી કૂતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો લેતો જાય છે અને પોતાના ઉદર માટે પુષ્કળ પ્રાણીઓ મારી લાવે છે; તેમજ આ પણ આવાંજ દુષ્ટ કર્મો કરે છે. તે આવી ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે અને તે મળતાં તે કેવો સંતોષ પામે છે તે સાંભળ.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

**શ્લોકાર્થઃ**—આ મેં આજ મેળવ્યું, તે મનોરથ હું કાલે પૂર્ણ કરીશ, આ આટલું ધન મારી પાસે છે અને તેટલું વળી પુનઃ મળશે. ( એવાં મનોરાજ્ય તે કરે છે.) ( ૧૩ )

**ટીકાઃ**—આજ અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી છે. તો શું મને ધન્યવાદ નથી ઘટતો ? આમ પોતાની બડાઈ હાંકવા સાથે તેના મનમાં એવી ઇચ્છા થાય છે કે, હું બીજા લોકોનું દ્રવ્ય પણ ક્યારે હરી લાવું? આજે જેટલું મેળવ્યું છે, તેટલા ભંડોળથી ચરાચર પાસે જે કાંઈ હશે તે સર્વ હું તાણી લાવીશ. આમ આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હુંજ થઈશ; અને પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ.તેનો નાશ કરીશ. ( ૩૫૧ )

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

શ્લોકાર્થઃ—જેનું માપ કરી શકાય નહિ અને મરણપર્યંત જેનો અંત આવે નહિ, એવી ચિંતાનો આશ્રય કરી કામોપભોગમાંજ નિમગ્ન થયેલા પુરુષનો કામશાંતિ એજ માત્ર એક પુરુષાર્થ છે, એવો નિશ્ચય થયેલો હોય છે. (૧૧)

ટીકાઃ—આજ એક સાધનથી તે પોતાનાં કર્મો કરે છે અને મરણ પછીની પણ ચિંતા રાખે છે. જે ચિંતા પાતાળથી પણ ઊંડી અને ગગનથી પણ ઉચ્ચ છે અને જેની તુલનામાં ત્રિભુવન પણ નાનું પડે છે; સંન્યાસીને માટે કહેલા સખ્ત નિયમો પ્રમાણે તે પોતાના સ્વાર્થ માટે અપાર (!) ચિંતા ધારણ કરે છે; અને જેમ પતિવ્રતા સ્ત્રી સંકટ સમયે પણ પોતાના પતિને છોડી જતી નથી, તેમ તે ચિંતાનો પરિત્યાગ કરતો નથી; તેમજ અસાર વિષયાદિક વિષે નિરંતર મનમાં લાલસા રાખી તેની પ્રાપ્તિને માટે અપાર ચિંતા કરે છે. સદૈવ સ્ત્રીઓનાં ગીત સાંભળવાં, સ્ત્રીઓનું સ્વરૂપ નયનોથી જોવું, સર્વ ઇંદ્રિયોને સ્ત્રીસ્પર્શ કરવાનેજ ઉદ્યુક્ત કરવી અને સ્ત્રી દ્વારા થતાં સુખ પરથી અમૃતને પણ ઓવારી નાખવું; આ પ્રકારે સ્ત્રીસુખ કરતાં અધિક સુખ છેજ નહિ એવો જેનો નિશ્ચય હોય છે, તેવો પુરુષ તે સ્ત્રીભોગને માટે સ્વર્ગમાં તથા પાતાળમાં જવાને કિંવા સર્વ દિશાની મર્યાદા ઓળંગી જવાને પણ તત્પર હોય છે. (૩૩૬)

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

શ્લોકાર્થઃ—શતશઃ આશાપાશ વડે બદ્ધ થયેલા તથા કામ અને ક્રોધથી યુક્ત થયેલા તે લોકો પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવાને માટે અન્યાયથી પુષ્કળ દ્રવ્ય મેળવવાને ઇચ્છે છે.

ટીકાઃ—ગલને લગાડેલા માંસની લાલચમાં પડી જેમ મત્સ્ય મરણ પામે છે, તેમ એવા માણસો વિષયની આશાથી મરણ પામે છે. ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત ન થતાં તે નિરંતર શુષ્ક આશાજ ધારણ કરીને અંતે પોતાની જાતને રેશમના કીડાની પેઠે બંધન

કરે છે; ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય તો સ્વભાવતઃજ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે નિરંતર કામ તથા ક્રોધયુક્તજ રહે છે. હે અર્જુન! જે પ્રમાણે થાણામાંના સવારને દિવસે ફરજ બજાવવાને ફરવું પડે છે અને રાત્રે રોન ફરવી પડે છે અર્થાત્ તેને રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી; તે પ્રમાણે કામના શિખર પરથી નીચે ફેંકાતાં તે ક્રોધરૂપી ટેકરી પર અથડાય છે; તો પણ તેનો કામક્રોધ પરનો પ્રેમ ન્યૂન થતો નથી. વળી મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત શી રીતે કરી શકાય? એટલા માટે તે પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે. તે કોઇને નિબિડ અરણ્યમાં ઘેરીને તેનો શિરચ્છેદ કરે છે, કોઈનું સર્વસ્વ હરે છે અને કોઇનો નાશ કરવાને માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે. પારધી જેમ શિકારે જતી વખતે પોતાની સાથે ધનુષ્ય, બાણ, જાળ, શિકારી કૂતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો લેતો જાય છે અને પોતાના ઉદર માટે પુષ્કળ પ્રાણીઓ મારી લાવે છે; તેમજ આ પણ આવાંજ દુષ્ટ કર્મો કરે છે. તે આવી ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે અને તે મળતાં તે કેવો સંતોષ પામે છે તે સાંભળ.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

શ્લોકાર્થઃ—આ મેં આજે મેળવ્યું, તે મનોરથ હું કાલે પૂર્ણ કરીશ, આ આટલું ધન મારી પાસે છે અને તેટલું વળી પુનઃ મળશે. (એવાં મનોરાજ્ય તે કરે છે.) (૧૩)

ટીકાઃ—આજે અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી છે. તો શું મને ધન્યવાદ નથી ઘટતો? આમ પોતાની બડાઈ હાંકવા સાથે તેના મનમાં એવી ઇચ્છા થાય છે કે, હું બીજા લોકોનું દ્રવ્ય પણ ક્યારે હરી લાવું? આજે જેટલું મેળવ્યું છે, તેટલા ભંડોળથી ચરાચર પાસે જે કાંઈ હશે તે સર્વ હું તાણી લાવીશ. આમ આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હુંજ થઈશ; અને પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ,તેનો નાશ કરીશ. (૩૫૧)

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

શ્લોકાર્થઃ—જેનું માપ કરી શકાય નહિ અને મરણપર્યંત જેનો અંત આવે નહિ, એવી ચિંતાનો આશ્રય કરી કામોપભોગમાંજ નિમગ્ન થયેલા પુરુષનો કામશાંતિ એજ માત્ર એક પુરુષાર્થ છે, એવો નિશ્ચય થયેલો હોય છે. (૧૧)

ટીકાઃ—આજ એક સાધનથી તે પોતાનાં કર્મો કરે છે અને મરણ પછીની પણ ચિંતા રાખે છે. જે ચિંતા પાતાળથી પણ ઊંડી અને ગગનથી પણ ઉચ્ચ છે અને જેની તુલનામાં ત્રિભુવન પણ નાનું પડે છે; સંન્યાસીને માટે કહેલા સપ્ત નિયમો પ્રમાણે તે પોતાના સ્વાર્થ માટે અપાર (!) ચિંતા ધારણ કરે છે; અને જેમ પતિવ્રતા સ્ત્રી સંકટ સમયે પણ પોતાના પતિને છોડી જતી નથી, તેમ તે ચિંતાનો પરિત્યાગ કરતો નથી; તેમજ અસાર વિષયાદિક વિષે નિરંતર મનમાં લાલસા રાખી તેની પ્રાપ્તિને માટે અપાર ચિંતા કરે છે. સદૈવ સ્ત્રીઓનાં ગીત સાંભળવાં, સ્ત્રીઓનું સ્વરૂપ નયનોથી જોવું, સર્વ ઇંદ્રિયોને સ્ત્રીસ્પર્શ કરવાનેજ ઉદ્યુક્ત કરવી અને સ્ત્રી દ્વારા થતાં સુખ પરથી અમૃતને પણ ઓવારી નાખવું; આ પ્રકારે સ્ત્રીસુખ કરતાં અધિક સુખ છેજ નહિ એવો જેનો નિશ્ચય હોય છે, તેવો પુરુષ તે સ્ત્રીભોગને માટે સ્વર્ગમાં તથા પાતાળમાં જવાને કિંવા સર્વ દિશાની મર્યાદા ઓળંગી જવાને પણ તત્પર હોય છે. (૩૩૬)

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

શ્લોકાર્થઃ—શતશઃ આશાપાશ વડે બદ્ધ થયેલા તથા કામ અને ક્રોધથી યુક્ત થયેલા તે લોકો પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવાને માટે અન્યાયથી પુષ્કળ દ્રવ્ય મેળવવાને ઇચ્છે છે.

ટીકાઃ—ગલને લગાડેલા માંસની લાલચમાં પડી જેમ મત્સ્ય મરણ પામે છે, તેમ એવા માણસો વિષયની આશાથી મરણ પામે છે. ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત ન થતાં તે નિરંતર શુષ્ક આશાજ ધારણ કરીને અંતે પોતાની જાતને રેશમના કીડાની પેઠે બંધન

કરે છે; ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય તો સ્વભાવતઃજ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે નિરંતર કામ તથા ક્રોધયુક્તજ રહે છે. હે અર્જુન! જે પ્રમાણે થાણામાંના સવારને દિવસે ફરજ બજાવવાને ફરવું પડે છે અને રાત્રે રોન ફરવી પડે છે અર્થાત્ તેને રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી; તે પ્રમાણે કામના શિખર પરથી નીચે ફેંકાતાં તે ક્રોધરૂપી ટેકરી પર અથડાય છે; તો પણ તેનો કામક્રોધ પરનો પ્રેમ ન્યૂન થતો નથી. વળી મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત શી રીતે કરી શકાય? એટલા માટે તે પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે. તે કોઇને નિબિડ અરણ્યમાં ઘેરીને તેનો શિરચ્છેદ કરે છે, કોઈનું સર્વસ્વ હરે છે અને કોઇનો નાશ કરવાને માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે. પારધી જેમ શિકારે જતી વખતે પોતાની સાથે ધનુષ્ય, બાણ, જાળ, શિકારી કૂતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો લેતો જાય છે અને પોતાના ઉદર માટે પુષ્કળ પ્રાણીઓ મારી લાવે છે; તેમજ આ પણ આવાંજ દુષ્ટ કર્મો કરે છે. તે આવી ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે અને તે મળતાં તે કેવો સંતોષ પામે છે તે સાંભળ.

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**

**શ્લોકાર્થ**:–આ મેં આજે મેળવ્યું, તે મનોરથ હું કાલે પૂર્ણ કરીશ, આ આટલું ધન મારી પાસે છે અને તેટલુ વળી પુનઃ મળશે. (એવાં મનોરાજ્ય તે કરે છે.) (૧૩)

ટીકાઃ–આજે અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી છે. તો શું મને ધન્યવાદ નથી ઘટતો? આમ પોતાની બડાઈ હાંકવા સાથે તેના મનમાં એવી ઇચ્છા થાય છે કે, હું બીજા લોકોનું દ્રવ્ય પણ ક્યારે હરી લાવું? આજે જેટલુ મેળવ્યુ છે, તેટલા ભંડોળથી ચરાચર પાસે જે કાંઈ હશે તે સર્વ હું તાણી લાવીશ. આમ આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હુંજ થઈશ; અને પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ,તેનો નાશ કરીશ. (૩૫૧)

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

શ્લોકાર્થઃ—જેનું માપ કરી શકાય નહિ અને મરણપર્યંત જેનો અંત આવે નહિ, એવી ચિંતાનો આશ્રય કરી કામોપભોગમાંજ નિમગ્ન થયેલા પુરુષનો કામશાંતિ એજ માત્ર એક પુરુષાર્થ છે, એવો નિશ્ચય થયેલો હોય છે. (૧૧)

ટીકાઃ—આજ એક સાધનથી તે પોતાનાં કર્મો કરે છે અને મરણ પછીની પણ ચિંતા રાખે છે. જે ચિંતા પાતાળથી પણ ઉંડી અને ગગનથી પણ ઉચ્ચ છે અને જેની તુલનામાં ત્રિભુવન પણ નાનું પડે છે; સંન્યાસીને માટે કહેલા સખ્ત નિયમો પ્રમાણે તે પોતાના સ્વાર્થ માટે અપાર (!) ચિંતા ધારણ કરે છે; અને જેમ પતિવ્રતા સ્ત્રી સંકટ સમયે પણ પોતાના પતિને છોડી જતી નથી, તેમ તે ચિંતાનો પરિત્યાગ કરતો નથી; તેમજ અસાર વિષયાદિક વિષે નિરંતર મનમાં લાલસા રાખી તેની પ્રાપ્તિને માટે અપાર ચિંતા કરે છે. સદૈવ સ્ત્રીઓનાં ગીત સાંભળવાં, સ્ત્રીઓનું સ્વરૂપ નયનોથી જોવું, સર્વ ઇંદ્રિયોને સ્ત્રીસ્પર્શ કરવાનેજ ઉદ્યુક્ત કરવી અને સ્ત્રી દ્વારા થતાં સુખ પરથી અમૃતને પણ ઓવારી નાખવું; આ પ્રકારે સ્ત્રીસુખ કરતાં અધિક સુખ છેજ નહિ એવો જેનો નિશ્ચય હોય છે, તેવો પુરુષ તે સ્ત્રીભોગને માટે સ્વર્ગમાં તથા પાતાળમાં જવાને કિંવા સર્વ દિશાની મર્યાદા ઓળંગી જવાને પણ તત્પર હોય છે. (૩૩૬)

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

શ્લોકાર્થઃ—શતશઃ આશાપાશ વડે બદ્ધ થયેલા તથા કામ અને ક્રોધથી યુક્ત થયેલા તે લોકો પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવાને માટે અન્યાયથી પુષ્કળ દ્રવ્ય મેળવવાને ઇચ્છે છે.

ટીકાઃ—ગલને લગાડેલા માંસની લાલચમાં પડી જેમ મત્સ્ય મરણ પામે છે, તેમ એવા માણસો વિષયની આશાથી મરણ પામે છે. ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત ન થતાં તે નિરંતર શુષ્ક આશાજ ધારણ કરીને અંતે પોતાની જાતને રેશમના કીડાની પેઠે બંધન

કરે છે; ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય તો સ્વભાવતઃજ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે નિરંતર કામ તથા ક્રોધયુક્તજ રહે છે. હે અર્જુન! જે પ્રમાણે થાણામાંના સવારને દિવસે ફરજ બજાવવાને ફરવું પડે છે અને રાત્રે રોન ફરવી પડે છે અર્થાત્ તેને રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી; તે પ્રમાણે કામના શિખર પરથી નીચે ફેંકાતાં તે ક્રોધરૂપી ટેકરી પર અથડાય છે; તો પણ તેનો કામક્રોધ પરનો પ્રેમ ન્યૂન થતો નથી. વળી મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત શી રીતે કરી શકાય? એટલા માટે તે પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે. તે કોઇને નિબિડ અરણ્યમાં ઘેરીને તેનો શિરચ્છેદ કરે છે, કોઈનું સર્વસ્વ હરે છે અને કોઇનો નાશ કરવાને માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે. પારધી જેમ શિકારે જતી વખતે પોતાની સાથે ધનુષ્ય, બાણ, જાળ, શિકારી કૂતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો લેતો જાય છે અને પોતાના ઉદર માટે પુષ્કળ પ્રાણીઓ મારી લાવે છે; તેમજ આ પણ આવાંજ દુષ્ટ કર્મો કરે છે. તે આવી ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે અને તે મળતાં તે કેવો સંતોષ પામે છે તે સાંભળ.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

**શ્લોકાર્થઃ**—આ મેં આજે મેળવ્યું, તે મનોરથ હું કાલે પૂર્ણ કરીશ, આ આટલું ધન મારી પાસે છે અને તેટલું વળી પુનઃ મળશે. (એવાં મનોરાજ્ય તે કરે છે.) (૧૩)

**ટીકાઃ**—આજે અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી છે. તો શું મને ધન્યવાદ નથી ઘટતો? આમ પોતાની બડાઈ હાંકવા સાથે તેના મનમાં એવી ઇચ્છા થાય છે કે, હું બીજા લોકોનું દ્રવ્ય પણ ક્યારે હરી લાવું? આજે જેટલું મેળવ્યું છે, તેટલા ભંડોળથી ચરાચર પાસે જે કાંઈ હશે તે સર્વ હું તાણી લાવીશ. આમ આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હુંજ થઈશ; અને પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ તેનો નાશ કરીશ. (૩૫૧)

કરે છે; ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય તો સ્વભાવતઃજ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે નિરંતર કામ તથા ક્રોધયુક્તજ રહે છે. હે અર્જુન! જે પ્રમાણે થાણામાંના સવારને દિવસે ફરજ બજાવવાને ફરવું પડે છે અને રાત્રે રોન ફરવી પડે છે અર્થાત્ તેને રાત્રિદિવસ વિશ્રાંતિ મળતી નથી; તે પ્રમાણે કામના શિખર પરથી નીચે ફેંકાતાં તે ક્રોધરૂપી ટેકરી પર અથડાય છે; તો પણ તેનો કામક્રોધ પરનો પ્રેમ ન્યૂન થતો નથી. વળી મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત શી રીતે કરી શકાય? એટલા માટે તે પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે. તે કોઇને નિબિડ અરણ્યમાં ઘેરીને તેનો શિરચ્છેદ કરે છે, કોઈનું સર્વસ્વ હરે છે અને કોઇનો નાશ કરવાને માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે. પારધી જેમ શિકારે જતી વખતે પોતાની સાથે ધનુષ્ય, બાણ, જાળ, શિકારી કૂતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો લેતો જાય છે અને પોતાના ઉદર માટે પુષ્કળ પ્રાણીઓ મારી લાવે છે; તેમજ આ પણ આવાંજ દુષ્ટ કર્મો કરે છે. તે આવી ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે અને તે મળતાં તે કેવો સંતોષ પામે છે તે સાંભળ.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

**શ્લોકાર્થઃ**–આ મેં આજ મેળવ્યું, તે મનોરથ હું કાલે પૂર્ણ કરીશ, આ આટલું ધન મારી પાસે છે અને તેટલું વળી પુનઃ મળશે. (એવાં મનોરાજ્ય તે કરે છે.) (૧૩)

**ટીકાઃ**–આજ અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી છે. તો શું મને ધન્યવાદ નથી ઘટતો? આમ પોતાની બડાઈ હાંકવા સાથે તેના મનમાં એવી ઇચ્છા થાય છે કે, હું બીજા લોકોનું દ્રવ્ય પણ ક્યારે હરી લાવું? આજ જેટલું મેળવ્યું છે, તેટલા ભંડોળથી ચરાચર પાસે જે કાંઈ હશે તે સર્વ હું તાણી લાવીશ. આમ આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હુંજ થઈશ; અને પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ,તેનો નાશ કરીશ. (૩૫૧)

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

શ્લોકાર્થ:–આ શત્રુને મેં માર્યો અને બીજાને પણ મારીશ. હું અતિ સમર્થ છું, હું વિષયભોગ લેનાર છું, હું સંપન્ન છું, હું બળવાન છું અને હુંજ સુખી છું. (એમ તે માને છે.)(૧૪)

ટીકા:–મેં આજપર્યંત કેટલાક શત્રુનું નિકંદન કાઢયું છે, પરંતુ અન્ય જે બલાઢય શત્રુઓ રહ્યા છે, તેમને પણ હું જીતીશ અને પછી હું એકલોજ મહાન કીર્તિ સંપાદન કરીને વિહરીશ; પછી જે મારા દાસ બનશે તે સિવાય સર્વનો સંહાર કરીશ. આ સર્વ જગતનો ઈશ્વર હુંજ છું. હું ભોગરૂપી રાજ્યનો રાજા છું, સર્વ સુખોપભોગનો રાશિ પણ હુંજ છું. મારા ઐશ્વર્ય આગળ ઇંદ્ર પણ તુચ્છ છે. હું કાયા, વાચા અને મન દ્વારા જે જે કરવા ધારું તે શા માટે સિદ્ધ ન થાય? અને મારા સિવાય આજ્ઞા કરનાર બીજો કોણ છે? મને મહાબળવાનને જોયો નથી ત્યાં સુધીજ કાળના બળની પ્રતિષ્ઠા છે અને હું તો સુખનો ભંડારજ છું. (૩૬૯)

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

શ્લોકાર્થ:–ધનાઢય હું છું, કુલીન પણ હું છું, આ જગતમાં મારા જેવો કોણ છે? હું યજ્ઞ કરનારાઓનાં કર્મોમાં સર્વનો અગ્રણી બનીશ, નટાદિ લોકોને વિશેષ ધન આપીશ અને આનંદ પામીશ. આ પ્રકારે તે વિશેષ મૂઢ થઇને બડબડ કર્યા કરે છે. (૧૫)

ટીકા:–કુબેર દ્રવ્યસંપન્ન છે ખરો, પરંતુ તે મારી બરોબરી કરી શકનાર નથી; અને મારી સંપત્તિના જેટલી શ્રીવિષ્ણુની પણ સંપત્તિ નથી. મારા કુળની કીર્તિ અને આપ્તવર્ગોના સમુદાયની તુલનામાં બ્રહ્મદેવ પણ ઓછોજ છે, માટે લોકો ઈશ્વરાદિકની સ્તુતિ વ્યર્થજ ગાય છે. મારી બરોબરી કરનાર તો કોઈ પણ નથીજ. હવે જે જારણમારણાદિકનો લોપ થયો છે તેનો જીર્ણોદ્ધાર કરીશ અને શત્રુપીડક જે યજ્ઞયાગ તે પણ

ચાલુ કરીશ. મારા ઐશ્વર્યનું જે વર્ણન કરશે કિંવા જે મારી સ્તુતિ કરશે અને નાચ–તમાશા કરીને જે મને સંતુષ્ટ કરશે, તેને તે માગશે તે વસ્તુ હું આપીશ. મદ્યાદિ માદક પદાર્થોનું સેવન કરી સ્ત્રીઓને આલિંગન દેવામાં મારા જેવો કુશળ કોઈ પણ મનુષ્ય આ ત્રિભુવનમાં મળનાર નથી. એવી એવી બીજી કેટલી વાતો કહુ? જેને આસુરી પ્રકૃતિનો ઉન્માદ લાગ્યો છે, તે આ રીતે અપરિમિત મનોરથને વશ થઇને આકાશપુષ્પને સૂંઘવાની ચેષ્ટા કરે છે. (૩૬૩)

**अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥**

**શ્લોકાર્થ:**—આ પ્રકારે અનેક મનોરથથી જેનું ચિત્ત વિક્ષિપ્ત થયું છે, જે મોહજાળથી ઘેરાઈ ગયા છે અને કામભો-ગમાં જે અત્યંત આસક્ત થયેલા છે, તેવા પુરુષો અપવિત્ર નરકમાંજ પડે છે. (૧૬)

*ટીકા:*—જેમ સન્નિપાતના આવેશમાંજ રોગી ફાવે તેમ બકે છે, તેમ તે આસુરી સંપત્તિવાળા લોકો ફાવે તેવો બકવાદ કરે છે. તેમના અજ્ઞાનરૂપી ધૂળ આશારૂપી વાવાઝોડામાં સપડાઇને મનોરથરૂપી આકાશમાં ઊડ્યા કરે છે. જેમ આષાઢ માસમાં એક ઉપર એક અભ્રો ચડી આવે છે; કિંવા સમુદ્રમાં તરંગો ઉપર તરંગો આવે, તે પ્રમાણે તે એક પછી એક મનોરથની ઇચ્છા કર્યા કરે છે. આ પ્રમાણે મનોરથરૂપી વલ્લરી મનમાં વિસ્તાર પામવા-થી જે પ્રમાણે કમળોને કાંટાનો સ્પર્શ થતાં તે ફાટી જાય છે; કિંવા હે પાર્થ! જે પ્રમાણે પાષાણ પર હાંડલીને અફાળવાથી તે ફૂટી જાય છે, તે પ્રમાણે તેના મનોરથો છિન્નવિચ્છિન્ન થઈ જાય છે. જેમ જેમ રાત્રિ વધતી જાય છે, તેમ તેમ અંધકાર પણ વૃદ્ધિંગત થતો જાય છે; તેમ (જેમ જેમ જ્ઞાન વધતું જાય તેમ તેમ) તેના અંતઃકરણમાં મોહની વૃદ્ધિ થતી જાય છે. અને જેમ જેમ મોહ વધતો જાય છે, તેમ તેમ વિષયવાસનાની પણ વૃદ્ધિ થતી જાય છે અને વિષય તો પાતકનું કારણજ હોય છે. પાપો બલાઢ્ય થઇને જેમ જેમ વધે છે, તેમ તેમ જીવંત અવસ્થામાંજ નરક-

યાતના ભોગવવી પડે છે. માટે હે સુબુદ્ધિમંત! જે ખરાબ વાસના ધારણ કરે છે તેનો નરકમાંજ વાસ થાય છે, કે જ્યાં તલવારની ધાર જેવાં તીક્ષ્ણ પાંદડાંવાળાં વૃક્ષો હોય છે; ખેરના ધગધગતા અંગારના ડુંગરો હોય છે, જ્યાં ઊકળતા તેલના સમુદ્ર ઊભરાય છે; જ્યાં યાતનાની હારની હાર આવી રહેલી હોય છે તથા જ્યાં યમની નિત્ય તપાસ જારીજ હોય છે; આવા ઘોર નરકમાં તેઓ પડે છે. આવા નરકના મુખ્ય ભાગમાં જે જન્મ ધારણ કરે છે તેઓ પણ યજ્ઞયાગાદિ કર્મો કરવામાં નિમગ્ન થાય છે; પરંતુ હે અર્જુન! તેમની યજ્ઞાદિક ક્રિયાઓ નાટકી મનુષ્યોના જેવી માત્ર દેખાડવાની હોવાથી તે નિષ્ફળજ થાય છે.

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥

શ્લોકાર્થઃ—પોતેજ પોતાની પ્રશંસા કરનારા, અક્કડ થઈને વર્તનારા તથા ધન અને મતાના ગર્વથી ઉન્મત્ત થયેલા આ લોકો શાસ્ત્રવિધિને છોડી દંભથી કેવળ નામનાજ યજ્ઞો કરે છે.

ટીકાઃ—વેશ્યા જેમ પોતાના યજમાનના આશ્રયથી પોતાને સૌભાગ્યવતી માની સંતોષ પામે છે, તેમ હું સર્વમાં શ્રેષ્ઠ છું એમ માની તેનું અંગ ગર્વથી છલકાઈ જાય છે. પછી બીડના સ્તંભ પ્રમાણે તે જરા પણ નમતો નથી; કિંવા ઊંચે આસમાનમાં નીકળી ગયેલો પર્વત જેમ નમીને નીચે આવતો નથી, તેમ પોતાના ઐશ્વર્યના ગર્વ આડે તે ઇતર જનોને તૃણથી પણ હલકા ગણે છે. હે અર્જુન! સંપત્તિના મદથી ઉન્મત્ત થઈ તે યોગ્યાયોગ્ય વિચારને દેશવટો આપે છે. અરે, જેના મનમાં આવો ગર્વ ભરેલો હોય છે તેના યજ્ઞની કિંમત શી હોઈ શકે? પરંતુ મૂર્ખ લોકો શું નથી કરતા? માટે કોઈ વાર મૂર્ખતારૂપી મદ્યના નશામાં ચકચૂર થઈને યજ્ઞની મશ્કરી કરવાને પણ તત્પર થાય છે. તેમને કુંડ, મંડપ, વેદી કિંવા તદ્વિષયક સામગ્રીની આવશ્યકતા હોતી નથી અને વિધિ સાથે તો તેમને સદા આડવેરજ હોય છે. દેવ-બ્રાહ્મણનાં નામ તો પવનની લહેર સાથે તણાઈ આવીને પણ ...ને પડે તો તે તેમને ગમતાં નથી. આવી જ્યાં સ્થિતિ

હોય ત્યાં દેવ–બ્રાહ્મણ આવે પણ શા માટે? પરંતુ જે પ્રમાણે શાણા લોકો બનાવટી વાછરડો ગાયની સન્નિધ ઊભો રાખીને તેનું દૂધ દોહી લે છે, તેમજ તે આસુરી સ્વભાવના લોકો યજ્ઞના વિષે સર્વ લોકોને તેડાવી વ્યવહારને બહાને તેમને લૂંટે છે: આમ યજ્ઞની દાંભિકતા દ્વારા તેઓ પ્રાણીઓના નાશને ઇચ્છે છે.

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥ १८ ॥

શ્લોકાર્થ:–અહંતા, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરી, તેમના તથા અન્યના શરીરમાં રહેલો જે હું (ઈશ્વર) તેનો તેઓ દ્વેષ કરે છે, અને અન્યનો (સાધુનો) ઉત્કર્ષ સહન કરી શકતા નથી. (એવા તે લોકો હોય છે.) (૧૮)

ટીકા:–અને પછી તેઓ પોતાની યજ્ઞદીક્ષાનાં વાજાં વગડાવી સંસારમાં વૃથા દાંડી પિટાવે છે. આવા અધમોને આવા દીક્ષિતપણાના મહત્ત્વથી અધિકજ ગર્વ ચડે છે. જેમ અંધકારને કાજળનું લેપન કરવામાં આવે, તેમ તેમની મૂર્ખતા બળવત્તર થઈ તેમનું ઉદ્ધતપણું, અહંકાર અને અજ્ઞાન પણ વધી જાય છે. પછી જગતમાં મારા કરતાં બીજો કોઈ બળવાન નથી, એમ તેમને લાગે છે. આ પ્રમાણે અહંકાર અને બળની એકતા થવાથી તેમનામાં દર્પરૂપી સાગર પણ મર્યાદા ઉલ્લંઘીને વહેવા લાગે છે અને દર્પ વધ્યો એટલે કામનો પિત્તો ઊછળી આવીને તેની ઉષ્ણતાથી ક્રોધાગ્નિ પણ ખૂબ પ્રદીપ્ત થાય છે. પછી ઉનાળાના દહાડામાં તેલ–ઘીના ભંડારને પ્રખર અગ્નિ લાગે અને તેમાં પવનનાં વાવાઝોડાં ભળે તે પ્રમાણે જેનામાં અહંકારનું પ્રાબલ્ય થાય અને તે દર્પ તથા કામક્રોધની સાથે ભળી જાય, એટલે પછી તે પોતાની ઇચ્છા પ્રમાણે કઈ કઈ હિંસા ન કરે અને કયાં કયાં પ્રાણીનો સંહાર ન કરે? હે ધનુર્ધર! પ્રથમ એ દીક્ષિત જારણમારણને નાદે લાગી પોતાના રક્તમાંસનો વ્યય કરે છે. તેઓ પોતાના દેહને જે ત્રાસ આપે છે તેના ઘાવ, તે દેહમાં વાસ કરનારો જે હું આત્મા તેને સહન કરવા પડે છે; અને પછી જેને જેને પણ પીડા કરે છે તેના

શરીરમાં રહેનાર જે જીવ–ચૈતન્ય છે તેને પણ ત્રાસ થાય છે. કદાચિત્ તેના જારણના સપાટામાંથી કોઈ સુભાગ્યયોગે બચે તો તેના પર તેઓ દુષ્ટતાના પાષાણો ફેંકે છે. સતી, સત્પુરુષ, દાનશીલ, યજ્ઞ કરનાર, તપસ્વી, સંન્યાસી કિંવા ભક્ત, મહાત્મા તથા જેમનાં ઘરો શ્રૌતાદિક હોમ–ધર્મો વડે પવિત્ર થયાં છે એવા પુરુષો જેઓ મને પ્રિય છે અને જેમનાં અંતરમાં મારો વાસો છે, તેમને તેઓ દ્વેષરૂપી હળાહળ વિષ પાઈને તીક્ષ્ણ દુઃશબ્દરૂપી મજબૂત બાણો મારે છે. (૪૦૪)

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

શ્લોકાર્થઃ–તે સાધુદ્વેષી, ક્રૂર તથા પાપી નરાધમને હું નિરંતર સંસારમાંની (અતિ દુઃખદાયક) આસુરી યોનિમાંજ નાખું છું.

ટીકાઃ–આ પ્રમાણે સર્વ પ્રકારે જે મારી સાથે વૈર કરવાને પ્રવૃત્ત થાય છે તે પાપીઓને હું કેવી શિક્ષા કરું છું તે સાંભળ. જે મનુષ્યદેહ ધારણ કરી આ જગતમાં આપણાં કર્તવ્યો શું છે એ વીસરી જાય છે, તેની મનુષ્યદેહરૂપી પદવી હરણ કરી હું તેને એવી સ્થિતિમાં મૂકું છું કે, જે ક્લેશરૂપી ગામનો ઉકરડો અને સંસારપુરીનો ધાટજ હોય! આવી જે તમોયોનિ તેનો તે મૂર્ખને હું વતનદાર બનાવું છું. પછી ક્ષુધા લાગી હોય ત્યારે જે ઘાસ પણ ખાઈ શકતાં નથી એવાં વ્યાઘ્ર, વીંછી ઈત્યાદિ અરણ્યનિવાસ–યોનિમાં તેમને હું જન્મ આપું છું. આ યોનિમાં પ્રાણીઓ ભૂખ્યાં થઈને તેઓ પોતાનાં અંગમાંથી માંસના લોચા ખેંચી કાઢે છે અને તે ખાઈને મરણ પામે છે, તથા પુનઃ તેજ યોનિમાં કેટલીક વાર જન્મે છે; કિંવા પોતાના વિષનો સ્પર્શ થતાં પોતાનાજ શરીરને દાહ થાય એવી સર્પયોનિમાં હું તેને ઉત્પન્ન કરીને દરમાં ગોંધી મૂકું છું. આ દુર્જનને શ્વાસ બહાર કાઢી શકે એટલા અલ્પ સમયપર્યંત પણ વિશ્રાંતિ મળતી નથી. આ રીતે અપરિમિત કલ્પો સુધી હું તેને ક્લેશદાયક યોનિમાં રાખું છું; પરંતુ એવા નરાધમો માટે તેમના અતિ દુઃખદાયક લક્ષ્યસ્થાન પર પહોંચવામાં તો આ

પહેલોજ મુકામ છે. તે લક્ષ્યસ્થાને પહોંચ્યા પછી તો તેને આથી પણ ભયંકર યાતનાઓ ભોગવવી પડે છે. (૪૧૩)

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

શ્લોકાર્થ:–હે અર્જુન! આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તે પુરુષો જન્મોજન્મ (અધિકાધિક) મૂઢ થતા થતા મને ન પામતાં ઉત્તરોત્તર અધમ ગતિને પ્રાપ્ત થતા જાય છે. (૨૦)

ટીકા:–આ આસુરી સંપત્તિ એવી ઘોર છે કે, તેના યોગથી અધોગતિજ પ્રાપ્ત થાય છે. પછી વ્યાઘ્રાદિ તમામ યોનિમાં દેહધારણાથી જે થોડી સ્વસ્થતા પ્રાપ્ત થાય છે, તે સ્વસ્થતા પણ હરાઈ જઈને જ્યાં જતાં અંધકારને પણ વ્યાકુળતા પ્રાપ્ત થાય છે એવી તમની યોનિમાં હું તેને પૂરું છું. જે તમ પ્રતિ પાપને પણ ઘૃણા ઉત્પન્ન થાય છે, નરક પણ જેનાથી ડરે છે અને જેની આગળના શ્રમથી શ્રમ મૂર્ચ્છિત થાય છે; જેના યોગથી મળ પણ મલિન થાય છે, તાપને પણ તાપ પેદા થાય છે અને જેનું નામ સાંભળતાં મહાભયને પણ ભીતિ ઉત્પન્ન થાય છે; જે તમનો પાપને પણ કંટાળો આવે છે, જેના સ્પર્શથી અમંગળ વસ્તુને પણ અમાંગલિકતા લાગે છે અને આભડછેટને પણ અભડાવાની ભીતિ લાગે છે; હે ધનંજય! આવી જે આ સમસ્ત જગતમાં સર્વથા નિકૃષ્ટ અવસ્થા, તેનાં સંકટો સહન કરીને તે અધમ તામસયોનિમાં જન્મ લે છે. અરે! આ યોનિનું વર્ણન કરતાં વાણીને પણ અશ્રુ આવે છે અને તેની સ્મૃતિ થતાં મન પાછળ હઠે છે. અરે! અરે! તે મૂર્ખે શા માટે આ નરકવાસની પ્રાપ્તિ કરી! જે આસુરી સંપત્તિથી તેઓ આવા ઘોર પતનને પ્રાપ્ત થાય છે, તેને તેઓ વ્યર્થ શા માટે વધારતા હશે? હે અર્જુન! આસુરી સંપત્તિવાળા લોકોને આવો નરકવાસ ભોગવવો પડે છે, માટે તું તે રસ્તે જતો નહિ અને જે આસુરી સંપત્તિમાં દંભાદિક છ દોષો ભરેલા છે, તેનાથી દૂર રહેજે, એ તને કહેવાની શું આવશ્યકતા છે? (૪૨૪)

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१

શ્લોકાર્થ:-કામ, ક્રોધ અને લોભ, એ જીવને કોઈ પણ પ્રકારના પુરુષાર્થની પ્રાપ્તિ કરવા નહિ દેનારાં નરકનાં ત્રણ દ્વારો છે; માટે એ ત્રણનો ત્યાગ કર. (૨૧)

ટીકા:-કામ, ક્રોધ અને લોભ, એ ત્રણેનું બળ જ્યાં વધ્યું હોય ત્યાં અશુભનોજ પાક પાકયો છે એમ સમજવું. હે ધનંજય ! સર્વ દુઃખનો અનુભવ કરાવી અપાવનારા દુઃખમાર્ગના એ ભોમિયાજ છે; કિંવા પાપી લોકને નરકભોગની પ્રાપ્તિ કરાવી આપનારાં પાતકોની એ મોટી સભાજ છે. પુરાણોમાં રૌરવ નરકને નામે જેની અતિખ્યાતિ છે, તેની પ્રતિષ્ઠા તો માત્ર ત્યાંસુધીજ રહેશે જ્યાં સુધી આ ત્રણે દોષો અંતરમાં ઉદ્ભવ્યા ન હોય ! એના યોગથી અપાય ત્વરાથી થઈ શકે છે; યાતના સસ્તી થઈ જાય છે; અને જેને હાનિ કહેવામાં આવે છે તે હાનિ નથી; પરંતુ આ ત્રણે દોષોજ હાનિરૂપ છે. હે અર્જુન ! એની જે અતિ નિકૃષ્ટ સ્થિતિ વર્ણવાઈ છે, તેથી વિશેષ તે એનું વિવેચન હું શું કરું ? આ ત્રિદોષસમુદાય નરકના દરવાજાનો ઊંમરોજ છે. કામ, ક્રોધ અને લોભ, એ ત્રણેને જે આધીન થઈ જાય છે તેને અહીંજ નરકપુરીની પ્રાપ્તિ થઈ રહે છે. માટે હે કિરીટિ ! તને વારંવાર કહું છું કે કામ, ક્રોધ અને લોભની ત્રિપુટી જે સર્વ વિષયોમાં અતિ ખરાબ છે, તેનો ત્યાગ કર.

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परों गतिम् ॥ २२॥

શ્લોકાર્થ:-હે કૌંતેય ! નરકનાં આ ત્રણે દ્વારમાંથી જે મનુષ્ય મુક્ત થાય છે, તેજ પોતાનું કલ્યાણ કરવાના માર્ગે લાગે છે અને પછી ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. (૨૨)

ટીકા:-ધર્મ, અર્થ કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થ ત્યારેજ સિદ્ધ થઈ શકશે કે જ્યારે એ ત્રણનો પરિત્યાગ થશે. કામ, ક્રોધ અને લોભ, એ ત્રણ જ્યાંસુધી અંતરમાં વાસ કરે છે ત્યાં સુધી મનુષ્યનું કલ્યાણ થાય, એ વાત મારા કર્ણે તો સાં-

ભળી શકતા નથી. જેને પોતાના કલ્યાણની ઇચ્છા હોય કિંવા જેને પોતાના નાશની ભીતિ હોય, તેણે સાવધ થઈ આ ત્રણનો સંસર્ગ કરવો નહિ. પેટ સાથે પાષાણ બાંધી બાહુ વડે સમુદ્ર તરી જવો, કિંવા જીવવાને માટે હળાહળ વિષનું સેવન કરવું એ જેમ અશક્ય છે, તે પ્રમાણે આ કામ, ક્રોધ અને લોભ વડે ઈષ્ટ કાર્યસિદ્ધિ કરવી અસંભવિત છે. માટે મનમાંથી એના નામનિશાનનો પણ નાશ કરી નાખ. જે વખતે આ ત્રણ કડીની સાંકળી પગમાંથી સહજ તૂટી જશે, ત્યારે આપણે સુખપૂર્વક હિતને માર્ગે ચાલી શકીશું. વાત, પિત્ત અને કફ, એ ત્રણે દોષોનો પ્રકોપ શરીરમાંથી નીકળી જાય; કિંવા એકાદ શહેર ચાડીચોરી અને વ્યભિચારથી મુક્ત થાય; અથવા આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક તાપથી અંતઃકરણ મુક્ત થાય છે, ત્યારે જેવું સુખ થાય છે, તેવુંજ સુખ કામ, ક્રોધ અને લોભ એ ત્રણ દોષનો ત્યાગ કરવાથી આ સંસારમાં પ્રાપ્ત થાય છે; અને સજ્જનોની સંગતિ કરવા તરફ વલણ જાગે છે. પછી તે મનુષ્ય સત્સંગના બળથી તથા સત્‌શાસ્ત્રોના યોગથી જન્મમૃત્યુના ફેરાને ઓળંગી જાય છે. તે વખતે તેને ગુરુકૃપાથી જ્યાં નિરંતર આત્માનંદ વાસ કરે છે એવું સ્થાન પ્રાપ્ત થાય છે; ત્યાં પ્રેમની પરમસીમારૂપ જે આત્મારૂપી માતા, તેનો ભેટો થાય છે; અને તેનું આલિંગન થતાંજ સંસારના તાપ આપોઆપજ નષ્ટ થાય છે. આ પ્રમાણે જ કામ, ક્રોધ અને લોભનો ત્યાગ કરી મુક્ત થાય છે તેજ એ આત્માની પ્રાપ્તિ કરવાને સમર્થ થાય છે.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥

**શ્લોકાર્થ**:—જે શાસ્ત્રોક્ત વિધિને છોડી, પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, તેને સિદ્ધિ, સુખ અને ઉત્તમ ગતિ પ્રાપ્ત થતી નથી.

**ટીકા**:—આવા આત્મપ્રાપ્તિના લાભ પર પ્રીતિ ન રાખી જે કામાદિકમાંજ રચ્યોપચ્યો રહે છે, તે આત્મવિઘાતક છે. આ જગતમાં સર્વને સમાન અને સર્વ પર સરખી કૃપા કરનાર તથા મનુષ્યોના હિત કિંવા અહિતને દર્શાવનાર કેવળ દીપકરૂપ

એવા જે સર્વના ગુરુ વેદ, તેમની જે આજ્ઞા પાળતા નથી; જે શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલા વિધિનિષેધના પ્રતિબંધ ગણતા નથી અને જે પોતાના સત્ય હિત તરફ દુર્લક્ષ કરી ઇંદ્રિયોનીજ લાલસા વધાર્યે જાય છે; કામ ક્રોધ અને લોભનો પલ્લવ છોડતા નથી અને તેના લીધેલા શપથ તોડતા નથી; તથા વિષયોના નિબિડ અરણ્યમાં યથેચ્છ વિહાર કરે છે; તેમને કદી પણ મુક્તિરૂપી નદીનું પાણી પીવા મળતું નથી. સુખની વાત તો સ્વપ્નમાં પણ તેમનાથી દૂરજ હોય છે અને સ્વર્ગથી તો તે વેગળાજ રહે છે પરંતુ આ લોકના ભોગો પણ તેમને મળતા નથી. એકાદ બ્રાહ્મણ માછલીના લોભથી માછીઓમાં મળી જાય તો ત્યાં પણ નાસ્તિકમાં ખપે છે; તેમ જે વિષયને નાદે લાગી પરલોકને લાત મારે છે, તે આ લોકમાં પણ મૃત્યુપાશમાં સપડાય છે. તે આ લોક અને પરલોક બન્નેમાં સુખી થતો નથી; ત્યાં પછી મોક્ષપ્રાપ્તિ તો ક્યાંથીજ થાય ? માટે જે કામને આધીન થઈ વિષયોનું સેવન કરવા લાગે છે તેને નથી વિષયો મળતા અને નથી સ્વર્ગ મળતું; તેમજ તે ઉદ્ધાર પણ પામતો નથી. ( ૪૫૪ )

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

શ્લોકાર્થઃ—એટલા માટે કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવામાં તારે માટે શાસ્ત્ર એજ પ્રમાણ છે. શાસ્ત્રમાં કહેલાં કર્મો સમજી લઈ આ લોકમાં તેનું આચરણ કરવું એજ તને ઉચિત છે.

ટીકાઃ—એટલા માટે હે અર્જુન ! જેને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તેણે વેદોક્ત માર્ગની અવજ્ઞા કરવી નહિ. પતિની ઇચ્છા પ્રમાણે વર્તી પતિવ્રતા સ્ત્રી જેમ અનાયાસે પોતાનું હિત સાધી લે છે; કિંવા શ્રીગુરુની આજ્ઞા શિરસાવંદ્ય કરીને જેમ શિષ્ય આત્મપ્રાપ્તિ કરે છે; જે પ્રમાણે આપણે પોતેજ મૂકેલી વસ્તુ શોધવા માટે આપણે દીપક પ્રકટાવવો પડે છે; તે પ્રમાણે હે પાર્થ ! સર્વ પુરુષાર્થોનો સ્વામી થવાની જેને ઇચ્છા હોય, તેણે શ્રુતિ અને સ્મૃતિને માનવાંજ જોઈએ. જો

શાસ્ત્ર રાજ્યનો પણ ત્યાગ કરવાની આજ્ઞા કરે, તો રાજ્યને પણ તૃણવત્ સમજવું જોઈએ; અને વિઘાતક વિષનું પણ સેવન કરવાની આજ્ઞા કરે તો તેમ અવશ્ય કરવું. હે સુભટ! જે આ પ્રમાણે વેદોની આજ્ઞા પાળે છે, તેનું અનિષ્ટ કદી પણ થઈ શકશે નહિ. અહિતમાંથી મુક્ત કરનારી અને હિતની વૃદ્ધિ કરનારી શ્રુતિના જેવી જગતમાં અન્ય કોઇ માતા નથી; માટે જેના યોગથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે, તેવી આ શ્રુતિની કોઇએ પણ અવજ્ઞા કરવી નહિ; અને વિશેષ કરીને તું તો અવશ્ય આ શ્રુતિની આજ્ઞા પાળ. હે અર્જુન! ગત જન્મોમાં ધર્માચરણ કરવાને લીધે તું આ જન્મમાં સત્શાસ્ત્રોને સાર્થક કરવાને માટે ઉત્પન્ન થયો છે. વળી ધર્મરાજનો તું બંધુ હોવાથી તને ધર્માનુજ નામ પણ સહેજે પ્રાપ્ત થયું છે; માટે તું વેદબાહ્ય વર્તન કરીશ નહિ. આ કાર્ય છે કિંવા અકાર્ય છે, તેની તપાસ શાસ્ત્રદષ્ટિથીજ કરવી. શાસ્ત્રોએ જેને અકાર્ય—અર્થાત્ નિષિદ્ધ કર્મ ઠરાવ્યાં હોય, તેને અહિતકારક સમજીને તેનો પરિત્યાગ કરવો અને જે ખરેખરાં ઉત્તમ કર્તવ્યો હોય તેને અવશ્ય આચરવાં. હે સુબુદ્ધિમંત! આજે તારા હાથમાં જગતે પ્રમાણ માનવા યોગ્ય સિક્કો હોવાથી, ખરેખર લોકો તારા આચરણનું અનુકરણ કરે એવી તારી યોગ્યતા છે.(૪૬૮)

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કેઃ—આ પ્રમાણે આસુરીવર્ગનાં સર્વ લક્ષણો કહીને હવે તેમાંથી છૂટવાનો માર્ગ પણ કહી સંભળાવ્યો. હવે અર્જુન જે અંતરનો ભાવ પૂછે તે સાવધાન ચિત્તે શ્રવણ કરો. શ્રીવ્યાસની આજ્ઞા પ્રમાણે સંજયે ધૃતરાષ્ટ્ર રાજનો કાળ વ્યતીત કર્યો; તેમ નિવૃત્તિ મહારાજની કૃપાથી હું પણ નિવેદન કરું છું. આપ સંતમંડળ જો મારા પર કૃપાદષ્ટિ કરશો, તો હું પણ ઇચ્છીશ તેવી યોગ્યતા મેળવી શકીશ. માટે હું જ્ઞાનેશ્વર કહું છું કે, આપનું અવધાન મને પ્રસાદરૂપે આપવા કૃપા કરો, એટલે હું કૃતકૃત્ય થઈશ. (૪૭૩)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां षोडशोऽध्यायः ॥१६



# અધ્યાય ૧૭ મો—શ્રદ્ધાત્રયવિભાગયોગ

અહો શ્રીગુરુરાય! હે ગણેશ! જેની યોગસમાધિ દ્વારા જગતનું વિકસિત સ્વરૂપ લોપ પામી જાય છે, એવા આપને મારા નમસ્કાર હો! ત્રિપુરવધ કરતી વેળાએ શંકરે પુષ્કળ પરિશ્રમ ઉઠાવ્યો; પરંતુ ગણપતિનું સ્મરણ ન કર્યું તેથી તેમને યશ પ્રાપ્ત થયો નહિ. પછી જ્યારે ગણપતિનું સ્મરણ કર્યું ત્યારેજ તેમને યશની પ્રાપ્તિ થઈ. તેમ ત્રિગુણરૂપી ત્રિપુરાસુરે જીવત્વરૂપી કિલ્લામાં બંધ કરેલા આત્મારૂપી શંકરે, હે ગણપતિસ્વરૂપ શ્રીગુરો! આપનાજ સ્મરણ વડે પોતાને સંકટમાંથી મુક્ત કર્યો છે. માટે શ્રીશંકર કરતાં પણ આપની યોગ્યતા વિશેષ છે; તથાપિ માયારૂપી સમુદ્રમાંથી મુમુક્ષુને તારી લેવાના સંબંધમાં આપ નાવ જેવા હલકા છો. જે તમારે વિષે અજ્ઞાત છે, તેને માટેજ તમે વક્રતુંડ (વાંકી સૂંઢવાળા) છો; પરંતુ જેઓ તમારું સ્વરૂપ જાણે છે, તેમને માટે તો તમે સીધાજ છો. હે ગણપતિરૂપ શ્રીગુરુરાય! આપની આંખો નાની દેખાય છે; પરંતુ આપ તેની સહજ ઉઘાડઢાંક કરવા માત્રથી પણ જગતની ઉત્પત્તિ અને નાશ કરી શકો છો. આપનો પ્રવૃત્તિરૂપી કર્ણ હાલતાંજ સંસારરૂપી વૃત્તિ ઉત્પન્ન થઇને મદનો સુગંધી વાયુ છૂટે છે; અને તેમાં લુબ્ધ થયેલા જીવરૂપી ભ્રમર ગંડસ્થલ પર આવી બેસવાથી નીલ કમળ વડે જાણે તમારી પૂજા થતી ન હોય તે પ્રમાણે તમારું ગંડસ્થલ શોભે છે, પછી નિવૃત્તિરૂપી કર્ણ હલાવવાથી અંતર્મુખવૃત્તિ ઉત્પન્ન થાય છે, પૂજાનું વિસર્જન થાય છે અને આપનું શુદ્ધ સ્વરૂપ અતિ માધુર્યયુક્ત દેખાય છે. તમારી ડાબી જાંઘ પર બેઠેલી સરસ્વતીની (શક્તિની) નિત્ય ક્રીડા

જ જગતની ઉત્પત્તિ કરે છે; અને આપ નૃત્યના મિષથી સર્વ જગતનો વ્યવહાર ચલાવો છો. અસ્તુ. હે ગુરુરાય! આપ જેના સગા થાઓ છો તે સગપણના વ્યવહારથી મુક્ત બની રહે છે, (તેનો દ્વૈતભાવ નષ્ટ થઈ તે તમારા સ્વરૂપમાં એકત્ર થઇ જાય છે) એ કેવી વિસ્મયકારક વાર્તા છે! તમે જગતનાં બંધનોનું નિકંદન કાઢો છો; માટે આપ જગદ્બંધુ છો, એવો ભાવ ધારણ કરીને જે મોટા ઉત્સાહથી આત્મભાવે આપને શરણે આવે છે; તેનું શરીર સુધ્ધાં દ્વૈતભાવથી મુક્ત થઈ જાય છે. કારણ કે હે દેવરાય! આપ તેને સ્વસ્વરૂપજ બનાવી દો છો. જે તમને પૃથક્ સમજીને તમારી પ્રાપ્તિ કરવાને માટે દોડાદોડ કરે છે, તેનાથી તમે અલિપ્તજ રહો છો. જે ધ્યાન દ્વારા આપને મનમાં રાખવા માગે તો ત્યાં આપ સદાકાળ નથી રહેતા, પણ જે આપને તેમ પોતાને પણ ભૂલી જાય છે તે આપને અતિ પ્રિય થઈ પડે છે. જે સિદ્ધ સર્વજ્ઞ બની શકે તેઓ પણ આપને જાણતા નથી; અને વેદોની વાણી આપના સુધી પહોંચતી નથી. તમારી રાશિ જોતાં 'મૌન' નામ નિષ્પન્ન થાય છે; તો પછી આપની સ્તુતિ કરવાની હિંમત મારે ક્યાંસુધી રાખવી? આ સર્વ ભાસમાન જગત તો આપનીજ માયા છે. માટે તમારું ભજન શી રીતે થઈ શકશે? મને તમારો કહું તો દ્વૈતરૂપી દ્રોહ મારો પલ્લવ ગ્રહણ કરે છે; માટે હું તો હવે આપનો કંઇજ બનવા નથી માગતો. જ્યારે હું તમારો 'કોઈ' (આપ્ત, શિષ્ય વગેરે) નથી એમ થશે, ત્યારેજ તમારા અને મારામાં અદ્વૈત થશે. માટે હે આરાધ્ય ગુરુરાય! તમારો આ મર્મ મને જ્ઞાત છે. મીઠું જે પ્રમાણે પાણીમાં ભળી જાય છે, તેજ પ્રકારે દ્વૈતભાવથી હું તમને નમસ્કાર કરું છું. વિશેષ શું કહેવું? ખાલી ગાગર સમુદ્રમાં ડુબાવવાથી જે પ્રમાણે તે પાણીથી ભરાઇને બહાર નીકળે છે; કિંવા જે પ્રમાણે દીપકના સંસર્ગથી વાટ દીપકસ્વરૂપજ બને છે; તે પ્રમાણે હે ગુરુરાય નિવૃત્તિનાથ! આપને નમસ્કાર કરવાથી હું કૃતકૃત્ય થયો. હવે હું ગીતાનો અર્થ સ્પષ્ટ કહીશ. સોળમા અધ્યાયના અંતિમ શ્લોકમાં

એવો નિશ્ચિત સિદ્ધાંત કહ્યો કે, હે પાર્થ ! સત્કર્મ વા દુષ્કર્મ કરવાના સંબંધમાં તારે શાસ્ત્રનેજ સર્વથૈવ પ્રમાણભૂત માનવાં જોઇએ. આ સાંભળી અર્જુન મનમાં બોલ્યોઃ–કર્મ કરવામાં શાસ્ત્રનિર્ણય વિના બીજી ગતિ નથી એમ કેમ ? સર્પની પાસે જઈ તેની ફેણમાંથી મણિ શી રીતે કાઢવો ? અને સિંહના નાકમાંના કેશને શી રીતે મેળવવો ? તે ઉભય મળ્યા પછીજ કેશમાં મણિને પરોવવો અને ગળામાં ધારણ કરવો; નહિતર ગળાને નગ્નજ રાખવું કે ? તે પ્રમાણે જુદાં જુદાં શાસ્ત્રોને એકત્ર કોણ કરશે ? અને તેમની એકવાક્યતા કરી તેનો વિનિમય કોણ કરશે ? કોઇએ કદાચ તેની એકવાક્યતા કરી તો પણ તદનુસાર આચરણ કરવાને વખત ક્યાંથી મળશે ? એટલું આયુષ્ય કોનું હોય ? શાસ્ત્ર, અર્થ, દેશ તથા કાળ, એ સર્વની પ્રાપ્તિ થાય એવો ઉપાય સર્વને ક્યાંથી મળે ? માટે મૂર્ખ મુમુક્ષુને માટે કયો તરણોપાય છે ? આ અભિપ્રાય પૂછવાને અર્જુને જે પ્રસ્તાવના કરી તે આ સત્તરમા અધ્યાયની ભૂમિકા છે. સર્વ વિષયો પ્રત્યે નિરિચ્છ, સકળ કલામાં પ્રવીણ અને અર્જુનસ્વરૂપે શ્રીકૃષ્ણને આનંદ આપનાર બીજા શ્રીકૃષ્ણરૂપ અર્જુન* તે શૌર્યનો આધારસ્તંભ અને સોમવંશનું ભૂષણ છે. તેની લીલાથી દેવને મહા આનંદ પ્રકટે છે; જે બુદ્ધિનો પ્રિયતમ, બ્રહ્મવિદ્યાનું વિશ્રાંતિસ્થાન અને જે સદૈવ શ્રીકૃષ્ણના અંતઃકરણમાં વસેલો છે.

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

**ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥**

શ્લોકાર્થઃ–હે શ્રીકૃષ્ણ ! જે કોઈ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી સાચી શ્રદ્ધાથી યુક્ત થઇને તમને ભજે, તેની ભક્તિ કયા પ્રકારની સમજવી ? સાત્વિક, રાજસ કે તામસ ? (૧)

* અર્જુનનાં દશ નામો પ્રસિદ્ધ છે અને તેમાં કૃષ્ણ એ પણ એક નામ છે. વળી અર્જુન એ શ્રીકૃષ્ણસ્વરૂપ હતો, એમ ઠેકઠેકાણે કહેવામાં આવ્યુંજ છે.

ટીકાઃ—અર્જુન બોલ્યોઃ–હે નીલ વર્ણવાળા શ્રીકૃષ્ણ! હે સર્વ ઇંદ્રિયોને પ્રત્યક્ષ પ્રતીત થનારા પરબ્રહ્મ! આપનું ભાષણ મને સંશયયુક્ત લાગે છે. પ્રાણીમાત્રને શાસ્ત્રજ્ઞાન સિવાય મોક્ષપ્રાપ્તિ થતીજ નથી, એવું જે એકપક્ષી આપ બોલ્યા, તેનો હેતુ શો છે? જે દેશમાં શાસ્ત્રાભ્યાસ કરવાની સગવડ ન હોય, તેમજ અભ્યાસમાં ગાળવા જેટલું આયુષ્ય પણ ન હોય અને જે ગુરુ પાસેથી શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરવું હોય તે ગુરુ પણ દૂરપ્રદેશમાં હોય; અભ્યાસને સહાય કરનારી અન્ય સામગ્રી પણ ન હોય અને પૂર્વકર્મ અનુકૂળ ન હોવાથી બુદ્ધિની પણ સહાય ન હોય; આ પ્રકારે જે શાસ્ત્રરહિત રહે અથવા સર્વ શાસ્ત્રોની એકવાક્યતા કરવાનું સામર્થ્ય ન હોવાથી જેણે વાદવિવાદનો પરિત્યાગ કર્યો હોય; છતાં બીજા જેઓ શાસ્ત્રનો અભ્યાસ કરી તેમાં દર્શાવ્યા પ્રમાણે યથાવિધિ અનુષ્ઠાન કરી, આનંદથી વિચરતા હોય તેમના જેવા થવાની ઇચ્છા ધરીને જે તેમના માર્ગનું અનુકરણ કરતા હોય; તેમને હે પ્રભો! જેમ બીજાએ લખી આપેલા અક્ષરો પ્રમાણે નાનાં છોકરાં નાના અક્ષરો નીચે કાઢે છે; કિંવા જેમ દેખતા મનુષ્યની પાછળ અંધ મનુષ્ય ચાલે છે; તે પ્રમાણે જે સર્વ શાસ્ત્રોમાં પારંગત હોય તેમનાં આચરણોને પ્રમાણભૂત માની તેમના પર જે શ્રદ્ધા રાખતા હોય અને શંકરાદિ દેવોનું પૂજન, ભૂમિ વગેરેનાં મહાદાન તથા અગ્નિહોત્રાદિ યજ્ઞો કરતા હોય, તેમને હે પુરુષોત્તમ! સત્ત્વ, રજ અને તમ, એમાંની કઈ ગતિ પ્રાપ્ત થાય છે, તે કથન કરો. (૪૫)

ત્યારે વૈકુંઠપીઠના અધિદૈવત, વેદરૂપી કમલમાંના પરાગ, જેની સત્તાથી આ સર્વ વિશ્વ જીવે છે, જે લોકોત્તર પ્રૌઢ, સ્વાભાવિકજ મહાન કાળ, અદ્વિતીય, ગૂઢ અને આનંદઘન છે અને જે શક્તિના આધારથી સર્વ ગુણોનું વર્ણન થઈ શકે છે; તે શક્તિ જેના અંગમાં રહેલી છે; એવા શ્રીકૃષ્ણ સ્વમુખે બોલ્યા. (૪૮)

॥ શ્રીભગવાનુવાચ ॥ શ્રીભગવાન બોલ્યા —

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

શ્લોકાર્થઃ—મનુષ્યની જે સ્વાભાવિક શ્રદ્ધા તે સાત્ત્વિક, રાજસ અને તામસ,એમ ત્રણ પ્રકારની હોય છે, તે સાંભળ.( ૨ )

ટીકાઃ—શ્રીભગવાન કહે છેઃ–હે પાર્થ! શાસ્ત્રાભ્યાસ એ એક પ્રતિબંધ છે, એવો તારા અંતરનો ભાવ હું જાણું છું. તું માત્ર શ્રદ્ધાથીજ મોક્ષપ્રાપ્તિ કરી લેવાને ચાહે છે; પરંતુ હે પ્રબુદ્ધ! તું કહે છે તેટલું એ કાર્ય સહજ નથી. હે અર્જુન! કેવળ શ્રદ્ધા પરજ અવલંબી રહીશ નહિ. અંત્યજના સમાગમથી બ્રાહ્મણ પણ અંત્યજ અર્થાત્ ભ્રષ્ટ થતો નથી કે? ગંગાજળ પણ તેને મદ્યના પાત્રમાં નાખવામાં આવે તો તેનો અંગીકાર કરવો ન જોઇએ. ચંદન શીતળ છે તો પણ અગ્નિના સંબંધથી દઝાડશે કે નહિ? કિંવા હે અર્જુન! હલકા સોનામાં ઉત્તમ સુવર્ણ ભેળવેલું હોય, તેવું સોનું ઉત્તમ સોનાના ભાવે ખરીદવામાં આવે તો તેથી ખરીદનાર લૂંટાશે નહિ કે? તે પ્રમાણે શ્રદ્ધાનું સ્વરૂપ મૂળમાં તો ખરેખર સુંદર છે; પરંતુ જ્યારે તે મનુષ્યને હિસ્સે આવે છે, ત્યારે પ્રાણી સ્વભાવતઃજ અનાદિ માયાની શક્તિથી ત્રણ ગુણોનાંજ બનેલાં છે. *(તેથી શ્રદ્ધા ત્રણ પ્રકારની થઈ જાય છે.)* બે ગુણ ક્ષીણ થઇને ત્રીજો જ્યારે વૃદ્ધિંગત થાય છે, ત્યારે તે મુખ્ય ગુણને અનુસરીનેજ જીવની વૃત્તિઓ રચાય છે, વાસના ધારણ કરે છે, વાસના પ્રમાણેજ તે ક્રિયા કરે છે અને કર્મો પ્રમાણેજ પુનઃ જન્મ ધારણ કરે છે. જેમ બીજ નષ્ટ થતાં વૃક્ષ થાય છે તથા વૃક્ષ નષ્ટ થઇને બીજમાં સમાવિષ્ટ થઈ જાય છે; અને આ પ્રમાણે કલ્પોના કલ્પો સુધી પણ મૂળ વૃક્ષની જાત નષ્ટ થતી નથી; તે પ્રમાણે જીવના પુષ્કળ જન્માંતર થાય તો પણ પ્રાણીઓમાંથી ત્રણ ગુણ મટતા નથી. માટે જે પ્રાણીને હિસ્સે જે શ્રદ્ધા આવે છે, તે પણ ગુણના અનુરોધથી ત્રણ પ્રકારની હોય છે. જો શુદ્ધ સત્ત્વગુણ વધે તો તે જ્ઞાનને હાંક મારે છે. પરંતુ રજ અને તમ એ બે ગુણ તેના વિરોધી છે. સત્ત્વગુણના બળને લીધે શ્રદ્ધા મોક્ષ તરફ આગળ વધે છે; પરંતુ રજ અને તમ ગુણો પણ શું સ્વસ્થ બેસી રહે કે? સત્ત્વગુણનો આધાર નષ્ટ કરી જે વખતે રજોગુણ વૃદ્ધિ પામે છે, તે વખતે તેજ શ્રદ્ધા

કર્મમાં પ્રવર્તે છે; અને તમોગુણનું પ્રાબલ્ય વધે છે, ત્યારે તે શ્રદ્ધા ભિન્નપ્રકારનીથઇને અનેક ભોગોની ઇચ્છા કરે છે. (૬૫)

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

શ્લોકાર્થઃ–હે ભારત ! સર્વને પોતપોતાના પૂર્વસંસ્કારાનુસાર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે; કારણ કે આ જીવ શ્રદ્ધામય છે. જે મનુષ્ય જે પ્રકારની શ્રદ્ધાથી યુક્ત હોય છે, તે તેવીજ રીતનો થાય છે. (૩)

ટીકાઃ–આ પ્રમાણે હે સુજ્ઞ ! આ જીવસમુદાયમાં શ્રદ્ધા સત્ત્વ, રજ અને તમ, એ ગુણોવિનાની નથી હોઈ શકતી. સ્વભાવથીજ તે સત્ત્વ, રજ અને તમ, એવા ત્રણ ગુણવાવાળી હોય છે. જેમ પાણી જીવનરૂપ છે; પરંતુ વછનાગને સિંચવાથી તે વિષમય બને છે; મરચીને સિંચવાથી તીખું થાય છે અને શેરડીને સિંચવામાં આવે તો મિષ્ટ બને છે; તે પ્રમાણે તમોગુણની વૃદ્ધિસહિત જે પ્રાણી મૃત્યુ અને જન્મ પામે છે, તેનામાં શ્રદ્ધા પણ તમોગુણાત્મકજ હોય છે; પછી કાજળ અને મેશમાં જે પ્રમાણે ભેદ માલૂમ પડતો નથી, તે પ્રમાણે આ તામસી શ્રદ્ધારૂપજ બની રહે છે; તેજ પ્રમાણે રાજસ પ્રાણીઓમાં શ્રદ્ધા રજોગુણમય તથા સાત્ત્વિક મનુષ્યમાં સત્ત્વમયજ હોય છે. આ પ્રમાણે આ સર્વ જગત ખરેખર શ્રદ્ધાથીજ બનેલું છે; પરંતુ ત્રિગુણને આધીન હોવાથી તે શ્રદ્ધાને જે ત્રણ પ્રકારનાં ચિહ્ન પ્રાપ્ત થાય છે, તેને તું ઓળખ. જેમ પુષ્પ અને કળી પરથી ફળનું અનુમાન કરી શકાય છે, કિંવા બોલ ઉપરથી સ્વભાવ સમજાય છે અને મનુષ્યની વર્તમાન સ્થિતિ પરથી તેનાં પૂર્વકર્મો જાણી શકાય છે; તેમજ જે ચિહ્નોથી શ્રદ્ધાનાં ત્રણે સ્વરૂપો ઓળખી શકાય તે ચિહ્નો સાંભળ. (૭૫)

यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥

શ્લોકાર્થઃ–જેઓ સાત્ત્વિક હોય છે, તેઓ દેવોનું પૂજન કરે છે. જેઓ રાજસ હોય છે તેઓ યક્ષ–રાક્ષસોનું પૂજન કરે

છે; અને શેષ તામસજનો પ્રેત અને ભૂતગણોનું પૂજન કરે છે.

ટીકાઃ–જેમની દેહરચના સાત્વિક શ્રદ્ધાયુક્ત બનેલી હોય છે, તેમની બુદ્ધિ બહુધા સ્વર્ગપ્રાપ્તિ વિષેજ રહે છે. તે સર્વ વિદ્યા શીખે છે; ઉત્તમ યજ્ઞ કરે છે; વધારે શું કહું ? તે દેવલોકને પ્રાપ્ત થાય છે; અને હે વીરશિરોમણિ ! જેનાં શરીરો રજોગુણાત્મક શ્રદ્ધાનાં બનેલાં હોય છે, તે રાક્ષસ અને પિશાચને પૂજે છે. જેનાં શરીરો તમોગુણાત્મક શ્રદ્ધાનાં બનેલાં હોય છે તેમને વિષે હું તને કહું છું કે, તે કેવળ પાપરાશિ હોઈ અતિ કઠોર અને દયાહીન હોય છે. તે જીવોનો વધ કરી બલિ આપે છે અને સ્મશાનમાં સંધ્યાકાળે ભૂતપ્રેતાદિની પૂજા કરે છે. આવાં માણસો તમોગુણનો અર્ક કાઢીને નિર્માણ કરેલા તથા તામસ શ્રદ્ધાના સાગર હોય છે, એમ તું સમજ. આ પ્રમાણે સાત્વિક, રાજસ અને તામસ એવી ત્રણ પ્રકારની શ્રદ્ધા જગતમાં છે; પરંતુ હું એને એટલા માટે વર્ણવું છું કે, તારે આ ત્રણ પૈકી સાત્વિક શ્રદ્ધાનોજ સ્વીકાર કરવો; અને હે બુદ્ધિમંત ! બીજી જે રાજસ અને તામસ છે તેનો ત્યાગ કરવો. હે ધનંજય ! આ સાત્વિક શ્રદ્ધાને જે આચરણમાં મૂકે છે તેને મોક્ષપ્રાપ્તિ કઠિન નથી. તે મનુષ્ય વેદનું પઠન ન કરે, શાસ્ત્રાધ્યયન ન કરે અને શાસ્ત્રોની એકવાક્યતા કરી કોઈ પણ પ્રકારના સિદ્ધાંત નિશ્ચિત ન કરે; પરંતુ જેઓ શ્રુતિસ્મૃતિનું અધ્યયન કરીને મૂર્તિમંત વેદરૂપ બન્યા હોય છે; અને તેને અનુસરતાં જ આચરણથી તેમાંના સિદ્ધાંતો જનસમાજ સમક્ષ સાદર રજૂ કરે, તેના આચરણનું અનુકરણ કરી તે સાત્વિક શ્રદ્ધાથી વર્તે તો તેને પણ એ સાત્વિક શ્રદ્ધાનુંજ ફળ પ્રાપ્ત થાય છે. એકાદ માણસ મહાપરિશ્રમ કરીને દીપક પ્રદીપ્ત કરે અને બીજો મનુષ્ય તે દીપક વડે પોતાનો દીપક સળગાવે તો શું તે દીપક તેના ઘરમાં પ્રકાશ નહિ પાડે કે ? કિંવા એકાદ મનુષ્ય અપાર દ્રવ્ય ખર્ચીને ઘર બાંધે તો તે ઘરમાં રહેતાં અન્ય મનુષ્યોને શું તેથી સુખ નહિ થશે ? વળી શું જેઓ જળાશય બંધાવે છે તેનીજ તૃષા તેમાંના જળથી નિવૃત્ત થાય છે અને બીજાની નથી થતી ? અથવા ઘરમાં રસોઈ કરનારનીજ માત્ર

તે અન્નથી ક્ષુધા શાંત થાય છે અને અન્યની નથી થતી? શું ગૌતમ ઋષિએ આણેલી ગંગા માત્ર તેમનેજ પવિત્ર કરે છે અને જગતમાંના ઈતર મનુષ્યોને નથી કરતી ? માટે પોતાના કરતાં જે દક્ષતાથી શાસ્ત્રોનું અનુષ્ઠાન કરતો હોય તેનાં આચરણનું જે અનુકરણ કરે છે, તે મૂર્ખ હોય તો પણ આ સંસારને તરી જાય છે. (૯૨)

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

**શ્લોકાર્થ**:-દંભ અને અહંકાર તેમજ કામ અને પ્રીતિનાબળથી યુક્ત એવા જે જનો શાસ્ત્રવિરુદ્ધ ઘોર તપ કરે છે; (૫)

**ટીકાઃ**-જેને શાસ્ત્ર એટલે શું તેની કલ્પના પણ હોતી નથી અને જે કોઈ શાસ્ત્રજ્ઞને પોતાની દેવડીએ પણ આવવા દેતો નથી; તથા વડીલોનાં સ્નાનસંધ્યાદિ કર્મો જોઈ તેમને જ ગાંડા ઠરાવે છે અને પંડિતોનો સંવાદ સાંભળીને હાથના ટચાકા ફોડે છે તથા તેમના શબ્દ કાને સુધ્ધાં પડવા દેતા નથી; ઊલટા પોતાના ડહાપણ અને દ્રવ્યના મદથી જ પોતાનાજ તોરમાં ફરે છે, તે ખરેખર પાખંડીઓના તપનુંજ આચરણ કરે છે. તેઓ પોતાની સમક્ષ આણેલા પ્રાણી પર શસ્ત્રના પ્રહાર કરી તેમના રક્તમાંસથી ઊભરાતાં પાત્રોથી પ્રદીપ્ત અગ્નિકુંડમાં મેલડી માતાને આહુતિ આપે છે; અને માનતા માનીને તેમને બાળકોનો બલિ આપે છે. ક્ષુદ્ર દેવતાઓની પાસેથી વરપ્રાપ્તિ કરી લેવાને માટે દુરાગ્રહના આવેશમાં સાત સાત દિવસ સુધી અન્નપ્રાશન ન કરીને અનુષ્ઠાનો કરે છે. હે સુજ્ઞ ! આ રીતે તે પોતાને અને અન્યને પીડા કરવાનું બીજ તમોરૂપી જમીનમાં વાવે છે અને તેથી ભવિષ્યમાં તમનોજ પાક લણે છે. હે અર્જુન ! તરતાં ન આવડતું હોય એવો મનુષ્ય નાવનો આશ્રય લીધા વિના સમુદ્રમાં જાય તો તેની જે સ્થિતિ થાય છે; કિંવા જે વૈદ્યનો દ્વેષ કરી લાત મારીને ઔષધને ઢોળી નાખે છે, તે રોગી જેમ દુઃખીજ રહે છે; તેમજ જે આંખોના રોગનો ઉપાય ન કરતાં આંખોજ કાઢી નાખે તેવાની અંધની જેવી અવસ્થા થાય છે, તેવીજ સ્થિતિ તે અસુરની થાય છે. કારણ

કે શાસ્ત્રોક્ત માર્ગની તે નિંદા કરે છે અને મોહરૂપી અરણ્યમાંજ અથડાય છે. કામને આધીન થઈ તેના અનુરોધ મુજબ આચરણ કરે છે; ક્રોધને આધીન થઇ તે જેનો વધ કરવાની ઇચ્છા કરે, તેને સંહારે છે; કિંવા તે મારી છાતી પર દુઃખનો પહાડ મૂકે છે. ( ૧૪૦ )

कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतः शरीरस्थं तान्विद्धयासुरनिश्चयान् ॥ ६ ॥

શ્લોકાર્થઃ—અને જે અવિવેકી જન શરીરમાંના ઇંદ્રિયસમુદાયને અને શરીરની અંદર રહેતા મને પણ ત્રાસ આપે છે; તે આસુરી નિષ્ઠાવાળા લોકો છે, એમ તું સમજ. ( ૬ )

ટીકાઃ—તે પોતાના અને અન્યના શરીરને જ જે દુઃખો દે છે, તેથી સર્વનાં અંતરમાં રહેલો હુંજ ત્રાસ પામું છું; માટે આવા પાપીઓના નામનો ઉચ્ચાર સુધ્ધાં તું કરીશ નહિ. પરંતુ તેમના ત્યાગને માટે તેમનાં લક્ષણો વર્ણવવાની જરૂર પડી. ઘરમાંથી પ્રેતને બહાર કાઢવું પડે છે અને અંત્યજની સાથે વધારે સંભાષણ નહિ કરતાં બે શબ્દ બોલીને તેનો ત્યાગ કરવામાં આવે છે; તેમ વિષ્ટાને હાથ વડે ધોઈ નાખવી પડે છે. આ ઘટનામાં માત્ર શુદ્ધિના નિમિત્તથીજ તેનો સ્પર્શ કરવો પડતો હોવાથી તે સ્પર્શનો દોષ માનવામાં આવતો નથી; તેજ પ્રમાણે આ પાપી લોકોનો ત્યાગ કરવા માટેજ તેમનાં લક્ષણો કહી સંભળાવ્યાં. માટે હે અર્જુન ! આવા પુરુષોને જોતાંની સાથેજ તું મારું સ્મરણ કરજે. કારણ કે તે દર્શનદોષનું એ સિવાય અન્ય પ્રાયશ્ચિત્ત નથી. સારાંશ કે, સર્વ પ્રકારે સાત્ત્વિક શ્રદ્ધાનુંજ વારંવાર જતન કરવું; વળી જેના યોગથી સાત્ત્વિક શ્રદ્ધા વૃદ્ધિ પામે તેનોજ સંગ કરવો; જે અન્નના સેવનથી સાત્ત્વિકતા વિકાસ પામે તેવોજ આહાર કરવો; સ્વભાવવૃદ્ધિને માટે અન્ન જેવું અન્ય કોઈ પ્રબળ સાધન નથી. હે વીર અર્જુન ! પ્રત્યક્ષ જો કે, જે પૂરેપૂરા સાવધ હોવા છતાં પણ મદ્યનું સેવન કરે છે, તે તત્ક્ષણેજ ઉન્મત્ત બની જાય છે; કિંવા જે મનુષ્ય વધારે અન્ન ખાય છે તેને સ્વભાવતઃજ વાત અને કફની વિકૃતિ થાય છે. જ્વર આવે તો શું

તે દૂધ વગેરેથી મટશે કે? જેમ અમૃતનું સેવન કરવાથી મૃત્યુની નિવૃત્તિ થાય છે, કિંવા વિષનું સેવન કરવાથી મૃત્યુ પ્રાપ્ત થાય છે તે પ્રમાણે જેવું અન્ન ભક્ષણ કરવામાં આવે છે, તેવીજ ધાતુ ઉત્પન્ન થાય છે અને ધાતુ પ્રમાણે અંતર્ભાવ ઉત્પન્ન થાય છે. જેમ પાત્ર તપાવવાથી અંદરનું પાણી પણ તપ્ત થાય છે, તે પ્રમાણે ધાતુને અનુસરીનેજ ચિત્તવૃત્તિ બંધાય છે; માટે સાત્ત્વિક અન્નનું સેવન કરવાથી સાત્ત્વિક ભાવજ ઉત્પન્ન થાય છે; અને રાજસ તથા તામસ ભાવની ઉત્પત્તિ પણ તેવાં તેવાં અન્નના રસથી થાય છે. માટે હવે સાત્ત્વિક આહાર કયા કયા છે અને રાજસ તથા તામસ આહાર શું શું છે, તે હું તને કહું છું, તે આદરપૂર્વક શ્રવણ કર. (૧૧૯)

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

શ્લોકાર્થ:-પ્રત્યેકને મનગમતો આહાર ત્રણ પ્રકારનો હોય છે; તેમજ યજ્ઞ, તપ અને દાન, એ ત્રણ ત્રણ પ્રકારનાં છે; તેના પણ ભેદ તને કહું છું, તે સાંભળ. (૭)

ટીકા:-અને હે અર્જુન! એકજ આહારના ત્રણ પ્રકાર કેવી રીતે થયા છે, તે તને સ્પષ્ટ કહી સંભળાવું છું. જમનારની રુચિ પ્રમાણે અન્ન તૈયાર કરવું જોઈએ અને જમનાર તો ગુણોનો દાસ છે. જે જીવ કર્તા અને ભોક્તા છે, તે સ્વભાવતઃજ ગુણોના કારણથી ત્રણ પ્રકારની ચિત્તવૃત્તિ ધારણ કરીને આચરણ કરે છે; માટે આહાર પણ ત્રણ પ્રકારનો છે; યજ્ઞ, તપ અને દાન, એ વ્યાપાર પણ ત્રણ પ્રકારનાજ છે. પરંતુ પ્રથમતઃ તને જે આહારનાં લક્ષણો કહેવાનું કહ્યું હતું, તે સ્પષ્ટ કરીને વર્ણવું છું, તે સાંભળ. (૧૨૪)

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥

શ્લોકાર્થ:-આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનાર તથા રસભરિત, સ્નિગ્ધ, પૌષ્ટિક અને મનને આનંદ આપનારએવા આહાર સાત્ત્વિકોને પ્રિય હોય છે.

ટીકાઃ-સુદૈવયોગે જીવ સત્ત્વગુણ તરફ આકર્ષાય છે તો મધુર અન્નના સેવન પર તેને વિશેષ પ્રીતિ થાય છે. જે પદાર્થ સ્વભાવથીજ રસયુક્ત, મિષ્ટ, સ્નિગ્ધ અને પક્વ હોય; જે કદમાં બહુ મોટા ન હોય, સ્પર્શમાં મૃદુ, ખાવામાં આર્દ્ર અને સ્વાદિષ્ટ હોય, જે રસથી પરિપૂર્ણ હોય, રસ કાઢવામાં કઠિન પ્રયાસ કરવો પડતો ન હોય અને પાણીદાર હોય તથા જેના પર અગ્નિની આંચથી સ્થળે સ્થળે કાળાં ધાબાં પડેલાં હોય; અને જે પ્રમાણે શ્રીગુરુના મુખમાંથી બહાર પડતા શબ્દો થોડા હોય તો પણ તેનું પરિણામ ઉત્તમ આવે છે; તે પ્રમાણે જે પદાર્થ થોડો ખાવા છતાં પણ તૃપ્તિ અપાર થાય અને જે ખાતી વખતે જિહ્વાને મિષ્ટ લાગે તથા પરિણામે ઈષ્ટજ નીવડે; આવા પદાર્થ પર સાત્ત્વિકોની વિશેષ પ્રીતિ હોય છે. સાત્ત્વિક મનુષ્યોને ગમતા પદાર્થોનાં લક્ષણો આવાં હોય છે. આવા પદાર્થના સેવનથી આયુષ્ય અને બળ નિત્ય વૃદ્ધિંગત થાય છે. આવા સાત્ત્વિક રસરૂપી મેઘની વૃષ્ટિ જેમ જેમ અંગ પર થાય છે, તેમ તેમ દિવસાનુદિવસ દેહમાં આયુષ્યરૂપી નદીનું પૂર આવે છે. હે સુબુદ્ધિમંત ! જે પ્રમાણે દિવસની ઉન્નતિ થવાનું કારણ સૂર્ય છે, તે પ્રમાણે સત્ત્વનું રક્ષણ કરવાને માટે આહાર યોગ્ય છે; અને શરીર તથા મનના બળની વૃદ્ધિ આવાજ આહારથી થાય છે; એટલે ત્યાં રોગનો તો પ્રવેશજ શી રીતે થઈ શકે ? આ સાત્ત્વિક અન્નનું સેવન કરવાથી શરીરને આરોગ્ય ભોગવવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે અને તેના સર્વ વ્યાપાર સુખમય થાય છે. વધારે શું કહું ? તેને આનંદની સાથે મૈત્રી થાય છે. આ પ્રમાણે આ સાત્ત્વિક આહારનું પરિણામ ઉત્તમ આવે છે અને તે શરીરને અંતર્બાહ્ય સુખકર નીવડે છે. હવે રાજસ ગુણવાળા મનુષ્યની જે અન્ન પર રુચિ હોય છે, તે પણ હું તને પ્રસંગાનુસાર કહી સંભળાવું છું. (૧૩૮)

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

શ્લોકાર્થઃ-અતિશય કડુ, ખાટા, ખારા, ઉષ્ણ, તીખા,

રૂક્ષ, દાહક અને દુઃખ, શોક તથા રોગને ઉત્પન્ન કરે એવા આહાર રાજસોને પ્રિય હોય છે. (૯)

ટીકાઃ—માત્ર તાત્કાલિક મૃત્યુ નિપજાવે, એટલીજ ખામીવાળા (!) બાકી હળાહળ વિષના પિત્રાઇ એવા જ કડુ, ચૂના કરતાં પણ વિશેષ દાહક, ખાટા, ઘઉંની કણક પલાળવાને જેટલું પાણી જોઇએ તેટલું મીઠું અને ઇતર ખારા પદાર્થો જેમાં મેળવવામાં આવ્યા હોય; આવા પદાર્થો રાજસ પ્રકૃતિના મનુષ્યને પ્રિય લાગે છે. વળી તે એટલું તો ઊનું અન્ન ખાય છે કે, જાણે મુખમાં અગ્નિના ભડકાજ ઊઠે! તેમાંથી એવી ઉષ્ણ વરાળ નીકળે છે કે, તે વડે દીપક પણ સળગાવી શકાય. આવા-પદાર્થો ખાવામાં રાજસ ગુણવાળા માણસો મોજ માને છે! વંટોળિયાને પણ પાછળ હઠાવી દે એવા ઉગ્ર અને ભાલાની અણીના જેવી તીવ્ર તીખાશ ધરાવનાર પદાર્થ તે ખાય છે. આવા પદાર્થોથી જખમ તો પડતા નથી, પરંતુ શસ્ત્રપ્રહારના જેવી વેદના થાય છે. રાખોડી કરતાં પણ રૂક્ષ અને અંતર્બાહ્ય શુષ્ક એવા પદાર્થો ખાવા તેને બહુ ગમે છે. જેને ખાતાં દાંત સાથે દાંત અથડાય એવા કઠણ પદાર્થોના ભક્ષણથી તેને આનંદ ઉત્પન્ન થાય છે. મૂળેજ તમતમા પદાર્થ હોય અને વળી તેમાં રાઈ ભેળવવામાં આવે એટલે પછી બાકીજ શું રહે? તેનું સેવન કરતાંની સાથેજ નાકમાં અને મોંમાં ઝણઝણાટી વછૂટે છે. હવે આ વાત રહેવાજ દો; પરંતુ અગ્નિને પણ પાછળ હઠાવે એવું રાઇતું તો રાજસ પ્રકૃતિના મનુષ્યને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય લાગે છે. આ પ્રકારે ગમે તેટલું ખાવાથી જેની તૃપ્તિ થતી નથી, એવો મુખને હાથમાં લઇને ફરતો અકરાંતિયો મનુષ્ય જીભને વશ થઇને જાણે કે અગ્નિના બળતા અંગારાજ પેટમાં નાખતો હોય તેમ લવંગ, સૂંઠ આદિ ઉષ્ણ પ્રકૃતિના પદાર્થો ખાઇને ભોંય પર આળોટે છે; અને તેના મુખ પાસેથી પાણીનો પ્યાલો તો કદી ખસતોજ નથી. માટે તેનો આહાર તે અન્ન નથી; પરંતુ એ નિદ્રિત થયેલા વ્યાધિરૂપ સર્પને જાગ્રત કરવાને માટે ઉદરમાં નાખેલું ઔષધ જ છે. આ

રુચિનું ફળ પણ તેને તત્ક્ષણજ મળે છે. કારણ કે અપવિત્ર પદાર્થોનું સેવન કરે છે, તેજ વખતે તે પાપનો ભાગી થાય છે. તે જે ભોજન લે છે તે વસ્તુતઃ ભોજન નથી; પરંતુ તે પેટમાં યાતનાઓનો ભંડારજ ભરે છે, એમ સમજવું. શિરચ્છેદ કર્યા પછી શું થાય છે, કિંવા અગ્નિમાં ભુસ્કો માર્યા પછી શું પરિણામ આવે છે, એ જાણવાને એનો શું પ્રત્યક્ષ અનુભવ લેવાની જરૂર છે? એવાં પરિણામો પણ તે સહન કરે છે. માટે શ્રીકૃષ્ણ કહે છેઃ–હે અર્જુન! તામસ અન્નનું પરિણામ પૃથક્ કરી બતાવવાની જરૂર નથી. હવે આહારની પેઠે યજ્ઞ પણ ત્રણ પ્રકારના છે. માટે હે અર્જુન! આ ત્રણમાંના સાત્ત્વિક યજ્ઞનું વર્ણન પ્રથમ કરું છું, તે હવે સાંભળ. (૧૭૦)

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**–ફળની ઇચ્છા ન રાખનાર પુરુષના હાથે, કર્તવ્ય તરીકે કરવોજ જોઇએ એવા મનના નિરધારસહિત, જે શાસ્ત્રોક્ત યજ્ઞ કરવામાં આવે છે, તે સાત્ત્વિક યજ્ઞ કહેવાય છે.

**ટીકાઃ**–જેમ પતિવ્રતા સ્ત્રીના મનમાં પતિ સિવાય અન્ય પ્રતિ કામની ઉત્પત્તિ થતી નથી; ગંગા સમુદ્રને મળ્યા પછી આગળ જતી નથી અથવા આત્મસ્વરૂપની પ્રતીતિ થતાંજ વેદ જેમ ચૂપ થઈ રહે છે; તેજ પ્રમાણે જેઓ પોતાના હિતને માટે સંપૂર્ણ ચિત્ત લગાવીને ફળની આશા તથા અહંકાર રાખતા નથી; વૃક્ષના મૂળમાં પહોંચ્યા પછી પાણી ત્યાંથી પાછું ફરતું નથી; પરંતુ તેમાં મળી જઇને તેનું પોષણજ કરે છે; તેમ જે મન અને દેહથી નિશ્ચય કરી યજ્ઞ કરવામાં નિમગ્ન થાય છે, તેથી કોઈ પણ પ્રકારનું ફળ મેળવવાની ઇચ્છા રાખતા ... સ્વધર્મ સિવાય ઈતર કૃત્યો પ્રત્યે વિરક્તિ ધારણ ...છાના ત્યાગપૂર્વક સર્વાંગસુંદર યજ્ઞ કરે છે. હાથમાં ... જોઈ શકાય છે, કિંવા હથેળી ... પ્રકાશથી સ્પષ્ટ દેખાય છે;

અન્નના સેવનની સાથેજ સર્વ રોગો એકબીજાની સાથે સ્પર્ધા કરતા એકદમ ઊઠે છે. આ પ્રમાણે રાજસ અન્નથી કેવળ દુઃખરૂપીજ ફળ મળે છે. હે ધનુર્ધર! આ પ્રમાણે રાજસ અન્નનું વર્ણન કરવામાં આવ્યું અને તેનું પરિણામ પણ તને જણાવ્યું.

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

**શ્લોકાર્થઃ**—અર્ધપક્વ, ઊતરી ગયેલું, દુર્ગંધવાળું, વાશી અને ઉચ્છિષ્ટ તથા અપવિત્ર અન્ન તામસી પ્રકૃતિના મનુષ્યને પ્રિય લાગે છે. (૧૦)

**ટીકાઃ**—હવે તમોગુણવાળા મનુષ્યને જે આહાર ગમે છે તે તને કહું છું; પરંતુ કદાચિત્ તને તે પ્રત્યે ઘૃણા પણ આવશે. એઠાં અને વાસી અન્નથી અહિત થાય છે, એવી કલ્પના સુધ્ધાં તેના મનમાં આવતી નથી. જે પ્રમાણે ભેંસ ઉચ્છિષ્ટ ખાધ ખાય છે, તે પ્રમાણે જૂઠું અને દુર્ગંધવાળું અન્ન ખાવા પર તામસી મનુષ્યોને અતિ પ્રીતિ હોય છે; તેમજ અધું કાચું કિંવા બળીને કેવળ ભસ્મ થઈ ગયેલું; તેમજ તેમાંથી સ્વાદ નીકળી ગયો હોય એવું અન્ન પણ તે ખાય છે. જે અન્ન પૂર્ણ પક્વ તથા રસભરિત હોય તે તામસી મનુષ્યને ગમતું નથી. કદાચિત્ આવું ઉત્તમ અન્ન ખાવાનો પ્રસંગ આવે તો વ્યાઘ્રની પેઠે તેને દૂર રાખી મૂકીને તેમાંથી દુર્ગંધ છૂટતાં સુધી તેને તે ખાતો નથી. જે અન્નને બહુ દિવસ થઈ ગયા હોય, જેમાંથી સ્વાદ નીકળી ગયો હોય, જે રૂક્ષ કિંવા સડી ગયેલું હોય, અથવા જેમાં જંતુ પડી ગયાં હોય અને જે બાળકોએ કાદવની પેઠે ચૂંથી નાખ્યું હોય, તેવાંજ અન્નને સ્રીપુત્રાદિકને સાથે લઇને તે ખાય છે. આવું અશુદ્ધ અન્ન ખાય ત્યારેજ તેને આનંદથી જમ્યા જેવું સુખ થાય છે; પરંતુ આટલાથીજ તે પાપીની તૃપ્તિ થતી નથી! ચમત્કાર તો જુઓ કે, જે ખરાબ પદાર્થો નિષિદ્ધ અને ત્યાજ્ય ઠર્યા છે, તેવા અભક્ષ્યનેજ ભક્ષ કરવાની અને તેવા અપેયનુંજ પાન કરવાની તામસને ,તિશય ઇચ્છા ઉત્પન્ન થાય છે. હે વીર અર્જુન! આવી

રુચિનું ફળ પણ તેને તત્ક્ષણજ મળે છે. કારણ કે અપવિત્ર પદાર્થોનું સેવન કરે છે, તેજ વખતે તે પાપનો ભાગી થાય છે. તે જે ભોજન લે છે તે વસ્તુતઃ ભોજન નથી; પરંતુ તે પેટમાં યાતનાઓનો ભંડારજ ભરે છે, એમ સમજવું. શિરચ્છેદ કર્યા પછી શું થાય છે, કિંવા અગ્નિમાં ભુસકો માર્યા પછી શું પરિણામ આવે છે, એ જાણવાને એનો શું પ્રત્યક્ષ અનુભવ લેવાની જરૂર છે? એવાં પરિણામો પણ તે સહન કરે છે. માટે શ્રીકૃષ્ણ કહે છેઃ—હે અર્જુન! તામસ અન્નનું પરિણામ પૃથક્ કરી બતાવવાની જરૂર નથી. હવે આહારની પેઠે યજ્ઞ પણ ત્રણ પ્રકારના છે. માટે હે અર્જુન! આ ત્રણમાંના સાત્ત્વિક યજ્ઞનું વર્ણન પ્રથમ કરું છું, તે હવે સાંભળ. (૧૭૦)

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

*શ્લોકાર્થ*:—ફળની ઇચ્છા ન રાખનાર પુરુષના હાથે, કર્તવ્ય તરીકે કરવોજ જોઇએ એવા મનના નિરધારસહિત, જે શાસ્ત્રોક્ત યજ્ઞ કરવામાં આવે છે, તે સાત્ત્વિક યજ્ઞ કહેવાય છે.

*ટીકા*:—જેમ પતિવ્રતા સ્ત્રીના મનમાં પતિ સિવાય અન્ય પ્રતિ કામની ઉત્પત્તિ થતી નથી; ગંગા સમુદ્રને મળ્યા પછી આગળ જતી નથી અથવા આત્મસ્વરૂપની પ્રતીતિ થતાંજ વેદ જેમ ચૂપ થઈ રહે છે; તેજ પ્રમાણે જેઓ પોતાના હિતને માટે સંપૂર્ણ ચિત્ત લગાવીને ફળની આશા તથા અહંકાર રાખતા નથી; વૃક્ષના મૂળમાં પહોંચ્યા પછી પાણી ત્યાંથી પાછું ફરતું નથી; પરંતુ તેમાં મળી જઇને તેનું પોષણજ કરે છે; તેમ જે મન અને દેહથી નિશ્ચય કરી યજ્ઞ કરવામાં નિમગ્ન થાય છે, પરંતુ તેથી કોઈ પણ પ્રકારનું ફળ મેળવવાની ઇચ્છા રાખતા નથી; તેઓ સ્વધર્મ સિવાય ઈતર કૃત્યો પ્રત્યે વિરક્તિ ધારણ કરીને ફળેચ્છાના ત્યાગપૂર્વક સર્વાંગસુંદર યજ્ઞ કરે છે. હાથમાં દર્પણ લેવાથી જેમ આપણું મુખ જોઈ શકાય છે, કિંવા હથેળી પરનું રત્ન જે પ્રમાણે દીપકના પ્રકાશથી સ્પષ્ટ દેખાય છે; અથવા સૂર્યોદય થવાથી જે પ્રમાણે માર્ગ સ્પષ્ટ રીતે જોઈ શકાય

છે; તે પ્રમાણે વેદોમાં નિર્દિષ્ટ કરેલા માર્ગો પર વિશ્વાસ રાખી તેજ પ્રમાણે તે આચરણ કરે છે. તે કુંડો, મંડપ, વેદી વગેરે યજ્ઞની સર્વ સામગ્રી એવી રીતે તૈયાર કરે છે કે, જાણે વેદોએ સ્વતઃજ આવીને તે તૈયારી કરી ન હોય! સર્વ અવયવોને શોભતા અલંકારો પહેરાવ્યા હોય, તેમ તે યજ્ઞના સર્વ પદાર્થોને યોગ્ય સ્થાને વ્યવસ્થાપૂર્વક ગોઠવે છે. શબ્દથી કેટલુંક વર્ણન કરું? તે યજ્ઞમંડપ જોતાંજ એમ લાગે છે કે, જાણે પ્રત્યક્ષ યજ્ઞવિદ્યાજ યજ્ઞના મિષથી આ સ્થળે આવી છે! આ પ્રમાણે જે યજ્ઞ સાંગોપાંગ કરવામાં આવે છે અને પ્રતિષ્ઠાની ઇચ્છા વિનાજ જે યજ્ઞ કરવામાં આવે છે; તથા જેવી રીતે તુલસીના છોડથી ફળ, પુષ્પ અને છાયાની પ્રાપ્તિ થતી નથી, તો પણ લોકો જલસિંચન કરીને તેનું પાલન કરે છે; તેવી રીતે ફળાશા સિવાય જે યથાવિધિ યજ્ઞ કરવામાં આવે છે, તેનેજ સાત્ત્વિક યજ્ઞ કહેવામાં આવે છે. (૧૮૪)

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

શ્લોકાર્થઃ–હે ભરતશ્રેષ્ઠ! ફળની ઇચ્છા રાખીને અને આડંબરને માટે જે યજ્ઞ કરવામાં આવે છે, તેને રાજસ યજ્ઞ કહેવામાં આવે છે, એમ તું સમજ. (૧૨)

ટીકાઃ–હવે, હે વીરશ્રેષ્ઠ! બીજા પ્રકારનો જે રાજસ યજ્ઞ તે પણ સર્વ રીતે આના જેવોજ હોય છે; પરંતુ જેમ શ્રાદ્ધતિથિને દિવસે રાજાને એવી ઇચ્છાથી ભોજન કરવાને નિમંત્રણ કરવામાં આવે કે તેથી આપણને ઘણો ફાયદો થશે, આપણી કીર્તિ પણ વધશે અને શ્રાદ્ધ પણ થશે–અર્થાત્ એક પંથ ઓર દો કાજ જેવો લાભ થશે; તે પ્રમાણે જે એવી ફલાશા રાખે છે કે, સ્વર્ગપ્રાપ્તિ થશે, લોકો દીક્ષિત કહીને આપણને માન આપશે; આ પ્રકારે કેવળ ફળની આશા રાખી તથા જગતમાં કીર્તિ ફેલાવવાના હેતુથી જે યજ્ઞ કરવામાં આવે છે, તે રાજસ યજ્ઞ કહેવાય છે. (૧૮૮)

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

શ્લોકાર્થ:—શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, મંત્રરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત જે યજ્ઞ કરવામાં આવે છે, તેને વિદ્વાન લોકો તામસ યજ્ઞ કહે છે. (૧૩)

ટીકા:—પશુપક્ષીના વિવાહમાં જેમ કામ સિવાય ઈતર જોશી હોતો નથી, તેમ તામસ યજ્ઞનું કારણ માત્ર આગ્રહજ હોય છે. પવનને વાતાં વાર લાગતી નથી, કિંવા મરણને મુહૂર્ત હોતું નથી અને અગ્નિને અમુક પદાર્થ બાળવાનો વિધિનિષેધ હોતો નથી, તેજ પ્રમાણે તામસ યજ્ઞને વિધિમર્યાદા હોતી નથી. માટે હે ધનુર્ધર! તે અમર્યાદ છે, તેને વિધિનો બાધ નથી, મંત્રોની આવશ્યકતા નથી અને તેના મંડપમાં મક્ષિકાને પણ અન્ન મળતું નથી. જ્યાં બ્રાહ્મણોની સાથે પૂર્ણ વૈરજ હોય છે, ત્યાં દક્ષિણાની તો વાતજ શી? અગ્નિ જેમ પવનથી ભડકી ઊઠે, કિંવા અપુત્રના મરણ પછી તેનું ઘર ફાવે તે માણસ લૂંટે; તે પ્રમાણે તે યજ્ઞમાં વ્યર્થ ખર્ચ પુષ્કળ થઈ જાય છે; પરંતુ તેમાં શ્રદ્ધાનું તો નામ પણ હોતું નથી. શ્રીનિવાસ શ્રીકૃષ્ણ કહે છે:—જે યજ્ઞમાં ઉપર ઉપરનો આવો ડોળ કરવામાં આવે છે, તેને તામસ યજ્ઞ કહેવામાં આવે છે; સમજ્યો? હવે જે પ્રમાણે ગંગાના પાણીનો જુદી જુદી રીતે ઉપયોગ કરવાથી તે શુદ્ધતા તેમજ મલિનતાના કારણરૂપ બની રહે છે, તે પ્રમાણે સત્ત્વ, રજ અને તમ, આ ત્રણ ગુણોના યોગથી તપ ત્રણ પ્રકારનું હોઇને તેના એક પ્રકારથી મોક્ષ અને બીજાથી અધોગતિ પ્રાપ્ત થાય છે. માટે હે અર્જુન! આ તપના ત્રણ ભેદો કેવી રીતે થાય છે એ જો તું સમજવા માગતો હોય તો પ્રથમ તપ એટલે શું એ સમજી લે. પ્રથમ તપનું સ્વરૂપ તને કહું છું. તત્પશ્ચાત્ ગુણના યોગે ભેદ શી રીતે પડે છે તે કહીશ. હે અર્જુન! ઉત્તમ તપના પણ આવા ત્રણ પ્રકાર છે-કાયિક, વાચિક અને માનસિક. (૨૦૦)

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

**શ્લોકાર્થઃ**–દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા વિદ્વાનનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એને કાયિક તપ કહેવામાં આવે છે. (૧૪)

**ટીકાઃ**–હવે આ ત્રણમાં કાયિક તપ કયું તે સાંભળ. શંકર અથવા વિષ્ણુ એ બેમાંથી એક પર પણ જેની ભક્તિ હોય, તે પ્રિય દેવતાના મંદિરમાં જઇ તેનું દર્શન કરવા કિંવા, યાત્રાદિ કરવાને લીધે આઠે પ્રહર જેના પગને વિશ્રાંતિ મળતી નથી; દેવમંદિરનું આંગણું સુશોભિત કરવાથી, પૂજાસાહિત્ય પૂરાં પાડવાથી અને દેવસેવા કરવાથી જેના હસ્તો શોભે છે; શંકરનું લિંગ અથવા વિષ્ણુની મૂર્તિ દષ્ટિગોચર થતાંની સાથે જે ભૂમિ પર દંડવત્ પડી સાષ્ટાંગ નમસ્કાર કરે છે; વિદ્યાવિનયાદિ ગુણોવાળા પૂજ્ય બ્રાહ્મણોની જે સેવા કરે છે; પ્રવાસથી શ્રમિત થયેલા કિંવા સંકટમાં પડેલા જીવોની શુશ્રૂષા કરીને તેને જે સુખ આપે છે; સર્વ તીર્થોથી શ્રેષ્ઠ એવાં માતાપિતાની સેવા કરવામાં જે દેહ સમર્પણ કરે છે; અને સંસારરૂપી અસાધ્ય વ્યાધિમાંથી મુક્ત કરનાર તથા જ્ઞાનામૃતનું પાન કરાવનાર એવા જે ગુરુ, તેમની સેવામાં જે સદૈવ તત્પર રહે છે; અને હે અર્જુન! દેહાભિમાનરૂપી કાટને દૂર કરવા માટે તેને સ્વધર્મરૂપી અગ્નિમાં રાખી વેદાધ્યયનરૂપી પુટો આપે છે; પ્રાણીમાત્રમાં ઈશ્વર સમજી જે તેને નમસ્કાર કરે છે; પરોપકાર દ્વારા જે તેનું ભજન કરે છે; સ્ત્રીવિષયમાં જે ઇંદ્રિયોનું પૂર્ણ નિયમન કરે છે; જન્મતી વખતે સ્ત્રીસ્પર્શ (માતાનો સ્પર્શ) થયેલો, પછી આખો જન્મ જેને સ્ત્રીસ્પર્શ થયો હોતો નથી; ઘાસમાં પણ જીવ છે એમ સમજી જે તેને પાદાક્રાંત કરતો નથી; જે કોઈને પણ માઠું લાગે એવાં તથા મર્મભેદક વેણ કહેતો નથી; આવા આવા શુદ્ધ વ્યાપાર શરીરથી થાય એટલે શારીર (કાયિક) તપ પૂર્ણતાએ પહોંચ્યું છે, એમ તું સમજ. હે પાર્થ! આ સર્વ કાર્યો દેહના આધારથી થાય છે; માટે હું એને શારીર તપ કહું છું. આ પ્રકારે કાયિક તપનાં લક્ષણો તને કહ્યાં. હવે નિષ્પાપ એવા વાચિક તપનાં લક્ષણો સાંભળ. (૨૧૫)

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

શ્લોકાર્થ:–કોઈના પણ મનને ન દુખાવે એવું તથા સત્ય અને મધુર હોવા સાથે પરિણામે હિતકારક થાય એવું ભાષણ કરવું અને વેદોનું અધ્યયન કરવું એને વાચિક તપ કહેવામાં આવે છે. (૧૫)

ટીકા:–પારસમણિ લોખંડનું કદ અને વજન ઓછું ન કરતાં જે પ્રમાણે તેનું સુવર્ણ બનાવી દે છે. તેજ પ્રમાણે સામા મનુષ્યનું મન ન દુખવતાં તેને સુખ ઉત્પન્ન થાય એવું મિષ્ટ ભાષણ કરવાની જે શક્તિ છે; વૃક્ષને પાણી પાવા સાથે તેની નિકટ રહેલું ઘાસ સુધ્ધાં વૃદ્ધિંગત થાય છે, તે પ્રમાણે એકની સાથે બોલવાથીજ સર્વને સુખ ઉત્પન્ન થાય એવી જે મધુરતા છે; અમૃતની ગંગા હસ્તગત થતાં જે પ્રમાણે તે પ્રાશનથી અમર કરે છે. સ્નાનથી પાપ નષ્ટ કરીને સંસાર-તાપમાંથી મુક્ત કરે છે અને મિષ્ટતાનો આસ્વાદ પણ આપે છે; તે પ્રમાણે જે ભાષણથી અજ્ઞાન નષ્ટ થાય છે અને આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ થાય છે, અને અનેક વખત સાંભળવા છતાં પણ જેના પરની રુચિ ઓછી થતી નથી; પૂછવામાં આવે ત્યારેજ જે ભાષણ બોલવામાં આવે, નહિતર વેદાધ્યયન અને હરિસ્મરણની ધૂન ચાલે; તથા ઋગ્વેદાદિ ત્રણે વેદોની વાચા-રૂપી મંદિરમાં પ્રતિષ્ઠા કરી જે પોતાના વદનનીજ વેદશાળા બનાવે છે. કિંવા જે શિવ અથવા વિષ્ણુના નામનો જાપ કર્યા કરે છે; વાણીના આવા ઉપયોગને વાચિક તપ કહે છે, એમ જાણવું. હવે માનસિક તપનાં લક્ષણો કહું છું, તે સાંભળ એમ લોકનાથના નાયક શ્રીકૃષ્ણ પરમાત્મા બોલ્યા. (૨૨૪)

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

શ્લોકાર્થ:–મનની પ્રસન્નતા, સૌજન્ય, મૌન, આત્મ-સંયમ અને અંતઃકરણશુદ્ધિને માનસિક તપ કહેવામાં આવે છે.

ટીકા:–જેમ તરંગો વિનાનું સરોવર, અભ્રરહિત

કાશ, સર્પરહિત ચંદનનો બાગ, સર્વ કળાથી સંપૂર્ણ ચંદ્ર, ચિંતારહિત રાજા તથા મંદરાચળ વિનાનો ક્ષીરસમુદ્ર હોય; તે પ્રમાણે અનેક વિકલ્પોની જાળ ટળી ગયા પછી મન જ્યારે શુદ્ધ સ્વરૂપમાં નિમગ્ન થઇને રહે છે; અથવા ઉષ્ણતારહિત પ્રકાશ, ઘટ્ટતા વિનાનો રસ તથા પોલાણરહિત અવકાશ જે પ્રમાણે હોય; તે પ્રમાણે મન જ્યારે પોતાનું સ્વરૂપ સમજીને પોતાના ચપળ સ્વભાવનો એવે પ્રકારે ત્યાગ કરે છે કે જેમ હિમ ઉપર ઠંડીની અસર થતી નથી; વળી જેવી રીતે પૂર્ણિમાના ચંદ્રનું પ્રતિબિંબ કલંકરહિત દેખાય તે પ્રમાણે જે આત્મસ્વરૂપમાં સ્થિર થયો હોય છે; જ્યાં વૈરાગ્યનો ક્લેશ બંધ થયો છે અને મનની ચપળતા તથા ભય નષ્ટ થયાં છે; ત્યાં મન બોધસ્વરૂપજ બની રહે છે. માટે જે મુખથી શાસ્ત્રનું પ્રવચન કરવાનું તે મુખ ભાષણરહિત–મૌનસંપન્ન બની રહે છે. મનને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતાં, જે પ્રમાણે મીઠું પોતાના મૂળસ્વરૂપ પાણીમાં મળતાં તદ્રૂપ બની જાય છે, તે પ્રમાણે તે ( મન ) આત્મારૂપજ બની રહે છે. આવી સ્થિતિમાં મનને ઇચ્છાજ ક્યાંથી ઉત્પન્ન થાય કે, તે તે ઇંદ્રિયો તરફ દોડીને વિષયોના ગ્રામમાં પહોંચે! તેથી હથેળી પર જે પ્રમાણે વાળ હોતા નથી, તેમજ મનમાં મળવિક્ષેપનો અભાવ હોય છે. હે અર્જુન! વિશેષ શું કહું? જ્યારે મનને આવી યોગ્યતા પ્રાપ્ત થાય; ત્યારે તેને માનસતપની સંજ્ઞા મળે છે. દેવ કહે છે:–અસ્તુ. માનસ તપનાં સર્વ લક્ષણો મેં તને કહી સંભળાવ્યાં. આ પ્રમાણે દેહ, વાચા અને ચિત્તના યોગથી જે ત્રણ પ્રકારનું તપ થયું છે તે સામાન્ય તપ તને કહી સંભળાવ્યું. હવે ત્રણ ગુણના સંગથી આજ તપ ત્રણ પ્રકારનું થાય છે, તે તું ઉત્તમ રીતે સાંભળ.

**श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥**

શ્લોકાર્થઃ–ફળની આશારહિત તથા યુક્ત ચિત્તવાળા પુરુષે અત્યંત શ્રદ્ધાપૂર્વક કરેલા ઉપરોક્ત ત્રણ પ્રકારના તપને 'સાત્ત્વિક તપ' કહેવામાં આવે છે. ( ૧૭ )

ટીકાઃ-હે પ્રબુદ્ધ! આ જે મેં તને ત્રણ પ્રકારનું તપ કહ્યું તેનુંજ પૂર્ણ શ્રદ્ધાપૂર્વક આચરણ કર; પરંતુ ફળની આશા રાખીશ મા. અરે, જે વખતે મનને પૂર્ણ રીતે શુદ્ધ રાખીને શ્રદ્ધાપૂર્વક આ તપનું આચરણ કરવામાં આવે છે; તે વખતે એજ તપને જ્ઞાતાજનો સાત્ત્વિક તપ કહે છે. (૨૪૧)

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

શ્લોકાર્થઃ-સ્તુતિ, માન તથા પૂજાના હેતુથી અને કેવળ દાંભિકતાથી જે તપ કરવામાં આવે છે, તેને રાજસ, ચંચલ અને અસ્થિર તપ કહેવામાં આવે છે. (૧૮)

ટીકાઃ-અથવા તપ કરવાના હેતુથી જગતમાં દ્વૈત ઉત્પન્ન કરી મોટાઈના શિખર પર બેસવાની જે ઇચ્છા કરે છે; ત્રિભુવનમાં સન્માન મારા વિના અન્ય કોઈને મળે નહિ, સભામાં તથા ભોજનસમયે મુખ્ય માન મનેજ મળે; એવી જે આકાંક્ષા રાખે છે; સમસ્ત જગતના લોકો મારી સ્તુતિ કરે એવો હું પ્રશંસાને પાત્ર થાઉં અને લોકો મારું દર્શન કરવા આવે; લોકો મારીજ વિશેષ પૂજા કરે અને સર્વ મહત્ત્વના ભોગો મનેજ ભોગવવા માટે મળે; આવી આવી કામના કરે છે અને આ પ્રકારે જેમ એકાદ વૃદ્ધ વેશ્યા પોતાની વય ઢાંકવા માટે ઉપરથી શૃંગાર કરીને ઠાઠમાઠથી બેસે છે, તેમ તપનો ઢોંગ કરી જે પોતાનું સ્વરૂપ લોકોને વેચે છે; વધારે શું કહું? દ્રવ્ય અને માનની પ્રાપ્તિની ઇચ્છા મનમાં ધરીને તપનું કષ્ટ કરવામાં આવે તેને રાજસ તપ કહે છે. જુઓ, પહુરણી નામનો કીડો ગાયના જે આંચળ પર કરડે છે તે આંચળમાંથી, ગાય વિયાય તો પણ દૂધ નીકળતું નથી; કિંવા ઊભા ખેતરે ઢોર ચરી જવાથી જેમ તેમાં પાક ઊતરતો નથી, તેમ પોતાની પ્રસિદ્ધિના હેતુથી તપ કરનારનું તપ અંતે વૃથાજ થાય છે. આ પ્રમાણે હે અર્જુન! તપથી કાંઈ ફળસિદ્ધિ થતી નથી, એમ જાણીને વચમાંજ તે તપને ત્યાગે છે; માટે તે તપમાં સ્થિરતા હોતી નથી. અકાળે આકાશમાં અભ્રોની પુષ્કળ ઘટા છવાઈ જાય છે અને ગર્જના પણ

પુષ્કળ થાય છે; પરંતુ તે એક ઘડીભર પણ ટકે છે કે? તે પ્રમાણે રાજસ તપનું ફળ વંધ્યાપુત્રવત્ મિથ્યા હોય છે, એટલુંજ નહિ પરંતુ તેનું આચરણ પણ ધૂળ પર લીંપણ જેવુંજ ટકે છે! તામસ તપનો પણ આજ પ્રકાર છે. ફેર માત્ર એ છે કે, રાજસ તપમાં તો એક કીર્તિ પણ મળવાનો સંભવ છે; પરંતુ તામસ તપથી તો કીર્તિ અને સ્વર્ગ એ ઉભયની હાનિ થાય છે. (૨૫૩)

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

શ્લોકાર્થઃ-ઉન્મત્ત થઈ દુરાગ્રહ ધરી પોતાના શરીરને દુઃખ દઇને અથવા બીજાનો નાશ કરવાની ઇચ્છા ધારણ કરીને, જે તપ કરવામાં આવે છે તે તામસ તપ કહેવાય છે. (૧૯)

ટીકાઃ-હે ધનુર્ધર! મૂર્ખતાથી અભિમાન ધરી જે પોતાના શરીરને સુધ્ધાં વૈરી ગણે છે અને તેની ચોતરફ પંચાગ્નિ વડેજ તેને સળગાવે છે; અથવા શરીરને ઈંધન બનાવી તેને અગ્નિમાં બાળે છે; પોતાના મસ્તક પર બળતી સઘડી મૂકી તેમાં ગગળ બાળે છે; પીઠમાં સોયા ઘોંચે છે અને પોતાની ચારે તરફ અગ્નિ પ્રજ્વલિત કરી તેની વચ્ચે પોતાના શરીરને શેકે છે; શ્વાસોચ્છ્વાસ બંધ કરે છે, વ્યર્થ ઉપવાસ કરે છે અથવા ઊંધે મસ્તકે લટકી ધૂમ્રપાન કરે છે; શીતઋતુમાં નદીમાં ગળા જેટલા પાણીમાં ઊભા રહે છે અને ખડક પર કિંવા સરિતાતટ પર બેસીને પોતાના અંગમાંથી જીવતા માંસના લોચા ખેંચી કાઢે છે! હે ધનંજય! આ પ્રમાણે પોતાના શરીરને નાનાવિધ કષ્ટ આપી અન્યનો નાશ કરવાને માટે તપશ્ચરણ કરે છે. ડુંગર પરનો પાષાણ પોતાની સ્થૂલતાને લીધે છૂટો પડીને નીચે પડે છે, એટલે તેના પોતાના પણ ટુકડેટુકડા થઈ જાય છે અને તેના સપાટામાં એકાદ વસ્તુ આવી પડે તો જેમ તેના પણ ચૂરેચૂરા કરી નાખે છે; તે પ્રમાણે જે પોતાના શરીરને કષ્ટ આપી અન્ય સુખી જીવોને કિંવા પ્રમુખ મનુષ્યોને દુઃખી કરી જીતવાને માટે તપનું આચરણ કરે છે; હે અર્જુન! વધારે શું કહું? આવા ખરાબ અને ક્લેશદાયક પ્રકારે જે તપ કરવામાં આવે છે તે તામસ તપ કહેવાય છે.

આ પ્રમાણે સત્ત્વ, રજ અને તમના અનુરોધથી તપના જે ત્રણ ભાગ થયા તે તને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યા. હવે બોલવાનો ઓઘ છૂટ્યો છે તેથી દાનના ત્રણ પ્રકાર કેવા છે, તેનાં લક્ષણો પણ તને કહું છું. ગુણના અનુરોધથી દાનના પણ ત્રણ પ્રકાર થયા છે, તે પૈકી પ્રથમ સાત્ત્વિક દાનનું વર્ણન સાંભળ. (૨૬૫)

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥**

શ્લોકાર્થ:—દાન કરવું એ આપણું કર્તવ્ય છે, એવા હેતુથી જે દાન પ્રત્યુપકાર નહિ કરી શકનાર સત્પાત્રને, પુણ્યક્ષેત્રમાં અને પર્વકાળે આપવામાં આવે છે, તે સાત્ત્વિક દાન કહેલું છે

ટીકા:—સ્વધર્મથી અને સન્માર્ગે પ્રાપ્ત કરેલું ધન અતિ આદરપૂર્વક દાન કરવું જોઇએ. ઉત્તમ બીજ મળે પણ ઉત્તમ જમીન અને ઉષ્ણતાની ઊણપ રહી જાય છે; તે પ્રમાણે દાન આપવાની ઇચ્છા હોય તો પણ દાન દેવાને પાત્ર મનુષ્ય, દેશ અને કાળની ખામી હોય છે. અમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય ત્યારે તેને કુંદન કરવાને માટે તેને સુવર્ણની ન્યૂનતા માલૂમ પડે છે અને કદાચિત્ સુવર્ણ મળે તો અલંકાર ધારણ કરવા યોગ્ય શરીર નથી હોતું; માટે દિવાળી જેવું પર્વ, આપ્તવર્ગ અને સંપત્તિ, એ ત્રણ યોગ એકત્ર મળવા એ જેમ સુદૈવ પરજ અવલંબી રહ્યું છે; તેમ જો આપણે હાથે દાન આપવાનો ઈશ્વરી સંકેત હોય છે, તોજ સત્ત્વગુણની સહાયતા મળી દેશ, કાળ સત્પાત્ર બ્રાહ્મણ તથા દ્રવ્ય, એ સર્વ યોગ અનુકૂળ થાય છે પ્રથમ તો છૂટથી દાન કરવાને કુરુક્ષેત્ર, કાશીક્ષેત્ર અથવા તેની બરાબરીનું અન્ય કોઈ ક્ષેત્ર હોવું જોઇએ. તે પુણ્યક્ષેત્રમાં સૂર્યગ્રહણ જેવો પુણ્યકાળ અથવા તેની તુલનાનો અન્ય કોઈ કાળ પ્રાપ્ત થવો જોઇએ. તે દેશમાં તથા તે પર્વકાળે એવો સુપાત્ર મનુષ્ય પ્રાપ્ત થવો જોઈએ, કે જે મૂર્તિમંત પવિત્રતાજ હોય. તે દ્વિજ કેવળ સદાચારનું સ્થાન તથા વેદોનું વસતિસ્થાન એવી યોગ્યતાથી યુક્ત હોવો જોઇએ. એવા દ્વિજને

લઈ તેને તે અર્પણ કરવું જોઇએ. જેવી રીતે સ્ત્રી પોતાના પતિની પાસે સ્વસંતોષ માટેજ જાય છે, કિંવા આપણી પાસે કોઈ કાંઈ મૂકી મૂકી જાય તો આપણે સ્વસંતોષ માટેજ તેની પાસે જઇને તેને તે આપીને ઋણમુક્ત થઇએ છીએ; અથવા ખિદમતગાર જેમ બીડું રાજાને અર્પણ કરે છે, તે પ્રમાણે નિષ્કામ બુદ્ધિથી ભૂમિ આદિનું દાન કરવું અને તે દાન વિષે કોઈ પણ પ્રકારની ફ્લાશા રાખવી નહિ. વળી જેને દાન આપવામાં આવે તે એવો મનુષ્ય હોવો જોઇએ કે, તેની પાસેથી કોઈ પણ પ્રકારનો પ્રત્યુપકાર આપણને મળે નહિ. આકાશમાં પુષ્કળ બૂમો પાડવામાં આવે તો પણ તેનો પ્રતિધ્વનિ તેમાંથી મળતો નથી, કિંવા આરસીની પાછળના ભાગમાં જોવાથી જે પ્રમાણે તેમાં આપણું પ્રતિબિંબ દેખાતું નથી; અથવા ઉદક પર દડો અફાળવામાં આવે તો તે જે પ્રમાણે પાછો ઊછળીને આપણા હાથમાં આવતો નથી; કિંવા આખલાને ચારો નીરવાથી જે પ્રમાણે તે ઉપકાર માનતો નથી; કિંવા જે પ્રમાણે કૃતઘ્ન મનુષ્ય પર કરેલા ઉપકારનો બદલો તે વાળતો નથી; તે પ્રમાણે જેની પાસેથી પ્રત્યુપકાર મળે તેમ ન હોય તેને દાન આપવું અને દાન આપવા વિષે અભિમાન ધારણ કરવું નહિ. હે વીરોત્તમ અર્જુન! આ પ્રકારનું જે દાન, તેજ સર્વ દાનોમાં ઉત્તમ એવું સાત્ત્વિક દાન છે; તેમજ દેશ, કાળ અને પાત્રનો સંબંધ પણ સાત્ત્વિક પ્રકારનોજ હોવો જોઈએ અને દ્રવ્ય પણ ન્યાયથી પ્રાપ્ત કરેલું હોવું જોઇએ. (૨૮૪)

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

**શ્લોકાર્થ:**—પ્રત્યુપકાર માટે કિંવા ફળની આશાથી અથવા પરાણે આપેલું દાન તે રાજસ દાન કહેલું છે. (૨૧)

**ટીકા:**—પરંતુ જેમ દૂધની ઇચ્છાથી ગાયને ચરાવવામાં આવે છે, અથવા કોઠીમાં દાણા ભરવાને માટે ખેતરમાં ધાન્ય વાવવામાં આવે છે; જેમ ચાંલ્લાની આશાથી સગાંવહાલાંને નિમંત્રણ આપવામાં આવે છે; પ્રત્યુપકારની આશાથી ભેટ—સોગાદ

માંશાઓજ આવી ખડા થયા કરે છે; અને તેમના કાનમાં નિત્ય આવાં છકેલ ગાયનોનોજ ગણગણાટ થયા કરે છે. પછી જ્યારે તેઓ પુષ્પો અથવા સુગંધી દ્રવ્યોની સુવાસ લે છે, ત્યારે તો તેઓ તેમાં તલ્લીનતાપૂર્વક ઉન્મત્ત થઇને ભ્રમના મૂર્તિમંત વૈતાળજ બની જાય છે! પછી તેઓ અન્યને લૂંટીને આણેલા દ્રવ્ય વડે ભિક્ષુકાદિ લોકોને માટે સદાવ્રતો ઉઘાડે છે. આ પ્રકારના દાનને હું તામસ દાન કહું છું. વળી દૈવવશાત્ અન્ય પણ એક પ્રકાર બને છે તે સાંભળ. (૩૦૦)

કદાચિત્ ભ્રમર કાષ્ઠને કોતરી નાંખે તે વખતે તે કાષ્ઠમાં રામનામના અક્ષરોનો આકાર કોતરાઈ જાય, અથવા તાળી વગાડવા જતાં બે હાથની વચ્ચે કાગડો સપડાઈ જાય; તે પ્રમાણે તામસ મનુષ્યને પુણ્યક્ષેત્રમાં કદાચ પર્વણીનો લાભ પ્રાપ્ત થાય, અને તે સ્થળે તેનું ઐશ્વર્ય જોઈ એકાદ સત્પાત્ર પુરુષ આવી ચડે, તથા તેને જોઈને અભિમાનમાં આવી જઈને તેને કાંઇ આપું એવો વિચાર પણ આવે; છતાં પણ તેના પ્રત્યે તે પૂજ્યબુદ્ધિ રાખતો નથી, તેને નમસ્કાર કરતો નથી અને અર્ધ્યાદિક સમર્પણ કરતો કે કરાવતો નથી; તેને બેસવાને માટે આસન પણ આપતો નથી; તો પછી ગંધાક્ષતથી પૂજા કરવાની તો વાતજ શી? આ પ્રમાણે તામસી મનુષ્ય સત્પુરુષની અપ્રતિષ્ઠા કરે છે; પરંતુ ઋણદારની જે પ્રમાણે અપ્રતિષ્ઠા થાય છે, તે પ્રમાણે દાન ગ્રહણ કરનારના હાથમાં દ્રવ્ય મૂકી તુંકારાથી તેનું અપમાન કરે છે; અને હે અર્જુન! તેને દાન આપું છું, તેટલીજ તેની કિંમત છે એમ કહીને તેની અવહેલના કરે છે; અને ખરાબ શબ્દો કહીને તથા ધક્કા મરાવીને તેની અમર્યાદા કરે છે. હવે ઝાઝું વર્ણન રહેવા દઈશું. આવા દાનને જગતમાં તામસ દાન કહે છે. (૩૦૮)

આ પ્રમાણે સાત્ત્વિક, રાજસ અને તામસ દાનનાં લક્ષણો તને સ્પષ્ટ કહી સંભળાવ્યાં. હે અર્જુન! મને એમ લાગે છે કે, કદાચિત્ તું એવી શંકા કરશે કે, સંસારબંધનમાંથી મુક્ત કરનાર જો એક સાત્ત્વિક કર્મજ હોય તો તે સિવાયનાં જે દોષ-

યુક્ત કર્મો તેનું વર્ણન શા માટે કરવું જોઈએ ? પરંતુ ભૂતને કાઢયા વિના દ્રવ્યનો દાટેલો ભંડાર જેમ હસ્તગત થતો નથી; અથવા ધુમાડો સહન કર્યા સિવાય જેમ અગ્નિ પ્રદીપ્ત કરી શકાતો નથી; તે પ્રમાણે શુદ્ધ સત્ત્વગુણની આડે જ રજોગુણ અને તમોગુણનો પડદો છે, તેને તોડી નાખવાનો પ્રયત્ન અનિષ્ટ શા માટે ગણવો ? મેં શ્રદ્ધાથી દાનપર્યંત જેટલી ક્રિયા કહી બતાવી, તે સર્વ ત્રણ ગુણોથી યુક્ત છે. આ ત્રણે ગુણો વિષે વિવેચન કરવાની મારી ઇચ્છા નહોતી; પરંતુ સત્ત્વગુણ સ્પષ્ટ રીતે દર્શાવવાને માટેજ બીજા બે ગુણોનું વર્ણન કર્યું. જેમ દિવસ અને રાત્રિનો ત્યાગ કરવાથી સંધ્યાકાળ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે રજ અને તમનો નાશ થયા પછીજ સત્ત્વગુણ પ્રાપ્ત થાય છે; માટે તેનો ત્યાગ કરી સત્ત્વગુણના યોગે તું તારા કાર્યની સિદ્ધિ કરી લે. આ શુદ્ધ સત્ત્વગુણ વડેજ તું યજ્ઞાદિ સર્વ કર્મોનું આચરણ કર; એટલે તું સ્વસ્વરૂપને સહજ પ્રાપ્ત થશે. સ્વતઃ સૂર્યજ જો કોઈ વસ્તુ દર્શાવવા માગે તો શું તે નહિ દેખાય ? તેજ પ્રમાણે સત્ત્વગુણનું આચરણ કરવાથી કયા ફળની પ્રાપ્તિ ન થાય ? સત્ત્વગુણમાં આવી સર્વોપરી શક્તિ છે ખરી, પરંતુ જેના વડે મોક્ષની પ્રાપ્તિ થાય છે, તે તો નિરાળીજ વસ્તુ છે; અને સત્ત્વગુણને જ્યારે એ વસ્તુની સહાય મળે છે ત્યારેજ મોક્ષપ્રાપ્તિ થાય છે. ઉત્તમોત્તમ સુવર્ણ હોય તો પણ તેના પર રાજાનો સિક્કો ન પડે ત્યાં સુધી તેનો મહોર તરીકે પ્રચાર થઈ શકતો નથી; અનેક સ્થાનોનાં પાણી સ્વચ્છ, શીતળ, સૌગંધ્યયુક્ત તથા સુખદાયક હોય છે, પરંતુ જ્યાં સુધી તે તીર્થોનાં પાણીમાં ભળતાં નથી ત્યાં સુધી તેમાં પવિત્રતા આવતી નથી. નાની નદીમાં ગમે તેવી યોગ્યતા હોય તો પણ જ્યાં સુધી ગંગા કે બીજી મોટી નદી તેનો સ્વીકાર કરતી નથી, ત્યાં સુધી સમુદ્રમાં તેનો પ્રવેશ થઈ શકતો નથી; તે પ્રમાણે હે અર્જુન ! સાત્ત્વિક કર્મ દ્વારા મોક્ષનો સ્પર્શ કરતાં જેના યોગથી વચમાં વિઘ્ન નડતું નથી તે કોઈ નિરાળીજ વસ્તુ છે. આ ભાષણ સાંભળતાંજ અર્જુનના મનમાં અત્યંત ઉત્કંઠા ઉત્પન્ન થઈ અને તે

બોલ્યો કે, હે દેવ ! કૃપા કરીને તે મને કહો. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યાઃ—જેના યોગથી સાત્ત્વિક ગુણને મોક્ષરૂપી રત્નનો લાભ મળે છે, તે વસ્તુનાં લક્ષણ સાંભળ. (૩૨૭)

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

શ્લોકાર્થઃ—ૐ, તત્ અને સત્, એવાં ત્રણ પ્રકારનાં બ્રહ્મનાં નામો છે. તેના યોગથી બ્રાહ્મણ, વેદ અને યજ્ઞ, એમને પૂર્વે ઉત્પન્ન કરવામાં આવ્યા છે. (૨૩)

*ટીકા*—અનાદિ જે પરબ્રહ્મ છે અને જે જગત વગેરે સર્વનું વિશ્રાંતિસ્થાન છે; તેનું એકજ નામ ત્રણ પ્રકારનું છે. તે બ્રહ્મ ખરેખર નામ અને જાતથી રહિત છે, પરંતુ અજ્ઞાનરૂપી રાત્રિમાં ઓળખવાને માટે વેદોએ તેને નામ આપ્યું છે. છોકરું જન્મે છે ત્યારે નામ હોતું નથી, પરંતુ તેનું નામ પાડયા પછી તેને તે નામથી બોલાવીએ તોજ બોલે છે; તે પ્રમાણે સંસારતાપથી તપ્ત થયેલા જીવો ઈશ્વરની આગળ પોતાના દુઃખનાં રોદણાં રડવા આવે અને તેને જે નામથી હાંક મારે એટલે તે તેમને હોકારો આપે છે; તેજ નામથી અમારો અભિપ્રાય છે. બ્રહ્મની અનિર્વાચ્યતા મટી ઐક્યરૂપે પ્રાપ્તિ થાય, એટલા માટે વેદોએ કૃપાવંત થઈએ કાર્યની સિદ્ધિ કરી આપે એવો એક મંત્ર શોધી કાઢયો છે. તે બ્રહ્મને હાંક મારવામાં આવતાં તે લીલાથી આગળ આવીને ઊભો રહે છે. પરંતુ વેદરૂપી પર્વતના શિખર પર ઉપનિષદના અર્થરૂપી નગરમાં રહી જે બ્રહ્મની પંક્તિના થયા હોય છે, તેજ તેને ઓળખી શકે છે. વધારે શું કહું ? પરંતુ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની બ્રહ્મદેવને જે શક્તિ પ્રાપ્ત થઈ, તે પણ જે એક નામના અનુષ્ઠાનથી મળી છે; હે વીરોત્તમ ! સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે બ્રહ્મદેવ ઉત્પન્ન થયા ત્યારે તે ગાંડાજ બની ગયા ! જે મારામાંથી તેમની ઉત્પત્તિ થઈ તે ઈશ્વરને પણ તેમણે ઓળખ્યો નહિ અને સૃષ્ટિ પણ ઉત્પન્ન કરી શકયા નહિ; પરંતુ તે યોગ્યતા તેમને એક નામ દ્વારાજ પ્રાપ્ત થઈ. જે નામનો અર્થ મનમાં બરાબર સમજતાં તથા જે ત્રણ અક્ષરોનો

પ કરેતાંજ તેમનામાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ આવી,
ારેજ તેમણે બ્રાહ્મણોને નિર્માણ કરી, તેમને વેદોનો ઉપદેશ
ો, તે પ્રમાણે આચરણ કરવાની આજ્ઞા આપી; અને તેમના
ર્વાહ માટે યજ્ઞાદિ કરવાનો તેમને બોધ આપ્યો. પછી
પાર લોકો ઉત્પન્ન કર્યા જેની ગણના થઈ શકતી નથી. અને
ણે ભુવનો બ્રહ્મદેવે બ્રાહ્મણોને ઇનામરૂપે આપ્યાં. (૩૪૦)

શ્રીલક્ષ્મીપતિ કહે છે:—આ પ્રકારે જે નામમંત્રના યોગથી
મ્હદેવે શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કર્યું, તેનાં લક્ષણો સાંભળ. સર્વ મંત્રોમાં
ઠ જે ૐકાર તે એ નામનો પ્રથમ અક્ષર છે એમ સમજ; અને
કાર બીજો તથા સત્કાર ત્રીજો અક્ષર છે. આ પ્રમાણે ૐतत्सत्
વા ત્રણ શબ્દનું બ્રહ્મનું નામ છે. ઉપનિષદો એ નામરૂપી
ંદર પુષ્પની સુગંધ લે છે. એ નામ સહિત જો સાત્ત્વિક કર્મનું
ાચરણ કરવામાં આવે છે તો મોક્ષ આપણા ઘરનો દાસ બને
; પરંતુ દૈવયોગે કર્પૂરના અલંકારો પ્રાપ્ત થાય તો તેનો
પયોગ શી રીતે કરવો, એ સમજવાનીજ પ્રથમ અડચણ હોય
; તેજ પ્રમાણે સત્કર્મનું આચરણ કરીને બ્રહ્મ નામનો ઉચ્ચાર
રવામાં આવે તો પણ જો તેની વ્યવસ્થાનો મર્મ જ્ઞાત ન હોય,
। જેમ સાધુવૃંદ ઘેર પધારતાં તેનું અપમાન કરવાથી પુણ્ય-
। નાશ થાય છે; અથવા સુંદર અલંકાર પહેરવાની ઇચ્છાથી
ાડા અલંકાર અને થોડું સોનું એકત્ર કરી ગળે બાંધવામાં
ાવે; તેમ મુખ દ્વારા બ્રહ્મના નામનો ઉચ્ચાર કરવામાં આવે
રને હસ્તથી સાત્ત્વિક કર્મનું આચરણ કરવામાં આવે, પરંતુ
ની વ્યવસ્થા જ્ઞાત ન હોય તો તે સર્વ કર્મ વ્યર્થ થાય છે.
રે! અન્ન પણ સમીપ હોય અને ક્ષુધા પણ લાગી હોય, પરંતુ
ાના બાળકને તેને હાથ વડે લઈને મુખમાં મુકવાની વ્યવસ્થા
ાત ન હોવાથી લંઘનજ કરવું પડે છે; અથવા હે અર્જુન! તેલ,
ાટ અને અગ્નિ તૈયાર હોય, પરંતુ તે વડે દીપક કેવી રીતે
ાદીપ્ત કરવો એ જો વિદિત ન હોય તો પ્રકાશ થઈ શકતો નથી.
। પ્રમાણે પર્વકાળ પ્રાપ્ત થાય, કર્મ કરવાની ઇચ્છા હોય અને
। વખતનો મંત્ર પણ સ્મૃતિમાં હોય; પરંતુ તેની વ્યવસ્થાની

માહિતી ન હોય તો તે સર્વ યોગ વ્યર્થ થાય છે. માટે ત્રણ અક્ષરનું જે આ બ્રહ્મનું નામ તેની વ્યવસ્થા શી રીતે કરવી તે કહું છું, તે સાંભળ. (૩૫૩)

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

શ્લોકાર્થઃ—માટે, વેદવેત્તાઓની યથાવિધિ યજ્ઞ, તપ અને દાનની ક્રિયાઓ 'ૐ' ઉચ્ચારસહિત નિરંતર ચાલુ હોય છે.

ટીકાઃ—આ નામના જે ત્રણ અક્ષરો છે તે ત્રણેની યોજના કર્મના આદિ, મધ્ય અને અંતમાં કરવી. હે કિરીટિ! એજ યુક્તિની સહાયથી બ્રહ્મજ્ઞાનીઓને બ્રહ્મની પ્રાપ્તિ થઈ છે. જેણે શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું છે, તે બ્રહ્મની સાથે ઐક્ય કરવાને માટે યજ્ઞાદિ ક્રિયાઓનો ત્યાગ કરતા નથી; પરંતુ પ્રથમ ધ્યાન દ્વારા ૐકારને પ્રત્યક્ષ કરી, પછીજ વાચાથી તેનો ઉચ્ચાર કરે છે. આ પ્રકારે ધ્યાન ધર્યા પછીજ સ્પષ્ટ પ્રણવોચ્ચાર કરીને ક્રિયાનો આરંભ કરે છે. અંધારામાં ઓલવાઈ ન જતા દીપકની પેઠે, કિંવા અરણ્યમાં સાથે રહેલા બળવાન સોબતીની પેઠે કર્મારંભનો પ્રણવોચ્ચાર કર્મ કરતી વખતે તેની સંગે રહે છે, એમ તું સમજ. તે બ્રહ્મજ્ઞાની ધર્મ વડે પ્રાપ્ત કરેલું પુષ્કળ દ્રવ્ય યોગ્ય દેવતાને અર્પણ કરવાના હેતુથી બ્રાહ્મણ દ્વારા અગ્નિનું યજન કરે છે. આહવનીય, ગાર્હપત્ય અને દક્ષિણ, એ ત્રણ અગ્નિમાં તે યથાવિધિ હવન કરે છે. વધુ શું કહું? તે નાના પ્રકારના યજ્ઞો કરીને અપ્રિય ઉપાધિનો ત્યાગ કરે છે; કિંવા ન્યાયથી મેળવેલાં પવિત્ર દ્રવ્ય તથા ભૂમિ આદિકનું દેશકાળ જોઈ સુપાત્રને દાન આપે છે; અથવા એક દિવસને અંતરે કિંવા એક મહિનાને અંતરે કૃચ્છ્ર ચાંદ્રાયણવ્રતનું આચરણ કરી, મહિનાના મહિના સુધી ઉપવાસ કરીને, શરીરમાંની સપ્ત ધાતુનું શોધન કરી તપ કરે છે. આ પ્રકારે યજ્ઞ, તપ અને દાન, એ જે બંધનરૂપે પ્રસિદ્ધ છે; તેજ કર્મોના યોગે બ્રહ્મજ્ઞાનીઓને મોક્ષ સુલભ થાય છે. નદીના તટ ઉપરથી નાવ પાણીમાં હડસેલતી વખતે ભારે લાગે છે, પરંતુ તેનાજ યોગે પાછળથી નદી તરી જઈ શકાય છે; તે

પ્રમાણે સંસારમાં નાખનાર કર્મોમાંથી આ નામના યોગથી મનુષ્ય મુક્ત થઈ શકે છે. પરંતુ હવે આ વાત રહેવા દો. આ યજ્ઞ, દાન વગેરે જે ક્રિયાઓ ૐકારની સહાયતાથી આચરવાથી તે જ્યારે ફલિત થતી દેખાય છે, ત્યારે 'તત્' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે. (૩૬૮)

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥**

શ્લોકાર્થઃ–મુમુક્ષુ બ્રહ્મનું 'તત્'નામ ઉચ્ચારી ફળની આશા ન ધરતાં યજ્ઞ, તપ અને દાનની વિવિધ ક્રિયાઓ કરે છે.

ટીકાઃ–જે એક પરબ્રહ્મ સર્વ જગતથી પર છે અને સર્વનો સાક્ષી છે, તેને 'તત્' શબ્દથી ઉચ્ચારવામાં આવે છે. હે અર્જુન! તે સર્વેની પૂર્વેનો છે એમ લક્ષમાં આણી, તેના સ્વરૂપનું ધ્યાન ધરી, પછી તે મુમુક્ષુ તેનો 'તત્' નામથી ઉચ્ચાર કરે છે; અને કહે છે કે, તદ્રૂપ બ્રહ્મને ફળ સહવર્તમાન સર્વ ક્રિયાઓ અર્પણ થાઓ! અમારા ભોગને માટે કાંઈ અવશિષ્ટ ન રહો! આ પ્રમાણે તેઓ તત્સ્વરૂપ બ્રહ્મને કર્મો અર્પણ કરી, તે મારાં નથી એમ કહીને કર્મોથી મુક્ત થાય છે. હવે ૐકારનો ઉચ્ચાર કરી જેનો આરંભ કર્યો અને તતનો ઉચ્ચાર કરી જેનાં ફળ સમર્પિત કરવામાં આવ્યાં અને એ રીતે જેને બ્રહ્મત્વ પ્રાપ્ત થયું, તે કર્મ પણ બ્રહ્મસ્વરૂપજ થયાં; પરંતુ એટલાથીજ કાંઈ ખરી કાર્યસિદ્ધિ થયેલી કહેવાય નહિ. કર્મ કરનારનું હજી બ્રહ્મની સાથે ઐક્ય થયું નથી. મીઠાને પાણીમાં નાખતાં તે પીગળી જાય છે, પરંતુ તેની ખારાશ તો જુદીજ જણાઈ રહે છે; તે પ્રમાણે તે કર્મ બ્રહ્માકાર થયાં એમ સમજવું તે પણ દ્વૈતજ છે; અને જ્યાં સુધી એ દ્વૈત રહે છે, ત્યાં સુધી સંસારભય પણ રહે છેજ. આ પ્રમાણે દેવ પોતાના શ્રીમુખ દ્વારા બોલે છે; એટલુંજ નહિ, પણ વેદો પણ તેમજ કહે છે. માટે એ દ્વૈતનું પર્યવસાન આત્મસ્વરૂપમાં કરવા સારૂ 'સત્' શબ્દની યોજના કરવામાં આવી છે. માટે ૐકાર તત્કારના ઉચ્ચાર દ્વારા કરેલાં કર્મો બ્રહ્મસ્વરૂપ થઈ

અને તેને પ્રશસ્ત કર્મો કહે છે. પ્રશસ્ત કર્મમાં 'સત્' શબ્દનો જે ઉપયોગ કરાય છે તે સાંભળવા યોગ્ય છે, તે કહું છું. (૩૭૯)

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

શ્લોકાર્થઃ–જ્ઞાનીઓ બ્રહ્મના 'સત્' નામની યોજના અસ્તિત્વ અને ઉત્તમતા દર્શાવવાને માટે કરે છે; તેમજ હે પાર્થ! શુભ કર્મ દર્શાવવાને માટે પણ તેઓ 'સત્' શબ્દને યોજે છે.

ટીકાઃ–આ સત્ શબ્દ દ્વારા અસત્યતા ગળાઈ જઇને નિર્મળ સત્યજ અવશેષ રહે છે. તે સત્ય વસ્તુને દેશ કિંવા કાળથી ભિન્નરૂપ પ્રાપ્ત થતું નથી. તે તો પોતાના સ્થાનમાં જેવી ને તેવીજ રહે છે. આ જે સર્વ દશ્ય જગત છે, તે અનિત્ય હોવાથી સત્ય નથી; એવું જ્ઞાન થવાથીજ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. તે સત્તા સાથે ઐક્યબોધથી કર્મ પણ બ્રહ્મરૂપ બને છે. હવે ૐકાર અને તત્કારથી કર્મ બ્રહ્મરૂપ થાય છે; એમ પૂર્વેજ જણાવ્યું છે, તો પછી સત્ શબ્દનો ઉપયોગ શો? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કર્મ બ્રહ્મરૂપ થયાં છે એવો પણ સંસ્કાર રહે નહિ, એટલા માટે સત્ શબ્દનો વિનિયોગ છે. આ સત્ શબ્દની આવી અંતર્ગત વ્યવસ્થા સમજો, એમ શ્રીરંગ બોલ્યા. મહારાજ કહે છે, હું કહેતો નથી હો! હુંજ કહું છું અને દેવ કહેતા નથી, એમ જો કહું તો શ્રીરંગના સ્વરૂપમાં દ્વૈતની ઉત્પત્તિ થઈ ન્યૂનતા આવે છે, માટે હું જે કહું છું તે દેવનીજ વાણી છે.

હવે 'સત્' શબ્દ એક બીજી રીતે સાત્વિક કર્મ પર ઉપકાર કરે છે તે સાંભળો. સત્કર્મો યથાવિધિ ઉત્તમ પ્રકારે ચાલુ હોય ત્યારે તેમાં એકાદ બાજુથી પણ ન્યૂનતા આવે; તો શરીરનો એકાદ અવયવ ન્યૂન થવાથી જેમ શરીરના વ્યાપારોમાં સ્ખલન થાય છે, કિંવા રથનો એકાદ ભાગ ખામી ભરેલો હોવાથી જેમ તેની ગતિ કમી થાય છે; તે પ્રમાણે કર્મ ઉત્તમ ખરાં, પરંતુ જ્યારે એકાદ ગુણનાજ અભાવે તે પણ અસત્ બને છે, ત્યારે ૐકાર અને તત્કારની સહાયથી 'સત્' શબ્દ તે વ્યંગ કર્મનો ઉત્તમ પ્રકારે જીર્ણોદ્ધાર કરે છે; અને પોતાના

તેજનાજ જોરથી કર્મનો વ્યંગ નષ્ટ કરી, તેને સદ્‌ભાવની યોગ્યતાએ લાવે છે. જે પ્રમાણે દિવ્ય ઔષધિ રોગીને સાજો કરે છે, કિંવા હારેલાને સહાય મળવાથી દ્વિગુણ બળ આવે છે; તે પ્રમાણે 'સત્' શબ્દ કર્મની ન્યૂનતા નષ્ટ કરે છે, એમ તું સમજ. કાંઈ દોષથી કર્મ પોતાની મર્યાદા છોડીને નિષિદ્ધ માર્ગે ચાલ્યું જાય, કેમકે ચાલનારજ માર્ગ ચૂકે છે અને પરીક્ષકજ ભ્રમમાં પડે છે; માટે વ્યવહારમાં શું શું નથી થતું? તેથી કર્મની મર્યાદા તૂટી તેને નિષિદ્ધપણું પ્રાપ્ત થાય, તો તે ઉભયના કરતાં જ્ઞાતા એવો જે આ 'સત્' શબ્દ તેની યોજના કરવામાં આવે, તો તે અધમ કર્મને પણ ઉત્તમ કર્મ બનાવે છે. લોખંડને જેમ પારસમણિનું ઘર્ષણ, ખાબોચિયાને જેમ ગંગા નદીનો મેળાપ અથવા મૃત મનુષ્યને જેમ અમૃતની વૃષ્ટિ, તેવો હે વીરેશ! અસત્કર્મને આ 'સત્' શબ્દનો પ્રયોગ ઉપયુક્ત છે. વધારે શું કહું? 'સત્' નામનો મહિમાજ એવો છે. આ રીતે 'સત્' શબ્દનું રહસ્ય સમજી લઈ જ્યારે તું તે નામનો ઉચ્ચાર કરશે, ત્યારે તેજ કેવળ બ્રહ્મ છે એમ તને સમજાશે. "ૐ તત્ 'સત્' એ અક્ષરો મુમુક્ષુને તે સ્થળે લઈ જાય છે, કે જ્યાંથી દેખાતા સર્વ પદાર્થો પ્રકાશને પામે છે. તે પરબ્રહ્મ શુદ્ધ હોઈ અપરિચ્છિન્ન છે અને "ૐ તત્ સત્" એ તેને દર્શાવનારું અંતર્ગત નામ છે, તથાપિ આકાશને જેમ આકાશનોજ આશ્રય છે, તેમજ "ૐ તત્ સત્" એ અક્ષરોને નામરહિત બ્રહ્મનોજ આશ્રય છે. આકાશમાં સૂર્યજ સૂર્યને પ્રકાશિત કરે છે, તેમજ આ નામના ઉચ્ચારની સાથેજ યોગ્ય અધિકારીનેજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

**શ્લોકાર્થ:**–યજ્ઞ, દાન તથા તપમાં તત્પર રહેવું તેને 'સત્' કહેવામાં આવે છે, અને એને માટે જે કર્મો કરવામાં આવે છે તેને પણ 'સત્'જ કહેવામાં આવે છે. (૨૭)

**ટીકા:**–માટે એ ત્રણ અક્ષરનું નામ નહિ પરંતુ કેવળ બ્રહ્મજ છે, એમ તું સમજ; અને તેટલા માટે જે જે કર્મો તું કરે,

તે યજ્ઞ હોય, દાન હોય અથવા તપ ઇત્યાદિ હોય; તે પૂર્ણ થયાં હોય કે અપૂર્ણ હોય; પરંતુ પારસમણિના સ્પર્શથી થયેલા સુવર્ણમાં જેમ ઉત્તમ કિંવા હલકું એવો ભેદ હોતો નથી, તેમ કરેલાં કર્મો બ્રહ્માર્પણ કરવાથી તે બ્રહ્મરૂપજ બની જાય છે; અને જે પ્રમાણે સમુદ્રમાં મળ્યા પછી નદીઓને છૂટી પાડી શકાતી નથી, તે પ્રમાણે તે કર્મમાં પૂર્ણાપૂર્ણનો ભેદ અવશિષ્ટ રહેતો નથી. આ પ્રમાણે હે જ્ઞાનવંત અર્જુન! બ્રહ્મ નામની શક્તિ તને દૃષ્ટાંતપૂર્વક સ્પષ્ટ કરીને કહી સંભળાવી; અને હે વીર! બ્રહ્મ નામના એક એક અક્ષરની પૃથક્ પૃથક્ વ્યવસ્થા પણ તને કહી સંભળાવી. હે અર્જુન! બ્રહ્મ નામની આવી મહત્તા છે, એ મર્મ તું સમજ્યો ને? માટે હવેથી નિરંતર આજ નામ પર શ્રદ્ધા વધારવાથી તું જન્મબંધનથી મુક્ત થશે. જે કર્મ કરતાં આ નામનો ઉત્તમ રીતે વિનિયોગ કરવામાં આવશે તે કર્મ પૂર્ણ અને વેદાનુરૂપજ બની જશે. (૪૧૩)

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

શ્લોકાર્થ:—હે પાર્થ! શ્રદ્ધા વિનાનાં હવન (યજ્ઞ), દાન, તપ અને કોઈ પણ કર્મને 'અસત્' કહે છે. તે કર્મ પરલોકમાં પણ ફલપ્રદ થતાં નથી અને આ લોકમાં નિષ્ફળજ થાય છે.

ટીકા:—અન્યથા આ માર્ગ છોડી, શ્રદ્ધાનો આશ્રય ત્યજીને અને દુરાગ્રહનું પ્રાબલ્ય વધારીને, પછી કોટ્યવધિ અશ્વમેધ યજ્ઞ કરવામાં આવે; સર્વ પૃથ્વીને રત્નોથી ભરી, તેનું દાન આપવામાં આવે; એક અંગુઠા પર ઊભા રહી સહસ્રાવધિ વર્ષોપર્યંત તપશ્ચર્યા કરવામાં આવે; અને જળાશયને બદલે મીઠા પાણીનો સમુદ્ર બાંધવામાં આવે; તો પણ તે સર્વ વ્યર્થ છે. ખડક પર વૃષ્ટિ થાય, ભસ્મમાં આહુતિ અપાય, પડછાયાને આલિંગન અપાય કિંવા હે અર્જુન! આકાશને બાથ ભરવામાં આવે, તેની પેઠે આ સર્વ સમારંભ વૃથા જાય છે. ઘાણીમાં પાષાણને પીલવાથી તેલ–ખોળની પ્રાપ્તિ થનાર નથી, તેમ એવાં કર્મથી દારિદ્ર્યનીજ પ્રાપ્તિ થશે. પલ્લવે કાંકરા બાંધીને દેશપરદેશ જઈએ તો તે જેમ ઉપવાસ કરાવે છે; તે પ્રમાણે તેવાં કર્મથી આ

લોકના ભોગ પણ મળતા નથી અને પરલોકનું સુખ પણ મળતું નથી. માટે બ્રહ્મમાં શ્રદ્ધા ન રાખી જે કર્મો કરવામાં આવે છે, તેમાં કાંઈ અર્થ નથી. તે આ લોક–પરલોકમાં કેવળ બોજારૂપજ થઈ પડે છે. પાતકરૂપી જગનો નાશ કરનાર સિંહ, ત્રિવિધતાપરૂપી* અંધકારનો નાશ કરનાર સૂર્ય, લક્ષ્મીપતિ અને સર્વમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા, ત્યારે અર્જુન, પૂર્ણિમાના ચંદ્રપ્રકાશથી જે પ્રમાણે ચંદ્ર આવૃત થઈ જાય છે, તે પ્રમાણે આત્માનંદમાં ડૂબી ગયો. અહો! સંગ્રામનો તો વ્યાપાર ચાલી રહ્યો છે અને બાણોની અણીઓ તે તેનાં માપો છે; અને તે અણીઓ વડે જીવસહવર્તમાન માંસનું માપ લેવાનું કામ ચાલે છે. એવા દુર્ઘટ પ્રસંગમાં અર્જુન આત્માનંદમાં કેવો નિમગ્ન થઈ રહ્યો છે! આજે અર્જુનના જેવો અન્ય કોઇનો ભાગ્યોદય નથી. સંજય કહે છેઃ–હે કૌરવેશ્વર ધૃતરાષ્ટ્ર! શત્રુના પણ ગુણ જોઇને પ્રીતિ ઉત્પન્ન થાય છે અને આ સમયે તો એ આનંદનું કારણ એ અર્જુનજ થયો છે. જો તેણે આ વાત પૂછી ન હોત તો દેવે પોતાનું હૃદ્ગત કેવી રીતે પ્રકટ કર્યું હોત? અને આપણને પરમાર્થની પ્રાપ્તિ શી રીતે થઈ હોત? અજ્ઞાનરૂપી અંધકારમાં જન્મમરણના ચક્રમાં હું પડયો હતો ત્યાંથી તેણે મને આત્મપ્રકાશરૂપી મંદિરમાં લાવી મૂક્યો. તેણે મારા પર અને તારા પર આવડો મોટો ઉપકાર કર્યો છે, માટે તે પણ વ્યાસની પેઠે આપણો ગુરુ થયો છે. એટલામાં સંજય પોતાના મનમાં બોલ્યો કે, મેં જે અર્જુનની અતિશય સ્તુતિ કરી તે ધૃતરાષ્ટ્રથી સહન થઈ શકનાર નથી; માટે હવે વધારે બોલવાની આવશ્યકતા નથી. આ પ્રમાણે સંજયે પ્રસ્તુત વાત છોડી, અર્જુને શ્રીકૃષ્ણને જે બીજી વાત પૂછી તે કહેવાનો આરંભ કર્યો. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કેઃ–તેણે જેમ વાતનો પ્રવાહ બદલ્યો તેમ હું પણ બદલીને હવે તે વાત તમને કહી સંભળાવું છું તે સાંભળો. (૪૩૩)

**इतिश्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां सप्तदशोऽध्यायः१७**

---

* ત્રિવિધ તાપઃ—આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક.



# અધ્યાય ૧૮ મો—મોક્ષસંન્યાસયોગ

હે દેવ! હે નિર્મળ! હે ભક્તોનું મંગળ કરનારા! હે જન્મ તથા વૃદ્ધાવસ્થારૂપી મેઘોનો નાશ કરનારા વાયુ! આપનો જયજયકાર હો. હે દેવ! હે બળવાન! હે દુઃખનો સમૂળ નાશ કરનારા! હે વેદ અને શાસ્ત્રરૂપી વૃક્ષના ફળ! હે લાભદાયક! આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે સંપૂર્ણ! આપ જેણે વિષયોનો ત્યાગ કર્યો છે તેના પર કૃપા કરનારા છો અને લીલાથી કાળની ક્રીડાના હેતુરૂપ હોવા છતાં, કાળથી અતીત અને સંપૂર્ણ છો. આપનો જયજયકાર થાઓ. હે દેવ! આપ અચળ છો; ભક્તોના ચિત્તની ચંચળતાનું પાન કરવાથી આપનું ઉદર વધ્યું છે અને જગતનો પ્રકાશ કરીને તેમાં નિરંતર ક્રીડા કરી રહેલા એવા આપનો જયજયકાર થાઓ. હે નિષ્કલ! હે આનંદને સ્ફૂર્તિ આપનારા! હે સર્વદા સર્વ પાપોને દૂર કરનારા! હે મૂલકારણ! આપનો જયજયકાર હો. હે દેવ! હે સ્વયંપ્રકાશ! હે જગદ્રૂપ મેઘને ધારણ કરનાર આકાશ! હે જગદ્રૂપ ઉત્પત્તિના મૂળ સ્તંભ! હે સંસારનો નાશ કરનારા! આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે ઉપાધિરહિત! હે અવિદ્યારૂપી જંગલનો નાશ કરનારા હાથી! હે શમદમ વડે કામમદનો નાશ કરનારા! હે દયાના સાગર! આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે એકરૂપ! હે કામરૂપી સર્પના ગર્વનો તિરસ્કાર કરનારા! હે ભાવિક ભક્તોનાં ચિત્તરૂપી મંદિરમાંના દીપક! હે સંસારતાપનો નાશ કરનારા! આપનો જયજયકાર થાઓ. હે દેવ! આપનું રૂપ અદ્વિતીય છે અને આપ પૂર્ણ નમ્ર થયેલા મનુષ્ય પર પ્રેમ કરનારા છો. તેમજ

ભક્તાધીન હોઈ ભજનને યોગ્ય અને માયાને અગમ્ય છો, એવા આપનો જય જયકાર થાઓ. હે દેવ! હે ગુરુરાય! હે કલ્પનાતીત વસ્તુના કલ્પવૃક્ષ! હે જ્ઞાનવૃક્ષના ઉત્પત્તિસ્થાન! આપનો જય-જયકાર થાઓ. આમ અનેક પ્રકારનાં વિશેષણો લગાડીને સર્વ વિશેષભાવથી રહિત એવા આપની સ્તુતિ હું કેટલીક કરું? જે જે વિશેષણો વડે આપની સ્તુતિ કરવામાં આવે તે આપનું સ્પષ્ટ રૂપ નથી, એ હું જાણું છું; માટેજ આપનું આવું વર્ણન કરવાની મને લજ્જા આવે છે. ત્યારે તું વર્ણન શા માટે કરે છે? એવો કોઈ પ્રશ્ન પૂછે તો તેનો ઉત્તર એ છે કે, મારાથી રહી શકાતું નથી, માટેજ હું થોડે અંશે સમાધાન થાય એવું વર્ણન દૃષ્ટાંતપૂર્વક કરું છું. સમુદ્રની મર્યાદા જ્યાં સુધી ચંદ્ર ઊગ્યો નથી ત્યાં સુધીજ રહે છે; સોમકાંતમણિ તેના પોતાના ઉદકથી ચંદ્રને અર્ધ્ય આપતો નથી, પરંતુ ચંદ્ર સ્વતઃજ તેની પાસે તે કાર્ય કરાવે છે અને વસંત-ઋતુનો પ્રારંભ થતાંની સાથે વૃક્ષોને પલ્લવો આપોઆપજ ફૂટી નીકળે છે. કમલિની સૂર્યકિરણ પડતાંની સાથેજ લજ્જા છોડી પ્રફુલ્લિત થાય છે; કિંવા મીઠું પાણીમાં નાખતાંની સાથેજ તદ્રૂપ થાય છે; તે પ્રમાણે હું જ્યારે આપનું સ્મરણ કરું છું, ત્યારે મારું પોતાનું સ્વરૂપ વીસરી જાઉં છું; અને પછી ભોજનથી તૃપ્ત થયેલો મનુષ્ય જે પ્રમાણે ઇચ્છા સિવાય એક પછી એક ઓડકાર ખાધા કરે છે, તેમ હે શ્રીગુરુરાય! મારી અહંતા દેશાંતરમાં રખડીને મૃત્યુ પામી છે અને મારી વાચાને આપની સ્તુતિની ઘેલછા લાગી છે. હે પ્રભો! મારી આવી સ્થિતિ આપેજ કરી છે. કિંવા જો મારી સ્મૃતિ પ્રમાણે બરાબર આપની સ્તુતિ કરવી હોય તો આપના ગુણો અને આપની વચ્ચે ભેદ પાડવો જોઇએ; પરંતુ હે પ્રભો! આપ અને આપના ગુણો બંને એક રસનાજ બનેલા છે, તો આપના વિભાગ શી રીતે કરું? મોતીને ભાંગી નાખી તેને પુનઃ સાંધવાની કડાકૂટ કરવા કરતાં તેનું મૂળતુંજ સ્વરૂપ ઉત્તમ નથી કે? અને આપજ માતાપિતા છો એમ કહેવાથી પણ આપની સ્તુતિ થવાની નથી; કેમકે એમાં બાળકપણાની ઉપાધિનો દોષ આવે છે. હું આપનો દાસ છું એમ જો કહું

તો આપને સ્વામી તે શા આધારે કહું? અને આવી રીતે ઉપાધિના યોગથી ઉચ્છિષ્ટ થયેલા રૂપનું શું વર્ણન કરું? હે પ્રભો! આપ જગદાત્મા છો એમ જો કહું તો મારા અંતરમાં વાસ કરનાર એવા જ તમે તેને બહાર કાઢ્યા જેવું થાય; માટે વાસ્તવિક રીતે જોતાં આ જગતમાં આપની સ્તુતિ થઈજ શકતી નથી; અને મૌન સિવાય ઇતર દાગીના આપના અંગ પર ચડાવી શકાય એમજ નથી. માટે કાંઈજ ન બોલવું એજ આપની સ્તુતિ છે, કાંઈજ ન કરવું એજ આપની પૂજા છે અને કોઈ પણ વસ્તુમાં ચિત્ત ન રહેવું એજ આપમાં રહેવું છે. છતાં એકાદ માણસ ભ્રાંતિયુક્ત થઈ, ઉન્મત્તતાથી બડબડ કરે તેવીજ મારી સ્થિતિ હોવાથી હે ગુરુસ્વરૂપ માતા! તે તું સહન કર. હવે તું મારી વાણી દ્વારા ગીતાર્થ સ્પષ્ટ થાય એવો સિક્કો માર કે જેથી મારો નિર્દિષ્ટ કરેલો અર્થ આ સજ્જનોની સભામાં માન્ય થાય. ત્યારે શ્રીનિવૃત્તિનાથ મહારાજ બોલ્યા કે, તું આ પ્રકારે વારંવાર અમારી પ્રાર્થના કર મા. અરે, લોખંડનું સુવર્ણ કરવાને માટે શું વારંવાર તેના પર પારસમણિને ઘસવો પડે છે? (૨૮)

આ સાંભળી જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યાઃ—મહારાજ! આપનો એટલોજ પ્રસાદ મારે જોઇએ છે. હવે ગ્રંથ પ્રતિ આપ દેવ લક્ષ આપો. ગીતાગ્રંથ એ રત્નખચિત દેવાલય છે અને આ અઢારમા અધ્યાયરૂપી તેનો કળશ અર્થરૂપી ચિંતામણિનો બનેલો હોઈ, તેના દર્શનથી ગીતાના દર્શનનું ફળ મળે છે. જગતમાં પણ એવીજ રૂઢિ પ્રચલિત છે કે, દૂરથી કળશનું દર્શન કરતાં દેવાલયમાંનાં દેવોનાં દર્શનનુંજ ફળ મળે છે. એજ સ્થિતિ આ અધ્યાયની છે. કારણ કે ગીતાનો આ એકજ ૧૮ મો અધ્યાય વાંચવાથી સમગ્રગીતાશાસ્ત્ર અવગત થઈ તેના વાચનનું શ્રેય પ્રાપ્ત થાય છે. આજ કારણથી અઢારમા અધ્યાયને વેદવ્યાસે ગીતારૂપી દેવાલય પર ચડાવેલા કળશની ઉપમા આપી છે. દેવાલય પર કળશ ચડાવ્યા પછી કાંઈ પણ કાર્ય અવશિષ્ટ રહેતું નથી, તેજ પ્રમાણે આ અઢારમો અધ્યાય ગીતા સંમાપ્ત થઈ એમ સૂચવે છે [illegible]

સૂત્રોની રચના કુશળતાથી કરી છે તથા વેદરૂપી રત્નોના પર્વત પર ઉપનિષદના અર્થરૂપી જમીનમાં ખાણ ખોદી અને તેમાંથી ધર્મ, અર્થ અને કામરૂપી પુષ્કળ માટી નીકળી. એ માટી વડે મહાભારતરૂપી દેવાલયની આસપાસ દીવાલ બાંધી. પછી આત્મજ્ઞાનરૂપી એકસરખાં ચોસલાં શ્રીકૃષ્ણાર્જુનસંવાદરૂપી ચાતુર્યથી કાપી કાઢવામાં આવ્યાં; પછી નિવૃત્તિરૂપી દોરીથી આંકણી આંકીને, સર્વ શાસ્ત્રોનો કોલ પૂરીને મોક્ષ—મર્યાદાનો આકાર રચવામાં આવ્યો. આ પ્રમાણે આ દેવાલયની રચના કરતાં કરતાં પંદરમા અધ્યાયપર્યંત પંદર થર થયા અને અંદરની ભીંતો ઘુમ્મટ સુધી આવી પહોંચી. પછી સોળમો અધ્યાય ઘુમ્મટના આકારનો થયો અને સત્તરમો અધ્યાય કળશની બેઠકને માટે કામમાં આવ્યો. તે બેઠક પર આ અઢારમા અધ્યાયરૂપી કળશ ઉત્તમ રીતે બેસાડી તેના પર શ્રીવ્યાસ ભગવાને ગીતા નામની ધ્વજા ઊભી કરી છે; માટે પાછળના અધ્યાયો એક પર એક મૂકવામાં આવેલા થર છે અને આ અઢારમા અધ્યાયના યોગથી તેને પૂર્ણતા પ્રાપ્ત થઈ છે, એમ આ અંતિમ અધ્યાય પરથી સ્પષ્ટ રીતે સમજાય છે. કળશના યોગથી કોઈ પણ પૂર્ણ થયેલું કામ ગુપ્ત રહેતું નથી, પરંતુ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે; તે પ્રમાણે આ અષ્ટાદશ અધ્યાયમાં ગીતાનું સાદ્યંત વર્ણન છે. આ રીતે વ્યાસે કુશળતાથી ગીતારૂપી દેવાલય તૈયાર કરી પ્રાણીમાત્રની પુષ્કળ રક્ષા કરી છે. કોઈ તેનો બહાર રહીને પાઠ કરે છે; (ગીતાનો પાઠ કરે છે;) કોઈ દેવાલયની ભીંતે અઢેલી શ્રવણરૂપી છાયાનું સેવન કરે છે; કોઈ અવધાનરૂપી બીડું અને દક્ષિણા લઇને દેવાલયના અર્થજ્ઞાનરૂપી અંતર્ભાગમાં પ્રવેશ કરે છે; તે આત્મજ્ઞાનના યોગથી જગદાત્મા શ્રીહરિની સત્વર પ્રાપ્તિ કરે છે. પરંતુ મોક્ષરૂપી દેવાલયનાં આ સર્વ સાધનોની યોગ્યતા સરખીજ છે. સમર્થ મનુષ્યને ઘેર જમવા જતાં જે પ્રમાણે મેડાની ઉપલી અને નીચલી પંક્તિની પત્રાળીમાં એકસરખાંજ પકવાન્નો હોય છે (પંક્તિભેદ હોતો નથી), તે પ્રમાણે ગીતાશ્રવણ કરનારને, અર્થ જાણનારને અને પઠન

કરનારને એકસરખી રીતેજ મોક્ષ પ્રાપ્ત થાય છે. અસ્તુ. ગીતા-ગ્રંથ એ વિષ્ણુનું દેવાલય છે અને અઢારમો અધ્યાય એ તેના પર ચડાવેલો પ્રકટ કળશ છે. આવો ભેદ મેં જાણીબૂજીને કર્યો છે. હવે સત્તરમા અધ્યાય સુધી સર્વ અધ્યાયોની કેવી રીતે ગોઠવણ કરવામાં આવી છે તે મને જેવું સમજાય છે, એવી રીતે કહું છું. (૫૦)

પ્રયાગમાં ગંગા અને યમુનાના સંગમ આગળનું પાણી ઓઘના બળથી પૃથક્ દેખાય છે તો પણ તે પાણીના અર્થમાં તો એકજ છે. અર્ધનારીનટેશ્વરના રૂપમાં જે પ્રમાણે સ્ત્રી અને પુરુષના આકાર કાયમ રહી એકજ શરીર દેખાય છે; શુકલ પક્ષમાં જેમ ચંદ્રની કલા નિત્ય વૃદ્ધિંગત થતી દેખાય છે, પરંતુ ચંદ્રની દૃષ્ટિથી જોવા જતાં તે પૂર્ણજ છે, તેના પર કાંઈ પૃથક્ થરો નથી; તે પ્રમાણે શ્લોક ચાર ચરણો વડે પૃથક્ પૃથક્ દેખાય છે અને અધ્યાય અધ્યાય વડે ભિન્ન ભિન્ન ભાસે છે; પરંતુ અર્થની દૃષ્ટિથી તેમાં ભેદ નથી. જે પ્રમાણે અનેક રત્નોને ધારણ કરનારી રજ્જુ એકજ હોય છે તથા પુષ્કળ મુક્તાફળો મળીને એકાવલિ હાર તૈયાર થાય છે, પરંતુ સર્વ મોતીની કાંતિ એકજ હોય છે; હારમાં પુષ્પ પરોવવા લાગતાં પુષ્પની સંખ્યા વધે છે, પરંતુ સુગંધી તો એકસરખીજ હોય છે; તેજ પ્રમાણે શ્લોક અને અધ્યાય પુષ્કળ છે, તો પણ તેમાંનો અર્થ તો એકજ છે. ગીતાના શ્લોક સાતસો છે અને અધ્યાય અઢાર છે; પરંતુ દેવે સર્વમાં જે તત્ત્વનું વિવેચન કર્યું છે તે એકજ છે, ભિન્ન નથી; અને મેં પણ દેવનો માર્ગ ન છોડતાં ગ્રંથનું સ્પષ્ટીકરણ કર્યું છે. એજ પ્રણાલીને અનુસરીને અઢારમો અધ્યાય હું કહું છું તે સાંભળો. (૫૯)

સત્તરમા અધ્યાયાના અંતિમ શ્લોકમાં દેવ એમ બોલ્યા હતા કે, હે અર્જુન! બ્રહ્મ નામ પરની શ્રદ્ધાનો પરિત્યાગ કરીને જેટલાં કર્મો કરશે, તેટલાં વ્યર્થ જશે. આવાં દેવનાં વચન સાંભળીને અર્જુનને અતિ આનંદ થયો; અને તે મન સાથે બોલ્યો કે, દેવે કર્મનિષ્ઠ લોકોને દોષ આપ્યો . પરંતુ તે

બિચારા અજ્ઞાનને લીધે અંધ થયેલા હોવાથી સર્વ જગતમાં ઈશ્વર ભરેલો છે એ તત્ત્વ તેઓ સમજી શકતા નથી; તો પછી તેઓને નામની શ્રેષ્ઠતા તો ક્યાંથી સમજાય? રજ અને તમનો નાશ થયા સિવાય જે અલ્પ શ્રદ્ધા મનુષ્યના હૃદયમાં હોય છે, તે બ્રહ્મશ્રદ્ધાના નામને પાત્ર થતી નથી. શસ્ત્રને આલિંગન દેવું અથવા ઊંચે રજ્જુ બાંધીને તે પર દોડવું અને નાગણની ફેણને હાથમાં ઝાલીને તેને ખવરાવવા બેસવું, આ ક્રિયાઓ જેમ મરણનું કારણ બને છે, તે પ્રમાણે કર્મો કઠિન હોઇને તે જન્મમરણ આપવાના કારણભૂત બને છે, એવો એ કર્મોને દુષ્ટ ધર્મ છે. યથાવિધિ કર્મ કરવામાં આવે તોજ જ્ઞાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે અને તેજ કર્મો જો યથાવિધિ કરવામાં ન આવે તો તે નરકની પ્રાપ્તિમાં કારણભૂત થાય છે. કર્મ કરનારને આ પ્રકારની અડચણો પુષ્કળ આવે છે, માટે કર્મઠોને મોક્ષની પ્રાપ્તિ શી રીતે થાય. એવો પ્રશ્ન અર્જુને કર્યો; તો (તેનો ઉત્તર એ છે કે) કર્મનું વિઘ્નજ દૂર કરી નાખવું અને કર્મનો સર્વાંશે ત્યાગ કરી અવ્યંગ એવો જે કર્મસંન્યાસ તેનો આદર કરવો, કે જેના યોગથી કર્મના બાધની ભીતિ નિવૃત્ત થઈ જાય અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય. અને જે કર્મસંન્યાસ તથા કર્મત્યાગ એ જ્ઞાનને આમંત્રણ કરનાર મંત્ર અથવા જ્ઞાનપરિપાકનાં ક્ષેત્ર, અથવા જ્ઞાનને આકર્ષણ કરનાર સૂત્રના તંતુ છે, તે સંન્યાસ અને ત્યાગનું અનુષ્ઠાન કરવાથી સંસારથી મુક્ત થવાય છે. પરંતુ "હવે એજ મને સ્પષ્ટ રીતે સમજાવો એવી દેવને પૃચ્છા કરવી" એવો પાર્થે મનમાં વિચાર કરી, ત્યાગ અને સંન્યાસનું સ્પષ્ટીકરણ કરવાને માટે પ્રશ્ન કર્યો; ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનના પ્રશ્નનો જે ઉત્તર આપ્યો તેજ આ અઢારમા અધ્યાયમાં ભરેલો છે. (૭૪)

આ પ્રમાણે કાર્યકારણભાવથી એક અધ્યાય બીજા અધ્યાયને કારણભૂત થાય છે; માટે હવે અર્જુને શું પ્રશ્ન કર્યો તે સાંભળો. સત્તરમા અધ્યાયમાં દેવે જે અંતિમ શ્લોક કહ્યો તેથીજ અર્જુને આવી શંકા કરી. તે દેવે કહેલું તત્ત્વ પૂર્ણ રીતે સમજ્યો હતો; પરંતુ દેવ કાંઈ ન બોલતાં સ્વસ્થ બેઠા તે તેને

કરવામાં આવે છે, તે પ્રમાણે ત્યાગ અને સંન્યાસ એ ઉભય શબ્દોથી ત્યાગનોજ બોધ થાય છે, એમ મારા મનને લાગે છે. પછી જો તેના અર્થમાં કોઈ ભેદ હોય તો તે હવે સ્પષ્ટ કરીને કહી સંભળાવવો. ત્યારે શ્રીમુકુંદ બોલ્યાઃ–અરે! એ બન્ને ÷શબ્દો ભિન્નજ છે; તથાપિ હે અર્જુન! ત્યાગ અને સંન્યાસ એ બન્ને શબ્દો એકાર્થીજ છે, એમ જે તારા મનને લાગ્યું તે બરોબર છે, એમ હું પણ કહું. ખરેખર, આ બન્ને શબ્દો વડે એક ત્યાગનોજ નિર્દેશ થાય છે; પરંતુ ભેદ એટલોજ છે કે, સર્વથૈવ કર્મત્યાગને સંન્યાસ કહેવામાં આવે છે; અને હે અર્જુન! કર્મકર્તૃત્વનું અભિમાન તથા ફળનો જે ત્યાગ કરવામાં આવે છે તેને ત્યાગ કહેવામાં આવે છે. માટે કયાં કર્મોનાં ફળનો ત્યાગ કરવો અને કયાં કર્મોને મૂળમાંજ છોડી દેવાં તે પણ સ્પષ્ટ કરીને કહું છું તે સાંભળ. જે પ્રમાણે અરણ્યમાં તથા પર્વત પર પુષ્કળ વૃક્ષો આપોઆપ ઊગે છે, તે પ્રમાણે સુખવેલનો ભાત અને બાગમાંનાં વૃક્ષો આપોઆપ ઊગતાં નથી. જેમ વાવ્યા સિવાય ઘાસ પુષ્કળ ઊગે છે, તેમ ખેતરમાં ખાતર પૂર્યા સિવાય ડાંગરનો પાક ઊતરતો નથી. શરીર તો સહજે પ્રાપ્ત થયું છે તો પણ દાગીના તો ઉદ્યોગ કરીનેજ ઉત્પન્ન કરવા પડે છે; કિંવા નદીનું પાણી સહજ પ્રાપ્ત થાય છે, પરંતુ કૂપ તો ખોદવોજ પડે છે; તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મો તો સ્વાભાવિક છે, પરંતુ કામ્ય કર્મ ઇચ્છા સિવાય ઉત્પન્ન થતાં નથી. (૯૭)

॥ श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**–કેટલાક પંડિતો– (યજ્ઞયાગાદિ) કામ્ય કર્મોના ત્યાગને સંન્યાસ કહે છે, અને કેટલાક વિદ્વાન સર્વ (નિત્યનૈમિત્તિકાદિ) કર્મોનાં ફળનો ત્યાગ કરવો એને ત્યાગ કહે છે.

**ટીકાઃ**–કિંવા, કામનાનો બળથી ઉત્પન્ન થનારા સાંગો-

÷ એટલે તેરમા અધ્યાયમા જણાવેલાં જ્ઞાનીનાં ૨૪ લક્ષણો આચરણમાં નહિ મૂકનારા શુષ્ક જ્ઞાનીઓ અથવા પુસ્તકિયા જ્ઞાની અને કવિઓ.

રુચ્યું નહિ. વાછરડાનું પેટ ભરાઈ ગયા છતાં પણ ગાય તેનાથી દૂર થતી નથી એવું એકનિષ્ઠ પ્રેમનું લક્ષણ છે. આપણને જે મનુષ્ય પરમપ્રિય હોય છે, તેની સાથે આપણે કાંઈ પ્રયોજન વિના પણ બોલીએ છીએ અને એક વાર જોયા છતાં પણ પુનઃ પુનઃ તેને જોઈએ છીએ, એવું પ્રીતિનું લક્ષણ છે. પ્રેમનો સ્વભાવજ એવો છે અને તેમાં વળી અર્જુન તો શ્રીકૃષ્ણના પ્રેમની મૂર્તિજ છે; તેથી શ્રીકૃષ્ણને સ્વસ્થ બેઠેલા જોઈ અર્જુનના મનને રુચ્યું નહિ અને સંવાદના યોગથી, પારમાર્થિક વસ્તુ જે 'બ્રહ્મ' તેની પ્રતીતિ, આરસીમાં જોવાથી જેમ આપણું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે તેમ સ્પષ્ટ રીતે થઈ શકે છે. પછી સંવાદ બંધ થતાં બ્રહ્મપ્રાપ્તિ પણ બંધ થાય છે. એ ઘટના સુખપ્રાપ્તિના લાલચુ અર્જુનથી શી રીતે સહન થઈ શકે ? માટે ત્યાગ અને સંન્યાસ એટલે શું એવો પ્રશ્ન પૂછવાના નિમિત્તથી અર્જુને ગીતારૂપી વસ્ત્રની પુનઃ ગડી ઉકેલી; માટે આ અઢારમો અધ્યાય નથી, પરંતુ એકાધ્યાયી ગીતાજ છે. જ્યારે વાછરડું ગાયને પાનો આણે છે, ત્યારે તે ગાય વેળાકવેળાનો વિચાર કરે છે કે ? તેમજ ગીતાની સમાપ્તિ વખતે પુનઃ અર્જુન ગીતાના પૂર્વપદ પર આવ્યો, ત્યારે શું સેવકના પ્રશ્નનો સ્વામી ઉત્તર ન આપે ? એ વાત આપણે અહીંજ છોડીશું. અર્જુન શ્રીકૃષ્ણની પ્રાર્થના કરીને બોલ્યોઃ–ભગવાન હવે મારી વિનંતિ પ્રત્યે લક્ષ આપવા કૃપા કરવી. (૮૬)

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

**શ્લોકાર્થઃ**–હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિદૈત્યાંતક ! હું 'સંન્યાસ' શબ્દનો ખરો અર્થ અને 'ત્યાગ' શબ્દનો પણ અર્થ પૃથક્ જાણવા ઇચ્છું છું. (૧)

**ટીકાઃ**–હે પ્રભો ! સંન્યાસ અને ત્યાગ એ બન્નેનો એકજ અર્થની સાથે સંબંધ છે. જે પ્રમાણે 'સંઘાત' અને 'સંઘ' એ ઉભય શબ્દોનો નિર્દેશ માત્ર 'સંઘાત' એ શબ્દ વડેજ

કરવામાં આવે છે, તે પ્રમાણે ત્યાગ અને સંન્યાસ એ ઉભય શબ્દોથી ત્યાગનોજ બોધ થાય છે, એમ મારા મનને લાગે છે. પછી જો તેના અર્થમાં કોઈ ભેદ હોય તો તે હવે સ્પષ્ટ કરીને કહી સંભળાવવો. ત્યારે શ્રીમુકુંદ બોલ્યાઃ–અરે! એ બન્ને ÷શબ્દો ભિન્નજ છે; તથાપિ હે અર્જુન! ત્યાગ અને સંન્યાસ એ બન્ને શબ્દો એકાર્થીજ છે, એમ જે તારા મનને લાગ્યું તે બરોબર છે, એમ હું પણ કહું. ખરેખર, આ બન્ને શબ્દો વડે એક ત્યાગનોજ નિર્દેશ થાય છે; પરંતુ ભેદ એટલોજ છે કે, *સર્વથૈવ કર્મત્યાગને સંન્યાસ કહેવામાં આવે છે; અને હે અર્જુન!* કર્મકર્તૃત્વનું અભિમાન તથા ફળનો જે ત્યાગ કરવામાં આવે છે તેને ત્યાગ કહેવામાં આવે છે. માટે કયાં કર્મોનાં ફળનો ત્યાગ કરવો અને કયાં કર્મોને મૂળમાંજ છોડી દેવાં તે પણ સ્પષ્ટ કરીને કહું છું તે સાંભળ. જે પ્રમાણે અરણ્યમાં તથા પર્વત પર પુષ્કળ વૃક્ષો આપોઆપ ઊગે છે, તે પ્રમાણે સુખવેલનો ભાત અને બાગમાંનાં વૃક્ષો આપોઆપ ઊગતાં નથી. જેમ વાવ્યા સિવાય ઘાસ પુષ્કળ ઊગે છે, તેમ ખેતરમાં ખાતર પૂર્યા સિવાય ડાંગરનો પાક ઊતરતો નથી. શરીર તો સહજ પ્રાપ્ત થયું છે તો પણ દાગીના તો ઉદ્યોગ કરીનેજ ઉત્પન્ન કરવા પડે છે; કિંવા નદીનું પાણી સહજે પ્રાપ્ત થાય છે, પરંતુ કૂપ તો ખોદવોજ પડે છે; તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મો તો સ્વાભાવિક છે, પરંતુ કામ્ય કર્મ ઇચ્છા સિવાય ઉત્પન્ન થતાં નથી. (૯૭)

॥ **શ્રીભગવાનુવાચ** ॥ શ્રીભગવાન બોલ્યાઃ—

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

**શ્લોકાર્થઃ**–કેટલાક પંડિતો– (યજ્ઞયાગાદિ)કામ્યકર્મોના ત્યાગને સંન્યાસ કહે છે, અને કેટલાક વિદ્વાન સર્વ (નિત્ય-નૈમિત્તિકાદિ) કર્મોનાં ફળનો ત્યાગ કરવો એને ત્યાગ કહે છે.

**ટીકાઃ**–કિંવા, કામનાના બળથી ઉત્પન્ન થનારા સાંગો-

÷ એટલે તેરમા અધ્યાયમાં જણાવેલાં જ્ઞાનીનાં ૨૪ લક્ષણો આચરણમાં નહિ મૂકનારા શુષ્ક જ્ઞાનીઓ અથવા પુસ્તકિયા જ્ઞાની અને કવિઓ.

પાંચ અશ્વમેધાદિ યાગ, વાવ-કૂપ ઈત્યાદિ બંધાવવાં, ઉપવનો રચાવવાં, બ્રાહ્મણોના કુટુંબપોષણ માટે મોટી મોટી જાગીરોનાં દાન દેવાં, નગર વસાવવાં તથા ઇતર પુષ્કળ પ્રકારનાં વ્રતો આચરવાં; આવાં જે સર્વ ઇષ્ટાપૂર્ત કર્મ–જેનું કામના એજ મૂળ કારણ છે, તેનું આચરણ કરવાથી તે કરનારને બદ્ધ કરી તેની પાસે ફળ ભોગવાવે છે. હે અર્જુન! દેહરૂપી ગ્રામમાં આવ્યા પછી જન્મમૃત્યુનો સંસ્કાર દૂર કરી શકાતો નથી; કિંવા ભાગ્યમાં લખેલું હોય તે મિથ્યા થતું નથી; અથવા સ્નાન કરવાથી શરીરની શ્યામતા કિંવા ગૌરતા નિવૃત થતી નથી; તે પ્રમાણે કામ્ય કર્મ કરવાથી, જેમ ઋણ વાળ્યા વિના છૂટકો નથી, તેમ તેનાં ફળ ભોગવ્યા સિવાય અન્ય ગતિ નથી. અથવા હે અર્જુન! ઇચ્છા ન છતાં અકસ્માત્ પણ કામ્ય કર્મ થઈ જાય તો પણ, જેમ ગમ્મતને ખાતર ધનુષબાણ વડે ખેલતાં પણ અકસ્માત્ મર્મસ્થળે શર લાગી જાય, તો તે મર્મસ્થળને ભેદીને પ્રાણ લીધા સિવાય રહેતું નથી; કિંવા વિનાસમજ્યે મોંમાં ગોળનો કાંકરો નાખવામાં આવે તે જેમ મિષ્ટજ લાગે છે; અથવા અગ્નિને ભસ્મ સમજી તેના પર પગ મૂકવામાં આવે તો પણ તે દઝાડે છેજ; તે પ્રમાણે કામ્ય કર્મમાં પરાણે પણ ફળ ભોગવવાનું સ્વાભાવિક સામર્થ્ય છે, માટે મુમુક્ષુજને કૌતુકને ખાતર પણ તેનું આચરણ કરવું નહિ. કિંબહુના, હે પાર્થ! ઉદરમાં વિષ ગયા પછી જેમ તેને ઓકી નાખવામાં આવે છે, તે પ્રમાણે આવું જે કામ્ય કર્મ છે તેનો ત્યાગ કરવો. હે સર્વજ્ઞાની! આવા ત્યાગને સંસારમાં આંતરદૃષ્ટિનો સંન્યાસ કહેવામાં આવે છે. પાસેનું દ્રવ્ય ફેંકી દેવું એ જેમ તેથી ઉત્પન્ન થનાર ભયને ફેંકી દેવા બરાબર છે, તેમ આ કામ્ય કર્મનો ત્યાગ તે મનમાંની વાસનાનો સમૂળ નાશ છે. (૧૦૯)

ચંદ્રગ્રહણ કિંવા સૂર્યગ્રહણસમયે કિંવા શ્રાદ્ધતિથિને દિવસે દાન કરવું, માતાપિતાની મરણતિથિ પાળવી અથવા અતિથિ આવવાથી જે જે કર્મો કરવાં પડે છે, તે તે નૈમિત્તિક કર્મો કહેવાય છે. વર્ષાઋતુમાં મેઘગર્જના થાય છે, વસંતમાં વનની શોભા

વધી જાય છે, યૌવનમાં શરીર સુંદર દેખાય છે, સોમકાંતમણિ ચંદ્રકિરણોથી દ્રવે છે અને સૂર્યનાં કિરણોથી સૂર્યવિકાસિની કમલિની પ્રફુલ્લિત થાય છે; એ સર્વ એમાં રહેલા ગુણનોજ વિસ્તાર છે, કોઈ નવીન ઉત્પન્ન થતું નથી; તેજ પ્રમાણે જે નિત્યકર્મ છે તેજ પ્રસંગે કરાતાં તેને નૈમિત્તિક એવું નામ પ્રાપ્ત થાય છે; અને જે કર્મ પ્રતિદિન પ્રભાતમાં, મધ્યાહ્નકાળે તથા સંધ્યાકાળે કર્તવ્યરૂપજ છે; પરંતુ જે પ્રમાણે નેત્રોમાં દૃષ્ટિ, પગમાં ગતિ, દીપકમાં તેજ અને ચંદનમાં સુગંધ, એ સર્વ સ્વભાવથીજ રહેલાં હોય છે; તેજ પ્રમાણે જે કર્મ સ્વાભાવિક અને અધિકારને દર્શાવનારું છે, તે કર્મને હે પાર્થ ! જગતમાં નિત્યકર્મ કહેવામાં આવે છે, એમ તું સમજ. આ પ્રમાણે મેં તને નિત્ય અને નૈમિત્તિક એ ઉભય કર્મો દર્શાવ્યાં. એ નિત્યનૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં જોઈએ, એટલા માટે કેટલાક એને નિષ્ફળ કર્મો કહેવાને ઉદ્યત થાય છે; પરંતુ જે પ્રમાણે ભોજનથી ક્ષુધાની નિવૃત્તિ અને હૃદયની તૃપ્તિ થાય છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મો સર્વ પ્રકારે ફલદાયક છે. જેમ હલકું સોનું અગ્નિમાં નાખ્યા પછી તેની હીનતા નિવૃત્ત થઈ કસની વૃદ્ધિ થાય છે; તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મના આચરણથી ચિત્તનું સંશોધન થઈ દોષનો નાશ તથા સદ્‌ગુણની વૃદ્ધિ થાય છે અને આપણો અધિકાર વધે છે. અને એમ થતાં પ્રત્યક્ષ સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે. નિત્યનૈમિત્તિક કર્મો દ્વારા એવડી મોટી ફલપ્રાપ્તિ થાય છે, તો પણ મૂળનક્ષત્રમાં જન્મેલા બાળકની પેઠે તેનો ત્યાગ કરવો ઇષ્ટ છે. વસંતઋતુમાં સર્વ વલ્લરીઓ વૃદ્ધિંગત થાય છે અને આમ્રવૃક્ષોને પલ્લવો ફૂટે છે; પણ વસંતકાળ જે પ્રમાણે તેને વળગી ન રહેતાં તેને છોડીને ચાલ્યો જાય છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મોનું યથાવિધિ આચરણ કરવું; પરંતુ તે દ્વારા નિષ્પન્ન થતા ફળનો વમન કરેલા અન્ન પ્રમાણે ત્યાગ કરવો. આ રીતે નિત્યનૈમિત્તિક કર્મોનાં ફળનો અનાદર કરવો એનેજ જ્ઞાતા પુરુષો ત્યાગ કહે છે. આ પ્રમાણે 'ત્યાગ અને સંન્યાસ' નું પૃથક્કરણ કરીને તને સમજાવ્યું. (૧૨૬)

આ પ્રમાણે જ્યારે 'સંન્યાસ' પ્રાપ્ત થાય છે, ત્યારે કામ્ય કર્મ દ્વારા બાધા થઈ શકતી નથી અને નિષિદ્ધ કર્મ તો નિષેધના યોગે સ્વભાવતઃજ છૂટેલાં હોય છે; અને જે પ્રમાણે શિરચ્છેદ કરવામાં આવતાં ધડ આપોઆપ નિર્જીવ થઈને નીચે પડે છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મોનાં ફળનો ત્યાગ કરવાથી તે દ્વારા બાધા થતી નથી. વળી કણસલાં પાક્યા પછી જેમ ધાન્ય હાથ આવે છે, તેમ સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મજ્ઞાન સ્વયં આપણને શોધતું આવે છે. આવી યુક્તિથી નિત્યનૈમિત્તિક કર્મોનાં ફળનો ત્યાગ અને કામ્ય કર્મોનો સંન્યાસ જે સાધ્ય કરે છે, તે આત્મજ્ઞાનની પ્રાપ્તિને યોગ્ય થાય છે; અને આ યુક્તિ ચૂકીને જો કોઈ માત્ર અટકળથીજ કર્મત્યાગ કરવાનો પ્રયત્ન કરે, તો તે કર્મનો ત્યાગ કરી શકતો નથી, પરંતુ અધિક ગોટાળામાં પડે છે. રોગની ચિકિત્સા કર્યા વિના ગ્રહણ કરેલું ભળતુંજ ઔષધ વિષતુલ્ય બની જાય છે; અથવા અન્નનો ત્યાગ કરવાથી મનુષ્ય મરશે નહિ કે? માટે, જે કર્મનો ત્યાગ કરવાની ના કહી હોય તેનો ત્યાગ કરવો નહિ અને જેનો ત્યાગ કરવાનું કહ્યું છે, તેનું આચરણ કરવાનો લોભ કરવો નહિ. આ પ્રકારે વિધિપૂર્વક જો કર્મત્યાગ કરવામાં ન આવે તો ત્યાગ કરવા છતાં પણ મનુષ્ય કર્મબંધનમાં સપડાય છે. માટે જેઓ વૈરાગ્યસંપન્ન હોય છે, તેઓ સદા નિષિદ્ધ કર્મોનોજ નાશ કરવામાં પ્રવૃત્ત રહે છે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

**શ્લોકાર્થઃ**—કેટલાક પંડિતો એમ કહે છે કે, કર્મમાત્ર દોષયુક્ત હોવાથી તેનો ત્યાગ કરવો; ઇતર પંડિતો એમ કહે છે કે, યજ્ઞ, દાન તથા તપ એ કર્મોનો ત્યાગ કરવો નહિ. (૩)

**ટીકાઃ**—કેટલાકો ફલાભિલાષા છોડી શકતા નથી માટેજ તેઓ કર્મ બંધનકર્તાજ છે એમ કહે છે. જે પ્રમાણે એકાદ નાગો મનુષ્ય જગતને નિંદાખોર કહે; કિંવા હે ધનંજય! જિહ્વાને આધીન થયેલો રોગી કુત્સિત પદાર્થ ખાય અને તે પાચન ન થાય તો જેમ અન્નને દૂષિત ગણે; કિંવા કુષ્ઠરોગી

પોતાના શરીર પર ક્રોધિત થવાને બદલે તે પર બેસતી મક્ષિકા પર ગુસ્સે થાય; તે પ્રમાણે જે કર્મફળત્યાગ કરવાને અશક્ત હોય છે, તે એટલા માટે ખુદ કર્મનેજ અનિષ્ટ ગણે છે અને પછી કર્મનો ત્યાગ કરવો એવોજ સિદ્ધાંત ઠરાવે છે. કેટલાક એમ કહે છે કે, શુભ કર્મ અવશ્ય કરવાંજ જોઈએ; કારણ કે તે સિવાય ચિત્તશુદ્ધિ કરવાનો ઇતર ઉપાયજ નથી. જો ચિત્તશુદ્ધિ શીઘ્ર કરવાની ઇચ્છા હોય, તો તો કર્મ–સત્કર્મરૂપી શાસ્ત્રને ધારણ કરવામાં પ્રમાદ સેવશો નહિ; સુવર્ણને શુદ્ધ કરવું હોય તો તેને અગ્નિમાં નાખવાનો કંટાળો ધરશો નહિ; આરસીમાં મુખ જોવાની ઇચ્છા હોય તો ચૂનો લગાડીને તેને સ્વચ્છ કરવામાં વાર લગાડશો નહિ; વસ્ત્રો અત્યંત શુભ્ર કરવાં હોય તો તેને ખારાના મેલા વાસણમાં નાખતાં શંકા ધરશો નહિ; ઉત્તમ અન્ન જમવું હોય તો શ્રમથી નહિ બીતાં તેને રાંધવા માંડવુંજ જોઈએ; તેમ કર્મ કલેશદાયક હોય છે તેટલાજ માટે તેનો ત્યાગ કરશો નહિ. આવા સિદ્ધાંત નિયત કરી કેટલાક કર્મ કરવાને તૈયાર થાય છે; તો કેટલાક તેનો ત્યાગ કરવાને કહે છે. આ પ્રમાણે કર્મત્યાગ વિષે વાદવિવાદ ચાલે છે. આ વાદનો નિર્ણય કરી, કર્મનો ત્યાગ કેવી રીતે કરવો તે તને ઉત્તમ પ્રકારે કહું છું, તે પ્રતિ લક્ષ આપ. (૧૪૪)

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥**

શ્લોકાર્થઃ–હે ભરતસત્તમ ! તે ત્યાગ વિષે (ત્યાગ અને સંન્યાસ વિષે) મારો નિશ્ચિત મત શું છે, તે તને કહું છું તે સાંભળ. હે પુરુષશ્રેષ્ઠ ! ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે. (૪)

ટીકાઃ–હે અર્જુન ! સંસારમાં ત્યાગ ત્રણ પ્રકારનો છે, તે હવે યથાસ્થિત વર્ણવું છું તે સાંભળ. ત્યાગના ત્રણ પ્રકાર છે, તો પણ તેનું તાત્પર્ય તો ઉપર કહ્યું તેજ છે. મને સર્વજ્ઞને બુદ્ધિથી જે સત્ય લાગે છે અને જે વિષે મારા મનમાં નિશ્ચિત અભિપ્રાય થયો છે, તે હવે તું સાંભળ. જે મુમુક્ષુ સંસારથી મુક્ત થવા ઇચ્છતો હોય [illegible] ત્યાગનું ખરું સ્વરૂપ જા[illegible]નેજ તેને સાધ્ય કરવો

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

શ્લોકાર્થઃ—યજ્ઞ, દાન અને તપ, આ કર્મોનો ત્યાગ કરવો નહિ; એ કર્મો તો કરવાંજ જોઈએ. કારણ કે યજ્ઞ, દાન અને તપ, એ નિષ્કામભાવે કરવાથી ચિત્તની શુદ્ધિ કરનારાં છે. (૫)

ટીકાઃ—પ્રવાસીએ જેમ રસ્તો કાપવાનું છોડવું જોઈએ નહિ, તે પ્રમાણે યજ્ઞ, દાન અને તપ, એ આવશ્યક કર્મોનો ત્યાગ ઇષ્ટ નથી. ખોવાઈ ગયેલી વસ્તુ પુનઃપ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી જેમ તેની શોધ કરવાનું છોડી શકાતું નથી; ઉદર ભરાયા સિવાય જેમ પતરાળી દૂર કરી શકાતી નથી; નૌકાને જેમ નદીના મધ્યભાગમાંજ છોડી શકાતી નથી, કેળાં આવ્યા સિવાય જેમ કેળ કાપી નાખી શકાતી નથી; કિંવા મૂકેલી વસ્તુ જડે નહિ ત્યાંસુધી દીપક બુઝાવી શકાતો નથી; તે પ્રમાણે આત્મજ્ઞાન વિષે દઢ નિશ્ચય થયા સિવાય યાગાદિક કર્મો પ્રત્યે ઉદાસીન થવું નહિ. સર્વ મનુષ્યે પોતપોતાના અધિકાર પ્રમાણે યજ્ઞ, દાન તથા તપનું આચરણ યથાવિધિ વારંવાર કરવુંજ જોઈએ. ચાલવામાં ત્વરા કરનારને વિશ્રાંતિ પણ સત્વર મળે છે; રોગી મનુષ્ય ઔષધ લેવાને અધિકાધિક તત્પર રહે છે તેમ તે રોગથી વહેલો મુક્ત થાય છે; તે પ્રમાણે કર્મો જેમ જેમ વિધિપૂર્વક અને ત્વરિત કરવામાં આવે છે, તેમ તેમ રજ અને તમ, એ ગુણો ત્વરાથી નષ્ટ થાય છે. અથવા સુવર્ણને એક પછી એક ક્ષારના પુટો દેવાથી તેમાંનો ભેગ નીકળી જઈ તે શુદ્ધ બને છે; તેમ નિષ્ઠાપૂર્વક કર્માચરણ કરવાથી રજ અને તમનો નાશ થઈ સત્ત્વશુદ્ધિનું દર્શન થાય છે. માટે હે અર્જુન! સત્ત્વશુદ્ધિની પ્રાપ્તિમાં સત્કર્મો તો તીર્થની ગરજ સારે છે. જેમ તીર્થના જળ વડે બાહ્ય મળનું ક્ષાલન થાય છે, તેમ કર્મનો આંતરમળ નષ્ટ થાય છે; માટે સત્કર્મો એજ ચિત્તશુદ્ધિનાં તીર્થો છે. તૃષાગ્રસ્ત મનુષ્યને મરુભૂમિમાં જે પ્રમાણે એકાદ ઝરાની પ્રાપ્તિ થઈ જાય છે; કિંવા અંધ મનુષ્યોનાં નયનોમાં સૂર્યનું તેજ આવી જાય; બૂડનારને તારવા માટે નદી પોતેજ સ્થાન બદલે; પડનારને

જેમ પૃથ્વીજ ઝીલી લે અથવા મરનારને મૃત્યુ પોતેજ આયુષ્યવૃદ્ધિ આપે; તે પ્રમાણે હે અર્જુન! કર્મજ મનુષ્યને કર્મબંધનોથી મુક્ત કરે છે. રસાયનની યુક્તિ પ્રમાણે અપાયેલું વિષ પણ મૃત્યુશય્યા પર પડેલા મનુષ્યનું સંરક્ષણ કરે છે; તે પ્રમાણે હે ધનંજય! યુક્તિપૂર્વક કરેલાં કર્મો પણ કર્મબંધનનો નાશ કરી મુક્તિમાં કારણભૂત થાય છે. માટે હે અર્જુન! જેના યોગથી કર્મદ્વારાજ કર્મનો નાશ થાય છે, તે યુક્તિ શી છે તે તને ઉત્તમ પ્રકારે કહું છું. (૧૬૫)

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ**-પરંતુ હે પાર્થ! આ કર્મો કર્તૃત્વાભિમાન અને ફલેચ્છાનો ત્યાગ કરીનેજ કરવાં જોઈએ એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે. (૬)

*ટીકાઃ*-પંચમહાયજ્ઞાદિ પ્રમુખ કર્મો યથાવિધિ કરવા છતાં જે કર્તૃત્વાભિમાન રાખતો નથી; તેણે જેમ અન્ય પાસેથી પૈસા લઈને તીર્થયાત્રા કરનારને મહત્તાનો હર્ષ થતો નથી, કિંવા હે રાજા! બાલાઢ્ય રાજાના મહોરબંધ લેખી હુકમથી જે એકલો જઈને કોઈ પણ મનુષ્યને પકડી આણે છે, તેને 'હું આ માણસને જીતી લાવ્યો છું' એવો ગર્વ થતો નથી; જે અન્ય માણસના આધારથી નદીને પેલે તીર જાય છે તેને 'હું તરનાર છું' એવો ગર્વ થતો નથી; કિંવા જે પ્રમાણે રાજાના ઉપાધ્યાયને રાજાની વતી આપેલા દાન વિષે અભિમાન થતું નથી; તે પ્રમાણે કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરીને જે જે વખતે જે જે કર્મો કરવાનાં હોય તે તે વખતે તે તે કર્મો યથાવિધિ કરવાંજ જોઈએ અને કરેલાં કર્મના ફળ તરફ ચિત્તને જતું અટકાવવું જોઈએ. પ્રથમથીજ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને એવી રીતે કર્મ કરવાં જોઈએ કે જે પ્રમાણે અન્યના બાળકને જોઈને તેના પર પ્રીતિ ન થતાં માત્ર સંતોષ થાય છે. જે પ્રમાણે પીપળાના વૃક્ષને કોઈ તેના ફળની આશાથી પાણી સિંચતું નથી; અથવા જે પ્રમાણે ગોવાળિયો દૂધની આશા છોડીને

ઔખા ગામની ગાયો ચારે છે; આવી યુક્તિથી જે કર્મનું આચરણ કરે છે, તેને પોતાની પાસેજ રહેલા આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે; માટે ફળની આશા ત્યાગી તથા કર્તૃત્વાભિમાનને તિલાંજલિ આપીનેજ કર્મો કરવાં એવી મારી ઉત્તમ આજ્ઞા છે. જે જન્મમૃત્યુના ચક્રમાં પડીને ફરતાં ફરતાં ત્રાસી ગયો હોય, તથા જે તેમાંથી પોતાની મુક્તિ કરવાની યોજનામાં હોય, તેને હું કહું છું કે, તેણે આ આજ્ઞાનું ઉલ્લંઘન કદી પણ કરવું નહિ.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

શ્લોકાર્થ:–નિત્યનૈમિત્તિક કર્મો ત્યજવા યોગ્ય નથી; છતાં અજ્ઞાનથી જો એ ત્યજવામાં આવે તો તેને તામસ ત્યાગ કહે છે.

ટીકા:–એકાદ મનુષ્ય તિમિરમાં ચાલતો હોય અને તેના અંગને ધક્કો વાગે તો તે પોતાનો ક્રોધ આંખ પર ખાલી કરે અને આંખોને નખો વતી ટૂંપે; તે પ્રમાણે કર્મો પર વૃથા દ્વેષ લાવી જે તેનો પરિત્યાગ કરે છે, તેના તે ત્યાગને હું તામસ ત્યાગ કહું છું. જેમકે આદાશીશીનું દર્દ થવાથી કોઈ માણસ પોતાના શિરનોજ છેદ કરે તેવો એ ત્યાગ છે. વાટ ખરાબ હોય તો પગે ચાલીનેજ તેને છેડે પહોંચવું જોઈએ કે તેના ખરાબપણાને માટે પગને કાપી નાખવા? ક્ષુધાતુર મનુષ્યની સમક્ષ ઉષ્ણ અન્ન મૂકવામાં આવે અને તેનાથી તેની ઉષ્ણતા સહન ન થવાથી જો તે તેને લાત મારીને ફેંકી દે, તો તેને ભૂખેજ ટોકાવું પડે ને? તે પ્રમાણે કર્મનું યુક્તિપૂર્વક આચરણ કરવાથીજ કર્મનાં બંધન નષ્ટ થાય છે, એ મર્મ તામસ પ્રકૃતિનો ભ્રમિત મનુષ્ય સમજી શકતો નથી; તેથીજ તે વિહિત કર્મોનો ત્યાગ કરે છે. માટે હે અર્જુન! તું તામસ મનુષ્યની પેઠે કર્મત્યાગની વૃત્તિને સ્વાધીન થઈશ નહિ. (૧૮૩)

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

શ્લોકાર્થ:–જે કોઈ કર્મને દુઃખકારક માનીને શરીરને ક્લેશ થવાની ભીતિથી તેનો ત્યાગ કરે છે, તે રાજસ ત્યાગ

હોવાથી ખરા ત્યાગનું ફળ તેને પ્રાપ્ત થતુંજ નથી. (૮)

*ટીકાઃ*–કેટલાકો પોતાનો અધિકાર પણ જાણે છે અને વિહિત કર્મોને પણ જાણે છે; પરંતુ કર્મ કરવાથી ઉત્પન્ન થતા ક્લેશની ભીતિથી તેઓ તેનાથી કંટાળે છે. જે પ્રમાણે અન્ન ઊંચકીને લઈ જતી વખતે ભારે લાગે છે; જેમ લીમડાનાં પાંદડાં ખાતી વખતે કડુ લાગે છે અને હરડે તૂરી લાગે છે, જેમ ગાય દોહવા પૂર્વે શિગડાંનો ભય લાગે છે; સેવતીનું પુષ્પ તોડવામાં જેમ કાંટાનો ભય લાગે છે, અને ભોજન રાંધવા અગાઉ જેમ કંટાળો આવે છે, તે પ્રમાણે કર્મ આરંભતી વખતે અતિ કઠિન લાગે છે તેથીજ તે કર્મને અતિશ્રમદાયક માને છે. કદાચ તે કર્મનો આરંભ યથાવિધિ કરે છે, પરંતુ ઉષ્ણ વસ્તુ હાથમાં લેતાંજ નાખી દેવી પડે છે, તે પ્રમાણે તે કર્માચરણથી શ્રમિત થાય છે ત્યારે મધ્યમાંજ તે કર્મને છોડી દે છે, અને કહે છે કે, મહદ્દભાગ્યથી મને દેહ જેવી ઉત્તમ વસ્તુનો લાભ મળ્યો છે, તો પછી પાપીની પેઠે કર્માચરણ કરીને હું મારી જાતને ત્રાસ શા માટે આપું ? કર્માચરણથી મળનારા ફળની મને લોલુપતા નથી; માટે સાંપ્રતમાં મારી પાસે જે ઐશ્વર્ય છે તેનોજ ઉપયોગ શા માટે ન કરું ? આ પ્રકારે હે અર્જુન ! શરીરને ક્લેશ થશે એવી ભીતિથી કર્મનોજ ત્યાગ કરવામાં આવે છે તેને રાજસ ત્યાગ કહેવામાં આવે છે. તેને કર્મત્યાગ તો કહેવાય છે, પરંતુ તેથી કર્મત્યાગના ફળની પ્રાપ્તિ થતી નથી. ગરમ કરવા મૂકેલું ઘી ઊભરાઇને અગ્નિમાં પડે તેથી તેને હોમની યોગ્યતા પ્રાપ્ત થતી નથી; કિંવા મનુષ્ય અકસ્માત્ પાણીમાં ડૂબીને મરણ પામે તો તેણે જલસમાધિ લીધી એમ કહી શકાતું નથી, તે પ્રમાણે જેણે દેહ પર પ્રીતિ રાખીને કર્મ પર પાણી છોડયું છે, તેને ત્યાગનું ફળ મળતુંજ નથી. કિંબહુના, જ્યારે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, ત્યારે જેમ સૂર્યોદય થતાં થતાં નક્ષત્રોનાં તેજનો લોપ થાય છે, તે પ્રમાણે હે અર્જુન ! જે પ્રકારના કર્મત્યાગથી અજ્ઞાન સહવર્તમાન ક્રિયા અદૃશ્ય થઇને મોક્ષપ્રાપ્તિ થાય છે, તે મોક્ષ-

પ્રાપ્તિ અજ્ઞાનપૂર્વક કર્મનો ત્યાગ કરવાથી થતી નથી. માટે તે ખરો કર્મત્યાગ નથી, પરંતુ રાજસ ત્યાગ છે. હવે કેવા પ્રકારના ત્યાગથી મોક્ષપ્રાપ્તિ થાય છે તે પણ પ્રસંગાનુરોધે તને કહું છું, તે સાંભળ. (૧૯૯)

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

**શ્લોકાર્થ**:–હે અર્જુન! માત્ર કર્તવ્ય સમજીનેજ જે નિત્યનૈમિત્તિક કર્મો ફલાશા તથા કર્તૃત્વાભિમાનના ત્યાગપૂર્વક કરવામાં આવે છે, તે ત્યાગને સાત્ત્વિક ત્યાગ કહેવામાં આવે છે. (૯)

**ટીકા**:–પોતપોતાના અધિકારાનુરૂપ સહજપ્રાપ્ત કર્મોનું યથાવિધિ જે આચરણ કરે છે, પરંતુ એ કર્મો હું કરું છું એવું અભિમાન રાખતો નથી; તેમજ ફલાશા પર પણ પાણી છોડે છે, માતાની અવજ્ઞા કરે અથવા તેના વિષે પોતાના મનમાં કામવાસના ઉત્પન્ન થવા દે, તો તે બન્ને કાર્ય અધોગતિનાં કારણ થાય છે; માટે એ બન્ને કાર્યને વર્જ્ય કરીને માતાની સેવા કરવી જોઇએ. ગાયનું મુખ અપવિત્ર હોય તેથી શું તેનું સર્વાંગ ત્યજી દેવું કે? આપણા પ્રિય આમ્રફળની છાલ અને ગોટલીમાં રસ હોતો નથી તેથી શું કોઈ તેને ફેંકી દેશે કે? તેજ પ્રમાણે કર્તાપણાનું અભિમાન અને કર્મફળની ઇચ્છા એ ઉભય બંધનકારક છે. માટે પિતા જે પ્રમાણે પોતાની કન્યા વિષે કોઈ પણ પ્રકારની કામના રાખતો નથી, તે પ્રમાણે વિહિત કર્મોનું આચરણ કરી જે પ્રસ્તુત ઉભય વસ્તુની ઇચ્છા કરતો નથી, તેને કોઈ પણ પ્રકારનું દુઃખ થઈ શકતું નથી. આ ત્યાગરૂપી શ્રેષ્ઠ વૃક્ષનેજ મોક્ષરૂપી મહાન ફળ આવે છે; માટે એજ ત્યાગ સર્વ જગતમાં સાત્ત્વિક ત્યાગને નામે પ્રસિદ્ધ છે. હવે વૃક્ષના બીજને બાળી નાખીને જે પ્રમાણે તેને નિર્વંશ કરવામાં આવે, તે પ્રમાણે ફળનો ત્યાગ કરીને જે કર્મને તિલાંજલિ આપે છે, તે જ પ્રમાણે પારસમણિનો સ્પર્શ થતાંવેંતજ લોખંડનાં કલંક અને રંગ બદલાઈ જાય છે; તે પ્રમાણે કર્મનું કર્તૃત્વાભિમાન અને કર્મફલેચ્છા આ બન્ને વસ્તુનો ત્યાગ કરવાથી રાજસ અને

તામસ એ ઉભય ત્યાગ નષ્ટ થાય છે. પછી શુદ્ધ સત્ત્વથી આત્મબોધનો પ્રકાશ થઈ જેમ સંધ્યાકાળે મૃગજળ આપોઆપ વિલય પામે છે કિંવા આકાશ જેમ કોઇ દિશામાં દેખાતું નથી; તે પ્રમાણે જ્ઞાનની સમક્ષ જગતનો પ્રચંડ દેખાવ પણ મિથ્યા બની અદૃશ્ય થાય છે. (૨૧૧)

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

**શ્લોકાર્થઃ**–જે કામ્ય કર્મનો દ્વેષ કરતો નથી અને પુણ્યકર્મમાં આસક્ત થતો નથી, તે શુદ્ધ ચિત્તનો બુદ્ધિમાન ત્યાગી સંશયરહિત થઈને મુક્ત થાય છે. (૧૦)

**ટીકાઃ**–માટે પૂર્વકર્માનુરોધે કાંઈ સારાંમાઠાં કર્મો પ્રાપ્ત થાય તે જેમ આકાશમાં અભ્રો ઉત્પન્ન થઈને લય પામે છે, તે પ્રમાણે હે અર્જુન ! સાત્ત્વિક મનુષ્યની સૃષ્ટિમાં નિર્મળ થઈ જાય છે; અને તેથીજ તે, તે દ્વારા ઉત્પન્ન થતાં સુખદુઃખ પ્રત્યે તટસ્થ હોય છે. શુભ કર્મોથી તેને હર્ષ થતો નથી અને અશુભ કર્મો પ્રત્યે તેને ઘૃણા થતી નથી. જે પ્રમાણે જાગ્રત થયા પછી સ્વપ્નમાં જોયેલી વસ્તુ વિષે કોઇ સુખદુઃખ માનતું નથી, તે પ્રમાણે આ શુભ કિંવા આ અશુભ એવો ભેદ તેના મનમાં હોતોજ નથી. માટે હે અર્જુન ! જેના યોગથી આ કર્મ અને હું એનો કર્તા એવો દ્વૈતભાવ અવશિષ્ટ રહેતો નથી, તેને સાત્ત્વિક ત્યાગ કહેવામાં આવે છે. હે પાર્થ ! આ પ્રકારે કર્મનો ત્યાગ કરવામાં આવે તોજ બરાબર કર્મનો ત્યાગ છે; અને અન્ય પ્રકારે કર્મનો ત્યાગ કરવામાં આવે તો ઊલટું વિશેષ બંધનજ થાય છે. (૨૧૭)

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥**

**શ્લોકાર્થઃ**–જે જે દેહધારી છે, તેનાથી સર્વથા કર્મનો ત્યાગ થવો તો અશક્યજ છે; માટે જે માત્ર કર્મના ફળનોજ ત્યાગ કરે છે તેનેજ ખરો ત્યાગી કહેવામાં આવે છે. (૧૧)

**ટીકાઃ**–માટે હે અર્જુન ! જે દેહધારી હોવા છતાં પણ

કર્મ કરવામાં કંટાળો માને છે તે મૂર્ખ છે. મૃત્તિકાથી કંટાળવાથી ઘટની સ્થિતિ શું થશે? અને વસ્ત્રથી તંતુનો સંબંધ શી રીતે તોડી શકાશે? પ્રકટેલો અગ્નિ ઉષ્ણતાનો ત્યાગ કરી શકશે કે? દીપક પોતાની પ્રભાનો ત્યાગ કરી શકશે કે? હિંગને તેની ઉગ્ર ગંધનો તિરસ્કાર આવે તો તે ઉત્તમ સુગંધ કયાંથી આણશે? જળપણું છોડી દઈને પાણી કયાં રહેશે? તે પ્રમાણે મનુષ્ય જ્યાં સુધી શરીરની અવસ્થામાં વિહાર કરે છે, ત્યાં સુધી તેને કર્મત્યાગની ઘેલછા વૃથાજ છે. કપાળ ઉપરના તિલકને ભૂંસી પણ શકાશે અને બનાવી પણ શકાશે; પરંતુ કપાળને કાંઈ બનાવી કે મટાડી શકાશે? તે પ્રમાણે જે વિહિત કર્મોનો આપણે આરંભ કર્યો છે, તેનો પણ જો ત્યાગ કરવા ધારીશું તો કરી શકીશું; પરંતુ જે કર્મ શરીરરૂપજ બની રહ્યું છે, તે કર્મનું ગ્રહણ કે ત્યાગ કેવી રીતે કરી શકાશે? મનુષ્ય ઊંઘતો હોય છે ત્યારે પણ શ્વાસોચ્છ્વાસરૂપે કર્મ તો થાય છે—અર્થાત્ આપણે પ્રયાસ ન કરીએ તો પણ કર્મ તો આપોઆપ થયાજ કરે છે. આ શરીરના નિમિત્તથી (શરીરસ્વરૂપે) કર્મ તો આગણી પૂંઠે લાગ્યાં છેજ; અને જીવંત કિંવા મૃતદશામાં પણ તેમનાથી છૂટકો થનાર નથીજ. આ કર્મોનો ત્યાગ કરવાનો માત્ર એકજ માર્ગ છે કે, કર્મ કરવા છતાં ફલેચ્છાને આધીન થવુંજ નહિ. કર્મનાં ફળ ઈશ્વરને અર્પણ કરવામાં આવ્યાં એટલે તેના પ્રસાદથી જ્ઞાન ઉત્પન્ન થાય છે; અને રજ્જુનું યથાર્થ જ્ઞાન મળવાથી જેમ સર્પની શંકા દૂર થાય છે; તે પ્રમાણે આત્મબોધથી અજ્ઞાન સહવર્તમાન કર્મનો નાશ થાય છે. હે પાર્થ! જ્યારે કર્મનો આ રીતે ત્યાગ કરવામાં આવે છે, ત્યારેજ તે ખરો ત્યાગ કહેવાય છે. માટે જગતમાં જે સાત્ત્વિક ત્યાગરૂપી કૌશલ્યપૂર્વક કર્મ કરે છે તેનેજ હું કર્મત્યાગી માનું છું. બાકી રોગીને મૂર્છા આવે તો તેને વિશ્રાંતિ મળી એમ લોક સમજે છે અને જ્યેષ્ટિકાપ્રહારને બદલે જેમ કોઈ મુકીનો માર સહન કરવા તત્પર થાય છે; તેમ જે કર્મ કરતાં કંટાળે છે, તે વિશ્રાંતિને નામે અન્ય કર્મનોજ આરંભ કરે છે. અસ્તુ. ત્રણે લોકમાં

ત્યાગી તેજ છે, કે જેણે કર્મફળના ત્યાગદ્વારા કર્મને નિષ્કર્મતાની સ્થિતિ પ્રાપ્ત કરાવી છે. (૨૩૨)

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥**

**શ્લોકાર્થ**:–અનિષ્ટ, ઇષ્ટ અને કર્મફળ, એ કર્મફળનો ત્યાગ ન કરનારને મરણ પશ્ચાત્ પ્રાપ્ત થાય છે; પરંતુ કર્મફળનો ત્યાગ કરનાર સંન્યાસીને આ ત્રણે ફળની પ્રાપ્તિ કદી થતી નથી.

**ટીકા**:–હે અર્જુન! કર્મફળ ત્રણ પ્રકારનાં છે; અને જે ફળની આશા છોડતા નથી તેમને તે ભોગવવાં પડે છે. પોતે કન્યાના જન્મનું કારણ હોવા છતાં પણ 'તે મારી નથી' એમ બોલી પિતા જ્યારે કન્યાદાનનું પાણી મૂકે છે, ત્યારે તેની તે કન્યા પરની માયા છૂટી જાય છે અને તેનો જમાઈ પેલી કન્યાના પાશમાં સપડાય છે. જેઓ વિષનો (વચ્છનાગ વગેરેનો) વ્યાપાર કરે છે; તે તેને વેચી તેના પર નફો મેળવી આનંદથી કાળક્રમણ કરે છે અને જે તેનું સેવન કરે છે તે મરણ પામે છે; તેમ ભલે કર્તૃત્વાભિમાન ધરીને કર્મ કરો, કિંવા હું કર્તા નથી એમ સમજી ફલાશા ત્યજીને કર્મ કરો, પરંતુ કર્મ તો છૂટતાં નથીજ. માર્ગમાં મળનારાં વૃક્ષનાં પરિપક્વ ફળની જે ઇચ્છા કરે છે તેને તે મળી શકે છે; તે પ્રમાણે કર્મફળની જે કોઈ ઇચ્છા કરતો નથી, તે જન્મમૃત્યુના સપાટામાં સપડાતો નથી; કારણ કે આ ત્રણ પ્રકારનું જગત કર્મનુંજ ફળ છે. દેવ મનુષ્ય અને સ્થાવર એનેજ જગત કહેવામાં આવે છે અને આ ત્રણે પ્રકાર કર્મફળનાજ છે. તેજ કર્મના એક અનિષ્ટ, એક કેવળ ઇષ્ટ અને એક મિશ્ર, એવા ત્રણ પ્રકાર છે. વિષયાસક્ત મનુષ્ય વિધિનો ત્યાગ કરીને નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત થતો હોવાથી કૃમિ, કીટ અથવા મૃત્તિકા એવા અધમ કોટિના દેહને પ્રાપ્ત થાય છે; તેને 'અનિષ્ટ' કર્મફળ કહેવામાં આવે છે. સ્વધર્મને માન આપી પોતાના અધિકારાનુરૂપ વેદમાં નિર્દિષ્ટ કરેલાં સુકૃતનું જ્યારે આચરણ કરે છે, ત્યારે હે અર્જુન! તેને ઇન્દ્રાદિક દેવતાનો દેહ પ્રાપ્ત થાય છે; તે કર્મફળને 'ઇષ્ટ' કહેવામાં આવે છે; અને મિશ્ર

તથા ખાટા રસને એકત્રિત કરવાથી જે પ્રમાણે એ ઉભયથી શ્રેષ્ઠ એવા ભિન્ન આસ્વાદનો મધુર રસ ઉત્પન્ન થાય છે, કિંવા યોગાભ્યાસથી રેચકજ કુંભકનો હેતુ થાય છે; તે પ્રમાણે સત્ય અને અસત્યનું ઐક્ય થતાં તે તે ઉભય જિતાય છે. માટે શુભ અને અશુભ કર્મો સમભાગે મળી જે કાર્ય ઘડાય છે, તેનું મિશ્ર ફળ મનુષ્યદેહની પ્રાપ્તિ છે. આવું આ જગતમાં ત્રણ પ્રકારનું કર્મફળ છે અને જે આ કર્મફળની આશા ત્યજતા નથી, તે જન્મમૃત્યુના ચક્રમાં સપડાય છે. જિહ્વાને ગમી જાય એવા પદાર્થ વારંવાર ખાવામાં તો સારા લાગે છે, પરંતુ તેના યોગથી પરિણામે જેમ મરણજ થાય છે; જ્યાં સુધી અરણ્ય આવ્યું નથી ત્યાં સુધીજ શાહુ ચોરની મૈત્રી રૂડી હોય છે; અથવા વેશ્યાની સાથે જ્યાં સુધી સમાગમ થયો નથી ત્યાં સુધીજ તેની સાથેની મૈત્રી સારી લાગે છે; તે પ્રમાણે મનુષ્ય દેહમાં હોય ત્યાં સુધી કર્મો કરીને કર્તાપણાનું અભિમાન વધારે છે, પરંતુ અંતે મરણ પશ્ચાત્ તેનાં ફળ ભોગવવાંજ પડે છે. જે પ્રમાણે શ્રીમંતની પાસેથી કરજે લીધેલાં નાણાં તે પાછાં માગે તો ના કહી શકાતું નથી, તે પ્રમાણે પ્રાણીમાત્રને કર્મનાં ફળ ભોગવવાંજ પડે છે. કણસલામાંથી દાણા નીચે પડીને ઊગે તો પુનઃ તેને કણસલાં આવે છે અને તેના દાણા ભૂમિ પર પડે તો પુનઃ તે દાણામાંથી પણ કણસલાં અને તે કણસલાંમાંથી દાણા, એ પ્રમાણે ક્રમ ચાલે છે; તે પ્રમાણે કર્મભોગથી જે ફળ થાય છે, તેમાંથી પાછાં કર્મ અને કર્મમાંથી પાછાં ફળ, એમ પરંપરા ચાલ્યાજ કરે છે. જે પ્રમાણે માર્ગે ચાલનાર મનુષ્ય એક પછી એક પગલું ભરીને વાટને જીતી લે છે; ભાડાની નૌકા ગમે તે કિનારે પડી હોય પણ તેને વારંવાર એકથી બીજા કિનારે જવુંઆવવુંજ પડે છે; તે પ્રમાણે કર્મ અને તેના ફળના ઉપભોગનો અંત નથી. સાધ્ય અને સાધન આ ક્રમથી ફળ અને ફલોપભોગની વૃદ્ધિ થયાજ કરે છે અને ફલેચ્છાનો ત્યાગ ન કરનાર આ પ્રમાણે સંસારમાં ગૂંથાઈ જાય છે. (૨૫૯)

જૂઈનું પુષ્પ જે પ્રમાણે પ્રફુલ્લિત થતાંની સાથેજ સુકાઈ

જાય છે, તે પ્રમાણે કર્મનો પ્રારંભ કર્યા છતાં પણ કર્તૃત્વાભિમાન નહિ રાખવાથી ન કર્યા પ્રમાણેજ કર્તા અલિપ્ત થાય છે. બીજને માટે રાખેલું ધાન્ય જો નિત્યવ્યયમાં વાપરી નાખવામાં આવે, તો પછી જેમ વાવવાનું કાર્ય બંધ પડે છે; તે પ્રમાણે ફળના ત્યાગથી કર્મ દ્વારા પ્રાપ્ત થનારાં જન્મમૃત્યુ અટકી પડે છે. શુદ્ધ સત્ત્વની સહાયથી ગુરુકૃપારૂપી અમૃતના તુષાર વડે દ્વૈતનું દૈન્ય નષ્ટ થાય છે; એટલે પછી જે ત્રણ પ્રકારનાં ફળ દ્વારા સર્વ જગતની ઉત્પત્તિ થાય છે, તે આપોઆપજ નાશ પામી, ભોક્તા અને ભોગ્ય વસ્તુ પણ એની મેળેજ લય પામે છે. હે વીરેશ! જે આ પ્રકારના કર્મનો જ્ઞાનપ્રમુખ સંન્યાસ સાધ્ય કરે છે, તે ફળોપભોગ દ્વારા થતા દુઃખથી મુક્ત થાય છે; અને જ્યારે ખરેખર આ સંન્યાસના યોગથી આત્મસ્વરૂપમાં દષ્ટિ પહોંચે છે ત્યારે તેને કર્મ ભિન્ન દેખાતુંજ નથી. જે ભીંત પર ચિત્રો આલેખવામાં આવ્યાં હોય, તે ભીંત પડી જાય ત્યારે ચિત્રો પણ તેની સાથે માટીમાં મળી જાય છે; અથવા પ્રાતઃકાળ થતાં અંધારું આપોઆપજ લય પામે છે. જો આકૃતિજ ન હોય તો પડછાયો શાનો પડે? આરસીજ ન હોય તો પ્રતિબિંબ ક્યાં પડશે? નિદ્રાની સમાપ્તિ થતાં સ્વપ્નની ઉત્પત્તિ ક્યાંથી થશે? અને પછી તેને સત્ય વા અસત્ય કોણ કહેશે? તે પ્રમાણે કર્મફળનો સંન્યાસ કરવાથી મૂળે અવિદ્યાનેજ સ્થાન મળતું નથી, તો પછી તેનાથી ઉત્પન્ન થનારાં ફળનો ઉપભોગ આપશે કોણ અને લેશે કોણ? માટે સંન્યાસપ્રાપ્તિ થતાં કર્મનો ક્ષયજ થાય છે; પરંતુ જ્યાં સુધી દેહમાં અજ્ઞાન હોય, જ્યાં સુધી કર્તૃત્વાભિમાનથી આત્મા સારાંમાઠાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે અને દષ્ટિ પણ જ્યાં સુધી ભેદના પ્રાબલ્યવાળી હોય; જ્યાં સુધી હે સુજ્ઞ અર્જુન! આત્મા અને કર્મ, પૂર્વ અને પશ્ચિમની પેઠે જુદાં હોય છે; અથવા જેમ આકાશ અને અભ્ર, સૂર્ય અને મૃગજળ, પૃથ્વી અને વાયુ, એમની વચ્ચે સંબંધ દેખાય છે તો પણ તે એકબીજાથી અતિ દૂર હોય છે; જેમ નદીમાંનો ખડક નદીના પાણીમાં હોય છે, તો પણ પાણી અને તેની વચ્ચે મોટો ભેદ

હોય છે, જેમ પાણી પર રહેલી શેવાળ પાણીની સાથેજ રહેવા છતાં પાણીથી ભિન્નજ હોય છે; કાજળને દીપકની સાથે સંબંધ છે તેથી શું કાજળને દીપક કહી શકાશે કે? ચંદ્રને કલંક લાગેલું છે તો પણ તેને ચંદ્રની સાથે જેમ ઐક્ય નથી; તેજ પ્રમાણે દૃષ્ટિ અને નયનની વચ્ચે જેટલો ભેદ છે; અથવા વાટ અને વટેમાર્ગુ, ઓઘ અને પાણી, આરસી અને આરસીમાં જોનારામાં જેટલો ભેદ છે, તેટલાજ પ્રમાણમાં આત્માથી કર્મ ભિન્ન છે; છતાં હે અર્જુન! અજ્ઞાનને લીધે તે એકજ છે એમ લાગે છે. જેમ સરોવરમાંનાં કમળો પોતાની પ્રફુલ્લતાથી સૂર્યોદય થયો છે એમ દર્શાવે છે અને પોતાનામાં રહેલા મકરંદનો ભ્રમરો પાસે ઉપભોગ લેવરાવે છે; તેમજ આત્મામાં રહેલાં કર્મો અન્ય કારણોથી વારંવાર ઉત્પન્ન થાય છે. તે કારણો પાંચ છે, તેનાં લક્ષણો તને કહું છું. (૨૭૭)

**पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।**
**सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

શ્લોકાર્થઃ—હે મહાબાહો અર્જુન! સર્વ કર્મોની સિદ્ધિને માટે કર્મની જેમાં સમાપ્તિ થાય છે તે વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહેલાં છે, તે હું કહું છું, તે સમજી લે. (૧૩)

ટીકાઃ—તે પાંચ કારણો તું પણ કદાચ જાણતો હશે; કારણ કે તેનું શાસ્ત્રોએ મુક્તકંઠે વર્ણન કર્યું છે. તે વેદરૂપી રાજાની રાજધાનીમાં સાંખ્યવેદાંતરૂપ મંદિરમાં નિરૂપણરૂપી નોબતથી પ્રસિદ્ધ છે; કારણ કે સર્વ કર્મોની સિદ્ધિ થવાને માટે આ જગતમાં એજ મુખ્ય અને આવશ્યક છે. તેમાં આત્મા કારણભૂત નથી. હે અર્જુન! આવી દાંડી પીટવાથી ચારે તરફ તેની પ્રસિદ્ધિ થયેલી છે; માટે તું પણ તેને સ્મરણમાં રાખ. કોઈક કાળે તે ફળદાયક થઈ પડશે અને મારા જેવું જ્ઞાનરૂપી રત્ન તારા હાથમાં આવ્યું છે, તો અન્યના મુખથી તારે એ વાત સાંભળવી પડે એવી અડચણ તારે શા માટે વેઠવી જોઇએ? આપણી સન્મુખ આરસી હોય તો પછી, 'મારું મુખ કેવું દેખાય છે તે કહો તો!' એવી વિનંતી બીજાને શા માટે કરવી

જોઈએ ? ભક્ત જે ભાવથી જે સ્થળે મને જોવા ઇચ્છે, ત્યાં તે વસ્તુ હું બની જાઉં છું. આજે હું તારું રમકડું બની ગયો છું. આવા પ્રેમના આવેશમાં બોલતાં બોલતાં દેવ સર્વ ભાન ભૂલી ગયા અને આ તરફ અર્જુન પણ આનંદમાં નિમગ્ન થઈ ગયો. પૂર્ણિમાના ચંદ્રપ્રકાશમાં સોમકાંતમણિનો ડુંગર હોય તો તે પીગળીને સરોવર બનાવે છે; તે પ્રમાણે સુખ અને તેનો અનુભવ એવા ભેદભાવનો પડદો તૂટી ગયો અને સાક્ષાત્ સુખજ અર્જુનની આકૃતિરૂપે દેખાવા લાગ્યું; ત્યારે દેવ સમર્થ હોવાથી તેમને ભાન આવ્યું અને તેમણે સુખના સમુદ્રમાં ડૂબી જતા અર્જુનને હાથ ઝાલીને બહાર ખેંચી કાઢયો. અર્જુન જેવો મહાન પુરુષ પણ બુદ્ધિસહિત ડૂબવા લાગ્યો, એવી મોટી પ્રેમની ભરતી આવવાથી તેને બાજુએ ખસેડી દેવ બોલ્યાઃ–' હે પાર્થ ! તું તારું પોતાનું સ્વરૂપ જોઈને શુદ્ધિમાં આવ ' ત્યારે નિઃશ્વાસ નાખીને અર્જુને ડોકું હલાવ્યું અને તે બોલ્યો કેઃ–હે પ્રભો ! જે હું તમારા સાન્નિધ્યથી ત્રાસ પામીને તમારામાં ઐક્ય પામવાની આકાંક્ષા રાખું છું, તે મારું જે તમે પ્રેમથી કૌતુક કરતા હો તો પછી મને જીવદશામાં શા માટે આણો છો ? (૨૯૨)

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ–અરે ગાંડા ! ખરેખર, હજી તું એટલું જાણતો નથી કે, ચંદ્ર અને પ્રભાનો કદી વિયોગ થાય છે કે ? એમ બોલીને હું જે તને ભીતિ દર્શાવું છું, તેથી તું રિસાય છે; એટલે મારી પ્રીતિને વધુ બળ મળે છે, અવી એ પ્રીતિ છે; આ સ્થળે એકબીજાના સંકેતથી જ પરસ્પર બોલવું થાય છે, તેજ આપણા સંરક્ષણનું કારણ છે; માટે આ વિષેનો વાદવિવાદ પૂરો થયો. પછી હે અર્જુન ! વારુ, આપણે શું બોલતા હતા ? સર્વ વસ્તુઓ આત્માથી ભિન્ન છે એમજ ને ? ત્યારે અર્જુન બોલ્યોઃ–હે દેવ ! મારા મનનો અભિપ્રાય દર્શાવવાનો આપે સ્વતઃજ આરંભ કર્યો છે. સર્વ કર્મને કારણભૂત એવાં પાંચ કારણો તને કહીશ, એવી જ આપે પ્રતિજ્ઞા કરી હતી અને કર્મની સાથે આત્માને કાંઈ સંબંધ નથી એમ જ આપ બોલ્યા

હતા; તે મારી પ્રિય વસ્તુઓ મને કહી સંભળાવો. અર્જુનનાં આ વચનો સાંભળી ભગવાન અતિ સંતુષ્ટ થઈ બોલ્યાઃ—આ વિષે તું આગ્રહનું સેવન કરે છે, માટે આવો પૃચ્છક મને બીજે કયાં મળે છે? માટે હે અર્જુન! તને ખરેખરો સિદ્ધાંત કહી સંભળાવું છું. કારણ કે હું તારો ઋણી છું તેથી તારી આગળ સર્વદા અવનત મસ્તકેજ ચાલું છું. ત્યારે અર્જુન બોલ્યોઃ— હે દેવ! તમે પાછલી વાત ભૂલી ગયા કે શું? આપ હું અને તું એવો દ્વૈતભાવ આપના ભાષણમાં શા માટે આણો છો?

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યાઃ—ઠીક, ત્યારે હવે મેં તને જે વાત કહેવાનો પ્રારંભ કર્યો હતો તે કહું છું, તે સાવધાન ચિત્તે સાંભળ. હે ધનુર્ધર! ખરેખર, સર્વ કર્મની ઉત્પત્તિ પરસ્પર આ પાંચ સાધનો દ્વારા થાય છે; અને જે આ પાંચ કારણના યોગે કર્મનો વિસ્તાર તે પાંચ કારણોજ તે કર્મના હેતુ હોય છે. એ વિષયમાં આત્મા તો ઉદાસીનજ હોઈને કર્મનું નિમિત્તકારણ વા ઉપાદાનકારણ તે હોતો નથી; અથવા તો તે કર્મનો સહાયક પણ બનતો નથી. તેના વડે શુભ કિંવા અશુભ કર્મો એવી રીતે થાય છે કે, જેમ રાત્રિ અને દિવસ આકાશમાં ઉત્પન્ન થાય છે, પરંતુ આકાશ તો તેથી અલિપ્તજ હોય છે; પાણી અને તેજ દ્વારા ઉત્પન્ન થતી વરાળનો વાયુની સાથે સંબંધ થાય છે એટલે તે આકાશમાં જાય છે અને તેનાં અભ્રો બને છે; પરંતુ આકાશ તો એ વાત જાણતું પણ નથી. પુષ્કળ કાષ્ઠ એકઠાં કરીને તૈયાર કરવામાં આવેલી નૌકાને નાવિક વાયુના જોરથી પાણી પર ચલાવે છે, પરંતુ તે સ્થાને ઉદક કાંઈ ક્રિયા નહિ કરતાં માત્ર સાક્ષીભૂતજ રહે છે; કિંવા મૃત્તિકાનો પિંડો ચક્ર પર મૂકી દાંડાવતી ચક્ર ફેરવવામાં આવતાં તે ગોળાનું મૃત્તિકાપણું જઈ ઘડો તૈયાર થાય છે; તેમાં કર્તવ્ય કુંભારનું છે અને પૃથ્વીનો આધાર છે તે સિવાય બીજું કાંઈ છે કે નહિ તે વિચારી જુઓ. જગતમાં લોકોના સર્વ વ્યાપાર સૂર્યપ્રકાશથી ચાલતા હોવા છતાં પણ જેમ સૂર્ય તેથી અલિપ્ત હોય છે, તેમજ પાંચ હેતુઓથી ઉપજતાં પાંચ કારણો દ્વારા સર્વ કર્મરૂપી લતાઓનું

મૂળ રચાય છે અને આત્મા તો તટસ્થજ હોય છે. હવે તેજ પાંચ કારણોનું પૃથક્ વર્ણન ઉત્તમ રીતે કહું છું. મુક્તાફળોને જેમ વજન કરીને લેવાં પડે છે; ( ૩૧૪ )

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

**શ્લોકાર્થઃ**—અધિષ્ઠાન્ (શરીર) તેમજ કર્તા એટલે જીવ પૃથક્ પૃથક્ ઇંદ્રિયો, પ્રાણાપાનાદિ વાયુના નાના પ્રકારના વ્યાપાર અને દૈવ અર્થાત્ ઇંદ્રિયોના દેવતા, આ પાંચ કારણો છે.

**ટીકાઃ**—તે પ્રમાણે કર્મનાં પાંચ કારણો સાંભળ. દેહ એ પ્રથમ કારણ છે. આ દેહને અધિષ્ઠાન કહેવાનું પ્રયોજન એજ છે કે, ભોગ્ય જે વિષય તે સહવર્તમાન ભોક્તા એમાં રહે છે. ઇંદ્રિયોરૂપી દશ હાથો વડે રાત્રિદિવસ કષ્ટ સહન કરી પ્રકૃતિના યોગથી જે સુખદુઃખો ઉત્પન્ન થાય છે, તે ભોગવવાને માટે મનુષ્યને અન્ય સ્થળજ નહિ હોવાને લીધે દેહનેજ અધિષ્ઠાન કહેવામાં આવે છે. એ દેહ એ ચોવીસ તત્ત્વોનું વસતિસ્થાન હોઈ બંધન અને મોક્ષની વાટાઘાટ પણ એમાંજ થાય છે. વધારે શું કહું ? એજ જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિનું મુખ્ય ગૃહ છે. માટે હે ધનંજય ! આ દેહને "અધિષ્ઠાન" એ નામ યોગ્યજ છે.

હવે કર્મનું બીજું કારણ કર્તા છે, અને એને ચૈતન્યનું પ્રતિબિંબ—અર્થાત્ જીવ કહેવામાં આવે છે. આકાશમાંથી મેઘવૃષ્ટિ થયા પશ્ચાત્ પૃથ્વી પર તેનાં ખાબોચિયાં થાય છે અને પછી તેમાં આકાશનુંજ પ્રતિબિંબ પડતાં જે પ્રમાણે તે પ્રતિબિંબ તેનાજ આકારનું હોય છે; કિંવા જેમ નિદ્રાના પ્રાબલ્યથી રાજા પોતાનું ઐશ્વર્ય વીસરી જઈ સ્વપ્નમાં પોતે ભિક્ષુક થયો છે એવી પ્રતીતિ કરે છે; તેજ પ્રમાણે ચૈતન્ય પોતાનું સ્વરૂપ વીસરી જઈ "દેહજ હું છું" એમ માની દેહરૂપે પ્રકટ થાય છે. જે દેહમાં આત્મસ્વરૂપ વિસારે પડે છે, ત્યાં ચૈતન્ય "જીવ"ના નામથી પ્રસિદ્ધ છે અને તે જીવે દેહને અભયવચન આપેલું હોય છે. દેહ દ્વારા જે જે કર્મો થાય છે તે હુંજ કરું, એમ એ જીવ ભ્રમથી કહે છે તેથી જીવને કર્તા કહેવામાં આવે છે.

પછી દષ્ટિ એકજ હોવા છતાં તે પાંપણના કેશને લીધે ચમ્મરના વાળાની પેઠે ભિન્ન દેખાય છે; અથવા ઘરમાં રહેલો એકજ દીપક ઝરૂખામાંથી જોતાં જે પ્રમાણે અનેકરૂપે દેખાય છે, કિંવા એકજ પુરુષ શૃંગાર, વીર, કરુણા ઇત્યાદિ નવ રસોના આવિર્ભાવ દર્શાવવા લાગે એટલે જે પ્રમાણે તે નવ પ્રકારનો દેખાવા લાગે છે; તે પ્રમાણે બુદ્ધિનું એકજ જ્ઞાન નેત્રાદિ ઇંદ્રિયો દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારે બહાર આવે છે. હે નૃપનંદન! તે પૃથક્ પૃથક્ ઇંદ્રિયો કર્મોનું ત્રીજું કારણ છે. (૩૩૧)

પૂર્વ કે પશ્ચિમ તરફ વહેતાં નાળાં, નદીને જઈ મળ્યા પશ્ચાત જેમ તેમનું પાણી એકત્ર થાય છે; તેજ પ્રમાણે પ્રાણવાયુમાં જે ક્રિયાશક્તિ છે તે પૃથક્ પૃથક્ અવયવોમાં પૃથક્ પૃથક્ ભાસે છે. જ્યારે તે વાચા દ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે ભાષણ કહીએ છીએ અને હસ્ત દ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે આપવા-લેવાનો વ્યાપાર કહીએ છીએ; તે પગ દ્વારા બહાર આવે ત્યારે તેને ગતિ કહીએ છીએ અને મળમૂત્ર દ્વારા બહાર પડે છે ત્યારે ક્ષાલન કહીએ છીએ. નાભિથી હૃદયપર્યંત તે શરીરમાં ૐકારની વૃદ્ધિ કરે છે ત્યારે તેને પ્રાણ કહીએ છીએ. પછી ઉપરના ભાગ તરફ જે શ્વાસોચ્છ્વાસ જાય છે, તેજ શક્તિને ઉદાન (કંઠસ્થ વાયુ) એવું નામ પ્રાપ્ત થાય છે; અને તેજ શક્તિ જ્યારે ગુદા દ્વારા બહાર પડે છે, ત્યારે તેને અપાન (ગુદસ્થ વાયુ) એ નામ પ્રાપ્ત થાય છે અને તે જ્યારે સર્વ શરીરમાં વ્યાપી જાય છે ત્યારે ત્યારે તેને વ્યાન (શરીરસ્થ વાયુ) કહેવામાં આવે છે. ભક્ષણ કરેલાં અન્નનો રસ સર્વ શરીરમાં પ્રસરી જ્યારે સર્વ સાંધાઓમાં ભરાઈ જાય છે; હે અર્જુન! આ પ્રમાણેની ક્રિયાઓ કરનાર શક્તિનેજ સમાન અર્થાત્ નાભિસ્થ વાયુ કહેવામાં આવે છે; અને બગાસાં, છીંક, ઓડકાર વગેરે વાયુના જે વ્યાપાર થાય છે ... કૂર્મ, કૃકલ ઇત્યાદિ ઉપપ્રાણના વ્યાપાર છે. હે ...
એ સર્વ વ્યાપાર વાયુના ... પરંતુ સો

તેનાં નામ બદલાય છે. આ પ્રમાણે પોતપોતાના વ્યાપારથી જે વાયુની શક્તિ ભિન્ન ભિન્ન થાય છે, તે કર્મનું ચોથું કારણ છે, એમ તું સમજ. (૩૪૩)

શરદઋતુ સમાન ઉત્તમ ઋતુમાં ચંદ્રોદય થાય અને તેવામાં પૂર્ણિમાનો યોગ મળે; અથવા જેમ વસંતઋતુ હોય અને બાગ પણ હોય તથા પ્રિય મનુષ્ય અને સાહિત્યનો સંબંધ પણ હોય; અથવા હે અર્જુન! કમળ હોય અને તે પ્રફુલ્લ થાય અને પછી તેમાં પુષ્પરેણુનો ઉદ્ભવ થાય; એકાદ મનુષ્યની વાણીમાં કવિત્વ હોય અને વળી તેની કવિતામાં રસિકતા હોય તથા તે રસિકતામાં આત્મતત્ત્વની પૂર્ણતા આવે, તેજ પ્રમાણે સર્વ વૃત્તિના ઐશ્વર્યથી યુક્ત જે બુદ્ધિ તે ઉત્તમ પ્રકારની હોય; તેને સર્વ ઇંદ્રિયો અનુકૂળ હોય અને સર્વ ઇંદ્રિયોને ભૂષણ દેનાર તેના દેવતાનો સમુદાય પણ તેમને અનુકૂળ હોય; અર્થાત્ ચક્ષુરાદિ દશે ઇંદ્રિયો પ્રત્યે સૂર્યાદિ દેવમંડળની અનુકૂળતા હોય, તે દેવોના સમુદાય આ કર્મનું પાંચમું કારણ છે. દેવ કહે છેઃ—હે અર્જુન! સમજ્યો કે? આ પ્રમાણે તારી બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી રીતે કર્મનાં પાંચ પ્રકારનાં કારણો તને કહ્યાં. હવે જે પાંચ હેતુના યોગથી એ કર્મો થાય છે તે તને પ્રકટ કરીને કહી સંભળાવું છું. (૩૫૩)

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

**શ્લોકાર્થ**:—મનુષ્ય શરીર, વાણી અને મન દ્વારા, સશાસ્ત્ર કિંવા અશાસ્ત્ર કર્મો કરે છે, તેના અધિષ્ઠાનાદિ પાંચ હેતુઓ છે.

**ટીકા**:—વસંતઋતુની પ્રાપ્તિ થતાં તેના યોગથી વૃક્ષોને નવપલ્લવ ફૂટે છે, પલ્લવો ફૂટ્યા પછી પુષ્પસમુદાયનો ઉદ્ભવ થાય છે અને પુષ્પોમાંથી ફળો નિર્માણ થાય છે; અથવા વર્ષાઋતુમાં પ્રથમ મેઘ ઉત્પન્ન થાય છે, મેઘમાંથી પર્જન્યવૃષ્ટિ થાય છે અને પર્જન્યવૃષ્ટિ દ્વારા ધાન્યની ઉત્પત્તિ થાય છે; કિંવા પૂર્વદિશામાં અરુણોદય થાય છે, પછી સૂર્યોદય થાય છે અને સૂર્યનો પૂર્ણ પ્રકાશ થાય છે; તે પ્રમાણે હે અર્જુન! મન

પછી દૃષ્ટિ એકજ હોવા છતાં તે પાંપણના કેશને લીધે ચમ્મરના વાળોની પેઠે ભિન્ન દેખાય છે; અથવા ઘરમાં રહેલો એકજ દીપક ઝરૂખામાંથી જોતાં જે પ્રમાણે અનેકરૂપે દેખાય છે, કિંવા એકજ પુરુષ શૃંગાર, વીર, કરુણા ઇત્યાદિ નવ રસોના આવિર્ભાવ દર્શાવવા લાગે એટલે જે પ્રમાણે તે નવ પ્રકારનો દેખાવા લાગે છે; તે પ્રમાણે બુદ્ધિનું એકજ જ્ઞાન નેત્રાદિ ઇંદ્રિયો દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારે બહાર આવે છે. હે નૃપનંદન! તે પૃથક્ પૃથક્ ઇંદ્રિયો કર્મોનું ત્રીજું કારણ છે. (૩૩૧)

પૂર્વ કે પશ્ચિમ તરફ વહેતાં નાળાં, નદીને જઈ મળ્યા પશ્ચાત્ જેમ તેમનું પાણી એકત્ર થાય છે; તેજ પ્રમાણે પ્રાણવાયુમાં જે ક્રિયાશક્તિ છે તે પૃથક્ પૃથક્ અવયવોમાં પૃથક્ પૃથક્ ભાસે છે. જ્યારે તે વાચા દ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે ભાષણ કહીએ છીએ અને હસ્ત દ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે આપવા–લેવાનો વ્યાપાર કહીએ છીએ; તે પગ દ્વારા બહાર આવે ત્યારે તેને ગતિ કહીએ છીએ અને મળમૂત્ર દ્વારા બહાર પડે છે ત્યારે ક્ષાલન કહીએ છીએ. નાભિથી હૃદયપર્યંત તે શરીરમાં ૐકારની વૃદ્ધિ કરે છે ત્યારે તેને પ્રાણ કહીએ છીએ. પછી ઉપરના ભાગ તરફ જે શ્વાસોચ્છ્વાસ જાય છે, તેજ શક્તિને ઉદાન (કંઠસ્થ વાયુ) એવું નામ પ્રાપ્ત થાય છે; અને તેજ શક્તિ જ્યારે ગુદા દ્વારા બહાર પડે છે, ત્યારે તેને અપાન (ગુદસ્થ વાયુ) એ નામ પ્રાપ્ત થાય છે અને તે જ્યારે સર્વ શરીરમાં વ્યાપી જાય છે ત્યારે ત્યારે તેને વ્યાન (શરીરસ્થ વાયુ) કહેવામાં આવે છે. ભક્ષણ કરેલાં અન્નનો રસ સર્વ શરીરમાં પ્રસરી જ્યારે સર્વ સાંધાઓમાં ભરાઈ જાય છે; હે અર્જુન! આ પ્રમાણેની ક્રિયાઓ કરનાર શક્તિનેજ સમાન અર્થાત્ નાભિસ્થ વાયુ કહેવામાં આવે છે; અને બગાસાં, છીંક, ઓડકાર વગેરે વાયુના જે વ્યાપાર થાય છે તે નાગ, કૂર્મ, કૃકલ ઇત્યાદિ ઉપપ્રાણના વ્યાપાર છે. હે સુભટ! આ પ્રમાણે એ સર્વ વ્યાપાર વાયુનાજ છે; પરંતુ સૌ સૌના વર્તન પ્રમાણે

તેનાં નામ બદલાય છે. આ પ્રમાણે પોતપોતાના વ્યાપારથી જે વાયુની શક્તિ ભિન્ન ભિન્ન થાય છે, તે કર્મનું ચોથું કારણ છે, એમ તું સમજ. (૩૪૩)

શરદઋતુ સમાન ઉત્તમ ઋતુમાં ચંદ્રોદય થાય અને તેવામાં પૂર્ણિમાનો યોગ મળે; અથવા જેમ વસંતઋતુ હોય અને બાગ પણ હોય તથા પ્રિય મનુષ્ય અને સાહિત્યનો સંબંધ પણ હોય; અથવા હે અર્જુન! કમળ હોય અને તે પ્રફુલ્લ થાય અને પછી તેમાં પુષ્પરેણુનો ઉદ્ભવ થાય; એકાદ મનુષ્યની વાણીમાં કવિત્વ હોય અને વળી તેની કવિતામાં રસિકતા હોય તથા તે રસિકતામાં આત્મતત્ત્વની પૂર્ણતા આવે, તેજ પ્રમાણે સર્વ વૃત્તિના ઐશ્વર્યથી યુક્ત જે બુદ્ધિ તે ઉત્તમ પ્રકારની હોય; તેને સર્વ ઇંદ્રિયો અનુકૂળ હોય અને સર્વ ઇંદ્રિયોને ભૂષણ દેનાર તેના દેવતાનો સમુદાય પણ તેમને અનુકૂળ હોય; અર્થાત્ ચક્ષુરાદિ દશે ઇંદ્રિયો પ્રત્યે સૂર્યાદિ દેવમંડળની અનુકૂળતા હોય, તે દેવોના સમુદાય આ કર્મનું પાંચમું કારણ છે. દેવ કહે છેઃ—હે અર્જુન! સમજ્યો કે? આ પ્રમાણે તારી બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી રીતે કર્મનાં પાંચ પ્રકારનાં કારણો તને કહ્યાં. હવે જે પાંચ હેતુના યોગથી એ કર્મો થાય છે તે તને પ્રકટ કરીને કહી સંભળાવું છું. (૩૫૩)

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

શ્લોકાર્થઃ—મનુષ્ય શરીર, વાણી અને મન દ્વારા, સશાસ્ત્ર કિંવા અશાસ્ત્ર કર્મો કરે છે, તેના અધિષ્ઠાનાદિ પાંચ હેતુઓ છે.

ટીકાઃ—વસંતઋતુની પ્રાપ્તિ થતાં તેના યોગથી વૃક્ષોને નવપલ્લવ ફૂટે છે, પલ્લવો ફૂટ્યા પછી પુષ્પસમુદાયનો ઉદ્ભવ થાય છે અને પુષ્પોમાંથી ફળો નિર્માણ થાય છે; અથવા વર્ષાઋતુમાં પ્રથમ મેઘ ઉત્પન્ન થાય છે, મેઘમાંથી પર્જન્યવૃષ્ટિ થાય છે અને પર્જન્યવૃષ્ટિ દ્વારા ધાન્યની ઉત્પત્તિ થાય છે; કિંવા પૂર્વદિશામાં અરુણોદય થાય છે, પછી સૂર્યોદય થાય છે અને સૂર્યનો પૂર્ણ પ્રકાશ થાય છે; તે પ્રમાણે હે અર્જુન! મન

પછી દૃષ્ટિ એકજ હોવા છતાં તે પાંપણના કેશને લીધે ચમ્મરના વાળોની પેઠે ભિન્ન દેખાય છે; અથવા ઘરમાં રહેલો એકજ દીપક ઝરૂખામાંથી જોતાં જે પ્રમાણે અનેકરૂપે દેખાય છે, કિંવા એકજ પુરુષ શૃંગાર, વીર, કરુણા ઇત્યાદિ નવ રસોના આવિર્ભાવ દર્શાવવા લાગે એટલે જે પ્રમાણે તે નવ પ્રકારનો દેખાવા લાગે છે; તે પ્રમાણે બુદ્ધિનું એકજ જ્ઞાન નેત્રાદિ ઇંદ્રિયો દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારે બહાર આવે છે. હે નૃપનંદન! તે પૃથક્ પૃથક્ ઇંદ્રિયો કર્મોનું ત્રીજું કારણ છે. (૩૩૧)

પૂર્વ કે પશ્ચિમ તરફ વહેતાં નાળાં, નદીને જઈ મળ્યા પશ્ચાત્ જેમ તેમનું પાણી એકત્ર થાય છે; તેજ પ્રમાણે પ્રાણવાયુમાં જે ક્રિયાશક્તિ છે તે પૃથક્ પૃથક્ અવયવોમાં પૃથક્ પૃથક્ ભાસે છે. જ્યારે તે વાચા દ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે ભાષણ કહીએ છીએ અને હસ્ત દ્વારા બહાર પડે છે ત્યારે તેને આપણે આપવા–લેવાનો વ્યાપાર કહીએ છીએ; તે પગ દ્વારા બહાર આવે ત્યારે તેને ગતિ કહીએ છીએ અને મળમૂત્ર દ્વારા બહાર પડે છે ત્યારે ક્ષાલન કહીએ છીએ. નાભિથી હૃદયપર્યંત તે શરીરમાં ૐકારની વૃદ્ધિ કરે છે ત્યારે તેને પ્રાણ કહીએ છીએ. પછી ઉપરના ભાગ તરફ જે શ્વાસોચ્છ્વાસ જાય છે, તેજ શક્તિને ઉદાન (કંઠસ્થ વાયુ) એવું નામ પ્રાપ્ત થાય છે; અને તેજ શક્તિ જ્યારે ગુદા દ્વારા બહાર પડે છે, ત્યારે તેને અપાન (ગુદસ્થ વાયુ) એ નામ પ્રાપ્ત થાય છે અને તે જ્યારે સર્વ શરીરમાં વ્યાપી જાય છે ત્યારે ત્યારે તેને વ્યા[illegible] (શરીરસ્થ વાયુ) કહેવામાં આવે છે. ભક્ષણ કરેલાં અન્નને સર્વ શરીરમાં પ્રસરી જ્યારે સર્વ સાંધાઓમાં ભરાઈ [illegible]
હે અર્જુન! આ પ્ર[illegible] ક્રિયાઓ કરના[illegible] શક્તિનેજ
અર્થાત્ નાભિસ્થ વા[illegible] આવે [illegible]
ઓડકાર વગેરે વાયુ [illegible]ાર [illegible]
કૃકલ ઇત્યાદિ ઉપપ્ર[illegible] છે. હે
એ સર્વ વ્યાપાર વા[illegible] [illegible]નુ સૌ

તેનાં નામ બદલાય છે. આ પ્રમાણે પોતપોતાના વ્યાપારથી જે વાયુની શક્તિ ભિન્ન ભિન્ન થાય છે, તે કર્મનું ચોથું કારણ છે, એમ તું સમજ. (૩૪૩)

શરદઋતુ સમાન ઉત્તમ ઋતુમાં ચંદ્રોદય થાય અને તેવામાં પૂર્ણિમાનો યોગ મળે; અથવા જેમ વસંતઋતુ હોય અને બાગ પણ હોય તથા પ્રિય મનુષ્ય અને સાહિત્યનો સંબંધ પણ હોય; અથવા હે અર્જુન! કમળ હોય અને તે પ્રફુલ્લ થાય અને પછી તેમાં પુષ્પરેણુનો ઉદ્ભવ થાય; એકાદ મનુષ્યની વાણીમાં કવિત્વ હોય અને વળી તેની કવિતામાં રસિકતા હોય તથા તે રસિકતામાં આત્મતત્ત્વની પૂર્ણતા આવે, તેજ પ્રમાણે સર્વ વૃત્તિના ઐશ્વર્યથી યુક્ત જે બુદ્ધિ તે ઉત્તમ પ્રકારની હોય; તેને સર્વ ઇંદ્રિયો અનુકૂળ હોય અને સર્વ ઇંદ્રિયોને ભૂષણ દેનાર તેના દેવતાનો સમુદાય પણ તેમને અનુકૂળ હોય; અર્થાત્ ચક્ષુરાદિ દશે ઇંદ્રિયો પ્રત્યે સૂર્યાદિ દેવમંડળની અનુકૂળતા હોય, તે દેવોના સમુદાય આ કર્મનું પાંચમું કારણ છે. દેવ કહે છે:–હે અર્જુન! સમજ્યો કે? આ પ્રમાણે તારી બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી રીતે કર્મનાં પાંચ પ્રકારનાં કારણો તને કહ્યાં. હવે જે પાંચ હેતુના યોગથી એ કર્મો થાય છે તે તને પ્રકટ કરીને કહી સંભળાવું છું. (૩૫૩)

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

**શ્લોકાર્થ**:–મનુષ્ય શરીર, વાણી અને મન દ્વારા, સશાસ્ત્ર કિંવા અશાસ્ત્ર કર્મો કરે છે, તેના અધિષ્ઠાનાદિ પાંચ હેતુઓ છે.

**ટીકા**:–વસંતઋતુની પ્રાપ્તિ થતાં તેના યોગથી વૃક્ષોને નવપલ્લવ ફૂટે છે, પલ્લવો ફૂટ્યા પછી પુષ્પસમુદાયનો ઉદ્ભવ થાય છે અને પુષ્પોમાંથી ફળો નિર્માણ થાય છે; અથવા વર્ષાઋતુમાં પ્રથમ મેઘ ઉત્પન્ન થાય છે, મેઘમાંથી પર્જન્યવૃષ્ટિ થાય છે અને પર્જન્યવૃષ્ટિ દ્વારા ધાન્યની ઉત્પત્તિ થાય છે; કિંવા પૂર્વદિશામાં અરુણોદય થાય છે, પછી સૂર્યોદય થાય છે અને સૂર્યનો પૂર્ણ પ્રકાશ થાય છે; તે પ્રમાણે હે અર્જુન! મન

એ કર્મના સંકલ્પનો હેતુ છે અને સંકલ્પ વડે વાણીરૂપી દીપક પ્રકટે છે. પછી વાણીના પ્રકાશથી કર્મની વાટ સ્પષ્ટ દેખાવા લાગે છે ત્યારે કર્તા કર્મ કરવાને પ્રવૃત્ત થાય છે. શરીરાદિક સર્વ સમુદાયનું કારણ શરીરજ બને છે. અથવા જેમ લોઢાનું સર્વ કંઈ લોઢા વડેજ થાય છે, અથવા તંતુ વડેજ જેમ કપડું બને છે, જેમ હીરાને હીરા વડેજ પહેલ પાડી શકાય છે, તે પ્રમાણે મન, વાચા અને દેહનાં કર્મનું કારણ મન ઇત્યાદિજ છે. આ સ્થળે કર્મનાં શરીરાદિક કારણો તેજ તેના હેતુ શી રીતે થઈ શકે, એવી કદાચ કોઈ શંકા ધરે તો તેનું નિવારણ સાંભળ. જે પ્રમાણે સૂર્યના પ્રકાશનો હેતુ અને તેનું કારણ સૂર્યજ છે, કિંવા શેરડીનો સાંઠો એજ શેરડીની પ્રવૃદ્ધિનું કારણ છે, અથવા સરસ્વતીની સ્તુતિ કરવાને માટે વાણીનેજ (સરસ્વતીનેજ) શ્રમ આપવો પડે છે; કિંવા વેદનું મહત્ત્વ વર્ણવવું હોય તો તે વેદજ વર્ણવી શકે છે, તેમજ કર્મનું કારણ શરીરાદિ છે, એ તો સર્વને વિદિતજ છે; પરંતુ તેઓ કર્મના હેતુ પણ છે, એ પણ નિઃસંશય છે. (૩૬૫)

દેહાદિક કારણોનો દેહાદિક હેતુઓ સાથે યોગ થતાંજ કર્મની ઉત્પત્તિ થાય છે. તે કર્મ જો શાસ્ત્રોક્ત વિધિથી કરવામાં આવે તો હે ધનંજય! તે પુણ્યકર્મ કહેવાય છે અને તેનેજ ન્યાયકર્મ કહેવામાં આવે છે તથા તેનો હેતુ પણ ન્યાયજ છે. જે પ્રમાણે પર્જન્યનું પાણી ડાંગર પર સંચિત થાય તો તે જમીનમાં શોષાઈ જાય છેજ, અને તેથી જેમ ઉત્તમ લાભ થાય છે; અથવા કોઈ એક મનુષ્ય એકદમ દ્વારકાની વાટે પડે તો તેને ચાલવાનો શ્રમ તો થાય છે ખરો, પરંતુ તેનું એક પગલું પણ વ્યર્થ જતું નથી; તે પ્રમાણે હેતુ અને કારણના યોગથી કોઈ અંધકર્મ થાય છે તો પણ તે જો સશાસ્ત્ર હોય તો તે પુણ્ય-કર્મ કહેવાય છે. એક પાત્રમાંનું દૂધ આપોઆપ ઊભરાઈ જાય તેથી કાંઈ તેનો સદુપયોગ થયો કહેવાશે નહિ; તે પ્રમાણે શાસ્ત્રવિધિથી રહિત કર્મ કરવામાં આવે છતાં તેને વ્યર્થ ગયેલું ન માનવામાં આવે, તો પછી ધાડમાં ગયેલા દ્રવ્યને પણ દાન

કેમ ન કહી શકાય ? હે અર્જુન ! બાવન અક્ષરરહિત કયો મંત્ર છે? અથવા બાવન વર્ણ પૈકી એકનો પણ ઉચ્ચાર ન કરે એવો કયો પ્રાણી મળી આવશે? પરંતુ હે અર્જુન ! જ્યાં સુધી મંત્રની યુક્તિ સમજાઈ નથી, ત્યાં સુધી વાચાને બાવન અક્ષરના ઉચ્ચારથી મંત્રોચ્ચારની ફળપ્રાપ્તિ થતીજ નથી; તેમ કારણ અને હેતુના યોગથી જે અનિયમિત કર્મ થાય છે, તે શાસ્ત્રાનુકૂળ નથી હોતું તો પણ તે કર્મ તો કહેવાયજ છે, પરંતુ ભાઈ રે ! તે અન્યાય છે અને અન્યાયનોજ હેતુ થાય છે. ( ૩૭૯ )

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद્धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

શ્લોકાર્થઃ–આ પ્રમાણે સર્વ કર્મના આ પાંચ હેતુ હોય છે, એટલા માટે જે મનુષ્ય કેવળ આત્માનેજ કર્તા જુએ છે, તે અજ્ઞાની વેદાંતના સંસ્કારથી શૂન્ય હોવાને લીધે કાંઈજ જાણતો નથી.

ટીકાઃ–હે સુકીર્તે ! આ પ્રકારે કર્મનાં પાંચ કારણના પાંચ હેતુઓ હોય છે. તો હવે એમાં આત્મા એ કર્મનું જરા પણ કારણ છે કે? જે પ્રમાણે સૂર્ય સ્વતઃ વિષય ન બનતાં નેત્રાદિ પાંચ ઇંદ્રિયોના વિષયનેજ પ્રકટ કરે છે, તે પ્રમાણે આત્મા કર્મરૂપ ન હોઇને કર્મને તેના કર્તા પાસે કરાવે છે. હે અર્જુન ! આરસી અને પ્રતિબિંબ એ બન્ને પોતે ન બની જતાં જેપ્રમાણે દ્રષ્ટા તે ઉભયને પ્રકાશિત કરે છે, કિંવા હે પાંડુસુત ! સૂર્ય જેમ રાત્રિ કે દિવસ નહિ હોવા છતાં પણ દિવસ અને રાત્રિને પ્રકટ કરે છે, તે પ્રમાણે આત્મા કર્મ કે કર્તારૂપ નહિ હોઇને તે બન્નેનો પ્રકાશજ છે. પરંતુ અહંતાના ભ્રમથી જેની બુદ્ધિ "દેહ તેજ હું" એવી માન્યતાથી ઘટ્ટ બની ગઈ છે, તેને આત્મસ્વરૂપ વિષે તો મધ્યરાત્રિજ ચાલે છે. જેણે ચૈતન્ય, ઈશ્વર અને બ્રહ્મ એ સર્વે દેહનેજ માન્યાં છે, તેને "હુંજ કર્તા" એવો નિશ્ચય પણ પાકો હોતો નથી. તે તો એમજ સમજે છે કે, હું દેહ છું અને તે હું–તે દેહજ કર્મનો કર્તા છે; કારણ કે હું આત્મા કર્માતીત હોઈ સર્વ કર્મોનો સાક્ષી છું, એવી સ્વસ્વરૂપની વાત તો તે કદી કાનથી પણ સાંભળતો નથી. માટે મને–સર્વવ્યાપક આત્માને તે દેહ

જેટલોજ માને છે. ચમત્કાર તો જો, કે ઘુવડની પોતાનીજ આંખ ઝાંખ મારતી હોવાથી તે દિવસનેજ રાત્રિ કહે છે! જેણે વ્યોમમાંના ખરા સૂર્યને કદી પણ જોયો નથી તે ખાબોચિયાના પાણીમાં પડેલા પ્રતિબિંબનેજ સૂર્ય નથી કહેતો કે? ખાબોચિયામાં પાણી સંચિત થાય એટલે સૂર્યનો જન્મ થયો એમ તે કહે છે, અને તેજ પાણી પવનથી હાલે એટલે સૂર્ય કંપિત થયો એમ તે જણાવે છે; અને ખાબોચિયું સુકાઈ જાય એટલે સૂર્યનો નાશ થયો એમ તે સમજે છે. નિદ્રાગ્રસ્ત મનુષ્ય જ્યાં સુધી જાગ્રત નથી ત્યાં સુધી તેને સ્વપ્નજ સત્ય ભાસે છે. જે આ રજ્જુ છે એમ જાણતો નથી, તે તેને સર્પ સમજીને ભીતિ પામે એમાં આશ્ચર્ય શું? જ્યાં સુધી આંખમાં કમળો હોય છે ત્યાં સુધી ચંદ્રનો રંગ પીળોજ ભાસે છે. અરે! મૃગો જો મૃગજળથી ભ્રમિત ન થાય તો પછી કોણ થશે? તે પ્રમાણે તે શાસ્ત્ર અને ગુરુના નામના ઉચ્ચારનો સ્પર્શ પણ થવા દેતો નથી. કારણ કે તે મૂર્ખતાથીજ જીવે છે. અભ્રો ચાલતાં હોય છે તે જોઇને શિયાળ ચંદ્ર પર ચાલવાનો આરોપ મૂકે છે; તે પ્રમાણે દેહજ આત્મા છે એવી દૃષ્ટિથી તે આત્મા પર દેહરૂપ જાળ આરોપે છે. પછી હે અર્જુન! તેની આવી સમજથી દેહરૂપી કેદખાનામાં કર્મની મજબૂત સાંકળથી બંધાય છે. બિચારો પોપટ નલિકા પર બેઠેલો હોય છે, તે "હું બંધાઈ ગયો છું" એવી દૃઢ કલ્પનાથી પોતાના પગ મુક્ત હોય છે છતાં પણ પોતાના પંજા વડે નલિકાને પકડી રાખે છે; તેમ નિર્મળ આત્મસ્વરૂપ પર જે દેહે કરેલા કર્મનો આરોપ કરે છે, તે કોટ્યવધિ કલ્પોપર્યંત કર્મમાંજ ગૂંથાઇ રહે છે. (૩૯૪)

હવે કર્મ કરવા છતાં પણ જેને કર્મનો સ્પર્શ થતો નથી; અને જેમ વડવાનલ સમુદ્રમાં હોવા છતાં પણ તેને સમુદ્ર સ્પર્શ કરી શકતો નથી; તે પ્રમાણે જે અલિપ્તતાપૂર્વક કર્મ કરે છે, તેને કેવી રીતે ઓળખવો તે કહું છું. મુક્તના સ્વરૂપ વિષે વિચાર કરતાં આપણનેજ મુક્તપણું પ્રાપ્ત થાય છે; દીપકના પ્રકાશ વડે જોતાં આપણીજ વસ્તુ આપણને દૃષ્ટિગોચર થાય છે; અથવા

આરસી સ્વચ્છ કરવાથી આપણુંજ સ્વરૂપ તેમાં દેખાય છે; કિંવા મીઠું પાણીમાં નાખતાં જેમ તેનું પાણી થઈ જાય છે; અને આરસીમાંના પ્રતિબિંબ તરફ જોવાથી જેમ આપણું સ્વરૂપ આપોઆપ દૃષ્ટિગોચર થાય છે; તે પ્રમાણે સંતોની સ્થિતિનો વિચાર કરવાથી આપણું હરાઈ ગયેલું આત્મસ્વરૂપ પણ આપણને પ્રાપ્ત થાય છે. માટે સદૈવ સંતોનુંજ વર્ણન કરવું અને તેનાજ ગુણો નિરંતર શ્રવણ કરવા. પરંતુ કર્મ કરવા છતાં જે સુખદુઃખને વશ થતો નથી, ચર્મચક્ષુના ચર્મથી જેમ દૃષ્ટિ લુપ્ત થતી નથી, તે પ્રમાણે જે કર્માતીત અને મુક્ત હોય છે, તેનાં લક્ષણો તને મુક્તિના બાહુ પ્રસારીને કહું છું. (૪૦૨)

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्धयते ॥ १७॥**

**શ્લોકાર્થઃ**–હું અમુક કર્મ કરું છું એવું જેને અભિમાન નથી અને જેની બુદ્ધિમાં કર્મથી વિકાર ઉત્પન્ન થતો નથી, તે જો આ સર્વ લોકનો વધ કરે, તો પણ તે વધ કરતો નથી અને તે વધના દોષથી લિપ્ત થતો નથી. (૧૭)

**ટીકાઃ**–હે પ્રબુદ્ધ અર્જુન! જે અનાદિકાળથી અજ્ઞાનરૂપી નિદ્રામાં વિશ્વરૂપી સ્વપ્નનો અનુભવ વર્ષો થયાં લેતો હતો, તેને 'तत्त्वमसि' એ મહાવાકયથી અને ગુરુકૃપાના બળથી, માત્ર મસ્તક પર હાથ મૂકવાથી નહિ પરંતુ પીઠ થાબડીને જાગ્રત કર્યો હોય, તો તે તરતજ હે અર્જુન! જગદ્રૂપી સ્વપ્ન અને અજ્ઞાનરૂપી નિદ્રાનો ત્યાગ કરી નિજસ્વરૂપનાં દર્શનથી સહજ જાગ્રત થઈ જાય છે. ચંદ્ર ઊગતાંની સાથે મૃગજળનું પૂર આપોઆપ નષ્ટ થાય છે, કિંવા બાલ્યદશા સમાપ્ત થયા પછી બાઉથી કોઈ ડરતું નથી, કિંવા કાષ્ઠ બળીને ભસ્મ થયા પછી જેમ તેમાં કાષ્ઠપણું રહેતું નથી; અથવા જાગ્રત થયા પછી જેમ સ્વપ્ન દૃષ્ટિગોચર થતું નથી; તેમ હે અર્જુન! તેને હું અને મારું એવું અભિમાન રહેતું નથી. પછી તિમિરનું દર્શન કરવાને માટે સૂર્ય ગમે તેવા ભોંયરામાં પ્રવેશ કરે તો પણ તે ત્યાં તેનું દર્શન કરી શકતો નથી; તે પ્રમાણે હું આત્મા છું

એવો જેને દઢ નિશ્ચય થયો છે, તે જે વસ્તુ તરફ જુએ છે તે વસ્તુ દ્રષ્ટા અને દષ્ટિસહિત તેને આત્મસ્વરૂપજ લાગશે. જે પદાર્થને અગ્નિ સ્પર્શ કરે છે તે પદાર્થ પોતે જેમ અગ્નિરૂપ બની જાય છે, અને પછી જેમ દાહ્ય અને દાહક એવો ભેદ રહેતો નથી; તેજ પ્રમાણે કર્મને ભિન્ન માનીને આત્મા પર જે કર્તાપણાનો આરોપ મૂકવામાં આવેલો, તેનો જ્યારે નાશ થાય છે ત્યારે જે કાંઈ અવશિષ્ટ રહે છે, તે આત્મસ્થિતિ છે. એ આત્મસ્થિતિમાં રહેનાર જે શ્રેષ્ઠ પુરુષ, તે શું આ દેહને કોઈ જુદી વસ્તુ માનશે કે? પ્રલયકાળનો પ્રચંડ જલસમુદાય કોઈ બીજા પ્રવાહનું અસ્તિત્વ રહેવા દેતો નથી; તેમ હે અર્જુન! અનંત બ્રહ્મસ્વરૂપમાં અહંતા ઉત્પન્ન થયા પછી તે બ્રહ્મરૂપ થયેલો અહંકાર દેહને લીધે ખંડિત થઈ શકતો નથી. સૂર્યના પ્રતિબિંબથી સૂર્યને પકડી શકાય છે કે? છાશ વલોવી માખણ કાઢી લીધા પછી પુનઃ તેને છાશમાં નાખવાથી શું તે તેની સાથે ભળી જાય છે કે? અથવા હે વીરેશ! કાષ્ઠ બાળીને અગ્નિ તૈયાર કર્યા પછી તેને કાષ્ઠની પેટીમાં રાખીએ તો તેમાં તે ગોંધાયેલો રહી શકે છે કે? કિંવા રાત્રિના ઉદરમાંથી સૂર્ય બહાર નીકળ્યા પછી 'રાત્રિ' રહેશે ખરી કે? તેજ પ્રમાણે જ્ઞેય અને જ્ઞાતા એ બન્ને જેનાં વિલીન થયાં છે, તેને તેજ હું દેહ છું, અથવા દેહજ આત્મા છે એવો ગર્વ ક્યાંથી હોય? આકાશ જ્યાં જાય ત્યાં પણ તે પોતેજ ભરેલું હોવાથી સ્વભાવથીજ તે સર્વત્ર વ્યાપ્ત છે; તે પ્રમાણે તે જે જે કર્મ કરે છે તે આત્મસ્વરૂપજ છે, તો પછી તે કયા કર્મથી કર્તૃત્વ ગ્રહણ કરશે? ગગન સિવાય ગગનને રહેવાનું અન્ય સ્થાન નથી, સમુદ્રને પ્રવાહ હોતો નથી અને ધ્રુવને ગતિ નથી, તેવી તે પુરુષની સ્થિતિ હોય છે. (૪૨૧)

આ પ્રકારે જેણે આત્મજ્ઞાનના યોગથી કર્મના કર્તાપણાનું અભિમાન ત્યજી દીધું છે, તે પણ દેહ છે ત્યાં સુધી કર્મ તો કરે છેજ. પવન વાતો બંધ થાય છે; તો પણ વૃક્ષનું હાલવું તો ચાલુજ રહે છે; અથવા કર્પૂર સમાપ્ત થાય છે તો પણ કરંડિયામાં વાસ તો અવશિષ્ટ રહે છે; અથવા ગાયનનો સમારંભ સમાપ્ત થાય

છે તો પણ ગાયન સાંભળીને મનને થયેલો આનંદોત્સાહ તો રહે છેજ; કિંવા પાણી સુકાઈ ગયા છતાં જમીનની ભીનાશ જતી નથીજ; અરે, સૂર્યાસ્ત થયા છતાં પણ સંધ્યાકાળે પશ્ચિમદિશાના આકાશમાં સૂર્યની જ્યોતિનું તેજ ( સંધિપ્રકાશ ) દેખાય છેજ; નિશાનને છેદ્યા પછી પણ બાણ તેની ગતિ પૂરી થઈ જાય ત્યાં સુધી આગળ જાય છેજ; કુંભારે ચાક પર પાત્ર તૈયાર કરી લીધા પછી પણ પૂર્વગતિથી ચાક ફર્યા કરે છે; તે પ્રમાણે હે ધનંજય! દેહાભિમાન નષ્ટ થયા પછી પણ જે કર્મથી દેહ ઉત્પન્ન થયો છે તે દેહની પાસે ચેષ્ટા કરાવે છેજ. કેમકે આ ચેષ્ટાનું અવલંબન તેની ઇચ્છા પર હોતું નથી. સંકલ્પ કર્યા વિના પણ સ્વપ્ન આવે છે; અરણ્યમાં જેમ રોપ્યા વિના પણ વૃક્ષો ઊગે છે; અને રચના કર્યા સિવાય પણ જેમ આકાશમાં ગંધર્વનગર ઉદ્‌ભવે છે; તે પ્રમાણે આત્માના સંકલ્પ વિના પણ પાછળ જે દેહાદિ પાંચ કારણો કહ્યાં તેના વડે પણ આપોઆપ કર્મો થઈ આવે છે. પૂર્વજન્મના સંસ્કારને અનુસરીને એ પાંચ કારણો અને હેતુ અનેક ક્રિયાઓ કરાવે છે. તે ક્રિયાઓ પછી ચાહે સર્વ જગતનો સંહાર થાઓ કે નવાં જગત રચાઓ; કુમુદિની કેવી સુકાઈ જાય છે અને કમળનો વિકાસ કેવો થાય છે, એ બન્ને બાબતો પોતાના વડે થવા છતાં પણ જેમ સૂર્ય નથી જાણતો, કિંવા આકાશમાંથી વીજ પડીને જમીનના ટુકડેટુકડા કરી નાખે કિંવા વૃષ્ટિ થઇને જમીનને લીલીછમ બનાવી દે, તો પણ આ ઉભય ઘટનાને જેમ આકાશ જાણતું નથી; તે પ્રમાણે જે દેહાતીત થઈ દેહમાં રહે છે, તે જેમ સ્વપ્નમાંથી જાગ્રત થયેલો મનુષ્ય સ્વપ્ન જોતો નથી તે પ્રમાણે દેહાદિક દ્વારા સૃષ્ટિનો ઉદ્‌ભવ થાઓ કે લય થાઓ, પરંતુ તે કાંઈ જાણતો નથી.

બાકી જે તેને ચર્મચક્ષુથીજ જુએ છે, તે તો તેનેજ કર્મ કરનાર માને છે. ઘાસનું ઓઠું બનાવીને ખેતરને એક ખૂણે ઊભું કરવામાં આવે તો શિયાળવાં તેનેજ ખરો રખવાળ નથી સમજતાં કે? ગાંડા મનુષ્યે વસ્ત્રો પહેર્યાં છે કે તે નાગો છે તે વાતની તપાસ લોકોનેજ રાખવી પડે છે; કિંવા રણમાં મરેલા યોદ્ધાના

ધાવ જે પ્રમાણે ઇતર મનુષ્યોનેજ ગણવા પડે છે; અથવા મહાસતી જ્યારે સતી થાય છે ત્યારે તે ઇતર લોકોને સ્નાનાદિ કર્મ કરતી જણાય છે; તો પણ તેને તો પોતાના શરીરની કે લોકોની સ્મૃતિ રહેતી નથી અને માત્ર તે પતિસ્વરૂપમાંજ તલ્લીન થયેલી હોય છે; તે પ્રમાણે આત્મસ્વરૂપપ્રાપ્તિના યોગથી જે દ્રષ્ટા દશ્યસહિત વિલીન થાય છે, તે ઇંદ્રિયસમુદાય શું ક્રિયા કરે છે તે જાણતો નથી. સમુદ્રના તીર પર ઊભા રહેલા લોકોને એમ લાગે કે, મોટા તરંગ નાના તરંગને ગળી જાય છે; પણ ઉદકની દૃષ્ટિથી જોતાં કયો તરંગ કયા તરંગનો ભક્ષ કરે છે? તે પ્રમાણે જે આત્મસ્વરૂપમાં ભળી ગયો છે તેને બીજી કોઈ વસ્તુજ રહેતી નથી કે જેનો ત્યાગ અથવા નાશ કરે. સુવર્ણની બનાવેલી દેવી સુવર્ણના ત્રિશૂલ વડે સુવર્ણના બનાવેલા મહિષાસુરનો નાશ કરે છે, તે વ્યાપાર પાસે ઊભેલા ભાવિક ભક્તની દૃષ્ટિથી સત્ય ભાસે છે; પરંતુ સુવર્ણની દૃષ્ટિથી તો દેવી, ત્રિશૂલ અને મહિષાસુર એ સર્વ જેમ સુવર્ણજ છે; કિંવા ભીંત પર આલેખવામાં આવેલા ચિત્રમાં જે તળાવ અને અગ્નિકુંડ દૃષ્ટિગોચર થાય છે, તે માત્ર દૃષ્ટિનોજ ભેદ હોઈને તે ભયના સાન્નિધ્યમાં વસ્ત્ર લાવતાં તે ભીંજાતું પણ નથી કે બળતું પણ નથી; તેમ જે જ્ઞાની છે તેના દેહનો વ્યાપાર પૂર્વકર્માનુસારજ થાય છે; પરંતુ આ મર્મ સમજ્યા વિના મૂર્ખ લોકો તેનેજ કર્મકર્તા માને છે, બાકી તો તેના કર્મ વડે ચાહે ત્રૈલોકયનો પણ વધ થાય તો પણ કર્તા તે નથી. સૂર્ય અંધકારનું દર્શન કરે અને તેને દૂર થવાનું કહે એવું બને ખરું કે? તેજ પ્રમાણે જ્ઞાનીની દૃષ્ટિમાં એવી કોઈ વસ્તુજ નથી હોતી કે જેનો તે નાશ કરે. તેનામાંનો દ્વૈતભાવ વિલય પામ્યો હોય છે અને તેને સર્વ વિશ્વ સ્વસ્વરૂપજ ભાસે છે. તેની બુદ્ધિમાં પાપ અને પુણ્યનો લેશ પણ હોતો નથી. જેમકે એકાદ નદી ગંગાને મળે એટલે તેની અપવિત્રતાનો નાશ થાય છે. હે અર્જુન! અગ્નિ પર અગ્નિ પડે તો તે દાઝે છે કે? કિંવા શસ્ત્ર પોતાને કદી ખૂંચે છે કે? તેજ પ્રમાણે મારા સ્વરૂપથીજ કોઈ પણ કર્મ ભિન્ન નથી એમ જે

સમજે છે, તેની બુદ્ધિને કયો પદાર્થ સ્પર્શ કરી શકશે? માટે જે કાર્ય, કર્તા અને ક્રિયા, એ ત્રિપુટી પોતેજ બની ગયો છે, તે શરીરાદિ દ્વારા થતા કર્મથી બદ્ધ થતો નથી. કારણ કે જીવ મહત્તાપૂર્વક પોતાને કર્તા માની પંચમહાભૂતરૂપી ખાણ ખોદીને દશ ઇંદ્રિયોના સાધનથી ન્યાય કિંવા અન્યાય એવી બે પ્રકારની ક્રિયા કરી એક ક્ષણમાં કર્મરૂપી ભુવનો તૈયાર કરે છે. પરંતુ નક્કી જાણવું કે, આ મોટા કર્મનો આત્મા સહાયક પણ નથી અને તે આરંભ કરવાવાળો પણ નથી; તે તો સાક્ષીભૂત અને જ્ઞાનસ્વરૂપજ છે. માટે કર્મપ્રવૃત્તિનો જે સંકલ્પ થાય છે તેને કેવી રીતે આજ્ઞા આપશે? તેજ પ્રમાણે કર્મમાં તેને કાંઈ શ્રમ પણ પડતો નથી; શ્રમ તો કેવળ પ્રકૃતિનેજ પડે છે. જે કેવળ આત્મસ્વરૂપ થયો છે તે કદી પણ કર્મરૂપી બંદીખાનામાં પુરાતોજ નથી. તે પ્રકૃતિથી કર્મ કરવા છતાં અજ્ઞાનરૂપી પટ પર જે દ્વૈતજ્ઞાનરૂપી ચિત્ર આલેખવામાં આવે છે ત્યાં ચિત્ર, ચિત્રકાર અને ચિત્રપટ, એ ત્રિપુટી વિદ્યમાન હોય છે એ વાત હું તને સ્પષ્ટ રીતે કહું છું. (૪૬૦)

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

**શ્લોકાર્થઃ**–જ્ઞાન, જ્ઞેય (વિષય) અને જ્ઞાતા (વિષયને ભોગવનારો) એ ત્રિપુટી કર્મની પ્રેરક છે; અને કરણ, (બાહ્ય અને આંતર ઇન્દ્રિય) કર્મ તથા કર્તા (કરણ પાસે વ્યાપાર કરાવનારો) એ ત્રિપુટી કર્મસંગ્રહનું કારણ છે. (૧૮)

**ટીકાઃ**–જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન, એ ત્રિપુટીજ જગતના બીજભૂત હોઈને એના વડેજ નિઃસંશય કર્મની પ્રવૃત્તિ થાય છે. હે ધનંજય! હવે એજ ત્રિપુટીનાં જુદાં જુદાં સ્વરૂપો કહું છું તે સાંભળ. જીવરૂપી સૂર્યબિંબનાં જ્ઞાનેન્દ્રિયાદિ પંચેન્દ્રિયરૂપી કિરણો વિષયરૂપી કર્મની કળી પર પડી તેને વિકસિત કરે છે; અથવા જીવરૂપી રાજા શરીરરૂપી પલાણ વિનાના ઘોડા પર બેસી, હાથમાં ઇન્દ્રિયરૂપી ભાલા ગ્રહી, વિષયરૂપી દેશમાં લૂંટફાટ કરે છે. જે જ્ઞાન ઇન્દ્રિયો દ્વારા ક્રિયા કરાવીને જીવને સુખ

અને દુઃખ ભોગવાવે છે અને જે ગાઢ નિદ્રામાં લય પામે છે; એવું જ્ઞાન ધરાવનાર જીવને જ્ઞાતા કહે છે અને જેનું વર્ણન ચાલે છે તેને જ્ઞાન કહેવામાં આવે છે. હે અર્જુન ! ગાઢ અજ્ઞાનરૂપી ઉદરમાંથી નીકળવા સાથેજ જે જ્ઞાન પોતાને ત્રણ પ્રકારે વિભક્ત કરી નાખે છે; પોતાની વૃત્તિની સમક્ષ જાણવાના વિષયરૂપ જ્ઞેયને ખડો કરીને, જ્ઞાતાને પોતાની પાછળ ઊભો કરીને પછી જ્ઞાતા અને જ્ઞેય એ ઉભયથી મધ્યમાં રહે છે; જ્ઞેયને જઈને મળ્યા પછી જેની ગતિ બંધ પડે છે અને જે સર્વ પદાર્થોને નામ આપે છે, તે સામાન્ય જ્ઞાન છે એમાં સંશય નથી. હવે જ્ઞેયનાં લક્ષણો કહું છુ તે સાંભળ. (૪૭૧)

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એવા જ્ઞેયના પાંચ પ્રકાર છે. જેમ એકજ આમ્રફળ પાંચે ઇન્દ્રિયોને ભિન્ન ભિન્ન રીત દ્વારા પ્રતીત થાય છે–અર્થાત્ શબ્દથી કર્ણને, રસવડે જીભને, રંગથી નેત્રોને, વાસથી નાકને અને સ્પર્શથી ત્વચાને સમજાવે છે; તે પ્રમાણે જ્ઞેય એકજ છે, પરંતુ તેનું જ્ઞાન જુદા જુદા પ્રકારનું ઉત્પન્ન થાય છે, માટે તે પાંચ પ્રકારનું થયું છે. સમુદ્રમાં મળ્યા પછી નદીનો ઓઘ સમાપ્ત થાય છે, મુકામ પર પહોંચ્યા પછી ચાલવું બંધ થાય છે અથવા પાક લણ્યા પછી જેમ ધાન્યની વૃદ્ધિ અટકી જાય છે; તેમ હે અર્જુન ! ઇન્દ્રિયના માર્ગમાં દોડતાં જ્ઞાનની જ્યાં સીમા આવી રહે છે તેનેજ જ્ઞેય કહેવામાં આવે છે. આમ હે ધનંજય ! જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનાં લક્ષણો તને કહી સંભળાવ્યાં. આ ત્રિપુટી વડેજ સર્વ કર્મોની પ્રવૃત્તિ થાય છે; કારણ કે શબ્દાદિ વિષયરૂપ જે પાંચ પ્રકારનું જ્ઞેય છે, તેજ પ્રિય કિંવા અપ્રિય પૈકી ગમે તે એક હોય છે.

હે ધનંજય ! જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેય પદાર્થ જ્યારે દર્શાવે છે, ત્યારેજ તેનો સ્વીકાર કિંવા ત્યાગ કરવાને જ્ઞાતા ઉદ્યુક્ત થાય છે. મત્સ્યને જોતાંજ જેમ બગલો, દ્રવ્યને જોતાંજ જેમ દરિદ્રી કિંવા સ્ત્રીને જોતાંજ જેમ કામી પુરુષ તેની પ્રાપ્તિ કરવાને પ્રવૃત્ત થાય છે; જે પ્રમાણે પાણી નીચી જમીન તરફ દોડે છે; ભ્રમર પુષ્પનો સુવાસ લેવાને દોડે છે; અથવા સંધ્યાકાળે વાછરડાને

છોડવામાં આવતાં તે જેમ ગાયની તરફ દોડે છે; સ્વર્ગમાંની ઉર્વશીનું વર્ણન સાંભળી, લોકો જેમ આકાશમાં યજ્ઞરૂપી સીડીઓ ગોઠવે છે; અથવા હે અર્જુન! પારેવો ગગનમાં ઊડતો હોય તો પણ પારેવીને જોતાંની સાથેજ તે એકદમ નીચે પહોંચી જાય છે; અથવા મેઘગર્જના સાંભળતાં જેમ મોર આકાશ તરફ દોડે છે; તેજ પ્રમાણે જ્ઞાતા જ્ઞેયને (વિષયને) જોઈને તેના તરફ દોડે છે. માટે હે પાંડુસુત! જગતમાં સર્વ કર્મોની પ્રવૃત્તિ જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા, એમ ત્રણ પ્રકારની હોય છે. એમાં પણ જ્ઞેય વિષય જો જ્ઞાતાને પ્રિય હોય તો પછી તે ભોગવવાને તે એક ક્ષણનો પણ વિલંબ સહન કરી શકતો નથી. તે વિષય તેને અપ્રિય હોય છે, તો તેનો ત્યાગ કરવાને એક ક્ષણ પણ તેને યુગ સમાન ભાસે છે. નીલમણિનો હાર જોતાંજ હર્ષ અને સર્પને જોતાં તરતજ ભીતિ ઉત્પન્ન થાય છે; તેજ પ્રમાણે પ્રિય કિંવા અપ્રિય વસ્તુ જોતાંની સાથેજ જ્ઞાતાની સ્થિતિ થાય છે, અને પછી તેનો સ્વીકાર કિંવા ત્યાગ કરવાને માટે કર્મ ઉત્પન્ન થાય છે. જે કુસ્તીનો શોખીન છે તે સૈન્યનો અધિપતિ હોય તો પણ મલ્લને જોતાંની સાથેજ રથ પરથી ઊતરી પગપાળો બને છે; તે પ્રમાણે જે જ્ઞાતા છે તેજ વિષયાસક્ત થાય છે એટલે કર્તા બની રહે છે. આ પ્રમાણે કર્તૃત્વનો બોજો મસ્તક પર લઈ લેવો એ પતરાળી પર બેસી આનંદથી તૈયાર ભોજન જમવાને બદલે સ્વયંપાક જાતે તૈયાર કરવાને પરિશ્રમ વહોરી લેવા સમાન છે; કિંવા પુષ્પરેણુનો ઉપભોગ લેવાને માટે જેમ ભ્રમર બાગને તૈયાર કરવાની ખટપટ વહોરે; અથવા કસોટી પોતાના ઐશ્વર્યને તુચ્છ માની ધાતુ બનવા માગે, કિંવા દેવો દેવાલયમાં સ્વસ્થ બેસી રહેવાને બદલે મોટાં મંદિરો બાંધવાને પ્રવૃત્ત થાય, તે પ્રમાણે જ્ઞેય વિષયોની ઇચ્છાથી જ્ઞાતા ઇંદ્રિયો પાસે વ્યાપાર કરાવે છે; તેથી હે અર્જુન! તે કર્તા બની જાય છે. આ પ્રમાણે આપણે જે જ્ઞાતા તેજ કર્તા બનીને જ્ઞાનને કરણ (સાધન) બનાવીએ છીએ. એટલે પછી જ્ઞેય પણ સ્વાભાવિક રીતેજ કાર્ય બને છે. આ પ્રકારે હે સુમતે! જ્ઞાનનીજ પોતાની સ્થિતિ પલ-

ટાઈ જાય છે. જે પ્રમાણે નેત્રોની શોભા રાત્રે બદલાઈ જાય છે; કિંવા દૈવ પ્રતિકૂળ થવાથી જેમ શ્રીમંતના વિલાસ બદલાઈ જાય છે; અથવા પૂર્ણિમા પછી જે પ્રમાણે ચંદ્ર એકેક કળાથી ક્ષય થઇને છેવટે કળાહીન બને છે; તે પ્રમાણે ઇન્દ્રિયોના વ્યાપાર દ્વારા જ્ઞાતા જ્યારે કર્તૃત્વાભિમાનમાં ફસાઇ પડે છે, ત્યારે તે પોતાના સત્ય સ્વરૂપને ભૂલી જાય છે; એ દશા કેવી રીતે થાય છે તે હવે સાંભળ. (૪૯૭)

બુદ્ધિ, મન, ચિત્ત અને અહંકાર, એ ચતુર્વિધ અંતઃકરણ (અંતઃકરણની આ ચાર વૃત્તિઓ) છે; અને ત્વચા, કર્ણ, નેત્રો, જિહ્વા તથા નાક, એવી પાંચ પ્રકારની બાહ્ય ઇંદ્રિયો છે. અંતકરણની વૃત્તિના યોગથી જીવ જ્યારે કર્મ કરવાનો નિશ્ચય કરે છે; ત્યારે પછી એ કર્મ દ્વારા સુખપ્રાપ્તિ થશે એમજ તેને લાગવા માંડે છે, અને તેથી કરીને તે નેત્રાદિ દશે બાહ્યેંદ્રિયોને જાગ્રત કરી તેની પાસે તે વ્યાપાર કરાવે છે. ઇન્દ્રિયસમુદાયને તે ત્યાં સુધી રગદોળે છે કે જ્યાં સુધી કર્મનો લાભ હાથ આવતો નથી. એજ પ્રમાણે તેને જ્યારે એમ લાગે છે કે, અમુક કર્મથી દુઃખોત્પત્તિ થાય ત્યારે ત્યાગ કરવામાં દશે ઇન્દ્રિયોની યોજના કરે છે; અને જેમ એકાદ રાજા મહેસૂલ વસૂલ કરવાને માટે પોતાના સેવકોને રાત્રિદિવસ રગદોળે છે, તે પ્રમાણે તે દુઃખનો નાશ થાય ત્યાં સુધી રાત્રિદિવસ ખટપટ કરે છે. (૫૦૪)

આ પ્રમાણે કર્મના ત્યાગ અથવા સ્વીકાર માટે જ્ઞાતાએ ઇંદ્રિયોને ઉપયોગમાં લીધી એટલે તેને 'કર્તા' નામ પ્રાપ્ત થયું; અને કર્તા કર્મ કરવામાં સર્વ ઇન્દ્રિયોને હળની પેઠે વાપરે છે. માટે તેને કરણ અર્થાત્ ક્રિયાનાં સાધનો કહેવામાં આવે છે; અને એ સાધનો દ્વારા કર્તા જે ક્રિયા કરે છે તેનાથી જે વ્યાપ્ત થાય છે, તેને કર્મ કહેવામાં આવે છે. જે પ્રમાણે સોનીની બુદ્ધિ વડે અલંકાર વ્યાપ્ત હોય છે, ચંદ્રનાં કિરણો વડે ચંદ્રપ્રકાશ વ્યાપ્ત હોય છે, વિસ્તારથી જેમ વલ્લરી વ્યાપ્ત હોય છે, સૂર્યની પ્રભાથી જે પ્રમાણે સૂર્યપ્રકાશ વ્યાપ્ત હોય છે, મિષ્ટતાથી જેમ શેરડીનો રસ વ્યાપ્ત હોય છે અને અવકાશથી જેમ આકાશ વ્યાપ્ત

હોય છે; તે પ્રમાણે હે અર્જુન! કર્તાની ક્રિયાથી જ વ્યાપ્ત હોય છે તેજ કર્મ છે, એમાં શંકા નથી. આ પ્રમાણે હે અર્જુન! તને કર્તા, કર્મ અને કરણ, એ ત્રણેનાં લક્ષણો કહ્યાં. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, એ ત્રણથી કર્મની પ્રવૃત્તિ થાય છે, તેજ પ્રમાણે કર્તા, કરણ અને કાર્ય, એ ત્રિપુટી કર્મના સંચયરૂપ છે. અગ્નિમાં જે પ્રમાણે ધૂમ્ર હોય છેજ, બીજમાં જેમ વૃક્ષ સમાયેલુ હોય છે અથવા જેમ મનમાં નિરંતર ઇચ્છાનો વાસ હોય છે અને સુવર્ણ જે પ્રમાણે ખાણમાં રહેલુ હોય છે, તે પ્રમાણે કર્તા, ક્રિયા અને કરણ, એ ત્રિપુટી કર્મનું ઉત્પત્તિસ્થાન છે. માટે હે પાંડુસુત! તાત્પર્ય એજ નીકળ્યું કે, અમુક મારું કર્તવ્ય છે અને હું તેનો કર્તા છું, એવું કર્તૃત્વાભિમાન જીવ ધારણ કરે છે એટલે તરતજ સર્વ ક્રિયા ચાલવા માંડે છે, અને આત્મા તો એ સર્વ ક્રિયાથી દૂરજ હોય છે. એટલા માટે હે સુમતે! તને વારંવાર કહું છું કે, આત્મા સદાકાળ કર્મથી અલિપ્તજ છે. (૫૧૬)

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥**

**શ્લોકાર્થઃ**–જ્ઞાન, કર્મ અને કર્તા, એ ગુણભેદથી ત્રણ પ્રકારના છે, એમ સાંખ્યશાસ્ત્રમાં યથાર્થ કહ્યું છે, તે પણ તું સાંભળ.

**ટીકાઃ**–પરંતુ તને જ્ઞાન, કર્મ અને કર્તા, એ ત્રિપુટી વિષે જે વર્ણન કહ્યુ, તે પણ ત્રણ ગુણોને અનુસરીને ભિન્ન ભિન્ન પ્રકારનુ છે. માટે હે અર્જુન! જ્ઞાન, કર્મ અને કર્તા, એના પર પણ વિશ્વાસ રાખીશ નહિ. કારણ કે એમાંના રજ અને તમ એ ગુણો બંધનકારક છે અને માત્ર સત્ત્વગુણજ મુક્ત કરવાને સમર્થ છે. તે સાત્ત્વિક ગુણનો ભેદ–જેને વિષે સાંખ્યશાસ્ત્રમાં વિવેચન કરવામાં આવ્યુ છે તે–તને સમજ પડે એવી રીતે કહું છુ જે સાંખ્યશાસ્ત્રમાં વિચારરૂપી ક્ષીરસમુદ્રજ છે, જે આત્મબોધરૂપી કમળને વિકસિત કરનાર ચંદ્રમા છે અને જ્ઞાનરૂપી નેત્રવાળો શાસ્ત્રનો રાજા છે, કિંવા જે પ્રકૃતિ અને પુરુષ, દિવસ અને રાત્રિની પેઠે પરસ્પર જોડાયેલાં છે, તેને પૃથક્ કરી દર્શાવનાર સૂર્યસમાન છે; જે અપાર મોહનાં ચોવીસ તત્ત્વોનો

છેડો કાઢીને પરતત્ત્વનું સુખ વર્ણવે છે; હે અર્જુન ! એવું જે સાંખ્યશાસ્ત્ર જે ગુણોનું સ્તવન કરે છે, તે ત્રણ ગુણોનું વર્ણન આવું છે કે, તેમણે સ્વબળથી ત્રણ પ્રકારનાં ચિહ્ન વડે સર્વ દશ્ય પદાર્થને અંકિત કરી દીધા છે. આ પ્રમાણે સત્ત્વ, રજ અને તમ, આ ત્રણ ગુણોનું એવું પ્રચંડ સામર્થ્ય છે કે, તેમણે બ્રહ્મદેવથી લઇને કીટપર્યંત પોતાની ત્રિવિધતા ભરી કાઢી છે. હવે આ સર્વ વિશ્વ જેના યોગથી આ ત્રણ ગુણના પાશમાં સપડાયું છે, તે જ્ઞાનનું વર્ણન તને પ્રથમ કહી સંભળાવું છું. કારણ કે દષ્ટિ શુદ્ધ થવાથીજ ગમે તે પદાર્થનું ખરું સ્વરૂપ સમજાય છે, તે પ્રમાણે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થવાથીજ સર્વ પદાર્થનું શુદ્ધ સ્વરૂપ સમજાય છે. માટે હવે સાત્ત્વિક જ્ઞાન તને કહું છું તે સાંભળ, એમ કૈવલ્યગુણનિધાન શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા. (૫૨૮)

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

*શ્લોકાર્થઃ*—જે જ્ઞાનના યોગથી જીવ પૃથક્ પૃથક્ સર્વ ભૂતોમાં અવિભક્ત એવો એકજ અવિનાશી ભાવ (આત્મતત્ત્વ) જુએ છે, તે જ્ઞાન સાત્ત્વિક છે, એમ તું સમજ. (૨૦)

*ટીકાઃ*—માટે હે અર્જુન ! તેજ ખરેખર શુદ્ધ જ્ઞાન છે, કે જેનો ઉદય થતાંની સાથે તેમાં જ્ઞેય વસ્તુ જ્ઞાતા સહવર્તમાન લય પામે. જે પ્રમાણે સૂર્ય તિમિરને જોઈ શકતો નથી, કિંવા સમુદ્ર નદીઓને ઓળખતો પણ નથી અથવા જેમ આપણો પડછાયો પકડવા જતાં પકડાતો નથી; તે પ્રમાણે જે જ્ઞાન શિવથી લઇને તૃણપર્યંત સર્વ ભૂતમાત્રમાં ભિન્નતા જોતું નથી; ભીંતને હાથથી સાફ કર્યા પછી પ્રથમનાં ચિત્રો જણાતાં નથી; કિંવા મીઠાને ધોવા જતાં તેની જેવી સ્થિતિ થાય છે; કિંવા જાગ્રત થયા પછી સ્વપ્નની જેવી સ્થિતિ થાય છે; તેમજ જે જ્ઞાન વડે જ્ઞેયને જોવા જતાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, એ ત્રિપુટીનો લય થાય છે; જ્ઞાતાને જેમ સુવર્ણની પરીક્ષા કરવાને માટે અલંકારો ભાંગીને તેમાંથી સુવર્ણ કાઢવું પડતું નથી; કિંવા પાણીમાંથી

તરંગોને ગાળી કાઢીને જુદા પાડી શકાતા નથી; તે પ્રમાણે સર્વ દશ્ય વસ્તુઓમાં જે જ્ઞાન વડે ભેદ જણાતો નથી, તેજ જ્ઞાનને સાત્ત્વિક જ્ઞાન કહેવામાં આવે છે. આરસી જોવા જતાં જોનારનુંજ પ્રતિબિંબ તેમાં દેખાય છે; તે પ્રમાણે જ્ઞેયને જોવા જતાં પ્રત્યેક વસ્તુમાં જ્ઞાતા પોતાનું સ્વરૂપજ જુએ છે. આજ સાત્ત્વિક જ્ઞાન મોક્ષલક્ષ્મીનું મંદિર છે. હવે તને રાજસ જ્ઞાનનાં લક્ષણો કહું છું, તે સાંભળ. (૫૩૭)

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥**

શ્લોકાર્થઃ–જે જ્ઞાન ભેદભાવથી સર્વ ભૂતોમાં નાના પ્રકારની ભિન્નતા જુએ છે, તે રાજસ જ્ઞાન છે એમ સમજ. (૨૧)

ટીકાઃ–હે અર્જુન! જે જ્ઞાન ભૂતમાત્રમાં ભેદભાવ માને છે તે રાજસ જ્ઞાન છે, એમ તું સમજ. એ રાજસ જ્ઞાનેજ ભૂતમાત્રમાં અનેકત્વ માની અયથાર્થતા પ્રાપ્ત કરી છે અને જ્ઞાતાને ચકડોળે ચડાવી મૂક્યો છે. જે પ્રમાણે નિદ્રા સ્વસ્વરૂપ ઉપર પડદો નાખીને સ્વપ્નની કષ્ટપ્રદ સ્થિતિ આણે છે, તે પ્રમાણે આત્મજ્ઞાનના મંદિરની ચારે તરફ મિથ્યા મોહનો ફેલાવો કરી દઈ જે જ્ઞાન જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થામાં જીવને ફસાવે છે. નાના બાળકથી દાગીનાના રૂપમાં રહેલું સોનું જેમ ઓળખી શકાતું નથી; તે પ્રમાણે જે જ્ઞાનથી નામ અને રૂપનીજ માત્ર પ્રતીતિ થાય છે અને અદ્વૈત છેટું રહી જાય છે; અજ્ઞાની મનુષ્ય ઘડા અને ગાગરને જોઇને જેમ મૂળ મૃત્તિકાને ઓળખી શકતો નથી; અથવા દીપકને જોવાથી જેમ માણસ અગ્નિનું ભાન ભૂલી જાય છે; કિંવા મૂર્ખ મનુષ્ય જેમ વસ્ત્રનું નામ પડ્યા પછી તંતુને ઓળખી શકતો નથી; અથવા તેને પડદા પરનાં ચિત્રો બતાવવામાં આવતાં તે પડદાને તો વીસરીજ જાય છે; તે પ્રમાણે જે જ્ઞાનથી ભૂતમાત્રને ભિન્ન ભિન્ન સમજી ઐક્યની ભાવના નાશ પામે છે; કાષ્ઠના ભિન્ન ભિન્ન આકાર પ્રમાણે અગ્નિના આકાર પણ જેમ ભિન્ન ... છે; અથવા પુષ્પોના જુદાપણાથી સુગંધ પણ જુદી જુ...

થાય છે; અને ચંદ્રનો પ્રકાશ પાણીમાં પડવાથી ચંદ્રના ટુકડે-ટુકડા થઈ ગયેલા દષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે નાના પ્રકારના પદાર્થોમાં તેમના વેશ ઇત્યાદિ પરથી નાનામોટાનો જે ભેદ દેખાય છે તેને જે ખરી ભિન્નતાજ માને છે, એવા જ્ઞાનને રાજસ જ્ઞાન કહે છે. હવે ગામ બહાર રહેતા ઢેડ-ચમારાદિનાં ઘરોમાં પેસી ન જવાય તેટલા માટે વટેમાર્ગુને પોકારીને કહેવું પડે છે; તે પ્રમાણે તામસ જ્ઞાનનાં લક્ષણો તને કહું છું તે પરિપૂર્ણ લક્ષમાં રાખ. (૫૪૮)

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

**શ્લોકાર્થ:**—જે જ્ઞાન, એક શરીર અથવા ઉપાસ્યદેવતાની મૂર્તિની પેલી તરફ કાંઇજ નથી, એમ જાણીને તેમાંજ (શરીર અને ઉપાસ્ય દેવતાની મૂર્તિમાં) આસક્ત થાય છે, અને જે અયુક્તિક, તાત્પર્યવિહીન તથા અલ્પ હોય છે, તેને તામસ જ્ઞાન કહેવામાં આવે છે. (૨૨)

**ટીકા:**—હે અર્જુન! જે જ્ઞાન વિધિરૂપી વસ્ત્ર પહેર્યા વિના જ સંચાર કરે છે તે નગ્ન હોવાથી 'શ્રુતિ' તેના તરફ પીઠ ફેરવી લે છે. ઇતર શાસ્ત્રોએ પણ તેને કલંકિત ઠરાવી તેની નિંદા કરીને મ્લેચ્છધર્મરૂપી પર્વત તરફ જેને ફેંકી દીધું છે; જે જ્ઞાન તમોગુણરૂપી બ્રહ્મરાક્ષસનો સંચાર થવાથી ગાંડા જેવું થઈને ફરે છે; જે જ્ઞાન કોઈ પણ સંબંધની અડચણ સમજતું નથી અને જે કોઈ પણ પદાર્થનો નિષેધ માનતું નથી; જે પ્રમાણે ઉજ્જડ ગામમાં છોડી મૂકવામાં આવેલાં કૂતરાં જે વસ્તુ મુખમાં સમાતી નથી અથવા જે ખાવાથી મુખ બળે તેજ વસ્તુને છોડે છે અને બાકીની સર્વ વસ્તુઓ તેને ખપે છે. ઊંદર સોના જેવા પદાર્થોને ચોરી જવા છતાં પણ સારા કે માઠાનો ભેદ જાણતો નથી; અને માંસભક્ષક કાળા જાનવરનું માંસ છે કે ગોરાનું તે જોવા બેસી રહેતો નથી; કિંવા રાનમાં દાવાનળ સળગ્યા પછી તેને કોઈ પણ વાતનો વિચાર રહેતો નથી; અથવા પ્રાણી જીવંત છે કે મૃત છે, તેનો વિચાર કર્યા વિના મક્ષિકા

ફાવે તેના પર બેસે છે; અને કાગડો જે પ્રમાણે અન્ન એંઠેલુ છે કિંવા પીરસેલું છે તે જાણતો નથી અથવા તાજું છે કે સડેલું છે તેનો વિચાર રાખતો નથી, તેજ પ્રમાણે જે જ્ઞાન વિષયોમાં વર્તતી વખતે નિષેધનો ત્યાગ અને વિધિનું આચરણ કરવાનું જાણતું નથી, પરંતુ જે કોઈ વસ્તુ દૃષ્ટિએ પડે તેનો ઉપભોગ કરે છે, અને સ્ત્રી હોય તો શિશ્નને તથા દ્રવ્ય હોય તો ઉદરને વહેંચી આપે છે. આ તીર્થનું ઉદક છે કે અપવિત્ર ઉદક છે તેની જેને ખબર હોતી નથી, પરંતુ તેથી તૃષાની શાંતિ થાય છે એટલુંજ જે જુએ છે; તેજ પ્રમાણે ભક્ષ્યાભક્ષ્ય અને નિંદ્યાનિંદ્યનો વિચાર નહિ કરતાં જે જ્ઞાન મુખને ભાવે તેજ જ્ઞાનને પવિત્ર સમજે છે અને સમસ્ત સ્ત્રીજાતિ ભોગ્ય છે એટલીજ વાત જાણીને તેની મિત્રતા કરવાને આતુર હોય છે; પોતાને જે મનુષ્યો ઉપયોગી હોય તેઓજ સગાં છે અને જેમની સાથે દેહસંબંધ હોય તેઓ સગાં નથી, એવું જે જ્ઞાન માને છે; મૃત્યુને મન સર્વ પદાર્થ ભક્ષ્ય વસ્તુઓજ છે અને અગ્નિને માટે સર્વ વસ્તુઓ કાષ્ઠવતજ છે; તે પ્રમાણે જેને જગતમાંનું સકળ ધન પોતાનું જ લાગે છે, તે જ્ઞાન તામસ છે. આ પ્રમાણે સર્વ જગત ઉપભોગને માટેજ છે, એવી જે જ્ઞાનની સમજ છે તેને દેહભરણ સિવાય ઇતર પુરુષાર્થજ હોતો નથી. આકાશમાંથી પડેલા પાણીને જેમ સમુદ્રમાંજ ભળવું પડે છે, તે પ્રમાણે તેની સર્વ ખટપટ માત્ર ઉદર ભરવાને માટેજ હોય છે. યથાશાસ્ત્ર અથવા નિષિદ્ધ આચરણ એજ સ્વર્ગ કિંવા નરકની પ્રાપ્તિનું કારણ છે, એ વિષે જે જ્ઞાન સર્વાંશે અજ્ઞાન હોય છે; દેહનો ટુકડો એજ આત્મા અને ઈશ્વર તે પથ્થરની પ્રતિમા, એથી આગળ જે જ્ઞાન વધેલું હોતું નથી; અને જે એમ કહે છે કે, આ શરીર પડતાંની સાથેજ આત્મા કર્મોસહિત નાશ પામે છે, તો પછી કર્મોનાં ફળો ભોગવવાને માટે કયા રૂપમાં આત્મા રહે છે? કિંવા આપણાં કરેલાં કર્મોનો સાક્ષી ઈશ્વર હોય અને તેજ આ કર્મોનાં ફળો ભોગવાવતો હોય તો પછી દેવજ (મૂર્તિજ) વેચી માર્યા એટલે પત્યું. ગામમાંનો પ્રમુખ દેવકર્મને માટે શાસન કરે છે, એમ જો

માનીએ તો પછી જે ડુંગરનાં પાષાણમાંથી મૂર્તિ બનાવવામાં આવી તે ડુંગર કેમ સ્વસ્થ રહે છે? આ પ્રમાણે કદાચિત્ દેવ છે એમ માને તો પણ તે પાષાણની પ્રતિમા છે એમ સમજે છે અને આત્મા એટલે દેહજ એમ માને છે. એ સિવાય પાપ અને પુણ્ય એ "સબ જૂઠી બાત હૈ" એમ જ માને છે તથા અગ્નિ પ્રજ્વલિત થતાં જે પ્રમાણે તેની સન્મુખ આવતી સર્વ વસ્તુઓનું તે ભક્ષણ કરે છે; તે પ્રમાણે જ જે વસ્તુ ભોગવવાને મળે તેનો ઉપભોગ લેવામાં હિત છે એમ જ સમજે છે; ચર્મચક્ષુ વડે જ જે પદાર્થ દૃષ્ટિગોચર થાય અને ઇંદ્રિયોને જે વિષય આનંદદાયક લાગે તેજ સત્ય અને હિતકારક છે, એવો જેનો નિશ્ચય હોય છે; કિંબહુના, હે પાર્થ! આકાશમાં ધૂમ્રના ગોટા વ્યર્થ ફેલાય છે, તે પ્રમાણે જેની બુદ્ધિ વૃથાજ વૃદ્ધિંગત થાય છે; બરૂમાંનો ગર્ભ સૂકો હોય કે લીલો હોય, તો પણ વધીને મોટો થયા છતાં કોઈ પણ પ્રકારના ઉપયોગમાં આવતો નથી; અથવા શેરડીને આવેલાં કણસલાં, નપુંસક મનુષ્ય અથવા થુવેરનું વન એ સર્વ જે પ્રમાણે નિરુપયોગી હોય છે; અથવા બાળકનું મન જે પ્રમાણે ચંચળ હોય છે, કિંવા ચોરે ચોરીને આણેલું ધન જે પ્રમાણે છચોક વાપરી શકાતું નથી, અથવા બકરાને ગળે લટકતા આંચળ જે પ્રમાણે નિરુપયોગી હોય છે; તે પ્રમાણે જે જ્ઞાન નિરર્થક અને અનિષ્ટકારક હોય છે તેને હું તામસ જ્ઞાન કહું છું. તેને "જ્ઞાન" શબ્દથી વર્ણવવાનું પ્રયોજન એ છે કે, મનુષ્ય જન્માંધ હોય તો તેની આંખનું વર્ણન કરતી વખતે 'ભાઈ સાહેબની આંખ મોટી છે' એમ વિરોધોક્તિથી કહે છે; કિંવા 'જુઓ તો ખરા! ફલાણા ભાઈના કાન કેવા તીક્ષ્ણ છે!' એમ બહેરાને માટે કહે છે; અથવા અપેય અને અપવિત્ર વસ્તુને આપણે 'પાન' એવું વિશેષણ લગાડીએ છીએ, તેજ પ્રમાણે 'જ્ઞાન' એ આ તામસ જ્ઞાનનું વિશેષણ માત્રજ છે! અસ્તુ. કેટલું અધિક વર્ણન કરું? માટે એવા તામસ જ્ઞાનને જ્ઞાન ન સમજતાં સાક્ષાત્ તમોગુણજ જાણવો. આ પ્રમાણે હે શ્રોતાશ્રેષ્ઠ! ત્રણ ગુણોથી ભેદને પ્રાપ્ત થયેલું જે જ્ઞાન તેનાં યથાર્થ લક્ષણો

તને કહી સંભળાવ્યાં. હે ધનુર્ધર! હવે આજ ત્રણ પ્રકારના જ્ઞાનના પ્રકાશથી કર્તાની ક્રિયા પ્રકટ થાય છે; માટે વહેતા પાણીના જેમ વિભાગ થઈ જાય છે, તે પ્રમાણે જ્ઞાનના ત્રણ ભાગો વડે કર્મ પણ ભિન્ન ભિન્ન પ્રકારનાં થાય છે. હવે જ્ઞાનના અનુરોધથી જે ત્રણ પ્રકારનાં કર્મ થાય છે, તેમાંનાં સાત્ત્વિક કર્મનાં લક્ષણો પ્રથમ સાંભળ. (૫૮૫)

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

શ્લોકાર્થઃ–ફળની ઇચ્છા ન રાખતાં જે નિત્યનૈમિત્તિક કર્મો કર્તૃત્વાભિમાનના ત્યાગપૂર્વક રાગદ્વેષરહિત કરવામાં આવે છે, તેને સાત્ત્વિક કર્મ કહેવામાં આવે છે. (૨૩)

ટીકાઃ–પતિવ્રતા જેમ પ્રિય પતિને આલિંગન દે છે, તે પ્રમાણે પોતાના અધિકારાનુરૂપ જે કર્મ કરવામાં આવે છે;તે કર્મ શ્યામ વર્ણના શરીરને ચંદન અને સ્ત્રીનાં નેત્રને અંજન શોભા આપે છે, તે પ્રમાણે ભૂષણાવહ થઈ રહે છે. એવાં નિત્યકર્મ કરવામાં આવતાં હોય અને તેમાં નૈમિત્તિક કર્મોનો ઉમેરો થાય, એટલે જાણે સુવર્ણને સુગંધની પ્રાપ્તિ થઈ રહે છે. જે પ્રમાણે તન, મન અને ધનથી માતા બાળકનું રક્ષણ કરે છે, તો પણ તેને કદી કંટાળો આવતો નથી; તે પ્રમાણે જે સર્વ ભાવો વડે કર્મનું અનુમાન ફલેચ્છા તજીને કરે છે .અને સર્વ કર્મો બ્રહ્માર્પણ કરે છે; અને જે પ્રમાણે પતિવ્રતાના મનમાં પોતાનો પ્રિય પતિ જમવા બેસતાં પોતાને માટે ભોજન અવશિષ્ટ રહેશે કે નહિ એવી કલ્પના પણ આવતી નથી, તે પ્રમાણે પોતાને ઘેર સાધુજન આવતાં તેના આદરાતિથ્યમાં સમય વ્યતીત થઈ જાય અને કર્મ કરવાનાં રહી જાય, તો પણ જે તેને માટે ખેદ કરતો નથી અને ક્રોધિત થતો નથી; તથા કર્મ બની આવે તો જે ફુલાઈ જતો નથી, આ યુક્તિથી જે કર્મ થાય છે, તેને હે અર્જુન! સાત્ત્વિક કર્મ કહેવામાં આવે છે. હવે રાજસ કર્મનું સ્વરૂપ તને કહી સંભળાવું છું, તે સાંભળવામાં વિલંબ કરીશ નહિ.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

શ્લોકાર્થઃ—પરંતુ જે કર્મફળની ઇચ્છા રાખીને કિંવા અહંકારપૂર્વક અને પુષ્કળ આયાસથી કરવામાં આવે છે, તેને રાજસ કર્મ કહેવામાં આવે છે. (૨૪)

ટીકાઃ—મૂર્ખ માણસ જેમ ઘરમાં માતાપિતાની સાથે સંભાષણ નહિ કરતાં બહારના લોકોનું આદરાતિથ્ય કરે છે; કિંવા જે છોડની ઉપર દૂરથી પણ પાણીનું બિંદુ નાખતો નથી, પરંતુ દ્રાક્ષના વેલાને દૂધનું સિંચન કરે છે; તે પ્રમાણે આવશ્યક નિત્યનૈમિત્તિક કર્મો કરવાને માટે જે બેઠેલો ઊઠીને ઊભો થતો નથી; અને અને કામ્ય કર્મ કરવામાં દેહોત્સર્ગ થઈ જાય તો પણ જાણે કાંઈજ થયું નથી એમ માને છે; અરે, પૈસા દોઢાબમણા થતા હોય તેવા વ્યાપારમાં દ્રવ્ય રોકતાં જેમ કોઈ પાછું વાળીને જોતું નથી; અને જમીનમાં ધાન્ય વાવતાં વાવતાં ગમે તેટલું વાવે તો પણ જે ધરાતો નથી; કિંવા પારસમણિ હાથમાં આવતાં લોખંડનું સુવર્ણ બનાવવાને માટે જેમ તૈયાર સુવર્ણને વેચીને લોખંડ ખરીદે છે; તેજ પ્રમાણે ફલાશા ધારણ કરી કઠિન કામ્ય કર્મો પુષ્કળ કરે છે તો પણ તે હજી થોડાંજ થયાં છે એમ જ માને છે; અને કરેલાં કર્મોની પોતાનેજ મુખે પ્રશંસા કરીને કર્મોની વાનગી ચારે તરફ વહેંચતો ફરે છે; આ રીતે મનમાં અભિમાન ઉત્પન્ન થયા પછી તે પિતા અને ગુરુને માનતો નથી. જે પ્રમાણે કાળજ્વર કોઈ પણ ઔષધની પરવા રાખતો નથી, તે પ્રમાણે અહંકારયુક્ત થઇને તથા ફળ પર નજર રાખીને આગ્રહથી જે જે કર્મો કરે છે, પરંતુ નટનો શ્રમ તેને કેવળ ઉદરભરણમાંજ ઉપયોગી હોય છે; તે પ્રમાણે અતિ કષ્ટથી કર્મ કરવા છતાં તેને અન્ય કાંઈ પ્રાપ્ત થતું નથી. જે પ્રમાણે ઉંદર એક કણને માટે આખો ડુંગર ખોતરી નાખે છે, અથવા શેવાળની પ્રાપ્તિ કરવાને માટે દેડકો આખો સમુદ્ર ડહોળી નાખે છે; ભિક્ષા સિવાય અન્ય કાંઈ પ્રાપ્તિ ન હોવા છતાં પણ ગારુડી જે પ્રમાણે સર્પનો બોજો ઉપાડે છે; તેમ આવા લોકોને ખટપટજ પ્રિય હોય છે. અસ્તુ. એક પરમાણુની આશાને માટે ઊધઈ જેમ પાતાળપર્યંત જમીન ખોદી નાખે છે;

તે પ્રમાણે સ્વર્ગસુખની પ્રાપ્તિને માટે તે પુષ્કળ શ્રમ કરે છે. આ પ્રમાણે પ્રચંડ માથાકૂટવાળાં જ કામ્ય કર્મ તેને રાજસ કર્મ કહેવામાં આવે છે. હવે તામસ કર્મનાં લક્ષણો કહું છું તે સાંભળ.

अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

શ્લોકાર્થઃ–પરિણામ, હાનિ, હિંસા અને પોતાનું સામર્થ્ય; એ પ્રતિ લક્ષ ન આપતાં મોહથી જે કર્મ કરવામાં આવે છે, તે તામસ કર્મ કહેવાય છે. (૨૫)

ટીકાઃ–તામસ કર્મ નિંદાનાં કાળાં (પાપમય) ઘરજ હોય છે. તેના યોગથી નિષેધના જન્મનું સાર્થકય થયું છે. જે કર્મ કરવાથી કાંઈ પણ ફળપ્રાપ્તિ થતી નથી; જે પ્રમાણે પાણી પર રેખા કાઢવામાં આવે તો તે વ્યર્થ છે, કિંવા ચોખ્ખી છાશને વલોવવાથી જેમ નવનીત પ્રાપ્ત થતું નથી; કિંવા સોનીની ભઠ્ઠીમાંની રાખ સિવાય બીજી રાખ ફૂંકવાથી જેમ રાખ સિવાય ઇતર સુવર્ણની રજ પણ પ્રાપ્ત થતી નથી; કિંવા ઘાણીમાં રેતી પૂરવાથી તેમાંથી તેલ અથવા ખોળ એ બેમાંથી એકેની પ્રાપ્તિ થતી નથી; અથવા ભૂસાને ઊપણવાથી કિંવા આકાશમાં શરવૃષ્ટિ કર્યા કરવાથી અથવા પવનને પકડવાને માટે ફાંસો બનાવી મૂકવાથી કાંઈ ફળપ્રાપ્તિ થતી નથી; તે પ્રમાણે જે કર્મ કરવા છતાં નિષ્ફળ જાય છે; નરદેહ સમાન અમૂલ્ય વસ્તુ તથા સંપત્તિ પણ ખર્ચવા છતાં જે કર્મ કરવાથી ઊલટું દુઃખજ થાય છે; જે પ્રમાણે કમળને કાઢવાને માટે તેના પર કાંટાવાળો ફાંદો નાખીને ખેંચતાં આપણને પણ શ્રમ થાય છે અને કમળનો પણ નાશ થાય છે; કિંવા પતંગ જે પ્રમાણે દીપકની સ્પર્ધા કરીને તેના પર ઝડપ મારવાથી પોતે નાશ પામીને દીપકને પણ ઓલવી નાખે છે; તે પ્રમાણે જે કર્મથી પોતાનું સર્વસ્વ નિરર્થક ઘસડાઇ જઈ, દેહને પણ શ્રમ પહોંચે છે અને અન્યનું પણ અહિત થાય છે. જેમ મક્ષિકા પોતે પણ માણસના ઉદરમાં જઇને મૃત્યુ પામે છે અને તેને પણ વમન કરાવીને ક્ષીણ કરે છે; જે કર્મ સર્વ પ્રકારે ? અને નુકસાનથી ભરેલું હોય છે; વળી તે કર્મ કરવાનું

ણામાં સામર્થ્ય છે કે નહિ એવો વિચાર કર્યા વિનાજ જે કર્મ કરવામાં આવે છે; માગે પ્રયત્ન કેવડો મોટો છે અને તે કરવાથી શું પરિણામ થશે, આ વિચારને અવિવેકના પગની નીચે ચગ નાખીને જે કર્મ અભિમાનપૂર્વક કરવામાં આવે છે, તે કર્મ તામસિક છે. અગ્નિ જે વૃક્ષમાંથી ઉત્પન્ન થાય છે તેને બાળીને આગ ફેલાવે છે અથવા સમુદ્ર પોતાની મર્યાદા છોડીને આગ વધે છે; તો પછી નાની કિંવા મોટી વસ્તુનો વિચાર ન કરતાં સર્વ વસ્તુઓને પોતાના સપાટામાં લઈ લે છે, તે પ્રમાણે જે કર્મ યોગ્યાયોગ્યને સમાન ગણી સ્વધર્મનો કે પરધર્મનો ફ્રશોજ રહેવા દેતું નથી, તે તામસ કર્મ છે એમ તું સમજ આ પ્રમાણે હે અર્જુન! ગુણની ભિન્નતાથી કર્મ ત્રણ પ્રકારનાં થ તે તને દષ્ટાંતસહિત સ્પષ્ટ કરીને સમજાવ્યાં હવે આ કર્મ અભિમાન રાખી તેનું આચરણ કરનાર જે જીવ, તે પણ એ યોગથી ત્રણ પ્રકારનો થયો છે. જેમ એકજ પુરુષ પર બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસઆશ્રમના યોગથી ચાર અ સ્થા દેખાય છે, તેજ પ્રમાણે કર્મના ભેદથી કર્તા પણ ત્ર અવસ્થાને પામે છે. એ ત્રણ પૈકી સાત્ત્વિક અવસ્થાનું પ્ર વર્ણન કરું છું, તે પૂર્ણ લક્ષ આપને સાંભળ. (૬૩૦)

મુક્તસંગોઽનહંવાદી ધૃ[illegible] [illegible]મન્વિતઃ।
સિદ્ધ્યસિદ્ધ્યોર્નિર્વિકા[illegible] [illegible] ૬॥

શ્લોકાર્થઃ—સર્વ સંગનો[illegible]

કરે છે, પરંતુ જે પ્રમાણે વર્ષાઋતુમાં મેઘસમુદાય જરા પણ ગર્જના ન કરતાં ધોધમાર વૃષ્ટિ કરે છે, તે પ્રમાણે કર્તૃત્વાભિમાનનો સ્પર્શ થવા દેતો નથી. પરમાત્માને અર્પણ કરવાને યોગ્ય કર્મો કરવાને માટે તે કાળની મર્યાદા ન છોડતાં, દેહશુદ્ધિ સાધીને કર્મની યોગ્યાયોગ્યતાનો નિર્ણય શાસ્ત્રરૂપી દીપકના પ્રકાશ વડે કરે છે. ઇન્દ્રિયો અને વૃત્તિઓનું ઐક્ય કરી તે ચિત્તને ફળ તરફ જવા દેતો નથી અને નિયમની બેડી તેના પગમાં રાખે છે. એ ધોરણ સાચવી રાખવાને માટે ઉત્તમ પ્રકારનું ધૈર્ય પોતામાં રહે એટલા માટે પોતાના મનમાં જ નિરંતર ચિંતા ધરે છે; અને આત્માની પ્રાપ્તિના હેતુથીજ પ્રાપ્ત કર્મ કરતો હોવા છતાં જે દેહસુખની દરકાર રાખતો નથી, તે આલસ્ય અને નિદ્રાનો ત્યાગ કરે છે અને તેને ક્ષુધાની પણ સ્મૃતિ રહેતી નથી; અને જેમ જેમ શરીરસુખ કમી થતું જાય છે, તેમ તેમ સુવર્ણને જે પ્રમાણે આંચ દેવામાં આવતાં તે વજનમાં કમી ઊતરે છે પણ કસમાં વધે છે, તેમ શરીરે દુર્બળ હોવા છતાં કર્મ કરવા પ્રત્યે નાના પ્રકારે અધિકાધિક ઉત્સાહ ધારણ કરે છે. કેમકે જ્યાં ખરેખરી પ્રીતિ હોય છે, ત્યાં જીવિતને પણ તુચ્છ ગણવામાં આવે છે. પતિવ્રતા સ્ત્રી જ્યારે અગ્નિમાં ભુસકો મારે છે ત્યારે શું તેને ખેદ થાય છે? તેજ પ્રમાણે હે અર્જુન! આત્મા જેવી પ્રિય વસ્તુને માટે જેના મનમાં ઇચ્છા થઈ છે, તેના શરીર પર કષ્ટ પડે તેથી શું તેને ખેદ થશે કે? માટે વિષયસુખેચ્છા નષ્ટ થઈ જેમ જેમ દેહબુદ્ધિ ન્યૂન થતી જાય છે, તેમ તેમ કર્મ કરવામાં તેને દ્વિગુણિત આનંદ થતો જાય છે. આ પ્રમાણે કર્મ કરતાં કોઈ વખત તે કર્મ બંધ પડે તો પણ ડુંગર પરથી ગાડું ગબડી પડીને તેના ટુકડેટુકડા થઈ જાય તથાપિ તે વિષે જેમ ગાડાના મનમાં શોક થતો નથી; તે ...માણે કર્મ બાકી રહી જાય તેટલા માટે તે કદી ખેદ કરતો ...ારંભેલું કર્મ પૂર્ણ થાય તો તેને માટે પ્રતિષ્ઠા પણ ... હે અર્જુન! કર્મનું આચરણ કરવામાં આ ... ન હોય તેને નિશ્ચયપૂર્વક સાત્ત્વિક કર્તા

ણામાં સામર્થ્ય છે કે નહિ એવો વિચાર કર્યા વિનાજ જે કર્મ કરવામાં આવે છે; મારો પ્રયત્ન કેવડો મોટો છે અને તે કરવાથી શું પરિણામ થશે, આ વિચારને અવિવેકના પગની નીચે ચગદી નાખીને જે કર્મ અભિમાનપૂર્વક કરવામાં આવે છે, તે કર્મ તામસિક છે. અગ્નિ જે વૃક્ષમાંથી ઉત્પન્ન થાય છે તેને બાળીને આગ ફેલાવે છે અથવા સમુદ્ર પોતાની મર્યાદા છોડીને આગળ વધે છે; તો પછી નાની કિંવા મોટી વસ્તુનો વિચાર ન કરતાં સર્વ વસ્તુઓને પોતાના સપાટામાં લઈ લે છે; તે પ્રમાણે જે કર્મ યોગ્યાયોગ્યને સમાન ગણી સ્વધર્મનો કે પરધર્મનો કશોજ ભેદ રહેવા દેતું નથી, તે તામસ કર્મ છે એમ તું સમજ. આ પ્રમાણે હે અર્જુન! ગુણની ભિન્નતાથી કર્મ ત્રણ પ્રકારનાં થયાં તે તને દૃષ્ટાંતસહિત સ્પષ્ટ કરીને સમજાવ્યાં. હવે આ કર્મનું અભિમાન રાખી તેનું આચરણ કરનાર જે જીવ, તે પણ એના યોગથી ત્રણ પ્રકારનો થયો છે. જેમ એકજ પુરુષ પર બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસઆશ્રમના યોગથી ચાર અવસ્થા દેખાય છે, તેજ પ્રમાણે કર્મના ભેદથી કર્તા પણ ત્રણ અવસ્થાને પામે છે. એ ત્રણ પૈકી સાત્ત્વિક અવસ્થાનું પ્રથમ વર્ણન કરું છું, તે પૂર્ણ લક્ષ દઇને સાંભળ. (૬૩૦)

*मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।*
*सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥*

**શ્લોકાર્થ:**–સર્વ સંગનો પરિત્યાગી, નિરહંકાર, ધૈર્ય અને ઉત્સાહથી યુક્ત અને કાર્યની સિદ્ધિ કિંવા અસિદ્ધિથી વિકાર ન પામનારને સાત્ત્વિક કર્તા કહેવામાં આવે છે. (૨૬)

**ટીકા:**–જે પ્રમાણે મલય પર્વતમાંના ચંદનવૃક્ષની શાખા ફળની આશા ન રાખતાં સીધી વધી જાય છે, કિંવા નાગરવેલને ફળ આવતાં નથી તો પણ તે ઉપયોગી હોય છે; તે પ્રમાણે જે નિત્યનૈમિત્તિક કર્મનાં ફળની અપેક્ષા ન રાખતાં તેનું આચરણ કરે છે, તેને ફળશૂન્ય કહીશ મા; કારણ કે તે કર્મને કદી પણ વિફળતા પ્રાપ્ત નથી નથી. હે અર્જુન! જે પોતેજ ફળરૂપ છે તેને ફળ ક્યાંથી આવશે? સાત્ત્વિક કર્તા આદરપૂર્વક કર્મો

કરે છે, પરંતુ જે પ્રમાણે વર્ષાઋતુમાં મેઘસમુદાય જરા પણ ગર્જના ન કરતાં ધોધમાર વૃષ્ટિ કરે છે, તે પ્રમાણે કર્તૃત્વાભિમાનનો સ્પર્શ થવા દેતો નથી. પરમાત્માને અર્પણ કરવાને યોગ્ય કર્મો કરવાને માટે તે કાળની મર્યાદા ન છોડતાં, દેહશુદ્ધિ સાધીને કર્મની યોગ્યાયોગ્યતાનો નિર્ણય શાસ્ત્રરૂપી દીપકના પ્રકાશ વડે કરે છે. ઇન્દ્રિયો અને વૃત્તિઓનું ઐક્ય કરી તે ચિત્તને ફળ તરફ જવા દેતો નથી અને નિયમની બેડી તેના પગમાં રાખે છે. એ ધોરણ સાચવી રાખવાને માટે ઉત્તમ પ્રકારનું ધૈર્ય પોતામાં રહે એટલા માટે પોતાના મનમાં જે નિરંતર ચિંતા ધરે છે; અને આત્માની પ્રાપ્તિના હેતુથીજ પ્રાપ્ત કર્મ કરતો હોવા છતાં જે દેહસુખની દરકાર રાખતો નથી, તે આલસ્ય અને નિદ્રાનો ત્યાગ કરે છે અને તેને ક્ષુધાની પણ સ્મૃતિ રહેતી નથી; અને જેમ જેમ શરીરસુખ કમી થતું જાય છે, તેમ તેમ સુવર્ણને જે પ્રમાણે આંચ દેવામાં આવતાં તે વજનમાં કમી ઊતરે છે પણ કસમાં વધે છે, તેમ શરીરે દુર્બળ હોવા છતાં કર્મ કરવા પ્રત્યે નાના પ્રકારે અધિકાધિક ઉત્સાહ ધારણ કરે છે. કેમકે જ્યાં ખરેખરી પ્રીતિ હોય છે, ત્યાં જીવિતને પણ તુચ્છ ગણવામાં આવે છે. પતિવ્રતા સ્ત્રી જ્યારે અગ્નિમાં ભુસકો મારે છે ત્યારે શું તેને ખેદ થાય છે? તેજ પ્રમાણે હે અર્જુન! આત્મા જેવી પ્રિય વસ્તુને માટે જેના મનમાં ઇચ્છા થઈ છે, તેના શરીર પર કષ્ટ પડે તેથી શું તેને ખેદ થશે કે? માટે વિષયસુખેચ્છા નષ્ટ થઈ જેમ જેમ દેહબુદ્ધિ ન્યૂન થતી જાય છે, તેમ તેમ કર્મ કરવામાં તેને દ્વિગુણિત આનંદ થતો જાય છે. આ પ્રમાણે કર્મ કરતાં કોઈ વખત તે કર્મ બંધ પડે તો પણ ડુંગર પરથી ગાડું ગબડી પડીને તેના ટુકડેટુકડા થઈ જાય તથાપિ તે વિષે જેમ ગાડાના મનમાં શોક થતો નથી; તે પ્રમાણે કર્મ બાકી રહી જાય તેટલા માટે તે કદી ખેદ કરતો નથી અને આરંભેલું કર્મ પૂર્ણ થાય તો તેને માટે પ્રતિષ્ઠા પણ ઇચ્છતો નથી. હે અર્જુન! કર્મનું આચરણ કરવામાં આ લક્ષણો જેનામાં વિદ્યમાન હોય તેને નિશ્ચયપૂર્વક સાત્ત્વિક કર્તા

કહેવો. હે ધનંજય ! હવે રાજસ કર્તાનાં લક્ષણો તને કહી સંભળાવું છું, કારણ કે જગતમાંના સર્વ અભિમાનનું તે પિયેરજ છે.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

શ્લોકાર્થઃ–વિષયાસક્ત, કર્મફળની ઇચ્છા રાખનાર, લોભી, ઘાતકી, અપવિત્ર અને હર્ષ તથા શોકથી યુક્ત એવો જે કર્તા તે રાજસ કર્તાના નામથી પ્રસિદ્ધ છે. (૨૭)

ટીકાઃ–જે પ્રમાણે ગામની સઘળી ગંદી વસ્તુ નાખવાનું સ્થાન ઉકરડો હોય છે અથવા સર્વ અમાંગલિક પદાર્થોને સ્મશાનમાં આશ્રય મળે છે; તે પ્રમાણે વાસ્તવિક રીતે જોતાં આ જગતમાંના સર્વ પદાર્થ મનોરથોની પગ ધોવાની જગાજ છે. માટે જે કર્મ દ્વારા ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય તેજ કર્મ કરવાને પ્રવૃત્ત થાય છે; અને જે પોતે સંપાદન કરેલા દ્રવ્યમાંથી કોડી પણ નહિ ખર્ચતાં ઊલટો વારંવાર તે દ્રવ્ય પરથી પોતાના જીવને ઓવારી નાખે છે; કૃપણ મનુષ્ય જે પ્રમાણે નિરંતર પોતાની મૂડી પર લક્ષ રાખે છે, તે પ્રમાણે આ અન્યના પદાર્થો લઈ લેવાને માટે જ દક્ષ હોય છે. જે પ્રમાણે બગલો મત્સ્યને પકડવાને માટે અતિ આતુર હોય છે તથા જે પ્રમાણે બોરડીનું વૃક્ષ નિકટ ગયા હોઇએ તો આપણાં વસ્ત્રને પોતાના કાંટામાં ભેરવી ફાડી નાખે છે અને અંગમાં ઉઝરડા પાડે છે, અને તેનાં ફળ ચાખવા જઇએ તો આમલી જેવાં ખાટાં જણાય છે; તે પ્રમાણે કાયા, વાચા અને મન દ્વારા જે અન્યને દુઃખ દે છે અને પોતાનું હિત સાધવાને માટે અન્યના હિત પ્રતિ લક્ષ આપતો નથી; તેમજ પોતે જે કર્મ આરંભે છે તે ચાલુ રાખતો નથી, તો પણ તે કર્મનાં ફળની સદૈવ આશા રાખે છે; ધંતૂરાના ફળના ગર્ભમાં જેમ ઝેરી બીજ અને બહાર કાંટા હોય છે, તે પ્રમાણે જે શુચિત્વના સંબંધમાં અંતર્બાહ્ય દરિદ્રી હોય છે; અને હે અર્જુન! કરેલા કર્મની ફળપ્રાપ્તિ થાય તો આનંદના આવેશમાં આવી જગતના લોકોને તુચ્છ ગણે છે; અથવા આરંભેલું કર્મ સિદ્ધ ન થાય તો શો-

કથી તે કર્મને તે ધિક્કારે છે; કર્મના સંબંધમાં જેની જેની વર્તણૂક આ પ્રકારની હોય તેને રાજસ કર્તા કહેવામાં આવે છે. હવે અધમ કર્મોની ખાણરૂપ જે તામસ કર્તા તેનાં લક્ષણો કહું છું.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

શ્લોકાર્થઃ—અજિતેંદ્રિય, મૂર્ખ, ઉન્મત્ત, કપટી, પરોત્કર્ષને સહન ન કરનાર, આળસુ, ખિન્ન ચિત્તવાળો અને દીર્ઘસૂત્રી એવા કર્તાને તામસ કર્તા કહેવામાં આવે છે. (૨૮)

ટીકાઃ—પોતાની સમક્ષ આવતી વસ્તુઓ બળીને ભસ્મીભૂત થઈ જાય છે એ વાત જેમ અગ્નિ જાણતો નથી; અથવા પોતાની ધારથી અન્યના પ્રાણ જાય છે તેની શસ્ત્રને ખબર હોતી નથી; કિંવા પોતાનાથી અન્યનો નાશ શી રીતે થાય છે તે વાત જેમ હળાહળ વિષ જાણતું નથી; તે પ્રમાણે હે ધનંજય! જે ક્રિયાથી પોતાનો અને અન્યનો નાશ થાય તે કરવાને જે પ્રવૃત્ત થાય છે, તે કર્તા તામસ છે. જેમ વંટોળિયો ઊપડતાં પવન ફાવે તેમ વાય છે, તે પ્રમાણે જે કર્મ કરતી વખતે પોતે કેવું આચરણ કરી રહ્યો છે તે તરફ લક્ષ આપતો નથી; અને જેની કૃતિ અને ઇચ્છાનો કાંઈ ઢંગધડો હોતો નથી; આવા તામસ કર્તાની સમક્ષ ગાંડો પણ હાર ખાઈ જાય છે. જેમ બળદની ખાંધ આગળ બગાઇઓ ચીવટથી ચોટી રહે છે, તેમ જે ઇન્દ્રિયોએ આપેલા ભોગ ભોગવીને પોતાના જીવિતનું રક્ષણ કરે છે, જે પ્રમાણે નાનાં બાળકને હસવામાં અને રોવામાં વાર લાગતી નથી, તે પ્રમાણે જેની કૃતિમાં કશો ઢંગધડો હોતો નથી; પ્રકૃતિને સ્વાધીન હોવાથી શું કરવું અને શુ ન કરવું એ વિષે જેને જ્ઞાન હોતું નથી અને કચરાથી જેમ ઉકરડો ફૂલે છે તે પ્રમાણે જે કુકર્મથી ગર્વના આવેશમાં આવી ઈશ્વરને પણ નમતો નથી અને તોરમાં ડુંગરને પણ તુચ્છ ગણે છે અને જેનું મન કપટી છે, જેનું આચરણ ચોરટું હોઈને ઉપર ઉપરથી સારું દેખાવા છતાં અંતરમાં અન્યને ઘાત કરવાનો [illegible]ન હોય છે જેની દૃષ્ટિ કેવળ વેશ્યા જેવી અન્ય [illegible] સર્વસ્વ

હરણ કરવાની હોય છે; કિંબહુના, જેનું સર્વાંગ કપટથીજ પરિપૂર્ણ હોય છે; અને જેનું જીવન જુગાર આદિ ખરાબ કર્મોનુંજ પિયર હોય છે; તેની પ્રસન્નતા તો કેવળ અભિલાષારૂપી ભીલોનું ગામજ સમજી લેવું. માટે તે વાટે તો કોઈએ જવુંજ નહિ. અન્યનો ઉત્કર્ષ થયેલો જોઈ જેના મનમાં વેર ઉત્પન્ન થાય છે; દૂધમાં મીઠું ભળવાથી જેમ તે પીવાને અયોગ્ય બને છે; અથવા શીતળ પદાર્થ અગ્નિમાં નાખવામાં આવે તો અગ્નિ ઊલટો વિશેષ પ્રજ્વલિત થાય છે; કિંવા હે અર્જુન! ગમે તેવો ઉત્તમોત્તમ પદાર્થ હોય, પરંતુ તે ઉદરમાં ગયો એટલે જેમ તેનો મળજ થાય છે; તે પ્રમાણે અન્યનું કલ્યાણ થયેલું જોયું કિંવા સાંભળ્યું કે તે તેનાથી સહન થઈ શકતું નથી અને તે ઊલટો તેની નિંદા કરવાને પ્રવૃત્ત થાય છે. સર્પને દૂધનું પાન કરાવવામાં આવે તો પણ તેના શરીરમાં તો તે વિષજ બની જાય છે; તે પ્રમાણે અન્યના ગુણ સાંભળીને પણ તે તેને દુર્ગુણજ માને છે; અને જેના યોગથી ઇહલોકમાં કીર્તિ વધી પરલોકપ્રાપ્તિ થાય એવું કૃત્ય જે સમયે મળે, તે સમયે તેને નિદ્રા આવે છે અને ખરાબ કર્મ કરવું હોય તે વખતે નિદ્રા ઋતુપ્રાપ્ત સ્ત્રીની પેઠે દૂર જઇને ઊભી રહે છે. દ્રાક્ષ કિંવા કેરીની મોસમમાં જે પ્રમાણે કાગડાને મુખરોગ થાય છે, કિંવા જે પ્રમાણે દિવસના સમયે ઘુવડની આંખો બંધ થાય છે; તે પ્રમાણે કલ્યાણ સાધવાનો સમય આવતાં અર્થાત્ સત્સંગ કિંવા સદ્દશાસ્ત્રનું શ્રવણ કરવાનો પ્રસંગ આવતાં તેના પર આલસ્યનો ડુંગર આવી પડે છે અને કુકર્મો કરતી વખતે તેજ આલસ્ય તેનો આજ્ઞાધીન સેવક બની જાય છે. જે પ્રમાણે સમુદ્રના ઉદરમાં નિરંતર વડવાનલ પ્રજળે છે; તે પ્રમાણે તે મનુષ્યના અંતઃકરણમાં પરોત્કર્ષ સહન ન થઈ શકવાથી સદા ખેદ રહે છે. જે પ્રમાણે લીંડીના અગ્નિમાં ધૂમ્ર અવશ્ય હોય છે, કિંવા અપાનદ્વારથી નીકળતો વાયુ જે પ્રમાણે દુર્ગંધયુક્ત હોય છે; તે પ્રમાણે જન્મભર જેના ચિત્તમાં વિષાદ તો સંલગ્નજ હોય છે અને હે અર્જુન! કલ્પાંત વ્યતીત થઈ ગયા પછી પણ લાભ થશે એવી કલ્પનાથી જ વ્યાપારનો આરંભ

કરે છે; અરે! જગતના લોકો જે વ્યાપાર કરતા નથી તે કરવાની ઇચ્છા ધરી જ કર્મ કરે છે, પરંતુ જેના યોગથી તૃણનો પણ લાભ તેને થતો નથી; આવો જે જગતમાં મૂર્તિમંત પાપરાશિજ છે, તે નિઃસંશય તામસ કર્તા છે. આ પ્રમાણે હે અર્જુન! તને કર્મ, કર્તા અને જ્ઞાન, એ ત્રણેનાં ત્રિવિધ લક્ષણો કહી સંભળાવ્યાં.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

**શ્લોકાર્થ:**–હે ધનંજય! ગુણના યોગથી થયેલા બુદ્ધિના અને ધૈર્યના ત્રણ પ્રકારના ભેદ કાંઈ પણ બાકી ન રાખતાં તને જુદા જુદા કહું છું તે સાંભળ. (૨૯)

**ટીકા:**–હવે અજ્ઞાનરૂપી ગ્રામમાં મોહરૂપી વસ્ત્ર પરિધાન કરેલી અને સંશયરૂપી અલંકારો ધારણ કરેલી જે બુદ્ધિરૂપી આરસી છે, તેમાં આત્મનિશ્ચયની સુંદરતા સ્પષ્ટ દેખાય છે. તે બુદ્ધિના પણ ત્રણ પ્રકાર છે. હે અર્જુન! આ સત્ત્વ, રજ અને તમોગુણે જગતની કઈ વસ્તુના ત્રણ પ્રકાર કર્યા નથી? જેના ગર્ભમાં અગ્નિ ન હોય એવું કયું કાષ્ઠ આ જગતમાં વિદ્યમાન છે? તે પ્રમાણે જેના ત્રણ પ્રકાર ન હોય એવી કઈ વસ્તુ આ જગતમાં છે? આ ત્રણ ગુણોએ બુદ્ધિના ત્રણ પ્રકાર કર્યા છે, તેમ ધૃતિના પણ ત્રણ પ્રકાર કર્યા છે. તે ભિન્ન ભિન્ન ભેદ તેનાં ચિહ્નો સહિત વિસ્તારપૂર્વક કહું છું; પરંતુ હે ધનંજય! પ્રથમ બુદ્ધિનાં લક્ષણો કહું છું. હે સુભટ! મનુષ્યને આ સંસારમાં આવવાના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એવા ત્રણ માર્ગ છે. એ ત્રણ માર્ગ નિષ્કામ, કામ્ય અને નિષિદ્ધ કર્મને નામે પ્રસિદ્ધ છે; અને પ્રાણીમાત્રને એના દ્વારા સંસારભય પ્રાપ્ત થાય છે.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥

**શ્લોકાર્થ:**–હે પાર્થ! જે બુદ્ધિ પ્રવૃત્તિ (કર્મમાર્ગ) અને નિવૃત્તિ (સંન્યાસમાર્ગ) જાણે છે, તે સાત્ત્વિક બુદ્ધિ કહેવાય છે.

**ટીકા:**–એટલા માટે ઇહલોકમાં અધિકારને અનુસરતું અને વિધિમાર્ગથી પ્રાપ્ત થયેલું જે નિત્યકર્મ, તેજ માત્ર ઉત્તમ છે.

એ નિત્યકર્મ આત્મપ્રાપ્તિરૂપી ફળ પર દૃષ્ટિ રાખી, તૃષાતુર જેમ અતિ આદરથી પાણી પીએ છે, તે પ્રમાણે કરવાં. આવી રીતે કરવાથી તે કર્મ દુસ્તર જન્મભયમાંથી મુક્ત કરે છે અને મોક્ષપ્રાપ્તિ સુલભ કરી આપે છે. તે સંસારભયમાંથી મુક્ત થાય છે અને આ આચરણથી મુમુક્ષુત્વની ભૂમિકા પર આવી પહોંચે છે. માટે જે બુદ્ધિ તેના આચરણ વિષે નિશ્ચય કરે છે, તેને માટે મોક્ષપ્રાપ્તિ તૈયારજ હોય છે. માટે નિવૃત્તિના પાયા પર ઇમારત ઊભી કરવામાં આવી છે, તેમાં પ્રવેશ શા માટે ન કરવો ? તૃષાતુર મનુષ્યને પાણીની પ્રાપ્તિ થવાથી, પૂરમાં પડેલા મનુષ્યને તરતાં આવડતું હોવાથી અને અંધકારમાં સૂર્યપ્રકાશની સહાય મળવાથી જે પ્રમાણે ભયની નિવૃત્તિ થાય છે; તેમજ પથ્યની સાથે ઔષધનું સેવન કરવાથી જેમ રોગગ્રસ્ત મનુષ્ય બચે છે; કિંવા મત્સ્યને પાણીનો આશ્રય મળવાથી તે મરણના ભયમાંથી અવશ્ય છૂટે છે, તે પ્રમાણે આ નિત્યકર્મનું આચરણ કરવાથી અવશ્ય મોક્ષપ્રાપ્તિ થાય છેજ. આ નિત્યકર્મ કરવા તરફ જે બુદ્ધિની પ્રવૃત્તિ થાય છે અને ખરેખર આચરવા યોગ્ય નહિ એવાં જે કામ્યાદિક સંસારભય આપનારાં કર્મ, કે જેના પર નિષિદ્ધતાનો સિક્કો પડેલો છે, તે અનાચરણીય અને જન્મ-મરણમાં નાખનારાં અધમ કર્મો તરફથી જે પોતાની પ્રવૃત્તિને પાછી હઠાવે છે, તે સાત્ત્વિક બુદ્ધિ છે. જેમ અગ્નિમાં પ્રવેશ કરી શકાતો નથી, ઊંડા પાણીમાં ભુસકો મારી શકાતો નથી, ફૂંફાડા મારતા નાગ ઉપર હાથ નાખી શકાતો નથી, તપીને લાલચોળ થયેલા લોઢાના સાંણસાને હસ્ત વડે ગ્રહણ કરી શકાતો નથી અને જેમ વ્યાઘ્રની ગુફામાં જઈ શકાતું નથી; તે પ્રમાણે નિષિદ્ધ કર્મને જોતાંજ જે બુદ્ધિમાં નિઃસંશય ભયનો સંચાર થાય છે; વિષ નાખીને તૈયાર કરેલું અન્ન સેવન કરવાથી જે પ્રમાણે મૃત્યુ પ્રાપ્ત થાય છે; તેમ નિષિદ્ધ કર્મનું આચરણ કરવાથી જન્મ-મૃત્યુ પ્રાપ્ત થાય છે; એમ સમજી જે બુદ્ધિ તેનો ત્યાગ કરે છે; રત્નપરીક્ષક જે પ્રમાણે ખરાખોટા રત્નનો નિર્ણય કરે છે; તે પ્રમાણે જે કાર્ય અને અકાર્યનો નિર્ણય કરી શકે છે; જે

પ્રવૃત્તિ અને નિવૃત્તિનો નિર્ણય કરે છે; તેમજ જે બુદ્ધિ ઉત્તમ અને અધમ કાર્યને તરત સમજી જાય છે; તે સાત્ત્વિક બુદ્ધિ છે એમ તું સમજ. (૭૧૭)

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

**શ્લોકાર્થ:**–અને જે બુદ્ધિના યોગથી જીવ ધર્મ અને અધર્મ તથા કર્તવ્યાકર્તવ્યને યથાર્થ રીતે જાણી શકતો નથી, તે રાજસ બુદ્ધિ છે. (૩૧)

**ટીકા:**–બગલાના ગામમાં (વિવેક નહિ હોવાથી) જે પ્રમાણે દૂધપાણી ભળેલાંજ લેવામાં આવે છે, કિંવા અંધ જે પ્રમાણે દિવસ અને રાત્રિમાં ભેદ જાણતો નથી; કિંવા જે ભ્રમર અતિ કોમળ પુષ્પનું સેવન કરી શકે છે, તેજ કઠિન કાષ્ઠ પણ કોરે છે; તેથી કાંઈ તેનું ભ્રમરત્વ નષ્ટ થતું નથી; તે પ્રમાણે જે બુદ્ધિ ધર્માધર્મ અને કાર્યાકાર્યને સમજ્યા વિનાજ તેનું આચરણ કરે છે; તે બુદ્ધિ રાજસી છે. અરે, પરીક્ષા કર્યા સિવાય મોતી લેવામાં આવે તો કદાચજ સારાં આવશે, પરંતુ ખરાબ મળશે એ વાત તો નિશ્ચિતજ હોય છે; તે પ્રમાણે એવી બુદ્ધિવાળાથી નિષિદ્ધ કર્મ સહેજે ન થાય તો સુભાગ્ય! બાકી જે બુદ્ધિ સારાં અને માઠાં કર્મો સરખાંજ માને છે, તે જેમ યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના સર્વ સમાજને નિમંત્રણ કરે અને હલકા લોકોથી તેનું આંગણું ભરાઈ જાય તેના જેવું જ છે. આમ સારાં અને માઠાં કર્મો વિષે જે બુદ્ધિ અંધ હોય છે તેને રાજસ બુદ્ધિ કહે છે. (૭૨૩)

**अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।**
**सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥**

**શ્લોકાર્થ:**–હે પાર્થ! તમોગુણથી વ્યાપ્ત એવી જે બુદ્ધિ અધર્મને ધર્મ માનનારી અને અર્થનો અનર્થ કરનારી હોય છે, તે તામસ બુદ્ધિ કહેવાય છે. (૩૨)

**ટીકા:**–અને રાજમાર્ગને ચોર જેમ આડવાટ માને છે, કિંવા રાક્ષસ જેમ રાત્રિમાં દિવસ માને છે, અથવા દ્રવ્યનો

ભંડાર જેમ ભાગ્યહીનને કોલસાની ખાણ જેવો ભાસે છે, અથવા પાસે ધન છતાં પણ લોભિયાને ન હોવા જેવું લાગે છે; તે પ્રમાણે ધર્મમાર્ગનું આચરણ કરવું જે બુદ્ધિને પાપમય લાગે છે અને ખરી વાત ખોટી ભાસે છે; જે બુદ્ધિ શાસ્ત્રનો ખરો અર્થ મૂકી દઇને વિપરીતજ અર્થ કરે છે અને જે સર્વ ગુણોને દોષજ માને છે; કિંબહુના, શ્રુતિને જે વાત માન્ય હોય તે પણ જે બુદ્ધિને વિપરીત લાગે છે; તેને તામસી બુદ્ધિ કહેવી. જેમ રાતને સિદ્ધ કરવા માટે કાંઈ ધર્મશાસ્ત્રની આવશ્યકતા હોતી નથી, તેમ તે બુદ્ધિને હે અર્જુન! કોઇને પણ પૂછ્યા વિના બેશક તામસી કહેવી. આ પ્રમાણે હે અર્જુન! તને બુદ્ધિના ત્રણ ભેદ સ્પષ્ટ કરીને કહી બતાવ્યા. હવે, આજ બુદ્ધિ વડે જ્યારે કર્મનો નિશ્ચય કરવામાં આવે છે ત્યારે જે ધીરજ ઊપજે છે, તે ધીરજ પણ ત્રણ પ્રકારની છે. તેનાં લક્ષણો તને કહી સંભળાવું છું, તે પતિ લક્ષ આપ. (૭૩૨)

**धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥**

**શ્લોકાર્થઃ**—હે પાર્થ! જે એકનિષ્ઠ ધૈર્ય વડે મનુષ્ય મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાને શાંતિપૂર્વક કરે છે, તે સાત્ત્વિક ધૈર્ય છે.

**ટીકાઃ**—સૂર્યોદય થતાંની સાથેજ ચોરી અને અંધકાર નાશ પામે છે; રાજાજ્ઞા થતાંની સાથેજ કુવ્યવહાર બંધ પડે છે; પવન જોરથી વાવા લાગે એટલે મેઘ પોતાની ગર્જનાસહિત નાશ પામે છે; અગસ્ત્ય ઋષિનાં દર્શન થતાંજ સમુદ્રની ગર્જના બંધ પડે છે; ચંદ્રોદય થતાંજ સૂર્યવિકાસિની કમલિની આપોઆપ ખિડાય છે; અથવા ગર્જના કરીને સિંહ આગળ આવતાં મદોન્મત્ત હાથીને પણ ઊંચકેલો પગ નીચે મૂકવાનું સૂઝતું નથી; તે પ્રમાણે જે સાત્ત્વિક ધૈર્ય ઉત્પન્ન થતાં મન અને પ્રાણના વ્યાપાર જ્યાંના ત્યાં આપોઆપજ બંધ પડે છે. અને હે અર્જુન! ઇંદ્રિયોનો વિષયો પ્રત્યેનો સ્નેહ આપોઆપજ છૂટી જઇને તે ગભરાઈને પોતાની માતા જે મન તેના ઉદરમાં પ્રવેશ કરે છે. જે ધૈર્ય ઊર્ધ્વ અને અધોવાયુના માર્ગને

બંધ કરીને નવે પ્રકારના વાયુઓસહિત સુષુમ્ણા નાડીમાં પેસી જાય છે અને મન સંકલ્પવિકલ્પરૂપી અંતરાયો તોડી નાખીને બુદ્ધિની પાછળ જઈ બેસે છે; આ પ્રમાણે જે ધૈર્યરાજ મન, પ્રાણ અને ઇંદ્રિયોની સ્વકીય ચેષ્ટા બંધ પાડે છે; અને તેઓને ધ્યાનની આંતરકોટડીમાં યુક્તિથી ગોંધી રાખે છે; તથા ચક્રવર્તી પરમાત્માના તાબામાં તેને સોંપે ત્યાં સુધી તેની પાસેથી લાંચ ન લેતાં તેને જે ધૈર્યરાજ છોડતો નથી; તે ધૈર્ય, લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, સાત્ત્વિક ધૈર્ય છે એમ તું સમજ.

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी॥३४॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! જે ધૈર્ય વડે મનુષ્ય ધર્મ, અર્થ અને કામ, એ ત્રણજ પુરુષાર્થ કરે છે અને તે તે પુરુષાર્થના આચરણસમયે ફળની ઇચ્છા રાખે છે, તે ધૈર્ય રાજસ છે. (૩૪)

ટીકાઃ–અને જે પોતાને શરીર માનીને ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ ઉપાય વડે સ્વર્ગ અને સંસારમાંજ આનંદપૂર્વક વાસ કરે છે; મનોરથસાગરમાં ધર્માર્થકામરૂપી નૌકા પર જે ધૈર્યથી વ્યાપાર કરે છે; અને કર્મરૂપી ભંડોળ રોકવાથી ચારગણો ફાયદો આપે છે એમ માનીને જે ધૈર્યથી સાહસકર્મ કરે છે; તે ધૈર્યને હે અર્જુન! રાજસ ધૈર્ય કહેવામાં આવે છે. હવે ત્રીજા તામસ ધૈર્યનાં લક્ષણો કહું છું તે સાંભળ. (૭૪૮)

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी॥३५॥

શ્લોકાર્થઃ–હે પાર્થ! જે ધૈર્યના યોગથી દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય નિદ્રા, ત્રાસ, શોક, ખેદ અને મદનો ત્યાગ કરતો નથી, તે ધૈર્ય તામસ છે. (૩૫)

ટીકાઃ–કોલસા જેમ શ્યામ વર્ણનાજ બનેલા હોય છે, તેમજ જે ધૈર્ય સર્વ નીચ ગુણોથીજ બનેલું છે; તેનું વર્ણન સાંભળો. પ્રાકૃત અને હીન વસ્તુને પણ 'ગુણ' એવું મોટું નામ આપવાનું પ્રયોજન શું, એવી શંકા આવે તો તેનું નિવારણ એ છે કે, રાક્ષસને પણ પુણ્યજન કહેવામાં નથી આવતા કે? સર્વ

અહોમાં જે અંગારાવત્ તાપ આપનાર ગ્રહ છે તેને પણ મંગળ કહેવામાં નથી આવતો કે? તે પ્રમાણે તમોગુણને પણ સાધારણ રીતે 'ગુણ' કહેવામાં આવેલ છે. હે સુભટ અર્જુન! સર્વ દોષોનું નિવાસસ્થાન જે તમોગુણ, તેનીજ જે નરની મૂર્તિ બનેલી છે, જે પ્રમાણે પાપનું પોષણ કરવાથી દુઃખ કદી છોડતાં નથી તે પ્રમાણે તે આલસ્યને પોતાની સોડમાંજ રાખે છે, માટે નિદ્રા તેને કદી છોડતી નથી. અને જે પ્રમાણે પાષાણની કઠિનતા કદી મટતી નથી, તે પ્રમાણે દેહરૂપી દ્રવ્ય પર તેની અત્યંત પ્રીતિ હોવાથી તેને ભય તો કદી છોડતોજ નથી. કૃતઘ્ન મનુષ્યોનાં પાપનું ક્ષાલન કરવાને ગમે તેટલી ખટપટ કરવામાં આવે તો પણ જેમ તે ધોવાતાં નથી, તે પ્રમાણે પદાર્થમાત્રના પર પ્રીતિ રાખવાથી તે શોકનું પણ નિવાસસ્થાનજ બને છે, અને રાત્રિદિવસ પોતાના જીવની સાથે અસંતોષ બાંધી મૂકેલો હોવાથી, વિષાદે પણ તેની સાથે મૈત્રી કરી હોય છે. લસણની ગંધ જેમ તેનાથી દૂર થતી નથી; કિંવા કુપથ્ય કરનારને જેમ વ્યાધિ છોડતો નથી; તે પ્રમાણે વિષાદે આજન્મ તેની સાથે મૈત્રી કરેલી હોય છે અને તારુણ્ય, વિત્ત તથા કામનો તે ગર્વ કરે છે, તેથી તેનામાં મદ પણ વાસો કરે છે. અગ્નિને જે પ્રમાણે ઉષ્ણતા છોડતી નથી, ઝેરી સર્પ જેમ વિષ છોડતો નથી અને ભય જેમ સર્વ જગતનો વૈરી હોઈ તેને છોડતો નથી અથવા કાળ શરીરને કદી પણ છોડતો નથી; તે પ્રમાણે તમોગુણમાં મદ પણ અખંડ ભરેલો હોય છે. આ પ્રમાણે નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદ, એ પાંચ તમના દોષ ધૈર્યે ધારણ કર્યા છે, તે ધૈર્યને તામસ ધૈર્ય કહેવામાં આવે છે, એમ જગન્નાયક શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા. આ પ્રમાણે ત્રણે પ્રકારની બુદ્ધિ જે જે કર્મનો નિશ્ચય કરે છે, તે તે કર્મને ધૈર્ય સિદ્ધ કરે છે. સૂર્યથી રસ્તો દેખાય છે અને પગ વડે તે માર્ગે ચાલી શકાય છે; પરંતુ તે ચાલવાની ક્રિયા ધૈર્યને લીધેજ થાય છે, તેમ બુદ્ધિ કર્તવ્યને દર્શાવે છે અને તે કર્મ ઇંદ્રિયો વડે કરવામાં આવે છે; પરંતુ તે ક્રિયા માટે જે ધૈર્યની આવશ્યકતા છે, તે ધૈર્યના ત્રણ પ્રકાર તને કહ્યા અને તે ધૈર્યના

યોગથીજ ત્રણ પ્રકારનાં કર્મો કરી શકાય છે. પછી તે કર્મોને જે ફળ આવે છે અને જેને સુખ કહે છે; તે સુખ પણ ત્રણ પ્રકારનાં છે; તે વિષે હવે શુદ્ધ નિરૂપણ કરીએ. શુદ્ધ કેવી રીતે? શબ્દ દ્વારા સાંભળવામાં આવતાં કદાચ શબ્દ તથા કર્ણરૂપી કરનો મળ તેને લાગી જાય તેમ છે; માટે તેને એકાગ્ર અંતઃકરણથી સાંભળ એમ બોલી દેવે ત્રિવિધ સુખ વર્ણવવાની પ્રસ્તાવના કરી; તેજ વ્યવસ્થા હું કહું છું. (૭૭૧)

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

શ્લોકાર્થઃ–હવે હે ભરતશ્રેષ્ઠ! જે સુખમાં અભ્યાસ વડે જીવ રમે છે અને તેના દુઃખનો નાશ થાય છે, તે સુખ પણ ત્રણ પ્રકારનું છે; તે કહું છુ તે સાંભળ. (૩૬)

ટીકાઃ–ભગવાન કહે છે –હે બુદ્ધિમંત અર્જુન! ગુણના યોગથી સુખનાં ત્રણ રૂપો છે એમ જે મેં તને કહ્યું હતું, તેનું સ્પષ્ટતાપૂર્વક વર્ણન હવે કરું છું તે સાંભળ. હે કિરીટિ! જીવને આત્માનો મેળાપ થતાં જે આનંદ થાય છે તેનું નામ સુખ છે. જેમ ઉત્તમ ઔષધ માત્રાના પ્રમાણસર સેવન કરવામાં આવે છે, અથવા રસના પુટો દઈ કલઇનુ રૂપું કરવામાં આવે, છે, કિંવા ભીઠાનું પાણી કરવું હોય તો તેના પર બે–ચાર વાર પાણી નાખવું પડે છે. તે પ્રમાણે સુખનો યત્કિંચિત્ લાભ થતાં તેજ રસ્તે અભ્યાસ આગળ વધારવાથી જીવનાં સર્વ દુઃખો જેના વડે દબાઇ જાય છે, તે આત્મસુખ પણ ગુણના યોગથી ત્રણ પ્રકારનું છે. તેમાંના એક પ્રકારનાં લક્ષણો તને કહી સંભળાવું છુ

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

શ્લોકાર્થઃ–આરંભમાં જે સુખ વિષ સમાન કડુ, પરિણામે અમૃત સમાન મિષ્ટ અને જે સુખ આત્મવિષયક બુદ્ધિના પ્રસાદ વડે ઉત્પન્ન થયેલુ હોય છે, તે સાત્ત્વિક સુખ છે. (૩૭)

ટીકાઃ–હવે ચંદનનું થડ જેમ સર્પોથી વીંટાયેલુ હોય છે, અથવા દ્રવ્યના ખજાના પર જેમ બ્રહ્મરાક્ષસાદિનો પ્રતિબંધ

હોય છે; અરે! સ્વર્ગના ઉત્તમ ભોગો પ્રાપ્ત કરવાને માટે પણ જેમ યજ્ઞનાં મહાન સંકટ પ્રથમ સહન કરવાં પડે છે; કિંવા જે પ્રમાણે બાલ્યદશામાં સૌને અતિ ત્રાસ સહન કરવો પડે છે; દીપક પ્રદીપ્ત કરવાને માટે દિવાસળી સળગાવતાં ધુમાડો સહન કરવો પડે છે; તે પ્રમાણે હે અર્જુન! આત્મસુખની પ્રાપ્તિ કરી લેવાને માટે શમદમાદિક સાધનોનું કષ્ટ સહન કરવું પડે છે. દેહાદિક પરની પ્રીતિને બાળી મૂકનાર અગ્નિના જેવો તીવ્ર વૈરાગ્ય સેવવામાં આવે છે, ત્યારેજ તે સ્વર્ગ અને સંસારની આસક્તિના અંકુરો ઉખેડી શકાય છે. જ્ઞાનનું શ્રવણ અને કઠોર વ્રતાચરણ કરવામાં પણ બુદ્ધિ ઇત્યાદિકને સંકટો લેઠવાં પડે છે; સુષુમ્ણા નાડીના મુખથી પ્રાણ અને અપાનવાયુનો રોધ કરવો પડે છે; આ રીતે આરંભમાં જ્યાં મહાન કષ્ટ હોય છે; ચક્રવાક પક્ષીના જોડાનો વિયોગ કરવાથી, ગાયના વાછરડાને તેના સ્તન આગળથી પાછો ખેંચી લેવાથી, અથવા ભૂખ્યાને પન્નાવલિ ઉપરથી ઉઠાડી મૂકવાથી, તેમજ માછલાંને પાણીમાંથી બહાર કાઢવાથી અથવા માતા પાસેથી તેનું એકનું એક બાળક મૃત્યુએ ખૂંચવી લેવાથી તેમને જેમ દુઃખ થાય છે; તે પ્રમાણે વિષયોના ઘરને છોડતી વખતે ઇન્દ્રિયોને યુગાંત થવા સમાન કષ્ટ થાય છે. પરંતુ વૈરાગ્યસંપન્ન શૂર તે દુઃખ પણ સહન કરે છે. આ પ્રમાણે જે સુખનો આરંભ કષ્ટમય છે, તેને જે સહન કરે છે તેને ક્ષીરાબ્ધિના મંથન પછી દેવોને અમૃતનો લાભ પ્રાપ્ત થયો તે પ્રમાણે પરમ સુખનો લાભ મળે છે. પ્રથમ વૈરાગ્યરૂપી વિષનું પ્રાશન કરવાને માટે સાત્ત્વિક ધૈર્યરૂપી શંભુ જ્યારે સુખ ખોલે છે, ત્યારેજ પરિણામે જ્ઞાનરૂપી અમૃતનો ઉપભોગ મળે છે. દ્રાક્ષ કાચી હોય ત્યારે આમલીને પણ પાછળ હઠાવે છે; પરંતુ તેજ જ્યારે પરિપક્વ થાય છે ત્યારે અતિ મિષ્ટ લાગે છે. તે પ્રમાણે આત્મપ્રકાશ વડે વૈરાગ્યનો જ્યારે પરિપાક થાય છે, ત્યારે અવિદ્યાસહિત સર્વ દુઃખોનો અવશ્ય નાશ થાય છે; અને સમુદ્રને ગંગા મળે તે પ્રમાણે બુદ્ધિ આત્મામાં સ્થિત થતાં અદ્વયાનંદરૂપી સુખનો ભંડાર ખૂલી જાય છે. આ પ્રમાણે જ સુખનું મૂળ વૈરાગ્ય

છે અને પરિણામે આત્માનંદપ્રાપ્તિ છે, તે સુખને સાત્ત્વિક કહે છે.

विषयेंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

શ્લોકાર્થઃ–વિષય અને ઇન્દ્રિયોના સંયોગથી જે સુખ આરંભમાં અમૃતસમાન મિષ્ટ પણ પરિણામે વિષસમાન કટુ હોય છે, તે રાજસ સુખ છે. (૩૮)

ટીકાઃ–અને હે અર્જુન ! વિષય અને ઇન્દ્રિયોનો સંયોગ થતાં બન્ને તીર ઊભરાઈ જાય એવી રીતે સુખનું જે પૂર આવે છે, અધિકારી પોતાના અધિકાર નીચેના ગામમાં જતાં જેમ ત્યાં ઉત્સવ થાય છે, કિંવા ઋણ કરીને જેમ લગ્નનો સમારંભ કરવામાં આવે છે, અથવા રોગીને ખાંડ અને કેળાં કુપથ્ય હોવા છતાં પણ મિષ્ટ લાગે છે, કિંવા વચ્છનાગ જેમ ખાતી વખતે મધુર લાગે છે, શાહુચોરની મૈત્રી જેમ આહ્‌લાદદાયક હોય છે, કિંવા ચકલાની રાંડ (વેશ્યા)નાં આચરણ જેમ પ્રથમ સુખકારક લાગે છે, કિંવા જેમ નટોના આવિર્ભાવ આનંદદાયક હોય છે; તે પ્રમાણે વિષય અને ઇન્દ્રિયોના સંબંધથી જીવને પ્રથમ સુખ થાય છે, પરંતુ પરિણામે દુઃખજ થાય છે. ખડક પર સંચિત થયેલા પાણીમાં શુક્રાદિ ગ્રહનાં પ્રતિબિંબ પડેલાં જોઇને તે રત્ન છે એવા ભ્રમથી હંસ તે પર તરાપ મારે તો તેને રત્નપ્રાપ્તિ થતી નથી, પરંતુ મૃત્યુપ્રાપ્તિ થાય છે; તેમ જેના યોગથી પૂર્વે મેળવેલા સુખનો અને જીવનો નાશ થાય, વિષયસુખ મેળવવા માટે સંપાદન કરેલાં સર્વ પુણ્યરૂપી ધનનો નાશ થાય, ભોગવેલા વિષયો પણ સ્વપ્નવત્ લય પામે અને દુઃખના ડુંગરજ વારસામાં મળે છે, તેનું નામ રાજસ સુખ છે. આ પ્રમાણે તે સુખથી આ લોકમાં વિપત્તિરૂપ પરિણામ આવે છે અને પરલોકમાં પણ તે વિષયરૂપ થઈને પ્રકટે છે. કારણ કે ઇન્દ્રિયોના લાડકોડ પૂરા પાડવાને માટે જે ધર્મરૂપી પાક તેને સ્વાધીન કરી દે છે, તે ધર્મને બાળી મૂકીનેજ ઇન્દ્રિયો પાસે વિષયોપભોગ ભોગવાવે છે. પછી પાતકને ટેકો મળવાથી તે મજબૂત થાય છે અને નરકપ્રાપ્તિ કરાવી આપે છે. આ લોકના

સુખથી પરલોકનો આ પ્રમાણે ઘાત થાય છે. જે પ્રમાણે મધુ નામનું વિષ નામથી તો મધુર છે, પણ પરિણામે પ્રાણનો નાશ કરનાર છે; તે પ્રમાણે આ લોકનાં સુખ આરંભમાં મિષ્ટ, પરંતુ પરિણામે નાશકારક નીવડે છે. હે પાર્થ ! એ સુખ કેવળ રજોગુણનાંજ બનેલાં હોય છે, માટે તેને કદી સ્પર્શ પણ કરીશ મા.

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

શ્લોકાર્થઃ–જે સુખ આરંભમાં અને પરિણામે પણ ચિત્તને મોહ ઉત્પન્ન કરનાર અને જે નિદ્રા, આલસ્ય તથા પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલુ હોય, તે તામસ સુખ કહેવાય છે.(૩૯)

ટીકાઃ–અપેયના પાનથી, અભક્ષ્યના ભક્ષણથી તથા ઇચ્છાનુસાર સ્ત્રીસંગથી ઉત્પન્ન થનાર જે સુખ, કિંવા અન્યનો ઘાત કરીને તથા અન્યનું સર્વસ્વ હરણ કરીને કિંવા ભાટના સ્તુતિપાઠથી જે સુખ ઉત્પન્ન થાય છે, જે સુખ આલસ્યથી પુષ્ટ થાય છે, જે નિદ્રા દ્વારા અનુભવાય છે અને જે સુખના આરંભમાં તેમજ અંતમાં આત્મલાભનો માર્ગ મનુષ્ય ભૂલી જાય છે, તે સુખ હે અર્જુન ! તામસ છે એમ તું જાણ. આ કથા નિંદ્ય હોવાથી હું વિસ્તારપૂર્વક કહેતો નથી. આ પ્રકારે મૂળ કર્મના ભેદથી ફળરૂપ સુખ ત્રણ પ્રકારનું તને યથાશાસ્ત્ર કહી સંભળાવ્યું. આ સ્થૂલ–સૂક્ષ્મ જગતમાં કોઈ પણ વસ્તુ કર્તા, કર્મ અને ફળ, એ ત્રિપુટી વિના બીજું કાંઈજ નથી. હે અર્જુન ! વસ્ત્ર જે પ્રમાણે તંતુથી તૈયાર કરવામાં આવે છે, તે પ્રમાણે આ ત્રિપુટી જોવા જતાં ત્રણ ગુણો વડેજ બનેલી છે.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥ ४० ॥

શ્લોકાર્થઃ–પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોથી અલિપ્ત એવી કોઈ પણ સ્થાવરજંગમ વસ્તુ પૃથ્વી પર અથવા સ્વર્ગમાંના દેવાદિકમાં પણ દૃષ્ટિગોચર થતી નથી. (૪૦)

ટીકાઃ–માટે તું એ વાત લક્ષમાં રાખ કે, પ્રકૃતિના ગુણો-

થી બદ્ધ ન થયેલી એવી કોઈ પણ વસ્તુ આ લોકમાં વા સ્વર્ગ-લોકમાં નથી. ઊન વિના કામળી અને મૃત્તિકા સિવાય ગોળો શી રીતે બની શકે વારુ? અથવા પાણી વિના તરંગોની ઉત્પત્તિ ક્યાંથી થાય? તે પ્રમાણે આ સર્વ જગતમાંના પદાર્થો માત્ર ત્રણ ગુણોથીજ રચાયેલા છે, એમ તું સમજ. આ ત્રણ ગુણોની શક્તિ એટલી અગાધ છે કે તેમણે એક દેવના પણ ત્રણ દેવ કર્યા છે અને એક લોકના ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) કર્યા છે; તેમજ ચાર વર્ણ તથા તેનાં ભિન્ન ભિન્ન કર્મો પણ તેમણેજ કર્યાં છે. (૮૧૭)

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥**

*શ્લોકાર્થ*:—હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મો, તે પણ પ્રકૃતિજન્ય ગુણો વડે ભિન્ન ભિન્ન કહેલાં છે. (૪૧)

*ટીકા*:—તે ચાર વર્ણમાં અગ્રભાગે બ્રાહ્મણ છે, તથા ક્ષત્રિય અને વૈશ્ય એ બન્ને વર્ણના લોકો પણ વૈદિક કર્મ કરવાના અધિ-કારી હોવાથી તેમની ગણના દ્વિજમાં થાય છે. હે ધનંજય! ચોથા જે શૂદ્ર તેમને વેદનો અધિકાર નથી, પરંતુ તેમની ઉપ-જીવિકા ઉપલા ત્રણ વર્ણને આધીન હોય છે. તે સેવાવૃત્તિના સાન્નિધ્યથી શૂદ્રને પણ ચતુર્થ વર્ણમાં ગણવામાં આવ્યા. જેમ પુષ્પના સંસર્ગને લીધે તેની અંદરના (હારમાંના) દોરાની પણ શ્રીમંત લોકો સુગંધ લે છે, તે પ્રમાણે શ્રુતિએ બ્રાહ્મણના સંસર્ગથી શૂદ્રનો પણ સમાવેશ કર્યો છે. હે પાર્થ! હવે આ ચારે વર્ણનાં કર્મો શાં શાં છે, તે તને કહી સંભળાવું છું, કે જે ગુણકર્મો વડે તે ચારે વર્ણો જન્મમૃત્યુના સંકટમાંથી મુક્ત થઈ, ઈશ્વરસાન્નિધ્યને પ્રાપ્ત થાય છે. આત્માની જે પ્રકૃતિ તેના સત્ત્વાદિ ગુણોએ આ ચાર વર્ણને ચાર પ્રકારનાં કર્મો વહેંચી આપ્યાં છે. જે પ્રમાણે પિતાએ મેળવેલી સંપત્તિ પુત્રોને વહેંચી આપવામાં આવે છે, કિંવા સૂર્ય જે પ્રમાણે વટેમાર્ગુને સૌ સૌનો માર્ગ બતાવી દે છે, અથવા સ્વામી સેવકોને ભિન્ન ભિન્ન વ્યવહાર કહી બતાવે છે; તે પ્રમાણે પ્રકૃતિના ગુણોએ કર્મોની

ચારે વર્ણોને વહેંચણી કરી આપી છે. સત્ત્વગુણે પોતાના સમવિષમ ભાગ વડે બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે વર્ણ ઉત્પન્ન કર્યા, અને રજોગુણ તથા સત્ત્વગુણના મિશ્રણથી વૈશ્ય વર્ણની ઉત્પત્તિ થઈ તથા રજ અને તમોગુણના મિશ્રણ વડે શૂદ્ર ઉત્પન્ન થયા. આ પ્રકારે હે પ્રબુદ્ધ! આ ગુણોથી એક પ્રાણીસમૂહના ચાર ભેદ પડ્યા છે. પછી જે પ્રમાણે દીપકના પ્રકાશથી આપણી મૂકેલી વસ્તુ સહજ દષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે પૃથક્ થયેલાં કર્મોને શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યાં છે. હે ભાગ્યવંત! હવે કયા વર્ણને કયું કર્મ વિહિત છે તે સાંભળ. (૮૩૨)

**शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

શ્લોકાર્થઃ–શમ અર્થાત્ ચિત્તનું નિયમન, દમ એટલે બાહ્યેન્દ્રિયોનું નિયમન, કાયિક, વાચિક તથા માનસિક તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને શ્રુતિસ્મૃતિ વિષે શ્રદ્ધા, એ સર્વ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે. (૪૨)

ટીકાઃ–પ્રિયા જેમ પોતાના પતિની સાથે એકાંતમાં ઐક્ય પામે છે, તે પ્રમાણે જે બુદ્ધિ સર્વ ઇન્દ્રિયોની વૃત્તિને પોતાના સ્વાધીનમાં લઈને આત્મસ્વરૂપમાં મળી જાય છે એવી જે બુદ્ધિની તલ્લીનતા, તેને 'શમ' કહેવામાં આવે છે. એ 'શમ' સર્વ ગુણોમાં પ્રથમ હોય છે અને એનાથીજ સર્વ કર્મનો પ્રારંભ થાય છે. તે શમ, બાહ્ય ઇન્દ્રિયોને વિધિના દંડા વડે અધર્મના માર્ગે કદી પણ જવા દેતો નથી. તે શમનો સહાયક 'દમ' છે. તે ઇન્દ્રિયોને સ્વધર્માનુસાર ચલાવે છે. જે પ્રમાણે ષષ્ઠીપૂજનની રાત્રિએ દીપકને વિશ્રાંતિ પ્રાપ્ત થતી નથી, તેવી રીતે સર્વ કાળ ઈશ્વરનો વિચાર કરવો તેને તપ કહેવામાં આવે છે અને એ બ્રાહ્મણકર્મનો તૃતીય ગુણ છે. હવે શૌચ એટલે પવિત્રતા એ નિર્દોષ હોઈ તેના બે પ્રકાર છે. મન શુદ્ધ ભાવથી પરિપૂર્ણ હોઈ સર્વ શરીર પણ સત્કર્મથી સુશોભિત બને, આવી અંતર્બાહ્ય પવિત્રતાને હે પાર્થ! શૌચ કહેવામાં આવે છે અને એ

સહન કરવાં તેને હે અર્જુન ! ક્ષમા કહેવામાં આવે છે અને એ બ્રાહ્મણકર્મનો પાંચમો ગુણ છે. જેમ સપ્ત સ્વરમાંનો પંચમ સ્વર અતિ મધુર હોય છે, તે પ્રમાણે આ ગુણ શ્રેષ્ઠ છે. ગંગાનો ઓઘ વાંકો હોય તો પણ સીધોજ છે; કિંવા શેરડીનો સાંઠો વક્ર હોય તો પણ તેની મિષ્ટતા તો એકસરખીજ હોય છે; તે પ્રમાણે આપણને ત્રાસ દેનાર જીવ પર પણ અત્યંત પ્રીતિ હોવી એને 'આર્જવ' કહેવામાં આવે છે, અને બ્રાહ્મણકર્મનો એ છઠ્ઠો ગુણ છે.

જેમ માળી કષ્ટ સહન કરીને વૃક્ષના મૂળમાં પાણી સિંચે છે તે શ્રમ સાર્થકજ થાય છે; તેમ શાસ્ત્રોક્ત આચરણથી ઈશ્વરપ્રાપ્તિ અવશ્ય થશેજ એમ જે સમજવું તેને જ્ઞાન કહેવામાં આવે છે. આ જ્ઞાન એ બ્રહ્મકર્મનો સાતમો ગુણ છે અને તેજ પ્રમાણે વિજ્ઞાનનું લક્ષણ આ પ્રમાણે છે. સત્ત્વશુદ્ધિની વખતે શાસ્ત્રવિચાર અથવા ધ્યાનના બળથી નિશ્ચયાત્મક બુદ્ધિ ઈશ્વરમય બની જાય છે, તેને 'વિજ્ઞાન' કહેવામાં આવે છે અને તે બ્રહ્મકર્મનું આઠમું ગુણરત્ન છે. હવે 'આસ્તિક્ય' એ નવમો ગુણ સમજ. રાજમહોર જેના હાથમાં હોય તે ગમે તે હોય તો પણ લોકો તેનો આદર કરે છે; તે પ્રમાણે શાસ્ત્રે જે માર્ગ સ્વીકાર્યો છે, તે માર્ગને આદરપૂર્વક માન્ય કરી તદનુસાર આચરણ કરવું, તેને હું 'આસ્તિક્ય' કહું છું. એ બ્રાહ્મણકર્મનો નવમો ગુણ છે અને આજ આ ગુણથી સર્વ બ્રાહ્મણોનાં કર્મ ચરિતાર્થ થાય છે. આ પ્રમાણે જે કર્મમાં શમાદિક આ નવ ગુણો નિર્દોષ દૃષ્ટિગોચર થાય છે, તે બ્રાહ્મણનું સ્વાભાવિક કર્મ છે, એમ તું સમજ. બ્રાહ્મણવર્ણ આ કેવળ નવ ગુણરૂપી રત્નોનો રત્નાકર અથવા નવ રત્નોનો હારજ છે. જે પ્રમાણે સૂર્ય કદી પણ પ્રકાશનો પરિત્યાગ કરતો નથી; અથવા ચંપાનું વૃક્ષ જે પ્રમાણે તેનાંજ પુષ્પો વડે સુશોભિત હોય છે; અથવા જે પ્રમાણે ચંદ્ર પોતાની પ્રભા વડેજ પ્રકાશિત હોય છે; કિંવા ચંદન જેમ પોતાનાજ પરિમલથી ચર્ચિત હોય છે, તે પ્રમાણે આ નવ ગુણરૂપી અલંકાર બ્રાહ્મણનું નિર્દોષ આભૂષણ છે અને એ અલંકાર બ્રાહ્મણનું અંગ કદી પણ છોડતો નથી. હવે હે

ધનંજય! ક્ષત્રિયને જે કર્મો ઉચિત છે તે બુદ્ધિની સહાયથી સાંભળ.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શ્લોકાર્થઃ–પરાક્રમ, તેજ, ધૈર્ય, દક્ષતા, યુદ્ધથી વિમુખ ન થવું, દાતાપણું અને લોકો પર સત્તા ચલાવવી, એ ક્ષત્રિયોનાં સ્વભાવસિદ્ધ કર્મ છે. (૪૩)

ટીકાઃ–સૂર્ય જેમ પ્રકાશ પાડવાને માટે અન્યની સહાયની આપેક્ષા રાખતો નથી, કિંવા સિંહ પોતાના પરાક્રમમાં સોબતીની ગરજ રાખતો નથી; તેમ જ બીજાની સહાય વિના પોતેજ બળવાન અને શૂરો હોય છે, તે ક્ષત્રિયની પ્રકૃતિનો પ્રથમ ગુણ 'શૌર્ય' છે. સૂર્યના પ્રકાશથી કોટયવધિ નક્ષત્રો દબાઈ જાય છે, પરંતુ ચંદ્રસહવર્તમાન સર્વ નક્ષત્રો સૂર્યનો લોપ કરવાને સમર્થ થતાં નથી; તે પ્રમાણે પોતાના યોગ્ય ગુણોથી સર્વ જગતને આશ્ચર્યચકિત કરી નાખે અને ગમે તેવો પ્રસંગ આવે તો પણ પોતે ગભરાય નહિ એવો જ પ્રશંસનીય ગુણ 'તેજ' તે ક્ષાત્રપ્રકૃતિનો દ્વિતીય ગુણ અને ધીરતા એ તે પ્રકૃતિનો તૃતીય ગુણ છે. આકાશ તૂટી પડે તો પણ જેમાં મનબુદ્ધિરૂપી નેત્ર નિસ્તેજ થતાં નથી; આ ગુણને 'ધૈર્ય' કહેવામાં આવે છે. પાણી ગમે તેટલું ઊંડું હોય તો પણ કમળ તેની ઉપર આવે છે, કિંવા આકાશ ઊંચાઇના વિષયમાં સર્વ પદાર્થને જીતે છે, તે પ્રમાણે નાના પ્રકારના પ્રસંગો પ્રાપ્ત થવા છતાં પણ હે પાર્થ! ફળરૂપ જે અર્થ તેને બુદ્ધિ જીતે છે. આ પ્રમાણે સાવધતા રાખવી તેને દક્ષતા કહેવામાં આવે છે અને એ ક્ષાત્રપ્રકૃતિનો ચતુર્થ ગુણ છે. 'અસામાન્ય યુદ્ધપરાક્રમ' એ તેનો પાંચમો ગુણ છે. (૮૬૪)

જે પ્રમાણે સૂર્યકમળો સદા સૂર્યની સન્મુખજ રહે છે, તે પ્રમાણે સદૈવ શત્રુની સન્મુખ રહેવું, ગર્ભિણી સ્ત્રી જે પ્રમાણે પતિસમાગમને પ્રયત્ને કરીને ચૂકવી દે છે, તે પ્રમાણે રણાંગણમાં શત્રુને પીઠ ન દેખાડવી; ચારે પુરુષાર્થની પ્રાપ્તિ માટે જેમ 'ભક્તિ' એ શ્રેષ્ઠ સાધન છે, તે પ્રમાણે ક્ષાત્રપ્રકૃતિના ગુણોમાં આ

પાંચમો ગુણ ઇન્દ્રની પેઠે શ્રેષ્ઠ છે; અને વૃક્ષ જે પ્રમાણે પોતાનાં પાંદડાં, પુષ્પો અને ફળો અર્પણ કરવાને સર્વદા તત્પર હોય છે; અથવા પરિમલ અર્પણ કરવામાં જેમ કમળ ઉદાર હોય છે; અથવા જેને જેટલો પ્રેમ હોય તેને તેટલું ચંદ્રપ્રકાશનું સુખ ચંદ્ર આપે છે, તે પ્રમાણે યાચકને તેની ઇચ્છાનુસાર દાન આપવું; આવું 'અમર્યાદ દાન' એ ક્ષાત્રપ્રકૃતિનું છઠ્ઠું ગુણરત્ન છે. જેમ હસ્તપાદાદિકનું પોષણ કરવાથીજ તેની પાસેથી ગમે તે કામ કરાવી શકાય છે; તે પ્રમાણે પ્રેમપૂર્વક પ્રજાનું રૂડે પ્રકારે પાલન કરવાથીજ રાજા પ્રજા ઉપર સત્તા ચલાવી શકે છે; આને 'ઈશ્વર-ભાવ' કહેવામાં આવે છે અને તેમાં સર્વ સામર્થ્ય વાસ કરે છે. આ ગુણ ક્ષાત્રપ્રકૃતિના સર્વ ગુણોનો રાજા છે અને તે તેનો સાતમો ગુણ છે. આ પ્રમાણે શૌર્યાદિક સપ્તગુણોથી જે પુરુષ વિશેષ અલંકૃત હોય છે તે, જેમ સપ્તર્ષિનાં સાત નક્ષત્રોથી આકાશ શોભે છે, તે પ્રમાણે શોભે છે. આ પ્રકારે આ સપ્ત પવિત્ર ગુણ વડે જે કર્મ પવિત્ર થયેલાં હોય છે, તે ક્ષાત્રપ્રકૃતિનાં સ્વાભાવિક કર્મ છે. આવો પુરુષ હોય છે તે ક્ષત્રિય છે; એટલું તો નહિજ પરંતુ સત્ત્વરૂપી સુવર્ણનો મેરુજ છે. માટે તે સપ્તગુણ-રૂપી સ્વર્ગને ધારણ કરે છે; કિંવા સપ્તગુણરૂપી સમુદ્રે વેષ્ટિત કરેલી એ ક્ષાત્રપ્રકૃતિરૂપી પૃથ્વીજ છે; અથવા સપ્તગુણરૂપી ઓઘથી ક્ષાત્રક્રિયારૂપી ગંગા ક્ષાત્રપ્રકૃતિ ધારણ કરનાર આ મહોદધિને મળીને શોભે છે. આ પ્રમાણે ક્ષાત્રપ્રકૃતિનાં શૌર્યાદિક કર્મો સ્વાભાવિક છે. હવે હે મહામતે! વૈશ્યજાતિને જે કર્મ યોગ્ય છે, તે તને કહું છું તે સાંભળ. (૮૭૯)

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

**શ્લોકાર્થ**:—ખેતી, પશુપાલન અને વાણિજ્ય, એ વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે અને સેવા એ શૂદ્રનું પણ સ્વાભાવિક કર્મ છે.

**ટીકા**:—ક્ષેત્ર, બીજ અને હળ ઇત્યાદિ મેળવી તેના યોગ-થી પુષ્કળ નફો પ્રાપ્ત કરવો; કિંબહુના કૃષિ, પશુઓનું પાલન અને વસ્તુઓનો ક્રયવિક્રય, હે અર્જુન! વૈશ્ય જાતિએ આ ત્રણ

પ્રકારનું કર્મ કરી નિર્વાહ કરવો એજ તેનો સ્વાભાવિક ધર્મ છે. અને વૈશ્ય, ક્ષત્રિય તથા બ્રાહ્મણ, એ ત્રણે વર્ણને દ્વિજની સંજ્ઞા પ્રાપ્ત થઈ છે અને તેની સેવા કરવી એ શૂદ્ર વર્ણનો સ્વાભાવિક ધર્મ છે. આ પ્રકારે તને ચારે વર્ણનાં કર્મો કહી સંભળાવ્યાં.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

**શ્લોકાર્થ**:–પોતાપોતાનાં કર્મમાં જ તત્પર હોય છે, તેનેજ જ્ઞાનનિષ્ઠાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. પોતાના કર્મમાં તત્પર રહેનારમાં તે યોગ્યતા શી રીતે આવે છે તે સાંભળ. (૪૫)

**ટીકાઃ**–જેમ ભિન્ન ભિન્ન ઇન્દ્રિયો માટે શબ્દાદિ વિષયોજ ઉચિત છે; અથવા વાદળાંમાંથી પડેલા જળને માટે નદી અને નદીને માટે હે પાંડવસુત! સમુદ્રજ ઉચિત છે; તે પ્રમાણે હે જ્ઞાની! ભિન્ન ભિન્ન વર્ણો માટે ઉપર કહેલાં કર્મોજ ઉચિત છે. ગૌર અંગને જે પ્રમાણે ગૌરતા શોભા આપે છે, તે પ્રમાણે પોતપોતાનાં ઉચિત કર્મો કરવાથી પ્રત્યેક વર્ણને શોભા પ્રાપ્ત થાય છે; માટે તે તે સ્વભાવવિહિત કર્મનું શાસ્ત્રાજ્ઞાનુસાર આચરણ કરવા માટે હે વીરોત્તમ! પ્રત્યેકે સ્વબુદ્ધિને અચળ રાખવી જોઇએ. જેમ રત્ન આપણું પોતાનું હોય તો પણ ઝવેરી દ્વારા પરખાવી લેવામાં આવે છે, તેમ સ્વકર્મ પણ શાસ્ત્ર દ્વારા નક્કી કરી લેવું જોઈએ. જેમ દષ્ટિ આપણી પોતાની છે તો પણ પ્રકાશ વિના તેનો ઉપભોગ નથી લઈ શકાતો; અથવા રસ્તોજ ન મળે તો પગનો પણ ઉપયોગ કરી શકાતો નથી; તે પ્રમાણે જાતિને અનુસરીને પોતપોતાના જે સ્વાભાવિક અધિકાર હોય તેને શાસ્ત્રથી પ્રત્યક્ષ જાણી લેવા જોઈએ. જેમ ઘરમાંનું દ્રવ્ય પણ પ્રકાશની મદદથીજ જોઈ શકાય છે, તેમ હે પાંડવ! શાસ્ત્રે કહેલાં એવાં સ્વાભાવિક કર્મને જે ઉત્સાહથી તથા ફળની આશા છોડીને કરે છે અને પ્રવાહનું જળ જેમ આમતેમ વહેવાનું જાણતું નથી, તેમ જે શાસ્ત્રાજ્ઞા પ્રમાણેજ વર્તે છે, તેને હે અર્જુન! મોક્ષમાં પ્રવેશવાનું દ્વાર જે વૈરાગ્ય તે અવશ્ય પ્રાપ્ત થાય છે. તે અકર્તવ્ય અને નિષિદ્ધ કર્મ સાથે લેશમાત્ર સંબંધ

રાખતો નહિ હોવાથી તે સંસારબંધનથી મુક્ત થાય છે. ચંદનના કાષ્ઠની હેડ આણવામાં આવે તો પણ કોઈ તેમાં પોતાનો પગ નાખતું નથી; તે પ્રમાણે તે કામ્ય કર્મ પ્રતિ તો કૌતુકથી પણ જોતો નથી. અને નિત્યકર્મને પણ ફળત્યાગ દ્વારા છોડી દઈને તે મોક્ષના સીમાડા સુધી જઇ પહોંચેલો હોય છે. આ પ્રકારે શુભાશુભ સંસારથી મુક્ત થયેલો જે પુરુષ મોક્ષનું દ્વાર જે વૈરાગ્ય ત્યાં જઇને ઊભો રહે છે. જે વૈરાગ્ય સકળ ભાગ્યની સીમા છે, જે મોક્ષલાભનો નિશ્ચય છે, કિંવા કર્મમાર્ગનો શ્રમ છૂટવાનું સ્થાન છે; જેના ફળરૂપે મોક્ષપ્રાપ્તિની જામીનગીરી મળી ચૂકેલી છે, જે સત્કર્મરૂપી વૃક્ષનુંજ પુષ્પ છે; તે વૈરાગ્યમાં સાધક પુરુષ ભ્રમરની પેઠે ચરણ મૂકે છે. અહો! આત્મજ્ઞાનરૂપી સૂર્યની આગળ વૈરાગ્ય એ અગાઉથી ખબર આપનાર ખેપિયાના જેવો અરણોદય છે, કિંબહુના! આત્મજ્ઞાનરૂપી ગુપ્ત ખજાનાને શોધવા માટે વૈરાગ્યરૂપી દિવ્ય અંજનજ તે આંજી લે છે. હે અર્જુન! આ પ્રકારે વિહિત કર્મના આચરણથી એને મોક્ષપ્રાપ્તિની યોગ્યતા પ્રાપ્ત થાય છે. હે પાંડવ! વિહિત કર્મજ મનુષ્યના જીવનનો આધાર છે અને તેનું આચરણ કરવું એજ મુજ સર્વાત્મક ઈશ્વરની સેવા છે. જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રિય પતિને સર્વ પ્રકારથી સેવે એજ તેનો ધર્મ છે; કિંવા બાળકને માટે માતાની સેવા કરવી એજ ધર્મ છે; તે પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવું એજ પ્રત્યેકનો મુખ્ય ધર્મ છે. ગંગામાં રહેલા મત્સ્યને જે પ્રમાણે સર્વ તીર્થોનો લાભ મળે છે, તે પ્રમાણે 'વિહિત કર્મ સિવાય બીજો ઉપાયજ નથી' એવા નિશ્ચયથી તેનું આચરણ કરવાથી ઈશ્વર ઉપરજ આપણા યોગક્ષેમનો સર્વ બોજો જઈ પડે છે. જેનાં જે વિહિત કર્મ છે તે તેણે કરવાંજ જોઇએ, એવી ઈશ્વરની ઇચ્છા છે; માટેજ તે કરવાથી નિઃસંશય ઈશ્વરની પ્રાપ્તિ થાય છે. દાસી પણ જો રાજાની કસોટીમાં બરાબર ઊતરી રહે તો તે રાણી બની શકે છે; તે પ્રમાણે ઈશ્વરના મનોભાવ અનુસાર વર્તવું એજ તેની પરમ સેવા છે; અને એથી ઇતર કર્મ કરવું તે, હે અર્જુન! વાણિજ્ય સમાન છે.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥

શ્લોકાર્થ:-જેની સત્તાથી સર્વ ભૂતોની ઇન્દ્રિયચેષ્ટા ચાલે છે અને જેણે આ સર્વ વિશ્વ વ્યાપી દીધું છે, તે ઈશ્વરને સ્વકર્મથી ભજનાર મનુષ્યને જ્ઞાનનિષ્ઠા મેળવવાની યોગ્યતારૂપ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. (૪૬)

ટીકા:-વિહિત કર્મ કરવાં એટલે તે કર્મ કર્યાં, એટલુંજ નહિ પરંતુ જે પરમાત્માથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થઈ છે તેનો મનોભાવજ પાળ્યો, એમ સમજવું. જે પરમાત્મા માયા વડે અજ્ઞાનરૂપી ચીંથરાં વીંટાળીને જીવરૂપી પૂતળીઓ તૈયાર કરે છે, અને સત્ત્વ, રજ તથા તમના ત્રિવિધ અહંકારરૂપી સૂત્ર વડે તેને ખેલાવે છે; દીપક જે પ્રમાણે અંતર્બાહ્ય તેજથી ભરેલો છે, તે પ્રમાણે જ પરમાત્મા તેજથી જગતની અંતર્બાહ્ય ઓતપ્રોત ભરેલો છે; હે વીર! તે સર્વાત્મક ઈશ્વરની સ્વકર્મરૂપી પુષ્પ વડે પૂજા કરવાથી તેને પરમ સંતોષ થાય છે અને તેવી પૂજાથી તે પ્રસન્ન થઈને ભક્તને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે. આજ તેનો ભક્ત પર ખરેખરો પ્રસાદ છે. એ વૈરાગ્યદશા પ્રાપ્ત થતાં ઈશ્વરનો છંદ લાગી આ સર્વ સંસાર વમન જેવો લાગે છે; અને જે પ્રમાણે પોતાના પ્રિય પતિના વિયોગથી વિરહિણી સ્ત્રીને જીવવું સુધ્ધાં ગમતું નથી, તેમ સંસારનાં સર્વ સુખો તેને દુઃખવત્ ભાસે છે અને ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની લગની અને યોગ્યતા તેનામાં ઉદ્‌ભવે છે; એટલા માટે મોક્ષની ઇચ્છા રાખનારે સ્વધર્મનું આચરણ પરમ આસ્થાપૂર્વક કરવું. (૯૨૨)

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

શ્લોકાર્થ:-સ્વધર્માચરણ કઠિન હોય તો પણ (આચરવાને સુલભ એવા) પરધર્મ કરતાં તે શ્રેષ્ઠ છે; કેમકે સ્વભાવનિયત કર્મ કરવાથી મનુષ્ય પાપભાગી થતો નથી. (૪૭)

ટીકા:-અરે! આપણો ધર્મ આચરણ કરવાને કઠિન હોય તો પણ તેથી પરિણામે જે ફળ પ્રાપ્ત થાય છે, તે પર લક્ષ રાખવું

જોઈએ. હે ધનંજય! કટુ લીમડાનું સેવન કરવાથી રોગ ટળતો હોય તો તેની કટુતાથી કંટાળવું નહિ. ફળ ફળે તે પૂર્વે નિરાશ થઇને જો તેને ઉખેડી નાખવામાં આવે તો તેનાથી ઉત્તમ ફળની પ્રાપ્તિ શી રીતે થાય વારુ? તે પ્રમાણે સ્વધર્મનું આચરણ કઠિન સમજી તેનો ત્યાગ કરવામાં આવે તો મનુષ્ય મોક્ષસુખથી વંચિતજ રહે એમાં શો સંદેહ? આપણી માતા કદ્રૂપી હોય તો પણ તેના જે પ્રેમ વડે આપણે જીવીએ છીએ તે પ્રેમ કાંઈ કદ્રૂપો હોતો નથી. અન્ય સ્ત્રીઓ રંભા કરતાં પણ અધિક રૂપવાન હોય, તથાપિ બાળકને તેનો શો ઉપયોગ? અરે, પાણી કરતાં ઘી અધિક પોષક છે તો પણ મત્સ્યને તેમાં મૂકવાથી તે જીવશે કે? જેમ વચ્છનાગ સર્વ જગતને વિષરૂપ છતાં તેમાં વસતા કીડાને અમૃતરૂપ છે અને ગોળ સર્વ જગતને મિષ્ટ છતાં તેજ વચ્છનાગના કીડાનો કાળ છે. તેમ જેને માટે જે કર્મ વિહિત છે તેનાજ આચરણથી સંસારબંધન તૂટે છે; માટે તે કર્મ ગમે તેટલાં કઠિન હોય તો પણ તેજ કર્મનું આચરણ કરવું જોઇએ. અન્યનો ધર્મ ઉત્તમ માનીને જો તેનું આચરણ કરવામાં આવે, તો પગનું કાર્ય મસ્તક વડે કર્યા સમાન થઈ ઊલટું તેથી દુઃખજ ઉત્પન્ન થાય છે. માટે પોતાના જાતિસ્વભાવાનુસાર પોતાને હિસ્સે જે કર્મ આવ્યું હોય તેનુંજ જે આચરણ કરે છે, તે કર્મબંધનથી મુક્ત થાય છે; અને એટલા માટેજ હે અર્જુન! પરધર્મનો ત્યાગ કરી સ્વધર્માચરણનો નિયમ કરવો યોગ્ય છે. જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી કર્મવ્યવહાર તો અવશ્ય ચાલુજ રહેશે અને જ્યાં કર્મની વાત આવી ત્યાં શ્રમ તો પ્રથમથીજ આવીને ઉપસ્થિત થવાનો. (૯૩૫)

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

**શ્લોકાર્થ**:–હે કૌંતેય! સ્વભાવસિદ્ધ કર્મમાં દોષ હોય તો પણ તેનો ત્યાગ કરવો નહિ. કારણ કે જેમ ધૂમ્ર વડે અગ્નિ વ્યાપ્ત હોય છે, તેમજ કર્મના સર્વ આરંભ દોષ વડે વ્યાપ્ત હોય છે.

**ટીકા**:–એટલા માટે ગમે તે કર્મ કરતાં પ્રારંભમાં કષ્ટ

પડે છે, તો પછી સ્વધર્મમાં શું દોષ? અરે, સીધા માર્ગે જવું હોય તો પણ પગને પરિશ્રમ આપવાનો અને આડરાનમાં ભટકવું હોય તો પણ તેજ સ્થિતિ! હે અર્જુન! પથ્થર લઈ જવામાં અને ભાતું લઈ જવામાં ભાર તો એકસરખોજ વહન કરવો પડે છે. માટે જે વિશ્રાંતિને સ્થાને ઉપયુક્ત થઈ પડે તેજ વસ્તુ લઈ લેવી જોઈએ. ધાન્ય અને ભૂસું બંને કાઢતાં શ્રમ તો સરખોજ પડે છે, અથવા સારી અને સડેલી બન્ને વસ્તુને રાંધવાનો શ્રમ સરખોજ પડે છે. હે વિચક્ષણ! દહીં–પાણીનું મંથન કરતાં શ્રમ એકસરખોજ થાય છે; અથવા રેતી કિંવા તલ ઘાણીમાં નાખીને પીલવાનો શ્રમ સમાનજ હોય છે. હે અર્જુન! નિત્ય હોમ કરવાને માટે કિંવા અગ્નિ પ્રદીપ્ત કરવાને માટે ધૂમ્ર તો એકસરખોજ સહન કરવો પડે છે; અથવા લગ્નની સ્ત્રી કિંવા એકાદ રાખેલી રંડી એ બન્નેનું પોષણ કરવાનો ખર્ચ તો એકસરખોજ લાગે છે; તો પછી રંડી રાખીને અપકીર્તિનું કલંક શા માટે લેવું? અરે! પીઠમાં ઘા લાગીને પણ મરણ તો નિ:સંશય થવાનુંજ છે તો પછી સામે મોઢેજ શા માટે ન મરવું, કે જેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય! ગૃહસ્થની સ્ત્રીને પારકા ઘરમાં પેસીને પણ ડાંગનો માર સહન કરવો પડે તો તેણે પોતાનો પતિ વ્યર્થ છોડયો; માટે ગમે તે કર્મ પણ શ્રમ વિના નથી થતું તો પછી સ્વધર્માચરણજ કઠિન છે, એમ કયું મુખ કહી શકશે? હે પાંડુસુત! જે અમૃતના સેવનથી અમરત્વની પ્રાપ્તિ થાય છે તેની અલ્પ પ્રાપ્તિ માટે પણ સર્વસ્વ શા માટે ખરચી ન નાખવું? અને જે વિષનું સેવન કરવાથી સર્વ સુખનો નાશ થઈ આત્મહત્યાનું પાતક લાગે છે, તે વિષ મફત મળે તો પણ શા માટે પીવું? તે પ્રમાણે ઇન્દ્રિયોને પરિશ્રમ આપી, આયુષ્યના દિવસો ખરચી, પાપનો સંચય કરવાથી દુઃખ સિવાય બીજું કાંઈ ફળ મળનાર છે કે? માટે સ્વધર્મનુંજ આચરણ કરવું કે જેથી શ્રમનો બદલો મળી પરમ પુરુષાર્થરૂપી સર્વશ્રેષ્ઠ મોક્ષની પ્રાપ્તિ થાય. એટલા માટે જે પ્રમાણે સંકટસમયે પણ સિદ્ધ મંત્ર વીસરવો જોઈએ નહિ અથવા સમુદ્રમાં પડેલા

પડે છે, તો પછી સ્વધર્મમાં શું દોષ? અરે, સીધા માર્ગે જવું હોય તો પણ પગને પરિશ્રમ આપવાનો અને આડરાનમાં ભટકવું હોય તો પણ તેજ સ્થિતિ! હે અર્જુન! પથ્થર લઈ જવામાં અને ભાતું લઈ જવામાં ભાર તો એકસરખોજ વહન કરવો પડે છે. માટે જે વિશ્રાંતિને સ્થાને ઉપયુક્ત થઈ પડે તેજ વસ્તુ લઈ લેવી જોઈએ. ધાન્ય અને ભૂસું બંને કાઢતાં શ્રમ તો સરખોજ પડે છે, અથવા સારી અને સડેલી બન્ને વસ્તુને રાંધવાનો શ્રમ સરખોજ પડે છે. હે વિચક્ષણ! દહીં–પાણીનું મંથન કરતાં શ્રમ એકસરખોજ થાય છે; અથવા રેતી કિંવા તલ ઘાણીમાં નાખીને પીલવાનો શ્રમ સમાનજ હોય છે. હે અર્જુન! નિત્ય હોમ કરવાને માટે કિંવા અગ્નિ પ્રદીપ્ત કરવાને માટે ધૂમ્ર તો એકસરખોજ સહન કરવો પડે છે; અથવા લગ્નની સ્ત્રી કિંવા એકાદ રાખેલી રંડી એ બન્નેનું પોષણ કરવાનો ખર્ચ તો એકસરખોજ લાગે છે; તો પછી રંડી રાખીને અપકીર્તિનું કલંક શા માટે લેવું? અરે! પીઠમાં ઘા લાગીને પણ મરણ તો નિ:સંશય થવાનુંજ છે તો પછી સામે મોઢેજ શા માટે ન મરવું, કે જેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય! ગૃહસ્થની સ્ત્રીને પારકા ઘરમાં પેસીને પણ ડાંગનો માર સહન કરવો પડે તો તેણે પોતાનો પતિ વ્યર્થ છોડયો; માટે ગમે તે કર્મ પણ શ્રમ વિના નથી થતું તો પછી સ્વધર્માચરણજ કઠિન છે, એમ કયું મુખ કહી શકશે? હે પાંડુસુત! જે અમૃતના સેવનથી અમરત્વની પ્રાપ્તિ થાય છે તેની અલ્પ પ્રાપ્તિ માટે પણ સર્વસ્વ શા માટે ખરચી ન નાખવું? અને જે વિષનું સેવન કરવાથી સર્વ સુખનો નાશ થઈ આત્મહત્યાનું પાતક લાગે છે, તે વિષ મફત મળે તો પણ શા માટે પીવું? તે પ્રમાણે ઇન્દ્રિયોને પરિશ્રમ આપી, આયુષ્યના દિવસો ખરચી, પાપનો સંચય કરવાથી દુ:ખ સિવાય બીજું કાંઈ ફળ મળનાર છે કે? માટે સ્વધર્મનુંજ આચરણ કરવું કે જેથી શ્રમનો બદલો મળી પરમ પુરુષાર્થરૂપી સર્વશ્રેષ્ઠ મોક્ષની પ્રાપ્તિ થાય. એટલા માટે જે પ્રમાણે સંકટસમયે પણ સિદ્ધ મંત્ર વીસરવો જોઈએ નહિ અથવા સમુદ્રમાં પડેલા

મનુષ્યે નૌકાને છોડવી જોઇએ નહિ, કિંવા મહારોગીએ દિવ્ય ઔષધિનો ત્યાગ કરવો જોઇએ નહિ; તે પ્રમાણે સ્વકર્મનું આચરણ પણ છોડવું જોઇએ નહિ. હે કપિધ્વજ! એવી સ્વકર્મરૂપી મહાપૂજાથી સંતુષ્ટ થયેલો ઈશ્વર તમ અને રજ એ ગુણોનો નાશ કરી, આપણી વાસનાને શુદ્ધ સત્ત્વગુણના માર્ગે લાવે છે અને સંસાર તથા સ્વર્ગ એ હળાહળ વિષસમાન છે એનું ભાન કરાવે છે તથા આગળ વૈરાગ્યસિદ્ધિનું જે વર્ણન કર્યું તે સ્થાનને પ્રાપ્ત કરાવે છે. વૈરાગ્યભૂમિકા જીતવાથી યોગ્યતા પ્રાપ્ત થાય છે તથા પૂર્ણત્વને પ્રાપ્ત કરનારા પુરુષને જે લાભ થાય છે, તે હવે કહું છું. (૯૫૫)

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

શ્લોકાર્થ:–જેની બુદ્ધિ ક્યાંય પણ આસક્ત થતી નથી અને જે જિતેંદ્રિય તથા નિઃસ્પૃહ છે, એવો મનુષ્ય સંન્યાસના યોગથી ઉત્કૃષ્ટ જ્ઞાનસિદ્ધિને પ્રાપ્ત થાય છે. (૪૯)

ટીકા:–પવન જે પ્રમાણે પારધીની જાળમાં અહીંતહીં ભ્રમણ કરે છે, પરંતુ બંધાઇ શકતો નથી; તે પ્રમાણે દેહાદિક સંસારપાશમાં તે પુરુષ બદ્ધ થતો નથી. જેમ પાકું ફળ ડીંટને પકડી રહેતું નથી, કિંવા ડીંટ પણ તેને પકડી રાખતું નથી, તેમ જેનો સંસારાદિક પરનો સર્વ પ્રેમ નિર્જીવ થાય છે; પુત્ર, દ્રવ્ય તથા સ્ત્રી આધીન વર્તતાં હોય તો પણ જેમ કોઈ વિષના પાત્રનું સ્વામિત્વ સ્વીકારતું નથી; તેમ તે તેમના પર મમત્વ રાખતો નથી. જેમ કોઈ ધગધગતા પદાર્થનો સ્પર્શ લાગતાંજ પોતાનો હાથ પાછો ખેંચી લે છે, તે પ્રમાણે તેની બુદ્ધિ વિષયોથી પરાવૃત થઈને આત્મવિચારમાં નિમગ્ન થાય છે. સ્વામીના ભયથી દાસી જેમ તેની આજ્ઞાનો લોપ કરતી નથી; તેમ તેનું અંતઃકરણ બાહ્ય વિષયો તરફ દોડતું નથી; તથા ઐક્યની મૂઠીમાં ચિત્તને પકડીને તેને આત્માનો છંદ લગાડે છે. આમ થવાથી જેમ અગ્નિને રાખમાં દાબવાથી ધૂમ્ર આપોઆપ બંધ પડે છે, તે પ્રમાણે તેની આ લોકના વિષયોની ઇચ્છા સહજજ

નાશ પામે છે; કેમકે મનનો નિગ્રહ થયો એટલે ઇચ્છા આપો-આપજ નષ્ટ થાય છે. હે અર્જુન! આવા મનુષ્યનું સઘળું વિપરીત જ્ઞાન લય પામીને તેને સત્ય બોધજ પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે સંચિત કરેલા પાણીનો નિત્ય વ્યય કરવામાં આવતાં તે ન્યૂન થતું જાય છે; તે પ્રમાણે પ્રારબ્ધકર્મ ભોગવતાં ભોગવતાં ખૂટી જાય છે; અને અહંકર્તૃત્વભાવના ન હોવાને લીધે નવીન કર્મ બંધાતાં નથી. હે અર્જુન! આ પ્રકારે સર્વ કર્મોની ક્ષીણ દશા થઈ એટલે પછી શ્રીગુરુની આપોઆપ પ્રાપ્તિ થાય છે. રાત્રિના ચાર પ્રહર સમાપ્ત થાય એટલે અંધકારનો નાશ કરનાર સૂર્ય દૃષ્ટિગોચર થાય છે; અથવા કેળાંનો લૂમખો આવી જે પ્રમાણે કેળની વૃદ્ધિને અટકાવે છે, તે પ્રમાણે શ્રીગુરુ મળવાથી જિજ્ઞાસુની કર્મકર્તૃત્વની ખટપટ બંધ પાડે છે. વળી પૂર્ણિમા આવતાં જે પ્રમાણે ચંદ્રમાં જરા પણ ન્યૂનતા રહેતી નથી, તે પ્રમાણે ગુરુપ્રસાદ પ્રાપ્ત થવાથી જિજ્ઞાસુને કોઈ પ્રકારની ખામી રહેતી નથી અને સર્વ અજ્ઞાન ગુરુની કૃપાથી નષ્ટ થાય છે. રાત્રિની સાથે જેમ અંધકારનો પણ નાશ થાય છે, તેમ અજ્ઞાનનો નાશ થયો એટલે તેના ગર્ભમાં રહેલી કર્મ, કર્તા અને કાર્યની ત્રિપુટીનો પણ આપોઆપજ નાશ થાય છે. જેમકે ગર્ભિણી સ્ત્રીને મારી નાખવામાં આવે એટલે તેના ઉદરમાંના ગર્ભને પૃથક્ મારવાની આવશ્યકતા રહેતી નથી. આ પ્રકારે સર્વ કર્મનો સમૂળો નાશ થવો એનેજ સંન્યાસ કહેવામાં આવે છે. આ તેનું મૂળ અજ્ઞાન નાશ થવાને લીધે પછી સર્વત્ર તેને પોતાનુંજ સ્વરૂપ દેખાય છે. મનુષ્ય નિદ્રામાંથી જાગ્રત થયા પછી, હું કૂપમાં ડૂબી ગયો છું એવો જે ભ્રમ તેને સ્વપ્નમાં થયો હતો, તેને સત્ય માનીને તેમાંથી પોતાને કાઢવાની ખટપટ કરશે કે? તે પ્રમાણે 'મને સમજ પડતી નથી, હું હવે સમજી લઈશ' એવું તેનું દુઃસ્વપ્ન નષ્ટ થાય છે અને જ્ઞેય તથા જ્ઞાતા એ ભેદ નિવૃત્ત થઈ તે કેવળ જ્ઞાનમાત્ર બની રહે છે. હે અર્જુન! પ્રતિબિંબસહિત આરસી દૂર લઈ જવામાં આવતાં જે પ્રમાણે દર્શન વિનાનો દ્રષ્ટાજ માત્ર અવશિષ્ટ રહે છે; તે પ્રમાણે અજ્ઞાન જ્યારે

જાય છે, ત્યારે તે પોતાની સાથે જ્ઞાનને પણ લેતું જાય છે. પછી કેવળ નિષ્ક્રિય એવું જ્ઞાનસ્વરૂપજ અવશિષ્ટ રહે છે; હે અર્જુન! આ નૈષ્કર્મ્ય ભૂમિકામાં સ્વભાવતઃ કોઈ પણ પ્રકારની ક્રિયા રહેતી નથી; માટે તે સ્થિતિને નૈષ્કર્મ્ય સિદ્ધિ કહેવામાં આવે છે. તે સ્વતઃજ આપણું સ્વરૂપ હોવાથી તેને અજ્ઞાનરૂપી ભ્રમને લીધે જે મિથ્યા અસ્તિત્વ જણાય છે, તે વિલય પામતાં કેવળ સત્ય અસ્તિત્વજ અવશિષ્ટ રહે છે–એવી રીતે કે જેમ વાયુની ઉપાધિથી જળમાં ઉત્પન્ન થતા તરંગો વાયુ નષ્ટ થતાં આપો-આપજ પાણીની સાથે ઐક્ય પામે છે. આ પ્રકારે જે નિષ્કર્મતા ઉત્પન્ન થાય છે, તેને નૈષ્કર્મ્ય સિદ્ધિ કહેવામાં આવે છે; અને એજ સિદ્ધિ સ્વભાવતઃ સર્વ સિદ્ધિઓમાં મુખ્ય છે. જે પ્રમાણે કળશની સ્થાપના થતાં દેવાલય બાંધવાનું કાર્ય સમાપ્ત થાય છે; અથવા ગંગા સમુદ્રમાં ભળી ગઈ એટલે જેમ તેનું નામ રહેતું નથી; કિંવા સુવર્ણ શુદ્ધ કરવામાં આવતાં સોળે આના કસ આવ્યો એટલે જે પ્રમાણે તેને શુદ્ધ કરવાની ક્રિયાનો અંત આવે છે, તે પ્રમાણે જે જ્ઞાનથી આપણા અજ્ઞાનનો નાશ થાય અને તે જ્ઞાન પણ સાથે નષ્ટ થાય એવી જે સ્થિતિ તે કરતાં વિશેષ કાંઈ પ્રાપ્ત કરવાનું રહેતું જ નથી; માટે તેને 'પરમ સિદ્ધિ' કહેવામાં આવે છે. (૯૮૩)

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।**
**समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥**

શ્લોકાર્થઃ–હે કૌંતેય! આ જ્ઞાનનિષ્ઠાની યોગ્યતારૂપી સિદ્ધિ જેને પ્રાપ્ત થઈ છે, તેને બ્રહ્મની પ્રાપ્તિ શી રીતે થાય છે તે હું સંક્ષેપમાંજ કહું છું, તે સમજી લે. આ જે બ્રહ્મપ્રાપ્તિ તેજ જ્ઞાનની પરમ સીમા છે. (૫૦)

ટીકાઃ–પરંતુ શ્રીગુરુકૃપાના યોગથી જે કોઈ ભાગ્યવાન પુરુષને આ આત્મસિદ્ધિ પ્રાપ્ત થાય છે, સૂર્યોદય થતાંની સાથે જે પ્રમાણે અંધકારનોજ પ્રકાશ બને છે, કિંવા દીપકની જ્યો-તિને કર્પૂરનો સ્પર્શ થતાંજ તે કર્પૂર દીપક બની જાય છે, અથવા મીઠાનો ગાંગડો પાણીમાં મેળવતાંની સાથેજ જે પ્ર-

માણે તે પાણી બની જાય છે; કિંવા નિદ્રાગ્રસ્ત મનુષ્યને જાગ્રત કરતાંની સાથેજ મિથ્યાસ્વપ્ન સહિત તેની નિદ્રા નષ્ટ થાય છે અને તે પાતાના મૂળસ્વરૂપને પ્રાપ્ત થાય છે; તે પ્રમાણે દૈવયોગે જે કોઈની વૃત્તિ ગુરુવાકય શ્રવણ થતાં ભેદના નાશ કરી સ્વસ્વરૂપમાં સ્થિર થાય છે, તેને પછી કાંઇ પણ કર્મ કરવાનાં અવિશિષ્ટ રહે છે એમ કોણ કહેશે ? આકાશને શું કાંઈ અહીંથી તહીં જવું આવવું પડે છે કે? માટે તેને ખરેખર કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી; પરંતુ એવી સ્થિતિ જને તેને પ્રાપ્ત થતી નથી કે ઉપદેશવચન કાને પડતાંજ હે કિરીટિ! તે બ્રહ્મસ્વરૂપ બની જાય. જેણે સ્વકર્મરૂપી અગ્નિમાં કામ્ય અને નિષિદ્ધ કર્મરૂપી ઇંધન વડે પ્રથમ રજ અને તમને ભસ્મીભૂત કર્યા છે; પુત્ર, વિત્ત અને પરલોક એ ત્રણની ઇચ્છા જેની દાસી બની ગઈ છે; જે ઇન્દ્રિયો વિષયોમાં સ્વચ્છંદે ભ્રમણ કરીને પાપમય બની ગઈ હતી, તેને જેણે સંયમરૂપી તીર્થમાં સ્નાન કરાવ્યું છે; અને સર્વ સ્વધર્મરૂપી ફળ ઈશ્વરને અર્પણ કરીને અટલ વૈરાગ્યપદ પ્રાપ્ત કરી લીધું છે; આ પ્રમાણે આત્મસાક્ષાત્કારમાં પરિણત થનારી જ્ઞાનની ઉત્કર્ષદશાના લાભ થાય તેવી સર્વ સામગ્રી જેણે મેળવી લીધી છે; અને તેવામાંજ તેને જે સદ્ગુરુનું મિલન પણ થયું છે; તથા તેમણે પણ તેને કોઈ વાતથી વંચિત રાખેલો નથી હોતો એ સર્વ ખરું;તથાપિ શું ઔષધિ લેતાંજ આરોગ્ય પ્રાપ્ત થઈ જાય છે ? અથવા સૂર્યોદય થતાંજ મધ્યાહ્ન થઈ જાય છે ? ક્ષેત્ર ઉત્તમ હોય અને પૃથ્વી પલાળેલી હોય તો તેમાં ઉત્તમ બીજ વાવવાથી અઢળક ફળલાભ મળે ખરો; પરંતુ તેમાંય વખત તો લાગે છેજ. રસ્તો સુગમ હોઈ સજ્જનની સોબત મળે તો ઈષ્ટ સ્થળે અવશ્ય પહોંચાય ખરું; પણ તેમાંય આવશ્યક કાળ તો વીતવાનોજ. (૧૦૦૦)

તેજ પ્રમાણે જેને વૈરાગ્યના લાભ થાય છે, સદ્ગુરુની પ્રાપ્તિ થાય છે અને અંતઃકરણમાં વિવેકના અંકુર ફૂટયો હોય છે, તેને બ્રહ્મ એક છે, અન્ય સર્વ ભ્રમ છે, એવી દૃઢ પતીતિ પણ થઈ જાય છે ખરી; કિન્તુ વસ્તુતઃ જે પરબ્રહ્મ સર્વાત્મક

અને સર્વોત્તમ છે, જેના જ્ઞાન આગળ મોક્ષનું કંઈ કામજ નથી રહેતું, જે જ્ઞાન હે કિરીટિ! સંસારની ત્રણે અવસ્થાઓનો લય કરે છે, તે જ્ઞાનને પણ જે વસ્તુ સમાવી દે છે; જ્યાં ઐક્યની એકતા પણ નથી રહેતી, જ્યાં આનંદની પ્રતીતિ પણ લય પામી જાય છે; અને કંઈ અવશિષ્ટ ન રહેતાં, જે એક વસ્તુમાત્રજ શેષ રહે છે; તે બ્રહ્મ સાથે એકત્વ પામી બ્રહ્મસ્વરૂપ થઈ રહેવાનું પ્રેમપૂર્વકજ બની શકે છે. ક્ષુધાતુરને ષડ્રસયુક્ત ભોજન આપવામાં આવે તો પણ તે ગ્રાસ પછી ગ્રાસ લઇને તૃપ્તિ પ્રાપ્ત કરી શકે છે; તે પ્રમાણે વૈરાગ્યના આશ્રયથી વિવેકરૂપી દીપક પ્રકાશિત કર્યા પછીજ આત્મરૂપી ખજાનો પ્રાપ્ત કરી શકાય છે. માટે આત્મસંપત્તિનો ઉપભોગ લેવાની યોગ્યતારૂપી નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી જે ક્રમ દ્વારા બ્રહ્મરૂપની પ્રાપ્તિ સરળતાથી થાય છે, તે ક્રમનો મર્મ હવે તને હું કહું છું તે સાંભળ. (૧૦૧૦).

बुद्धया विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

**શ્લોકાર્થઃ**—જે મનુષ્ય અત્યંત શુદ્ધ બુદ્ધિથી યુક્ત થઈ ધૈર્ય વડે પોતાના ચિત્તનું નિયમન કરી, શબ્દાદિક વિષયોનો પરિત્યાગ કરી પ્રીતિ અને અપ્રીતિને નષ્ટ કરી દે છે; (૫૧)

**ટીકાઃ**—પ્રથમ તે ગુરુએ દર્શાવેલા માર્ગે વિવેકરૂપી તીર્થને કિનારે પહોંચી બુદ્ધિનો મળ ધોઈ નાખે છે, કે જેથી બુદ્ધિ શુદ્ધ થઇને આત્મસ્વરૂપમાં જઈ મળે છે. જેમ રાહુના ગ્રાસમાંથી મુક્ત થયેલી પ્રભા ચંદ્રમાને આલિંગન આપતી હોય, કિંવા કુળવાન સ્ત્રી ઉભય કુળનું અભિમાન ત્યજીને કેવળ પોતાના પ્રિય પતિનું અનુસરણ કરતી હોય; એવી મહાપવિત્ર બુદ્ધિ દ્વૈતનો ત્યાગ કરી આત્મચિંતનમાંજ નિમગ્ન બની રહે છે; અને સર્વદા જ્ઞાનરૂપી અમૃત પાઈ પાઇને ઇન્દ્રિયોએ જે શબ્દાદિ વિષયોનું મહત્ત્વ વધારેલું હોય છે, તે પાંચે વિષયનો તે મનુષ્ય વૃત્તિનિરોધ દ્વારા એવો લય કરી નાખે છે, કે જાણે પ્રકાશ દૂર થતાં મૃગજળ વિલીનતા પામી ગયું હોય. અજાણપણે જે નીચ

મનુષ્યનું અન્ન ખવાઈ જતાં જેમ તેનું વમન કરી નાખવામાં આવે; તેમ તે ઇન્દ્રિયો પાસે વાસનાસહિત વિષયોનું વમન કરાવે છે, અને પછી એ ઇન્દ્રિયોને અંતર્મુખ વૃત્તિરૂપી ગંગાતટે લઈ જઈ શુદ્ધ કરે છે. આ પ્રકારે તે શુદ્ધ પ્રાયશ્ચિત્ત કરે છે. એ પછી ઇન્દ્રિયોનું સાત્ત્વિક ધૈર્યથી શોધન કરી તેને મનસહિત યોગધારણામાં પ્રવૃત્ત કરે છે; તથા પ્રારબ્ધને અનુસરીને તે પ્રતિકૂળ ભોગ પ્રાપ્ત થતાં તે તેનો તિરસ્કાર નથી કરતો અને અનુકૂળ ભોગ પ્રાપ્ત થતાં તે તેનાથી હર્ષ નથી પામતો. આ પ્રકારે હે કિરીટિ! તે મનુષ્ય અનુકૂળ વા પ્રતિકૂળ વિષયોનો રાગદ્વેષ તજી દઈ ગિરિકંદરામાં કિંવા નિર્જન પ્રદેશમાં જઈ વસે છે.

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

શ્લોકાર્થઃ—જે એકાંતવાસ કરનાર, મિતાહારી, કાયા, વાચા અને મનને સ્વાધીન રાખનાર, નિરંતર ધ્યાનયોગમાં તત્પર રહેનાર અને વૈરાગ્યનો આશ્રય કરનાર હોય છે; (૫૨)

ટીકાઃ—જ્યાં લોકોની ગિરદી ન હોય એવું અરણ્ય જોઈ તે સ્થાને તે વસે છે; ત્યાં જો કોઈ પણ સમાજ હોય તો તે પોતાના અવયવોનોજ સમુદાય હોય છે; ઇન્દ્રિયો અને મનનો નિગ્રહ એજ તેની ક્રીડા હોય છે; મૂંગા રહેવું એજ તેનું ભાષણ હોય છે; ગુરુવાક્યના મનનને લીધે તેને અન્ય ચિંતનનો વખતજ મળતો નથી અને પોતાના અંગમાં શક્તિ આણવી અને ક્ષુધાનો નાશ કરવો તથા જિહ્વાના લાડકોડ પરિપૂર્ણ કરવા, આ ત્રણે બાબતની ભોજનપ્રસંગે તે દરકાર કરતો નથી. તે મિતાહાર કરે છે, પૂરેપૂરું પેટ ભરી લેતો નથી. જે જઠરાગ્નિને કાંઈ પણ આહાર ન આપવાથી તે પ્રાણનો નાશ કરશે, એમ સમજીને તે પ્રાણરક્ષા જેટલોજ આહાર કરે છે; અને પરપુરુષ ઇચ્છા કરે તો પણ કુલીન સ્ત્રી જેમ તેને વશ થતી નથી, તે પ્રમાણે નિદ્રા કિંવા આલસ્યને વશ થવું પડે એટલો આહાર તે કરતો નથી. દંડવત્ પ્રણામ કરતી વખતેજ માત્ર તે જમીનસ્પર્શ કરે છે, તે સિવાય કદી પણ અવિચારથી ભૂમિ પર

નિદ્રા લેવાને માટે અંગ ટેકવતો નથી. માત્ર શરીરના વ્યાપાર પૂરતોજ તે હાથપગનો ઉપયોગ કરે છે; કિંબહુના, તેણે અંતઃકરણ તથા બાહ્યેન્દ્રિયો પોતાને સ્વાધીન કરેલી હોય છે; અને હે અર્જુન! તે પોતાની વૃત્તિને મનના ઊમરા સુધી પણ આવવા દેતો નથી; તો પછી બોલવું–ચાલવું વગેરે વ્યાપારને ક્યાંથી સ્થાન મળે વારુ! આ પ્રકારે શરીર, વાણી તથા મન, એ સર્વને જીતીને તેણે ધ્યાનાકાશને સ્વાધીન કરી લીધું હોય છે. જે પ્રમાણે આરસીમાં આપણું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે, તે પ્રમાણે ગુરુવાક્યના બોધથી તેણે પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરેલો હોય છે. ધ્યાન કરનારો ધ્યાતા, તેની ધ્યાનરૂપી વૃત્તિ અને તે વૃત્તિથી જેનું ધ્યાન કરવાનું તે ધ્યેય, આ ત્રિપુટીને તે પોતામાંજ જુએ છે. હે પાંડુસુત! ધ્યાતા, ધ્યેય અને ધ્યાન, એ ત્રિપુટી એકરૂપ ન થાય ત્યાં સુધી ધ્યાન કર્યા કરે છે, જેથી મોક્ષેચ્છુ આત્મજ્ઞાન વિષે સમર્થ બની રહે છે; પરંતુ યોગપ્રક્રિયાની સહાયથી હે અર્જુન! ગુદા અને શિશ્નના મધ્યભાગને એડીથી દાબીને તે મૂળબંધ સિદ્ધ કરે છે. અધોભાગ સંકુચિત કરી મૂળબંધ, ઉડ્ડિયાનબંધ અને જાલંધરબંધ, એ ત્રણ બંધથી વાયુના ભેદ તોડી નાખી તેને સમાન કરે છે. આ પ્રકારે પ્રાણનો રોધ થયો એટલે કુંડલિની જાગ્રત થઈ મધ્યમા અથવા સુષુમ્ણાનો માર્ગ મોકળો થાય છે; અને આધારચક્રથી આજ્ઞાચક્ર (બે ભ્રમર વચ્ચેનો પ્રદેશ) પર્યંત સર્વનો ભેદ કરીને ઊર્ધ્વ જાય છે. બ્રહ્મરંધ્રમાંના સહસ્રદલ કમલરૂપી મેઘમાંથીજ ઉત્તમ અમૃતવૃષ્ટિ થાય છે, તેનો પ્રવાહ મૂળબંધપર્યંત લાવે છે. પછી મસ્તકમાંના આકાશમાં ચૈતન્યરૂપી ભૈરવના પાત્રમાં મન તથા વાયુનો ખીચડો ભરે છે. આ પ્રકારે આ યોગસાધનનો બળવાન સમુદાય આગળ કરી તે આશ્રયથી ધ્યાન સ્થિર કરે છે અને ધ્યાન તથા યોગ એ ઉભય નિર્વિઘ્નપણે આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થાય તે પૂર્વેજ તેણે વૈરાગ્ય જેવા પરમ મિત્રને સાધ્ય કરી રાખેલો હોય છે. તે સર્વ ભૂમિકાઓમાં તેની સાથેજ રહે છે. આપણે જ જેમ ?

હોય તે દેખાય નહિ ત્યાં સુધી ચક્ષુને જો દીપકની સોબત હોય, તો પછી જોવાને વાર શા માટે લાગવી જોઇએ ? તે પ્રમાણે મોક્ષપ્રાપ્તિ કરવાને માટે પ્રવૃત્ત થયેલા સાધકને તેની વૃત્તિ બ્રહ્મસ્વરૂપમાં લય પામે ત્યાં સુધી જો વૈરાગ્યની સોબત હોય તો પછી તેની મોક્ષપ્રાપ્તિમાં ભંગ શી રીતે પડશે ? માટે વૈરાગ્યયુક્ત જ્ઞાનનો અભ્યાસ કરનાર તે ભાગ્યવાન પુરુષ તે આત્મલાભને પાત્ર થાય છે. વૈરાગ્યનું વજ્રકવચ પહેરીને તે રાજયોગરૂપી અશ્વ પર સવાર થાય છે; અને પછી વચમાં નાનામોટા પદાર્થ દેખાય તેનો વિવેકરૂપી મૂઠીમાં પકડેલા ધ્યાનરૂપી મજબૂત ખડ્‌ગ વડે સંહાર કરે છે. આ પ્રકારે સૂર્ય જેમ તિમિરમાં નિઃશંકપણે પ્રવેશ કરે છે, તેમ તે મોક્ષરૂપી વિજયશ્રીને વરવા માટે સંસારરૂપી રણમાં નિ:સંશયપણે પ્રવેશ કરે છે. (૧૦૪૯)

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

શ્લોકાર્થઃ—અને જે મનુષ્ય અહંકાર, સામર્થ્ય, ઉન્મત્તતા, કામ, ક્રોધ તથા સંગ્રહ ઈત્યાદિ વિકારો ત્યાગીને મમતારહિત થઈ શાંત રહે છે, તે બ્રહ્મરૂપ બનવાને યોગ્ય થાય છે. (૫૩)

ટીકાઃ—ત્યાં તેને અટકાવવાને માટે આવેલા દોષરૂપી વૈરીઓને તે હરાવે છે. તે પૈકી પહેલો વૈરી 'દેહાભિમાન' છે. જે અહંકાર મનુષ્યને મારીને જતો નથી અને ઉત્પન્ન કરીને જીવવા પણ દેતો નથી, પરંતુ દેહના કેદખાનામાં પૂરી રાખે છે; તે અહંકારનું નિવાસસ્થાન જે દેહરૂપી કિલ્લો તેને તે તોડીને હસ્તગત કરી લે છે. અને તેજ પ્રમાણે હે અર્જુન! બીજો વૈરી જે 'બળ' તેનો પણ નાશ કરે છે. જે બળરૂપી શત્રુ વિષયનું નામ સાંભળતાંની સાથે ચારગણો બળવાન થઈ સર્વ વિષય સિવાય ઇતર વસ્તુનું ભાન રહેવા દેતો નથી, તે કેવળ વિષયરૂપી વિષરૂપ છે અને સર્વ દોષોનો રાજા છે. પરંતુ તે ધ્યાનરૂપી તલવારનો ઘાવ શી રીતે સહન કરી શકે ? (૧૦૫૪)

અને પ્રિય વિષયોની પ્રાપ્તિથી જે સુખ થાય છે, તેનું આચ્છાદન લઇને જે શરીરમાં પ્રકટ થાય છે; જે સન્માર્ગ ભુલાવી

દઈને અધર્મના અરણ્યમાં અથડાવી નરકાદિરૂપી વ્યાઘ્રના મુખમાં સોંપી દે છે; આવો જ વિશ્વાસઘાતી શત્રુ 'ગર્વ' છે તેને પણ તે મારી નાખે છે; અને જેનાથી ડરીને તપસ્વીઓ થરથર કંપે છે; ભયંકર ક્રોધ જેનું પરિણામ છે અને જેમ જેમ તેના લાડકોડ પૂરા પાડવામાં આવે તેમ તેમ જ અધિકાધિક વૃદ્ધિ પામે છે; એવો જ 'કામ' તેને તે એવો અદૃશ્ય કરી નાખે છે કે પછી તે દેખાતોજ નથી. ક્રોધની પણ તેજ સ્થિતિ થાય છે. મૂળ કાપીને ખોદી નાખ્યું એટલે જેમ શાખાઓનો નાશ આપોઆપજ થાય છે, તેમજ કામનો નાશ થવાથી ક્રોધનો નાશ આપોઆપજ થાય છે. (૧૦૬૧)

જે પ્રમાણે રાજા જેને હેડમાં નાખવાનો હોય તેનાજ મસ્તક પર તે હેડને ઉપડાવી લાવે છે, તે પ્રમાણે 'પરિગ્રહ' (પ્રાપ્તસંપત્તિ) રૂપી શત્રુ મનુષ્યના અંતઃકરણમાં સ્ફુરણ કર્યા કરે છે. જે પરિગ્રહ વૈરાગ્યશીલનું નામ સાંભળતાંની સાથે મસ્તક ધુણાવી તે વૈરાગ્યશીલ પુરુષના અંગમાં સંચાર કરી, મમત્વરૂપ અવગુણ ઉત્પન્ન કરે છે; અને 'આ મારું' એવા અભિમાનમાં ગૂંચવે છે. જે પરિગ્રહે 'આ મઠ મારો છે' 'આ શિષ્ય મારો' 'આ ગ્રંથ મારા' આવાં ચિહ્નોથી વૈરાગ્યશીલ પુરુષને પણ પોતાના પાશમાં બદ્ધ કર્યો છે; વૈરાગ્યશીલ પુરુષ કુટુંબાદિ સંસારનો ત્યાગ કરી વનમાં જાય તો પણ જે પરિગ્રહ તેને ત્યાંના પદાર્થોમાં મમત્વ કરાવે છે; સારાંશ કે, સર્વથૈવ નગ્ન મનુષ્યને પણ તે પોતાના પાશમાં બદ્ધ કરે છે; આવો જે અજિત શત્રુ પરિગ્રહ, તેના નામનિશાનનો નાશ કરીને જે મુમુક્ષુ સંસારને જીતવાનો આનંદ ભોગવે છે, તેને ભેટવાને માટે જ્ઞાનગુણના અમાનિત્વાદિક સમુદાયરૂપી મોક્ષદેશના માંડલિક રાજાઓ આવે છે; અને તેને યથાર્થ જ્ઞાનરૂપી ભેટ અર્પણ કરીને તેઓ તેના પરિવારરૂપ થઈ રહે છે. (૧૦૬૮)

પ્રવૃત્તિરૂપી રાજમાર્ગે તેની સવારી જ્યારે ચાલતી હોય છે, ત્યારે જાગ્રતાદિ ત્રણ અવસ્થારૂપી સ્ત્રીઓ પગલે પગલે તેના પરથી પોતાના સુખરૂપી રાઈ–મીઠું ઓવારી નાખે છે. સામે

વિવેકરૂપી ચોપદાર જ્ઞાનરૂપી છડી હસ્તમાં ધારણ કરીને દૃશ્ય પદાર્થસમુદાયને છિન્નભિન્ન કરતો ચાલે છે; અને યોગભૂમિકારૂપી સ્ત્રીઓ જાણે આરતી લઇને ઓવારણાં લેવાને ન આવતી હોય તેમ લાગે છે। ત્યારે રિદ્ધિસિદ્ધિના અનેક સમુદાયો એકત્રિત થઈ, તેના પર તે પ્રસંગે જ પુષ્પવૃષ્ટિ કરે છે તે વડે તે સ્નાન કરે છે. આ પ્રકારે બ્રહ્મૈક્યરૂપ સ્વરાજ્ય પ્રાપ્ત થવાનો સમય જેમ જેમ નિકટ આવતો જાય છે, તેમ તેમ ત્રૈલોક્ય હર્ષથી પરિપૂર્ણ દેખાય છે. તે વખતે હે અર્જુન! તેને આ વૈરી કે આ મિત્ર, એમ કહેવાતું અવશિષ્ટ રહેતુંજ નથી. એટલુંજ નહિ, પરંતુ કોઈ પણ કારણથી કોઈ પણ વસ્તુને મારી કહે એવી કોઈ વસ્તુ દેખાતી નથી, એવો તે અદ્વિતીય થઈ રહે છે. હે અર્જુન! પોતાની આત્મસત્તાથી સર્વ વિશ્વ વ્યાપ્ત કરી કરી નાખ્યા પછી, 'મારું' કહેવાનો અવકાશજ ન રહેવાથી મમતાનો ત્યાગ થાય છે. આ પ્રમાણે સર્વ અહંકારાદિ રિપુવર્ગને જીતીને સર્વ જગત હુંજ છું, એવો બોધ થવાથી તેના યોગરૂપી અશ્વની દોડ પણ આપોઆપ બંધ થાય છે; અને પછી અંગમાં જે વૈરાગ્યરૂપી મજબૂત કવચ પરિધાન કરેલું હોય છે, તેને પણ તે ક્ષણભર ઢીલું કરે છે; અને ધ્યાનરૂપી ખડ્ગ વડે નાશ કરવાની કોઇપણ વસ્તુ અવશિષ્ટ ન રહેવાથી તેને ધારણ કરનારી વૃત્તિનો હાથ પણ ઢીલો થઇને નીચે પડી જાય છે. જે પ્રમાણે ખરું રસાયન રોગનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે, તેવી તેની સ્થિતિ થાય છે; કિંવા મુકામ આવેલો જોઈ જેમ ચાલવાની ક્રિયા બંધ પડે છે, તે પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિ થતાં અભ્યાસ આપોઆપ અટકી પડે છે. ગંગા સમુદ્રને મળ્યા પછી જેમ પોતાનો વેગ બંધ કરે છે, કિંવા કામાતુર સ્ત્રી જે પ્રમાણે પોતાનો પતિ મળે એટલે શાંત થાય છે; અથવા કેળ ફલિત થાય એટલે તેની વૃદ્ધિ અટકી પડે છે, કિંવા ગામમાં પહોંચ્યા પછી માર્ગ સમાપ્ત થાય છે; તે પ્રમાણે આત્મસાક્ષાત્કારનો પ્રસંગ પ્રાપ્ત થતાંજ તે સાધનરૂપી હથિયારો નીચે મૂકી દે છે. માટે હે અર્જુન! બ્રહ્મની સાથે ઐક્ય થતી વખતે તેનાં સર્વ સાધન

પાછાં વળે છે. આ પ્રમાણે વૈરાગ્યનો ઉત્તરકાળ, જ્ઞાનાભ્યાસની વૃદ્ધાવસ્થા અથવા યોગરૂપી ફળની પરિપકવ દશા, એની જ શાંતિ તે હે અર્જુન! તેનામાં સંપૂર્ણ છવાઈ જાય છે, ત્યારે તે પુરુષ બ્રહ્મ થવાને યોગ્ય થાય છે. પૂર્ણિમા કરતાં ચૌદશની રાત્રિના ચંદ્રની કળામાં જેટલી ન્યૂનતા હોય છે, કિંવા સોળ આના કસ કરતાં પંદર આના કસમાં જેટલી ન્યૂનતા હોય છે; અથવા સાગરમાં ગંગાને પ્રવેશ થયા પછી પણ જ્યાં સુધી તેનો પ્રવાહ દેખાય છે ત્યાં સુધી તે ગંગા અને જ્યાં તે બંધ પડે છે ત્યાંથી તે સમુદ્ર ગણાય છે; તે પ્રમાણે બ્રહ્મ અને બ્રહ્મ થનારમાં જે ભેદ હોય છે, તે ભેદ શાંતિના યોગથી તત્કાળજ નાશ પામે છે. બ્રહ્મસાક્ષાત્કાર થવા પૂર્વે 'મૂળથીજ પોતે બ્રહ્મ છે' એવી જે પ્રતીતિ થવી, તેજ બ્રહ્મસ્વરૂપ થવાની યોગ્યતા છે, એમ તું જાણ. (૧૦૯૦)

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**

**શ્લોકાર્થ**:—અને તે બ્રહ્મરૂપ થયેલ પુરુષ પ્રસન્ન અંતઃકરણવાળો થઇને કોઈ પણ વસ્તુનો શોક કરતો નથી અને કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતો નથી; પરંતુ સર્વ ભૂતોમાં સમબુદ્ધિ રાખી પરમ ભક્તિને પ્રાપ્ત કરી લે છે. (૫૪)

*ટીકા*:–હે અર્જુન! તે બ્રહ્મભાવની યોગ્યતાને પ્રાપ્ત થયેલો પુરુષ પછી આત્મબોધની પ્રસન્નતાના પદ પર અધિષ્ઠિત થાય છે. જે અગ્નિના યોગથી રસોઈ તૈયાર થાય છે, તે પદાર્થમાંથી ઉષ્ણતા જ્યારે નષ્ટ થાય છે, ત્યારે જે પ્રમાણે તે અન્ન ખાઈ શકાય છે; અથવા જે પ્રમાણે શરદૃઋતુ આવી એટલે દરરોજ આવતી ભરતીઓટનો વિલય થઈ ગંગા સ્થિર થાય છે; કિંવા ગાયનની પરિસમાપ્તિ થતાં જેમ મૃદંગ, તંબૂરા વગેરે બંધ થઈ પાછળ કેવળ તેનો આનંદ અને લોકોની વાહવાહજ અવશિષ્ટ રહે છે; તે પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો શ્રમ પણ જે સ્થિતિમાં ઐક્ય પામી જાય છે, તે સ્થિતિને આત્મજ્ઞાનની પ્રસન્નતા કહે છે. આ સ્થિતિનો તે યોગ્ય પુરુષ ઉપ-

ભોગ લે છે. ઐક્યભાવની એવી ભરતી આવવાથી અમુક વસ્તુ પોતાની ધારીને તેને માટે શોક કરવો કે પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી, એ વિષયનો આપોઆપ અંત આવે છે. જે પ્રમાણે સૂર્યોદય થતાંની સાથે સર્વ નક્ષત્રોનું તેજ હરાઈ જાય છે; તે પ્રમાણે હે અર્જુન! આત્માનુભવ પ્રાપ્ત થતાંજ જ્યાં જ્યાં દૃષ્ટિ જાય છે, ત્યાં ત્યાં ભૂતો પ્રત્યેનો ભેદભાવ ન્યૂન થતો થતો નષ્ટ થઈ અંતે અભેદભાવને પ્રાપ્ત થાય છે. પાટી પર લખેલા અક્ષરો જે પ્રમાણે હાથ વડે ભૂંસી નાખી શકાય છે, તે પ્રમાણે તેની દૃષ્ટિ-માંથી સર્વ ભેદ અને દ્વૈત નષ્ટ થાય છે. તેના યોગથી જાગૃતિ અને સ્વપ્નનાં જે વિપરીત જ્ઞાન, તેને તે અજ્ઞાનમાં લીન કરે છે. પછી અન્યથા જ્ઞાનનું કારણ જે અજ્ઞાન તે પણ આત્મ-બોધની વૃદ્ધિ થવાથી ઘટતાં ઘટતાં પૂર્ણબોધમાં સર્વથા લય પામે છે. ભોજનનો આરંભ કર્યો એટલે જેમ પ્રત્યેક ગ્રાસની સાથે ભૂખ કમી થતાં થતાં અંતિમ ગ્રાસ મુખમાં નાખતાં તૃપ્તિ થાય છે; અથવા ચાલવાના ક્રમથી વાટ કમી થતાં થતાં મુકામે પહોંચ્યા એટલે ચાલવાની ક્રિયા બંધ પડે છે; કિંવા ઊંઘમાંથી મનુષ્ય જેમ જેમ જાગ્રત થતો જાય તેમ તેમ નિદ્રા ન્યૂન થતી જઇને પૂર્ણ જાગ્રત થતાંની સાથે નિદ્રાની સમાપ્તિ થાય છે; અથવા પૂર્ણિમાને દિવસે ચંદ્રની પૂર્ણકળા ખીલે એટલે પછી શુક્લપક્ષ સમાપ્ત થાય છે; તે પ્રમાણે જ્ઞેય લય પામીને પૂર્ણજ્ઞાનમાં જ્ઞાનપણું પણ જ્યારે સમભાવથી ઐક્ય પામે છે, ત્યારે સર્વ અજ્ઞાન નષ્ટ થાય છે. કલ્પાંતસમયે સર્વ સૃષ્ટિ જલમય થાય છે, ત્યારે સમુદ્ર અને નદીનો ભેદ નિવૃત્ત થઈ આબ્રહ્મસ્તંબપર્યંત જેમ કેવળ જળજ હોય છે; કિંવા ઘટમઠાદિ ઉપાધિનો નાશ થયો એટલે પછી એક આકાશજ અવશિષ્ટ રહે છે; અથવા કાષ્ઠ બળી રહેતાં કેવળ અગ્નિજ શેષ રહે છે; અથવા અલંકારો ગાળી નાખવાથી તેના નામરૂપનો ભેદ નષ્ટ થઈ કેવળ સુવર્ણજ અવશિષ્ટ રહે છે. (૧૧૦૯)

મનુષ્ય જાગ્રત થાય એટલે જેમ સ્વપ્નસૃષ્ટિ નષ્ટ થઈ તે જાતેજ માત્ર શેષ રહે છે; તેમ એક મારા સિવાય તેનો પોતાનો

સુધ્યાં તે પુરુષને ભેદ રહેતો નથી. આવી સ્થિતિને જ્ઞાનીઓ ચતુર્થ ભક્તિ કહે છે, તે તેને પ્રાપ્ત થાય છે. બીજા આર્ત્ત, જિજ્ઞાસુ અને અર્થાર્થી એ ભક્તો જે રીતે મારું ભજન કરે છે, તે તેની અપેક્ષાએ આ ચોથી ભક્તિ કહેવાય છે. બાકી તો પ્રથમ, દ્વિતીય, તૃતીય કે ચતુર્થ ભક્તિ એમાંનું કશુંજ એ નથી; પરંતુ મારી જે બ્રહ્મરૂપ સહજ સ્થિતિ તેનુંજ નામ ભક્તિ છે. મારો જે પ્રકાશ મારા વાસ્તવ સ્વરૂપના અજ્ઞાનને લીધે મને અન્ય-રૂપે દર્શાવીને મારા પ્રત્યે રુચિ ઉત્પન્ન કરાવી આપે છે; અને જે પ્રકાશ વડે જેવી સમજણથી જે વસ્તુ જોવામાં આવે તેને તે તેવીજ દેખાય છે. સ્વપ્નનું દેખાવું કે ન દેખાવું એ જેમ પોતાનાજ અસ્તિત્વ પર અવલંબિત છે, તેમ મારા જે પ્રકાશથી વિશ્વની ઉત્પત્તિ કિંવા લય થાય છે, તે મારા સ્વાભાવિક પ્રકાશને હે કપિધ્વજ! ભક્તિ કહે છે. માટે આર્ત્તજનોમાં આ ભક્તિ ઇચ્છારૂપ બનીને જે વસ્તુની ઇચ્છા કરે છે, તે પણ હુંજ છું. જિજ્ઞાસુમાં પણ હે વીરેશ! એજ ભક્તિ જિજ્ઞાસારૂપ બની મને જિજ્ઞાસ્યરૂપે પ્રકટ કરે છે; અને હે અર્જુન! એજ ભક્તિ અર્થ-પ્રાપ્તિની ઇચ્છા બની મનેજ પોતાની પ્રાપ્તિમાં પ્રવૃત્ત કરી, મને અર્થ નામને પાત્ર બનાવે છે. આ પ્રકારે જે મારી ભક્તિ અજ્ઞાનયુક્ત હોય છે તો તે મને–સર્વસાક્ષીને દૃશ્યરૂપે દર્શાવે છે. દર્પણમાં મુખથીજ મુખ દેખાય છે; પરંતુ એમાં જે મિથ્યા બીજાપણું છે તેનું કારણ દર્પણજ છે. દૃષ્ટિ વાસ્તવમાં એકજ ચંદ્ર જુએ છે, પણ એકના બે ચંદ્ર દેખાવાનું કારણ જેમ નેત્ર-રોગ હોય છે; તેમજ હે ધનંજય! વાસ્તવમાં સર્વત્ર હુંજ મને જોઉં છું અને જે મિથ્યા દૃશ્યપદાર્થ દેખાય છે તેનું કારણ અજ્ઞાનજ છે. તે અજ્ઞાન ચોથી ભક્તિમાં રહેતું નથી અને પ્રતિબિંબ બિંબમાં મળી જાય છે, તેમ મારું સાક્ષીત્વ મારામાંજ સમાઈ જાય છે. સુવર્ણ જ્યારે મિશ્રિત સ્થિતિમાં હતું ત્યારે પણ તે સુવર્ણજ હતું; પરંતુ મિશ્રણ જુદું પડ્યા પછી જેમ તે શુદ્ધરૂપે શેષ રહે છે; અરે, પૂર્ણિમા પહેલાં પણ પોતાને સ્થાને શું ચંદ્ર પૂર્ણ નથી હોતો? પરંતુ પૂર્ણિમાને દિવસે

જેમ તેના પૂર્ણત્વની પ્રતીતિ થાય છે, તેજ પ્રમાણે અજ્ઞાનના કારણે પણ હુંજ સર્વને જુદાં જુદાં નામે અને રૂપે દેખાઉં છું; કિન્તુ દશ્યરૂપથી હું ભિન્ન જેવો જણાઉં છું અને દ્રષ્ટાપણું વિલીન થયેથી મનેજ મારી પ્રાપ્તિ થઈ રહે છે. માટે હે પાર્થ! દશ્યપદાર્થોથી પર એવી જે મારી ભક્તિ તેને મેં ચોથી ભક્તિ કહી છે. (૧૧૨૯)

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

શ્લોકાર્થઃ—અને હું જેવડો અને જેવો છું તેવડો અને તેવો તે મને ભક્તિના યોગથી યથાર્થ જાણે છે અને મને યથાર્થ જાણ્યા પછી તે મદ્રૂપ થાય છે. (૫૫)

ટીકાઃ—આવી જ્ઞાનમય ભક્તિથી યુક્ત બનીને જે ભક્ત મારી સાથે એકરૂપ થઈ જાય છે, તે કેવળ મારારૂપજ છે એ વાત આગળ કહેવાઈ ચૂકી છે. કારણ કે હે કપિધ્વજ! સાતમા અધ્યાયમાં હું હાથ પ્રસારીને કહી ગયો છું કે, જ્ઞાની મારો આત્મા છે. એજ ભક્તિ અત્યુત્તમ હોવાના કારણે મેં કલ્પના આરંભમાં શ્રીભાગવતના મિષથી બ્રહ્મદેવને ઉપદેશી હતી. જ્ઞાની તેને આત્મજ્ઞાન કહે છે, શિવોપાસક તેને શક્તિ કહે છે અને હું તેને મારી પરમભક્તિ (પરાભક્તિ) કહું છું. કર્મયોગીને પણ મારારૂપ થવા પૂર્વે આ ભક્તિફળનો લાભ મળી જાય છે, તેથી તેને સમગ્ર જગત કેવળ મારાથીજ ભરપૂર જણાય છે. તે સમયે વૈરાગ્ય અને વિવેકસહિત જે બંધ, તે મોક્ષમાં લય પામે છે અને વૃત્તિ પણ નિવૃત્તિસહિત વિલીન થઈ જાય છે. જ્યારે ત્વંપદસહિત તત્પદ પણ વિલીન થઈ જાય છે, ત્યારે આકાશ જેમ ચારે ભૂતોનો પોતામાં લય થયા પછી સ્વયં શેષ રહે છે, તેમજ સાધ્ય અને સાધનથી પર એવું શુદ્ધ સ્વરૂપ જે હું છું, તે મારામાં એકરૂપ થઈ તે સાધક પુરુષ મારો ઉપભોગ લે છે. ગંગા જેમ સમુદ્રને મળી ગયા પછી પણ સમુદ્રમાં જુદી શોભે છે, તેમ તે મારો ઉપભોગ લે છે; અથવા દર્પણને જેમ કોઈ સ્વચ્છ કરેલું દર્પણ બતાવવામાં આવે તેના જેવું એ ઉપભોગનું સુખ માલૂમ

પડે છે. અથવા જ્યારે દર્પણ દૂર કરવાથી વદન દેખાતું બંધ થઈ જાય છે અને જોનારો કેવળ પોતામાંજ પોતાના મન વડે પોતાના દર્શનસુખનો અનુભવ લે છે. જેમ જાગ્રત થયા પછી સ્વપ્ન નહિ રહેતાં પોતાની એકતાજ જણાઇ રહે છે અને તેનો ઉપભોગ દ્વૈતત્વ વિનાજ લેવામાં આવે છે; જેઓ કહેતા હોય કે એકરૂપ થયા પછી તે વસ્તુનો ઉપભોગ નથી લઈ શકાતો તો શબ્દથીજ શબ્દનું ઉચ્ચારણ તેઓ શી રીતે કરી શકે છે? તેમના ગામમાં સૂર્યને પ્રકાશિત કરવા માટે દીપકનો ઉપયોગ કરવામાં આવતો હોય અથવા આકાશને ધારણ કરવા માટે મંડપ ઊભો કરવામાં આવતો હોય તો કોણ જાણે! અરે, રાજત્વ પ્રાપ્ત કર્યા વગરજ શું રાજા રાજસુખનો ઉપભોગ લઈ શકે છે? અંધકાર શું સૂર્યને આલિંગન કરી શકે છે? અને જે આકાશરૂપ નથી થઈ જતો તે આકાશની વ્યાપ્તિ શી રીતે જાણી શકે? ચણોઠીના અલંકાર શું રત્નના અલંકારની શોભા આપી શકે છે? માટે જે મારામાં તન્મય નથી બનતો તે મારું સ્વરૂપ કેવી રીતે સમજી શકે? અને મને ન સમજી શકે તો પછી મારી ભક્તિ કરવાની તો વાતજ શી કરવી? એટલા માટે તરુણાંગી જેમ તારુણ્યનો ઉપભોગ લે છે, તેમજ તે કર્મયોગી પણ મદ્રૂપ બની મારો ઉપભોગ લે છે. તરંગ જેમ સર્વત્ર જળનું ચુંબન કરે છે, પ્રભા જેમ બિંબમાં સર્વત્ર પ્રકાશિત થાય છે; અથવા અવકાશ જેમ આકાશમાં સર્વત્ર વ્યાપક હોય છે; તેજ પ્રમાણે તે પુરુષ મદ્રૂપ બની કોઈ ક્રિયા કર્યા વગરજ મારું ભજન કરે છે. અલંકાર જેમ સ્વભાવતઃ સુવર્ણનેજ સેવે છે; અથવા ચંદનની સુવાસ જેમ ચંદનનુંજ સેવન કરે છે; અથવા ચંદ્રિકા જેમ સ્વભાવતઃ ચંદ્રમાંજ અનુરક્ત રહે છે; તેજ પ્રમાણે અદ્વૈત સ્થિતિમાં વસ્તુતઃ કોઈ ક્રિયા નહિ હોવા છતાં પણ ભક્તિ થઈ શકે છે. આ વાત કેવળ અનુભવનેજ યોગ્ય છે, શબ્દથી કહેવા યોગ્ય નથી; માટે તે પુરુષ પ્રારબ્ધકર્માનુસાર જે કંઈ શબ્દ વદે છે, તે શબ્દથી જાણે કે તે મનેજ પોકારે છે અને તેજ બોલવું ... ઉત્તરરૂપ પણ છે. જ્યાં બોલનારને કેવળ તે બોલનારજ

લન થાય અને અન્ય કોઈ ન હોય ત્યાં વાસ્તવમાં બોલવાની ક્રિયાજ નથી થતી; આવું જે મૌન છે તેજ મારું ઉત્તમ સ્તવન છે. તે પુરુષ જે બોલે છે તેને મારી–બોલનારની ભેટ થતાંજ જે મૌનત્વ બની જાય છે, તેના વડેજ તે મારી સ્તુતિ કરે છે. તેજ પ્રમાણે હે કિરીટિ! તે બુદ્ધિ કિંવા દૃષ્ટિથી જે કંઈ જોવાનો યત્ન કરે છે, તે દર્શનક્રિયા દૃશ્યનો લોપ કરી તે જોનારનુંજ સ્વરૂપ બતાવે છે. દર્પણમાં જોતાં પહેલાં જે જોનારનું સ્વરૂપ હોય છે, તેજ જેમ દર્પણમાં જોવાથી દેખાય છે; તેજ પ્રમાણે તે પુરુષનું દર્શન દ્રષ્ટાનેજ દર્શાવે છે. દૃશ્યનો લોપ થઈ દૃષ્ટત્વ જ્યારે દ્રષ્ટામાંજ લીન થઈ રહે છે, ત્યારે કેવળ એકતાજ અવશેષ રહેવાથી દ્રષ્ટાપણું પણ નથી રહી શકતું. જેમ જાગ્યા પછી સ્વપ્નમાં જોયેલા પ્રિયજનને આલિંગન આપનાર અને આલિંગન આપવાની વસ્તુ એ દ્વૈતનો અભાવ હોઈ માત્ર પુરુષજ વિદ્યમાન હોય છે, અથવા જેમ બે કાષ્ઠ ઘસવાથી તેમાંથી જે એક અગ્નિ પ્રકટ થાય છે, તે કાષ્ઠ અને અગ્નિનું નામ મટાડીને છેવટે પોતેજ અગ્નિ બની રહે છે; અથવા સૂર્ય પોતાનું પ્રતિબિંબ હાથમાં લેતાં જેમ તેનું પ્રતિબિંબ નષ્ટ થઈ બિંબત્વ પણ જતું રહે; તે પ્રમાણે જોનાર જો મદ્રૂપ બનીને દૃશ્ય જોવા જાય તો તે દ્રષ્ટાત્વસહિત વિલીન થઈ જાય છે. સૂર્ય અંધકારને પ્રકાશિત કરે છે ત્યારે જેમ પ્રકાશ્ય અંધકાર નહિ રહેવાથી તેની પ્રકાશકતા પણ નથી રહેતી, તેમજ મદ્રૂપતા પામ્યા પછી દૃશ્ય સંબંધી દૃષ્ટત્વ નથી રહેતું. આવી રીતે જોવું અને ન જોવું એ બન્નેથી રહિત જે સ્થિતિ તેજ વસ્તુતઃ મારું દર્શન છે. તે દર્શનનો ઉપયોગ હે કિરીટિ! મારો ભક્ત કોઈ પણ પદાર્થના દર્શનથી, દ્રષ્ટા અને દૃશ્યથી પર એ દૃષ્ટિ દ્વારા સર્વ કાળ લીધા કરે છે; અને આકાશ જેમ આકાશના ભારથી નથી ડગમગતું, તેમ તેની સ્થિતિ હું–આત્માના કારણે થઈ છે. કલ્પના અંતમાં જેમ જળ જળથીજ રોકાઈ જઈને તેનું વહન બંધ થઈ જાય છે; તેમ તે એક હું–આત્માથીજ ભરપૂર બની રહે છે. પગ પોતાનેજ શી રીતે ઓળંગી શકે? અગ્નિ પોતાનેજ શી રીતે

બાળી શકે ? જળ જળ વડે સ્નાન કરવા શી રીતે પ્રવૃત્ત થઈ શકે ? માટે સર્વત્ર હુંજ ભરેલો હોવાના કારણથી તેનું આવાગમન બંધ થઈ જાય છે; તેજ મારી અદ્વિતીયની યાત્રા જાણો. જળતરંગ જો કે અત્યંત વેગથી ધસે છે, તથાપિ તેને કોઈ ભૂમિપ્રદેશ ઓળંગવો નથી પડતો; કેમકે તે જ કોઈ વસ્તુનું ગ્રહણ કરે કિંવા ત્યાગ કરે તે, તેમજ તેનું ચાલવું અને ચાલવાનો માર્ગ સર્વ જળમયજ હોય છે; અને તે તરંગ ગમે ત્યાં જવા છતાં હે પાંડુસુત ! તે જળ હોવાના કારણે તેની એકાગ્રતા ભેદાતી નથી. તેજ પ્રમાણે તે પુરુષ મારારૂપ બન્યા પછી અહંતાથી તેને સ્ફુરણ થાય તો પણ તે સર્વભાવે મારામાંજ આવી મળે છે અને એ પ્રકારે તે મારોજ યાત્રાળુ બને છે. શરીરના સ્વભાવવશ તે જો કંઈ કર્મ કરે છે, તો તે કર્મને પણ તે મારારૂપ સમજીનેજ કરે છે. તે સમયે હે પાંડુસુત ! કર્મ અને કર્તા નહિ રહેતાં હુંજ નિજરૂપે જોતો હોઉં તેમ તે કેવળ મદ્રૂપજ બની રહે છે. જેમ દર્પણ દર્પણને જુએ તો તે ન જોવા બરાબરજ છે; જેમ સુવર્ણ સુવર્ણથી ઢાંકવું તે ઢાંકવું નથી અને જેમ દીપકને દીપક વડે પ્રકાશિત કરવો તે પ્રકાશિત ન કરવા બરાબરજ છે; તેજ પ્રમાણે મારારૂપ બનીને જે કર્મ કરવું તેને કર્મ કેવી રીતે કહી શકાય ? કર્મ કરવા છતાં 'હું કર્તા છું' એવું અભિમાન નષ્ટ થવાથી તેની સર્વ ક્રિયા અક્રિયાજ બની જાય છે. તેની સર્વ ક્રિયાઓ આત્મસ્વરૂપ બનવાથી તે ક્રિયાને અક્રિયા કહેવીજ યોગ્ય છે; અને તેજ મારાં લક્ષણની પૂજા છે. માટે હે કપિધ્વજ ! તે જે જે ક્રિયા કરે છે, તે ક્રિયા ન કરવા સમાન હોઈ તેજ મારી મહાપૂજા બને છે. એજ પ્રમાણે તે જે જે બોલે તે સર્વ મારી સ્તુતિ છે, તે જે જે જુએ તે મારું દર્શન છે, તે જે જે ચાલે તે મારી—અદ્વયની યાત્રા છે. હે કપિધ્વજ ! તે જે કરે તે મારી પૂજા, તે જે કલ્પના કરે તે મારો જપ અને તે જે સ્થિતિમાં રહે તે મારીજ સમાધિ છે. જે પ્રમાણે સુવર્ણ અને સુવર્ણકંકણમાં અભેદ છે, તે પ્રમાણે ભક્તિયોગથી તે મારી સાથે અભિન્ન થઈ રહે છે. પાણીમાં

તરંગ, કર્પૂરમાં પરિમલ અને રત્નમાં તેજ, એ જેમ અભિન્ન છે; વધારે શું કહું ? જે પ્રમાણે તંતુની સાથે પટ કિંવા મૃત્તિકાની સાથે ઘટનું ઐક્ય છે, તે પ્રમાણે તે મારો ભક્ત મારી સાથે એકરૂપ થઈ રહે છે. હે અર્જુન! આવી એકનિષ્ઠ ભક્તિ વડે તે સંપૂર્ણ દશ્યમાત્રમાં હું—આત્મા દ્રષ્ટા છું તે ભરપૂર જાણે છે. જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ, આ ત્રણે અવસ્થા દ્વારા અને શરીર તથા શરીરના ચાલકના યોગથી વ્યક્ત તથા અવ્યક્ત રૂપથી જે કાંઈ દશ્ય પ્રતીત થાય છે, હે સુમતિ અર્જુન! તે સર્વ દશ્ય હુંજ છું, એવા બોધના આવેશમાં તે આત્માનુભવના આવેશમાં નાચે છે. રજ્જુ દષ્ટિગોચર થવાથી સર્પનો આભાસ નષ્ટ થઈ તે રજ્જુજ છે, એવો જ્યારે નિશ્ચય થાય છે; દાગીનાની લગડી બનાવતાં જેમ તે સુવર્ણથી જરા પણ ભિન્ન નથી એવો નિશ્ચય થાય છે; પાણીમાં ઉત્પન્ન થનારા તરંગો ઉદકથી ભિન્ન નથી, એમ નિશ્ચયપૂર્વક સમજી જેમ કોઈ તેના આકાર વિષે ભ્રમમાં પડતો નથી; અથવા સ્વપ્નમાં જેયેલા સર્વ વિકારો પૈકી જાગ્રત થઇને જોવા જતાં જેમ આપણા સિવાય અન્ય કાંઈ પણ અવશિષ્ટ દેખાતું નથી, તે પ્રમાણે સંસારમાં જે કાંઈ છે અને નથી તે સર્વ વડે જ્ઞેય વસ્તુજ પ્રકાશિત થાય છે; અને તે જ્ઞેય પદાર્થ હુંજ છું, એવા અનુભવનો તે ઉપભોગ લે છે. (૧૧૯૨)

તે જાણી લે છે કે, હું ઉત્પન્ન ન થનાર, જરારહિત, અક્ષર, અવિનાશી, જેની પૂર્વે કાંઈ હતું નહિ એવો અને અપાર આનંદમય, અચલ, અચ્યુત, અદ્વિતીય, અંતરહિત, સર્વેનું મૂળ તથા નિરાકાર છું, તેમજ સાકારરૂપે પણ હુંજ છું. સર્વનો ઈશ, અનાદિ અને અમર, અભય અને આધાર તથા આધાર પર રહેનાર જે આધેય તે સર્વ હુંજ છું સર્વદા સર્વનો અધિપતિ અને નિરંતર વિદ્યમાન, સહજ અને સતત સર્વવ્યાપી તથા સર્વત્ર ભરેલો અને સર્વની પેલી મેર પણ હુંજ છું. સર્વમાં નવો અને જૂનો, અભાવરૂપ અને સંપૂર્ણ, સર્વથી મોટો અને અણુથી પણ નાનો હુંજ છું. ક્રિયારહિત અને એક, સંગ-

રહિત અને શોકરહિત એવો સર્વ વસ્તુમાં હું વ્યાપક હોઈ મારામાંજ સર્વ વસ્તુ રહી છે; એવો સર્વમાં ઉત્તમ પુરુષ હું છું. શબ્દાતીત અને કર્ણરહિત, રૂપરહિત અને ગોત્રરહિત, સર્વત્ર સમાન અને સ્વતંત્ર બ્રહ્મ તથા પરબ્રહ્મ હું છું. આ પ્રમાણે તે આત્મસ્વરૂપમાં ઐક્ય પામી મારી ખરેખરી અદ્વય ભક્તિ કરીને મને જાણે છે; અને આ બોધનો જ્ઞાતા જે હું પરમાત્મા તે પણ તે પોતેજ છે એમ તે જાણે છે. જાગ્રત થયા પછી જેમ પોતાનું એકત્વજ શેષ રહે છે અને તે પોતાને પોતામાંજ જ્ઞાત થાય છે; અથવા સૂર્યોદય થયા પછી તેજ સૂર્ય અન્ય વસ્તુઓને પ્રકાશિત કરે છે તથા પોતાથી પોતાના અભેદનો પ્રકાશ પણ તેજ બને છે; તેજ પ્રમાણે જ્ઞેય વસ્તુઓનો લય થઈ ગયા પછી જે કેવળ જ્ઞાતા શેષ રહે છે, એ પણ હુંજ છું એમ તે સમજે છે. તેને પોતાની અદ્વિતીયતાના કારણે હે ધનંજય! એ વાતની પ્રતીતિ થઇ જાય છે કે, જ્ઞાનકળાને જાણનાર જે હું ઈશ્વર, તે પણ તે પોતેજ છે. પછી દ્વૈત અને અદ્વૈતથી પર નિશ્ચયપૂર્વક એક હુંજ–આત્મા શેષ રહું છું, એમ જાણીને તેનું જ્ઞાન પણ આત્માનુભવમાં લીન થઈ જાય છે. જેમ સ્વપ્નમાંથી જાગ્રત ગયા પછી આપણને જે આપણું હંમેશનું જાગ્રતનું સ્વરૂપ જણાઈ રહે છે, પણ પછી તેની સ્મૃતિ પણ નષ્ટ થઈ જતાં આપણે કયા સ્વરૂપમાં આવ્યા તે પણ જેમ કહી શકાતું નથી; અથવા જેમ સોનીને અલંકાર દૃષ્ટિએ પડતાં તેને ગાળ્યા સિવાય પણ તેના આકાર તથા અલંકારત્વથી પર જઈ તે સુવર્ણ હોવાનો નિશ્ચય થઈ જાય છે; અથવા લવણ જળ બની જાય છે ત્યારે તેનું ક્ષારત્વ જળરૂપે રહે છે અને એ જળનો પણ નાશ થયા પછી જેમ તેની જળરૂપતા પણ નષ્ટ થઈ જાય છે; તેમ તે મદ્રૂપ હોવાના ભાવને પણ આત્માનુભવના આનંદની એકતામાં મેળવી મારામાં પ્રવેશ કરે છે; અને જ્યારે તદ્‌ભાવનું નામજ રહેતું નથી, ત્યારે 'હું' શબ્દનો પ્રયોગ પણ કોને માટે સંભવે? એ પ્રમાણે તે નહિ હું અને નહિ તે; એવી સ્થિતિને પ્રાપ્ત થઈ મારા સ્વરૂપમાંજ સમાઈ જાય છે. ત્યારે જેમ કર્પૂર પૂર્ણ બળી

જાય છે એટલે અગ્નિ પણ હોલવાઈ જાય છે અને તે બંનેથી પર એવું જે આકાશ છે તેજ શેષ રહે છે; અથવા એકમાંથી એક બાદ કરતાં જેમ શૂન્યજ શેષ રહે છે; તે પ્રમાણે સર્વ ભાવાભાવનું શમન થતાં શેષ કેવળ હું જ બચી રહું છું; અને બ્રહ્મ, આત્મા, ઈશ્વર એ શબ્દો બોલવાની પણ ઇચ્છા નથી રહેતી તથા કાંઈજ નહિ બોલવાનો પણ ત્યાં કંઈ આધાર નથી રહેતો. એ સ્થિતિમાં નિઃશબ્દતા (મૌન) ન બોલવા છતાં પણ જેને મુખ ભરીને બોલે છે, તથા જ્ઞાન અને અજ્ઞાન ઉભય શાન્ત થવા છતાં પણ જે જાણવામાં આવે છે; તેમાં જ્ઞાનજ જ્ઞાનને જાણે છે, આનંદજ આનંદ ગ્રહણ કરે છે, સુખજ કેવળ સુખ ભોગવે છે, લાભનેજ લાભ પ્રાપ્ત થાય છે, પ્રકાશજ પ્રકાશને આલિંગન કરે છે અને વિસ્મયજ આશ્ચર્યમાં ડૂબી જાય છે! એ સ્થિતિમાં શમ શાંત થઈ જાય છે, વિશ્રાંતિને વિશ્રામ પ્રાપ્ત થાય છે અને અનુભવને અનુભૂતિના કારણે સંકોચ પ્રાપ્ત થાય છે. અરે, કહો કે એ પ્રકારે તે પુરુષને કર્મયોગની સુંદર વેલીનું સેવન કરવાથી કેવળ આત્મતત્ત્વરૂપી અદ્‌ભુત ફળ પ્રાપ્ત થાય છે. હે કિરીટિ! મારો ભક્ત પોતે મને સમર્પિત થઈ, હું જે કર્મયોગરૂપી રાજમુકુટમાં જ્ઞાનરૂપી રત્ન છું અથવા તે કર્મયોગરૂપી મંદિરનો જે મોક્ષરૂપી કલશ છે, તેની પણ ઉપરનો આકાશરૂપી પ્રસાર બની જાય છે. સંસારરૂપી અરણ્યમાંના કર્મયોગરૂપી સરળ રાજમાર્ગ દ્વારા તે મારા ઐક્યરૂપી ગામમાં પહોંચી જાય છે. કર્મયોગરૂપી પ્રવાહથી તેની ભક્તિરૂપી ચિદ્‌ગંગા આત્માનંદરૂપી સમુદ્રમાં જઈ પહોંચે છે. હે મર્મજ્ઞ! કર્મયોગનો મહિમા એવો છે, તેથી હું તમને વારંવાર તેનો ઉપદેશ કરું છું. દેશ, કાળ, પદાર્થાદિ સાધનોથી હું પ્રાપ્ત થઈ શકું તેવો નથી. હું પ્રથમથીજ સર્વનું સર્વસ્વ બની રહેલો છું; તેથી મારે માટે વધારે કંઈજ પ્રયાસ નથી કરવો પડતો. હું આ કર્મયોગના ઉપાયથી અવશ્ય પ્રાપ્ત થાઉં છું. શિષ્ય અને ગુરુનો જે વ્યવહાર દૃઢ થયેલો છે, તે કેવળ મારી પ્રાપ્તિની રીત જાણવાના ઉદ્દેશથી થયો છે. હે કિરીટિ! પૃથ્વીના ઉદરમાં જેમ

દ્રવ્ય છેજ, કાષ્ટમાં જેમ અગ્નિ અવશ્ય રહેલો છે; સ્તનમાં દૂધ પણ નિઃસંશય છે; પરંતુ એ વસ્તુઓ પ્રાપ્ત થાય તેવા ઉપાય આદરવા પડે છે. વસ્તુઓ તો અવશ્ય છે, તે પ્રમાણે હું પણ સર્વત્ર સદા ભરપૂર રહેલો છું અને ઉપાયોથી પ્રાપ્ત થાઉં છું. કદાચ તમે પૂછશો કે, ફળપ્રાપ્તિના વર્ણન પછી ઉપાયનો પ્રસ્તાવ કેમ કરો છો? તો તેનું કારણ એ છે કે, ગીતાર્થનું સામર્થ્ય મોક્ષનું સાધન (ઉપાય) પ્રાપ્ત કરાવી આપવાનું છે, એજ તેની ઉત્તમતા છે. અન્ય શાસ્ત્રોના ઉપાય અનુભવસિદ્ધ નથી. વાયુથી મેઘ વિખેરાઈ જાય છે, પણ તેના વડે સૂર્યની ઉત્પત્તિ નથી થઈ શકતી. હાથ વડે લીલ દૂર કરી શકાય છે, પણ તેના વડે જળ નથી બનાવી શકાતું; તે પ્રમાણે શાસ્ત્રથી આત્માનુભવપ્રતિબંધક જે અવિદ્યા–મળ, તેનો નાશ થાય છે; પણ જે નિર્મળ આત્મા છે તેને તો સ્વયં હુંજ પ્રકાશિત કરું છું. માટે સર્વ શાસ્ત્ર અવિદ્યાનો વિનાશ કરવા માટેજ યોગ્ય છે, આત્માનુભવ માટે સમર્થ નથી. અધ્યાત્મશાસ્ત્રોને જ્યારે સત્યનો નિર્ણય પૂછવામાં આવે છે, ત્યારે તે જે સ્થાનનો આશ્રય લે છે તે આ ગીતા છે. સૂર્યથી અલંકૃત થયેલી પૂર્વદિશાના પ્રકાશને લીધે જેમ અન્ય સર્વ દિશાઓ પ્રકાશમય દેખાય છે; તેમ આ શાસ્ત્રોના રાજારૂપ ગીતા વડેજ સર્વ શાસ્ત્રો સનાથ બન્યાં છે. અસ્તુ. ગત અધ્યાયોમાં આ શાસ્ત્રરાજ આત્મા હસ્તગત કરવાનો ઉપાય વિસ્તારપૂર્વક વર્ણવ્યો છે ખરો; પરંતુ એકજ વખત સાંભળવાથી તે કદાચિત્ અર્જુનના સમજવામાં ન આવ્યો હોય એવો વિચાર કરી, પરમકૃપાળુ શ્રીકૃષ્ણ તેજ સિદ્ધાંત શિષ્યના હૃદયમાં સ્થિરતા પામે એવા ઉદ્દેશથી પુનઃ સંક્ષેપમાં વર્ણવે છે; અને ગીતા પણ હવે પૂર્ણ થવા આવી છે; તેથી પ્રસંગાનુસાર આદિથી અંતપર્યંત ગીતાની એકાર્થતા પણ બતાવે છે. કારણ કે આ ગ્રંથના મધ્યભાગમાં અનેક અધિકાર વર્ણવવા સમયે અનેક સિદ્ધાંતોનું નિરૂપણ કર્યું છે; તેથી કદાચિત્ પૂર્વાપર સંબંધનો વિચાર કર્યા વગરજ કોઈ માની લે કે, આ ગ્રંથમાં તે સર્વ સિદ્ધાંતોનો પ્રસ્તાવ કરેલો છે,

આથી શ્રીકૃષ્ણ અનેક સિદ્ધાંતશ્રેણિને એકત્ર કરી એક મહાસિદ્ધાંતના નિર્ણયપૂર્વક આરંભિત ગ્રંથ પૂર્ણ કરે છે. અવિદ્યાનો નાશ એજ આ ગ્રંથની ભૂમિ છે, મોક્ષપ્રાપ્તિ એજ એનું ફળ છે અને એ ઉભયનું સાધન તે જ્ઞાન છે. આટલીજ વાત અનેક પ્રકારે આ ગ્રંથમાં વિસ્તારપૂર્વક કહેવાઈ છે; તેનો ફરીથી ટૂંકમાં અનુવાદ થાય એવા ઉદ્દેશથી ઉપાયસાધ્ય વસ્તુ પ્રાપ્ત થયા પછી પણ શ્રીકૃષ્ણ પુનઃ ઉપાય વર્ણન કરવા પ્રવૃત્ત થયા છે.

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

**શ્લોકાર્થઃ**—જે મનુષ્ય મારામાં સર્વ ભાવ રાખીને સર્વ કર્મ કરે છે, તે મારા પ્રસાદથી શાશ્વત અને અવિનાશી પદને પામે છે. ( ૫૬ )

**ટીકાઃ**—પછી દેવ કહે છેઃ—હે સુભટ ! તે કર્મયોગી એવી નિષ્ઠાથી મદ્રૂપ થઈ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. સ્વકર્માનુષ્ઠાનરૂપી નિર્મળ પુષ્પો વડે મારી ઉત્તમ પૂજા કરીને તે મને પ્રસન્ન કરે છે તથા જ્ઞાનનિષ્ઠારૂપી પ્રસાદ તે મેળવે છે. તે જ્ઞાનનિષ્ઠા જેને હસ્તગત થઈ છે, ત્યાં મારી પરમભક્તિ પ્રફુલ્લિત હોય છે; અને તે ભક્તિ વડે તે મારી સાથે ઐક્ય પામી સુખી થાય છે. વિશ્વને પ્રકાશિત કરનાર જે હું—આત્મા, તેને આ પ્રમાણે જ સર્વભાવ વડે અનુસરે છે, તે જેમ મીઠું જળનો આશ્રય લેતાં જળરૂપજ બની રહે છે, કિંવા વાયુ આકાશમાં ફરીને પુનઃ આકાશમાંજ સ્થિર થઈ રહે છે, તેમ મારારૂપજ બની રહે છે. આ પ્રમાણે બુદ્ધિ, કાયા, વાચા તથા મનથી જે મારોજ આશ્રય કરીને રહે છે, તેના હાથે કદાચિત્ કોઈ નિષિદ્ધ કર્મ પણ બની જાય; તો પણ જેમ મોટી નદીનો અથવા નાળાના મેલા પાણીનો ગંગાની સાથે સંબંધ થતાં તે ગંગારૂપ બને છે, તેમ તેને શુભ કિંવા અશુભ કર્મનું પુણ્યપાપ લાગતું નથી. મલયાગિરિ ચંદન અને બીજાં સામાન્ય કાષ્ઠને જ્યાં સુધી અગ્નિનો સ્પર્શ થયો નથી ત્યાં સુધીજ તેમાં ભેદ રહે છે, કિંવા હલકા અને ઉત્તમ સોના વચ્ચે ભેદ ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી

તેને પારસમણિનો સંબંધ થતો નથી; તે પ્રમાણે પુણ્ય અને પાપનો ભેદ પણ ત્યાં સુધીજ રહે છે, કે જ્યાં સુધી સર્વત્ર મારું દર્શન થયું નથી! સૂર્યનો સંઘાત થયો નથી ત્યાં સુધીજ દિવસ અને રાત્રિનો ભેદ ચાલુ રહી શકે છે; માટે હે અર્જુન! મારી પ્રાપ્તિ થતાં તેનાં સર્વ કર્મો નષ્ટ થઈ જતાં તે સાયુજ્યપદ પર આરૂઢ થાય છે, જે પદનો દેશ અને સ્વભાવથી કદી પણ નાશ થતો નથી. વધારે શું કહું? હે અર્જુન! હું જે આત્મા તેની પ્રસન્નતાને તે પામે છે કે, જેનાથી વિશેષ લાભ આ જગતમાં અન્ય કોઈજ નથી. (૧૨૫૯)

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

**શ્લોકાર્થઃ**–આ પ્રમાણે હોવાથી તું મનપૂર્વક સર્વ કર્મો મને (ઈશ્વરને) અર્પણ કરી મારામાં તત્પર થા અને મારામાં બુદ્ધિ પરોવીને સતત મારામાંજ નિષ્ઠાવાળો થા. (૫૭)

**ટીકાઃ**–માટે હે ધનંજય! તારે તારાં સર્વ કર્મોનો મારામાં સંન્યાસ કરવો જોઇએ; પરંતુ હે વીર! એ સંન્યાસ કેવળ બહારનો મોઢા મોઢાનો નહિ કરતાં ચિત્તવૃત્તિ પણ આત્મવિચારમાં રાખવી જોઈએ. આત્મવિચારના બળથીજ સ્વયંકર્મથી ભિન્ન થઈ સર્વ કર્મ મારા નિર્મળ સ્વરૂપમાંજ દૃષ્ટિગોચર થશે અને કર્મની જન્મભૂમિ જે પ્રકૃતિ, તે તને પોતાનાથી અત્યંત ભિન્ન વસ્તુરૂપે દેખાશે. એ પછી હે ધનંજય! રૂપ સિવાય જેમ છાયા નથી રહી શકતી, તેમ અજ્ઞાન પોતાથી જુદું નથી એમ તને જણાશે. એવી રીતે અજ્ઞાનનો નાશ થયા પછી અનાયાસેજ કારણસહિત કર્મનો સંન્યાસ (ત્યાગ) થઈ જશે. આ પ્રમાણે કર્મનો ત્યાગ થવાથી હું–કેવળ આત્માજ શેષ રહું છું. મારામાં બુદ્ધિને પતિવ્રતા સ્ત્રીની પેઠે સ્થિર કરવી જોઈએ. એ પ્રમાણે બુદ્ધિ જ્યારે એવી અનન્યતાપૂર્વક મારામાં પ્રવેશ કરે છે, ત્યારે ચિત્ત પણ સર્વ વિષયોનું ચિંતન છોડી દઈ મારુંજ ભજન કરે છે. આ પ્રકારે વિષયોનો ત્યાગ કરી, ચિત્ત મારાથીજ યુક્ત બની રહે એવો પ્રયત્ન સદા અને ત્વરાથી કરવો જોઇએ,

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥

શ્લોકાર્થઃ-જો તું મારામાંજ ચિત્ત રાખીને રહીશ તો મારા પ્રસાદથી સર્વ સંકટોમાંથી પાર પડીશ; પરંતુ જો તું અભિમાનથી મારો બોધ નહિ સાંભળે તો તારો નાશ થશે. (૫૮)

ટીકાઃ-પછી આવી અનન્ય સેવાથી જ્યારે તારું ચિત્ત મારામાં જોડાશે, ત્યારેજ મારો પૂર્ણ પ્રસાદ થશે એમ સમજવું. પછી સર્વ દુઃખોના ઘરરૂપ જે જન્મમૃત્યુ કે જેને જીવમાત્ર ભોગવે છે, તે અતિ દુર્ઘટ છે, તો પણ તને સુખકારક થઈ પડશે. આંખને સૂર્યપ્રકાશની સહાય મળ્યા પછી તિમિરની કાંઈ હિંમત છે કે વારુ? તેપ્રમાણે મારા પ્રસાદથી જેનો જીવભાવ નષ્ટ થયો છે, તે સંસારરૂપી બાઉથી ડરશે કે? માટે હે ધનંજય! મારા પ્રસાદ વડે તું સંસારદુર્ગતિને તરી ~ે; પરંતુ જો તું અભિમાનને વશ થઈ મારું આ ભ.
તો તું કે જે વાસ્તવમાં નિત્યમુક્ત અને ~
તારે દેહસંબંધના ઘાવ નિરર્થક સહન :
ભિમાનને લીધે ડગલે ડગલે આપણો ઘા
કરતાં કદી પણ તને વિશ્રાંતિ મળનાર
શ્રવણ નહિ કરે, તો આવું મહાન
મરવા છતાં પણ તારે વારંવાર સહ

यदहंकारमाश्रित्य न योत्स्य
मिथ्यैष व्यवसायस्ते

શ્લોકાર્થઃ-જો અહંકારનો
નથી એમ તું કહે, તો તારી આ હઠ
સ્વભાવ તને બળાત્કારે પણ યુદ્ધમાં

ટીકાઃ-જે પ્રમાણે પથ્યનો
અથવા દીપકનો દ્વેષ કરવાથી અંધ
પ્રમાણે વિવેકનો દ્વેષ કરવાથી અં
તારા શરીરને અર્જુન, શત્રુઓનાં
તેમની સાથે સંગ્રામ કરવો એ પા..

વડે તું ત્રણ ભેદ પાડશે; અને એમ કરીને હે અર્જુન! હું યુદ્ધ કરીશ નહિ એવો તારા અંતઃકરણમાં તું પૂર્ણ નિશ્ચય કરશે તો પણ તારો જે નૈસર્ગિક સ્વભાવ છે, તે તારા નિશ્ચયને ટકવા દેશે નહિ. વાસ્તવિક વિચાર કરીને જોતાં હું અર્જુન, આ મારા આપ્ત અને એમનો વધ કરવો એ પાતક, એ સર્વ કલ્પના માયા સિવાય ખરી છે કે? તું સ્વભાવથીજ યોદ્ધો હોય, તો તારે સ્વભાવથીજ યુદ્ધાર્થે શસ્ત્ર ઉઠાવવું જોઇએ કે યુદ્ધ ન કર-કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ? માટે તારો યુદ્ધ નહિ કરવાનો નિશ્ચય વ્યર્થ છે, તથા લોકદષ્ટિએ પણ તે લોકવ્યવહારને યોગ્ય નથી. તારી ક્ષાત્રપ્રકૃતિ તને એથી વિરુદ્ધજ ચલાવશે. (૧૨૮૫)

**स्वभावजेन कौंतेय निवद्धः स्वेन कर्मणा ।**

**कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

*શ્લોકાર્થઃ*–હે કૌંતેય! સ્વભાવસિદ્ધ જે તારું યુદ્ધકર્મ તેનાથી બદ્ધ થયેલો જે તું, તે અત્યારે મોહથી જે કરવાને ઇચ્છતો નથી તે તું પછીથી પરતંત્ર થઇને પણ કરીશજ. (૬૦)

*ટીકાઃ*–પાણીનો પ્રવાહ પૂર્વ તરફ હોય અને પશ્ચિમ તરફ તરવા ઇચ્છવું એ કેવળ હઠજ છે; કેમકે તેને પાણી પોતાની સાથેજ ખેંચી જાય છે. ધાન્યનો દાણો કહે કે, હું ધાન્યરૂપે નહિ ઊગું તો શું સ્વભાવધર્મથી વિપરીત કંઈ બની શકે છે? તેજ પ્રમાણે હે પ્રબુદ્ધ! તારી પ્રકૃતિ ક્ષાત્રસંસ્કારવાળી-જ રચાઈ છે; તેથી 'યુદ્ધ નહિ કરું' એમ તારું બોલવું તે કેવળ વ્યર્થજ છે. તારી પ્રકૃતિને અનુસરતો તારો ક્ષાત્રધર્મ તને યુદ્ધમાં જોડશેજ. હે પાંડુસુત! પ્રકૃતિએ તને જન્મથીજ જે શૌર્ય, તેજ, દક્ષતા વગેરે ગુણો આપેલા છે, તે ગુણસમૂહને અનુરૂપ કર્મ કરવાનું ત્યજીને હે ધનંજય! તું શાંત બેસી નહિ શકે; માટે હે કોદંડપાણિ! તું ત્રણ ગુણ વડે ત્રણે તરફથી બંધાયેલો હોવાથી ક્ષાત્રધર્મમાં અવશ્ય પ્રવૃત્ત થશે. તારી મૂળ પ્રકૃતિનો વિચાર નહિ કરતાં તું યુદ્ધ નહિ કરવાનોજ નિશ્ચય કરી લઈશ, તો પણ જેમ હાથપગ બાંધીને રથમાં નાખેલો મનુષ્ય પોતે ચાલતો નહિ હોવા છતાં પણ દેશાંતર ચાલ્યો જાય છે;

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥

શ્લોકાર્થઃ–જો તું મારામાંજ ચિત્ત રાખીને રહીશ તો મારા પ્રસાદથી સર્વ સંકટોમાંથી પાર પડીશ; પરંતુ જો તું અભિમાનથી મારો બોધ નહિ સાંભળે તો તારો નાશ થશે. (૫૮)

ટીકાઃ–પછી આવી અનન્ય સેવાથી જ્યારે તારું ચિત્ત મારામાં જોડાશે, ત્યારેજ મારો પૂર્ણ પ્રસાદ થશે એમ સમજવું. પછી સર્વ દુઃખોના ઘરરૂપ જે જન્મમૃત્યુ કે જેને જીવમાત્ર ભોગવે છે, તે અતિ દુર્ઘટ છે, તો પણ તને સુખકારક થઈ પડશે. આંખને સૂર્યપ્રકાશની સહાય મળ્યા પછી તિમિરની કાંઈ હિંમત છે કે વારુ? તે પ્રમાણે મારા પ્રસાદથી જેનો જીવભાવ નષ્ટ થયો છે, તે સંસારરૂપી બાઉથી ડરશે કે? માટે હે ધનંજય! મારા પ્રસાદ વડે તું સંસારદુર્ગતિને તરી જશે; પરંતુ જો તું અભિમાનને વશ થઈ મારું આ ભાષણ નહિ સાંભળે, તો તું કે જે વાસ્તવમાં નિત્યમુક્ત અને અવ્યય છે, તો પણ તારે દેહસંબંધના ઘાવ નિરર્થક સહન કરવા પડશે. જે દેહાભિમાનને લીધે ડગલે ડગલે આપણો ઘાત થાય છે, તે સહન કરતાં કદી પણ તને વિશ્રાંતિ મળનાર નથી. જો તું મારું કથન શ્રવણ નહિ કરે, તો આવું મહાન મૃત્યુ વાસ્તવિક રીતે ન મરવા છતાં પણ તારે વારંવાર સહન કરવું પડશે. (૧૨૭૭)

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

શ્લોકાર્થઃ–જો અહંકારનો આશ્રય કરી હું યુદ્ધ કરનાર નથી એમ તું કહે, તો તારી આ હઠ વ્યર્થ છે; કારણ કે ક્ષત્રિયસ્વભાવ તને બળાત્કારે પણ યુદ્ધમાં પ્રવૃત્ત કરશે. (૫૯)

ટીકાઃ–જે પ્રમાણે પથ્યનો દ્વેષ કરવાથી જ્વર વધે છે અથવા દીપકનો દ્વેષ કરવાથી અંધકાર વૃદ્ધિંગત થાય છે; તે પ્રમાણે વિવેકનો દ્વેષ કરવાથી અંધકારજ વૃદ્ધિ પામશે. પછી તારા શરીરને અર્જુન, શત્રુઓનાં શરીરને મારાં સગાં અને તેમની સાથે સંગ્રામ કરવો એ પાતક, આ પ્રમાણે તારી બુદ્ધિ

વડે તું ત્રણ ભેદ પાડશે; અને એમ કરીને હે અર્જુન! હું યુદ્ધ કરીશ નહિ એવો તારા અંતઃકરણમાં તું પૂર્ણ નિશ્ચય કરશે તો પણ તારો જે નૈસર્ગિક સ્વભાવ છે, તે તારા નિશ્ચયને ટકવા દેશે નહિ. વાસ્તવિક વિચાર કરીને જોતાં હું અર્જુન, આ મારા આપ્ત અને એમનો વધ કરવો એ પાતક, એ સર્વ કલ્પના માયા સિવાય ખરી છે કે? તું સ્વભાવથીજ યોદ્ધો હોય, તો તારે સ્વભાવથીજ યુદ્ધાર્થે શસ્ત્ર ઉઠાવવું જોઇએ કે યુદ્ધ ન કર-કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ? માટે તારો યુદ્ધ નહિ કરવાનો નિશ્ચય વ્યર્થ છે, તથા લોકદષ્ટિએ પણ તે લોકવ્યવહારને યોગ્ય નથી. તારી ક્ષાત્રપ્રકૃતિ તને એથી વિરુદ્ધજ ચલાવશે. (૧૨૮૫)

**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।**

**कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

શ્લોકાર્થઃ-હે કૌંતેય! સ્વભાવસિદ્ધ જે તારું યુદ્ધકર્મ તેનાથી બદ્ધ થયેલો જ તું, તે અત્યારે મોહથી જ કરવાને ઇચ્છતો નથી તે તું પછીથી પરતંત્ર થઇને પણ કરીશજ. (૬૦)

ટીકાઃ-પાણીનો પ્રવાહ પૂર્વ તરફ હોય અને પશ્ચિમ તરફ તરવા ઇચ્છવું એ કેવળ હઠજ છે; કેમકે તેને પાણી પોતાની સાથેજ ખેંચી જાય છે. ધાન્યનો દાણો કહે કે, હું ધાન્યરૂપે નહિ ઊગું તો શું સ્વભાવધર્મથી વિપરીત કંઈ બની શકે છે? તેજ પ્રમાણે હે પ્રબુદ્ધ! તારી પ્રકૃતિ ક્ષાત્રસંસ્કારવાળી-જ રચાઈ છે; તેથી 'યુદ્ધ નહિ કરું' એમ તારું બોલવું તે કેવળ વ્યર્થજ છે. તારી પ્રકૃતિને અનુસરતો તારો ક્ષાત્રધર્મ તને યુદ્ધમાં જોડશેજ. હે પાંડુસુત! પ્રકૃતિએ તને જન્મથીજ જે શૌર્ય, તેજ, દક્ષતા વગેરે ગુણો આપેલા છે, તે ગુણસમૂહને અનુરૂપ કર્મ કરવાનું ત્યજીને હે ધનંજય! તું શાંત બેસી નહિ શકે; માટે હે કોદંડપાણિ! તું ત્રણ ગુણ વડે ત્રણે તરફથી બંધાયેલો હોવાથી ક્ષાત્રધર્મમાં અવશ્ય પ્રવૃત્ત થશે. તારી મૂળ પ્રકૃતિનો વિચાર નહિ કરતાં તું યુદ્ધ નહિ કરવાનોજ નિશ્ચય કરી લઈશ, તો પણ જેમ હાથપગ બાંધીને રથમાં નાખેલો મનુષ્ય પોતે ચાલતો નહિ હોવા છતાં પણ દેશાંતર ચાલ્યો જાય છે;

તેમ યુદ્ધ નહિ કરું, એમ કહેવા છતાં પણ તારે સ્વકર્મ અવશ્ય કરવુંજ પડશે. ગાયોના હરણસમયે ઉત્તરકુમાર યુદ્ધમાંથી પલાયન કરી જતો હતો, ત્યારે તારે ગુપ્ત રહેવાની જરૂર હતી; તો પણ તેં કેમ યુદ્ધ કર્યું હતું? એજ ક્ષાત્રસ્વભાવ આ પ્રસંગે પણ અવશ્ય યુદ્ધ કરાવશે, કે જે સ્વભાવના બળથી અગિયાર અક્ષૌહિણી મહાવીરોને તેં એકલાએજ યુદ્ધમાં પરાજિત કર્યા હતા. અરે! રોગીને રોગ ગમે છે કે? દરિદ્રીને દારિદ્રય ગમે છે કે? પરંતુ બળવાન પ્રારબ્ધ તેમની સામે તે કષ્ટો ભોગવાવે છેજ. તે પ્રારબ્ધ ઈશ્વરાધીન હોવાથી કદી પણ અન્યથા નથી થતું અને એ ઈશ્વર પણ તારા હૃદયમાંજ વાસ કરે છે. (૧૨૯૮)

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥**

શ્લોકાર્થઃ—હે અર્જુન! દેહાદિક યંત્ર પર અભિમાનથી ચડેલાં સર્વ ભૂતોને પોતાની માયારૂપ શક્તિ વડે વિવિધ યોનિઓમાં ફેરવનાર પરમેશ્વર, સર્વ ભૂતોનાં હૃદયમાં વસે છે. (૬૧)

ટીકાઃ—જે ઈશ્વર ભૂતમાત્રમાં રહેલા હૃદયરૂપી મહાકાશમાં જ્ઞાનવૃત્તિરૂપી હજારો કિરણસહિત ઉદિત થયો છે; અને જે જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિરૂપી ત્રણે અવસ્થારૂપી ત્રણે લોકોને પૂર્ણ પ્રકાશિત કરી, વિપરીત જ્ઞાનવાળા પથિકોને જાગ્રત કરે છે; સંસારરૂપી સરોવરમાં વિષયરૂપી જે કમળો ખીલ્યાં હોય છે, તેમને પાંચ જ્ઞાનેંદ્રિય તથા મન એ છ પગવાળા જીવરૂપી ભ્રમરો પાસે ચરાવે છે; જે ઈશ્વર સર્વ ભૂતોમાં તેમના અહંકારરૂપી વસ્ત્રોના અંતરાયની પાછળ વિલસી રહેલો છે; નિજમાયારૂપી દોરી વડે તે ઈશ્વર બહારની બાજુ ચોરાશી લાખ યોનિરૂપી છાયાચિત્રને નચાવે છે અને બ્રહ્માથી લઈને કીટકસુધીનાં સર્વ ભૂતોને પોતપોતાની ઇચ્છાની યોગ્યતાનુસાર દેહ આપે છે. આ પ્રમાણે જીવોની યોગ્યતાનુસાર તેમને જે જે દેહ પ્રાપ્ત થાય છે તે તે દેહજ હું છું, એમ સર્વ જીવો સમજી બેસે છે. સૂતર સૂતરથીજ લપટાય છે; ઘાસ ઘાસથીજ બંધાય છે અથવા બાળક જળમાં પોતાનુંજ પ્રતિબિંબ જોઈ ભ્રમમાં પડે છે, તેમ

આ દેહમાંજ જીવ આત્મબુદ્ધિ ધારણ કરે છે. આ પ્રકારે શરીરરૂપી યંત્રો પર જીવને બેસાડી તે ઈશ્વરજ તેમનાં કર્મોરૂપી સૂત્ર હલાવે છે, ત્યારે જેને માટે જે કર્મસૂત્ર ચાલુ થયેલું હોય છે, તે તેવીજ ગતિએ પહોંચે છે. હે ધનુર્ધર ! વાયુ જેમ તૃણને આકાશમાં ઘુમાવે છે, તેમ ઈશ્વરનીજ સત્તાથી પ્રાણીઓ તેમનાં કર્મો અનુસાર સંસાર અને સ્વર્ગમાં ઘૂમે છે. ચુંબકના સંગથી લોખંડ જેમ ગતિમાન થાય છે, તેમજ જીવગણ ઈશ્વરનીજ સત્તાથી સર્વ વ્યાપાર કરે છે. હે ધનંજય ! સમુદ્રાદિ જેમ એક ચંદ્રનાજ સાન્નિધ્યથી પોતાની યોગ્યતાનુરૂપ વ્યાપાર કરે છે, સમુદ્રમાં ભરતી આવે છે, સોમકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે અને કમળ તથા ચકોર પક્ષી આનંદ કરે છે, તેમ મૂળ પ્રકૃતિને વશ એવા અનેક જીવોના સમૂહને જે એક ઈશ્વર પ્રવૃત્ત કરે છે તે ઈશ્વર તારા હૃદયમાં પણ છેજ. માટે હે પાંડુસુત ! અર્જુનપણાનું અભિમાન કાઢી નાખતાં તારામાં જે અહંવૃત્તિ ઉપસ્થિત થાય છે, તે ઈશ્વરનુંજ તાત્ત્વિક સ્વરૂપ છે; માટે તે ઈશ્વર તારી પ્રકૃતિને પ્રવૃત્ત કરશેજ અને તું યુદ્ધ કરવા નહિ ઇચ્છે તો પણ તે પ્રકૃતિ તને યુદ્ધમાં પ્રવૃત્ત કરશેજ એમ નક્કી સમજવું. ઈશ્વરજ સર્વનો સ્વામી છે, તેજ સર્વની પ્રકૃતિનું નિયમન કરે છે અને પ્રકૃતિને અનુસરીનેજ સર્વ ઇન્દ્રિયો પોતપોતાની ક્રિયા કરે છે.(૧૩૧૮)

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतं ॥ ६२ ॥**

**શ્લોકાર્થઃ**–હે ભારત! તું સર્વભાવે કરીને તેનેજ શરણે જા. તેના પ્રસાદથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પ્રાપ્ત થશે.

**ટીકાઃ**–માટે કર્મનું અભિમાન નહિ કરતાં એ બધી ક્રિયા પ્રકૃતિને આધીન છે; એમ સમજીને પ્રકૃતિ જે હૃદયસ્થ ઈશ્વરને આધીન છે, તેને જે પ્રમાણે ગંગાનું પાણી સમુદ્રમાં મળીને તદ્રૂપ થાય છે, તે પ્રમાણે તારાં અહંકાર, વાચા, ચિત્ત અને શરીર એ સર્વસ્વ અર્પણ કરીને તેનેજ શરણે જા. તે ઈશ્વરના પ્રસાદથીજ તું સર્વ વિષયોની શાંતિરૂપી સ્ત્રીનો પતિ બનીને આનંદથી આત્મસ્વરૂપમાં રમમાણ થઈશ; અને જે પદ ઉત્પ-

ત્તિનું ઉત્પત્તિસ્થાન છે તથા વિશ્રાંતિનું વિશ્રાંતિસ્થાન છે તથા જે અનુભૂતિનો અનુભવ લે છે, તે અક્ષય આત્મપદનો તું રાજા બનીને અક્ષય સુખ ભોગવીશ, એમ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ પાર્થ પ્રત્યે બોલ્યા. (૧૩૨૨)

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

શ્લોકાર્થઃ–હે અર્જુન! આ પ્રમાણે ગુહ્ય કરતાં પણ ગુહ્ય એવું જ્ઞાન મેં તને કહી સંભળાવ્યું. હવે એનો પૂર્ણ વિચાર કરીને પછી જેમ તારા મનમાં આવે તેમ કર. (૬૩)

ટીકાઃ—આ જ્ઞાન ગીતાશાસ્ત્રના નામથી પ્રસિદ્ધ છે અને સર્વ વેદોનો સાર છે, કે જે જ્ઞાનથી આત્મરૂપ રત્ન સ્વાધીન થાય છે. વેદાંતશાસ્ત્રમાં જે આત્મજ્ઞાનના નામથી પ્રસિદ્ધ છે અને જેનું વર્ણન કરીને સર્વ શાસ્ત્રોએ કીર્તિ સંપાદન કરી છે; બુદ્ધયાદિક જ્ઞાનો જે જ્ઞાનની સમક્ષ નિસ્તેજ છે અને હું સર્વદ્રષ્ટા પણ જે જ્ઞાન દ્વારા સમજમાં આવી શકું છું. અને આત્મજ્ઞાન, સર્વમાં ગુપ્ત એવો જે હું તેનું પણ ગુપ્ત ધન છે, અને એ જ્ઞાન એટલી યોગ્યતાવાળું છે તો પણ તું મારો પરમ ભક્ત હોવાથી એને હું તારાથી ગુપ્ત રાખી શક્યો નથી. હે પાંડવ! તારા પ્રેમથી સંતુષ્ટ થવાને લીધેજ મેં મારો આ ગુપ્ત ભંડાર તને સોંપ્યો છે. જે પ્રમાણે બાળકના પ્રેમમાં માતા પોતાનું ભાન ભૂલી જઈને તેની સાથે પ્રેમભરિત સંભાષણ કરે છે, તે પ્રમાણે તારા પ્રેમને લીધે મારો પણ તારા પર પ્રેમ ઊભરાઈ ગયો છે. આકાશ સર્વ વસ્તુથી સૂક્ષ્મ હોવા છતાં પણ જેમ તેને ગાળી લેવામાં આવે, અમૃત અંતર્બાહ્ય મિષ્ટ હોવા છતાં જેમ તેની છાલ ઉતારવામાં આવે, અથવા દીપકને દેખાડવા સારુ જેમ બીજો દીપક પ્રકટાવવામાં આવે; જે સૂર્યના પ્રકાશથી પાતાળમાંના પરમાણુ પણ દેખાય છે, તે સૂર્યની આંખમાં પણ જેમ અંજન આંજવામાં આવે; તે પ્રમાણે હું સર્વજ્ઞ હોવા છતાં પણ સર્વ વાતોનો વિચાર કરીનેજ મેં તારા હિતનું જ્ઞાન તને કહી સંભળાવ્યું. હવે તું પણ એ વિષે બરાબર વિચાર

કરીને નિશ્ચય કર અને પછી જેમ તને ફાવે તેમ કર. દેવનું આ ભાષણ સાંભળ્યા પછી અર્જુને 'દેવે મને છેવટનો નિર્ણય કહી દીધો, હવે શ્રવણસુખથી હું વંચિત થયો' એમ માન્યું; તેથી તેના મનમાં ખરાબ લાગ્યું અને હજી પણ દેવ કાંઈ બોલે અને હું શ્રવણ કરું, એવી ઇચ્છાથી તે સ્વસ્થ બેઠો. આવી સ્થિતિ જોઈ દેવ બોલ્યાઃ–હે અર્જુન ! તું કહેલા જ્ઞાનની વંચના કરનાર નથી, તથાપિ તારા આ સ્વસ્થ બેસવાથી એમ જણાય છે કે, હજી પણ કાંઈ સાંભળવાની તારી ઇચ્છા છે. પીરસનાર માણસ પીરસતો હોય છતાં પણ જો ક્ષુધિત મનુષ્ય શરમાઇને 'બસ થયું, બસ થયું' એમ કર્યા કરે તો ક્ષુધાની પીડા સહન કરવા ઉપરાંત તેને વંચકતા (ઠગાઈ)નો દોષ પણ લાગે છે; તે પ્રમાણે સર્વજ્ઞ શ્રીગુરુની પ્રાપ્તિ થતાં જ શિષ્ય સંકોચ રાખી આત્મસ્વરૂપનો વિચાર જો ન પૂછે, તો તે પોતાનોજ લાભ ગુમાવશે અને વળી વંચના કરવાનું પાતક પણ તેને ચોટશે. પરંતુ હે અર્જુન ! સ્વસ્થ રહેવામાં તારો અભિપ્રાય એવો છે કે, હજી મારે એક વાર પુનઃ પણ આ જ્ઞાનનો સારાંશ તને કહી સંભળાવવો. ત્યારે પાર્થ બોલ્યોઃ–હે ગુરો ! આપે મારા મનની વાત બરોબર રીતે જાણી. આપ તે નહિ જાણો તો બીજું કોણ જાણશે ? સર્વ જગત આપનું દૃશ્ય (જોવાની વસ્તુ) છે અને તે સર્વને જાણનારા એકલા આપજ છો. પછી સૂર્યને સૂર્ય કહીને તેની પ્રશંસા શા માટે કરવી ? અર્જુનનાં આવાં વચનો સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યાઃ–આ શું થોડી સ્તુતિ થઈ ? જો તું જાણવા ચાહે છે તો, (૧૩૪૦)

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**

**શ્લોકાર્થ**:–સર્વથી અતિશય ગુહ્ય એવું મારું વચન તું પુનઃ સાંભળ. તું મને અત્યંત પ્રિય છે, તેથી હું તને તારા હિતની વાત કહું છું. (૬૪)

*ટીકાઃ*–પુનઃ એક વાર અવધાનને સારી રીતે વિસ્તીર્ણ કરી મારાં નિર્મળ વચનો સાંભળ. એ વચનો વાચ્ય છે માટેજ

બોલવાં કિંવા શ્રાવ્ય છે માટેજ સાંભળવાં, એમ નથી; પરંતુ એ કેવળ બ્રહ્મસ્વરૂપજ છે અને તું ભાગ્યવાન હોવાથી એ તને પ્રાપ્ત થયાં છે. હે ધનંજય! કાચબીની દૃષ્ટિને બચ્ચાં જોતાંની સાથેજ પાનો છૂટે છે અને બચ્ચાંઓ તૃપ્ત થાય છે; કિંવા મેઘ પોતાના ગર્ભમાં ચાતકપક્ષી માટે આપોઆપજ પાણી ભરી લાવે છે; માટે જ ઘટના જ્યાં બનવાની ન હોય ત્યાં પણ તેનાં ફળ પ્રાપ્ત થાય છે. દૈવ જ્યારે અનુકૂળ હોય છે ત્યારે કયો લાભ ન મળી શકે? બાકી એ મર્મ કેટલો દુર્લભ છે તે કહી શકાતું નથી; કારણ કે એનો ઉપભોગ દ્વૈતભાવનો પરિત્યાગ કરી ઐક્યના ઘરમાં થઈ શકે છે. હે પ્રિયોત્તમ! નિષ્કામ પ્રેમનો વિષય બીજો કોઈ નહિ પણ આત્માજ છે, એમ સમજ. હે અર્જુન! આરસીને લૂછીને સ્વચ્છ કરવી પડે છે તે આરસીને માટે નહિ, પરંતુ પોતાને માટેજ આપણે કરીએ છીએ; તેમ હે પાર્થ! તને નિમિત્ત કરી હું મારે માટેજ બોલું છું. તારામાં અને મારામાં શું કાંઈ દ્વૈત છે? એટલા માટે મારા અંતરનું ગુહ્ય તને કહું છું. કારણ કે એકનિષ્ઠ ભક્તનો તો મને નાદજ લાગ્યો છે. હે પાંડુસુત! જે પ્રમાણે મીઠું પોતાનું સર્વ સ્વત્વ જળને સમર્પણ કરી દે છે અને જલસ્વરૂપ થવામાં શરમાતું નથી; તેમ તું મારી સાથે ભેદભાવ રાખતો નથી, તો હું પણ તારાથી કોઈપણ વાત ગુપ્ત શી રીતે રાખું? માટે જેના દ્વારા સર્વ ગૂઢ રહસ્ય પ્રકટ કરું છું તે મારું નિર્મળ ગુહ્ય વચન સાંભળ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६ [illegible]

શ્લોકાર્થઃ—મારામાં મન રાખ, મારી ભક્તિ કર [illegible] પૂજન કર અને મને નમસ્કાર કર. એમ કરવાથી [illegible] પામશે એમ હું તને સત્ય કહું છું, કારણ કે તું મને [illegible]

ટીકાઃ—હે વી[illegible] તારા માનસિક [illegible] સર્વ વ્યાપારનો વિ[illegible] વ્યાપકનેજ [illegible] પ્રમાણે સર્વ બાજુથા [illegible]ો હોય છે, જે જે કર્મ કરે તે મારી [illegible]કર. વધારે

તારા મનને મારુંજ નિવાસસ્થાન બનાવ. કર્ણ દ્વારા તું મારાજ ગુણોનું શ્રવણ કર. આત્મજ્ઞાનથી યુક્ત એવા સંત કે જે મારાંજ સ્વરૂપો છે તે પ્રતિ, મનુષ્યની દૃષ્ટિ કામિની સ્ત્રી પર જેવી લુબ્ધ હોય છે તેવી રાખ. વસ્તુમાત્રનું વસતિસ્થાન જે હું, તેનાં જે નિર્મળ નામો તેને અંતઃકરણમાં ઉતારવાને માટે તારી વાચાથી રટણ કર. હાથો વડે જે જે કર્મો કરે કિંવા પગ વડે જ્યાં જ્યાં જાય તે સર્વ ક્રિયા મારે માટેજ કર. તારા પોતાના કિંવા અન્યના ઉપયોગને માટે જે જે ક્રિયા કરે તે સર્વ હે અર્જુન! મનેજ સમર્પણ કરીને તું મારોજ યાજ્ઞિક થા. એક એક કરીને કેટલીક વાતો કહું? તારામાં સેવકભાવનો ઉદ્‌ભવ કરી સર્વત્ર જે જે દૃષ્ટિગોચર થાય તે તે સર્વ મદ્રૂપજ છે, એમ સમજી તેની સેવા કર; તથા ભૂતદ્વેષ છોડીને સર્વ સ્થળે એક હુંજ છું, એવી પ્રતીતિપૂર્વક નમ્ર બનીને મને સર્વત્ર વંદન કર. આથી મારો અત્યંત આશ્રય તને પ્રાપ્ત થશે. પછી સર્વ જગતમાંનું તૃતીયત્વ નષ્ટ થઈ મારું અને તારું ઐક્ય થયેલું તું અનુભવીશ. પછી ગમે તે વેળાએ તું મને ભોગવશે. આ પ્રમાણે સહેજે તારા સુખની વૃદ્ધિ થશે; અને હે અર્જુન! તૃતીયત્વ (જગદ્‌ભાવ) આડે આવે છે તે નષ્ટ થયું એટલે તું મારોજ છે—એટલે કે તું મનેજ પ્રાપ્ત થશે. જળનો નાશ થયા પછી તેમાંના પ્રતિબિંબને મૂળ બિંબની સાથે ઐક્ય પામતાં હરકત આવતી નથી; તેજ પ્રમાણે વાયુને આકાશની સાથે કિંવા તરંગને સમુદ્રની સાથે મળી જવાને કાંઈ હરકત છે કે વારુ? માટે દેહભેદને લીધે તું અને હું એવો જે ભેદ દેખાય છે તે ભેદ નષ્ટ થતાંની સાથેજ તું મદ્રૂપ થશે. મારા આ કથન માટે શંકા ધારણ કરીશ નહિ. એમાં જો કાંઈ ફરક પડે તો તારાજ સમ! પરંતુ તું કદાચિત્ એવી કલ્પના કરશે કે, મેં તારા સોગંદ ખાધા એટલે હું તો મુક્તજ રહ્યો અને સઘળું પરિણામ તારા પરજ આવી પડશે, પરંતુ એમ નથી. તારા સોગંદ ખાવા એ કેવળ મારા પોતાનાજ સોગંદ ખાવા સમાન છે. પ્રીતિનો પ્રકારજ એવો છે કે, તેથી મનુષ્યને કોઈ પણ પ્રકારની શરમજ લાગતી નથી. જેના

બોલવાં કિંવા શ્રાવ્ય છે માટેજ સાંભળવાં, એમ નથી; પરંતુ એ કેવળ બ્રહ્મસ્વરૂપજ છે અને તું ભાગ્યવાન હોવાથી એ તને પ્રાપ્ત થયાં છે. હે ધનંજય! કાચબીની દૃષ્ટિને બચ્ચાં જોતાંની સાથેજ પાનો છૂટે છે અને બચ્ચાંઓ તૃપ્ત થાય છે; કિંવા મેઘ પોતાના ગર્ભમાં ચાતકપક્ષી માટે આપોઆપજ પાણી ભરી લાવે છે; માટે જે ઘટના જ્યાં બનવાની ન હોય ત્યાં પણ તેનાં ફળ પ્રાપ્ત થાય છે. દૈવ જ્યારે અનુકૂળ હોય છે ત્યારે કયો લાભ ન મળી શકે? બાકી એ મર્મ કેટલો દુર્લભ છે તે કહી શકાતું નથી; કારણ કે એનો ઉપભોગ દ્વૈતભાવનો પરિત્યાગ કરી ઐક્યના ઘરમાં થઈ શકે છે. હે પ્રિયોત્તમ! નિષ્કામ પ્રેમનો વિષય બીજો કોઈ નહિ પણ આત્માજ છે, એમ સમજ. હે અર્જુન! આરસીને લૂછીને સ્વચ્છ કરવી પડે છે તે આરસીને માટે નહિ, પરંતુ પોતાને માટેજ આપણે કરીએ છીએ; તેમ હે પાર્થ! તને નિમિત્ત કરી હું મારે માટેજ બોલું છું. તારામાં અને મારામાં શું કાંઈ દ્વૈત છે? એટલા માટે મારા અંતરનું ગુહ્ય તને કહું છું. કારણ કે એકનિષ્ઠ ભક્તનો તો મને નાદજ લાગ્યો છે. હે પાંડુસુત! જે પ્રમાણે મીઠું પોતાનું સર્વ સ્વત્વ જળને સમર્પણ કરી દે છે અને જલસ્વરૂપ થવામાં શરમાતું નથી; તેમ તું મારી સાથે ભેદભાવ રાખતો નથી, તો હું પણ તારાથી કોઈપણ વાત ગુપ્ત શી રીતે રાખું? માટે જેના દ્વારા સર્વ ગૂઢ રહસ્ય પ્રકટ કરું છું તે મારું નિર્મળ ગુહ્ય વચન સાંભળ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

શ્લોકાર્થઃ—મારામાં મન રાખ, મારી ભક્તિ કર, મારું પૂજન કર અને મને નમસ્કાર કર. એમ કરવાથી તું મનેજ પામશે એમ હું તને સત્ય કહું છું, કારણ કે તું મને પ્રિય છે.

ટીકાઃ—હે વીર અર્જુન! તારા માનસિક અને શારીરિક સર્વ વ્યાપારનો વિષય મને સર્વવ્યાપકનેજ બનાવ. વાયુ જે પ્રમાણે સર્વ બાજુથી આકાશનેજ મળેલો હોય છે, તે પ્રમાણે તું જે જે કર્મ કરે તે મારી પ્રીતિને અર્થેજ કર. વધારે શું કહું? તું

તારા મનને મારુંજ નિવાસસ્થાન બનાવ. કર્ણ દ્વારા તું મારાજ ગુણોનું શ્રવણ કર. આત્મજ્ઞાનથી યુક્ત એવા સંત કે જે મારાંજ સ્વરૂપો છે તે પ્રતિ, મનુષ્યની દૃષ્ટિ કામિની સ્ત્રી પર જેવી લુબ્ધ હોય છે તેવી રાખ. વસ્તુમાત્રનું વસતિસ્થાન જે હું, તેનાં જે નિર્મળ નામો તેને અંતઃકરણમાં ઉતારવાને માટે તારી વાચાથી રટણ કર. હાથો વડે જે જે કર્મો કરે કિંવા પગ વડે જ્યાં જ્યાં જાય તે સર્વ ક્રિયા મારે માટેજ કર. તારા પોતાના કિંવા અન્યના ઉપયોગને માટે જે જે ક્રિયા કરે તે સર્વ હે અર્જુન! મનેજ સમર્પણ કરીને તું મારોજ યાજ્ઞિક થા. એક એક કરીને કેટલીક વાતો કહું? તારામાં સેવકભાવનો ઉદ્ભવ કરી સર્વત્ર જે જે દૃષ્ટિગોચર થાય તે તે સર્વ મદ્રૂપજ છે, એમ સમજી તેની સેવા કર; તથા ભૂતદ્વેષ છોડીને સર્વ સ્થળે એક હુંજ છું, એવી પ્રતીતિપૂર્વક નમ્ર બનીને મને સર્વત્ર વંદન કર. આથી મારો અત્યંત આશ્રય તને પ્રાપ્ત થશે. પછી સર્વ જગતમાંનું તૃતીયત્વ નષ્ટ થઈ મારું અને તારું ઐક્ય થયેલું તું અનુભવીશ. પછી ગમે તે વેળાએ તું મને ભોગવશે. આ પ્રમાણે સહેજે તારા સુખની વૃદ્ધિ થશે; અને હે અર્જુન! તૃતીયત્વ (જગદ્ભાવ) આડે આવે છે તે નષ્ટ થયું એટલે તું મારોજ છે—એટલે કે તું મનેજ પ્રાપ્ત થશે. જળનો નાશ થયા પછી તેમાંના પ્રતિબિંબને મૂળ બિંબની સાથે ઐક્ય પામતાં હરકત આવતી નથી; તેજ પ્રમાણે વાયુને આકાશની સાથે કિંવા તરંગને સમુદ્રની સાથે મળી જવાને કાંઈ હરકત છે કે વારુ? માટે દેહભેદને લીધે તું અને હું એવો જે ભેદ દેખાય છે તે ભેદ નષ્ટ થતાંની સાથેજ તું મદ્રૂપ થશે. મારા આ કથન માટે શંકા ધારણ કરીશ નહિ. એમાં જો કાંઈ ફરક પડે તો તારાજ સમ! પરંતુ તું કદાચિત્ એવી કલ્પના કરશે કે, મેં તારા સોગંદ ખાધા એટલે હું તો મુક્તજ રહ્યો અને સઘળું પરિણામ તારા પરજ આવી પડશે, પરંતુ એમ નથી. તારા સોગંદ ખાવા એ કેવળ મારા પોતાનાજ સોગંદ ખાવા સમાન છે. પ્રીતિનો પ્રકારજ એવો છે કે, તેથી મનુષ્યને કોઈ પણ પ્રકારની શરમજ લાગતી નથી. જેના

બોલ પર કોઈ વિશ્વાસ મૂકતું નથી તેનેજ શપથ ખાવાનો પ્રસંગ આવે છે; પરંતુ ભગવાનને તો વેદ પણ જાણે છે કે તે નિર્ભેદ છે; અને તેનીજ સત્તાથી આ જગદાભાસ દેખાય છે અને તેની આજ્ઞામાં એવી શક્તિ છે કે તે કાળને પણ જીતે છે; તે હું-દેવ સત્ય સંકલ્પ ધરાવું છું અને જગતના હિતને માટે પિતાના જેવી લાગણી ધરાવું છું, તો મારે શપથ લેવાની ખટપટ શા માટે કરવી? પરંતુ હે અર્જુન! તારા પ્રેમને લીધે મેં ઈશ્વરત્વનો ત્યાગ કરી દીધો છે, તેથી હું અર્ધો છું અને તને મારો નાદ લાગી તું મદ્રૂપ થયાથી આખો છે. હે ધનંજય! રાજા જેમ પોતાના કાર્યને માટે પોતે પોતાનાજ શપથ લે છે તેવો આ પ્રકાર છે. ત્યારે અર્જુન બોલ્યો કેઃ—હે દેવ! આવાં અદ્‌ભુત વચન ન કહો. જેના નામસ્મરણથીજ અમારાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે એવા આપ બોધ આપો છો અને વળી શપથ પણ લો છો; આ આપના વિનોદનો કાંઈ પાર છે? કમળસમુદાયને સૂર્યનો યત્કિંચિત્ પણ પ્રકાશ મળતાં તે પ્રકાશિત થઈ જાય છે, તો પણ સૂર્ય તેને પોતાનો સંપૂર્ણ પ્રકાશ આપી દે છે. ચાતકની તૃષા તૃપ્ત કરવાને ટીપું જળ પણ બસ છે, પરંતુ મેઘ એટલી બધી વૃષ્ટિ કરે છે કે તેનાથી સંપૂર્ણ પૃથ્વી જળમય થઈ સમુદ્રમાં પણ ઉમેરો થાય છે, એટલું તેનું ઔદાર્ય છે. માટે હે કૃપાનિધિ! આપના ઔદાર્યની કાંઈ સીમા નથી; મને નિમિત્ત કરી જગદુદ્ધાર કરવા સારુજ આપે આટલું બધું જ્ઞાન કહી સંભળાવ્યું છે. ત્યારે દેવ બોલ્યાઃ—બસ, હવે તારી આ સ્તુતિ રહેવા દે; પરંતુ તને જે ઉપાય બતાવ્યો તેથી તું મદ્રૂપ થશે. હે ધનંજય! મીઠું સમુદ્રમાં પડ્યા પછી જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ તે પીગળતું જાય છે અને પછી તેને શેષ રહેવાનું કાંઈ પ્રયોજન નથી; તેમ સર્વ પ્રકારે સર્વત્ર મારું ભજન કરવાથી સર્વત્ર હુંજ છું એવી તારી બુદ્ધિ થઈ, એટલે તારો અહંકાર સમૂળ નાશ પામશે અને તું મદ્રૂપ થશે. આ પ્રકારે કર્મથી લઈને જ્ઞાન દ્વારા મારી પ્રાપ્તિ થાય તે સર્વ ઉપાયોના પ્રકારો તને

સ્પષ્ટતાપૂર્વક કહી સંભળાવ્યા–અર્થાત્ હે પાંડુસુત! પ્રથમ સર્વ કર્મો ઈશ્વરાર્પણ કરીને મારો પ્રસાદ પ્રાપ્ત કરવો જોઇએ. મારા પ્રસાદ વડે મારું જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે જ્ઞાનથી મારા શુદ્ધ સ્વરૂપમાં તે ખરેખર મળી જાય છે. હે પાર્થ! આ પ્રમાણે મારા સ્વરૂપમાં મળી ગયા પછી સાધ્ય અને સાધન લય પામે છે; તથા કાંઈ પણ કર્તવ્ય શેષ રહેતું નથી. તેં તારાં સર્વ કર્મો સર્વ કાળ મને અર્પણ કર્યાં તેથી આજે મારી પ્રસન્નતા તને મળી છે; માટે તે પ્રસન્નતાના બળથીજ યુદ્ધપ્રસંગની અડચણ વચ્ચે પણ તને મારો બોધ પ્રાપ્ત થયો છે. ગીતાના રૂપમાં દષ્ટાંત તથા યુક્તિસહિત જે જ્ઞાન તને કહી સંભળાવ્યું, તે જ્ઞાન વડે પ્રપંચભેદસહિત તારું અજ્ઞાન નષ્ટ થશે અને હું એકત્વભાવે તને પ્રાપ્ત થઈશ; માટે તે જ્ઞાનના બળ વડે ધર્માધર્મજન્ય પાપપુણ્યનો અને સર્વ અજ્ઞાનનો પરિત્યાગ કર. (૧૩૮૯)

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥ ६६॥

**શ્લોકાર્થ**:–તું સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે એકલાનેજ શરણે આવ; હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, તું શોક કરીશ નહિ. (૬૬)

**ટીકા**:–આશાથી જેમ દુઃખની, નિંદાથી પાતકોની અને દુર્દૈવના યોગથી દારિદ્રયની પ્રાપ્તિ થાય છે; તે પ્રમાણે સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થવામાં સાધનભૂત ધર્મ અને અધર્મ જે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે, તે અજ્ઞાનનો આ જ્ઞાન વડે સમૂળો નાશ કરી દે. જે રજ્જુ પર સર્પનો ભાસ થયેલો હોય છે, તે રજ્જુ હાથમાં લીધા પછી જેમ સર્પભ્રમ નષ્ટ થાય છે; અથવા નિદ્રાની સમાપ્તિ થતાં જેમ સ્વપ્નમાંનાં ઘર–દારાસહવર્તમાન સર્વ પ્રપંચનો નાશ થાય છે; કમળાની નિવૃત્તિ થતાં જેમ ચંદ્રની પીળાશ દૂર થાય છે; વ્યાધિનો અંત આવતાં જેમ મુખની કડવાશ મટી જાય છે; દિવસ પૂરો થતાં જેમ મૃગજળનો અંત આપોઆપ આવે છે; કિંવા કાષ્ઠનો ત્યાગ

કર્યો એટલે જેમ અગ્નિનો ત્યાગ થાય છે; તે પ્રમાણે ધર્માધર્મનો ભાસ કરાવનાર જે અજ્ઞાન, તેનો ત્યાગ કર્યો એટલે સર્વ ધર્મનો આપોઆપજ લય થશે. પછી અજ્ઞાન નષ્ટ થયું એટલે સ્વભાવતઃ એક હુંજ શેષ રહીશ. જે પ્રમાણે નિદ્રા અને તેના દ્વારા ભાસેલું સ્વપ્ન એ ઉભયનો લય થાય છે ત્યારે મનુષ્ય પોતે એકલોજ રહે છે; તે પ્રમાણે તેનામાં મારા સિવાય અન્ય કોઈ પણ ભાવ અવશિષ્ટ રહેશે નહિ. પછી તે 'હુંજ છું' એવી બુદ્ધિથી મારા સ્વરૂપમાં ઐક્ય પામે છે. સ્વત્વનો ભેદ ન રાખી મારી એકતાને જાણવી એજ મારું શરણ લીધેલું સમજવું. જે પ્રમાણે ઘટનો નાશ થતાં ઘટાકાશ મહાકાશમાં ઐક્ય પામે છે; તે પ્રમાણે મારે શરણ આવતાં તું મારા સ્વરૂપમાં ઐક્ય પામશે. સુવર્ણનો મણિ જે પ્રમાણે સુવર્ણની સાથે એકરૂપ હોય છે અથવા તરંગ જેમ પાણીની સાથે એકરૂપ હોય છે, તે રીતે હે ધનંજય! તું પણ એકત્વથી મારે શરણે આવ. પરંતુ વડવાનલ જેમ સમુદ્રને શરણે થવા છતાં પણ તે જુદોજ બળ્યા કરે છે, તેમ મારે શરણે આવી દ્વૈતભાવથી વર્તવાનો વિરુદ્ધ માર્ગ છોડી દે. મારે શરણે આવી જીવભાવ રાખવો એ તો ધિક્કારપાત્રજ છે. હે ધનંજય! રાજા સાથે સંસર્ગમાં આવેલી લુંડી પણ રાણીની યોગ્યતાને પ્રાપ્ત થાય છે, તો પછી હું જે વિશ્વનો ઈશ્વર તેનો ભેટો થવા છતાં જીવદશાનું બંધન છૂટતું નથી, એવું નિંદનીય ભાષણ તું સાંભળીશ સુધ્ધાં નહિ. એટલા માટે મારા સ્વરૂપને પ્રાપ્ત થય, પછી મારી ભક્તિ સહજ થશે. આવી ભક્તિ આ જ્ઞાન વડે પ્રાપ્ત કરી લે. મંથન કરીને કાઢી લીધેલું માખણ પુનઃ છાશમાં નાખવાથી તે જેમ તેની સાથે ભળતું નથી; તે પ્રમાણે અદ્વિતીય બોધથી તું મારે શરણે આવ્યા પછી તને ધર્માધર્મનો સ્પર્શ થનાર નથી. લોખંડને અલગ ખીંટીએ ટાંગવા છતાં પણ તેને કાટ ચડે છે; પરંતુ પારસમણિના સ્પર્શથી જ્યારે તેજ લોહ સુવર્ણ બને છે, ત્યારે પછી તેને મૃત્તિકામાં દાટવામાં આવે તો પણ તેને કાટ ચડતો નથી. વધુ તે શું કહું? જેમ

કાષ્ઠના ઘર્ષણ દ્વારા ઉપજાવેલા અગ્નિને પુનઃ કાષ્ઠમાં સમાવી શકાતો નથી; હે અર્જુન! સૂર્યને જેમ અંધકાર ભેટી શકતો નથી; કિંવા જાગ્રત થયા પછી જેમ સ્વપ્ન જણાતું નથી; તેમજ મારી સાથે ઐક્ય પામ્યા પછી સર્વરૂપ એવો જે હું તેના સિવાય કોઈ પણ વસ્તુ કેમ કરીને શેષ રહેશે? માટે પાપપુણ્યની કિંવા ધર્માધર્મની ચિંતા કરીશ નહિ. તારાં પાપ અને પુણ્ય સર્વ હુંજ થઈશ, સમજ્યો? સર્વ બંધનોને ઉત્પન્ન કરનાર જે પાપ તેનું મૂળકારણ મારાથી ભિન્નતાજ છે. મારા જ્ઞાનથી તે નાશ પામશે. હે વિચારશીલ અર્જુન! પાણીમાં મીઠું પડયું એટલે તે જલરૂપ બને છે તેમજ તું પણ અનન્યભાવથી મારે શરણે આવતાં મદ્રૂપજ થશે. હે ધનંજય! આના યોગથી તું આપોઆપજ સર્વ બંધનોમાંથી મુક્ત થશે; માટે તું મને જાણી લે, એટલે હું તને સર્વ બંધનોમાંથી મુક્ત કરીશ. હે સુમતે! મનમાં ધર્માધર્મની અને મોક્ષની ચિંતા રાખીશ નહિ. એક અદ્વિતીય જે હું તેને ઓળખીને શરણે જા એટલે થયું!

સર્વ રૂપોનું રૂપ, સર્વ દષ્ટિની દષ્ટિ અને સર્વ દોષોનું વસતિસ્થાન એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે આ પ્રમાણે બોલ્યા અને પોતાનો ભૂષણયુક્ત જમણો હસ્ત આગળ ધરી પોતાને શરણે આવેલા ભક્તરાજ અર્જુનને, આલિંગન દીધું. જે સ્વરૂપને પ્રાપ્ત ન થવાથી વાણી બુદ્ધિને બગલમાં દબાવી દઈને પાછી ફરે છે; એવું જે શબ્દ અને બુદ્ધિથી કળી ન શકાય એવું સ્વરૂપ તે સ્વરૂપ આપવાને માટે દેવે આલિંગનનું નિમિત્ત કર્યું. આ રીતે દેવે અર્જુન સાથે પોતાનું હૃદય મેળવી પોતાના હૃદયમાંનું જ્ઞાન તેના હૃદયમાં પૂર્યું અને દેવભક્તનું દ્વૈત ખંડિત કર્યા વિનાજ અર્જુનને આત્મસ્વરૂપ કર્યો. એક દીપક વડે બીજો દીપક પ્રદીપ્ત કરવાથી જે પ્રમાણે દ્વૈત કાયમ રહી ઐક્યતું પણ ખંડન થતું નથી, તે પ્રમાણે દેવે દ્વૈતનો ભંગ કર્યા વિનાજ અર્જુનને પોતાનું સ્વત્વ અર્પણ કર્યું, તે વખતે અર્જુનને આનંદસૌખ્યનું જે પૂર આવ્યું તે પૂરમાં શ્રીકૃષ્ણ ભગવાન સર્વવ્યાપક હોવા છતાં પણ ડૂબી ગયા. સમુદ્રમાં સમુદ્ર મળત

પાણી બમણું વધવાથી પૂરવણીને માટે જેમ આકાશને ગ્રહણ કરવું પડે છે; તે પ્રમાણે શ્રીકૃષ્ણ અને અર્જુન એ ઉભયના આલિંગનપ્રેમને તે બંને કાબૂમાં રાખી શકતા નહોતા, એ વાત અન્ય કોણ જાણી શકે? વધારે શું કહું? સર્વ વિશ્વ નારાયણરૂપ-જ થઈ ગયું. આ પ્રમાણે વેદના મૂળ સૂત્રરૂપ અને જેના શ્રવણ-પઠનનો સર્વને અધિકાર છે એવું આ પવિત્ર ગીતાશાસ્ત્ર શ્રીકૃષ્ણે પ્રગટ કર્યું. ગીતાશાસ્ત્રને વેદનું મૂળ શી રીતે કહેવાય તે સાંભળો; એમ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા. જે ઈશ્વરના શ્વાસોચ્છ્વાસમાંથી વેદ નીકળ્યા, તેજ સત્યસંકલ્પ ઈશ્વર શ્રીમુખે પ્રતિજ્ઞા કરી ગીતાશાસ્ત્ર બોલ્યા છે. એટલા માટે ગીતાશાસ્ત્રને વેદોનું મૂળ કહેવું યોગ્ય છે. વળી બીજું પણ એક કારણ છે. જે વસ્તુ વૃક્ષ-સ્વરૂપે ન હોવા છતાં તેનો વિસ્તાર જેમાં અંતર્ગત હોય છે તે, તે વૃક્ષનું બીજ કહેવાય છે; અને જેમ વૃક્ષ બીજમાં ગુપ્ત રહેલું હોય છે, તે પ્રમાણે ત્રિકાંડ વેદ (કર્મ, ઉપાસના અને જ્ઞાન) ગીતામાં ગુપ્તરૂપે રહેલા છે; માટે ગીતા મને વેદનું બીજ દેખાય છે. જે પ્રમાણે રત્નો વડે અંગ સુશોભિત દેખાય છે, તે પ્રમાણે ગીતામાં વેદના ત્રણ કાંડો શોભા આપી રહ્યા છે. વેદના કર્માદિક ત્રણ કાંડો ગીતામાં કયે કયે સ્થળે વર્ણવવામાં આવ્યા છે; તે દર્શાવું છું, સાંભળો. (૧૪૪૩)

પ્રથમ અધ્યાયમાં ગીતાશાસ્ત્ર ક્યારે અને શા માટે પ્રવૃત્ત થયું તેની પ્રસ્તાવના છે. દ્વિતીય અધ્યાયમાં સાંખ્યશાસ્ત્રનું તાત્પર્ય પ્રકટ કરવામાં આવ્યું છે. આ જ્ઞાનપ્રધાન શાસ્ત્ર સ્વતંત્ર મોક્ષદાયક છે, એ વાતનો આ દ્વિતીય અધ્યાયમાં સૂત્રરૂપે આરંભ કરવામાં આવ્યો છે. ત્રીજા અધ્યાયમાં અજ્ઞાનથી બદ્ધ થયેલા લોકોને મોક્ષપદ પ્રાપ્ત કરવાના સાધનનો આરંભ કહ્યો છે. દેહાભિમાનરૂપી બંધનને અને નિષિદ્ધ કર્મને છોડી દઈ, વિહિત કર્મને નહિ છોડતાં સદ્ભાવપૂર્વક કર્યા કરવાં જોઈએ; એવો જે શ્રીકૃષ્ણે ત્રીજા અધ્યાયમાં નિર્ણય કરેલો છે તેને કર્મકાંડ જાણો; અને તેજ અજ્ઞાનમૂલક, પરંતુ અધિકારને લઇને આવશ્યક એવાં નિત્યનૈમિત્તિકાદિ કર્મ કરવા છતાં, તે મોક્ષના કારણભૂત

શી રીતે બની જાય છે, તે જાણવાની જેને ઇચ્છા ઉત્પન્ન થાય; અર્થાત્ બદ્ધ મનુષ્ય મુમુક્ષુદશાને પ્રાપ્ત થાય તેને માટે શ્રીકૃષ્ણે બ્રહ્માર્પણપૂર્વક કર્મ કરવાનો ઉપદેશ કર્યો છે; અને કહ્યું છે કે, કાયા, વાચા અને મનથી જે વિહિત કર્મ કરવામાં આવે તે એક ઈશ્વરના ઉદ્દેશથીજ કરવાં જોઈએ. કર્મયોગી ઈશ્વરનું ભજન અને કથન કરવાનો પ્રકાર કહેવાનો આરંભ ચોથા અધ્યયના અંતિમ ભાગમાં કરવામાં આવ્યો છે; અને વિશ્વરૂપાત્મક અગિયારમો અધ્યાય પૂરો થતાં સુધી કર્મ દ્વારા ઈશ્વરનું ભજન કરવું જોઈએ એજ વિષયનું નિરૂપણ કરેલું છે. તેમાંના આઠમા અધ્યાયમાં તો કોઈ પણ પ્રતિબંધ વગર ઉપાસનાકાંડનુંજ પ્રતિપાદન કરેલું જણાય છે; અને ઈશ્વરપ્રસાદ વડે શ્રીગુરુસંપ્રદાયથી જે કોમળ અને સત્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેજ બારમા અધ્યાયના **अद्वेष्टा सर्वभूतानाम्** ઇત્યાદિ શ્લોકમાં અથવા તેરમા અધ્યાયના **अमानित्वमदंभित्व** ઇત્યાદિ શ્લોકોમાં પણ વિસ્તારપૂર્વક કહેલું છે. આથી હું બારમા અધ્યાયને જ્ઞાનકાંડમાં ગણું છું. એ અધ્યાયથી લઈને પંદરમા અધ્યાયના અંત સુધીમાં જ્ઞાનરૂપી ફળની પરિપાકસિદ્ધિનું નિરૂપણ કર્યું છે. એટલા માટે જેના અંતમાં **ऊर्ध्वमूलमधःशाखं** ઇત્યાદિ શ્લોકવાળો પંદરમો અધ્યાય છે, એવા એ ચારે અધ્યાયોમાં જ્ઞાનકાંડનું વર્ણન છે. એટલા માટે આ એક ત્રિકાંડરૂપિણી નાનીશી શ્રુતિજ છે કે જણે ગીતાના પદ્યરૂપી રત્નાલંકાર ધારણ કર્યા છે. અસ્તુ. કાંડત્રયાત્મક આ શ્રુતિ ગર્જના કરીને કહે છે કે, એક મોક્ષરૂપી ફળજ અવશ્ય પ્રાપ્તવ્ય છે. તે મોક્ષના સાધનરૂપ જ્ઞાનની સાથે જેઓ અહર્નિશ વેર રાખે છે; તેવા અજ્ઞાની વર્ગનું વર્ણન સોળમા

ગ્રંથરૂપે જાણે મૂર્તિમંત વેદનીજ રચના કરી છે. વેદ સ્વયંસંપન્ન છે, પણ તેના જેવો કૃપણ પણ બીજો કોઈ નથી; કારણ કે તેને ત્રણજ વર્ણ સાંભળી શકે છે. અન્ય સ્ત્રીશૂદ્રાદિ મનુષ્યો પણ સંસારદુઃખમાં સપડાયેલાં હોવા છતાં તેમને વેદલાભ માટે અનધિકારી ગણ્યાં છે. તેથી હું તો સમજું છું કે, શ્રીકૃષ્ણે એ ન્યૂનતા દૂર કરવા માટેજ વેદોને ગીતારૂપે રચી પ્રકટ કર્યા છે; જેથી કોઈ પણ તેનું સેવન કરી શકે. હવે કોણ કહી શકશે કે, વેદ સુલભ થયા નથી? કેમકે તે અર્થરૂપે મનમાં પ્રવેશ કરે છે, શ્રવણનિમિત્તે કર્ણમાં પ્રવેશે છે અને જપના નિમિત્તે મુખમાં રહે છે. એ ગીતાનો પાઠ કરી શકાય છે, તેનો પાઠ કરનારના સંસર્ગમાં રહી શકાય છે અથવા પુસ્તકના નિમિત્તથી લખીને (કિંવા છપાવીને×) લોકોને તે આપી શકાય છે અને એવી રીતે આ સંસારના ચૌટામાં જાણે મોક્ષસુખનું ઉત્તમ સદાવ્રતજ ખોલવામાં આવ્યું છે. જેમ આકાશમાં વસવાનો, પૃથ્વી પર બેસવાનો, સૂર્યપ્રકાશમાં વ્યવહાર કરવાનો અને આકાશની ઊંચાઇને વાપરવાનો કોઇને પ્રતિબંધ નથી હોતો, તે પ્રમાણે એનું ગમે તે માણસ સેવન કરે, છતાં ગીતાશાસ્ત્ર પૂછતું નથી કે, તમે ઉત્તમ વર્ણના છો કે અધમ વર્ણના છો? એ તો સર્વ સંસારને મોક્ષગતિ આપી એકસરખો સુખી કરવા ઇચ્છે છે. આથી જણાય છે કે, વેદજ પોતાની પાછલી નિંદાથી ભય પામી ગીતાના ગર્ભમાં આવીને હવે યશને પાત્ર બન્યા છે.

માટે હે પાંડુસુત! હરકોઇએ સેવન કરવા યોગ્ય વેદોનુંજ રૂપ આ ગીતા છે અને શ્રીકૃષ્ણે અર્જુનને તે ઉપદેશી છે. ગાયની વત્સ પરની પ્રીતિને લીધે આખા ઘરને તેના દૂધનું સુખ પ્રાપ્ત થાય છે; તે પ્રમાણે અર્જુનના નિમિત્તે શ્રીકૃષ્ણે સમગ્ર જગતનો ઉદ્ધાર કર્યો છે. ચાતક પર દયા કરી મેઘ જળ ભરીને ધસી આવે છે, પણ તેથી ચરાચરને શાંતિ પ્રાપ્ત થાય છે; અથવા સૂર્ય કેવળ એકનિષ્ઠ કમળને માટેજ વારંવાર ઉદય પામે છે, તો

× જ્ઞાનેશ્વરી છસો વર્ષ પર લખાઇ ત્યારે છાપખાના ન હતાં, એટલેજ તેનું નામ તેમાં નથી આવવા પામ્યું.

પણ તેથી અખિલ ત્રિભુવનનાં નેત્રને આનંદ મળે છે; તેમ શ્રીકૃષ્ણે અર્જુનના નિમિત્તે ગીતા પ્રકાશિત કરીને જગતનો પ્રપંચ જેવો ભારે બોજો હઠાવી દીધો છે. એ શ્રીકૃષ્ણ નહિ પણ નિજસ્વરૂપી આકાશનાં ત્રણે જગતોમાં સકળ શાસ્ત્રરૂપી રત્નપ્રભાને પ્રકાશિત કરનાર સૂર્ય જ છે. તે કુળને અત્યંત પવિત્ર ગણવું જોઇએ, કે જે કુળમાં આવા જ્ઞાનને પાત્ર અર્જુન ઉત્પન્ન થયો; અને જેના નિમિત્તથી આખા સંસારને સારુ આ ગીતારૂપી એક સ્વતંત્ર ઉદ્યાન રચાયું. અસ્તુ. પછી અર્જુન કે જે શ્રીકૃષ્ણ સાથે એકરૂપ બની ગયો હતો, તેને શ્રીકૃષ્ણ પાછા દ્વૈતભાવ પર લાવ્યા. પછી તેમણે કહ્યું કે, હે પાંડવ! આ શાસ્ત્રનું તને જોઇએ તેવું જ્ઞાન પ્રાપ્ત થયું છે કે નહિ? ત્યારે અર્જુને કહ્યું કે, હે પ્રભો! આપની કૃપાથી પ્રાપ્ત થયું છે. પુનઃ પ્રભુએ કહ્યું કેઃ—હે ધનંજય! સદ્દભાગ્યે કદાચિત્ દ્રવ્યાદિની પ્રાપ્તિ થાય છે; પરંતુ પ્રાપ્ત થયેલા દ્રવ્યાદિનો ઉપભોગ કેવી રીતે કરી લેવો એ કોઈ એકાદજ સમજી શકે છે. ક્ષીરસાગર જેવું નહિ જામેલા દૂધનું પાત્ર પ્રાપ્ત થવા છતાં પણ તેનું મંથન કરવામાં દેવ અને રાક્ષસોને કેટલો શ્રમ ઉઠાવવો પડ્યો હતો? પરંતુ એ શ્રમનું ફળ—અમૃત દૃષ્ટિએ પડ્યા પછી તેમણે તેનું જતન કરવામાં ભૂલ કરી; તેથી જ અમૃત પીરસવામાં આવ્યું હતું તેજ અમૃત રાહુના મરણનો હેતુ બન્યું. ઉપભોગ કરવાનું નહિ જાણવાથી સંપત્તિનું પરિણામ આવું ખરાબ આવે છે. નહુષ સ્વર્ગાધિપતિ બની ગયો, પરંતુ તે પદને અનુસરતું વર્તન રાખવાનું ભૂલી ગયો; તેથી તેને સર્પનો જન્મ લેવો પડયો+ એ શું તું નથી જાણતો? માટે હે ધનંજય!

+ નહુષ એ આયુ રાજાના પુત્રોમાં સર્વથી જ્યેષ્ઠ પુત્ર હતો. આ રાજા પરમ પરાક્રમી અને સદ્દગુણી હતો; તેથી વૃત્રાસુરની હત્યાથી પીડિત થઇ ઇંદ્ર જ્યારે જળમાં વિશ્રાંતિ લેતો હતો, ત્યારે સર્વ દેવો અને ઋષિઓએ મળી એને ઇંદ્રપદનો અધિકારી કર્યો હતો. તેને ઇંદ્રપુરીનો અધિકાર અને ઐશ્વર્ય ભોગવતાં ભોગવતાં કેટલાક સમય પછી એમ લાગ્યું કે, ઇંદ્રાણીનો ઉપભોગ પણ આપણે લેવો જોઇએ. આથી તેણે દેવદૂતને ઇંદ્રાણીની પાસે મોકલીને પોતાની ઇચ્છા તેને વિદિત

તેં અતિ પુણ્ય કર્યું છે; તેથી આજે તું ગીતાશાસ્ત્રનો વિષય બન્યો છે, પરંતુ હવે એજ શાસ્ત્રના સંપ્રદાયને અનુસરીને આ શાસ્ત્રાર્થનું ઉત્તમ અનુષ્ઠાન આદર; અને હે અર્જુન! જો સંપ્રદાય વિરુદ્ધ અનુષ્ઠાન કરીશ તો અમૃતમંથનના જેવા હાલ થશે. હે કિરીટિ! ઉત્તમ અને નિર્દોષ ગાય પ્રાપ્ત થવા છતાં પણ તેને અનુરૂપ દૂધ તો ત્યારેજ મળશે કે જ્યારે તેને દોહવાની યુક્તિની ખબર હશે. તે પ્રમાણે શ્રીગુરુ પ્રસન્ન હોય, શિષ્યને વિદ્યા પ્રાપ્ત થઈ ગઈ હોય, પણ તે સંપ્રદાય દ્વારા ઉપાસના કરવાથીજ ફળે છે; માટે આ શાસ્ત્રમાં જે ઉચિત સંપ્રદાય છે, તે હવે શ્રદ્ધાપૂર્વક સાંભળો. (૧૪૮૫)

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**
**नचाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

**શ્લોકાર્થઃ**–મેં તને કહેલું આ જ્ઞાન તપરહિતને તું કદી પણ કહીશ મા; અભક્તને પણ કહીશ નહિ; જેને સાંભળવાની ઇચ્છા ન હોય તેને પણ કહીશ નહિ; અને મારો દ્વેષ કરતો હોય તેને પણ કહીશ નહિ. (૬૭)

**ટીકાઃ**–હે પાર્થ! તને આ ગીતાશાસ્ત્રની પ્રાપ્તિ આસ્થા દ્વારા થયેલી છે, તે તપોહીન મનુષ્યને કદી પણ તું કહીશ નહિ;

---

કરી. ઇંદ્રાણીએ બૃહસ્પતિની સંમતિ લઇ એવો સંદેશો કહાવ્યો કે, "તું એકાદ અપૂર્વ વાહનમાં બેસીને આવ, એટલે હું તારી સેવા કરીશ." હવે નહુષ વિચાર કરવા લાગ્યો કે, "અપૂર્વ વાહન તે શુ હશે?" વિચાર કરતા કરતાં દુર્દૈવે તેને એમ સૂઝયું કે, "આજ સુધી કોઇએ વાહનને સપ્તઋષિ જોડયા નથી, માટે આપણે આપણા વાહનને સપ્તઋષિ જોડીશું, એટલે તે અપૂર્વ વાહન બનશે." આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાનું વાહન ઋષિઓ પાસે ઉપડાવ્યું અને તે ઇંદ્રાણી પાસે જવાને નીકળ્યો. સર્વ ઋષિઓ પોતાના પાય નીચે કૃમિકીટકાદિ ચગદાય નહિ એટલા માટે જોઈ જોઇને પગ મૂકી ધીમે ધીમે ચાલતા હતા; પરંતુ નહુષને જવાની અતિ ત્વરા હતી, તેથી તે ઋષિઓને લત્તાપ્રહાર કરી બોલ્યો કે, "સર્પ, સર્પ" (ત્વરિત ત્વરિત પગ ઊંચકો!) આથી અગસ્ત્ય ઋષિને ક્રોધ ચડ્યો અને તેઓ બોલ્યા કે, "તુંજ સર્પ થઇને પતન પામશે." આ શાપથી તે અજગર થઇને પતન પામ્યો. (મ. ભા. ઉદ્યોગપર્વ–અ. ૧૧–૧૭)

અથવા તામસ મનુષ્ય પણ જો ગુરુભક્તિરહિત હોય, તો વેદો-એ જેમ અંત્યજને પોતાની પાસેથી દૂર કર્યા છે, તેમ તેને તું દૂર રાખજે. અથવા યજ્ઞનો અવશિષ્ટ ભાગ (પુરોડાશ) કાગડો વૃદ્ધ હોય તો પણ તેને આપવામાં આવતો નથી; તે પ્રમાણે આ ગીતાશાસ્ત્ર ગુરુભક્તિરહિત તાપસ મનુષ્યને પણ કહેવું ન જોઇએ; કિંવા શરીરથી તપ કરીને ગુરુ તથા દેવની જે ભક્તિ કરે છે, પરંતુ જેને શ્રવણની ઇચ્છા ન હોય, તે તપ અને ગુરુભક્તિ એ ઉભય અંગથી ઉત્તમ હોય તો પણ ગીતાશાસ્ત્ર સાંભળવાને યોગ્ય નથી. ઉત્તમ મોતી હોય પરંતુ જો તેમાં વેહ પાડવામાં આવ્યો ન હોય, તો તેમાં સુવર્ણનો તાર પરોવી તેને અલંકાર કરવામાં આવશે કે? સમુદ્ર ગંભીર છે એ વાતની કોણ ના પાડશે? પરંતુ તેના પર મેઘવૃષ્ટિ થતાં તે વ્યર્થ જાય છે. તૃપ્ત થયેલાને પકવાન્નો પીરસીને વ્યર્થ ગુમાવવાં તેના કરતાં ક્ષુધિત મનુષ્ય પ્રત્યેજ ઔદાર્ય શા માટે પ્રકટ ન કરવું? માટે સર્વ પ્રકારે યોગ્ય હોવા છતાં પણ જો તેને શ્રવણેચ્છા ન હોય તો તેને ગીતાશાસ્ત્ર કહીશ નહિ. રૂપ જોવામાં ચતુર એવી આંખો તે શું પુષ્પની સુગંધ લેવાને યોગ્ય થશે કે? જેની જ્યાં જરૂર હોય ત્યાંજ તેનો ઉપયોગ થશે; માટે હે સુભદ્રાપતે! તપસ્વી, દેવ અને ગુરુની ભક્તિ કરનાર હોય તો પણ જો તેને શાસ્ત્રશ્રવણ પ્રત્યે પ્રીતિ હોય નહિ તો તેનો ત્યાગ કરવો. વળી તપ હોય, દેવ અને ગુરુની ભક્તિ હોય અને શ્રવણની ઇચ્છા પણ હોય; તો પણ સકળ લોકોનું શાસન કરનાર એવો જે હું, તેને તે સાધારણ મનુષ્યના જેવો ગણી કાઢતો હોય, તેમજ મારી અને મારા ભક્તોની નિંદા કરતો હોય તો તે પણ શ્રીગીતાશાસ્ત્ર સાંભળવાને યોગ્ય નથી, એમ તું સમજ. તેની ઇતર સામગ્રી રાત્રિના સમયે દીપકની જ્યોતિ વિનાની, તેલ અને વાટથી ભરેલી દીવીની પેઠે વ્યર્થ છે. જેમ એકાદ મનુષ્ય તરુણ હોય, ગૌર વર્ણનો હોય અને શરીર પર દાગીના પણ ધારણ કર્યા હોય, પરંતુ તેનામાં જીવ ન હોય; સુવર્ણનું સુંદર અને ઝગઝગાટ મારતું ઘર હોય, પરંતુ તેના આંગણામાં નાગણ

બેઠેલી હોય; ઉત્તમ અન્ન તૈયાર કર્યું હોય, પરંતુ તેમાં વિષ નાખ્યું હોય, અથવા પેટમાં કપટ અને બહારથી મૈત્રી હોય, તો તે જેમ વ્યર્થ છે, તેમ હે બુદ્ધિમાન અર્જુન! મારી અને મારા ભક્તોની નિંદા કરનારનું તપ, ભક્તિ અને બુદ્ધિ, એ સૌ કપટમય સમજીને તેને આ ગીતાશાસ્ત્રનો સ્પર્શ થવા દઇશ નહિ. નિંદક વિષે એથી વિશેષ તને શું કહું? તે બ્રહ્મદેવ જેવો હોય તો પણ તેને કૌતુકથી સુધ્ધાં ગીતાશાસ્ત્ર કહીશ મા. માટે હે ધનુર્ધર! જેણે તપરૂપી પાયો નાખીને તેના ઉપર ગુરુભક્તિરૂપી દેવાલય બાંધ્યું છે; અને શ્રવણેચ્છારૂપી આગલો દરવાજો સદૈવ ખુલ્લો રાખી, અનિંદારૂપી રત્નનો ઉત્તમ કળશ શિખરે ચડાવ્યો છે; (૧૫૦૮)

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयम् ॥ ६८ ॥

શ્લોકાર્થઃ–જે આ પરમ ગુહ્યજ્ઞાન મારા ભક્તને કહેશે, તે મારી દૃઢ ભક્તિ કરીને મનેજ પ્રાપ્ત થશે, એ નિઃસંશય છે.

ટીકાઃ–આવા ઉત્તમ ભક્તરૂપી દેવાલય પરજ ગીતારૂપી રત્નેશ્વરની સ્થાપના કરવી. એમ કરવાથી તને આ જગતમાં મારી યોગ્યતા પ્રાપ્ત થશે; કારણ કે એ એક અક્ષરપણાથી अकार, उकार અને मकार એ ત્રણ માત્રાના ઉદરમાંથી જે ૐકાર ગર્ભવાસમાં આંકેલો હતો, તે વેદોનું બીજ જે ૐકાર તેજ ગીતારૂપી વૃક્ષના વિસ્તારને પામ્યું છે. તેમાંના શ્લોક તે ગાયત્રીરૂપ ફળો અને ફૂલો છે. માતાનાં સ્તન સિવાય જેના જીવનનું અન્ય કોઈ સાધન નથી, એવા બાળકને માતા સાથે મેળવી આપવામાં આવે; તેમ જે મારા ભક્તોનો ગીતાની સાથે આદરપૂર્વક મેળાપ કરાવી આપે છે, તે મૃત્યુ પશ્ચાત્ મદ્રૂપજ થાય છે. (૧૫૧૩)

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

શ્લોકાર્થઃ–અને મારું ગુહ્ય જ્ઞાન કહેનારના કરતાં મારી

અત્યંત પ્રિય વાત કરનારાઓમાં કોઈ શ્રેષ્ઠ નથી; અને આ લોકમાં તેના કરતાં મને અન્ય કોઈ વિશેષ પ્રિય નથી. (૬૯)

ટીકાઃ–અને દેહ ધારણ કરવા છતાં પણ જે દેહભાવથી અલિપ્ત હોય છે, તે મને પ્રાણથી પણ પ્રિય છે. જ્ઞાની, કર્મઠ અને તપસ્વી લોકોમાં પણ ગીતાર્થ જાણનાર મને અત્યંત પ્રિય છે. હે પાંડવ! જે મારા ભક્તજનોના સમુદાયને ગીતાશાસ્ત્ર કહે છે, તેના જેવો આ પૃથ્વીતલ પર મને અન્ય કોઈ પણ પ્રિય નથી. મારી પ્રીતિ માટેજ પોતાનું મન સ્થિર કરી જે મારા ભક્તને ગીતાશાસ્ત્ર કહે છે, તે સંતજનોનો મુકુટમણિજ છે. વૃક્ષના નવપલ્લવની પેઠે જે શ્રોતાઓનાં રોમાંચ ખડાં કરે છે; અને મંદ પવનથી વૃક્ષ હાલે તેમ તેમનાં અંગ આનંદાવેશમાં ડોલાવે છે; પુષ્પમાંથી થતા મધુસ્રાવની પેઠે જે તેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુ પડાવે છે અને કોકિલ જેવી વાણીથી ગદ્ગદ વચનો બોલાવે છે; આ પ્રમાણે મારા ભક્તરૂપી બગીચામાં જાણે કે વસંતની પેઠે તે પ્રવેશ કરે છે; કિંવા ચંદ્ર ગગનમાં દેખાતાંજ જેમ ચકોર પક્ષીનો જન્મ સાર્થક થાય છે; અથવા મોરની ગર્જના સાંભળતાંજ જાણે કે નવીન મેઘ હુંકારા કરતો આવી પહોંચે છે; તે પ્રમાણે મારી પ્રાપ્તિ પર નજર રાખી, જે સંતસમુદાયમાં ગીતાપદ્મરૂપી રત્નોની વૃષ્ટિ કરે છે; એના જેવો પ્રિય ભક્ત અગાઉ મને મળ્યો નથી અને ભવિષ્યમાં મળનાર નથી. હે અર્જુન! આ પ્રમાણે જે સંતજનોને ગીતાના અર્થની મિજબાની આપે છે, તેને હું મારા અંતઃકરણમાં ધારણ કરું છું. (૧૫૨૩)

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

શ્લોકાર્થઃ–અને જે તારા અને મારા આ ધર્મયુક્ત સંવાદનું પઠન કરશે તેણે જ્ઞાનયજ્ઞથી મને પૂજ્યો છે એમ હું સમજીશ. (૭૦)

ટીકાઃ–એજ પ્રમાણે મારા અને તારા સમાગમમાંથી જે આ સંવાદની ઉત્પત્તિ થઈ છે, તેનાથી મોક્ષ પણ પરાજિત થયો

છે. સકળ અર્થની સિદ્ધિ કરાવી આપનાર આપણા ઉભયના સંવાદમાંનાં પદોનો વિચાર ન કરતાં જે કેવળ તેનો પાઠજ કરશે, તે પણ જ્ઞાનરૂપી અગ્નિને પ્રજ્વલિત કરી, તેમાં અજ્ઞાનની આહુતિ આપી, મને–પરમાત્માને, હે અર્જુન ! સંતોષિત કરશે એમ સમજવું. ગીતાર્થનો અનુભવ લઇ શોધક જ્ઞાની જે યોગ્યતા પ્રાપ્ત કરે છે, તેજ યોગ્યતા પરિણામે ગીતાને ગાનાર તથા તેનો પાઠ કરનાર પણ મેળવે છે. અર્થાત્ ગીતાના પાઠ કરનારને પણ છેવટે ગીતાર્થ જાણનારના જેટલીજ ફળપ્રાપ્તિ થાય છે. કારણ કે ગીતારૂપી માતાની આગળ જ્ઞાની અને અજ્ઞાની બાળકોનો ભેદ નથી. (૧૫૨૮)

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**

**सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥**

શ્લોકાર્થઃ—જે મનુષ્ય ભક્તિયુક્ત અંતઃકરણથી નિર્મત્સર બનીને આ ગીતાશાસ્ત્રને માત્ર સાંભળશે, તે પણ આ લોકમાંથી મુક્ત થઇને પુણ્યવાનોના શુભ લોકમાં જશે. (૭૧)

ટીકાઃ—અને જે સર્વ પ્રકારે નિંદા છોડી, શુદ્ધ આસ્થાથી ગીતાના શ્રવણ પર શ્રદ્ધા રાખે છે, તેના કાનમાં ગીતાના અક્ષરો પડતાંની સાથેજ તેનાં પાપો નાસી જાય છે. જે પ્રમાણે અરણ્યમાં અગ્નિ લાગતાં પશુપક્ષીઆદિ દશે દિશામાં નાસી જાય છે, અથવા સૂર્ય ઉગતાંજ જેમ અંધકાર દૂર થાય છે; તે પ્રમાણે કાનના મહાદ્વારથી ગીતાનો ઘોષ અંતઃકરણમાં જતાંજ સર્વ પાપો નષ્ટ થાય છે. આવી રીતે તેનું સર્વ કુળ પવિત્ર થઇને તે પુરુષ કેવળ પુણ્યરૂપજ બને છે. આ પ્રમાણે તેને અલભ્ય લાભ થાય છે. આ ગીતાના જેટલા અક્ષરો કર્ણ દ્વારા અંતઃકરણમાં પ્રવેશ કરશે, તેટલા અશ્વમેધ કર્યાનું પુણ્ય થશે. આ પ્રમાણે ગીતાના શ્રવણથી પાપો નષ્ટ થઈ ધર્મની વૃદ્ધિ થાય છે અને તેના યોગથી અંતે સ્વર્ગની સંપત્તિ મળે છે. આવો જે પુરુષ છે, તે મારી પ્રાપ્તિનો પ્રથમ મુકામ સ્વર્ગલોકમાં કરી, ત્યાં મરજીમાં આવે ત્યાં સુધી સુખને ભોગવી, ઇચ્છે ત્યારે મને આવીને મળે છે. હે ધનંજય ! વધારે શું કહું ? ગીતા શ્રવણ કરનારને અથવા તેનો

પાઠ કરનારને આનંદસ્વરૂપ જે હું તેની સાથે એકરૂપ બનાવી દે છે. હવે એ વાત રહેવા દો; પરંતુ જે કાર્યને માટે મેં આ ગીતાશાસ્ત્ર કહેવાનો આરંભ કર્યો હતો, તે તારું કાર્ય થયું કે ?

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

શ્લોકાર્થઃ–હે પાર્થ ! મેં કહેલું આ શાસ્ત્ર તેં એકાગ્ર-ચિત્તથી સાંભળ્યું ને ? હે ધનંજય ! અજ્ઞાનને લીધે તારા મન-માં જે મોહ ઉત્પન્ન થયો હતો તે નષ્ટ થયો ને ? (૭૨)

ટીકાઃ–હે પાંડવ ! કહે તો જોઈએ, આ સંપૂર્ણ સિદ્ધાંત તારા મનમાં પૂર્ણ રીતે ઠસ્યા છે કે ? મેં જે રીતે એ સિદ્ધાંત તારા કાનને સ્વાધીન કર્યા, તે રીતે તેણે તારા ચિત્તને તે સ્વા-ધીન કર્યા કે લક્ષ ન રાખવાથી વચ્ચેજ તેનો વ્યય વ્યર્થ ગયો ? મેં જે રીતે એ સિદ્ધાંતો કહ્યા તેવીજ રીતે જો તે તારા હૃદયમાં ઠસી ગયા હોય તો હું પૂછું છું તેનો ઉત્તર સત્વર આપ જોઇએ ! પ્રથમ જે અજ્ઞાનજન્ય મોહથી તું ભ્રમિત થયો હતો, તે મોહ હજી તારી પાસે છે કે નષ્ટ થયો છે ? વધારે શું પૂછું ? તને તારા પોતામાં કાંઈ કર્મ વા અકર્મ દેખાય છે કે નહિ ? શ્રીકૃષ્ણે, પાર્થ રખેને નિજાનંદૈક્ય રૂપમાં નિમગ્ન થઈ જાય, એવા ભયથી આ પ્રશ્નના નિમિત્તથી તેને ભેદબુદ્ધિમાં આણ્યો. જો પાર્થ પૂર્ણબ્રહ્મ થઈ જશે તો ભાવિ કાર્ય સાધી શકશે નહિ; એમ ધારી શ્રીકૃષ્ણે તેને ભેદ–દશાની મર્યાદા ઓળંગવા દીધી નહિ. બાકી સર્વજ્ઞ જે શ્રીકૃષ્ણ તે શું પોતાનીજ કૃતિ જાણતા નહોતા કે ? પરંતુ ઉપલા હેતુથીજ તેમણે અર્જુનને પ્રશ્ન કર્યો. આ પ્રમાણે પ્રશ્ન કરીને અ-ર્જુનનું નષ્ટ થયેલું અર્જુનત્વ પાછું આણી, 'હું પૂર્ણદશાને પ્રાપ્ત થયો છું' એમ તેની પાસેજ કહેવરાવ્યું છે. પછી પૂર્ણચંદ્ર જેમ વાસ્તવમાં ક્ષીરસમુદ્રથી અલિપ્ત* ન હોવા છતાં પણ તેને છોડી

* એના સંબંધમાં 'કોકિલ' ના તંત્રી રા રા. કૃષ્ણાજી નારા-યણ ટેંભૂકર લખે છે કેઃ—

નાસિકના એક વિદ્વાન શાસ્ત્રી વેદશાસ્ત્રસંપન્ન રા. રા. શ્રીધર વામન દેશપાંડે કેટલાક દિવસ પૂર્વે આ ઓવી પર શંકા કરીને ખાસ મારી પાસે આવ્યા હતા; તે શંકા અતિ સયુક્તિક અને લક્ષમાં લેવા

આકાશમાં તેજોગોલરૂપે દેખાય છે; તેમ અર્જુન અહંબ્રહ્મભાવ વીસરી જઈ સર્વ જગત બ્રહ્મથી ભરપૂર છે, એ વાત પણ વીસરી ગયો અને તેના બ્રહ્મત્વનો પણ લોપ થયો. આ પ્રકારે બ્રહ્મરૂપતાની સ્મૃતિ કે વિસ્મૃતિમાં પણ જે બ્રહ્મરૂપજ છે એવો જે અર્જુન, તે કષ્ટથી 'હું અર્જુન છું' એવી સ્મૃતિસહિત દેહસ્થિતિ પર આવીને ઊભો રહ્યો. પછી પોતાના કંપતા હાથોને દૃઢ કરી, ખડાં થયેલાં રોમાંચનો રોધ કરી, પ્રસ્વેદબિંદુઓને શમાવી, પ્રાણવાયુની વૃદ્ધિથી ડોલતાં અંગોને અંગનોજ ટેકો આપી, અને કંઠ ગદ્‌ગદિત થયો હતો તેને ખુલ્લો કરી, બન્ને આંખોમાંથી પ્રેમાશ્રુધારા ચાલી હતી તેને અટકાવી લૂછી નાખી, નાના પ્રકારની ઉત્કંઠાની આવેશમાં કંઠ રૂંધાતો હતો તે ઉત્કંઠાને હૃદયમાંજ સમાવી, બોબડી બની ગયેલી વાચાને શુદ્ધ કરી, પ્રાણક્ષોભને દૂર કરી, વિપરીત બનેલી શ્વાસોચ્છ્‌વાસની ગતિને પૂર્વવત્ કરી.

---

યોગ્ય છે, તેથી તે અત્રે સંક્ષેપમાં સમાધાનસહિત સાદર રજૂ કરું છું:—

"પૂર્ણચંદ્ર અલિપ્ત નહિ હોવા છતાં પણ અલિપ્ત હોય એમ દેખાય છે." એવા કથનમાં કોનાથી અલિપ્ત? ક્ષીરસમુદ્રથી? જો તેનાથી તે અલિપ્ત હોય તો કેવી રીતે? વળી મૂળમાં "નીવડે જૈસા ન નિવડત" એ શબ્દો છે તે પણ લક્ષમાં રાખવાના છે. આ તેમની શંકા હતી.

આ પર સમાધાન નીચે પ્રમાણે છે:—

ક્ષીરસાગરથી અલિપ્ત એ પ્રકટજ છે. ચંદ્ર જે પ્રમાણે અલિપ્ત ન હોવા છતાં પણ અલિપ્ત હોય એવો ભાસ થાય છે; તે પ્રમાણેજ અર્જુન પણ બ્રહ્મસ્વરૂપથી અલિપ્ત ન હોવા છતાં અલિપ્ત હોય એમ દેખાવા લાગ્યો.

ખુલાસોઃ–અહીંયાં 'ક્ષીરાબ્ધિ' નો અર્થ કેવળ 'સમુદ્ર' જ સમજવો.

**कबंधमुदकं पाथः पुष्करं सर्वतोमुखम् ।**
**अंभोर्णस्तोयपानीय नीरक्षीरांबुशंबरम् ॥ २५८ ॥ (अमर)**

કોઈ પણ પદાર્થનો ઉદય થતાં તે પૂર્વ તરફના સમુદ્રમાંથી (વા પર્વત પરથી) ઉપર આવે છે એમ જણાય છે. આવા ભાસને અનુલક્ષીને જ્ઞાનેશ્વરે આ ઉક્તિ આપી છે. ચંદ્રોદય થતાં ચંદ્ર સમુદ્રમાંથીજ બહાર આવે છે, એવો ભાસ થાય છે. ચંદ્રનું અર્ધબિંબ ક્ષિતિજ પર હોય છે ત્યારે તે સમુદ્રમાંથીજ નીકળે છે, એવો ભાસ

॥ अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યોઃ—

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥**

**શ્લોકાર્થઃ**—હે અચ્યુત ! આપના પ્રસાદથી મારો મોહ નષ્ટ થયો; અને મારા સત્યસ્વરૂપની સ્મૃતિ થઈ; હું સંશયરહિત થયો; હવે તમે કહેશો તેમ હું કરીશ. (૭૩)

**ટીકાઃ**—પછી અર્જુન બોલ્યોઃ—હે દેવ! તમે મને 'હજી મોહ પર પ્રીતિ રહી છે કે?' એવો પ્રશ્ન કર્યો, તેનો ઉત્તર એ છે કે, તે તો પોતાના કુટુંબસહિત ઘરબાર ઉઠાવીને ચાલ્યો ગયો છે. સૂર્ય નિકટ આવીને પૂછે કે, અંધકાર દેખાય છે? તેમ હે શ્રીકૃષ્ણરાય! આ મારી દૃષ્ટિને પ્રત્યક્ષ દર્શન આપ્યા પછી, શું તે મોહના નાશને માટે પૂરતું નહિ થઈ પડે કે? વળી તમે માતા કરતાં પણ અધિક પ્રેમથી, અન્ય કોઈ પણ ઉપાયથી નહિ પ્રાપ્ત થઈ શકે એવું જ્ઞાન વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યું. હવે

---

થાય છે. તેનો સંપૂર્ણ ઉદય થયા પછી કલાક બે કલાક વ્યતીત થાય છે, એટલે તે સમુદ્ર છોડીને એક હાથ કિંવા બે હાથ ઉપર આવ્યો એમ કહેવાય છે; પરંતુ વસ્તુતઃ ચંદ્રને તે ઉદયની સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી. સમુદ્ર અને ચંદ્રની વચ્ચે જે નિયમિત અંતર હોય છે તે તો કાયમનું કાયમજ હોય છે, તેમાં તિલમાત્ર પણ ફરક પડતો નથી. વસ્તુતઃ તે સમુદ્રથી હાથભર ઊંચે પણ જતો નથી અને હાથભર નીચે પણ જતો નથી; કારણ કે ચંદ્ર ઉપર આવ્યો એવો આપણને જે ભાસ થાય છે, તે આપણી પૃથ્વીજ પૂર્વ તરફ નીચે ને નીચે જાય છે તેથી થાય છે. ચંદ્ર પૃથ્વી કિંવા સમુદ્રથી એકજ ત્રિજ્યા પર નિરંતર રહે છે. તે ઉદિત થતી વખતે તે ત્રિજ્યાના જે બિંદુ પર હોય છે તેજ બિંદુ પર ત્યાર પછી બે કલાકને અંતરે પણ હોય છે. તેની ત્રિજ્યાના અંતરમાં જરા પણ ફરક પડતો નથી; તેમજ ખરેખર તે સમુદ્ર કરતાં એક હાથભર ઊંચે પણ જતો નથી અને નીચે પણ જતો નથી; એ તો કેવળ આપણી દૃષ્ટિનો ભ્રમ છે કિંવા આપણી અખંડ ગતિનું પરિણામ છે. માટે ચંદ્ર જે પ્રમાણે વસ્તુતઃ સમુદ્રથી એક હાથ ઊંચે કિંવા નીચે જતો નથી, પરંતુ તે નિરંતર એકજ અંતર પર હોય છે; તે પ્રમાણે અર્જુન પણ વાસ્તવમાં બ્રહ્મસ્વરૂપ સાથેનું ઐક્ય ન છોડતાં દેહભાનમાં આવ્યો એવું તાત્પર્ય છે.

અદ્યાપિ મોહ છે કે નહિ એમ તમે પૂછો છે। તો આપની કૃપાથી હું આજ કૃતાર્થ થયો છું. હું અર્જુનપણાના અભિમાનમાં ફસાયેલો હતો, તે હવે આપરૂપ થઇને મુક્ત થયો; માટે હવે પ્રશ્ન કિંવા ઉત્તર એ ઉભયનો આપોઆપ નાશ થયો. આપના પ્રસાદથી જે આત્મબોધની પ્રાપ્તિ થઈ છે, તેથી મારો મોહ સમૂળ નાશ પામ્યો છે. હવે ક્રિયા કરવી અથવા ન કરવી એવા ભાવ જે દ્વૈતને લીધે ઉત્પન્ન થતા હતા, તે સર્વ આપના સિવાય કાંઈ પણ દેખાતું નથી. એ સંબંધે હવે મારા મનમાં લેશ પણ સંશય રહ્યો નથી. ખરેખર, જ્યાં કર્મનું અસ્તિત્વજ નથી એવી જે બ્રહ્મસ્થિતિ તેજ હું છું, એવો મને નિશ્ચય થયો છે. આપની કૃપાથી હવે મને મારું સ્વરૂપ પ્રાપ્ત થયું છે અને મારાં કર્મ સમૂળ નષ્ટ થયાં છે; પરંતુ હે પ્રભો! આપની આજ્ઞા ઉપરાંત મારે કાંઈ પણ કરવાનું નથી; કારણ કે જેને દેખતાં દશ્યભાવનો નાશ થાય છે, જે દ્વૈત અન્ય દ્વૈતનો નાશ કરે છે અને જે એકજ હોઇને સર્વને વ્યાપી નાખે છે; જેનો સંબંધ થવાથી સર્વ બંધનો તૂટી જાય છે; જેની આશાથી અન્ય આશાઓ નષ્ટ થાય છે અને જેનો ભેટો થવાથી સર્વત્ર આત્મસ્વરૂપનોજ ભેટો થઈ જાય છે; એવા આપ મારા સદ્ગુરુ છો. આપની મૂર્તિ એકત્વભાવને સહાય કરે છે અને એના પરથી અદ્વૈતબોધને તો ઓવારી નાખવો જોઇએ. જે પોતે બ્રહ્મ હોઇને સારાંનરસાં કર્મોને બાળીને ભસ્મ કરે છે એવા આપની મારે નિઃસીમ સેવા કરવી જોઇએ. સમુદ્રનો તેની સાથે મેળાપ થતાંજ ગંગા જેમ સમુદ્રરૂપ બની રહે છે, તેમ જેમણે પોતાના ભક્તને આત્મપદનો મુખ્ય ભાગ આપ્યો છે, એવા આપ હે શ્રીકૃષ્ણ! ભેદરહિત અને સેવા કરવાને યોગ્ય એવા મારા સદ્ગુરુ છો; માટે આજ બ્રહ્મમય થવાનો મારા પર આપનો ઉપકાર છે, એમ સમજો. આપની અને મારી વચ્ચે જે ભેદ પ્રતિબંધક હતો તેને આપે નષ્ટ કરીને આપની સેવાનું સુખ અધિક મધુર કરી આપ્યું છે. માટે હે સર્વ દેવોના રાજા! હવે આપ જે આજ્ઞા કરશો તે હું પાળીશ. અર્જુનનું આ ભાષણ સાંભળી દેવ અતિ-

હર્ષ પામી પ્રેમપૂર્વક નૃત્ય કરવા લાગ્યા અને બોલ્યા કેઃ— આ વિશ્વરૂપી ફળ જ હું, તેને પણ અર્જુનરૂપી ફળ ઉત્પન્ન થયું. શું ક્ષીરસાગર પોતાના પુત્ર ચંદ્રને પૂર્ણકળાએ પ્રકાશેલો જોઈ મર્યાદા નથી છોડતો ? એ પ્રમાણે સંવાદરૂપી લગ્નવેદી પર ઉભયનાં અંતઃકરણનું લગ્ન થયેલું જોઈ સંજય આનંદમાં લીન બની ગયો. એવા આનંદપૂર્વક સંજયે કહ્યું કે, શ્રીકૃષ્ણ અત્યંત કૃપાળુ છે. કેમકે તેમણે અર્જુન સમક્ષ સ્વહૃદય પ્રકટ કરી દીધું છે. વળી એજ આનંદિત સ્થિતિમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે મહારાજ! શ્રીવ્યાસે આપણા બન્નેનું ઘણું રક્ષણ કર્યું છે. આપને ચર્મચક્ષુ નહિ હોવાથી જ્ઞાનદૃષ્ટિએ વ્યવહાર કરવાની [illegible] તેમણે પ્રાપ્ત કરી આપી છે; અને રથ ચલાવનાર તથા [illegible]રીક્ષા કરી જાણનાર એવો જ હું, તેને શ્રીકૃષ્ણ અને

અદ્યાપિ મોહ છે કે નહિ એમ તમે પૂછો છો તો આપની કૃપાથી હું આજ કૃતાર્થ થયો છું. હું અર્જુનપણાના અભિમાનમાં ફસાયેલો હતો, તે હવે આપરૂપ થઇને મુક્ત થયો; માટે હવે પ્રશ્ન કિંવા ઉત્તર એ ઉભયનો આપોઆપ નાશ થયો. આપના પ્રસાદથી જે આત્મબોધની પ્રાપ્તિ થઈ છે, તેથી મારો મોહ સમૂળ નાશ પામ્યો છે. હવે ક્રિયા કરવી અથવા ન કરવી એવા ભાવ જે દ્વૈતને લીધે ઉત્પન્ન થતા હતા, તે સર્વ આપના સિવાય કાંઈ પણ દેખાતું નથી. એ સંબંધે હવે મારા મનમાં લેશ પણ સંશય રહ્યો નથી. ખરેખર, જ્યાં કર્મનું અસ્તિત્વજ નથી એવી જે બ્રહ્મસ્થિતિ તેજ હું છું, એવો મને નિશ્ચય થયો છે. આપની કૃપાથી હવે મને મારું સ્વરૂપ પ્રાપ્ત થયું છે અને મારાં કર્મ સમૂળ નષ્ટ થયાં છે; પરંતુ હે પ્રભો! આપની આજ્ઞા ઉપરાંત મારે કાંઈ પણ કરવાનું નથી; કારણ કે જેને દેખતાં દશ્યભાવનો નાશ થાય છે, જે દ્વૈત અન્ય દ્વૈતનો નાશ કરે છે અને જે એકજ હોઇને સર્વને વ્યાપી નાખે છે; જેનો સંબંધ થવાથી સર્વ બંધનો તૂટી જાય છે; જેની આશાથી અન્ય આશાઓ નષ્ટ થાય છે અને જેનો ભેટો થવાથી સર્વત્ર આત્મસ્વરૂપનોજ ભેટો થઈ જાય છે; એવા આપ મારા સદ્ગુરુ છો. આપની મૂર્તિ એકત્વભાવને સહાય કરે છે અને એના પરથી અદ્વૈતબોધને તો ઓવારી નાખવો જોઇએ. જે પોતે બ્રહ્મ હોઇને સારાંનરસાં કર્મોને બાળીને ભસ્મ કરે છે એવા આપની મારે નિઃસીમ સેવા કરવી જોઇએ. સમુદ્રનો તેની સાથે મેળાપ થતાંજ ગંગા જેમ સમુદ્રરૂપ બની રહે છે, તેમ જેમણે પોતાના ભક્તને આત્મપદનો મુખ્ય ભાગ આપ્યો છે, એવા આપ હે શ્રીકૃષ્ણ! ભેદરહિત અને સેવા કરવાને યોગ્ય એવા મારા સદ્ગુરુ છો; માટે આજ બ્રહ્મમય થવાનો મારા પર આપનો ઉપકાર છે, એમ સમજો. આપની અને મારી વચ્ચે જે ભેદ પ્રતિબંધક હતો તેને આપે નષ્ટ કરીને આપની સેવાનું સુખ અધિક મધુર કરી આપ્યું છે. માટે હે સર્વ દેવોના રાજા! હવે આપ જે આજ્ઞા કરશો તે હું પાળીશ. અર્જુનનું આ ભાષણ સાંભળી દેવ અતિ-

હર્ષ પામી પ્રેમપૂર્વક નૃત્ય કરવા લાગ્યા અને બોલ્યા કેઃ— આ વિશ્વરૂપી ફળ જે હું, તેને પણ અર્જુનરૂપી ફળ ઉત્પન્ન થયું. શું ક્ષીરસાગર પોતાના પુત્ર ચંદ્રને પૂર્ણકળાએ પ્રકાશેલો જોઈ મર્યાદા નથી છોડતો ? એ પ્રમાણે સંવાદરૂપી લગ્નવેદી પર ઉભયનાં અંતઃકરણનું લગ્ન થયેલું જોઈ સંજય આનંદમાં લીન બની ગયો. એવા આનંદપૂર્વક સંજયે કહ્યું કે, શ્રીકૃષ્ણ અત્યંત કૃપાળુ છે. કેમકે તેમણે અર્જુન સમક્ષ સ્વહૃદય પ્રકટ કરી દીધું છે. વળી એજ આનંદિત સ્થિતિમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે મહારાજ! શ્રીવ્યાસે આપણા બન્નેનું ઘણું રક્ષણ કર્યું છે. આપને ચર્મચક્ષુ નહિ હોવાથી જ્ઞાનદષ્ટિએ વ્યવહાર કરવાની શક્તિ તેમણે પ્રાપ્ત કરી આપી છે; અને રથ ચલાવનાર તથા ઘોડાની પરીક્ષા કરી જાણનાર એવો જે હું, તેને શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.* આ યુદ્ધરૂપી પ્રસંગ એવો ઘોર અને કઠિન છે કે, ઉભયમાંથી ગમે તેની હાર થશે તો પણ તે આપણીજ હાર થયા સમાન છે. કેમકે પાંડવ અને કૌરવ બન્ને આપણાજ છે. આવું જ્યાં સંકટ છે ત્યાં શ્રીકૃષ્ણ બ્રહ્માનંદનો પ્રત્યક્ષ ઉપભોગ લેવડાવે છે એ તેમનો કેવો અનુગ્રહ છે? સંજયે આટલું કહ્યું, તથાપિ પથ્થર જેમ ચંદ્રકિરણથી દ્રવતો નથી, તેમ ધૃતરાષ્ટ્ર લેશમાત્ર દ્રવ્યા વિના ચૂપજ રહ્યો. રાજાની આવી સ્થિતિ જોઈ સંજયે એ વાત

* સંજય એ ગાવલ્ગણ નામના સૂતનો પુત્ર હતો. તે રાજા ધૃતરાષ્ટ્રનો સારથિ હતો. માટે તેણે પોતાની સ્થિતિના દર્શક એવાજ ઉદ્ગારો કાઢ્યા છે. સંજય મહાન સત્યવક્તા અને નિઃસ્પૃહી હતો, તેથી ધૃતરાષ્ટ્રને બોધ આપતાં પણ અચકાતો નહોતો. વ્યાસની કૃપાથી તેને યુદ્ધની સર્વ હકીકત ઘેર બેઠાંજ જણાતી હતી, અને તે ધૃતરાષ્ટ્રને સાંગોપાંગ કહી સંભળાવતો હતો. સંજય યોદ્ધો, દિવ્ય દૃષ્ટિવાળો, દિવ્ય જ્ઞાની અને દિવ્ય શરીરવાળો હતો. તેના વિષેનું વર્ણન અતિ ચમત્કારિક છેઃ—

चक्षुषा संजयो राजन् दिव्येनैव समन्वितः ।
कथयिष्यति ते युद्धं सर्वज्ञश्च भविष्यति ॥ १ ॥
प्रकाशं वाऽप्रकाशं वा दिवा वा यदि वा निशि ।
मनसा चिंतितमपि सर्वं वेत्स्यति संजयः ॥ २ ॥

અથાપિ મોહ છે કે નહિ એમ તમે પૂછો છો તો આપની કૃપાથી હું આજે કૃતાર્થ થયો છું. હું અર્જુનપણાના અભિમાનમાં ફસાયેલો હતો, તે હવે આપરૂપ થઇને મુક્ત થયો; માટે હવે પ્રશ્ન કિંવા ઉત્તર એ ઉભયનો આપોઆપ નાશ થયો. આપના પ્રસાદથી જે આત્મબોધની પ્રાપ્તિ થઈ છે, તેથી મારો મોહ સમૂળ નાશ પામ્યો છે. હવે ક્રિયા કરવી અથવા ન કરવી એવા ભાવ જે દ્વૈતને લીધે ઉત્પન્ન થતા હતા, તે સર્વ આપના સિવાય કાંઈ પણ દેખાતું નથી. એ સંબંધે હવે મારા મનમાં લેશ પણ સંશય રહ્યો નથી. ખરેખર, જ્યાં કર્મનું અસ્તિત્વજ નથી એવી જે બ્રહ્મસ્થિતિ તેજ હું છું, એવો મને નિશ્ચય થયો છે. આપની કૃપાથી હવે મને મારું સ્વરૂપ પ્રાપ્ત થયું છે અને મારાં કર્મ સમૂળ નષ્ટ થયાં છે; પરંતુ હે પ્રભો! આપની આજ્ઞા ઉપરાંત મારે કાંઈ પણ કરવાનું નથી; કારણ કે જેને દેખતાં દશ્યભાવનો નાશ થાય છે, જે દ્વૈત અન્ય દ્વૈતનો નાશ કરે છે અને જે એકજ હોઇને સર્વને વ્યાપી નાખે છે; જેનો સંબંધ થવાથી સર્વ બંધનો તૂટી જાય છે; જેની આશાથી અન્ય આશાઓ નષ્ટ થાય છે અને જેનો ભેટો થવાથી સર્વત્ર આત્મસ્વરૂપનોજ ભેટો થઈ જાય છે; એવા આપ મારા સદ્‌ગુરુ છો. આપની મૂર્તિ એકત્વભાવને સહાય કરે છે અને એના પરથી અદ્વૈતબોધને તો ઓવારી નાખવો જોઇએ. જે પોતે બ્રહ્મ હોઇને સારાંનરસાં કર્મોને બાળીને ભસ્મ કરે છે એવા આપની મારે નિઃસીમ સેવા કરવી જોઇએ. સમુદ્રનો તેની સાથે મેળાપ થતાંજ ગંગા જેમ સમુદ્રરૂપ બની રહે છે, તેમ જેમણે પોતાના ભક્તને આત્મપદનો મુખ્ય ભાગ આપ્યો છે, એવા આપ હે શ્રીકૃષ્ણ! ભેદરહિત અને સેવા કરવાને યોગ્ય એવા મારા સદ્‌ગુરુ છો; માટે આજ બ્રહ્મમય થવાનો મારા પર આપનો ઉપકાર છે, એમ સમજો. આપની અને મારી વચ્ચે જે ભેદ પ્રતિબંધક હતો તેને આપે નષ્ટ કરીને આપની સેવાનું સુખ અધિક મધુર કરી આપ્યું છે. માટે હે સર્વ દેવોના રાજા! હવે આપ જે આજ્ઞા કરશો તે હું પાળીશ. અર્જુનનું આ ભાષણ સાંભળી દેવ અતિ-

હર્ષ પામી પ્રેમપૂર્વક નૃત્ય કરવા લાગ્યા અને બોલ્યા કેઃ– આ વિશ્વરૂપી ફળ જે હું, તેને પણ અર્જુનરૂપી ફળ ઉત્પન્ન થયું. શું ક્ષીરસાગર પોતાના પુત્ર ચંદ્રને પૂર્ણકળાએ પ્રકાશેલો જોઈ મર્યાદા નથી છોડતો ? એ પ્રમાણે સંવાદરૂપી લગ્નવેદી પર ઉભયનાં અંતઃકરણનું લગ્ન થયેલું જોઈ સંજય આનંદમાં લીન બની ગયો. એવા આનંદપૂર્વક સંજયે કહ્યું કે, શ્રીકૃષ્ણ અત્યંત કૃપાળુ છે. કેમકે તેમણે અર્જુન સમક્ષ સ્વહૃદય પ્રકટ કરી દીધું છે. વળી એજ આનંદિત સ્થિતિમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે મહારાજ! શ્રીવ્યાસે આપણા બન્નેનું ઘણું રક્ષણ કર્યું છે. આપને ચર્મચક્ષુ નહિ હોવાથી જ્ઞાનદષ્ટિએ વ્યવહાર કરવાની શક્તિ તેમણે પ્રાપ્ત કરી આપી છે; અને રથ ચલાવનાર તથા ઘોડાની પરીક્ષા કરી જાણનાર એવો જે હું, તેને શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.* આ યુદ્ધરૂપી પ્રસંગ એવો ઘોર અને કઠિન છે કે, ઉભયમાંથી ગમે તેની હાર થશે તો પણ તે આપણીજ હાર થયા સમાન છે. કેમકે પાંડવ અને કૌરવ બન્ને આપણાજ છે. આવું જ્યાં સંકટ છે ત્યાં શ્રીકૃષ્ણ બ્રહ્માનંદનો પ્રત્યક્ષ ઉપભોગ લેવડાવે છે એ તેમનો કેવો અનુગ્રહ છે ? સંજયે આટલું કહ્યું, તથાપિ પથ્થર જેમ ચંદ્રકિરણથી દ્રવતો નથી, તેમ ધૃતરાષ્ટ્ર લેશમાત્ર દ્રવ્યા વિના ચૂપજ રહ્યો. રાજાની આવી સ્થિતિ જોઈ સંજયે એ વાત

* સંજય એ ગાવલ્ગણ નામના સૂતનો પુત્ર હતો. તે રાજા ધૃતરાષ્ટ્રનો સારથિ હતો. માટે તેણે પોતાની સ્થિતિના દર્શક એવાજ ઉદ્‌ગારો કાઢ્યા છે. સંજય મહાન સત્યવક્તા અને નિઃસ્પૃહી હતો, તેથી ધૃતરાષ્ટ્રને બોધ આપતાં પણ અચકાતો નહોતો. વ્યાસની કૃપાથી તેને યુદ્ધની સર્વ હકીકત ઘેર બેઠાંજ જણાતી હતી, અને તે ધૃતરાષ્ટ્રને સાંગોપાંગ કહી સંભળાવતો હતો. સંજય યોદ્ધો, દિવ્ય દૃષ્ટિવાળો, દિવ્ય જ્ઞાની અને દિવ્ય શરીરવાળો હતો. તેના વિષેનું વર્ણન અતિ ચમત્કારિક છેઃ—

चक्षुषा संजयो राजन् दिव्येनैव समन्वितः ।
कथयिष्यति ते युद्धं सर्वज्ञश्च भविष्यति ॥ १ ॥
प्रकाशं वाऽप्रकाशं वा दिवा वा यदि वा निशि ।
मनसा चिंतितमपि सर्वं वेत्स्यति संजयः ॥ २ ॥

છોડી દીધી અને આનંદાવેશથી ઉન્મત્ત થઈ તે પુનઃ કહેવા લાગ્યો. તે આનંદના આવેશમાં મસ્ત બનેલો હોવાથીજ બોલવા લાગ્યો; નહિ તો તે જાણતોજ હતો કે, આ વચનો સાંભળવાની ધૃતરાષ્ટ્રમાં યોગ્યતા નથી. (૧૫૮૭)

॥ संजय उवाच ॥ સંજય બોલ્યોઃ—

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

શ્લોકાર્થઃ-હે રાજન્! આ રીતે વાસુદેવ અને પરમશ્રેષ્ઠ અર્જુનનો અદ્ભુત અને રોમાંચકારી સંવાદ મેં સાંભળ્યો.

ટીકાઃ-સંજયે કહ્યું –હે કુરુરાજ! આપના ભત્રીજા અર્જુને ઉપરોક્ત વચન કહ્યાં તેથી શ્રીકૃષ્ણને અત્યાનંદ થયો. સમુદ્ર એક પૂર્વમાં છે તો બીજો પશ્ચિમમાં છે, એટલોજ ભેદ છે; નહિ તો સર્વ જળ જેમ એકજ છે, તેમ શ્રીકૃષ્ણ અને અર્જુન શરીરેજ ભિન્ન જણાય છે; અન્યથા આ સંવાદસમયે તો કંઈ ભેદ જણાતો નથી. દર્પણથી પણ શુદ્ધ એવી બે સ્વચ્છ વસ્તુઓ એકબીજાની સન્મુખ રાખવામાં આવે છે, તો તે જેમ એકબીજામાં પોતાનુંજ સ્વરૂપ જોશે; તેજ પ્રમાણે અર્જુન શ્રીકૃષ્ણસહિત પોતાને જોવા લાગ્યો; તથા શ્રીકૃષ્ણ અર્જુનસહિત પોતાને જોવા લાગ્યા. પ્રભુ પોતાના સ્વરૂપમાં જ્યાં

---

नैनं शस्त्राणि छेत्स्यंति नैनं बाधिष्यते श्रमः ।
गावल्गणिरयं जीवन् युद्धादस्माद्विमोक्ष्यति ॥ २ ॥

અર્થાત્ "હે રાજન્! દિવ્ય દૃષ્ટિવાળો સંજય તને યુદ્ધની સર્વ હકીકત કહેશે; કેમકે તે વખતે તે સર્વજ્ઞ થશે પ્રકાશ હો કે અંધકાર હો; દિવસ હો કે રાત્રિ હો; અરે, એ તો શું, પણ મનમાં વિચારેલી સર્વ વાત પણ સંજય જાણશે. તેને શસ્ત્રો છેદી શકશે નહિ; તેને શ્રમ નડશે નહિ; અને એવી રીતે આ (ગાવલ્ગણનો પુત્ર) સંજય આ યુદ્ધમાંથી જીવતો છૂટશે."

ધૃતરાષ્ટ્રનો સારથિ સંજય, અર્જુનનો સારથિ કૃષ્ણ, કર્ણનો સારથિ શલ્ય, આ સર્વનો વિચાર મનમાં આણતા, પ્રાચીનકાળમાં સારથ્યકર્મ અતિ મહત્ત્વનું હતું અને અત્યંત શ્રેષ્ઠ લોકો પણ તે કર્મ સ્વીકારતા હતા, એમ જણાય છે,

પોતાને અને અર્જુનને જુએ તેજ ભાગમાં અર્જુન પણ ઉભયને જોવા લાગ્યો. જ્યાં દ્વૈતભાવ છેજ નહિ ત્યાં તે શું કરે? ઉભય એકજરૂપ બની રહ્યા. હવે જો ભેદજ ચાલ્યો જાય, તો પછી પ્રશ્ન અને ઉત્તર કેવી રીતે થઈ શકે? અને ભેદ ચાલ્યો ન જાય તો સંવાદનું સુખ કેવી રીતે મળે? એ પ્રમાણે તે દ્વૈતરૂપે બોલતા હતા, પણ સંવાદસુખનો અનુભવ લેતા થકા દ્વૈતનો નાશ કરતા હતા. આવું એ ઉભયનું સંભાષણ મેં સાંભળ્યું છે. બે દર્પણ સ્વચ્છ કરી પરસ્પર સન્મુખ ગોઠવવામાં આવે તો કોણ કોને જુએ છે એમ કહેવાય? અથવા દીપકની સામે દીપક રાખીએ તો કોણ કોનો પ્રકાશક કહી શકાય? નહિ, નહિ; સૂર્ય સન્મુખ કોઈ અન્ય સૂર્ય ઉદય પામે તો પ્રકાશક કોણ અને પ્રકાશ્ય કોણ છે, તે શી રીતે કહી શકાય? તે પ્રમાણે એ બન્ને સંવાદમાં એટલા એકરૂપ બની ગયા હતા કે, એ વિષે નિર્ણય કરવાનો પ્રયત્ન કરતાં નિર્ણયજ સ્તબ્ધ બની જાય. બે બાજુથી જળપ્રવાહ આવી એકત્ર થતા હોય, તેમને અટકાવવા સારુ વચ્ચે મીઠાની પાળ કરવામાં આવે તો તે પણ ક્ષણમાત્રમાં તદ્રૂપ બની ગયા સિવાય રહે ખરી? શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદ વિષે પણ મને તેવીજ પ્રતીતિ થાય છે. સંજયના મુખમાંથી આ શબ્દ નીકળ્યા ન નીકળ્યા તેટલામાંજ સંજયને શરીરનું ભાન રહ્યું નહિ. જેમ જેમ તેને રોમાંચ થતાં જતાં હતાં, તેમ તેમ તેનું શરીર સંકોચ પામતું જતું હતું; અને પછી સ્તબ્ધતા તથા સ્વેદને જીતી લઈ કંપ એકલોજ પ્રકટ થતો હતો. અદ્વૈતાનંદના સ્પર્શથી દષ્ટિ રસપૂર્ણ બની ગઈ હતી. તેમાંથી વહેતું જળ આંસુ નહિ પણ કેવળ દ્રવત્વજ હતું. તેમનાં હૃદયમાં આનંદ સમાઈ શકતો ન હતો, કંઠમાં જાણે કંઈ ભરાઈ ગયું હોય તેમ લાગતું હતું અને શ્વાસોચ્છ્વાસ શબ્દ પણ નીકળવા દેતો ન હતો. અરે, કહો કે આઠે સાત્ત્વિક ભાવથી સંજય પ્રક્ષુબ્ધ બની ગયો હતો. આ પ્રમાણે તે શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદસુખના બજારરૂપ બની ગયો? તે સુખનો જાતિધર્મજ એવો છે કે, તેથી શાંતિ આ

પ્રાપ્ત થાય છે. એ પછી સંજયને પુનઃ દેહસ્મૃતિ થઈ. (૧૬૦૮)

व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

શ્લોકાર્થઃ—શ્રીવ્યાસના પ્રસાદથી સ્વતઃ અર્જુનને જ્ઞાન-યોગ કહેનાર યોગેશ્વર શ્રીકૃષ્ણ દ્વારા આ અતિગુહ્યજ્ઞાન મેં સાંભળ્યું છે. (૭૫)

ટીકાઃ—પછી સંજયના આનંદની ભરતી ઊતરવા લાગતાં તે બોલ્યો કે, ઉપનિષદ પણ જે ગુહ્ય જ્ઞાન જાણતું નથી, તે શ્રીવ્યાસના પ્રસાદથી મને સાંભળવાને મળ્યું છે. તે ગુહ્ય જ્ઞાન સાંભળતાંની સાથે મને બ્રહ્મભાવ પ્રાપ્ત થતાં હું અને તું એ ભાવસહિત સર્વ વિષમ દૃષ્ટિ ડૂબી ગઈ. સર્વ યોગમાર્ગ જે સ્થળે આવીને એકત્ર થાય છે, એવાં શ્રીકૃષ્ણનાં વાક્ય શ્રીવ્યાસની કૃપાથી મને સુલભ થઈ પડયાં. અહો! અર્જુનના નિમિત્તથી શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ અર્જુનરૂપ બની પોતાનેજ ઉદ્દેશીને જે બોલ્યા, તે સાંભળવાને મારા કાનમાં યોગ્યતા આવી ગઈ. શ્રીગુરુના અદ્‌ભુત સામર્થ્યનું શું વર્ણન કરવું ! (૧૬૧૩)

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

શ્લોકાર્થઃ—હે રાજા! કેશવાર્જુનના આ પુણ્યકારક ને અદ્‌ભુત સંવાદનું વારંવાર સ્મરણ થવાથી મને પુનઃ પુનઃ આનંદ થાય છે. (૭૬)

ટીકાઃ—સંજય રાજાને જ્યારે આ વચનો કહેતો હતો ત્યારે પોતે વિસ્મિત બની જતો; અને રત્નપ્રભા કદી ચમકે છે અને કદી રત્નમાં લીન થઈ જાય છે; તેમ તે પોતે પણ એ સંવાદમાં લીન બની જતો હતો. હિમાલયમાં આવેલું સરોવર જેમ ચંદ્રોદય થતાંજ સ્ફટિક બની જાય છે અને સૂર્યોદય થતાંજ પુનઃ જળરૂપ બની રહે છે; તે પ્રમાણે [illegible] સ્મૃતિ થતાં સંજય તે સંવાદનું ચિત્તમાં સ્મરણ [illegible] પુનઃ બની જતો હતો. (૧૬૧૬)

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥**

શ્લોકાર્થ:–અને હે રાજા! તે શ્રીકૃષ્ણના અતિ અદ્ભુત વિશ્વરૂપનું વારંવાર સ્મરણ થઈ મને મહાઆશ્ચર્ય થાય છે, અને પુનઃ પુનઃ મને આનંદ થયા કરે છે. (૭૭)

ટીકાઃ–ફરી સંજય આનંદના આવેશમાં ઊભો થઈ જઈ બોલ્યોઃ–હે રાજન્! શ્રીહરિનું વિશ્વરૂપ જોવા છતાં આપ ચુપ કેમ રહી શકો છો? નહિ જોવા છતાં પણ જે જણાય છે, અસ્વીકાર કરવા છતાં જેનું અસ્તિત્વ નષ્ટ થતું નથી, વિસ્મૃતિ કરવા છતાં પણ જેનું સ્મરણ આવ્યા કરે છે, તે વિશ્વરૂપને કેમ કરીને ટાળી શકાય? તેને જોઇને આશ્ચર્ય પામવા જેટલો પણ અવકાશ નથી. આ આનંદવૃદ્ધિનું પૂર મમત્વને પણ ખેંચી જાય છે. સંજયે આ પ્રકારે શ્રીકૃષ્ણાર્જુનસંવાદરૂપી સંગમમાં સ્નાન કરી પોતાના અહંભાવને તિલાંજલિ આપી, તથા તે અનિવાર્ય આનંદની સ્થિતિમાં આવી ગયો હતો અને વારંવાર ગદ્ગદ વાણીથી શ્રીકૃષ્ણ! શ્રીકૃષ્ણ! કહી રહ્યો હતો. ધૃતરાષ્ટ્રને આ સ્થિતિનો સ્પર્શ પણ થયો ન હતો; તેથી તે તો વિચારમાં પડી ગયો હતો. સંજયે તો આત્મસુખના આવેગમાં પોતાનો સાત્ત્વિક અહંકાર પણ ત્યજી દીધો હતો. આવે પ્રસંગે વસ્તુતઃ જે બાબત નીકળવી જોઈતી હતી તેને બદલે રાજાએ કહ્યું:– હે સંજય! તું શું કહે છે, વ્યાસજીએ તને મારી પાસે શા ઉદ્દેશથી બેસાડ્યો છે અને તું વચ્ચે આ શું અપ્રાસંગિક વાત કરી રહ્યો છે? જંગલવાસીને જો કોઈ મહેલમાં રાખવામાં આવે છે તો તેને જેમ દશે દિશાઓ શૂન્યરૂપ લાગે છે; અથવા દિવસ ઊગે છે ત્યારે નિશાચર જેમ રાત પડેલી માને છે, તેમ જે માણસ જે વિષયનું મહત્ત્વ જાણતો નથી તેને તે ભયકારક લાગે છે; જેથી આ વિષયની કથા રાજાને માટે અપ્રાસંગિક કહી શકાય. પછી રાજાએ કહ્યું:–હવે એ વાત કહો કે આ યુદ્ધમાં અંતે જય કોનો થશે? સામાન્ય રીતે મારા મનમાં તો એમજ આવે છે કે, દુર્યોધનનો પ્રતાપ સર્વથા અધિક છે;

અને પાંડવના કરતાં તેનું સૈન્ય પણ દોઢું છે; તો શું તેનો જય નહિ થાય? હું તો એમજ ધારું છું; પણ કોણ જાણે તમારા જ્યોતિષમાં શું આવે છે! માટે હે સંજય! જેવું હોય તેવું કહો.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

શ્લોકાર્થઃ—જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધારી પાર્થ છે, ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને નિશ્ચલ નીતિ, એ સર્વ પ્રાપ્ત થવાંજ જોઈએ એવો મારો મત છે. (૭૮)

ટીકાઃ—ત્યારે સંજયે કહ્યું:—મહારાજ! જય કોનો થશે કે કોનો નહિ તે કંઈ હું જાણતો નથી; પણ એટલું સત્ય છે કે, જ્યાં આયુષ્ય બાકી હોય છે ત્યાં જીવન વિદ્યમાન રહે છે. જ્યાં ચંદ્ર ત્યાંજ ચંદ્રિકા, જ્યાં શંકર ત્યાંજ પાર્વતી અને જ્યાં સંત ત્યાંજ વિવેકની વસ્તી રહે છે. જ્યાં રાજા હોય ત્યાંજ તેની સેના, જ્યાં સુજનતા ત્યાંજ મિત્રતા, જ્યાં અગ્નિ ત્યાંજ દાહક શક્તિ, જ્યાં દયા ત્યાંજ ધર્મ, જ્યાં ધર્મ ત્યાંજ સુખ અને જ્યાં સુખ ત્યાંજ પુરુષોત્તમનો નિવાસ છે. જ્યાં વસંત ત્યાંજ વનસૌંદર્ય પ્રકટ થાય છે, જ્યાં વનસૌંદર્ય હોય છે, ત્યાંજ પુષ્પ ખીલે છે અને જ્યાં પુષ્પ ખીલે છે ત્યાંજ ભ્રમરસમૂહ એકત્ર થાય છે. જ્યાં ગુરુ હોય છે ત્યાંજ જ્ઞાન, જ્યાં જ્ઞાન છે ત્યાંજ આત્મદર્શન અને જ્યાં આત્માનુભવ ત્યાંજ સમાધાન (ચિત્તશાંતિ) થાય છે. જ્યાં સૌભાગ્ય છે ત્યાંજ સુખોપભોગ, જ્યાં સુખભોગ ત્યાંજ આનંદ થાય છે અને જ્યાં સૂર્ય છે ત્યાંજ પ્રકાશ હોય છે. તે પ્રમાણે હે રાજા! જેનાથી સર્વ પુરુષાર્થ સનાથ બને છે, તે શ્રીકૃષ્ણ જ્યાં હોય ત્યાંજ લક્ષ્મી રહે છે અને તે જગદંબા લક્ષ્મી જ્યાં પતિસહ વસે છે, ત્યાં તેની અણિમા આદિ સિદ્ધિઓ દાસી બની નથી રહેતી? શ્રીકૃષ્ણ સ્વયં વિજયસ્વરૂપ છે તેથી તે જે તરફ હોય તે તરફજ જય પણ રહે છે. અર્જુન વિજયને નામે પ્રસિદ્ધ છે અને શ્રીકૃષ્ણનાથ વિજયસ્વરૂપ છે; માટે લક્ષ્મીસહિત વિજય પણ અવશ્ય ત્યાંજ છે. જે અર્જુનને આવાં શ્રેષ્ઠ માતાપિતા છે તેના ઘરનાં વૃક્ષ પણ કલ્પવૃક્ષને કેમ પરાજિત ન કરે? ત્યાંના

પથ્થર પણ ચિંતામણિ કેમ ન બની જાય? ત્યાંની ભૂમિ પણ સુવર્ણ કેમ ન બની જાય? તેના ગામની નદીઓમાં અમૃત વહે તો પણ હે મહારાજ! આશ્ચર્ય જેવું શું છે? તેનો આપજ વિચાર કરો. તેના મુખે નીકળેલા અવ્યવસ્થિત શબ્દો વેદ કહેવાય છે; અર્થાત્ તે મૂર્તિમંત સચ્ચિદાનંદ કેમ ન બને? તાત્પર્ય કે, શ્રીકૃષ્ણ જેના પિતા અને લક્ષ્મી જેની માતા છે, તેને સ્વર્ગ અને મોક્ષ બન્ને પદ આધીનજ છે; માટે તે લક્ષ્મીકાંત જે પક્ષમાં ઊભા હોય છે, ત્યાંજ સર્વ સિદ્ધિઓ આપોઆપ આવી મળે છે. એ સિવાય અન્ય કંઈ હું જાણતો નથી. મેઘ સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે, પણ ઉપયોગમાં સાગર કરતાં શ્રેષ્ઠ છે; તેવોજ યોગ અર્જુન અને શ્રીકૃષ્ણનો બનેલો છે. લોહને સુવર્ણત્વની દીક્ષા આપનાર ગુરુ પારસ છે; પણ જગતનું પોષણ કરવાનો વ્યવહાર તો સુવર્ણ વડેજ બને છે. આ ઉપરથી એમ ન સમજવું કે, ગુરુત્વ કંઈક ન્યૂન છે. દીપકરૂપે અગ્નિજ પોતાનો પ્રકાશ ફેલાવે છે, તેમ શ્રીકૃષ્ણની શક્તિ વડેજ અર્જુન શ્રીકૃષ્ણથી વિશેષ જણાતો હોવાથી, તેની સ્તુતિ વડે પણ શ્રીકૃષ્ણનોજ મહિમા ગવાય છે. પિતાની એવી ઇચ્છા હોય છે કે, મારો પુત્ર વિશેષ ગુણસંપન્ન બને અને પોતાથી ચડતો નીવડે. શ્રીકૃષ્ણની એ ઇચ્છા સફળ થઈ ચૂકી છે. અરે કહો કે, હે નૃપ! અર્જુન શ્રીકૃષ્ણકૃપાને પામેલો હોવાથી તે જે પક્ષમાં રહેલો છે ત્યાંજ વિજયનું સ્થાન છે, એમાં શું તમને કંઈ સંદેહ છે? ત્યાં વિજય ન હોય તો વિજયનું વિજયત્વજ વૃથા થઈ જાય; માટે જ્યાં લક્ષ્મી ત્યાં સંપત્તિ રહેજ છે; તે પ્રમાણે જ્યાં પાંડુસુત અર્જુન હોય ત્યાંજ વિજય અને ત્યાંજ અભ્યુદય રહેશે. જો વ્યાસજીની સત્યતા પર આપ વિશ્વાસ રાખતા હો તો આ વચનોને અવશ્ય સત્ય માનો. જ્યાં શ્રીપતિ શ્રીકૃષ્ણ છે ત્યાંજ તેમનો ભક્તસમુદાય રહે છે અને ત્યાંજ સુખ તથા કલ્યાણનો લાભ મળે છે. આ વચન જો મિથ્યા હોય તો મને શ્રીવ્યાસનો શિષ્ય ન કહેશો. આ પ્રમાણે સંજયે હસ્ત ઊંચો કરી ગર્જનાપૂર્વક કહ્યું.

એ પ્રમાણે સંજયે સર્વ મહાભારતનો સાર એક શ્લોક-

માંજી વ્યક્ત કરી ધૃતરાષ્ટ્રના હાથમાં મૂકયો. જેમ અગ્નિ કોણ જાણે કેટલાય હોય છે, પણ સૂર્યના અભાવે અંધકાર દૂર કરવા માટે તેને દિવેટના અગ્રભાગ પરજ લગાડવામાં આવે છે; તેજ પ્રમાણે વેદ અનંત હોઇને તેના સારરૂપે સવાલાખ શ્લોકના મહાભારતની રચના થઈ છે; અને તે મહાભારતનો સારાંશ ગીતાના સાતસો શ્લોકોમાં લાવી મૂકયો છે. એ સાતસોયે શ્લોકનો પૂર્ણ અભિપ્રાય આ અંતિમ શ્લોકમાં કહ્યો છે, જે વ્યાસશિષ્ય સંજયના સત્ય ઉદ્ગારરૂપ છે. માત્ર આ એક શ્લોકથીજ જે પૂર્ણ સંપન્ન રહેશે તે પણ સર્વ અવિદ્યાને સારી રીતે જીતી લેશે. ગીતાના સાતસો શ્લોક એ ગીતાનાં પદ-ચરણજ છે. એ શ્લોકને પદ કહું કે ગીતારૂપી આકાશમાંથી પડેલી પરમામૃતની વૃષ્ટિ કહું ? જાણે તે આત્મારૂપી રાજાના સભામંડપરૂપી ગીતાના સાતસો સ્તંભજ હોય અથવા જાણે ગીતાએ સાતસો મંત્રથી પ્રતિપાદિત સાક્ષાત્ ભગવતી દેવીજ છે, કે જે મોહરૂપી મહિષાસુરને મારીને આનંદિત બની છે. માટે જે કાયા, વાચા અને મનથી તેની સેવા કરશે તેને તે સ્વાનંદસામ્રાજ્યનો રાજા બનાવી દેશે. અથવા શ્રીકૃષ્ણરાજે ગીતાને બહાને એવા શ્લોકરૂપી સૂર્ય પ્રકાશિત કર્યા છે, કે જે અવિદ્યાનો નાશ કરવામાં અંધકારનો નાશ કરનાર સૂર્યને પણ પરાજિત કરે છે; અથવા સંસારપથમાં શ્રમિત થયેલ પથિકોની વિશ્રાંતિને માટે ગીતા એ જાણે શ્લોકાક્ષરરૂપી દ્રાક્ષલતાયુક્ત એક મંડપજ બનાવેલો છે; અથવા આ ગીતા શ્રીકૃષ્ણ નામક સરોવરમાં પ્રસરેલી છે અને તેના શ્લોકરૂપી કમળોની સુગંધ ભાગ્યશાળી સંતરૂપી ભ્રમરો સેવે છે; અથવા આ શ્લોકો નહિ પણ ગીતાના મહિમાને ગાનાર મહાન સ્તુતિપાઠકોજ છે; અથવા જાણે સર્વ શાસ્ત્રો ગીતારૂપી નગરમાં આ શ્લોકનું સુંદર ઉદ્યાન રચીને તેમાં વસવા સારુ આવ્યા છે; અથવા એ શ્લોક નથી, પણ ગીતાએ નિજપતિ આત્માને પ્રેમથી આલિંગન આપવા સારુ પોતાના બાહુ પ્રસાર્યા છે; અથવા તે જાણે ગીતારૂપી કમળની સુગંધ લેતા ભ્રમરો અથવા ગીતારૂપી સાગરની લહરીઓ,

કિંવા શ્રીહરિના ગીતારૂપી રથના અશ્વો છે; અથવા જાણે અર્જુનરૂપી સિંહસ્થ પર્વણી પ્રાપ્ત થયેલ હોવાથી શ્લોકરૂપી સર્વ તીર્થસમુદાય શ્રીગીતારૂપી ગંગા સમીપ આવ્યો છે; અથવા આ શ્લોકમાળા નથી પણ ચિત્તથી અચિંત્ય જે બ્રહ્મ તેની પ્રાપ્તિ કરાવનાર ચિંતામણિજ છે; અથવા કલ્પનાતીત જે બ્રહ્મ, તેની પ્રાપ્તિ કરાવનાર કલ્પતરુજ છે. એવા એ સાતસો શ્લોકો છે અને તે પ્રત્યેક એકબીજાથી ચડિયાતા છે; એટલે કોનું વિશેષ વર્ણન થઈ શકે ? કામધેનુ તરફ દૃષ્ટિ કરીને જેમ નથી કહી શકાતું કે, આ ઊંચી ગયેલી છે અને આ દૂધ દેતી છે; દીપકમાં પહેલો કયો અને પછીનો કયો, સૂર્ય નાનો છે કે મોટો છે, અમૃતનો સાગર ઊંડો છે કે છીછરો છે, એવું શી રીતે કહી શકાય ? તેજ પ્રમાણે ગીતાના શ્લોકોમાં પણ આ પ્રથમ અને તે અંતિમ એમ કહી શકાતું નથી. પારિજાતક પુષ્પને શું નવું-જૂનું કહી શકાય છે ? અને ગીતાના શ્લોકો અનુપમ છે એ વાતનું તો સમર્થન કરવાની જરૂરજ શી છે ? અહીં તો વાચ્ય અને વાચકનો ભેદ પણ નથી; કારણ આ શાસ્ત્રમાં એક શ્રીકૃષ્ણજ વાચ્ય અને વાચક છે, એ વાત પ્રત્યેકની જાણમાંજ છે. એમાં જે લાભ ગીતાના અર્થથી મળે છે, તેજ લાભ તેના પાઠથી પણ પરિણામે મળે છે. માટે આ શાસ્ત્ર વાચ્ય અને વાચકની એકતા સિદ્ધ કરે છે; તેથી મારે માટે સમર્થન કરવા યોગ્ય કોઈ વાતજ નથી રહેતી. આ ગીતાને શ્રીકૃષ્ણની વાઙ્મયી મૂર્તિજ જાણો.

રૂપી દુગ્ધનો ઝરો સમગ્ર જગત માટે વહેવડાવ્યો છે. એમાં જે જીવભાવથી ડૂબકી મારશો તો અવશ્ય તદ્રૂપજ બની જશો; અથવા જો એના પાઠનો જીભને શ્રમ આપશો તો પણ ગીતા-રૂપજ થશો. પારસમણિમાં એવું સામર્થ્ય છે કે, તે લોખંડને એક બાજુએ સ્પર્શ કરે કે તરતજ સર્વ લોખંડ આપોઆપ સુવર્ણમયજ બની જાય છે; તે પ્રમાણે ગીતાપાઠરૂપી વાડકામાંથી એક શ્લોક પણ મુખમાં મૂકશો તો બ્રહ્મત્વની પુષ્ટિ અંગમાં આવશે; અથવા ગીતાનો પાઠ કરવા પ્રતિ દુર્લક્ષ કરી મુખ ફેરવી લેશો તો પણ તેના શબ્દો કર્ણપટ પર અથડાતાં તેજ ફળ મળશે. ગીતાની ઉદારતાનું શું વર્ણન કરું? એ શાસ્ત્ર શ્રવણ, પાઠ અને અર્થ દ્વારા મોક્ષથી ઓછું ફળ આપતું નથી. જે પ્રમાણે શ્રીમાન દાતા કોઇને પણ ના નથી કહેતો, તે પ્રમાણે એ શાસ્ત્ર કોઇને પણ મોક્ષથી વિમુખ રાખતું નથી. માટે જે શાણા લોકો હોય તેમણે તો માત્ર એક ગીતાનુંજ સેવન કરવું; ઇતર શાસ્ત્રનું સેવન કરવાથી શું ફળ મળનાર છે? વળી શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે જે ઉત્તમ સંવાદ થયેલો છે, તે શ્રીવ્યાસજીએ હસ્તમાં ધારણ કરવા જેટલો સુલભ કરી આપ્યો છે. માતા જ્યારે અત્યંત પ્રેમપૂર્વક નાના બાળકને જમાડે છે, ત્યારે તે ખાઈ શકે તેવાજ કોળિયા બનાવે છે; અથવા ચતુર મનુષ્યે જેમ પંખો બનાવીને અપાર વાયુને પણ આધીન કરી લીધો છે, તે પ્રમાણે જે શબ્દથી પ્રાપ્ત થવા યોગ્ય નથી એવા વેદને શ્રીવ્યાસજીએ અનુષ્ટુપ છંદમાં રચીને સ્ત્રી–શૂદ્રાદિની બુદ્ધિમાં સમાઈ શકે તેવા સરળ બનાવી દીધાં છે. જો સ્વાતિ નક્ષત્રના જળથી સુંદર મોતી ન બનતાં હોત તો શું તે સુંદર સ્ત્રીઓને સુશોભિત કરી શકત? (૧૭૦૧)

નાદબ્રહ્મ જો વાદ્યમાં આવી વસ્યો ન હોત તો શું તે આપણને જ્ઞાત થાત? પુષ્પ ઉત્પન્ન ન થાત તો આપણે સુગંધ શી રીતે લઈ શકત? પકવાન્ન મધુર ન હોત તો તે રસનાને કેમ રુચત? દર્પણ ન હોત તો નેત્ર પોતાને કેવી રીતે જોઈ શકત? નિરાકાર શ્રીગુરુમૂર્તિએ જો સાકારત્વ ન સ્વીકાર્યું હોત તો તે

ઉપાસકોની સેવા શી રીતે ગ્રહણ કરત ? તેજ પ્રમાણે અનંત સંખ્યાવાળા જે વેદ, તે જો આ પ્રમાણે ગીતાનું રૂપ લઇને સાતસો શ્લોકમાં ન સમાઈ ગયા હોત તો સંસારમાં તેમની પ્રાપ્તિ શી રીતે થઈ શકત ? મેઘ જો કે સમુદ્રનાજ જળને ભરી લાવી વરસાવે છે, તો પણ લોકો સાગર તરફ ન જોતાં મેઘ તરફ જોયા કરે છે; કેમકે સમુદ્ર અપાર હોવા છતાં પણ તે લોકોના ઉપયોગમાં આવી શકતો નથી. તે પ્રમાણે જો આ સુંદર શ્લોકોની રચના વ્યાસે ન કરી હોત તો વાચા વડે અપ્રાપ્ય એવા જે વેદ, તે આપણા કાન અને મુખને શી રીતે પ્રાપ્ત થઈ શકત? અર્થાત્ શ્રીવ્યાસે શ્રીકૃષ્ણના સંભાષણને ગ્રંથનો આકાર આપીને સંસાર ઉપર મહદ્ ઉપકાર કર્યો છે; અને તેજ શ્રીવ્યાસનાં પદ જોઈ જોઇને મેં ભાષામાં શ્રવણ યોગ્ય બનાવ્યાં છે. જે ગીતાના અર્થનું વર્ણન કરવામાં વ્યાસાદિકની પણ બુદ્ધિ શંકિત બની જાય છે, તે ગીતાનું મારા જેવા રંકે આ જેવુંતેવું વ્યાખ્યાન કર્યું છે. (૧૭૦૯)

પરંતુ ગીતારૂપી ઈશ્વર અત્યંત ભોળો છે અને વ્યાસની વાણીરૂપ અનુપમ પુષ્પમાળા ધારણ કરવાવાળો છે; તો પણ તે મારા જેવાની વાણીરૂપ ધ્રોના અંકુરનો પણ અનાદર ન કરતાં તેને ધારણ કરી લે છે. ક્ષીરસાગરને કાંઠે જળપાન માટે હાથીઓનાં ટોળાં આવે છે; તથાપિ શું તે કદી મચ્છરને આવવા મના કરે છે? ફૂટતી પાંખનાં પક્ષી ઊડી શકતાં નથી; તથાપિ તે પણ આકાશમાંજ (વૃક્ષો ઉપરના માળામાં) રહે છે; અને સમસ્ત આકાશમાં વિચરનાર ગરુડ પણ તેજ આકાશમાં રહે છે. રાજહંસની મંદ ગતિ દુનિયામાં ઉત્તમ ગણાય છે અને બીજાઓને તેવી ગતિથી ચાલતાં ન આવડતું હોય તેથી શું બીજાઓએ સમૂળગું ચાલવુંજ ન જોઇએ ? કળશ મોટા હોવાથી તેમાં પુષ્કળ જળ સમાઈ શકે છે; તો શું અંજલિના પ્રમાણમાં જળ નથી સમાઈ શકતું ? મશાલ મોટી હોય છે તેથી તેનો પ્રકાશ વિશેષ હોય છે; તો એક દિવેટ પણ પોતાની શક્તિ અનુસાર પ્રકાશ આપે છે કે નહિ ? અરે, સમુદ્રમાં આકાશ

સમુદ્રના વિસ્તાર જેટલું પ્રતિબિંબિત થાય છે, તો ખાબોચિયામાં ખાબોચિયા જેટલું પ્રતિબિંબિત થાય છે; પણ થાય છે તો ખરું જ ને ? તેજ પ્રમાણે વ્યાસાદિ મહાજ્ઞાનીઓએ આ ગ્રંથ વિષે વિસ્તાર કર્યો છે તેથી મારે ચુપજ થઈ રહેવું, એ કાંઈ યોગ્ય નથી લાગતું. જે સમુદ્રમાં મંદરાચલ સમાન જળચર સંચાર કરે છે ત્યાં શું નાની માછલીઓ નથી તરી શકતી? અરુણ સૂર્યની અત્યંત નિકટમાં રહેનારો છે તેથી તેજ શું સૂર્યને જોઈ શકે છે અને પૃથ્વી પરની નાની કીડી શું તેને નથી જોઈ શકતી ? અર્થાત્ મારા જેવા પ્રાકૃતજને ગીતાનું દેશભાષામાં વર્ણન કર્યું એ અયોગ્ય છે, એમ કહેવાનું કંઈ પણ પ્રયોજન નથી. પિતા તરફ દૃષ્ટિ રાખીને તેની પાછળ પાછળ બાળક પણ ચાલવા ઇચ્છશે તો શું તે નહિ ચાલી શકે? તેજ પ્રમાણે વ્યાસજીની પાછળ પાછળ ભાષ્યકારોને પૂછી પૂછીને ચાલનાર એવો જે હું, તે અયોગ્ય છું; તથાપિ ઈષ્ટ સ્થળે નહિ પહોંચું તો કયાં જઇશ ! જે પરમાત્માના ક્ષમાગુણને પ્રતાપે આ પૃથ્વી, સ્થાવરજંગમ પદાર્થને ધારણ કરતાં કંટાળતી નથી; જેના શાંત ગુણના પ્રભાવથી ચંદ્ર સંસારને શીતળતા આપી રહ્યો છે; જેના તેજ વડે સૂર્ય અંધકારનો નાશ કરે છે; સમુદ્રે જ્યાંથી જળત્વ પ્રાપ્ત કર્યું છે; જળે જ્યાંથી મધુરતા મેળવી છે તથા માધુર્યને સૌંદર્ય પ્રાપ્ત થયું છે, જેમની સત્તાથી વાયુને ગતિ પ્રાપ્ત થઈ છે; આકાશને વિસ્તાર પ્રાપ્ત થયો છે અને જ્ઞાનને સાર્વભૌમત્વ પ્રાપ્ત થયું છે; જેની સત્તાથી વેદને વાચાશક્તિ, સુખને આનંદ અને વિશ્વને આકાર પ્રાપ્ત થયો છે; એવા સર્વોપકારી સમર્થ સદ્‌ગુરુ શ્રીનિવૃત્તિનાથ મારા હૃદયમાં પણ પ્રવેશ કરી વ્યાપાર કરી રહ્યા છે; તો પછી તેમની તૈયાર ગીતાને હું દેશભાષામાં કહેવાને સમર્થ થયો છું, એમાં આશ્ચર્ય તે શું ? શ્રીગુરુના નામથી ડુંગર પર (દ્રોણાચાર્યની) મૃત્તિકાની મૂર્તિ સ્થાપન કરી તેની સેવા કરી એકલવ્ય ભીલે* ત્રણે લોકને

* એ એકલવ્ય ભીલ નિષાદાધિપતિ હિરણ્યધેનુકનો પુત્ર હતો. ભીષ્મે કૌરવપાંડવોને ધનુર્વેદ શીખવવાને માટે દ્રોણાચાર્યને હસ્તિના-

પોતાની કીર્તિવડે છક્ક કરી નાખ્યા હતા; ચંદનની સમીપ રહેનારાં વૃક્ષો ચંદન જેવીજ યોગ્યતા ધારણ કરે છે; વસિષ્ઠનો આશ્રય પામીને (તેમણે પહેરેલા) કૌપીને પણ સૂર્યની સાથે સ્પર્ધા કરી હતી; તો પછી હું તો સચેતન છું અને શ્રીગુરુ જેવા મારા સ્વામી છે, કે જે પોતાની કૃપાદષ્ટિ માત્રથીજ પોતાનું પદ

---

પુરમાં રાખ્યા હતા અને આ સર્વ રાજપુત્રો તેમની પાસે અભ્યાસ કરતા હતા. આ વર્તમાન દેશેદેશ પ્રસરી ગયા અને અનેક રાજપુત્રો આવી દ્રોણાચાર્યની પાસે અસ્ત્રવિદ્યા શીખવા લાગ્યા. દ્રોણાચાર્યની કીર્તિ સાભળી એકલવ્ય પણ ત્યાં આવ્યો અને "મારો અંગીકાર કરીને વિદ્યા ભણાવો," એવી દ્રોણાચાર્યને પ્રાર્થના કરી; પરંતુ દ્રોણાચાર્યે તેનો સ્વીકાર કર્યો નહિ. આથી તેણે દ્રોણાચાર્યની પાદુકા માગી, કે જે દ્રોણાચાર્યે તેને છેક નિરાશ ન કરવાને માટે આપી. આચાર્યની પાદુકા લઇને તે સ્વગૃહે ગયો અને ભક્તિપુરઃસર દ્રોણાચાર્યની મૃત્તિકાની મૂર્તિ બનાવી તેની સમક્ષ પેલી પાદુકા રાખી તેની નિયમપૂર્વક નિત્ય પૂજા કરવા લાગ્યો; તથા હાથમા ધનુષ્યબાણ પકડી "આ પ્રમાણેજ તીર છોડું ને?" એવો પોતાના મનનેજ પ્રશ્ન પૂછતો અને પોતેજ "હા, હા, એમજ તીર ફેંક" એવો ઉત્તર આપીને બાણ છોડતો. એમ કરતાં કરતા વિમોક્ષ, આદાન અને સંધાન આદિ જે ધનુર્વિદ્યાના પ્રકરણો, તેમાં તે અલ્પ સમયમા પ્રવીણ થયો હતો.

આ તરફ કૌરવ, પાંડવ અને ઇતર રાજપુત્રો પણ ધનુર્વિદ્યામાં પ્રવીણ થઇ એક વખત મૃગયા ખેલવાને ગયા; અને તેઓ મૃગની પાછળ ગયા એટલે શિકારી કૂતરો પાછળ રહી જઈ જ્યાં એકલવ્ય હતો ત્યાં ગયો; પરંતુ તે સદૈવ સુદર વસ્ત્ર પરિધાન કરેલા રાજકુમારોને જોતો હતો તેથી તે વિચિત્ર વેષધારી એકલવ્યને જોઇને તેને ભસવા લાગ્યો. આથી એકલવ્યે તેના પહોળા કરેલા મુખમાં નાના નાના બાણોનો સમુદાય એવી યુક્તિથી ભરી દીધો કે તેનાથી ભસી પણ ન શકાય અને મો પણ બંધ ન કરી શકાય. પછી પેલો શ્વાન ત્યાથી નાઠો અને આમતેમ ભટકતા તેણે રાજપુત્રોને જોયા અને રાજપુત્રોએ તેને જોયો. પછી જ્યારે તે રાજપુત્રોની છેક સમીપ ગયો ત્યારે તે સર્વ જણે તેના મુખમા પેલાં નાનાં બાણોનો સમૂહ જોયો અને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા; તથા આવી અદ્દભુત કૃતિ કરનાર ધનુર્ધર આ અરણ્યમા કોણ હશે, એવો વિચાર કરવા લાગ્યા. પછી તેઓ તે ધનુર્વેદનિષ્ણાત યોદ્ધાને શોધી કાઢવાને ઉદ્યત થયા. જતા જતાં તેમણે એકલવ્યને હસ્તમાં ધનુષ્યબાણ ગ્રહીને ઊભો રહેલો જોયો અને આજ તે હશે, એમ ધારી સર્વે ત્યા ઊભા રહ્યા.

આપી દે છે. દૃષ્ટિ ઉત્તમ હોય અને તેમાં સૂર્યપ્રકાશની સહાય મળે તો પછી એવી કઈ વસ્તુ છે કે જે દૃષ્ટિએ ન પડે? માટે મારા શ્વાસોચ્છ્‌વાસ પણ શ્રીગુરુની કૃપાથી પ્રબંધ બની જશે. જ્ઞાનદેવ કહે છે કે, શ્રીગુરુકૃપાથી શું અશક્ય છે? મેં ગીતાનો અર્થ એવો સરળ અને સુલભ કરી નાખ્યો છે કે, તે સર્વ લોકથી સમજી શકાશે. મરાઠી ભાષામાં ગીતાર્થ એટલો સ્પષ્ટ કર્યો છે કે, ગીતાનું વક્તૃત્વ કરનારને તો તે ભૂષણાવહજ થઈ પડશે; પરંતુ ગાનાર અથવા વક્તાનો અભાવ હશે અને માત્ર તેનું વાચનજ કરવામાં આવશે, તો પણ તેનો અર્થ સ્પષ્ટતાથી સમજી શકાશે.

---

પછી સર્વે રાજપુત્રોમાથી એક જણ આગળ આવી બોલ્યો કે, "તું કોણ છે અને કોનો શિષ્ય છે?" તેણે ઉત્તર આપ્યો કે, "હું હિરણ્યધેનુક નામના નિષાદાધિપતિનો પુત્ર છું અને દ્રોણાચાર્યનો શિષ્ય છું" આ સાંભળી સર્વે રાજપુત્રોના મનમા વિષાદ ઉત્પન્ન થયો અને તેઓ ખિન્ન હૃદય સહિત ઘેર આવ્યા તથા દ્રોણાચાર્યને પ્રશ્ન કર્યો કે, "તમે અમને જાણવા દીધા વિના એક નિષાદને ગુપ્ત રીતે શા માટે ધનુર્વેદમાં પ્રવીણ કર્યો?" દ્રોણાચાર્ય રાજકુમારોનો આ પ્રશ્ન સમજી શક્યા નહિ. પછી તેઓ રાજપુત્રોને લઇને હસ્તિનાપુરથી બહાર નીકળ્યા અને જ્યાં એકલવ્ય હતો ત્યાં ગયા. દ્રોણાચાર્યને જોતાંજ એકલવ્યે દંડવત્ પ્રણામ કર્યા અને હાથ જોડી તેમની સમક્ષ ઊભો રહ્યો. પછી દ્રોણાચાર્યે અસ્ત્રવિદ્યામાં તેની પરીક્ષા કરી અને તેમા તે અત્યુત્કૃષ્ટ પારંગતતાને પ્રાપ્ત થયો છે, એમ જાણી તેમણે તેને પ્રશ્ન કર્યો કે, "આ વિદ્યા તેં મારી પાસેથી શી રીતે પ્રાપ્ત કરી?". ત્યારે તેણે સંપૂર્ણ પૂર્વવૃત્તાંત તેમને નિવેદિત કર્યું. આ વાત સાંભળી સર્વે રાજપુત્રો સશયરહિત થયા અને તે ભીલની ભાવના તથા દ્રોણાચાર્યના પુણ્યપ્રભાવ વિષે તેમને પરમ આશ્ચર્ય થયું અને તેઓ તે વિષે પરસ્પર વાતો કરવા લાગ્યા. એટલે દ્રોણાચાર્ય 'પ્રસંગવશાત્ એ ભીલ અર્જુનને ભારે પડી જશે' એમ ધારી તેની પાસેથી ગુરુદક્ષિણામાં, 'આ તારો અંગૂઠો બાણ છોડતી વખતે કદી પણ ઉપયોગમાં લાવીશ નહિ.' એમ માગી લીધું. તેણે 'તથાસ્તુ' કહી તે દિવસથી બાણને અંગૂઠાથી સ્પર્શ કરવાનું છોડી દીધું. આ વ્રત અદ્યાપિ સર્વ કિરાતો પાળે છે. તાત્પર્ય એ છે કે, જો કે દ્રોણાચાર્યે તેને વચનથી બાંધી લીધો હતો, તો પણ તે અર્જુનને ભારેજ હતો. (ભારત-આદિપર્વ.) ભારતના યુદ્ધમાં એકલવ્ય દુર્યોધનના પક્ષમાં હતો; પરંતુ તે યુદ્ધમાં સર્વથા આવ્યોજ નહોતો.

સુંદર અંગ પર અલંકાર ધારણ નહિ કરવા છતાં પણ તે શોભે છેજ; પરંતુ તેમાં પણ જો અલંકાર ધારણ કર્યા હોય તો તેની શોભાનું શું કહેવું ? અથવા જેમ મોતીનો સ્વભાવજ છે કે સુવર્ણને શોભાવવું, તેથી તે સુવર્ણને શોભાવે છે; પરંતુ સુવર્ણ વિના તે એકલાં હોય છે તો પણ તે શોભીજ રહે છે; અથવા વસંતઋતુમાં મોગરાનાં ફૂલનો ગજરો બનાવીએ કે તેને છૂટાં હાથમાં લઇએ, તો પણ તેની સુગંધમાં ન્યૂનતા નથી હોતી; તેજ પ્રમાણે મેં આ લાભદાયક પ્રબંધ ઓવીછંદમાં રચ્યો છે, જે ગીતમાં ગાવાથી પણ આનંદ આપે છે અને ગાયા વિના માત્ર વાંચી જવાથી પણ તેવોજ લાભ આપે છે. એમાં નાનાથી મોટાં સુધી સર્વને સમજવા યોગ્ય અને બ્રહ્મરસના સુસ્વાદથી યુક્ત વચનો ઓવીછંદમાં ગૂંથ્યાં છે. જેમ ચંદનવૃક્ષની સુગધ લેવા માટે તેને પુષ્પ આવવાની રાહ નથી જોવી પડતી, તેમ આ પ્રબંધ કર્ણ પર પડતાંજ સમાધિ પ્રાપ્ત કરી આપે છે; તો પછી તેનું વ્યાખ્યાન સાંભળવાથી તેનો છંદ કેમ નહિ લાગે ? એનો પાઠ કરવા સાથે વ્યાખ્યાન પણ કરવામાં આવે તો તેથી જે માધુર્ય પ્રકટ થશે તેની આગળ અમૃત પણ તુચ્છ જણાશે. એ પ્રમાણે આ પ્રબંધ આપોઆપજ કવિત્વનું વિશ્રાંતિસ્થાન બની ગયો છે અને તેના શ્રવણે મનન અને નિદિધ્યાસનને જીતી લીધા છે. આ પ્રબંધ હરકોઇને આત્માનંદની પ્રાપ્તિ કરાવી આપશે અને શ્રવણ દ્વારા સર્વ ઈંદ્રિયોને તૃપ્ત કરશે. સ્વશક્તિથી ચંદ્રનો ઉપભોગ લેવામાં ચકોર પ્રસિદ્ધ છે તો પણ તેનો પ્રકાશ તો પ્રત્યેકને પ્રાપ્ત થાય છે; તેજ પ્રમાણે આ અધ્યાત્મશાસ્ત્રથી જિતેંદ્રિય અધિકારીને તો પૂર્ણ આનંદ થાય છેજ; પરંતુ ઇતર જનોને પણ વાણીના સુખની પ્રાપ્તિ થાય છે. શ્રીનિવૃત્તિનાથનો મહિમા આવા પ્રકારનો છે અને તેથી આ ગ્રંથ મારો નથી પણ તેમની કૃપાનોજ વૈભવ છે. ( ૧૭૫૧ )

ક્ષીરસાગરના તટ પર શ્રીશંકરે પાર્વતીજીના કાનમાં એક વાર ઉપદેશ કર્યો હતો, ક્યારે કર્યો હતો તે કંઈ ખબર નથી; પણ તે સમયે ક્ષીરસાગરની લહરીઓમાં કોઈ મત્સ્યના ઉદરમાં

મત્સ્યેંદ્રનાથ ગુપ્તરૂપે હતા તેમને પ્રાપ્ત થયો. તે મત્સ્યેંદ્રનાથ સપ્તશૃંગ પર્વત પર હાથેપગે લૂલા એવા ચૌરંગીનાથને મળ્યા હતા અને તેમનું દર્શન થતાંજ ચૌરંગીનાથ સર્વ અવયવોથી પૂર્ણ બની ગયા હતા. તે પછી અચળ સમાધિનો ઉપભોગ લેવાની ઇચ્છાથી મત્સ્યેંદ્રનાથે તે જ્ઞાનનો ઉપદેશ ગોરક્ષનાથને કર્યો હતો. કહો કે, યોગરૂપી કમલિનીના સરોવર સમાન તથા વિષયનો વિધ્વંસ કરનાર એવા ગોરક્ષનાથને તેમને પોતાના યોગેશ્વરના પદ પર અધિષ્ઠિત કરી રાજ્યાભિષેક કર્યો હતો. પછી આ શ્રીશંકર પાસેથી પ્રાપ્ત થયેલું એ અદ્વૈતાનંદનું સુખ, ગોરક્ષનાથ પાસેથી સંપૂર્ણપણે શ્રીગૈનીનાથે સંપાદન કર્યું. તે શ્રીગૈનીનાથે પ્રાણીઓને કલિકાળથી ગ્રસ્ત થયેલાં જોઇને શ્રીનિવૃત્તિનાથને એવી આજ્ઞા કરી કે, આદ્યગુરુ શંકરથી આરંભી શિષ્યપરંપરાનુસાર મને જે જ્ઞાનનું ઐશ્વર્ય પ્રાપ્ત થયેલું છે, તે સર્વ લઇને તમે જાઓ અને કલિના ભોગ થઈ પડતા જીવોને દુઃખના બંધનથી સર્વ પ્રકારે મુક્ત કરો. શ્રીનિવૃત્તિનાથ પ્રથમથીજ કૃપાળુ હતા. તેમાં વળી શ્રીગુરુની આવી આજ્ઞા મળવાથી મેઘને વર્ષાઋતુનો યોગ આવી મળે તેવું થયું. પછી પીડિત જનો ઉપરની અનુકંપાથી ગીતાના અર્થનિમિત્તે તેમણે જે બ્રહ્મરસની વૃષ્ટિ કરી તેજ આ ગ્રંથ છે. ગુરુપ્રસાદની આશાથી મને ચાતક સમાન વાટ જોઈ રહેલો આતુર શિષ્ય ભાળીને મારા પર તેમણે જ કૃપા કરી, તેથીજ હું આ યશને પ્રાપ્ત થયો છું. આ પ્રકારે મારા સ્વામીએ ગુરુપરંપરાથી પ્રાપ્ત જે તેમનું સમાધિધન હતું, તે મને આપ્યું છે. અન્યથા હું કે જે કંઈ શીખ્યો નથી અને શ્રવણ પણ કર્યું નથી, તેમજ સ્વામીની સેવા કરવાનું પણ મને જ્ઞાન નથી; એટલે પછી ગ્રંથરચનાની યોગ્યતા તો મારામાં હોયજ ક્યાંથી ? પરંતુ સત્ય એ છે કે, શ્રીગુરુનાથેજ મારા નિમિત્તે આ પ્રબંધ રચીને સંસારનું રક્ષણ કર્યું છે. માટે પુરોહિતની પેઠે એમાં મેં આપ સન્મુખ જે કંઈ ઓછુંવધતું કહ્યું હોય, તેને માટે આપ સંતો માતાની માફક મને ક્ષમા કરજો. શબ્દની રચના કેવી રીતે કરવી, સિદ્ધાંત શી

રીતે સ્થાપિત કરી શકાય છે તથા અલંકાર કોને કહે છે, તે હું જાણતો નથી; પરંતુ કાષ્ઠપૂતળી જેમ સૂત્રધારના હાથમાંની દોરીની ગતિ અનુસાર નાચ્યા કરે છે, તેજ પ્રમાણે મારા સ્વામીએ મને જે કંઈ બતાવ્યું તેજ મેં કહ્યું છે. મારો આ ગ્રંથ આદિથી અંત સુધી આચાર્યેજ મારી પાસે કહેવડાવ્યો છે અને આપ સંતોની સભામાં એમાં રહેલી ન્યૂનતા જો પૂર્ણ નહિ થાય તો હું પ્રેમપુરઃસર આપના પરજ ગુસ્સે થઈશ. પારસનો સ્પર્શ થવા છતાં જો લોહની લોહત્વરૂપી નિકૃષ્ટ સ્થિતિ નષ્ટ ન થાય તો કોનો દોષ? નાળાનું કામ એટલુંજ છે કે, ગંગાને જઈ મળવું; છતાં પણ તે ગંગા તેને પવિત્ર ન કરે, તો તેમાં વહેળાનો શો દોષ? અર્થાત્ મારા મહદ્ ભાગ્યના યોગે હું આપ સંતોના ચરણમાં આવી ચૂક્યો છું; તો હવે આ જગતમાં મારે શી ન્યૂનતા છે? અરે, મારા સ્વામીએ આપ સંતોનો મને મેળાપ કરાવ્યો છે, તેથીજ મારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઈ છે. જુઓ, આપ જેવા પ્રેમી અને દયાળુ સંતજન મળવાથીજ મારી ગ્રંથરચનાનો મારો છંદ સિદ્ધ થયો છે. સમગ્ર પૃથ્વીતળ કદાચ સુવર્ણમય બનાવી શકાય, ચિંતામણિના પહાડ બનાવી શકાશે; સાતે સમુદ્રને સહેલાઈથી અમૃતપૂર્ણ બનાવી શકાશે; તારાગણને ચંદ્ર બનાવવાનું પણ કઠિન નથી; કલ્પવૃક્ષના બગીચાઓ પણ બનાવી શકાય; આ સર્વ કાર્ય તપના બળથી કદાચ પાર પડી શકે; પરંતુ ગીતાના અર્થનો મર્મ તો ગુરુના પ્રસાદ વિના કદી પણ સમજી શકાતો નથી. હું મૂંગા જેવો છતાં પણ ગુરુની કૃપાથી ગીતાનો અર્થ, સ્વભાષામાં મેં એવી રીતે કર્યો છે, કે તેને સર્વ કોઈ પોતાની આંખ વડે જોઈ શકે. આવા વિશાળ ગ્રંથસાગરની પાર ઊતરી હું જે કીર્તિરૂપી વિજયધ્વજ ફરકાવી રહ્યો છું, ઘુમ્મટ અને કળશસહિત ગીતાર્થરૂપી મંદિરની રચના કરી, તેમાં હું જે શ્રીગુરુમૂર્તિનું પૂજન કરી શક્યો છું અને ગીતારૂપી નિષ્કપટી માતાને ભૂલી જઈ બાળકની પેઠે હું જે વ્યર્થ ઘૂમ્યા કરતો હતો, તેને તે માતાની ભેટ થઈ ગઈ તે પ્રતાપ આપનોજ છે. હું આપ સજ્જનોની કૃતિ તરફ દૃષ્ટિ રાખી-

ને બોલી રહ્યો છું. જ્ઞાનદેવ કહે છે કે, આપના ઉપકાર ઓછા નથી. અરે, કહેવા દો કે, આપે જ આ ગ્રંથ સમાપ્ત થવાનો આનંદ દર્શાવ્યો છે, તે જાણે મારા સર્વ જન્મનું ફળ પ્રાપ્ત થયા સમાન છે. મેં આપમાં શ્રદ્ધા રાખીને જે જે ઇચ્છા કરી તે સર્વ આપે પૂર્ણ કરી મને અત્યંત સુખ પ્રાપ્ત કરાવી આપ્યું છે. હે સ્વામિન્! મારે માટે આપે જે આ ગ્રંથરૂપી નવીન સૃષ્ટિ રચી છે, તેને જોઈને હું વિશ્વામિત્રની સૃષ્ટિને હસી કાઢું છું; કેમકે તે નાશવંત સૃષ્ટિ ત્રિશંકુને* માટે તથા બ્રહ્મદેવને ઉતારી પાડવા

* ત્રિશંકુ એ ઇક્ષ્વાકુકુલોત્પન્ન નિબંધન રાજાનો પુત્ર અને પ્રખ્યાત પુણ્યશ્લોક હરિશ્ચંદ્ર રાજાનો પિતા હતો. એનું મૂળ નામ સત્યવ્રત હતું. એ બાલ્યકાળથીજ કુમાર્ગગામી હતો અને પાછળથી તેણે બ્રાહ્મણસ્ત્રીઓનું પણ હરણ કર્યું હતું. આથી તેના પિતાને તેના પર ક્રોધ ચડયો અને તેણે તેને પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો; તેમજ તે દુઃખથી તે રાજા પોતે પણ રાજ્યનો સર્વ ભાર મંત્રીમંડળ પર નાખીને અરણ્યમાં તપશ્ચર્યા કરવાને ચાલ્યો ગયો. પિતા-પુત્ર ઉભય ચંડાળની પેઠે અરણ્યમાં ભટકવા લાગ્યા. એટલે અયોધ્યા નગરીનો ના કોઇ ધણી અને ના કોઇ વાલી, એવી તે નગરીની સ્થિતિ થઈ. ધણીજ અવ્યવસ્થા પ્રસરી રહી અને "દુષ્કાળમાં અધિક માસ"ની કહેવત પ્રમાણે સમસ્ત સામ્રાજ્યમાં અનાવૃષ્ટિનું સંકટ પ્રાપ્ત થયું. આવા કઠિન સમયમાં વિશ્વામિત્ર ઋષિ અરણ્યમાં તપશ્ચર્યા કરવા ગયા હતા અને ઘેર તેમનાં સ્ત્રી-સંતાનો નિરાશ્રય બની અન્ન વિના ટળવળવા લાગ્યાં. આ સમયમાં ઉપલા સત્યવ્રતે તેમને નિત્ય થોડું માંસ આણી આપી તેમનું રક્ષણ કર્યું; પરંતુ આજ વખતે તેના હાથથી વસિષ્ઠ ઋષિનો એક મોટો અપરાધ થયો. તે એ કે, સત્યવ્રતે વસિષ્ઠની ધેનુનો વધ કરી વિશ્વામિત્રના કુટુંબને માંસ આણી આપ્યું. આથી વસિષ્ઠ ઋષિએ ક્રોધાવિષ્ટ થઇને શાપ દીધો કે, "બ્રાહ્મણસ્ત્રીનો અપહાર, પિતાનો ક્રોધ અને ધેનુનો વધ, એ ત્રણ શંકુ-(પાતક)ને લીધે સત્યવ્રતને ત્રિશંકુ નામ પ્રાપ્ત થાઓ!" ત્યારથી તે અધિક ભ્રમિત થઇને અરણ્યમાં ભટકવા લાગ્યો. પાછળથી કાળાંતરે તેનો પિતા પુનઃ પોતાના નગરમાં આવ્યો; પરંતુ તેણે પોતાના પુત્રના નામનો મુખથી ઉચ્ચાર સુધ્ધાં કર્યો નહિ. આથી તો ત્રિશંકુ અતિ વ્યાકુળ થયો અને એક વાર તો તે દેહત્યાગ કરવાને પણ પ્રવૃત્ત થયો; પરંતુ એટલામાં એકાદ દેવતાએ તેને કહ્યું કે, "તું દેહત્યાગ કરીશ નહિ. તારો પિતા સત્વરજ તને રાજ્યાસન પર સ્થાપિત કરશે." આથી ત્રિશંકુએ પોતાનો તે નિશ્ચય ફેરવી નાખ્યો. કેટલીક કાળ

માટે બનાવવામાં આવી હતી; પરંતુ આ સૃષ્ટિની રચના તેવી નાશવંત નથી પણ શાશ્વત છે. શંકરે પણ ઉપમન્યુના પ્રેમને વશ થઈ ક્ષીરસાગરની ઉત્પત્તિ કરી છે; કિંતુ તે ક્ષીરસાગર સુધ્ધાં આ ગ્રંથની ઉપમાને યોગ્ય નથી; કેમકે તેના ગર્ભમાંથી તો સમુદ્રમંથન સમયે હળાહળ વિષ નીકળ્યું હતું અને આ ગીતાસાગરમાં તો કેવળ અમૃતજ ભર્યું છે. અંધકારરૂપી રાક્ષસથી ગ્રસ્ત થયેલા ચરાચર જગતની રક્ષા કરવા માટે સૂર્ય ધસી આવ્યો ખરો; પરંતુ તે પણ તાપનું કષ્ટ આપીનેજ રક્ષણ કરી શકે છે. સંતપ્ત જગતને માટે ચંદ્ર પોતાની ચાંદનીનો વ્યય કરે છે, પણ તે કલંકી ચંદ્રની ઉપમા પણ આ ગ્રંથને કેમ આપી

---

ગયા પછી તેના પિતાએ રાજ્યની લગામ તેના હાથમાં સોંપી અને તેને સદુપદેશ કર્યો. પહેલાં એક વાર તેણે આ પ્રમાણે ઉપદેશ કર્યો હતો; પરંતુ તે વખતે તો તેનું પરિણામ "ઊંધી ગાગર પર પાણી રેડવા" સમાન આવ્યું હતું; પરંતુ આ વખતે તેણે પિતૃબોધ ગ્રહણ કર્યો અને તે નીતિથી રાજ્યતંત્ર ચલાવવા લાગ્યો.

ત્રિશંકુએ આ પ્રમાણે રાજ્ય કરતાં કરતાં એક વખત એવો વિચાર મનમાં આણ્યો કે, *"આ મર્ત્યદેહ વડેજ સ્વર્ગમાં જઈ ત્યાંના* દિવ્ય ભોગ ચિરકાળપર્યંત ભોગવતા રહી શકાય એવો એક યજ્ઞ કરવો જોઇએ." આવો વિચાર કરી તે વસિષ્ઠ ઋષિની પાસે ગયો. વસિષ્ઠે પ્રત્યુત્તર આપ્યો કે, "તું કહે છે તે પ્રમાણે બની શકશે નહિ." ત્યારે ત્રિશંકુ બોલ્યોઃ "હં, સમજ્યો! પૂર્વે મેં આપની ધેનુ મારી હતી તેથી આપ દ્વેષથી મને આ પ્રમાણે કહો છો. ઠીક છે, હું અન્ય ઉપાધ્યાયને આણી એવો યજ્ઞ કરી સ્વર્ગમાં જાઉં છું કે નહિ તે જુઓ." આથી વસિષ્ઠ ક્રોધિત થઇ બોલ્યા કે, "તું સ્વર્ગમાં જાય કે નહિ જાય; પરંતુ હમણાં તો તું ચાંડાળ થા." વસિષ્ઠના મુખમાંથી આ શબ્દો બહાર પડતાંની સાથેજ ત્રિશંકુને ચાંડાળ સ્વરૂપ પ્રાપ્ત થયું. આથી ત્રિશંકુને ઘણીજ ઘૃણા ઉપજી અને તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. આજ પ્રસંગે વિશ્વામિત્ર ઘેર આવ્યા અને પોતાની સ્ત્રી તથા પોતાનાં સંતાનોને પૂછપરછ કરવા લાગ્યા કે, "મારી પાછળ તમારું કોણે રક્ષણ કર્યું?" તેમણે ત્રિશંકુનું નામ જણાવી તેની હાલ-ની શોચનીય સ્થિતિ નિવેદિત કરી. પછી ત્રિશંકુનો વિશ્વામિત્રની સાથે મેળાપ થયો ત્યારે તે તેના પ્રત્યે બોલ્યો કે, "હવે મારું રક્ષણ કરવું આપના હાથમાં છે." વિશ્વામિત્રે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે, "ઠીક છે." તે પછી તે ઉભયે યજ્ઞનો આરંભ કર્યો અને બ્રાહ્મણોને

શકાય ? અર્થાત્ આપ સંતજનોએ મારા હાથે સર્વને ઉપયોગી થાય એવો આ ગ્રંથ રચાવ્યો છે તે અનુપમ છે. કિંબહુના, આપની કૃપાથીજ આ ગ્રંથરૂપ ધર્મરૂપી કીર્તન પૂર્ણાહુતિને પામ્યું છે; માટે હવે મારું એટલુંજ કાર્ય અવશિષ્ટ રહ્યું છે કે, મારે આપ સંતજનની તનમનથી સેવા કરવી. હવે મારા વિશ્વરૂપ ગુરુદેવ, આ વાગ્યજ્ઞથી સંતુષ્ટ થઈને મને એવો આશીર્વાદ આપો કે, દુષ્ટોની કુટિલતા નષ્ટ થઈ તે સત્કર્મમાં પ્રેમી બને, જીવમાત્રમાં નિરંતર પરસ્પર મૈત્રી વર્ધ્યા કરે, વિશ્વમાંનો પાપરૂપી અંધકાર નષ્ટ થઈ સંસારમાં સ્વધર્મરૂપી સૂર્યનો પ્રકાશ વિસ્તાર પામે, પ્રાણીમાત્રની સર્વ શુભેચ્છાઓ પૂર્ણ થાય; સંસારમાં પ્રાણીઓને નિરંતર સકળ મંગળની વૃષ્ટિ કરનારા ભગવજ્જનોનાં મંડળ મળતાં રહે. તે ભક્તજન કેવા છે ? બોલતાચાલતા કલ્પતરુના બાગ, જીવંત ચિંતામણીઓનાં ગાત્ર કિંવા અમૃતના બોલતાચાલતા સાગર અને કલંકરહિત ચંદ્રસમાન છે; અથવા તાપરહિત સૂર્ય જેવા છે. એવા ભગવદ્‌ભક્ત સંતજનોનો સર્વ લોકોને સત્સંગ મળે તથા તેઓ સર્વ કોઇના પ્રિય થાય. વધારે શું માગું ? સમસ્ત ત્રૈલોક્ય સર્વ સુખથી

નિમંત્રણ કર્યું; પરંતુ વસિષ્ઠે 'ચાંડાળ યજમાન અને ક્ષત્રિય ઉપાધ્યાય' કહી તેમની નિંદા કરી, તેથી કોઈ બ્રાહ્મણ ત્યાં આવતા નહોતા. આથી વિશ્વામિત્રે ક્રોધિત થઈ વસિષ્ઠના પુત્રોને શાપ આપી ચાંડાળ બનાવ્યા. તદનંતર કેટલાક બ્રાહ્મણો યજ્ઞપ્રસંગે હાજર થવાને આવ્યા, પરંતુ દેવો હવિર્ભાગ સ્વીકારતા નહોતા આથી વિશ્વામિત્રે ત્રિશંકુને કહ્યું કે, "હવે જો મારું કાંઈ સ્વ-ઉપાર્જિત પુણ્ય હશે તો તું સ્વર્ગમાં જશે." આટલું કહેતાંની સાથેજ પક્ષીની પેઠે ઊડી ત્રિશંકુ સ્વર્ગ પ્રતિ જવા લાગ્યો. ત્યારે ઇંદ્રને ક્રોધ આવ્યો અને તે બોલ્યો કે, "ગુરુશાપથી દગ્ધ થયેલા તને મર્ત્યદેહ સાથે સ્વર્ગમાં આવવાનો અધિકાર નથી; માટે તું પતન પામ." આથી ત્રિશંકુ નીચે પતિત થવા લાગ્યો અને બૂમ પાડવા લાગ્યો તેની બૂમ સાંભળી વિશ્વામિત્રે '**तिष्ठ तिष्ठ**' એમ કહ્યું; તેથી તે અંતરિક્ષમાં સ્થિર રહ્યો. પછી વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ અને પ્રતિસ્વર્ગ નિર્માણ કર્યાં. પછી "હું ત્યાં ત્રિશંકુને સ્થાપીશ" એવી પ્રતિજ્ઞા કરી ઇષ્ટી આરંભી તથા કેટલાક પદાર્થો પણ નિર્માણ કર્યાં આથી ઇંદ્રે વિશ્વામિત્રને સમજાવી ત્રિશં-
મર્ત્યદેહનો ત્યાગ કરાવી તેને દિવ્યદેહથી સ્વર્ગમા લીધો.

સંપૂર્ણ બની તેઓ આદ્યપુરુષનું અખંડ ભજન કર્યા અને વિશેષત જેઓ આ લોકમાં આ ગ્રંથ પરજ જીવન ધા કરે છે, તેમને આ લોકનું અને પરલોકનું સુખ પ્રાપ્ત થાય.

આટલું સાંભળી શ્રીગુરુએ કહ્યું કે, ઠીક છે. તારી ઇ પ્રમાણે એ સર્વ દાનપ્રસાદ તને પ્રાપ્ત થશે. આથી જ્ઞાનદે આનંદ થયો. આ રીતે કલિયુગમાં મહારાષ્ટ્ર દેશમાં શ્રીગો વરીના દક્ષિણતટ પર ત્રિભુવનમાં પવિત્ર અને અનાદિ પંચ શી ક્ષેત્ર "નેવાસણ" જ્યાં જગતના જીવનસૂત્ર શ્રીમોહિની જઈ વિરાજે છે; જ્યાં યાદવવંશના વિભૂષિત સકળકળાપ્રવી ન્યાયના પલનકર્તા શ્રીરામરાજા રાજ્ય કરતા હતા; ત્યાં શ્રીશ રપરંપરોત્પન્ન શ્રીનિવૃત્તિનાથના શિષ્ય જ્ઞાનદેવે† ભગ

§ "શ્રીમહાલયા"નું દેવાલય અહમદનગર જિલ્લાના નેવા નામના ગામમાં છે. તેનું "મોહિનીરાજ" એવું બીજું પુરુષવા નામ પણ છે. શ્રીવિષ્ણુએ સમુદ્રમંથનપ્રસંગે જે મોહિનીસ્વ ધારણ કર્યું હતું, તેનો આ અવતાર છે. માટે એને સ્ત્રીલિંગી પુલ્લિંગી એવાં બે જાતિનાં નામો છે; પરંતુ દેવનો મૂળ વેશ સ્ત્રી છે, તો પણ ઉત્સવાદિ પ્રસંગે પુરુષનો વેશ પણ ધારણ કરાવવા આવે છે. આજ નેવાસામાં જ્ઞાનેશ્વરજીએ આ જ્ઞાનેશ્વરી લખી હત ત્યાં અદ્યાપિ 'જ્ઞાનોબાચા ખાંબ' એ નામનો પ્રસિદ્ધ પાષાણ છે. પાષાણ પર પ્રથમ જ્ઞાનેશ્વર મહારાજ કોલસાથી ઓવીઓ લખ અને નેવાસાનો કુલકર્ણી તેની શુદ્ધ પ્રત ઉતારી લેતો. 'અહમદન ડિસ્ટ્રિક્ટ ગેઝેટિયર' એ નામથી સરકાર દ્વારા પ્રસિદ્ધ થયેલા અગ્રે પુસ્તકમાં 'નિવાસ' શબ્દનો અર્થ 'નેવાસા' કરવામાં આવ્યો તે સ્પષ્ટ ભૂલ છે અને મહારાષ્ટ્ર ભાષાનું કેવળ અજ્ઞાન પ્રદર્શિત છે; કારણ કે મૂળમાં 'સકળાનિવાસ' એ સમગ્ર પદ સામાસિક અને તે રાજા રામચંદ્રનું વિશેષણ છે, એમ સ્પષ્ટ વ્યક્ત થાય છે.

† મૂળમાં "શ્રીનિવૃત્તિનાથસુતે" એ પ્રમાણે છે. 'સુત' શબ્દન અર્થ શિષ્ય પણ થાય છે; અને કેટલાક મતોના પંથમાં શિષ્ય પરંપરાને પુત્ર એવીજ સંજ્ઞા અપાતી હોઈ, તેને પુત્ર પ્રમાણેજ વગેરે મળે છે. એ સિવાય શિષ્ય એ પુત્રરૂપજ છે, એવો રનો અભિપ્રાય પણ કેટલેક ઠેકાણે જ્ઞાનેશ્વરીમાં પ્રગટ થયેલો શુરામ પાસે અસ્ત્રવિદ્યા શીખતી વેળા કર્ણે 'હું કહ્યું હતું; તે ઉપરથી તેઓ તેના પર ક્રોધે ભર હતું કે, ગુરુ પણ શિષ્યનો પિતાજ છે, એટલે શિષ્યની જાતિ; એવા વિચારથી હું બ્રાહ્મણ છું

ગીતાને ભાષાના અલંકાર ચડાવ્યા છે. મહાભારતરૂપી નગરમાં ભીષ્મ નામક પ્રસિદ્ધ પર્વમાં શ્રીકૃષ્ણ અને અર્જુનનો જે ઉત્તમ સંવાદ વર્ણવેલો છે, જે સંવાદ સર્વ ઉપનિષદોનો સાર છે; જે સર્વ શાસ્ત્રોનું જન્મસ્થાન છે, જે પરમહંસ–સંતોની ક્રીડાનું સરોવર છે, તે શ્રીગીતાનો કળશ એવો આ અઢારમો અધ્યાય નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે પૂર્ણ થયો છે. ઉત્તરોત્તર આ ગ્રંથની પુણ્યસંપત્તિ દ્વારા જીવમાત્રને સકળ સુખોનો પૂર્ણ લાભ થાઓ. શાકે ૧૨૧૨ માં આ ટીકા જ્ઞાનેશ્વર મહારાજે રચી અને સચ્ચિદાનંદ બાબાએ તે અતિ આદરથી લખી દીધી.

इतिश्री ज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां अष्टादशोऽध्यायः१८॥

શાકે ૧૫૦૬ તારણ નામ સંવત્સરમાં જનાર્દન મહારાજના શિષ્ય એકનાથ સ્વામીએ જ્ઞાનેશ્વરી ગીતાની પ્રત શુદ્ધ કરી. ગ્રંથ મૂળનોજ અતિ શુદ્ધ હતો; પરંતુ લોકના પાઠભેદથી કયાંક કયાંક અસંબંદ્ધ થયો હતો. આવી સ્થિતિ જોઇને જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરી; જેની ગીતાની ટીકા વાંચવાથી ભાવિક વાંચનારને ગીતાનું સંપૂર્ણ જ્ઞાન થાય છે, તે જ્ઞાનેશ્વર મહારાજને નમસ્કાર હો. પુષ્કળ કાળે પ્રાપ્ત થતો જે ઉત્તમ કપિલાષષ્ઠિનો યોગ–ભાદ્રપદ કૃષ્ણ ષષ્ઠી–તે દિવસે ગોદાવરીના તીર પર પૈઠણક્ષેત્રમાં જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરવાનું કાર્ય સમાપ્ત થયું. જ્ઞાનેશ્વરીના પાઠમાં જે મહારાષ્ટ્ર ભાષામાં ઓવીપ્રબંધ કરીને નાખશે, તેણે અમૃતપાત્રમાં કાચલી નાખી એમજ ગણાશે. (૫)

ज्ञानेश्वरी भावार्थदीपिका गीताटीका समाप्ता ।

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

